# વૈષ્ણવજન

૧૮

## રૂપાયતન

એપ્રિલ ૧૯૬૩ પ્રકાશન

ાંસ્કૃતિક સમન્વય ઝંખતું 'રૂપાયતન'નું માસિક મુખપ

વૈષ્ણવજન



વર્ષ ૭ : ('ધારાખાંપુ' વર્ષ ૧૬) : અંક ૧ : સળંગ અંક ૧૯૧ : એપ્રિલ : : ૧૯૬૩

## અનુક્રમ



સંપાદક પ્રવીન ગાંધી

### સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું અંક શિલિકમાં હશે તો મોકલાશે

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે

*   *   *

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંસ્થા તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ

*

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે

લખાણ સાફ મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવુ

સામાન્ય રીતે કૃતિના સ્વીકાર બાબત પખવાડિયામાં જવાબ આપવામાં આવે છે

પ્રસિદ્ધ થનેરી સામગ્રીની ઑફપ્રીન્ટસ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી અઠવાડિયામાં લેખકોને મોકલાય છે

**લવાજમ**

દેશમાં (વરસનું) છ રૂપિયા

પરદેશમાં બાર શિલિંગ

**વૈષ્ણવજન, રૂપાયતન, ગિરિતળેટી જૂનાગઢ**

પ્રકાશક અને મુદ્રક • ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

શુભેચ્છાઓ સાથે


# ન્યુ ગુજરાત કોટન મિલ્સ લિ૦

અમદાવાદ–૨

રજી. ઑફિસ: ૯, બ્રિબોર્ન રોડ કલકત્તા–૧


---


## રૂપાયતન પ્રકાશન

જૂનાગઢ

| | |
|---|---|
| આવા હતા બાપુ–૧ ૨.૩ ૪.... | ૨–૦૦ |
| ગાંધી-ગુરુ .... .... | ૧–૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન .... | ૧–૨૫ |
| અલ્લાહના બંદાઓ .... | ૦–૩૭ |
| મસ્તીની પળોમાં .... | ૦–૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા .... | ૦–૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા .... | ૦–૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા .... | ૦–૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા .... | ૦–૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા .. | ૦–૧૫ |
| રામતીર્થની રત્નમાલા | ૦–૩૫ |

# 'નવજીવન'નું ગાંધી સાહિત્ય

### ગાંધીજીનાં પુસ્તકો

| | |
|---|---|
| અનાસક્તિયોગ | ૦ ૫૦ |
| અનાસક્તિયોગ [મૂળ ગીતા પાઠ સાથે] | ૧ ૦૦ |
| અસ્પૃશ્યતા | ૦ ૨૫ |
| અહિંસાનો પહેલો પ્રયોગ | ૧ ૦૦ |
| આત્મકથા | ૭ ૦૦ |
| આત્મકથા [સસ્તી આવૃત્તિ] | ૧ ૫૦ |
| આત્મકથા [સંક્ષિપ્ત] | ૧ ૦૦ |
| આરોગ્યની ચાવી | ૦ ૪૫ |
| આશ્રમજીવન | ૦ ૩૭ |
| કેળવણીનો કોયડો | ૨ ૫૦ |
| ખરી કેળવણી | ૨ ૫૦ |
| ગામડાંની પુનર્રચના | ૧ ૨૫ |
| ગામડાંની વહારે | ૦ ૨૫ |
| ગાંધી સરકાર પત્રવ્યવહાર ૧૯૪૨–૪૪ | ૨ ૫૦ |
| ગીતાબોધ | ૦ ૩૦ |
| ગોસેવા | ૧ ૫૦ |
| ત્યાગમૂર્તિ | ૭ ૦૦ |
| દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ | ૨ ૦૦ |
| દિલ્હી ડાયરી | ૩ ૦૦ |
| ધર્મમંથન | ૭ ૦૦ |
| ધર્માત્મા ગોખલે | ૦ ૫૬ |
| નિત્ય મનન | ૧ ૦૦ |
| નીતિનાશને માર્ગે | ૦ ૬૨ |
| પાયાની કેળવણી | ૧ ૨૫ |
| પાંચમા પુત્રને બાપુના આશીર્વાદ | ૩ ૦૦ |
| પ્રેમપંથ–૧ થી ૨,૧૦ | ૨ ૬૦ |
| બાપુના પત્રો ૧–૬ | ૧૦ ૫૦ |
| બાળપોથી | ૦ ૧૯ |
| ભાવિનાર રાજ્યરચના | ૦ ૧૯ |
| મંગળપ્રભાત | ૦ ૧૯ |
| મારો જેલનો અનુભવ | ૦ ૬૦ |
| યરવડાના અનુભવ | ૧ ૦૦ |
| રચનાત્મક કાર્યક્રમ | ૦ ૩૧ |
| રામનામ | ૦ ૬૨ |
| વર્ણવ્યવસ્થા | ૧ ૦૦ |
| શિક્ષણનું માધ્યમ | ૦ ૧૯ |
| સત્ય એ જ ઈશ્વર છે | ૦ ૬૨ |
| સત્યાગ્રહાશ્રમનો ઇતિહાસ | ૧ ૦૦ |
| સર્વોદય | ૦ ૧૯ |
| સંયમ અને સંતતિનિયમન | ૨ ૦૦ |
| સોક્રેટીસનો બચાવ | ૦ ૧૫ |
| હરિજનસેવકો માટે | ૦ ૨૫ |
| હિંદ સ્વરાજ | ૦ ૩૭ |

### ગાંધી વિચારમાળા

| | |
|---|---|
| પંચાયતરાજ | ૦ ૭૦ |
| સંતતિનિયમન સાચો માર્ગ અને ખોટો માર્ગ | ૦ ૪૦ |
| શાકાહારનો નૈતિક આધાર | ૦ ૨૫ |
| ગીતાનો સંદેશ | ૦ ૨૫ |
| વિશ્વશાંતિનો અહિંસક માર્ગ | ૦ ૩૫ |
| સામ્યવાદ અને સામ્યવાદીઓ | ૦ ૨૫ |
| મારો સમાજવાદ | ૦ ૩૫ |
| સહકારી ખેતી | ૦ ૨૦ |
| ઇશુ–મારી નજરે | ૦ ૭૦ |
| જાતમહેનત | ૦ ૨૫ |
| ગ્રામોદ્યોગ | ૦ ૭૫ |
| વાલીપણાનો સિદ્ધાંત | ૦ ૩૦ |
| આપણો ખોરાકનો પ્રશ્ન | ૦ ૪૦ |
| દારૂબંધી–કોઈ પણ ભોગે | ૦ ૭૫ |
| ભારતના નવા રાજ્યો | ૦ ૩૫ |
| કોંગ્રેસ ! સાવધ | ૦ ૩૫ |
| હડતાલો | ૦ ૩૦ |

### કાકાસાહેબ કાલેલકરનાં પુસ્તકો

| | |
|---|---|
| ઊગમણો દેશ | ૨ ૦૦ |
| જીવનચિંતન | ૭ ૫૦ |
| જીવનનો આનંદ | ૪ ૦૦ |
| રખડવાનો આનંદ | ૪ ૦૦ |
| જીવનપ્રદીપ | ૨ ૦૦ |
| જીવનલીલા | ૨ ૫૦ |
| પૂર્વ આફ્રિકામાં | ૨ ૦૦ |
| બાપુની ઝાંખી | ૧ ૦૦ |
| ગીતાને પ્રતાપે | ૧ ૦૦ |
| રવીન્દ્રસૌરભ | ૨ ૫૦ |

### અન્ય ગાંધીસાહિત્ય

| | |
|---|---|
| અમારાં બા | ૧ ૫૦ |
| એકલો જાને રે | ૨ ૦૦ |
| ગાંધીજીના પાવન પ્રસંગો ૧ | ૩ ૧૭ |
| ગાંધીજીની સાધના | ૨ ૭૫ |
| ગાંધીજીનો વિનોદ | ૦ ૬૫ |
| જીવનનું પરોઢ | ૬ ૦૦ |
| બા બાપુની શીળી છાયામાં | ૨ ૭૫ |
| બાપુ | ૧ ૭૫ |
| બાપુ–મારી નજરે | ૭ ૦૦ |
| બાપુ મારી મા | ૦ ૫૦ |
| બાપુના કારાવાસની કહાણી | ૬ ૦૦ |
| બાપુની છાયામાં | ૨ ૫૦ |
| બાપુની પ્રસાદી | ૨ ૦૦ |
| બાપુની સેવામાં | ૨ ૦૦ |
| બાપુની વાતો | ૦ ૪૦ |
| બિહારની કોમી આગમાં | ૩ ૦૦ |
| મહાદેવભાઈની ડાયરી ૧ ૫ | ૨૫ ૦૦ |

### નવાં પ્રકાશનો

| | |
|---|---|
| ગ્રામસ્વરાજ | ૨ ૦૦ |
| શ્રીરામચરિત | ૫ ૦૦ |
| ગાંધીબાપુ | ૧ ૫૦ |
| ગીતા અને કુરાન | ૦૦ |
| આપણે સૌ એક પિતાનાં સંતાન | ૩ ૦૦ |
| પાયાની કેળવણીમાં અનુબંધના કેન્દ્રો | ૨ ૫૦ |
| ખાદી શા માટે ? | ૩ ૦૦ |
| ભાવિ સમાજરચનાની દિશામાં | ૪ ૦૦ |


અમારાં અન્ય પુસ્તકોની માહિતી સૂચિપત્ર મંગાવ્યેથી મોકલી આપવામાં આવશે.

લોકજીવન (પખવાડિક) તંત્રી મણિભાઈ દેસાઈ લવાજમ રૂ ૩ (દેશમાં) રૂ ૫ (પરદેશમાં)

નવજીવન ટ્રસ્ટ અમદાવાદ–૧૪

શાખાઓ કલ્યાણભવન, રિલીફ રોડ, અમદાવાદ ૧૫૦ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨, કણપીઠ બજાર, સુરત ગાંધીરાજ રોડ, રાજકોટ કોઠી સામે, રાવપુરા, વડોદરા ૭૨, ઈડન હોસ્પિટલ રોડ, કલકત્તા–૧૨



ઉદ્ધરેદાત્મનાત્માનમ્

પીક પરાઈ

## રામ બાદશાહનો સિક્કો

મકરન્દ દવે

સંત ફ્રાન્સિસની છબી પાસે માથું નમાવી ઍની છાતીફાટ રડી પડી

'ઓ પિતા, મને હવે શાંતિ આપો મને થોડો જંપ વળે એવું કરો નહીં તો હું ક્યાંક ગાંડી થઇ જઈશ તમે તો સહુના આંસુ લૂછીને તેમને હસાવનાર તમારો શીળો હાથ મારે માથે ફેરવો મારા અંતરની આગ બુઝાવો ''

ઍનીનું કલ્પાંત જોયું જાય એમ નહોતું હજુ આઠ દશ દિવસ પહેલાં જ ઍની સાન્ફ્રાન્સિસ્કોમાં સહુથી સુખી હતી પ્રેમાળ પતિ હતો પૈસાની મણા નહોતી પ્રતિષ્ઠા ભારોભાર હતી અને ઍનીના ખોળામાં દેવના ચક્કર જેવો દીકરો ખેલતો હતો અચાનક જીવલેણ તાવમાં એ ભરખાઈ ગયો ઍનીનું જગત ખાલી ખાલી થઈ ગયું પોતાના લાલ વિના એને બધું ભયાનક ભાસવા લાગ્યું એ ભાંગી પડી ઍનીને આત્મગ્લાનિમાંથી બહાર કાઢવાના જેટલા પ્રયત્નો થયા એમ તે વધુ ખૂંચતી ગઈ આશ્વાસનનો કોઈ અર્થ ન રહ્યો અને જેના નામ પરથી સાન્ફ્રાન્સિસ્કો નગર વસ્યું હતું તે આસીસીના સંત ફ્રાન્સિસની છબી પાસે એ ઢગલો થઇને પડી.

આ ઍનીની બહેનપણી આવી પહોંચી સાન્ફ્રાન્સિસ્કોની પ્રસિદ્ધ નટી. પોતાની ચારે તરફ એ ઉલ્લાસના મોજાં ઉછાળતી પણ એનું અંતર તો બાળિયા કૂવા જેવું હતું એને અભિનય સહજ હતો એટલે જિંદગીના કડવા ઝેર ઘૂંટ પીતાં એ ગુલાબી શરબત પીવાનો આભાસ ઊભો કરી શકતી ઍનીથી આ અજાણ્યું નહોતું એની આ જનમદુખિયારીનો વાત કરવાનો વિસામો હતી જે ફૂલોના ગજરા નીચે પોતાનું દાઝેલ હૈયું છુપાવીને ફરતી હોય તેની પાસેથી મનમની આશા કેવી? પણ આજે તો એને કોઈ અમૃતકૂપી હાથ લાગી હોય એમ એના અવાજમાં આનંદની કંપારી હતી

અની, ઍની, તારું દુખ ગયું તારું દર્દ ગયું તારો બધો શોક સંતાપ ઘડીના ચોથા ભાગમાં ઊડી ગયો સમજ તારી પ્રાર્થના બાપા ફ્રાન્સિસે સાંભળી લાગે છે '

કોઈ અપાર આનંદથી ચમકતા સખિના ચહેરા સામે ઍની પ્રશ્નસૂચક નજરે જોઈ રહી બહેનપણી બોલી

'એક હિન્દુ યોગી આવ્યો છે લાઝારસને કબરમાંથી બેઠો કર્યો હતો એવો જ કીમિયાગર ધારે તો તારો લાલ પણ તને પાછો આપી શકે'

ઍનીએ ઇન્ડિયા અને તેના ચમત્કારિક યોગી મહાત્માઓ વિશે સાંભળ્યું હતું થોડાં વરસ પહેલાં શિકાગોની સર્વ ધર્મ પરિષદમાં સહુને આંજી નાખનાર વિવેકાનંદની અજબ પ્રતિભાની વાતો કરતાં તેના સગાં વહાલાં થાકતાં નહોતાં આ કોઈ એવો જ અદ્ભુત પુરુષ હશે?

ઍનીના જીવમાં જીવ આવ્યો બહેનપણીનો હાથ પકડી પાસે બેસાડી તંતેતંત વિગત પૂછી જાણવા મળ્યું કે એ યોગીનું નામ સ્વામી રામતીર્થ છે તેની ચાલમાં રાજાધિરાજ જેવી ખુમારી છે ને હોઠ પર માનું દૂધ હજુ ફોરતું હોય એવા બચ્ચાનું હાસ્ય. ડોક્ટર આ. સર્ટ હિલરની શાસ્ટા ઝરણાની નજીક આવેલી અરણ્ય કુટિમાં ઊતર્યા છે એક તોતિંગ ઝાડ પર જૂનો બાવો મસ્તીથી હીંચકે છે પવન સાથે દોડમાં ઊતરે છે વાદળાં પર હુકમ ચલાવે છે અને પંખીઓની પ્રાર્થનામાં સૂર પુરાવે છે એની વાત સાંભળતી ગઈ તેમ આ યાત્રીને જોવાની તેની ઉત્સુકતા વધતી ગઈ

અને સમી સાંજે તો બંને અહેનપણીઓ એ અરણ્ય કુટિ પાસે આવી પહોંચી યોગી કૂટિમાં જ હતા નિજાનંદ જાણે માનવ દેહ ધરીને જગતમાં લટાર મારવા નીકળ્યો હતો હરએક હલનચલનમાં મસ્તી ટપકતી હતી- આંખોમાં તોફાની બાળકનો તોર હતો અને જોતાંને જ દરેક સ્ત્રીનું માતૃત્વ જાગી ઊઠતું હતું એની આ અપૂર્વ આનંદમૂર્તિને એકીટશે જોઈ રહી.

સહિયરે એનીની ઓળખાણ આપી એનીના આઘાતનો હૃદયદ્રાવક ચિતાર આપ્યો વચ્ચે એની ચિત્કારી ઊઠી-

'પ્રભુ મને શાંતિ આપો મને ક્યાંયે ચેન નથી પણ હું ક્યાં જાઉં? શું કરું?'

સ્વામી રામતીર્થે કરુણા નીતરતા નયને આ જીવન હારેલી માતા તરફ જોઈ કહ્યું

'મા શાંતિનો તો મારી પાસે ભંડાર ભર્યો છે શાંતિ વેચવાનો જ હું ધંધો કરું છું પણ તમારે તેની કિંમત ચૂકવવી પડશે '

'શાંતિ ની માગણી શું કરે છે એની' સ્વામી ધારે તો તારો બાળક પણ તને પાછો આપી શકે ' નવીએ નવી દિશા ચીંધી

સ્વામી રામતીર્થ આ વાત સાંભળી ખડખડાટ હસી પડ્યા પછી એની તરફ માથું ઝુકાવી કહ્યું

'હા, માતા! તારું બાળ પણ તને પાછું આપી દઉં એમાં તે કઈ મોટી વાત છે? ચિંતા ન કર'

ભગવાન ઈશુ જેવા સમર્થ પુરુષ વિના આવી અશક્ય વાતને આટલી આસાનીથી કોણ કહી શકે? એનીને થયું કે અત્યાર સુધી તે દુઃખના ભાર નીચે દબાઈ ગઈ હતી હવે ક્યાંક હરખેલી થઈ જશે તેણે આવેશમાં આવી જઈ કહ્યું

'મને મારો લાલ પાછો આપો સ્વામીજી! ગમે તેટલી કિંમત ચૂકવવી પડશે તો પણ હું પાછી પાની નહીં કરું ચાહે તે માગી લો''

'પણ એને માટે તમારા આ સોના રૂપા ને હીરા મોતી ની કાંઈ કિંમત નથી તમારે તો અમારી દુનિયાનો સિક્કો આપવો પડશે અને રામ બાદશાહની હકૂમતનો સિક્કો હશે તો તમારું સુખ, તમારું બાળ તમારા હાથમાં જ છે '

એની વિચારમાં પડી ગઈ આ રામ બાદશાહનો સિક્કો કેવો હશે? સીઝરનો સિક્કો સીઝરને રહેવા દો, અને ઈશ્વરનો સિક્કો ઈશ્વરને આપો એમ ઈશુએ કહ્યું હતું સ્વામી શું કહેવા માગતા હશે?

'મને મારો લાલ આપો, સ્વામીજી' તમે કહેશો તે મૂલ્ય આપવા હું તૈયાર છું '

'તો, ચાલ માતા' તારા બાળકનો હાથ તારા હાથમાં આપી દઉં '

એની અને નવી આશ્ચર્યમુગ્ધ બની સ્વામી સાથે ચાલ્યાં સ્વામી તેમને એક અત્યંત કંગાલ વસ્તીમાં લઈ ગયા અને એક અનાથ હબસી બાળકનો હાથ પકડી કહ્યું

'આ રહ્યો તારો બાળ માતા! એને તારે ખોળે લઈ લે' હૈયે ચાંપ' આંખનું નૂર કરીને રાખ' આ તારા લાલને જેટલા લાડ લડાવીશ એટલી તારા સુખની છોળો ઊડશે '

સ્વામીના વચનમાં દુનિયાના દવના તમાચા ખાનારાઓને પોતાના ઊંડાણમાં લેતું વહાલ વરસતું હતું ને સ્વામીના વદન પર ખુદાઈ તેજ ખેલતું હતું

એનીના મન ઉપર આ વાણીની જાદુઈ અસર થઈ પારકાના દુઃખદર્દ અપનાવીને તેમાં પોતાના ખોવાયેલા આનંદધનને પામવાની ગુરુચાવી તેને મળી ગઈ એનીનું ગોરીજાતિનું ગુમાન ગળી ગયું હાથીદાંતના મિનારા જમીનદોસ્ત થઈ ગયા અને એક હબસીના છોકરાને તેણે ધૂળ ખંખેરીને પેટના જણ્યાની જેમ તેડી લીધો એનીનું સમસાન જેવું ઘર પાછું હાસ્ય કિલકારથી ગાજી ઊઠ્યું

અને રામ બાદશાહ પંખીઓને સામા ટહુકા પાડી ચાનક ચડાવતા પોતાના અરણ્યના સામ્રાજ્યમાં પાછા ફર્યા

## ઉઘાડી ફટાક આંખોમાં

અપૂર્વની આંખો
નીંદમાં ડૂબ્યા પછી, ખુલ્લી જોઈ જોઈ
કેટલીયે રાતો પાસાં ઘસતી જાય છે!
મધરાતે
આમ પણ કાળા છાપરા માથે
મીઠો મીઠો ગોળ મળે તો ખાવા
એક વણિયેર આવે છે ત્યારે પણ
ઊંઘની જેમ એની યે વાટ જોવાની
ભૂંડી આદત પડી ગઈ છે!
સ્વપ્નમાં ચાંદ
ફરકે નહીં વૃક્ષપાંદ!
હળવે નાદે ગવાતું હવાનું હાલરડું ચાલુ છે
હું ફૂંકું છું છ માસના મારા અપુ ઉપર
જોઉં છું એની એ ઉઘાડી ફટાક આંખોમાં—

રામ અને દશરથ—
દશરથના બહુપત્નીત્વ ઉપર
એક સીતાને જ વરી, વળગી રહી
કરુણાળુ કટાક્ષ વેરતા રામ
શૂર્પણખાનું નાક વઢાતું જોઇ રહ્યા છે.

ઇશુ અને જુડાસ—
જુડાસનો ઇશુ ઉપકાર માને
જગતને, તે મને ચીડવે
પુણ્યાત્મા તું ખરો!

તાજમહાલ અને કુતુબમિનાર—
એક પહોળી અને બીજી ઊંચી ઇમારત વિશે
લાંબુ-પહોળું બોલીને ગાઇડ વિરમે છે

મંદિર અને ચાડિયા—
ચાડિયાના ખભે કોયલનું કુહૂ!
મંદિર શિખરે ઘુવડનું ઘૂઘૂ!

સ્પુટ્નીક અને જેટ—
સ્પુટનીક-ચન્દ્રની આંખમાં કણી
જેટ-એનો નહિ કોઈ રણી, નહિ કોઇ ધણી!

ગંગા અને જમના—
કાળા કાઠે મૂત 'અપુ'ને મણ મીઠા હેકળ દાટતા પૂર્વે
તેનો પહેલો ખરો બાપ
ઊતરડી લે છે ધોળું ખાંપણ!
પતરા ખખડ્યાં (વણિયેર આવી, ગયો?)
હું ઊઠ્યો!
ચાંદ ચાને પાંદ હાને
હવા હાલે . .

રાધેશ્યામ શર્મા

(તાજેતરમાં જ પ્રકટ થનાર કવિતા સંગ્રહ 'આંસુ અને ચાંદરણું'માંથી.)

## ગભરુ હરણું ગણે

તરસ્યું હૃદય સદા મને વ્હેતું ઝરણું ગણે,
ભગ્નાશ માનવી મને વેરાન રણ ગણે.
તરણા ઓથે છૂપેલ ડુંગર જોઈ ના શકે,
અંધ્ર મુજને આત્મ તણું આવરણ ગણે.
સૂતાં સૂતાંય સ્વપ્ન વિશે સંચરી ઊઠું,
નિદ્રાને મારી એથી જગત જાગરણ ગણે.
તક મુજને પીધવાની જવા દે ન હાથથી,
આ પારધી શું જગ મને ગભરુ હરણું ગણે.
જ્યાં સંચરું હું થાય ત્યાં પગલાં પ્રકાશનાં,
મારા ચરણને વિશ્વ પનોતા ચરણ ગણે.
વામન છતાં વિરાટનું જ્યારે ધરું સ્વરૂપ,
બિંદુનું ત્યારે સિંધુમાં મનું વિસ્તરણ ગણે.
જીવન જતાંય હોય જિવાતું સુકર્મથી,
કિસ્મત, મરણને કાં પછી કોઈ મરણ ગણે?

કિસ્મત કુરેશી

## દર્પણ

અહીં ફ્રેમે મઢેલા
કાચ—
(કો' આ વિશ્વ કેરી ફ્રેમના
ગાંધી—ઈશુ—)
—ની ઘર તણી પગથી પરે
ફરચો પડી વેરાયેલી.
એકાદ કો ટૂકડો લઈને—
(જિંદગીનું એક પાસું?)
—જોઉં ભીતર
દૃષ્ટિને મુજ ચાળતો.
એ થાય પ્રતિબિંબિત પણ
એવું જ બસ ચોખ્ખું.
મહીં છે એ જ તે જ
(ને એ જ હેજ')
રે સ્હેજ પણ ઝાંખપ તણું
તો નામ ના.
વિચારતો કે—
છો અહીં દર્પણ તણા
કો હાથ-ગોઝારા-થકી
ટૂકડા થયા!

મનહર 'દિલેર'

બડે ઐર બાત સે
કટે ઐર બાત સે
બાત કર જાનો
બાત કરામાત હૈ.'

# મુકદ્દરની વાત છે

દિલ એક, દુઃખ હજાર, મુકદ્દરની વાત છે;
માતમનો રોજગાર, મુકદ્દરની વાત છે.
એનાંય બંધ દ્વાર, મુકદ્દરની વાત છે;
હર શ્વાસ એક પુકાર, મુકદ્દરની વાત છે.
ગે તો કળી કળીમાં જગાવી'તી ઝંખના;
આવી નહીં બહાર, મુકદ્દરની વાત છે.
મનમાં હજી તો ગીતનો ઉદ્‌ભવ થતો હતો;
ખામોશ થૈ સિતાર, મુકદ્દરની વાત છે.
મઝધારમાં જ ઘૂમવું અકબરનો ધર્મ છે;
થાવું ન થાવું પાર, મુકદ્દરની વાત છે.

અકબરઅલી જસદણવાલા

ઉન્નત છે આસમાન, મુકદ્દરની વાત છે;
તો યે ધરા મહાન, મુકદ્દરની વાત છે
મ્હેલાત યા મકાન, મુકદ્દરની વાત છે;
થોડું દફનનું સ્થાન, મુકદ્દરની વાત છે.
ઠોકર ઘણી લખેલ હતી ભાગ્યમાં છતાં
ખોયું નથી સ્વમાન, મુકદ્દરની વાત છે.
દૃષ્ટિ, ધનુષ્ય, તીર, પણછ, સર્વ તંગ પણ
લાગ્યું નહીં નિશાન, મુકદ્દરની વાત છે.
કેવી જલાવી ગઈ છે ચિતા પાનખર અહીં;
ઉપવન બન્યું સ્મશાન, મુકદ્દરની વાત છે.
મારા પ્રયાસ સામે છે અવરોધ આપના;
છે ભાગ્ય આડે પાન, મુકદ્દરની વાત છે.
હૈયે અજપ ઊર્મિઓ નાચી રહી અને
સ્વપ્નાંઓ બદીવાન! મુકદ્દરની વાત છે.
આવું પ્રશાંત મૌત 'ભાગીરથ'ને ક્યાં મળે!
છે એકરાર જાન, મુકદ્દરની વાત છે.

ભગવતીકુમાર શર્મા

તારે જ હાથે ઘાવ, મુકદ્દરની વાત છે,
મારો વળી બચાવ, મુકદ્દરની વાત છે.
જેને નજર કિનારો ગણીને હસી ઉઠી
ડૂબી છે ત્યાં જ નાવ, મુકદ્દરની વાત છે.
એ વેળ આવું આસમાન આવરી લિયે,
તું દિલને ઉંચઆવ! મુકદ્દરની વાત છે.
મહોબ્બતમાં દિલની ધડકનોને ગણગણી તો જો;
પૂછે જો કોઈ ભાવ, મુકદ્દરની વાત છે.
આદમનું સ્થાન જેણે નકારી દીધું હતું,
એણે કહ્યું 'આવ', મુકદ્દરની વાત છે.
ફરિયાદ ખાલી જામની ક્યારે કરી નથી;
આવો સરસ સ્વભાવ, મુકદ્દરની વાત છે.
'મનહર' હું સ્વપ્નમાંય નથી કોઈને નડ્યો;
તો પણ મળ્યા છે ઘાવ, મુકદ્દરની વાત છે.

મનહર ચોક્સી

હું ગાઢ અંધકાર, મુકદ્દરની વાત છે;
તું તેજનો ઉભાર, મુકદ્દરની વાત છે.
ગુલશન તું ને હું ખાર, મુકદ્દરની વાત છે;
ને તે છતાંય પ્યાર! મુકદ્દરની વાત છે.
સાથે જડાયાં તે છતાં જુદાઈ કેટલી!
હું તું બની, તું તાર, મુકદ્દરની વાત છે.
જીવનકમળમાં જીવભ્રમર! હાય શી દશા!
ક્યારે થશે ઉગાર? મુકદ્દરની વાત છે.
આ બંધ બારણું, આ દિવાલો, અતૂટ કેદ,
અંદર હું, તું બહાર, મુકદ્દરની વાત છે.
ત્યાં એમનું ગાવું, તમારું કંપવું અહીં!
આ દિલરુબાના તાર, મુકદ્દરની વાત છે.
મકરન્દ દશને થઈ ગાફિલ કળી કળી
ઘાયલ બની ધરાર! મુકદ્દરની વાત છે.
પાંખો હતી અબીડ, હતી આંખ નિર્નિમેષ,
પામ્યો છતાં ન પાર, મુકદ્દરની વાત છે.
છોડી શક્યો 'જટિલ' હું રંગરાગ તે છતાં
છૂટ્યો નહીં હુંકાર, મુકદ્દરની વાત છે.

જટિલ

દિલ હુસ્ન પર નિસાર, મુકદ્દરની વાત છે;
નૈને છે અશ્રુધાર, મુકદ્દરની વાત છે.
કોને બતાવું દાગ આ દિલ ને જિગર તણા?
એક સંગદિલથી પ્યાર, મુકદ્દરની વાત છે.
પીનારને તો જામથી મતલબ છે સાકિયા,
શું સાંજ, શું સવાર, મુકદ્દરની વાત છે.

શી મ્હેર છે કે દિલને મળી આ નવાજિશે!
ઝખ્મો છે પારાવાર, મુકદ્દરની વાત છે.

તું હી કહી દે એવા જીવનને હું શું કરું
કે જેની જીત હાર, મુકદ્દરની વાત છે!

'ખરબાદ' દોષ તારો મળે, એ નહીં બને;
પારખ્યો ન તારો પ્યાર, મુકદ્દરની વાત છે.

ખરબાદ

કપટી છે એની ચાલ, મુકદ્દરની વાત છે;
કરશે જ પાયમાલ, મુકદ્દરની વાત છે.

મારા સવાલનો નથી દેતા જવાબ, ને
સામા કરે સવાલ, મુકદ્દરની વાત છે.

આપ્યા કરે છે વાયદા એ કાલના મને;
પડતી નથી જ કાલ, મુકદ્દરની વાત છે.

દુનિયાના દાવપેચમાં અંતે ફસી ગયો;
સમજ્યો ન એની ચાલ, મુકદ્દરની વાત છે

સમજાવનાર થાકી ગયા તો ય ના ફર્યા;
આ હાલ આ હવાલ, મુકદ્દરની વાત છે

કોઈ રડી રડીને વિતાવે છે જીંદગી;
કોઇ છે ખુશાખુશાલ, મુકદ્દરની વાત છે.

શે વીતશે જીવન હવે 'બેબસ'! સહાય વિણ;
ખોટો હતો ખયાલ, મુકદ્દરની વાત છે.

'બેબસ' દેખૈયા

એનો મળ્યો શું સંગ! મુકદ્દરની વાત છે;
બદલી ગયો છે રંગ, મુકદ્દરની વાત છે.

ચકરાઈ દિલ ગયેલું હતું જોઈને સભા;
છે આજ એ અસંગ, મુકદ્દરની વાત છે.

બે નેન શાંત સ્વસ્થ અવર નેનને મળ્યાં;
જામી પડ્યો શો જંગ! મુકદ્દરની વાત છે.

દુનિયાને પણ ગમ્યું નહીં બદનામ દિલ મહીં,
છોડી ગઈ ઉછંગ! મુકદ્દરની વાત છે.

બાહિર વિરહની રાત, ભીતર વરસતુ પરોઢ;
દ્વન્દ્વોએ વાળ્યો ખગ! મુકદ્દરની વાત છે.

ઉરવ્યોમ મારું કેવું હતું શાંત ને સુનીલ!
તેમાં ગજબ-તરંગ! મુકદ્દરની વાત છે.

સુનીલ

મારું જીવન છે આગ, મુકદ્દરની વાત છે,
તારું છે બાગ બાગ, મુકદ્દરની વાત છે.

સૂની હતી જે કાલ, એ જીવનની મહેફિલ-
આજે છે રંગ-રાગ, મુકદ્દરની વાત છે.

આપ્યો'તો જેણે આશરો ગુલ્ફાંને છાંયડે,
ડંખે એ થઈને નાગ, મુકદ્દરની વાત છે.

સુંદર કમળ ખીલ્યાં છે હૃદયમાં જખમ તણાં,
એમાં નથી પરાગ, મુકદ્દરની વાત છે.

પાલવ મહીં પવનને છુપાવવાની તક મળી,
મુજને મળ્યો ન લાગ, મુકદ્દરની વાત છે.

એમાં ન કોઈ દોષ હતો બાગબાનનો,
રણમાં ખીલ્યો ન બાગ, મુકદ્દરની વાત છે.

પીતા નહોતા પાણી જે પૂછ્યા વગર મને,
મારો કરે એ ત્યાગ, મુકદ્દરની વાત છે.

મારા જ હાથે થાય છે કહાણી સુરા તણી,
મારો ન એમાં ભાગ! મુકદ્દરની વાત છે.

જલતો'તો પૂર્ણ તેજે, હતું તેલ પણ અખૂટ.
તો યે બૂઝયો ચિરાગ, મુકદ્દરની વાત છે.

'સાકિન'! છે જેવો એનો ખુમારીભર્યો મિજાજ,
એવો જ મુજ દિમાગ, મુકદ્દરની વાત છે.

'સાકિન' કેશવાણી

મારાં કરે વખાણ, મુકદ્દરની વાત છે;
શત્રુ મળ્યા સુજાણ, મુકદ્દરની વાત છે.

ધાર્યું ગયુ છે બાણ, મુકદ્દરની વાત છે;
એ પાથરે છે પ્રાણ મુકદ્દરની વાત છે.

એને તો દોડવું હતું ને ઢાળ પણ મળ્યો;
મુજને મળે ચઢાણ! મુકદ્દરની વાત છે.

ચારે તરફ તુફાન છે ઝંઝાય બેશુમાર;
તો યે અડગ છે વા'ણ, મુકદ્દરની વાત છે.

બસ હાથવેંતમાં જ હતી ઉજ્જવળ સવાર;
ઊગ્યો ન કિન્તુ ભાણ, મુકદ્દરની વાત છે.

એણે તો જીવલેણ કર્યાં ઘાવ તે છતાં;
કંઠે હજી છે પ્રાણ, મુકદ્દરની વાત છે.

વીતી ગયો સમય હવે આવે ન હાથમાં;
મૂકી દે પડતી પાણ, મુકદ્દરની વાત છે.

મારી જ દુર્દશા પરે રોઈને મુજ હૃદય;
મારી કરે છે હાણ, મુકદ્દરની વાત છે.

'નાઝિર'! મને મળી ગયા એ માર્ગમાં સ્વયં;
ના જાણ ના પિછાણ, મુકદ્દરની વાત છે.

'નાઝિર' દેખૈયા

# બુદ્ધ : લાઓત્સે : કન્ફૂશિયસ

નલિનકાન્ત ગુપ્ત

બુદ્ધ, લાઓત્સે અને કન્ફૂશિયસ આ ત્રણે લગભગ સમકાલીન હતા બુદ્ધ તો સુપરિચિત છે જ. લાઓત્સે ખાસ તો દક્ષિણ ચીનના ધર્મ-ગુરુ હતા એમના ધર્મ સિદ્ધાતો અને સાધનામા આપણા પ્રાચીન ઋષિઓના વેદાન્તવાદનો અને મુખ્યત્વે કરીને તો ઉપનિષદોના આનદ બ્રહ્મના સિદ્ધાતોની છાયા મોટે ભાગે તો જોવા મળે છે કન્ફૂશિયસ વિશેષે કરીને ઉત્તર ચીનના ધર્મગુરુ હતા એમનો ધર્મ નીતિ અને સદાચાર ઉપર પ્રતિષ્ઠિત છે એમની સરખામણી આપણા દેશના ધર્મશાસ્ત્રકારો અથવા સમાજ વ્યવસ્થાપકો સાથે કરી શકાય ચીનમા એક લૌકિક કથા પ્રચલિત છે કે આ ત્રણે ય જણે એક જ ઘડામાથી મદિરા ચાખીને તેના સ્વાદ પરત્વે ત્રણ પ્રકારના મત દર્શાવ્યા હતા—આ કથોપકથનનો આરભ એ વાતથી જ થાય છે આ સબધી એક પ્રાચીન જાપાની ચિત્ર ઘણુ જ વિખ્યાત છે

*

બુદ્ધ

**જીવન-મદિરા તિક્ત છે, કડવી છે.**

લાઓત્સે

**જીવન-સુધા મધુર છે, મીઠી મધ છે.**

કન્ફૂશિયસ

**નથી એ કડવો, નથી તો મીઠો પણ—જીવનનો રસ તો બસ ખાટો જ ખાટો છે.**

બુદ્ધ

હું પ્રતિપળ સ્પષ્ટ જોઈ રહ્યો છુ કે કડવો છે—સાચેસાચ કડવો છે જીવન શુ છે? મુર્તિમાન દુ ખ રોગ, જરા, મૃત્યુ—આ જ જીવનના પરિણામ છે અને જીવનમા કાયમી સાથીદારો ય કોણ કોણ છે? શોક તાપ લોભ, મોહ હિંસા દ્વેષ અન્યાય અત્યાચાર, પ્રલય મહામારી—બસ આ જ બધા છે દુ ખના ભૂત પ્રેત સ્વચ્છદી થઈને પૃથ્વીની છાતી ઉપર હમચી ખૂદી રહ્યા છે અને એમનો આહાર છે માણસ આનો કોઈ પ્રતિકાર નથી અને જ્યા સુધી માણસ જીવનમા જ રચ્યોપચ્યો છે ત્યા સુધી એના સકજામાથી છૂટવાનો કોઈ પણ ઈલાજ પણ નથી મુક્તિનો અર્થ છે—જીવનમાથી જ મુક્તિ તમામ દુ ખોનુ મૂળ છે તૃષ્ણામા, જીવનની તૃષ્ણામા અને તેથી આ તૃષ્ણાના નિરાકરણમા જ મનુષ્યનુ પરમ કલ્યાણ રહેલુ છે મે આ જ શિક્ષા આપી છે એ જ મારી આખા જીવનની સારરૂપ સાધના છે. જીવનમાથી કઈ રીતે મુક્તિ મેળવાય એ જ મુખ્ય મુદ્દો છે. જેઓ જીવનના પ્રવાહમા જ ઘસડાયા કરશે એમનો એમાથી ઉદ્ધાર કઈ રીતે થઈ શકશે? જીવન સ્રોત કેમ બધ કરી શકાય? જીવનનુ નિર્વાણ એ જ પરમ નિર્વાણ છે

કન્ફૂશિયસ

સિદ્ધાર્થ ! તમે જીવનના એક જ અગને ખૂબ જ વધારીવિસ્તારીને જોઈ રહ્યા છો અને એટલે જ તમારા માટે સસાર આવો વિભીષણ થઈ ગયા છે જીવનમા દુ ખ પણ છે, અને જે જે ભૂત પિશાચોના તમે નામો ગણાવ્યા તેઓ પણ સઘળા મોજૂદ છે પરતુ તેથી કાઈ જીવન વ્યર્થ છે એમ કહેવુ, અથવા તો જીવનને જ તોડી ઉખાડી ફેકી દેવુ જોઈએ અને એમા જ પરમ પુરુષાર્થ છે એ બધી વાત તો હુ નહિ માનુ અજ્ઞાન અભિયોગ પણ છે, દુ ખ કષ્ટ પણ છે, પરતુ માણસમા એને વશમા રાખવાની શક્તિ પણ છે જ તો પ્રકૃતિના ઉત્પાત પણ છે, પણ તેથી કાઈ માણસ-જાતનુ બીજ નીકળી તો નથી ગયુ ને? સમાજના અત્યાચારો પણ મોજૂદ છે, પણ માણસ એની વિરુદ્ધ એની સામે ઊભો થઈ શકે છે, અને થયો પણ છે વ્યક્તિની અદર રિપુઓની લીલા ચાલી રહી છે પણ એને વશમા ય રાખી શકાય છે અને એમની સામે જગ પણ ખેલી શકાય છે એ વાત સાચી છે કે રોગ, જરા અને મૃત્યુ એ માણસના હાથની વાત નથી, પણ કેવળ આ ત્રણ જ વસ્તુ સર્વસ્વ નથી મનુષ્યને રોગ થાય છે, પણ શુ તદુરસ્તી જેવી ય ચીજ નથી? બુઢાપો છે, પણ શુ યૌવન નથી? મૃત્યુ છે, તો શુ પ્રાણનો ઉદ્રેક પણ નથી? ભલાઈ અને બુરાઈની સામે યુદ્ધ કર્યા કરો, એમા જ મનુષ્યનુ મનુષ્યત્વ છે

લાઓત્સે

તમે સાચી વાત કરી કોઈ એક જ સૂર અથવા

તાલનુ નામ જીવન નથી ભિન્ન ભિન્ન અને વિરોધી જાતિઓમાથી જ જીવનનો છદ ખીને છે જ્યારે આપણે જીવનને ખડ પાડી પાડીને ખડિત દશામા જોઈએ છીએ ત્યારે તેના એક અશ ઉપર જ આમો સ્થિર કરીને આપણે કહીએ છીએ કે અહી સુખ છે વળી પાછા કોઈ બીજા અશ ઉપર એ જ રીતે ધ્યાન કેંદ્રિત કરીએ છીએ ત્યારે કહી બેસીએ છીએ કે અહી દુ ખ જ દુ ખ છે, અહી ભનાઈ છે, ત્યા બુરાઈ છે એ પગીની ધૂન છે સુખ કે ભનાઈ જોવા જ નહિ અથવા તો બિનકુલ ભૂની જવા—દુ ખ અને બુરાઈને જ જીવનના એકછત્ર સમ્રાટ માની લેવા પરતુ જીવનને આ ભાવથી જોવુ એ તો સત્યદર્શન ન કહેવાય સમસ્ત જીવનને યુગપદ્ ભાવથી, અખિલાર્થથી જુઓ સસારને આતરિક અખડ દ્રષ્ટિએ જુઓ તો તરત જ જણાશે કે સુખ દુ ખ, ભનાઈ–બુરાઈના દ્વદ્વો મટી શમી જશે બને પ્રકારની ગતિઓના છદ તો ચાની જ રહ્યા છે, પણ બનેમા આનદનો આવેશ તો એક જ છે આનદમા જ સૃષ્ટિનો ઉદભવ છે, આનદના અતર્ગતમા જ સૃષ્ટિ ચાની રહી છે અને આનદમા જ લીન થઈ જાય છે

બુદ્ધ

જે સત્ય છે જે વાસ્તવિક છે, એને પણ તમે સામે ઊભા રહીને સાફ નજરે જોવા ઇચ્છતા નથી બકે જીવનને કલ્પનાના રગીન ચશ્મા ચઢાવીને જ જુઓ છો અને એટને જ તમે કહો છો અને માનો છો કે મધુ સુદર છે સઘળુ આનદમય છે રોગમા, જરામા મૃત્યુમા ભારે સૌન્દર્ય છે ને? ખૂબ આનદ છે ને? જેઓ આજારી થઈ કણ્ણાઈ રહ્યા છે એમને તો સ્હેજ પૂછી જુઓ! જેઓ બુઝર્ગીથી કતાઈને અખમ થઈ ગયા છે એમના હાલ જુઓ! મૃત્યુશય્યા પર પડેન વ્યક્તિનો તરફડાટ અને ધ્વનલાટ ત્યાગો! જાણો છો કે ભુક્ત ભોગી શુ કહે છે? આનદની હાની કવિ કપનાથી સત્યનો પરિચય મળી શકતો નથી

લાઓત્મે

ભુક્તભોગીની નિરાનદ ભાવનાથી પણ સત્યનો સાચો પરિચય સાપડવાનો નથી ભુક્તભોગીનો અનુભવ પણ એક ભાવના જ માત્ર છે અને તે છે તામસિક ભાવના કવિની આનદ ભાવના જ સત્યની વધુ નિકટ પહોચી શકી છે ફૂન ખીને છે, કરમાય છે અને ખરી પડે છે એમા દુ ખની વાત કઈ છે? ફૂન ખરી પડે છે એક નવી જ જીવસૃષ્ટિ માટે, વળી એક નવુ જ ફૂલ ખીલવવાને એક જાય છે અને એક આવે છે જે જાય છે એ જ ફરી ફરીને પાછુ આવે છે આ જ અવિચ્છિન્ન ગતિ આ જ અનત યાત્રાનુ નામ છે "તાઓ" પથ—આનદની ચિર–પ્રવાહિની ધારા એની ઉપર ઉપર જ આપણે જન્મીએ છીએ, ખીનીએ છીએ ડૂબીએ છીએ અને વળી પાછા જન્મીએ છીએ આ મહાપથમા જન્મના તીન આનદનુ જ બીજુ નામ છે વેદના જે સુખ અસહ્ય થઈ પડે છે એને જ દુ ખ કહેવાય છે

કન્ફ્યૂશિયસ

એક વાતમા તો હુ પણ સિદ્ધાર્થ સાથે સમત થાઉ છુ કે જીવનમા બધુ જ આનદમય છે એમ કહેવુ એ તો અતિશયોક્તિ જ છે જે દુ ખ ભોગવી રહ્યો છે એને અગર એમ કહેવામા આવે કે આ દુ ખ નથી સુખની જ અતિશયતા છે તો એથી એનુ દુ ખ રજભાર પણ હળવુ થવાનુ નથી બકે કદાચ આવા ચમત્કારપૂર્ણ વ્યગનો આનદ માણવાની એના મનની અવસ્થા પણ હશે નહિ જીવનમા દુ ખ છે, કારણ દુ ખ છે દુ ખ જ ન હોય તો કદાચ જીવન જીવન જ ન રહી શકે પણ છતા યે મારે કહેવાનુ એ છે કે સિદ્ધાર્થના મત અનુસાર આ જીવનને છોડીને જઈએ ક્યા? મનુષ્યના તમામ ધર્મ–કર્મ તો આ જીવનમા જ છે દુ ખ પણ છે, જીવનનું સ્વરૂપ પણ એવુ જ છે પરતુ એ કારણે આપણે વિમૂઢ નહિ થઈ જઈએ સહન કરીશુ અને દ્રઢતાપૂર્વક કર્તવ્યપથ પર જ ચાનીશુ એમા જ આપણુ મનુષ્યત્વ છે જીવનનો પથ કટકછાયો છે પણ આપણામાય અતરની શક્તિ છે મનનુ બળ છે

લાઓત્સે

પણ આ અતરની શક્તિ જ મૂળે શુ છે અને મનન બળ પણ શી ચીજ છે? કઈ અનુભૂતિના પ્રસાદ વડે જીવન ઝઝાવાતો ઝઝાવાત જેવા જણાતા જ નથી? હુ કહુ છુ કે આ કેવળ એ ધર્મચક્ષુઓની દ્રષ્ટિ નથી—આખો તો કેવળ ખડ ખડ પાડીને જુએ છે એકી વખતે એક જ વસ્તુ અને તે પણ માત્ર એનુ સ્થૂન રૂપ જ—પણ મનુષ્ય પોતાની આ આખોની અપેક્ષાએ તો ઘણો જ મોટો છે એના અતરમા એક એવી ચેતના પણ છે, જે ઉપ

સબંધ થતા જ આ સ્થૂળ આંખોનો આખો દૃષ્ટિકોણ જ બદલી જાય છે આ બૃહત્ ચેતના જ મનુષ્યની વાસ્તવિક બૃહત્ સત્તા છે અને એનું સ્વરૂપ આનંદમય છે ક્ષુદ્ર દૃષ્ટિએ જોતા જ મનુષ્યના શોક તાપ, દુઃખ અકલ્યાણ આધિ વ્યાધિ વગેરે નજરે ચડે છે, પણ આ કાંઇ વાસ્તવિક સ્વસ્થ દૃષ્ટિ નથી—આ છે ભ્રાન્ત દૃષ્ટિ વિકૃત દૃષ્ટિ!

### બુદ્ધ

હું પણ એ જ કહું છું કે આ સંસાર અને આ જીવન તો કેવળ સાક્ષેપ સત્ય છે જેને તમે ક્ષુદ્ર દૃષ્ટિ કહો છો એણે જ આ સમગ્ર જીવન ધારાને કાયમી બનાવી દીધી છે આ ક્ષુદ્ર દૃષ્ટિનો જ લોપ કરી નાખો તો આ જીવનનો ય મૂળગો લોપ થઇ જશે અને તમામ દુઃખોનું અવસાન થઇ જશે મનુષ્યનું પરમ લક્ષ્ય આ જ છે તે આનંદમય છે કે કેમ તે તો એક નિરર્થક જેવો પ્રશ્ન છે જ્યારે અસ્તિત્વ જ નથી ટકતુ તો પછી કોઇ જાતના લાભ—હાનિના પ્રશ્ન જ ક્યા રહે છે? હું તો માનું છું જ્યા જીવનનો અંત છે ત્યા પછી બીજુ કાંઇ છે જ નહિ એ જ શાંતિ છે માણસને એ સત્યની આવશ્યકતા છે

### લાઓત્સે

જીવનના અંતમા નહિ બલ્કે જ્યા જીવનની સમગ્રતા છે ત્યા જ પૂર્ણ સત્ય છે શાંતિ પ્રાપ્ત કરવા માટે પણ જીવન ત્યાગ કરવાની કોઈ આવશ્યકતા નથી આંખોની દૃષ્ટિ સ્થૂળ ક્ષુદ્ર છે તેથી કાંઈ આંખોને જ ફોડી નાખવામા કોઇ અર્થ રહેતો નથી આ સ્થૂળ આંખોની પાછળ તે તૃતીય નેત્ર છે એને જાગૃત કરો અને પછી જોજો તો આ ક્ષુદ્ર નેત્રોમા પણ આ સંસાર અને જીવન રૂપાન્તરિત થઇને ખીલી ઊઠશે ત્યારે તમને ખંડ ખંડમા પૂર્ણ સમગ્રતાના ક્ષણ ક્ષણમા સારા યે અનંતના દર્શન થવા લાગશે

### કન્ફૂશિયસ

જીવનનું શેષ ક્યા છે એ જ બરાબર ખબર ન હોય અને આ ખંડ માનવ જીવનને અખંડ ભાવથી કેમ કરીને ગ્રહણ કરી શકાશે એ જ મારી તો સમજણમા ઉતરતુ નથી માણસ આખરપણે તો પોતાની ખૂબીઓ અને ખામીઓ ગુણો અને દોષોની માનવતાને કારણે જ તો મનુષ્ય છે ને! અને એ મનુષ્યત્વને જ મીટાવી દેવાથી ક્યા શુ થઇ જવાનું એવો નિરર્થક તર્ક કરવાથી મને તો કોઈ લાભ જણાતો નથી મનુષ્યને આકાશ કુસુમ દેખાડવાથી શું થવાનું છે? અને તો એ દર્શાવો કે આપણા મનુષ્યત્વ દ્વારા દૈનિક જીવનમા આપણે શુ કરવુ જોઇએ? પૃથ્વીપટ પર આપણા નિર્દિષ્ટ સ્થાન કાલની અન્તર્ગત રહીને આપણુ કર્તવ્ય શુ છે? તમે લોકો જે ભાવથી મનુષ્યની વિવેચના કરી રહ્યા છો, એનાથી તો એમ માનવા પ્રેરાઉં છુ કે મનુષ્ય કોઈ હવાઇ ચીજ છે અને એ સ્વયં જ પૂર્ણ છે અને એ એકનો એમાંજ સાર્થક છે પણ આ વાત સાચી નથી માણસ દશ પાંચના સમૂહને લઇને તો છે—એની પોતાની સાર્થકતા પણ સમાજની સાર્થકતા સાથે ઘણી ઘણી જોડેલી ભળેલી છે અને આ જ સૌથી જરૂરી સમસ્યા છે કારણ કે આ પોતે જ વર્તમાન સમસ્યા છે આજે પરિસ્થિતિ શી છે એ મુદ્દા પર વિચાર્યા વિના ભવિષ્યમા શુ થશે એમા જ તમે લોકો તમારુ મગજ ફેંફોસી રહ્યા છો મને તો આટલી ફુરસદ નથી, બલ્કે હુ તો આજે આ ઘડીએ માણસની જે તાત્કાલિક આવશ્યકતા છે એની જ મૌલિક મીમાંસા કરી શકુ તો મારા મનોરથ સફળ થયા માનુ

### બુદ્ધ

માણસ જો આથી જ સુખી થઇ શકતો હોત તો મે કદાચ તમારો મારગ જ ગ્રહણ કરી લીધો હોત પરંતુ એવુ નથી સામાજિક પ્રાણી હોવા છતા પણ શુ માણસ એને બંધન જ નથી માની રહ્યો અને એ બંધનમાથી નીકળીને ભાગી જવા નથી ચાહતા? મનુષ્ય ઇચ્છે છે એક એવી વ્યવસ્થા, એક એવી મીમાંસા જે કેવળ આજની કે અહીંની ન હોય, બલ્કે ચિરકાળ સુધી લાગુ રહે—દેહ મન પ્રાણ સમાજ પરિવાર આદિ બધાના તમામ લેણુ દેણનો પૂરેપૂરો ભોગવટો કરી લીધા પછી પણ એના હૃદયમા આ એક પ્રશ્ન હમેશા ખટક્યા કરે છે—આ બધાથી શુ થયુ? તતઃ કિમ્!

### લાઓત્સે

આ બધા જ સંબંધોમા અન્તસ્થિત જે બૃહત્તર સંબંધ છે, બધા જ સંબંધોથી પર જે સંબંધ છે એમનુ સંધાન મળી જવા છતા પણ આ સંસારનો યા આ જીવનનો કોઇ પણ સંબંધ મનુષ્યના બંધનનુ કારણ બનશે નહિ મનુષ્યની મૂળ સમસ્યા છે—કેવળ જીવનની ભીતર પણ નહિ કેવળ જીવનની બહાર પણ નહિ બંને આ બંનેમા જ યુગપદ્ લીલા કરવી

—લેખકના બંગાળી પુસ્તક 'મૃતેર કથે પથ્યન'ના એક ભાગ.

# મૃત્યુનો મહોત્સવ

દેવેન્દ્રકુમાર કાલિદાસ પંડિત

સંત, શૂરા અને સાવજનો ત્રિવેણી સંગમ સોરઠ સિવાય બીજે ક્યાંય નથી.

ગામ ગામને પાદર પરાયા કાજે ખપી જનારા ઓની ખાંભીઓ ખોડાઈ છે. તો જીવનનો મર્મ સમજાવતી સમાધ-દેરીઓ પણ ઠેકઠેકાણે જ શોભી છે. જીવન સમર્પણની સેરા આગળ જાણે હોડ મંડાણી છે. શરા ચડી છે માનવીની સેવા કાજે.

પણ એ યુગ આજે નથી; આથમી ગયો છે સેવા ધર્મનો ચીરાગ બુઝાઈ ગયો છે એ આથમના યુગની આ ગાથા છે એ બુઝાઈ જતા ચીરાગની આ રોશની છે

મોરબીથી આથમણી દશે પાંચ ગાઉ છેટે બગથલા નામે ગામ

ઠાકોર પૃથ્વીરાજના મોરબીમાં રાજ

બગથલા નાનું ગામ ગામની મધ્યમાં એક મઢૂલી છે.

મઢૂલીમાં નાનું શું પ્રભુમંદિર એ બાજુ છજા વાળી ઓશરીઓ એક બાજુ સંતો-અભ્યાગતો-મંડિયાઓને બેસવાનું-સૂવાન બીજી બાજુ સામે આજારોના ખીચાના

બરાબર બપોરના અગિયાર વાગ્યા ને સંતો મિઝાનામાથી ચીસો નાખે છે!

'એ મહીદાસ હમકુ રોટી ખીલાવ.'

બીજા સંત સાદ દે છે

'હમકુ દ્વારકા જાના હૈ જલદી ખાના ખીલાઓ'

ત્યાં જ ખભેથી 'રામરોટી'ની કાવડ ઉતારી અણીશુદ્ધ સોરઠી જબાનથી મહીદાસ નામે ઓળખાએલ સંત જવાબ વાળે છે.

'આ આવ્યો બાપના, તમારા સારુ રામરોટી ઉઘરાવવા ગ્યો તો'

કહી કાવડના સૂંડલામાંથી જાર બાજરાના રોટલા, ભરડ્યું, ધાન ને ખીચડીના નોખા નોખા તાસની સંતોને 'હરિહર' કરતા પીરસે છે

આજારોને પોતાના હાથે જઈ ખવડાવે છે

મધ્યાન્હે તમામ આજારો ને અભ્યાગતો જંપી જાય છે.

બપોર પછી હાથમાં લાકડી લઈ, માથે કાનટોપી નાખી સંત મહીદાસ ગામમાં નીકળી પડે છે.

ઘેર ઘેર જાય છે. ગામમાં ચારોવા વગર બાંધેલા ઢોરાંને જોઈને ઘરધણીને મીઠા ઠેનભર્યા અવાજે ઠપકો આપી કહે છે 'બાપના આ અબોલ જીવને આમ કોરે ખીલે બાંધી રખાય!'

શરમાયે ઘરધણી ઢોરને તથમણી ખડ નીરે છે.

બીજે ઘેર

આજાર ડોસી-ડોસના ને બાળકોને તપાસી દેવ તે દવા આપે છે.

રાત્રે નપોગનીજ અહાથી સોને ભોજન પ્રભુ-સેવા પ્રાર્થના

પછી નીરવ ગગન મંડપ હેઠે ખોળામાં એકતારો ને મંજીરા ને પ્રભુ ભજન.

સેવા અને ભજનની આ ક્રિયામાં જરાય ખામી નહિ વિક્ષેપ નહિ

બગથલા અને આજુબાજુના ગામોમાં ચોમેર સંત મહીદાસનું નામ ગૂંજી રહ્યું છે.

એમાં મેઘરાજાએ આભમાથી રૂસણું લીધું

તરસી ધરતી તરાણો કાઢવા માંડી

મોરલાઓના ટહૂકી ટહૂકી ગળા દુખવા આવ્યા તોય હઠીલા મેઘરાજા આભને ઓવારે આવ્યા નહિ

જળ વિહોણા નદી નાળામાં નહાવાની આશાએ આવતા બાળકો કાંઠેથી જ પાછા વળી જવા લાગ્યા.

આંખો ખેંચીને અબોલ જાનવરોએ દૂર દૂર વીના-દ્રમ ખડની આશાએ જોયા કર્યું પણ ડુંગરાની ગાળીઓમાં ક્યાંય વીજળીની ઓઢણી ફગાતી નહોતી

મોરબીના ઠાકોર પૃથ્વીરાજને ચિંતા થઈ દુકાળમાં શોકો જે નભશે. વરસાદ કેમ આવે

કોઈકે કહ્યું 'બાપુ પાધરમાં જ પીર પડ્યા છે.'

ઠાકોર કહે: 'કોણ'

જાણકાર કહે- 'બગથલાવાળા સંત મહીદાસ; થઈ થાવી ને થાશેનું કહી દે છે.'

ઠાકોર ઘોડે પલાણ્યા.

આગ્યા બગથને મહીદાસ ી મ નીએ

સત આજારોને મધ્યાહ્નનું ભોજન લેવડાવે છે મા નાના બાળકને ખવડાવતી હોય એ અદાથી

ત્યા બહાર શેરીમા ઘોડાની પડઘી ગોની હણુ હણાટ સભળાયો

ભેળા જ શિષ્ય મોરલીદાસે કહ્યુ

'બાપુ મોરબી ઠાકોર પૃથ્વીરાજજી બહાર ઊભા છે'

'કા'

'કોણ જાણે કે છે ઝટ મહીદાસ બાપુ આવી જાય મમ છે'

એમના એમ એંઠા હાથે મહી ામ મહૂડીની ખડ ખીએ આગ્યા

ન દભ કર્યો આવો પધારો ટેશ ઠીતરો, શુ મમ છે તબિયત કેમ છે કહેશનો

માત્ર આતુરતા ભરી આંખો ઠાકોર પર નોધી કહ્યુ 'કા ઠાકોર શુ કામ પડ્યુ મારુ'

'મે નથી થાતો મહીદાસજી'

'ઈશ્વર ી માયા છે એ તો'

'તમે તા એની પાસે રોજ રહેનારા'

'એ તો સૌનામા સરખો છે'

'તોય તમે સત એનો ભેદ ઊકેલી શકો'

'ના ઠાકોર ઇશ્વરના ઘરની વાત પામર માણસ મ્યથી સમજે તો તો એ જ ઇશ્વર ગ ણાય ને'

'ગાનો એ વાત જવા દો પણ તમે ચમત્કારી મહાત્મા છો વરસાદ લાવી દો'

'અરે ઠાકોર ચમત્કાર કરના એ તો જાદુગરનુ મમ છે તો હરિનો ટેલિયો છુ મૂડિઆઓના મોમા રોટલાનુ બટકુ પૂરવાનુ મારુ કામ છે'

ના આખી દુનિયા કહે છે'

દુનિયાના તોમ તો અચુસમજુ છે તમે તો રાજકુળના નમીર સમજો છો કે ઇશ્વરના નામે ચમ ત્કાર ન હોય ખુદ ઇશ્વરમા જ કાઈ ચમત્કારપણુ નથી એને ઘેરેય કર્માકર્મનો અફર નિર્ણય છે'

'વરસાદ લાવી દો જગ્ગામા પાચ સાતીની જમીન આપીશ'

'એવા વૈભવની જગ્યાઓમા જરૂર ન હોય'

'અભ્યાગતો માટે રોટલા માગના ટેકે મહીદાસજી'

'રોટલા તો માગીને ખવડાવાના સારા ઠાકોર એ બહાને લોકોના હૃદયમા થોડીકે ય સેવાની ધર્મની ભાવના જાગતી રહે'

'ગાગ્રી વાતે ગાડા ભરાય બાપો વરસાદ નહિ વરસાવો ત્યાસુ ી હું અહીથી જઇશ નહિ.'

'હઠ રહેવા દો રાજન, વરસાદ વરસવો ન વર સવો એ તો કુદરતના હાથ ી વાત છે'

ત્યા અદરથી અવાજ આ યો

'એ મહીદાસ કીધર ગયા, હમકો ભૂખ લગી હૈ'

બીજો વીસ આ ી

'એ મહીદાસ બાપુ મારા ગુમડા પર માખીઓ ગેમ છે'

મહીદાસે અ ખો મીચી દીધી એને ઝટ જવુ હતું વળી અદરથી અવાજો વિદના લાગ્યા

'અરેરે આજ મહીદાસ બદન ગયા કબીકા ગયા લૌટતા નહિ હૈ હમકુ પ્યાસ લગી હૈ અ ેકુ ઔર તો કૌન પાની પીલાવે'

મહીદાસને તો આ ચિત્કાર હૈયા પર કરવત જેવા ઘસાતા હતા મરા-યજ્ઞનો પુરોહિત સેવાથી અળગો કેમ થઇ શકે

ઠાકોરને જનદી વિદાય આપવા એણે કહી નાખ્યુ

જાઓ ઠાકોર મોરબી પહોચતા મારગમા મે આવી જશે'

તો પછી એમ કોને હાથ ી જીા શુ કામ કરતા હો' કહી ઠાકોરે ઘોડાની લગામ મરડી

મહાતસજી અદર ગયા

પણ હરી ગયા

એના અતરમા અજપો ઉપજ્યો અરે મે આ શ કહ્યુ માદાઓના તોડી પર લૂકના લૂછના મને મહાન થવાની ને પૂજાવાની ભાવના કેમ સ્મરી'

બનવાકાળ છે ને ઠાકોરને મારગે જ મે આવ્યો

તૃષાતુર ધરતી પર શીતળતા છવાઇ ગઈ

આભમા ઇન્દ્રધનુષ ખેચાયા

તેજ ર ગે પૂજા કર્યા પછી મહીદાસે પોતાના શિષ્ય મોરલીદાસ અને લખમણ ાસને બોલાવી મ્યુ

મે રલીદાસ લખમણદાસ'

હ બાપુ'

કાલ કકોતરા લખવા છે'

શાના'

અનખને દરબાર જવાના'

'એટલે'

'સમાધ લેવી છે'

કા કા!'

બેઉ શિષ્યો એકી સાથે બોલી ઊઠ્યા.

'બસ, હવે આ ધરતી માથે નથી રહેવું.'

'પણ એવડું બધું થયું શું!'

'થયું છે.'

'વાત તો કરો.'

'મેં પામર માનવીએ ઈશ્વર બનવાનું રટીઆયું'.'

'સમજાતું નથી બાપુ.'

'ગોરખીના ઢોરને મે કહ્યું: 'વરસાદ વરસશે' એ પ્રભુત્વ બનાવવાની આ દેહને મઝા કરી છે.'

'વરસાદ તો થયો બાપુ તમારે વચને જ થયો.'

'ના રે ના એ તો થવા કાળ હતો ને થયો, હું કાંઈ ઈશ્વર નથી. માણસ કદાપી ઈશ્વર થઈ શકતો નથી ઈશ્વરી કૃત્ય આચરનારો દોષનો દાવો કરી શકતો નથી એ તો દોષ છે, એ દોષ મારાથી મહૂડીના સાધુઓના આક્રંદ ન સહાતા ઢોરને છૂટ વિદાય આપવા થઈ ગયો.'

'એની આકરી ભોગી સજા.'

'હા. હવે હું સેવા કરવાને યોગ્ય નથી રહ્યો. બાઈ મોરલીદાસ, લખમણદાસ એ માર્ગ તલવારની ધાર પર ચાલવા જેવો કઠણ છે એના મનમાંય અહંતાનું બારીક તત્વ પ્રગટે, મોટાઈની ભાવના જન્મે તો એની સજા મૃત્યુથી ઊતરતી નથી કે પરભવમાં જન્મી એ નિર્મોહ પણે માનવજાતની સેવા બજાવી શકે.'

'આવડું બધું બાપુ!'

'હા ભાઈ, નિષ્કામ સેવાના માર્ગ તો ગહન છે. યોગીના યોગ છૂટી જાય.'

'સમાધ નહિ બાપુ પાય દઈ ઉપવાસ કરી દેહને દહો.'

'દેહનો આ અપરાધ નથી મનની મલીનતા છે, એનાં પ્રાયશ્ચિત સહેવા નથી ભાઈ સવારમાં જ કંકોતરા લખી કાઢો પરભવે આ ધરામાં જ અવતરી પાકો સેવા કાર્યમાં લાગીશ, માણસનો જન્મ જ ઈશ્વર પરાયાની સેવા કાજે આપે છે પોતાના સુખ સગવડ મેળવી ભોગવવા માટે નહિ.'

પછી રોજીંદા નિયમ પ્રમાણે એકતારામાં ભજનો ગાઈ સૌ સૂતા.

સવારમાં સ્નાન કરી કપાળે તીલક કરી મહીદાસ કંકોત્રા લખવા બેઠા.

પ્રથમ ગરવા દેવની,

પછી જામનગર, ખંભાળિયા, સતાધાર, વાંકાનેર, પાળિયાદ, ચલાળા, સુખપુર, થાન, પરબવાવડી, કેરાળા, ચોટીલા, કચ્છ અને ગિરનારના ગેબી સંતોને.

ખેપીઆઓ કંકોતરા લઈ લઈને વિદાય થયા.

અને મૃત્યુના એ મહોત્સવનો દિવસ આવી પહોંચ્યો.

સોરઠ ને કચ્છના સંત-મહાત્માઓ આવ્યા.

મહૂડીમાં મહીદાસના દાવનો પ્રસાદ લઈ ગયેલા સુખિયાઓ આવ્યા.

મહીદાસ સૌ આવેલ સંતોના ચરણમાં નમી નમી તેના પગની ધૂળ માથા પર ચડાવતા હતા

ને મહાત્માઓ જવાબમાં સ્મિત ફરકાવતા કહેતા હતા: 'ક્યા બાત હૈ!'

'હા દવાખું હવે જૂનું છે, અહીં ઘણું રોકાણા.'

મૃત્યુ તો રે. જાણે ખમે કાયમ નાખી સામે જાન જવા જેટલું આસાન હતું.

'જગત અમર હો જાય, સમ જાની સદીક રહી મગન હૈ ના.'

રાતે સૌ સંતોને 'મીઠો પરસાદ' જમાડી સંત મહીદાસે જાતે પીરસ્યા.

જમ્યા પછી બધા પખવાજ, એકતારો, ઝાંઝ, મંજીરા ને કીરતાન લઈ ભજન ગાવા બેઠા.

આખું મહૂડી એ પ્રભુ નામોથી ગાજી રહ્યું.

પ્રભાતના પાંચ ઊગમ સુધી ભજન ગવાયા.

માંગળના કિરણો અવનીના ઓટલે આવ્યા ન આવ્યા ત્યાં તો મહીદાસ સ્નાન કરી આવી ગયા હતા.

માથે મહાત્માઓ ખાસ લાવેલ નવી કાનટોપી નાખી કેડી સુધી લાંબી બંડી પહેરી ને ગોઠણ સુધી પહેરિયું પહેર્યું.

એક મહાત્માએ 'તેરે લીયે દ્વારકા સે લાયા હું' કહી તુલસીની મંજરી ડોકમાં નાખી દીધી.

પછી મહીદાસ ફરી બધાને પગે પડ્યા.

સૌના ચરણની રજ લઈ માથે ચડાવી.

બે સંતો સમાધનો ખાડો ખોદવા બેઠા.

ઊંડો ખાડો ખોદાઈ રહ્યા પછી અંદર કંકુનો સાથિયો પુરેલ બાજોઠ મૂકાયો.

'હે રામ' કહેતાં મહીદાસ ખાડામાં ઊતરી બાજોઠ પર બેઠા.

રોજના સંગાથી ખગઢલાવાળી નરનારીઓ આવી હાથ જોડી સમાધના ખાડા પાસે ઊભા રહ્યા તેને મહીદાસે કહ્યું:

'બાપલા ઢોરાને ભૂખ્યા રાખશો મા ને નાણાંના

લોભે તેનુ આરોનુ વેચશો મા, તેને ગાડે ને સાતિયે જોડી આઝો ભાર ખેચાવશો મા બિચારા ગભરૂડા દૂખી થશે '

'બીજી કાઇ આજ્ઞા '

'આજ્ઞા મારે પામર જીવને શુ કરવાની હોય? પણ ગામમા જે કોઇ સત અભ્યાગત આવે તેને રોટનો દેજો અન્ન જેવુ કોઇ ચડિયાતુ દાન નથી '

'એ ભલે બાપુ '

'ને મોરનીદાસ લખમણુદાસ ક્યા ગયા?'

'આ રહ્યા '

'જુઓ, આ જગ્યા પર મારી એક જાપયે અજાણે ભૂલ થઇ ગઇ છે, ઇશ્વરી દોર હાથમા લેવાની કે જે સાધુ સતો અને સેવાના માર્ગે ખપ નારાથી કરી ન શકી જોઇએ આજ મને વરમા વરસશે એવુ કહેવાની ઇચ્છા જન્મી કાવ થશે કે ચાનો ક તમને ઠાકર હાજરા હજૂર દેખાડુ એ કુભાવના કોઇ અવતારે ન જન્મે તે સારુ હુ આ સજા મારા પર સહી લઉ છુ '

'બીજુ કાઇ બાપુ '

'હા આ સ્થાન પર મારાથી ભૂલ થઇ ગઇ છે તે સ્થાન તમે છોડી જજો

'ભલે '

પછી મહાત્માઓ તરફ બે હાથ જોડી કહ્યુ

'લો બાપલા મને હવે રજા દ્યો '

તુરત બે તિલકધારી મહાત્માઓએ સીતા રામ, સીતા રામ કહેતા બે ખોબા ધૂળ ભરી ખાડામા નાખી

બહાર ભજનિકોએ એકતારો ને મઝીરામા ભજન ઉપાડયુ

ખાડામા ધી રે ધી રે ધૂળ નખાતી જાય છે

અદર મૃત્યુજયી મહીદાસ 'રામ હે રામ શરણે લેજો પતીતપાવન, નિષ્કામ નિર્મોહ બનાવી આ ધરામા જ સેવાકાજે જન્મ દેવડાવજો નાથ' ના બોલ ઉચ્ચારતા જાય છે

ભજનના ચાર પદ પૂરા થયા ને ખાડો ધૂળથી પૂરો ભરાઇ ગયો

સુરજ મહારાજ સહેજ આભમા ઊંચે આવ્યા ને તમામ મહાત્માઓ 'બડા ભાગ્યશાની મહીદાસ' કહેતા જે અહીથી આવ્યા હતા એ જ અહીથી ચાલી નીકળ્યા

મૃત્યુનો મહોત્સવ પૂરો થયો

આજ બગથલાના ગામની બહાર મધ્યમા આ સત મહીદાસની સમાધ–દેરી મોજૂદ છે નિષ્કામ સેવા–વ્રતની મીઠી ધૂપ–સુગધ જાણે હજુ ત્યા ઝોરી રહી છે

---

## ફિલસુફ હકનો આશક

'"ફિલસુફ" એ શબ્દ પહેલવહેલો પાઇથાગોરસે જ વાપરેલો એક વખત પેલો પેલીસસમા લિઓન્ટિયસે તેને પૂછયુ કે "તમારો ધધો શો?"

તેણે કહ્યુ ' મારો ધધો કશો છે જ નહી, હુ 'ફિલસુફ' છુ '

લિઓન્ટિયસે પહેલા કદાપિ આ શબ્દ સાભળેલો નહી હોવાથી તેનો અર્થ પૂછ્યો

પાઇથાગોરસે ગભીરતાથી જવાબ આપ્યો કે ' આ જિન્દગી એક ઉત્સવના મેળા સરખી છે કારણ કે મેળામા પણ કેટલાએક સરતો જીતીને મુકુટ અને માન મેળવવા ઇચ્છે છે, કેટલાએક માલ વેચીને દ્રવ્ય પ્રાપ્તિની અપેક્ષા રાખે છે, અને કેટલાએક ઉચ્ચતર પુરુષો, નહી વખાણ કે નહી પ્રતિ ખાતર, માત્ર એ અદ્ભુત દેખાવના આનદને માટે, વૃત્તાન્ત જોવાને અને સમજવાને આવે છે અમે પણ અમારા દેશને એટલે સ્વર્ગને છોડીને દુનિયા પર આવીએ છીએ, અહી પણ કેટલાએક આબરૂ અને કેટલાએક લાભને શોધે છે, અને થોડા જ અભિમાન તથા તૃષ્ણાનો ત્યાગ કરીને તેનો અભ્યાસ કરે છે એ થોડા ઉમદા આદમીઓને હુ ફિલસુફ (હકના આશક) કહુ છુ કારણ કે જેવી રીતે સ્વાર્થ વગર પ્રચલિત પ્રવૃત્તિના દ્રષ્ટા થવામા માન રહ્યુ છે, તેવી રીતે આ જિન્દગીમા પ્રકૃતિ સબન્ધી ચિન્તન અને મનનમા નિમગ્ન રહેવામા અસામાન્ય ગૌરવ છે "'

—શ્રી મણિશકર રત્નજી ભટ્ટ, કાન્ત લિખિત 'ગ્રીક નો ઇતિહાસ' (૧૮૯૫)માથી

# ગાંધારીની ગુપ્તયાત્રા

ઇન્દુલાલ ગાંધી

પ્રવક્તા :

આખી પુરુષજાતને નીચું જોવું પડે એવા દ્રૌપદી વસ્ત્રાહરણના લજ્જાસ્પદ પ્રસંગ પછી ગાંધારીનું મન ઉદ્વિગ્ન બન્યું હતું : દ્રૌપદીના માનભંગને સંભારી સંભારીને, એક સો પુત્રોની માતા અપુત્ર હોત તો કેવું સારું હતું એટલો કારમો અંતઃક્ષોભ ગાંધારીના નારી હૃદયને દમી રહ્યો હતો. પુત્રોના કુકૃત્ય માટે દ્રૌપદીના પગમાં ક્ષમા માગવાનું એને ઘણીવાર મન થઇ આવ્યું પણ પગ પાછા પડતા હતા : અંતે — એક અધરાતે શ્રીકૃષ્ણને સાથે લઈ દ્રૌપદી પાસે જવાનો એણે નિશ્ચય કર્યો.

ગાંધારી :

મારે પશ્ચાતાપ જોઇએ છે:
શોકમાં ડૂબાડી દે એવા અશ્રુપારાવાર જેવો નહિ,
જલાવી દે એવા કાતિલ અંતરાગ્નિ જેવો યે નહિ;
દૈત્યના આદર્શમાંથી
માનવીની સુકુમારતા પ્રત્યે પ્રેરે એવો
મીઠો, પ્રેમભીનો પશ્ચાતાપ જોઇએ છે.

(મુક્તધારા)

કૃષ્ણ :

માતા, આપે મને યાદ કર્યો?
ગવાક્ષમાં આવીને અનિલે કહ્યું
સંભારે છે—અત્યારે જ—રાજમાતા
તને કૃષ્ણ!
મારું પડ્યું કામ કશું?

ગાંધારી :

કામ? હા; જરાક વાગી અંતરને ઠેશ,
ગડથોલાં ખાતી ખાતી માંડ હું આવી છું અહીં
જુઓ વાસુદેવ, કાંઇ દેખાય છે અંધારામાં?
જીર્ણશીર્ણ છુટા મારા કેશ.

કૃષ્ણ :

અંધકાર—શો પ્રગાઢ!
બ્હારના ને અંતરના પાપને ઘૂંટીને જાણે
કૌરવોએ કાજળને કરી દીધું ગાઢ.

ગાંધારી :

કૌરવોએ? યદુમણિ, સાચું કહ્યું—
સો સો પુત્રોની હું માતા—
તો યે નથી ઉરે શાતા:
તારાઓ યે તીર બની છેદી રહ્યા શરીરને,
વાણી વજ્ર જીરવી શકાય શે એનાથી હવે!

કૃષ્ણ :

વજ્ર? ના, ના; આ તો માત્ર ઉપાલંભ.
રાજમાતા, અર્ધરાતે અંધકાર ઓઢીને શું
યાત્રાએ જવાનો કર્યો મનમાં કશો સંકલ્પ!

ગાંધારી :

ના, એવું તો કશું યે નથી.
પાંચાલીના દર્શને જવાની મને હોંશ:
મારે એના ચાકયા ઉરે
કાન માંડી કહેવું ધીરે
દેવી, તારા અંતરનો શમી ગયો રોષ?

કૃષ્ણ :

પાંચાલીનાં દર્શને?
માનભંગ દ્રૌપદીનાં?

ગાંધારી :

કેમ—વાસુદેવ, તમે આશ્ચર્યમાં ડૂબી ગયા!

કૃષ્ણ :

ના,—ના,—પણ દ્રૌપદી તો પ્રવૃત્ત છે પ્રાર્થનામાં,
હારેલી સભાથી જેની વેદના ય થાકી હતી:
ચાકયા નેને થંભી ગયા જેના પાંચે કંચ.
ઉપેક્ષિતા શોધી રહી અંતરની નવી કેડી
કેડી પરે દીઠા એણે કંટક અનંત.
કૌરવનું કુલ આખું
ઝબોળાયું સતીશાપ સરોવરે પંકના
કાલતીત કેમ થશે ડાઘ આ કલંકના?

ગાંધારી :

જાણું છું—તમામ કૃષ્ણ!
ડાઘ ધોતાં અંતરનાં અશ્રુઓ જો ખૂટી જશે,
પ્રાર્થનાથી વેદનાની વાણી જો વછૂટી જશે,
થશે સમર્પણ મારું.

*

પ્રવક્તા :

રાત્રિનો છેલ્લો પ્રહર પૂરો થયો
ગાંધારી ધીમેધીમે પગથિયાં ચડીને

મચશે છે ઢવાયેલા ધુમ્મસની વચ્ચે અવાસની તમામ વસ્તુઓ અસ્પષ્ટ દેખાય છે આગળ ચાલતા શ્રીકૃષ્ણ ધ્યાક્રાંતિ પરિચિત થઈ જાય છે

(ગુલબખ્મી)

શ્રીકૃષ્ણ
ઓસરી નથી ભીનાશ રાત્રિપાદ ચિહ્નની
ધૂમસે કર્યાં છ બધ બારણાં પ્રકાશના
કેડીઓ વગોટના
કે કર્ષક ગોતના
નેનને પ્રવેશવાની આહીં આકરી મના'

ગાધારી
ભગ એ મના તણો કરી શરીર આપણાં
રાત આખી આથમ્યાં
એકલા અનુચરો વિહીન આમ જાઈને
દસ્યુની અદૃષ્ટ કલ્પનાય બાધશે ઘણાં
આહીની ધરિત્રી એમ બોલશે વિચારહીણું
સ્વામીની પથારી છે અપગ આખ અગના

કૃષ્ણ
નિસાસન્ને નહિ તમે
શ્વાસમા પડેન ગઠ છોડવી નથી સ્હેલ
ભીતપથ્થરો ય કાન માડી સાભળે બધુ
અહી એક વત છાની રાખવી નથી સહેલ
આવીને કહી ગયેલ વાયુ મે કથા—
દ્રૌપદીની પાથરી ખૂણેખૂણે મનોવ્યથા
વ્યગ્ર અતરે બની ઝબેલ પાડવી મહેન

ગાધારી
એ અપિદ્દશ અગથી ખમાય ના કો
નેનશલ્ય જેવું ઉરમા સમાય ના કો
પુત્રના કુકૃત્યનો વિચાર છૂટતો નથી
કેમ અશ્રુનેધ આખથી વછૂટતો નથી?
પગેપગે હણાવુ—દાઝવુ દુખી થવુ હવે
ન શોભતુ છતા ય કેમ ધોરાવવુ ના ગમે?
અધની હુ અગના
દેખતાને આખ બધ રાખવી ગમે ય ના
તો ય ચક્ષુહીણુ સાથ ચક્ષુહીપુ થૈ રહુ
ક્રોધ શબ્દજાન કથની દરિદ્ર દક્ષતા
આ તમામ દોષની હુ પોષિતા—સરક્ષિતા
ગણી અનાસ બોલશે
'તને ક્ષણિકમાત્ર આહી આવવાની છે મના'

કૃષ્ણ
વૈરભાવનો નથી અહી કદુ વિચારભેદ,
ધૈર્ય—પ્રેમશૌર્યને ભરી સદૈવ અતરે
દૈવી જીતકાજ એ પરાજયો જ શોધતા
વાદળાતણી જમાતથી ઘસાઈને
ચદ્રનુ શરીર ક્ષીણુ થાય છે કદી!
મા સભાની મધ્યમા પડેલી દ્રૌપદી
આટલ જ ઉચ્ચરી—
કે પતિ હુ નારી દેહના લિલામનો
હક શો હતો તમામ જીતતા તમો?
પ્રાર્થના વિનતિઓ અસહ્ય ઉરઘાતના
કરુણ ને કટાક્ષવાણીમા ભરી ભરી—
સભાસમક્ષ દેતી યાજ્ઞસેનીએ ધરી
કહ્યા ન એક વેણ—
સ્વામીના પરાજયે હણાઈને પડ્યા હતા,
એથી તે હણાઈને પડ્યા હતા અનેક વૃદ્ધ
ધૃતરાષ્ટ્ર ભીષ્મ દ્રોણ
વૃદ્ધથી ય વૃદ્ધ એવી એ ત્રિપુટી માનભગ
થૈ ડૂબી ગઈ હતી અનત મૌનસાગરે
એની મધ્યમા તૂટેલ ઈન્દ્રચાપ શી
પાડતી પડી હતી

ગાધારી
સાભળ્યુ છ મે બધુ
એ કથા અનેક ઘા નવા કરે છ અતરે
આજ ઉર લેઈને ભરેલ ધૂમસે
ઘાવ એ રુઝાવવા સુદર્શને જવા
ગુપ્તવેશમા—
નિહાળવી દિશા સુહાનવી છ આજ બે જણે

કૃષ્ણ
માનવીની ઉરઝખના અખડ જોઈને
અતરીક્ષને ય વાણી ઊગતી કદી કદી

(મુક્તધરા)

ગાધારી
લાગશે ઘણાને એમ
ગાધરીની વાણી આજે—
ગનોહવા ગરલને સાકર બનીને આવી
અતરે જુદો વણાટ
એકએક તાણેવાણે વાચા ઊગે માનવીની
તો એ મારા મૌનતણા ભીતરને ભેદશે

કલ્પના શે' કામ આવે!
જલ્પના કશું ન લાવે.
કેડી અંધકારતણી પ્રકાશને પામશે?
અવાસ છે સ્તબ્ધ હજી
દીપોર્ય એની મેજે ધીમે ધીમે જાય બૂઝી:
ઝાકળ બિન્દુએ વારિ બની ધરા ભીની કરી,
તોય હજી રજનીને કેડી એની નથી સૂઝી!
જાગી જશે ઉષારાણી
રંગશે ધરાની પાની,
ક્ષિતિજકિનારે મૂકી મલકંતાં કેસૂડાંને
પ્રભાતનું કૂણું કૂણું તેજ બધે છાઈ જશે.
તમને શું ભાળ નથી?
યાજ્ઞસેની ક્યારે અને કેવે ટાણે સૂર્યપૂજા
કરવા નિમિત્તે અહીં ઊભે છે ગવાક્ષમાં!

કૃષ્ણ:
મેં તો નિત્ય આવે ટાણે
ગવાક્ષે ઊભેલાં દીઠાં:
પાંદડીની વચ્ચે કોઈ વિરાજેલું પદ્મ જેમ
ઉષાના ગુલાબી હોઠ ચૂમવા અધીર બને
તેમ પ્રાર્થનાના શ્વેત પરિધાને સજ્જ થઈ
અનંતપે આંખ માંડી—
કરણકલામાં જાણે હોય નેત્ર પ્રસારી
એમ જોઈ રહેતાં આખી
કિરણ-ધારાને કરી હૃદયેશીઓ તણાં નેત્ર.
એના સ્ત્રી-શરીર માંહી પૌરુષ છૂપાયું છાનું
વાણી મહીં પૌરુષનો પ્રાણવંતો વેગ:
ઊડતી લટે લલાટ શોભાવતું એ જ જાણે
એ જ કીકીઓના મૃદુ-મંગલ પ્રકાશ તણી
વીંઝી જાણે તેગ,
પૌરુષમાં લાગે એનું જીવન શૃંગારભીનું.

(ગુલબંકી)

ગાંધારી:
કૃષ્ણ, કૃષ્ણ, નેન ઓળખી ગયાં
ચાંદની ફુવારે ઉડતી તરંગતારિકા
જેમ અંગ અંગની નમી પડી છ થી છટા!

કૃષ્ણ:
મા! જરાક થોભજો—

ગાંધારી:
પુષ્પકપોત, આવી છુ હુ શુદ્ધિ પામવા
હું હ્યુપલી ભમું છું જીવની થવા.

દ્રૌપદી:
કોણ છો તમે?
નેન ઓળખે જ્યાં ના ઉર ઓળખે—
અંતરે પડેલ છાપ આંખ ભૂંસની
ઓળખું છું તોય કેમ ઓળખાણ આપવું
હોઠ ના કરે જ્યું!

કૃષ્ણ:
ઓળખાણ શેં પડે?
દેવીના સુદર્શને
દૂરદૂરના નવા પ્રવાસીઓ અમે!

ગાંધારી:
કાલિમા નિદ્રાળી રાતની
જેમ કેસરી કિરણે છ એ પરાગ પૂરતી:
એ પરાગ—ચેતના પ્રકાશનાં અમી
પામવા અમે કરી છ પ્રાર્થના પ્રભાતની

દ્રૌપદી:
છે હજી અચેતના,
અર્ધરાત્રિની નથી પૂરી થયેલ પ્રાર્થના.

ગાંધારી:
અર્ધરાત્રિએ ઊઠી ઊઠી કરો છ પ્રાર્થના?
સહો છ કેવી યાતના?

કૃષ્ણ:
આજ છે કશીક અંતરે પ્રસન્નતા
જાગૃતિમહીં અભાવમાં સરે છતાં.

દ્રૌપદી:
આજનો પ્રકાશ ધન્ય!

ગાંધારી:
દ્રૌપદી, પ્રકાશપ્રાણ પાંડવી, દ્યુતિ!
હું અહીં અનેત્ર અંગના ઊભી ઊભી
કરું તમારી ઝંખના.

દ્રૌપદી:
એટલે જ મેં કહ્યું,
આજનો પ્રકાશ ધન્ય!
ભલે કરી પવિત્ર પર્ણકૂટિને તમે
પધારી આ સમે.

ગાંધારી:
ક્લિન્ન અંતરે રડી રડી કહ્યું પ્રકાશને

છૂપાઈજા ઘડીક્વાર ધૂમસ
-જાઉં છું હું કુલનારીનાં સુદર્શને,
પ્રાયશ્ચિત કાજ પુત્રના – કપુત્રના.
(દ્રૌપદી હજી એમ જ ઊભી છે. ગાંધારી અને
કૃષ્ણ અધીર બને છે.)
દ્રૌપદી :
પ્રાયશ્ચિત? પ્રાયશ્ચિત
એક આપને જ કાં?
કૌરવોને કાજ તો
પ્રાયશ્ચિતમાં પડી છું હું અછત્ર અંગના
ગાંધારી :
મા, ધરિત્રી જેવી તું પવિત્ર કીર્તિદા;
દષ્ટિદર્પણા હું નેત્રહીણ નાથની કલત્ર,
પ્રાયશ્ચિતના પથે
કેમ ના બની અપુત્ર?
(ગાંધારી હથામાં મો ઢાકી રડે છે.)
દ્રૌપદી :
સાંભળ્યું છે મેં બધું·
અંધકારનો દરેક શ્વાસ કર્ણુંની જાણે
આવી આવીને કહી જતો કથા તમામ ગુપ્ત
દષ્ટિભેદના અનન્ય દર્પઆસને
વ્યર્થ વજ્ર – આપને જગાડયું કૌરવે સુષુપ્ત.
છતાં પ્રસંગ આ અનન્ય
આજનો પ્રકાશ ધન્ય!
ધન્ય આજ ભોમકાની પ્રેમભાવના પ્રસન્ન
એ સુભાવના સુહાગી માનવીય ધન્ય, ધન્ય
આભ આંગણે જાગી ઉષા નવું વિચારતી
હર્ષમાં અનેક રાત્રિઓ ભૂલી જતી,
એટલું પ્રફુલ્લ મન.
કિરણોની કેડીએ ઊડે નવીન ચેતના
પથ્થરોય ખોશી ઊઠશે તજી અચેતના,
ફૂલ છોડ અંગઅંગને નમાવી, નૃત્યના
કોઈના પ્રયોગમાં થયા છે મગ્ન.
આજની પ્રસન્નતા પચાવી ભીતરે
લોચનો કયા અભાગીના અહીં ન નીતરે?
ગાંધારી :
નીતરી રહી છું મા'
એક એક શબ્દને વણી વિચારમાં,
તે કથીરનું સુવર્ણતુલ્ય સાચવેલ મૂલ્ય.

## સહુ ચમાર છે

મિથિલા નરેશ મહારાજ જનકના દરબારમાં મોટા મોટા વિદ્વાનો એકઠા થયા હતા: વેદોને જાણવાવાળા અને દાર્શનિક પણ હતા.

એ સમયે ઋષિકુમાર અષ્ટાવક્ર આવી પહોંચ્યા.

એમના હાથ પગ અને શરીર વાંકા-ચૂકા ને બેઢંગ હતા. એક પગ રાખતા ક્યાંય, બીજો ક્યાંય........

એમની સુરત જોઈ સભાના પ્રાય: સઘળા ઉપસ્થિત લોક હસી પડ્યા.

અષ્ટાવક્ર જ્યાં બેઠા હતા, ઉભા થઈ ગયા. અને ખુદ પણ લોકોની સાથે હસવા લાગ્યા.

મહારાજ જનક પોતાનાં આસનેથી ઉઠ્યા અને આગળ આવ્યા. એમને હાથ જોડી પૂછ્યુ:

'ભગવન્! આપ હસી કેમ રહ્યા છો?'

અષ્ટાવક્રે પૂછ્યુ :

'આ લોકો કેમ હસી રહ્યા હતા?'

'અમે લોક તો તમારી અટપટી આકૃતિ જોઈ હસી રહ્યા છીએ!' એક બટકબોલા બ્રાહ્મણે ઉત્તર દીધો.

અષ્ટવક્ર બોલ્યા :

'રાજન! હું આવ્યો હતો એ સાંભળીને કે, જનકને ત્યાં વિદ્વાન એકઠા થયા છે. પરંતુ, એ જોઈને હસુ છુ કે, વિદ્વાનોની પરિષદની જગ્યાએ ચમારોની જમાતમાં આવી ચઢ્યો!'

'ભગવન્! આપ આ વિદ્વાનોને ચમાર કહો છો?' શંકિત સ્વરે જનકે પૂછ્યું.

અષ્ટાવક્ર એ જ અલ્લડપણે (રૂખાઈથી) બોલ્યા:

'જે ચામડી અને હાડકાંઓને દેખી પિછાને એ ચમાર નહીં તો બીજા શું છે?'

સર્વે વિદ્વાનોના શિર ઋષિકુમારની સામે શરમ ને ક્ષોભથી, આદર ને ભક્તિથી ઝૂકી ગયાં.

—મુક્તકુમાર

# પશ્ચાત્તાપનાં આંસુ

હસમુખ રાવળ

થોડા વર્ષો પહેલાની સૌરાષ્ટ્રના એક ગામની આ કથા છે

ગામના માણસો ખૂબ ભક્તિભાવવાળા ને તેમાય શ્રાવણ મહિનાના દિવસો ચાલતા હતા

ગામ આખામા ભગત ગણો તો ભગત કીર્તનકાર ગણો તો કીર્તનકાર, અને કથાકાર ગણો તો કથાકાર, એક જ નામ મગન ભગત જાતના લુહાણા, પણ જીભને ટેરવે મા સરસ્વતીનો સાક્ષાત વાસ.

એની વાણી સાભળીને ભલભલા ગોરો મોઢામા આગળી નાખી જાય કોઇ કામે નીકળ્યુ હોય ને કથામા બેસી ગયુ તો કામ કામને ઠેકાણે રહે ને મગન ભગતની કથામા અડીખમ અડ્ડો જમાવે

એમા ય આ તો શ્રાવણ માસ ભક્તિ ને પુણ્ય દાનનુ ભાથુ બાધવાનો વર્ષભરનો એક જ માસ પછી તો પૂછવુ શુ?

ગામના લોકો સાજના ટાણે કામધધાથી વહેલા પરવારીને મગન ભગતની કથામા આવીને બેસે મગન ભગત પોતાના આગળ ધસી આવેલા લામા વાળને એક ઝાટકો મારીને પાછા ફેરી કથા શરૂ કરતા

એક દિવસની વાત છે ગુરુવારનો તે દિવસ હતો રાતના આઠ વગ્યાનો સુમાર હશે મગન ભગત હમણા જ આવીને વ્યાસ-પીઠિકા પર બેઠા હતા

ત્યા તો એકઠા થયેલા લોકોમાથી કેટલાય માણસો કથાની શરૂઆત પહેલા ઊઠવા લાગ્યા ભગતને ખૂબ નવાઇ લાગી જ્યારે પૂછપરછ કરી, ત્યારે ખબર પડી કે રામાયણ ને મહાભારતની કથાના જાણકાર મોટા પડિત રામદાસજી આજે ગામમા આવ્યા છે ને તેઓ ભોજનશાળામા આજથી જ કથા કરવાના છે બાકી રહેલા થોડા માણસો મગન ભગતની કથા સાભળીને ઘેર ગયા રાતના અગિયાર વાગી ગયા હતા તોય ભગતને ઊંઘ ન આવી

જ્ઞાની માણસના મનમા પણ ઇર્ષા, રાગદ્વેષ ને ચડસાચડસીનો કીડો ખદબદવા લાગ્યો ભગતે આખી રાત પડખા ઘસીને કાઢી અને મનોમન રામદાસજી પર વેર લેવાનુ નક્કી કર્યું ગામમાથી રામદાસજીનો કાકરો કાઢવા યોજનાઓ ઘડી કાઢી

પણ બીજે દિવસે તો વાત સાવ વણસી જ ગઈ હતી ગામના બધાય માણસો રામદાસજીની કથાના એ મોઢે વખાણ કરતા હતા એ પ્રશસાના શબ્દો જ્યારે મગન ભગતના કાને અથડાયા, ત્યારે તો તેમનો જીવ અકળાઇ ઉઠ્યો

તે દિવસે આખા ગામમા રામદાસજીની પ્રશસા થતી રહી અને મગન ભગત ને રામદાસજીની સરખામણી કરીને મગન ભગતની નીદા થવા લાગી.

એમ ને એમ તે દિવસ વીત્યો

મગન ભગતની કથામા તે દિવસે કોઈ ન આવ્યુ ને રામદાસજીની કથામા તો ખૂબ માણસ ભરાયુ

ભગત મનમા સમસમી રહ્યા. પોતાનો ભૂતકાળ યાદ આવીને તેમને દુ:ખ દઇ ગયો વીશ વીશ વર્ષ સુધી જે પ્રજાને તેઓ સતત કથા સભળાવતા રહ્યા તે પ્રથમ જ આજે હાથથી છટકી ગઇ હતી એ છટકી ગઇ તેનો એમને એટલો અફસોસ નહોતો, જેટલો એ પ્રજા રામદાસજીના ખૂબ વખાણ કરતી હતી, તેની સાથે હતો

એક પછી એક દિવસો પસાર થતા ગયા મગન ભગતને ક્યાય ચેન નહોતુ પડતુ તેમના જીવને ક્યાય આરામ નહોતો તેમના મનને ક્યાય મોકળાશ મળતી નહોતી

ને આ બાજુ તો રામદાસજીની બોલબાલા વધી ગઇ હતી

મગન ભગતે હવે વ્યવસ્થિત કાવતરાઓના પેતરા રચવા માડ્યા રામદાસજીને ગામમાથી કઢાવવા તેઓએ મરણિયા પ્રયત્નો શરૂ કર્યા.

ભગત બ્રાહ્મણજ્ઞાતિના મોટા વડાને મળ્યા તેમણે રામદાસજી વિશે કેટકેટલી વાતો કરી કાઇક પૈસાની લાલચ આપી ને કાઇક પોતાનો પક્ષ મજબૂત બનાવવાની પેરવી કરી

તેમણે કહ્યુ કે રામદાસજી બદ ચારિત્ર્યનો રાતના ગામ ગામની બહેનો-દીકરીઓ ને

એકડી કરીને કથા કરે છે તેની દષ્ટિમા મલિનતા છે ને વિધવાઓને ત્યા ચા-પાણી પીવા જાય છે. તેથી ભોજનશાળામા આવા મેલા મનથી કથા કરે તે ઠીક નહિ

"બ્રાહ્મણ જ્ઞાતિના તે વડાએ જ્ઞાતિના મોવડીઓને બોલાવ્યા ને નક્કી કર્યું કે તે દિવસથી રામદાસજીને ભોજનશાળામા કથા કરવા ન દેવી

ગામના લોકોના મન દુભાયા તે દિવસથી રામદાસજીની કથા ભોજનશાળામાથી બધ થઈ

મગન ભગતે બદલો લીધાનો ઊંડો શ્વાસ ખેચ્યો તેણે શાતિ અનુભવી ને થયુ કે હવેથી રામદાસજીની કાશ ગામમાથી ટળી

પણ ભગતે ધાર્યું હતુ તેથી ઊલટુ જ બન્યુ

માત્ર એક જ દિવસ રામદાસજીની કથા બધ રહી ને બીજે દિવસે ગામ-લોકોએ તળાવને કાંઠે, ખુલ્લા ચોગાનમા કથા કરવા માટેનો મોટો મચ ઊભો કર્યો ને પહેલા કરતા પણ વધારે દબદબાથી ને ઠાઠમાઠથી રામદાસજીથી કથા શરૂ થઈ

ભગતને આચકો લાગ્યો તેના મનની મુરાદો ધૂળ મળી તેણે રચેલા સ્વપ્નો ભાગીને ભૂક્કો થયા

હાર્યો જુગારી બમણુ રમે તેમ મગન ભગતે પણ હવે પોતાની સઘળી શક્તિ રામદાસજી મહારાજને ખેદાન મેદાન કરવા અજમાવી

દિવસ અને રાત બસ તેને એ જ રટણ કે ક્યારે રામદાસજીના મૂળ ઊખેડી નાખુ તે પોતાનું જ્ઞાન ભૂલી ગયો કથામા પોતે ઉપદેશ આપતો તે ભૂલી ગયો ને કોઇ નીચ માણસ પણ પેતરા ન ઘડે, તેવા પેતરા ઘડવા લાગ્યો

રામદાસજી તો ખોટી ખટપટ ને માયાથી પર બનીને કથાનો ક્રમ જાળવી રાખે છે પોતાના અદ્ભુત જ્ઞાનથી કથારસ પીરસે છે ને ગામલોક પણ સઘળા સુખદુ ખ ભૂલીને પરભવનુ ભાથુ બાધવામા પડ્યા છે

મગન ભગતને ગામના કોઇ માણસનો સાથ નથી કે નથી કોઇનો ટેકો એકનો અટૂલો તે બેઠો બેઠો વિચારતો એક પળમા તો હજાર રસ્તાઓ વિચારે ને ભાગી પડે

તેની સ્થિતિ ખૂબ કફોડી થઇ ગઇ જીવનની ગતિ પણ ન્યારી છે ને? આખરે ભગતને એક તરણુ હાથમા આવ્યુ કોઇ તેને સાથ નહોતુ દેતુ, ત્યારે ગામના એક વૈદ સાથ દેવા તૈયાર થયા

તે વૈદે ને મગન ભગતે સાથે બેસીને પેતરો ઘડી કાઢ્યો રાબેતા મુજબ નક્કી થયુ કે જ્યારે રામદાસજી તે વૈદના ઘર પાસેથી નીકળે, ત્યારે વૈદે તેમને બોલાવવા અને મગન ભગત તથા બીજા બે-ચાર માણસોએ સતાઇ રહેવુ. રામદાસજી જ્યારે ઘરમા આવે, ત્યારે સૌએ તૂટી પડવુ ને ગામ છોડીને ભાગી જવાની ધમકી દઇ, તેમની પાસેથી તેવુ વચન લઇ લેવુ

તે દિવસે સાજે રામદાસજી નીકળ્યા એકલા હતા સતને વળી શાની બીક?

તેઓ તો તેમની ધૂનમા ચાલ્યા જાય છે, ત્યા તો વૈદે સાદ દીધો

રામદાસજી, જરા આઇયે હમારી ઝૂપડી કો તો પાવન કીજીએ!'

ને જેના મનમા કાંઈ કૂડ કપટ નથી એવા રામદાસજી તો હસતા વદને ઘરમા દાખલ થયા

પણ ઘણીવાર એવુ બને છે કે આપણે ધારીએ કાઇ ને બને કાંઈ

રામદાસજી ઘરમા આવ્યા કે તુરત જ કમાડ પાછળ છૂપાએલા બે-ચાર માણસો તથા મગન ભગત લાકડીઓ વગેરે હથિયારો સાથે બહાર નીકળવા ગયા, ત્યા તો

વૈદના પત્ની સામા બારણામાથી આવ્યા

તેઓ તો આ વાતથી અજાણ હતા તેથી રામદાસજીને જોઇને કહ્યુ

'ધન્ય ઘડી ધન્ય ભાગ્ય તમે મહારાજ અમારે આગણે ક્યાથી ?'

એમ કહેવાની સાથે તો વૈદની ભાવનાશીલ પત્નીએ રામદાસજીના ચરણો ધોયા તેમની પૂજા કરી ને ઘડીના છઠ્ઠા ભાગમા થોડુ ફળાહાર સામે ધર્યું

રામદાસજીએ તો પ્રેમથી તે આરોગ્યુ

ને વૈદ અને મગન ભગત મનમા સમસમીને બેસી રહ્યા.

આ પ્રસગથી મગન ભગતને જોઇતી શિક્ષા મળી, પણ તેના અતરનો આગળિયો તો એવો ને એવો અક્કડ રહ્યો

રામદાસજીની દિનપ્રતિદિન વધતી જતી કીર્તિ તેના મનમા ખટકી ગઈ તેના અતરને ઝાની ઘેરી વળી

આ રીતે બધેથી હારેલો મગન ભગત હવે તો વિવેકબુદ્ધિ ગુમાવીને ગામ આખામા રામદાસજીના ચારિત્ર્ય વિશે જેમ તેમ બકવા લાગ્યો તેની વાણી

સાંભળીને ગામલોકો હસતા, તો ય તે બોલવાનું ચાલુ રાખતો. તેણે સાર-અસારનું ભાન ગુમાવી દીધું.

એવા એ બેદાણુ બનેલા મગને એક દિવસ જુદો જ રસ્તો લીધો.

વહેલી સવારે મગન ભગત રામદાસજી મહારાજના નિવાસસ્થાને ગયો. ઘરમાં પ્રવેશે છે, ત્યાં આંગણામાં જ સાક્ષાત અંબિકા જેવી બાઈએ આવકાર આપ્યો. તે રામદાસજીના ધર્મપત્ની હતા.

મગન ભગતે પૂછ્યું: 'મહારાજ ક્યાં?'

જવાબ મળ્યો: 'પૂજામાં બેઠા છે.'

'ક્યારે નવરા થશે?'

'સવારના ચાર વાગ્યાના પૂજામાં બેઠા છે. હવે એકાદ કલાક પછી પરવારશે.'

થોડી વાર સુધી કોઈ કાંઈ ન બોલ્યું. છેવટે ભગતે કહ્યું:

'બહેન, મારે એક વાત તમને કહેવી છે.'

'કહોને, ભાઈ, ખુશીથી.'

'તમને કોઈ વાત કહું તો એમ ન માનતા કે મહારાજ મારા ધંધા આડે આવ્યા છે, એટલે હું એમને માટે એમ કહું છું. પણ જે સાચી વાત હોય, તે મારે કહેવી જોઈએ.'

'વગર સંકોચે કહોને'

'તમે તેમના ધર્મપત્ની છો. તમારી એ ફરજ છે કે તમારે મહારાજની ચાલચલગતની ચોકી કરવી જોઈએ.'

'ખબરદાર, એક પણ શબ્દ તે વિશે કાઢ્યો છે, તો......'

વળી થોડી વાર કોઈ કાંઈ ન બોલ્યું. છેવટે રામદાસજીના પત્નીએ કહ્યું:

'ભાઈ, હું તમને એક વાત કહું. મહાભારતની એક કથા છે. ગુરુ દ્રોણાચાર્યે એક વાર દુર્યોધનને કહ્યું કે જા ભાઈ ગામમાં અને ગામમાં કેટલા પવિત્ર માણસો છે, તેની ભાળ કાઢી આવ. દુર્યોધન તો આખું ગામ ફરી વળ્યો અને પાછો ફરીને કહ્યું કે ગુરુજી આખા ગામમાં કોઈ માણસ પવિત્ર નથી. બધાય દુષ્ટ છે. ગુરુ દ્રોણાચાર્યે પછી ધર્મરાજા યુધિષ્ઠિરને આજ્ઞા કરી કે વત્સ જઈને ગામમાં જેટલા દુષ્ટ ને અપવિત્ર માણસો હોય, તેની યાદી કરીને લાવ. ધર્મરાજ તો આખું ગામ ફરી વળ્યા. આવીને કહે કે ગુરુજી ગામમાથી કોઈ દુષ્ટ અને અપવિત્ર માણસ મને ગોત્યો ન જડ્યો.

'ભગત આ ઉપરથી તમે એટલું તો સમજ્યા હશો કે જેવી જેની નજર હોય, તેવું જ તેને દેખાય. દુર્યોધનને કોઈ પવિત્ર ન દેખાય; અને ધર્મરાજાને કોઈ દુષ્ટ ન દેખાય! એ તો જેવી જેની નજર...'

રામદાસજીની પત્નીના આટલા શબ્દો સાંભળતાની સાથે, મગન ભગતના અંતરના અઢારે ય દ્વાર ખૂલી ગયાં. વેરઝેરનાં બંધનો તૂટી ગયાં. આંખો આડેથી દ્વેષભાવનાં પડળો ખસી ગયાં.

મગન ભગતે રામદાસજીના પૂજાના ઓરડા તરફ દોટ મૂકી.

ને રામદાસજીના ચરણમાં માથું નાખીને ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગ્યા

આંખમાથી ચોધાર આસુ ચાલ્યા...

તે અંતરની મલિનતાને વિશુદ્ધ કરતાં માત્ર પશ્ચાત્તાપના જ આસુ હતાં.

---

"એક કઠિયારો સાંજવાર લાકડાં કાપતો રહ્યો, પરિણામે ગામ પાછું વળવામાં ખાસ્સુ મોડું થઈ ગયુ અને તેથી હિંસક વન્ય પશુઓના ડરથી તે એક ઘેઘૂર ઝાડ પર ચડી ગયો અને ત્યાં જ રાતવાસો કર્યો. થોડે દૂર, એક સિંહણ પોતાનાં બચ્ચાંને કહેતી હતી:

'ક્યાંક માણસ ગંધાય છે.' સિંહણ બોલી.

'પેલો જ માણસ ને' જેણે ગઈ કાલે પેલા ડુંગરા પર સૂવરને મારી નાખ્યું!' ભલા-ભોળા બચ્ચાંએ આંખો ઘૂમાવતા કહ્યું.

સિંહણે જવાબ વાળ્યો: 'એ જ, માણસ ભારે ભયંકર ચીજ છે! મારા લાલ, ખૂબ ચેતીને રહેવું એ માણસથી! માણસ ઉપર જ્યારે ભૂત સવાર થાય છે ત્યારે તે બાળક, બુઢ્ઢા, કોઈ વાતનો વિચાર કરતો નથી...અને, આપણી વન્ય પશુની તો વાત જ શી? તેણે તો પોતાની જાતિને ય તે ગુલામ બનાવી છે અને તેના પર પારાવાર અત્યાચારો કર્યા છે....ત્યાં સુધી કે, તેણે પોતાના આરાધ્યો, ઇશુ-ગાંધીને સુધ્ધાં મારી નાખ્યા.'" —રાય આનંદકૃષ્ણ

# નૈવેદ્ય

રવીન્દ્રનાથ ઠાકુર
અનુ૰ નગીનદાસ પારેખ



૫૬

ભય અને લજ્જાથી નીચે માથે રોજ રોજ અપાર અપમાન અને અન્યાય જે સહન કર્યા કરે તો તે દીન પ્રાણોમા તારુ સત્ય ક્ષણે ક્ષણે મ્લાન થતુ રહે છે દુર્બળ આત્મા દૃઢ નિષ્ઠા પૂર્વક તમને ધારણ કરી શકતો નથી ક્ષીણ પ્રાણ તમને પણ પોતાના જેવા ક્ષુદ્ર અને ક્ષીણ બનાવી દે છે.—તમારા બધા આદેશો એમ જ પડ્યા રહે છે અને તેના દિવસો આવેશમા વીતી જાય છે ઢગલે ઢગલા મિથ્યા આવીને તેને ચારે બાજુથી ઘેરી લે છે તેના મુખમા મિથ્યા હોય છે, વ્યવહારમા મિથ્યા હોય છે, ચિત્તમા મિથ્યા હોય છે, મિથ્યા તેના મસ્તકને પગ તળે કચડે છે–છતા તે ઊઠીને ઊભો થઈને તેને હાકી કાઢી શકતો નથી

અપમાનથી જેનુ માથુ નીચુ નમી ગયુ છે એવો ભયભીત માણસ તમારુ સિંહાસન મિથ્યાને સોંપી દે છે

૫૭

હે સકલ ઈશ્વરના પરમ ઈશ્વર તપોવનના તરુઓની છાયામા મેઘમદ્ર સ્વરે બીજા બધાને હાકી દઈને અગ્નિમા, જળમા, આ વિશ્વચરાચરમા, વનસ્પતિમા અને ઔષધિમા એક દેવતાનુ અખડ અક્ષય ઐક્ય ઘોષિત કર્યું હતુ

એ ઉદાર વાણી આ ભારતની જ હતી

જે સબળ, સ્વાધીન, નિર્ભય, સરલપ્રાણ, બધન વિહીન વીર્યજ્યોતિષ્માન પુરુષો અરણ્ય, નદી, પર્વત અને પાષાણને ઓળગીને દર્પપૂર્વક ફરતા હતા તેઓ જ આખા જગતમા એક મહાન વિપુલ સત્ય માર્ગે તમને પામ્યા હતા કોઈ પણ સ્થાને આત્માને નિષેધ હોય એમ માન્યા વગર તેમણે સમસ્ત વિશ્વને બળપૂર્વક પીધી નાખ્યુ હતુ

૫૮

તેમણે જોયુ હતુ કે આનદમાથી આ વિશ્વ ચરાચરરૂપી આનદનિર્ઝર ઝરે છે અગ્નિની પ્રત્યેક શિખા તમારા ભયથી કાપે છે વાયુનો પ્રત્યેક

શ્વાસ તમારા પ્રતાપે ચાલે છે. તમારો આદેશ ઉઠાવીને જ મૃત્યુ રાત દિવસ મર્મધ્વનિ કરતું ચરાચરમાં આવજા કરે છે. તમારા ઇંગિતથી જ પર્વતો ઊંચા ચડયા છે, તમારા સંગીતથી જ નદીઓ દશે દિશામાં દોડે છે. આકાશે આકાશે બધા ચંદ્ર સૂર્ય અને ગ્રહ તારા અનંત આણુમાં સદા કાંપ્યા કરે છે.

તેઓ કેવળ તમારો જ ભય રાખીને, તમારી અર્પેલી નિર્ભયતાપૂર્વક, તમારા શાસનના ગર્વથી દીપ્ત અને તૃપ્ત મુખે, વિશ્વભુવનેશ્વરની નજર સામે આ વિશ્વાલયમાં સદા રહેતા હતા.

૫૯

અમે ક્યાં છીએ, ક્યા દૂર દૂરના અવસાદપુરના દીવા વગરના જીર્ણ થઈ ગયેલી ભીંતોવાળા ખંડિયેર ઘરમાં હજારોની ભ્રૂકુટિ નીચે, વાંકી વળી ગયેલી પીઠ અને નીચી મૂંડીએ, હજારોની પાછળ પ્રભુત્વની આંગળીને ઇશારે કટાક્ષથી કંપતા કંપતા ચાલીએ છીએ; હજારોનું શાસનશાસ્ત્ર અમે માથે ચડાવી લીધું છે.

અમારી સંકુચિત કાયા, પોતાની કલ્પનાની રચેલી છાયાથી કંપે છે. સંધ્યાના અંધકારમાં નિરાનન્દ ઘરમાં બેસીને અમારો દીન આત્મા લાખો કરોડો ભયોથી મરી રહ્યો છે. ડગલે ડગલે ભયભીત ચિત્તે ધૂળમાં આળોટીને અમે તમારો ઇન્કાર કરીએ છીએ. જાણે અમે માબાપ વગરના અનાથ હોઈએ એમ આ અનીશ્વર અરાજક ભયાર્ત જગતમાં રસ્તે રસ્તે ભટકીએ છીએ.

૬૦

એ મહાન પુરુષ તમે કોણ છો, જે એક સમયે આ ભારતના કોઈક વનમાં ઉચ્ચ સ્વરે પુકારી ઊઠયા હતા—"હે વિશ્વજનો સાંભળો, અમૃતના પુત્રો દિવ્ય ધામવાસી સૌ દેવતાઓ સાંભળો, અંધકારની પાર પ્રકાશી રહેલ મહાન્ત પુરુષને મેં જાણ્યા છે. તેમને જાણીને તેમનું દર્શન કરીને તમે મૃત્યુને ઓળંગી જઈ શકો છો, બીજો માર્ગ નથી."

આ ભારતમાં ફરીથી એ મહાઆનંદમંત્ર, એ સંજીવની ઉદાત્ત વાણી સ્વર્ગમાં અને મર્ત્યલોકમાં મૃત્યુ ઉપર વિજય મેળવનારી એ પરમ ઘોષણા, એ સંપૂર્ણ નિર્ભય અનંત અમૃતવાર્તા કોણ સંભળાવશે?

હે મૃત ભારત, એ જ એક છે, બીજો માર્ગ નથી.

૬૧

આ મૃત્યુને, આ ભયજાળને, આ પુંજીભૂત જડની જંજાળને, મરી પરવારેલા કચરાના ઢગલાને છિન્નભિન્ન કરવાં જ પડશે. અરે, આ ઝળહળતા પ્રભાતકાળે, આ જાગ્રત જગતમાં, આ કર્મભૂમિમાં જાગવું જ પડશે. બંને આંખો આંધળી બનાવી દેવાને લીધે જ્ઞાનમાં, કર્મમાં આવવા જવાનો માર્ગમાં અને આચાર વિચારમાં જે બાધાઓ પેદા થઈ છે તેને દૂર કરીને મુક્ત પંખીનો આનંદથી ઉદાર અને ઉચ્ચ સૂર શરૂ કરવો પડશે.

સમસ્ત અંધકારને ભેદીને માથું ઊંચું કરીને અનંત ભુવનમાં એક પૂર્ણ જ્યોતિર્મય પુરુષનાં દર્શન કરવા પડશે. નિઃશંક ચિત્તે ઘોષણા કરવી પડશે—"હે દિવ્યધામવાસી સૌ દેવો, અમે પણ તમારા જેવા અમૃતના પુત્રો છીએ."

# અમે ઘર ભાડે રાખ્યું

શાન્તિભાઈ આચાર્ય

'કાં આમ ઉતાવળા ઉતાવળા ક્યા ચાલ્યા?' એક મુરબ્બી થઈ પડેલા પરિચિતે રસ્તામાં મળતાં પૂછી નાખ્યું. 'જઉં છું તો એક અગત્યના કામે.' મેં તેમનાથી છૂટવા બંધ વાળ્યો. 'ના, ના, તોય પણ?' એણે પુનઃ પ્રશ્ન કર્યો. 'મકાનની શોધમાં ફરું છું.' ફહીને મેં ઉમેર્યું. 'ક્યાંય નજરમાં હોય તો જણા-જણાવજો...' હજી આટલા બોલ પૂરા થાય ત્યા તો એ ભાઇ જાણે મારી પર ખૂબ જ ગુસ્સે થયા હોય તેમ. તેનો સિનો બદલાઇ ગયો અને ખોખરા અવાજે તેણે ઉચ્ચારણ કર્યું. 'ભાઇ તમે ભણ્યા ખરા પણ ગણ્યા નહીં! નથી કે'તા કે 'ભણતરને અને ગણતરને સામસામી છે.' ભણેલાઓમાં તો આંજકાલ ડા'પણનું નામનિશાન કળાતુ નથી. મને એમની આ ઉક્તિઓનો અર્થ નહીં સમજાતાં, આશ્ચર્ય ભાવે તેમના સામે તાકી રહ્યો. પણ ત્યાં તો 'પહેલા પ્રકાશ દેખાય અને પછી ભડાકો સંભળાય' તે વિજ્ઞાનના, બંદૂક વિષયક નિયમનો પ્રયોગ ચાલતો હોય તેમ તેમણે વાણી દ્વારા મારા આશ્ચર્યના ભાવને મૂઢતામાં પલટાવી નાખ્યો. હવે હું તેમની સામે મૂઢ ભાવે તાકી રહ્યો. (પેલા ઘૂઘરીઆ બાવાની સામે બાળક તાકી રહે એમ જ તો ને?) આ તકનો લાભ લઇ તેણે ચલાવ્યુ. 'એમ ડાચું શું ફાડી રહ્યા છો? ટાણું હતું ,ત્યે સામુ ય ન જોવાણું અને હવે મારા મોઢા સામુ શું ટીકી રહ્યા છો?' હવે મને તેમની તબિયત વિષે શંકા ગઈ એટલે અચકાતાં અચકાતા મેં પૂછ્યુ: 'આપ સ્વસ્થ તો છો ને?' 'હા, હા, સાડી સત્તરવાર સ્વસ્થ છું. અસ્વસ્થ તો છો તમે તે આમ–ચારેમેર આટા ખાવ છો.' પણ મકાન ગોતવુ હોય તો મકાન પોતે અચલિત પદાર્થ હોવાના કારણે આપણે જ આંટા ખાવા પડે ને? નહીં તો ધર્મશાળામાં રહેવા વખત આવે–મેં ચોખવટ કરી. પણ આ વાક્ય હજી તો પૂરું થાય ન થાય ત્યાં તો મારા ખભા પર હાથ પછાડીને તેણે કહેવા માંડ્યું: 'તે આપણને કાંઇ ખબર પડતી ન હોય તો ધર્મશાળામાં શું શમસાનમાં ય રહેવું પડે.' 'ત્યાં શું સગવડ છે?' મેં મકાન મળવાના ઉત્સાહમાં પૂછી નાખ્યું. 'શાની ધૂળની સગવડ; હાલો સામી હોટલમાં એટલે નીરાતે બેસીને વાત થાય.'

કોઈ એકાદું મકાન આમના હાથમાં લાગે છે તેવો એમના–બોલવાનો સૂર જણાતાં મેં તેમની દરખાસ્તને બહાલી આપી. હોટલમાં ખુરસીઓ પાસે પહોંચતાં જ તેણે બે 'બાદશાહી ચા'નો હુકમ આપી, મને લગભગ હાથ ખેંચીને ખુરસી પર બેસાડી, મારા ખભે હાથ પછાડતા પછાડતા ધીમેથી–અત્યંત ધીમેથી વાતની શરુઆત કરી.

'જો ભાઇ હમેશાં બે માણુસની સલાહ લઇને જ આવાં કામ કરીએ. સલાહ લેવામાં કંઈ આપણે નીચા નથી થઇ જતા' આ વાત લગભગ તેણે કાનની નજીક મોં ઘાલીને કહી તેથી હું ખરેખરો ગભરાયો. મેં કહ્યું 'પણ મેં કંઇ જ એવા કામ કર્યા નથી પછી સલાહ શાની લેવાની?' 'અરે ગાડીઆ, એમા વિલાઈ શુ ગયો. હું તો તારા મકાનની વાત કરું છું. હેં હે હેં....આજકાલના છોકરાં વાત વાતમા ગભરાઈ જાય.' લે હેડ ચા પી કહીને તેણે તો આખી હોટલ સાભળી શકે તે રીતે ચાર ઘૂટ ભરીને ચા પૂરી કરી.

પછીથી વાતનો દોર સાધીને મને કહ્યું 'તારે મકાન જોતુ'તું તો ત્રણ દિવસ પહેલાં નો'તુ બોલાતુ? પરમ દિવસે જ મેં એક બંગલો સાવ ઓળખાણ વગરના ભાઇને અપાવ્યો.' ચા પૂરી થયા પછી તેમને કંઇ રસ ન હોય તેમ મને કહ્યું 'લે હેંડ હવે ઉઠીએ' કહીને હોટલના પગથિયાં ઉતરી, બહાર ઊભા રહ્યા. ને પૈસા ચૂકવીને હું બહાર આવ્યો ત્યાં તો ઉતાવળા આવી હોય તેમ 'તો ય હું જોતો રહીશ હો ભઇ, જોતાં જોતાં ક્યાંક મેળ પડી જશે.' એટલું ચાલતાં ચાલતાં જ બોલતા ગયા. તેમની પીઠ દેખાઈ ત્યાં સુધી હું 'સર્જનહારની શક્તિ' જેવા ગૂઢ વિષયના વિચારમાં લીન થઈ રહ્યો!

મારે આજે કોઇ પણ ઉપાયે મકાન શોધવાની વૃત્તિને શમવા દેવી ન હતી. જો શમવા દઉં તો

આજની જેમ બીજા/પણ એક–બે રવિવાર 'આ જ પ્રવૃત્તિમાં ગાળવા પડે તેમ હતું. જેની આ ટૂંકા અનુભવ પછીથી મારી તૈયારી ન હતી એટલે હોટલમાંથી નીકળી સૈનિકના ઉત્સાહથી મેં આગળ વધવાનું શરૂ કર્યું. સો કદમ આગળ જઉં ત્યાં તો 'ઓ હો હો હો...ભાઈ' નો પરિચિત અવાજ, સંભળાયો. પાછું વાળીને જોતાં એક જૂના મિત્ર ઉટ ચાલે ચાલ્યા આવતા જણાયા. 'હમણાં દેખાતા કેમ નથી?' તેમણે નજીક આવી, મારો હાથ દબાવતાં પૂછ્યું. 'હું તો અહીં જ છું, પણ આ કામકાજની ઝંઝાળમાં...' 'શું ભાઈસાબ કામ તો આખી જિંદગી છે જ ને?' તેણે મારી વાત કાપી નાખીને કહ્યું. 'અને આપણા લાયક કંઈ કામ સેવા હોય તો જુદાઈ ન રાખવી.' તેણે મારા પ્રત્યે પ્રેમ દર્શાવ્યો. 'જરૂર, જરૂર, અત્યારે જ કહું છું.' મેં ઉત્સાહમાં આવીને કહ્યું. પણ મારા મોંમાંથી આ વાક્ય નીકળતાં તેના ઉત્સાહની માત્રા ઘણી ઓછી થઈ હોય તેમ જણાઈ આવ્યું. માણસને આંકડી આવતી હોય ને મુખમુદ્રા થાય તે પ્રકારના ભાવો મને તેમના મુખ પર જણાવા લાગ્યા. બાકી રહેલા ઉત્સાહ સાથે તો ય તેણે પૂછ્યું 'બોલો શી જરૂર પડી છે?' 'આ જુઓને... મકાનની......' 'હા, હા. બહુ જ તકલીફ છે' એણે મારા વાક્યને જ જાણે પૂરું કર્યું. મને થયું સાચો મિત્ર, મિત્રના દુઃખે દુઃખી હોય છે તે આનું નામ. જોયું, હજી તો તકલીફની વાત કર્યા પહેલાં 'મારી બધી જ તકલીફ એ સમજી શક્યો. 'પણ એક મકાન છે ખરું. બહુ સારું છે. આમ તો હું આપણા ભીખુભાઈ માટે રાખવાનો હતો, પણ તમે ય ક્યાં જુદા છો? ચેડા જોતા જ આવીએ.'

મારે તો જાણે ઘેર બેઠાં ગંગા પધાર્યાં. આ મિત્રને હું દેવદૂત માનીને મનોમન પ્રણામ કરવા લાગ્યો. 'તો ચાલો ને ભઈ–સાબ–જલદી.' મેં તેમની વાતને પકડતાં કહ્યું. અને ઉત્સાહમાં ને ઉત્સાહમાં પૂછી નાખ્યું, 'તેમાં શી સગવડ છે?' અરે! તમે ય શું ભલા ભઈ, બંગલો છે બંગલો. એમાં સગવડનું પૂછવાનું હોય? હવા, ઉજાસ, નીચે ઘાટી, ઉપર વિલાયતી નળિયાં, બાજુમાં જ પાણીની ડંકી...'

'બસ, બસ, મારે આથી વિશેષ શું જોઈએ' મેં હરખમાં ને હરખમાં બોલી નાખ્યું. થોડી વાર બે–ત્રણ પોળમાં ચલાવીને મને તે મિત્ર એક ડેલા પાસે ઊભો રાખ્યો. 'જોયો ને બંગલો?' તેણે પ્રશ્ન કર્યો. 'ક્યાં છે? મને તો કંઈ દેખાતું નથી.' મને આજુબાજુ જોતાં કોઈ બંગલો નહીં દેખાતાં મેં જણાવ્યું. 'અરે ભાઈ, આ તમારી સામે જ વિલાયતી નળિયા....' હવે મને લાગ્યું કે આ મિત્રની સમજ ફેર થયેલ છે. મારા પિતાશ્રી ગામડામાં ગાયો–ભેંસો રાખે છે તે વાત એમણે ધ્યાનમાં લીધી લાગે છે. આથી સ્પષ્ટતા કરવા મેં કહ્યું 'અમારે બે–ત્રણ મિત્રોને વાપરવા માટે એક–બે ઓરડીવાળા મકાનની જરૂર છે. બાકી ઢોર ઢાંખર તો ગામડામાં જ પોસાય. એને આ તરફ કંઈ લાવવા નથી.' 'અરે તું જો તો ખરો, હું નીચેના ખંડની વાત નથી કરતો. ઉપરનો બંગલા જેવો ખંડ તો જો. હવા, ઉજાસ, વિલાયતી... નીચે તો તેમાં બે ભાડૂતો રહેવા આવવાના છે! ચલ, હેંડ મકાન માલિકને મળીને ભાડૂ સમજી લઈએ.' હું તેમની સાથે યંત્રવત્ ચાલ્યો. 'ભાઈને બંગલો જોવા લાવ્યો છું. મારા મિત્ર છે, બહુ સુખી છે.' મારી ઓળખાણ એક બેઠી દડીના માણસને આપતાં મિત્રે જણાવ્યું. 'અરે એમાં જોવું'તું શું? બંગલો છે, બંગલો. હવા, ઉજાસ, માથે વિલાયતી નળિયાં, બાજુમાં પાણી...' ઇત્યાદિ વર્ણન કરતાં તેણે જણાવ્યું. 'પણ તો ય અહીં સુધી આવ્યો છું તો જરા જોઈ લઉં' મેં મુખ પર દૈન્યના બને તેટલા ભાવો લાવીને કહ્યું. 'હા, ખુશીથી જુઓ ભઈ, પણ તમને આ શહેરમાં પચાસ રૂપિયામાં આવો બંગલો કોઈ આપશે નહીં.' મુરબ્બીએ ધીરે રહીને ભાડાની વાત પણ સિફતથી કહી દીધી. 'લ્યો હેંડો જોઈ લઈએ' કહી તેણે ચાલી લીધી અને એકાદ ફર્લાંગના એ રસ્તામાં ત્યાં પાડોશી કોણ છે, આજુબાજુમાં કોની વસ્તી છે, કેવો નિર્ભય વાસ છે વગેરે વિગતવાર સમજાવ્યું. બંગલાનો દાદર ચડતાં, અર્જુનને મત્સ્યવેધ વખતે તુલાની કેવી સમતુલા જાળવવી પડી હશે તેનો કંઈક ખ્યાલ આવ્યો. પણ અમે ત્રણે સલામત રીતે ઉપર પહોંચ્યા. 'જુઓ આ આગળનો ભાગ પણ તમારે જ વાપરવાનો' તેમણે તાળું ખોલતાં ખોલતાં બારણા આગળના, બે જણ છૂટથી અને ત્રણ જણ અમે ઊભા હતા તે રીતે ઊભા રહી શકે તે ભાગને, અનુલક્ષીને કહ્યું. 'હા, જી. એટલો ભાગ તો નીચે ઉતરવા માટે જરૂરી છે.' મારાથી બોલાઈ

જવાયું. 'હેં'...હેં'...હેં'... ભાઈ, એમાં કંઈ ના પડાય, વહેવારની વાત છે. રૂપિયા પચાસ ઘો છો ને કંઈ એમ ને એમ...' 'લ્યો જુઓ જોયો આ ઉત્તમ ઉજાસ.' ઓરડો ઉઘાડતાં જ તેઓ બોલ્યા. મારું ધ્યાન ઉપરથી તૂટી ગયેલાં પાંચ-સાત નળિયા તરફ ગયું. 'આ સામે જ જુઓ મીઠાં પાણીની ડંકી' તેમણે ચાર પાંચ મકાન મૂકીને એક મકાનનાં ફળિયાંમાં રહેલી ડંકી બતાવતાં લોબીમાં ઊભા-રહી તે તરફ આંગળી ચીંધી. 'બજાર, પણ ત્યાં જ જવાનું છે!' મેં વચ્ચે પૂછ્યું. 'તમે ય તે ભાઈ, બજારનું તમારે એકલા માણસોને શું કામ? ભલા'દમી સવારને પોર ડબ્બું લઈને આટો મારતા આવીએ નદીએ, એટલે તમારે ફરવાનું પણ થઈ જાય.' ને મારા ખાદીના કપડાં જોઈને ઉમેર્યું 'હેં'...હેં ...હેહેં', ગાંધીજી પણ રોજ સવારે માઈલ બે માઈલ ફરવા જતા'ને?' 'હા જી, પણ એ તો માત્ર ફરવા જતા, મારે તો સાથે ડબ્બું લઈને જવાનું ને?' થોડી વાર તે નિરુત્તર રહ્યા. તેમની વાણીથી આમે ય હું કંટાળ્યો હતો એટલે 'મારે તો સારું મકાન જોઈએ, આવી બધી સગવડતાવાળું હું ન રાખી શકું'' કહીને સાથે આવેલા મિત્રને બહાર નીકળવાની ઈશારત કરી. 'તારા માટે કેટલી મહેનત કરી ને તું તો ..હું? આવાં મકાન આજકાલ મળે છે ક્યાં? મકાન રાખવું ન હોય તો પછી મને તો...' એને આવી ઓક્તિ કરવાની ટેવ હશે એમ માની મેં નમસ્કારનો વિધિ કર્યા વગર જ મારાં ઘર (અરે! જે સગાને ત્યાં રહેતો હતો તેના) ના, ના, સગાનાં ઘર તરફ પગ વાળ્યા.

હવે તો હું કંટાળ્યો હતો છતાં એ ઘર શોધ્યા વિના જવામાં આવા વાર્તાના પુનરાવર્તન થવાનો એ ભય પણ ખૂબ પેસી ગયો હતો એટલે મેં આગેકૂચ ચાલુ રાખી. એકાદ મકાન માલિકની ઓળખાણ હતી તેમની પાસે હું પહોંચ્યો. નમસ્કાર કર્યા. એમની મોટરકારથી માંડીને કૂતરા સુધીના જડ ચેતન પદાર્થોના ખબર અંતર પૂછીને પછી મકાનની વાત મૂકી. 'હા ભાઈ, મકાન તો છે પણ જુઓને આજકાલ.. હેં'...હેં' ભાઈસાબ...મારું લગાડતા નહીં, હાં હું તમને દીઠે ઓળખું પણ આપણો ..હેં હેં હેં પરિચય તો કાંઈ જ ન ગણાય. ને આવાં કામમાં તો...ભાઈશાબ જો જો હો આમા ખોટું...' 'ના ના મને ખોટું શું લાગે, આપની વાત સાચી છે. પણ આપ કહો તો બે સારા માણસો...' 'અરે ભાઈ, એ શું બોલ્યા! એમાં તે કંઈ અગે ય... પણ ભાઈ, તમે કેટલા માણસ રહેવાના છો?' 'ત્રણ' મેં ટૂંકો જવાબ આપ્યો. 'એક બાબો હશે' તેણે હસતાં હસતાં વાતને વહેવારમાં નાખી. 'ના, જી. ત્રણે બાબા છે.' 'એટલે!' પહેલી જ વાર આવું ટૂંકું વાક્ય તેઓશ્રી બોલ્યા. 'એટલે એમ કે અમે ત્રણેક જણ, સાવ એકલા; આપનું મકાન ભાડે રાખીને વાંચવા ઇચ્છીએ છીએ. 'મારે વાંઢાઓને બંગલો નથી આપવો. એ તો ધરમશાળા થઈ જાય.' એમ એણે એવી ઢબે કહ્યું કે કુંવારા માણસને પોતે હવે વાંઢો જ રહેવાનો છે તેની પ્રતીતિ થઈ જાય. 'પણ અમે વાંઢા નથી. આ તો હજી અભ્યાસ કરીએ છીએ—અને અધુરામાં પૂરું અહીં મકાન રહેવા મળતાં નથી—એટલે અમે નથી પરણવાં. બાકી કાકા, આપ મકાન આપો તો જુઓ, માંડવા પણ અહીં જ! પછી તો આપને મકાન આપવામાં શો વાંધો હોય!' 'નારે એ વાત જ ખોટી.' 'આપને, કુંવારા યે નહીં પરણે તેવા યે નહીં; ત્યારે કેવા ભાડુઆત જોઈએ?' મેં પ્રશ્ન કર્યો. 'અરે ભાઈ, જવા દો ને મકાન સાસરે થાય નહીં ને...' 'પણ અમે દરરોજ ત્રણવાર આપની કબરમાં રેશમી સાતરંગીથી...' 'ના, ભાઈ, એ બને એવું નથી.' 'પણ આ એડવાન્સ ભાડું. દલપતભાઈ એમના કુંવારા મંડળ સાથે રહેતા ત્યારે પચાસ આપતા પણ અમારા આ સાઠ.' 'ના, ભાઈ, ના એવું કંઈ નથી હેં... હેં'...હેં' પણ કાંઈ સંબંધ બગાડાય છે, લો ભલે ત્યારે સોમવારથી મૂરત કરી જાઓ. હેં...હેં ભાઈશાબ વાતમા ને વાતમા તમને આવકારતાં ય ભૂલી ગયો. અરે બેબી! ભાઈને અડધો પાલો મીઠી માટલીમાંથી પાણી આપજે.' કહીને તેમણે નોટોને ગણી ગણીને ખીસામાં મૂકી દીધી. બધી જ નોટો ખીસામા પડતાં તેનું નવું જ વ્યક્તિત્વ જોતા જોતો પાણી પીને હું 'આપણે મકાન રાખ્યું' એ વધામણી ખાવા મિત્રોના રહેઠાણે વળ્યો.

હે મન! દોડધામ કરીને દૂધ પીવા કરતા બહેતર તો એ છે શાંત ચિત્તે હરી શરણ થઈને પાણી પીવાય —કનક કહેવત

# અંધની લાકડી

'શિવપ્રકાશ'

મારા માતાપિતા અવસાન પામ્યા પછી હું મારા કાકા સાથે જ રહેતો. તેઓ નિવૃત્ત લેફ્ટેનન્ટ જનરલ હતા. પ્રથમ વિશ્વયુદ્ધમાં તેમણે નામના મેળવી હતી અને પ્રસિદ્ધિ પામ્યા હતા એ ખરું; પરંતુ બીજા વિશ્વયુદ્ધમાં તેમણે જે નેતૃત્વ શક્તિ દેખાડ્યું, અને સાથી રાષ્ટ્રોને નાના વિજયોની હારમાળાનું તોરણ બાંધી આપ્યું તેનાથી ચોતરફ તેમની ખ્યાતિ પ્રસરી, અને છાપાઓમાં મોટા શીર્ષક નીચે, ફોટા સાથે, તેમના સમાચારો પ્રગટ થવા લાગ્યા.

અત્યારે તો મરીનડ્રાઈવ ઉપર 'કર્નલ હાઉસ'માં તેઓ નિવૃત્ત જીવન ગાળતા હતા. બધાં જ તેમને કર્નલ સાહેબ તરીકે ઓળખતાં. તેમનો રુઆબ ભારે પડતો. પડછંદ દેહ, ભરપૂર ઊંચાઈ, વેધક આંખો, અને વિશાળ ભાલ પ્રદેશથી તેમનું વ્યક્તિત્વ જોનારને આકર્ષી લેતું. આખી જીંદગી લશ્કરી શિસ્તમાં ગાળી હોવાથી, તેમના જીવનમાં શિસ્ત અને વ્યવસ્થા તાણાવાણાની પેઠે ઓતપ્રોત થઈ ગયાં હતાં અને તેમાંથી કોઈ વાતનો અનાદાર તેઓ ભાગ્યે જ માફ કરતા. હું તેમની સાથે રહેતો છતાં મારે બહુ જ સાવચેતી રાખવી પડતી. મને તેઓ ધમકાવી પણ લેતા:

"તારે માબાપ નથી એટલે એમ ન માનતો કે તારા બાપનું દેવું હું આખી જીંદગી ભર્યા કરીશ. જા બેટા, કમાતા શીખ!"

એમ છતાં, કોલેજ સુધીનું શિક્ષણ તેમણે જ અપાવ્યું. મેં એ પૂરું કર્યું અને કર્નલ સાહેબને ઠ્ઠ્યું વર્ષ ચાલતું હતું ત્યારે એક આફત ખડી થઈ. તેમને આંખની તકલીફ ઊભી થઈ અને એક વર્ષમાં તો તેઓ આંખનું તેજ સાવ ગુમાવી બેઠા.

એક લશ્કરી જીવ માટે આનાથી વધુ ત્રાસદાયક બાબત બીજી કોઈ હોઈ શકે નહીં. અંધાપાની અસહાયતાથી કર્નલ સાહેબ મનમાં જ ધૂંધવાઈ રહેતા. પરંતુ તેમની દિનચર્યામાં કાંઈ જ ફેરફાર તેમણે થવા દીધો નહીં. મરીનડ્રાઈવ ઉપર રસ્તો ઓળંગી સામેની દિવાલ સુધી ફરવા જવાનું સવારસાંજ ચાલુ જ રાખ્યું.

ધોળી લાકડી અંધજનોનું પ્રતીક છે અને તે રાખવા, શરૂઆતમાં, મિત્રો અને સ્નેહીઓએ સમજાવવા માટે પ્રયત્ન કરેલો ત્યારે તેમની લાક્ષણિક ઢબે વિરોધ કરેલો: "હું કર્નલ વિશ્વાસ–લેફ્ટેનન્ટ જનરલ–અહીંનો દરેક શહેરી, દરેક પોલિસમેન, મોટરવાળા, બસવાળા–ચોપાટીના તમામ વસનારાં–મને કોણ નથી ઓળખતું ભલા!"

"એ ખરું છે, કર્નલ-સાહેબ પરંતુ આવડા મોટા શહેરમાં હજારો નવા આગંતુકો અને પરદેશીઓ હોય જેથી શ્વેત લાકડીની સંજ્ઞા હાથમાં હોય તો ખોટું નથી." એમ જ્યારે સૌએ મહામુસીબતે સમજાવ્યું ત્યારે કર્નલ સાહેબે કચવાતા દિલે લાકડીનો સ્વીકાર કર્યો. બીજે જ દિવસે છાપાઓમાં મોટા અક્ષરે છપાયું.

"જે હાથ, સેનાની તરીકે રણમેદાનમાં સૈનિકોને દોરતા, તે આજે શ્વેત લાકડી અપનાવે છે!"

કર્નલને દૃષ્ટિ ગુમાવ્યા પછી ઉશ્કેરાટ વધુ રહેતો. ખુરશી અમુક જગાએ જોઈએ, હેટ અમુક ખીંટી પર જ–છત્રી તથા લાકડી દિવાનખાનાની બાકીના ખૂણે–બૂટ મોજાં પરસાળના દાદરા નીચે–આમ દરેક ચીજનું મુકરર સ્થાન હતું અને તેમાં કાંઈ ફેરફાર થાય તો નોકરનું આવી બનતું. તેઓ દરેક સાંજે, અચૂક, ફરવા નીકળી પડતા અને એટલા મશહૂર બની ગયા હતા કે રસ્તો ઓળંગતા શ્વેત લાકડીના દર્શને રસ્તાની બન્ને બાજુ ટ્રાફિક આપમેળે થંભી જતો.

આ દરમ્યાન મારા કમનશીબે, એક યુવતીએ મારા જીવનમાં પ્રવેશ કર્યો હતો. તે એક શ્રીમંતની પુત્રી હતી. દેખાવડી તો ખરી જ પણ ચંચળ વિશેષ. હું કર્નલ વિશ્વાસનો વારસદાર છું એવી જ્યારે તેને ખબર પડી ત્યારથી તેના પ્રેમની માત્રા ઓર વધી ગઈ. રેણુકા તેનું નામ. બીજા શબ્દોમાં કહીએ તો કથાનો શરમજનક ભાગ અહીંથી શરૂ થાય છે. વિશ્વાસ કાકા પીગળે છે કે નહીં તે જાણવા મેં એક–બે વાર પ્રયત્ન કરેલો ત્યારે તેઓ તાડૂકીને બોલ્યા હતા:

"લગ્ન કરવું છે–પણ ખાશો શું બેટમજી? હવા ખાઈને થોડું જીવાશે? કાંઈ રળવાનો વિચાર કર્યો?"

એટલે કાકાએ તો પ્રસ્તાવ ઉપર ઠંડું પાણી રેડી દીધું અને હું મનમાં સમસમી રહ્યો. એક ભયંકર વિચારે મારા મગજમાં પ્રવેશ કર્યો અને રોજ એકનો

એક વિચાર ઘોળાતો ગયો, અને ત્યારે અદમ્ય સ્વરૂપ ધારણ કર્યું ત્યારે તેને અમલમા પણ મૂકયો. કર્નલ પાસે હતી તેવડી જ લાકડી હું લઈ આવ્યો—જાડાઇ, લંબાઇ, આકાર બધુ જ સરખુ માત્ર રંગમા ફેર મારી લાકડી કાળી હતી—ફરવા જતી વખતે શોખીન લોકો હાથમા રાખે છે તેવી જેમજેમ પ્રેયસીના વિચારે હું વધુ અસ્વસ્થ બનતો ગયો તેમતેમ, કાળી નાગણ જેવી આ લાકડીએ મારા મનનો સંપૂર્ણ કબજો લઇ લીધો

એક બપોરે મે ગજબનાક હિંમત કરી કર્નલ સાહેબ, ઓરડાની પરસાળમાં પડતી બારી ઉપર શ્વેત સોટી લટકાવી રાખતા, ત્યા કાળી લાકડી મૂકી દીધી અને ધોળી લાકડીને ખૂણામા છત્રી પાછળ રાખી દીધી નોકર કદાચ જુએ તો આઘીપાછી થયાની જ શકયતા લાગે હવે પછી શુ બને છે તે હું છાની રીતે જોવા લાગ્યો કર્નલ સાહેબે નિત્ય સમયે હાથમા કાળી સોટી લીધી અને બહાર નીકળી પડ્યા લાકડી બદલાઈ ગયાની જરા પણ શંકા તેમના મુખ પર જોવા મળી નહિ

તેમના ગયા પછી મારું મન ચકડોળે ચડ્યુ થોડી જ વારમા કર્નલ વિશ્વાસ રસ્તો ઓળગવા જશે—કોઇ બેદરકાર વાહનવાળાનું ધ્યાન ન રહે અને કદાચ

.. કદાચ શુ? કર્નલ ચોક્કસ કોઈ વાહન સાથે અથડાઇ પડે અને રસ્તાનો એક રોજીંદો અક સ્માત પણ બની જાય' તેમનુ મૃત્યુ પણ થાય'

મારું આખુ શરીર પરસેવે રેબઝેબ થઇ ગયુ. હૃદયનો ધબકાર અનેકગણો વધી ગયો હુ જ ખૂની હતો ને? હું ઈરાદાસરનું ખૂન કરી રહ્યો હતો! અને તે પણ મારો સગો કાકો જેણે પોતાની બધી જ મિલકત મારે નામે કરી હતી અને જે મારી અને રેણુકાની વચ્ચે આડખીલી બની રહ્યો હતો'

મારી દુષ્ટતાનો ખ્યાલ મને પળવી ગયો બીજી જ ક્ષણે હું તેમની પાછળ દોડ્યો અને બૂમો પાડતો જ રહ્યો

"કર્નલ સાહેબને અટકાવો—તેમને જલદી રોકો—તેમની ધોળી લાકડી ઘેર ભૂલી ગયા છે કાકા, પાછા ફરો!"

કર્નલ સાહેબ રસ્તો ઓળગી ગયા હતા પૂર ઝડપથી આવતી બે માળની એક બસ, ભયંકર પ્રાણીના જેવી બ્રેકની ચીસ પાડી, રસ્તા સાથે ચોંટી ગઇ કર્નલ સાહેબે ઉગ્ર જબાનમા ડ્રાઈવરની ખબર લઈ નાખી ત્યા એકઠા થયેલા ટોળામાથી ઘણા કર્નલ સાહેબને ઓળખતા હતા તેમણે કહ્યું

"ભૂલ આપની થઈ લાગે છે, કર્નલ સાહેબ' આજે આપના હાથમા ધોળીને બદલે કાળી લાકડી આવી ગઇ લાગે છે'"

જવાબમા વિશ્વાસ કાકા જોરથી તાડૂક્યા "કર્નલ કોઇ દિવસ ભૂલ કરી નથી—આજે પણ નહી અહીં બેવકૂફો ભેગા થયા છે કે શુ?" એટલુ કહી લાકડીને એટલા જોરથી પછાડી કે તેના બે ટૂકડા થઈ ગયા. એટલામા હું તેમની પાસે પહોચી ગયો, અને દોરીને બગને પાછા લઈ આવ્યો આખે રસ્તે તેઓ કાંઈ બોલ્યા નહી. ગત્રે ભોજન પછી, મને પાસે બેસાડી તેમણે પૂછ્યુ

"કેમ દીકરા, કામનું કાસળ કાઢી નાખવા વિચાર હતો?"

'આવુ કેમ બોલો છો, કાકા?"

'તો પછી લાકડી બદલવાનુ કારણ?"

હું સાભળીને જ ડઘાઈ ગયો જાણે મારા ગાત્રોમા લોહી થીજી ગયુ મે લાગતો જ સવાલ કર્યો

'લાકડી બદલ્યાની વાત તમે જાણતા હતા? મને બોલાવ્યો કેમ નહી? અને બોટી લાકડીના આધારે બહાર શીદ નીકળ્યા?'

તારે કાકાનો ખપ ન હતો, એટલે ખપી જવા'"

હું ધ્રૂસકે રડી પડ્યો અને કાકાને પગે પડ્યો મને સાત્વન આપતા તેમણે કહ્યુ

તારી ભૂલ માટે તને માફ કરુ છુ. તારી ઉમરે પણ મે એવી જ બલ્કે ખરાબ ભૂલો કરી છે પણ હવે તો જાગ્યા ત્યાથી સવાર! આજથી સુધરવાનો પ્રયત્ન કરજે, અને હા, એક બીજી વાત પેલી રેણુકાની આશા છોડી દેજે! તેનો પ્રેમ તારા વારસા સાથે છે!"

આ પ્રસંગ પછી કર્નલ વિશ્વાસ પાંચ વધુ વર્ષ જીવ્યા દરમ્યાન રેણુકાએ બીજો સાથી પસંદ કરી લીધો પરંતુ કુદરતે જેની ચક્ષુના તેજ ખેંચી લીધા છે તેવી વ્યક્તિની અસહાયતા સાથે મે જે વર્તાવ કર્યો—અને છતા જેમણે ઉદારતાથી મને માફી આપી—તે શરમ કથા યાદ આવતા જ હૃદય ગ્લાનિ અનુભવે છે અને પશ્ચાત્તાપનો અગ્નિ કોરી ખાય છે ક્યાપીની પેલી પંક્તિ યાદ આવે છે, અને સ્વર્ગના એ પાવન ઝરણામા ડૂબકી મારી પાપ ધોવા મથુ છુ, પણ ક્યાય ચેન પડતુ નથી એમ થાય છે કે સૌ કોઇને આ વાત કહીને મારા દિલનો ભાર હળવો કરું અને શ્રોતાજનો મને માફ કરે તો મારા આત્માને શાંતિ મળે'

એટલે સ્તો, આજે આ વાત કરી નાખી' મને માફ કરશો ને? [આધાર એ. જે મોરિસ]

# બિલિપત્ર

**ભૂપેન્દ્ર ત્રિવેદી**

હઝરત શયખ પીરાને-પીર કહેવાય છે તેમની પાસે દરરો હદીસની મજલિસમા લાખો લોકો હા સનો સબક લેતા

એક દિવસ તેઓ હદીસનો સબક આપી રહ્યા હતા અને એક માણસે આવી કહ્યુ

હઝરત સાહેબ! આપનુ એક વહાણ દરિયામા ડૂબી ગયુ છે '

હઝરત સાહેબ એક ક્ષણ અટકી બોલ્યા ' અ હમ્દુલિલ્લાહ '

તેઓ હદીસ પઢાવવા પાછા લયનીન બની ગયા

થોડી વારે બીજાએ ખબર આપી 'હઝરત સાબ આપનુ વહાણ ખુદાની કરામતથી બચી ગયુ છે'

હઝરત શયખ તો પહેલાની જેમ જ 'અ હમ્દુ લિલ્લાહ બોની હદીસ પઢાવતા રહ્યા

શોક ને આનદના સમાચારો સાભળતા હઝરત શયખના મોમાથી આ એક જ પ્રકારનો શબ્દ સાભળતા એકે તેઓને પૂછ્યુ

'આપ બને વખતે અ હમ્દુલિલ્લાહ' બોલ્યા એનું કારણ શુ ?'

હઝરત શયખે જવાબ આપતા કહ્યુ

પ્રથમ તો મને મારો માલ ડૂબવાના ખબર મળ્યા તે સમય મે મારા હૃદયને ઢઢે ળી જોયુ તો મને જણાયુ કે માલ ડૂબવાથી હૃદયને કશુ દુ ખ પહોચ્યુ નહેતુ એટલે મે ખુદાનો અ હમ્દુલ્લિલ્લાહ' કહી ખૂબ આભાર માન્યો દિલમા માલ પ્રત્યે કોઈ આસક્તિ ન રહેવી એ'લે જ ખુદાના શુકર

બીજી વખત મે અ હમ્દુલ્લિલ્લાહ' કહ્યુ આ પણ ખુદાનો આભાર જ હતો કારણ કે માલ ન ડૂબવાના મારા ખબરથી મારા હૃદયમા ખુશી ન ઉપજી એટને કે બને વખતે મારા દિલની હાલત જેવી હતી તેવી જ રહી

ન તો ખુશી ન શોક

*

પચ્ચીસ વરસનો જુવાન

નામ એનુ હઝરત મુહમ્મદ હકીમુલ તિરમીઝી

નાનપણથી જ એને પડિત બનવાની ખ્વાહિશ એ એના મિત્રોને કહેતો 'દુનિયા ઇબાદત કી જગહ હૈ ઔર બદા ભ્રમ ઔર વિશ્વાસ કે બીચ હમેશા ઝૂલતા હૈ ન માલુમ મૈં જિનતિ (સ્વર્ગનો અધિકારી) હું કિ નહી ' એના એક મિત્રે કહ્યુ, સાચી ઇબાદત કઈ તો કહ્યુ 'ગુનાહ ન કરો યહી એક બડી ઇબાદત હૈ '

એક દિવસે તિરમીઝીના મિત્રોએ કહ્યુ 'ચાલો આપણે દેશવિદેશ ફરીએ આલિમ ને હાફિઝના સતસગોથી તમે પ્રખર જ્ઞાની થઈ શકશો '

તિરમીઝીએ મા પાસે આવી આજ્ઞા માગી, પણ માએ કહ્યુ

'બેટા તુ હરેફરે ને અલ્લાહ ઓલિયો બને એથી વિશેષ ખુશી મારા માટે કઈ? પણ તુ જુએ છે ને કે હું વૃદ્ધા છુ બિમાર છુ અને આવી સ્થિતિમા છોડીને તુ જઈશ તો મારુ કોણ?'

માના શબ્દો સાભળતા જ તિરમીઝીએ પોતાનો વિચાર માડી વાળ્યો અને મિત્રો પાસે જઈ કહ્યુ

દોસ્તો મારી માને મૂકીને હું ક્યાય જઈ શકીશ નહિ '

મિત્રો જ્ઞાન મેળવવા દેશાટન કરવા નીકળી પડ્યા

પાચ માસ પછી એક દિવસ તિરમીઝી એક કબર પાસે ગમગીન થઈ વિચાર કરતો બેઠો હતો

સાવ એકલો મારા એકે એક સાથીઓ દુનિયા જોઈ વળશે જ્ઞાન-વિજ્ઞાનમા મારાથી ચઢિયાતા થઈ જશે હુ ભોટ જેવો રહી જઈશ ' એટલામા એક નૂરાની ચહેરાવાળા બુઝર્ગ કબર પાસે આવ્યા અને તિરમીઝીને નિરાશ થએલો જોઈ તેને બોલાવ્યો

તિરમીઝીએ બધી વાત કરી બુઝર્ગે વાત સાભળી કહ્યુ

ભાઈ મારા! ચિંતા કરીશ નહિ જો તારી ઇચ્છા હોય તો હુ રોજ તને પઢાવીશ અને એથી તુ તારા તમામ સાથીઓ કરતા એકસોગણો તેજસ્વી બનીશ '

ત્રણ વરસ સુધી પેલા બુઝુર્ગે તિરમીઝીને રોજ સબક પઢાવ્યા કર્યા

અને જ્યારે તિરમીઝીને ખબર પડી તો પેલા નૂરાની ચહેરાવાળા બુઝુર્ગ બીજા કોઈ નહિ પણ હઝરત ખિઝર પોતે હતા

*

એક વખત સ્વર્ગના ફિરસ્તાઓએ ભેગા થઈ ખુદાને પ્રશ્ન કર્યો 'હે ખુદાતાલા' તે માનવીઓને અમારાથી ઊંચો દરજ્જો કેમ આપ્યો? જો કે અમે તારી ઇબાદતમા ચોવીસે ય કલાક લાગ્યા રહીએ છીએ અને આ તારા માનવીઓ તો દિવસમા જેટલા સારા કાર્યો કરે છે એનાથી વધારે તો બૂરા કામ કરે છે'

ખુદાએ કહ્યુ 'ઓ મારા પ્યારા ફિરસ્તાઓ! આવો હુ તમને તમારા સવાલનો જવાબ આપુ'

મે માનવીઓને ઊંચો દરજ્જો એટલા માટે આપ્યા કે તેઓ મને યાદ કરે ભૂલી જાય તો મારી પાસે માફી માગીને પણ મને યાદ કરે નહિતર ઇબાદત માટે તમે ફિરસ્તાઓ ઘણા છો ને મારી ઇબાદત પણ અખૂટ છે પણ હુ કાઈ ઇબાદતનો જ ભૂખ્યો નથી મને તો ખરાબ કામો કરનારા ને સારા કાર્યો કરનારા માનવીઓ ખૂબ ગમે છે કારણ તમને ખબર છે?' સૌ ફિરસ્તાઓ સાભળવાને વધુ આતુર બન્યા 'કારણ? મારી પાસે કૃપાનો સાગર પડેલો છે એનો હુ ઉપયોગ તો કરી શકુ' અને હા, કૃપા ને ઇબાદતમા ફરક કેટલો તેની તમે ફિરસ્તાઓને શુ ખબર પડે' તમે સૌ માત્ર ઇબાદત માટે જ છો જ્યારે માનવી તો ઇબાદત કરવાની ભૂલી જાય ને પાછો મારી પાસે કરગરતો આવે તો હુ ખૂબ રાજી થઈને એમના બધા જ ગુનાહોને માફ કરી દઉ અને એ લોકો જ્યારે સાચા દિલથી મારી પાસે આજીજી કરે છે ત્યારે હુ એને માફ કરી લેતા પણ અચકાતો નથી એમની આજીજી મને ખૂબ પ્યારી લાગે છે આ ચીજ તમારામા નથી'

ખુદાનો જવાબ સાભળી સૌ ફિરસ્તાઓ એકી અવાજે બોલી ઊઠ્યા 'અલ્લા હો અકબર'' અને એના પડઘાઓ સાભળી સૌ ખુદાના તસવ્વુરમા (ધ્યાન) લવલીન થઈ નમાજ પઢવા લાગી ગયા

---

## પણ સિદ્ધાત

એક વખત એક સાધુ પાસે જઈને એક ગૃહસ્થે તેને પૂછયુ 'મોક્ષને માટે શુ ઘર છોડવુ જ પડે? સાધુએ કહ્યુ 'એવુ કોણ કહે છે? જનક જેવાએ રાજમહેલમા રહીને મોક્ષ મેળવ્યો પછી તારે જ ઘર છોડવાની જરૂર શી?' ત્યાર બાદ બીજો એક ગૃહસ્થ આવીને સાધુને પૂછવા લાગ્યો 'મહારાજ, ઘર છોડ્યા વગર મોક્ષ મળે ખરો કે?' સાધુએ કહ્યુ કે, 'કોણ કહે છે? ઘરમા રહીને એમ આરામથી મોક્ષ મળી જતો હોય તો શુક જેવાએ ઘર છોડયા તે શુ બેવકૂફ હતા?' પછી એ બેઉ ગૃહસ્થનો ભેગો થયો, અને તેમની વચ્ચે ઝઘડો પડયો એક કહે સાધુએ ઘર છોડવાનુ કહ્યુ છે બીજો કહે ઘર છોડવાની જરૂર નથી એવુ કહ્યુ છે બને સાધુ પાસે પાછા આવ્યા સાધુએ કહ્યુ 'બને વાત સાચી છે જેવી જેની વૃત્તિ તેવો તેને માટે રસ્તો અને જેવો જેનો સવાલ તેવો તેને જવાબ ઘર છોડવાની જરૂર નથી એ પણ ખરુ છે અને ઘર છોડવાની જરૂર છે એ પણ ખરુ છે આનુ નામ પણ સિદ્ધાત છે

ફળત્યાગી પુરુષની કર્મસમાધ જેમ ઊંડી હોય છે તેમ તેની વૃત્તિ વ્યાપક ઉદાર અને સમ હોય છે એથી તરેહતરેહના તત્ત્વજ્ઞાનોની જ જાળમા તે ફસાતો નથી અને પોતાનુ જે હોય તેને છોડતો નથી નાન્ય દસ્તીતિ વાદિન 'આ જ છે ને બીજુ નથી', એવા વાદાવાદમા પણ તે પડતો નથી 'આ પણ છે ને તે પણ છે, પરતુ મારા પૂરતુ આ જ છે' એવી તેમની નમ્ર તેમ જ નિશ્ચયી વૃત્તિ રહે છે.

—વિનોબાજી

# ક્લોરેલા

ડૉ. કુસુમ દેસાઈ

વધુમા વધુ પોષણ આપી શકે તેવા ખાદ્યો શોધવાની દિશામા 'ક્લોરેલા'ની શોધ એ વૈજ્ઞાનિકોની સૌથી નવી શોધ છે

આજ સુધી તો આપણે સૌ આ ક્લોરેલાને ઉપેક્ષાની નજરે જ જોતા આવ્યા છીએ તળાવના બધિયાર પાણીની સપાટી ઉપર તરતી ઘેરા લીલા રગની લીલ એ જ આશ્ચર્યજનક ગુણો ધરાવતી ક્લોરેલા છે આ નાની શી વનસ્પતિની શોધે કઈક અસભવિત બાબતોને સભવિત બનાવી છે તેના ગુણો અને શક્તિ અપાર છે અનાજ-અછતની અને બળતણની તગીની સમસ્યાઓ તે જ હલ કરી શકે તેમ છે

આ વિસ્મયકારી વનસ્પતિ – લીલ કે શેવાળનુ વૈજ્ઞાનિક નામ છે ક્લોરેલા પાયરેનોયડોસ આમ જુઓ તો તે દેખાવમા એટલો બધો નાનો હોય છે કે એક ટાંચણી ઉપર ઓછામા ઓછા તેના સોએક છોડ એકત્ર કરી શકાય છેલ્લા સિત્તેર વરસથી પ્રયોગશાળાઓમા ક્લોરેલા એ શોધનો મુખ્ય વિષય બની રહ્યો છે

આજ સુધીના પ્રયોગોથી હવે એ વાત તો સાબિત થઈ ચૂકી છે કે ક્લોરેલા વર્તમાન અનાજ-કટને ઘણી જ સહેલાઈથી દૂર કરી શકે છે માત્ર એટલુ જ નહિ ભવિષ્યમા જ્યારે તેલ પેટ્રોલ અને કોલસાનો જથ્થો ક્યારેક પણ ખૂટી જશે ત્યારે તેનો અભાવ પણ ક્લોરેલાની સહાયતાથી ઘણી જ સહેલાઈથી દૂર કરી શકાશે

ક્લોરેલાની સૌથી નોંધપાત્ર બાબત એ છે કે મૂળથી તે ફણગા સુધી તે પૌષ્ટિક તત્ત્વોથી ભરપૂર છે મૂળિયા ડાળખા અને ઝીણા ઝીણા પાદડા આમાથી એકેયને આપણે ફેંકી ન શકીએ કોઈ પણ ખાદ્ય પદાર્થને મુકાબલે તેમાથી વધારે પ્રોટીન મળે છે કાર્બોહાઈડ્રેટ અને ચરબી પણ તેમા ખાસ્સા પ્રમાણમા હોય છે સાથે જ તમામ સ્વાસ્થ્યવર્ધક વિટામિન પણ (એક 'સી' સિવાય) આ અદ્ભુત ગુણો વાળા છોડમાથી મળી શકે છે

બીજી બાબત એ નોંધપાત્ર છે કે ક્લોરેલાને ઉગવા વધવા વિકસવા કે ફેલાવાને માટે ઝાઝી જગ્યાની જરૂર નથી વૈજ્ઞાનિકોનુ અનુમાન છે કે આજે જેટલી જમીન ઉપલબ્ધ છે તેના માત્ર ૧/૫ હિસ્સામા જ એટલી ક્લોરેલા પેદા કરી શકાશે કે જે વડે ઓછામા ઓછા સિત્તેર અરબ માણસો (સન ૨૦૫૦મા જગતની ધારવામા આવેલી વસતિ)ના ભોજન વિદ્યુત અને બળતણ સબધીની આવશ્યકતાઓ પૂરી કરી શકાશે

કાર્નેગી ઈન્સ્ટીટ્યૂટ (અમેરિકા)ના વૈજ્ઞાનિકોએ 'પાયલટ ફેક્ટરી'ની સ્થાપના કરીને આ દિશામા રચનાત્મક કાર્યનો આરભ કરી દીધો છે ખૂબ જ મોટા પાયા પર ક્લોરેલાનુ ઉત્પાદન કરતુ આ કારખાનુ કેમ્બ્રિજમા એક ખૂબ ઊંચી ઇમારતની અગાશી ઉપર આવેલ છે ત્યા નળી પારદર્શક પ્લાસ્ટિકની ટ્યૂબમા આ છોડની ખેતી કરવામા આવે છે આજ સુધીના ઉત્પાદન આકડાઓને આધારે એ માર સારવી શકાય છે કે પ્રત્યેક એકર જમીનમા ચાલીસ ટન ક્લોરેલા તો ઘણી જ સહેલાઈથી ઉગાડી શકાય છે ધારવામા આવે છે આ આકડો કોઈ એક દિવસે એક એકરે એમા પચાસ ટન લગી પહોચી જાય તો આપણને નવાઈ ન લાગવી જોઈએ!

ક્લોરેલાના ઉત્પાદન પર ઇઝરાઈલની સરકાર ઘણુ ધ્યાન આપી રહી છે ત્યા જાનવરો માટે ક્લોરેલા એક સારો ખાદ્ય પદાર્થ પુરવાર થઈ ચૂક્યો છે

ખાદ્ય સિવાય પણ ક્લોરેલા અન્ય એટલા જ મહત્ત્વના ઉપયોગમા લઈ શકાય છે આજે જે પ્રમાણમા ગેસ કોલસા અને પેટ્રોલની ખપત વધતી જાય છે તે ઉપરથી એમ અનુમાન કરી શકાય કે આવતા ૨૫–૩૦ વરસમા ગેસ કોલસો અને પેટ્રોલના ભડારો ખતમ થઈ જાય તેવી આશકા જરૂર છે અને પછી ત્યારે? ત્યારે ક્લોરેલાથી જ આપણી આ આવશ્યકતાઓ પૂરી પાડી શકાશે વૈજ્ઞાનિક જગતમા તો ત્યા સુધીની માન્યતા છે એ એક દિવસ એવો આવશે કે જ્યારે સમસ્ત વિશ્વની ખાદ્ય અને શક્તિ (એનર્જી)

સબધી તમામ આવશ્યકતાઓ કનોરેના પૂરી પાડી શકશે, કારણ કે કનોરેલા સૌર શક્તિ એકત્ર કરવામા સૌથી વધારે ઉપયોગી સાધન પ્રમાણિત છે

કનોરેનાના, તાજેતરમા કરવામા આવેલા એક પરીક્ષણથી તેનુ ભવિષ્ય એક બીજી રીતે પણ ઘણુ જ આશાસ્પદ બની ચૂક્યુ છે વેનેઝૂએલામા કુષ્ઠ રોગીઓની વસ્તીમ કનોરેનામાથી તૈયાર કરવામા આવેલો એક પ્રકારનો સેરવો રોગીઓને પીવરાવવામા આવ્યો તેનું પરિણામ એ આવ્યુ કે રોગીઓના વજન અને સ્વાસ્થ્યમા આશ્ચર્યજનક સુધારો માલૂમ પડયો અગાઉ કરતા તેઓ વધારે સ્ફૂર્તિમા આવી ગયા અને પોતાની કઠણાઈઓ સામે ઝૂઝવા તેઓમા ઉત્સાહ આવ્યો

આ પરીક્ષણ પછી તો વૈજ્ઞાનિકોમા આ વિષય પરત્વે સારો એવો રસ જાગ્યો છે અને તેઓ અનેક વિધ પ્રયોગો કરી રહ્યા છ કનોરેનાથી આપણે જોઈએ તેટલા પ્રમાણમા ઓક્સીજન પ્રાપ્ત કરી શકીએ છીએ, એ જાણીને અમેરિકાના અર ફોર્સના અધિકારીઓ પણ તેનાથી આકર્ષાયા છે તેઓએ ટેક્સાસ યુનિવર્સિટીમા (કનોરેલા બાબામા શોધખોળ કરનાર આ એક મુખ્ય સસ્થા છે)ના ડૉ. જૅક ઈ માયર્સને આ સબધી વધુ સશોધન કરવા વિનતી કરી છે

અન્ય છોડોની પેઠે કનોરેલા પણ કાર્બન ડાયૉક્સાઈડને ખોરાકરૂપે ગ્રહણ કરે છ અને ઓક્સીજન બહાર ફેંકે છે માયર્સે એર ફોર્સ માટે શોધ કરીને એવુ તારણ કાઢ્યુ છે કે સ્પેસ વિમાન અને તેના જેવા કોઈ પણ બધ વાહનમા પ્રાકૃતિક રૂપે ઓક્સીજન પ્રાપ્ત કરવા માટે કનોરેલાથી વધુ અધિક ઉપયોગી ચીજ એક પણ નથી વજનમા અત્યત હલકી હોવા ઉપરાત અન્ય છોડોની તુલનામા તે ઘણો જ વધારે ઓક્સીજન બહાર ફેંકે છે (સૂચિત)

## નિશ્ચિત ભેટ

ચૂટણીનો સમય હતો જવાહરલાલજી ચૂટણી પ્રવાસે નીકળ્યા હતા

કાનપુરના પરેડ–મેદાનમા એક વિરાટ સભા હતી પડિતજી તેને સબોધવાના હતા

પડિતજીના આગમનની વાત જાણતા લોકો કીડિયારાની માફક ઉભરાવા લાગ્યા મેદાન ખીચો ખીચ ભરાઈ ગયુ ક્યાય પગ મૂકવા જેટલી જમીન ન હતી

વિઘ્ન–સતોષીઓ આવી ભીડ ભાડનો લાભ લેવાનુ કેમ ચૂકે! ગિરદીમા તેમનુ કામ સરળ થઈ જાય છે મન ફાવે તેવા ચાળા કરવાની તેમને તક મળી જાય છે

જવાહરલાલજી એક મિનિટ પહેલા જ મચ પર આવ્યા હતા એટલામા કોઈના હાથ સળવળ્યા એક જોડો હવામા ઊડી મચ પર પડ્યો મચ પર દેવીપ્રસાદ ધાવન નામના એક સજ્જન બેઠા હતા તેમના ગાલ પર એ જોડો ચટાક કરતોને વાગ્યો

જવાહરલાલજી ઝીણી નજરે આ બધુ જોઈ રહ્યા હતા લોકોનુ ગાંડપણ જોઈ હસતા હતા તેઓ ધાવનજી સામે જોઈ હસવા લાગ્યા જાણે કહી ન રહ્યા હોય કે 'ભાઈ ચૂટણીમા તો એવી લપડાક હસી કાઢવી જોઈએ '

પછી હાથ વડે ઈશારો કરી ધાવનજી પાસે જોડો માગ્યો ધવનજી જોડો આપવા ગયા ત્યારે હસતા હસતા કહેવા લાગ્યા

જોયુ ને? મોટા લોકોનુ કેવુ ભવ્ય સ્વાગત થાય છે' ભાઈ મોટા લોકોની સોબતમા તમને આવા જ ઇનામ મળ્યા કરશે!'

પછી શ્રોતાઓ તરફ મો ફેરવી હસતા હસતા જોડો ઊચો કરી બતાવતા બોલ્યા

'ભાઈઓ, જુઓ' કોઈ સજ્જને અમારી પાસે આ અજબ ભેટ મોકલી છે' પણ જોડ તૂટી ગઈ છે' બીજો જોડો પણ મોકલે તો કોઈને કામ આવે!'

આ વાક્ય એમણે એવા કટાક્ષમા કહ્યુ કે લોકો તેનો અર્થ સમજી જઈ હસવા લાગ્યા તાળીઓ પાડવા લાગ્યા

જવાહરલાલજીએ જાણે બાકીનુ કહેવુ અધ્યાહાર ન રાખ્યુ હોય

'આવા ધાધલિયાઓના કાળા કામ અમે આમ હસવામા કાઢી નાખીએ છીએ' કૂતરાના ભસવાને કોણ મહત્ત્વ આપે' તેમના આવા તોફાનોથી જનતા ઊલટી અમારા તરફ વધુ વળે છે''

આવી હતી પડિતજીની ઉપેક્ષાવૃત્તિ — હરિભાઈ છો. પટેલ

# ગાંધીજીનાં દૃષ્ટાંતો

સંગ્રાહક રમેશ ડા. દેસાઈ

## ગુનાનું પ્રાયશ્ચિત

એક વાર એક યહૂદી લેણદાર પેગમ્બર સાહેબને ગાળો દેવા અને વગોવણી કરવા ગયો હતો

હજરત ઉમરને લાગ્યુ કે મુર્શિદનુ ભારે અપમાન થાય છે તે તેઓ સહન ન કરી શક્યા પણ પેગમ્બર સાહેબે મુર્શિદને ઠપકો આપ્યો અને કહ્યુ 'એ યહૂદી લેણદારને એની મુદ્દલ રકમ આપો એટલુ જ નહી પણ તમારા ગુનાના પ્રાયશ્ચિત તરીકે થોડી વધારે રકમ આપો '

આ અપૂર્વ વર્તનનુ પરિણામ એવુ આવ્યુ કે જેની તે વેળા તો હજરત ઉમરે જરા યે આશા નહોતી રાખેલી કારણ કે પેલા યહૂદીએ ઈસ્લામ ધર્મ સ્વીકાર્યો

## વ્યક્તિના શુદ્ધ પ્રેમનો મોહ

કાજી અને તેના કૂતરાની વાત સાભળી છે?

કાજી બહુ પ્રખ્યાત હતા

તેનો કૂતરો મરી જતા તેની લાશને લઇ જવાનુ સરઘસ કાઢ્યુ તેમા આખુ ગામ ગયુ

કાજી મરી ગયા ત્યારે માડ ખાંધિયા મળી શક્યા!

તાત્પર્ય એ છે કે વ્યક્તિનો મોહ ન રાખીએ વ્યક્તિના ગુણનો મોહ હોય પણ એ મોહ શુદ્ધ પ્રેમનો

## મૃત્યુમા આનદ

ગુજરાતના પહેલા ભક્તકવિ નરસિહ મહેતાનો દીકરો ગુજરી ગયો ત્યારે કહે છે કે તેમણે ઉત્સવ માણ્યો અને બોલ્યા 'ભલુ થયુ ભાગી જ જાળ, સુખે ભજીશુ શ્રીગોપાળ '

આ અધકારમાથી તમને વધુ પ્રકાશ સાપડશે આપણે જો ઈશ્વરને ઓળખીએ તો મૃત્યુમા પણ આનદ માણતા શીખીએ જ

## રડવાની વાત

ઈસ્લામમા મોટા ખલીફા થઈ ગયા તેમણે બગદાદથી રેશમી ઝભ્ભાઓ પહેરીને આવેલા મોટામોટા સુબાઓને શુ સભળાવ્યુ હતુ?

'તમારા પેગબર સાહેબ તો જાડી ખાદી પહેરતા, તમે આવા મુલાયમ કપડા પહેરતા ક્યાથી થયા?'

તે વખતના ધર્માત્માઓનો ભય એવો હતો કે લોકો એમનાથી થરથર કાપતા એટલે એમની તલવારથી કાપતા એમ નહિ, પણ તેના તેજથી

આજે હિદુ શુ કે મુસલમાન શુ મને સભળાવે છે કે ખાદી જાડી પડે છે, ખૂચે છે એ સાભળી હુ હસુ છુ, જો કે એ છે તો રડવાની વાત

## સાચી પ્રાણપ્રતિષ્ઠા

દિલ્હીમા મને એક પૂજારીએ કહેલુ 'આ મદિર મુસલમાને તોડ્યુ '

મે પૂછ્યુ 'તુ ક્યા હતો?'

એ કહે 'હુ ત્યા રહ્યો હોત તો મરી ગયો હોત '

મે કહ્યુ 'તે જ એ મદિર તોડ્યુ, મુસલમાને નહી તુ ત્યા જ મરી ગયો હોત તો મદિર બચત '

તુલસીદાસ કહે છે કે સુધાતુ કુધાતુને સુધાતુ બનાવે છે મદિર વિષે એ ભાવના થશે ત્યારે જ સાચી પ્રાણપ્રતિષ્ઠા થશે

## સલાહ અને આચરણ

અમેરિકામા મિ સૉલ્ટર કરીને એક વિદ્વાન ગૃહસ્થ છે તેણે એક ઘણુ ખૂબીદાર પુસ્તક બહાર પાડ્યુ છે

તેમા ધર્મની ચર્ચા જરા યે નથી, પણ તેમાનો બોધ બધા માણસોને લાગુ પડી શકે છે એ પુસ્તકના લેખકની બાબતમા એટલુ જ કહેવાની જરૂર છે કે જેટલુ કરવાની સલાહ તે આપણને આપે છે તેટલુ તે પોતે કરે છે

## સત્યનુ શસ્ત્ર

એકવાર પ્રેસિડન્ટ વિલ્સને પોતાના ૧૪ મુદ્દાઓ રચ્યા અને તેની ઉપર કળશ ચડાવતા

કહ્યુ· 'જો આમા સફળ ન થઇએ તો પછી હથિયાર તો છે જ.'

હું એને ઉલટાવીને કહેવા માગું છું.

'આપણા સૌ પાર્થિવ શસ્ત્રો નકામા થયાં છે, કોઈક નવુ શસ્ત્ર શોધીએ, ચાલો હવે પ્રેમનુ શસ્ત્ર – સત્યનું શસ્ત્ર લઇએ '

એ શસ્ત્ર જ્યારે આપણને લાધશે ત્યારે બીજું એકે શસ્ત્ર નહિ જોઇએ

## વીરનો આદર્શ

મહાભારતે વીરનું ભૂષણ અથવા વીરનો ગુણ ક્ષમા કહ્યો છે.

જનરલ ગોર્ડનનુ એક પૂતળું છે.

તેની બહાદુરી બતાવવા માટે તેના હાથમા તલવાર નથી આપી પણ કેવળ એક લાકડી છે.

જો હુ શિલ્પકાર હોત અને મારે ગોર્ડનનું પૂતળુ બનાવવાનું આવ્યું હોત તો મેં તેને અદબવાળી, છાતી કાઢીને ઊભેલો રાખ્યો હોત, અને જગતને નીચે પ્રમાણે શબ્દો કહેતો બતાવ્યો હોત 'ચાહે તેટલા પ્રહારો કરો, ડર વિના, વેર વિના તે ઝીલવાને આ છાતી ખુલ્લી છે '

વીરનો મારો એ આદર્શ છે આવા વીરો જગતમા અમર રહ્યા છે

## બંધુત્વની ભાવના

બંધુત્વમા વેપાર નથી

મારો ધર્મ તો મને શીખવે છે કે બધુત્વ મનુષ્યની સાથે નહિ પણ પ્રાણીમાત્રની સાથે હોવુ જોઇએ કેટલીક માનવ-દયાસભાઓ ઈંગ્લાંડમા માસિકો કાઢે છે તેમાના એકમા ૩૦-૩૫ વર્ષ ઉપર 'મારો ભાઈ બળદ' નામની એક કવિતા વાંચેલી મને યાદ આવે છે તેમા મનુષ્યને ચાહનાર માણસે પ્રાણીમાત્ર ઉપર પ્રેમ કરવાનો ઉપદેશ મનોહર રીતે દેવામા આવ્યો હતો.

હું તેના ઉપર મુગ્ધ થયેલો

તે વેળા તો હિંદુધર્મને વિષે મને જૂજ જ્ઞાન હતું મારી આસપાસના વાતાવરણમાથી, મારા માતા-પિતા પાસેથી અને સ્વજનો પાસેથી જેટલુ મળે તેટલુ મે મેળવેલુ હતું. છતા ધર્મપાત્ર પ્રાણીમાત્રનું બધુત્વ ઉપદેશે છે એમ તો મને સમજાયું જ. પણ આજે એ વ્યાયક બંધુત્વની વાતો હું નથી કરવા ઈચ્છતો.

મેં આ વાત એટલું બતાવવા માટે જ કરી છે કે, આપણે આપણા દુશ્મનની ઉપર પ્રેમ કરવાને માટે તૈયાર ન હોઇએ તો આપણુ બધુત્વ એ ઢોંગમાત્ર છે બીજી રીતે કહું તો, જેણે બધુત્વનો ભાવ પોતાના હૃદયમા ઊતાર્યો છે તે પોતાને કોઇ શત્રુ છે એમ કહેવાવા દઈ શકે જ નહિ.

લોકો આપણને પોતાના દુશ્મન ભલે ગણે, આપણે તો તેવો દાવો ન જ કરીએ.

## ત્રણ જુદાજુદા મતો

મારી પાસે હિન્દુ, મુસલમાન, ખ્રિસ્તીઓના પત્રો આવે છે, જેમા મને કહેવામા આવે છે કે શત્રુને મિત્ર ગણી શકાય એ વાત જ ખોટી છે

હિન્દુ લેખક હોય તો ને લખે છે કે, હિન્દુને પ્રાણ સમાન પ્રિય ગાયને મારનાર મુસલમાનની સાથે પ્રેમ શી રીતે થાય?

ખ્રિસ્તી લખનાર હોય તો તે પૂછે છે કે, અસ્પૃશ્યતામા માનનાર અને પોતાના ભાઈઓને અસ્પૃશ્ય ગણી છૂદનાર હિંદુઓની ઉપર પ્રેમ શી રીતે રખાય?

લેખક મુસલમાન હોય તો તે પૂછે છે, પથ્થર પૂજનારા હિંદુઓની સાથે પ્યાર તે શી રીતે થાય?

આ ત્રણેને મારુ કહેવુ એ છે કે, 'તમારું બધુત્વ મને નકામુ છે,—જો તમે વર્ણવેલા દરેકને તમે ચાહી ન શકતા હો '

## સંઘર્યો સાપ પણ કામનો

એક ડોશીને ત્યા સાપ નીકળ્યો

તેને મારવામા આવ્યો તેને નાખી દેવાને બદલે છાપરે નાખ્યો.

એક ઉડતી સમડી જે ક્યાંકથી મોતીનો હાર લાવી હતી તેણે તે જોયો અને તેને હારના કરતા કીમતી ગણી હાર છાપરા ઉપર નાખ્યો, અને સાપ ઉપાડી ગઈ?

ડોશી સાપ સઘરીને હાર પામ્યા.

# જ્ઞાનયોગ

## સ્થિતપ્રજ્ઞનાં લક્ષણો

પ્રશ્ન:– હે કેશવ! સમાધિમાં રહેલા સ્થિતપ્રજ્ઞનું લક્ષણ શું? સ્થિતપ્રજ્ઞ કેવી રીતે બોલે? કેવી રીતે બેસે–ઇન્દ્રિયનિગ્રહ કરે? અને કેવી રીતે વર્તે? *

ઉત્તર:– હે પાર્થ! જ્યારે મનમાં રહેલી સર્વ કામનાઓને મનુષ્ય તજી દે છે અને આત્મા વડે જ આત્મામાં સંતોષ પામે છે ત્યારે સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. *

દુ:ખોમાં ઉદ્વેગરહિત મનવાળો, સુખોમાં સ્પૃહારહિત અને જેના રાગ, ભય તથા ક્રોધ દૂર થયા છે એવો મુનિ (મનનશીલ) સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. *

જે સર્વત્ર આસક્તિ વિનાનો હોઇ, તે તે શુભ કે અશુભ પામીને આનંદ પામતો નથી કે દ્વેષ કરતો નથી તેની બુદ્ધિ સ્થિર થયેલી છે. *

જેમ કાચબો સર્વ તરફથી અંગોને સમેટી લે છે તેમ આ મનુષ્ય જ્યારે સર્વ ઇન્દ્રિયોના વિષયોમાથી ઇન્દ્રિયોને ખેંચી લે છે ત્યારે તેની બુદ્ધિ સ્થિર થાય છે. *

નિરાહારી મનુષ્યના વિષયો વાસના વિના નિવૃત્ત થાય છે; પરંતુ પરબ્રહ્મનો સાક્ષાત્કાર કરીને એની વાસના પણ નિવૃત્ત થાય છે. ·

હે કૌન્તેય! મથી નાખનારી ઇન્દ્રિયો પ્રયત્ન કરતા વિદ્વાન પુરુષના મનને પણ બળાત્કારે વિષયોમાં ખેંચી જાય છે. માટે તે સર્વ ઇન્દ્રિયોને વશ કરી સ્થિરચિત્ત અને મારામાં પરાયણ રહેવું. કેમ કે જેની ઇન્દ્રિયો વશ હોય છે તેની બુદ્ધિ સ્થિર થાય છે. *

વિષયોનું ચિન્તન કરતા મનુષ્યને તેઓમાં આસક્તિ થાય છે, આસક્તિથી કામના થાય છે અને કામનાથી ક્રોધ ઊપજે છે. ક્રોધથી સંમોહ (વિવેકહીનતા) ઉત્પન્ન થાય છે. સંમોહથી સ્મૃતિનો નાશ થાય છે, સ્મૃતિનાશથી બુદ્ધિનો નાશ થાય છે અને બુદ્ધિનાશથી સંપૂર્ણ નાશને પામે છે. *

વશ અંતઃકરણવાળો મનુષ્ય રાગદ્વેષરહિત અને સ્વાધીન થયેલી ઇન્દ્રિયો વડે વિષયોને ભોગવતો છતાં ચિત્તની નિર્મળતા પામે છે. *

જેનો આત્મા જ્ઞાન (શાસ્ત્રનો ઉપદેશ) અને વિજ્ઞાન (અનુભવજન્ય જ્ઞાન) વડે તૃપ્ત થયો છે, જે યોગી વિકારરહિત, જિતેન્દ્રિય અને માટીનું ઢેકું, પથ્થર તથા સુવર્ણને સમાન ગણે છે તે યોગારૂઢ કહેવાય છે. *

ચિત્તની નિર્મળતા થતાં એના સર્વ દુઃખોનો નાશ થાય છે; કારણ કે નિર્મળ ચિત્તવાળાની બુદ્ધિ તત્કાળ સ્થિર થાય છે. *

જેની ઇન્દ્રિયો સર્વ પ્રકારે ઇન્દ્રિયોના વિષયો થકી નિગ્રહમા રાખવામાં આવી છે તેની બુદ્ધિ સ્થિર થાય છે. *

જે સર્વ પ્રાણીઓની રાત્રિ છે તેમાં સંયમી પુરુષ જાગે છે અને જે અજ્ઞાનરૂપ રાત્રિમાં અજ્ઞાની પ્રાણીઓ જાગે છે તે આત્મદર્શી મુનિની રાત્રિ છે. *

જેમ સર્વ તરફથી ભરાતા અચળ મર્યાદાવાળા સમુદ્રમાં પાણી પ્રવેશ કરે છે, તેમ સર્વ વિષયો જે મનુષ્યમાં (જેના આત્મામાં જ) પ્રવેશ કરી વિલીન થાય છે તે શાંતિને પામે છે; વિષયોને ઇચ્છનારો નહિ. *

જે મનુષ્ય સર્વ કામનાઓને તજીને નિઃસ્પૃહ મમતારહિત અને અહંકારરહિત થઇને વિચરે છે તે શાંતિને પામે છે. *

જેમ દેહધારીને આ દેહમાં બાલ્ય, યૌવન અને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થાય છે તેમ બીજા દેહની પ્રાપ્તિ થાય છે. ધીર મનુષ્ય તેમાં મોહ પામતો નથી. *

ઇન્દ્રિયોના વિષયો સાથેના સંબંધો શીત–ઉષ્ણ સુખ–દુઃખ–દાયક અને ગમન–આગમનના સ્વભાવવાળા તથા અનિત્ય છે. *

સુખદુઃખને સમાન માનનારા જે ધીર પુરુષને આ ઇન્દ્રિયોના વિષયો સાથેના સંબંધો વ્યાકુળ કરતા નથી તે અમૃતત્વ (મોક્ષ) પામવાને સમર્થ થાય છે. *

જે મનુષ્ય સર્વ ભૂતોમાં સમાનપણે સ્થિતિ કરતા પરમેશ્વરને, તે ભૂતોના વિનાશ પામવા છતાં, નાશ ન પામતા જુએ છે તે જ ખરું જુએ છે. *

સર્વત્ર અનાસક્ત બુદ્ધિવાળો, મનને જીતનારો અને નિઃસ્પૃહ મનુષ્ય ત્યાગ (સંન્યાસ) વડે નૈષ્કર્મ્યસિદ્ધિને પામે છે. *

અહંકાર, બળ, ગર્વ, કામ, ક્રોધ તથા પરિગ્રહને તજીને મમતારહિત અને શાંત થયેલો મનુષ્ય બ્રહ્મસ્વરૂપ થવાને સમર્થ થાય છે. *

વિશુદ્ધ બુદ્ધિથી યુક્ત થઈને, ધૈર્ય વડે શરીર આદિને વશ કરી, શબ્દાદિ વિષયોને તજી તથા રાગદ્વેષને છોડીને મનુષ્ય બ્રહ્મસ્વરૂપ થવાને સમર્થ થાય છે. *

એકાન્ત સેવનારો, મિતાહારી, વાણી, શરીર અને મનને જીતનારો, નિત્ય ધ્યાનયોગપરાયણ અને વૈરાગ્યનો સારી રીતે આશ્રય કરનારો મનુષ્ય બ્રહ્મસ્વરૂપ થવાને સમર્થ થાય છે. *

હે પાર્થ! આ બ્રાહ્મી સ્થિતિ છે. આને પામીને મનુષ્ય મોહ પામતો નથી અને અંતકાળે પણ આ સ્થિતિમાં રહીને બ્રહ્મનિર્વાણને પામે છે. *

---

## ઝાકળ અને સ્વાતિ

અનવર આગેવાન

**કલ્યાણ**

એક દિવસ કોઇએ અત્યજને પૂછયું.

'શું તને ભગવાનની મૂર્તિના દર્શન કરવાની કયારેય ઈચ્છા નથી થતી?'

અંત્યજે અત્યત વિનમ્ર ભાવે કહ્યુ

'ભાઈ, જેનુ કલ્યાણ મૂર્તિના દર્શનથી કે સ્પર્શથી થયુ હોય તો તે ભલે કરે. પણ, મારું કલ્યાણ તો દેવાલયના શિખરને જોતાં જ થઈ જાય છે, પછી મારે મૂર્તિના દર્શનની લાલસા શા માટે રાખવી!'

**આસ્તિક-નાસ્તિક**

એક શહેરમાં બે વિદ્વાન રહે. બને વચ્ચે જમીન આસમાનનુ અંતર. એક સાવ આસ્તિક, બીજો સદંતર નાસ્તિક

એક દિવસે અચાનક આ બને મળી ગયા અને બને ઇશ્વરના અસ્તિત્વ પર મંડાઇ પડયા. કલાકો સુધી વાદવિવાદ ચાલ્યો, ને બને છૂટા પડયા

નાસ્તિક ત્યાંથી સીધો મંદિરમા જઇ પહોંચ્યો અને પોતાના પૂર્વ પાપ માટે ભગવાન પાસે ક્ષમા-યાચના કરવા લાગ્યો.

અને આસ્તિકે ઘેર જઇને તમામ ધર્મગ્રંથોની હોળી કરીને સળગાવી મૂકયા!

**બંધન**

એકધારા વહનથી સરિતા કંટાળી જાય, ને બોલી

'કિનારા, તારા બાહુબંધનમાથી હવે મને મુક્ત કર' એક જ દિશાએ સતત્ વહ્યા કરવુ મને નથી ગમતુ!'

'સરિતા, તને અમધડીમા જ મુક્ત તો કરી દઈશ, પણ પછી?...'

'પછીની ચિંતા તારે કરવાની જરૂર નથી!' સરિતાએ ઉછાળો મારતાં કહ્યુ.

ત્યારે કિનારાએ પોતાનો વિશાળ ભુજપાશ ખોલી નાખ્યો. સરિતા મુક્ત થતી, રેલમછેલ પથરાઇ ગઇ. દિશાવિહીન બની ભટકી ગઈ. આખરે, ભૂલી-ભટકી સરિતા ધરતીમાં શોષાઇને સમાઈ ગઇ. ત્યારે કોઇએ ન જાણ્યુ કે, એક દિવસ અહીં કિલ્લોલ કરતી સરિતા વહેતી હતી!

# ઓલિયો

ચિનુ મોદી

અવાજોની ભીંસ.

વાહનોની દોડદોડી. વારેઘડીયે વાગી રહેલ બ્રેકની ચૂમરાણ. એક બાજુ ફેરિયાઓ ફરતાં ફરતાં બૂમો પાડતા. બીજી બાજુ દુકાનદારો ગ્રાહકોને આકર્ષવા, બોલાવવા રીડા કરતા. પાસેની હોટલોથી થાળી-વાજાંઓ પર વાગતી રેકર્ડોની ચીચીયારીઓમાં, વઢકણી ઘરડી સ્ત્રીઓની કર્કશતાનો આભાસ થતો.

અવાજો, અવાજો, કેવળ અવાજો.

અવાજોનો અજગર બજાર આખાને ભીંસ દેતો હતો, ત્યારે એવામાં એક સૌમ્ય સાધુ જેવો આદમી આ બધાથી પર થઇ, નિસ્પૃહી પેઠે ચાલતો હતો. એનું ચિત્તતંત્ર એકેએક અવાજને ગ્રહતું હતું, પણ કામના અવાજ સિવાયનાને તે ગાળી જ નાખતો.

અવાજની આ અવિરત ધારામાંથી એક અવાજે એ આદમીના કાનને સરવા કર્યા. અવાજોની ભીડમાંથી ચગદાઇને માંડ બહાર આવતો હતો એ અવાજ, કોઈ દુખિયાના ઉંહકારાનો એ અવાજ હતો– રોગીની તાણી છતાં આર્દ્ર ચીસ હતી.

એ પુરુષ થોભ્યો. એની અવિરત ગતિ અટકી. એની નજર ચોતરફ ચકળવકળ કંઈક શોધવા માંડી. અવાજની દિશા ભણી એણે દૃગ માંડયા. લક્ષ્યવેધી નજરે નોંધ્યું કે બજારમાં આવેલી એક સાંકડી ગલીના નાકે કોઈ માણસ દર્દથી પીડાતો હોવાથી ઉંહકારા ભણે છે.

પલની ય પહેલા એ આદમી દર્દથી પીડાતી વ્યક્તિ કને પહોંચ્યો અને એની પાસે બેસી ગયો. કોઈ ભીખારી રોગના અસહ્ય દર્દથી પીડાતો હતો અને ધીમું ધીમું કણસતો હતો. સાધુ-પુરુષે એ ભીખારીના કપાળે હાથ મૂકયો. કપાળે મૂકેલા હાથે એન્જિનની ભઠ્ઠીનો અનુભવ કર્યો અને હાથ એકદમ ખેંચી લીધો.

'ઓહ, તને તો ટેમ્પરેચર અને એ છે પણ ખૂબ જ. તારે તો એકદમ હોસ્પિટલ જવું જોઇએ.'

દુઃખથી પીડાતો એ માણસ ઓલિયાના શબ્દથી હરખ્યો. એનાં જીર્ણવસ્ત્રો (કેવો ભારે શબ્દ 'વસ્ત્રો'? વસ્ત્રો શાનાં, એ તો હતાં શ્રીમંતોના ઘરમાં પાટા-પીંડી માટે પણ ન વપરાવાને લાયક એવા કપડાંના ટુચાં અને એ ય ફાટેલાં!) એ મૂંગો ઉત્તર વાળ્યો કે મારા માલિકને એ કયાંથી પરવડે?

ઓલિયાના હૃદયે એ અવાજ તુર્ત જ સાંભળ્યો. એણે ગજવામાં હાથ નાખ્યો. થોડાક સિક્કા સાથે એ હાથ બહાર આવ્યો. એણે વિચાર્યું" કે આટલા પૈસે કશું થાય નહીં. હોસ્પિટલનો ખર્ચો એટલે નહીં પતે. એણે પોતાનો રૂમાલ પાથર્યો અને પોતાના ગજવાના બધા ય સિક્કા રૂમાલમાં મૂકયા અને ભિખારી પાસે પોતે પલાંઠી વાળી બેઠો. એ ગલીને નાકેથી એક સદ્‌ગૃહસ્થ પસાર થતો હતો. પેલા સાધુ જેવા પુરુષે એને બૂમ પાડી બોલાવતા કહ્યું: 'હા, ભાઇ, હું તમને જ બૂમ પાડું છું, આપને જ.' અને પેલો ગૃહસ્થ વિચિત્ર આંખે નજર કરતો ભિખારી પાસે બેઠેલા માણસ પાસે આવ્યો. એ મનમા વિચારતો હતો કે આવો સજ્જન માણસ શા માટે ભિખારા જોડે બેઠો હશે? એ ગૃહસ્થ પાસે આવતા જ ઓલિયાએ કહ્યું:

'ભાઇ, આ બિચારો દુઃખે પીડાય છે. તાવ તો એવો ધીકે છે ને! એને હોસ્પિટલે પહોંચાડવો છે. મારી પાસે તો આ રૂમાલમા પાથર્યા છે એટલા જ પૈસા નીકળ્યા. તમે કંઇક આ બાબતમાં મદદ કરી શકશો?'

પેલા સદ્‌ગૃહસ્થભાઈના હૃદયને સાધુ-પુરુષની વાણી સ્પર્શી ગઈ. એણે બે-ચાર સિક્કા નાખ્યા અને મૌન સાથે આગળ સર્યો.

બીજો સદ્‌ગૃહસ્થ પસાર થતો હતો.

સાધુ જેવા પુરુષે એને પણ બૂમ પાડી પેલો સદ્‌ગૃહસ્થ આંખ ફાડીને જોઈ રહ્યો પાસે આવ્યો. સાધુ જેવા માણસે ફરી વિનતી કરી પૈસા નાખીને એ પણ આગળ ચાલ્યો માણસ આવતા રહ્યા, પૈસા પડતા રહ્યા ઓલિયાનો એક ઓળખીતો આવ્યો સાધુપુરુષે એને પણ બોલાવ્યો

'ભિખારી પાસે આપ? અહીં કેમ બેઠા છો, માલવિયાજી?'

હા, એ માલવિયાજી હતા પૈસા પૂરતા થઈ રહ્યા મહામના માલવિયાજીએ સહેજ પણ શરમાયા વગર રૂમાલમાં વિખેરઇ પડેલા સિક્કાઓને એકઠા કર્યા અને એક જતા વાહનને અટકાવી પેલા ભિખારીને વાહનમા બેસાડી ડ્રાઈવરને કહ્યું–

'જલદી, જલદી લઈ લે હૉસ્પિટલ ભણી!'

એ શબ્દોનો અવાજ હજુ ય પડઘા પાડે છે

---

સત્યાનંદ

## કારણ

ભગવાન બુદ્ધના ધર્મની પતાકા સર્વત્ર ફરકી રહી હતી સવાર પડતા જ સેંકડો ભિખ્ખુઓ ભગવાન બુદ્ધનો સદેશો શહેર–ગામડામા ફેલાવવાને નીકળી પડતા પુસ્તકિયા ધરમને સ્થાનકે માનવધમનો સઘળે જ સ્વીકાર થઈ રહ્યો હતો બધા જ લોકો ધીમે ધીમે એટલ તો સમજવા લાગ્યા હતા કે તમામ દુ ખ અને અશાતિનુ મૂળ કારણ અજ્ઞાન છે

કાશી નગરીમા ભિખ્ખુઓ અને ગૌતમ ભિક્ષા મટે નીકળી પડ્યા છે ઘેર ઘરથી એમને ભિક્ષા મળે છે પણ એક ઘેરથી કશો જ જવાબ મળતો નથી સ્મશાન જેવી શાતિ તે ઘરમા પથરાઈ વળી છે ઘરઓટલે એક આધેડ પુરુષ વિષાદ અને નિરાશાની મૂર્તિ જેવો બેઠો છે ભિખ્ખુનુ હૃદય કરુણાથી દ્રવી ઊઠ્યુ પ્રેમપૂર્વક તેમણે તેને પૂછ્યુ

ભલા ભાઈ! ભગવાન બુદ્ધનો સદેશો તે સાભળ્યો નથી કે માણસથી ચડિયાતુ બીજુ કાઈ છે જ નહિ? શી વાત છે કે તુ આટલો બધો દુ ખી જણાય છે?'

ભિખ્ખુ જાઓ તમે અમારા દુ ખની કલ્પના પણ કેવી રીતે કરી શકો? આજે મે મારી સઘળી સપત્તિ ગુમાવી દીધી છે જે શાહુકારને ત્યા મે મારી દોલત રાખી હતી તે હવે પાછી વાળવાની ના પાડે છે'

'તો તો તમારી પાસે ખાવાનુ જ કઈ નહિ હોય ખરુ? હસીને ભિખ્ખુએ પૂછ્યુ

'ખાવાનુ તો છે'

'તો શુ પહેરવા કપડા નથી?

ના કપડા પણ છ ચાર પેટીઓ ભરી છે!'

વારુ કદાચ રહેવા ઘર નહિ રહ્યુ હોય?'

ભગવાનની કૃપાથી પેલી મોટી હવેલી મારી જ છે' હાથ લાંબો કરી હવેલી બતાવીને તેણે કહ્યુ

ભિખ્ખુના મો પર હાસ્ય લહેરાઈ રહ્યુ 'તો ભાઈ તો તુ જે ચીજનો શોક કરે છે તે નિરાળી જ વસ્તુ છે જે ધન તે શાહુકારને ત્યા રાખેલ તે હજી લગી તે ત્યા જ રાખ્યુ છે તે તો રાખવાનો જ હતો તે રાખ્યુ છે—અને ગમે ત્યા હોય તારા ઉપયોગમા તે નહોતુ આવતું એટલા માટે તેનુ હોવુ યા ન હોવુ તારે માટે તો કાઈ મહત્ત્વનુ જ નથી તો તે ન આપે તેથી તારુ શુ ગયુ? તારે તારા આ અજ્ઞાન માટે શોક કરવો જોઈએ'

પછી ભિખ્ખુએ પોતાની ઝોળીમાથી તમામ ભિક્ષા તેના આગણામા રાખી દીધી અને હસતા હસતા બીજા ઘર ભણી ચાલી નીકળ્યા

# વાયરા

હરિનભાઈ શાહ

રાહ જોવાતી હતી ઘી દૂધની નદીઓવાળી, ભાઈ! ભાઈ!ના મલકાટવાળી, વિજ્ઞાનની ઉજાણી કરી રહેતી, સુખ શાંતિના ઉમંગે ઉછળતી, એક થઈ ગયેલી, ભરીભાદરી દુનિયાની જ્યારે આવીને ઊભી છે, હોંશથી નહિ પરંતુ વગોવાઈ વગોવાઈને, નીચો વાટને 'એક' થઈ ગયેલી દુનિયા! બધા આપદામાં છે, બધાને પીડા છે, સૌ દુખી છે, દુનિયાને એક ખૂણે અસુખ વરતાય તો બધાને ગોટો ચડે એવી અવળી રીતે દુનિયા 'એક' બની ગઈ છે.

દુનિયાના દુખ જોઈને, દેશો અને પ્રજાઓ પોતપોતાના તળપદા દુખ અંગે મન છાના રાખી શકતા હોય તેવું એ ચિત્ર છે છેલ્લા દસકામાં જબરાઈ દેખાડી દેનાર વિજ્ઞાન હાથ જોડીને હવે બેસી નથી ગયુ પરંતુ વિજ્ઞાનનો ગજ વાગતો નથી કારણ કે દુનિયાના મનોવિજ્ઞાનને ધાસણી થઈ છે

દુનિયાનો પૂરઝપાટે આગળ વધતો કાંટો, સરી પડીને મીંડા પર ધમ દઈને ઢળી પડ્યો હોય તેવી સ્થિતિ અત્યારે છે મોટી ઉમેદથી ઊભા કરેલા ચણતરોમાં ચારે તરફ ગાબડાં પડ્યાં છે અમેરિકાએ દળી દળીને ઢાંકણીમાં જ ઉંધરાવ્યું હોય તેવો અનુભવ જાતભાઈ યુરોપે પણ આખરે કરાવ્યો અને અમેરિકાની છાવણીને વેરણછેરણ કરી નાખી બ્રિટનને આભડછેટથી યુરોપ બહાર રાખવામાં આવ્યું ફ્રાન્સના મગરૂર ધણી દગોલને અમેરિકાની પડી નથી યુરોપને અમેરિકા બત્રિસલક્ષણા તરીકે હવે વધુ ખપાજે તો યુરોપને ભય લાગે છે કે તેનો ભોગ ધરવા માટે તો નહિ હોય!

આવી ખોઈ એકના યુરોપની કે અમેરિકાની કે પશ્ચિમી રાષ્ટ્રોના મોરચાની માન નથી બેઠી ચણતર રશિયા ને ચીનના પણ તૂટ્યા છે. અને પ્રમાણિકતાથી રળી ખાનાર હિંદ-પ્રેરિત તટસ્થ જૂથનું પણ ઠેકાણું નથી-એના સભ્યો ઘર ઝાલીને બેસવામા ડહાપણ જુએ છે

બબ્બે વિશ્વયુદ્ધો વટાવી ગયા પછી પણ, હિટલર અને સ્ટાલિનના વિતક પણ સહી જોયા પછી દુનિયાના જૂના દરદોએ ઉથલો માર્યો છે 'બેલેન્સ ઓફ પાવર' સત્તાના ત્રાજવાની દાંડી કાજે યુરોપ અને અમેરિકા વચ્ચે, રશિયા અને ચીન વચ્ચે ઘુરકાઘુરકી ચાલે છે કેટલી દુનિયા કોના ભાગની એવી 'સ્ફીયર્સ આફ ઇન્ફ્લુએન્સ'ની સાઠમારી સામ્યવાદીઓ વચ્ચે આંતરરાષ્ટ્રીય નેતાગીરી માટે અને પશ્ચિમની જુની સત્તાઓ વચ્ચે સમ સમકી સમાનતા માટે ચાલી રહી છે.

જેને આપણે રશિયા અને ચીનના હાવકા નામે ઓળખીએ છે તે ફરી બનતાગ પામેલી બે પ્રચંડ નવી સરમુખત્યારશાહીઓ છે અને જૂની આદત પ્રમાણે હવે લડાઈ કરી નાખવામાં વધારે ફાયદો છે કે ફૂંકી ફૂંકીને ખાવામાં તેવો હિટલર મુસોલીનીની ટોળી જેવો જ કજીયો આ બન્ને મોટી સરમુખત્યારશાહીઓ વચ્ચે 'ઘરમેળે' ચાલી રહ્યો છે.

દુનિયાના જૂના ધારા-'ડેન્જર સ્પોટસ'-ની સિલક ઉનટાની વધી છે યુરોપ, જર્મની, બર્લિન, દક્ષિણ એશિયા, ચીન, ફોર્મોસા તો જાણીતા ધારા હતા જ હિંદ અને ચીનના સીમાડાઓ પર પણ ધારા પડ્યા મધ્યપૂર્વની આરબભૂમિને પણ અસ્થિરતા અને ઉચ્ચાટના ભારા પડ્યા છે અને બોનસમાં પીડાના પડીકા તરીકે દક્ષિણ અમેરિકા ઉમેરાયું છે ત્યાંના દુખી લોક જાગ્યા છે અને શુનું શું થઈ ન જાય તેની અભૂતપૂર્વ ચિંતા અમેરિકાને ઉપજાવી રહ્યા છે પહેલા કરતા કઈક જરા ટાઢો પડ્યો હોય તો તે આફ્રિકાનો રાજદ્વારી જ્વાળામુખી

પાકિસ્તાન અને ચીનના કમિશન વહેચી લેવા જેવા સરહદી કરારો દુનિયાની હનકટ હાલતનું જ પ્રતિબિંબ છે આ સાવ જુનવાણી જાતની તાણાતાણમાં પણ ફસાએલી દુનિયાને બહાર કાઢવાનું કામ અમેરિકાને હિસાબે અને જોખમે જ કેમ જાણે કરવાનું હોય તેવું લાગે છે પછી કહુબા ની સામ્યવાદી સરમુખત્યારીનો કાંટો કાઢવાનો હોય કે હિંદને લશ્કરી દૃષ્ટિએ ગેફ્ફ કરવાનું હોય કે બનાવા-સિઆમનો ડામચિયો ટકાવી રાખવાનો હોય

હિંદનો પ્રાણપ્રશ્ન હવે સામ્યવાદી ચીનનો ઉગ્ર મોરચો બન્યો છે. ચીન ફરી હુમલો કરે તો? હિમાલય જેવો હિમાલય ઓગળી ગયો તો પછી મોરચેની શરમ ઢાલ બનીને પેકિંગ સામે રક્ષણ આપવાની હતી? બ્રિટિશરાજ સામે સત્યાગ્રહ જીત્યા હતા. ચીનની સામ્યવાદી સરમુખત્યારશાહી સામે આપણો સદાચાર જીતશે એવી આશા પાર ન પડી. સત્યાગ્રહની સફળતાને એ વાત સાથે સંબંધ હતો કે બ્રિટનમાં લોકશાહી હતી. સત્યાગ્રહ આંજી શકે તેવા પાર્લામેન્ટ અને પ્રજામતના આંખ કાન બ્રિટનને હતા. ગાંધીજી જીવતા પણ સરમુખત્યારશાહીઓ સામે સત્યાગ્રહનો પ્રયોગ ચાલતા નહોતા. હિંદ હજુ પણ બહુધા તો મન વાળી રહેલા સત્યાગ્રહની માનસિક અવસ્થામાં જ. ચીન જાગે છે. પરંતુ સત્યાગ્રહની સફળતાનું બીજું લક્ષણ દુનિયાની તંદુરસ્તી હતું. આજે દુનિયાના જ સાંધા ઢીલા હોય ત્યારે ચીનની મદાંધ સરમુખત્યારશાહી સામે હિંદના સત્યાગ્રહ અને સદાચાર એકલાની કાંગી કેટલી ફાવે? દુનિયાના મોટા દેશો ઉપરાંત આપણા પડોશી રાજ્યોના ગાત્ર પણ શિથિલ થઈ ગયા છે.

ગાડના ખોવા જેવી આવી આકરી મિમાંસા અત્યારે ચાલી રહી છે ત્યારે આપણી કેટલીક વેશભૂષાઓ પણ જર્ણાને ખરી પડવા લાગી છે. ‘જુઓ તો ખરા દુનિયામાં કેટલી મોટી આબરૂ આપણે બાંધી લીધી છે’ એના ઓડકાર હવે આવતા નથી. આપણી વિદેશનીતિ ચોમેર પકાવ છે અને પૂજાય છે તેવા ઘોષ પણ શમ્યા છે. એ ‘પ્રશંસકો’ને ઘેર લોકશાહીને તાળાં વાસ્યાં છે, એમની તટસ્થતા સગવડપથી થઈ છે અને આપણી તટસ્થતા ભીડમાં છે ત્યારે દિલસોજી કરવાની પણ હિંમત બતાવી નથી શકતા.

એક જ વાત હજુ કરી શકાય છે કે તટસ્થતામાં નહિ માનનારા પશ્ચિમી રાજ્યો તટસ્થના છોડવા આપણા પર કોઈ દબાણ નથી કરતા. દબાણ કરવાનો રિવાજ હોય તો પણ દબાણનો, જાહેર ધજાગરો કરીને દબાણ તરીકે દેખાવું જ જોઈએ તેવો ધારો નથી. એવું ઘસાતું કોઈ બોલે નહિ. જે દબાણને કોઈ થીગડાં દઈને ખાળી નથી શકાતું એવું દબાણ પરિસ્થિતિનું હોય છે.

ચીનનો હુમલો એ ફરીફરીને આવતી કોઈ સીઝનની વાત હોય તેમ તેની આગાહીઓ શિયાળો ઉતરતા આવવા લાગી છે. સાથે જ તેના પ્રતિકારની વાત ઉપાડે જ છે અને તેમાં કંઈક કાગળની ભાષા હજુ ઉમેરવાની જરૂર છે. ઘણો લાંબો વખત આપણે એ ઉમંગમાં રહ્યા કે એ કોઈ લશ્કરી ફેંસલાની વાત હતી નહિ, એ તો એક રાજદ્વારી પ્રશ્ન હતો. જ્યારે વધુ ને વધુ માર પડવા લાગ્યો ત્યારે એમ મન વાળવા લાગ્યા હતા કે જેમ આપણે પોતે બીજા દેશોની પીડા વચ્ચે પડીને ટાળતા હતા તેમ આપણી પીડા બીજા વચ્ચે પડીને મુત્સદ્દીગીરીથી ટળશે. પરંતુ લડાઈ આધુનિકમાં આધુનિક શસ્ત્રો ખડકી દેવાથી પણ નથી જીતાતી, ન તો બહાદુર શબ્દો અને આકરી પ્રતિજ્ઞા ઓથા માત્ર ખેલી શકાતી. યનગનતુ અને અનેક તંત્ર તે માગી લે છે. ઘણા દેશોનો અનુભવ એવો છે કે પહેલા દાવમાં મૂર્છા પમાડી દે તેવી પીછેહઠ, બીજા દાવમાં અંતરની વ્યથામાંથી નવી આગેવાની અને ત્રીજા દાવમાં આખરી જીત પમાય છે. કટોકટીમાંથી ફોટા ફૂટે છે નવા નેતૃત્વના. નવું નેતૃત્વ એટલે નવા નકોર માણસો જ એવું બંધન નથી. મુદ્દાની વાત માણસો નથી પરંતુ સળંગ નવી પહોંચ છે. આ દેશની એક મોટામાં મોટી બૂરી લત હોય તો તે સરકારીકરણની છે. પછી અસ્પૃશ્યતા નિવારણ હોય કે નશાબંધી, સહકાર કે સમાજ-કલ્યાણ, સરકારીકરણ કર્યું એટલે હાશ છૂટ્યા ગણવાની ટેવ છે. કદાચ કટોકટી પણ એ જ ઢબે અત્યારે સરકારીકરણના સ્વરૂપે જીવવા લાગી હશે. અલબત્ત, કટોકટી તેથી કરમાશે નહિ. સરકાર આટલો મોટો વહીવટ ચલાવી શકતી હોય તો કટોકટી ચલાવી ન શકે તેમ બને જ નહિ. માત્ર વાંધો એટલો જ આવવાનો કે આજકાલની લડાઈઓ સરકારી ધોરણે ખાલી નથી ચલાવી શકાતી. નવા નેતૃત્વની વાતનો છેડો ત્યાં મળી જતો લાગશે.

બહારથી ઊડીને આપણને વળગતી આ વ્યથાની સાથે સાથે અંતરની વ્યથા પણ થોડી ઉપડે છે. પાર્લામેન્ટ રસમ મુજબ બજેટનો ચહેરોમહોરો જોવા બેઠી ખરી પરંતુ આજના સંજોગોમાં તેમાં ખાસ બહુ કહેવાપણું હોઈ શકે નહિ. પરંતુ પાર્લામેન્ટમાં રોજના મંગળાચરણના પહેલા કલાકમાં પૂછાતા હજારો પ્રશ્નોમાંના એક નિર્દોષ પ્રશ્ન દ્વારા અંતરની વ્યથા એકાએક ઉછળીને બહાર આવી ગઈ.

પ્રધાન ભવનોના વિજળી પાણીના બિનો જવાબમા જાહેર થયા ત્યારે સૌની ચાર આંખો થઈ ગઈ એ વાવાઝોડા સામે આશરો લેવા ઠીક ફાંફા મારવા પડયા. ભારતના બધારણે આવા જે કોઈ બિન આવે તે સરકાર ભરપાઈ કરશે તેમ લખી આપેલુ છે તેની પ્રથમ તો યાદ અપાઈ તે પછી એવો બચાવ પણ દાખલ થયો કે અમે આટનો બધો ખરચ કરાવીએ છીએ તે અમે જાણતા જ નહોતા કારણ કે એ બિનો પી૦ ડબલ્યુ૦ ડી૦ ખાતુ બારોબાર ચૂકવી અપતુ હતુ તિજોરી ખાલી થઈ રહી હોય ત્યારે પણ શેઠ વાણોતરને તડ કતા રહે એ ટેવ જાણીતી છે પરતુ અતરની આ વ્યથા આગળ ચાલી લાચ રુશવત માત્ર નીચેની ડાળીઓ પર જ ફળે છે તેવુ નથી પરતુ ટોચની ડાળો પર પણ વળગની હોય છે તેવો અવાજ, ગમે ખખે રીતે કોંગ્રેસ પાર્લામેન્ટરી પક્ષની બેઠકોમા નીકળ્યો પ્રધાનોના ખર્ચ, પ્રધાનોની કમાણી અને પ્રધાનોની મિલકત એ ત્રણેય મુદ્દાઓની ચકાસણી માટે માગણી વધી રહી છે એ આશ્ચર્યની વાત છે કે દુનિયાના મોટામા મોટા લશ્કરવાળા ચીન સામે લડવાની આપણી હિંમત છે, પાચ વર્ષમા ન નાખ્યા હોય તેવા આકરા કરવેરા એક વર્ષમા નમી લેવાની આપણી શક્તિ છે પરતુ લોકશાહીની પજોજણ માટે, સરવાળે કરવુ જે સહેતુ છે તે હજુ કરવામા આપણે હા ના કરી રહ્યા છીએ લોકશાહીમા કોઈને પણ કરમુક્તિ આપી જ કેમ શકાય? રાજદ્વારી પક્ષોની પવિત્રતા અને સચ્ચાઈને ખાતર, બીજા દેશો કરે છે તેમ આપણે પણ પક્ષોને મળતા બધા જ નાણા કાયદાના હુકમથી શા માટે પ્રગટ ન કરાવીએ? ધારાસભા અને પાર્લામેન્ટના ઉમેદવારો ઉપરાત, રાજકીય પક્ષોએ અને રાજકીય નેતાઓએ ચૂટણીમા ખર્ચેલા નાણાની આવકજાવકનો પાઈએ પાઈનો હિસાબ અમેરિકામા જાહેર કરવો પડે છે તેમ આપણે શા માટે ન કરાવીએ? નાણા અને સત્તાની ધાક જે દેશમા જબરી છે તેવા હિંદમા ચૂટણી પડેના ત્રણ મહિનાથી શા માટે બધા જ પ્રધાનોને બરખાસ્ત નથી કરી શકાતા?

આ બહુ ગોકે નહિ તેવા સવાલો માટેના જવાબોની અવેજીમા વડાપ્રધાન જવાહરલાલજી તેમની મોહક ભ્રુકુટી ચડાવીને સુણાવી દે છે કે કોંગ્રેસ જો ટિકિટ ફાળવવાનુ મશીન થઈ ગઈ હોય તો બધ પડે તે વધારે સારુ છે અને વધેલી વરાળ છોડવાની અનુકૂળતા મળતા આવા પ્રમગોપાતના નિવેદનથી પ્રજા હળવી બની પેલા મુખ્ય પ્રશ્નોની જજાળને ભૂલીને જપી શકે છે

લોકશાહી કઈ મોક્ષ નથી પરતુ કર્મયોગ છે અને સમજી કારવીને જ અતરની વ્યથાઓની પાર દર્શક વ્યવસ્થા ખાતર તો લોકશાહી અવતાર લે છે એવી લોકશાહીની વ્યાધિમા કરોકડીમાથી છૂટનારા નવા નેતૃત્વના ટોટાની વાત સમાએની હોય છે અને એની સ્પષ્ટ ઝાખી મળે તે પહેલા અગ્રે અગ્રે શ્રી૦ બિજના નદ પટનાયક કળાયા છે પટનાયકે એમની ગુપ્તતા અને મૌનનુ અમેરિકા જઈને પારણુ કર્યું અને વડા પ્રધાને તેમને સરક્ષણનું શુ કામ સોપ્યુ છે તેની જ માત્ર નહિ પરતુ પોતે વડાપ્રધાન પાસેથી કેવી કેવી ઉતરાણીની આશા રાખે છે તેનો પણ ફોડ પાડી દીધો નેહરુના અનુગામીઓ વ્યવસ્થિત રીતે ન પ્રગટે અને પટનાયકોના અકસ્માત પ્રગટવાના હોય એમા નેહરુ મનાવવા જાય છે તેમ લોકશાહીનુ માન નથી રહેતુ પરતુ લોકશાહીનુ ધર્મસકટ ઉનટાતુ જાગે છે

## નૈતિકતા અને મહાનતા

નૈતિકતા અને મહાનતા વચ્ચે શો સબધ છે? ઘણાખરા મહાનપુરુષો અનૈતિક હતા અગત નૈતિકતાની શિથિલતા બળવાન પ્રાણમય અવસ્થામાથી ઉત્પન્ન થાય છે, અને એ જ બળવાન પ્રાણમય મહાન કાર્યોમા સફળતા અપાવે છે અનૈતિકતા, પ્રાણમય આવેગોને નિરકુશ બહાર પડવા દેવામા રહેલી છે એ આવેગો સબળતામાથી ઉત્પન્ન થાય કે નિર્બળતામાથી પણ ઉત્પન્ન થાય સબળતામાથી થાય ત્યારે પ્રાણમય આવેગો બળવાન બહાર પડે છે નિર્બળતામાથી થાય ત્યારે તેમને અકુશમા રાખી શકાતા નથી તેથી બહાર પડી જાય છે આત્માનુશાસન કે સયમ માટે માણસ યોગી કે દિવ્ય પુરુષ હોય જ એવુ જરૂરી નથી અસુરો અત્યત ઉપભોગ માટે શક્તિસચય કરવાના ઉદ્દેશથી એમના પ્રાણમય આવેગોને અકુશમા રાખે છે જે લોકો નબળાઈને કારણે કે સમાજના ભયને કારણે પોતાના આવેગોને છૂટો દોર આપતા નથી તે થોડા આબરૂદાર બની શકે છે, પણ હુ એમને શુદ્ધ નથી કહી શકતો

સામાન્ય માન્યતા મુજબ નૈતિકતા એટલે સામાજિક નિયમોનુ પાલન

ઘણાખરા સતો બિલ્વમગળની જેમ એમના પૂર્વજીવનમા પાપી હતા

—શ્રી અરવિંદ

ગ્રામ સ્વરાજ : ગાંધીજી
સંકલન હરિપ્રસાદ વ્યાસ
પ્રકાશક નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ-૧૪
કિંમત ૨-૦૦

# ગ્રામ સ્વરાજ

ગાંધીજી

દુનિયામા બે વિચારધારા મોજૂદ છે એક વિચારધારા જગતને શહેરોમા વહેંચવા ઇચ્છે છે, બીજી ગામડામા વહેંચવા ઇચ્છે છે ગ્રામસંસ્કૃતિ અને નગરસંસ્કૃતિ તદ્દન ભિન્ન વસ્તુઓ છે એક યંત્ર અને ઉદ્યોગીકરણ પર આધાર રાખે છે, બીજી હાથઉદ્યોગો પર આપણે બીજી પસંદ કરી છે

આપણો દેશ આજે જેટલો દુઃખી અને કફોડી હાલતમા છે તેટલો ક્યારેયે નહોતો શહેરોના લોકોને મોટા નફા અને સારા પગાર મળતા હશે પણ એ બધુ ગામડાનું લોહી ચૂસીને થઈ શક્યુ છે આપણે લાખો અને કરોડો ભેગા કરવા નથી આપણે આપણા કામ માટે આપણુ જીવન હોમવા તૈયાર હોઇશુ તો પૈસાની વાત કરવી જ નથી આપણને શ્રદ્ધા હોવી જોઇએ અને આપણે આપણી જાતને વફાદાર રહેવું જોઇએ આપણી પાસે આટલી વસ્તુઓ હોય તો ત્રીસ લાખની આપણી મૂડી ગામડામા વિકેન્દ્રિત કરીને આપણે ત્રણુસો કરોડની રાષ્ટ્રીય સંપત્તિ નિર્માણ કરવાને શક્તિમાન થઈશુ એ મુખ્ય વસ્તુ કરવા માટે જે જરૂરી છે તે એ કે ગામડાને સ્વાવલંબી અને સ્વાશ્રયી કરવા પણ યાદ રાખજો કે સ્વાવલંબનની મારી કલ્પના સંકુચિત નથી મારા સ્વાવલંબનમા સ્વાર્થ અને અભિમાનને અવકાશ નથી

આપણા આજના દસપાંચ શહેરો તો આપણા પ્રજાશરીર પર બાઝેલો મેલનો પોપડો છે અને આપણા ગામડાનો જીવનરસ ચૂસવાનુ પાપકાર્ય જ કરી રહ્યા છે અત્યારે તો અનેક લોહી ઉકાળનારા જુલમેથી રાસડતા શહેરો ગામડાની પ્રજાના જીવન અને સ્વાતંત્ર્યને રાતદિવસ ભયરૂપ છે

દુનિયાભરમા યુદ્ધને માટે ગામડાનો માણસ હરગિજ જવાબદાર નથી પણ શહેરનો માણસ જવાબદાર છે

હું માનુ છુ ને મે અસંખ્ય વાર કહ્યું છે કે હિંદુસ્તાન એના ગણ્યાગાંઠ્યા શહેરોમા નહી પણ સાત લાખ ગામડામા વસે છે પણ આપણે અહી ભેગા થયા છીએ તે ગ્રામવાસીઓ નથી પણ શહેરવાસીઓ છીએ આપણે શહેરોમા વસનારાઓએ માની લીધુ છે કે હિંદુસ્તાન એના શહેરોમા વસે છે અને ગામડા તો આપણી હાજતો પૂરી પાડવાને સરજાયેલા છે આપણે કદી એમ પૂછવા નથી બેસતા કે એ ગરીબ લોકોને પૂરતા અન્નવસ્ત્ર મળે છે કે નહી અને એમને તડકા અને વરસાદથી રક્ષણ કરવા છાપરુ છે કે નહી

મે જોયુ છે કે શહેરવાસીઓએ સામાન્ય રીતે ગ્રામવાસીઓને લૂટ્યા છે વસ્તુત તેઓ ગરીબ ગ્રામવાસીઓની મહેનત પર, તેમની સંપત્તિ પર જીવે છે ઘણા અંગ્રેજ અમલદારોએ હિંદુસ્તાનના લોકોની સ્થિતિ વિષે લખ્યુ છે પણ મારી જાણ પ્રમાણે કોઇએ એમ નથી કહ્યુ કે હિંદુસ્તાનના ગામડાના લોકોને પેટ – પૂરતુ ખાવા મળે છે ઉલટુ એમણે કબૂલ કર્યું છે કે ગામડાની વસ્તીનો મોટો ભાગ ભૂખમરા જેવી સ્થિતિ ભોગવે છે અને દશ ટકા અર્ધે પેટે રહે છે, અને કરોડોને ચપટી ગાંઠુ મીઠુ, મરચા ને ચાવલ કે સત્તુ ખાઇને સંતોષ માનવો પડે છે

તમે ખાત્રી રાખજો કે આપણને કોઇને એવા ખોરાક પર રહેવાનું કરેવામા આવે તો આપણે એક મહિનાથી વધારે જીવવાની આશા ન રાખીએ અથવા તો આપણી મગજશક્તિ મારી જશે એવો ડર આપણને લાગે અને છતા આપણા ગામડાના લોકો દરરોજ એવી સ્થિતિમા રહે છે

શહેરો પોતાની સંભાળ રાખવા શક્તિશાળી છે આપણે તો ગામડાઓ તરફ વળવાનુ છે આપણે તમને તેમના પૂર્વગ્રહો, વહેમો અને સંકુચિત દૃષ્ટિમાથી મુક્ત કરવાના છે આ બધુ આપણે તેમની વચ્ચે વસીને એમના સુખદુઃખમા ભાગ લઇને અને તેમનામા કેળવણી અને ઉપયોગી માહિતીનો ફેલાવો કરીને જ કરી શકીએ બીજી કોઇ રીતે નહી

સૂરજના પ્રખર તાપમા કેડે વળીને કાળી મજૂરી કરતા ગ્રામવાસીઓ સાથે આપણે તાદાત્મ્ય અનુભવતુ જોઇએ અને જે ખાબોચિયામા તેઓ નહાય છે, તેમના કપડા વાસણો ધુએ છે તથા જેમા તેમના ઢોર પાણી પીએ છે અને આળોટે છે તે ખાબોચિયામાથી પાણી પીવુ આપણને કેવુ લાગે તેનો પણ આપણે વિચાર કરવો જોઇએ એમ કરીશુ ત્યારે જ આપણે આમજનતાના સાચા પ્રતિનિધિ ગણાઇશુ અને ત્યારે આપણી દરેક હાકલનો તેઓ જરૂર જવાબ આપશે

[સાભાર]

# યુનિયન

કો ઓપરેટીવ ઇન્સ્યોરન્સ સોસાયટી લિમિટેડ

ભારતની એક અપ્રતિમ વીમા સંસ્થા, જે તેના પોલિસી હોલ્ડરોને નફાનું બોનસ (આવકવેરા–મુક્ત) વહેંચે છે જેણે નીચે જણાવેલી વીમા યોજનાઓની પહેલ કરી છે –

★ ઢોર વીમા યોજના

★ પાક વીમા યોજના

★ જૂથ વીમા (અંગત અકસ્માત)

—: મોટા, મધ્યમ અને નાના પાયાના ઉદ્યોગો માટે :—

★ કૌટુંબિક વીમા યોજના

★ ખોટ જવા સામે વીમા યોજના

★ મશીનરી ભાંગતૂટ વીમા યોજના

સર્વ પ્રકારનું સામાન્ય વીમાનું કામકાજ કરવામાં આવે છે.

-: હેડ ઑફિસ :-

યુનિયન કો–ઓપરેટીવ ઇન્સ્યોરન્સ બિલ્ડીંગ.

૨૩ પી એમ રોડ, ફોર્ટ, મુંબઇ–૧.

ફોન : ૨૫૫૨૩૬–૭

તાર : 'CO FIRE'

ડી. એન. દેસાઈ

મેનેજર

શાખાઓ દેશભરમાં સર્વત્ર છે.

જૂનાગઢ જિલ્લા
ઔદ્યોગિક સહકારી મંડળ
સંચાલિત

## હાથશાળ વસ્ત્રભંડાર

પાવર હાઉસ સામે
જૂનાગઢ

આ વસ્ત્રભંડારમાં ગુજરાત રાજ્ય તથા અન્ય પ્રદેશોની વણકર સંસ્થાઓનું હાથશાળનું સુંદર કાપડ, જેવાં કે, સાડી, ધોતી, બ્લાઉઝ પીસ, ચાદર, ટુવાલ, શટીંગ, કોટીંગ વિગેરે આકર્ષક રંગો અને ડીઝાઈનવાળાં મળી શકશે.

## લાલજીભાઈ ગોકળદાસ

મેટલ વર્કસ

પિત્તળના પાટા સરકલ તથા
—: વાસણો માટે :—

લાતી રોડ, મોરબી.





ભારતમાં બનતાં
" હલ્ડા "
ટાઇપરાઇટર્સ
અંગ્રેજી
દેવનાગરી
લિપિમાં મળી શકશે.

ગુજરાત પ્રદેશના પ્રમાણિત વિક્રેતા

રવીંદ્ર એન્ડ કું. (એજન્સી)
લાલ દરવાજા, અમદાવાદ ૧






શુભકામનાઓ સાથે



શ્રી

અંબિકા મિલ્સ લિમિટેડ

અમદાવાદ

અપર ગેન્જીઝ સુગર મિલ્સ લિમિટેડ
ધ ઔંધ સુગર મિલ્સ લિમિટેડ
ન્યુ ઈન્ડિયા સુગર મિલ્સ લિમિટેડ
ધ ન્યુ સ્વદેશી સુગર મિલ્સ લિમિટેડ
ભારત સુગર મિલ્સ લિમિટેડ
ગોવિંદ સુગર મિલ્સ લિમિટેડ



શેરડીમાંથી

શુદ્ધ કણીદાર ખાંડ

બનાવનાર



મેનેજિંગ એજન્ટસ:

ધ કોટન એજન્ટસ પ્રાઈવેટ લિમિટેડ

ઈન્ડસ્ટ્રી હાઉસ, ૧૫૯, ચર્ચગેઈટ રેક્લેમેશન.

મુંબઈ—૧

સર્વોત્તમ ખાંડ માટે

## નોર્થ બિહાર સુગર મિલ્સ, લિમિટેડ

ઈન્ડિયા એક્સચેન્જ
કલકત્તા – ૧
ફોન : ૨૨-૧૦૭૨ ગ્રામ : NOBISUGE

મિલ સ્થળ:
રેલ્વે સ્ટેશન, બગહા,
પો. ઓ. નારાઇપૂર
જિ. ચંપારણ (બિહાર)
(ગ્રામ : KANORIA)

દરેક ગામ સંપૂર્ણ પ્રજાસત્તાક હોય અને તેની પંચાયત, ગામની ધારાસભા, ન્યાયત્રીશી અને કાર્યવાહક મંડળ બની રહે

—ગાંધીજી

અલબત્ત આપણને સારા પ્રધાનો તેમ જ સારા અમલદારોની જરૂર છે જ, પરંતુ સાનો પાયો તો દેશની લાખો અને કરોડોની જનતાનો સહકાર છે અને તેટલા માટે જ આપણે આ પંચાયતીરાજ, સહકારિતા, વગેરે કે જેનું સંચાલન અધિકારીઓ વડે નહિ પણ જનતા વડે કરવામાં આવે છે તેને આટલું મોટું મહત્ત્વ આપીએ છીએ એ બાબત સૌથી વધુ અગત્યની છે કે, અધિકારીઓએ આ જનતાની સંસ્થાઓના સંચાલનમાં, માત્ર સલાહ આપવા સિવાય બીજી કોઈપણ જાતની દખલ બિલકુલ ન કરવી જોઈએ અને લોકોએ પોતે જ તેનું સંચાલન કરવું જોઈએ

—જવાહરલાલ નહેરૂ

.. ના સૌજન્યથી

# વૈષ્ણવજન

[ પરપીડાહારી લોકોપકારી વિશ્વજન એ જ ઉપાસ્ય ॥ ]



૧૮


રૂપાયતન

મે ૧૯૬૩ પ્રકાશન

સાંસ્કૃતિક સમન્વય ઝંખતું 'રૂપાયતન'નું માસિક મખ

# વૈષ્ણવજન



વર્ષ ૨ : ('પ્યારાબાપુ' વર્ષ ૧૬) : : અંક ૨ : સળંગ અંક ૧૮૨ : મે : : ૧૯૬૩

## અનુક્રમ



સંપાદક નવીન ગાંધી

પ્રકાશક અને મુદ્રક: ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

### સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

* * *

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંસ્થા તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

*

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું.

સામાન્ય રીતે કૃતિના સ્વીકાર બાબત પખવાડિયામાં જવાબ આપવામાં આવે છે.

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઑફપ્રીન્ટ્સ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી અઠવાડિયામાં લેખકોને મોકલાય છે.

**લવાજમ**

*દેશમાં (વરસનું) છ રૂપિયા*

પરદેશમાં બાર શિલિંગ

**વૈષ્ણવજન, રૂપાયતન, ગિરિતળેટી**

**જૂનાગઢ**

# બચત યોજનાના પ્રકારો

| પહેલાં ...અને | હવે ~ |
| --- | --- |
| ૧૭ વર્ષીય નેશનલ પ્લાન સેવિંગ્ઝ સર્ટિફિકેટ<br>૫ ૪૧ ટકા વ્યાજ<br>રોકાણની મર્યાદા રૂ ૨૫,૦૦૦ સુધી | ૧૨ વર્ષીય નેશનલ ડીફેન્સ સર્ટિફિકેટ<br>૬ ૨૫ ટકા કરમુક્ત વ્યાજ<br>રોકાણની મર્યાદા રૂ ૩૫,૦૦૦ સુધી |
| ૧૦ વર્ષીય ટ્રેઝરી સેવિંગ્ઝ ડિપોઝિટ<br>વાર્ષિક ૪ ટકા કરમુક્ત વ્યાજ<br>રોકાણની મર્યાદા રૂ ૨૫,૦૦૦ સુધી | ૧૦ વર્ષીય ડીફેન્સ ડિપોઝિટ સર્ટિફિકેટ<br>વાર્ષિક ૪½ ટકા કરમુક્ત વ્યાજ<br>રોકાણની મર્યાદા રૂ ૩૫,૦૦૦ સુધી |
| ક્યુમ્યુલેટીવ ટાઇમ ડિપોઝિટ માત્ર<br>પાચ વર્ષ<br>અને<br>દશ વર્ષના ખાતાઓ | ક્યુમ્યુલેટીવ ટાઇમ ડિપોઝિટ<br>પાચ વર્ષ અને દશ વર્ષ<br>અને<br>પદર વર્ષના ખાતાઓ<br>૧૦ અને ૧૫ વર્ષના ખાતાના રોકાણ પર<br>આવકવેરામા રાહત |
| પોસ્ટ ઑફિસ સેવિંગ્ઝ ખાતુ<br>૨½ ટકા કરમુક્ત વ્યાજ | પોસ્ટ ઑફિસ સેવિંગ્ઝ ખાતુ<br>૩ ટકા કરમુક્ત વ્યાજ |
| પોતાના અને કુટુંબના ભાવિ માટે અને ઉજળી આવતીકાલ માટે<br>બચતની જરૂર હતી | હવે આજની કટોકટી માટે અને આવતી કાલની સલામતી માટે<br>બચતની જરૂર છે |

## બચત યોજનામાં નાણાં રોકી રાષ્ટ્રીય સંરક્ષણને મજબુત બનાવો

વધુ માહિતી માટે પૂછો યા લખો

૧ સચાલક, માહિતી ખાતુ, સચિવાલય, અમદાવાદ-૧૫.
૨ સચાલક, નાની બચત, નાણા ખાતુ, સચિવાલય, અમદાવાદ-૧૫
૩ પ્રાદેશિક સચાલક, રાષ્ટ્રીય-યોજના સેન્ડ રેકર્ડ્ઝ બિલ્ડીંગ લાલ, અમદાવાદ.
૪ જિલ્લામા-જિલ્લા કલેક્ટર.

કોઈ
પણ
ગુજરાતીને
ગુજરાતીમા
જે
વાંચ્યા
વગર
ચાલતું
નથી

ગુજરાતનુ
એવું
એક
અદ્વિતીય
દૈનિક

# ગુજરાત સમાચાર

રસમય વાચન સામગ્રી પીરસતા એના જ
બીજા પ્રકાશનો

*ચિત્રલોક * ઝગમગ * શ્રીરંગ * લોકસમાચાર*

લોકપ્રકાશન લિમિટેડની પ્રકાશન પ્રવૃત્તિ · પો. બો ૨૫૪ ખાનપુર,
અમદાવાદ—૧

શુભેચ્છાઓ સાથે

# ન્યુ ગુજરાત કોટન મિલ્સ લિ૰

અમદાવાદ—૨

રજી. ઓફિસ: ૯, બ્રેબોર્ન રોડ કલકત્તા—૧

## રૂપાયતન પ્રકાશન

જૂનાગઢ

| | |
|---|---|
| આવો હતા બાપુ—૧-૨-૩-૪.... | ૨—૦૦ |
| ગાંધી-ગુરુ ... .... | ૧—૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન .... | ૧—૨૫ |
| અલ્લાહના બંદાઓ ... | ૦—૩૭ |
| મસ્તીની પળોમાં ... .... | ૦—૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા .... | ૦—૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા .... | ૦—૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા .... | ૦—૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા .... | ૦—૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ૦—૧૫ |
| રામતીર્થની રત્નમાલા .... | ૦—૩૫ |

# 'નવજીવન'નું ગાંધી સાહિત્ય

### ગાંધીજીના પુસ્તકો

| | |
|---|---|
| અનાસક્તિયોગ | ૦ ૫૦ |
| અનાસક્તિયોગ [મૂળ ગીતા પાઠ સાથે] | ૧ ૦૦ |
| અસ્પૃશ્યતા | ૦ ૨૫ |
| અહિંસાનો પહેલો પ્રયોગ | ૧ ૦૦ |
| આત્મકથા | ૨ ૦૦ |
| આત્મકથા [સસ્તી આવૃત્તિ] | ૧ ૫૦ |
| આત્મકથા [સંક્ષિપ્ત] | ૧ ૦૦ |
| આરોગ્યની ચાવી | ૦ ૪૫ |
| આશ્રમજીવન | ૦ ૩૭ |
| કેળવણીનો કોયડો | ૨ ૫૦ |
| ખરી કેળવણી | ૨ ૫૦ |
| ગામડાંની પુનર્રચના | ૧ ૫ |
| ગામડાંની વહારે | ૦ ૭૫ |
| ગાંધીજી-સરકાર પત્રવ્યવહાર ૧૯૪૨-૪૪ | ૨.૫૦ |
| ગીતાબોધ | ૦ ૩૦ |
| ગોસેવા | ૧ ૫૦ |
| ત્યાગમૂર્તિ | ૭ ૦૦ |
| દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ | ૨ ૦૦ |
| દિલ્હી ડાયરી | ૬ ૦૦ |
| ધર્મમંથન | ૭ ૦૦ |
| ધર્માત્મા ગોખલે | ૦ ૫૬ |
| નિત્ય મનન | ૧ ૦૦ |
| 'નીતિનાશને માર્ગે' | ૦ ૬૨ |
| પાયાની કેળવણી | ૧ ૨૫ |
| પાંચમા પુત્રને બાપુના આશીર્વાદ | ૩ ૦૦ |
| પ્રેમપંથ-૧ થી ,૧૦ | ૨ ૯૦ |
| બાપુના પત્રો ૧-૬ | ૧૦ ૫૦ |
| બાળપોથી | ૦ ૧૯ |
| ભાષાવાર રાજ્યરચના | ૦ ૧૯ |
| મંગળપ્રભાત | ૦ ૧ |
| મારો જેલનો અનુભવ | ૦ ૬૦ |
| યરવડાના અનુભવ | ૧ ૦૦ |
| રચનાત્મક કાર્યક્રમ | ૦ ૩૧ |
| રામનામ | ૦ ૬૨ |
| વર્ણવ્યવસ્થા | ૧ ૦૦ |
| શિક્ષણનું માધ્યમ | ૦ ૧૮ |
| સત્ય એ જ ઈશ્વર છે | ૦ ૬૨ |
| સત્યાગ્રહાશ્રમનો ઇતિહાસ | ૧ ૦૦ |
| સર્વોદય | ૦ ૧૯ |
| સંયમ અને સંતતિનિયમન | ૨ ૦૦ |
| ગોમ્ટીસનો બચાવ | ૦ ૧૫ |
| હરિજનસેવકો માટે | ૦ ૭૫ |
| હિંદ સ્વરાજ | ૦ ૭૭ |

### ગાંધી વિચારમાળા

| | |
|---|---|
| પંચાયતરાજ | ૦ ૭૦ |
| સંતતિનિયમન સાચો માર્ગ અને ખોટો માર્ગ | ૦ ૪૦ |
| રાજ્યતંત્રનો નૈતિક આધાર | ૦ ૨૫ |
| ગીતાનો સંદેશ | ૦ ૨૫ |
| વિશ્વશાંતિનો અહિંસક માર્ગ | ૦ ૩૫ |
| સામ્યવાદ અને સામ્યવાદીઓ | ૦ ૭૫ |
| મારો સમાજવાદ | ૦ ૭૫ |
| સહકારી ખેતી | ૦ ૨૦ |
| ઈશુ-મારી નજરે | ૦ ૦ |
| જાતમહેનત | ૦ ૨૫ |
| ગ્રામોદ્યોગ | ૦ ૭૫ |
| વાલીપણાનો સિદ્ધાંત | ૦ ૩૦ |
| આપણો ખોરાકનો પ્રશ્ન | ૦ ૪ |
| દારૂબંધી-કોઈ પણ ભોગે | ૦ ૭૫ |
| ભારતના નવા રાજ્યો | ૦ ૩૫ |
| કોંગ્રેસનું ભાવિ | ૦ ૩૫ |
| હડતાળ | ૦ ૩૦ |

### કાકાસાહેબ કાલેલકરના પુસ્તકો

| | |
|---|---|
| ઉગમણો દેશ | ૨ ૦૦ |
| જીવનચિંતન | ૨.૫૦ |
| જીવનનો આનંદ | ૪ |
| રખડવાનો આનંદ | ૪ ૦૦ |
| જીવનપ્રદીપ | ૨ ૦૦ |
| જીવનલીલા | ૭ ૫૦ |
| પૂર્વ આફ્રિકામાં | ૦૦ |
| બાપુની ઝાંખી | ૧ ૦૦ |
| મીઠાને પ્રતાપે | ૧ ૦૦ |
| રવીન્દ્ર સૌરભ | ૨.૫૦ |

### અન્ય ગાંધીસાહિત્ય

| | |
|---|---|
| અમારા બા | ૧ ૫૦ |
| એકલો જાને રે | ૨ ૦૦ |
| ગાંધીજીના પાવન પ્રસંગો | ૧ ૭ |
| ગાંધીજીની સાધના | ૨ ૭૫ |
| ગાંધીજીનો વિનોદ | ૦ ૬૫ |
| જીવનનું પરોઢ | ૮ ૦૦ |
| બા બાપુની શીળી છાયામાં | ૨ ૭૫ |
| બાપુ | ૧ ૭૫ |
| બાપુ-મારી નજરે | ૨ ૦ |
| બાપુ મારી મા | ૦ ૫૦ |
| બાપુના કારાવાસની કહાણી | ૦૦ |
| બાપુની છાયામાં | ૨ ૫૦ |
| બાપુની પ્રસાદી | ૭ ૦૦ |
| બાપુની સેવામાં | ૨ ૦૦ |
| બાપુની વાતો | ૦ ૪૦ |
| બિહારની કોમી આગમાં | ૭ ૦૦ |
| મહાદેવભાઈની ડાયરી ૧-૫ | ૨૫ ૦૦ |

### નવાં પ્રકાશનો

| | |
|---|---|
| ગ્રામસ્વરાજ | ૭ ૦૦ |
| શ્રીરામચરિત | ૫ ૦૦ |
| ગાંધીબાપુ | ૧ ૫૦ |
| ગીતા અને કુરાન | ૩ ૦૦ |
| આપણે સૌ એક પિતાનાં સંતાન | ૩ ૦૦ |
| પાયાની કેળવણીમાં અનુબંધની કળા | ૨ ૫૦ |
| ખાદી શા માટે? | ૦૦ |
| ભાવિ સમાજરચનાની દિશામાં | ૪ ૦૦ |

**અમારાં અન્ય પુસ્તકોની માહિતી સૂચિપત્ર મંગાવ્યેથી મોકલી આપવામાં આવશે**

---

**લોકજીવન (પખવાડિક) તંત્રી મણિભાઈ દેસાઈ લવાજમ રૂ ૩ (દેશમાં) રૂ ૫ (પરદેશમાં)**

નવજીવન ટ્રસ્ટ અમદાવાદ-૧૪

શાખાઓ કલ્યાણભવન રિલીફ રોડ અમદાવાદ ૧૫૦ પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ ૨ કણપીઠ બજાર સુરત ખાંજરાજ રોડ રાજકોટ કોઠી સામે રાવપુરા વડોદરા ૪૧, ઈડન હોસ્પિટલ રોડ કલકત્તા-૧૨





પીડ પરાઈ

## દરિદ્રનારાયણ

ગાંધીજી

જેને નામ આપી શકાતું નથી અને માણસની બુદ્ધિથી જેનો પાર પામી શકાતો નથી તે ઈશ્વરને ઓળખવાને માણસજાતે પાડેલાં કોટિ કોટિ નામોમાંનું એક નામ દરિદ્રનારાયણ છે અને તેનો અર્થ ગરીબોનો ઈશ્વર, ગરીબોના હૃદયમાં દેખાતો ઇશ્વર એવો થાય છે.

એવાં લાખો ભૂખે મરતાં પડ્યાં છે કે જેમની આગળ ઇશ્વરની વાતો કરો તે કદી ન સાંભળે. પણ તેમને પેટભર અન્ન મળે એવો કોઈ રસ્તો બતાવશો તો તમને ઇશ્વર તરીકે પૂજવાને તેઓ તત્પર થશે. એવાની આગળ તમે નીતિની અને મનુષ્યસેવાની, માનવપ્રેમ અને ઇશ્વરની ભક્તિની વાત કરશો તો તે કોઈ સાંભળવાનું નથી.

આ મારે હાથે જ મેં તેમની પાસેથી તેમના ચીંથરામાં કચીને બાંધેલા અને ધૂળથી ખરડાયેલા પાઈ-પૈસા ભેગા કર્યા છે. તેમની આગળ આધુનિક પ્રગતિની વાતો કરવાનો કશો અર્થ નથી. તેમની આગળ ફોગટ ઇશ્વરનું નામ લઇને તેમનું અપમાન ન કરો. જો આપણે તેમને ઈશ્વર વિષે વાત કરીશું તો તેઓ તમને અને મને શેતાન કહેશે. તેઓ ઈશ્વરને ઓળખતા હોય તોયે તેઓ તેને ત્રાસ અને વેરના ઇશ્વર તરીકે, એક નિર્દય અત્યાચારી તરીકે ઓળખે છે.

મને ભારતની જાગૃતિમાં અને આ વિનાશકારી દારિદ્રમાંથી પોતાને સ્વરાજ્યને માર્ગે વાળવાની તેની શક્તિમાં શ્રદ્ધા હોવાથી હું અનશન કરીને આત્મહત્યા કરતાં મારી જાતને રોકી શક્યો છું. આવી શક્યતામાં જો શ્રદ્ધા ન હોય તો મને જીવનમાં રસ ન રહે.

તેમની (કરોડો બેકાર લોકો) આગળ ઈશ્વરનું નામ મૂકવાની મારી હિંમત નથી ચાલતી. એ ભૂખ્યાં કરોડો જેમની આંખમાં જરાયે તેજ નથી અને રોટલો એ જ જેમનો ઈશ્વર છે તેમની આગળ ઈશ્વરનું નામ મૂકવું અને પેલા કૂતરા આગળ મૂકવું એ બરાબર છે. તેમની આગળ ઈશ્વરનો સંદેશો લઈ જવો હોય તો મારે તેમની આગળ પવિત્ર પરિશ્રમનો સંદેશો જ લઈ જવો જોઈએ. મજાનો નાસ્તો લઈને અહીં બેઠા હોઇએ અને એથીયે મજાના ભોજનની રાહ જોતા હોઇએ તે વખતે ઈશ્વરની વાત કરવી ઠીક છે; પણ જે કરોડોને બે ટંક ખાવાનું પણ નથી મળતું તેમને મારે ઇશ્વરની વાત શી રીતે કરવી? એમને તો ઈશ્વર રોટલો ને ઘી રૂપે જ દર્શન દઇ શકે. હિન્દુસ્તાનનાં ખેડૂતોને રોટલો તો તેમની જમીનમાથી મળી રહે છે. મેં તેમની આગળ રેંટિયો મૂક્યો તે એટલા માટે કે તેમને ઘી મળી શકે. અને હું આજે અંગ્રેજ પ્રજા આગળ કચ્છ પહેરીને આવ્યો છું તેનું કારણ એ છે કે હું એ અર્ધભૂખ્યાં, અર્ધનગ્ન, મૂંગાં કરોડોનો એક માત્ર પ્રતિનિધિ બનીને આવ્યો છું.

મૂગા દરિદ્રનારાયણોના અંતરમા વસતા પ્રભુ સિવાય બીજા ઈશ્વરને હું નથી ઓળખતો. તેમને એ અંતરજામીની ઓળખ નથી, મને છે અને હું એ જનતાની સેવા વાટે જ પરમેશ્વરને સત્યરૂપે કે સત્યને પરમેશ્વરરૂપે ભજું છું.

રોજના પૂરતું જ રોજ પેદા કરવાના ઈશ્વરી નિયમને આપણે જાણતા નથી, અથવા જાણવા છતા પાળતા નથી તેથી જગતમા વિષમતા ને તેથી થતા દુખો અનુભવીએ છીએ ધનાઢ્યને ત્યા તેને ન જોઈતી વસ્તુઓ ભરી હોય છે, રખડી જાય છે, બગડી જાય છે, જ્યારે તેમને અભાવે કરોડો રવડે છે, ભૂખે મરે છે, ટાઢે ઠરે છે. સહુ પોતાને જોઈતો જ સગ્રહ કરે તો કોઈને તગી ન આવે ને સહુને સતોષ રહે આજ તો બને તગી અનુભવે છે કરોડપતિ અબજપતિ થવા મથે છે, તોયે તેને સતોષ નથી રહેતો. કગાળ કરોડપતિ થવા ઈચ્છે છે, કગાળને પેટ પૂરતું જ મળવાથી સતોષ પેદા થતો જોવામા નથી આવતો. પણ કગાળને પેટ પૂરતુ મળવાનો અધિકાર છે, અને સમાજનો તેને તેટલુ મેળવતો કરવાનો ધર્મ છે તેથી તેના અને પોતાના સતોષને ખાતર ધનાઢ્યે પહેલ કરવી ઘટે તે પોતાનો અત્યત પરિગ્રહ છોડે તો કગાળને પોતા પૂરતુ સહેજ મળી રહે ને બને પક્ષ સંતોષનો પાઠ શીખે

ખરા સુધારાનુ, ખરી સભ્યતાનુ લક્ષણ પરિગ્રહનો વધારો નથી, પણ તેનો વિચાર ને ઈચ્છાપૂર્વક ઘટાડો છે જેમ જેમ પરિગ્રહ ઓછો કરીએ તેમ તેમ ખરું સુખ ને ખરો સતોષ વધે છે, સેવાશક્તિ વધે છે અભ્યાસથી મનુષ્ય પોતાની હાજતો ઘટાડી શકે છે, ને જેમ ઘટાડતો જાય છે તેમ તે સુખી, શાત ને બધી રીતે આરોગ્યવાન થાય છે

દરેક પ્રસગે લાગુ પાડવાનુ સૂત્ર એ છે કે જે વસ્તુ કરોડોને નથી મળી શકતી તે વસ્તુનો આપણે ત્યાગ કરવો આ પ્રમાણે ત્યાગ કરવાની શક્તિ આપણામા એકાએક નથી ઊતરી આવવાની. પહેલી તો આપણે એવી મનોવૃત્તિ કેળવવી પડશે કે જે કરોડોને ન મળી શકે એવી વસ્તુઓ ને સગવડો લેવાની ના પાડે અને ત્યાગ પછી તુરત બીજી આવશ્યકતા એ છે કે એ વૃત્તિને અનુરૂપ આપણા જીવનક્રમમા જેમ બને તેટલો જલદી ફેરફાર કરી નાખવો

જિસસ, મહમદ, બુદ્ધ, નાનક, કબીર, ચૈતન્ય, શકર, દયાનદ, રામકૃષ્ણ હજારો માણસો ઉપર અત્યત કાબૂ ધરાવતા હતા, અને તેઓના ચારિત્ર ઘડવામા નિમિત્તભૂત થયા તેઓના જીવનથી જગત વધારે સપન્ન બન્યુ છે અને આ બધા નરોએ બુદ્ધિપૂર્વક દરિદ્રતાનો સ્વીકાર કર્યો હતો [નવજીવન પ્રકાશન મદિરનુ નવુ પ્રકાશન 'મારા સ્વપ્નનુ ભારત'માથી સાભાર]



ગુરુ નાનકનું

# નશ્યતનામું

**સ્વામી આનંદ**

[દેશદેશના લોકસાહિત્યમાં બહુજનસમાજને બોધદાયક ને ઉપકારક થઇ પડે એવી નીતિ, પરોપકાર, ત્યાગ વૈરાગ્યની વાતો સંઘરાએલી હોય છે. આવી કોઇ એક અતિ કંજૂસ રાજાની વાત છે, જેણે ધન લોભને કારણે પોતાના રાજ્યમાંથી ધાતુનાણું નામે ખૂંચવી ઉસેટીને પોતાના ખજાના ભેગું કરેલું. પણ એમાંનું કશું મરા વેળાએ એની જોડે નહિ જાય એવા કોઇ સંતમહાત્માના ઉપદેશથી અંતે એને વૈરાગ્ય ઉપજેલો.

કાન્ગી સાહિત્યમાં કાઉં બાદશા ને એના અનગળ ખજાનાની કથા છે. આપણે ત્યા પણ 'ન રહ્યું નાણું રે રાજા નંદનું'' વાળી વાતમા એ જ કથા સંઘરાઈ છે. આવી વાતો સંઘરવામાં દેશકાળ કે ઐતિહાસિક વાસ્તવતા જાળવવાનો હેતુ નથી હોતો. જનતાને તરત સમજાય, સોંસરું ઉતરી જાય અને માણસને નીતિન્યાયને રસ્તે રાખી એના જીવનને માજી ઉજાગી શુદ્ધ રાખે એવો ત્યાગ વૈરાગ્ય નીતિનો ઉપદેશ કે શિખામણ દેવાનો જ માત્ર હેતુ રાખીને આવી સામગ્રી માનવજાતિની થાપણ તરીકે દેશ-દેશના લોકસાહિત્યમાં સંઘરાય છે.

સીખોમાં પણ ગુરુ નાનકને નામે ચડાવવામાં આવેલી ઉપની ધનલોભી રાજા વાળી વાર્તો વાળો ઉપદેશ ગુરુમુખી ગુટકાઓમાં તેમ જ બીજે 'નમીહતનામા'ને નામે જોવા મળે છે. તેની સીખોમાં પ્રચલિત વાર્તા આમ છે:

ગુરુ નાનક મક્કાની જયારતે (જાત્રાએ) ગયા ત્યારે વાટમાં એક શહેર આવ્યું. અહીંનો કારૂં બાદશા નામચીન કંજૂસ તરીકે દુનિયા બધીમા જાણીતો હતો. એને વિષે કહેવાતું કે એણે રૈયત બધીને લૂટી નીચોવીને ધાતુનાણું નામે ખૂંચવી લીધું હતું. એક દિવસ એક ઘરમાં એક વિધવા બાઇનો દીકરો એક દોઢિયા માટે કજિયો કરે. માને કહે 'બસ દે ને દે.' 'કયાથી દઉં? આપણા બાદશાયે તો કાવડિયું નામે કોઈ પાસે રહેવા દીધું નથી. હા, તારો બાપ મૂઓ તાણેં ઇને દફનાવની વેળાયે ઘોરમાં એની છાતી ઉપર એક કાવડિયું મેલ્યું 'તું ઈ રહ્યું હોય તો.'

છોકરો બાપની કબર ખોદીકોરીને કાવડિયુ કાઢી લાવ્યો.

બાદશાને ખબર પડી. એણે આખા રાજમા તમામ કબરો ખોદાવીને નીકળ્યા તેટલા પૈસા કઢાવી લીધા.

આ શહેરની ભાગોળે ગુરુનો મુકામ પડયો ત્યારે બાદશા ગુરુના દર્શને આવ્યો. ગુરુ એનો ઇતિહાસ જાણે

બાદશા: 'ગુરુ મારા જોગું કામ સેવા ફરમાવો.' ગુરુએ ખલતામાંથી સોય કાઢી. કહે,

'મક્કા શરીફની જ્યારતે જાઉં છું. અવસ્થા થઈ છે. આ કપડાં ઝળીને ફાટવા આવ્યા છે. આટલી જ્યારત પૂરી કરીને ઝટ કિરતારને ઘેર પોચવાની અભિલાખા છે. ત્યાં સાંધી લેશુ. પણ સોય જોગે. તે આટલી હું પોચું તે અગાવ ત્યાં પોચાડજો તમે સમરથ છો. તમારે ત્યાં ધનચાકરને છેડો નથી.'

બાદશા. 'પણ ત્યાં હું કેવી રીતે પહોંચાડી શકું?'

ગુરુ નાનક: 'કાં? તેં આટલો ખજાનો ભેગો કર્યો છે એ ત્યાં પોંચાડવાનો છું તે ભેળી મારી આટલી સોય તને શી ભારે પડવાની છે?'

બાદશાને સત્તજ્ઞાન થયું ને ગુરુના ઉપદેશથી તરી ગયો.]

# એકોંકાર સતગુર પ્રસાદ ગુરુ નાનક દા નસીહત નામા

તિલંગ મહલા—૧

કિયે નેકનામી જો દેવે ખુદા
જો દીસે જિમીંપર સો હોસી ફના
દાયમ વ દૌલત કિસે બેશુમાર?
ન રહેંગી ફિરોડી ન રહેગે હજાર

દમડા તિસી કા જો ખરચે ઓ ખાય
દેવે દિલાવે રિઝાવે ખુદાય
હોતા ન રાખે, અકેલા ન ખાય
તહકીક દિલદાની વડી બહિશ્ત જાય

કિજે તવજ્જોહ ન કીજે ગુમાન
ન રહગી યે દુન્યા ન રહગી દિવાન
હાથી વ ઘોડે ઓ લશ્કર હજાર
હોવેંગે ગરક કુછ લાગે ન વાર

દુન્યાં કા દિવાના કહે મુલક મેરા
આઈ મૌત સિરપર,—ન તેરા ન મેરા
કેતે ગયે દેખ બાજે બજાય
વહી એક રહગી જો સાચા ખુદાય

(તૂ) આયા અકેલા, અકેલા ચલાયા
ચલતે વખત કોઈ કામ ન આયા
લેખા મંગીજે ક્યા દીજે જવાબ
તોબા પુકારે તૂ પાવેગા અજાબ

દુન્યા મેં પે કર જો દમડા કમાયા
ખાયા હુંડાયા, અંજાઈ ગંવાયા
અખેર પછોતાણા કરે હાયહાય
દરગા ગયા તૂ તો પાવે સજાય

લાનત હૈ તેં કોં વહ તેડી કમાઈ
દગેબાજી કર કે દુન્યાં લૂટ ખાઈ
પીએ પિયાલે ઔર ખાયે કબાબ
દેખો રે લોકોં જો હોતે ખરાબ

જિસકા તૂ બન્દા તિસકા ના સંવાયો
દુન્યાં કે લાલચ મેં સાહિબ ક્યૂં બિસાયો?
ન કીતી ઈબાદત ન રખિયો ઇમાન
ન કીતી હકૂમત પુકારે જહાન

અંદર મહલ કે તૂ બૈઠા હૈ જાય
હરમાં સે ખેલે ખુશબૂઇ હવાય
ન સૂઝે ન બૂઝે બાહર ક્યા હોય
હરાગી ગરીબાં કો મારે બિગોય

બસ્તી ઉજાડે ઓ ફિર ના બસાવે
કૂકે પુકારે તો દાદ ન પાવે
લાખોં કિરોડી કરે બેશુમાર
કેઇ કિસાન બપડે મરીવે હજાર

હાકમ કહાવે હકૂમત ન હોય
દુન્યાં કા દિવાના ફિરે મસ્ત હોય
લૂટે મુલક ઔર પકડે વ ખાય
દોઝખ કી આતશ મારેગી જલાય

ગરબ સે ન દેખ, એ દુન્યાં કે દીવાને
હમેશા રહેગી તૂ ઐસી ન જાને
ઉડાવે સભા ઉસકો લાગે ન વાર
કિસ કી યે દુન્યા, કિસ કે કારોબાર

ચંદ રોજ ચલના કિય પકડો કરાર
ન કીચે હિરસ બહુત દુન્યા કે યાર
શરમન્દા તૂ હો કુછ નેકી કમા
લાનત કા જામા તૂ પહેરે ન જા

ગફલત કરોગે તો ખાઓગે માર
બેટી વ બેટા કોઈ લેગા ન સાર
તોબા કરો બહુત કીચે ન જોર
દોઝખ કી આતશ જલાવેંગી ગોર

મુશા ઇક પગમ્બર કેતે શાહખાન
ન દીસે જિમીપર કિસીકે નિશાન
ચલતે કબૂતર જિનાવર કી છાંવ
કેતે ખાક હુવે કોઈ પૂછે ન નાંવ

ચાલી ગંજ જોડે ન રખિયો ઇમાન
દેખો રે લોકો કારૂં હોતા પરેશાન
નદાની યે દુન્યા યે ફાની મુકામ
તૂ ખુદ ચશ્મબીની હૈ ચલતા જહાન

હર વક્ત બન્દે! ન ખિદમત બિસાર
મસ્તી ઓ ગફલત મેં બાજી નહાર
તોબા ન કીતી કરદે ગુનાહ
નાનક ઐસી આલમ સે તેરી પનાહ

## સદ્‌૦ પૂ૦ પિતાશ્રીને....

:૧:

તમારી યાદનો દીવો જલે છે સ્થિર; તો ય આ
અંધાર શૂન્યતાનો હું ભેદી કાં શકતો નથી?

વિચારું સાંભળું વાંચું ઉદ્‌ગારો ધીર; તો ય આ
સીધું ખૂંપી ગયું શલ્ય છેદી કાં શકતો નથી?

થાક્યો હાર્યો અને ઝૂઝ્યો ઘણીયે વેળા તો ય આ
ઓથાર આજનો કેવો? ફેંકી હું શકતો નથી!

તમે પાથેય આપ્યું ને દિશા ચીંધેલ; તો ય આ
એનો એ હું હવે શોધી કેડી કાં શકતો નથી?

બોધ લેતાં થયું બોધ; એ જ સંસાર આદાય
જાણું હું સમજું હું; કાં જીરવી શકતો નથી?

તમે પાસે હતા ત્યારે ઊભરાતો હતો રસ;
હવે નિઃશ્વાસને યે કાં ઝીલવી શકતો નથી?

તમે છો ના હવે, એ જ સત્ય; બીજું બધું છળ;
હવામાં તરણું હું તો ખીલવી શકતો નથી!

:૨:

અહીં આ બનસ્ટેન્ડને
બાંકડે ભર મધ્યાહ્નને બેઠો નિમ્નમુખે, દગે
રૂમાલ ફેરવું; ત્યાં શું થતું આ? છો તમે જ કે?
આશિષે ઝરતો હાથ ખભે મૂક્યો તમે જ ને?

ઘરને બેઠક ઓરડે
આવું જ્યાં, બેસતો કે જ્યાં અડું કો ચીજ ગ્રંથને;
કે જાગી હું જતો વ્હેલો શીખા સ્પર્શે પરોઢને,
પારિજાત નવાં ખીલ્યાં આંગણે જોઉં ને તમે
મળા શારદની શીળું હેત નિર્ઝરતી રહે;

એ સમે, એ ક્ષણે ક્ષણે
પાસે આ કોણ? પાસે આ વરતાતું કોણ? હા, તમે.
તે વિના મૈત્રીની આવી મ્હેંક ક્યાંથી અહીં રમે?

તાત હે, તાત હે, અરે!
ક્યાં છો? છો ક્યાં? નથી! ના, ના, નથી!
હૈયું રુવે રુવે.

:૩:

ક્યાં થકી, ક્યાં થકી સ્ફુરે
સૌમ્ય આલાપ મારે આ રક્ત, મારી રગે રગે?

સુહૃદશ્રેષ્ઠ તાત હે,
કોણ આ, કોણ સીંચે છે અમીધારા હૃદયા ઉરે?

તમે લાંબા પ્રવાસમાં
પીળા આયુષ્યની પીર ભગાવી; કેમ વિસરું?

મળ્યાં, કે સાથમાં રહ્યાં,
બધાંના મિત્ર થૈ નિષ્ઠા સુહાવી; કેમ વિસરું?

વમળો આવિયાં-ગયાં,
નૌકા સાચી દિશામાં જ ચલાવી; કેમ વિસરું?

ધ્યેય દુર્ગમ દોહ્યલાં,
સર કીધાં જાતને ભૂલી-ભુલાવી; કેમ વિસરું?

સ્મરું છું, હું સ્મરું: જીવ્યા સૌ અર્થે શુભકારણ;
તમે તાત, સ્વભાવે ને કર્તવ્યે વિશ્વના જન.

:૪.

'જીવું છું પ્રાપ્ત ધર્મ જ':
–તમારા સાવ એ સાદા શબ્દોનો અર્થવૈભવ
હતો પ્રત્યક્ષ ત્યારે મેં કળ્યો ના, ના કળ્યો લવ;
હવે હું ખૂંદતો પંક, પૂછું અદૃશ્ય પંકજ!

ત્રણ પેઢીને મળી છાંય, તમે એવું તપ્યા તપ,
સૌજન્યે ધૈર્ય-સ્ફૂર્તિએ ખેડ્યા સંસારને પથ;
સહચારે ધન્ય જેના એ મા ગયાં તદનંતર
ગોળાનો રંગ જાણે કે ઊપટે ના સદંતર
જોવા એ માત્ર રોકાયા, અર્પતા સ્મિત નિર્મમ;

રહ્યો હું લુબ્ધ વિભ્રમ,
ન જોયું ખમતા ગૂઢ જે તમે જ નિરંતર.

હે ગૃહસ્થ સનાતન,
કુલયોગી, વિશ્વના જન,
મારી સંતપ્ત ભૂમિ હો શમાને જલ પાવન.

૫

તમે મિત્ર ગણ્યો જેને તમારો એ જ પુત્ર હું
વિયોગે દગ્ધ રે'વાનો; કથા તો યે કથીશ ના!

વેણુ કે નેણમાં ભાંગ્યું હૈયું ટૌકાઈ લો ગયું;
એ એની અવળાઈ હું હવે સ્હેજે ન્હઈશ ના!

મૃત્યુ-જીવનના નિર્ઝર્યાં સહચારે ઋત જો રહ્યું,
વિખૂટાં કલ્પી હું એનો મર્મ લેવા મથીશ ના!

મૃત્યુએ દ્વાર દ્વારે જો વહેતું જીવનને કર્યું,
અમર્ત્ય ઝાંઝવાં વચ્ચે ચુંથાવા હું ભમીશ ના!

સન્નિષ્ઠ જીવને ધન્ય જોઉં જ્યાં મૃત્યુને થયું,
ભસ્મ-અસ્થિ જ ભાળીને ક્રંદતું હું ચડીશ ના!

મને જે પ્રેરતો'તો એ શ્વાસ તોયે લઈશ ક્યાં?
ભાદની વિજળી બીજ દહે જો, તો જઈશ ક્યાં?

—હસિત બૂચ

## તાપ અને ભીડ

(ગાન)

એક તો આકરા તાપ અને વળી અણજાણ્યાંની ભીડ.
આંખનું પણ ખી ઊડતું ઊડે-કૂંકે પરિચય-નીડ.
મરુપથ જેવો દિવસ તપ્યો ને ક્યાંય ન તરુની છાયા,
મનની ચસ્રી બાંધવા માગે કોક શું પ્રીતની માયા,
અ ગારા શી આંખ અટે કોઇ, ડામની ઊઠે પીડ-એક૰
મૌનની અફાટ રેતી તપતી મહરા જેવી સૂની,
મારું નામ કઈ જો કોઈ મધુરુ ઊઠે ટહુકી
કેરા આ અવકાશ અગણ્ટે ફણગી ઊઠે ભીડ! -એક૰

ઉશનસ્

## મનને તીરે—

ફર હું પોરથી કલાન્ત બેસી બાગેળને કરે
વિસામું પળ બે-ત્યાં તો મનને તીર જાગતી
સૃષ્ટિ જ્યાં સ્વપ્નમાં માહો ઊભા નહૂશ વના તણાં
મંદિરો દિવ્યમ ના જે ઘુમ્મટે ગુંજતા સદા,
ફરકે ધ્વજ શ્રદ્ધાનો આરતી મનમાં ધ્વને
ક્ષેત્રવાડી લચે પાકે, પુરુષાર્થ જ્ઞનિચિત
લહું તે નેન મીંચીને આખી નીમ સ્વચ્છ્ઘણ
મનોવ્યોમે લસે સ્વચ્છ રમ્ય ઈન્દ્ર તણુ ધનુ.
દૃષ્ટિથી વા અતીતે જે પ્રિય પાત્રો સરી ગયા,
આજે ઓ આવતાં જતાં, સોહે સૃષ્ટિ ભરીભરી;
વદું હું યાત્રિકો વ્હાલા, ઉરની અંજલિ ધરું,
ઝીલનો તે સહુનાંય વદનો, મ્હાલતો ફરું'
પલમાં યુગ વિસ્તારી, યુગને પલમાં વીંટી
સૃષ્ટિ જે હું થઈ સર્જું, નમેડી લઉં હું મહીં'

—તનય વૈદ્ય

## મુક્તકો

ભલા થઈને ઉગારો મા મને આ દુર્દશામાંથી
જીવનનો રંગ શોધું છું હવે હું વેદનામાંથી.
હશે કેવું જીવન મારું તમે પોતે જ કલ્પીલો
ઘણી વેળા છૂપાવી છે તૃષા મેં ઝાંઝવામાંથી

*

નથી પૂરી થતી કોદી અધૂરી આશ રઝળે છે
અમારી સવ દુવાઓ હજુ આકાશ રઝળે છે
તમારી દાદને દૌલત ગણું છું એટલા માટે
ઘણી વેળા કફન વાંકે કવિની લાશ રઝળે છે.

દિનેશ ભ

## કંકોળેલા કેડા—

જેવા વટાવો ભવભેદા રે
એવા કંકોળેલા કેડા.

આ રે મારગડે પગ દીધો કે ભાઈ,
તરત બનતી તેડાં;

બીક બળાનું નામ ન જાણ્યાં,
હાલ્યા જાત અવેડા રે
એવા કંકોળેલા કેડા.

વાટ વિપદની વાત ન વર્ણવી,
નેણે નેણે નેડા;

એક જ સાથ સમદર વહેતાં
જાણે બંકા બેડા રે
એવા કંકોળેલા કેડા.

ભાવ ભજનની ધૂન મચે અહીં,
ભગતિ રસના રેડા;

દાસ સરોદની એક જ વિનતિ,
છોડો ચિંતના ચેડા રે
એવા કંકોળેલા કેડા.

સરોદ

## ક્યારે!

હે ઉર-પારસ'
અમે અયન ના
અમ ઉર અણુ અણુ આરસ
હે ઉર-મણિ'
જડ અંતર કણી કણી
સ્પરશ'

સ્પર્શ તવ શુદ્ધ હેમ
અમ હેમ-ખેમ
બસ એક નેમ.

કિન્તુ ..
હે પારસ મણિ'
તનુ તનુએ
આ વણુ-રણી-ધણી

ઉર-આરસમાં
પ્રગટે કવ
તવ આરસ-પાવક
આ રસ? આ રસ'

જતીન્દ્ર આચાર્ય

# ચાત્રિક

**શ્રી જગદીશ પરમાર**

ભાઈશ્રી .

બરાબર ૧૫મે દિવસ પોરબંદરની બહાર રહી પાછો ફર્યો છુ પણ મનની રચના ઈશ્વરે કેવી કરી છે યાત્રિકની પેઠે ભમ્યા જ કરે છે! મુબઈથી વડોદરા આ યો, અને ત્યાથી નાથદ્વારા મારવાડ જ કશન સુધી દિલ્હી એકસપ્રેસમા સારી ભીડ ભોગવી, અને વસ્તીવધારો રેલ્વેજીવનમા કેવા કેવા પ્રશ્નો ખડા કરે તે અનુભ યુ

નવુ સર્ગ રચજો છે બીજે જવાની જરૂર નથી એમ કદાચ તમે કહો મારા પત્ની માદા—અને હુ પણ ખળભળી ગયે છુ—છતા દરિયાની આબોહવાથી દૂર જતા જ તબિયત ઉપર સારી અસર થઈ દરરોજ પ્રસાદ ખાવા મળતો હતો, અને કવિ સુધાંશુને એ વાત કહી ત્યારે તેમના કવિમુખમા રસના ઝરણા વહેવા લાગ્યા હતા! હોળી ઉપર કુનડોલના દર્શન માટે જબરી ભીડ જામતી શ્રીજીબાવાની નજીકમા જતા જ માનસિક વ્યાપારમા પલટો થયો મે ભક્તોના ચરિત્રો લખ્યા છે પરતુ એક ભક્તજન બનવુ કેટલુ કઠણ છે તે ભક્તોના સમુહમા જ સમજાયુ શ્રીજી બાવાને મનોમન પ્રાર્થના કરી કે એક સાચા ભક્ત જન બનવાનું બળ આપવા કૃપા કરજો

મ દિરના દ્વાર પાસે એક અ ધયુગલ મીઠા ક ઠે ગાતુ હતુ

જશોદા મૈયા! તારે દ્વાર ખડો હુ
મને દરશન કરાવ દરશન કરાવ
(શિવજી કહે) મને દરશન કરાવ'

આલાપ ક ઠમાધુર્ય અને અ તરની વેદના મને ત્યા રોકી રહ્યા મારે પણ હૃદયની ઝ ખના હતી પ્રભુની રૂપમાધુરીના દર્શન કરવા હતા કેટને દૂરથી—કેટલી ભાવના હૃદયમા સ ઘરીને હુ અહી આવ્યો હતો! ભક્તિધારામા હુ પણ તણાયો

'મારો લાલો નાનો
તારે ક ઠે શિવજી! મણિધર નાગ!'

બીજી જ ક્ષણે મન સાવધાન થયુ. રાગદ્વેષથી ભરેલો હુ—મારામા પણ નાગના ઝેર જેવી વિકૃત વૃત્તિઓ ભરી પડી છે—જશોદાના લાલના દર્શન ક્યાથી સુલભ બને? એ યુગલ ગાઇ રહ્યુ હતુ—ભક્તિરસમા તરબોળ બનીને અને જાતનુ ભાન ભૂલીને મે જાતને સભાળી

શિવજીએ ફરીથી વિનતી કરી 'તારો લાલો તો જગતને ડારનારો, ડરાવનારો છે, મારા નાગથી તે કયા ડરવાનો હતો?'

તો પણ જશોદા મૈયા પોતાના બાળ કનૈયાને ઢાંકી રહ્યા હતા શિવજીએ છેવટે કહ્યુ

'નાનો તો યે તારો આધાર,
પણ મારો પ્રાણાધાર—મને દરશન કરાવ!'

મે પણ ત્યા ચોકમા ઊભા રહી, હરિને આર્તનાદ કર્યો રાગદ્વેષથી ભરેલો હુ પામર તારે દ્વાર આ યો છુ—નિજદ્વારના કમાડ ખૂલ્યા થયા અનેક યાત્રિઓની સાથે મારા પત્નીને દોરતો હુ પણ મૂર્તિની નજીક ગયો સ્વ પિતાને, સ્વ પુત્રને યાદ કર્યા, એમના આત્માની શાતિ પ્રાર્થુ શ્રીજીના ચરણમા શુ સમર્પી શકુ? આસુના ટીપા મારા સદાયના સગાથી છે અકિ ચનની મૂડી! આસુનો અભિષેક કર્યો શેઠ ગોવિ દદાસ (M P) ત્યા હતા તેમણે કહ્યુ કે દેશપરદેશમા અનેક મૂર્તિઓ જોઈ છે પણ શ્રીનાથજીના મુખારવિંદમા જે આકર્ષણ અને લાવણ્ય છે તે બીજે ક્યાય નથી।

તિલકાયત મહારાજના નિજ પુસ્તકાલયમા જવાનુ સદ્ભાગ્ય વિરલ હોય છે ઇશ્વરકૃપાથી એ યોગ બન્યો ત્યાના પ ડિતજીએ સચિત્ર ભાગવતના દર્શન કરાવ્યા નાથદ્વારા શૈલીમા તૈયાર થયેલા દરેક સ્કન્ધના વીશ વીશ ચિત્રો, રેખા ર ગમિશ્રણ અને પ્રસ ગરચનામા અજોડ લાગ્યા સ્વ. ચિત્રકારોને અ જલિ આપી મેક્સમુલરે વેદ ઉપરથી સ પાદન કરેલા ગ્ર થો જોયા ૬૦૦ વર્ષ પહેલાનુ તેલુગી ભાષામા, ભૂર્જપત્ર ઉપર

લખાયેલું વાલ્મિકી રામાયણ જોયુ. પાચસો વર્ષ પહેલા, સંસ્કૃતમા લખાયેલુ ભૂર્જપત્ર ઉપરનું ન્યાય શાસ્ત્ર જોયુ અનેક હસ્તલિખિત પ્રાચીન ગ્રંથો જોયા હું તો આ બધી વસ્તુઓની જાળવણી જોઇને સ્તબ્ધ થઈ ગયો આ અમૂલ્ય ખજાનો, અનધિકારીને પનારે પડે તો ઉદ્ધઇનો ખોરાક જ બની જાય!'

કાકરોલી ગયો ત્યા ૬૦ પગથિયા ચડી, ઉપર જવાનુ હતુ આમ તો પાચ દશ પગથિયા ચડવા હોય ત્યા જ હૈયુ બેસી જાય છે પણ અહી તો હરિના નામને રટતો ૬૦ પગથિયા ચડી ગયા મારી પત્નીએ પણ સાથ આપ્યો ટોચના પગથિયે ઊભા રહી એકબીજા સામે જોયુ મહાન પ્રયત્ન સફળ થયાનો સતોષ સ્પષ્ટ હતો ત્યા દર્શન કર્યા ફૂલ પાનથી તૈયાર થતી કમાનમા અમે પણ ઝડા ગુલાલ ઊડયા અને પ્રભુની શોભા અમારા આ થોડા ગુલાલથી વધશે એવો નમ્રતો સતોષ લીધો મદિરની પાછળ આવેલા રાયસાગર તળાવના દર્શન કર્યા દૂર સુદૂર પથરાયનો જળરાશિ આખમા સમાતો ન હતો અને એ જળને ઉપયોગમા લેવાનો સરકારી પ્રયાસ વાજબી લાગતો હતો ઊંચા મદિરની હૈયારખી ઉપરથી ડુગરની પેટાળમા આવેલુ કાકરોલી ગામ માની ગોદમા રૂપાળુ બાળક રમ્યુ હોય એવુ મજાનુ દેખાતુ હતુ

અહી, દિલ્હીમા મળે છે એવી લાબી કાકડી જોઇ દિલ્હીવાસીઓ જેને પ્યારથી 'લયલાની આગળિયા' કહે છે એને વચ્ચેથી ચીરી મીઠુ અને લીબુનુ પાણી ઉમેરી ખાવાથી ઠડક રહે છે નિરાત ખરી એમ માની સાથે લીધી પણ પછી એનો સભ લઈ શકાયો નહિ કાકડી ચીમળાઈને સાવ કરમાઈ ગઈ અને જેને જોતા ગમે નહિ એવી ચીજને પેટમા કેમ પધરાવવી એ લાગણી જાગૃત થતા ફેકી દીધી

નાથદ્વારાથી બસમા ઉદેપુર જવા રવાના થયા વચ્ચે મેવાડના રાણાઓનુ એકલિગ મહાદેવનુ સ્થાન આવ્યુ એ સ્થળને કૈલાસપુરી કહે છે ઇતિહાસના પાનાઓમા ગવાએલી રાણાઓની ભક્તિ સ્મૃતિપટે ચડી અરવલ્લીના પહાડોને વીધતી ચઢાવો લેતી, ઊડી ખીણો પાર કરતી ઉદેપુર પહોચી ત્યારે જ બસની શક્તિનો ખ્યાલ આવ્યો મને હતુ કે અહી ભમતા માનવોના ચહેરાપર કેસરિયા કરવાની લગની અથવા સ્વાર્પણની ઝલક જોવા મળશે.

પરતુ તે આશા ઠગારી નીવડી મોધારતે માણસને ભાગી નાખ્યા છે હોળીના દિવસો હતા, એટલા પૂરતો તહેવારનો રગ વાતાવરણમા ફેલાયો હતો

'નણદીનો વીરો આયો રે, રગ રગ લાયો રે'' એવ ફાગ ગાતી સ્ત્રીઓ ઘુમટો કાઢી ઘુમતી હતી પુરુષ ઘેરૈયાનો ઉત્સાહ વધુ હતો જૂના અને નવાનુ મિશ્રણ એટલે ઉદેપુર પાછા અમદાવાદ ફરતા પહેલુ જ કેસરીઆજી આવ્યુ જૈનોનુ તીર્થધામ' 'કેસરીઆ લલકી જો'' એ ધ્વનીથી આ ગામડુ ગુજે છે ખેરવાલા બીચનારા વગેરે સ્થળો પાસેથી પસાર થતા અસલી રાજસ્થાન—મારવાડ જોવા મળે છે ઝાડપાનનુ નામનિશાન નહિ નિર્જીવ ડુગરાઓ અને ગરીબી દેહાતીઓના ચહેરા ઉપર નૂર નહિ' આખમા રહેજ પ્રાણ લાગે બાકી નારી દીનતાની પ્રકૃતિ—આવ. સીધા અને સરળ માનવને હૈયારી આપવા ઇચ્છા થઈ પણ બસનો ડ્રાઇવર મારી ધીનતાને પોષે તેમ નહોતુ

રતનપુર પાસે રાજસ્થાનનુ જગને જોયુ સૌરાષ્ટ્રમા તલાલથી ગીરગઢડા જતા જેવુ જોવા મળે એવુ એ હતુ સવારે પાચ વાગે ઉપડેલો રાજસ્થાનની સરહદે પહોચ્યો ત્યારે સવા નવ થયા હતા હિંમતનગર આવ્યો જિનમિનમા લાગેલી આગના ભડકાઓએ વેરેલો વિનાશ જોયો રાજસ્થાની ડ્રાઇવરની સાવધનતા સાથે ગુજરાતના એસ ટી બસના ડ્રાઇવરની બેદરકારી અને નિર્લેપતાની સરખામણી કરી શામળાજી પાસે મેળો જામ્યા હતો પિતાબર પટેલના પાત્રો જેવા સ્ત્રી પુરુષો ઉમગમા મહાલતા હતા ગુજરાતની હદમા આવતા જ ગુજરાત સમૃદ્ધ છે એ પ્રતીતિ થઈ ખેતરે મા મોલ હતા પાકા મકાનો હતા સ્ત્રીપુરુષોના અગ ઉપર પૂરતા વસ્ત્રો હતા ચહેરા ઉપર તેજ હતુ

નવીનતાનો મોહ જીવનમા ચેતના લાવે છે મુબઈ ગયો હતો પણ ત્યાની વાત કરી નથી નવા પ્રદેશની નવીનતા શૂન્યતાની પળો ભરી આપે એવી લાગી પહેરવેશ રહેણીકરણી ખોરાક પ્રદેશિક વિવિધતા, અને સીધાસાદા માનવોનો સપર્ક જીવને બદલાવે તેવો હતો શ્રદ્ધા જોઇ પડિતાઇ જોઈ શ્રીમત અને ગરીબ જોયા લીનોછમ દેશ અને ઉજ્જડ પ્રદેશ

જોયો. માણસો જોયાં, મોંઘા, ગરવા, પાસે બેસતાં સાચી હૂંફ લાગે એવા. વિષાદ પણ અનુભવ્યો.

મારી પડોશમાં (ધર્મશાળામાં) એક કુટુંબ યાત્રાએ આવ્યું હતું. ડોશીમાએ કચવાતાં કહ્યું:

'નાની છોકરીને ત્રણ બાળક થયાં. દર સુવાવડે એવી તો માંદી પડે છે કે જાન બચાવવો મુશ્કેલ થાય છે. આ વખતે તો ઑપરેશન કરાવી નાખ્યું!'

'સારું કર્યું.' – મેં કહ્યું.

'અને આ મોટી દીકરીને પરણાવ્યે આઠ-નવ વરસ થવાં આવ્યાં પણ દિ' જ ચડતા નથી!'

'શ્રીનાથજીબાપા સારું કરશે!'

મારી આશા ફળો એવી ગાઢ શ્રદ્ધા ડોશીમાની આંખમાં દેખાઈ. જુવાન દીકરી પણ દિ' ચડશે એ આશાને ઘૂંટતી આંખો ઢાળી ગઈ!

કેવું છે માનવી જીવન! જે નથી તેની પાછળ મન દોડે છે અને જે છે તે અકારું લાગે છે! દરેક માનવી યાત્રિક બને તો વિશ્વમાનવી જરૂર બને.

લિ. સ્નેહાધિન……

## ડૉ. બ્રેકેટનું સ્મારક!

ડૉક્ટર બ્રેકેટ ઘણા પ્રમાણિક માણસ હતા. ઘણા વર્ષોથી 'એવર ટાઉન'ના લોકોની દવા કરતા હતા. એમના દર્દીઓની સંખ્યા ઓછી નહોતી, પણ આવક નામ માત્રની જ હતી. કારણકે એમના દરદીઓ મોટે ભાગે ગરીબ હતા અને તે ગરીબો પાસે પૈસા રહેતા નહોતા.

શિયાળાની ઠંડીમાં પણ તેઓ અડધી રાતે ઊઠતા અને કોઈ બીમાર સ્ત્રી કે બાળકના જખમની મલમપટ્ટી માટે કે દવા કરવા માટે વીસ વીસ માઈલની મુસાફરી કરતા થાકતા નહીં.

'એવર ટાઉન'ના બધા લોકોને એ વાતની માહિતી હતી કે 'રાઈસ' નામની કાપડની દુકાનની ઉપરના માળે ડૉક્ટર બ્રેકેટનું દવાખાનું છે. એ દુકાનના સાંકડા દાદર આગળ એક તકતી હતી. એમાં લખ્યું હતું–'ડૉક્ટર બ્રેકેટનું દવાખાનું ઉપર છે.'

ડૉક્ટર બ્રેકેટ કુંવારા હતા. એકવાર એમના લગ્ન કુ૰ એલવિરા કોમવેલ સાથે થવાના હતા, પણ લગ્નની રાતે જ એક બીમાર મેક્સિકન બાળકને તપાસવા કોઈ બોલાવવા આવ્યું, અને તેઓ તેને જોવા ચાલ્યા ગયા. કુ૰ એલવિરા ચિઢાઇ ગઈ. લગ્ન ન થઈ શક્યા. કુ૰ એલવિરાનું કહેવું હતું કે જે માણસને પોતાના લગ્ન કરતાં એક મેક્સિકન બાળકનો ખ્યાલ છે, તે માણસ કોઈપણ કામનો નથી. શહેરની બીજી સ્ત્રીઓએ પણ એલવિરાની 'હા…માં હા' મેળવી; પણ જ્યારે તે બાળક સારું થઈ ગયું ત્યારે તેના માબાપે ડૉક્ટરનો અત્યંત ઉપકાર માન્યો.

ચાલીસ વર્ષ સુધી લૂલા–લંગડા, આંધળા બધા જ દર્દીઓએ ડૉક્ટર બ્રેકેટના દવાખાનાનો લાભ લીધો. એમણે ક્યારેય પણ કોઈને ધુતકાર્યો નહીં.

તેઓ ૭૦ વર્ષ સુધી જીવતા રહ્યા…. પછી એક દિવસ સોફા પર બેઠા બેઠા જ તેમનું મૃત્યુ થયું. શહેરના લોકોએ કોઈ દિવસ પાળ્યો ન હોય એટલો ભારે શોક પાળ્યો. બધા જ લોકો સ્મશાનયાત્રામાં જોડાયા.

લોકોમાં એ વાતની ચર્ચા થતી રહી કે મૃત્યુ ઓછું કરીને ડૉ. બ્રેકેટની કબર પર એક સુંદર સ્મારક રચવું. પછી એ વાત પર વાદવિવાદ થયો કે એ સ્મારક પર શું લખવું….પણ વાત વાત જ રહી. પરિણામ કંઈ ન આવ્યું.

એક દિવસ કોઇએ ખબર આપ્યા કે બ્રેકેટની કબર પર તો સ્મારક રચાઈ ગયું છે! ડૉક્ટર બ્રેકેટે જે મેક્સિકન બાળકની જિંદગી બચાવી હતી, એના મા–બાપને ડૉક્ટરનું સ્મારક ન થયું તે વાત ખૂબ ખટકતી હતી. તે લોકો તો ખૂબ જ કંગાળ હતા, એટલે તેમણે ડૉક્ટરના દવાખાનાના દાદર પરની તક્તી કબર પર લગાવી દીધી.

એના પર લખ્યું હતું: 'ડૉક્ટર બ્રેકેટનું દવાખાનું ઊપર છે!'

મૂ૰ લે૰ : **શ્રી રેમન્ડ રનયન** અનુ : **લલિતકુમાર શાસ્ત્રી**

મહારાષ્ટ્રના

# સંત શેખ મોહમ્મદ

કંદર્પ જોશી

અહમદનગર જિલ્લાના શ્રીગોંદે ગામમાં હરિકીર્તનના રસિયાઓની ધૂન જામી છે. કીર્તનનો એકેએક શબ્દ શ્રોતાઓના હૃદયને ભાવભક્તિમાં ગાળીને ભગવાન સાથે સમરસ કરી દે છે:

ॐ નમોજી અવ્યક્ત રામા ।
પરાત્પર મેઘઃ શ્યામા ।
બ્રહ્માદિકાં ન કળે મહિમા ।
અવિનાશ મ્હણુવુનિયાં ॥

ઓંકાર સ્વરૂપ તથા મેઘસદૃશ શ્યામ રામચંદ્રને નમસ્કાર. એ અવ્યક્ત હોવા છતાં સર્વવ્યાપી છે, બ્રહ્માદિ દેવગણ પણ જેના મહિમાને પામી શક્યા નથી અને જેને સૌ અવિનાશી માનતા આવ્યા છે. ('યોગ-સંગ્રામ' ૧-૧)

ઢોલ, મૃદંગ, કરતાલ અને ઝાંઝના સૂર, ભાગતી રાતના મંદ સમીરણમાં ગૂંજી રહ્યા છે. આખુંયે વાતાવરણ ભર્યુંભર્યું લાગે છે. ભક્તોના હૃદય સમરસ-એકરસ થઇ ગયા છે અને તે પર રામચંદ્રની શ્યામલ મૂર્તિ અંકિત થઇ ગઇ છે, વાતાવરણ આખું રામમય થઇ ગયું છે.

બરાબર આ જ સમયે, સહસા, વ્યાસપીઠની નીચે કોઇ કૂદી પડયું તેનો સંચળ થયો. અવાજ સાંભળતાં જ સૌનું ધ્યાન એ બાજુ ગયું. ભક્તમંડળ જોઇને આશ્ચર્ય મની ગયું. હજી થોડી ક્ષણો પૂર્વે તો સંત શેખ મોહમ્મદ કીર્તનમાં તલ્લીન હતા, તેઓ એકાએક મંડપમાંથી દોડી જઇને કૂવા પાસે પહોંચી ગયા હતા અને જલદી જલદી પાણી કાઢીને નીચે ઢોળી રહ્યા હતા. એમના પ્રત્યે પૂજ્યભાવ રાખનારા બે ત્રણ ભક્તો પણ એમનો આશય જાણ્યા કર્યા સિવાય જ પાણી ભરી ભરીને ઢોળવા લાગ્યા. થોડા સમય પછી શેખ મોહમ્મદ પણ નિરાંતનો દમ એ ચતાકને પાછા કીર્તન મંડળીમાં આવી પહોંચ્યા. એમનું આખુયે શરીર પરસેવે રેબઝેબ હતું. લલાટ પરથી દદી રહેલા પરસેવાથી એમની કાળી ભમ્મર અને વાટયું પડી ગયેલી દાઢી પલળી ગઇ હતી. તેઓ થોડીવારે સ્વસ્થ થયા, ત્યારે ભક્તોએ આ કીર્તન-ભંગનું કારણ પૂછયું, સંત શેખ મોહમ્મદે ભક્તિથી ગદ્‌ગદ્ થઇને જવાબ વાળ્યો:

વૈષ્ણવ તુકા દેહૂ ગાંવાંત ।
સપ્રેમભાવે કીર્તન કરીત ॥
તંવ મંડપસિ હિલાલ ત્વરિત ।
લાગલા અવચિત ન કળતાં ॥

વૈષ્ણવ તુકારામ પોતાને ગામ દેહૂમાં પ્રેમમય થઇને કીર્તન કરી રહ્યા હતા. સહસા એ જ વખતે મંડપમાં લાય લાગી. ત્યાં કીર્તન કરનારા સઘળા લોકો એટલા બેસુધ હતા કે કોઇએ આગ જોઈ સુદ્ધાં નહિ. અને,

તો જળતાં દૃષ્ટી દેખોન તેથેં ।
મ્યા નિજકરેં વિઝવિલા યેથેં ॥

તથી, મંડપ સળગતો જોઇને, મેં મારા હાથે તે અહીંથી બુઝાવી દીધો. (મહીપતિકૃત 'ભક્તવિજય' અધ્યાય ૫૨, પદ ૪, તથા ૫)

લોકોને વિશ્વાસ ન બેઠો. એમણે પૂછયું, 'શું ત્યાં બીજા કોઇ લોકો નહોતા? તુકાના પોતાના આરાધ્ય દેવ ભગવાન પંઢરીનાથ પણ શું બેસુધ પડયા હતા? અને આપ તો ત્યાંથી કેટલા બધા દૂર છો, આપને જાણ જ કેમ કરીને થઈ કે આગ લાગી છે?'

શેખ મોહમ્મદે કહ્યું: 'શ્રોતાગણ તુકારામના કીર્તનમાં સાનભાન ભૂલી બેઠા હતા. અને ભગવાન પંઢરીનાથ? તેઓ ખુદ પણ તુકારામ સાથે પૂરેપૂરા એકાકાર થઇ ગયા હતા.

સપ્રેમ ભુલલે હૃષીકેશી ।
દેવપણ નાઠવે ત્યાંસી ॥
નાઠવે ભક્તાંસિ ભક્તપણ ।
તે દોઘે એક ઝાલે અસતી ।
કોણે રક્ષાવેં કોણ પ્રતિ ॥

ભગવાન ભક્તના પ્રેમમા પોતાને ભૂની ગયા હતા તેઓ ભૂની ગયા હતા કે પોતે પરમ શક્તિ માન દેવતા છે અને પેની બાજુ ભક્ત પણ પોતાનુ 'ભક્તપણુ' ભૂની ચૂકચા હતા આરાધ્ય અને આરાધક બને એકાકાર યઇ ગયા હતા કોણુ કોની રક્ષા કરે?

(ભક્તવિજય, ૧૦૧-૧૦૨)

હજી પણ લોકોના મનમા સશય રહ્યા કર્યો અતે શેખ મોહમ્મદ કહ્યુ 'તમને વિશ્વાસ જ ન હોય તો દહ કોઇને મોકનો ને તપાસ કરાવો'

તત્કાળ જ એક સાંઢણી-સવારને દહના પરેવ ઉપર માગળ સાથે રવાના કરવામા આવ્યો અને સાજ પડતા તો જવાબ પણ આવી ગયો રાતે કીર્તન બહુ મોડે સુધી ચાલ્યુ સૌ આત્મવિભોર હતા કોણજાણે ક્યારે આગ લાગી અને રામ જાણે કોણે તેને બુઝાવી પણ આજે સવારે અમે જોયુ રાતની આગે સારી તારાજી સર્જી હતી'

મહારાષ્ટ્રના મુસ્લિમ સત શેખ મોહમ્મદના જીવનની ચમત્કારિક ઘટનાઓ પૈકી આ તો માત્ર એક જ વાનગી દાખલ કહી આવી અનેક ઘટનાઓ ભાવુક મહારાષ્ટ્રી પાસેથી સાભળવા મળે

આ મુસ્લિમ સતમા કોઈ એવી પ્રતિભા હતી કશુક એવુ આધ્યાત્મિક તેજ હતુ કે પોતાની કટ્ટરતા માટે પ્રસિદ્ધ એવા મહારાષ્ટ્રિય સમાજને પણ પોતાના હૃદયની શ્રદ્ધા એમના ચરણે અર્પિત કરવી પડી મહારાષ્ટ્રના મહાકવિ પૈકી એક મોરપતે ખુદે જ પોતાના ગ્રથ 'સ મણિમાલા'મા સત મોહમ્મદ બાવાના ચરિત્રનો સમાવેશ કર્યો છે મોરોપતે એમને વિશે કહ્યુ છે

તારિતિ ન કીર્તિન્યા જો ન લવે
ત્યા સુસવ માનવા નાવા।
હર્ષે શેખ મહમદ ભગવજ્જન
સુસલમાન બનાવા॥

જે કીર્તિના મોહસાગર વચ્ચે પણ પોતાને પર્વત જેમ અવિચળ રાખી શકયા અને એ માત્ર એટલા જ વાસ્તે કે કીર્તિના મોહમા પડવાથી ભગવત્સેવામા બાધા આવે છે—આવા શેખ મોહમ્મદને તમો મુસલમાન હોવા છતાય, અમે ભગવજ્જનોની પવિત્ર પક્તિમા સહર્ષ રાખીએ છીએ

*

અહમદનગર જિલ્લામા શ્રીગોદે અથવા ચામાર ગોદે નામનો એક તાલુકો છે ત્યાથી આઠ કોશવા છેટે ઘુઈવાહિરે નામનુ એક નાનુશુ ગામ છે શેખ મોહમ્મદ મૂળ ત્યાના રહેવાશી એમના વડવા મુલ્લા હતા, એથી તેમને ય નાની ઉમરે મુલ્લાવૃત્તિ સ્વીકારવી પડી એ વખતે એમનુ વય ૧૫-૧૬ વરસનુ એકવાર એમના પિતાજીએ એમને એક બકરાની કુરબાની કરવાની આજ્ઞા કરી પરતુ, છરો લઇને જ્યારે તેઓ બકરાની પાસે ઊભા ત્યારે તે અબુધ પ્રાણીનો કરુણ ચહેરો જોઇને એમનુ અત કરણ ગળી પીગળી ગયુ અને એમણે બકરાની ગરદન કાપવાને બદલે પોતાની જ આગળી કાપી નાખી જેથી કપાવાની થનારી વેદનાનો તેઓ અનુભવ કરી શકે આગળી કપાયાની અસહ્ય વેદના અનુભવતા જ તેમણે મનોમન વિચાર કર્યો ગરદન કપાયાથી આ અબોધ જીવને કેટલી વેદના થતી હશે?' એમની આખો ઉભરાઈ આવી અને છરો ફેકીને એમણે સકલ્પ કર્યો કે હવે આ હિસક વૃત્તિ કોઈ દિવસ નહિ રાખે આજે ય એમના વશજો આ પ્રતિજ્ઞા પાળે છે

મોહમ્મદ બાવાએ તો આ ક્ષણથી જ મુલ્લાઈ છોડી દીધી અને વૈષ્ણવી ભક્તિનો માર્ગ ગ્રહણ કરી લીધો પરતુ તેઓ તો હતા મુસલમાન! આ કારણે તેમને કોઇ હિન્દુ ગુરુ પાસેથી દીક્ષા મળવી અસભવ હતી તેથી તેઓ પોતાના હૃદયમા જ ભક્તિનો મત્ર જપતા રહ્યા અને ઠેર ઠેર ઘુમવા લાગ્યા

પ્રસિદ્ધ સત તુકારામ જયરામ સ્વામી અને શેખ મોહમ્મદ, આ ત્રણે વચ્ચે અગાધ સ્નેહ હતો શ્રીગોદેથી લગભગ ચાર માઈલના અતરે જ એક સ્થાનક છે, ત્ય તુકારામ અને મોહમ્મદ બાવાની મુનાકાત થયા કરતી મોહમ્મદ પણ તુકારામના ગામ દેહૂ જતા જયરામ સ્વામી માત્ર એક જ વાર શ્રીગોદે આવ્યા હતા બને સતો ત્રણ દિવસ સુધી એકાતમા ભગવત્ચર્ચા કરતા રહ્યા 'ચરિત્ર ભાગ નામે પુસ્તિકામા આ સતસમાગમનુ વર્ણન આપ્યુ છે તેમા કહ્યુ છે 'એકાતમા સત શેખ મોહમ્મદે એક અદ્ભૂત ચમત્કાર દેખાડ્યો એમણે પોતાની કાધ ચીરી નાખી જયરામ સ્વામી આભા બની ગયા—તેમણે જોયુ તો શેખ મોહમ્મદની કાધ પર જનોઈ છે માથા પર શિવલિગ છે તથા શેખ મોહમ્મદ બાવાનુ

આંતરિક સ્વરૂપ એક નૈષ્ઠિક બ્રાહ્મણનું છે. મોહમ્મદ બાવાએ જણાવ્યું કે તેઓ મૂળ તો બ્રાહ્મણ છે અને પૂર્વકર્મવશ જ તેમને જન્મમાં મુસલમાન-શરીર સાંપડયું છે.

જયરામ સ્વામી જ્યારે શ્રીગોંદેથી પાછા જવા નીકળ્યા ત્યારે મોહમ્મદ બાવાએ કહ્યું: 'હું આપને આપની સમાધિગ્રહણની ક્રિયા વખતે મળીશ.' અને, એ પણ કહી આપ્યું કે અઢી વરસ પછી આપ સમાધિગ્રહણ કરનાર છો.

અઢી વરસ પછી! બડગાંવમાં જયરામ સ્વામીની સમાધિગ્રહણ ક્રિયાની તમામ તૈયારીઓ પૂરી થઈ ગઈ. અંતિમ મુહૂર્ત આવી લાગ્યું. જયરામ સ્વામીએ ચોમેર નજર ફેરવી, પણ મોહમ્મદ બાવા કયાંય નજર ચડયા નહિ. નિરાશ થઇ તેઓ સમાધિ સ્થળ બાજુ જવા લાગ્યા. એ જ વખતે જમા થયેલા શિષ્યો અને ભક્તોમાં ખળભળાટ મચ્યો. એમણે કોલાહલ મચાવ્યો, 'આ યવન આપણી વચ્ચે ક્યાંથી ઘૂસી ગયો? ..કાઢો, કાઢો એને' જયરામ સ્વામી ઝટ દોડીને એ મુસલમાન પાસે પહોંચ્યા. એમની પ્રતિક્ષામાં જ તેઓ અત્યાર વડી લગણ સમાધિગ્રહણની ક્ષણ ટાળી રહ્યા હતા. જયરામ સ્વામીએ શેખ મોહમ્મદનું અભિનંદન કર્યું અને કહ્યું, 'ભાઈ, તમે વચન તો પાળ્યું. હવે હું નિશ્ચિંત સમાધિ લઈશ.'

આમ તો શેખ મોહમ્મદ એકેશ્વરવાદી તથા નિર્ગુણ-ઉપાસક હતા. પણ એમને મૂર્તિપૂજાનો ય કોઈ દ્વેષ નહોતો પોતે પણ પંઢરપુરમાં પંઢરીનાથના દર્શન કરવા ગયેલા. મહીપતિએ આ પ્રસંગનું વર્ણન કર્યું છે: એકોનિ રુકિમણીચેં વચન।

અવશ્ય મ્હણતી જગજ્જીવન ॥
તો દર્શનાસિ આલે સંતજન।
નામાભિધાનેં એકા ॥
શેખ મહંમદ આણિ ગણેશનાથ।
સંતોબા પોવાર જગદ્વિખ્યાત॥

રુકિમણીએ પૂછયું, 'નાથ! આજે દર્શન માટે કોણ આવી રહ્યું છે, કે આપ આટલા ઉત્સુક છો?' ભગવાન બોલ્યા, 'આજ દર્શન માટે કોઈ સંત આવી રહ્યા છે. એમનું નામ છે શેખ મોહમ્મદ, ગણેશનાથ તથા સંતોબા પોવાર!'

શેખ મોહમ્મદે એક અભંગ પંઢરપુર વિશે લખ્યો છે:

ધન્ય પંઢરપુર, પુણ્યાંચે નગર।
નાંદે સૌદાગર, પાંડુરંગ ॥
ચિત્ત કરુનિ ધારાસારા।
શીઘ્ર ચલા પંઢરપુરા ॥
પાહોં રખુમાઈચ્યા વરા ॥

પુણ્યનું નગર પંઢરપુર ધન્ય છે. ત્યાં પાંડુરંગ રહે છે, માટે ચિત્ત સ્થિર રાખીને પંઢરપુર ચાલો. ત્યાં જઈને રખુમાઈ (રુકિમણી)ના વર (પંઢરીનાથ)ના દર્શન કરો.

શેખ મોહમ્મદને વિતંડાવાદી બ્રાહ્મણો સામે ખૂબ ફરિયાદ હતી. પોતાના એક અભંગમાં તેઓએ પંડિતોની બારે ઠેકડી કરી છે. એમાંનો કેટલોક માર્મિક ભાગ જોઈએ:

અક્ષરેં વાચું શિકલે। હૃદયી વાચૂં ચુકલે ॥
સંસ્કૃત વદિતી। પ્રાકૃતાલા નિંદિતી ॥
ગુહ્યાર્થ નેણતી। પરમાર્થાચા ॥
જે જે બોલતી બોલ। ન કળે સખોલ ॥
તોડિલે મોલ। વાચિલ્યાચે ॥

—આ પંડિતો અક્ષર વાચવાનું તો શીખ્યા છે, પણ હૃદય વાચવાનું ભૂલી ગયા છે. સંસ્કૃતની વદના કરે છે અને પ્રાકૃતની નિંદા કરે છે. સીધા, સાદા વાસ્તવિક અર્થને પણ રહસ્યમાં લપેટીને 'ગુહ્ય ગંભીર' બનાવી દે છે. જે બોલશે, તે કોઈને સમજાવશે નહિ. અધ્યયનનું મૂલ્ય, એમણે લોકોને સારું ચૂકવ્યું છે!

કર્મકાંડ નહિ, પણ ગીતાપ્રોક્ત ફળનિરપેક્ષ કર્મયોગને મોહમ્મદ બાવા માનતા. એમણે કહ્યું છે:

કર્માને ઉત્પત્તિ। કર્મ કલ્પે ક્ષેત્ર।
દેતા ઘેતા દેવ। નવ્હે કદા।

કર્મથી જ ઉત્પત્તિ થાય છે. કર્મ જ ક્ષેત્ર આપે છે. ભગવાનનું કામ લેણદેણ નથી. માટે આપ અનાસક્ત ભાવે પોતપોતાના કર્મ કર્યા કરો.

મોહમ્મદ બાવાના ત્રણ ગ્રંથો મળે છે. 'યોગ-સંગ્રામ', 'નિષ્કલંક પ્રબોધ' અને 'પવન વિજય.' આજે ય મહારાષ્ટ્રનો ભક્તિપરાયણ જનવર્ગ જ્ઞાનદેવ તુકારામની સાથે ગાય છે,

ચાંગ બોધલે શેખમહંમદ તુકારામ!

સદ્ઉપદેશકોમાં અગ્રીમ તો શેખ મોહમ્મદ અથવા તુકારામ જ છે!

# જનસેવા એ જ પ્રભુસેવા

દેવેન્દ્રકુમાર કાલિદાસ પંડિત

પવનની પાંખે ચડી વાત સોરઠના ખૂણે ખૂણે ફરી વળી હતી. કારણ કે એ અસામાન્ય હતી.

'ભક્તમાળ'મા નાભાજીએ જેનું જીવન લખ્યુ છે તે ભક્ત પીપાજી નામે ભારત મશહૂર બનેલા સંત રાજવી અને તેનાં રાણી સીતાદેવી દ્વારકાધીશના દર્શને જવા નીકળ્યા છે.

ગામ ગામને પાદર લોકો એમની રાહ જુએ છે.

ગામ ગામને ઝાંપે, ઝાંઝ કરતાલ ને મૃદંગ સાથે લોકો એનાં સામૈયા કરે છે.

આવા સંત પીપાજી અને સીતાદેવી એક ગામની સીમમા ચાલ્યા જાય છે.

સીમમાં એક ગરીબ ખેડુ, કસ વગરની ધરતી પર કોદાળી પછાડે છે. એણે આ જોયું ને વિચાર્યું : 'લાગે છે ભક્તરાજ.'

એ દોડ્યો અને આડો ફરી બે હાથ જોડી બોલ્યો :

'ભક્તરાજ, મારી ગરીબની ઝૂપડી પાવન કરો, ગામમા પધારો.'

પીપાજીએ આભ સામે જોયુ તો સૂરજ દેવ નમવા આવ્યા હતા સામુ ગામ છેટું હતું.

'ભલે આવશું.'

'તો પ્રભુ પધારો હુ આગળ જાઉં છુ.'

કંગાલ ખેડુ ગામમા દોડ્યો.

ગામવાસીઓને વાત કરી : 'પીપાજી અને સીતા દેવી ગામમા પધારે છે સામૈયુ કરીએ'

થોડી વારમા તો ઝાંઝ કરતાલ આવ્યા.

એકની કેડે જાડી પાણકોરાની પછેડીમા મૃદંગ મૂકાયા ને બધા ગામના ઝાંપે આવ્યા.

સામેથી જ ભક્તરાજ આવતા હતા.

ગામવાસીઓએ હીચ કીર્તન ગાયું.

'મારો વાલો આવ્યાની વધામણી હો જી રે,
ધન્ન આજની ઘડી રળીઆમણી'

પછી ગામમા વળ્યા.

બીજું પદ ગાયુ :

'શેરી વળાવી સજ્જ કરું ઘરે આવો ને,
આંગણિયે પથરાવું ફૂલ મારે ઘરે આવો ને.'

સંધ્યાની સોનેરી રજ આભમાથી ધરતીને ઊંબરે ઢોળાઇ ત્યારે બધાં ગામમા પેલા ખેડુતને ઘેર આવ્યાં.

સાંઠી પર નળિયા છાયા માટીના ભીતડાના આવાસમાં પીપાજી અને સીતાદેવી આવ્યા.

બધાંને બેસાડી પીપાજીએ ધર્મના બે બોલ કહ્યા.

'ભાઈઓ માણસનો દેહ સદ્કર્મ કરવા માટે છે માટે સારાં કર્મ કરવાં, અને સદ્કર્મ કરવાની પ્રભુ પ્રેરણા આપે માટે પ્રભુ ભજન કરવું', એની ભક્તિ કરવી ગીતામા આમ કહ્યુ છે, બધા ધર્મગ્રંથોમાં આમ કહ્યુ છે.'

અબુધ ગામ વાસીઓ આમાનું કશું સમજ્યા નહોતા સમજવાની એને જરૂરેય નહોતી. સમજવાની એનામા બુદ્ધિએ નહોતી.

એથી એ માહેના એકે કહ્યું :

'પ્રભુ એકાદ ભજન સંભળાવો.'

પીપાજીએ ભેટ બાંધી હાથમા કરતાલ લઇ ભજન ઉપાડયું

મૃદંગની ઝીણી ઢૂગન અને ઝાંઝ કરતાલના સાથમા આ ભજન બધાને ગમ્યુ.

હાકોર દારે આરતી થઇ એટલે સૌ વીખરાયા.

પેલા ગરીબ ખેડુતે આ દરમ્યાન ઘડીક ઘરમા તો ઘડીક ગામમા એમ આંટાફેરા કરી લીધા પછી કહ્યુ :

'પ્રભુ જમના પધારો.'

'હા, હા. ભોજન લઇ લ્યો.'

કહી ગામવાસીઓ ઊઠ્યા.

ઓશરીના એક ખૂણાની ગારાની ગોખીઓના ગૂડમા લાંબી વાટનો દીવો મૂકાયો.

ફાટેલા તટેના બે ચાકળા નખાયા.

તેના પર પીપાજી અને સીતાદેવી બેઠા.

બેઉની સામે જારનો ઘી ગો રોટલો ને દૂધ મૂકાયા.

પછી બે હાથ જોડી પેલો ગરીબ ખેડુ બોલ્યો :

'જમો ભક્તરાજ.'

પણ ગમે તેમ થયું હોય જમતાં પહેલાં પીપાજી બોલ્યા :

'ભાઈ આ તમારાં ઘરવાળાં કેમ દેખાતાં નથી'

સીતાદેવી પણ આ સાભળી બોલ્યાં :

'હા, અમે આવ્યા છીએ ત્યારનાં દેખાતાં નથી.'

'કે પછી અમારું આવવું એમને ગમ્યું નથી.'

'ના, ના ભક્તરાજ એવું નથી.'

'ત્યારે એ દેખાતાં કેમ નથી?'

'એ તો અમસ્તા, બાકી ઘરમા જ છે.'

'ઘરમા હોય તો બહાર આવે પછી જ અમે જમીએ.'

ખેડૂત મૂંઝાયો.

'તમ તમારે જમી લો એ અહી જ છે'

'ના, હવે તો એ આવે ત્યારે જ જમાય.'

'ભોજન ઠરી જશે'

'ભલે ઠરી જાય.'

'પણ કહું છુ એ અહીં જ છે.'

'ના ખોટું છે, અહી નથી.'

'અહી જ છે.'

'તો બહાર આવે.'

'એ બહાર આવી શકે એમ નથી.'

'એવડું બધુ.'

'હા.'

'હવે તો બધી વાત કરો'

'સાભળવુ રહેવા દો ને ભક્તરાજ જમી લો.'

'ના, કહો તો જ જમીએ નહીતર ભૂખ્યા રહીશુ'

'લ્યો સાભળો.'

બેઉ ભક્ત દંપતીએ કાન માંડ્યા

ખૂણાનો આમતેમ ડોલતો દીવોય આ વાત સાભળવા સ્થિર થયો.

ઘરધણીએ વાત માંડી.

'જાણો ભક્તરાજ, અમે ગરીબ માણસ છીએ. ઘરમા એક ટંકનુ ખાવાનું નથી. તમારા સીમમા દર્શન થયા જાણી તમને ઘેર પધરાવવા ઇચ્છા કરી.

'ઘરે તો લાવ્યો પણ તમને ભોજન કરાવવા ઘરમાં અનાજનો કણ ના મળે. ઘરવાળીને મે વાત કરી: "શુ કરશુ?"'

'એણે કહ્યુ: "બીજું શું, અતિથિને કાંઈ ભૂખ્યા રખાશે. આ લ્યો મારો સાડલો વેચી લોટ લઈ આવો, દૂધ લઈ આવો." આ એમ તેનો સાડલો વેચી લોટ, દૂધ લાવ્યો ને તમને જમાડ્યા.'

'પણ તમારાં ઘરવાળા!'

અધીર ભક્તરાજે વચમાં જ કહ્યું.

'એ તમે બેઠા તે સામેની કોઠીમાં સંતાયાં છે. વસ્ત્ર વગર બીજું શું થાય? ખાત્રી ન થતી હોય તો લ્યો બોલાવું.'

કહી એણે સાદ દીધો: 'પટલાણી તમે અહી છો એ બતાવવા જરા ડોકું બહાર કાઢો.'

પટલાણીએ મેશીઆ દીવાના અજવાળે ડોકું બહાર કાઢ્યું.

પીપાજી આ જોઈ ન શકયા, તેના હૈયામા વેદનાના કડાકા ઊઠ્યા.

અન્નદેવને પ્રણામ કરી બેઉ ઊઠી ગયાં

બહાર ફળીમા આભના ચંદરવા હેઠે ઊભા રહી ભક્તરાજ બોલ્યા

'સીતાદેવી, આજ આપણને સાચા પ્રભુ મળી ગયા, આપણી સાચી જાત્રા અહીંથી જ થઇ.'

'કેવી રીતે નાથ, સમજાવો.'

'ભગવાનની ખોજ આપણે નિરર્થક પંઢરપુર ને દ્વારકામા કરી. એ તો આવા દીનહીનોમા છે. એની પ્રસન્નતા મેળવવા આપણે વ્યર્થ ભજનો ગાયા એની પ્રસન્નતા તો એના સ્વરૂપ આ માનવ બાળોની સેવામા રહેલી છે આપણે ભીંત ભૂલ્યા.'

આખી રાત એ દંપતી સૂતા નહિ.

સવાર પડયુ ને એક અજાયબ પમાડે તેવી વાત ગામમા ફરી વળી.

'આજ સાજે ગામ પાદર વડ હેઠે, રૂપરૂપના અંબાર સીતાદેવી પગે ઘૂઘરા બાંધી સુંદર નૃત્ય કરવાના છે.'

ગામના ખોજા, ગરાસિયા, લુવાણા ને બીજાની સાજે વડ હેઠે ઠઠ જામી.

સામે જ રૂપરૂપના અંબાર રાજરાણી સીતાદેવીએ પગે ઘૂઘરા બાંધ્યા.

પીપાજીએ મૃદંગની સુંદર ગત બાંધી ઘૂઘરાના તાલ અને લય સાથે તોડા નાખ્યા.

સીતાદેવીએ રાસરામેશ્વર' રાધા-કૃષ્ણના રાસ-ક્રીડાના સુંદર પદ-લાલિત્યપૂર્ણ રાગ ગાયાં.

પગના ઘૂઘરાથી ગાન સાથે સુંદર નૃત્ય કર્યું, ને સામે ભોંય પાથરેલ ફાળિયામાં પૈસાનો ઢગલો થઈ ગયો.

સમારંભ પૂરો થયા પછી એ ફાળિયાના પૈસા ગણી તે બધા જેને ત્યાં રાત રહ્યા હતા તે ગરીબ ખેડૂતને આપી દીધા.

પછી બીજે ગામ ઊપડી ગયાં.

માર્ગે પીપાજીએ સીતાદેવીને કહ્યું: 'રાજરાણી' પ્રભુ પ્રાપ્ત કરવાનો આ સુંદર માર્ગ છે, એથી શ્રેષ્ઠ બીજો કોઈ રાહ નથી. ગરીબોની સેવામા સાચા પ્રભુ દર્શન છે. પ્રભુની ખોજ તીર્થધામોમાં કે બીજે ક્યાંય કરવી પડે તેમ નથી.'

એ બોલથી વનરાઈ હસી ઊઠી. વેલીઓમાં ફૂલ ફોર્યાં, વસંતનો નવવાયુ વાયો, કોયલો મીઠું ટહુકી.

---

## કર્મની વ્યાપકતા

એક માણસની વાત છે. તેની પાસે સોનાના મોટા મોટા કીમતી દાગીના હતા. નોકર એક ખાસી મોટી લોઢાની પેટી કરાવી લાવ્યો. તે જોઈને દાગીનાના ધણીએ કહ્યું: 'કેવો મૂરખો છે! અરે અજાગળ! તને સૌન્દર્યનો કંઈ ખ્યાલ છે કે નહિ? આવા સુંદર કીમતી દાગીના તે આવી ભૂંડી લોઢાની પેટીમાં મૂકવાના હોય? જા, મજાની સોનાની પેટી કરાવી લાવ.' નોકર સોનાની પેટી કરાવી લાવ્યો. 'હવે એનું તાળું; તે પણ સોનાનું લાવ. સોનાની પેટીને સોનાનું તાળું જ શોભે.' પેલો ભાઈ દાગીના સંતાડવા ગયો. સોનું ઢાંકવા ગયો. પણ તે સોનું ઢાંકયું કે ઊઘાડું પડયું? ચોરને દાગીના શોધવાની માથાફોડ જ રહી નહિ. પેટી જ આખી ઊઠાવી કે કામ પત્યું. સારાંશ કે કર્મ ન કરવું એ પણ કર્મનો જ એક પ્રકાર છે. આવું ને આટલું જે વ્યાપક છે તે કર્મનો સંન્યાસ કરવો કઈ રીતે?

## સંન્યાસ અને કર્મયોગ

શુકદેવને વ્યાસે કહ્યું: 'અલ્યા શુક તું જ્ઞાની છે પણ ગુરુની છાપ તને મળી નથી. તું જનક પાસે જા.' શુકદેવ નીકળ્યા. જનક ત્રીજે માળે દીવાનખાનામાં રહેતા હતા. શુક વનના રહેનાર તે નગર જોતા જોતા ચાલ્યા. જનકે શુકદેવને પૂછ્યું: 'કેમ આવ્યા?' શુકે કહ્યું: 'જ્ઞાન માટે,' 'કોણે મોકલ્યો?' 'વ્યાસે' 'ક્યાંથી આવ્યો?' 'આશ્રમમાથી' 'આશ્રમમાંથી આવતાં આવતાં અહીં બજારમાં શું જોયું?' 'જ્યાં ત્યાં બસ એક જ ખાંડની મીઠાઈ માંડી રાખેલી જોવાની મળી.' 'બીજું શું?' 'બોલતાં ચાલતાં ખાંડનાં પૂતળાં દીઠાં.' 'પછી આગળ શું જોયું?' 'અહીં આવતાં ખાંડના કઠણ પગથિયાં ચડીને આવ્યો.' 'આગળ શું?' 'ખાંડનાં ચિત્રો અહીં પણ બધે જોયાં' 'હવે શું જુએ છે?' 'એક ખાંડનું પૂતળું બીજા પૂતળા સાથે વાત કરે છે!' જનકે કહ્યું: જાઓ, તમને બધું જ્ઞાન મળી ગયું છે. જનકની સહીનું પ્રમાણપત્ર જોઈતું હતું તે મળી ગયું. વાતનો મુદ્દો એટલો કે કર્મયોગી જનકે સંન્યાસી શુકદેવને શિષ્ય તરીકે પાસ કર્યો.

શુકદેવ સંન્યાસી, પણ બીજા પ્રસંગની ખૂબી જુઓ. પરીક્ષિતને શાપ મળ્યો કે 'તું સાત દિવસ રહીને મરી જશે.' પરીક્ષિતને મરણની તૈયારી કરવી હતી. કેમ મરવું એ બતાવનારો ગુરુ તેને જોઈતો હતો. તેણે શુકદેવની માગણી કરી. શુકદેવ આવીને બેઠા અને ૨૪×૭ =૧૬૮ કલાક સુધી એકી પલાંઠીએ બેસીને ભાગવત સંભળાવ્યું. તેણે પોતાની પલાંઠી છોડી નહિ. એકધારી કથા કહેતા હતા. આમાં ખાસ શું છે? એટલું કે સાત દિવસ તેમની પાસેથી એકધારી મહેનત લીધી છતા તેમને તેની કશી પડી નહોતી. તેમને તેનું કશું લાગ્યું નહિ. સતત એકધારું કર્મ કર્યું હોવા છતાં તે કર્મ જાણે કે પોતે કરતા જ નહોતા. થાક કે મહેનતની લાગણી ત્યાં નહોતી. સારાશ, સંન્યાસ અને કર્મયોગ મૂળમાં જુદા નથી. —વિનોબાજી

# સાસુ-વહુ

કુ. નિરંજના ભાવસાર

કુંવરબાઈ હંમેશાં કહ્યાં કરતાં કે 'ભલેને લાખ સુખચેન ને આરામ મળે, મને વહુઆરુઓ સાથે રહેવાનું મુદ્દલ ન પોસાય. છોકરાનું લગ્ન થઈ જાય, કે આપણે ગંગા નાહ્યાં. હું ભલી ને ભલું મારું ખેતર, ત્યાં જ રહેવાની. આજકાલની વહુઓને કોણ નથી જાણતું? બધીના મિજાજ જ સાતમે આસમાને!'

અને કુંવરબાઈ હતાં ય સાચુકલાં. એમની આ પ્રતિજ્ઞામાં દઢતા હતી. તેઓ સાચે જ ગામડે જઈ ને રહેવા લાગ્યાં હતાં.

પણ, યુધ્ધનો સમય આવ્યો, કટોકટી જાહેર થઈ અને કુંવરબાઈની સામે પોતાની પ્રતિજ્ઞા તોડવી પડે તેવો પ્રસંગ આવી ઊભો. ગામડું ગામ, સો-દોઢસો ખોરડાં, ભણતરનું નામ નહિ, ને લોકોમાં તો જાતજાતની અફવાઓ ઘડીએ ઘડીએ ઊડે. મિનિટે મિનિટે ગામલોકના મનમાં યુદ્ધનો ભય વધુને વધુ વ્યાપતો ગયો, ને તેમાંય કુંવરબાઈ તો બિચારાં એકના એક! ખેતરના સાથીઓ આઘાપાછા થયા ને કુંવરબાઈ લમણે હાથ દઈને વિમાસવા લાગ્યા. અનેક તરેહની કલ્પનાઓ તેમના મન-અંતરને ઘેરી વળી. એમની આંખોમાં આંસુ ઉભરાયાં. પતિના મૃત્યુ પછી આટલી મોટી નિરાધારી તેમણે નહોતી અનુભવી. આ વિપત્તિ કેમ સહાય! અને તે કરે પણ શું? ક્યાં જાય? વહુ પાસે જઈને શહેરમાં રહે? ગામડા ગામની સાસુ સાથે નવા જમાનાની શહેરી વહુને કેમ કરીને ફાવે? નવા જૂનાનો મેળ કેમ કરી જામે?

પણ, આ વાતની એક બીજી બાજુય હવે કુંવરબાઈને સમજાવા લાગી હતી. શું તેમણે પોતાની વહુની સાથે ન રહેવું જોઈએ? ખાસ તો યુદ્ધને લીધે શાન્તિ—જે લશ્કરમાં હતો અને રજા લઈને થોડા મહિના આવ્યો હતો—ની રજા તો રદ થઈ છે અને તે તો મોરચે જશે, ત્યારે શું સાસુના જીવતે જીવત માલતી વહુ એકલી રહેશે? અરક્ષિત જ રહેશે? માલતી જો ન સમજે તો શું તેની અણસમજ ગાંડે બાધીને ઘરડી સાસુ પણ અણસમજ જ બતાવશે? લગન પછીય, માલતીએ તો બાપડીએ બે વરસ એકલા-અટૂલા કાઢ્યાં, હવે સમો બારીક આવ્યો ત્યારેય તે એકલી? મારી કોઈ જવાબદારી ખરી કે નહિ? પરંતુ આ વાતનો આજ દિવસ સુધી મને કેમ વિચાર ન આવ્યો? મારા સુખનો વિચાર મેં કેમ કર્યા કર્યો? મોત ઢૂંકડું આવ્યું તોય મન પોતાનું જ સુખ જોયાં કરે એ તે કેવું? આ કેવી કમજોરી?

*

બા તથા પત્નીને એકલાં મૂકીને જ શાન્તિ તો પોતાની બટાલિયન સાથે મોરચા પર પહોંચી ગયો. કુંવરબાઈને આખું ઘર સૂનુંસૂનું લાગવા માંડ્યું. માલતીનો સ્વભાવ જરા જુદો હતો. પોતાની સાસુની સાથે બેસવા-ફરવાને બદલે તે મોટે ભાગે તો એકના બેસવાનું જ પસંદ કરતી. દિવસ-રાત તે સૂનમૂન રહેતી. સાસુને લગરીકે ય ઘરકામ કરવા દેતી નહિ, બધું જ કામ પોતે ફટફટ આટોપી લેતી. કુંવરબાઈ માટે આ પરિસ્થિતિ અસહ્ય જેવી હતી. ઘર ચલાવવામાં તેનો કોઈ અધિકાર જ નહિ? પોતે ઘર પર બોજારૂપ થઈને ઘરમાં પડી રહે? ના, ના. તે બેકાર બેસી રહેશે નહિ, તેને ભરત-ગૂંથણ સુંદર આવડે છે. તે મોજાં સ્વેટર-મફલર ગૂંથ્યા કરશે.

આમ મન મનાવીને, કુંવરબાઈએ, ફરી એકવાર મનોમન આ પરિસ્થિતિ સાથે સમજૂતી કરી લીધી; અને ગૂંથવાના કામમાં તેઓ લાગી ગયાં. તેઓ જરાબર સમયસર ગૂંથતા, પરંતુ શરીરને વ્યસ્ત રાખવાથી શું મન સ્વસ્થ થઈ જવાનું હતું? સંસાર આખાની સમસ્યાઓ પર ફરી ફરીને, આખરે તો તેમનું મન માલતી પર જ આવીને ચોંટતું હતું. લાખ દાખડા કરવા છતાં ય માલતીના અંતઃકરણની પરખ તેમને ન મળી તે ન જ મળી. હરેક પરિસ્થિતિમાં માલતીની પ્રસન્નતા જોઈને તેઓ રાજી થતાં. પણ એ પ્રસન્નતાને પાર કરીને ય જ્યારે તેઓ એ પ્રસન્નતાનું રહસ્ય શોધ-

થામાં નિષ્ફળ જતાં, ત્યારે સંતાપની તીવ્ર લહર તેમને સ્પર્શવાનું ચૂકતી નહિ. કુંવરબાઈ અકારણ જ ઉદાસ થઈ જતાં. એમનાં અવરુદ્ધ મમત્વ ઉપર એકાએક એક આઘાત લાગ્યો. તેઓ વિચારતાં—આ માલતી પણ કેવી સ્ત્રી છે? પતિ મોરચા પર સાક્ષાત મોતનાં મોંમા છે, ત્યારે આનાં ચહેરા ઉપર તો ચિંતાની એક રેખા સરખી ય કોઈ દી ભળાતી નથી, શું એ ચિંતા એટલી ઊંડી હશે કે તેને હું જોઈ શકતી નથી? અને જો તેને સંતાપ–ચિંતા હોય જ, તો શા સારુ તે મારી પાસેથી સહાનુભૂતિ માગતી નથી? સાચે જ, માલતી એક કોયડારૂપ જ છે. માલતીનો કોયડો ઉકેલવાના જ વિચારો તેઓ કરવા લાગ્યાં.

આવા જ વિચારોમાં ડૂબેલાં કુંવરબાઈને એક દિવસે જાણવા મળ્યું કે સમરથલાલ શેઠના કુટુંબમા એક આધેડ સ્ત્રીની જરૂર છે. એક કુટુંબમાં, કૌટુંબિક સભ્ય લેખે રહેવાની સ્થિતિ એમને ભારે મોહક લાગી. કૌટુંબિક દેખરેખ રાખવાની ને અમલ ચલાવવાની એમની ખ્વાસ વરસોથી અતૃપ્ત હતી. માલતી એ અધિકાર એમને કોઈ દિવસ પણ આપશે, એવી તેમને આશા સુદ્ધાંય નહોતી. કુંવરબાઈએ મનમાં જ આ નોકરી સ્વીકારી લેવાનું નક્કી કરી લીધું. સ્વપ્નોની લાંબી હારમાળા એમની આંખોને ઠારતી ને તૃપ્ત કરતી તેમનાં મનચક્ષુ સામેથી પસાર થઈ ગઈ. વરસો પછી ફરીથી તે છાશ વલોવશે, દળણું કરશે, ગાય–ભેંસને નીરશે......એમણે નક્કી કર્યું કે બજારમાંથી પાછા વળતી વખતે સમરથલાલ શેઠને ત્યાં જઈને નોકરીનું પાકું કરી લેવું.

કુંવરબાઈ બજારમા ગયાં. એક મોટી દુકાન આગળ ઠઠ જામી હતી. દુકાનદારની દીકરી તરુ એક ઘરાકને કહેતી હતીઃ 'અરે રામ! મારા તો રુવાંડાં ઊભા થઈ જાય છે. મોરચાના તમામ હિંદી અફસરો માર્યા ગયા. મે, સગે કાને રેડિયો સાંભળ્યો છે. એક પણ સૈનિક બચ્યો નથી.'

કુંવરબાઈએ આ સાંભળ્યું. તેમનું હૃદય કંપી ઊઠ્યું .....હા, મારો શાન્તિ ય તે મોરચે જ છે... અરે, ભગવાન! મારા શાન્તિની રક્ષા કરજો.

ઘડીભર તો તેઓ અવાક્ ઊભા જ રહ્યાં—પાષાણની પ્રતિમા જેવાં, રક્તહીન, નિર્જીવ, મડદાં જેવાં રંગહીન, પીળાં ફક્ક! એક તીક્ષ્ણ દૃષ્ટિએ એમણે તરુ સામે જોયું, તરુ ધ્રૂજી ઊઠી.

'તરુ, તારી આવી ગાંડી વાત ઠીક ન કહેવાય. દુશ્મનો આવી અફવા ઉડાવ્યા જ કરે છે. જૂઠી ખબરો, તને ખબર છે કે તારાં આવાં ગપ્પાંની કેવી ખરાબ અસર પડે! મોટો અનર્થ થાય. ચાલ, મને માલ આપી દે. શેર ચોખા ને બે શેર દાળ.'

માલ લઈને કુંવરબાઈ ઘરભણી પાછાં વળ્યાં. યંત્રવત્ એમનાં પગ આગળ વધી રહ્યા હતા. જે આત્મવિશ્વાસથી એમણે તરુને ધમકાવી કાઢી હતી, તે આત્મવિશ્વાસ હવે ઓગળવા લાગ્યો હતો.

કુંવરબાઈનું હૃદય ઉત્તરોત્તર વધુને વધુ ધડકવા લાગ્યું હતું. જો આ ખબર સાચી હોય તો?...... મારો શાન્તિ, મારો વહાલો દીકરો!!

અને આવી સેંકડો અશુભ કલ્પનાઓ કરતા કરતાં તો એમનાં શરીરની ગ્રંથિએ ગ્રંથિ કંપવા લાગી ....અને જો આ સમાચાર માલતીને મળ્યા તો? એકાએક કુંવરબાઈના મનમા આ સવાલ ઝબકી ગયો. તે બાળક જેવીની શી અવસ્થા થાય? તે તો તેની પત્ની,—તેનું કાળજું ફાટી જાય.

આખરે કુંવરબાઈએ સંકલ્પ કર્યો કે તેઓ આ સમાચાર માલતીના કાન સુધી તો નહિ જ પહોંચવા દે. તેમને તરત જ તરુની બેજવાબદાર વાચાળતા યાદ આવી. ભલે, તેઓ હવે માલતીને એકલી ક્યાંયે જવા જ નહિ દે, બજારે તો નહિ જ. માલતીને તેઓ એકલી નહિ રહેવા દે. તેઓ તેની સાથે રહેશે. શાન્તિ પાછો ન આવે ત્યાં લગી તેઓ તેની સાથે જ રહેશે. પણ શું શાન્તિ પાછો આવશે ખરો કે? ફરી તેઓના શરીરમા ધ્રૂજારી પસાર થઈ ગઈ. પાલવથી આંખો લૂછી, પણ આંસુ ખાળી ન શકાયાં.,....

આગળ વધ્યાં તો સમરથલાલનાં વાડી–બંગલા દૂર નજરે પડ્યાં. એકાએક કુંવરબાઈને નોકરીનું સ્મરણ થઈ આવ્યું. કુટુંબમાં રહીને, પોતાના હાથે તમામ કામો કરવાનું પ્રલોભન, મોહ બનીને એમનાં મન અંતરનો કબજો લઈ બેઠું હતું. વાડી–બંગલો જોતા જ તે ફરી જાગ્યું. પણ, હવે તેઓ સમરથલાલને ત્યાં

જવાના કે? ના. બીજાઓના કુટુંબમા તે શાને જાય? એમની દીકરી માલતી એકલી કેમ કરીને રહે? જીવન ના સંઘર્ષોની જટિલતાથી અપરિચિત, બાલિકા જેવી માલતીને એકલી કેમ કરી છોડાય? પોતે આખરે તો સાસુ...ના, ના, મા છે ને!!

બપોરે સાસુ-વહુ જમવા બેઠાં. પીરસતાં પીરસતાં માલતીએ પૂછ્યું: 'બા, બજારમાંથી ખાંડ-ચા લાવવાનાં તો રહી જ ગયાં? કાંઇ વાંધો નહિ, જમી પરવારીને હું જાતે જઇને લઇ આવીશ.'

'તું શાને જઇશ? હું જ જઇશ. મારે બીજું કામે ય શું છે?' કુંવરબાઇએ સ્નેહભર્યા અવાજથી કહ્યું.

'તમે તકલીફ શાને ઉઠાવો છો, બા! ખાઇ પીને આરામ કરોને. હું એકને એક ઠેકાણે બેઠી બેઠીને કંટાળી જાઉં છું. જમી કારવીને જરા પગ મોકળા કરી આવું.' માલતીએ કહ્યું.

આખરે બન્નેની વાતનો નીવેડો આણતાં કુંવરબાઇએ કહ્યું: 'સારું. બન્ને સાથે જ જઇશું'

માલતીને કુંવરબાઇની હઠ જોઇને ઘણું આશ્ચર્ય થયું. કુંવરબાઇની હઠનું કારણ તે કેમે કરી કળી શકી નહિ. જ્યારે તરુની દુકાને ગયાં ત્યારે કુંવરબાઇ માલતીની થડોથડ અડીખમ શા ઊભા રહ્યા અને તરુની સામે એકી નજરે તાકી રહ્યા. તરુ પણ કુંવરબાઇને જોઇને ચૂપ જ રહી. બોલવાની તેની હિંમત નહોતી. પાછા વળતા, માલતી, પોતાની એક બહેનપણીને મળવા, રસ્તે જ રોકાઇ ગઇ અને કુંવરબાઇ દેવદર્શને વળ્યાં.

જ્યારે કુંવરબાઇ ઘેર પાછાં આવ્યાં ત્યારે માલતી ઘેર આવી ગઇ હતી. રસોઇ કરતા કરતા તે કાંઇ ગાઇ રહી હતી. કુંવરબાઇને ઘણો જ આનંદ થયો. પોતાની સફળતાને કારણે તેઓ પ્રસન્ન થયાં—આખરે તરુવાળી વાત એમણે માલતી સુધી ન જ પહોંચવા દીધી. અનિષ્ટના સમાચારનું તમામ ઝેર પોતાના હૃદયની ઊંડામાં ઊંડી કોતરમાં છુપાવીને એમણે માલતીના હૃદયને સંતાપ ન થવા દીધો. અને એ ભોળાભલી માલતી આજે કેટલી પ્રફુલ્લ હતી? વહુને પોરસ ચઢાવવા તેમણે કહ્યું:

'દીકરી મારી, તું કેટલું સારું ગાય છે? ખરેખર સારું ગાય છે.'

'એમ!' માલતીએ આશ્ચર્યભાવ વ્યક્ત કર્યો, 'એ તો સિનેમાનું ગીત છે. બા, તમને તો એવું ન ગમે.'

'વાત ખરી છે, મને તો ભજનધૂન સિવાય જૂનાં ગીતો જ ગમે છે, પણ આ ગીત મને ગમ્યું.' કુંવરબાઇને યાદ આવ્યું કે શાન્તિને આ ગીત કેટલું પ્રિય હતું. શાન્તિનું સ્મરણ થતાં વેંત જ કુંવરબાઇનું આખું શરીર અંદરથી કાંપી-ડોલી ઊઠ્યું. અનિમેષ દૃષ્ટિએ તેમણે માલતી સામે જોયાં જ કર્યું, જોયા જ કર્યું.

હવેથી કુંવરબાઈ માલતી પાસે જ મોટે ભાગે બેસી રહેતાં. જાણે રખોપું ન કરતાં હોય! માલતીને પેલા અશુભ સમાચાર ન મળે તેની તેમણે પાકી ચોકી રાખી. જ્યાં માલતી જાય, ત્યાં પડછાયાની પેઠે કુંવરબાઇ પણ જવાના જ. બજારનો, અને તેમાંય તરુની દુકાનનો તો તેઓ ખૂબ ખયાલ રાખતા. શાન્તિના કશા સમાચાર નહોતા. કુંવરબાઇની છાતી ભરાઇ આવતી. મનને તેઓ દબાવતાં. ભગવાનની માનતા માનતા. પણ શાન્તિના સમાચાર તો ન જ આવ્યા.

કુંવરબાઈને પ્રસન્નતા એ બાબતની હતી કે આ દિવસોમાં માલતી ઘણી જ ખુશખુશાલ રહેતી. તે કામકાજ કર્યા કરતી. નવરી તો બેસતી જ નહિ. ઘર વાળે-ઝૂડે, કપડા ધૂએ, વાસણ માંજે...દાણોપાણી કરે અને ગીત ગણગણ્યા કરે. પ્રશાન્ત જળાશયની જેમ માલતી આત્મમગ્ન રહેતી. કુંવરબાઈને એનું ભોળપણ ગમી ગયું. સ્નેહની સ્નિગ્ધ ધારા... હજારો ધારાઓ તેમના રોમ રોમમાં વ્યાપી વળતી.

*

દિવસો વીતી ગયા પુત્રની સ્મૃતિમાં ગુમસુમ થઇ ગયેલા કુંવરબાઈ ઘરઆંગણે ઊભા છે. એકાએક જ એમને માલતીનું હીબકું સંભળાયું. ચોંકીને તેમણે જોયું તો સ્વપ્ન-જેવું દૃશ્ય જોવા મળ્યું. માલતી શાન્તિની છાતીમાં મોં છુપાવીને રડી રહી હતી. શાન્તિ જ હતો...હા, શાન્તિ જ. કુંવરબાઇ આંખો ફાડીને જોઈ રહ્યાં. તેઓ જોતાં જ રહ્યા. શાન્તિએ માલતીના આંસુ લૂછ્યાં જ કર્યાં.

'માલતી, શાથી રડે છે? જો તો ખરી, હું આવી ગયો છું. યુદ્ધવિરામ જાહેર થયો છે. મહામુસીબતે રજા

મળી, અરે બોલ તો ! આખરે વાત શી છે, સ્વાગતમાં વળી આ શો શ્રાવણ-ભાદરવો ?'

'તમારા આવવાની મને આશા ન હતી. સમજતી છતાં પણ સમજી નહોતી શકતી કે તમે કેમ આવશો.' ડૂસકાં લેતી માલતી બોલી.

'અરે, આ તો તું કેવી વાત કરે છે, માલતી ?' શાન્તિએ માલતીનો ગાલ પંપાળીને તે પર હળવી ટપલી મારીને પૂછ્યું.

'તરુએ રેડિયો સાંભળીને આખા ગામને જણાવી દીધું હતું કે મોરચાની આખી બટાલિયન ખપી ગઇ છે. એકે સૈનિક બચ્યો નથી. મને માંડી બહેનપણીએ આ સમાચાર આપ્યા હતા ત્યારથી મારી એક ક્ષણ પણ ચિંતા વગર નથી વીતી.'

કુંવરબાઇ બારણા પાસે જ ઊભાં હતાં. તેઓ સાંભળીને સડક જ થઈ ગયાં...અરે, માલતીને પણ તરુવાળી વાતની ખબર પડી ચૂકી હતી. તો પછી તેણે મને કેમ ન જણાવ્યું ? શા માટે તે રહસ્ય તેણે છૂપાવ્યું? કુંવરબાઇ વિચારમાં પડી ગયાં.

'અરે! માલતી, બા ક્યાં છે? તરુની અફવા બાને કાને પણ પહોંચી છે ? અરેરે, બાને બિચારીને કેટલી વેદના થઇ હશે.'

'ના, બાથી આ વાત મેં હજી સુધી છૂપાવી છે. એમનું હૃદય ઘણું જ કોમળ છે. હું એટલે તો એમની સાથે સાથે બજારે જતી. કદાચ તરુવાળી વાત તેમના કાને પડે તો...મેં આજ સુધી આ વાતની જાણ તેમને નથી થવા દીધી. અશુભની આશંકામાં ગળાબૂડ છતાં હું એમની સામે પ્રસન્ન જ દેખાઈ. તમારી ગેરહાજરીમાં બા પ્રત્યેની મારી એ જ જવાબદારી હતી.' માલતીએ આંસુ લૂછતા કહ્યું. તે શાન્તિને ખેંચીને બા પાસે લઈ ગઇ, અને ખુદ પોતે જ કુંવરબાઇના ખોળામાં માથું મૂકીને રડી પડી. શાન્તિ ઊભો ઊભો ગદ્‌ગદ્ થઇને આ જોઇ રહ્યો.

---

## પ્રિય જગ્યા

પ્રખ્યાત વૈજ્ઞાનિક થોમસ આલ્વા એડિસન કેટલાય દિવસો પછી પોતાની પ્રયોગશાળામાંથી બહાર નીકળ્યા ત્યારે એમની પત્નીએ કહ્યું 'હવે ભગવાનને ખાતર થોડો આરામ લો તો! કાલે જ ક્યાંક બહાર ફરી આવીએ તો કેવું સારું ?'

'પણ જવું ક્યાં ? કોઇ સરસ સ્થળ તો બતાવ ?'

'આવડી મોટી દુનિયા પડી છે ને ! જ્યાં મન થાય ત્યાં ઉપડી જવાનું ?'

'તું ઠીક કહે છે, હું વિચાર કરીશ.' સાંભળીને શ્રીમતી એડિસનનું મન પ્રફુલ્લતાથી વિભોર બની ઊઠ્યું.

—અને બીજે દિવસે સાચોસાચ એડિસન પોતાની સૌથી પ્રિય જગ્યાએ ઉપડી ગયા. એ સુરમ્ય જગ્યા હતી એમની એ જ જૂની પ્રયોગશાળા

## આતિથ્ય-સત્કાર !

મેળાવડાના એક મહેમાને મિજબાનને ગાનારી સ્ત્રી માટે કહ્યું: 'કેવો કર્કશ અવાજ છે ! કોણ છે આ બહેન ?'

'મારાં પત્ની'

'એમ ! અરે ! હું માફી ચાહું છું. સાચે જ, દોષ એમની ગાયકીનો કે અવાજનો નથી, મૂળ તો ગીત જ કાંઇક એવું છે. મને અચરજ એ વાતનું છે કે ક્યા મૂરખે આવું નીરસ ગીત લખ્યું હશે ?'

'મેં, મહાશય !' મિજબાને જવાબ આપ્યો.



# નૈવેદ્ય

રવીન્દ્રનાથ ઠાકુર
અનુ॰ નગીનદાસ પારેખ

૬૨

હે મહારાજ, તમારા ચરણની આશા મેં છોડી નથી. આટઆટલી હીનતા, આટઆટલી લજ્જા, છતાં મેં આશા છોડી નથી. તમારી વિધાન-વ્યવસ્થા સૌની નજર બહાર ગુપ્ત રીતે કેવીય ઇન્દ્રજાળ શી રીતે રચે છે, એ કોઈ જાણતું નથી. તમે નક્કી કરેલે સમયે એક ક્ષણમાં અસંભવ વસ્તુ કોણ જાણે ક્યાંથી લાંબા સમયથી એની રાહ જોવાતી હોય અને એ સદા સંભવિત હોય એમ પોતાના પ્રકાશથી પોતાને પ્રગટ કરીને આવે છે.

હે અંતર્યામી, આ લજ્જિત દેશમાં તમે છો, બધાથી અજ્ઞાત રીતે હૃદયે હૃદયમાં, અને ઘરે ઘરમાં તમારી ગૂઢ શક્તિ જાગરૂક બનીને કામ કરી રહી છે. હે મહારાજ, મેં આશા છોડી નથી.

૬૩

હે મહેશ, પતિત ભારતને તમે કયા જાગરણ પર્વે, કઈ મહાક્ષણે જગાડશો, એ મારી કલ્પનામાં પણ આવી શકતું નથી દેવ, એનું કાર્ય શું છે? એની શક્તિ શી છે? એનો સાજ શો છે? કયો માર્ગ એનો માર્ગ છે? સંપત્તિના શિખરની ટોચે, તમારી મહિમા જ્યોતિને નવીન પ્રભાતમાં પ્રગટ કરવા માટે એ કયા ગૌરવથી ઊભો રહેશે?

હે મહેશ્વર, આજની રાત્રિનું આકાશ જે આદર્શ અનુસાર પ્રકાશની માળા રચી છે, પોતાનો અંધકારનો થાળ સજાવ્યો છે અને તેને ધરતીના માથા ઉપર ધર્યો છે, એ કંઈ પ્રભાતનો આદર્શ નથી. જે અરુણ આલોકથી પ્રાચી દિશા જાગી ઊઠવાની છે તેનું કિરણ આજ રાત્રિની આંખમાં નથી.

૬૪

શતાબ્દીનો સૂર્ય આજે રક્ત મેઘો વચ્ચે અસ્ત પામે છે હિંસાના ઉત્સવમાં આજે મરણની ભયંકર ઉન્માદ રાગિણી સામસામે અથડાતા અસ્ત્રોમાં વાગે છે. દયાહીન સભ્યતા નાગણે પોતાના ગુપ્ત વિષદંતમાં

તીવ્ર વિષ ભરીને આંખના પલકારામાં કુટિલ ફેણ માંડી છે.

સ્વાર્થ સ્વાર્થ વચ્ચે અથડામણ જામી છે, લોભ લોભ વચ્ચે સંગ્રામ જાગ્યો છે,—પ્રલયકાલના મંથનક્ષોભથી ભદ્રવેશી બર્બરતા પંકશય્યામાંથી જાગી ઊઠી છે. લાજ શરમ છોડી દઈને, રાષ્ટ્રપ્રેમ નામ ધારણ કરીને, પ્રચંડ અન્યાય ધર્મને બળની રેલમાં તાણી જવા ઇચ્છે છે. કવિઓ ભીતિ જગાડીને શ્મશાનના કૂતરાઓની ખેંચાખેંચીનાં ગીત ચીત્કાર કરી ગાઈ રહ્યા છે.

૬૫

સ્વાર્થનો અંત કમોતમાં આવે છે. એ પૂરેપૂરો ફૂલ્યો હોય છે ત્યારે અચાનક દારુણ આઘાત કાળ-ઝંઝાવાતથી ગાજતા દુર્દિનના અંધકારમાં તેને ચીરી વિખેરીને ચૂરી નાખે છે. આખા વિશ્વનું વિરાટ-વિધાન એકના અભિમાનને કદી લાંબો કાળ ટકવા દેતું નથી.

સ્વાર્થ જેમ જેમ પુરાતો જાય છે તેમ તેમ તેનો લોભનો ક્ષુધાનલ વધતો જાય છે—આખી પૃથ્વીને પોતાનું ખાદ્ય માની વિચાર કર્યા વગર જઠરમાં પૂરવા ચાહે છે. બીભત્સ આહાર, બીભત્સ ક્ષુધાને નિર્દય અને નિર્લજ્જ બનાવી દે છે—ત્યારે તારું રુદ્ર વજ્ર ગર્જના કરતું ઊતરે છે.

રાષ્ટ્રપ્રેમ સ્વાર્થરૂપી નાવડીમાં બેસીને મૃત્યુની શોધમાં છૂપા પર્વતો તરફ ધસી રહ્યો છે.

૬૬

આ પશ્ચિમના ખૂણામાં લાલ રંગની રેખા દેખાય છે એ કદી તમારા નવ પ્રભાતના સૌમ્યરશ્મિ અરુણની રેખા નથી. એતો કેવળ દારુણ સંધ્યાનો પ્રલય-પ્રકાશ છે. સ્વાર્થ-દીપ્ત લોભી સભ્યતાની મશાલમાંથી છેલ્લા અગ્નિકણ લઈને પશ્ચિમસમુદ્રને તટે ચિતાનો અગ્નિ તણખાઓ ઓકી રહ્યો છે.

હે વિશ્વપાલક, એ શ્મશાનમાં જે શક્તિની સાધના થાય છે તે કંઈ તારી આરાધના નથી. તારો સર્વવ્યાપી આનંદમય પ્રકાશ તો કદાચ પૂર્વસાગરને તીરે બહુ ધૈર્યપૂર્વક નમ્ર અને સ્તબ્ધ બનીને દુઃખના અંધકારમાં નિષ્કિંચન અશ્રુપૂર્ણ દૈન્યની દીક્ષા લઈને લાંબા સમયથી બ્રાહ્મ મુહૂર્તની પ્રતીક્ષા કરતો છુપાઈને બેઠો હશે.

૬૭

તે પરમ પરિપૂર્ણ પ્રભાતને માટે હે ભારત, તું સર્વ દુઃખોમાં સરલ નિર્મલ ચિત્તે જાગતો રહેજે;—સહુ બંધનોમાં આત્માને સ્વાધીન રાખીને, પોતાના અંતરના માહાત્મ્ય-મંદિરને પુષ્પ અને ચંદનથી શણગારી અને સુગંધિત બનાવીને અને દુઃખનમ્ર શિર નીરવે સદા તેમને ચરણે રાખીને.

આ સંસારમાં એમનાથી તને વંચિત કરે એવું કોઈ જ નથી—એ ગર્વપૂર્વક; તેમને હાથે અક્ષય સંમાન પામીને, સર્વ ભયોમાં તું નિર્ભય-ચિત્ત રહેજે. પૃથ્વી ઉપર તારું સ્થાન ગમે એટલું નીચું હોય તો યે એ તારા આસનને આખા સંસાર જેની પદરજની કણ સમાન છે તે ભગવાનની પાદપીઠ બનાવી દે.

આપે તો વળી ભવિષ્યમાં આવા માણસનો કોઇ માણસ એ ફરિયાદીપર વેર રાખે ને તેને હેરાન કર્યા કરે એટલે કોઇ ફરિયાદી ન બને સહુ મુંગે મોઢે સહન કરે.

એક વખત ગામના ઓતમચંદ શેઠ કામ પ્રસગે બહાર ગામ હશે વેપારી લોક એટલે બહાર જાય ત્યારે થોડો ઘણો પૈસો ટકો પણ રાખે આની ખબર આ પસાયતાને પડી ગઇ એટલે તે તો જ્યારે શેઠ સ્ટેશનેથી ઘેર આવવાના હતા ત્યારે મોઢે બુકાની લગાવી રસ્તામા તેમને આતરી ઉભો શેઠ સમજી ગયા કે આ બુકાનીવાળા બાઇ બીજા કોઈ નહિ પણ ગામનો પસાયતો જ હતો, પણ વાણિયાની જાત ચતુર અને હોશિયાર. તેમણે તો એ વખતે જાણે તેને ઓળખતા જ નથી ગણી જે તે પૈસો ટકો કે એવું કાઇ હતું તે આપી ઘેર છાનામાના આવી ગયા

આ બનાવ બન્યા પછી પેલા પસાયતાને એમ કે શેઠ ફરિયાદ લખાવવા આવશે ત્યારે વળી તેમની પાસેથી કાઈ થોડુ ક મળશે કેમકે એ તો લાલચુ હતો પણ શેઠ ફરિયાદ લખાવવા તેની પાસે આવ્યા જ નહિ'

અને આમ આ ભાઈની રન્જાડ વધતી ચાલી પણ શેઠ તો આ પસાયતાની જડ કેમ કાઢવી એ બાબત મનમા ત્યારથી વિચારતા રહ્યા એનામા એક પ્રસગ બની ગયો અને શેઠની વિચારણા પણ આપો આપ ઠેકણે પડી ગઇ'"

'એમ? શુ બની ગયુ?'

"ગામ લોકોમા જ્યારે આ' પસાયતાની રન્જાડ વધવા માડી અને એ બાબતની ખબર તરભા મા'રાજને પણ પડવા માડી ત્યારે તેણે તો તેને તડના ફડ કરી નાખવા નિશ્ચય કર્યો રસ્તામા લોટે જતા તરભા મા'રાજને આ પસાયતો શેઠની દુકાન આગળ ભેગો થઇ ગયો

' એ પાય લાગીએ ગોર બાપા!" વિવેકની ખાતર પસાયતાએ મા'રાજને રામેરામ કર્યા

પણ તરભા મા'રાજે તો સામેથી "આશીર્વાદ" ન આપ્યા એટને પેલો પસાયતો બોલ્યો "કેમ? ગોર બાપા' આશીર્વાદ આપવા પણ મોઘા થઇ ' ગયા છે?'

"હા બાપુ' ગોયુ હમણા બહુ થાતુ જાય છે એટલે આશીર્વાદ પણ મોઘા થાય જ ને" તરભા મા'રાજે મો હાવકુ-ગભીર રાખી કહ્યુ

"એમ કેમ બોલ્યા?"

"એમ ન બોનુ ત્યારે કેમ બોનુ ભાઈ! તમારી વર્તણુક હમણા બરાબર જણાતી નથી તમે ક્ષત્રિય રહ્યા—વળી પસાયતા—એટલે તમારે તો ગામ લોકોની ને બેનુ બાઇઓની રક્ષા કરવી જોઇએ"

"એ તો થાય છે ને" મજાકમાં પસાયતો બો યો

"પણ ધરમમા રહી કરો તો સારુ" -

"હવે ધરમ બરમ તો ઇ બધુ તમારે બાનજીને અમને તો કાઈ વાધો નહિ"

"પણ ન્યાય અન્યાય તો દરબારે કરવાનો છે છેવટે જ્યારે લોકની ફરિયાદ મ ડાશે ત્યારે"

"હવે દરબાર તો રહ્યા અમારા સગા ઈ કાઇ અમારી વિરુદ્ધમા નહોય"

"તો પછી ઉપરવાળો દરબાર તો બેઠો જ છે ને" મા'રાજે આકાશ તરફ આગળી ચીધી કહ્યુ

"ઉપરવાળો તો ઉપર જ બને બેઠો પણ મા'રાજ તમે જો આમ આવી વાત કરશો તો હુ કાઇ કરી જાઉ એવો નથી આ તો તમે બામણ છો એટલે કાઇ બોલતો નથી અને જાવા દઉ છુ પણ તમારી જગ્યાએ બીજો કોઇ હોત તો ક્યારનો ય એના ઉપર આ લાકડીનો ઘા પડી ગયો હોત હવે જાવ તમ તમારે લોટ માગો ને ખોટી ચિંતા કરો મા" કહી પસાયતો તો ચાલતો થયો.

શેઠ દુકાનમા બેઠા બેઠા આ વાત સાભળી રહ્યા તરભા મા'રાજ પણ ઘડીક રાતાપીળા થઇ ગયા ત્યા તો શેઠે એમને દુકાનમા-બોલાવી શાંત પાડ્યા.

આ બનાવ પછી થોડાએક દિવસોનો સમય ગયો. વહેલી સવારે મળસકુ થતું આવતુ હશે ત્યારે આ પસાયતો કોઇ એક ખેડુત યુવાન બાઇની પૂછળ પડી ગયો ખેડૂત બાઇ વહેલી ઉઠી વાડીએ જતી હશે બાઈ તેને દેખી ઉતાવળથી દોડતી જાય ને પેલો પસાયતો તેની પાછળ પણ દોડતો જાય ગભરાયેલી હરિણી જેવી પેલી ખેડૂતની યુવતી "ત્રાહિમામ" કરતી ઘણી મહેનત કરી ભાગે પણ આ પસાયતો તેને પહોચી ગયો બાઇને હેરાન કરવા માડ્યો બાઈ બુમાબુમ કરે પણ ત્યા તેનુ કોણ સાભળે?

પણુ એવામાં તરભા મા'રાજ વહેલી સવારે કુદરતી હાજતે જવા નીકળ્યા હશે તે તેમણે આ અવાજ સાંભળ્યો. તે તો હાથમાં લોટા હતો તે સાથે તે તરફ દોડયા જઇને જુએ છે તો હરામખોર એક યુવતીને હેરાન હેરાન કરી રહ્યો છે. બાઇ તેનાથી છૂટી થવા અને બચવા મહેનત કરી રહી છે.' અને આ વખતે કોણુ જાણે તરભા મા'રાજને કયાથી શૂરાતન ચડી આવ્યું કે તેમણે તો તે લોટા ઉંચકીને જોરથી પેલા હરામખોરના માથામાં ઉપરાઉપરી ઘા કર્યા. પહેલા ઘાએ જ તે હરામખોર બેભાન બની જમીનપર પટકાઇ પડ્યો. પેલી બાઇ તો થરથર કરતી છેટે ઊભી રહી. આ શૌર્ય દાખવનાર તરભા મા'રાજને ખરા મનથી નમી રહી

પછી તો તરભા મા'રાજને ખબર પડી કે આ હરામખોર બીજો કોઇ નહિ પણ પેલો પસાયતો છે એટલે પછી તો ત્યાંને ત્યાંજ બીજા બે ચાર ઘા લોટાના તેના પર કરી લીધા!

અને પસાયતો તો ત્યાંને ત્યાંજ ગમશરણુ થઇ ગયો!

ગામલોકોને જ્યારે આ પ્રસંગની ખબર પડી ત્યારે બધા તરભા મા'રાજની પ્રશંસા કરવા લાગ્યા. પણુ તરભો મા'રાજ તો પાછો ભોળિયો બ્રાહ્મણુ હતો ને તે તેણે ગામ લોકાને પેલા પસાયતાની અંતિમ વિધિ થવા સારું જે કાંઇ થઇ શકે તે કરવા કહેવા માંડયું.

લોકો પણુ તરભા મા'રાજની આવી વણુઉપકારે ભલું કરવાની વૃત્તિ જાણી તેથી વધારે પ્રશંસા કરવા મંડયા.

પછી તો સઘળું ગામ લોકો દરબાર પાસે જઈ આ વાતની સાચી અને પૂરી ખબર આપી. દરબાર તો આમ ભલા હતા તેમને આ સાચી વાતની જાણુ થતાં તે પણુ તરભા મા'રાજ ઉપર ખુશ થઇ ગયા અને તરભા મા'રાજને ધન્યવાદ આપી રહ્યા.

દરબારનું નાનું રાજ્ય હતું—તાલુકો હતો—એટલે તેમને આવા ખૂન જેવા મોટા કેસો ચલાવવાની સત્તા નહતી. આવા મોટા કેસો તેથી રાજકોટ એજન્સી કોર્ટમાં દાખલ થતા અને ત્યાં જ ચાલતા. એટલે દરબારે ત્યાં એજન્સી કોર્ટમાં તરભા મા'રાજના બચાવ માટે સઘળી વ્યવસ્થા કરી આપી.

રાજકોટની એજન્સી કોર્ટમાં પછી તરભા મા'રાજ સામે કેસ ચાલ્યો પણુ ત્યાં તરભા મા'રાજનાં બચાવમાં એટલો બધો પુરાવો મળ્યો અને તરભા મા'રાજની શુભનિષ્ઠા, વણુઉપકારે પરોપકાર કરવાની જીવનવૃત્તિ વગેરે જોતાં કોર્ટે પણુ તરભા મા'રાજને નિર્દોષ છોડી મૂકયા!

આમ 'હાજર સો હથિયાર'ની કહેવત તરભા મા'રાજે પ્રસંગ પડ્યે વણુઉપકારે સાબિત કરી આપી છે! સૌરાષ્ટ્રના ગામડે ગામડે હજીપણું તમને આવા નિખાલસ જીવન વૃત્તિવાળા અને સાચા 'વૈષ્ણવજન' જેવા મળી રહેશે!

---

ભગવાન સૌંદર્ય દે તો ગુલાબ જેવું દે, જેને જોઇને રાજાથી માંડીને રંક સુધી બધાના હૃદય સરખાં જ આનંદથી પ્રફુલ્લ થઈ જાય છે. ચિત્ત આપે તો તે પણુ ગુલાબ જેવું આપજે, જે પોતાની આસપાસના વાયુને સુરભિત કરતું કરતું પ્રભુના ચરણોમાં પોતાનું અસ્તિત્વ ક્ષીણુ કરી દે. ધન્ય છે તે ધરતી, જેના ગર્ભમાંથી ગુલાબ જેવા સુરભિ-સુત પેદા થાય છે અને પોતાના યશ-સૌરભથી આ દુનિયાને સ્વર્ગ બનાવી દે છે. —દારા શિકોહ

પુરાના પાપી હૈ!

મસ્જિદ તો બના દી પલભર-મેં,
ઇમાં કી હરારતવાલોંને
મન અપના પુરાના પાપી હૈ,
બરસોં મેં નમાઝી બન ન સકા!

# મરણ મૂડી

બાબુભાઇ આ. વૈદ્ય

મહાદેવભાઇ મોજમા હતા

પાસઠ વર્ષની જિંદગીમા મહાદેવભાઇએ કઈક તડકી–છાયડી જોઇ નાખી હતી ઠાકર મંદિરની પૂજાના કામમા જીવનને તરબતર કરી દે, તેવુ તો કઈ હતુ નહી એ પૂજા કાઈ અંતરમાથી નહોતી ઊગતી એ તો પેટવડિયે કરવાનું કામ હતું વેઠ શબ્દ નહી વાપરીએ તો ચાલશે, કારણકે શ્રદ્ધા અસ્ત થઇ નહોતી

નિર્ભેળ આનંદના પ્રસંગો તેમના જીવનમા બહુ જુજ આવ્યા હતા અને તેથી જ તો મહાદેવભાઇને મન આજના પ્રસંગનુ મહત્ત્વ મોટુ હતું પંદર વર્ષના વહાણા વીતી ગયા બાદ રમણ પિતાને મળવા આવ્યો હતો જરા દૂબળો પણ ગોરો સ્હેજ વધી ગયેલો પણ તેજસ્વી લાગતો રમણ ઓચિંતો આવીને પિતા સામે ઊભો રહ્યો એક પેઢી જેટલો કાળ વીતી ગયો હોવા છતા મહાદેવભાઇએ રમણને તુરત ઓળખી કાઢ્યો

'કોણ? રમણ! તુ ક્યાથી' પૂજાની તૈયારી કરતા મહાદેવભાઇએ જોડા પહેરી બારણામા ઊભેલા પુત્રને જોઇ હરખભેર પૂછ્યુ

'બાપુ!' રમણે કહ્યુ 'તમે મને તરત ઓળખી કાઢ્યો'

'ન ઓળખુ? તને ન ઓળખુ? સો ભવે ય તને ન ભૂલુ–તુ બરાબર તારી મા જેવો છે'

મા જેવો? મામા ક્યારેક ગુસ્સે થતા ત્યારે કહેતા કે તુ તારા બાપા જેવો છે' કહી રમણ હસ્યો

રમણ! તારી મા જરા ભીને વાન હતી તરો વાન મારા જેવો છે પણ નાક–નમણાઇ, આખ–કપાળ બધી રીતે તુ તારી મા જેવો છે અરે! પણ આ બધી વાતો તો નિરાતે થશે પહેલા કહે ક્યારે આવ્યો? ક્યાથી આવ્યો?'

'બાપુ! હું હમણાં જ આવ્યો –સવારના મેલમા તમને ચમકાવવા ખબર–ખબર વિના સ્ટેશન પરથી સીધો અહી આવ્યો છું આજની રાત મારે એક કેસ છે આજની રાત તમારી સાથે રહેવુ છે'

'એમ? સારું સારું! તુ બાજુના ઓરડામા જઇ કપડા બદલાવ હું પૂજા પતાવી આવુ છું ઓરડામા મારો ખાટલો-પાથરેલો છે આરામથી બેસજે'

'તમે તમારું કામ પતાવો મારી ચિતા ન કરશો' કહી રમણ ગયો

મહાદેવભાઇએ પૂજામા મન પરોવવાનો પ્રયાસ કર્યો, પણ ડાબલીમા ભરેલા વીછી ખદબદ થયા કરે તેમ તેમના મનમા જૂના પ્રસંગોનો સ્મરણ સળવળાટ થવા લાગ્યો પૂજા યંત્રવત્ થયે જતી હતી મન વર્ષો પહેલાની વાતો વાગોળવામા પડ્યુ

'રમણનો જન્મ થયો ત્યારે પોતે કેટલા રાજી થયા હતા! થાય જ ને! પણ કાળને કરવુ છે તે રમણ દોઢ વર્ષનો થયો ત્યા તો તેની મા ફાની દુનિયા છોડીને જતી રહી ભર્યા સંસારમા રમણ સિવાય પોતાનુ કોણ હતુ? પણ રમણના માલદાર મામા તેને લઈ ગયા રમણને પાછો મોકલવાની વાત કરી ત્યારે કહે 'આમે ય હવે તમને કોણ દીકરી દે તેમ છે? અમારી ભેગા આવીને રહો ઈશ્વરની કૃપાથી અમારે ત્યા ખાવા પીવાની ખોટ નથી'

'શુ સમજતા હશે એ લોકો? એમની તિજોરી છીમકતી હતી તો પોતે ય ભટ્ટ કુટુંબના નબીરા હતા પડી પોપડીના ખાનારે નહોતા અને–હા! દેખાડી દેવા–માત્ર દેખાડી દેવા જ, હો! પોતે ફરી પરણ્યા પણ ખરા પણ માનવીનું મન ભારે અવળચંડુ નવુ ઘર માંડ્યુ તેમા રમણને ભૂલી જવો જોઇતો હતો, તેને બદલે એ તો પોતાની સારી યે હસ્તીને આવરી રહ્યો હાલતા ને ચાલતા રમણ યાદ આવ્યા કરે યજમાનમા જવાનું બહાનું કાઢી રમણને મળવા જઇ આવે તેના મામા સરખો આવકાર ન દે ક્યારેક અપમાન જેવું યે કરે પણ રમણને જોઇને એવી ધરપત આવી થાય કે અપમાન–બપમાનનો ખ્યાલ ન રહે રમણ બાપડો નાનો હતો મામા સિવાય બીજા કોઈની તેને પિછાન

નહોતી પોતાની સાથે તે અતડો રહેતો, છતાય તેને જોવા માત્રથી જીવન ભર્યું ભર્યું લાગતુ

રમણને જનોઈ દીધી ત્યારે પોતાને કંકોતરી નહોતી પોતે કેવા ગુસ્સે થયા હતા! એક વરસ સુધી—પૂરા એક વરસ સુધી રમણને મળવા નહોતા ગયા પણ પછી પોતાને જ થયુ રમણના મામાએ કંકોતરી ન લખી તેમા એ બાપડાનો શો દોષ? અને વળી પાછી યજમાન—યાત્રાને બહાને પોતાની રમણ-મુલાકાતો શરૂ થઈ ગઈ

'પણ રમણ એની નવી માના અવસાન વખતે ખરખરામાથી ય ગયો ત્યારે પોતાનો રોષ કાબૂમા નહોતો રહ્યો નાનો હતો ત્યારની વાત જુદી હવે ખાસ્સો મેનેજ બ તો હતો સામાન્ય વિવેક પણ ન જાળવે તે કેમ ચાલે? હૈયામા રમણ ભર્યો પડ્યો હતો પણ એની ઉઘાડી તોછડાઈ પોતે સહેલાઈથી ભૂલવા તૈયાર નહોતા રમણના લગ્નની કંકોતરી આવી છતા પોતે જાનમા નહોતા ગયા હા' રમણની નવી માનો હાર વેચીને હાવરાપુના રૂ ૧૦૧/—નુ મની ઓર્ડર મોકલી દીધુ હતુ બીક હતી કે મનીઓર્ડર કદાચ પાછુ આવશે. પણ એમ નહોતુ થયુ જે થવાનુ હતુ તે થઈ ગયુ એ સભારણા વાગોળવા બેસવાની આજ શી જરૂર છે? આજ જન્મેથી એક કડી વાત એક અવળુ વેણ ન નીકળતુ જોઈએ રમણ કોઈક દિવસ આવશે એવી આશા પોતે ક્યા સેવી હતી!'

આટલા વર્ષ આજ રમણ કશા ખરે-ખબર વિના આજે રોજ આવતો હોય તેવી આત્મવિશ્વતા પૂર્વક ટપકી પડ્યો હતા પહેલી જ વાર દીકરા પોતાની મેળે બાપને ઘર આવતો હતા છતા તેના પગલામા કશો સકોચ નહોતો

રમણને જોઈને મહાદેવભાઈ ખુશખુશાલ થઈ ગયા ચાનીશે પહોચવા આવેલો રમણ તેમને નાના બાળા જેવો લાગ્યા એમન ચાને તો તેઓ રમણને તેડી લેત

દેવની આરતી ચાલુ હતી પણ મહાદેવભાઈનુ મન તેમા નહતુ મનમા તો અત્યારે રમણના નામનો જાપ ના તો હતો જૂના સભાર ણાની કડવાશને નિતારી તેઓ એની મધુરપ ચાખતા હતા

જેમ તેમ આરતી પતાવીને મહાદેવભાઈ શિતાવરે પગને રમણ પાસે ગયા રમણ ખાટલામા પડ્યો હતો ભાગવત કરતા ય જાડી ચોપડી છાતી પર રાખીને રમણ જોડા પહેરીને પડ્યો હતો તેના મોઢામા ચીરૂટ હતી

'તુ બીડી પીએ છે?' મહાદેવભાઈએ આશ્ચર્ય પૂછ્યુ

'આ બીડી નહી, ચીરૂટ છે' રમણે ખાટલામા બેઠા થતા કહ્યુ

'નામ ગમે તે હોય. ધૂમ્રપાન ખરુને?'

બાપુ! કોઈ બાબતનો એકાગ્ર બની વિચાર કરવો હોય ત્યારે તમાકુનુ સેવન અનિવાર્ય છે તમારા જમાનામા બ્રાહ્મણો તમાકુ ચાવતા અમારો જમાનો ધૂમ્રપાન કરે છે'

રમણ! મારે આવી વાતો નથી કરવી આડ-કથામા ચડી ગયો તો આટલા વરસે દીકરો આવ્યો છે તેની સરભરા કરવાનુ ભૂલી જઈશ કહે! તારે શુ ખાવુ છે? તને શુ ભાવે?' કોઈપણ કારણસર રમણને મનદુ:ખ થાય તેવુ કઈ કરવા મહાદેવભાઈ નહોતા ઈચ્છતા

બાપુ! મને ભૂખ નથી'

'ના—ના! બાપને ઘેર આવીને દીકરો ભૂખ્યો રહે તે ન ચાલે તને જે ભાવે તે હમણા કરી નાખુ'

બાપુ! તમારી ઈચ્છા જ હોય તો મારે રોટલો ને દૂધ ખાવા છે રસોયાને ઘડીને રોટલા બનાવતા નહી આવડતુ'

'તારે ઘેર રસોયો છે?'

હા રસોયા વિના કેમ ચાલે?'

ગારુ આજ દૂધ છે મૂળ વાત ભૂલીને તરત બીજી વાતે ચડી જઈ'

તમારી સાથે વાતો કરવા જ હુ આવ્યો છુ બાગ બગના કરતા આ ઝૂપડી કેમ નથી કારણ કે તમે એમા રહો છો આવો! પેટ ભરીને વાતો કરીએ'

વાતો કરવા આખી રાત છે હમણા તને રોટલા કરી દઉ પહેલા રધાને ત્યાથી દૂધ લઈ આવુ તુ બેસ ખાટલા પર બેસવુ ફાવે છે ને?'

હા—હો! અમે આને સોફા કમ બેડ કહીએ.' કહી રમણ હસ્યો

અને મહાદેવભાઈ નેગ સહને રધા ગ્વાલીને ઘેર પહોચ્યા બૂમ મારી, 'રધા' એ—રધા!'

'કોણ છે બાઈ?' રઘા રબારીની માએ ઝૂપડા-માથી બહાર આવી ચૂંચી આખે હાથનુ નેજવુ કરતા પૂછ્યુ

'એ તો ,,–મહાદેવ'

'ગોરબાપા?'

'હા રઘો નથી?'

'ઈ તો લગવા ભરવા ગ્યો છે'

'મારે શેર દૂધ જોઇએ.'

'દૂધ તો ગોરબાપા' ક્યાથી હોય? અમે દૂધ વેચીએ ઘરમા દૂધ નો રાખીએ'

'મા' આજ મારે દૂધ વિના નહી ચાલે'

'કા? આજ કાઈ છે?'

'મારે તો એક્ટાણુ છે મારે દૂધને શુ કરવુ છે? પણ આજ તો ઘેર દીકરો આ યો છે'

'દીકરો? તમારે દીકરો છે?'

'હા–માડી' બડક નજ છે શી એની છટા' મને બાપુ કહીને બોલાવે છે ત્યારે એવુ મીઠ લાગે છે''

'ઈ ગગો કોઈ દી' આવતો ચ્યમ નથી?'

એને બાપડાને અહી–મારી પાસ શુ ગમે? એને ઘેર તો રસોયા છે'

'તી તમે એની ભેળા શુ કામ નથી રે'તા? આઇ ઠાકર મદિરના પૂજારી આવા કરના ગગા ભેળા રે'તા હો, તો?'

'ગગો તો ઘણુંય કયે છે પણ મને ત્યા સોરવે નહી પણ તમે હવે ગમે તેમ કરીને દૂધનુ કાઈક કરી દો નકર ગગો ખાધા વગર રહેશે'' મહાદેવ-ભાઇએ રઘાની માની વાતને જુદો વળાક આપ્યો

'ગોરબાપા' એક ગાય બકરી જેવી છે હાલો' એને કપાસિયા મૂકીને દોહી દઉ'

રઘાની મા ગાય દોહતી હતી અને મહાદેવભાઇએ વાતનો સુવાગ કોશ જોડ્યો, 'માડી' તમે ક્યો ન ક્યો, પણ શહેરમા રહીને માણસ ચમરાક બની જાય, હો' શી રમણની ચાનાકી છે' દવીનો પણ તેને એવી સૂઝે' આપણને એમ કે ભાગવતથી મોટો કોઇ ગ્રથ નહી હોય રમણ ભાગવતથી સવાઈ ચોપડી છાતી પર રાખીને વાચતો હતો હોશિયારી અનીજ, હો''

*

ઝટઝટ રોટનો ઉતારીને મહાદેવભાઇએ બૂમ મારી, 'રમણ' ચાના રોટલો ગીતયોં ગરમાગરમ ખાવાની મજા પડશે'

'બાપુ!' રમણે બીજા ઓરડામાથી બૂમ મારી, 'અહી જ લાવો ને''

'રોટનો ત્યા લાવુ?'' ખાવાનુ રસોડ બહાર કઢાય તો અભડાવાય, એ હતી મહાદેવભાઇની માન્યતા

'ચાનોને, બાપુ' મને ખ ટલા પર બેસીને ખાવુ ફાવશે' રમણે રસોડાના બારણામા આવી ક્હ્યુ તેના પગમા જોડા હતા

'હા–હા, ચાન'' રમણ જોડા સહિત રસોડામા આવશે તે બીકે મહાદેવભાઈ ઝડપભેર ઊભા થઈ ગયા દીકરાને કોઇપણ ભોગે રાજી રાખવાનો મનોમન કરેનો નિર્ણય તેઓ ભૂ યા નહોતા

બાપ–દીકરો બને બીજા ખ ડમા આ યા મહા દેવભાઈના એક હાથમા શેડકડા દૂધનો લોટો ને થાળી –વાટકો તથા બીજા હાથમા રોટલાનો ડમરો હતા

'લે હવે જોડા તો કાઢ'' મહાદેવભાઇએ પીરસતા કહ્યુ,

'હા–હો' એ ભૂલી ગયો' રમણે જોડાની વાધરી છોડતા કહ્યુ, 'જોડા પહેરીને ખાઇએ તો અભડાનાય કા?'

'હ! અમને જૂના લોકોને એવુ લાગે છે' હવે ખાવા મડ'

બાપુ' તમારી થાળી કા ન પીરસી'' રમણે પૂછ્યુ

'મારે આજ એકટાણુ છે'

'તો દૂધ લો'

'દૂધ હૂ પીતો નથી'

'તો ફરાળ

'તારી સાથે હુ થોડી મગફળી ખાઇશ'

'મગફળી?'

'હ' એ મારુ ફરાળ'

'મારી સાથે પેડા છે, બાપુ!'

'એ શુ ખાજે'

'મને પેડા કરતા આ રોટનો વધારે ભાવશે મારા સમ' બાપુ' તમે પેડા ખાવ' રમણે ઊભા થઇને પોતાની સૂટ–કેસમાથી બશેર પેડાનુ પડીકુ કાઢી મહાદેવભાઇને દીધુ

'મહાદેવભાઈ દીકરાના સમનો ઈન્કાર કઈ રીતે કરે?

'વાહ' પેંડા સરસ છે ' મહાદેવભાઈએ પેંડો મોમાં મૂકતાં કહ્યું

'તમને ગમ્યાને?'

'હા શું ભાવે લીધા'તા '

'પાંચ રૂપિયે '

'બશેરના?' મહાદેવભાઈનું આશ્ચર્ય સમાતું નહોતું

'ના' શેરના '

'મશ્કરી કરે છે?'

'શેની મશ્કરી?'

'પેંડાનો ભાવ આઠ આના હોય બહુ સારા હોય તો દશ આના–બાર આના! પણ પેંડાના કાંઈ પાંચ રૂપિયા હોય?'

'બાપુ! જે ચીજ ગમી જાય તેના ભાવની કડાકૂટમાં હું પડતો નથી '

'પણ દરેક બાબતનો હિસાબ કરવો જોઈએને?'

'હિસાબ મને કોઈ દિ' આવડયા નથી, આવડશે ય નહીં '

'પૈસાનો હિસાબ ન રાખીએ તો પૂરું કેમ થાય?'

'જેટલું ખર્ચ કરું છું, તેથી વિશેષ કમાઈ લઉં છું '

મહાદેવભાઈને લાગ્યું કે દીકરો ફડાકિયો થઈ ગયો છે વાતું પતાવીને રમણ પાછો પેનું પોથું લઈને ખાટલામાં પડયો

'રમણ' તું આવ્યો છે ત્યારનો વાંચ્યા કરે છે પછી આપણે વાતો કયારે કરીશું?' મહાદેવભાઈએ સંકોચસહ પૂછયું.

'બાપુ' આવતી કાલે મારે એક કેસ ચલાવવાનો છે એકાદ કલાકમાં તેની તૈયારી કરી લઉં, પછી વાતો કરીશું ' રમણે કહ્યું

'કેસ' કોરટમાં? કોનો કેસ છે?'

'ગામના નગરશેઠ દીકરની છોકરી પર બળાત્કાર કર્યો કહેવાય છે, તે બાબતનો કેસ છે '

'તું એ શેઠને સજા કરાવીશ?'

'ના '

'તો!'

'હું તો નગરશેઠનો વકીલ છું' રોજના હજાર રૂપિયા ફી ઠરી છે.'

'પણ ' મહાદેવભાઈએ જરા અચકાતા કહ્યું, 'એ શેઠ છે હરામી, હો!'

'તેની સાથે મારે શી નિસ્બત? મારે તો એટલું જોવાનું કે કાયદાની બારીમાંથી શેઠ છટકી શકે તેમ છે કે નહીં!'

'પણ .'

'એ શેઠના દીકરા–દીકરીનાં લગ્ન હોય તેમાં તમે વિધિ કરાવવા જાવ કે નહીં?'

'તને આવા બધા તર્ક કયાંથી સૂઝે છે? હું તો '

'બાપુ!' રમણે વચ્ચે કહ્યું, 'આપણે કલાક પછી વાતો કરીએ તો? એટલી વારમાં હું મારું કામ પતાવી લઉં '

મહાદેવભાઈ દીકરાના મોં સામે જોઈ રહ્યા પછી અંદરના કચવાટને મહા મહેનતે દાબી આછું હસી બોલ્યા 'તારું કામ ભારે!' એ ઓરડાની બહાર નીકળ્યા ત્યારે તેમને પગે જાણે લોઢાના મણિકા બાંધ્યા હોય તેમ લાગતું હતું.

સવા કલાકને અંતે મહાદેવભાઈ એ ઓરડામાં પાછા આવ્યા ત્યારે રમણ ફાનસના અજવાળે વાંચવામાં લીન હતો મહાદેવભાઈ આવ્યા; ઊભા રહ્યા તો ય રમણનું ધ્યાન તેમના પર ન ગયું પાંચેક મિનિટ મૂગા મૂગા ઊભા રહ્યા પછી મહાદેવભાઈએ કંટાળીને ખોંખારો ખાધો

'કેમ, બાપુ?' રમણે ચોપડીમાંથી ઊંચું જોતા પૂછયું

'તારું વાંચવાનું તો જબરું!' મહાદેવભાઈ દીકરાની એકાગ્રતાથી પોરસાતા હતા

'એક કલાક થઈ ગયો?'

'એક? ખાસ્સો દોઢ કલાક થયો '

'સારું! બેક મુદ્દા જોવાના બાકી છે, તે સવારે જોઈ લઈશ '

'તું થાકયો નથી તે?'

'ના–રે! થાકું શા માટે?'

'મુસાફરીનો થાક લાગે ને?'

'બાપુ! પંદર વર્ષ બાદ તમને મળવાના ઉત્સાહમાં થાક ભુલાઈ ગયો છે '

'આટલાં બધા વર્ષે તે મને યાદ કર્યો!'

'બાપુ! તમે કયારેક યાદ તો આવો, પણ

કામની ધમાલમા પાછુ ભુલાય જવાય આ નગર શેઠનો કેસ મે એટને સ્વીકારી લીધો વિચાર્યું કે બાપુને મળાશે '

'સારુ કર્યું, રમણ!' મહાદેવભાઇએ વાત્સલ્ય ભર્યા અવાજે કહ્યુ, 'કહે તને હજી ચાળીશ વર્ષ નથી થયા ત્યા તારા વાળ ધોળા કેમ થઈ ગયા?'

'મગજનુ નામ ઝાઝુ ખરુ ને!'

'તારે શુ છોકરા?' મહાદેવભાઈ મનમા ધોળાનો પ્રશ્ન પૂછ્યા વિના ન રહી શક્યા

'બે બાબા ત્રણ બેબી '

'મોટા બાબા પછી બીજો બાબો છે?'

'ના એક બાબો સૌથી મોટો એક સૌથી નાનો વચ્ચે ત્રણ બેબી.'

'છોકરાવ શુ ભણે છે?'

'મોટો બાબો ઈંગ્લાંડ છે '

'વિલાયત?'

'હા '

'તારો જીવ કેમ ચાલ્યો?'

'ત્યાનુ ભણતર સારુ પણ હવે લાગે છે કે પદરમે વર્ષે તેને પરદેશ મોકલીને મે ભૂલ કરી છે મહિનાઓ સુધી કાગળ લખતો નથી '

થોડી વાર શાત રહ્યા પછી મહાદેવભાઇએ પૂછ્યુ 'મોટા બાબાને શિષ્યવૃત્તિ મળે છે?'

'શિષ્યવૃત્તિ? શા માટે?'

'વિલાયતનુ ખરચ '

બાપુ! એટલ તો મારે ડાબા હાથનો ખેલ '

ત્યારે મહાદેવભાઇને લાગ્યુ કે દીકરો ખોટી હોશિયારી હાકે છે બ્રાહ્મણનો દીકરો શિષ્યવૃત્તિ વિના વિલાયત ભણવા જાય એ તેમના મા નામા નહોતુ આવતુ રમણ જરૂર તપાઈ રહેતો હાવો જોઇએ પણ વાત કરતો નથી

હુ થોડી ઊંઘ ખેચી લઉ?' રમણે કઈ વારે કહ્યુ

'હા-હા' હુ ય ઊંઘી જઉ મારે તો વહેલી સવારે ઠાકોરજીની પૂજાનો વખત થશે' કહી મહાદેવ ભાઈ એ ઓરડામાથી બહાર નીકળી ગયા

રમણ થોડી વારમા ઊંઘી ગયો પડખેના ઓરડામા પડ્યા પડ્યા મહાદેવભાઈ રમણના નસકોરા સાભળતા હતા 'એની મા જેવા જ નસકોરા બોલાવે છે છે ગજબનો! કેવો ચબરાક છે! પણ નાસ્તિક થઇ ગયો છે બીડી પીએ છૂતાછૂતમા સમજે નહી, વહેવારમા ઈંટા જેવો, પાછો ફડાકિયો! પૈસા જાણે પાચીકા હોય તેમ વાત કરે છે પૈસાનો તેને હિસાબ નથી અને બાબાને શિષ્યવૃત્તિ વિના વિલાયતમા ભણાવે છે, તો ભર્યા ભવમા બાપને કોઇ દિવસ પાચ રૂપિયા કેમ મોકલ્યા નથી? અ-ર-ર-ર! હુ ય કેવો છુ ' રમણની એક પાઈની યે આશા કરવાનો મને શો અધિકાર છે? મે એને માટે શુ કર્યું? એના લગનમા હાથઘરણુ મોકલ્યુ 'તુ? મારે હાથ ઘરણુ મોકલવાનુ હોય કે લગનનો વેરો ઉઘરાવવાનો હોય? દીકરો બડકદાર થયો પણ મોસાળની ઓથે મારી ફરજનુ શુ! એને માથે કેટલી ચિંતા છે' વાચતા વાચતા કેવો ઊંડો ઉતરી ગયો'તો! ફડાકિયો છે એટલે બોલે નહી પણ એને મૂઝવણુ તો હશે જ હુ બેઠો રમણુ ખળભળી ગયો દીકરા પ્રત્યે મારી કોઈ ફરજ નહી? બીજાને તો ઠીક પણ મરનારીને શુ જવાબ દઇશ? મારા દિલમા સાચો પુત્ર-પ્રેમ હોય તો મારે તેના નામ પર ફના થવુ જોઇએ પ્રેમમા સોદા ન હોય પ્રેમ માગે છે ન્યોચ્છાવરી '

મહાદેવભાઈ પથારીમા પડ્યા છતા ઊંઘી ન શક્યા વિચારોનો પ્રવાહ તેમને જીવનને માર્ગેથી ક્યા નો ક્યા દૂર ખેચી ગયો

સવારે સાડાસાતે રમણ ઊઠીને 'બ્રશ' કરતો હતો ત્યારે મહાદેવભાઇ પૂજા-પાઠના નિત્યક્રમમાથી ફારેગ થઈ ગયા હતા

ઊઠ્યો ભાઇ?' મહાદેવભાઈએ પૂછ્યુ 'થાક ઊતર્યો?'

'થાક?' રમણે કોગળા કરતા કરતા કહ્યુ 'કોલેજના દિવસોમા હુ સવારે જે તાજગી અનુભવતો એવી તાજગી છે ના અનેક વર્ષોથી અનુભવી નથી રોજેરોજ કામ કર્યે જઉ છુ-ક્યારેક દવાઓની મદદ પણ લેવી પડે-એટલે થાક્યો છુ, એમ પણ ન કહેવાય વિદ્યાર્થી અવસ્થાની તાજગીની અપેક્ષા હવે કેમ રખાય?'

'આમ જ તમારા લોકોના માથા ધોળા પણી જેવા થઈ જાય છે માથા પર જુવાનીનુ કફન લઇને

# લીલા અને સરસ્વતી

સત્યાનંદ

આ ઉપાખ્યાન 'યોગવાસિષ્ઠ'નું જ નહિ, સમસ્ત ભારતીય પૌરાણિક સાહિત્યનું મહત્ત્વપૂર્ણ ઉપાખ્યાન છે. જીવન મરણનું રહસ્ય અહીં જે રીતે પ્રગટ કર્યું છે તેવું અન્યત્ર મળતું નથી.

પૃથ્વીમંડળ પર એક સમયે પદ્મ નામે રાજા રાજ્ય કરતો હતો. એ ઘણો જ સૌમ્ય અને સર્વગુણ સંપન્ન હતો. એને છાજે તેવી જ તેની રાણી પણ ગુણ–શીલવાન હતી. તેનું નામ હતું લીલા. લીલા પોતાના સ્વામીમાં ઘણી જ અનુરક્ત હતી અને કલ્પનામાંય પોતાના પતિથી વિયોગ સાંખી શકતી નહોતી. તે પોતાનો સ્વામી સદાય જીવતો રહે અને તેનું મરણ ન થાય એમ વાંછતી હતી.

લીલાએ પંડિતો તેડાવ્યા ને પૂછ્યું. 'એવો કયો ઇલાજ છે જે અજમાવવાથી માણસ મૃત્યુ ન પામે?' વિદ્વાનોએ કહ્યું, 'હે દેવી! એવો તો કોઈ ઉપાય નથી જે વડે સંસારી મનુષ્ય ઉત્પન્ન થયા પછી મરે નહિ. જે થયું તે જાય. નામ તેનો નાશ. મૃત્યુ અનિવાર્ય છે.'

લીલા નિરાશ થઈ ગઈ. તેણે દેવી સરસ્વતીની ઉપાસના કરવા માંડી. સરસ્વતીએ પ્રસન્ન થઈને વરદાન માગવા કહ્યું. લીલાએ તો સરસ્વતી પાસેથી માગી લીધું કે જો પોતાના પતિનું મૃત્યુ પોતા પહેલાં થઈ જાય તો તેમનો જીવ પોતાના ઓરડામાં જ રહે. તેની બહાર ન નીકળી શકે. સરસ્વતી દેવી તો 'તથાસ્તુ!' કહી અંતર્ધાન થઈ ગયાં. જતાં જતાં કહેતાં ગયાં કે જ્યારે લીલા તેમનું ધ્યાન ધરશે ત્યારે તેઓ ઉપસ્થિત થશે.

અવધ પૂરી થઈ અને પદ્મનું મૃત્યુ થયું. લીલા બહુ દુઃખી થઈ અને શોકાતુર થઈ કલ્પાંત કરવા લાગી. ત્યારે આકાશવાણી થઈ કે ગભરાવાની જરૂર નથી. રાજાનો જીવ એ ઓરડામાં જ મોજૂદ છે. રાજાનું શબ સુરક્ષિત રાખવાનો પ્રયાસ કરવો જોઈએ જેથી તેનો જીવ પાછો મળે કે તરત તે પુનર્જીવિત થઈ જાય. આ આકાશવાણી સાંભળીને લીલાને ઘણું જ આશ્ચર્ય થયું. તેણે દેવી સરસ્વતીનું ધ્યાન ધર્યું અને તત્કાળ જ સરસ્વતીજીએ દર્શન દીધાં.

લીલાએ દેવીને પૂછ્યું કે મારા પતિ હવે ક્યાં છે? દેવી કહે છે આ જ ઓરડામાં, પરંતુ બીજી સૃષ્ટિમાં. તે સૃષ્ટિ આ સૃષ્ટિ કરતાં સૂક્ષ્મ છે અને તે આ સૃષ્ટિની ભીતરમાં જ છે. લીલાને સરસ્વતીએ બતાવ્યું. એક જગતની અંદર બીજું જગત અને તેમાં પણ વળી ત્રીજું જગત–આવો સિલસિલો અનંત લગી જારી રહે છે. એક સૃષ્ટિ બીજી સૃષ્ટિવાળા જીવો માટે શૂન્ય છે. પણ જો કોઈ જીવ બીજી સૃષ્ટિ સાથેનો વ્યવહાર જોવા ચાહે તો તે તે પ્રકારની સિદ્ધિ પ્રાપ્ત કરી શકે છે ખરો. લીલા આ સાંભળીને પોતાના પતિને તેની વર્તમાન સૃષ્ટિ–સ્થિતિમાં જોવાને બહુ જ ઉત્સુક થઈ ગઈ. સરસ્વતી દેવીએ તેને એવી સાધના શીખવી કે જે વડે તે અન્ય સૂક્ષ્મતર સૃષ્ટિઓમાં પ્રવેશ કરીને ત્યાંનો વ્યવહાર જોઈ–પામી શકે.

સરસ્વતી અને લીલાએ તે લોકમાં પ્રવેશ કર્યો જે પદ્મ એ સમયે પોતાના વાસનાયુક્ત પૂર્વકર્મ ભોગવી રહ્યો હતો. પદ્મને મર્યે આ સૃષ્ટિમાં તો હજુ થોડીક ક્ષણો જ થઈ હતી. પરંતુ જે સૃષ્ટિમાં હાલ તે હતો તેમાં તો તેની ઉંમર સોળ વર્ષની હતી અને ત્યાં તે રાજા થઈને આનંદપૂર્વક વિશાળ સામ્રાજ્ય પર રાજ્ય ચલાવતો હતો.

લીલાને આ જોઈને ઘણું આશ્ચર્ય થયું કે આટલા થોડા સમયમાં સોળ વર્ષ કઈ રીતે વ્યતીત થઈ ગયાં અને પોતાના ઓરડામાં જ આ આખી સૃષ્ટિ અને મોટું સામ્રાજ્ય કઈ રીતે દેખાય છે. સરસ્વતીએ લીલાને સમજાવ્યું કે દેશ અને કાળના અણુ–અણુમાં મહાન–મહાન જગત છે અને એ બધાના દેશ–કાળના હિસાબનું ધોરણ એક જ હોતું નથી. જે ઘટના એક સૃષ્ટિમાં એક ક્ષણમાં થઈ જાય છે તેને બીજી સૃષ્ટિમાં એક કલ્પ લાગે. જેમ કોઈ એક માણસ પથારીમાં પડ્યો પડ્યો સ્વપ્નાના વ્યવહારોથી એક

'મને ત્યાં ન ફાવે.' કહી મહાદેવભાઈ અટક્યા પછી ઉમેર્યું, 'રમણે આગ્રહ તો બહુ કર્યો' અને પછી જૂઠું બોલવા માટે મનમાં જ ઈશ્વરની માફી માગી લીધી

'હા-અ! તમારા વરણનાં છોકરાવના વરેકનું પૂછ્યું જ શું?'

'માડી! હું તમને રમણની શી વાત કરું!'

'બાપ ધંધો શું કરે છે?'

'મોટો વકીલ છે'

'એમ? તઈં તો તમને ખૂબ પૈસા આપી ગ્યો હશે'

'ના-રે! મારે પૈસાની શી જરૂર છે? મેં તો ઉંટા સાચવી સાચવીને સાતસેં રૂપિયા ભેગા કર્યા'તા એ રમણને આપી દીધા.'

'કાં?'

'એને આપડાને કામ લાગે ને?'

'ગોરબાપા! આપણી પાસે થોડી મરણમૂડી રાખવી સારી'

'ના-રે, માડી! મારી મરણમૂડી મારો ભગવાન'

'ભગવાને ય લખમીનો ધણી છે ટો'

'માડી એવા નાસ્તિકતાના વેણ ન કાઢીએ'

'હું તો સંસારના વેવારની વાત કરું છ'

'વહેવાર કરતા વહાન ચડે'

'કોનું?'

'બાપનું'

'ને ગગાએ બાપ ઉપર મહાન નઈં રાખવાનું કે? ઇ કમાઉ ગગાને તમારી મરણમૂડી લઈ જાતા શરમ નો આવી?'

'ના-હો' એ તો કહે 'મારે રૂપિયાની જરૂર નથી. હું ખૂબ કમાઉં છું' પણ મેં કહ્યું, મારી પાસે કમાણીના ફડાકા ન મારવા. લે, આ સાતસેં રૂપિયા લેતો જા કયારેક કામ આવે. વિદ્યા પાડે ને ગરથ ગાડે. સો સોની નોટું એના ખીસામાં મૂકી ત્યારે મને નિરાત થઈ. એ સાતસેં રૂપિયા સાચવીને રાખવાનું કહ્યું ત્યારે રમણ મીઠું મલકાતો'તો, હો!'

*

અને ત્રીજે દિવસે રાતે ક્લબમાં

'રમણભાઈ! આજ તમે તમારા નિયમનો ભંગ કરો છો.' રમીના ટેબલ પરના સામા મિત્રે ચેતવણીનો સૂર કાઢ્યો

'ફિકર નહીં. તમતમારે ચલાવો.'

'એક દિવસે સો રૂપિયાથી એક પૈસાની પણ વિશેષ હારજીત તમે કરતા નથી'

'આજ તો થવા દો! ખીસું ખાલી થાય તો ય પરવા નથી'

'ક્યાંકથી ધાડ મારી આવ્યા લાગો છો' મિત્રે ટીખળ કર્યું.

અને ટેબલ પરના બધા મિત્રો ખડખડાટ હસી પડ્યા

છેક સવારના ચાર વાગ્યા સુધી રમત ચાલી. રમણભાઈ ટેબલ પરથી ઊઠ્યા ત્યારે સાતસો રૂપિયા હાર્યા હતા.

*

બરાબર એ જ વખતે મહાદેવભાઈ વહેલા પરોઢિયાની કાચી નીંદરના મીઠા સપનામાં રમણના ખિસ્સામાં સો સોની નોટો સેરવતા મલકી રહ્યા હતા

---

## મોટાઈ

જે માણસ સાચી રીતે જ મહાન છે તે સ્વભાવે મુક્ત હોય છે તેની સાથે પરિચય વધારવાનું કામ આસાન અને સુખદ હોય છે નજદીકથી જોવા છતાં તેની મોટાઈમાં કોઈ કમી આવતી નથી આવો મહાન પુરુષ મુક્ત રીતે હસે છે, મજાક કરે છે, રમે છે, પરંતુ તેના કોઈપણ કૃત્યમાં ઓછપ નહિ હોય. તેની પાસે જનારમાં સ્વતંત્રતા અને સંયમ આપોઆપ ઊગે છે જનાર સહજ જ તેનો વિશ્વાસ કરવા લાગે છે મહાન પુરુષ પોતાની મજાક અને મિલનસાર સ્વભાવમાં પણ મહાન જ રહે છે અને તેને મળવા જનારાઓ પણ નાના લાગતા નથી

—આંદ્રે જીદ

# લીલા અને સરસ્વતી

સત્યાનંદ

આ ઉપાખ્યાન 'યોગવાસિષ્ઠ'નું જ નહિ, સમસ્ત ભારતીય પૌરાણિક સાહિત્યનું મહત્ત્વપૂર્ણ ઉપાખ્યાન છે. જીવન-મરણનું રહસ્ય અહીં જે રીતે સ્પષ્ટ કર્યું છે તેવું અન્યત્ર મળતું નથી.

પૃથ્વીમંડલ પર એક સમયે પદ્મ નામે રાજા રાજ્ય કરતો હતો. એ ઘણો જ સૌમ્ય અને સર્વ-ગુણ સંપન્ન હતો. એને છાજે તેવી જ તેની રાણી પણ ગુણ–શીલવાન હતી. તેનું નામ હતું લીલા. લીલા પોતાના સ્વામીમાં ઘણી જ અનુરક્ત હતી અને કલ્પનામાંય પોતાના પતિથી વિયોગ સાંખી શકતી નહોતી. તે પોતાનો સ્વામી સદાય જીવતો રહે અને તેનુ મરણ ન થાય એમ વાંછતી હતી.

લીલાએ પંડિતો તેડાવ્યા ને પૂછ્યું: 'એવો કયો ઇલાજ છે જે અજમાવવાથી માણસ મૃત્યું ન પામે?' વિદ્વાનોએ કહ્યુ, 'હે દેવી! એવો તો કોઈ ઉપાય નથી જે વડે સંસારી મનુષ્ય ઉત્પન્ન થયા પછી મરે નહિ. જે થયું તે જાય. નામ તેનો નાશ મૃત્યુ અનિવાર છે.'

લીલા નિરાશ થઇ ગઈ. તેણે દેવી સરસ્વતીની ઉપાસના કરવા માંડી. સરસ્વતીએ પ્રસન્ન થઇને વરદાન માંગવા કહ્યુ. લીલાએ તો સરસ્વતી પાસેથી માગી લીધું કે: જો પોતાના પતિનું મૃત્યુ પોતા પહેલાં થઈ જાય તો તેમનો જીવ પોતાના ઓરડામાં જ રહે. તેની બહાર ન નીકળી શકે સરસ્વતી દેવી તો 'તથાસ્તુ!' કહી અંતર્ધાન થઈ ગયાં. જતાં જતાં કહેતાં ગયાં કે જ્યારે લીલા તેમનું ધ્યાન ધરશે ત્યારે તેઓ ઉપસ્થિત થશે.

અવધ પૂરી થઈ અને પદ્મનુ મૃત્યુ થયું. લીલા બહુ દુઃખી થઈ અને શોકાતુર થઇ કલ્પાંત કરવા લાગી. ત્યારે આકાશવાણી થઇ કે ગભરાવાની જરૂર નથી. રાજાનો જીવ એ ઓરડામાં જ મોજૂદ છે. રાજાનું શબ સુરક્ષિત રાખવાનો પ્રયાસ કરવો જોઇએ જેથી તેનો જીવ પાછો મળે કે તરત તે પુનર્જીવિત થઇ જાય. આ આકાશવાણી સાંભળીને લીલાને ઘણું જ આશ્ચર્ય થયું. તેણે દેવી સરસ્વતીનું ધ્યાન ધર્યું અને તત્કાલ જ સરસ્વતીજીએ દર્શન દીધાં.

લીલાએ દેવીને પૂછ્યું કે મારા પતિ હવે ક્યાં છે? દેવી કહે છે આ જ ઓરડામાં, પરંતુ બીજી સૃષ્ટિમાં. તે સૃષ્ટિ આ સૃષ્ટિ કરતાં સૂક્ષ્મ છે અને તે આ સૃષ્ટિની ભીતરમાં જ છે. લીલાને સરસ્વતીએ બતાવ્યું એક જગતની અંદર બીજું જગત અને તેમાં પણ વળી ત્રીજું જગત–આવો સિલસિલો અનંત લગી જારી રહે છે. એક સૃષ્ટિ બીજી સૃષ્ટિવાળા જીવો માટે શૂન્ય છે. પણ જો કોઈ જીવ બીજી સૃષ્ટિ સાથેનો વ્યવહાર જોવા ચાહે તો તે તે પ્રકારની સિદ્ધિ પ્રાપ્ત કરી શકે છે ખરો. લીલા આ સાંભળીને પોતાના પતિને તેની વર્તમાન સૃષ્ટિ–સ્થિતિમાં જોવાને બહુ જ ઉત્સુક થઈ ગઈ. સરસ્વતી દેવીએ તેને એવી સાધના શીખવી કે જે વડે તે અન્ય સુક્ષ્મતર સૃષ્ટિઓમા પ્રવેશ કરીને ત્યાંનો વ્યવહાર જોઈ–પામી શકે.

સરસ્વતી અને લીલાએ તે લોકમાં પ્રવેશ કર્યો જે પદ્મ એ સમયે પોતાના વાસનાયુક્ત પૂર્વકર્મ ભોગવી રહ્યો હતો. પદ્મને મર્યે આ સૃષ્ટિમાં તો હજુ થોડીક ક્ષણો જ થઇ હતી પરંતુ જે સૃષ્ટિમા હાલ તે હતો તેમ' તો તેની ઉંમર સોળ વર્ષની હતી અને ત્યાં તે રાજા થઇને આનંદ-પૂર્વક વિશાળ સામ્રાજ્ય પર રાજ્ય ચલાવતો હતો.

લીલાને આ જોઇને ઘણું આશ્ચર્ય થયું કે આટલા થોડા સમયમાં સોળ વર્ષ કઇ રીતે વ્યતીત થઈ ગયા અને પોતાના ઓરડામાં જ આ આખી સૃષ્ટિ અને મોટું સામ્રાજ્ય કઈ રીતે દેખાય છે. સરસ્વતીએ લીલાને સમજાવ્યું કે દેશ અને કાલના અણુ–અણુમાં મહાન–મહાન જગત છે અને એ બધાના દેશ–કાળના હિસાબનું ધોરણ એક જ હોતું નથી. જે ઘટના એક સૃષ્ટિમાં એક ક્ષણમા થઈ જાય છે તેને બીજી સૃષ્ટિમાં એક કલ્પ લાગે. જેમ કોઇ એક માણસ પથારીમાં પડ્યો પડ્યો સ્વપ્નાનાં વ્યવહારોથી એક

અનંત સંસારક્ષેત્રનો અનુભવ કરી લે છે તેમ.

સરસ્વતીએ લીલાને કહ્યું, 'એમ તને આશ્ચર્ય શાનું થાય છે? એથી મોટા આશ્ચર્યની વાત તો એ છે કે તારો સ્વામી પદ્મ બનતા પહેલાં એક બ્રાહ્મણ હતો અને તું તેની પત્ની હતી. આ વાતને અઠવાડિયું તો થયું નથી. જો વાત માન્યામાં ન આવતી હોય તો ચાલ તને બતાવું કે એ બ્રાહ્મણ દંપતીની કુટિર હજી ખાલી–ખમ પડી છે અને તેનાં સગાંવહાલાં હજી પણ તેનાં મૃત્યુનો શોક પાળે છે.' લીલાને આ વાત સાંભળીને તે સ્થાન જોવાની ખૂબ ઇચ્છા થઈ આવી. સરસ્વતી લીલાને તે સૃષ્ટિમાં લઇ ગઇ.

ત્યાં જઇને લીલાએ તે ઝૂંપડી જોઈ જેમાં બ્રાહ્મણ વસિષ્ઠ અને તેની પત્ની અરુંધતી રહેતાં હતાં. એક દિવસે વસિષ્ઠે એક રાજાની સવારી મોટી ધામધૂમથી પસાર થતી જોઇ. તે સવારી જોઇને વસિષ્ઠના મનમાં એ સુખ–વૈભવ ભોગવવાની તીવ્ર વાસના જાગી ઊઠી. એ સુખ તો રાજાઓને જ પ્રાપ્ત થઇ શકે! એ દિવસે જ બ્રાહ્મણનું શરીર છૂટી ગયું. અરુંધતીએ એવું વર માગી રાખ્યું હતું કે જો બ્રાહ્મણ તેની આગળ મરી જાય તો તેનો જીવ કુટિરની બહાર જઈ શકે નહિ અને તેનો પતિ સદા–સર્વદા પોતાની સાથે જ રહે. બ્રાહ્મણ મરી ગયો તેથી તેની પત્ની બહુ દુઃખી થઇ અને તે બ્રાહ્મણ સાથે જ ચિતા પર ચડી સતી થઇ. સરસ્વતીએ કહ્યું કે આ સઘળો વૃત્તાંત તો કેવળ એક અઠવાડિયા અગાઉ જ બનેલો હતો. તે બ્રાહ્મણ તારા પતિના રૂપમાં અને બ્રાહ્મણી તારા રૂપે આ સૃષ્ટિમાં રાજ્યસુખ ભોગવવા–માણવા ઉત્પન્ન થયાં હતાં. તમારો બન્નેનો જીવ એ કુટિરની બહાર ગયો નથી.

લીલાને બહુ આશ્ચર્ય થયું અને તેને પોતાનો એથી પહેલાના ભવનો વૃત્તાંત જાણવાની ઉત્સુકતા થઈ આવી. સરસ્વતીની સહાયતાથી તેને પોતાના સઘળા પૂર્વજન્મોનું જ્ઞાન પ્રાપ્ત થયું.

હવે સરસ્વતી અને લીલા બંને એ લોકમાં પાછાં આવ્યાં જ્યાં પદ્મ વિદૂરથ રાજારૂપે રાજ્ય કરી રહ્યો હતો. લીલાને આ જોઇને ભારે વિસ્મય થયું કે હવે તો રાજા વિદૂરથ ૭૦ વર્ષની પાકટ અવસ્થામાં હતો. તેની વર્તમાન પત્નીનું નામ લીલા જ છે, કારણ તે લીલાને ખૂબ ચાહે છે અને તેથી આ જન્મે ય તેને લીલા જ સાંપડી!

લીલા અને સરસ્વતી રાજા વિદૂરથના એકાંતવાસના સમયમાં પ્રત્યક્ષ પ્રકટ થયાં અને તેને તેના પૂર્વજન્મના પદ્મ–રૂપની યાદ દેવડાવી. પરિણામે વિદૂરથના હૃદયમાં પદ્મ બનવાની વાસના ઉદય પામી.......

એ સમયે બીજી લીલાએ પણ સરસ્વતી દેવી પાસેથી વરદાન મેળવી લીધું હતું કે પછીના જન્મ માંય તે પોતાના પતિની જ પત્ની બને. થોડા સમય પછી વિદૂરથના રાજ્ય પર બીજા રાજાએ આક્રમણ કર્યું. સંગ્રામ થયો. રાજા વિદૂરથ તેમાં માર્યો ગયો. તેનો જીવ–જે લીલાના ઓરડામાંથી ક્યારે પણ બહાર જ નહોતો નીકળ્યો–લીલાના ઓરડામાંના સુરક્ષિત શબમાં પ્રવેશ પામ્યો અને પદ્મ નામનો દેહ જાગી ઊઠયો.

પદ્મે ઊઠતાં વેંત પોતાની પુરાણી દુનિયાનો અનુભવ કર્યો અને પોતાની સામે બંને 'લીલા'ને ઉપસ્થિત જોઇ. બંનેમાં તેની વાસના હતી. તેણે કેટલોક સમય સુધી આ રીતે જીવન વ્યતીત કર્યું.

*

વસિષ્ઠે રામચન્દ્રને કહ્યું: 'જે કાંઇ આપણાં જીવનમાં થાય છે તે સર્વ આપણી વાસનાઓ અનુસાર જ થાય છે. જીવન-મરણ, સઘળા લોક-લોકાંતર—બધું જ આપણી વાસનાઓએ ઘડયું જ ઘડાય-ઘટે છે.'

પ્રસિદ્ધ દર્શનવિવેચક ડૉ. બી. એલ. આત્રેયના નિબંધ પરથી અહીં તે રજૂ કરીએ છીએ.)

---

દુનિયાભરમાં બે જ વ્યક્તિઓ એવી છે જે સાચા અર્થમાં 'માનવ' છે—એક તો મરી ચૂકી છે તે; બીજી તે જેનો જન્મ થયો નથી.

# મહોર

મૂ૦ લે૦ લક્ષ્મણરાવ સરદેસાઈ
અનુ૦ રમીલા પટેલ

પચ્ચાસ વરસ પહેલાની વાત છે ઘર બહાર જવા અગાઉ નારાયણરાવ પૂજાની ઓરડીમા ગયા અને કુળદેવતાને સાષ્ટાંગ પ્રણામ કર્યો ધર્મપત્ની લક્ષ્મીબાઈ પણ સાથે જ હતા બ નેની આખોમા અશ્રુ બિંદુ ચમકી રહ્યા તેમણે દેવતાને ચરણે નાગ ચેજ ધરા યુ, કપાળ પર ભસ્મ લગાવી અને નમનના ફૂલની પાખડીઓ લઇને અ ગરખાના ખિસ્સામા ભક્તિભાવપૂર્વક મૂકી

'દેવી શાંતાઈ, આ વારની તો સફળતા દો, આબરુ રાખો, માવડી!' કરુણાર્દ્ર કઠે લક્ષ્મીબાઈએ દેવીને પ્રાર્થના કરી.

પૂજાની ઓરડીમાથી બહાર નીકળતા પહેલા નારાયણરાવે પૂજાપાની સાથેનની એક પેટી ઉઘાડી અને ચાદીની વાટકીમા રાખેલી એ મહોર બહાર કાઢી પછી પેટી પાછી વાસી દીધી અને એ સોના મહોરની તરફ શ્રદ્ધા-ભક્તિ ભરી નજરે તાકી રહ્યા જાણે, મન અતરની તમામ શ્રદ્ધા આખોમાથી ઊભ રાઇને સોનામહોરનો અભિષેક કરવાને વ્યાકુળ ન હોય'

આ મહોર પેઢાનપેઢીથી એમના ઘરાણાનું પવિત્ર ચિહ્ન હતી પિતાજીએ મરતી વખતે નજીક બોલાવીને કાપતે હાથે આ ઐતિહાસિક મહોર નારાયણરાવના હાથમા મૂકીને કહ્યુ હતુ, 'આ આપણા ઘરાણાની લક્ષ્મી છે ચાહે તેટલી કઠણાઇઓ આવે કે વિપત્તિના વાદળો વરસે આને હાથથી વેગળી કરશો નહિ અને કોઈ પણ શુભકાર્ય કરવા જાની વેળાએ એને સદાય સાથે રાખજો'

આ મહોર જોતા જ નારાયણરાવનુ મન અનેક વિધ સ્મૃતિઓથી ઉભરાઈ ગયુ કેટકેટલા પુણ્યવાન હાથોના સ્પર્શથી એ પુનિત થઈ હશે? સેકડો વરસ પહેલાની, તેના ઉપર અકિત થયેલી રાજમુદ્રા, હવે તો અસ્પષ્ટ થઈ ગઈ હતી, પરતુ ઉચ્ચ સસ્કારોના અનેક ચિહ્નો તેના ઉપર અકિત થયા હતા નારાયણરાવની આખોમા આ ગત વૈભવના દિવસો અને સુરક્ષિત પરપરાગત સરકારી ગૌરવની ઝાખી સ્મૃતિ ચમકવા લાગી

*

લક્ષ્મીબાઇના આગ્રહને જ કારણે નારાયણરાવ, પોતાની એકની એક તેર વરસની લાડકી પુત્રી તુલસીની વિવાહનો પ્રસ્તાવ લઇને પુરુષોત્તમરાવ ઠાકરેને ત્યા જઈ રહ્યા હતા લક્ષ્મીબાઇએ જ્યારે કહ્યુ કે, 'મને રાતે સપનામા શાંતદુર્ગા (કુળદેવતા)એ આદેશ આપ્યો છે કે તમે પુરુષોત્તમરાવને જાઓ ત્યા કાર્ય સફળ થશે' ત્યારે નારાયણરાવને આવી દુર્દૈવગ્રસ્ત સ્થિતિમા ય પત્નીની આ જાતની દેવ-નિષ્ઠા જોઇને હસવુ આવ્યુ હતુ આમ તો નારાયણ રાવ છેલ્લા ચારચાર મહિના દરમિયાન કેટલાએ નામી ઘરાણાઓમા જઇને તુલસીના વિવાહ માટે વેણુ નાખી આવ્યા હતા સઘળે એમને નિરાશ જ થવુ પડ્યુ હતુ પહેલાનો જમાનો હોત તો તો રાવઘરાણાની કન્યા માટે કો ! જાણે કેટલાય મુરતી આઓના વાલીઓએ પોતે જ, સામે ચાલીને આગ્રહ પૂર્વક પ્રસ્તાવ કર્યો હોત બધા જ આ ઘરાણાની 'લક્ષ્મી'ને પોતાની કુળ લક્ષ્મી બનાવવામા પોતાનુ સૌભાગ્ય સમજત જમાનાની ભીંસે નારાયણરાવની દોલત જરૂર છીનવી લીધી હતી, પરતુ તેમની પુરાણી સસ્મારિતા અને પેઢાનપેઢીનુ ગૌરવ તેમ જ ઉદારતા છીનવ્યા નહોતા એમનુ પરપરાભિમાન—જે બીજાઓના હાથ ભરવાને જ સર્જાયુ હતું અને બીજાઓ સામે હાથ લાંબો કરવાની તો કલ્પના ય જે કરી શકતુ ન હતુ—જાગી ઊઠ્યુ

રાવ પરિવારના સબધિત લોકો જ નહિ, ગોમાતક દેશના નિવાસીઓ પણ આ વાત સારી પેઠે જાણતા જ હતા કે આ પરિવાર પોતાની ઉત્કટ ઉદારતાને કારણે જ દરિદ્ર બન્યો છે ક્યારેય પણ એમના પૂર્વજોએ કે રાવે કોઇ અશોભન કામ તો

કર્યું જ નહોતું શરાબનો સ્પર્શ પણ કર્યો નહોતો, સુંદરીઓ પાછળ ધન બરબાદ કર્યું નહોતું. હા, એ ખરું કે કોઈ પણ યાચક એમને ત્યાંથી ખાલી હાથે પાછો ગયો નહોતો. જેણે જે માગ્યું હતું તેને તે મળ્યું હતું કેટલા દરિદ્ર પિતાઓને તેમની કન્યાઓના પોતાને ખરચે લગ્ન કરાવી આપીને એમણે નિશ્ચિંત કર્યા અને એ જમાનો હતો, જ્યારે રાવ પરિવાર તરફથી રજ થયેલો વિવાહનો પ્રસ્તાવ સૌને માટે શિરોધાર્ય હતો પરંતુ, આજે... આજે ખુદ નારાયણરાવ પોતાની પુત્રીના વિવાહનો પ્રસ્તાવ લઈને ઘેર ઘેર ફરી રહ્યા હતા! ભાગ્યની આ વિડંબના છતાં નારાયણરાવે પરંપરા છોડી નહોતી આજે પણ કોઈ અતિથિ કે વાટમારગુ પ્રવાસી એમને ઘેરથી જમ્યા વિના પાછો જતો નહિ, પછી ભલેને તેને કાજે ખુદ પરિવારના લોકોને જ ભૂખ્યા રહેવું પડે!

*

કેટલાય ઘરના દરવાજા ખખડાવીને નારાયણરાવ હતાશ થઈ ચૂક્યા હતા, છતાં પણ આજે તેઓ એ ઉમેદના માર્યા પુરુષોત્તમરાવને ત્યાં જઈ રહ્યા હતા કારણ કે તેમનો અને રાવઘરાણાનો પુરાણો સંબંધ હતો અને પુરુષોત્તમરાવ પોતે ખૂબ ઉદાર દિલ હતા

નારાયણરાવ બહાર જઈ રહ્યા હતા ત્યાં જ તુલસી ઘરમાંથી બહાર આવી તેને જોતાં જ તેમની મનોવ્યથા વધી ગઈ આટલી સુશીલ, સુંદર મૃદુ સુકુમાર અને ધર્મનિષ્ઠ પવિત્ર તુલસી જે ઘરમાં જાય એ ઘરમાં તો અજવાળાં ઓકાર થઈ જાય અને છતાંય તેને કાજે આટલા દાખડા! આટલો પ્રતિષ્ઠિત પરિવાર, અને ક્યાંક વિવાહ પૂર્વે જ કન્યા રજસ્વલા થઈ ગઈ, તો તો પછી ગોમાતક સમાજનો કોપ ઊતરી આવશે

તેઓ વધારે વિચારી શક્યા નહિ ક્ષણભર એકીટશે તેમણે તુલસી તરફ કરુણા નજરે જોઈ લીધું, અને એમ જ બહાર ચાલ્યા ગયા

લક્ષ્મી પણ એકીનજરે એ જઈ રહેલી આકૃતિને જોઈ રહી, જોઈ જ રહી તેને યાદ આવ્યું કે જ્યારે તેના સસરા બીજે ગામ જતા, ત્યારે કેટ-કેટલી ધામધૂમ થતા! એમની પાલખીની પાછળ કેટલું લોક ફરતું! પરંતુ, આજે પોતાની દીકરીના વિવાહનો પ્રસ્તાવ લઈને 'તેઓ' પગપાળા જઈ રહ્યા હતા. તેની આંખો ભરાઈ આવી પાલવથી આંસુ લૂછીને તેણે પોતાનું મોઢું ફેરવી લીધું.

*

પુરુષોત્તમમામા ઘેર નહોતા કામધંધાસર તેઓ કેટલાક દિવસ માટે પરગામ ગયા હતા તોયે નારાયણરાવની આગતાસ્વાગતામાં કોઈ ખામી આવી નહિ નાસ્તાપાણી પછી ખાસ્સો વખત પરિવારના એક વૃદ્ધ સાથે નારાયણરાવે વાતો કર્યા કરી

ભોજન પછી દીવાનખાનામાં જઈને, નારાયણરાવ ડામે પડખે થયા, ત્યાં ત્રણચાર બાળકો રમતાં રમતાં ત્યાં આવી ચડ્યાં એક છોકરાના હાથમાં એક મહોર હતી—ચમકતી મહોર—છોકરાએ રમતાં રમતાં એ મહોર ત્યાં જ ક્યાંક ખોઈ નાખી અનાયાસ જ નારાયણરાવને પોતાની મહોર યાદ આવી એમણે મહોર તપાસી જોઈ, તે તેના સ્થાને જ સલામત હતી

થોડીવારમાં ઘરનાં નોકર ચાકર દીવાનખાનામાં આવ્યા અને મહોર શોધવા ખાખાંખોળા કરવા લાગ્યા ઘરના બીજા લોકો, રસોઇયા, દાસીઓ બધા જ ત્યાં એકઠા થયા મહોર શોધવામાં કોઈ કમી ન રાખી પણ કોણ જાણે ક્યાં તે મહોર ગુમ થઈ ગઈ! દીવાનખાનામાં નારાયણરાવ સિવાય તો બીજું કોઈ હતું નહિ નોકર ચાકર સઘળા જ નારાયણરાવને શંકાની નજરે જોવા લાગ્યા કોઈએ એમને કહ્યું જ પૂછ્યું નહિ, પણ તેઓની સંશયભીની નજરનો મર્મ નારાયણરાવથી છૂપો રહ્યો નહિ મનોમન તેઓ પરિસ્થિતિની ગહનતામાં ડૂબી ગયા

'આજ, અત્યારઘડી લગણ હું દરિદ્ર હતો, ચોર હોવાનું કલંક નહોતું પરંતુ હવે લોકો શું કહેશે? અને કહે નહિ તોયે તેઓ મનમાં શું સમજશે? અને પુરુષોત્તમમામા '

નારાયણરાવ ઉદ્વિગ્ન થઈ ગયા 'ના, નહિ, એ નહિ જ થવા દઉં! મોત ભલું, કલંક નહિ નહિ. હું મારા પર આ કલંકની છાયા સુદ્ધાંય પડવા નહિ દઉં પરમેશ્વર, મને શક્તિ આપો.' આમ વિચારીને

નારાયણરાવે પોતાના ખિસ્સામાંથી મહોર કાઢી .. ચમકતી મહોર . કુળલક્ષ્મીનું પ્રતિક પરંપરાગત પેઢાનપેઢીઓના અભિમાનની યાદગાર' આંખોમાં આંસુ આવ્યાં મહોરને આંખ મસ્તક પર અડકાડીને કાંપતે હાથે તેમણે તેને દીવાનખાનાના એક ખૂણામાં મૂકી દીધી નમી નમીને તેને પ્રણામ કર્યાં, ઝળઝળિયાં સાથે ચારેમેર જોયું અને અસ્થિર હૃદયથી સ્થિર પગ કરતાક ને ઝડપથી બહાર નીકળી ગયા મનમાં જ પોતાની નિર્વાસિત કુળલક્ષ્મીને પુન પ્રણામ કર્યાં અને કોઇને પણ કશું જ કહ્યા કર્યા વિના જ અગરખાની બાંયથી જમણી આંખની કોર લૂછતા પોતાને ગામ પાછા વળ્યા

*

બે દિવસ પછી પુરુષોત્તમમામા ઘેર પાછા આવી ગયા મહોરનું પ્રકરણ એમણે સાંભળ્યું, પરંતુ તેને કાંઇ મહત્ત્વ ન આપ્યું, કારણ કે બીજે જ દિવસે દીવાનખાનાના ખૂણામાંથી તે મળી આવી હતી . નારાયણરાવના અકસ્માત ત્યાં આવવાના અને કોઈ પણ જાતની સૂચના આપ્યા વગર જ ચાલ્યા જવાના સમાચાર જાણીને એમને દુઃખ થયું એમને જાતે જ ત્યાં જઈને એમના આવવાનું કારણ જાણવાની ઇચ્છા થઈ તેઓ જાણતા હતા કે નારાયણરાવ જેવા અભિમાની માણસ કોઇ તીવ્ર આવશ્યકતા વિના કોઇને ત્યાં જાય નહિ

પણ વિચાર, વિચાર જ રહ્યો અનેક જાતના કામમાં પુરુષોત્તમબાબા વ્યસ્ત રહ્યા એમને ગામ લેવાની ય ફુરસદ ન રહી વળી, એમને ય એક પુત્રવધૂ લાવવાની ચિંતા માથે હતી જ માગાં તો કેટલાએ સ્થળેથી આવેલા પરંતુ એકેય એમની પસંદગીનું નહોતું કુળ, શીલ, રૂપ બધું જ જોવાનું ને' કે કરે પરિવારમાં આવનારી વધૂ પણ એવી જ સુલક્ષણા જોઇએ ને' બે ચાર દિવસો એમના એમ પસાર થઇ ગયા, પણ નારાયણરાવની વાત એમના મનમાંથી ખસી નહિ અને ત્યાં જવાનું ય શક્ય બન્યું નહિ છેલ્લે, એમને પત્ર લખીને એમના કુશળસમાચાર પૂછાવવાનું વિચાર્યું તરત જ પત્ર લખ્યો, વાંચ્યો અને રૂશનાઇ સૂકવવા માટે ખડિયા પાસે રાખેલા રેતીના વાટકામાંથી ચપટી રેતી લેવા હાથ મૂક્યો ત્યાં જ કોઈ ઠંડી, સખત વસ્તુનો સ્પર્શ થયો. તેમણે તે વસ્તુ બહાર કાઢી. સોનાની ચમકતી મહોર જોતા જ તેઓ પોતે ચમકી ગયા. નોકરોને બોલાવ્યા, ઘરના લોકોને ખબર આપી અને, જે છોકરાએ મહોર ખોઈ હતી તેની બાએ સાફ જણાવ્યું કે એ જ ખોવાયેલી મહોર છે ! તો પછી જે મળી, એ મહોર ક્યાંથી આવી ? બન્ને મહોરોને જોઇ પુરુષોત્તમ બાબાના માથામાં ઝબકારો થઈ ગયો બધું તેઓ કળી ગયા વંશપરંપરાની રક્ષાને કાજે, પોતાના ઉપર આળ ન આવે ને કલંક ન લાગે તે ખાતર, દરિદ્ર હોવા છતાં ય વંશ ગૌરવના અભિમાની નારાયણરાવના આ મેનમૂન ત્યાગ માટે એમનું હૃદય ભરાઇ આવ્યું એક સજ્જનની પીડા સજ્જન જ પામી શકે છે પુરુષોત્તમમામાનું મન દુઃખવા લાગ્યું. એમને થયું અજાણતા જ એમનાથી ભારે મોટો અપરાધ થઇ ગયો છે અને એની ક્ષમાપના થવી જોઇએ નારાયણરાવની સંતાપ જ્વાળાની દાહકતા તેઓ ખુદ અનુભવવા લાગ્યા

અને, બીજે જ દિવસે તેઓ નારાયણરાવના ગામ ભણી નારાયણરાવની અમૂલ્ય નિધિ, પેલી મહોર લઇને રવાના થયા

*

ઘણા દિવસો બાદ બન્ને મળી રહ્યા હતા, ખૂબ ભેટ્યા ચિરસંચિત સ્નેહ આંખોમાંથી પીગળીને વહેવા લાગ્યો ગત વૈભવના ખંડેરો જોઈને પુરુષોત્તમમામા નારાયણરાવના અતીતની ગાથા ગાવા લાગ્યા અને ગાતા ગાતા મૌનમુખ થઇ ગયા શબ્દોથી નહિ આંખોથી ક્ષણભર પછી પ્રકૃતિસ્થ થઈને એમણે રત્નજડીત પેટીમાંથી નારાયણરાવની કુળ લક્ષ્મીનું પ્રતીક કાઢ્યું અને હાથમાં આપીને કહ્યું 'ભાઈ મારા, આને આપ મારા અકૃતજ્ઞના ઘેર— જેણે આપ જેવા પૂજ્ય અતિથિને સત્કારને બદલે મનસ્તાપ દીધો—ભૂલી આવ્યા હતા '

નારાયણરાવની આંખો વરસી પડી બન્ને થોડા સમય સુધી તો એ જ સ્થિતિમાં એકમેક ભણી જોતા રહ્યા પુરુષોત્તમમામાએ નારાયણરાવની મુઠ્ઠી બાંધી લીધી હતી નારાયણરાવે પોતાની કુળલક્ષ્મીને માથે અડકાડી

પોતાના સ્વરૂપને પુનઃ પ્રાપ્ત કરે છે તેમ ભક્તિ-યોગથી આત્મા કર્મની વાસના તજીને મને ભજે છે. *

માટે સ્વપ્ન અથવા મનોરથ સમાન અસત પદાર્થોનું ધ્યાન તજીને મારા ભાવથી પવિત્ર થયેલું ચિત્ત મારામાં એકાગ્ર કર. *

અર્જુન બોલ્યાઃ– એ રીતે આપમાં યુક્ત એવા જે ભક્તો આપના સગુણ રૂપની ઉપાસના કરે છે તથા જેઓ અવ્યક્ત (બુદ્ધિ વગેરેથી-અગોચર) અક્ષર (નિર્ગુણ બ્રહ્મ ની ઉપાસના કરે છે તેઓમા ઉત્તમ યોગવેત્તા કોણ? *

શ્રી ભગવાન બોલ્યાઃ– જેઓ મનને મારામાં પ્રવેશાવી નિત્યયુક્ત થઈને પરમ શ્રદ્ધા સહિત મારી (સગુણ રૂપની) ઉપાસના કરે છે તેઓને મેં શ્રેષ્ઠ યોગવેત્તાઓ માન્યા છે. *

જેઓ સર્વ કર્મો મારામા સમર્પણ કરીને મારામાં પરાયણ થઇ અનન્યયોગથી મ રું જ ધ્યાન કરતા મને ઉપાસે છે તેવા મારામાં એકાગ્ર ચિત્તવાળાઓનો હે પાર્થ! મૃત્યુરૂપ સંસાર-સાગરથી હું સત્વર ઉદ્ધાર કરનાર થાઉં છુ. *

મારો જે ભક્ત સર્વ ભૂતોનો અદ્વેષી મિત્ર ભાવે વર્તનાર, કરુણાવાળો, મમતારહિત અહંકારરહિત, સુખદુઃખમાં સમદૃષ્ટિવાળો ક્ષમાશીલ સદા સંતોષી, યોગનિષ્ઠ, મનને વશ રાખનારો દૃઢ નિશ્ચયવાળો અને મારામાં અર્પણ કરેલાં મનબુદ્ધિવાળો હોય છે તે મને પ્રિય છે. *

જેનાથી લોક ઉદ્વેગ પામતા નથી અને જે લોકથી ઉદ્વેગ પામતો નથી તથા જે હર્ષ, ક્રોધ ભય અને ઉદ્વેગથી મુક્ત છે તે મને પ્રિય છે. *

જે મારો ભક્ત સ્પૃહા વિનાનો, પવિત્ર, દક્ષ, પક્ષપાતરહિત, વ્યથાથી મુક્ત, સર્વ આરંભોને તજનારો છે તે મને પ્રિય છે. *

જે હર્ષ પામતો નથી, દ્વેષ કરતો નથી, શોક કરતો નથી, ઇચ્છા કરતો નથી, શુભ અને અશુભનો ત્યાગ કરનારો તથા ભક્તિમાન હોય છે તે મને પ્રિય છે. *

વળી જે શત્રુ કે મિત્ર ઉપર માન કે અપમાનમાં, તથા ટાઢ, તાપ, સુખ કે દુઃખમા સમાન ભાવવાળો અને સંગરહિત હોય છે તે મને પ્રિય છે.*

જે નિન્દા અને સ્તુતિને સમાન માને છે, મૌન ધારણ કરે છે, જેકંઈ મળે તેથી સંતુષ્ટ રહે છે, સ્થાન વિનાનો, સ્થિર બુદ્ધિવાળો તથા ભક્તિમાન હોય છે તે મનુષ્ય મને પ્રિય છે. *

મારામા પરાયણ અને શ્રદ્ધાળુ એવા જે ભક્તો ઉપર કહેલા આ ધર્મરૂપ અમૃતનું સેવન કરે છે તેઓ મને અત્યંત પ્રિય છે. *

---

### જ્ઞાન સાધના

સુપ્રસિદ્ધ મુસ્લિમ સંત ઈમામ ગિઝાલી એક ફાનસ લઈ રાતે ધર્મગ્રંથોનું અધ્યયન કરવા બેસતા. એક વખત અધ્યયન કરતા ઊંઘ આવી ગઇ. સ્વપ્નામા તેમને એક ફિરસ્તાએ કહ્યું: 'ઈમામ સાહેબ! જાગો, તમને બધી વિદ્યાનું દાન કરવા માટે અલ્લાએ મને મોકલ્યો છે. બધી વિદ્યાના રહસ્યો મારી પાસેથી શીખી લો પછી તમારે જાગીને અભ્યાસ કરવો નહીં પડે.'

ઈમામ સાહેબે સ્વપ્નામાં જ અદબપૂર્વક કહ્યું: 'બેઅદબી માફ, પણ મહેનત કર્યા સિવાય મળનારી બક્ષિસ મારે ન જોઈએ વળી એટલી પાત્રતા પણ મારામાં નથી. મારે તો ધર્મપુસ્તકોનો અભ્યાસ કરીને જ જ્ઞાન મેળવવું છે.'

આ સાંભળી દેવદૂતે પ્રસન્ન થઈને કહ્યું 'તમારો પુરુષાર્થ જોઈ હુ ખુશી થયો છું, ઈચ્છા હોય તે માગો '

થોડી વાર વિચાર કરી ઈમામ સાહેબ બોલ્યા· 'ખ્વાજા સાહેબ, તમારે મને કંઈ પણ આપવું હોય તો મારી આ ચીમનીમાં કયારે ય તેલ ન ખૂટે એવું કરો, જેથી રાતે જ્ઞાન સાધના કરતાં મારે મુશ્કેલી ઊભી ન થાય!'

—પૃથ્વીસિંહ ઝાલા

# યુનિયન

કો-ઓપરેટીવ ઇન્સ્યોરન્સ સોસાયટી લિમિટેડ

ભારતની એક અપ્રતિમ વીમા સંસ્થા, જે તેના પોલિસી હોલ્ડરોને નફાનું બોનસ (આવકવેરા-મુક્ત) વહેંચે છે. જેણે નીચે જણાવેલી વીમા યોજનાઓની પહેલ કરી છે –

★ ઢોર વીમા યોજના

★ પાક વીમા યોજના

★ જૂથ વીમા (અંગત અકસ્માત)

—: મોટા, મધ્યમ અને નાના પાયાના ઉદ્યોગો માટે :—

★ કૌટુંબિક વીમા યોજનો

★ ખોટ જવા સામે વીમા યોજના

★ મશીનરી ભાંગતૂટ વીમા યોજના

સર્વ પ્રકારનું સામાન્ય વીમાનું કામકાજ કરવામાં આવે છે.

-: હેડ ઑફિસ :-

યુનિયન કો-ઓપરેટીવ ઇન્સ્યોરન્સ બિલ્ડીંગ,

૨૩ પી એમ. રોડ, ફોટ, મુંબઈ-૧.

ફોન : ૨૫૫૨૩૬-૯

તાર : 'CO FIRE'

ડી. એન. દેસાઈ

મેનેજર

શાખાઓ દેશભરમાં સર્વત્ર છે.

## રાષ્ટ્રીય સંરક્ષણ નિધિમાં ઉદાર હાથે મદદ કરો.

ઉના તાલુકા સહકારી ખરીદ વેચાણ સંઘ રાષ્ટ્રીય કટોકટીમાં પોતાની ફરજ અદા કરવા માટે કટીબદ્ધ છે

ઉના તાલુકા સહકારી
ખરીદ વેચાણ સંઘ

**ઉના**

જિ. જૂનાગઢ
ફોન નં. ૭

## લાલજીભાઈ ગોકળદાસ

મેટલ વર્કસ

પિત્તળના પાટા સરકલ તથા
— વાસણો માટે —

લાતી રોડ, મોરબી.








With Best Compliments
From —

**'AMER FINANCE BOMBAY (P) LTD.'**

સર્વોત્તમ ખાંડ માટે

# નોર્થ બિહાર સુગર મિલ્સ, લિમિટેડ

ઇન્ડિયા એક્સચેન્જ
કલકત્તા—૧
ફોન : ૨૨-૧૦૭૨ ગ્રામ : NOBISUGE

મિલ સ્થળ:
રેલ્વે સ્ટેશન, બગહા,
પો. ઓ. નારાઇપૂર.
જિ. ચંપારણ (બિહાર)
(ગ્રામ: KANORIA)

# વૈષ્ણવજન

પરપીડાહારી લોકોપકારી વિશ્વજન એ જ ઉપાસ



## રૂપાયતન

૧૮૩ જૂન ૧૯૬૩ પ્રકાશન

# વૈષ્ણવજન



વર્ષ ૨ : ('પ્યારાબાપુ' વર્ષ ૧૬) : : અંક ૩ : સળંગ અંક ૧૮૩ : જૂન : : ૧૯૬૩

## અનુક્રમ



સંપાદક નવીન ગાંધી

### સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

* * *

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંસ્થા તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

*

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું.

સામાન્ય રીતે કૃતિના સ્વીકાર બાબત પખવાડિયામાં જવાબ આપવામાં આવે છે.

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઑફપ્રીન્ટસ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી અઠવાડિયામાં લેખકોને મોકલાય છે.

**લવાજમ**

દેશમાં (વરસનું) ૭ રૂપિયા
પરદેશમાં બાર શિલિંગ

વૈષ્ણવજન, રૂપાયતન, ગિરિતળેટી
જૂનાગઢ

પ્રકાશક અને મુદ્રક: ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

# બચત યોજનાના પ્રકારો

પહેલાં........અને... ....હવે

| પહેલાં | હવે |
|---|---|
| ૧૨ વર્ષીય નેશનલ પ્લાન સેવિંગ્ઝ સર્ટિફિકેટ<br>૫.૪૧ ટકા વ્યાજ<br>રોકાણની મર્યાદા રૂ. ૨૫,૦૦૦ સુધી | ૧૨ વર્ષીય નેશનલ ડીફેન્સ સર્ટિફિકેટ<br>૬.૨૫ ટકા કરમુક્ત વ્યાજ<br>રોકાણની મર્યાદા રૂ. ૩૫,૦૦૦ સુધી |
| ૧૦ વર્ષીય ટ્રેઝરી સેવિંગ્ઝ ડિપોઝિટ<br>વાર્ષિક ૪ ટકા કરમુક્ત વ્યાજ<br>રોકાણની મર્યાદા રૂ. ૨૫,૦૦૦ સુધી | ૧૦ વર્ષીય ડીફેન્સ ડિપોઝિટ સર્ટિફિકેટ<br>વાર્ષિક ૪½ ટકા કરમુક્ત વ્યાજ<br>રોકાણની મર્યાદા રૂ. ૩૫,૦૦૦ સુધી |
| ક્યુમ્યુલેટીવ ટાઇમ ડિપોઝિટ માત્ર<br>પાંચ વર્ષ<br>અને<br>દશ વર્ષના ખાતાઓ | ક્યુમ્યુલેટીવ ટાઇમ ડિપોઝિટ<br>પાચ વર્ષ અને દશ વર્ષ<br>અને<br>પંદર વર્ષના ખાતાઓ |
| | ૧૦ અને ૧૫ વર્ષના ખાતાના રોકાણ પર આવકવેરામાં વળતર. |
| પોસ્ટ ઑફિસ સેવિંગ્ઝ ખાતું<br>૨½ ટકા કરમુક્ત વ્યાજ | પોસ્ટ ઑફિસ સેવિંગ્ઝ ખાતું<br>૩ ટકા કરમુક્ત વ્યાજ |
| પોતાના અને કુટુંબના ભાવિ માટે અને ઉજળી આવતીકાલ માટે બચતની જરૂર હતી | હવે આજની કટોકટી માટે અને આવતી કાલની સલામતી માટે બચતની જરૂર છે |

## બચત યોજનામાં નાણાં રોકી રાષ્ટ્રીય સંરક્ષણને મજબુત બનાવો

વધુ માહિતી માટે પૂછો યા લખો

૧ સંચાલક, માહિતી ખાતું, સચિવાલય, અમદાવાદ-૧૫.
૨ સંચાલક, નાની બચત, નાણાં ખાતું, સચિવાલય, અમદાવાદ-૧૫
૩ પ્રાદેશિક સંચાલક, રાષ્ટ્રીય-યોજના લેન્ડ રેકર્ડ્ઝ બિલ્ડીંગ ભદ્ર, અમદાવાદ.
૪ જિલ્લામાં-જિલ્લા કલેક્ટર.

# યુનિયન

કો-ઓપરેટીવ ઇન્શ્યોરન્સ સોસાયટી લિમિટેડ)

ભારતની એક અપ્રતિમ વીમા સસ્થા, જે તેના પોલિસી હોલ્ડરોને નફાનુ બોનસ (આવકવેરા-મુકત) વહેચે છે. જેણે નીચે જણાવેલી વીમા યોજનાઓની પહેલ કરી છેઃ-

★ ઢોર વીમા યોજના

★ પાક વીમા યોજના

★ જૂથ વીમા (અંગત અકસ્માત)

—: મોટા, મધ્યમ અને નાના પાયાના ઉદ્યોગો માટે :—

★ કૌટુંબિક વીમા યોજના

★ ખોટ જવા સામે વીમા યોજના

★ મશીનરી ભાંગતૂટ વીમા યોજના

સર્વે પ્રકારનુ સામાન્ય વીમાનુ કામકાજ કરવામા આવે છે.

-: હેડ ઑફિસ :-

યુનિયન કો-ઓપરેટીવ ઈન્સ્યોરન્સ બિલ્ડીંગ.

૨૩. પી. એમ. રોડ, કોટ, મુબઇ-૧.

ફોન : ૨૫૫૨૩૬-૭

તાર : 'CO FIRE'

ડી. એન. દેસાઈ

મેનેજર

શાખાઓ દેશભરમાં સર્વત્ર છે.

# 'નવજીવન'નું ગાંધી સાહિત્ય

## ગાંધીજીનાં પુસ્તકો

| | |
|---|---|
| અનાસક્તિયોગ | ૦.૫૦ |
| અનાસક્તિયોગ [મૂળ ગીતા પાઠ સાથે] | ૧ ૦૦ |
| અસ્પૃશ્યતા | ૦.૨૫ |
| અહિંસાનો પહેલો પ્રયોગ | ૧.૦૦ |
| આત્મકથા | ૨.૦૦ |
| આત્મકથા [સસ્તી આવૃત્તિ] | ૧.૫૦ |
| આત્મકથા [સંક્ષિપ્ત] | ૧.૦૦ |
| આરોગ્યની ચાવી | ૦.૪૫ |
| આશ્રમજીવન | ૦.૩૭ |
| કેળવણીનો કોયડો | ૨.૫૦ |
| ખરી કેળવણી | ૨.૫૦ |
| ગામડાંની પુનર્રચના | ૧.૨૫ |
| ગામડાંની વહારે | ૦.૨૫ |
| ગાંધી-સરકાર પત્રવ્યવહાર ૧૯૪૨-૪૪ | ૨.૫૦ |
| ગીતાબોધ | ૦.૩૦ |
| ગોસેવા | ૧.૫૦ |
| ત્યાગમૂર્તિ | ૨.૦૦ |
| દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ | ૨ ૦૦ |
| દિલ્હી ડાયરી | ૩.૦૦ |
| ધર્મમંથન | ૨ ૦૦ |
| ધર્માત્મા ગોખલે | ૦ ૫૬ |
| નિત્ય મનન | ૧.૦૦ |
| 'નીતિનાશને માર્ગે' | ૦.૬૨ |
| પાયાની કેળવણી | ૧ ૨૫ |
| પાંચમા પુત્રને બાપુના આશીર્વાદ | ૩.૦૦ |
| પ્રેમપંથ-૨ થી ૧,૧૦ | ૨ ૯૦ |
| બાપુના પત્રો ૧-૬ | ૧૦.૫૦ |
| બાળપોથી | ૦.૧૯ |
| ભાષાવાર રાજ્યરચના | ૦.૧૯ |
| મંગળપ્રભાત | ૦.૧૯ |
| મારો જેલનો અનુભવ | ૦.૬૦ |
| યરવડાના અનુભવ | ૧.૦૦ |
| રચનાત્મક કાર્યક્રમ | ૦.૩૧ |
| રામનામ | ૦.૬૨ |
| વર્ણવ્યવસ્થા | ૧.૦૦ |
| શિક્ષણનું માધ્યમ | ૦.૧૯ |
| સત્ય એ જ ઈશ્વર છે | ૦.૬૨ |
| સત્યાગ્રહાશ્રમનો ઇતિહાસ | ૧.૦૦ |
| સર્વોદય | ૦.૧૯ |
| સંયમ અને સંતતિનિયમન | ૨.૦૦ |
| સૉક્રેટિસનો બચાવ | ૦.૧૫ |
| હરિજનસેવકો માટે | ૦.૨૫ |
| હિંદ સ્વરાજ | ૦ ૩૭ |

## ગાંધી વિચારમાળા

| | |
|---|---|
| પંચાયતરાજ | ૦.૨૦ |
| સંતતિનિયમન: સાચો માર્ગ અને ખોટો માર્ગ | ૦.૪૦ |
| શાકાહારનો નૈતિક આધાર | ૦.૨૫ |
| ગીતાનો સંદેશ | ૦.૨૫ |
| વિશ્વશાંતિનો અહિંસક માર્ગ | ૦ ૩૫ |
| સામ્યવાદ અને સામ્યવાદીઓ | ૦ ૨૫ |
| મારો સમાજવાદ | ૦.૩૫ |
| સહકારી ખેતી | ૦ ૨૦ |
| ઇશુ-મારી નજરે | ૦ ૩૦ |
| જાતમહેનત | ૦ ૨૫ |
| ગ્રામોદ્યોગ | ૦ ૨૫ |
| વાલીપણાનો સિદ્ધાંત | ૦ ૩૦ |
| આપણો ખોરાકનો પ્રશ્ન | ૦ ૪૦ |
| દારૂબંધી-કોઈ પણ ભોગે | ૦ ૨૫ |
| ભારતના નવા રાજ્યો | ૦ ૩૫ |
| કોંગ્રેસનું ભાવિ | ૦ ૩૫ |
| હડતાળો | ૦ ૩૦ |

## કાકાસાહેબ કાલેલકરનાં પુસ્તકો

| | |
|---|---|
| ઉગમણો દેશ | ૨.૦૦ |
| જીવનચિંતન | ૨.૫૦ |
| જીવનનો આનંદ | ૪ ૦૦ |
| રખડવાનો આનંદ | ૪.૦૦ |
| જીવનપ્રદીપ | ૨.૦૦ |
| જીવનલીલા | ૨.૫૦ |
| પૂર્વ આફ્રિકામાં | ૨.૦૦ |
| બાપુની ઝાંખી | ૧.૦૦ |
| મીરાંને પ્રતાપે | ૧.૦૦ |
| રવીન્દ્ર સૌરભ | ૨.૫૦ |

## અન્ય ગાંધીસાહિત્ય

| | |
|---|---|
| અમારાં બા | ૧.૫૦ |
| એકલો જાને રે | ૨ ૦૦ |
| ગાંધીજીના પાવન પ્રસંગો ૧ | ૩ ૧.૦૭ |
| ગાંધીજીની સાધના | ૨ ૨૫ |
| ગાંધીજીનો વિનોદ | ૦.૬૫ |
| જીવનનું પરોઢ | ૮.૦૦ |
| બા બાપુની શીળી છાયામાં | ૨.૨૫ |
| બાપુ | ૧.૨૫ |
| બાપુ-મારી નજરે | ૨.૦૦ |
| બાપુ-મારી મા | ૦.૫૦ |
| બાપુના કારાવાસની કહાણી | ૬ ૦૦ |
| બાપુની છાયામાં | ૨.૫૦ |
| બાપુની પ્રસાદી | ૨ ૦૦ |
| બાપુની સેવામાં | ૨ ૦૦ |
| બાપુની વાતો | ૦ ૪૦ |
| બિહારની કોમી આગમાં | ૩ ૦૦ |
| મહાદેવભાઈની ડાયરી ૧ ૫ | ૨૫ ૦૦ |

## નવાં પ્રકાશનો

| | |
|---|---|
| ગ્રામસ્વરાજ | ૨ ૦૦ |
| શ્રીરામચરિત | ૫ ૦૦ |
| ગાંધીબાપુ | ૧.૫૦ |
| ગીતા અને કુરાન | ૩ ૦૦ |
| આપણે સૌ એક પિતાનાં સંતાન | ૩ ૦૦ |
| પાયાની કેળવણીમાં અનુબંધની કળા | ૨ ૫૦ |
| ખાદી શા માટે? | ૩ ૦૦ |
| ભાવિ સમાજરચનાની દિશામાં | ૪ ૦૦ |

**અમારાં અન્ય પુસ્તકોની માહિતી સૂચિપત્ર મંગાવ્યેથી મોકલી આપવામાં આવશે.**

લોકજીવન (પખવાડિક) તંત્રી : મણિભાઈ દેસાઈ : લવાજમ : રૂ. ૩ (દેશમાં) : રૂ. ૫ (પરદેશમાં)

**નવજીવન ટ્રસ્ટ : અમદાવાદ-૧૪**

શાખાઓ : કલ્યાણભવન, રિલીફ રોડ, અમદાવાદ; ૧૫૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨; કણપીઠ બજાર, સુરત; ખાજીરાજ રોડ, રાજકોટ; કોઠી સામે, રાવપુરા, વડોદરા; ૪૧, ઇડન હૉસ્પિટલ રોડ, કલકત્તા-૧૨.





## સંત એકનાથ

સત્યાનંદ

મહારાષ્ટ્રના સંત એકનાથજી માનવતાની મૂર્તિ જેવા. જેટલા જ્ઞાની, તેટલા જ ભગવદ્ ભક્ત. નમ્રતાનો અવતાર, સાક્ષાત્ સહનશીલતા. લોકનાં દુઃખ જોઈ ગળી-પીગળી જનારા. ગૃહસ્થી હતા પણ મસમોટા સન્યાસીઓને ય ટપી જાય એટલા નિસ્પૃહ. એમની શક્તિ ભારે વિલક્ષણ હતી.

એક દિવસની વાત. કાળો ઉનાળો ચાલે છે. ભરબપ્પોરનો સમય છે. સૂરજનારાયણના સીધા તાત કિરણો નદીકાંઠાની રેતીને અગ્નિ જેમ તપાવી-બાળી રહ્યા છે. બરાબર એ વખતે સંત એકનાથ ઉઘાડે પગે નદી ભણી જઈ રહ્યા હતા. એકાએક એમની નજર રસ્તા પરના એક દૃશ્ય પર ચોંટી ગઇ. ભારે કરુણ દૃશ્ય હતું એ. એક અછૂત સ્ત્રી ઉઘાડે પગે પાણી ભરવા જઈ રહી હતી. માથે ઘડો ને બગલમા ગાગર. તેનાં પગ બળી રહ્યા હતા અને તેથી જ તે ઉતાવળી ઉતાવળી દોડતી-ચાલે જઇ રહી હતી. તેની પાછળ જ ચૂપકીદીથી તેનું બાળક બા-બા કરતું દોડવા લાગ્યું. બળતી-જળતી રેતીમાં એ બાળક કેટલુંક આગળ. વધી શકે? થોડુંક અંતર કાપ્યા પછી તરત જ તે તરફડિયાં મારતું ત્યાં જ ઢળી પડ્યું. તેનાં મોં અને નાકમાંથી ફીણ નીકળવા લાગ્યા. સંત એકનાથે આ દૃશ્ય જોયું તો એમનું હૃદય ભરાઈ આવ્યું. કોઇપણ જાતના સંકોચ વિના એમણે એ ગંદા બાળકને પોતાને ખભે લઇ લીધું. પોતાના અંગુછાથી તેનાં શરીર પરનો મેલ લૂછી લીધો, અને પછી પોતાના ઉત્તરિયથી ઢાંકીને અછૂતોના નિવાસ પર લઈ ગયા. બાળકના પિતાએ આ જોયું અને તેઓ ગદ્ગદ્ થઈ ગયા. તેની માતા પણ ત્યાં આવી પહોંચી અને સંત એકનાથના રૂપમાં માનવતાના દર્શન કરીને કૃતાર્થ થઈ ગઈ. આ એ જમાનાની વાત જે જમાનામાં અછૂતનો પડછાયો પડતાં ય બ્રાહ્મણને બારંવાર સ્નાન કરવું પડતું!

*

સંત એકનાથ તીર્થ-યાત્રા કરી રહ્યા હતા ત્યારનો પ્રસંગ છે. કાશી જઈને એમણે ગંગાજળની કાવડ ભરી લીધી અને ખભે ઉંચકીને ચાલ્યા રામેશ્વર ભણી. આ પવિત્ર જળથી ભગવાન રામેશ્વરનો અભિષેક કરવાનો હતો. ચાલતાં ચાલતાં રામેશ્વર નજદીક આવી પહોંચ્યા. એકનાથ તો ભગવાનના નામનો જાપ જપતા સૌની આગળ ચાલ્યા જતા, સાથી-ભક્તો તો ઘણાંયે પાછળ રહી ગયા હતા. અચાનક એમની નજર પડી. તો ગરમા ગરમ રેતીમાં એક ગધેડું તરસનું માર્યું આકુળ-વ્યાકુળ થઈને તરફડી રહ્યું છે. સંત એકનાથ જીવ માત્રમાં ભગવાનનું દર્શન કરનારા સાધક હતા. તેમનાથી આ દૃશ્ય કેમ જોયું જાય? ખભેથી કાવડ ઉતારીને તેમાંનું ગંગાજળ એમણે તો ગધેડાને પાઈ દીધું! પેટમાં પાણી પહોંચતાં જ ગધેડાને

# 'નવજીવન'નું ગાંધી સાહિત્ય

### ગાંધીજીનાં પુસ્તકો

| | |
|---|---|
| અનાસક્તિયોગ | ૦ ૫૦ |
| અનાસક્તિયોગ [મૂળ ગીતા પાઠ સાથે] | ૧ ૦૦ |
| અસ્પૃશ્યતા | ૦ ૨૫ |
| અહિંસાનો પહેલો પ્રયોગ | ૧ ૦૦ |
| આત્મકથા | ૨ ૦૦ |
| આત્મકથા [સસ્તી આવૃત્તિ] | ૧ ૫૦ |
| આત્મકથા [સંક્ષિપ્ત] | ૧ ૦૦ |
| આરોગ્યની ચાવી | ૦ ૪૫ |
| આશ્રમજીવન | ૦ ૩૭ |
| કેળવણીનો કોયડો | ૨ ૫૦ |
| ખરી કેળવણી | ૨ ૫૦ |
| ગામડાની પુનર્રચના | ૧ ૨૫ |
| ગામડાની વહારે | ૦ ૨૫ |
| ગાંધી સરકાર પત્રવ્યવહાર ૧૯૪૨–૪૪ | ૨ ૫૦ |
| ગીતાબોધ | ૦ ૩૦ |
| ગૌસેવા | ૧ ૫૭ |
| ત્યાગમૂર્તિ | ૨ ૦૦ |
| દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ | ૨ ૦૦ |
| દિલ્હી ડાયરી | ૧ ૦૦ |
| ધર્મમંથન | ૨ ૦૦ |
| ધર્માત્મા ગોખલે | ૦ ૫૬ |
| નિત્ય મનન | ૧ ૦૦ |
| નીતિનાશને માર્ગે | ૦ ૬૨ |
| પાયાની કેળવણી | ૧ ૨૫ |
| પાંચમા પુત્રને બાપુના આશીર્વાદ | ૩ ૦૦ |
| પ્રેમપંથ–૧ થી ,૧૦ | ૨ ૯૦ |
| બાપુના પત્રો ૧–૬ | ૧૦ ૫૦ |
| બાળપોથી | ૦ ૧૮ |
| ભાવાનાર રાજ્યરચના | ૦ ૧૯ |
| મંગળપ્રભાત | ૦ ૧૯ |
| મારો જેલનો અનુભવ | ૦ ૬૦ |
| યરવડાના અનુભવ | ૧ ૦૦ |
| રચનાત્મક કાર્યક્રમ | ૦ ૩૧ |
| રામનામ | ૦ ૬૨ |
| વર્ણવ્યવસ્થા | ૧ ૦૦ |
| શિક્ષણનું માધ્યમ | ૦ ૧૯ |
| સત્ય એ જ ઈશ્વર છે | ૦.૬૨ |
| સત્યાગ્રહાશ્રમનો ઇતિહાસ | ૧ ૦૦ |
| સર્વોદય | ૦ ૧૯ |
| સંયમ અને સંતતિનિયમન | ૨ ૦૦ |
| સૉક્રેટીસનો બચાવ | ૦ ૧૫ |
| હરિજનસેવકો માટે | ૦ ૨૫ |
| હિંદ સ્વરાજ | ૦ ૩૭ |

### ગાંધી વિચારમાળા

| | |
|---|---|
| પંચાયતરાજ | ૦ ૨૦ |
| સંતતિનિયમન સાચો માર્ગ અને ખોટો માર્ગ | ૦ ૪૦ |
| શાકાહારનો નૈતિક આધાર | ૦ ૨૫ |
| ગીતાનો સંદેશ | ૦ ૨૫ |
| વિશ્વશાંતિનો અહિંસક માર્ગ | ૦ ૩૫ |
| સામ્યવાદ અને સામ્યવાદીઓ | ૦ ૨૫ |
| મારો સમાજવાદ | ૦ ૩૫ |
| સહકારી ખેતી | ૦ ૨૦ |
| ઈશુ–મારી નજરે | ૦ ૩૦ |
| જાતમહેનત | ૦ ૨૫ |
| ગ્રામોદ્યોગ | ૦ ૨૫ |
| વાલીપણાનો સિદ્ધાંત | ૦ ૩૦ |
| આપણો ખોરાકનો પ્રશ્ન | ૦ ૪૦ |
| દારૂબંધી–કોઈ પણ ભોગે | ૦ ૨૫ |
| ભારતના નવા રાજ્યો | ૦ ૩૫ |
| કૉંગ્રેસનું ભાવિ | ૦ ૩૫ |
| હડતાળો | ૦ ૩૦ |

### કાકાસાહેબ કાલેલકરના પુસ્તકો

| | |
|---|---|
| ઉગમણો દેશ | ૨ ૦૦ |
| જીવનચિંતન | ૨ ૫૦ |
| જીવનનો આનંદ | ૪ ૦૦ |
| રખડવાનો આનંદ | ૪ ૦૦ |
| જીવનપ્રદીપ | ૨ ૦૦ |
| જીવનલીલા | ૭ ૫૦ |
| પૂર્વ આફ્રિકામાં | ૨ ૦૦ |
| બાપુની ઝાંખી | ૧ ૦૦ |
| મીઠાને પ્રતાપે | ૧ ૦૦ |
| રવીન્દ્રસૌરભ | ૨ ૫૦ |

### અન્ય ગાંધીસાહિત્ય

| | |
|---|---|
| અમારા બા | ૧ ૫૦ |
| એકલો જાને રે | ૨ ૦૦ |
| ગાંધીજીના પાવન પ્રસંગો | ૩૧ ૭ |
| ગાંધીજીની સાધના | ૨ ૨૫ |
| ગાંધીજીનો વિનોદ | ૦ ૬૫ |
| જીવનનું પરોઢ | ૮ ૦૦ |
| બા બાપુની શીળી છાયામાં | ૨ ૨૫ |
| બાપુ | ૧ ૨૫ |
| બાપુ–મારી નજરે | ૨ ૦૦ |
| બાપુ મારી મા | ૦ ૫૦ |
| બાપુના કારાવાસની કહાણી | ૬ ૦૦ |
| બાપુની છાયામાં , | ૨ ૫૦ |
| બાપુની પ્રસાદી | ૨ ૦૦ |
| બાપુની સેવામાં | ૨ ૦૦ |
| બાપુની વાતો | ૦ ૪૦ |
| બિહારની કોમી આગમાં | ૩ ૦૦ |
| મહાદેવભાઈની ડાયરી ૧ ૫ | ૨૫ ૦૦ |

### નવા પ્રકાશનો

| | |
|---|---|
| ગ્રામસ્વરાજ | ૨ ૦૦ |
| શ્રીરામચરિત | ૫ ૦૦ |
| ગાંધીબાપુ | ૧ ૫૦ |
| ગીતા અને કુરાન | ૩ ૦૦ |
| આપણે સૌ એક પિતાનાં સંતાન | ૩ ૦૦ |
| પાયાની કેળવણીમાં અનુબંધની કળા | ૨ ૫૦ |
| ખાદી શા માટે? | ૩ ૦૦ |
| ભાવિ સમાજરચનાની દિશામાં | ૪ ૦૦ |

અમારા અન્ય પુસ્તકોની માહિતી સૂચિપત્ર મંગાવ્યેથી મોકલી આપવામાં આવશે

---

લોકજીવન (પખવાડિક) તંત્રી મણિભાઈ દેસાઈ લવાજમ : રૂ ૩ (દેશમાં) : રૂ ૫ (પરદેશમાં)


નવજીવન ટ્રસ્ટ • અમદાવાદ–૧૪

શાખાઓ કલ્યાણભવન રિલીફ રોડ અમદાવાદ ૧૫૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨ કણપીઠ બજાર, સુરત ખાજીરાજ રોડ રાજકોટ કોઠી સામે, રાવપુરા, વડોદરા ૪૧, ઝકરિયા હોસ્પિટલ રોડ કલકત્તા–૧૨

# સત્ય, સદા નવીન

સત્યકામ વિદ્યાલંકાર
અનુ૦ કિશોરચન્દ્ર ભટ્ટ

પાંડ્ય નરેશ રાજર્ષિ મલધ્વજ રાજયકારભાર પોતાના પુત્રોને સોંપીને વનમાં ચાલ્યા ગયા. મહારાણી વૈદર્ભીએ પણ પોતાના સ્વામીનું અનુસરણ કર્યું.

એક દિવસ તાપસી વૈદર્ભી જયારે ધ્યાનમગ્ન રાજર્ષિ મલધ્વજના ચરણોમાં ઝૂકીને વંદના કરે છે ત્યારે રાજર્ષિનો ચરણ-સ્પર્શ તેને હિમ સમાન શીતળ માલૂમ પડ્યો. વૈદર્ભી સમજી ગઈ કે, સ્વામી નિર્વાણ-પદ પામ્યાં છે.

પછી તેણે કાષ્ટ એકઠાં કર્યાં અને ચિતા બનાવી. ચિતા પ્રગટાવીને તે પોતાનો દેહ સમર્પિત કરવા જતી હતી, એવામાં એકાએક પૂર્વ-દિશામાંથી એક ધ્વનિ આવ્યો, "બેટી! એવી ભૂલ ન કર. તું જેને માટે આટલી દુઃખી ને વ્યાકુળ છે, તે તારો આ જન્મનો જ સાથી હતો, પણ હું તો તારી સાથે હંમેશા રહ્યો છું. ને ભવિષ્યમા પણ રહીશ. ગયેલનો શોક કરવો મિથ્યા છે. સત્ય કદીયે જતું નથી, તે નિત્ય અને શાશ્વત છે."

વૈદર્ભીએ પ્રશ્ન કર્યો, "હું જાણતી નથી કે, આપ કોણ છો? કૃપા કરી મને આપનો પરિચય આપો!"

"હું તારો અભિન્ન મિત્ર છું 'અવિજ્ઞાત' હું અને તું, અગાઉ સહસ્ત્ર વર્ષો સુધી સાથે જ રહ્યાં છીએ—એક જ માનસરોવરમા નિવાસ કરનાર હંસલા! ભોગેચ્છાને કારણે તારે પૃથ્વી-પર આવવું પડ્યું છું આજે પણ માનસરોવરમાં તારી પ્રતિક્ષા કરી રહ્યો છું."

એ અવાજનું કથન ચાલુ જ રહ્યું—'હું વર્તમાન છું. સદા સાથે જ રહું છું. જે વિખૂટો પડી ગયો તે ભૂતકાળ ગણાયો. જીવનમાં વર્તમાનનું જ અસ્તિત્વ છે. વર્તમાનનું જ નામ જીવન છે. ભૂતકાળ મિથ્યા ગણાય છે, વર્તમાન જ સત્ય છે. આથી જે સત્ય છે એને જ હંમેશા ગ્રહણ કરો. સ્મૃતિ મિથ્યા છે, એના આધારે થતાં શોક, મોહ વગેરે પણ મિથ્યા છે; કલ્પના માત્ર છે. માટે તેનો ત્યાગ કરવામાં કલ્યાણ છે.'

અવિજ્ઞાતની વાતમાં વૈદર્ભીને કંઈક તથ્યનો અનુભવ થયો. અત્યાર સુધી શોકના આવેગમાં તે અવિજ્ઞાત સત્યને ભૂલી ગઈ હતી. આજે તેને તેનો પુનઃ સાક્ષાત્કાર થયો.

સત્ય સદા અવિજ્ઞાત રહે છે. ક્યારેક તે સુવર્ણથી આવૃત રહે છે તો ક્યારેક માટીથી આવૃત રહે છે. ભેદ કેવળ આવરણનો જ છે. આવૃત રહેવું એ પણ અનિવાર્ય છે. જયાં સુધી આપણી દૃષ્ટિ ભૂતકાળની આ સ્મૃતિપર આધારિત રાગ, દ્વેષ, શોક, તૃષ્ણા, ભય અગર મોહ વગેરે આવેશોમાં બંધાયેલી રહે છે ત્યાં સુધી સત્યના ખરા દર્શન આપણને થઈ શકતાં નથી.

ભૂતકાળની આ સ્મૃતિ સીમાઓમાં સત્યને બાંધી શકાતું નથી. તે સદા નવીન અને અમર છે. તે સદા નવીન હોવાથી ભૂતકાળ સાથે એનો સંબંધ ન હોઈ શકે. સત્ય પ્રતિક્ષણ નવીન હોય છે. આપણાં તમામ આવેશો—ભય, તૃષ્ણા, મોહ, રાગ, દ્વેષ વગેરે—ભૂતકાળથી બંધાયેલા હોય છે. આ આવેશો સ્મૃતિઓથી આવૃત હોય છે. સ્મૃતિઓને સહારે સત્યની શોધ કદી નથી થઈ શકતી. પ્રાચીન, અર્વાચીન અને ભવિષ્યથી જે પ્રમાણિત નથી થતું તે આપ્ત નથી. પ્રાચીનતાગ્રસ્ત બનવું એ બુદ્ધિનો સૌથી મહત્ અતિચાર છે.

પ્રાચીનતાગ્રસ્ત મનવાળામાં સત્ય સાથે આગળ વધવાની ક્ષમતા નથી હોતી. તે જડ બની જાય છે અને જડતામાંજ તેને જૂઠો આનંદ મળતો જણાય છે. સ્વાર્થમય મર્યાદાઓ એવા માટે શ્રદ્ધા બની જાય છે. અવિવેકપૂર્ણ ને ઉત્પન્ન થયેલ ભયોની તેઓ પૂજા શરૂ કરી છે. અને ભૂતકાળની ભૂલોને બેવડાવવા

એને આત્મસંતોષનો અનુભવ થાય છે. આને મૃત્યુપ્રેમ કહેવાય છે.

આ રીતની અવિવેકપૂર્ણ શ્રદ્ધાને ગૌરવાસ્પદ બનાવવાના અનેક ઉદાહરણો આપણને લોકકથાઓમાં જોવા મળે છે.

એક કથા છે. કાશીરાજના રાજ્યનો એક શિકારી એક દહાડો શિકાર માટે વનમાં ગયો. તે અચૂક લક્ષવેધી શિકારી હતો, પણ તે જ દિવસે તમામ શિકારો એના તીરનું લક્ષ બનતાં બચી ગયા.

પણ એ શિકારીનું એક લક્ષભ્રષ્ટ વિષ-બૂઝયુ તીર કમાનમાંથી છટકીને, દૂર પીપળાની એક મોટી ડાળીને વીંધી અટકાઈ ગયુ. થોડી જ વારમાં એ ઝેરી બાણના પ્રભાવથી આખો પીપળો સૂકાઈ ગયો. એ વૃક્ષ પર બેઠેલાં પક્ષીઓ આ અકાળ આવી પડેલ પાનખરથી ડરીને ઊડી ગયા; પણ એ વૃક્ષની કોટરમા બેઠેલો એક પોપટ ત્યાં જ બેસી રહ્યો. પોતાના બાળપણના સાથી આ વૃક્ષને આવી દુર્દશામાં એકલું છોડીને તે ક્યાંય જવા ચાહતો નહોતો. તેણે પોતાની વેદના દર્શાવવા માટે અન્ન જળનો ત્યાગ કરી, પોતાના આશ્રયદાતા વૃક્ષની સાથે નિર્જીવ થવાનો સંકલ્પ કર્યો

કહે છે કે, એ તપસ્વી પોપટની તપર્સ્યાથી પ્રસન્ન થઈને દેવરાજ ઇન્દ્ર બ્રાહ્મણનો વેશ ધારણ કરીને ભૂમિપર ઉતર્યા તપસ્વી પોપટે એમને કહ્યું, 'આ મૃત્યુગામી વૃક્ષની સાથે હુ પણ પ્રાણ ત્યાગ કરીશ આ પ્રાચીન વૃક્ષ પર મારી અતૂટ શ્રદ્ધા છે. હુ એ શ્રદ્ધાનુ પ્રમાણ આપીશ'

આપણે પણ હમેશા આ જાતની કાલદગ્ધ વસ્તુઓ પર શ્રદ્ધા રાખીએ છીએ પણ આવી શ્રદ્ધા સત્ય હોતી નથી. તે કેવળ અવિવેકપૂર્ણ મોહ જ છે. મનને આવાં મોહ, ભય અને તૃષ્ણાના બંધનોમાંથી વિમુક્ત કરીને જ સત્યની સાચી અનુભૂતિ આપણે કરી શકીએ છીએ.

નિર્મળ સત્યનાં દર્શન માટે સૌ પ્રથમ તો મનનું વિમુક્ત થવું, નિર્મળ થવું આવશ્યક છે અને મન નિર્મળ ત્યારે જ થાય છે કે, જ્યારે આપણાં મન: સ્તલપર આવૃત થતાં રાગ-દ્વેષાદિ કચરાને હમેશાં સાફ કરતા રહીએ.

પણ હમેશા જાગૃત રહેવાના સ્થાને આપણે સદા ઊંઘતા રહેવાની જ કોશિશ કરતાં હોઇએ છીએ. એ કાયરતા છે અને કાયર માણસને કદી સત્યનાં દર્શન થઈ શકતાં નથી.

સત્યના માર્ગપર ચાલવાને માટે ચિત્ત શુદ્ધિની પણ એટલી જ આવશ્યકતા છે. તે શુદ્ધિની કેવળ કઠોર દૈહિક તપથી જ પ્રાપ્ત નથી થતી. કઠોર તપ અગર અભ્યાસથી મનની ઘણીયે સિદ્ધિઓ જરૂર પ્રાપ્ત થાય છે. કદાચ, એ પણ સંભવિત છે કે, કોઈ ચમત્કારિક શક્તિ પણ મળી જાય; પરંતુ સત્યનાં દર્શન થઇ શકતાં નથી સિદ્ધિ પ્રાપ્ત થાય છે, પણ આત્મિક પૂર્ણતા કદીયે થતી નથી.

આ બધાનુ મૂળકારણ આપણું સ્મૃતિ પ શનું બધન છે ભૂતકાળની અસ્પષ્ટ આસ્થાઓ અને પરિસ્થિતિઓમા આસકત રહેવાને કારણે જીવનની નવીનતાનો સ્રોત સૂકાઈ જાય છે સત્યની ધારાઓ લુપ્ત થઇ જાય અને આવેશો અને સ્વાર્થોમાં આસકત થયેલું મન સત્યના પરમ આનદનો ભોગ માણી શકતુ નથી આપણાં હૃદયમા સત્યના પરમ આનદની જ્યોતિ ત્યારે જ જાગે છે કે, જ્યારે આપણે હૃદયના આનંદથી પ્રેરાઈને શુભ કાર્યો કરીએ છીએ.

(સક્ષેપ)

## જ્ઞાનનું વાહન

એક દિવસ બ્રહ્માએ બધા પક્ષીઓની એક સભા બોલાવી અને તેઓના બુદ્ધિ-બળ વિષે પોતાનો નિર્ણય જણાવ્યો કે ગરુડની બુદ્ધિ ભારે તીક્ષ્ણ છે પણ તે ક્રોધી છે. મોરની બુદ્ધિ તેજ ખરી પણ તે સ્વાર્થી છે. કાગડો પ્રખર બુદ્ધિવાળો પણ કુટિલ છે. માત્ર ઘુવડ જ એવુ છે જે આ તમામ દુર્ગુણોથી મુક્ત એવું બુધ્ધિમાન પક્ષી છે. શાંત, ગંભીર અને એકાંત પ્રેમી.

અને ત્યારથી બ્રહ્માએ ઘુવડને જ્ઞાનનું વાહન બનાવી દીધું. —ગુર્જરેશ

# અનોખો ધર્મ

દેવેન્દ્રકુમાર કાલિદાસ પંડિત -

શિવાજી મહારાજે સ્થાપેલ હિંદુપત પાદશાહીની જડ ઊખડી ગઈ છે.

મરાઠા સામ્રાજ્યના વિશાળ વૃક્ષને બે હજાર ગાઉ પરથી સંગીનો ચમકાવતા આવેલા ધોળા સિપાહીઓએ ડાળી ડાખળાં સમેત મૂળમાંથી ઊખેડી નાખ્યું.

બંગાળા, અયોધ્યાના મ્હૈસુરના ખેરખાંઓના તાજ પડાવી લીધા.

વ્યાપારી ઇસ્ટ ઇંડિયા કંપની 'કંપની સરકાર' બની.

ભારતનો નકશો લગભગ લાલ રંગે રંગાઈ ગયો.

ગુજરાત–સૌરાષ્ટ્રના વિલાસપ્રિય અને નબળાઓને સતાવી બળવાન્ ફફડાવનારા ઠાકોરો રાજાઓ તાલુકદારો પર કંપનીનો પંજો પ્રસરી ગયો.

કંપનીની સત્તા ન હતી તે પહેલાં ય સોરઠના રાજાઓની આપસ આપસની તકરારમાં સૌરાષ્ટ્રનો વેપાર ઉદ્યોગ અને ખેતી ભાંગી ગયા હતા. પ્રજાના દુઃખને કોઈ સીમાડા ન હતા.

એ વખતે સૌરાષ્ટ્રમાં એક એવા મહાપુરુષનું આગમન થયું કે મૂર્ઝાયેલ વનસ્પતિ જેમ વરસાદના નીરથી નવપલ્લવીત બને એમ સૌરાષ્ટ્રની શોષાયેલ પ્રજાની સુખની સૂકાયેલ વેલડી કંઈક પાંગરી. આભમા વાદળાઓની ઘટા જોઈ મોરલાઓને મે વરસવાની આશા બંધાય.

એ હતા સ્વામીનારાયણ સંપ્રદાયના આદ્યસ્થાપક, સહજાનંદ સ્વામી.

સૌરાષ્ટ્રના સદભાગ્યે એને અયોધ્યા પાસેના છપૈયા ગામથી છેક અહીં ખેંચી આવ્યા.

ગઢડા, વડતાલ, મુળી, ભૂજ, અમદાવાદ ને જૂનાગઢમાં એના મંદિરોની ધજાઓ ફરકવા માંડી. સહજાનંદ સ્વામીની 'શિક્ષાપત્રી' સૌરાષ્ટ્ર-ગુજરાતના ગામડે ગામડે ગઈ.

એમણે સામંતશાહીની નાગચૂડમા ભીડાયેલ સૌરાષ્ટ્રની પ્રજા જોઈ, દારૂ, વ્યભિચાર જુગાર અને વિલાસ માટે ધન મેળવવા પ્રજા પર દમનદોર ચલાવતા ઠાકોરો–તાલુકદારો–ગામધણીઓને જોયા. સહજાનંદ સ્વામીએ આંખ સામે માનવતાનો હ્રાસ થતો જોયો.

અને તેઓએ મોક્ષની, પરલોકની ને જ્ઞાનની વાતો છોડી શિષ્યોને કહ્યું:

'મુમુક્ષુઓ! આપણે માનવજાતની સેવા કરવાનું પણ લઇને જન્મ્યા છીએ. માટે આપણે પ્રથમ એ ધર્મ આચરીએ, પછી બીજું.'

શિષ્યોએ કાન માંડી, બે હાથ જોડી કહ્યું:

'પ્રભુ રાહ બતાવો.'

'ગામે ગામ, નગરે નગર પગે ચાલીને લોક–સંપર્ક કેળવતા ફરો; તેમના સુખદુઃખ જાણો. ખાસ કરી ઘણા માણસો પર જે હકૂમત રાખે છે એવા ગામધણીઓને દારૂ, માંસ, જુગાર અને વ્યભિચારથી રોકી, તેને સારા માર્ગે વાળીએ કે જેથી તે બીજા માણસોનું ભલું કરવાનું વિચારી શકે.'

'આમ કરતાં કોઈ કોપે તો?'

'તો માર સહેજો, ખપી જજો, પણ એના પર ક્રોધ કરશો મા. એનું મનમાં ય ભૂંડું ઇચ્છશો મા. જીવાત્માઓને સન્માર્ગે વાળવાના પ્રયાસ જરાય ન્યુન થવા દેશો મા.'

ભગવાં પરીધાન ધારી શિષ્યોએ વંદના કરી આ આદેશ માથા પર ચડાવ્યો.

બ્રહ્માનંદ, મુક્તાનંદ, કૃપાનંદ, ગુણાતીતાનંદ આદી મુખ્ય શિષ્યો નાની નાની મંડળીઓ લઇ સૌરાષ્ટ્રના પ્રવાસે ઊપડ્યા.

ગુણાતીતાનંદ સ્વામી ફરતા ફરતા ગોહિલવાડ પંથકમાં ગયા.

એક દિવસ તેઓ કુંડલા પરગણાનાં જનીસાવર ગામની સીમમાંથી નીકળ્યા.

સ્વામીનારાયણ સંપ્રદાયની આ સેવાપરાયણતાથી

આખું સૌરાષ્ટ્ર મુગ્ધ બન્યું હતું. એની સેવા ધર્મની મીઠી સુવાસ ગામ ગામને પાદર પહોંચી ગઈ હતી.

જૂની સાવરની સીમમાં ખેતરમાં કામ કરતા મીઠા સાકરિયા નામના ખેડુતે ગુણાતીતાનંદ સ્વામીની મંડળી જોઈ.

એ દોડયો.

નમીને બોલ્યો: 'પ્રભુ ગામમાં પધારો, 'જમીને પછી જજો.'

સાધુઓ ગામમા આવ્યા.

ગામનો ગામધણી ઊગો ખૂમાણુ, નામે કાઠી.

આખા પંથકમા એના નામની કે ફાટે. રોતું છોકરું નામ સાભળતાં છાનું રે આવો કરાળ.

ગામમા દારૂનું પીઠું ચાલે, જુગારના અડ્ડા ચાલે, વસ્તી ત્રાસી ગયેલી.

ગામ ધણીની કડક આજ્ઞા: 'પરવાનગી વગર કોઈએ કોઈને ઘેર મેમાન ન બોલાવવા.'

મીઠો સાકરિયો સાધુ મંડળીને ગામમા લઈ આવ્યો.

ધર્મ પ્રેમી ગામવાસીઓ સાધુઓના સ્વાગત કાજે મળ્યા.

એ શબ્દ ધર્મના હતા. પછી સાધુઓ રસોઈ કરવા બેઠા.

આ ખબર ઊગાને થયા: 'સ્વામીનારાયણુ ધર્મના સાધુઓ મીઠા સાકરિયાને ઘેર આવ્યા છે.'

એ સીધો જ લાકડી લઈ મીઠાને ઘેર ગયો ને ત્રાડ નાખી-

'ક્યા ગ્યો મીઠો.'

ધ્રૂજતો મીઠો બહાર આવ્યો.

'આ રહ્યો.'

'કા માથામા કાઇ ગઈ ભરાણી છે?'

'મારા માથામા? આ શુ બોલ્યા બાપુ?'

'રાઈ નઇ, તો બીજું શુ? મને પૂછ્યા વગર આ સાધુડાઓને ગામમા કેમ લાવ્યો?'

'એ કાઇ થોડા જ મેમાન છે. સાધુ છે. જમીને હમણા હાલ્યા જશે.'

'અરે જમવા જેટલી વાર રોકાવા દેવાય?' એ તો ગામે ગામને બગાડતા નીકળ્યા છે'

'બગાડવા કે સુધારવા?'

'સુધારવા શેના, અમારી દારૂના પીઠાની ને જુગારની આવક ગામે ગામ ફરી બંધ કરાવે છે. એને બહાર કાઢ.'

'રસોઈ થઈ ગઈ છે. હમણાં જમી લેશે.'

'અરે રસોઈ વાળા......'

કહેતા ઊગાએ મીઠાને એક જોરદાર થપાટ માથામા મારી.

મીઠો પડી ગયો.

પછી એ અંદર ગયો.

સાધુઓએ કરેલ બધી રસોઈ લાકડી મારી વેરણુ-છેરણુ કરી નાખી.

પછી સાધુઓને મારવા માંડયો.

ગુણાતીતાનંદ સ્વામી ઊભા થયા અને માર ખાતા સાધુઓની વચમાં પોતાનો દેહ નાખ્યો. ઊગાની લાકડીઓ પોતાના અંગ પર ઝીલી.

અને માર ખાતા ખાતા સાધુઓને કહેવા લાગ્યા:

'સાધુઓ! શ્રીજી પ્રભુના વચનો સંભાળજો, એમણે કહ્યું છે, 'માર મારનારનું પણ મનથી ભલું વાછજો, એના પર ક્રોધ ન લાવશો.'

પછી બધાયને ઊગાએ ઢસરડી બહાર કાઢ્યા.

ને મારતો મારતો—ઢોર માર મારતો છેક ગામ બહાર મૂકી આવ્યો.

સાધુઓ ગામ બહાર આવ્યા. ત્યાં કેરડાના ઝાડ પર ભગવા પરીધાનો નાખી છાયો કરી તેની નીચે બધાયને બેસાડી ગુણાતીતાનંદ સ્વામી તડકે બેઠા.

ત્યા ગામમાથી મીઠો સાકરિયો વગેરે આવ્યા ને ગુણાતીતાનંદ સ્વામીને નમીને બોલ્યા: 'ભગવન! અમને ક્ષમા કરો. અમારે લઈ તમને માર પડ્યો.'

'ભાઈ! દુઃખ સહવાનો તો અમારો ધર્મ છે.'

'તમને આ ગામમા લાકડિયોનો માર પડ્યો.'

'મારવાવાળો અજ્ઞાન છે, એ સમજણો હોત તો અમને ન મારત. એનામા જેવી બુદ્ધિ છે એમ એ વર્ત્યો.'

'પણુ આપ સહુ અહી કેમ બેઠા! ખબર પડશે તો એ દૈત્ય હમણા અહીં આવશે.'

'અમારો ધર્મ બજાવવા, એ સિવાય અમારાથી ગામ તજાય નહિ.'

'અહી એવો કયો ધર્મ બજાવવો છે સ્વામી!'

'અમને મારનારનું ભલું વાછવાનો અને તેનામા સદ્દબુદ્ધિ આવે તે સારુ ભગવત નામ જપવાનો.'

'અરેરે, આવા દૈત્યના ભલા સારુ પ્રભુ પ્રાર્થના'

આવા કરતકથી તો એ વાંઝિયો છે દયાળુ!'

'હું વાંઝિયો!'

'હા, પ્રભુ વાંઝિયો છે. ન હોય? કૈંકના નિસાસા લીધા છે, કંઇકને બેહાલ કર્યા છે.'

આ સાંભળી ગુણાતીતાનંદ સ્વામી આંખો બંધ કરી ગયા.

ક્યાંય સુધી આમ રહ્યા પછી એ બોલ્યા:

'સાધુઓ! આપણને મારનાર આ ગામનો ગામધણી જોગો ખૂમાણ વાંઝિયો છે તો તેને પ્રભુ સંતાન દે, અને તેને સદ્બુદ્ધિ પ્રાપ્ત થાય તે સારુ આપણે ભગવાનની પચાસ પચાસ માળા કરો.'

લોહીથી ઉઝરડાએલા શરીરવાળા તમામ સાધુઓએ ટપોટપ હાથમાં માળા લીધી. અને ઇશ્વર પરાયણ બની ગયા.— નીજના સારુ નહિ, ઢોર માર મારી રસોઇ ધૂળમાં મેળવી દેનાર જોગા ખૂમાણના કલ્યાણ સારુ.

આભની મજલ ખેંચના સૂરજદેવ પણ આ અનોખો ધર્મ આચરતા સાધુઓના દર્શન કરવા ઘડી વાર ઊંચે થંભી રહ્યા.

માળા પૂરી કરી સાધુઓ ગયા.

પાછળથી જોગા ખૂમાણને ત્યાં દીકરાનો જન્મ થયો.

---

## લક્ષ્મી અનર્થનું મૂળ

એક વાર દાનવો સાથે દેવોને દારુણ યુદ્ધ થયું. દાનવો ઘણા બળિયા હતા. તેમણે દેવોને હરાવી દીધા. હારેલા દેવો પોતાના નીતિનિપુણ ગુરુ બૃહસ્પતિ પાસે દોડ્યા. બૃહસ્પતિએ વિચારીને કહ્યું, 'દાનવો તેમના સંયમ અને સંગઠનને લીધે અત્યંત પ્રબળ છે. તેમને હરાવવાનું કામ ઘણું કપરું છે. તમે આ અંગે દત્તાત્રેયની મદદ માગો.'

દત્તાત્રેય પરમ જ્ઞાની અને દૂરદર્શી હતા. દેવોએ તેમની પાસે જઇ તેમની મદદ માગી. દત્તાત્રેયે એમની બધી હકીકત સાંભળીને કહ્યું, 'એક વખત પરાજય મળ્યો તેથી નિરાશ થવું યોગ્ય નથી. વારંવાર પ્રયત્ન કરવાથી અસંભવિત વસ્તુ પણ સંભવિત બને છે. તમે વિજય માટે ફરી કટિબદ્ધ બનો.'

દત્તાત્રેયની આજ્ઞાથી દેવોએ દાનવો સાથે ફરી યુદ્ધ કરવાનો ઢંઢેરો પિટયો. આ વખતે દાનવોએ દેવો પર ભયંકર આક્રમણ કર્યું. દેવો હથિયાર પડતા મૂકીને ભાગ્યા. દાનવોએ એમનો પીછો પકડયો. ભાગતા ભાગતા દેવો દત્તાત્રેયના આશ્રમમાં પહોંચી ગયા. ત્યાં જોયું તો દત્તાત્રેય લક્ષ્મી સાથે શાન્તિથી બેઠા હતા. તેઓ કંઇ બોલે તે પહેલાં તો દાનવોનું દળ ત્યાં આવી ચડ્યું. દેવોનું આત્મબળ હણાઇ ગયું હતું. તેઓ ત્રાહ્ય ત્રાહ્ય પોકારી ગયા હતા. તેમણે દત્તાત્રેયની સ્તુતિ કરવા માંડી. વિજયી દાનવોએ દત્તાત્રેયના આશ્રમમાં લક્ષ્મીને જોઇ. દાનવો લક્ષ્મીના રૂપ પર મોહ પામ્યા. તેઓ એટલા મોહાંધ બની ગયા કે પોતાનું કામ પણ ભૂલી ગયા. સામે ઊભેલા દેવો પર પણ એમની નજર ન પડી.

દત્તાત્રેય ચૂપચાપ આંખો મીંચીને બેઠા હતા. દાનવોએ લાગ જોઇને લક્ષ્મીને ઉઠાવી લીધી ને પોતાને ખભે કરી આનંદ પામતા, ઉછળતા-કૂદતા ત્યાંથી પાછા ફર્યા. તેમના ગયા પછી દત્તાત્રેયે પાસે ઊભેલા દેવોને કહ્યું, 'હવે તમારો વિજય નક્કી છે, કારણ કે લક્ષ્મી તમારા શત્રુઓના શિરે ચઢી બેઠી છે. હવે એમની વિવેકબુદ્ધિનો નાશ થશે ને તેઓ શૌર્ય–પરાક્રમનો ત્યાગ કરી ભોગવિલાસમાં રચ્યાપચ્યા રહેશે. હવે તેઓમાં એકતા નહીં રહે. બધા સ્વાર્થાંધ બની લક્ષ્મીને પોતાની કરવા મથશે. અર્થથી સ્વાર્થ ને સ્વાર્થથી અનર્થ ઉત્પન્ન થાય છે. લક્ષ્મી તો કોઇની છે નહીં ને રહેશે પણ નહીં. એ તો એમને ભારે દુઃખમાં ફસાવીને બીજે ચાલી જશે. તે વેળા તમે તેમને સહેલાઇથી જીતી શકશો.'

દત્તાત્રેયનું કહેવું સાચું નીવડ્યું. દાનવો કર્મ-ધર્મ છોડીને દિવસરાત લક્ષ્મીનો ઉપભોગ કરવા લાગ્યા. દરેક દાનવ લક્ષ્મી પર પોતાનો અધિકાર સ્થપાય એમ ઇચ્છતો હતો. તેથી તેઓ એકબીજાની અદેખાઇ કરીને અંદરોઅંદર લડવાઝઘડવા લાગ્યા. એમનું સંગઠન તૂટી ગયું. એમનું બળ નાશ પામ્યું. એમનો ઉત્સાહ ઓસરી ગયો. થોડા જ દિવસો પછી દેવોએ લક્ષ્મીના મદમાં ડૂબેલા દાનવો પર ચઢાઇ કરીને તેમને સખત હાર આપી. રાજ્યલક્ષ્મી દાનવોને છોડીને ચાલી ગઇ. જે શિર પર લક્ષ્મીને ચઢાવીને અનર્થ વહોરી લીધો હતો તે શિર પછાડીને દાનવો પોતાની ભૂલ પર પસ્તાવા લાગ્યા. ખરેખર, લક્ષ્મી જ સૌ અનર્થનું મૂળ છે.

—મનુભાઈ લ. પટેલ

# રબ તાં રૈંધાણી !

**સ્વામી આનંદ**

ભાવિક હિંદુ કુટુંબોમાં રોજ બપોરની રસોઈ તૈયાર થયે રાંધેલાં બધાં વાનાં એક થાળીમાં પીરસી અંતરપટ આડો રાખી ઠાકોરજીને નૈવેદ ધરાવ્યા પછી જ જમવાનો રિવાજ હતો. તે થાળ કહેવાતો. આમ ઠાકોરજીને જમાડવાની વેળાયે આરતિ જેવાં જ 'થાળ'નાં ધોળ ગાવાનો રિવાજ હતો. આવો થાળ ધરાવતી વેળાએ જમાડનારા ભક્તજન પોતાનો ભાજી રોટલો જે કંઈ હોય તેને બત્રીસ ભોજન તેત્રીસ શાક માનીને આરોગવા પોતાના ઠાકોરજીને વિનવતા. ને પોતાના ધોળમાં પણ આવી વિવિધ વાનીઓ પીરસ્યાનું વર્ણન કરતા. આવું 'થાળ'સાહિત્ય આપણા જૂના કાવ્ય સાહિત્યમાં ખાસ્સો ખૂણો રોકે એટલું વિપુલ હતું.

આ નીચે આપેલું એવું એક 'થાળ'નું ધોળ કચ્છી લોકસાહિત્યમાં ખાસું પ્રચલિત છે. ધૂળિયાવાળાં સૌ૦ બેન લક્ષ્મીબેન તથા સૌ૦ રમાબેન કતીરા પાસેથી વર્ષો અગાઉ મેં તે સાંભળેલું. તે આખું મેળવી આપવામાં સાંઈ મકરન્દે પણ મને મદદ કરી છે. મૂળ કચ્છી બોલીની પહેલી પંક્તિ ધ્રુપદ રૂપે કાયમ રાખી બાકીનું નજીવા શબ્દફેર સાથે ગુજરાતી કરીને અહીં મૂક્યું છે:

### રબ તાં રૈંધાણી !

અચો મુંજા સંત સચા રબ તાં રૈંધાણી ! (૨)
રાબ છે રંધાણી, પડ્યાં માંય મીઠુંનાં પાણી-અચોમુંજા૦
સાસુ સૂતી મારી સોડ તાણીને, જાગી છે ઘેંટાણી
અઘોર નંદ્રા આવી ઇને બધી રાતની જગાણી— ...
મીઠ્યેં કરીને મેં પાટલો ઢાળ્યો, પાસે મેલ્યું પાણી
દઈનો મટો ખાંતેથી લાઇને કરી દ્યો શીરાણી— ...
અથાણું વા'લા એમ છે મારે ગરમર્ય ઘરમાં ઘણી
હોંશે હોંશે મેં કેરાંય મેલ્યાં છે, ભરી છે મોટી બેણી— ...
ગોળનો ગાંગડો માગીને લાવી છું, તીને ચોટી ઘાણી
ઝટપટ ઓઠા! જમી લ્યો વા'લા ! બાયેં વૈ દેરાણી— ..
માખિયું બૌ થૈ ઘરમાં મારા તીણ્યે હું મૂંઝાણી
વીંઝણે વાયરો ઢોળું મોડાને શીદ લોકુંના ધણી !— ...
તમે છો મારા ને હું છું તમારી માનજો વેદ વાણી
રણછોડજી ! હૈયે રાખજો, મારી પ્રીતને પરમાણી— ...

['લોળાબાવળાંનાં ગીતો' : 'Songs of the Unsophisticated' વાળા સંગ્રહમાંથી]

### નાદ સૃષ્ટિનો દેહ

કે વરસે અવિરત ધારે મેહ.
બુંદ સૃષ્ટિનું કામ શું મારે;
પડે દેહ જો ને અત્યારે;
શબ્દ બ્રહ્મ સાથે બંધાયો
અવ આતમને નેહ.
કે વરસે અવિરત ધારે મેહ.
નામ નામની રટણા જાગી;
સ્થૂલ સૂક્ષ્મ સહુ દીધું ત્યાગી;
જીવત જાગે દીધી જલાવી
સચરાચરની એહ.
કે વરસે અવિરત ધારે મેહ.
એક શબ્દ થઈ જગમાં ઘૂમું;
રામરામ થઇ સહુ સ્થળ ઝૂમું;
સકલ સૃષ્ટિ અવ આંગણ મારું,
હરિધામ મુજ ગેહ.
કે વરસે અવિરત ધારે મેહ.

—સરોદ

# દલ્લો મળ્યો

અનુ: બાબુભાઇ મા. વૈદ્ય

શોલેમ આલીકમ ગયા સૈકામા થઇ ગયો. યીદીશ ભાષાનો એ સમર્થ નવલિકાકાર છે. ડીકન્સની જેમ તે ધરતીની ધૂળમાથી પાત્રો ઉપાડે છે. અને માર્ક ટ્વેઈનની જેમ તેની કથન શૈલીમા મીઠા, નિર્દંશ નર્મનો પ્રવાહ સતત વહ્યા કરે છે.

'ટવ્યે' શોલેમ આલીકમનુ માનીતુ પાત્ર છે. મજૂરી કરીને પેટગુજારો કરતો આ માનવી વાંચનનો શોખીન છે. શાસ્ત્રોમાથી અવતરણો ટાંકવાનો આગ્રહી છે—મોટે ભાગે ખોટાં અવતરણો.

રશિયાના પશ્ચિમ વિસ્તારમાં વસતા યહૂદીઓની વેદનાને આ લેખકે રમતિયાળ શૈલીમાં મૂર્તિમંત કરી છે. યહૂદીઓની મશ્કરી કરતાં,પ આ યહૂદી લેખક અચકાયા નથી. કથન-શૈલીની સાદગી અને સચોટતામા તેઓ અજોડ છે.

જાતીય પ્રશ્નોની રજૂઆત વિના વાર્તા લખી જ ન શકાય, એ જાતની ભ્રમણામાં આજના ધુરંધર લેખકો પણ ફસાઈ રહ્યા છે, ત્યારે વગડાનાં ફૂલ જેવી નિર્મળ અને સ્હેકભરી તળપદી ભાષાથી ઓપતી શોલેમ આલીકમની વાર્તાઓ પ્રેરણાદાયી નીવડે તેમ છે.

યહૂદી લોકોની ગરીબી તેમણે જોઈ છે. તેમનાં જીવનની કરુણતા પણ તેમણે અનુભવી છે. અને છતા તેમની બધી વાર્તાઓમાં તેમણે સમર્થ કલાકારની છટાથી હાસ્યને વણી લીધુ છે: એવું હાસ્ય કે જેની પાછળ અશ્રુ પડ્યા છે.

જગતના વાર્તાસ્વામીઓમા આ અલ્પ-ખ્યાત યહૂદી લેખકનુ નિર્વિવાદ સ્થાન છે.

ગરીબને એ ધૂળથી ઉઠાવે ·
કંગાલને ઊકરડેથી લાવે.

નસીબમાં લોટરીની ટિકિટ જીતવાનુ માંડ્યુ હોવને, સલામ આલેકમ! તો વગર માગ્યે ટિકિટ ઘરમા આવી પડે. રાજા ડેવિડે કહ્યુ છે ને! કે- 'પડે ત્યા બારેય મેઘ ખાંગા' પછી તમારે ડહાપણ કે હોશિયારીની યે જરૂર નથી પડતી.

એથી ઊલટું, ચિત્રગુપ્તને ચોપડે તમારું નામ વિજેતાની યાદીમાં ન હોય ને, તો ચાહ્ય તેટલું ગાગર્યા કરોને, કંઇ ન વળે! ટાલ્મુડમા ખરું કહ્યુ છે કે 'ઘોડાને તમે તળાવે ખેંચી જાવ; પરાણે પાણી ન પાઈ શકો.'

માણસ પોતાની જાત નીચોવીને કામ કરે, શરીર તોડી નાખે તોય પરિણામમા મીડું. એના કરતા તો જિંદગીના છેડાં સુધી આરામથી પડ્યો રહે તો શું ખોટું?

કોઈ વાર અચાનક જ —કેમ અને ક્યાંથી એ સમજાય જ નહીને—ચારે કોરથી પૈસા આવવા માંડે. શાસ્ત્રવચન છે કે 'યહૂદીઓને નિરાત અને મુક્તિ મળશે.' આ વાત કાંઇ તમને સમજાવવાની હોય?

આપણે બેય સમજીએ છીએ કે યહૂદીના ખોખામાં તેના શ્વાસોશ્વાસ ચાલુ હોય અને નસોમા લોહી વહેતું હોય ત્યાં સુધી આશા ન છોડવી જોઇએ. માલિકે મારો આજનો ધંધો દીધો એ બાબતમાં મને આનો જાત-અનુભવ થયો છે. એમ ન હોય તો હું એકાએક માખણ ને દૂધ કેમ કરીને વેચવા માંડું? ઘેર દૂઝાણું હોય એવું તો મને કોઈ દિ' સોણુ ય નહોતું આવ્યું.

ખરું કહુ છુ, હો! વાત સાંભળવા જેવી છે. સ્યોને, અહી તમારી પાસે લીલી ઘાસ પર બેસું. અને ઘોડા ભલે થોડી વાર છૂટથી ચરતો. ઘોડોય છે તો ભગવાને જ કરેલો જીવતો જીવ ને!

જુઓને! વસંત વીત્યા પછી કાપણીના વખતના દિવસો હતા. શેવાઉઝનો ઉત્સવ ચાલતો હતો. પણ ચારે ખોટી વાત નથી કરવી. કદાચ શેવાઉઝ પહેલા એક અઠવાડિયાનો સમય હોય: અથવા, જુઓને શેવાઉઝ પછીના એક અઠવાડિયાનો હોય. એક વાત ખરી, કે આ કાંઇ ગઈ કાલની વાત નથી ખમો! જો, પાકો વખત કહેવો હોય તો એ શેવાઉઝ પહેલાં બરાબર નવ કે દશ દિવસ પહેલાની વાત છે. હા! થોડું વધુઘટુ યે હોય.

એ દિવસોમા હું આજ છુ તે નહોતો. એટલે કે

## રૂપાયતન પ્રકાશન

જૂનાગઢ

| | |
|---|---|
| આવા હતા બાપુ—૧-૨-૩-૪ ... | ૨—૦૦ |
| ગાંધી-ગુરુ .. .. | ૧—૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન .... | ૧—૨૫ |
| અલ્લાહના બંદાઓ .. | ૦—૩૭ |
| મસ્તીની પળોમાં .... .. | ૦—૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા .. | ૦—૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા .. | ૦—૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા .... | ૦—૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા .. | ૦—૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ૦—૧૫ |
| રામતીર્થની રત્નમાલા .. | ૦—૩૫ |

હતો તો ટેવ્યે જ, અને છતાંય 'બરાબર એ જ નહીં'. કહેવત નથી? કે બાઈ તો એની એ જ પણ કાપડું જુદું. એમ કેમ? માણસને વધારેમાં વધારે ઘેરી શકે એટલો ગરીબાઈએ મને ઘેરી લીધો હતો. રાતી દૂકાનીયે ન મળેને!

તમારે ખરી વાત જાણવી હોય તો આજેય હું તવંગર નથી. પણ પહેલાં જે દશા હતી તેની સરખામણીમાં હું મારી જાતને પૈસાદાર ગણાવી શકું. મારી પાસે ઘોડો છે. ગાડી છે. બે દૂઝણી ગાય છે. ત્રીજી વિયાય તેમ છે. હવે કોઈ પાંતીની ફરિયાદ કરવા જેવું નથી. બારે માસ અમને દૂધ ને દહીં ને માખણ મળી રહે છે. અમે પોતે જ એ બધું બનાવીએ છીએ. અમે એટલે કે અમારું કુટુંબ. બધાં કામ કરીએ છીએ. કોઈ આળસુ નથી.

મારી ઘરવાળી ગાયો દોવે છે. છોકરાંવ ઘાસ-પાંદડું લાવે, છાશ ફેરવે. અને હું, તમે જુઓ છો તેમ, રોજ સવારે ગાડી લઈને બોઈબેરિકની બજારમાં ને ઘેરઘેર ફરું છું. ભાતભાતનાં લોકોને મળું. ચેહુપેટ્ઝથી હવા ખાવા આવેલા મોટા વેપારીઓને પણ મળું. એમની-સાથે વાત કરતો હોઉં ત્યારે હું પણ કંઈક હોઉં, એવું મને લાગે છે. દુનિયામાં મારોય કંઈક હિસાબ છે.

અને શનિવાર આવે ત્યારે તો બસ, બાદશાહી! તે દિવસે શાસ્ત્રો ઉઘાડીને બેસું. અઠવાડિયે વાંચવાનો ઠરેલો બાઇબલનો ભાગ વાંચી જઉં. તેનાં વિવરણોમાં ઊંડો ઊતરી જઉં. ગ્રંથો, અધ્યાયો, આ, તે, આવું, અવળું..., અરે! તમને નવાઈ લાગે છે, - સલામ આલેકમ! ખરેખર, તમને એમ થાય છે ને? કે 'વાહ! આ ટેવ્યે! એ ય માણે છે!'

ખરે! મારે તમને શી વાત કરવી'તી? હા. એ દિવસો. અરે, ત્યારે ટેવ્યે ગરીબ હતો! ભગવાનની કૃપાથી ત્યારે ત્રણમાંથી એક ટંક ધરાઈને ધાન ખાવા ન મળતું—મને, મારી બૈરીને કે છોકરાંવને. ઘાસની વાત જ શી! હું ગધેડાની જેમ કામ કરતો. જંગલમાંથી લાકડાં લાવીને સ્ટેશને પહોંચાડતો. અને તેમાં મજૂરી કેટલી મળતી તે કહું? એ કહેતાં મને શરમ આવે છે, પણ આખા દિવસનો અડધો રૂબલ મળતો. અને તેય પાછો રોજ નહીં. આટલી કમાણી ઉપર ઘરનાં બધાં માણસોનાં પેટ ભરવાનાં! મારા રોજના પરોણા બાપડા ઘોડાની તો ગણતરી તો હું કરતો નથી. જો કે એનેય કાંઈ ટાલ્મુડનાં સુભાષિતો સંભળાવીને નથી ઉંધાડી દેવાતો!

એટલે ભગવાને શું કર્યું? એ સર્વશક્તિમાન છે. પોતાની આ નાનીશી દુનિયાને તે બરાબર જાળવે છે. હું રોટલાનાં સૂકાં બટકાં માટે કાળી મહેનત કરતો એ જોઈને ભગવાને મને કહ્યું, 'એલા-ટેવ્યે' તને એમ લાગે છે કે તારે માટે હવે જીવવા જેવું કાંઈ છે જ નહીં? દુનિયાનો છેડો ગયો છે? એવું માનતો હો તો તું મોટો મૂરખ છે. તું જોજેને! હું ધારું તો તારાં નસીબ આડેથી પાંદડું ખસી જાય. આજ તને ચારેકોર કાળું ધાબોડ દેખાય છે, એ ઝાકઝમાળ થઈ જાય.'

ચોમ કીપ્પુરના દિવસોમાં આપણે નથી કહેતા? કોને ઘોડેસ્વારી કરાવવી અને કોને પગ ઠોકતો રાખવો એ બધું માલિક નક્કી કરે છે. મુખ્ય વાત છે—આશા. યહૂદીએ હમેશા આશા રાખવી જોઈએ. કોઈ દિ' આશા ન છોડવી. અને એ આશામાં ને આશામાં સળેકડાં જેવા થઈ જઈએ તોય શું? એટલે તો આપણે યહૂદી છીએ—પ્રભુના લાડકા લોકો. જગતભરનાં માન અને ઈર્ષાનાં પાત્ર'

ખેર! એ બધું બન્યું આમ! બાઇબલમાં કહ્યું છે ને? કે 'અને એ દિવસ આવી લાગ્યો...' એક દિવસ સાંજે હું મારી ગાડી લઈને જંગલમાંથી ઘર તરફ જઈ રહ્યો હતો. મારું માથું નમી પડ્યું હતું. હૃદય ભારેખમ હતું. બાપડો ઘોડો માંડમાંડ એના પગ ઢસડતો હતો.

મેં કહ્યું, 'એય, બુઢ્ઢિયાળ! હાલ્ય—હવે હાલ્ય! તું ટેવ્યેનો ઘોડો કાં થયો? તારે ય ભૂખનું દુઃખ સહ્યા વિના છૂટકો નથી....'

ચોમેર નીરવ શાંતિ હતી. સામે જંગલમાંથી આજુના એકેએક ઝાડના પાંદડાં-પાંદડાં સુગંધ આવ્યો અને ઝાડના પાંદડાં, યહૂદીઓના દેવસ્થાની જેમ, હલવા લાગ્યાં. અંધારાં ઊતરી રહ્યાં હતાં અને મારું અંતર ઊંડા ખેદથી ઘેરાઈ રહ્યું. મારા મનમાં અસંબદ્ધ વિચારો ઊભરાવા લાગ્યા અને વર્ષો પહેલાં મરી ગયેલ માણસોના એ [illegible] સમૃ

તરવા લાગ્યા.

અને એ બધાં વચ્ચે મેં મારાં ઘર અને કુટુંબનો વિચાર કરવા માંડ્યો. મેં વિચાર્યું, "અમારીય કઠણાઈ છે ને! મારું ઘર એટલે તૂટી-ફૂટી અંધારી ઝૂંપડી! ઉઘાડપગાં ને ચીંથરેહાલ છોકરાં તેમના ગુંધિયાળ બાપની વાટ જોતાં હશે. તેમનાં મનમાં હશે કે, બાપા કંઇક ખાવાનું લાવશે—કાંઇ નહીં તો વાશી ટૂકડો તો લાવશે. અને મારી ઓરત—દરેક ઓરતની જેમ—કચકચ કરતી હશે, 'એનાં છોકરાં તો મેં જણ્યાં—પૂરાં સાત. પણ આ સાતેયને જઇને નદીમાં પધરાવી આવું તો છૂટું. હે—ભગવાન! આવું બોલવા માટે મને માફ કરજે.'..."

મારા મનમાં શું થતું હશે? તેની કલ્પના કરી લેજો. આપણે બધાય માણસો છીએ. ખાલી પેટ કાંઈ શબ્દોથી નથી ભરાતું. ભાખરીનો વાશી ટૂકડો ગળે ઉતારવો હોય તો ચા જોઇએ. અને ચામાં ખાંડ જોઇએ. અને ખાંડ તો, હું જાણું છું કે વેપારીના હાટમાં પડી હોય છે.

મારી પત્ની કહે છે, 'રોટલાનું બટકુંય ન મળે તો મારું પેટ ચલાવી લે. પણ સવારમાં ચાનો પ્યાલો ન મળે તો મારું મોત થઈ જાય. આખી રાત બેસી ધાવીધાવીને મને ચૂસી લે છે.'

એકાએક ઘોડો ચાલતો અટકી ગયો. મેં ઊંચી નજર કરી તો જંગલમાથી બે જણાને મારી તરફ આવતાં જોયા. કંઇક વિચિત્ર પ્રકારના પોશાકમા તેઓ લપેટાયાં હતા.

'ચોર!' મેં વિચાર્યું, પણ તરત સુધારી લીધું, 'અરે, ટેવ્યે! તને શું થઇ ગયું છે? આ જંગલમા દિવસે ને રાતે તું અનેક વર્ષોથી નીકળ્યો છે. તને વળી એકાએક ચોરની ફિકર ક્યાથી થઈ?'

અને માથા પર ચાબૂક ઊંચો કરીને ઘોડાને ડચકાર્યો, 'હાલ્ય!' 'મિસ્ટર!' બે જણામાથી એકે મને બૂમ મારી, 'થોભો! મે'રબાની કરીને થોભો! નાસી ન જાવ. મિસ્ટર! અમે તમને કાંઈ નુકસાન નહીં કરીએ.' 'ચુડેલ!' મેં મનમાં કહ્યું અને એક જ સેકન્ડ પછી વિચાર્યું, 'અરે, બળદિયા! અરે, ગધેડા! ટેવ્યે! ચુડેલને તારી પાસે એકાએક શું કામ આવવું પડે?' અને મેં ઘોડાને થંભાવ્યો.

બેય જણાંને મેં પગથી માથાં સુધી નીરખ્યાં. બંને સામાન્ય સ્ત્રીઓ હતી. એક જરા મોટી. એના માથા પર રેશમી શાલ હતી. બીજી જુવાન. તેના માથા પર રેશમી રૂમાલ હતો. બેય થાકથી હાંફતી હતી. મોઢાં લાલઘૂમ હતાં.

'રામ—રામ!' મેં લ્હેરમાં હોવાનો દેખાવ કરતાં મોટેથી કહ્યું, 'લ્યો, જુઓ! આ કોણ છે? તમારે શું જોઇએ? તમારે કાંઈ લેવું હોય તો મારી પાસે તો ભૂખ્યું પેટ, દર્દીલું દિલ અને ચિંતાખોખરું માથું છે. દુનિયાભરનાં દુ:ખ અને દરિદ્રતા અહીં છે.'

'લ્યો, સાંભળો વાત!' તેમણે કહ્યું, 'બસ—બસ! રાખો હવે. માણસને એક શબ્દ કહીએ ત્યાં સામુ આખું ભાષણ સાંભળવાનું? અમારે કાંઇ લેવું નથી. અમારે માત્ર એટલું જ પૂછવું છે કે બોઇબેરિકના રસ્તાની તમને ખબર છે?' 'બોઇબેરિકનો?' હજી યે લ્હેરમાં હોવાનો દેખાવ ચાલુ રાખી મેં હસી પડતાં પૂછ્યું, 'તમે તો એમ જ પૂછોને કે મારું નામ ટેવ્યે છે, તેની મને ખબર છે?'

'એમ? તમારું નામ ટેવ્યે? રામ—રામ, મિસ્ટર ટેવ્યે! આમાં હસવા જેવું શું છે? અમે અહીનાં અજાણ્યાં છીએ. યેહૂપેઝનાં વતની છીએ બોઇબેરિકમાં એક બંગલામાં આવ્યા છીએ. સવારે જંગલમાં જરા ફરવા નીકળ્યા. અને ત્યારનાં અત્યાર સુધી ચક્કર—ચક્કર ફર્યાં કરીએ છીએ. થોડી વાર પહેલાં અમે જંગલમા કોઇનો ગાવાનો અવાજ સાભળ્યો પહેલાં તો કોઈ લૂંટારો હશે, એવી બીક લાગી. પણ નજીક આવીને તમને જોયા એટલે નિરાંત થઈ હવે સમજ્યા?'

'હા—હા—હા!' હું હસી પડ્યો, 'લૂંટારોય જબરો! તમને એની વાતની ખબર છે? એક યહૂદી લૂંટારાએ જંગલમા કોઈ વટેમાર્ગુને આંતરીને માગી'તી—બજરની ચપટી! ઇચ્છા હોય તો એ વાત સંભળાવું...' 'ક્યારેક પછી વાત!' તેમણે કહ્યું, 'હમણાં તો બોઇબેરિક કેમ પહોંચવું તે કહો.' 'બોઇબેરિક?' વળી મેં કહ્યું, 'વાહ! આ રહ્યો બોઇબેરિકનો રસ્તો. તમારે ન જાવું હોય તોય આ રસ્તે. બોઇબેરિક પહોંચ્યા વિના છૂટકો નહીં'.

'હં?' તેમણે કહ્યું, 'બહુ દૂર છે?'

'ના. બહુ દૂર નથી. ફક્ત થોડાક માઇલ છે.

એટલે કે પાંચ કે છ. કદાચ સાત. પણ આથી વધુ તો ચોક્કસ નહીં.'

'આઠ માઈલ!' તેમણે હાથ ઘસતાં રોઈ પડ્યાં હોય તેવા અવાજે કહ્યું, 'તમે શું કહો છો, તેની તમને ખબર છે? ફક્ત આઠ માઈલ!'

'એમાં હું શું કરું?' મેં પૂછ્યું, 'મારું ચાલે તો થોડા માઈલ ઓછા કરી દઉં. પણ લોકોને દરેક જાતના અનુભવ થવા જોઈએ. તમે એમ વિચાર કરોને કે શુક્રવારે સાંજે તમે ટેકરી પર ચડતા હો, દીવાબત્તીટાણું થઈ ગયું હોય, હાથ ફરીને ઠીકરું થઈ ગયા હોય, કકડીને ભૂખ લાગી હોય અને ધડ!–કરતી ગાડીની ધરી તૂટે...'

'તમે ય ઘેલા માણસ જેવી વાત કરો છો!' તેમણે કહ્યું, 'તમારું મગજ ઠેકાણે નથી લાગતું. આવી બધી ડોશીમાની ડાહી ડાહી વાતો કરવાનો શો અર્થ છે? અમારાથી એક ડગલું ચલાય તેમ નથી. સવારમાં કૉફીના પ્યાલા સાથે સારો ખાધો'તો, એ પછી આખા દિવસમાં કંઈ ખાધું નથી. અને તમે વાતો માંડીને બેઠો છો!'

'હા–એ જુદી વાત છે.' મેં કહ્યું, 'ભૂખ્યાં પહેલાં તમે કોઈ માણસને નાચવાનું ન કહી શકો. ભૂખના સ્વાદનો મને પૂરેપૂરો ખ્યાલ છે. એ વાત તમારે મને નહીં સમજાવવી પડે. કૉફી ને સાટાના દર્શન મેં એક વરસથી નથી કર્યાં...' અને હું આ વાત કરતો હતો ત્યાં મારી નજર સમક્ષ દૂધવાળી ગરમાગરમ કૉફી અને સાટાનું દૃશ્ય રજૂ થયું.

'હે', બુધિયાળ!' મેં મનમાં કહ્યું, 'તું કૉફી ને સાટા પર શીખ્યો છે કે? તારે માટે રોટલો ને છાશ બસ નથી?' પણ મારી મશ્કરી કરતું હોય તેમ પેલું કૉફી ને સાટાનું દૃશ્ય નજર સામેથી ખસ્યું નહીં. મને તાજી કૉફીની માદક ગંધ આવતી રહી. અને તાજા સાટાની સોડમ મારી સ્વાદેન્દ્રિયને લલચાવતી રહી.

'રેબ ટેવ્યે! આપણે એમ કરશું?' બાઈઓએ કહ્યું, 'અમે તો અહીં હાજર છીએ, એટલે તમારી ગાડીમાં ચડી બેસીએ. અને તમે અમને બોઈબેરિક સુધી પહોંચાડી જાવ તો? તમને કેમ લાગે છે?'

'અદ્ભુ ઉમદા વિચાર!' મેં કહ્યું, 'આ .. હું બોઈબેરિકથી ચાલ્યો આવું છું અને તમારે બોઈબેરિક જાવું છે! આ બેય કામ એકી સાથે કેમ થઈ શકશે?'

'વાહ!' તેમણે કહ્યું, 'તમને એટલું નથી સમજાતું? ડાહ્યા માણસને તો એ તરત સમજાય જાય. ગાડી પાછી વાળીને ફરી ત્યાં જવું. બસ. એટલું જ! બીશો મા, રેબ ટેવ્યે! ભગવાનની કૃપાથી તમે અમને ઘેર પહોંચાડશો તો તમારી ઉદારતા એળે નહીં જાય.'

'આ લોકો ય ગજબની વાત કરે છે!' મેં મનમાં કહ્યું, 'મને કાંઈ સમજાતું નથી. એમને કરવું છે શું?' અને મારા મનમાં ચુડેલ ને ડાકણના વિચાર ઊભરાવા લાગ્યા. મેં વિચાર્યું, 'હું અહીં ઊભો છું શું કામ? ગાડીમાં ચડી બેસીને ઘોડાને તગડી મૂકું તો અહીંથી છટકી જવાય.' પણ એમ છતાં, હું કોઈ જાદૂઈ અસર હેઠળ હોઉં તેમ મારા મોઢામાંથી શબ્દ સરી પડ્યા, 'સારું! આવી જાવ.'

બેય બાઈઓએ બીજી વાર કહેવાની વાટ ન જોઈ. પહેલાં એ બને ગાડીમાં ચડી બેઠાં. પછી હું. મેં ગાડી ફેરવી. ચાબૂકનો ફટાકો બોલાવ્યો. એક–બે–ત્રણ. હાલ્ય...! કોણ? શું? ક્યાં? થોડો કાંઈ સમજતો જ નથી ને! એક તસુ યે ખસતો નથી.

વળી મેં મનમાં વિચાર્યું, 'અરે–હા! આ બાઈઓ કોણ છે તે હવે મને સમજાયું. મેં પણ કરી છે ને! જંગલમાં બાઈઓ સાથે વાત કરવા રોકાયો!'

તમને કલ્પના આવે છે ને? ચારેકોર શાંત, ઘેરું જંગલ. રાતનાં અંધારાં ઊતરી રહ્યાં હતાં. અને મારી ગાડીમાં મારી જ પાછળ સ્ત્રીના વેશમા આ બે જિનાન!

મારી કલ્પના ઝાલી ન રહી. મને એક ગાડીવાળાની વાત યાદ આવી. એક વાર તે ગાડી લઈને જંગલમાંથી પસાર થતો હતો, ત્યાં રસ્તામાં તેને ઘંઉ ભરેલો કોથળો નજરે પડ્યો. ભાઈસાહેબ ગાડીમાંથી ઊતર્યા. કોથળો ખાંધે ચડાવીને ગાડીમાં નાખ્યો, અને ગાડી ઉપાડી. એકાદ–બે માઈલ આગળ ગયા પછી તેણે પાછું વાળીને જોયું તો ગાડીમાં ન મળે કોથળો કે ન મળે ઘઉં. ગાડીમાં તો પડ્યો હતો એક દાઢીવાળો બોકડો. ગાડીવાળો એ બોકડાને અડવા જાય છે ત્યાં તો બોકડાએ બે ગજની જીભ

બે'–એ'–એ' કર્યું' અને હવામાં અલોપ થઇ ગયો.

'કાં અટક્યા?' બાઇઓએ પૂછ્યું.

'કાં અટક્યો? કેમ અટક્યો એ દેખાતું નથી? ઘોડો અંચી કરે-છે. તેને ચાલવું નથી.'

'તો ચાબૂક છે ને! નથી? વાપરો ને.'

'સલાહ માટે આભાર!' મેં કહ્યું, 'તમે ચાબૂક માફ કરાવ્યો તે સારું કર્યું'. પણ મુશ્કેલી એટલી છે કે આ મારો ભાઈબંધ એથી જરાય ડરતો નથી. હું જેમ ગરીબીથી ટેવાઈ ગયો છું, તેમ એ ચાબૂકનો ટેવાયો થઈ ગયો છે.' હું ટીખળ કરતો હોઉં તેમ બોલતો હોવા છતાં અંદરથી રાઢિયો તાવ ચઢ્યો હોય તેમ ધ્રૂજતો હતો.

વધુ શું કહું? મેં મારી બધી દાઝ ઘોડા પર ઠાલવી. મેં તેને એવા ફટકાર્યો કે ભગવાનની કૃપાથી તે ચાલ્યો અને અમે જંગલમા આગળ વધ્યા. ચાલતાં ચાલતા મને એક બીજો વિચાર મૂંઝવવા લાગ્યો, 'અરે, ટચ્ચે! તું ગધેડો છે. તારામા કોઈ દિ' અક્કલ નહોતી ને મરીશ તોય આવવાની નથી. જરા જો તો ખરો! આવો લાગ સો વરસમા ફરી આવવાનો નથી. ભગવાને જ તક આપી લાગે છે. આનું મહેનતાણું કેટલું મળશે; તેનો ઠરાવ આગળથી કા નથી કરી લેતો? સત્ય, સદ્‌ગુણ, સરુચિ, સહકાર, સમાનતા ને એવું એવું બધુ સારું. છતા તું આમાથી બે પૈસા પેદા કર તેમા કાંઈ ખોટુ નથી. આવી તક મળી છે તો તેમને ખખેરવામા શો વાધો? એ-ગધા' ઘોડાને રોક. તારે શુ જોશે તેની સાફ વાત કરી દે .. પણ એમ કર તોય શું વળે? અત્યારે તેઓ તને દુનિયાનું રાજ આપી દેવાનું કબૂલશે. રીછનુ ચામડુ ઉતારવું હોય તો પહેલા તો તેને હાથ કરવું જોઈએને?'

'જરા જોશથી ચલાવોને'' બાઇઓએ મને ઘોડા મારતાં કહ્યુ.

'શી ઉતાવળ છે?' મે કહ્યું, 'ઉતાવળા સો બહાવરા!'

અને મે પાછું વાળીને મારાં ઉતારુ તરફ જોયુ હુ સોગદ ખાઇને કહું છુ કે મને સીધી સાદી બાઇઓ જેવી જ લાગી. એકને માથે શાલ. બીજીને માથે રૂમાલ.

બેય એકમેકની સામે જોઇને કંઈક ગૂસપૂસ કરતી હતી. પછી એક બાઇએ પૂછ્યું, 'આપણે કાંઈ નજીક આવ્યાં?'

'નજીક? હા. પણ આપણે છીએ તેથી વધારે નજીક હોવાની કલ્પના ન કરશો. આ ટેકરી ચઢ્યા પછી ઊતરવું પડશે. પછી એક ટેકરી ચડી તે ઊતરવાની. અને પછી એક સીધું ચઢાણ ચડીને ઊતર્યાં એટલે સીધે રસ્તે ઓગ્રમેરિક!'

'શુ ધિયાળ લાગે છે?' એક બાઇએ બીજીને કહ્યુ.

'ચાવલો છે!'-બીજીએ જવાબ દીધો.

'આપણે કેવી તકલીફમાં છીએ!'

'ઘેલો લાગે છે.'

'હુ ઘેલો જ છું.' મે મનમાં કહ્યું, 'નહીં તો તેઓ મને નાક પકડીને પાછો કેમ લઈ જઈ શકે?' અને પછી મેં તેમને પૂછ્યું, 'તમને હુ ક્યાં ફેંકતો જઉં?'

'ફેંકતા જાવ? શું કહ્યું? ફેકતા જાવ? એ કઇ જાતની ભાષા?'

'એ તો, માત્ર કહેવાની રીત છે.' મેં કહ્યું, 'આછકલા, અવિવેકી ગાડીવાળા એ ભાષામા વાત કરે. મારા જેવો ગૃહસ્થ માણસ એમ કહે કે, બાનુઓ! આપને ક્યા લઈ જવાનાં છે? હું જરા વધારે પડતો વાચાળ લાગું તો માફ કરજો. પણ કરેરન છે ને? એક વાર ભૂલ કરવા કરતા બે વાર પૂછવું સારું.'

'ઓહો' તમે એ વાત કરો છો?' બાઇએ કહ્યું, 'જંગલમા સીમેસીમા ચાલતાં નદી પાસેના લીલા બંગલા પર જવાનુ છે. જોયો છે?'

'જોયો જ હોય ને? બીઇમેરિક મારા ઘર જેવું' છે. એ ઘેર મેં જેટલા લાકડાં પહોચાડ્યાં છે તેના હજાર હજાર રુબલ મળ્યા હોત તો...' તમારા એ બંગલામાં મેં ગયે ઉનાળે બે ગાડી ભરીને લાકડાં આપ્યા હતાં. ત્યારે એ બગલામા ચેહુપેંઝનો કોઇ કરોડપતિ શેઠિયો રહેતો હતો.'

'હજી પણ તે જ ત્યાં રહે છે.' કહી બન્ને એકમેકની સામે જોઈ કંઈક ગુસપુસ કરીને હસી.

'તો–તો–' મે કહ્યું, 'તમારે જો એ માણસ સાથે કાંઈ સંબંધ હોય .. તમે ધારો તો બનેય ખરું... એટલે કે મારે મટે બેક શબ્દો કહો...: જુઓને, તમે મને કાંઈક નોકરી કે કામ અપાવી દો ..

મારો એક દોસ્ત છે—પીઝેરોઈલ. મારાં ગામની બાજુનાં જ ગામડામાં રહેતો. હતો તો હઠેરી લાલો. સાવ નકામો–એક દિવસ એ શહેરમાં ભાગી ગયો. તેને એવું કેમ સૂઝ્યું તેની તો કોઈને ખબર નથી. પણ તમે માનો કે ન માનો, આજ એ મોટો માણસ થઈ ગયો છે. અઠવાડિયે ત્રીસ રૂબલ કમાય છે. કદાચ ચાલીસ કમાતો હશે. આપણને પાકી ખબર તો ક્યાંથી હોય? અમારા ગામના ખાટકીના જમાઈની જેમ કેટલાક હોય છે નમીબદાર. એ પેટ્રુપેઝ ન ગયો હોત તો આજ શું હોત! શરૂઆતમાં એ ભૂખે મરતો. પણ આજ તેના જોડામાં પગ આવે તેવું ન રહ્યું. ઘેર નિયમિત પૈસા મોકલે છે. એને તો બૈરી છોકરાંને ય પેટ્રુપેઝમાં બોલાવી લેવાં છે. પણ તે પોતે ય કાયદેસર ત્યાં રહી શકે તેમ નથી, એટલે કુટુંબકબીલાને બોલાવવાની કડાકૂટમાં નથી પડતો. તો પછી એ ત્યાં રહી કેમ શકતો હશે? આપણે એનું શું? એની તેને ફિકર. જો ત્યાં લાંબો વખત રહેવાય.... લ્યો! આ આવી નદી. અને રહ્યો એ તમારો લીલો બંગલો!'

અને હું ઠેઠ પોર્ચ સુધી મારી ગાડી હંકારી ગયો. એમને જોઈને એ લોકોમાં આનંદનું જે મોજું ફરી વળ્યું, તે જોવા જેવું હતું. શી બૂમો પાડી છે બધાંએ! મોટી બા! મા! કાકી! પાછાં આવ્યાં! હે, ભગવાન! તમે ક્યાં હતાં? અમે તો આખો દિવસ ગાંડાં જેવાં થઈ ગયાં હતાં. ચારેકોર તમને ગોતવા માણસ મોકલ્યા છે. અમને તો એમ.... કાંઈ કહેવાય નહીં...! વરુ કે લૂંટારા... ભગ્નું પૂછો! કહો તો ખરાં થયું શું!'

'શું થયું? બીજું શું થાય? જંગલમાં ભૂલા પડી ગયાં. ક્યાં ના ક્યાં નીકળી ગયાં. છેલ્લે એક માણસ મળ્યો. કેવો માણસ! ભુખિયાળ. ઘોડાગાડીમાં હતો. તેને જરા મનાવવો પડ્યો. પણ અમે પાછાં આવ્યાં ખરાં!'

'કેવી ભયાનક વાત! સપના જેવું લાગે છે. કોઈ જોખમ વિના તમે બે જ જણાં! પ્રભુનો પાડ માનો કે તમે સલામત છો!'

લાંબી વાતનાં ગાડાં ભરાય. પણ પછી તો એ લોકો પોર્ચમાં જ ફાનસો લાવ્યાં. ટેબલ બિછાવ્યાં. અને જુદી જુદી ખાદ્ય સામગ્રીઓ લાવવા માંડ્યાં. કીટલીઓ, પ્યાલા રકાબી, ખાંડ, મુરબ્બા, બિસ્કીટ, કેક, તાજી બ્રેડ. હું ઊભો હતો ત્યાં એની સોડમ આવતી હતી. પછી ભાતભાતની મીઠાઈઓ આવી. શાક-દાળ-ભાત વગેરે ફળફળતાં આવ્યાં. જુદી જુદી જાતના દારૂ આવ્યા.

પોર્ચને છેડે ઊભો ઊભો હું વિચારતો હતો: 'વાહ, ભગવાન! આ પેટ્રુપેઝના લોકોનું જીવન કેવું સુંદર છે! હું તેમના જેવો હોઉં તો કેવું સારું! આ લોકો જે એઠ મૂકતાં હશે તેમાંથી મારાં દૂબળિયાં છોકરાંને સાત દિ'નો ખોરાક મળી રહે. હે–ભગવાન! સર્વશક્તિમાન! દયાનિધિ! તારા રાજમાં એવું કેમ કે કેટલાકને જોઈએ તે બધું મળે અને બીજાને કાંઈ ન મળે? થોડાને ભાગ ખાજાં અને બીજાને ભાગ મરકી?'

પણ પછી મેં મનમાં વિચાર્યું, 'અરે–ગધા! ટેભ્યે! ભગવાનને તું તેની દુનિયાનો વહેવાર ચલાવતાં શીખવવા માગે છે? તેની ઇચ્છા એવી હશે તો એમ થાય. એટલું સમજતો નથી? જે છે તેથી કાંઈક જુદું કરવાની જરૂર હોત તો માલિકે કર્યું જ હોત. અને તેમ છતાં ય દુનિયાનો વહેવાર જરાક જુદો હોત તો શો વાંધો આવત? સાચું! અમે તો આદિ કાળથી ગુલામ જ છીએ ને? એટલે તો અમે પ્રભુના લાડકા લોકો છીએ! અને તેથી જ અમારે શ્રદ્ધા ને આશા ન ગુમાવવાં જોઈએ. સૌથી પહેલી ઈશ્વર પર શ્રદ્ધા. અને આશા–કે કો'ક દિ' માલિકની મરજીથી કાંઈક સારું થાય...'

પણ ત્યાં તો મેં કોઈનો અવાજ સાંભળ્યો, 'ખમો! આ–તમે કહ્યો તે માણસ ક્યાં? એ ભુખિયાળ. પાછો જતો રહ્યો?'

'રામ-રામ કરો!' મેં પોર્ચને છેડેથી કહ્યું. 'તમે શું ધારો છો? હું જતો રહું? એક શબ્દ બોલ્યા વિના જતો રહું? નમસ્તે! તમને બધાંને નમસ્તે! તમારા પર ઈશ્વરની કૃપા હો. ખાવ, અને તમારું ખાધું અગી થાવ.'

'અહીં આવો!' તેમણે કહ્યું, 'ત્યાં અંધારામાં શા માટે ઊભા છો? તમારું મોઢું તો બતાવો. જોઈએ તો ખરા કે તમે કેવા છો! થોડી વીસ્કી લેશો?'

'થોડી વીસ્કી?' મેં કહ્યું, 'વીસ્કીની કોઈ કથા-

રેપ ના પાડે છે? તાલ્મુદમાં નથી કહ્યું? કે ભગવાન ભગવાન છે. પણ વીસ્કી તો કાંઇક એવું છે કે જે તમે પી શકો. બાનુઓ અને સદ્‌ગૃહસ્થો! તમારા માનમાં...' કહીને હું એક પ્યાલી ગટગટાવી ગયો, 'પ્રભુ તમારા ભંડાર ભર્યા રાખે! તમે સદાય સમૃદ્ધ ને સુખી રહો. યહૂદીઓ કાયમ યહૂદી જ રહેવા જોઇએ. અને તેમને ભાગ જે આધિ—વ્યાધિ—ઉપાધિ આવે છે તે સઘળી જીરવવાનું ભગવાન તેમને બળ આપો!'

ઘેરના મોવડીએ પોતે મને વાતો કરતો રોકીને વચ્ચે પૂછ્યું, 'તમારું નામ શું? તમારું ગામ કયું? કયા રહો છો? શો ધધો કરો છો? છોકરાં છે? કેટલાં?'

'છોકરાં?' મેં કહ્યું, 'મારે છોકરાં છે? અરે! મારી ગોરડે કહે-છે તેમ મારું એક એક બાળક કરોડ કરોડનું હોય તો હું યેહૂપેઝના સૌથી ધનવાન માણસ કરતાં ય વધારે શ્રીમંત બની જઉં. વાંધો ફક્ત એટલો છે કે અમારે રોજ ભૂખે પેટ સૂઇ રહેવું પડે છે. બાઇબલમાં નથી કહ્યું? નાણા વિના નર નિમાણું. નાણાં લખપતિઓ પાસે છે. અને મારે તો માત્ર દીકરીઓ જ છે. અને મારાં દાદીમા કહેતા, દીકરીઓના બાપને ધરાઇને ધાન ખાવાની નિરાત ન હોય. પણ હું કોઇ ફરિયાદ નથી કરતો, હો! પરમેશ્વર આપણા પિતા છે. તેને પોતાની પદ્ધતિ છે. એ ઉપર બેઠો રાજ કરે છે અને આપણે અહી ગદ્દાવૈતરું કરીએ છીએ. હું શું ગદ્ધાવૈતરું કરું છું, એમ પૂછો છો? હું લાકડા ફાડવાનું ને વેચવાનું કામ કરું છું. બીજું શું કરું? તાલ્મુડની વાત સાચી છે. 'દૂધપાક નહી હોય તો ખાટી છાશ ચાલશે.' એ જ મોટી આફત છે ને! પેટનો ખાડો પૂરવો જ પડે છે. મારાં દાદીમા—ભગવાન તેના આત્માને શાંતિ અર્પો'—કહેતા, ભગવાને જો પેટ ન કર્યું હોત ને તો આપણે સૌ લખપતિ હોત?'

પછી મને ભાન થયુ કે મારી જીભ જરા છૂટી થઈ ગઈ હતી. મેં કહ્યુ, 'માફ કરજો, હો! મૂરખાની સલાહ ને દાડયાનાં સુભાષિતોથી ચેતતા રહેવું.'

ઘરના મોવડીએ બૂમ મારી, 'ચાનો, કાંઈક ખાવાનું લાવો!'

અને ત્યા તો જુદી જુદી અનેક વાનીઓનો ઢગલો થઇ પડ્યો.

'લ્યો! કાઇક ખાવ.' તેમણે કહ્યું.

'માંદાને પૂછો ને સાજાને દો.' મેં કહ્યું, 'આભાર! થોડી વીસ્કી? કબૂલ. પણ હું ખાવા બેસું તેવી અપેક્ષા ન રાખશો. કારણ કે ઘેર મારી બૈરી ને છોકરાં...'

મારે જે કહેવું હતું તે એ લોકો સમજી ગયાં. અને સૌ મારી ગાડીમાં ખાદ્ય પદાર્થો ઠાલવવા માંડ્યાં, તે જોવા જેવું હતું. કોઈ બ્રાજની લાવ્યું. કોઇ મુરબ્બાની બરણીઓ, કોઈ પેંડા, કોઈ બિસ્કીટ, કોઇ લાડુ, કોઈ બ્રેડ, કોઈ ચાનાં પડીકાં, કોઈ ખાંડની કોથળીઓ, કોઈ જેમનાં ડબલાં, કોઇ ઘીની બરણી.

'આ બધું તમારાં છોકરાં ને બૈરા માટે ઘેર લઇ જાવ. તમે અહીં જમો. અને હવે કહો, તમે અમારે માટે જે કર્યું તેનું મહેનતાણું કેટલું જોઇએ?'

'કેટલું મહેનતાણું થાય તેની મને શી ખબર પડે?' મે કહ્યું, 'તમને ઠીક લાગે તે આપો. પૈસા વધુ કે ઘટુ આવશે તોય હું તો ટેવ્યેનો ટેવ્યે જ રહેવાનો છું.'

'ના!' તેમણે કહ્યું, 'રેબ ટેવ્યે! તમારે મોઢે બોલો. બીશો મા. અમે તમારુ માથું નહી વાઢી લઇએ'

મે વિચાર્યું, 'શું કરવું? આ ખોટું. તેમની ઇચ્છા બે રૂબલ દેવાની હોય અને હુ એક માગું તે ઠીક નહી. અને હું મારે મોએ બે રૂબલ કહુ તો તેમને લાગે કે આ ગાંડો થઈ ગયો લાગે છે. એટલી મોટી રકમ માગવા જેવું મેં કર્યું છે શું?' પણ મારી જીભ કાબૂમાં ન રહી અને હુ શું બોલું છુ તેનો વિચાર કરતા-પહેલા મેં મોટેથી કહી નાખ્યું. 'ત્રણ રૂબલ!'

અને એ બધાં ખડખડાટ હસી પડ્યાં. એવાં હસ્યાં કે મને થયું, ધરતી માર્ગ આપે તો એમા સમાઈ જાઉં.

મેં થોથરાતાં કહ્યું, 'માફ કરજો. ઘોડાને ચાર પગ છે તોય કયારેક ઠોકર ખાય છે. તો માણસને તો એક જીભ છે. ભૂલ થઈ જાય.'

હાસ્ય વધ્યું. પેટ પકડીને બધા હસ્યાં.

'બસ! હવે હસવાનું બંધ કરો!' ખિસ્સામાંથી પાકીટ કાઢી તેમાંથી પૈસા કાઢતાં—કહો જોઉં'

કેટલા પૈસા હશે? ના-ના! અટકળ તો કરો! દશ રૂબલની ચળકતી લાલ ચટક નોટ! સાચો સાચ!— ઘરના મોવડીએ કહ્યું, 'આ મારા તરફથી. અને હવે તમે બધાં ખિસ્સા ફંફોળો અને ઠીક લાગે તે આપો.'

અરે, હું તમને શું કહું? પાંચની ને ત્રણની ને એકની નોટોનો ટેબલ પર વરસાદ વરસ્યો. મારા હાથ-પગ ધ્રૂજવા લાગ્યા. મને બીક લાગી કે હું ક્યાંક બેભાન થઈ જઈશ.

'એમ! હવે ઊભા છો શું?' ઘરધણીએ કહ્યું, 'આ થોડા રૂબલ લઈ લો અને તમારાં છોકરાં ને બૈરી પાસે પહોંચી જાવ.'

'ભગવાન તમારા ભંડાર ભરપૂર ભરે!' બેય હાથે નોટો ભેગી કરીને ખિસ્સામાં ભરતા મેં બડબડાટી ચાલુ રાખી, 'તમારી બધીય આશા ભગવાન પૂરી કરે. ભગવાન તમને સદાય સુખમાં રાખે. ત્યારે હવે રામ-રામ! તમારી, તમારાં છોકરાંની અને તેનાં ય છોકરાંની ઉપર ભગવાનની મહેર, હાં!'

હું મારી ગાડી તરફ જતો હતો ત્યાં પેલી રેશમી શાલવાળી બાઈએ મને પાછો બોલાવીને કહ્યું, 'સાંભળો, રેબ ટેવ્યે! મારેય તમને કાંઈક આપવું છે. થાકયા ન હો તો કાલ સવારે પાછા આવજો. મારી પાસે એક ગાય છે—દૂઝણી ગાય. એક જમાનામાં આ ગાય દશ શેર દૂધ દેતી. પણ પછી કોઈની નજર લાગી ગઈ ને એ ગાય હમણાં દોવા દેતી નથી. એટલે કે દોવા તો દે છે પણ દૂધ આવતું નથી.'

'ભગવાન તમને સો વરસનાં કરે.' કહ્યું, 'ફિકર ન કરશો. એ ગાય જો તમે અમને દેશો તો અમે તેને દોશું એટલું જ નહીં—અમને દૂધ પણ દેશે. મારી બૈરી—ભગવાન એનું ભલું કરે—એવી કુશળ છે કે પાણીમાંથી કઢી બનાવી જાણે છે. દર અઠવાડિયે તો ચમત્કાર કરે છે. દર રવિવારે અમે દાળ-ભાત-રોટલી-શાક ખાઈએ છીએ. સાત છોકરા તેણે ઊછેર્યાં છે; મોટે ભાગે તેની પાસે છોકરાંઓને તમાચા સિવાય બીજું કાંઈ દેવાનું નથી હોતું—જવાં... હું કાંઈ વધારે પડતી લવારી કરતો હોઉં તો માફ કરજો. રામ રામ! ભગવાન તમારું ભલું કરો.' અને હું ત્યાંથી ઊપડ્યો.

હું બહાર ચોગાનમાં આવ્યો અને મારો ઘોડો શોધ્યો... ત્યાં તો હું સડક થઈ ગયો. ચારેકોર જોયું, પણ ઘોડાનું કોઈ નામ નિશાન ન મળે ને! 'બચ્ચા, ટેવ્યે!' મેં મનમાં કહ્યું, 'આ વખતે તું બરાબર ફસાયો.'

મેં ક્યાંક વાંચી હતી તે વાર્તા મને યાદ આવી. એકવાર કોઈ લૂંટારુ ટોળી કોઈ ભલાભોળા સાધુને ઉપાડી ગઈ. શહેરથી દૂર સુધી તેને ફોસલાવીને લઈ ગયા. ત્યાં તેને ખવડાવ્યું, પીવડાવ્યું અને પછી લૂંટારા એકાએક અલોપ થઈ ગયા. સાધુની પાસે રહી એક સોળ વરસની સુંદરી. સાધુ એ સુંદરીને તાકી રહ્યો ત્યાં તે વાઘણ બની ગઈ. વાઘણમાંથી બિલાડી. અને તેમાંથી નાગણી બની ગઈ.

'સંભાળજે, ટેવ્યે!' મેં મનમાં કહ્યું, 'હવે તારું શું થાય તે કહેવાય નહીં.'

'મનમા મનમા શું ગણગણો છો?' તે લોકોએ પૂછ્યું.

'શું ગણગણું છું? મારું કપાળ! હું પાયમાલ થઈ ગયો. મારો અખિલ ઘોડો...'

'તમારો ઘોડો' તેમણે કહ્યું, 'તો તબેલામાં છે.'

હું તબેલામાં ગયો. નજર નાખી તો સાચોસાચ મારો હાડકાંના માળખા જેવો ટટ્ટુ તેમના જાતવંત ઘોડાઓની હારોહાર ઊભો ઊભો પલાળેલા ચણા ખાવામાં ગુલતાન હતો. જિંદગીમાં ખાવાનો આ છેલ્લો વારો હોય તેમ તે બચડબચડ ચાવવા માંડ્યો હતો.

'જો—મેરુ!' મેં ઘોડાને કહ્યું, 'આપણે ઊપડવાનો વખત થઈ ગયો છે. તું ભૂંડા જેવો ફૂલી જા તે ઠીક નહીં. હવે એક બૂકડો યે વધારે ભરીશ તો ભારે પડી જશે.'

આખરે મેં તેને સમજાવી ફોસલાવીને ગાડીમાં જોડ્યો અને અમે હરખથી ઘર તરફ ઊપડ્યા. એક પછી એક ગીતની કડી ગવાતી જતી હતી. અને મારો અડિયલ ઘોડો—અરે, તમે તેને જુઓ તો ઓળખો ય નહીં ને! મારે તેને ચાબૂક અડાડવો જ ન પડ્યો.

અમે ઘેર પહોંચ્યા ત્યારે મોડું થઈ ગયું હતું, પણ મેં આનંદની કિકિયારી કરી મારી ઓરતને જગાડી.

'રામ—રામ!' મેં કહ્યું, 'ગોલ્ડે! અભિનંદન! નસીબ ઊઘડ્યાં!'

'તમારાં તાવડીનાં તળિયાં જેવાં નસીબ તો આદિકાળથી ઊઘડેલાં જ છે ને!' તેણે જવાબ દીધો,

'અરે, મારા કમાઉ ધણી' તમારુ મોઢુ કેમ મેળ લેતુ નથી? કોઇના લગન-બગનમા ગ્યા'તા?'

'અરે! લગન ને બગન બધુ' હતુ' મે કહ્યુ, 'તુ' જરા ખમ. અને હુ' જે ખજાનો લાવ્યો છુ તે જો પણ પહેલાં છોકરાવને જગાડ એ બાપડા મને પેટ્ટુપેટની મીઠાઈ આપતા!'

'તમારુ' ખસી ગયુ છે?' તેણે પૂછ્યુ, 'ગાડા થઇ ગ્યા છો? કે મગજ ઠેકાણે નથી? કે બેભાન દશામા લવારો કરો છો? મને તમારુ ઠેકાણે નથી દેખાતુ.'

અને પછી તો ઓરતના જ ખજાનામા હોઇ શકે તેવી ગાળોનો વરસાદ તેણે મારા પર વરસાવ્યો.

'બાયડી એ બાયડી!' મે કહ્યુ', 'રાજા સોલોમન કહેતા કે તેની હજાર બાયડીમાથી એકેયમા કાઇ માલ નહોતો. હવે ઝાઝી બાયડી કરવાનો રિવાજ નીકળી ગયો છે તે સારુ' છે!'

અને હુ' બહાર જઇને ગાડીમાથી મને મળેતી બધી ચીજો લઈ આવ્યો. એ બધી વસ્તુઓ મે ટેબલ પર મૂકી. અને મારો આખો રસાલો આ ખાદ્ય પદાર્થો જોઇને ભૂખ્યા વરૂની જેમ તેના પર તૂટી પડ્યો એ લોકો મોટા મોટા કોળિયા ભરી બચબચ કરતા જે રીતે ચાવતા હતા તે જોવા જેવુ હતુ બાઈબલમા કહ્યુ છે, 'અને તેઓ તૃપ્ત થયા' હુ પણ એ જ વાક્ય કહી શકુ' તેમ હતો મારી આખમા ઝળઝળિયા આવી ગયા

'હ!' મારી સગાથિનીએ કહ્યુ 'આ રીતે ધુમાડાબધ ગામ જમાડવા કોણુ બેઠુ છે? અને તમે રગમા કેમ છો! છાંટો પાણી કોણે દીધા?'

'તુ જરા ખમ' મે કહ્યુ, 'હુ તને અથથી ઇતિ બધુ કહીશ, પહેલા ચા બનાવ. પછી આપણે ટેબલ આસપાસ ગોઠવાઈને ચા પીશું'. લોકોએ અવારનવાર એમ કરવુ જોઇએ આપણુને તો ક્યારેક જ આવો મોકો મળે આજ માણીએ હવે આપણે પગભર થશુ આપણી પાસે ટકે દશ શેર દૂધ આપતી ગાય આવશે. ભગવાનની મરજી હશે તો આવતી કાલે હુ એ ગાય અહીં હાંકી આવીશ અને-અને-ગોલ્ડે' પ્રિયે' આ તો જો...' કહી મે ખિસ્સામાથી લાલ, લીલી, પીળી નોટો કાઢવા માડી, 'લે, ગોલ્ડે' હવે આપણે જોઇએ કે તુ કેવીક હોશિયાર છો! કહે જોઇએ, આ કુલ કેટલા પૈસા છે?'

મે મારી પત્ની તરફ જોયુ એ ધરબાઈ ગઈ હતી એક હરફ ન કાઢી શકીને' 'ભગવાન તારુ ભલુ કરે!' મે કહ્યુ, 'તુ ગભરાઇ શુ ગઈ? તને એમ છે કે હુ આ ચોરી લાવ્યો છુ'? ગોલ્ડે' મને ઊંડુ દુખ થાય છે, આટલા વરસથી તુ મારી ઓરત છો, છતા મારે વિશે આવી કલ્પના કરી શકે છે? છટ્! આ પૈસા પાક છે, મારી બુદ્ધિ અને પરસેવાની આ કમાણી છે બે બાઈઓને મે મોટી આફતમાથી બચાવી. હુ ન હોત તેમનુ શુ થાત તે કહેવાય નહી!'

અને મે' તેને અથથી ઇતિ બધુ કહી બતાવ્યુ' -મારા રઝળપાટની બધી વાત. અમે ફરી ફરીને પૈસા ગણ્યા. એક ઢગલી અઢાર રૂબલની હતી-નસીબ દાર આકડો, કા?-અને બીજી અઢાર રૂબલની ઢગલી અને એક રૂબલ વધારાનો. એકદર સાડત્રીશ રૂબલ.

મારી પત્ની રડવા માડી.

'અરે, ગાડી બાઈ' તુ રડે છે શીદ?' મે પૂછ્યુ'

'આસુ અટકે નહી તો રડ્યા વિના કેમ રહેવાય! હૃદય ભરાઇ જાય ત્યારે આખો વાટે ખાલી થાય છે હે, ભગવાન' ટેવ્યે! આજ મને થાતુ'તુ કે તમે કાઇક સારા સમાચાર લાવશો મારી દાદી ઝીટલ-ઈશ્વર તેના આત્માને શાતિ આપો'-કેટલાય વર્ષોથી એ મને સપનામા આવ્યા નથી તમે ઘેર આવ્યા તે જ વખતે મને મારી દાદીનુ સપનુ આવતુ હતુ દૂધનુ બોઘરુ ભરીને એ ક્યાક જતા હતા. કોઇની નજર ન લાગે તે માટે તેમણે બોઘરાં પર પટકુ' ઢાક્યુ હતુ. અને છોકરા બૂમો મારતાં હતા, 'મા . રવિવાર પહેલા આ બધી મીઠાઈ ખલાસ ન કરી જશો' મે વચ્ચે કહ્યુ 'તારી દાદી ઝીટલ ભલે સ્વર્ગમા રહી આમાં એ આપણને શી મદદ કરી શકે તેમ છે તેની મને ખબર નથી તેને ભગવાન પર છાડો. ભગવાને આપણને ગાય અપાવી એટલે તે જ ગાયને દૂઝણી કરી દેશે. પણ -ગોલ્ડે' હવે તારી સલાહની જરૂર છે. કહે, આ પૈસાનુ શુ' કરવુ?'

'ઇ સાચુ, ટેવ્યે', તેણે કહ્યુ, 'તમે આ પૈસાનુ શુ કરવા ધાર્યુ' છે?'

'હ! આપણે તેનુ શુ કરશુ? પૈસા શેમા રોકશુ?'

અને અમે એક પછી એક જુદી જુદી યોજનાઓ ઘડવા માંડી. મોજું કસીકસીને અમે જગતમાં શક્ય એવાં અનેક સાહસોનો વિચાર કરી નાખ્યો. એ રાતે અમે મનમાં સૂઝે એવા બધા 'ધંધા કરવાનું' ગોઠવી કાઢ્યું. અમે ઘોડા લીધા. નફાથી વેચ્યા, ઓઇઓરિકમાં કરિયાણાંની દુકાન કાઢી. પછી એ બધું વેચીને બીજો વેપાર માંડ્યો. થોડી જમીન ખરીદી. તેમાંથી કમાયાં અને પછી વ્યાજ વટાવનો ધંધો આદર્યો.

'સંભાળજો!' ગોલ્ડેએ કહ્યું. 'ખોટું સાહસ ન કરશો. તમે તો આ બધા પૈસા ખોઇ નાખશો, તમને ખબર પડશે એ પહેલાં તો પાઇએપાઇ ખલાસ થઇ જશે ને તમારા હાથમાં પાટો ચોખ્ખ જ રહેશે.'

'તારો શો વિચાર છે?' મેં પૂછ્યું, 'અનાજની દુકાન કરી બધી મૂડી ગુમાવું? હમણાં ઘઉંના ભાવ કેવા બેસી ગયા છે! જાન્ન માનતી હો તો ઓડેસામાં જઇને જોઈ આવ.'

'મારે ને ઓડેસાને શું? મારા દાદાએ કોઇ દી' ઓડેસા જોયું નો'તું અને હું સાજી સારી બેઠી છું ત્યાં સુધી મારાં છોકરાં ય એ શહેર જોવાનાં નથી.'

'તો? તારે કરવું છે શું?'

'કરવું છે શું? મારે તો એટલું જ જોઇએ કે તમે મૂરખની જેમ ન વર્તતા કંઇક અક્કલથી કામ કરો.'

'તું મોટી અક્કલવાળી! હાથમાં થોડા પૈસા આવ્યા ત્યા તું એકાએક ડાહી બની ગઇ! હમેશાં આમ જ થતું આવ્યું છે.'

અમે કેટલીક બાબતમાં અસંમત થયાં. થોડું ઝઘડ્યાં. દલીલો કરી. પણ છેવટે અમે જે નક્કી કર્યું તે આ હતું. એક બીજી ગાય ખરીદવી અમને મળવાની હતી તે ઉપરાંત બીજી. સાચેસાચ દૂઝણી હોય તેવી ગાય.

તમે પૂછશો, 'ગાય શું કામ?'

મારો જવાબ છે, 'ગાય શું કામ નહી?'

અમે બોઇબેરિકથી કેટલાં નજીક છીએ! અને યેહુપેઝના શ્રીમંતો ઉનાળામાં હવા ખાવા માટે ત્યાં આવે છે. એ લોકો એવાં સુધરેલાં છે કે તેમને માટે બધું થાળીમાં હાજર થવું જોઇએ—દૂધ, ઘી, મીઠાઇ, શાકભાજી, મરી, મસાલો, બધું જ! કોઈ એમનાં રસોડામાં દૂધ-દહીં-માખણ પહોંચાડવાનો ધંધો કરે તો શો વાંધો? આ યેહુપેઝવાળા ખાવાપીવાના શોખીન છે અને પૈસા દેવા તૈયાર હોય છે.

મુખ્ય વાત એ છે કે માલ સારો હોવો જોઇએ. દૂધ ઘાટું જોઇએ. ને માખણ પીળું-રેડ ધમકતું હોવું જોઇએ. અને મારાથી ચઢિયાતાં દૂધ-માખણ તમને ક્યાં મળવાનાં છે?

આમ અમારું ગાડું ચાલે છે.

યેહુપેઝના લોકો-રશિયનો પણ અનેકવાર મને રસ્તા વચ્ચે અટકાવીને મારા માલની માગણી કરે છે. એ લોકો કહે છે, 'ટેવ્યે! અમે સાંભળ્યું છે કે તું યહૂદી કૂતરો હોવા છતા પ્રમાણિક માણસ છે......'

હવે, કહો જોઉં! માણસની આવી કદર ક્યારે થાય છે? આપણા લોકો આપણાં વખાણ નહીં કરવાના, તેઓ તો અદેખાઇથી બળી મરવાના.

આપણા લોકોએ જોયું કે ટેવ્યે પાસે બે ગાય છે, નવી ગાડી છે, ત્યારે તેઓ મગજ કસવા લાગ્યા 'આ બધું તેને ક્યાંથી મળ્યું? કેવી રીતે મળ્યું? કાં તો તે નકલી સિક્કા પાડતો હશે. અગર ખાનગીમાં દારૂ ગાળતો હશે.'

હું એમને ફિકર કરતા રહેવા દઉં છું, 'દોસ્તો! તમતમારે માથાં ખજવાળ્યા કરો. અને મગજનું દહીં કર્યા કરો! હું બે પૈસા રળી ખાઉં છું એ ન જોવાતું હોય તો માથાં ફૂટી મરો!'

મારી આ વાત તમે માનશો કે નહીં તેની મને ખબર નથી. આ વાત મેં સૌથી પહેલાં તમને જ કહી છે.

મને લાગે છે કે મેં વધુ પડતું કહી નાખ્યું છે. તમને ય એમ 'લાગતું' હોય તો માફ કરજો. હું ઘડીભર ભૂલી ગયો કે સૌને કામ હોય છે. આપ્તધર્મમાં કહ્યું છે કે દરજીનો દીકરો જીવે ત્યાં સુધી સીવે.

સલામ આલેકુમ! તમે તમારી ચોપડીઓ લખ્યા કરો- અને હું મારાં દૂધનાં બોઘરાં...

એક અરજ કરી દઉં. તમારી ચોપડીઓમાં ક્યાંય આ વાત ન મૂકશો. અને મૂકો તો મારું નામ તો ન જ આપશો.

ચાલો, ત્યારે રામરામ!

# ગાંધીજીનાં દૃષ્ટાંતો

રમેશ હા० દેસાઈ

## અંધકૂપમાંથી ઊગર્યો.

મીરાબાઈ વૃંદાવનમા ગયા અને એક સાધુનો દરવાજો ઠોકચો

સાધુએ કહ્યું કે હુ કોઈ પણ સ્ત્રીનુ મો જોતો જ નથી

એટલે મીરાબાઈએ જવાબ આપ્યો કે તમે કોણ છો? હુ તો માત્ર એક જ પુરુષને જાણુ છુ અને તે ઈશ્વર છે

આ સાભળી પેલા સાધુએ દરવાજો ઉઘાડી નાખ્યો અને મીરાબાઈને સાષ્ટાગ નમસ્કાર કરીને કહ્યું કે, આજે મારી આખો ઊઘડી છે હુ અધકૂપમાથી ઊગર્યો છુ

## ભોજનાન્ન અને જ્ઞાનાન્ન

જે જ્ઞાનની અદર નમ્રતા નથી, કોમળતા નથી એ જ્ઞાનને શુ કરવુ?

કૌશિક મુનિએ પોતાની ઉપર પક્ષીની ચરક પડી ત્યારે ક્રોધ કર્યો તેથી પક્ષી બળીને ભસ્મ થઇ ગયુ પોતાના તપની આ શક્તિ જોઈ મુનિને મનમા સહેજ અભિમાન થયુ

પછી એ એક જણને ત્યા અતિથિ થઇને જાય છે. ઘરની બાઇ પોતાના પતિની સેવામા પરોવાયેલી હતી એટલે અતિથિને ઊભા રાખે છે

પતિની સેવા પૂરી થયા પછી મુનિ પાસે ખાવાનુ લઈને જાય છે અને મોડુ થયાનુ કારણ કહી મુનિની માફી માગે છે

એટલે મુનિને ક્રોધ ચડચો

પેલી બાઈએ કહ્યુ 'હુ કાઈ પેલી ચકલી નથી કે તમારા ક્રોધથી બળી જાઉં અને તમે આમ ક્રોધ કરો એ જ્ઞાન ન કહેવાય'

એટલે કૌશિક મુનિને જ્ઞાન થયુ અને એમણે પેલી બાઇને કહ્યું 'તે તો મને બે પ્રકારનુ ભોજન આપ્યુ એક ભોજનાન્ન અને બીજું જ્ઞાનાન્ન'

## દરદનો સદુપયોગ

ફ્રાસની એક અઢાર વરસની બાળાએ પોતાની મરણતોલ માદગીમા પોતાની સુવાસ એટલી ફેલાવી કે હવે તેને 'સેન્ટ'ની (સતની) પદવી મળી છે એણે તો અખડ નિદ્રા સેવી

પોરબદર પાસે બિલખાના લાધા મહારાજને કોઢ થયો હતો એ બિલખાના શિવાલયમા આસનબદ્ધ થઈ બેઠા ને નિત્ય રામનામ જપે, રામાયણ પઢે છેવટે રોગમુક્ત થયા ને પ્રખ્યાત કથાકાર થયા તેમને મે જોયેલા હતા એમની કથા સાભળી હતી

જે ઈશ્વરભક્ત છે તે તો દરદનોયે સદુપયોગ કરી શકે છે, દરદથી હારતા નથી

## માર્યા વિના મરો

આપણે સૌ જો એક ઈશ્વરના સતાન હોઈએ તો આપણે શા સારુ એકબીજાનો ડર રાખીએ અથવા આપણાથી જુદો મત ધરાવનારનો દ્વેષ કરીએ? પણ આપણે જેની ઘૃણા કરતા હોઇએ તેવું કૃત્ય કરનાર મુસલમાનને તે કૃત્ય કરવા દઇએ?

મારુ બધુત્વ ઉત્તર આપે છે 'હા'

અને હુ તેમા ઉમેરુ છુ 'તમારે તમારો ભોગ આપવો તમે જે તમને પ્રિય હોય તેને બચાવવા માગતા હો તો તમારે માર્યા વિના મરવુ.'

મને આવી ઘટનાઓના અનુભવ છે

તમારામા પ્રેમ સાથે કષ્ટ ભોગવવાની હિંમત હોય તો તમે પાષાણ-હૃદયને પણ પિગળાવી શકશો

## બલિદાનનું સ્થાન

રામનાં સાથી સગાં હતાં. યુધિષ્ઠિરનાં પણ તેમ જ. મહમદ પયગમ્બરનાં તેમ જ. જિસસના સાથીમાં તેના ભાઈ હતા.

લૉર્ડ સૉલ્સબરીએ પોતાની આસપાસ સગાંઓને રાખ્યાં હતાં. તેની કોઇએ ટીકા કરી ત્યારે કહ્યું:

'આ બલિદાનમાં મારાં સગાંઓને ન હોમું તો કોને હોમું? એની ઉપર વિશ્વાસ ન મૂકું તો કોની ઉપર મૂકું? બીજા મારાં સગાં લાયક નીકળે તો તેને પણ હું આમાં હોમું. મારે સારું આ પૈસા કમાવાનું સ્થાન નથી. બલિદાનનું છે.'

## અદ્ભુત ત્યાગ

પેગંબરસાહેબના દેહાંત પછી થોડાં જ વરસમાં અરબ અને રૂમીઓની વચ્ચે જંગી લડાઈ થઇ. તેમાં બન્ને બાજુના યોદ્ધાઓનાં ખૂબ મરણ થયાં. ઘણા જખમી પણ થયા. સાંજ પડે એટલે સામાન્ય રીતે લડાઈ પણ બંધ થાય.

એક દિવસ આ પ્રમાણે જ્યારે લડાઇ બંધ થઈ ત્યારે અરબોના લશ્કરમાં એક અરબ પોતાના કાકાના દીકરાને ગોતવા નીકળ્યો. તેની લાશ મળે તો દફનાવે, અને જીવતો જોવામાં આવે તો સારવાર કરે. કદાચ તે પાણીની ઝંખના કરતો હશે એમ સમજી આ ભાઇએ પોતાની સાથે લોટો ભરીને પાણી રાખ્યું.

તરફડિયાં મારતા જખમી સિપાઈઓની વચ્ચે ફાનસ લઈને તે જોતો જાય છે તો પોતાનો ભાઇ હાથ આવ્યો. અને તે સાચે જ પાણીની ઝંખના કરતો હતો. જખમોમાંથી લોહી વહ્યા કરતું હતું. તેના જીવવાની આશા થોડી જ હતી. આણે તેની પાસે પાણી ધર્યું.

એટલામાં કોઇ ઘાયલ થયેલાનો 'પાણી, પાણી' એવો અવાજ આવ્યો. એટલે આ દયાળુ સિપાઇએ પોતાના ભાઈને કહ્યું: 'પેલાને પાણી આપી આવ અને પછી મને પાજે.' જે દિશામાંથી અવાજ આવતો હતો તે દિશામાં ઉતાવળે પગલે આ ભાઇ પહોંચ્યો.

આ જખમી એક સરદાર હતો.

પેલો પાણી આપવા જાય છે અને સરદાર લેવા જાય છે, તેવામાં ત્રીજી દિશાએથી પાણીની રાડ આવી.

આ સરદાર પણ પેલાના જેટલો જ પરગજુ. એટલે તેણે માંડ માંડ કંઈક બોલીને અને કંઈક ઈશારાથી સમજાવ્યું કે, પહેલાં જ્યાંથી રાડ આવી છે ત્યાં પાણી પાઈ આવો.

નિસાસો નાખતો નાખતો આ ભાઈ પવનવેગે જ્યાંથી આ આર્તનાદ આવતો હતો ત્યાં પહોંચ્યો, એટલામાં તો આ જખમી સિપાઇએ છેલ્લો શ્વાસ લીધો અને આંખ મીંચી. તે પાણી ન પામ્યો. એટલે ઝટ જ્યાં પેલો જખમી સરદાર પડ્યો હતો ત્યાં આ ભાઈ પહોંચ્યો. જુએ છે તો તેની આંખ પણ મીંચાયેલી. દુઃખી હૃદયે, ખુદાની બંદગી કરતો કરતો તે પોતાના ભાઈની પાસે પહોંચ્યો. તો તેની નાડી પણ બંધ જોઈ અને તેનો જીવ ચાલ્યો ગયો હતો.

આમ ત્રણમાંથી કોઈ પાણી ન પામ્યો. પણ પહેલા બે પોતાનું નામ અમર કરીને ચાલ્યા ગયા. ઇતિહાસનાં પાનાંમાં આવા નિર્મળ ત્યાગના દાખલાઓ તો ઘણા જોવામાં આવે છે.

ઉપરનું અદ્ભુત દૃષ્ટાંત આપવાનો હેતુ તો એ છે કે, પેલા વીર પુરુષોના જેવો ત્યાગ આપણામાં આવો, અને આપણી કસોટીનો વખત આવે ત્યારે આપણે બીજાને પાણી આપીને પીએ, બીજાને જિવાડીને જીવીએ, અને બીજાને જિવાડતાં પોતે મરીએ તો હસતે મુખે ચાલ્યા જઇએ.

## ધર્મપાલન

મારી માતા હવેલીનાં દર્શન કર્યા વિના ખાતી નહીં. એ મને કહેતી કે હું ત્યાં પવિત્ર થવા માટે, મારું ધર્મપાલન થાય એ માટે જાઉં છું.

મેં એને પ્રણામ કર્યા.

મને થયું એ માતાને હું શો ધર્મ શીખવીશ.

## શરીરને અક્ષય બનાવવાની

# દિશા ભણી

ડૉ૦ કુસુમ દેસાઈ

વીસ વરસની વાત પર વૈજ્ઞાનિકોએ અણુના રહસ્યનું પ્રકટીકરણ કર્યું અને અણુયુગનો - આણ્વિકયુગની મહત્તાનો આરંભ થયો. છેલ્લા દશ વરસમાં એ રહસ્યની પેઠે જ એક બીજા આશ્ચર્યજનક રહસ્યનું પ્રકટીકરણ થઇ રહ્યું છે. તે છે જીવિત માનવીય કોષનું. આ જીવિત માનવીય કોષ જાતે જ માણસના જીવનના રહસ્યનું મૂળ છે અને તે કારણે જ, આજે દુનિયા આશાભરી નજરે એ સુવર્ણયુગના આગમનની પ્રતીક્ષા કરી રહી છે, જેમાં કેન્સર અને માનસિક વિકૃતિઓ જેવા અસાધ્ય ગણવામા આવતા રોગોની દારુણ યાતના પણ માણસ ક્યારેય પણ પરાજિત કરી શકશે નહિ.

આજે જે વૈજ્ઞાનિકોના હાથમાં કોષોના આ અદ્ભુત રહસ્યના પ્રકટીકરણની ચાવી છે, એમને 'તંતુ સંસ્કાર વિશેષજ્ઞો' (ટીશ્યુ કલ્ચર સ્પેશિયાલિસ્ટ) કહેવામા આવે છે. છેલ્લા પંદર વરસથી આ વૈજ્ઞાનિકો શોધ કરી રહ્યા છે, પરતુ એ દરમિયાન એમને કેટલીએ વાર નિષ્ફળતા, અપયશ, અને વિરોધોના દુંખ સહન કરવા પડયા છે. પરતુ આવી અડચણો છતા આ વૈજ્ઞાનિકોએ ખાસ્સી પ્રગતિ કરી છે અને એમ લાગે છે કે નજદીકના જ ભવિષ્યમા તેમની અનવરત સાધના માણસ માત્ર માટે કલ્યાણમયી સિદ્ધિનું પ્રેરક વરદાન મેળવી શકશે.

અત્યાર સુધીની ખોજને અંતે તેમણે એક એવી દવા બનાવી છે જે લ્યુકેમિયા (કેન્સરનો એક પ્રકાર) થી નીપજતા મૃત્યુની અવધિ વધારી શકે છે અને બીજા અન્ય રસાયણો—જે અત્યારે તો પ્રાયોગિક અવસ્થામા છે—પણ કેન્સરના બીજા-ત્રીજા પ્રકારોને હટાવી—હઠાવી શકશે.

આ રાસાયણિક ઔષધોની શોધના ક્રમમા જે બીજા વૈજ્ઞાનિક ઉપપરિણામો સિદ્ધ થયાં છે, તે પણ ચિકિત્સા-શાસ્ત્રની દૃષ્ટિએ ઓછા મહત્વના નથી તેનાં સૂત્રો પકડી લઇને અત્યત મહત્ત્વનાં ચિકિત્સા-શાસ્ત્રીય આવિષ્કારોની સંભાવનાઓ છે. આ ઉપલબ્ધિઓમાં એક છે માનવ-અંગના કોઈ એક ભાગ માથી લેવામાં આવેલા સૂક્ષ્મતમ અંશ (કોષ)ની ટેસ્ટ-ટ્યુબ અથવા બીજા સંરક્ષણપ્રદ સાધનોમા પ્રકૃત રીતે પોષણ લેવાની અને પુનર્નિર્માણ કરવાની ક્ષમતાનું અન્વેષણ. આ ટીશ્યુ-કલ્ચર-સ્પેશિયાલિસ્ટ કોઈ મનુષ્ય શરીરમાંથી લેવામા આવેલા કોષને તેના મૃત્યુ પછી પણ અનંત કાળ સુધી જીવિત રાખી શકે છે.

૧૯૫૪ના વરસની વાત છે. ન્યુયોર્કના એક ક્લીનીકમાં જ્યોર્જ એસ૦ નામના એક યુવકના મસ્તિષ્ક-વ્રણ (મગજનુ ઘારું કહીશું?)નું ઓપરેશન કરવામાં આવ્યું હતુ. વ્રણના કોષોને કોલમ્બિયા યુનિવર્સિટીના વૈજ્ઞાનિકો અને ચિકિત્સકો તેમજ શરીર-શાસ્ત્રીઓએ, આ રોગના વિષયમા અધિક જાણકારી પ્રાપ્ત કરી લેવાના આશયથી—આ રોગે એ રોગીનો તો જીવ લીધો હતો જ—પોતાની પ્રયોગશાળામા જીવિત રાખ્યાં અને તેમને કુદરતી રીતે વિકસિત થવાની સગવડ પણ આપી આ વ્રણ કોષ આજે પણ હજી જીવિત છે, અને એને વૈજ્ઞાનિક ધારે ત્યાં સુધી જીવાડી શકે તેમ છે. બાલ્ટીમોરના જોન હોપકિન્સ યુનિવર્સિટીના ચિકિત્સા શાસ્ત્રીય વિદ્યાલયવાળા ડૉ. જ્યોર્જ ઓ૦ ગે૦ પાસે કેન્સર રોગનું તંતુ વરસો સુધી જીવતુ રાખેલું. એ તંતુ ત્રેવીસ વરસ અગાઉ મરણ પામેલી એક બીનુ હતું એ સ્ત્રી કેન્સરથી મરી ગઇ હતી.

પ્રયોગશાળાએ શોધેલા આ આશ્ચર્યનુ રહસ્ય, પેલા અસંખ્ય કોષો છે જે મનુષ્ય શરીરમા પરિવ્યાપ્ત તો છે જ, બલ્કે પ્રતિક્ષણ પોતાની પુનર્નિર્માણ ક્ષમતાથી પોતાને નવીન બનાવ્યા કરે છે. એક કોષ મરે છે અને બીજો તરત દ્વિભક્ત થઇને તેની ખોટ પૂરી કરે છે અને જ્યાં સુધી આ ક્રમ અબાધિત રીતે ચાલ્યા કરે છે, તેમાં કોઇ પ્રકારની અટકાવટ કે અંતરાય

-નથી થતો ત્યાં લગી શરીર સ્વસ્થ રહે છે. પરંતુ આ અદ્દભુત પુનર્નિર્માણની ક્ષમતાની સાથે જ આ કોષોના સ્વભાવમાં એક દોષ પણ છે. આ દોષ જ કેન્સરનું કારણ છે. તે એ છે કે અસંખ્ય કોષોમાં માત્ર એક જ કોષ વિકારગ્રસ્ત થાય તો તેનું વ્યાપક પરિણામ કેન્સર જ છે.

વૈજ્ઞાનિકોએ આ કોષોને જીવિત રાખવાની રીત મેળવી લીધી છે અને તેથી તેઓ સ્વસ્થ અને વિકાર-ગ્રસ્ત બન્ને પ્રકારના કોષોને પ્રયોગશાળામાં જે તે સ્થિતિમાં રાખીને જીવિત અને પુનર્વૃદ્ધિશીલ રાખી લે છે. જ્યારે તેઓ એ વસ્તુ જાણી લે છે કે કયા કારણે અને કઈ સ્થિતિમાં કોઈ એક કોષ વિકાર-ગ્રસ્ત થાય છે ત્યારે તેઓ તરત જ તેની પુનર્નિર્માણ શક્તિને પ્રતિરુદ્ધ કરવાની યુક્તિઓ શોધવા લાગે છે અથવા તજ્જન્ય રોગના કારણને સદા માટે નિર્મૂલ કરવાના ઉપાયો શોધે છે.

કોષોની આ પુનર્નિર્માણ પ્રક્રિયાને ડૉ૦ ગ્રેની પ્રયોગ-શાળામાં વિશિષ્ટ અણુવીક્ષણ યંત્રની સહાયતાથી જોઈ શકાય છે, તેમાં તે પોતાના કુદરતી આકાર કરતાં એક સો ગણો વિકસિત નજરે પડે છે. અણુવીક્ષણ યંત્ર વડે જોવામાં આવેલા કોષોનું જીવન રોચક જ નહીં, ભયાનક પણ હોય છે; કારણ કે એમાં જોનારની નજર સામે જ કોષોનું મરણ, તેમનું યુદ્ધ અને નિરંતર વિભાજન કુદરતી માપથી વધારે વૃદ્ધિત રૂપમાં જોવા મળે છે.

ટીસ્યુ-કલ્ચર-સ્પેશિયાલિસ્ટ, કોષોના આ અદ્દભુત રહસ્યને પકડી પાડવાને માટે કેટલીએ પદ્ધતિઓ અખત્યાર કરે છે. આ તમામ વિશેષજ્ઞોમાં ન્યુયોર્કની કેન્સર ઇન્સ્ટીટ્યુટવાળા ડૉ૦ જોન જે૦ બીસેલીની પદ્ધતિ સૌથી વધુ મહત્ત્વની છે. આ પદ્ધતિ એમણે ઈ૦સ૦ ૧૯૩૯ માં સ્થાપી. ડૉ૦ બીસેલીની પદ્ધતિએ કેન્સર નિવારણની આખીએ ચિકિત્સા પદ્ધતિની દિશા જ બદલી નાખી. આજ સુધી મનાતું કે સાધારણ કોષ અને કેન્સર-વિસ્તારક વિકાર-ગ્રસ્ત કોષ એક જ છે. તેથી તેનું નિર્મૂલન કોઈ હિસાબે પણ રાસાયણિક ઉપચાર દ્વારા સંભવિત નથી. પણ ડૉ૦ બીસેલીએ પોતાના પ્રયોગોથી એ સિદ્ધ કરી આપ્યું કે કેટલાક એવા પણ રાસાયણિક દ્રવ્યો છે, જેને સાધારણ કોષ ગ્રહણ કરી શકતા નથી, જ્યારે વિકાર-ગ્રસ્ત કોષ એને આત્મસાત્ કરી લે છે. અને આ જ પ્રાયોગિક ભૂમિકા પર એમણે એવો સિદ્ધાંત પ્રતિપાદિત કર્યો કે, વિશેષ રાસાયણિક દ્રવ્યો દ્વારા સાધારણ અને સ્વસ્થ કોષોને પ્રભાવિત કર્યા સિવાય જ વિકાર-ગ્રસ્ત કોષોને નિર્જીવ કરી શકાય છે. પોતાના આ સિદ્ધાંતને પ્રમાણ-સિદ્ધ કરવા માટે એમણે બે ઉંદરોના કોષ લીધા, જેમાં એક સ્વસ્થ હતો બીજો કેન્સરગ્રસ્ત. નિર્ધારિત રાસાયણિક દ્રવ્યની પ્રતિક્રિયા બન્ને કોષો પર કોઈ જાતની થાય છે તેનું ક્રમિક નિરીક્ષણ અણુવીક્ષણ દ્વારા કરવામાં આવ્યું.

અંતે, પોતાના પ્રયોગોમાં સફળ થઈને ડૉ૦ બીસેલીએ એક રાસાયણિક સંમિશ્રણ તૈયાર કર્યું, જેને '૨, ૬-ડાયમિનોપ્યુરિન' કહેવામાં આવે છે. આ રાસાયણિક સંમિશ્રણથી કેન્સરગ્રસ્ત કોષ મરી જાય છે, અને સાધારણ કોષ જીવિત રહે છે.

આ પ્રયોગોના સિલસિલામાં લેવામાં આવેલા ફોટોગ્રાફ આ દિશામાં આગળ શોધ કરનારાઓને ખૂબ ઉપયોગનાં છે. ડૉ૦ રૌડસ કહે છે કે ચિત્રો કેન્સર ક્ષેત્રમાં એટલાં મહત્ત્વનાં છે જેટલો આણવિક ક્ષેત્રમાં ડૉ૦ આઈન્સ્ટાઈનનો સાપેક્ષવાદનો સિદ્ધાંત. ડૉ૦ બીસેલીના આ ટીસ્યુ-કલ્ચરના કામે જ લ્યુકેમિયાથી નીપજતા મૃત્યુની અવધિ વધારી આપી અને બીજા કેન્સરોમાં પણ આશા નીપજાવી.

ટીસ્યુ-કલ્ચર-સ્પેશિયાલિસ્ટોએ એક બીજું મહત્ત્વનું કાર્ય કર્યું છે. આ કાર્યે એક અજ્ઞાત અને પ્રખ્યાત મહિલા શ્રીમતી હેલેન લેક૦ જેઓ ગર્ભાશયદ્વારના અસાધ્ય કેન્સરથી મૃત્યુ પામી હતી-ને હમેશા માટે અમર કરી દીધી. આ મહિલા ઈ૦સ૦ ૧૯૫૧માં જોન હાપકિન્સ હૉસ્પિટલમાં મરી ગઈ હતી અને વૈજ્ઞાનિકોએ તેનાં કેન્સર-કોષોને ટીસ્યુ-કલ્ચર પ્રણાલીથી આજ સુધી જીવિત રાખી મૂક્યા છે.

અન્ય પ્રયોગોની પેઠે, શરૂમાં તો આ પ્રયોગ પણ સફળ ન લાગ્યો, પણ પાછળથી જાણી શકાયું કે આ કેન્સરગ્રસ્ત કોષો પણ બહુધા અન્ય સાધારણ કોષોની પેઠે પુનર્નિર્માણશીલ છે. એ પણ જાણી શકાયું કે તેમાં જીવિત સાધારણ કોષના લગભગ તમામ લક્ષણો વર્તમાન છે, અને તેઓ પણ સ્ટ્રેપ્ટોમાયસિન પ્રકૃતિ બદલતાં નથી. એક બીજા મહત્વનું પરિણામ એ સિદ્ધ

કરવામા આવ્યુ કે કેન્સરકોષ પોલિયો વિષાણુ (વાયરસ)ને ઘણી જ તીવ્રતાથી ગ્રહણ કરી લે છે. કોઇ વિષાણુ જાતે જ પુનર્નિર્માણક્ષમ હોતો નથી, તે બીજા જીવિત કોષ સાથે સન્નિવિષ્ટ રહીને જ તેની પુનર્નિર્માણ શીલતાનો આત્મવૃદ્ધિ માટે ઉપયોગ કરે છે જ્યારે શ્રીમતી એલ૦ નામના એક મહિલાના કેન્સર કોષમા પોલિયો વિષાણુ નાખવામા આવ્યા, તો જોવા મળ્યુ કે તે ભારે ઝડપથી તેમા સન્નિવિષ્ટ થઇ ગયા

ડૉ૦ ગ્રેએ આ હીરકુ કાચ પદ્ધતિનુ નામ હેલા–શોધન-પદ્ધતિ રાખ્યુ. આજે કેન્સર સંશોધનની તમામ પ્રયોગશાળામા આધાર તરીકે આ હેલાપદ્ધતિ જ રાખવામા આવે છે જાપાન અને ટર્કીના બે ઔદ્યોગિક કેન્દ્રોએ હેલા શોધન ટેસ્ટ ટ્યુબોનુ મોટા પાયા પર ઉત્પાદન કરીને તે સઘળે પહોચતી કરવા ની આતર રાષ્ટ્રિય યોજના બનાવી છે આ ટ્યુબો પોલિયો આદિ અન્ય રોગાણુઓના પરીક્ષણમા ખૂબ જ ઉપયોગી થશે.

---

## બ્રહ્મા બનવાની લિપ્સા

સદીઓ પૂર્વની વાત છે તમિલનાડમા માર્તંડ વર્મા નામનો એક ચેર રાજા રાજ્ય કરતો હતો મહા શક્તિશાળી અને પ્રતિભા સંપન્ન તો તે હતો જ, પણ સાથેસાથે તેની મહાત્વાકાક્ષાનો ય પાર નહોતો કોઇ પણ કાર્ય, ચાહે તેટલુ અસાધ્ય ભલેને હોય તે તેના સામર્થ્ય બહારનુ છે એમ તેણે કદી જ માન્યુ નહોતુ

તેણે પોતાની પ્રજાને સુખી અને સાધન સંપન્ન રાખવા ઘણી જ જહેમત લીધી હતી અનેક મંદિરો બંધાવ્યા, સુંદર નગરો વસાવ્યા વરસો સુધી અનેક કષ્ટ વેઠીને તેણે દેવતાઓને પ્રસન્ન કર્યા અને કેટલીએ સિદ્ધિ પ્રાપ્ત કરી મડદામા પ્રાણ પૂરવાની શક્તિ યે તેને અવગત થઇ

એક દિવસ તેને મનમા વિચાર આવ્યો કે હુ સઘળી જ દેવદુર્લભ શક્તિઓ અને સિદ્ધિઓ ધરાવુ છુ મારી ભૃકુટી ખેચાતા વારમા જ ભૂમંડળ આખુ થરથર કાપી ઊઠે છે પરંતુ એક કામ હજુ સુધી મારાથી થઇ શકતુ નથી—તે છે સૃષ્ટિની રચના' સૃષ્ટિરચનાની વિદ્યા પણ કોઇ પણ ઉપાયે કે ભોગે મારે હસ્તગત કરવી જ જોઇએ

અને બીજે જ દિવસે રાજ્યભાર મંત્રીમંડળને સોપીને તે તપસ્યા કરવા ચાલી નીકળ્યો તેની ઘોર તપસ્યા જોઇને વિધાતા પ્રસન્ન થયા અને રાજાને દર્શન દીધુ કહે જોઇએ તે વર માગ

માર્તંડ વર્માએ વિધાતાના ચરણો વંદીને પોતાના મનની વાત કરી વિધાતા બ્રહ્મદેવ સાભળીને ચમક્યા અને છૂપુ હસ્યા પરંતુ તથાસ્તુ' કહીને રાજાને બ્રહ્મવિદ્યાનુ ગૂઢ રહસ્ય દાખવ્યુ

માર્તંડ વર્માના આનંદનો પાર ન રહ્યો બ્રહ્મદંડ ધારણ કરીને તે સૃષ્ટિની રચના કરવા બેસી ગયો પોતાની કલ્પના પ્રમાણેના નકશી નાક દીર્ઘ નેત્ર અને સુંદર મુખવાળા મનુષ્યનુ તેણે સર્જન કર્યુ

પછી ચીબુ નાક કરીને બીજા માણસનુ નિર્માણ કર્યુ પછી તો ભિન્ન ભિન્ન રંગો ભેળવીને કેટલા ય મનુષ્યની ઉત્પત્તિ કરી પણ પાચ છ પ્રકારના મનુષ્યોનુ સર્જન કર્યા પછી તરત જ તેનો નવી સૃષ્ટિ રચના અંગેનો કલ્પના ભંડાર ખતમ થઇ ગયો. લાખ વિચારો કર્યા પણ કોઇ નવી માનવ મૂર્તિની આકૃતિ તેને સૂઝી નહિ મૂઝાઇ જઇને તેણે તો અગાઉ બનાવેલી મૂર્તિનો આધાર લઇને તે જ નમૂનાના લાખો મનુષ્યો બનાવી નાખ્યા

મૃત્યુલોકમા હલચલ મચી ગઇ એક જ આકૃતિના સહસ્રો લોકો' બાપ દીકરા, ભાઈ ભાઇ, સસરા જમાઈની આકૃતિમા કશો ભેદ જ નહિ ''

માર્તંડ વર્માને પશ્ચાત્તાપ અને લજ્જાની સીમા ન રહી બ્રહ્માજીના ચરણ પકડીને તે રોઈ પડ્યો

બ્રહ્માજીએ સસ્મિતવદને પોતાનો હાથ તેના માથા પર મૂક્યો અને ખૂબ પ્રેમપૂર્વક બોલ્યા 'ઊઠ વત્સ! હવે તો તને સમજાઈ ગયુ ને કે એક જ વ્યક્તિ સઘળી શક્તિઓનો અધિકાર મેળવી શકતી નથી? યાદ રાખ, અહંકાર જ તમામ દુ:ખોનુ મૂળ છે

કહેવાય છે કે નવા સૃષ્ટિ રચયિતા, માર્તંડ વર્માએ રચેલી આ પાચ છ પ્રકારની માનવ મૂર્તિઓ જ આજે આર્ય મોગોલિયન નીગ્રો અને યુરોપિયનો એવા નામોથી આ પૃથ્વીમા ચારેતરફ ફેલાઇ રહી છે અને ત્યારથી જ આ વર્ણભેદ અને જાતિભેદ શરૂ થયા છે

—તમિલ લોકકથા

# જૂના ગુજરાતનો કાપડઉદ્યોગ

'અભ્યાસી'

મોગલ રાજ દરમ્યાન તરેહ તરેહનાં હુન્નર-ઉદ્યોગો ખીલ્યા હતા અને તેથી ગુજરાતમાં ધનધાન્યની સામાન્ય રીતે છોળો ઊડતી તે કંપનીના રાજ્ય થયા પછી ઊડતી બંધ થઈ ગઈ. એટલું જ નહિ પણ ઠાકરડા, ભીલ, દૂબળા, ચોધરા, નાયકા જેવી પછાત પણ બળવાન કોમને સાંજ પડયે ખાવાના પણ સાંસાં પડવા લાગ્યાં.

આ સ્થિતિ ગુજરાતને ગામડે ગામડે હાથકંતામણ અને હાથવણાટ, રંગકામ અને છાપકામ, બાંધણીકામ અને ભરતકામ ચાલતો હતો ત્યારે નહોતી. દુર્ભાગ્યે આનાં સબળ પુરાવાઓ ગુજરાતી વેપારીઓના કે કારખાનાદારોના લખાણમાંથી મળતા નથી. પહેલાં વેપારીઓ સાહિત્યની કડાકૂટમાં પડતા નહિ. આપણા સંપ્રદાયના પ્રવર્તકોને સમાજના ઉદ્યોગ ધંધાની ઝાઝી પડી ન હતી. તેથી જ કંઈ અત્રે પુરાવાઓ ટાંકવામાં આવ્યા છે તે બધા ૧૭મી અને ૧૮મી સદીમાં ગુજરાતમાં આવેલા મુસાફરોના બયાનોમાંથી યા તો પરદેશી કંપનીઓના કાગળો પરથી મેળવવામાં આવ્યા છે. ગોરા મુસાફરો ગુજરાતનાં ગામડામાં બહુ ફર્યા ન હતા તેથી ગુજરાતના ગામડામાં ઔદ્યોગિક સ્થિતિ કેવી પ્રવર્તી રહી હતી તેનો બરાબર ખ્યાલ આવતો નથી. પણ મુખ્ય શહેરોની ઔદ્યોગિક જાહોજલાલીના તેઓએ સવિસ્તર વર્ણન કરેલ છે. તેથી શહેરોમાં ઉદ્યોગધંધા કેવા ધીકતા ચાલતા હતા તે બરાબર સમજાય છે.

જે જે ગામડાંઓમાં મિ૦ ઓમ જઈ ચડયો હતો તે બધાં ય ગામોમાં કાંતનાર અને વણનારાનાં ઘરો તેના જોવામાં આવ્યાં હતાં. તે બધા ય ગામમાં કોઈ ને કોઈ પ્રકારનું કાપડ થતું હતું. આ બધુ એણે તેણે ઉત્સાહમાં આવી જઈને લખી નાખ્યું છે:

'હિંદમાં એવું એક પણ ગામડું શોધવું મુશ્કેલ પડશે જ્યાં દરેક સ્ત્રી પુરુષ અને બાળક કાપડ બનાવવામાં લાગ્યાં ન હોય. હિંદુસ્તાનની લગભગ અરધો અરધ વસ્તી એ ઉદ્યોગમાં લાગી છે.'

(હિસ્ટોરિકલ ફ્રેગ્મેન્ટ્સ)

### અમદાવાદ

મિલ ઉદ્યોગમાં અમદાવાદનો જેમ આજે હિંદમાં પહેલો નંબર આવે છે તેમ બે સદી પહેલાં ગૃહઉદ્યોગમાં પણ અમદાવાદનો પહેલો નંબર આવતો. અમદાવાદની આબાદી સુતરાઉ, રેશમી અને જરીના વણાટને આભારી હતી. ઇ૦સ૦ ૧૯૨૧માં અમદાવાદની વસ્તી ૩ લાખની હતી. પણ મોગલકાળની જાહોજલાલી દરમ્યાન જ્યારે અમદાવાદમાં સોનાની ટંકશાળ ચાલતી હતી ત્યારે આઠ લાખની ગણાતી હતી.

સર થોમસ મીટફોર્ડ ૧૬૧૪ના ૨૬મી ડિસેમ્બરના રાજ કંપનીને લંડન કાગળ લખતાં જણાવ્યું હતું કે 'લંડન શહેર તેનાં પરાં મળીને જેટલું વિશાળ થાય તેટલું વિશાળ અને ભવ્ય અમદાવાદ શહેર છે.'

મેન્ડેલ્સો કહે છે કે એશિયાની એવી 'કોઈ પ્રજા કે વેપારની વસ્તુ ન હતી જે અમદાવાદમાં ન મળી શકે.'

ઇ૦સ૦ ૧૬૩૮માં અમદાવાદ વિશે એક પરદેશી યાત્રીએ નોંધ લીધેલી છે કે અમદાવાદમા રેશમી અને સૂના મિશ્રણવાળું સોનેરી બુટ્ટાવાળું (કિનખાબ) કાપડ ૬૨ રૂપિયે વાર વેચાતું હતું.

ટેવરનિયર અને અનુભવે પણ અમદાવાદના કિનખાબ અને સુતરાઉ કાપડનાં વખાણ મુક્તકંઠે કર્યાં છે.

વીસમી સદીમાં પણ અમદાવાદનો કિનખાબ પહેરવો એ માનભરેલું ગૌરવતું સમજાય છે.

"૧૯૦૨ના દિલ્હી દરબારમાં લેડી કર્ઝને અમદાવાદનો કિનખાબનો ઝભ્ભો પહેર્યો હતો." (કવિ નાનાલાલ)

રેના-કાપડની મુખ્ય જાતોમાં છીંટ, મલમલ અને બાફતા એ અમદાવાદના ખાસ વખણાતાં હતાં.

### મહેમદાવાદ

ઓગિલ્વી 'એશિયા વગેરે' નામના ૧૬૭૩માં પ્રસિદ્ધ થયેલા પુસ્તકમાં લખે છે: 'મહેમદાવાદમાં

ઘણીખરી વસ્તી વણકરોની જ છે.' મેન્ડસ્લો અને થીવનો નામના મુસાફરોએ પણ મહેમદાવાદ અને નડિયાદના ખાદીકાર્યની નોંધ લીધી છે. થીવનો કહે છે કે મહેમદાવાદમાં એટલું બધું સૂતર, કંતાતું કે પોતાના પ્રદેશની જરૂરિયાતો પૂરી પાડવા ઉપરાંત બીજા ભાગોમાં અને પરદેશમાં પણ મહેમદાવાદનું સૂતર ચડતું હતું નડિયાદમાં પણે ઠીકઠીક જથ્થામાં કાપડ તૈયાર થતું હતું. થીવનો કહે છે કે આ બને શહેરોમાં અને તેની આસપાસના પ્રદેશોમાં લોકો રૂના ઉદ્યોગમાં જ ગૂંથાયેલા રહેતા, તેમને અમદાવાદની જેમ રેશમ કે ઊનની નડતર નહોતી.

વડોદરા

થીવનો ઈ૦સ૦ ૧૬૬૬માં લખે છે: 'વડોદરા ગુજરાત પ્રાંતમાં એક મોટામાં મોટું અતિ નામીચું આધુનિક શહેર છે. તેની બાજુમાં આવેલ બીજું ખડેર શહેર રાજુપુરા નામથી પણ ઓળખાય છે... ત્યાં ઘણા વાણિયાઓ રહે છે. ગુજરાતમા સારુ અને ઝીણામા ઝીણું કાપડ વડોદરામા બને છે એવી તેની ખ્યાતિ હોવાથી ત્યા બેસુમાર કારીગરો ભરાયા છે અને તેઓ પોતાના કામમા સતત મચ્યા રહે છે. વડોદરા અને અમદાવાદ વચ્ચે બે ઠીક ઠીક મોટા શહેરો – મહેમદાવાદ અને નડિયાદ – આવે છે. બને સ્થળોએ કાપડકામ થાય છે. મહેમદાવાદ નજીકના મુલકમાં તેમ જ ગુજરાતના ઘણાખરા ભાગને સૂતર પૂરું પાડે છે.'

ઈ૦સ૦ ૧૬૭૦મા ટેવરનિયર લખે છે:-

'વડોદરાની જમીન ફળદ્રુપ છે અને ત્યા કેલિકોનો વેપાર ધમધોકાર ચાલે છે.'

વડોદરાના કાપડમાં જુદી જુદી જાતો હતી અને ફૂમાશ, રંગ, લંબાઈ કે પહોળાઈને કારણે બાફતા, ગેલાં, આસમાની, ઝૈશમી, વગેરે જુદાં જુદાં નામો વેપારીઓએ પાડયાં હતાં.

ખંભાત

હલકામાં હલકી જાતથી માંડીને ઊંચામા ઊંચી જાતનું કાપડ ખંભાતના કારીગરો બનાવનાર હતા. શણના કાપડથી માંડીને બારીક મલમલો અને વિવિધરંગી છીંટ ત્યાં સસ્તે ભાવે મળી શકતી હતી. વસ્ત્રો બનાવવાના આ કાપડ ઉપરાંત જુદા જુદા રંગની સુજનીઓ, રજાઈઓ, જાજમો, શેતરંજીઓ અને પાટી વગેરે ત્યાં બનતાં હતાં. ગોવાથી તેમ જ મલબારનાં બીજાં બંદરોએથી બસો અઢીસો વહાણોનો કાફલો દર વર્ષે આ કાપડ ખરીદવા પોર્ચુગીઝોની સરદારી અને રક્ષણ હેઠળ ખંભાત આવતો અને યુરોપ તેમ જ અન્ય દેશો માટે જરૂરી કાપડ મોટા જથ્થામાં ખરીદી પાછો ફરતો હતો. લીન્સ્ટન, કૉટન, પીરાર્ડ, ટેવરનિયર વગેરે લેખકોએ ખંભાતમાં કાપડનો ઉદ્યોગ ધમધોકાર ચાલતો હતો તે વિષે પોતાની નોંધપોથીમા વર્ણન કર્યું છે. કૅપ્ટન હૅમિલ્ટન કહે છે કે ખંભાતનું ભરતકામ હિંદમાં તો શું પણ આખી દુનિયામા સરસ હતું.

ખંભાતમા ઘણા આરબ ફરાની વેપારીઓ રહેતા. તેઓએ બંધાવેલ મસ્જિદો આજે પણ જોવા જેવી ગણાય છે

હિંદુસ્તાનમાં ખંભાત પહેલી પંક્તિનું બંદર ગણાતું હતું. ત્યાના વહાણો કેરો અને પેકિન વચ્ચેનાં બધાં બંદરોની સફર કરતાં હતાં.

ભરૂચ

'ભાંગ્યું ભાગ્યું તો યે ભરૂચ' એ કહેવત પરથી જ આપણને ખાત્રી થાય છે કે ભરૂચમા એક વખત જબરદસ્ત હુન્નર ધંધા ચાલતા હશે.

સૂતર, સુતરાઉ કાપડ, અને ખાસ કરીને બાફતા માટે હિંદમા ભરૂચ વિખ્યાતિ પામેલું હતું.

ટેવરનિયર લખે છે:-

'કેલિકો કાપડ નિખારવાનું (બ્લિચિંગ) કામ નર્મદાતીરે આ વેળા ભરૂચમાં ઉત્તમ પ્રકારનું થતું હતું; કારણ કે નર્મદાના પાણીમાં કપડું સરસ રીતે નિખારવાનો ગુણ રહેલો છે. આ વાત સૈકાઓથી મશહૂર હતી, અને તેથી મોગલ શહેનશાહતના જુદા જુદા ભાગોમાંથી નર્મદાના પાણીમાં નિખરાવવા માટે કાપડ ભરૂચ લાવવામાં આવતું હતું.'

સર્વસાધારણ વર્ગના લોકો માટે સસ્તી જાતનું બાફતા કાપડ ભરૂચ જિલ્લામાં બનતું. પણ બંગાળના મલમલ સાથે હરિફાઈ કરી શકે એવી ઊંચી જાતના કાપડનો પણ ભરૂચમાં તોટો ન હતો. સેંકડોથી ત્રણ

સો રૂપિયે એક તાકો પડે એવુ કાપડ પણ ભરૂચમા થતુ'. લગભગ વીસ વીસ વારના તાકા ૩૫-૪૦ રૂપિયે વેચાતા ટેવરનિયરે જાતે જોયા હતા

વિલિયમ ફિન્ચ ભરૂચના બાફતાની પ્રશંસા કરતા કહે છે કે હોલેન્ડના કાપડથી પણ ચડે એટલું તે ઝીણું હતુ; અને ૧૪×$\frac{3}{4}$ વારનો તાકો ૫૦ રૂપિયાની કીમતે વેચાતો હતો

પીટર ડેલા વાલ નામના ઇટાલિયન પ્રવાસીએ ઈ૦સ૦ ૧૬૨૩મા ભરૂચ વિષે નીચે પ્રમાણે લખ્યુ છે

'ભરૂચ (બારોગી યા બહેરજ) ઝીણા કાપડના વ્યાપાર માટે જગવિખ્યાત થયેલ છે બીજા કોઈ પણ સ્થળો કરતા ત્યા કેલિકો વધારે બને છે ભરૂચનુ કાપડ એશિયાખડમાં તો શુ પણ યુરોપખડમા યે વપરાતુ હતુ ત્યા અંગ્રેજ અને ડચ લોકોએ કોઠીઓ સ્થાપી છે તેઓ દર વરસે કાપડના પાચ છ મોટા વહાણો યુરોપ લઈ જાય છે વહાણમા માલ બરાબર ભરાય તે માટે કાપડના રોમનગાડી જેવડા મોટા વીટલા બનાવે છે, અને આપણા ટુવલથી જરાક મોટા કટકાના અનેપોમા ૩ થી ૪ પીયાસ્ટ્રે (૧૦ થી ૧૨ રૂ) ઊપજે છે ઇટલીમા તે જ કટકાના ઓછામા ઓછા ૬ ક્રાઉન (૨૦ રૂ) ઉપજે છે આ પરથી સહેજે આપ કલ્પી શકશો કે વિસ્તારમા તો ટસ્કીની જિલ્લાના સીન જેવડા (જો કે વસ્તીમા ત્યાના કરતા ત્રણ ગણા) શહેરમા રૂપિયાની કેટલી બધી ખાણ ભરેલી છે અને તમે એ પણ ખ્યાલ કરી શકશો કે રાજ્યને 'જગાતની ઉત્પન્ન તરીકે નાણાની કેવી ટકશાળ પડતી હશે'

ભરૂચમા બાફતા ઉપરાત સૂતરનો મોટો વેપાર ચાલતો હતો આ જિલ્લામા સૂતર પણ કાપડની જેમ મોટા જથ્થામા તૈયાર થતુ હતું અને બેહદ સસ્તા ભાવે મળતુ હતુ અંગ્રેજ કપની આ સૂતર મોટા પ્રમાણમા ઈંગ્લૅંડ ચડાવતી હતી એના ચોપડાઓમા 'અત્યત લાભદાયક વસ્તુ' તરીકે ભરૂચી સૂતર વર્ણવવામા આવ્યુ છે ટેવરનિયર કહે છે કે ડચ કપની પણ સૂતરની નિકાસ પ્રતિવર્ષ મોટા જથ્થામા કરતી હતી આ સૂતરનો ઉપાડ એટલો બધો થવા માંડ્યો હતો કે વણકરોને કાપડ વણવા માટે જોઇતા પ્રમાણમા સૂતર મળી શકતુ નહિ અને તેથી તેમણે કપનીને ધમકી આપી હતી કે જો તે સૂતર ખરીદશે તો તેને બાફતા પૂરા પાડવામા નહિ આવે. આમ છતા ચોરીછૂપીથી પણ સૂતરની ખરીદી તો ચાલુ જ રહી હતી આ સૂતર જાડુ તેમ જ ઝીણુ, જોઇએ તેવી જાતનું મળી શકતુ હતું. યુરોપમા એનો ઉપયોગ મીણબત્તીની બત્તીઓ કરવામા, મોજા ગૂથવામા તેમ જ રેશમ સાથે ભેળવી કાપડ વણવાના કામમા થતો હતો ઝીણા સૂતરનો જે નમૂનો ટેવરનિયર પોતાની સાથે ફ્રાસ લઈ ગયો હતો તે તેણે ત્યાની રાજમાતાને અને તેની સખીઓને બતાવ્યો હતો નજરે પણ ન પડે એવુ બારીક તેમ જ એકસરખુ કતાયેલું એ સૂતર જોઈ તેઓ સર્વે હેરત પામી ગયા હતા

## સૂરત

'સોનાની મૂરત', 'મક્કાની બારી', 'ચોરાશી બદરનો વાવટો' એવા નામોથી સૂરત સત્તરમી સદીમા ઓળખાતુ હતુ આ ઉપરથી જ આપણને ખાત્રી થાય છે કે સૂરતમા હુન્નરઉદ્યોગ, અને વેપારધધો બહુ ધમધોકાર ચાલતા હશે સૂરતની બજારમા દર રોજ પચીસથી ત્રીસ લાખ રૂપિયાની ઉથલપાથલ થતી હતી સૂરતમા ૧૮મી સદીના વેપારીઓની સમૃદ્ધિની વાતો અત્યાર સુધી ચાલે છે ત્યાના લોકો કહે છે –

> ત્રવાડી અર્જુનજી ગયો
> આત્મારામ ભૂખણ ગયો
> લાલા ચુનીલાલ ગયો
> મલ્લા અબ્દુલ ગફાર ગયો
> અરદેશર કોટવાલ ગયો
> હવે સૂરતમા કોણ રહ્યો ?

ઈ૦સ૦ ૧૮૦૫મા ત્રવાડી અર્જુનજીએ ૩૨ લાખ રૂપિયા વગર વ્યાજે, કાઈ પણ લખત સિવાય, અગ્રેજ કપનીને ધીર્યા હતા

આત્મારામ ભૂખણની લડનમા પણ પેઢી હતી તેની પાસે એટલુ બધુ ધન હતુ કે લોકોમા એવી કહેવત ચાલતી કે 'આત્મારામ ભૂખણની હુંડીના રૂપિયા ઝાડ પણ આપે' એ પેઢીની 'મો હલામણી દખૂલત'થી કરોડોના સોદા થતા

અબ્દુલ ગફ્રની ધનદોલતનો હિસાબ થાય નહિ. તેના વહાણો પરદેશ ખેડી દર વરસે લાખો રૂપિયા કમાઈ આવે. એલી નામના અંગ્રેજ ચાંચિયાએ ગફરનું વહાણ લૂંટયું હતું ત્યારે તેને બાવન લાખ રૂપિયાનો સોના ચાંદીનો દલ્લો મળ્યો હતો. સૂરતની આટલી બધી આબાદીનું મુખ્ય કારણ સૂરતનો સુતરાઉ અને રેશમી કાપડનો ઉદ્યોગ ધીકતો હતું. સૂરતી કાપડ પર યુરોપ ગાંડુ તૂર થઈ ગયુ હતું. સૂરતનું મોહક વણાટ જોઈ ફ્રાંસના વણકરો વણાટ શીખવા સૂરત આવીને રહ્યા હતા. સૂરતી કાપડનો મોહ અટકાવવા સારુ ઇ૦સ૦ ૧૭૦૧માં ઈંગ્લૅંડમાં એવો કાયદો કરવામાં આવ્યો હતો કે જે કોઇ સૂરતી કાપડ વાપરશે તેને રાજ્યનો ગુનેગાર ગણવામાં આવશે.

જ્યારે સર થૉમસ મનરો મોકોટા એટમા હતો ત્યારે તેણે ઇ૦સ૦ ૧૬૧૫ની ૨૪મી ઑગસ્ટની નોંધ પોથીમા લખ્યું છે :—

'જે સૂરતી કાપડ, કેલિકો, ગુજરાતીઓ અહીં લાવે છે તે જ કાપડ અહીંનો રાજા તથા રૈયત વાપરે છે.'

સત્તરમી સદીના અંતમાં લખતાં મેનુચી કહે છે કે સૂરતમા ઇરાન અને આર્મિનિયાના વેપારીઓને આકર્ષે એવુ અનેક જાતનું સુન્દર કાપડ બનતુ હતું. આ જાતોમા મુખ્યત્વે બારીક રંગીન તેમ જ સફેદ મલમલ હતી. તેનો ઉપયોગ ફેંટા પાઘડી, ટોપી અને બુરખાઓ બનાવવા માટે કરવામા આવતો હતો.

કાપડનો વ્યાપાર સૂરતમા કેટલો ધીકતો ચાલતો હતો તે સૂરતથી પરદેશ અને હિંદના અન્ય ભાગોમા કેટલુ કાપડ ચડતું હતુ તે જાણવાથી સહેજે ખ્યાલ આવે છે.

કંપનીના ચોપડાઓ પરથી માલૂમ પડે છે, કે ઇ૦સ૦ ૧૬૧૯મા સૂરતથી ત્રણ દિશામા ત્રણ વહાણો કાપડ ભરીને હંકારી ગયા હતા.

'ઇ૦સ૦ ૧૬૧૯મા રૉયલ એન નામના વહાણમા ૮૫,૦૦૦ મામુદીનુ (મામુદી=૧૨ આના) કાપડ સૂરતથી ઈંગ્લૅંડ ચડયું હતુ. આ જ અરસામાં ડ્રેગન નામના વહાણમાં આશરે ૯૬,૦૦૦ મામુદીનુ કાપડ સૂરતથી જાવા વગેરે બેટોમા ચડયું હતું. આ સમયે જ 'લાયન' નામનું અંગ્રેજી વહાણ રાતા સમુદ્રના મોખા બંદરે જવા સૂરતથી હંકાર્યું હતું. તેમાં ૫૫,૦૦૦ મામુદીનું કાપડ ભર્યું હતું.'

સત્તરમી સદીના અંત સુધીમાં તો સૂરતનો વેપાર ધીકતો ધમધોકાર ચાલતો હતો. ઇ૦સ૦ ૧૬૮૭માં એકલા સૂરતમાંથી ૧૪,૩૬,૦૦૦ કાપડના તાકા પરદેશ ચડયા હતા. અને જો હિંદમાં બીજે ઠેકાણે બનેલા પણ સૂરતથી ચડેલા ગણીએ તો સૂરતમાથી તે જ વરસમાં ૩૦ લાખ કરતા પણ વધારે તાકા ચડયા હતા. પરદેશ ચડતા માલમા મુખ્યત્વે ટૂંકા, મોટા પનાના બાફતા, સમિયાન, અસમાની, ડોટી, ડોટી ધોળકા, બાફતાખભાત વગેરે જાતો હતી

જે જાવામા વસાહત સ્થાપવાનું માન ગુજરાતને ઘટે છે તે જ જાવામાથી ગુજરાતી વેપારીઓના પગ થોડા વરસો બાદ, બળિયાના બે ભાગ એ ન્યાયે, યુરોપિયનોએ કાપી નાખ્યા. આથી સૂરતને કેટલું નુકસાન થયુ હશે તેનો ખ્યાલ સૂરતમા રહેતા કંપનીના મુનીમોના ઈંગ્લૅંડમા લખેલા કાગળો પરથી આવે છે. તેઓ લખે છે :

'દક્ષિણનો વેપાર આપણે સર કરી લીધો તેથી આ શહેરના વેપારીઓને પારાવાર નુકસાન થયુ છે સાથે જ તેમના મોઢામાથી આપણે કોળિયો કઢાવી લીધો છે. તે બાજુનો તેમનો વેપાર તદ્દન પડી ભાગ્યો છે. આપણા આગમનને લીધે આ બંદર પાયમાલ થઇ ગયું છે અને તેના રોદણા તેઓ કેટલીક વાર અમારી પાસે પણ રડે છે.'

સૂરતનો જે વેપાર રાતા સમુદ્ર દ્વારા અરબસ્તાનમા ચાલતો હતો તે પણ યુરોપિયનોએ હાથ કરવા ઘણા ફાંફાં માર્યાં હતા; પણ શાહજહાંએ સૂરતના શહેરીઓનો ખ્યાલ કરી અંગ્રેજોને ત્યા થોડા વરસો સુધી પેસવા દીધા ન હતા. પણ જતે દહાડે અરબસ્તાનનો વેપાર પણ સૂરતના હાથમાથી ગયો અને સૂરતની બંદર તરીકે જાહોજલાલી તૂટવાની સાથે સૂરત બેસૂરત બની ગયુ.

### ગણદેવી—નવસારી

સોળમાથી અઢારમી સદી સુધીમાં જે કોઇ પરદેશીઓ દિલ્હી યા આગ્રાના દરબારમા જવા ઇચ્છતા

તેઓ પહેલાં ચોરાશી બંદરના વાવટામાં--સુરતમાં--ઊતરતા. સુરતથી પગ રસ્તે આગ્રા, દિલ્હી જતા. સુરતથી આગ્રા જતાં ગણદેવી અને નવસારી રસ્તામાં આવતાં. તેથી આ બે શહેરોના કાપડઉદ્યોગ વિષે પરદેશીઓએ નોંધ લીધી છે.

સત્તરમી સદીની શરૂઆતમાં લખતાં જોન જુરડેઈન કહે છે કે એ બન્ને શહેરોમાં અને ખાસ કરીને નવસારીમાં કૅલિકો અથવા બાફતાનો મોટો જથ્થો ઉત્પન્ન થતો હતો. ટેવરનિયર તો નવસારીને ભરૂચ અને વડોદરાની પંક્તિમાં મૂકે છે; અને જણાવે છે કે આ ત્રણ શહેરો જ મુખ્યત્વે પરદેશીઓની બાફતા માટેની માગ પૂરી પાડતાં હતાં.

### ધોળકા

ધોળકાના કાપડ ઉદ્યોગ વિષે આડકતરો ઉલ્લેખ સુરતના પ્રમુખ કોઠીએ અમદાવાદના મુનીમોને ઈ૦સ૦ ૧૬૬૨ની ૨૬મી ફેબ્રુઆરીના રોજ લખેલા કાગળમાં કર્યો છે: 'ભરૂચમાં જેટલા પહોળા પનાના બાફતાના તાકા મળી શકે તે કરતાં વધારે તાકાની કંપનીની માગ છે. અમે વડોદરામાં એની તપાસ કરીશું. હું ધારું છું કે તમે પણ બનતી બધી તજવીજ ધોળકામાં કરશો.'

### પાટણ

પાટણનાં પટોળાં તો આજે પણ ગુજરાતમાં જાણીતાં છે. પટોળાં તેમ જ પાટણનું વિવિધ પ્રકારનું સુતરાઉ કાપડ પણ સત્તરમી સદીમાં પકાતું હતું. મેન્ડલસ્લોના વૃત્તાંત મુજબ 'પાટણની વસ્તી મોટે ભાગે કાતવા વણવાના જ ઉદ્યોગમાં મચી રહી હતી. રેશમ તેમ જ તરેહતરેહનું સુતરાઉ કાપડ ત્યાં બનતું હતું.'

અબુલફઝલ આયને અકબરીમાં જણાવે છે કે:- 'પાટણનું સુતરાઉ કાપડ દૂરના પ્રદેશોમાં કીમતી ભેટ તરીકે મોકલવામાં આવતું.'

ટેવરનિયર લખે છે કે: 'પાટણમાં ઉત્તમ પ્રકારનો છીંટનો પણ મોટો વેપાર ચાલતો હતો.'

### સિદ્ધપુર

ટેવરનિયર સિદ્ધપુરનું વર્ણન કરતાં લખે છે કે સિદ્ધપુર બહુ જ સરસ શહેર છે. અને ત્યાં રંગીન કૅલિકોનો મોટો વ્યાપાર ચાલતો જોઈ તેણે એવી શોધ કરી કે 'સિદ્ધપુર' એ 'છીંટપુર'નું અપભ્રંશ છે. ગમે તે હો; સત્તરમી સદીમાં છીંટનો ઉદ્યોગ સિદ્ધપુરમાં ધીકતો ચાલતો હોવો જોઈએ.

### પાલણપુર

પાલણપુર બાજુ, ઉત્તર ગુજરાતમાં, રેંટિયાનું પ્રજાજીવનમાં કેવું સ્થાન હતું તે નીચેની આખ્યાયિકા પરથી માલમ પડે છે:

વિ૦સં૦ ૧૮૧૦ના આશ્વિન માસમાં જૈન સાધુ પાલણપુરમાં ઉપાશ્રયમાં વ્યાખ્યાન કરતા હતા ત્યારે શ્રાવિકાઓ વિકથા કરતી હતી. ત્યારે તેમને બોધ આપતાં બહેનો કેવી કેવી વાતો કરે છે તેની ૪૦ કડીઓ તેમણે રચી હતી. તેમાં બે કડી રેંટિયા વિષે નીચે પ્રમાણે હતી:

'એક કહે: મારો રેંટિયાનો ત્રાકવડો ત્રટકાણો<br>
એક કહે: મુજ માળ જ કાચી, કિશું નહીં કંતાણો.<br>
એક કહે: ઉપાશરે આવ્યાં, કહો કિશું કોઈ આવે?<br>
બે કોકડી કાંતું જો બાઈ, ઘરમાં શાક જ આવે.'

### મહેસાણા

મેન્ડેલસ્લો લખે છે કે: 'મહેસાણા અને તેની આસપાસના પ્રદેશમાં રૂનો પાક મોટા જથ્થામાં થતો હતો પણ ત્યાં કાપડ બહુ મોટા જથ્થામાં બનતું નહોતું.' મહેસાણાની પાસે આવેલ ચૈયનપુર વિષે લખતાં મેન્ડેલસ્લો લખે છે કે: 'ચૈયનપુર વણકરોનું જ ગામ હતું. વણકરો જાતે જ મોટા જથ્થામાં સૂતર કાંતીને તૈયાર કરતા હતા.

વીસનગરના પ્રદેશમાં સૂતર કાંતવાનું અને કાપડ વણવાનું કામ મોટા પાયા પર ચાલતું હતું.

સરખેજમાં ગળીનો ધંધો વરસે લાખો રૂપિયાનો ચાલતો હતો. કપડાં રંગવાનું કામ સરખેજ અને પેથાપુરમાં ઘણા જ મોટા પાયા પર ચાલતું હતું.

ટીર લીન્સ કૉટનના વૃત્તાંતમાં માત્ર એટલી જ હકીકત મળે છે કે દીવબંદરથી જુદી જુદી જાતનાં સુતરાઉ કાપડની નિકાસ થતી હતી.

માંગરોળ સત્તરમી સદીની આખરે વેપારઅર્થે એ પ્રદેશના કિનારા પર વહાણ લઈને આવેલો કૅપ્ટન હૅમિલ્ટન લખે છે કે માંગરોળમાં 'સફેદ તેમ જ રંગીન કૅલિકો' તૈયાર થતો હતો.

ધોધ્બર મેન્ડેલ્સ્લો કહે છે કે ધોધામાં વહાણુકામ અને વણાટકામ એ બે મુખ્ય ધંધા ચાલે છે.

પ્રભાસપાટણ અને પોરબંદર ત્યાં કાપડનો ઉદ્યોગ ચાલતો હતો એમ મેન્ડેલ્સ્લો અને હેમિલ્ટનનાં વર્ણનો પરથી સમજાય છે.

ઇતર સૌરાષ્ટ્રમાં બગસરા અને ભાયાવદરમાં જાડું તથા ઝીણું કપડું ખૂબ વણાતું હતું પણ તેની વીગતવાર સત્તાવાર માહિતી મળી શકતી નથી. જામનગરનું બાંધણીનું અને રંગકામ સમગ્ર ગુજરાત–સૌરાષ્ટ્રમાં વખણાતું હતું.

---

## સુગમાંધી સુરભી

ખિલાફતનો મામલો ચાલતો હતો. બાપુનો પ્રવાસ ચાલતો હતો. બાળકોબા બાપુની સાથે પ્રવાસમાં રહેતા હતા. બાપુનું ખાવાપીવાનું પણ બાળકોબાજી જ સંભાળતા હતા.

મુંબઈમાં મુકામ હતો, સભાઓ જોરદાર ભરાતી હતી. મણી ભુવનમાં ઉતારો મળ્યો હતો. બાપુ તૈયાર થઇને સભા સ્થાને જવામાં હતા, મણી ભુવનનો દાદરો ઉતર્યા અને ઉતરીને મોટરમાં બેસે એટલી જ વાર હતી. બાળકોબાનું મન હાથ નહોતું રહેતું, થયા કરતું હતું કે બાપુની જંગી સભાઓ જામે એ હું પણ જોઉં તો? કેટલું માણસ આવતું હશે? કેવી હક જામની હશે–કેવી અસરો ઊભી થતી હશે? આ બધું મને જોવા મળે તો સારું થાય. આમ વિચારીને એણે તો બાપુને કહી દીધુ, 'હુ આપની સાથે આવુ?'

*અને અહિંસાનો આરાધક બગડી બેઠો. 'તમને કોણે બોલાવ્યા? તમારી ફરજ કઈ છે?'*

આમ કહ્યું તો ખરું પણ તરત જ બાપુએ બાળકોબાને સહજતાથી પોતાની સાથે લઈ લીધા. મોટર સીધી સભા સ્થાને આવી અને અટકી. લોકોની સખત ભીડ બાપુને દર્શન માટે ઘેરી વળી. પડા પડી થઇ સ્વયસેવકો વિ૰ની મદદથી બાપુ વ્યાસપીઠ ઉપર પહોંચ્યા. આ બધો સમય બાપુએ બાળકોબાને સાથે જ રાખ્યા હતા.

સભા તો ચિક્કાર જામી હતી. ખૂબ લોક ભેળું થયુ હતું. ભાષણ પણ જોરદાર થયું હતુ પણ બાળકોબાની સ્થિતિ લજ્જામણી હતી. 'તમને કોણે બોલાવ્યા' એ ત્રણ શબ્દ શ્રવણ પછી એનું મન ક્યાય ચોંટતું નહોતું:

તેજણને ઇશારો કાફી

તે દી'નો દી' અને આજની ઘડી. એ ત્રણ શબ્દોમાથી બાળકોબાએ કર્તવ્યનિષ્ઠાનો સાર તારવ્યો. પોતાને જે કામ મળ્યું હોય–સોપાયુ હોય એને જ બજાવવુ, બનાવવું અને એમા જ મંડ્યું રહેવું. આવો પાઠ આ બનાવમાથી મેળવીને આજે પણ ઉરૂળીકાચનનુ તંત્ર તેઓ આવી રીતે ચલાવે છે.

સને ૧૯૫૮માં હું પ્રથમ ઉરૂળી ગયો ત્યારે બગબર મહિનાઓના મહિના સુધી મે જોયું કે આશ્રમના ભિન્ન ભિન્ન વિભાગોમા કોઈ ચોકી કરનાર નહોતું. રસોડું, ગોશાળા, કાર્યાલય, રૂગ્ણાલય, કોઠાર, વસ્તુભંડાર વિ૰ બધુ જ જેને જેને સોંપાયું હોઇ તે જ કર્યા કરે એમા કોઇ વચ્ચે વચ્ચે, વેળા કવેળાએ ઉપરી અધિકારીની માફક તપાસણી કરનાર નહીં. અને જોનાર એ સ્વીકારે કે શિસ્ત, વ્યવસ્થા, નમ્રતા, સંતોષકારક કામગીરી અને પૂરેપૂરી ચોકસાઇનો ઉત્તમ નમૂનો ઉરૂળી આશ્રમ છે.

પેલા ત્રણ શબ્દો તો સુગ ચડાવે એવા જ હતા પણ એમાથી યે બાળકોબાએ જીવનસર્જનનો ઓરા ઘડો લીધો.

એકવાર વાત કરતા કરતા અખિલ ભારત સર્વોદય સમેલનની વાત નીકળી આ સમેલન દર વર્ષે દેશના અલગ અલગ પ્રાંતમા ભરાય છે, રચનાત્મક કામમાં જે લોકોએ જીવન અર્પ્યું છે તેવા જે કેટલાક તેમાથી ઘણાખરા બીજે તો નહીં પણ આ સંમેલન પ્રસંગે જરૂર જોવા મળે. એક સમેલનમાં નહીં તો બીજામાં, ત્રીજામાં એમ કોઈ વર્ષે તો આવે જ. પણ આમા ય બાળકોબા ભાગ પ્રત્યક્ષ નથી લેતા. મેં પૂછ્યું ત્યારે જણાવ્યુ કે મને જે કામ સોંપાયુ છે તે મારે બરાબર બજાવવું જોઇએ. —કાકુ દોશી

## સંતજનને

હું પૂછું: સાગોની ભીંત ઉપરના સંતજન હે!
અમારાથી એવું અદકું તમમાં શું હતું કે
તમે સ્હેલાઈથી અમી સમ ગયાં ઝેર પણ પી
તમોમાંથી કોએ વળી જગ દીધાં કંટક તણો
લીધો રહેરી માથે મુગટ, ફૂલનું ઊગ્યું ગણીને,
જડાયા ક્રોસે જે જગતનું જરી જોયું દુઃખ, તો
ભર્યાં ભંડારોને તૃણ સમ ત્યજી ખાલી નીકળ્યા,
પહેરેલે વસ્ત્રે વનની પકડી વાટ જ લીધી!

તમારામાં એવી અદકી વળી શી પ્રતિ હતી કે
શકયા લેઈ આખી પૃથ્વી પરિરંભે, અવગણી
ઉપેક્ષા-બાધાઓ સકલ સમકાલીન જગની!

લઈને આવ્યા'તા ક્યહીં થકી અરી આશિષ ક્ષમા?

અમોને ગંઠેના ઊધુક રતિના પ્રશ્ન હજી યે,
તમે તે ઓળંગ્યા કઈ વિધ? કંઈ સંત, કહિયે.

ઉશનસ્

## ઈશ્વર છીએ.

એક નાનકડું ન જેવું ભલે નિર્ઝર છીએ;
દિલ ઢળી જાય છે ત્યારે તો સમંદર છીએ.–૧

કોઈ મનગમતી હવા હે નહિ પળભર ઠરવા;
કેમ કહીયે ઓ પ્રભુ, કે અમે પગભર છીએ?–૨

કોઈની મદભરી આંખોની મુલાકાત પછી
એમ લાગે છે સદાના અમે શાયર છીએ.–૩

વીરડી ખાદી નથી કોણે કયું ભવરણમાં?
એથી ઝરવાણી ફૂટે છે કે અમે તર છીએ.–૪

દોસ્ત, ખુશ્બોમાં નથી ઓછા અમે ફૂલોથી;
પૂમડું છીએ છતાં આગવું અત્તર છીએ.–૫

આપ માનો છો નથી એવા અમે કંઈ મુફલિસ;
આવતી કાલના જીવનનું મુકદ્દર છીએ.–૬

ભૂલીએ કેમ, રખડતા છીએ ગાફિલ તોયે
પૂર્ણતા પ્રાપ્ત કરી લઈએ તો ઈશ્વર છીએ.–૭

ગાફિલ

## અદકી એવી રીતથી

અદકી એવી રીતથી ખીલો!
મનના આપણ ખેતર-વાડી અદકી એવી પ્રીતથી ખીલો!
અઈ લીલા-છમ પાક ને તરુ તો ય સૂકી આ લાગતી વાડી?
–આજ કાંટાળા ગળીઆ અને આજ કાંટાળી ઝાંપલી આડી;
નાખીએ ખોલી તેહને તો'તો પથિક જનો વાડી કેરા પકડે ચીલો!
મનના૦

અબ રેલાવો પોરિયો સભર નિર્મલ એવાં નીર ભરેલો,
ટૌકો કરી આવતાં-જતાં જન બોલાવો–
અંઈ પથિકો આવજો ઓરાં, ભાર બધાને અળગો મેલો;
છીપશે તરસ, મળશે શાતા, ભાઈ! તમારા પેટ ભરીલો!
મનના૦

અંધીઆરા ઉરકૂપ મહીંથી નેહ ભરેલો નીર રેલાવો;
રોમ-રોમમાં હોંશ રેલાવી, દિલના હરિત પાક પકાવો,
કાળ-ઉનાળો જાય છો ચાલ્યો, તો ય રે'શે અહિ બાગ આ લીલો!
મનના૦

મનહર 'દિલેર'

# અપંગ પણ અણનમ સૈનિક

ભૂપેન્દ્ર ત્રિવેદી

મારે અચાનક બહારગામ જવાનું થયું. હાથમાં થેલી લઈ હું તો ઊપડયો સ્ટેશને.

રસ્તા પરથી એક લાંબુ સરઘસ પસાર થતું જોયું. મોટી મોટી ટ્રકો, જીપગાડીઓ, ને બળદગાડીઓ પણ. અને એ બધાની ઉપર હકડેઠઠ વિદ્યાર્થીઓની મંડળી. વિદ્યાર્થીઓનાં જોમ ને જુસ્સો તો ક્યાંય માતાં નહોતાં. તેઓ બુલંદ અવાજે સૂત્રો બોલાવી રહ્યા હતા. 'ચીનાઓને હઠાવવા શું કરશો?' અને સૌ હવામાં મૂક્કો ઉગામી ગળા ફાડી ફાડી પુકારતા: 'સોનું આપો, લોહી આપો, પૈસા આપો!'

થોડે સુધી મેં આ સરઘસને જોયા કર્યું પણ સમય થોડો એટલે હું તો સીધો સ્ટેશને પહોંચ્યો

મારે પ્લેટફોર્મ ઓળંગવાનો હોઈને હું પુલના દાદરા ચડવા લાગ્યો. પુલ ઉપર જ્યાં ઊતરવા-ચડવાની બંને સીડી ભેગી થતી ત્યાં મેં એક છોકરાને ઊભેલો જોયો. લેંઘો ને ખમીસ પહેરેલા. એક બગલમાં થેલો, બીજીમાં ટેકણ લાકડી ભરવેલી. એનો એક પગ લંગડાતો હતો. છોકરાના ચહેરા પર રમતી નિર્દોષતા જોઈ હું એના પ્રત્યે આકર્ષાયો પણ વધારે આકર્ષણ તો ત્યારે થયું જ્યારે એ નીચે ઉતર ચડ કરતા ઊતારુઓને મીઠી હલકથી કહી રહ્યો હતો. 'એ ભાઈજી! ઓ સાહેબ, આ બાજુથી, ઓ મોટાભાઇ, આમથી ઊતરો, માતાજી, બેન આ બાજુથી, અહીંથી'

એનું હસતું વદન, વાંકડીયા વાળ, મધુરી વાણી ને એની અપંગતા આ બધું જોતા આનંદ ને શોકની મિશ્ર લાગણી અનુભવતો હું દાદરો ઊતરી મારા ડબ્બામાં બેસી ગયો.

થોડીવારમાં એ પણ ઊતર્યો અને પ્લેટફોર્મ પર જે ચારપાંચ કેળાની છાલો પડેલી એ ઉઠાવીને કચરા પેટીમાં નાખી આવ્યો ત્યાં તો મારી જ બાજુમાં બેઠેલી એક વ્યક્તિએ પ્લેટફોર્મ પર છાલનો ઘા કર્યો. છોકરાએ તરત જ આવી છાલને પ્લેટફોર્મ નીચે હડસેલી દીધી ને પછી ખોડંગતો ખોડંગતો એ છાલ ફેંકનાર પાસે આવી બોલ્યો: 'ભાઇ' કૃપા કરી ફરી આમ ન કરશો.'

પેલો ખૂબ શરમાઇ ગયો. મેં છોકરાને પૂછ્યું: 'ભાઇ, તું ભણે છે?'

'જી' એ થોડુંક અટકી બોલ્યો, 'ઇન્ટર આર્ટસમાં.'

હજુ હું કંઇ પૂછવા જતો હતો ત્યાં તો એની બાજુમાં જ ઊભેલી વ્યક્તિ નાક સાફ કરવા લાગી. છોકરાએ એ ભાઇને પણ ધીમે રહીને કહ્યું. 'માફ કરજો ભાઈ! આપે પ્લેટફોર્મ પાસે નાક છીંક્યું હોત તો એમાં શું નુકસાન થવાનું હતું?'

'એમાં તારું શું ગયું?' પેલા મહાનુભાવ રોષ વ્યક્ત કરતા બોલી ઊઠ્યા.

'મેં તો ફક્ત વિનતી કરી છે. અને એનો આપ સ્વીકાર ન કરતા હો તો હું કાંઈ થોડો જ તમારા પર દબાણ લાવવાનો હતો?'

છોકરાનું કહેવું સાંભળી બાજુમાં ઉભેલો એક માણસ જોરથી હસી પડયો ને ચાલતો થયો.

ગાડી ઉપડવાની તયારી થતા એ મારા ડબ્બામાં આવીને બેઠો. મેં મારી જિજ્ઞાસાને સંતોષવા ખાતર પૂછ્યું:

'તમે આ સોશ્યલ સર્વીસ કેમ કરો છો?'

'બસ, મજા આવે છે એટલે?' અને એ લ્હેરમાં આવી ગયો હોય એમ હસતો રહ્યો.

'મજા?' મેં આશ્ચર્ય થઈ પૂછ્યું.

'હા મજા.' એણે કહ્યું 'છુટ્ટીનો સમય આપણને ગમે એ રીતે વીતાવીએ એટલે પછી મજા જ મજા. મને કોલેજમાંથી છુટ્ટી મળ્યા પછી આ ગાડી દોઢ કલાક પછી ઉપડે. એ દોઢ કલાકનો ઉપયોગ હું આ રીતે કરું છું.'

'પણ એનો અર્થ હું સમજ્યો નહિ!' મેં જાણી જોઇને ફરી પૂછ્યું.

'તમે તો જૂઓ છો કે સાદા ને સરળ નિયમોને પણ આપણા લોકો અનુસરતા હોતા નથી જે બેદર-

કારી જાન જોખમનો ખેલ છે. એના પ્રત્યે આપણા લોકો કેટલા ઉપેક્ષિત રહે છે! ખુદ રેલવેનો સ્ટાફ ને કૂલીઓ, પણ નિયમોને નેવે મૂકીને ધક્કામુક્કી કરી માર્ગ કાઢી લેતા હોય છે.' કહી એણે એની ટેકણ લાકડી બાજુ પર ગોઠવી દીધી.

હું નિરુત્તર બની ગયો.

ગાડીએ જોરથી વરાળ કાઢી ભોં... કરતો પાવો વગાડ્યો. ભખભખ કરતો મેઈલ ઉપડ્યો. વિદ્યાર્થી ચોપડી વાંચવામાં લયલીન થઈ ગયો. અને હું એના ચહેરાને અનિમેષ નીરખી રહ્યો.

થોડીવારમાં જ બીજું સ્ટેશન આવ્યું. લાકડીને ટેકે ઊભા થતાં એ છોકરો મારા હાથ એના હાથમાં લઈ બોલ્યો; 'હું શું કરું છું? કાંઈ નહિ! બહુ જ અફસોસ થાય છે. શુ કરું?'

એની આંખમાં જળજળિયાં આવ્યાં.

'અફસોસ?' એનો શબ્દ સાંભળી હું થંભી ગયો. શું હશે! હું કંઈક પૂછવા જાઉં ત્યાં ઊતરતા ઊતરતાં એ કહેતો ગયો.: 'સંરક્ષણ ફંડમાં સોનું, પૈસા કે લોહી આપવાને તો શું? પણ લશ્કરી તાલીમ લેવાને પણ લાચાર છુ.' કહેતા એ લંગડાતે પગે ચાલતો પ્લેટફોર્મ વટાવી ગયો.

ગાર્ડે સીટી બજાવી, લીલી ઝંડી ફરકી ને વેળી પાછો ભો... કરતો મેઈલ ઉપડ્યો. ધમધમાટ કરતો નદી, નાળા, ખેતરો વટાવતો.

યાદ આવ્યા પેલા સૂત્રો પોકારતા લોકો, ગળા, ફાડતા વિદ્યાર્થીઓ ક્યાં અને ક્યાં આ? એક અપંગ પણ મા-ભોમનો અણનમ સૈનિક'

એની તસ્વીર પાસે મસ્તક ઝૂકી પડે છે.

---

## ઝાકળ અને સ્વાતિ

અનવર આગેવાન

### દુઃખી પ્રાણી

'સંસારમાં સૌથી દુઃખી પ્રાણી કયું?' કોઇએ પૂછ્યું.

ઉત્તર હતો: 'જળની માછલીઓ, બિચારી! એનાં દુઃખના આંસુ કોઇને ય નજરે ચડ્યા છે ખરાં?'

### લાકડું અને લોઢું

સૃષ્ટિના સર્જન વેળાની વાત છે. વન-ઉપવન અને જંગલનું નિર્માણ થયું, ત્યારે વૃક્ષોને ડર લાગ્યો: જો લોઢું પેદા થશે તો મુસીબત!' વૃક્ષો અંદરો અંદર વાતો કરવા લાગ્યા.

ત્યારે ધરતીનું પેટ ચીરી લોઢું બહાર નીકળ્યું ને બોલ્યું.

'તમારામાં જ જો એક સંપ હશે, તો મારું કેટલું ગજું! કુહાડો બનતાં હાથો તો જોઇશે ને? એ જ ન હોય તો?'

### નિંદા

નિંદા ફરતી-ફરતી સજ્જનના બારણા પાસે આવી કે, ત્યાં જ મૂર્છા ખાઇને ઢળી પડી.

ત્યારે તેની બહેન ઇર્ષ્યાએ આવી ને ઊભી કરી, ને દુર્જનને ઘેર લઈ ચાલી.

### અક્કલ અને શકલ

સર્જનનુ પહેલું પરોઢ હતું.

પ્રકૃતિને સર્જીને પુરુષ પોતાની સૌંદર્યની પ્રશંસા કરવા લાગ્યો, અને સ્ત્રી પોતાની બુદ્ધિની બડાઈ!

એ જોઈને આકાશ હસી પડયું, અને પછી કહ્યું:

'તમે બંને કેવા મૂર્ખ છો! જગતમાં પહેલાં પુરુષની જોવાશે અક્કલ અને સ્ત્રીની જોવાશે શકલ!'

# સાઈકોલૉજિસ્ટ થાણદાર

'ભેદખ'

ગજમદનસિંહજીએ જ્યારે પૉલિસ-ટ્રેનિંગ પૂરી કરી ત્યારે જોનપુરના એક ગામમાં એમની નિમણુક થઈ. ખૂબ હોંશથી તેઓ ત્યાં ગયા. જ્યારે એમણે પૉલિસ-ટ્રેનિંગ કૉલેજ છોડી ત્યારે આઝાદી મળ્યે બરાબર પાંચ વરસ થયા હતા. નવીન ઉમંગો અને ઉચ્ચ કલ્પનાઓ એમના મનમાં કિરણની લહેરો પર ધૂળના કણ તરી રહ્યા હોય તેમ તરંગિત થઈ રહેતી. દેશની સેવા, જનતાનો સુધાર, ગામની નૈતિક ઉન્નતિ એ બધું એમને મન વીતી ગયેલા યુગના પૉલિસ ઑફિસરો માટે જેમ ગાળો બોલવી, લાંચ લેવી, મારપીટ કરવી, ક્રૂરતા આચરવી એ જેટલું મહત્ત્વનું હતુ તેથી અદકું મહત્વકારી હતું.

એમનો પ્રિય વિષય હતો મનોવિજ્ઞાન. કોઈ અનૈતિક કર્મચારી જેમ ચાપલૂસીમાં જ મચ્યો રહે તેમ તેઓ મનોવિજ્ઞાન વિષયક ગ્રંથો વાંચવામાં મચ્યા રહેતા. ઘડી જેટલીય નવરાશ મળે કે તરત તેઓ મનોવિજ્ઞાનની ચોપડી જ ઉપાડતા. ખાસ તો એમને જે ચોપડીઓમાં અપરાધનું વિશ્લેષણ મનોવૈજ્ઞાનિક દૃષ્ટિએ કર્યું હોય તે વિશેષ પસંદ પડતી. અમેરિકાની ભાગ્યે જ કોઈ મનોવિજ્ઞાન વિષયક ચોપડી એમ નાથી બચી હોય! મનોવૈજ્ઞાનિક પુસ્તકોનો ખાસ્સો સંગ્રહ એમણે કરેલો.

પરીક્ષામાં પોતાના આ જ્ઞાનનો સારો પરચો એમણે બતાવેલો. વિદાય વેળાએ પૉલિસ-ટ્રેનિંગ-કૉલેજના પ્રિન્સિપાલ સાહેબે ય કહ્યું હતું: 'અપરાધ વિજ્ઞાનનું ગજમદનસિંહનું અધ્યયન તો એવું — એટલું છે જેવું-જેટલું કેશવદાસનું પિંગળનું હતુ. એમના આ જ્ઞાનથી આપણા પ્રાંતનું ભલું જ થવાનું છે. એમને આમાં જો સફળતા મળશે તો આપણા પ્રાંતમાં જેલ જેલ નહિ રહે, વૃંદાવન ગાર્ડન બની જશે. જેમને આપણે સમાજના અભિશાપ સમજીએ છીએ તેઓ સમાજ નિર્માતાં બની જશે.'

ગજમદનસિંહ ગામમાં આવ્યા ને થાણાનો રંગ જ બદલી ગયો. જે કોઈપણ એમને મળવા જતું, તે તેમનું પૂજારી બનીને જ પાછું વળતું. એમની વાણીમાં હીમની શીતળતા, મિશ્રીના ગોળાની મીઠાસ અને બમભોલાની સરળતા હતી.

એકવાર ગામનો એક બદમાશ પકડાયો. તેણે કોઈના ખેતરમાંથી ચોરી કરી હતી. સિપાઈઓ તેને પકડી લાવ્યા. તેના કુટુંબમાં એકે વ્યક્તિ એવી રહી નહોતી જેને પોલિસે ગાળોથી ન વધાવી હોય. આ સિપાઈઓ પુરાવસ્તુવિદ્યાના ભક્તો ન હતા, એટલે તેમણે કેવળ એક જ પેઢી સુધી પોતાની ગાળો સીમિત રાખી. સરકાર પુરાતત્ત્વના પંડિતોની ભરતી પોલિસખાતામાં નથી કરતી, નહિતર દશ-પાંચ મિનિટમાં જ કોણ જાણે કેટલી પેઢીના સરકાર થઈ જાત.

થાણાદાર સાહેબે પોલિસ કોન્સ્ટેબલોને બહાર જવા કહ્યું અને બોલ્યા: 'ભાઈ લુટ્ટુર! શી વાત છે? તમે આ શું કર્યું! આવું થતું હશે કે ભલા માણસ?'

એમના પ્રશ્નોમાં એટલું માધુર્ય હતું, જાણે સાસરે આવેલ જમાઈ સાથે વાત ન કરતા હોય. લુટ્ટુર એકેય સવાલનો જવાબ ન દઈ શક્યો.

થાણદાર સાહેબે સામેની ખુરશી તરફ આંગળી ચીંધીને કહ્યું: 'ચાલ, બેસો.' લુટ્ટુર થાણે તો આ અગાઉ પણ આવી ચૂક્યો હતો, પરંતુ મધમીઠા આ શબ્દોમાં તેની સાથે કોઈએ વાત કરી નહોતી. તે ઊભો જ રહ્યો. ત્યાં થાણાદારે કહ્યું: 'અરે, બેસો તો ખરા. પછી વાત થઈ રહેશે.'

લુટ્ટુર બેસી ગયો. એની આંખમાંથી આંસુની ધારા વહી રહી. થોડીવાર સુધી ગજમદનસિંહ ચૂપ રહ્યા. પછી તેમણે કહ્યું: 'તમને કાંઈ મુશ્કેલી જ હતી, તો મને કહેવું'તું ને. કોઈને પણ મુશ્કેલી પડે એવું મેં ક્યારેય પણ ઈચ્છ્યું જ નથી.'

થાણદાર સાહેબની વાણીએ, એમના વ્યવહારે, એમની કોમળતાએ—સાબુ પરસેવા પર કરે તેવી અસર કરી. લુટ્ટુરનું મન સાફ થઈ ગયું પ્રાયશ્ચિતની ભાવના તેના મનમાં એવી પ્રબળ થઈ ગઈ, કે તેમણે તરતજ, જેના ખેતરમાંથી ચોરી કરી હતી તેની માફી માગી



[અનુસંધાન પૃષ્ઠ ૧૧૯

# આત્મનિવેદન (શરણાગતિ)

તું મન વડે સર્વ કર્મો મારે વિષે સમર્પણ કરીને મારામાં પરાયણ થઈ બુદ્ધિયોગનો આશ્રય કરીને સદા મારામાં ચિત્તવાળો થા. *

મારામાં ચિત્તવાળો તું મારી કૃપાથી સર્વ સંકટોને ઓળંગી જઈશ. પણ અહંકારથી મારું વચન જો તું નહિ સાંભળે તો નાશ પામીશ. *

હે અર્જુન! સંસારરૂપ યંત્ર પર ચડેલાં સર્વ પ્રાણીઓને પોતાની માયા વડે ભમાવતા ઈશ્વર સર્વ પ્રાણીઓના હૃદયમાં રહે છે. *

હે ભારત! સર્વ ભાવ વડે તેને જ તું શરણરૂપે પ્રાપ્ત કર. તેની કૃપાથી તું પરમ શાંતિ અને શાશ્વત સ્થાનને પામીશ. *

તું જે કરે છે, જે ખાય છે, જે હોમે છે, જે દાન કરે છે, જે તપ કરે છે તે હે કૌન્તેય! મને અર્પણ કર (મારા નિમિત્તે કર). *

જે મને પત્ર, પુષ્પ, ફળ કે જળ ભક્તિથી અર્પણ કરે છે તે શુદ્ધ બુદ્ધિવાળા ભક્તના ભક્તિપૂર્વક અર્પણ કરેલાંનો હું સ્વીકાર કરું છું. *

મારી આ ગુણભરી દૈવી માયા તરવી કઠિન છે. જેઓ મને જ શરણે થાય છે તેઓ આ માયાને તરે છે. *

અતિશય દુરાચારી છતાં બીજાને ન ભજનારો જો મને ભજે તો તેને સાધુ જ માનવો યોગ્ય છે, કારણ કે તે સારી રીતે નિશ્ચય પર આવી ચૂક્યો છે. *

તે સત્વર ધર્માત્મા થાય છે અને સદૈવ શાંતિને પામે છે. હે કૌન્તેય! તું નિશ્ચયપૂર્વક ઘોષણા કર કે મારો ભક્ત નાશ પામતો નથી. *

હે પાર્થ! જેઓ પાપ યોનિવાળા સ્ત્રીઓ વૈશ્યો તથા શૂદ્રો છે તેઓ પણ મારો આશ્રય કરીને પરમ ગતિને પામે છે. *

તું મારામાં મનવાળો, મારો ભક્ત તથા મને પૂજનારો થા અને મને નમસ્કાર કર. એ પ્રમાણે અંતઃકરણને જોડીને મારામાં પરાયણ થયેલો તું મને જ પામીશ. *

હું સર્વની ઉત્પત્તિનું કારણ છું, અને મારાથી સર્વ પ્રવર્તે છે એમ સમજીને વિદ્વાનો ભાવયુક્ત થઈને મને ભજે છે. *

મારામાં ચિત્તવાળા, મારામાં પ્રાણ (ચેષ્ટાઓ) અર્પણ કરનારા, પરસ્પર મારો બોધ કરતા અને મારું કથન કરતા (તેઓ) સદા સંતુષ્ટ રહે છે તથા આનંદને પામે છે. *

હે અર્જુન! અનન્ય ભક્તિ વડે એ પ્રકારે તત્વથી જાણવાને, જોવાને તથા પ્રવેશ કરવાને હું શક્ય છું. *

હે પાંડવ! જે મારો ભક્ત મારે અર્થે કર્મ કરનારો, મને જ પરમગતિ ગણનારો, આસક્તિ વિનાનો અને સર્વ ભૂતોમાં વૈરરહિત હોય છે તે મને પામે છે. *

બહુ જન્મોને અંતે જ્ઞાની 'સર્વ કાંઈ વાસુદેવ જ છે' એમ જાણનો મને પામે છે. તેવો મહાત્મા અતિ દુર્લભ છે. *

જ્યારે મનુષ્ય સર્વ કર્મફળોનો ત્યાગ કરીને મારું શરણ ગ્રહે છે ત્યારે તેની મહત્તા દર્શાવવાનું મને મન થાય છે. અમૃતત્વ પામીને તે મારામાં એકરૂપ થવાને યોગ્યતા મેળવે છે. *

તારાં બધાં કર્મો મારી સેવારૂપે કર. તારી વાણીના પ્રત્યેક શબ્દથી મારા ગુણાનુવાદ ગા. વાસનાઓમાંથી તારા ચિત્તને વિમુક્ત કરીને તે મને નિવેદન કર. *

બધા આમોદપ્રમોદોનો ત્યાગ કરીને યજન કર, દક્ષિણા આપ, મારું નામ લે, વ્રતો ગ્રહણ કર તથા તપસ્યા આચર. આ બધી વિધિઓ કેવળ મારે ખાતર કર. *

તારાં કર્મો દ્વારા તારું આત્મનિવેદન મને કરવાથી અને મારું સતત સ્મરણ કરવાથી તારામાં ભક્તિનો ઉદય થશે. ભક્તિનો ઉદય થતાં તારે કંઈ પ્રાપ્ત કરવાનું નહિ રહે. *

તું મારામાં મનવાળો, મને પૂજનારો, મારામાં ભક્તિવાળો થા અને મને નમસ્કાર કર. એમ કરવાથી તું મને જ પ્રાપ્ત થઈશ. આ હું તારી આગળ સત્ય પ્રતિજ્ઞા કરું છું, તું મને પ્રિય છે એટલા માટે કહું છું.

સર્વ ધર્મોને તજીને તું મારે એકને શરણે આવ. હું તને સર્વ પાપોમાંથી છોડાવીશ. શોક કરીશ મા. *

---

## જ્ઞાનદેવ અને ચાંગદેવ

જ્ઞાનદેવને ચાંગદેવે એક પત્ર મોકલ્યો. એ પત્ર કોરો કાગળ હતો. ચાંગદેવ કરતાં જ્ઞાનદેવ ઉંમરે નાના હતા. 'ચિરંજીવી' લખવા જાય તો બીજી બાજુથી જ્ઞાનદેવ જ્ઞાનમાં મોટા હતા. શું કહીને લખવું તે નક્કી ન થાય. એટલે ચાંગદેવે કોરો કાગળ પત્રરૂપે મોકલ્યો. એ કાગળ પહેલા નિવૃત્તિનાથના હાથમાં આવ્યો. તેમણે તે કોરો કાગળ વાંચીને જ્ઞાનદેવના હાથમાં મૂક્યો. જ્ઞાનદેવે વાંચીને મુક્તાબાઈને આપ્યો. મુક્તાબાઈએ એ વાંચીને કહ્યું:' અલ્યા ચાંગા આવડો મોટો થયો તો યે હજી કોરો જ રહ્યો!' નિવૃત્તિનાથનાં વાંચવામાં જુદો જ અર્થ આવ્યો હતો તેમણે કહ્યું: 'ચાંગદેવ કોરો છે, શુદ્ધ છે, નિર્મળ છે અને ઉપદેશ આપવાને લાયક છે. એવું કહીને તેમણે જ્ઞાનદેવને જવાબ લખવાને જણાવ્યું. જ્ઞાનદેવે પાંસઠ ઓળનો કાગળ મોકલ્યો. તેને 'ચાંગદેવ પાસષ્ઠી' કહે છે. આવી એ પત્રની ગંમત ભરેલી હકીકત છે. લખેલું વાંચવું સહેલું છે પણ ન લખેલુ વાંચવું અઘરૂં છે તેમાંનુ વાચવાનું પૂરૂં થતું નથી. એ પ્રમાણે સંન્યાસી ખાલી, કોરો દેખાય તો પણ અપરંપાર કર્મ તેને વિષે ભરેલું હોય છે.

## એકાગ્રતા

નેપોલિયન વિષે એમ કહેવાય છે કે એક વખત યુદ્ધની વ્યવસ્થા બરાબર ગોઠવી દીધા પછી રણક્ષેત્ર પર તે ગણિતના સિદ્ધાન્ત ઉકેલવા બેસી જતો. તંબૂ પર ગોળા પડે, ફરતે માણસો મરતાં હોય પણ નેપોલિયનનું ચિત્ત બસ ગણિતમાં મશગૂલ. નેપોલિયનની એકાગ્રતા બહુ મોટી કે જબરી હતી એમ મારુ કહેવું નથી એના કરતા ઊંચા પ્રકારની એકાગ્રતાના દાખલા બતાવી શકાય. પણ તેની પાસે એકાગ્રતા કેટલી હતી તે જોવાનું છે.

ખલીફ ઉમરની એવી જ વાત કહેવાય છે લડાઈ ચાલુ હોય ત્યારે પ્રાર્થનાનો વખત થતાંની સાથે ચિત્ત એકાગ્ર કરી ઘૂટણિયે પડી રણાંગણમાં ભર લડાઈની વચ્ચે તે પ્રાર્થના કરવા માંડતો અને પ્રાર્થનામાં તેનું ચિત્ત એટલું નિમગ્ન થઈ જતુ કે કોના માણસો કપાય છે તેનો ખ્યાલ કે ભાન પણ તેને રહેતું નહિ. પહેલા મુસલમાનોની આવી પરમેશ્વરનિષ્ઠાને લીધે, આ એકાગ્રતાને લીધે જ ઈસ્લામ ધર્મનો ફેલાવો થયો.

પેલે દિવસે એક વાત મારા સાંભળવામાં આવી. એક મુસલમાન સાધુ હતો. તેના શરીરમાં બાણ પેઠું. તે બાણને લીધે તેને ખૂબ વેદના થતી હતી. બાણ કાઢવા જાય તો હાથ લગાડતાંની સાથે વેદના વધારે થતી. આમ એ બાણ કાઢવાનું પણ બને એમ નહોતું. આજે નીકળી છે તેવી બેભાન કરવાની ક્લૉરોફૉર્મ જેવી દવા પણ તે વખતે નહોતી. મોટો સવાલ ઊભો થયો. તે સાધુ વિષે જે લોકોને માહિતી હતી તેમાના કેટલાક જણે આગળ આવીને કહ્યું: 'અત્યારે બાણ કાઢવાનું રહેવા દો, આ સાધુ પ્રાર્થનામાં બેસશે એટલે પછી તે બાણ કાઢીશું.' સાંજે પ્રાર્થનાનો વખત થયો. સાધુ પ્રાર્થનામાં બેઠો. એક પળમાં તેના ચિત્તની એવી એકાગ્રતા થઈ ગઈ કે પેલુ બાણ તેના શરીરમાંથી ખેંચી કાઢયું તો યે તેને તેનુ ભાન સરખું ન થયું. કેટલી બધી આ એકાગ્રતા! વિનોબાજી

# જીવનનાં જ્યોત!

ગિરિજાશંકર કે૦ વ્યાસ

[સુખમાં છલકાય નહિ: દુ:ખમાં રીબતાય નહિ: સર્વ તરફ સમભાવ રાખી ને નિષ્કામ સતત જીવન જીવતાં વણકપકારે પરોપકાર કરી પોતાનું જીવન ઉજ્જવળ કરી જનારા સાચા માનવી—સ્ત્રી કે પુરુષ—જે આપણને આપણાં ગામડાનાં કોઇ કોઈ ખૂણામાં કવચિત જોવા-જાણવા મળી રહે છે તેની વખત આવ્યે જગદંબા થનાર અને પ્રશંસા મળતાં છતા એક 'વૈષ્ણવજન' સમી નિરભિમાની કર્તવ્યયોગી જેવી એક સ્ત્રીની જીવનગાથા.]

આપણે જીવનમાં નહિવત્ જેવાં દુ:ખ કે ઉપાધિ મળતાં ગભરાઈ જઇએ છીએ. ઘડીભર પણ ધૈર્ય કેળવી તેનો યોગ્ય સામનો કરી શકતા નથી. ત્યારે મહાન આપદા આવી પડે કે કદાચ મૃત્યુ સામે આવી ડોળા ધૂરકાવી જાય તો તો પછી થઈ રહ્યું!

છતાં આવી પરિસ્થિતિમાં પણ અડગ ધૈર્ય કે શ્રદ્ધા કેળવી ઘણીવાર અભણ ગણાતાં—અસંસ્કારી કહેવાતા—ગામડીઆ તેમના જીવનને ઉન્નત બનાવી દે તેવા કાર્ય કરી કે તે પ્રમાણે વર્તી મૃત્યુ જેવા દારૂણ પ્રસંગોને પણ વટાવી જાય છે ત્યારે તો આપણે ઘડીભર છક થઇ જઇએ!

અવલડોશીનું જીવન પણ એનું જીવતું જાગતું ઉજ્જવળ દૃષ્ટાંત છે! પોતાના સમસ્ત કુટુંબમાં પોતે એકલી જ છે! વય લગભગ પંચાવન છપ્પન જેટલું ગણાય. છતાં શરીર તો એટલું સશક્ત અને કાર્યરત છે કે ભલભલા યુવાનીમાં મહાલતા અન્ય જુવાનો અને જુવતીઓ પણ શરમાઇ નીચે જોઇ જાય!

અવલમાનુ કાર્યરત જીવન ઘડીએક પણ નવરું રહેતું નથી. પોતાને નથી છૈયાં છોકરાં કે નથી કોઈ નજીકના સગાવહાલાં છતાં વહેલી પરોઢથી માંડી છેક રાતના નવ દશ વાગ્યા સુધીમાં તો કેટકેટલાયે કાર્યો હાથમાથી નીકળી ચૂક્યા હોય! વહેલાં પરોઢમાં ઉઠી ઘંટીએ બેસી જઈ, પરભાતિયા અને એવા ગીતો ગરવા મીઠા રાગે ગાતા ગાતાં, દળણુ દળી નાખે, પછી છાનબુપાણી કરી ઘર ફરી સ્વચ્છ કરશે. અને નાહી ધોઇ કૂવેથી પાણી ભરી લાવશે. વચ્ચે રસોઇ કરતાં વાર હોય તો રેંટિયો કાંતી થોડું સૂતર તૈયાર કરશે. દેવસેવા અને પ્રભુભજન થયા પછી જમી પાછા ક્યાંક કામે ચડી જશે. ઠામવાસણ માંજી ઘર ફરીવાર વાળી સ્વચ્છ કરી બપોરે કોઇના ગોદડા, ગાદલા, કે ભરતકામનાં ચાકળા ચંદરવા તૈયાર કરશે. વળી કોઇ આવ્યું તો તેનાં સુખદુ:ખમાં ભાગ લેશે. સાંજે કે વખતે બપોરે સીમમાં જઈ સુકો છાણાં વીણી લાવશે ને સાથે વળતાં બોર, જામફળ, શેરડી કે એવું જે કંઇ બાળકોને માટે ઋતુ પ્રમાણે ખાવાની વસ્તુ લેતા આવશે. છાણાં વીણતી અન્ય સ્ત્રીઓ તેમને કાંટાળી બોરડીનાં મીઠાં અને પાકલ બોર વીણતાં દેખી પૂછશે: 'મા! તમારે વળી બોર લેવા શા કામનાં?'

તો અવલમા કહેશે: 'મારે તો છોકરાવ સારુ લઇ જવા છે.'

'પણ તમારે કયા છોકરા છે?', કોઈ અજાણ્યા પૂછશે.

'તે ગામનાં, પાડોશનાં છોકરાં તો છે ને!' હાવ-ભાવથી અવલમા જવાબ દેશે.

અને આમ સાંજે પછી વાળુ કરી ગામનાં—અને પડોશનાં—છોકરાંઓ ભેગાં થયાં હોય તેમને બધાંને સરખા વહાલથી અને સરખી રીતે બોર, ચણા, પોંક, શેરડી કે જામફળ ઋતુ ઋતુ અનુસાર જે તે ફળ વગેરે વહેંચી તેમનાં આનંદમા આનંદ માણશે.

'અને મા! વાર્તા કરોને" એમ જ્યારે કોઇ બાળક કહેશે ત્યારે તેને જાણે તે પોતાનું જ બાળક હોય તેમ તેને ગળે વળગાડી સ્નેહથી વાર્તા કહેવી શરૂ કરશે. અને વાર્તા પણ કેવી? ઉંઘ તો ક્યાં ય ઉડી જાય એવી રસાળ, બોધપ્રદ અને છોકરા છોકરી દરેકને જીવનમા કોઈ ને કોઈ રીતે ઉપયોગી થઇ પડે તેવા પ્રસંગ જોડીને પણ વાર્તા કહેશે! કેટલાય તો પછી ત્યાં સુઇ જાય તો તેમને વહાલથી પોતે તેડીને તેમના ઘેર પહોંચાડી દે અથવા પોતાને ત્યાં સુવાડી રાખે!

કોઈ કોઇ વાર કોઇ બ્રીને સગર્ભાવસ્થાની પીડા હોય કે આંતરિક કશેક ઉપાધિ હોય તો તેને અવલમા યોગ્ય દવા કે આશ્વાસન, સલાહ આપી તેનું દુઃખ દૂર કરશે. તેનાં દુઃખમાં પોતે જ દુઃખ ભોગવે છે એમ અત્યંતિક નિકટતા કેળવી તેની હૈયાની હૂંફ પાછી લાવી આપશે!

કોઇ નાના બાળકને આંખ દુઃખવા આવે, ગુડ-ગુમડ થાય કે બીમારી આવે ત્યારે પણ અવલમા હાજર હોય! તેમાં ઊંચનીચ કે જાત વિજાતનો ભેદ નહિ! અછૂત પણ તેમની સલાહ લ્યે! અને જરૂર પડયે અવલમા તેમને ત્યાં જઈ આવી તેમના દુઃખ દર્દ ઓછાં કરવા પ્રયાસ કરી આવે, અને પાછાં ઘેર આવી માથાબોળ નાહી પણ લ્યે!

માનવ પ્રતિ જ નહિ પણ પશુ અને પંખી પ્રતિ પણ અવલમાની એવી જ ભાવના! ગમે તેની ગાય ભેંસ કે ઢોરઢાંખર હોય તેને પોતાનું ગણી તેને અનાજ દાણો આપે. વખતે શીમમાંથી વાઢી લાવ્યા હોય તે ખડનીરણ પણ નાખે. તેમને બરડે ખંજોરે, પાણી પાય અને તેમની સાથે ઘડીભર વાત પણ કરી લ્યે.

તેમનું દુઃખ, રોગ કંઈ પણ જો અવલમા દેખે તો તુરત જ ઘરમા જઈ તેને ઓસડ લાવી તેનો અમલ કરે! કૂતરાને વખતે જીવડાં પડ્યા હોય તો ત્યારે ઘા ઉપર ઘાસલેટ રેડી જીવાત દૂર કરી પાટો બાંધે. ઢોરઢાંખરને પણ એ જ રીતે રાખે. ન એમા કોઈ ભેદ ભાવ!

અને ચકલા, પારેવા, હોલાં ને એવા પંખીઓ તો અવલમાને ત્યાં ચણતાં જ હોય. તેમના માટે પાણીના કૂંડા નેવે લટકાવેલા હોય, અને રહેવા રમવા માટે નેવાની અંદરની કિનારીમા કે ભીતના ગોખલામા અવલમા કૂણા કૂણા ઘાસના કૂંપળો, પીંજેલુ રૂ અને એવું એવું ભરી રાખે! ચકલીના માળામા ચકલી ઈંડા મૂકે તે પછી તેના બચ્ચાં આવે ને તે મોટા થઈ ઉડતા ન થાય ત્યા સુધી અવલમાનો પાકો પહેરો તો ઉભો જ હોય!

આપણે ઘડીભર માનશું કે બિચારી ડોશી એકલી અને અટૂલી છે એટલે પોતાનું એકાંત દુઃખી જીવન ભૂલવા આમ તે પ્રયાસ કરી રહી હશે! પણ ના. તેમ નથી. જો તેમનાં જીવન ઉપર આછેરું એવું ડોકિયું કરીશું તો જણાશે કે અવલમા તો પ્રથમથી સુખી હતાં. પાંચેક છોકરાંઓની માતા પણ હતાં! બધું ભાદર્યું તેમનું સુખી અને સમૃદ્ધ જીવન હતું! કેટલાયને તો તેમણે તે વખતે સારી એવી સહાયતા પણ અવારનવાર કરી હતી!

આમ સુખી હતા અને સાબૂખી હતી છતાં અવલમા તે વખતે પણ છક્યા ન હતા. અત્યારે એકલા ને અટૂલા છે છતાં હિંમત હાર્યા નથી. તે વખતે પણ—સુખસમૃદ્ધિમા પણ—તેમણે અહોનિશ જાતે કામ કર્યા કરી સર્વ તરફ મમતા અને સ્નેહભાવ રાખેલા. અત્યારે પણ તે જ રીતે સતત જાતેકાર્ય કરી સર્વનું હિત ઇચ્છી રહ્યાં છે!

એક વખત એક ખેડૂત બાઇને કોઈ હરામખોર લૂંટી ગયા—ગયા તો ફક્ત કાનના મોટા ઠોળીયા જ—અને અવલમા તેને હિંમત આપવા અને આશ્વાસન આપવા ગયા ત્યારે વાતમાં ને વાતમાં પૂછ્યું, 'અલી! કેટલા જણ હતા લૂંટ કરવામાં?'

'બે જણા.'

'બસ, બે જ જણા અને તું આમ તારા ઠોળીઆ લૂંટાવીને આવી!'

'શું કરું માડી' એના હાથમાં બંદૂક તલવાર હતાં.'

'તે ભલેને હોય. આપણે તો રહી બાઇડિયું—સ્ત્રીઓ—જગદંબાનો અવતાર' ઘડીક ચતુરાઇ વાપરી એને જ એના હથીઆર વડે ભગાડી ન મૂકીએ!' અવલમા કહેતા.

'પણ એમ કેમ કરીને થાય?' ખેડૂત બાઇ પૂછતી.

'અરે! એમા શું? લેને હુ જ મારી વાત કહું.'

'એમ! તમારે પણ લૂટાવું પડયું હતું?' પેલી બાઇ ઉત્સુક થઈ પૂછતી.

'અરે! ના રે! હું ક્યા એમ લૂટાવા દઉં એમ હતી?'

'તો પછી?'

'અરે વાત તો સાંભળ, એક વખત હું અને તારા બાપા (અવલમાના પતિ) કોઇ કામસર બહાર ગામ જતા હતાં. રસ્તામા મળી ગયા એએક જણા ને બંદૂકડી હાથમા રાખી કહે 'જે હોય તે કાઢી આપો!'

તારા બાપા તો હતા ભોળા. તે તો મંડ્યા જે તે હતું તે બહાર કાઢવા અને હું પણ ઘડીક વિચારે

ચડી ગઈ. ત્યાં એક લૂંટારો બોલ્યો: 'બાઈ! તું પણ એમ કાં ઉભી છો? ઝટ તારાં ઘરેણાં કાઢી આપ.'

પણ ત્યાં તો ભગવાને મને ચતુરાઈવાળી બુદ્ધિ આપી હતી તેનો મેં ઉપયોગ કર્યો. હું તો તરત જ 'પેટમાં કાંઈક થાય છે' એમ કહી ત્યાં ને ત્યાં જ બેસી ગઈ. તારા બાપા પણ ઘડીક મૂંઝાઈને મને શી મદદ કરી શકે તેની વિમાસણમાં પડ્યા. ત્યાં વળી પેલા લૂંટારા માંહેનો એક જણ પણ ઘડીક પોતાનાં હથિયાર હેઠાં મૂકી મને તારા બાપા જે પોતાનાં ફાળિયા વડે પવન નાખી રહ્યા હતા ત્યાં આવી મારી નાડ તપાસવાનો ઢોંગ કરવા લાગ્યો. તારા-બાપા તો હતા ભોળા તે એમ સમજ્યા કે પેલો મારી નાડી તપાસી મારી શારિરીક અવસ્થાની ચિંતા કરી રહ્યો છે. પણ હું તો તે હરામખોરની આંખ જોઈ સમજી ગઈ કે આ ભાઈલાને નાડી તપાસવાના બહાને સ્પર્શસુખ માણવું છે! વળી હું તો એ વખતે હતી યુવાન અને વળી રૂપરૂપનો અંબાર! એટલે પેલાની દાનત જરા બગડે તેમાં નવાઈ ન હતી! આમ હું ગઈ પેટનું દર્દ બતાવી મારા દાગીના—ઘરેણાં બચાવવા ત્યાં આ હરામખોર ઉલટાનો વકરતો હતો! પણ તેનાં હથિયારો નીચે જમીન પર પડ્યાં હતાં અને ત્યાં બીજો લૂંટારો ઉભો હતો! એટલે મેં યુક્તિ કરી બીજા હરામખોરને ઝટ પાણી ભરી લાવવા ઈશારાથી સમજાવ્યો. પેલો હરામખોર જે મારી નાડી તપાસી રહ્યો હતો તે તેથી તેના સાથીદારને ઝટ પડખેની વાડીમા જઈ ઝટ પાણી લાવવા કહી રહ્યો અને જેવો તે ગયો એટલે હું વીજળીવેગે ઊભી થઈ ત્યાં પડેલા હથિયારો ઉપાડી પેલા હરામખોરને ત્યાંથી ને ત્યાંથી જ ઝટ નાસી જવા કહ્યું! બિચારો લૂંટારો મૂંઝવણમાં આવી પડ્યો.-જો ન ભાગે તો હું કદાચ બંદૂક છોડું ને ભાગે તો લૂટ કરવી બાજુપર રહી પણ પોતાનાં હથિયારો પણ જમા કરવા પડતા હતા!

ત્યાં બીજો લૂટારો પાણી લઈ આવ્યો તે પરિસ્થિતિ સમજી ગયો. આખરે તેણે ધર્મનાં સોગન ખાધા કે તેઓ અમને કાંઈપણ લૂટ્યા વગર કે હેરાન કર્યા વગર જશે જો હું તેમને તેનાં હથિયાર પાછા આપું તો! અને ઈશ્વરમાં શ્રદ્ધા રાખી હિંમત ધરી મેં તરત જ તેને હથિયાર પાછા આપ્યાં. પ્રભુની દયા કે એ લૂંટારા પણ પછી કશું કર્યા વિના—કોણ જાણે તેને બીક લાગી હશે કે પછી આપણે જ્યારે હિંમત બતાવીએ ત્યારે સામો માણસ આપણી તાકાત પારખી જતો હશે કે જેતે હોય તે ભગવાન-જાણે પણ પછી અમે નિરાંતે ગામ જઈ આવ્યાં. આમ તારે પણ કાંઈક થોડીક હિંમત તો બતાવવી હતી!'

અવલમાની આવી વાત સાંભળી પેલી ખેડૂતબાઈ તો અચરજ પામી રહી.

હજુ તો અવલમા આમ વાત કરે છે ત્યાં શેરીમાં એક નાનું બાળક રડતું હતું તેને એક ભેંસે શીંગડે ચડાવ્યું. હોહો થઈ પડી બાઈઓ બધી રોકકળ કરતી રહી. ભાઈડા-પુરુષ ને ઝટ બોલાવવા બીજા મોટા છોકરા મોકલવા લાગી. પણ અવલમા તો ક્યાં એટલી વાટ જુએ એવાં હતાં' તે તો ગયાં તરત જ પેલી વકરેલી ભેંસની સામે. જો લાકડી વડે સામનો કરવા જાય તો વખતે ભેંસ દોડે ને પેલા બાળકને પછાડી મારી પણ નાખે, જો સામનો ન કરે તો બાળક સહિત તે ભેંસ વકરેલી ફરતી ફરે ને વખતે તેમ કરતાં બાળકને અને અવલમાને નુકશાન કરી બેસે' આવી પરિસ્થિતિમાં અવલમાએ તો હિંમત કરી પડખેની ઓસરીમાં કપાસીઆની ગુણ પડી હતી તેમાંથી મોટા હાથો ભરી આગળ આવ્યાને 'લે, ભગરી લે,' કહેતાં તે ભેંસ આગળ લગોલગ પહોંચી ગયાં હિંમત અને શ્રદ્ધાપૂર્વક! અને થવા કાળ તે અવલમાની આવી હિંમત જોઈ કે પછી તેમનાં હાથમાંનાં કપાસીઆ જોઈ ભેંસ તો છાનીમાની ડાહી બની મંડી કપાસીઆ ખાવાં! અવલમા વધારે હિંમત કરી તેની પાસે કપાસીઆ મૂકી તેને મંડયા પંપાળવા અને આમ થોડા સમય પાપળ તો ભેંસ ઠંડી પડી ગઈ. પેલું બાળક પણ પછી તેની માતાને સોંપવામાં આવ્યું!

આવા પરોપકારી પણ હિંમત અને અડગશ્રદ્ધા ભર્યાં અવલમાનાં જીવનથી તો માણસો જે અવલમા પ્રતિ ચાહના રાખતા હતા તે વધારે ચાહના રાખી તેમને માન આપવા લાગ્યા. પણ આ નિર્મલિત, નિર્ગુણ અને નિષ્કપટ જીવનવાળાં-અવલમા તો જાણે કાંઈ પોતે કર્યું જ નથી ગણી જે તે પોતાનું જીવન જેમ ચલાવતી હતી તેમ ચલાવતી જ રહી!

અને અવલમાનું જીવન પણ એમજ પરોપકાર કરતાં

જ પૂરું થયું! એક વખત નદીએ કોઇ ધોબણબાઈ પોતાનાં નાના પુત્રને લઇ કપડાં ધોવાં ગઇ હશે. બપોરનો સમય હતો એટલે ઝટ કપડાં ધોઇ પોતાને ઘેર જવા બાઈ ઉતાવળે કપડાં ધોવામાં તલ્લીન હતી. નાનો પુત્ર પડખામાં રમતો હતો. અને એમ કરતાં નદીનાં પટમાં વેકુરમાં પણ રમવા માંડ્યો. બાઇ તો છોકરો આમ રમે છે ત્યાં ઝટ કપડાં પુરા કરી ઘેર જવા ઊતાવળમાં હતી. નદીકિનારે બીજી કોઈ સ્ત્રી હવે ન હતી. સહુ નાહી ધોઇ પોત પોતાને ઘેર ગઇ હતી. ભાત લઇને સીમમાં જનારી બાઇઓ સીમમાં ગઇ હતી. અને ગોવાળ પણ ગાયનું ધણ ચારી આઘે દૂરનાં વડનાં ઝાંડ નીચે ધણને ઝુકાવી પોતે ઝોકાં ખાઈ રહ્યો હતો.

એવામાં પાણીનો અવાજ થયો. કંઇક ડૂબ્યું એમ, લાગ્યું. બાઇને વહેમ જતાં જોયું તો છોકરો નહિ! નક્કી તે પાણીમાં પડ્યો હશે. પોતાને તરતા આવડે નહિ! મંડી તે તો બૂમ પાડવા 'દોડો, બચાવો, મારો છોકરો ડૂબે છે!' પણ ત્યાં તો કોણ જાણે અવલમાં ત્યાંથી પસાર થયા તેમણે આ રાડ સાંભળી તે તો માથાપરનો છાણાંનો સુંડલો એકદમ ફેંકી દોડયાં નદી તરફ અને કપડાંભેર પડયાં પાણીમાં. નદીનાં ઊંડા પેટાળમાં છોકરો ડૂબી ગયો હતો. અવલમાને ઉંડાણમાં ઉતરવુ પડયુ. મૃત્યુ હાથમા લઇને અવલમા ઉંડાણમાં પડયા ત્યાં પેલો છોકરો ડૂબતા જે ઉપર તળે એક બેવાર આવે છે તે ગતિમા ઉપર આવવાની અણીપર હતો તેને એકદમ વીંટી અવલમા મડયાં આછેરા પાણી તરફ આવવા! પણ નદીનું ઉંડાણ જબરૂં હતું! અવલમાને પેલો છોકરો સારી એવી પક્કડથી વીંટાયો હતો તેથી અવલમાને ઉપર પાણીમાં આવવું મુશ્કેલ હતું. આમ આ બાજુ અવલમા છોકરાને બચાવવા ફાંફા મારતા હતા, પેલી બાજુ છોકરાની મા છોકરાને બચાવવા રાડ ઉપર રાડ પાડી રહી હતી. તેવામાં દૂર ઉભેલા ઢોરનાં ધણનો ભરવાડ તે રાડો સાંભળી દોડતો આવ્યો. તે નદીમાં તરત જ ખાબકી અવલમાને તથા બાળકને પકડી બહાર ખેંચી લાવ્યો.

બહાર આવતાં છોકરો તો સહેજમાં પાછો ભાનમાં આવી ગયો પણ અવલમા હોંશમાં ન આવ્યાં. ભરવાડે ઘણી મહેનત કરી પણ અવલમા ભાન ગુમાવી બેઠાં હતાં. તે પછી અવલમાને પોતાના ખભા પર ઉંચકી ગામમાં લઇ આવ્યો. ગામના માણસો ભેગા થયા અને જે તે ઉપચાર થઈ શકયા તે કર્યા. આખરે અવલમા ભાનમાં આવ્યા હોય તેમ જણાયું. તેમણે આંખ ઉઘાડી. લોકોમાં કાંઇક આનંદ થયો અને અવલમા માંડ માંડ શ્વાસ રોકતાં બોલ્યાં "હાશ છોકરો —મારો છોકરો જ ગગુાયને—બચી ગયો તેથી આનંદ. હવે છેલા રામ! રામ! મારી પાછળ મારાં છોકરાંવ—ગામનાં પંખીને ચણ નાખજો અને— છોકરાંવને જમાડજો. ગાય ઢોરને ચારો નાખજો.'

અને આટલું કહેતાં તો અવલમા રામશરણ પામ્યાં! આમ અવલમા જે સુખમાં છલકાણી નહિ: દુઃખમાં હીમતહાણી નહિ: સર્વ તરફ સમતા રાખી ગામ આખાના છોકરા જેણે પોતાનાં ગણ્યાં અને વણઉપકારે પરોપકાર કરી જીવન ઉજ્જવલ બનાવ્યું!

લોકોએ પછી તેમણે જે કહ્યુ હતું તે પ્રમાણે કર્યું.

હજુ યે ગામની પાદરની એક બાજુએ એક મોટો ચણનો ઓટો આવેલ છે જે બતાવી લોકો અવલમાનું કાયમી સ્મરણ દર્શાવી રહે છે!

કહો' ગીતામા નિષ્કામ કર્મ કરતો યોગીની જે ભાવના ભગવાન શ્રીકૃષ્ણે જણાવી છે તે જ ભાવના આ અભણ અસંસ્કારી ગામડીઅણ બાઇના જીવનમાં સતત જોવા નથી મળતી?

આવા ગોગીજન—જેને નરસિંહ મહેતા વૈષ્ણવજન કહે છે—આપણને હજુ પણ આપણા ગામડાના કોઈ કોઇ ખૂણામા જોવા જાણવા નથી મળતા?

---

પ્રસિદ્ધ યુનાની દાર્શનિક મેલિડિમસના શિષ્યોએ સારી પેઠે ચર્ચા વિચારણા કરી અને અંતે સુખની વ્યાખ્યા નક્કી કરી કે: "જ્યારે જે વસ્તુની ઇચ્છા થઇ આવે, ત્યારે તે વસ્તુ તે જ સમયે આપણને પ્રાપ્ત થાય—આ સ્થિતિને સુખ કહે છે."

મેલિડિમસે આ વ્યાખ્યાનો સ્વીકાર કરતી વખતે કહ્યું કે: "...પરંતુ આ સુખથી આગળની અને ચઢિયાતી પણ એક સુખની સ્થિતિ છે. તે છે 'જે કાંઈ આપણી પાસે છે તેથી વધારેની કામના ન કરવાની!'"

[અનુસંધાન પૃષ્ઠ ૧૧૨ થી]

અને બીજા દિવસથી જ તમામ ભૂલો સુધારવાનું આરંભી દીધું. જેના ખેતરમાંથી ચોરી થઈ હતી, તે ખેડૂતના મનમાં, બ્રોડગેજ લાઈનના એંજિનના કોલસા જેટલી બદલો લેવાની વૃત્તિ ધખી રહી હતી. પણ તે તો ક્ષમાની મૂર્તિ જ બની ગયો. ગૌતમ બુદ્ધ જુએ તો ભારત છોડી ચાલ્યા જાય એવી તેની મુદ્રા થઈ ગઈ. તેમણે કશો જ દંડ લેવાની સાફ ના પાડી દીધી. ઠાકુરને તેમણે શીલટાનું ખાવાનું આપ્યું. પીવા માટે કૂવામાંથી તાજું પાણી સીંચી આપ્યુ, અને બન્ને ભેટી પડ્યા, પછી છૂટા પડ્યા, જેમ દીકરી માને ભેટીને સાસરે જાય તેમ.

ગજમદનસિંહની થાણુદારીમાં ગામ તો યોગીઓનો આશ્રમ બની ગયું. લફંગાઓ અને ઇમાનદારો એકી સાથે નહાવા-રહેવા લાગ્યા. ન્યાયી-અન્યાયી સહુ એકી સાથે બેસતા-ઉઠતા થઈ ગયા.

બરાબર આવામાં જ એક ઘટના બની. સિવરાખન સોતીના ઘરમાં ખાતર પડ્યું. ઘરેણાં-ગાંઠાં લઈને ચોર નાઠા. સવારના પહોરમાં સોતીજી જ્યારે ઊઠ્યા, ને જુએ છે તો ઘરની પછીતે મોટું બાકોરું. જાણે સુરંગ. એમ કાંઈ સોતીજીનું મકાન પહાડ નહોતું કે સુરંગ ફોડીને તેમાંથી આગગાડી ચાલી જાય! દીવાલ જ માત્ર નહોતી તૂટી, એક પેટી પણ તૂટી હતી.

લડાઈ દરમિયાન સોતીજીએ સેનાને ઘી પહોંચાડવાનો ઇજારો રાખેલો હતો. વનસ્પતિ દેવીની કૃપાથી એમાં સારો એવો લાભ મળેલો. એ લાભ પૈકી થોડો એમણે જમીનમાં પરિવર્તિત કરી નાખ્યો અને બાકીનો સોનામાં. ચંચળ લક્ષ્મીના પગ પેટીમાં સ્થિર ન રહી શક્યા. ચોરોના કંધોએ સવાર થઈને તે કોઈ નવું ઘર શોધવા જ ચાલી નીકળ્યાં હતાં!

કોઈના પણ ગયા પછી આપણે ત્યાં રોવું એટલું તો સ્વાભાવિક છે, જેટલું ખાધા પછી મોં ધોવાનું. ઘરેણાંનો વિયોગ સહવાની શક્તિ મહિલા-મંડળમાં નહોતી. તેમણે રોવાનું શરૂ કર્યું, ને સોતીજીએ હાયવોય કરવાનું. ગામ લોક એકઠું થયું. પહેલાં તો પ્રશ્નોની ઝડી વરસી. પછી સ્થળ-સ્થિતિના નિરીક્ષણ થયા. ત્યારબાદ સોતીજી કેટલાક માણસો સાથે થાણે ગયા. ગજમદનસિંહે સાંભળ્યું તો, એમના આત્માને ગ્લાનિ થઈ આવી. એમણે માન્યું કે મારો વિસ્તાર મેગેસ્થનિસના યુગમાં પરિવર્તિત થઈ ગયો છે. રીપોર્ટ લખ્યો, સાંત્વન દીધું. એ લોકોના ગયા પછી એમણે ગામમાં શોધ ચલાવી. નીકળી પડ્યા બહાર.

પત્તો લાગી ગયો. નેકૂર અઠવાડિયાથી આવ્યો હતો. નેકૂર ગામનો નામચીન અપરાધી. દશ-પંદર દિવસ, ક્યારેક તો મહિનો સુધી ગેબ થઈ જાય. પછી બે ચાર દિવસ માટે આવી જતો. વળી પાછો ગાયબ! લોકો પાસેથી એ પણ જાણવા મળ્યું કે, કાલે સાંજે ત્રણ-ચાર માણસો એની સાથે પીપળાના ઝાડ નીચે બીડી પીતા ઊભા હતા. થાણુદારે તેને થાણે બોલાવ્યો.

નેકૂર પકડાયો અને આવ્યો. સાડા ૭ ફૂટ લાંબો, ૪૫-૪૬ ઈંચ છાતી, ભરાવદાર મૂછો, પહોળી ડરામણી આંખો, સ્હેજ ત્રાંસો હોઠ, દાઝી ગયેલી રોટલી જેવો રંગ, નાકની નોક એક બાજુ નમેલી—આ એની રૂપરેખા. કોન્સ્ટેબલને વિદાય કરીને થાણુદાર સાહેબે કહ્યું: 'બેસો.' તે બેઠો.

થાણુદાર: 'તમને યાદ છે, તમને કેટલીવાર સજા થઈ ચૂકી છે?' નેકૂર: 'હા.'

થાણુદાર: 'સિવરાખન સોતીને ત્યાં કાલે ખાતર પડ્યું છે?'

નેકૂર: 'હા.'

થાણુદાર: 'જુઓ. તમે સાચી વાત કહી દો અને સઘળો માલ મળી જાય તો તમને સજા નહિ કરું.'

નેકૂર: 'હા.'

થાણુદાર: 'તમે મારા ભાઈ જેવા જ છો!'

નેકૂર: 'હા.'

થાણુદાર: 'જો તમે નહિ જણાવો અને પછી પકડાશો તો સજા કરવામાં આવશે.'

નેકૂર: 'હા.'

થાણુદાર: 'ત્યારે મને ખૂબ દુઃખ થશે.'

નેકૂર: 'હા.'

થાણુદાર: 'હું આ ગામને એક આદર્શ ગામ બનાવવા ઇચ્છું છું.'

નેકૂર: 'હા.'

થાણુદાર! 'તો શું ચોરી તમે કરી?'

નેકૂર: 'હા.'

થાણુદાર: 'ખાતર તમે પાડ્યું?'

નેકૂર: 'ના.'

થાણુદાર: 'તમે ગભરાઈ ગયા છો?'

નેકર: 'ના.'

થાણદારે થોડી મીઠાઈ મગાવી. નેકરની સામે મૂકી અને કહ્યું: 'વારુ, મીઠાઈ ખાઈ લો, તબિયત સારી કરી લો. મનમાં કોઈ જાતની બીક ન રાખશો.'

જ્યારે નેકર મીઠાઈ ખાઈ, પાણી પીને સ્વસ્થ થઈ ગયો, ત્યારે થાણદારે કહ્યું: 'હું તમને નોકરી અપાવીશ: તમને કોઈ હેરાન નહિ કરે. તમે બધો જ માલ ક્યાં છે તે કહી દો.'

નેકરે કશું જ કહ્યું નહિ. હવે નેકરને જમાડવામાં આવ્યો અને પછી બપોરે તે ત્યાં જ સૂતો. ત્રણ વાગ્યે જ્યારે તે ઊઠ્યો, ત્યારે થાણદારે તેને ચા પીવરાવી. પણ પછી ય બાતમી તો ન જ મળી.

થાણદાર સાહેબ હારે એવા નહોતા. એમણે માત્ર મનોવિજ્ઞાનનો જ અભ્યાસ નહોતો કર્યો, વિક્ટર હ્યુગોના 'લા મિઝરાબ્લ' પણ વાંચ્યું હતું. અપરાધીના મનને સાંત્વન આપવું જોઈએ, તેના કોમળ હૃદયને કશું જ કષ્ટ પહોંચાડવું ન જોઈએ. કોને ખબર છે કઈ ઇચ્છાની અપૂર્ણતાને કારણે કઈ ચીજના અભાવે, કઈ ગ્રંથિ ઉત્પન્ન થઈ હશે અને ..

એક સાયકોલોજિસ્ટ તરીકે તેમણે ધીરજથી કામ લેવું જોઈએ. વળી, નેકર તો રીઢો ગુનેગાર. આ માણસ સાથે તો ખૂબ જ સંભાળીને કામ લેવાનું હતું. સ્હેજ અમથી ઉતાવળ કરી, તો સુધરતો સુધરતો ય તે અપરાધી બગડી જ જાયને!

સાંજે રેડિયોનો કાર્યક્રમ તેને સંભળાવવામાં આવ્યો. રાતનું ભોજન પણ નેકરે ત્યાં જ કર્યું. આ વખતે તેના માટે ખાસ ખીર અને રબડી બનાવવામાં આવ્યા હતાં. થાણદાર સાહેબે કહ્યું કે ખાસ કાંઈ તકલીફ ન હોય તો રાત અહીં જ સૂઈ જાઓ. નેકર રાજી થઈ ગયો. નેકર સાથે કોઈ એક સન્માનિત અતિથિ સાથે કરવામાં આવે તેવો જ વ્યવહાર કરવામાં આવ્યો. થાણદાર સાહેબને વિશ્વાસ હતો કે, તે ચોરી કબૂલ કરશે.

પણ, સવારે નેકરનો પતો જ નહોતો! થાણદાર સાહેબની કબાટમાં લટકતી રીવોલ્વર અને એક લોટો પણ ન હતાં. તપાસ કરતાં જણાયું કે નેકર પોતાને ઘેર પણ નથી.

## મૂળે જ ૧૪ કેરેટ

૧૯૩૧માં જ્યારે ગાંધીજી લંડન ગયા ત્યારે એમને લોકો તેમજ પ્રેસ તરફથી જાત જાતનો આવકાર મળેલો. તેમાંના સામ્યવાદી છાપાંઓમાંથી ગાંધીજી અંગેનો એક 'સુંદર' નમૂનો આ રહ્યો.

'સંત અને પવિત્ર માણસ હોવાનો ડોળ કરતા ગાંધીનો ઉપયોગ હિંદના રાજવીઓ, જમીનદારો તેમજ પૂંજીપતિઓ પોતાના લુચ્ચા દલાલ તરીકે કરે છે. બ્રિટિશ સામ્રાજ્યવાદીઓ સાથે ઘનિષ્ટ સંબંધ બાંધવા તેમજ હિંદી પૂંજીપતિઓ માટે વધુ હક્કો મેળવવા માટે એ ભાઈ અહીં આવી રહ્યા છે. એની આખી જીંદગી ઠગાઈના મેરૂ સમાન છે. ડોળ તો અહિંસાનો કરે છે પણ આજ સુધીની બ્રિટિશ પૂંજીવાદીની બધી જ લડાઈઓમાં ભાઈએ સક્રિય ભાગ લીધો છે. લંડનના પૂર્વ ભાગનાં ગરીબ લત્તામાં આવેલા કિંગસ્લી હોલમાં એક મિત્ર અને મહેમાન તરીકે રહીને આ ગાંધી બ્રિટિશ કામદારોની આંખોમાં ધૂળ નાખવાનો પ્રયત્ન કરી રહ્યો છે. આ પ્રમાણે કામદારોનો મિત્ર હોવાનો ઢોંગ કરે છે. ખરુ જોતા હિંદના કામદારો અને ખેડૂતોના મોટામાં મોટા દુશ્મનોની ટોળીમાંનો ગાંધી છે. વનસ્પતિનો ખોરાક, બકરીનું દૂધ અને માત્ર લંગોટીનો વેષ એ બધી તો નાટકી ચાલબાજીઓ છે. એનાથી કામદાર વર્ગે ભોળવાવું ન જોઈએ. હિંદના પૂંજીવાદી હિતોને પોષવા માટે આ બધી ચાલબાજીઓ અપનાવવામાં આવી છે.'

કેટલો વિરોધ! છતાં મહાત્મા ગાંધીને મન તો તેની કાંઈ જ અસર ન થાય. પરંતુ તે બતાવવા મેં આ અવતરણ નથી મૂક્યું. જે સો ટચનું સોનું હતું તેને સાવ પિત્તળ તરીકે વર્ણવ્યું તો પણ ગાંધીને તેમાં ખોટું લગાડવાનું કારણ ન જડ્યું તો આપણે તો છીએ જ ૧૪ કેરેટ. કોઈ એકાદ કેરેટ ઓછું વર્ણન આપે તો એમાં શું ખોટું લગાડવાનું? અને આટલું થાય તો નાના મોટા કેટલા ઝગડા બંધ થાય!

—ચીનુભાઈ ગી. શાહ

શુભેચ્છાઓ સાથે

ન્યુ ગુજરાત કોટન મિલ્સ લિ૦

અમદાવાદ–૨

રજી. ઓફિસ: ૯, બ્રિબોર્ન રોડ કલકત્તા–૧

શુભકામનાઓ સાથે

શ્રી અંબિકા મિલ્સ લિમિટેડ

અમદાવાદ

## રાષ્ટ્રીય સંરક્ષણ નિધિમાં ઉદાર હાથે મદદ કરો.

ઉના તાલુકા સહકારી ખરીદ વેંચાણ સંઘ રાષ્ટ્રીય કટોકટીમાં પોતાની ફરજ અદા કરવા માટે કટીબદ્ધ છે.

ઉના તાલુકા સહકારી
ખરીદ વેચાણ સંઘ
**ઉના**
જિ૦ જૂનાગઢ
ફોન નં૦ ૭

## લાલજીભાઈ ગોકળદાસ
મેટલ વર્કસ

પિત્તળના પાટા સરકલ તથા
—વાસણો માટે :—

લાતી રોડ, મોરબી.





આપના ખર્ચ કરેન નાણાનુ સર્વોત્તમ વળતર
મેળવવા માટે –
### હિન્દુસ્તાન પંપીંગ સેટો વાપરો
કારણુ કે તગાવી અને સરકાર માન્ય છે
કરકસર માટે હિન્દુસ્તાન પપીગ સેટો ખાસ
જાણીતા છે હિન્દ સરકારે તેની ઉત્તમ બના
વટ માટે I. S I સર્ટિફિકેટ આપેલુ છે
વર્ષો સુધી સતોપકારક સેવાની ખાત્રી
આ પપીગ સેટો ઇલેકટ્રીકનો બચાવ કરે છે,
તેની ખાત્રી નીચેની વિગતો પૂરી પાડે છે
ખેડ ખાતર ને પાણી – લાવે નસીબને તાણી
ખેડ અને ખાતર માટે ખેડૂતની જવાબદારી વધુ છે
અને તેથી વધુ મોટી જવાબદારીથી બચવા આજે જ
હિન્દુસ્તાનનો ૪૫૧ સેટ વસાવો
અને પાક બમણો લો
**શ્રી શક્તિ સૌરાષ્ટ્ર કોર્પોરેશન**
રવિગ્રામ ઓવરસીન ગરેડિયા કૂવા રોડ,
રાજકોટ.

With Best Compliments
From –

**'AMER FINANCE BOMBAY (P) LTD.'**

# વૈષ્ણવજન

[ પરપીડાહારી લોકોપકારી વિશ્વજન એ જ ઉપાસ્ય ॥ ]

૧૮૪ ૫૨.N૫



રૂપાયતન

જુલાઈ ૧૯૬૩ પ્રકાશન

# વૈષ્ણવજન



વર્ષ ૨ : ('પ્યારાબાપુ' વર્ષ ૧૬) : : અંક ૪ : સળંગ અંક .૧૮૪ : જુલાઈ : : ૧૯૬૩

અનુક્રમ



સંપાદક નવીન ગાંધી

## સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક ફરી ટિકિટમાં મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

* * *

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંસ્થા તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

*

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું.

સામાન્ય રીતે કૃતિના સ્વીકાર બાબત પખવાડિયામાં જવાબ આપવામાં આવે છે.

પ્રસિદ્ધ થયેથી સામગ્રીની ઑફપ્રીન્ટસ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી અઠવાડિયામાં લેખકોને મોકલાય છે.

લવાજમ

દેશમાં (વરસનું) છ રૂપિયા

પરદેશમાં બાર શિલિંગ

વૈષ્ણવજન, રૂપાયતન, ગિરિતળેટી

જૂનાગઢ

પ્રકાશક અને મુદ્રક: ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

# યુનિયન

કો-ઓપરેટીવ ઇન્સ્યોરન્સ સોસાયટી લિમિટેડ

ભારતની એક અપ્રતિમ વીમા સસ્થા, જે તેના પોલિસી હોલ્ડરોને નફાનુ બોનસ (આવકવેરા–મુક્ત) વહેચે છે જેણે નીચે જણાવેલી વા... યોજનાઓની પહેલ કરી છે –

★ ઢોર વીમા યોજના

★ પાક વીમા યોજના

★ જૂથ વીમા (અગત અકસ્માત)

—: મોટા, મધ્યમ અને નાના પાયાના ઉદ્યોગો માટે :—

★ કૌટુંબિક વીમા યોજના

★ ખોટ જવા સામે વીમા યોજના

★ મશીનરી ભાંગતૂટ વીમા યોજના

સર્વે પ્રકારનુ સામાન્ય વીમાનુ કામકાજ કરવામા આવે છે.

-: હેડ ઑફિસ :-

યુનિયન કો–ઓપરેટીવ ઈન્સ્યોરન્સ બિલ્ડીંગ.

૨૩ પી એમ રોડ, ફોટ, મુબઈ-૧.

ફોન : ૨૫૫૨૩૬-૭

તાર : 'CO FIRE'

ડી. એન. દેસાઈ

મેનેજર

શાખાઓ દેશભરમાં સર્વત્ર છે.

# 'નવજીવન'નું ગાંધી સાહિત્ય

**ગાંધીજીનાં પુસ્તકો**

| | |
|---|---|
| અનાસક્તિયોગ | ૦.૫૦ |
| અનાસક્તિયોગ [મૂળ ગીતા-પાઠ સાથે] | ૧.૦૦ |
| અસ્પૃશ્યતા | ૦.૨૫ |
| અહિંસાનો પહેલો પ્રયોગ | ૧.૦૦ |
| આત્મકથા | ૨.૦૦ |
| આત્મકથા [સસ્તી આવૃત્તિ] | ૧.૫૦ |
| આત્મકથા [સંક્ષિપ્ત] | ૧.૦૦ |
| આરોગ્યની ચાવી | ૦.૪૫ |
| આશ્રમજીવન | ૦.૩૭ |
| કેળવણીનો કોયડો | ૨.૫૦ |
| ખરી કેળવણી | ૨.૫૦ |
| ગામડાંની પુનર્રચના | ૧.૨૫ |
| ગામડાંની વહારે | ૦.૨૫ |
| ગાંધી-સરકાર પત્રવ્યવહાર: ૧૯૪૨-૪૪ | ૨.૫૦ |
| ગીતાબોધ | ૦.૩૦ |
| ગોસેવા | ૧.૫૦ |
| ત્યાગમૂર્તિ | ૨.૦૦ |
| દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ | ૨.૦૦ |
| દિલ્હી ડાયરી | ૩.૦૦ |
| ધર્મમંથન | ૨.૦૦ |
| ધર્માત્મા ગોખલે | ૦.૫૬ |
| નિત્ય મનને | ૧.૦૦ |
| 'નીતિનાશને માર્ગે' | ૦.૬૨ |
| પાયાની કેળવણી | ૧ ૨૫ |
| પ્યારા પુત્રને બાપુના આશીર્વાદ | ૩ ૦૦ |
| પ્રેમપંથ-૧ થી ૮,૧૦ | ૨ ૬૦ |
| બાપુના પત્રો: ૧-૬ | ૧૦.૫૦ |
| બાળપોથી | ૦.૧૯ |
| ભાષાવાર રાજ્યરચના | ૦.૧૯ |
| મંગળપ્રભાત | ૦.૧૯ |
| મારો જેલનો અનુભવ | ૦.૬૦ |
| યરવડાના અનુભવ | ૧.૦૦ |
| રચનાત્મક કાર્યક્રમ | ૦.૩૧ |
| રામનામ | ૦.૬૨ |
| વર્ણવ્યવસ્થા | ૧.૦૦ |
| શિક્ષણનું માધ્યમ | ૦.૧૯ |
| સત્ય એ જ ઈશ્વર છે | ૦.૬૨ |
| સત્યાગ્રહાશ્રમનો ઇતિહાસ | ૧.૦૦ |
| સર્વોદય | ૦.૧૯ |
| સંયમ અને સંતતિનિયમન | ૨.૦૦ |
| સૉક્રેટીસનો બચાવ | ૦.૧૫ |
| હરિજનસેવકો માટે | ૦.૨૫ |
| હિંદ સ્વરાજ | ૦.૩૭ |

**ગાંધી વિચારમાળા**

| | |
|---|---|
| પંચાયતરાજ | ૦.૨૦ |
| સંતતિનિયમન: સાચો માર્ગ અને ખોટો માર્ગ | ૦.૪૦ |
| શાકાહારનો નૈતિક આધાર | ૦.૨૫ |
| ગીતાનો સંદેશ | ૦.૨૫ |
| વિશ્વશાંતિનો અહિંસક માર્ગ | ૦.૩૫ |
| સામ્યવાદ અને સામ્યવાદીઓ | ૦.૨૫ |
| મારો સમાજવાદ | ૦.૩૫ |
| સહકારી ખેતી | ૦.૨૦ |
| ઇશુ-મારી નજરે | ૦.૩૦ |
| જાતમહેનત | ૦.૨૫ |
| ગ્રામોદ્યોગ | ૦.૨૫ |
| વાલીપણાનો સિદ્ધાંત | ૦.૩૦ |
| આપણો ખોરાકનો પ્રશ્ન | ૦.૪૦ |
| દારૂબંધી-કોઈ પણ ભોગે | ૦.૨૫ |
| ભારતનાં નવાં રાજ્યો | ૦.૩૫ |
| કૉંગ્રેસનું ભાવિ | ૦.૩૫ |
| હડતાળો | ૦.૩૦ |

**કાકાસાહેબ કાલેલકરનાં પુસ્તકો**

| | |
|---|---|
| ઉગમણો દેશ | ૨.૦૦ |
| જીવનચિંતન | ૨.૫૦ |
| જીવનનો આનંદ | ૪.૦૦ |
| રખડવાનો આનંદ | ૪.૦૦ |
| જીવનપ્રદીપ | ૨.૦૦ |
| જીવનલીલા | ૨.૫૦ |
| પૂર્વ આફ્રિકામાં | ૩.૦૦ |
| બાપુની ઝાંખી | ૧.૦૦ |
| મીઠાને પ્રતાપે | ૧.૦૦ |
| રવીન્દ્ર સૌરભ | ૨.૫૦ |

**અન્ય ગાંધીસાહિત્ય**

| | |
|---|---|
| અમારાં બા | ૧.૫૦ |
| એકલો જાને રે | ૨.૦૦ |
| ગાંધીજીનાં પાવન પ્રસંગો ૧-૩ | ૧.૦૭ |
| ગાંધીજીની સાધના | ૨.૨૫ |
| ગાંધીજીનો વિનોદ | ૦.૬૫ |
| જીવનનું પરોઢ | ૮.૦૦ |
| બા બાપુની શીળી છાયામાં | ૨.૨૫ |
| બાપુ | ૧.૨૫ |
| બાપુ-મારી નજરે | ૨.૦૦ |
| બાપુ-મારી મા | ૦.૫૦ |
| બાપુના કારાવાસની કહાણી | ૬.૦૦ |
| બાપુની છાયામાં | ૨.૫૦ |
| બાપુની પ્રસાદી | ૨.૦૦ |
| બાપુની સેવામાં | ૨.૦૦ |
| બાપુની વાતો | ૦.૪૦ |
| બિહારની કોમી આગમાં | ૩.૦૦ |
| મહાદેવભાઈની ડાયરી ૧-૫ | ૨૫.૦૦ |

**નવાં પ્રકાશનો**

| | |
|---|---|
| ગ્રામસ્વરાજ | ૨ ૦૦ |
| શ્રીરામચરિત | ૫.૦૦ |
| ગાંધીબાપુ | ૧.૫૦ |
| ગીતા અને કુરાન | ૩.૦૦ |
| આપણે સૌ એક પિતાનાં સંતાન | ૩.૦૦ |
| પાયાની કેળવણીમાં અનુબંધની કળા | ૨.૫૦ |
| ખાદી શા માટે? | ૩ ૦૦ |
| ભાવિ સમાજરચનાની દિશામાં | ૪.૦૦ |

**અમારાં અન્ય પુસ્તકોની માહિતી સૂચિપત્ર મંગાવ્યેથી મોકલી આપવામાં આવશે.**

લોકજીવન (પખવાડિક) તંત્રી : મણિભાઈ દેસાઈ : લવાજમ : રૂ. ૩ (દેશમાં) : રૂ. ૫ (પરદેશમાં)

**નવજીવન ટ્રસ્ટ : અમદાવાદ—૧૪**

શાખાઓ : કલ્યાણભવન, રિલીફ રોડ, અમદાવાદ; ૧૫૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨; કણપીઠ બજાર, સુરત; લાખાજીરાજ રોડ, રાજકોટ; કોઠી સામે, રાવપુરા, વડોદરા; ૪૧, ઈડન હૉસ્પિટલ રોડ, કલકત્તા-૧૨.





## વેરાનમાં ચંદનવન

સરોજ

યસ્યાં જાગ્રતિ ભૂતાનિ સા નિશા પશ્યતો મુનેઃ।

ઘોર અંધારી રાત છે. આખું ગામ સૂતું પડયું છે. ગામને છેવાડે આવેલ મકાનના ઉપલા માળે એ ઘોર અંધકારમાં એક કુમારિકા ઘૂંટણીએ પડી પરમેશ્વરને પ્રાર્થના કરે છે. તે છે એન્તોઇનેત બુગેનિન. તેના અંતરમાંથી આર્ત પોકાર ઊઠે છે, 'હે વહાલા પ્રભુ! તમારા શરણમાં આવવા માટે હું શું કરું? મારું કોઇ નથી. મને કોણ રાહ બતાવે? તમે જ મારા આતમ સાથે વાત કરો કે એ તમારા પાસેથી માર્ગદર્શન મેળવે. હે મારા પ્રીતમ! હું તમને કયાં અને કેવી રીતે મળી શકું?'

આવી તો કૈંક રાત્રીઓ વીતી છે. એન્તોઇનેત હર રાતે પરમેશ્વરને આર્દ્ર વાણીમાં આર્ત પોકાર કરે છે. હર વખત તેના હૃદયના ઊંડાણમાંથી વળતો પોકાર આવે છે. જાણે પરમેશ્વર જવાબ આપે છે, 'એન્તોઇનેત, દુનિયાની સર્વ ચીજો, પ્રાણી માત્ર, તારા ખુદનો પણ ત્યાગ કર. પછી તું મને વેરાનમાં મળીશ. હું ત્યાં તારી રાહ જોઇ ઊભો છું. જલદી કર. મને કયાં સુધી રાહ જોતો ઊભો રાખીશ?'

એકના એક જવાબથી એન્તોઇનેતની મૂંઝવણનો પાર રહ્યો નથી. તેના દિલમાં એક જ લગની લાગી છે, દુનિયાનો ત્યાગ ને વેરાનમાં પ્રવેશ. પણ તે પૂરતું સમજી શકતી નથી. તેના શ્વાસોચ્છ્વાસ વેરાન, વેરાન પોકારે છે. દુનિયાની ચીજવસ્તુ પરથી મોહ ખરતો જાય છે. તેની સ્થિતિ વિચિત્ર બનતી જાય છે. જાણે કે મોરને હંસ થવું છે. પીંછાં ખરે છે પણ શુભ્રત્વ પ્રાપ્ત થતું નથી.

સુખી કુટુંબની રૂપગુણવંતી કન્યા સાધ્વીના આચાર વિચાર અપનાવવા લાગી છે. અઢાર વર્ષની ઉંમર છે. માબાપને ચિંતા થાય છે કે આનું કરવું શું? એન્તોઇનેતનું જીવન કુટુંબના માળખા સાથે મેળ લેતું નથી. તેને પરણાવી દેવાની પેરવી ચાલે છે. આ બાબતના અણસારા તેને પણ મળે છે. આજની રાત તેને વધારેમાં વધારે ઘોર ને અંધકારમય લાગે છે. હૃદય ફાડતા ચિત્કારથી તે પોકાર કરે છે, 'ઓ મારા વહાલા, મારા પ્રીતમ, હું તમને કયાં અને કેવી રીતે મળું?'

અંતરના ઊંડાણમાંથી વધુ સ્પષ્ટ ને વધારે સત્તાવાહી અવાજ આવે છે, 'દુનિયાને છોડી ચાલી આવ, હું તારી સતત રાહ જોતો વેરાનમાં ઊભો છું.'

## મારી પુંજી

મારી જનમજીવનની પુંજી!
ખાલી હાથ,
સુવાસના પુંજી!
ફૂલો સમો ખીલ્યો અંકાશ સ્હામે,
પ્રકૃતિ નિજનું થામે ન શામે,
પાંદ, કશું નહિ સુજને નામે,
કોણ કહે મને પુંજી?
મારી જનમજીવનની પુંજી!
આવ્યો અહીં તપેં કાંઈ કમીનો?
બોલો મળિયો આભ-ઝમીનો
ફૂંપો કુદરતનો ય અમીનો;
છવના રહી એક ખૂંચી!
મારી જનમજીવનની પુંજી!
મારા પછી આ મારું લખત છેઃ
શૂનનું સહુ છે શૂન લખતને,
રંક, રાયના નમન તખતને,
રિધસિધ એ હઉં ઊંચી;
મારી જનમજીવનની પુંજી!

સુભાશુ

## હળવાશ

આમ તો–
(આયુષ્ય કેરે–)
–હિંચકે હું રોજ તો હિંચકયા કરું છું.
તો ય પણ આવન અને જાવન–
(વહે જે શ્વાસ ને ઉચ્છવાસ–)–માં
ઉપર તણાં આ બે કડાં–
(શી આંખ કેરી ક્રૂર દષ્ટિ!–)–નો
નિરંતર છે અસહ્ય આ
કીચકીચાટ!
–કોઈ કહેશોઃ હોય કયાંથી જંપ?–
રે, અબ હાવ, આજે
ગૂઢ મહીંથી
તેલ કેરા આ કંચોળે–
(ઉરના અમૃતથી–)
–હું આજ તો સિંચન કરી લઉં.
. .........
હા–શ
હવે કેવી સભર
હળવાશ!

—મનોહર 'દિયેર'

## હે સ્વપ્ન!

હે સ્વપ્ન!
આ પોપચાની કૂલ પાંદડી શી
સુકોમળી પાતળી ઢાંકણીમાં
નિદ્રાતણા મખમલ-જાળ-તાંતણે
વીંટાયલા કો ભમરા સમા તને
તંતુથકી છોડવી, કોરી પાંદડી
આ બ્હારના વિશ્વતણા પ્રકાશમાં
વસ્તુરૂપે વાસર-જાગૃતિની,
સૂર્યપ્રકાશમહીં છાંય અલંખ પાડતી
મૂર્તિરૂપે, ઈન્દ્રિયગ્રાહ્ય નર્મ
કો રૂપમાં મેળવવા સમક્ષ
મેં કેટલા હાય, કર્યા ઉજાગરા!
ઉજાગરો, પલકહીન અખંડ યજ્ઞ,
હે સ્વપ્ન!

ઉશનસ્

ધડ, ધડ, ધડ.. ..
પણ છૂટી ગોળી,
હે—રા—મ!
પણ કૂદયા અક્ષર;
દડ દડ દડ .
ક્ષણ નીરવ શાન્તિ!
પશ્ચાત્ પણ જે
એકધારી, હર્ષહારી
ચોક ચૌટે દિન-બ-દિન
છૂટયા કરે, કૂદયા કરે,
લાખ્ખો હૃદય લૂટયા કરે
લાંબી પરડ
ધડડ ધડ ધડ, ધડડ ધડ ધડ
એનું ન મોં-માથુ અરે કે ધડ?

જતીન્દ્ર આચાર્ય

## ખંડેર નથી.

વેર નથી ઝેર નથી કોઈ પરે કેર નથી,
ભવ્ય પુરાણી જીવતી, સંસ્કૃતિ ખંડેર નથી!
શાંતિતણાં પારેવડાં યુદ્ધતણા ગીધ નથી,
આક્રમણે મારા શબે જાફતમાં લ્હેર નથી.
પ્રીત સદા પ્રીત બધા જેલદિલી તો પણ રે-
માતતણી છેડતી કરનાર તણી ખેર નથી.
સંત અને શૂરવીરો ચમકેચમકયા જ અહીં–.
જાગૃત છે જનમનગણ લેશ જ અંધેર નથી.

જયંતીલાલ ચોકસી.

અષ્ટાવક્ર અને

# રાજા જનક

સત્યાનંદ

એક દિવસ રાત્રે રાજા જનકને સ્વપ્નું આવ્યું. સ્વપ્નામાં જુએ છે તો શત્રુઓની એક વિશાળ સેનાએ એમની રાજધાની મિથિલાનગરીને ચારેમેરથી ઘેરી લીધી છે પોતે યુદ્ધમાં હારીને ભાગી ગયા છે અને કેટલાયે દિવસો જંગલમા આમતેમ ભટકી રહ્યા છે. અને તેઓ ભૂખનાં દુઃખથી આકુળ-વ્યાકુળ થઈને એક નગરમાં આવી પહોંચ્યા. ઘેર ઘેર ભીખ માગીને થોડુંક અન્ન એમણે ભેળું કર્યું. સડકને કિનારે એક હાંડીમાં એ બધું ઓરીને પોતે ખીચડી બનાવવા બેઠા. ખીચડી જ્યારે તૈયાર થવા આવી ત્યારે રાજા બજારમાં ઘી માગવા ગયા. આખરે માગવાથી થોડુંક ઘી પણ મળી ગયું. સાચવી-જાળવીને ઘી લાવ્યા અને હાથપગ ધોઈને ખીચડી ઉતારવા બેઠા. એટલામા બે સાંઢ ક્યાંકથી લડતા-દોડતા આવ્યા અને તેનો ધક્કો રાજાને લાગ્યો. રાજાના હાથમાંથી ખીચડીની હાંડલી પડી ગઈ અને એમની જહેમતથી રળેલી કમાણી ધૂળમા મળી ગઈ! તેઓ પોતાના વૈભવના દિવસો યાદ કરવા લાગ્યા. અને વર્તમાન દુર્દિનનું ભયંકર દૃશ્ય જોવા લાગ્યા. એક દિવસ હતો, જ્યારે સમસ્ત સંસારની સઘળી જ સંપત્તિ એમનાં પગમા આળોટતી હતી. એ જ જીવનમાં આ એક દિવસ એવો પણ આવ્યો જ્યારે એમને એક એક દાણા માટે વલખા મારવા પડે છે. પોતાની આ દુર્ગતિનો, આ પ્રમાણે વિચાર કરતાં કરતાં રાજાને પોતાના અંધકારમય ભવિષ્યની ઝાંખી થઈ આવી ચારે દિશાઓ શૂન્યવત્ થઈ પડી. સંસારમાં ડગલે ને પગલે વિપત્તિઓ મોઢું ફાડીને ટાંપીને બેઠી હતી.

દુર્દૈવગ્રસ્ત રાજા જનકથી આ ન સહેવાયું. માથું અફાળીને રોવા કરે છે ત્યાં જ આંખો ઉઘડી ગઈ. જોયું, તો સામે સડક નહોતી, નો'તી પેલી તૂટી-ફૂટી હાંડલી. પોતે તો શણગારેલા શયનભવનમાં સુવર્ણ પલંગ પર સૂતા હતા. આસપાસ દાસીઓનું ઝૂંડ માથું નમાવીને સેવાતત્પર ઊભું હતું. કોઈ પંખો નાખે છે તો કોઈ હાથ-મોં ધોવા રાજા સામે ગુલાબજળ ધરે છે. એક બાજુ પ્રભાતિયાં ગવાઈ રહ્યાં છે તો બેલી બાજુ પુરોહિતો મંગળપાઠ કરે છે. રાજા પોતાનું પ્રત્યક્ષ ઐશ્વર્ય જોઈને આશ્ચર્યમાં ગરક થઈ ગયા અને આંખ બંધ કરી સ્વપ્નગત દુર્દશાનો વિચાર કરવા લાગ્યા. એમનાં મનમાં કોયડો એ ઊભો થયો કે જે કંઈ મેં સ્વપ્નમાં જોયું તે સાચું માનવું કે આ બધું જે નજરે ભાળું છું તે? ખાસ્સો સમય આ વિચારમાં જ તેઓ પડ્યા રહ્યા, પણ કશો નિશ્ચય ન કરી શક્યા. ભારે વિષમ કોયડો!

મનમાં ભાતભાતના તર્ક-વિતર્ક કરતા રાજા ઊઠ્યા અને પ્રાતઃકર્મથી નિવૃત્ત થઈને સભાગૃહમાં ગયા. સભાગૃહમા રાજાએ ભારોભાર ગંભીરતાથી પોતાના મશહૂર પંડિતોને પ્રશ્ન કર્યો:

'સાચું આ કે પેલું?'

પંડિતોને આખી વાતનો તો ખ્યાલ ક્યાંથી હોય? તેમને તો આ કોઈ ઉખાણા જેવો પ્રશ્ન લાગ્યો. આવા ગૂઢ પ્રશ્નનો જવાબ ક્યાંથી આપે? બધા જ પંડિતો આ એક વાક્યથી મૂંઝાઈ ગયા. રાજા આથી વધુ કશું જ કહેતા નહોતા. દિવસભરની લમણાઝીંક પછી પંડિતોએ આ પ્રશ્નનો વિચાર કરવાને સમય માગી લીધો. સમય મળ્યો ય ખરો. સૌ મોટમોટા શાસ્ત્રોનું મંથન કરવા લાગ્યા. વ્યગ્ર ચિત્તવાળા રાજાએ બહારથી પણ અનેક ધૂરંધર પંડિતોને નોતર્યા અને કામમાં જોડી દીધા. આ પ્રશ્નનો સંતોષકારક જવાબ રજૂ કર્યા સિવાય કોઈને પણ ઘેર જવાની કે પછી બીજી-ત્રીજી ચિંતા કરવાની આજ્ઞા જ નહોતી.

એક દિવસની વાત છે. રાજા જનક પાલખીમાં બેસીને નગર પર્યટણે નીકળ્યા. એમની આગળ ઘોડા-

પર પ્રધાનજી અને પાછળ ઘોડે સવારોનું મોટું દળ. સવારી આગળ જઇ રહી છે. નગરના મુખ્ય-મુખ્ય માર્ગો વટાવીને રાજાએ એક સાંકડી શેરીમાં જવાનો વિચાર કર્યો. પ્રધાને આગળ વધીને લોકોને રસ્તા વચ્ચેથી દૂર કર્યા. ત્યાં સુધીમાં તો પાલખી શેરીના નાકે આવી ને અટકી. પ્રધાનની નજર એ શેરીમાં બેઠેલા એક મહાકુરૂપ નવયુવક પર પડી. એમણે ગુસ્સાપૂર્વક કહ્યુ, 'અરે, કોણ છો! દૂર હટો. મહારાજાધિરાજની સવારી આવી રહી છે.'

નવયુવકે બેઠા બેઠા જ તિરસ્કાર પૂર્વક જવાબ વાળ્યો: 'શું આંધળો છે તું! જોતો નથી કે અહીં એક માણસ બેઠો છે? હું શા માટે આ જગ્યાએથી હટું? તારા રાજાને જો રસ્તો સાંકડો પડતો હોય તો તેને કહે, કે બીજે રસ્તે જાય.'

પ્રધાન તો સાંભળીને દંગ થઈ ગયો. જાણે કોઈએ ઉઘાડી પીઠ પર કોરડો વીંઝયો. પણ તે મનમાં સમસમી ગયો. જાતે બળનો ઉપયોગ કરવો તેણે ઉચિત ન ગણ્યો. તે ઘડીએ જ રાજા જનક કને જઈ બધી વાત કહી સંભળાવી.

પ્રધાનની વાત સાંભળી રાજા ભડકયા નહિ તેઓ પામી ગયા કે આવો સ્પષ્ટ અને કઠોર જવાબ આપનાર વ્યક્તિ અવશ્ય સ્વાભિમાની અને તેજસ્વી હોવી જોઇએ. તેથી તેમણે તેને આદરપૂર્વક બોલાવી લાવવા પ્રધાનને ફરીથી તેની પાસે મોકલ્યો.

વિવશ થઇને પ્રધાન તે નવયુવક પાસે ગયો અને નમ્રતાપૂર્વક બોલ્યો: 'બ્રહ્મચારી મહારાજ, નજદીક જ મિથિલા-નરેશ પોતાની પાલખીમાં બિરાજે છે અને આપને મળવા માટે બોલાવી રહ્યા છે.'

નવયુવકે વક્રદષ્ટિથી મંત્રી સામે જોયું અને કર્કશ સ્વરે કહ્યું: 'જાઓ, તમારા રાજાને કહી દો કે હું તેમને મળવા આવી શકતો નથી જો તેઓ ન્યાયાસન ઉપર બેઠા હોત, તો જરૂર કોઇને પણ પોતાની સમક્ષ અધિકારપૂર્વક બોલાવી શકત. પણ આ ઘડીએ તો તેઓ જન-માર્ગ પર છે. અહીં પણ તેઓ પોતાને રાજા અને મને એક નિર્બળ તેમ જ તુચ્છ વ્યક્તિ માનીને પોતાની પાસે આવવાની આજ્ઞા દે છે! આ ઉચિત છે શું! જે ખુદ જ ન્યાય માર્ગે નથી ચાલતા, તે વળી બીજાને શું ચલાવવાના હતા! રાજાને કહી દો કે સાર્વજનિક સ્થળે સૌનો અધિકાર સરખો જ છે. હું એમના આ અનુચિત આદેશનું પાલન કોઇ કાળે પણ કરવાનો નથી.'

પ્રધાન તો રાતો-પીળો થઈ ગયો. પાછો જઇને રાજાને કહેવા લાગ્યો, 'મહારાજ' આ કોઈ મહાન અવળચંડો ને ઉદ્ધત લાગે છે. પાડું માર્ગે જ માનશે. ભાઇસાબ, બાપ કહ્યે માનવાનો નથી આજ્ઞા હોય તો બાંધીને ખેંચી લાવું અહીંયા.

પરંતુ રાજા જનક લેશ પણ ઉત્તેજિત ન થયા. ઊલટું ખુદ જ પેલા યુવક પાસે ગયા અને બોલ્યા: 'શ્રીમન્, હું આપનો પરિચય કરવા ઇચ્છું છું. આપ કોણ છો? કયા પ્રયોજનથી અહીં પધારવું થયું?'

નવયુવકે જવાબ વાળ્યો: 'હું વિપ્રવર કહોડનો પુત્ર અષ્ટાવક્ર છું. મેં સાંભળ્યું છે કે રાજા જનકના અમુક જટિલ પ્રશ્નનો ઉત્તર કોઈ પંડિત આપી શક્યા નથી, અને તેથી રાજા માનવા લાગ્યા છે કે આ દેશમાં કોઈ વિદ્વાન જ નથી હું એમની માન્યતા તોડવા અને વિદ્વાનોનું માન જાળવી રાખવા આવ્યો છું.'

રાજાના હર્ષ અને વિસ્મયનું ઠેકાણું રહ્યું નહિ એમણે તે નવયુવકને બીજે દિવસે રાજસભામાં પધારવાનું નિમંત્રણ દીધું અને પોતાના માર્ગે પળ્યા

બીજે દિવસે બરાબર સમયસર જ અષ્ટાવક્ર રાજસભામાં આવી પહોંચ્યા. ચાલીસ-પચાસ જેટલા શાસ્ત્ર-ધુરંધર પંડિતો રાજાને ઘેરીને બેઠા હતા. અષ્ટાવક્રને જોઇ સૌ ખિખિયાટ હસી પડ્યા. એક તો નાના વળી ઘણા જ કુરૂપ. એમનું ઢીંગણું શરીર આઠ ઠેકાણે વાંકું-ચૂંકું, બેડોળ અને ભારે હતું. અને આ ભાઇલા, પંડિતોનું નાક રાખવા પધારતા હતા!

સૌને હસતાં જોઇને અષ્ટાવક્ર પણ અટ્ટહાસ કરવા લાગ્યા. રાજા જનકને ભારે વિસ્મય થયું અષ્ટાવક્ર પ્રત્યે વળીને તેમણે કહ્યું, 'વિપ્રદેવ, મારા સભાપંડિતોને હસવાનું તો કાંઇક કારણ છે, પણ આપના હાસ્યનું કારણ સમજાયું નહિ.'

અષ્ટાવક્ર કહે, 'મહારાજ! હું આ મૂર્ખ-મંડળને

જોઈને હસી રહ્યો છું. આવા મૂરખાઓની મદદથી આપ આવડું બધું રાજ્ય કેમ કરીને ચલાવો છો? આ લોકોમાં તો કશો જ બુદ્ધિ-વિવેક જણાતો નથી. જો હોય તો તેઓ મારા બાહ્યાંગ રૂપ પર નજર ન નાખત. જ્ઞાનીનો પરિચય તેના બાહ્યાંગ પરથી પામી શકાતો નથી, બુદ્ધિ-તત્ત્વથી પામી શકાય ખરો. ભૂખ્યો માણસ અન્નને મુખ્ય ગણે છે, વાસણને નહિ. તરસ્યો માણસ જળનું મહત્ત્વ કરે છે, સારા-નરસા પાત્રનું નહિ. ખેદની વાત એ છે કે આ પંડિત નામના જીવ મનુષ્યની પરીક્ષા કરવાનું પણ જાણતા નથી. મારું તો શરીર જ વક્ર છે, આમની તો બુદ્ધિ પણ કાંઈક વક્ર જણાય છે. રાજા, મારા હસવાનું કારણ આ છે.'

આ જવાબ સાંભળીને પંડિત લોકો ચૂપ થઈ ગયા. ત્યારે અષ્ટાવક્રે રાજાને પોતાનો પ્રશ્ન પૂછવા કહ્યું. રાજાએ પોતાનો પ્રશ્ન પૂછ્યો: 'સાચું આ કે પેલું?'

ક્ષણ એક અષ્ટાવક્ર મૌન રહ્યા. પછી સસ્મિત બોલ્યા: 'રાજા, જેવો પ્રશ્ન એવો જ જવાબ પણ જોઈએ. તો હવે સાંભળો, જેવું આ છે, બરાબર તેવું જ તે પણ છે.'

રાજાએ કહ્યું: 'આપના આ જવાબથી મને સમાધાન થયું નથી.'

અષ્ટાવક્રે જવાબ આપ્યો: 'પણ એ જ તમારા પ્રશ્નનો સાચો જવાબ છે. એને સમજવા જરા પ્રયત્ન કરી જુઓ. આપની ભૂલ એ છે કે આપ એક સંદેહમાં પડ્યા અને સીધી-સાદી વાતને સ્પષ્ટ કર્યા વગર જ, ગોળગોળ વાતો ઉખાણા જેવી કરવા લાગ્યા. જો પંડિત પાસે આપ આખીય વાત ખુલ્લી કરીને મૂકો, તો કોઈને કોઈ પંડિત આપના ચિત્તનો ભ્રમ દૂર કરી આપત. હવે પ્રથમ તો આપ આપના પ્રશ્નનું રહસ્ય બતાવો, પછીથી હું મારા જવાબની વ્યાખ્યા કરીશ.'

રાજા જનકે સ્વપ્નનું આખું વૃત્તાંત કહ્યું અને પૂછ્યું, 'પંડિતજી, આપ જ કહો, સ્વપ્નની વાતો સત્ય માનું કે પ્રત્યક્ષ જીવનની?'

અષ્ટાવક્ર બોલ્યા: 'મેં સાચો જ જવાબ આપ્યો છે. એમાં કોઈ ભેદ જ નથી. જેવું સ્વપ્ન હતું, એવો જ આ સંસાર પણ છે. બંને મિથ્યા અને ક્ષણભંગુર છે. તેનું પ્રમાણ એ છે કે સ્વપ્નમાં આપને જે દુઃખ થયું હતું અને જાગ્યા પછી જે સુખ, બંને અત્યારે સુલભ નથી. આપ તેનું ધ્યાન ધરી શકો છો, પણ હવે તેને મેળવી શકતા નથી. સ્વપ્ન અને સંસારમાં અંતર આ છે. એકની અસત્યતા તરત જ જણાઈ આવે છે અને બીજાની અસત્યતા પમાતાં વાર લાગે છે. મને તો લાગે છે કે સંસારના સ્વરૂપનો બોધ આપવાને જ ભગવાને સ્વપ્નસંસારની સૃષ્ટિ રચી છે.'

અષ્ટાવક્રનો જવાબ સાંભળીને રાજાને થોડીએક શાન્તિ મળી. તેમણે પૂછ્યું: 'જ્ઞાનીજી, સાચે જ જો આ સઘળું મિથ્યા છે, તો આખરે સત્ય શું છે?'

અષ્ટાવક્રે જણાવ્યું: 'સત્ય તો કેવળ જે આ સર્વનો અનુભવ કરે છે તે છે. તેને જાણવા-પામવાનો પ્રયત્ન કરો. તેનું નામ બ્રહ્મ છે, આત્મા છે. આવું જ્ઞાન પ્રાપ્ત થાય પછી મૂંઝવણ ટકતી નથી.'

રાજાને ખાત્રી થઈ ગઈ કે અષ્ટાવક્રનું વય અને શરીર નાનાં છે, પણ વિદ્યા-બુદ્ધિ વડે કરીને તો તેઓ મહાન અને સાચા સદ્‌ગુરુ છે. તેમણે શ્રદ્ધા-પૂર્વક તેમને જ્ઞાન અને ઉપદેશ આપવાનો આગ્રહ કર્યો. અષ્ટાવક્ર બોલ્યા: 'રાજા, મેં અત્યાર લગી આપને જેટલું જ્ઞાન આપ્યું છે, તેની ગુરુદક્ષિણા પ્રથમ આપો, પછી કાંઈક માગો.'

જનકરાજાએ તો તરત જ ઝર-ઝવેરાત, હીરા-માણેક અને સુવર્ણમહોરોથી ભરેલા થાળ મંગાવ્યા અને અષ્ટાવક્ર સામે ધરી દીધા. પરંતુ આખીય રાજ-સંપત્તિનો તિરસ્કાર પૂર્વક અસ્વીકાર કરીને અષ્ટાવક્રજીએ કહ્યું: 'જનક, હું અહીં ધન કે માનના લોભનો માર્યો નથી આવ્યો. મારે તો એ સ્થાપિત કરવું હતું કે આ દેશમાં વિદ્વાનોનો તોટો નથી. અને સાચે જ આપ મારા ઉપદેશથી સંતુષ્ટ થયા હો, તો હું જે કંઈ માગું, તે જ મને આપવું જોઈએ.'

રાજા એ માટે પણ તૈયાર હતા. ત્યારે અષ્ટાવક્રે કહ્યું: 'આપ મને શુદ્ધ હૃદયથી આપનાં તન મન ધન, ત્રણે સમર્પિત કરી દો.'

રાજા જનકે એમની સમક્ષ પૂર્ણરૂપથી આત્મ-સમર્પણ કરી દીધું. બરાબર એ જ વખતે કોઈ કષ્ટથી પીડાતો, દળદરી બ્રાહ્મણ રોતો-કૂટતો રાજ-સભામાં આવી ચડ્યો. રાજાએ તેને તેના દુઃખનું વૃત્તાંત પૂછવાનું મન તો થઈ આવ્યું, પણ પાછું તરત જ એમને યાદ આવી ગયું કે પોતે પોતાના અંગ-પ્રત્યંગ સુદ્ધાં કોઈને આપી ચૂકયા છે. તેથી સ્વેચ્છાએ મોં ખોલવું એ પણ બરાબર ન કહેવાય. તેઓ ચૂપ જ રહ્યા. બ્રાહ્મણ વારંવાર પોતાની કષ્ટ કથા સંભળાવીને રાજા પાસેથી ધનની યાચના કરવા લાગ્યો. રાજાએ વિચાર્યું કે સામે ધન પડ્યું છે તેમાંથી થોડુંક આને આપી દઉં. પરંતુ તે ક્ષણે જ એમને યાદ આવ્યું કે, આ ધન પર પણ બીજાનો જ અધિકાર છે. તેઓ ચૂપ જ રહ્યા. એમની આ વર્તણૂક જોઈને પેલો બ્રાહ્મણ ભરી સભામાં એમને ધિક્કારવા લાગ્યો. રાજાને સૌથી વધુ દુઃખ થયું, પરંતુ તેઓ તત્કાલ એવું વિચારીને સ્વસ્થચિત્ત થઈ ગયા કે હું તો મારું મન પણ બીજાને સોંપી ચૂકયો છું તેથી કોઈની પણ વ્યક્તિગત વાતથી પ્રભાવિત થવું તે અનુચિત છે. તેઓ મૂંગા જ રહ્યા. અષ્ટાવક્ર ધ્યાનપૂર્વક તેમના તરફ જોઈ રહ્યા. શાન્ત ઊભેલા રાજાને તેમણે પૂછ્યું: 'આપ કોણ છો?'

રાજાએ કહ્યું: 'જનક'

અષ્ટાવક્રે ફરીને પૂછ્યું: 'આ શરીરમાં જનકજી ક્યાં રહે છે—પેટમાં, પગમાં, માથામાં—કે મોંમાં?'

રાજા કશું જ કહી શકયા નહિ. ત્યારે અષ્ટાવક્રે કહ્યું: 'હવે આપ બ્રહ્મજ્ઞાનનું રહસ્ય જરૂર પામી ગયા હશો.'

રાજા 'મારું મારામાં કશું જ નથી' એ સત્યનો અનુભવ કરી રહ્યા. બોલ્યા: 'ગુરુદેવ, હવે તો હું સર્વસ્વ છોડીને વનમાં જવા ચાહું છું—અહીં રહેવાની ઇચ્છા નથી થતી.

અષ્ટાવક્રે કહ્યું: 'આપની પાસે રહ્યું શું છે કે આપ તેનો ત્યાગ કરીને સંન્યાસ લેવા કહો છો?'

ફરી રાજા ચૂપ થઈ ગયા. અષ્ટાવક્ર બોલ્યા: 'રાજા જનક, આપ આપના તન મન ધન હવે આપના ન માનો, તેને મારી વસ્તુઓ સમજો. આપનું સર્વસ્વ હવે પરાયું થઈ ગયું છે. તેની મમતા છોડી દો. હવે હું તમને તમારા હાથમાં એ બધું થાપણ તરીકે સોંપું છું. એ વસ્તુઓ તો બીજાની જ છે એમ માની-સમજીને યત્નપૂર્વક તેની રક્ષા કરજો. અહંકાર તજીને બધામાં ખુદને અને ખુદમાં બધાને જોજો આપ જેવા લોકનેતાનો એ જ ધર્મ છે. એ જ બ્રહ્મજ્ઞાન છે. દેહધારી હોવા છતાં આપ વિદેહ બનીને એકાગ્રચિત્તે કર્તવ્ય-કર્મ કરો.'

---

## સોબત

પ્રાચીન ઈસ્લામ જગતમાં ઇમામઅલીનું નામ ખૂબ આદરભેર લેવાય છે.

તેમના સુપુત્રનું નામ હસન. પોતાના એ સુપુત્રને શિખામણનાં સુવચનો કહેતાં ખલીફા ઇમામઅલી હંમેશાં કહેતા હતા:

'પ્રિય બેટા હસન, કદાપી મૂર્ખની સોબત કરીશ નહિ, કેમકે, એ લોકો તારું ભલું કરવા જશે, તો પણ તેમનાથી તારું અહિત જ થવાનું છે.

'દરિદ્ર માણસની સોબત પણ કરીશ નહિ; કેમકે એ લોકો ક્ષુલ્લક લાભ ખાતર પણ તારો ઘાત કરતાં અચકાશે નહિ.

'કંજૂસ માણસની પણ સોબત કરીશ નહિ; કેમકે, એ લોકો તારી પાસે કોઈ લલચાવનારી વસ્તુ જોશે, તો તે હડપ કરવા તારું ગમે તેવું અનિષ્ટ કરતાં અચકાશે નહિ.

'અને જૂઠું બોલનારાની ઓળખ તો કદાપિ કરીશ નહિ. કેમકે એ લોકો મૃગજળ જેવા હોય છે—દૂરની વસ્તુઓ તેઓ પાસે, અને પાસેની વસ્તુઓ દૂર દેખાડવાનો ભાસ ઉત્પન્ન કરે છે, અને એ રીતે આપણને સાચી વસ્તુ સમજવામાં ભ્રમ ઉત્પન્ન કરે છે.'

—શિવ' સુંદરમ

# હરિનો મારગ....

દેવેન્દ્રકુમાર કાલિદાસ પંડિત

સૌરાષ્ટ્રના, પાંચાળના આણંદપર-ભાડલા ગામનું ઘરેઘર આજ લગભગ ખાલી થઈ ગયું છે. જુવાન અને વૃદ્ધ, અપંગ અને અશક્ત, બધાય. પાચાળના સંત આપા જાદરો જ્યાં ઉતર્યા છે, ત્યાં જતા હતા.

આપાના મુકામ આગળ લોકોના વૃંદ ઉભરાય છે.

કોઈ માંદો આપાની સન્મુખ આવી, નમી અને કહે છે:

'બાપુ! મંદવાડ જાતો નથી!'

'ભાઈ! હું દેવનો દીકરો નથી. ધર્મદાન કરતા રહેજે, એનાથી દુવા મળશે. એ દુવા જેવી કોઈ ચડિયાતી દવા નથી.'

બીજો લૂલો આવી, બે હાથ જોડી, પગ બતાવી સાજો કરવા કહે છે. તેને અટકાવી આપો કહે છે.

'એ બાપલિયા! ભગવાન જે કરે તે સારા સારું' નિરાંતે બેસી ભગવાનનું ભજન થાશે, બેય પગ હોત તો, અહી જાત ને ત્યાં જાત, મન વશમા રહેત નહિ. માટે જે થયું છે તે સારા સારુ માની લે ભાઈ'

ત્રીજો વાઝિયામેણું ટાળવા વદના કરે છે. તેને કહે છે:

'જુઓ! દીકરો જન્મે ને, અકરમી થઈ પાપ આચરે તો એના ભેગો એ તનેય નરકમા નાખે. દુનિયાનાં દુઃખિયાને, ભૂખ્યાને, રોગીને, પતિતને, દીકરા માની—ચાકરી કરવા મંડી જા; ઠાકર એમા રાજી રહેશે.'

ત્યા એક કાઠિયાણી, બાવીસ વરસના દીકરાને લાકડીએ ઝાલી ઊભાં રહ્યાં. એટલે આપાએ પાસે બેઠેલાઓને પૂછ્યું:

'આ બાઈ કોણ છે?'

'કાળા ખાચરને ઘેરથી આઈ છે.'

'અને આ છોકરો?'

'દીકરો છે બાપુ! બેય આંખે અંધ છે.'

'અરરર!'

'કાળા ખાચરને સત્તર વરસ થયા, દેવ થઈ ગ્યા છે. આઈને વિસામાનું સ્થાન આ દીકરો છે. પણ બેય આખે અંધ, દોરીને ફેરવવો પડે છે.'

'આંખ્યું ક્યારની ગઈ છે?'

'જનમ અંધ છે.'

'ઠાકરની મરજી.'

'તમારા આશીર્વાદ લેવા આવ્યા છે.'

'આશીર્વાદ દેવાવાળો તો ઠાકર છે. માણસ માણસને શું આશીર્વાદ આપી શકશે? છોકરાનું નામ?'

'દાનો!'

'ઠીક, બાપ દાના! જરા ઓરો આવ જોઉં!'

અને દાનો, માની લાકડી મૂકી, આમ તેમ હાથ વીંઝતો આપા જાદરાની સમીપ આવ્યો.

'બેસી જા દાના.'

દાનો બેસી ગયો. ભગતે દાનાની બેય આંખોની પાંપણ વારાફરતી તપાસી, પાછી મૂકી દીધી. ઘડીક વિચાર કરતા સ્થિર બેસી રહ્યા. અને પછી બોલ્યા:

'મા! જો ઠાકરની દયા હશે તો, દાનો દેખતો થઈ જાશે!'

'તો, તો, તમે જ ભગવાન!'

'ના, મા! એવું એવું બોલતું રે'વા દેજે. ભગવાન તો તમારો અને અમારો સૌનો એક જ છે, પણ, દાનાની આખ જોતા મને લાગે છે કે, મારી પાસેની થોડી વનસ્પતિ હું આજીશ તો, કદાચ આંખો સારી થઈ જશે. અમારો તો એ ધરમ છે મા! માંદા, રોગી કોઢિયાની માવજત સારુ દવા લેપ અંજન રાખવાનો; અને એની દુવા મેળવવાનો, એટલે આવી દવા મારી પાસે છે, ગિરમાંથી લાવ્યો છું. આજ આખી રાત દાનો મારી પાસે સૂશે, ઠાકરની દયા હશે તો કાલ દેખતો થઈ જવો જોઈએ.'

એમ કહી, ભગતે, આ અંધ દાનાને, તુરત પોતાની સમીપ સુવડાવી થેલામાથી, થોડી વનસ્પતિ, ત્યાં ને ત્યાં સ્વચ્છ હાથથી મસળી, તેનું પાણી કાઢી, દાનાની આખમાં આંજ્યું. અને દાનો સૂઈ ગયો. પછી આપાએ કહ્યું:

'ક્યાં ગયા ભજન ગાવાવાળા! આ દાનાને દવા આંજી છે. એકલી દવા નહિ કાર કરે, માટે

ભેળા ભજનના બે પદ ગાવા માંડો મારા બાપલિયો!'

આપાની આજ્ઞા થતાં જ, તુરત ભજનિકો, એક-તારો, મંજીરા અને પખવાજ લઈ ભગતની સામે ગોળાકારે ગોઠાઈ ગાવા માંડયાં:

એવા સદ્‌ગુરુ નોધારાનો આધાર
એકલા, બેલી રે, ભાંગ્યાના ભેરૂ હો....જી
શ્રીકૃષ્ણ જેદી દડે રમવા હાલ્યા તે દી
ભૂપત સઘળા એના ભેરૂ
દડૂલો દોટાવી જમુનામાં નાખ્યો તે દી
નાથ નાથી લાવ્યા એરૂ.. એવા
હરિ હરણાંકસ, હાથે વરૌધ્યો તે દી
ભક્ત પ્રહ્‌લાદ એના છોરૂ
પ્રહ્‌લાદ કારણ થંભ ધ્રુખાવ્યો તે દી
ધખાવ્યો, એવો લઈ ઠાર્યો રે....એવા
સતી દ્રૌપદીના, ચીર જ તાણ્યાં તે દી
દુષ્ટ દુશાસન એના વેરૂ
નવસેં નવાણું ચીર જ પૂર્યાં તે દી
એક ઉતારી બીજાં પે'ર્યાં રે...એવા
કોયલા ભગતે, પગના કટકા કીધા તે દી
ધ્યાન એકાંતે ધર્યું
દર્શન કારણ કીધી દયા તે દી
મંદિર મુરારીએ ફેર્યું રે ..એવા

મંજીરા, પખવાજ, અને ગાનારાઓના ગળાની એકતાન સૂરેના બાળક દાનાને અમૃત જેવા મીઠા લાગે છે. સૂર, અને સૂર પછવાડે વહ્યા આવતા શબ્દો તેના હૃદયના ઊંડાણને, છેક 'સ્પર્શ' કરી જાય છે આમ ભજન અને દવાની ક્રિયા સાંજ સુધી ચાલી.

રાત્રે બાળક દાનાને બીજી વધુ દવા આજી, કોઈ સૂતા નહીં. આખી રાત જાદરા ભગતે પોતે ગોળ કૂંડાળી વચ્ચે બેસી, ખોળામાં એકતારો લઈ, ભગવાનને, આ અંધ દાનાને ચક્ષુદાન આપવા આરજૂ કરી. તે દિવસે આખા ગામમાં કોઈ સૂતું નહિ.

બીજા દિવસનું પ્રભાત થયું. આપાએ દાનાને જગાડવા માંડયું:

'દાના!'

'હં બાપુ!'

'ઊઠ જોઉં!'

'આ ઊઠ્યો.'

'હવે તારી આંખ ખોલ જોઉં બાપુ! દવા અને ભગવાનની કરૂણા બેઉએ મળી કામ કર્યું કે નહિ?'

અને ટપ દઈ દાનાએ આંખો ઉઘાડી. તો સામે દેવદૂત શા શાંત, સૌમ્ય આપાને જોયા, પછી માને જોઈ, ગામના નરનારીઓને જોયા, નીલા આસમાનમાં ઉપર વહ્યા આવતા દીનકરને જોયા, પશુ, પંખી, લીલમલીલી વનરાઈ, અને વૃક્ષો જોયાં, અને લોકો તુરત પોકારી ઉઠ્યા:

'આપા જાદરાની જય!'

'ખબરદાર!' આપાનું ગળું રણકયું. 'ઈ શું બોલ્યા? મારી જે! મારી પામર માણસની જે! તો પછી સૃષ્ટિનો સરજનહાર કયાં જશે? ધરતી પર માણસ માણસની જે બોલાવવા લાગશે તો, મોટી જગતના સરજનહારને કોણ સંભાળશે? મારી જય બોલાવીને મને પાપમાં નાખશોમાં, હું જાણું છું કે, બાળક દાનો દેખતો થયો, તેથી તમે જે બોલાવી છે, પણ એમાં કાંઈ ચમત્કાર ગણતા હો તો, ભૂલી જજો, એ તો બચપણથી માવજત વગર રહી ગયેલ, આંખોમાં યોગ્ય દવા જતા, આંખો સુધરી ગઈ છે. ભેળી હરિના નામની દુવા ઉમેરાઈ છે, એમાં જાદરાની કોઈ સિદ્ધિ સમજશો મા.'

દાનાની મા હર્ષાશ્રુમાં, રોતી રોતી બોલી:

'દાના! બાપ! હવે હાલ્ય ઘેરે!'

'હા, દાના, જા, માની ચાકરી કરજે.'

'બાપુ!' દાનો બોલ્યો: 'હવે મારે ઘેરે નથી જાવું.'

'શીદ!'

'હવે તો જેણે આંખ્યું દીધી, એ ભગવાનની ભક્તિ કરવી છે.'

'એ દેવનું છે, દાના! તું માને છે, એટલું એ સહેલું નથી'

'તો એ સિવાય મારે બીજી વળગાણ નથી. આંધળો રહ્યો હોત તો શું થાત!'

'ઇ તો ઠાકરની મરજી હોય એમ થાય દાના!'

'આમાં ય હું ઠાકરની મરજી જાણું છું. મારે હવે કયાંય જાવું નથી.'

'દીકરા! દીકરા! મારા આંધળાની લાકડી! આવું કાં બોલ!'

'સાચી લાકડી તો જગદાધાર છે માડી! હું ખોટું શું બોલ્યો? કોઈ બૂરા માર્ગે તો જતો નથી ને!'

'ના મારા પેટ! તારો મારગ તો સતિયાનો મારગ છે.'

'તેં હાંક મા! હવે મને રાજી થઈને રજા દે, એટલે, મારે જીવતરમાં હવે શું આચરવું તેની આપા પાસેથી શીખ મેળવી લઉં!'

'ભલે બાપ જા! સંત અને શરાની માને તો રાજી થવાનું હોય.' આંસુ લૂછતાં આઈ બોલ્યાં.

'આપા જાદરા! મારી માએ રજા દીધી. હવે તમે મને આજ્ઞા દ્યો કે મારે શું કરવું?'

'દાના! જીવતરનો ધ્યેય, રોટલા ખાઈ આવરદા પૂરી કરવાનો નથી. પણ જે મારગે, પ્રભુ પ્રાપ્ત થાય, અને જનમ મરણના ફેરા ટળે, એ માર્ગ પ્રાપ્ત કરવાનો છે, એ રાહ પ્રાપ્ત કરવાના ત્રણ ટૂંકા મારગ છે. એક ગવતરીયુંની ચાકરી કરવાનો, બીજો ભૂખ્યાંઓના મોમાં રોટલો પહોંચાડવાનો ને ત્રીજો માંદા, લૂલા, લંગડા ને રગતપીતિયાઓની સેવા કરવાનો. આ ક્રિયાઓથી મનની શુદ્ધિ થશે, આના કરતા કોઈ શ્રેષ્ઠ કર્મ નથી, આથી પ્રભુ પ્રસન્ન થાય છે, માટે સૌ પ્રથમ ગાયુંની ચાકરી કરવા મંડી જા, કોઈને કોચવીશમાં. વડપણું ન આવી જાય એની ચોકી રાખજે, જા. બાપ! ઠાકર તારી ભેરે છે.'

અને તે જ ઘડીથી, દાનાએ વિરાટ વિશ્વની પગદંડી પર કામધેનુઓની ચાકરી કરવાનું પણ લઈ, આપા જાદરા સાથે તેમની થાનની જગ્યામાં આવ્યા.

*

હજુ તો મધરાત હમણાં જ ભાંગી હોય ત્યાં તો, થાનની જગ્યામાં નવો આવેલો દાનો, 'ખણીંગ, ખણીંગ' જગ્યાની ગાયોના ગળેથી સાંકળ છોડતો, થાનની બહાર આવેલી સપાટ ખડ-છાંઈ ભોંપર પહર ચારવા નીકળી પડે છે. ઝાકળ બિંદુઓથી નહાયેલ કૂણા કૂણા ખડ માતાજિયુંને ખવરાવી, પાછો દિવસ ઊગતાં પહેલાં જગ્યામાં લાવી ચારી લ્યે છે, પછી ગાયુંના વાસીદા પણ જાતે કરી, છાણના સૂંડવા માથા પર ઉપાડી, દાનો છાણાં ય થાપી નાખે છે, અને વળી પાછો, માતાજીયુંને લઈ, સીમમાં ઉપડી જાય છે.

ત્યાં પાંચાળમાં દુષ્કાળ પડયો, ગુરુ જાદરા ભગતે, પણ સમાધ લીધી. એટલે દાનો ગૌધન લઈ સોરઠ ભણી ચાલી નીકળ્યો. ગાયુંને ગિરના માથાડક ઘાસ ખવડાવી, મીઠા મીઠાં વહેતા ઝરણાંનાં અમૃતસમા પાણી પાયા, અને પછી ગિરના 'ગરમલી' નામના ગામે આવ્યા, અને તે ગામની સીમમાં ઉતારો નાખ્યો.

દાનો ભગત, એક દિવસ ગરમલીના ગોંદરે, ઊભા ઊભા ગાયુંના શરીરની ઈતરડિયો વીણે છે, ત્યાં સામે ઊભી ઊભી એક છોકરીને ચીસો નાખતી જોઈ.

'એ મા! એ માડી' મને બહુ પીડ થાય છે!' કહેતી છોકરી બેય હાથે માથાને જોરથી ખંજવાળતી ચીસો પાડતી હતી.

દાના ભગતે ગાયુંને ઇતરડી વીણવાનું બંધ રાખી, ચીસો પાડતી આ છોકરી પાસે આવ્યા અને કહેવા માંડયા:

'બાપા! બેન! તને શું થાય છે? કેમ રાડયું પાડ છે?'

'એ માડી! એ માડી!' કરતી છોકરી આપાનો જવાબ વાળવાને બદલે ચીસો નાખે છે.

દાનો ભગત સમજી ગયા કે, આના માથામાં કાંઇક પીડા છે, બીચારી ગભરૂડી છોકરીથી આ પીડા ખમાતી નથી.

દાના ભગતે, હળવે હાથે, છોકરીના માથા પરથી, ઓઢણી એક બાજુ ખસેડતા, માથામાંથી દુર્ગંધ વછૂટી. છોકરીના માથામા 'ઉંદરી'નું દરદ થયું હતું. પીડા અસહ્ય હતી. લગભગ બહાવરા જેવી બનેલી છોકરીના હાથ માથા ઉપરથી નીચે આવતા નથી.

'ઠાકર! ઠાકર! બીચારી ગભરૂડીની આ દશા!'

દાનો શું કરે? છોકરીની પીડા જોઈ શકાતી ન હતી. પોતાને આ દરદની દવાની યે સૂઝ ન હતી. સૂઝ હતી એક માત્ર બીજાના દુઃખ કમતી કરવાની. એણે પળનોય વિચાર કે વિલંબ કર્યા સિવાય, છોકરીનું માથું બેય હાથે પકડી રાખી જીભ વતી ચાટવા માંડી ગયા. થોડી વારે ચાટીને માથું મોકળું કરી દીધું. લોહી, પરુ, ભીંગડા, બધાય જાણે ગેબ થઈ ગયા. છોકરી ચીસો પાડતી બંધ થઈ ગઈ. અને ત્યાં જ શાંત બની બેસી ગઈ.

*

મોરઠના 'જેતગર' ગામે દાનો ભગત ગાયુંને લઈને રહ્યા છે.

એક દિવસ, મા'રાજ ઊગતામાં, ગોંદરે લોકો ટોળું વળી ઊભા ઊભા વાતું કરે છે, વચમાં એક પીપજો તાજો જ કપાયેલ પડયો છે.

ગાયુંનો ને મુસાફરોનો છાયો ટાળી દીધો.

આણે જતી દીકરિયુંને, માંના ખોળે માથું નાખી છેલ્લટનું રોઈ લેવાનો વિસામો ગ્યો.

ગામની શોભા ગઈ.

પંખીઓના બેસણાં તૂટ્યાં.

ત્યાં આપો દાનો આવ્યા, એણે આ ટોળું જોયું, અને બોલ્યા:

'શું છે ભા? શીદ ટોળે વળ્યા છો?'

'આમ જુઓ આપા! આ કોઈક પાપીએ પીપળો કાપી નાખ્યો.'

'અરરર!'

'એટલા સારુ ભેળા થઈ ઊભા છીએ.'

'તે આમ વીંટાઈ ઊભા રહ્યે શો દા'ડો વળશે!'

'તેં!'

'તેં શું! પીપળાને પાડો હતો એમનો એમ ઊભો કરી દઈએ!'

'અરે આપા' કપાએલા ઝાડ તે પાછા સજીવન થાતા હશે!'

'થાય બા થાય! ઠાકરની દયા હોય તો એમેય થાય! પીપળો તો દેવતાઈ ઝાડ છે. જેમ આ ઝાડ આસાનીથી બટકી જાય છે, તેટલી જ ત્વરાથી પાંગરી પણ શકે છે, આ એનો મહાન ગુણ છે. આ તમે સોરઠવાસીઓ કેમ ભૂલી જાઓ છો?'

અને આપા દાનાએ, જાતે એ પીપળાના ઠૂંઠાને ખાડો ખોદી, તેમાં નાખી ઉપર ધૂળ વાળી શીતળ પાણી પાયું. જતે વખતે એ પાંગરી ગયો, પાંદડાં આવ્યાં, અને પંખીઓએ મીઠાં ગીત ગાતા ગાના માળા બાંધ્યા.

●

દુષ્કાળના ભયંકર ઓળા હજુ સૌરાષ્ટ્ર ઉપરથી ઊતર્યા નથી. એટલે દાનો ભગત ગાયોને લઈ, ગિરમા આસતેસ પુપસ. દ્રેસ્મ. ભૂરે જે. એક દિવસ. આપો. ગાયોને લઈ ગિરમા દેવળા ગામની સીમમાં આવ્યા છે.

દેવળાને પાદર, સૌરાષ્ટ્રમાથી દુકાળ ઉતારવા આવેલી ગાયોનું વૃંદ ઊભું છે. એટલી બધી ગાયોને પાણી પૂરું પાડવાનું, આ નાના ગામમાં ક્યાંથી જ બની શકે! એટલે સૌ આ તરસે તરફડી મરવાની ગાયોના પુરાણામાં કલ્પનાથી થરથરતા ઊભા છે. ત્યા આપો દાનો દેખાયા, અને સૌ હર્ષાવેશમાં આવી ગયા.

આપો દાનો નજીક આવી બોલ્યા:

'કાં બાપ! આમ પડેલ મોઢે કેમ ઊભા છો?'

'આપા! આ ગાયું જોઈ! હમણાં પ્રાણ છાંડશે!'

'શીદ?'

'પાણી વગર! આટલી ગાયું પીએ, તેટલું પાણી ક્યાંથી કાઢવું?'

'તમને સૌને એક વાતની ખબર છે?'

'શું?'

'મરેલા મનના અને શ્રદ્ધા વગરનાની, ભેરે ઠાકરે ય નથી. તમે આમ બે હાથ જોડી, ગાયુંને મરવાની વાટ જોઈ ઊભા છો, પણ કોઈએ કાંઈ મહેનત કરી? ક્યાંય સીમમાં આરો માપ્યો? ક્યાંય આવે પાછે, નદી વોકરાની ભાળ કાઢી?'

'ના.'

'તેં આડી' હાથ જોડી ઊભા રીયે, પાણી નહિ ઊભરાય બા! ઠાકર એવો નવરો નથી, કે હાલતાને ચાલતા ચમત્કાર કરી, તમારા સારુ અહીં પાણી ઊભરાવે. હરેક માનવીએ ભાઇ! પુરુષાર્થ કરવો પડે છે. પુરુષાર્થ વગર કોઈનું કલ્યાણ નથી.'

'આપા! અહીંથી થોડે છેટે એક વોંકળો છે!' ગામલોકોએ કહ્યું.

'કઈ દસ્યે છે? હાલો મને દેખાડો, અને સૌ મારા ભેળા હાલો.'

આપો અને બીજા માલધારી, ગામલોકોએ બતાવેલ વોકળામાં આવ્યા. ભગત આ રેતમાં, આમે પાછે ફર્યા, અને પછી એક જગ્યા પસંદ કરી, સૌને બતાવી બોલ્યા:

'એ આ ઠેકાણે પાણી હોવું જોઈએ, વોંકળાની આ રેત બોલે છે કે, આ પટમાં ખોદાણ થાય તો પાણી ધમધોકાર નીકળે. માટે મંડો સૌ રેત ઉથામ., માનાટ્યુની. આજ્ઞિષ. હવી. ને. ખાળ. પાણી નીકળશે.'

સૌ આપાની શ્રદ્ધા પાસે નમી પડ્યા, અને માંડ્યા રેત ઉથામવા. થોડો સમય ગયો ત્યાં તો, એ એ જગ્યા વોકળામાં પાણી તગતગ્યા. ત્યાર પછીના થોડા સમય બાદ એ મોટા પટમાં, પુષ્કળ પાણી થયું અને ઢોરુંએ ચટચટાતી પાણી પીધાં.

*

આપો દાનો ગરમલીમાં રહે છે. ત્યાં એની નજરે દુષ્કાળથી પીડાતા હાજપિંજરો જોયા, ભૂખ્યા બાળકોની ભૂખ-ચીસ સમાવવા, બાળકોને ઠીબેડતી જનેતાઓને જોઇ, ભૂખથી પ્રાણ તજતા માનવીઓને જોયા. અને એનું અંતર વલોવાવા માંડયું. એને થયું, માણસનો જન્મ લઇ, બીજાને ઉપયોગી ન થવાય તો માણસના અવતારમાં ને પશુના અવતારમાં ફેર શું!

એક દિવસ એણે ગરમલી અને આજુબાજુના ગામમાં ટેલ નાખી.

'બાપ! દાણા હોય એટલા દો, મારે ભૂખ્યાંને મોઢે પહોંચાડવા છે.'

આપાના એક સખૂન પર દાણાનો ઢગલો થઇ ગયો

બીજે દિવસે એણે ગરમલીના સ્ત્રી-પુરુષોને ભેળા કરી બે હાથ જોડી કહ્યું:

'ભાઇ બેનો! આજનો વખત કેવો છે એ તમે જાણો છો. દુષ્કાળમાં લોકો ટપોટપ મરે છે, એ તમે જુઓ છો. આજ ભૂખ્યાં માણસો, માબાપ, દીકરાના સંબંધને ભૂલી બટકું રોટલા માટે તરફડે છે. તેવાઓના મોઢામાં, રોટલાનું બટકું પહોંચાડવા જેવું કોઇ મોટું પુન્ય નથી. પણ ઇ મારા એકલાથી થાય તેમ નથી. અનાજ તો આવી ગયું છે, તમે સૌ જો એ અનાજ રોજ રોજ દળી દળી મને આપતા જાઓ તો, તેના રોટલા ટીપી ભૂખ્યાં દુખ્યાંના મોંમાં પહોંચાડું. આ તમારી સેવા અલેખે નહી જાય. ઉપરથી ઠાકર, માણસનાં બધાં સારાં નરસાં કામની નોંધ રાખે છે, તેમ તમારાય આ સારાં કામની નોંધ રાખશે.'

ગરમલીવાસીઓએ આપા દાનાની આ વાત સહર્ષ ઉપાડી લીધી. સોરઠિયાણીઓએ દિવસ અને રાત ઘંટીઓ દુષ્કાળ પીડિતો માટે ચલાવ્યે જ રાખી. આપાએ પણ વીસ વીસ તાવડીઓ એક સામટી માંડી, રોટલાના ગંજ ઉતારવા માંડયા.

પણ લોકો આખર થાકયા. અને થાકી ગયા પછી, એ એમ સ્પષ્ટ ન કહી શકવાથી ગોળ ગોળ બોલ્યા:

'આપા! બીજા દુકાળિયા કરતાં, એકલા સાધુ બામણને જ રોટલા આપીએ તો?'

'કાં બાપ! ઠાકર કાંઈ સાધુ બામણમા છે, અને બીજામાં નથી?'

'છે!'

'તો પછી એમ કેમ બોલવું પડયું?'

'ના, કાંઇ નહિ! એ તો એમ કે, સાધુ, બામણ રહી ન જાય.'

'અરે હું પંડયે ભાળ રાખું છું. કોઈ ભૂખ્યાને અન્ન વગર જવા દેતો નથી ને સાધુ, બામણ કેમ રહી જાય!'

'આ તો વાત કરીએ છીએ.'

ચતુર ભગત સમજી ગયા કે, ગામલોકોને કહેવું છે કાંઈ અને કહે છે કાંઇ! એટલે પોતે વાતનો મર્મ જાણી બોલ્યા:

'થાક તો નથી લાગ્યો ને?'

'એમ તો નહિ પણ ગામમાં કોક કોક કચવાય છે.'

'ઠીક, રહેવા દો, હું બીજે જઇ ટેલ નાખીશ. અને રોટલાને બદલે ગોળ ચોખા ભૂખ્યાંને આપીશ. દળવા-ભરડવાની કૂટ નહિ!'

આપાએ દૂર-નજીક ચોખાની ટેલ નાખી. તેમની શ્રદ્ધાના બળે દૂર દૂરથી ચોખાના છાલકા ગધેડા પર આવવા માંડયાં. અને પછી દુષ્કાળમાં દાના ભગતે ગોળ-ચોખા આપ્યા.

આમ ગરમલીમાં, દુષ્કાળ પૂરો થતાં, આપા મવાળે આવ્યા. ત્યાં સ્થાન બાંધ્યું અને ગોળ-ચોખાનું સદાવ્રત ચાલુ કર્યું. [ચાલુ]

---

શરીર અને મનનું દૈન્ય-દારિદ્ર્ય, સંકીર્ણતા અને ક્ષુદ્રતા આ સંસારમાં આપણને જોવા મળે છે, તેથી કરીને લગભગ હંમેશાં આપણાં અંતરમાં એક જાતની ખિન્નતા જાગી ઊઠે છે. કોઇ કોઇ વાર તો આપણે નિત્યનિયમિત અને સંઘર્ષના સંચામા જકડાયેલા આ જીવનની એકરૂપતાથી પૂરા-કંટાળી જઇએ છીએ. આ સ્વાભાવિક છે, હું એને અશુભ માનતો નથી. પરંતુ હું એ યાદ દેવરાવવા માગું છું કે, આપણા ડગલે ને પગલે પર્વોનો ઉલ્લાસ પણ ગુંજી રહ્યો છે. અને તેને જોવાની શક્તિ પણ આપણી પાસે છે જ.

—ડૉ૰ સર્વપલ્લી રાધાકૃષ્ણન્

# જળ

સાનેગુરુજી

અગ્નિ, પૃથ્વી, આકાશ, વાયુ અને જળ—આ પંચમહાભૂતો પર મરાઠી સાહિત્યના મનીષી-ચિંતક શ્રી સાને ગુરુજીએ માર્મિક તેમ જ તત્ત્વબોધી નિબંધો લખ્યાં છે. અહીં 'જળ'નો સંક્ષિપ્ત અનુવાદ આપ્યો છે

બીરબલની એક વારતા ખૂબ પ્રસિદ્ધ છે. અકબર બાદશાહના કોઈ એક સંબંધીને કાંઈ નોકરી મળતી નહોતી તેણે બાદશાહ સલામતને ફરિયાદ કરી અકબરે તેને પૂછ્યું: 'નાના-નજીવા હિસાબો કરતાં તમને આવડે છે?'

'અરે વાહ! એમાં શું. બરાબર આવડે છે.' પેલા સંબંધીએ કહ્યું. 'જહાંપનાહ! જે કોઈ હિસાબ મને પૂછશો તે કહી—કરી આપીશ નાના અમથા હિસાબો તો નિશાળિયાઓ કરી આપે.'

'કાલે દરબારમાં આવજો. તે ટાકણે જ પરીક્ષા થશે.' બાદશાહે કહ્યું.

બીજા દિવસની વાત છે. પેલા સંબંધી તો દરબારમાં હાજર થયા. બાદશાહ સલામત તખ્ત પર બેઠા હતા બીરબલ પણ પાસે જ ખુરશી પર બેઠો હતો.

'સત્યાવીસ નક્ષત્રોમાંથી જો વર્ષાના દશ નક્ષત્રો ઘટાડી દેવામાં આવે તો શેષ શું રહે?' બાદશાહે સવાલ પૂછ્યો

'સત્તર નક્ષત્રો રહેશે.' પેલા સંબંધીએ તત્કાલ જવાબ દીધો

'ખોટું.' બાદશાહે જવાબ દીધો. પછી બીરબલ તરફ ફરીને એમણે કહ્યું: 'બીરબલ, તું કહે જોઉં, શું શેષ બચે?'

'શૂન્ય!' બીરબલે જવાબ દીધો.

બધા જ લોકો અવાક્ થઈ ગયા. કેટલાક દરબારીઓ મરક મરક હસવા લાગ્યા. એમને લાગ્યું કે બીરબલનું આજે તો જરૂર ચસકી ગયું લાગે છે.

બાદશાહે તેને પૂછ્યું: 'શૂન્ય? કેવી રીતે બીરબલ?'

બીરબલે જવાબ દીધો, 'જહાંપનાહ! વર્ષાના દશ નક્ષત્રો બાદ કરીએ તો, સંસાર એક સ્મશાન બની જાય. વર્ષા સિવાય અન્નની ઉત્પત્તિ કેમ થઈ શકે? લોકો શું ખાય? શું પીએ? જીવન આખું સૂકુંભટ બની જાય... પછી બાકી શું રહે?'

આ જવાબ સાંભળી બધાની ગરદન સંમતિમાં ઝૂકી પડી. બાદશાહ ઘણા જ પ્રસન્ન થયા. 'મેં જે પ્રશ્ન પૂછ્યો તે કાંઈ સાધારણ હિસાબ નહોતો. આ નાની અમથી વાત તમારા ધ્યાનમાં ન આવી? બીરબલે મારી વાતનો મર્મ સમજી લીધો અને પછી સવાલનો જવાબ આપ્યો.'

આ કથાનું ઐતિહાસિક પ્રમાણ તો મળતું નથી, પરંતુ બીરબલે જે વાત કરી, તે તો અક્ષરશઃ સાચી છે. પાણી નહિ તો કાંઈ જ નહિ. ધોમધખતા તાપમાં જ્યારે પાણી વિના પ્રાણ પછડાવા લાગે છે, ત્યારે એક પ્યાલો પાણી અમૃત-તુલ્ય બની રહે છે.

એકવાર અજંતાની ગુફા જોવા હું કેટલાક મિત્રો સાથે પહુર નામના ગામથી ચાલતો જ નીકળી પડ્યો. નદીનું પાણી પેટભર પીને અમે રવાના થયા હતા, પરંતુ રસ્તામાં ગરમી એટલી બધી હતી કે થોડી વારમાં જ પાછી અમને તરસ લાગી પાણી વિના અમારા હાલહવાલ થવા લાગ્યાં. ખેતરોમાં ય આસપાસ ક્યાંય પાણી જોવા ન મળ્યું. આંબલીના પાન મોંમાં ચાવી-ચગળાવીને અમે ગળું ભીનું કરવા લાગ્યા, પરંતુ પાણી સિવાય કેમ ખેંચી શકાશે તેની અમે ચિંતા કરવા લાગ્યા. ત્યાં જ રસ્તામાં અમને એક

આંધળો જોવા મળ્યો. અમે તેને તરત જ પૂછયું: 'અરે ભાઈ! એમને અહીં ક્યાંય પાણી મળશે ખરું કે?'

'આ અહીં બાજુમાં જ નાનો શો વોંકળો છે. ઠંડું પાણી છે.' તેણે કહ્યું.

આ જવાબ સાંભળીને મને એટલો તો સંતોષ થયો, જેટલો કદાચ સિકંદરને ય પુરુ પર વિજય મેળવીને નહિ થયો હોય. રાજી થઇને મે તેને બે-ચાર આનાની બક્ષિસ દીધી અને વોંકળા તરફ ચાલતી પકડી. આ પ્રસંગ મને હંમેશાં યાદ રહેશે. માણસ અન્ન-વસ્ત્ર સિવાય જીવી શકે છે, પરંતુ જળ વિના જીવન જ ક્યાંથી?

પાણી પ્રભુનું રૂપ છે. નદીઓ તેથી જ તો પૂજનીય છે. રવીન્દ્રનાથે એક સ્થાન પર કહ્યું છે કે, આ નદીઓ ભગવાનની ધારાવાહી કરુણા છે પાણી એટલે પ્રભુની કૃપા. તે સમદૃષ્ટિ છે, બધાની તરસ છીપાવે છે, કોઈની નફરત નહિ, નહિ કોઈનો દ્વેષ! જેમ ભગવાન બધા પર સરખી જ કૃપાદૃષ્ટિ રાખે છે, બધાને પ્રેમ કરે છે, તેમ જ જળ પણ બધાને માટે સરખું જ હિતકારી છે.

જળની એક વિશેષતા, બલ્કે ગુણધર્મ એ છે કે તે પોતાની કક્ષા સમાન બનાવી લે છે. ઉચ્ચ-નીચ ભાવ તેમાં હોતો નથી. ભેદ-ભાવ તે જાણતું નથી. કૂવામાંથી હજારો ઘડા પાણી કાઢો તેમાં ખાડો પડતો નથી. કોઇ પણ જગ્યાએથી આપ પાણી કાઢો, આસપાસનું પાણી તરત જ દોડીને ખાડો પૂરી દેશે. તેથી જ જળ હંમેશાં સમતલ રહે છે. પથ્થર કે કોઈ બીજો પદાર્થ આ રીતે પોતાની નજીકનો ખાડો પૂરવા દોડતો નથી. સાચું સામ્ય તેને જ કહે છે. આદિ કવિ વાલ્મીકિએ જળની તુલના સજ્જનોના મનની સાથે કરી છે. પંપા સરોવરનું જળ, કેવું છે? જવાબમાં તેમણે લખ્યું છે: 'સજ્જનાનામ્ મનો યથા।'

જળ આ રીતે ઉદાર છે, સમવૃત્તિ રાખે છે, બધાને સરખો પ્રેમ કરે છે. જમીનના એકે એક સ્તરને પાર કરીને તે પાતાળ સુધી પહોંચી જાય છે. ભૂમિના હૃદયને ભીંજવી નાખે છે. જમીન પર પથ્થર ફેંકવાથી તે જેમનો તેમ પડયો રહે છે, પરંતુ પાણી તરત અંદર ધસી જાય છે.

'તુકા મ્હણે પાણી, પાતલપણે તણી ખાણી!' તુકારામ મહારાજે પણ કહ્યું છે કે પાણી તો તરલ પદાર્થ છે, અહંકારથી તે જડ થતું નથી એ કારણે જ તે સઘળે સ્થળે પહોંચી જાય છે. બીજા સાથે એકરૂપ થવું એ પણ જળનો સ્વભાવ છે—'પાણી તારે કેવો રંગ? જેમાં ભેળવો તેવો રંગ!' છાણમાં મેળવો તો છાણનો, ગુલાબમાં મેળવો તો ગુલાબજળ! ગંદા પાણીની પણ વિશેષતા છે કે, બે એક દિવસમાં જ તેનો બધો જ મેલ જામી જાય છે અને સાફ પાણી નીતરું થઇ ઉપર આવી જાય છે. આ પરથી ય સ્પષ્ટ થઇ આવશે કે, નિર્મળતા પણ જળનો સ્વાભાવિક ધર્મ છે.

જળ આપણને જીવન દે છે, આધાર દે છે. આપણામાં આનંદ-ઉમંગ ભરી દે છે. પાણીની શક્તિ પણ અપરિમિત છે. પાણીમાં વીજળી છે, અગ્નિ છે. પાણીની ધારા છોડવાથી તેમાં વીજળી ઉત્પન્ન થાય છે. તે વડે કેટલાએ કામ થઇ શકે છે. જળથી ચિકિત્સા થાય છે. જળ ચિકિત્સા તો આજે સર્વમાન્ય શાસ્ત્ર બની ગયું છે. વેદના એક ઋષિ કહે છે.

અપ્સુ મે સોમો અબ્રવીત્
અન્તર્ વિશ્વાનિ ભેષજા ॥

—સોમે કહ્યું છે કે તમામ ઔષધિઓ પાણીમાં ભરપૂર ભરી છે.

એકવાર નાસિક જેલમાં મારી આંગળીને કોણ જાણે શું થઇ આવ્યું. મને થયું કે કદાચ ધૂળિયા જેલની અંદર ઉંદર કરડી ગયો હશે. જે હોય તે, થોડા દિવસ સુધી ભીની પટ્ટી બાંધી તો તે આપમેળે જ મટી ગઈ.

બંગાળમાં કાળોતરા તાવ નામની ભારે

ખતરનાક બીમારી કોઈવાર થાય છે. તેમાં લગાતાર ઠંડું પાણી માથા પર સીંચવામાં આવે છે..તાવ ઓછો થઈ જાય છે.

પાણીને અમૃત કહેવામાં આવે છે. તે એક અમર રસાયણ છે. વેદના એક મહામના ઋષિ કહે છે: 'હે જળ! મારું પાપ ધોજો. મને વૈભવ પ્રાપ્ત હજો. આનંદ પ્રાપ્ત હજો. સૃષ્ટિનું સૌંદર્ય હું જોઈ શકું તે માટે તમારો કલ્યાણ-પ્રદ રસ મને પ્રાપ્ત થાઓ. તમે અમારી માતા છો!'

જળનું નાનું શું બિન્દુ લીલા પાન પર મોતી પેરે ચમકે છે. સવારના સમયે ઘાસ પર પડેલું ઓસકણ તાપમાં કેવું સુંદર લાગે છે! સંસારની સઘળી જ કારીગીરી તેની પાસે ઝખ મારે છે. એકવાર એક ઈસાઈ મિશનરીએ એક આરબને પૂછ્યું: 'અલ્યા, કોણે તને શીખવ્યું કે અલ્લા છે?' અરબે જવાબ આપ્યો: 'અપરંપાર રેતીનાં રણમાં ય કલકલ વહેતાં ઝરણાંએ!' સાચે જ, જળ ભગવાનકૃપાનું સાથી છે.

છેલ્લા શ્વાસ લગી માણસ પાણીની આશા રાખે છે. અંતે પાણીનાં બે–ચાર ટીપાં મળે તે તેની ચાહના હોય છે. સાથે જ, તે એમ પણ ચાહે છે કે તેના મૃત્યુ સમયે કોઈ બે ચાર અશ્રુબિંદુઓ ખેરવે. આંખનું આંસુ એક અમૂલ્ય વસ્તુ છે. પ્રેમનાં, કૃતજ્ઞતાનાં, આનંદનાં, દુઃખનાં અને પશ્ચાત્તાપનાં આંસુથી જ જીવનનો બાગ ફાલે છે.

જળનો મહિમા કેટલોક ગાવો? ભગવાનના પ્રેમસ્વરૂપ, એવા હે જળ, હે જન્મમરણના સાથી, હે જીવનાધાર બંધુ, હે સાૈમ્ય પૂજારી, હે નિરહંકાર, આ નમ્ર ભક્ત વારીવારીને, તમને વંદન કરે છે. તમારી સરસતા, સહૃદયતા, ઉદારતા, સમતા, તમારો પ્રેમભાવ, તમારી સૂચિતા અમને મળો. પોતાના જીવનનું બલિદાન દઈને બીજાને બચાવનાર હે જળ! તમારો ત્યાગ અમારામાં પેદા હો! ભારતના ઋષિઓએ તને અમસ્તો જ 'આપોદેવતા' નથી કહ્યો, સાચે જ, તું મહાન છે, બહુ જ મહાન.

---

સને ૧૯૫૮ના પાછલા મહિનાઓમા વિનોબા પોતાની પદયાત્રા કરતા–કરતા ગુજરાત આવેલા. ગુજરાતના નક્કી થયેલા જિલ્લાઓના ગામોની મહેમાનગતિ માણતા–માણતા ભાવનગર જિલ્લામાં પ્રવાસ આવ્યો. નાનાભાઈની લોકભારતી પછી માટલિયાભાઈના આલપરામાં વિનોબા-યાત્રાનો મુકામ હતો.

વિનોબાનો મુકામ એટલે સારીપેઠેની ભીડ હતી. સરકારી અમલદારોની જીપોની પણ કતાર ખડકાય ગયેલી. રસોડે ખાનારાની જમાત જામેલી એ વખતે તો દરેકને પાસ આપવામાં આવતા હતા, ઠરાવેલ કીમત લઈને.

અમલદારોને કાયમ પ્રવાસખર્ચ–ભથ્થુ મળતા રહે છે, ભલે પછી ગ્રામોત્થાન કરનારા વિકાસઘટકવાળા હોય. તિક્ષ્ણ દૃષ્ટિવાળા માટલિયાએ જણાવી દીધું કે "સરકારી નોકરો અને સાહેબો સંસ્થાના રસોડે મફત નહીં જમી શકે, એક એક રૂપિયાનો ભોજન પાસ ખરીદ કરી જમી શકાશે એમને એમ નહીં."

અમલદારો માટલિયાના કામને અને નામને અને માટલિયાના નિવાસ પછી આ ગામને ય ઓળખતા થયા હતા એટલે તો આણુંએય ધારિયું ખાવા માટે જીપકારો લઈને રવાના થયું ગઢડે–લોજમાં–એ વેળાએ પણ માટલિયાએ કહી દીધેલું કે– "ગઢડા સુધીનું પેટ્રોલ ખર્ચ સરકારને ખાતે નહીં ચડાવી શકો, તમે બધા અંગત કારણે ગઢડા જઈ રહ્યા છો ખાતાને કામે–કારણે નહીં."

# ગાંધીજીનાં દૃષ્ટાંતો

રમેશ ડા૦ દેસાઈ

## સારા બનવાની કોશિશ

રાણી વિક્ટોરિયાની એક વાત છે.

તેની ઉંમર ૧૬ વર્ષની હતી. એક દિવસ તેને ભરઊંઘમાંથી ઉઠાડીને કહેવામાં આવ્યું કે હવે તેણે ઈંગ્લંડની રાણીનું પદ ધારણ કરવાનું છે.

આ તરુણ બાળા ઉપર આટલો મોટો બોજો પડે તે ઉઠાવવો સહેલો ન હતો. અને રાણીએ ફક્ત એટલું જ કહ્યું 'હું રાણી થવાની બનશે તેટલી કોશિશ કરીશ.'

અને ઇંગ્લંડની શિસ્તબદ્ધ પ્રજાએ આ તરુણ કન્યાને ખૂબ સહાય કરી.

## દમ ગયો

બહાદુરસિંગની ઉપર મેં કુદરતી ઇલાજ કરેલો અને તે સાજો થયો એટલે તે પોતાના મિત્ર લુટાવનસિંગને મારી પાસે લાવેલો.

એ મારો અસીલ પણ ખરો.

તે વેળા અસીલ એ દર્દોની વાત કરે અને એના ઉપાય પણ મારી પાસેથી મેળવે ખરા. બસ લુટાવનસિંગને મેં ઉપવાસ કરાવ્યા, અને પછી ભાત, દૂધ અને નારંગીની છાલના મુરબ્બા ઉપર એને રાખ્યો. એક માસમાં એનો દમ ક્યાંયે ચાલ્યો ગયો. એની પાસે બીડી પણ છોડાવી હતી.

ત્યારે તો અમારું મોટું શયનગૃહ હતું. તેમાં પચાસેક સૂતા.

એક દિવસ એવું થયું કે હું બહાર સૂતેલો અને લુટાવનસિંગ અંદર. મારી પાસે ટૉર્ચ તો રહે જ. બીડી સળગતી જોઇ અને મેં તુરત ટૉર્ચ કરી.

લુટાવનસિંગ શરમાયો, મારા પગ પકડી લીધા: 'હવે કદી નહીં પીઉં, આ હરામખોર મન વશ નથી રહેતું, શું થાય?'

એ પછી એણે બીડી નહોતી પીધી એમ મને ભાસ છે, અને દમ તો ગયેલો જ.

## દળવાનું કામ

એક રસોઇયો બહુ સારો હતો.

એ બ્રાહ્મણ હતો. તે ગયો પછી એક મતિયો આવ્યો. તે તો કહે: 'ભાઇસાબ, તમે મરચા વિગેરે ન વાપરવા દો એ તો અમારે ન પોસાય.'

એટલે મેં કહ્યું: 'તો ભલે જાઓ.'

ત્યારથી રસોઈયા વિના ચલાવવા માંડ્યું.

રાંધવું, કપડાં ધોવાં, પાયખાનાં સાફ કરવાં અને દળવાનું બધું ઘરમાં હાથે જ કરી લેતાં હતાં. દળવાને માટે છ પાઉન્ડની કિંમતની લોખંડની ઘંટી લીધી હતી. એક માણસથી ન દળાય, પણ બે સુખે દળી શકે.

મારે સવારના પહોરમાં ઊઠીને એ પહેલું કામ. ગમે તેને મારી સામે દળવા બેસાડી દઉં.

## મૌનની શક્તિ

કિશોરલાલભાઇને સારુ એકાંતમાં ઝૂંપડી બાંધી હતી. ત્યાં તો મૌન અને શાંતિ જ હોય.

બે ત્રણ દિવસ તેમને રેલવેનો ખડખડાટ અસહ્ય લાગ્યો. કાનમાં દાબીને પૂમડા ભરવાની મેં સૂચના કરી હતી.

એ પછીની ત્રીજી સવારે હું એની પાસે ગયો ત્યારે મને કહ્યું: 'આજે મેં નથી સાંભળી ગાડીની સીટી કે નથી સાંભળ્યો ગાડીનો ખખડાટ.'

એ બન્ને ક્રિયાઓ તો ચાલતી જ હતી પણ તેમણે એમાંથી ધ્યાન ખેંચી લીધું હતું, અર્થાત્ મૌન સદી ગયું હતું.

જેને મૌન ભાવી ગયું છે એ છેવટે દિવ્ય સંગીત સાંભળતા થઈ જાય છે અને એમાં એટલા બધા પરોવાઈ જાય છે કે આસપાસ જે અવાજો થતા હોય એ તેને નથી સંભળાતા

## ધગશ અને યકીન

મહંમદ પયગંબરની ધગશ અને યકીનની આ વાત છે.

સાથી અબુબકર કહે: 'આપણે બે જણા છીએ અને આપણા તો શત્રુઓ કચ્ચરઘાણ વાળશે.'

પયગંબર સાહેબ કહે: 'મૂરખ, આપણે બે નથી, ત્રણ છીએ. ખુદા આપણી સાથે છે.'

બન્યું એવું કે તેની પાછળ લાગેલા માણસો ત્યાંથી પસાર થયા ત્યારે ગુફા ઉપર કરોળિયાએ જાળાં કરેલાં હતાં કે કીડીઓ ફરતી હતી એટલે પેલા બોલ્યા: 'અહીં કોઇ હોઇ શકે નહીં.'

મહંમદે આ શબ્દો સાંભળ્યા અને કહ્યું: 'જો, ખુદા ત્યાં ગુફા આગળ ઊભો છે કે નહીં?'

એ માણસની શ્રદ્ધાની, ધગશની અને એના જેવા યકીનની બરાબરી થઇ જ ન શકે.

---

મહાગુજરાતનું આંદોલન ચાલતું હતું, ગુજરાતના કેટલાયે શહેરોમા નાના-મોટા છમકલા થઈ જતા હતા. કોઈની દુકાન, કોઈના મકાનો વિ. તોડીફોડી પાડવામા આવતા હતા. અને પરાક્રમ બતાવવાના. આ બધા રસ્તાઓ આંદોલનમાં ભળનારાઓ માનતા કે અસલ ગુજરાતરાજ્ય આમ જ મેળવી લેવાશે.

ભાવનગરની ભરબજારે દેકારો મચી જવાની તૈયારીમાં હતો. આત્મારામ ભટ્ટના માથેથી એક ટોળુ ખાદીની ટોપી ઉતારવા મથી રહ્યું હતું આત્મારામભાઈ એની સહજ રીતથી ટોપી ઉતારવા ના પાડી રહ્યા હતા, બરાબર આ જ વખતે તે રસ્તા પરથી સમાહર્તા સાહેબની જીપકાર નીકળી અને આત્મારામભાઈને અંદર આવી જવા કહેવાયું, આત્મારામભાઈએ વળતો જવાબ આપ્યો– "આ ટોળાને જવાબ આપવા હું બંધાએલો છુ અને એ મારી ફરજ છે હુ ગાડીમાં નહીં આવી શકું. આપ જઈ શકો છો."

છ છેડાએલા ટોળાને સદ્બુદ્ધિ સૂઝી અને આત્મારામભાઈની માફી માગી એ ટોળાએ અને મિત્રો બની ગયા બધા.

સમાજરચનાને આખીએય મૂળમાથી બદલી નાખવાની ધૂન લઇને રચનાત્મક કામમાં પડેલાઓ ઘણીએ વાર શિબિર અને સંમેલનોમા ઠરાવ કરતા હોય છે કે લોકનીતિ જગાડવી છે, ચેતના ધબકતી કરવી છે પ્રજાના જીવનમા. આવે સમયે ધીરેન્દ્ર મજમુદાર કે બબલભાઈ જેવા હાજર હોય ત્યારે કહી દેતા હોય છે કે "આચારના ઈલાજ વિના બધુ એળે છે"–કાકુ દેશી

*

## રહસ્યની ચાવી

પુરાણોમા વર્ણવેલું વિષ્ણુનુ સ્વરૂપ પ્રતીકાત્મક છે. એમના હાથમા શંખ, ચક્ર, ગદા અને પદ્મ છે. શંખ પ્રતીક છે આકાશનું, ચક્ર પ્રતીક છે સતત પરિવર્તનમય જગતનું, કમળ પ્રતીક છે સર્જનનું અને ગદા પ્રતીક છે બુદ્ધિનુ વિષ્ણુનુ વાહન ગરુડ છે. ગરુડ પ્રતીક છે કાળની વેગવતી ગતિનુ. આ જ રીતે બ્રહ્માના ચાર મુખ એમના સર્વતોમુખી જ્ઞાન-ચતુર્વેદ-નું પ્રતીક છે. બ્રહ્માનુ વાહન હંસ છે હંસ પ્રતીક છે વિવેકનુ. નીર ક્ષીર વિવેક આપણે ત્યા હંસની વિશેષતા મનાય છે —ડૉ૦ આત્રેય

# વેઠને પડકાર

હરિભાઈ છો૦ પટેલ

અંગ્રેજોના અમલમાં એજન્સીનો પોલીસ એટલે એટલે જાણે મોટો હાકેમ! તે દેશી રજવાડાંની જનતા પર ભારે કડપ રાખે. વેઠ કરાવવાનો તો તેનો નોકરી-સિદ્ધ હક્ક. દમદાટી દેખાડવાની વૃત્તિ તો તેમને વારસામાં મળે. જે નોકરીની શરૂઆતનાં થોડાં વર્ષમાં જ હાડમાં ઉતરી જાય.

આવો એક તુમાખી પોલીસ સૌરાષ્ટ્રના ઢસા ગામમાં આવી ચડ્યો. જાણે મરનારી ઘો વાઘરીવાડે ન જઈ પહોંચી હોય!

પોતાના હકની રૂએ જોડા સંધાવવા તે મોચીવાડમાં ગયો. એક મોચીને દમડાવ્યો. ને જોડા ઝટ શીવી આપવા રૂઆબભેર હુકમ કર્યો.

મોચીએ તેના વેશ અને રૂઆબની લેશ પણ પરવા ન કરી. જરાય ગભરાયો નહીં.

સામાન્ય ગ્રાહક સાથે ભાવતાલ કરે તેમ પોલીસદાદાને રોકડું પરખાવતાં ઠંડે કલેજે કહ્યું: 'સિલાઈના બાર આના પડશે. કહો તો શીવી દઉં.'

એક તો મોચી. સામાન્ય માણસને મન વસવાયું. તો પછી પોલીસદાદાને મન તો કૂતરા-બિલાડા જેટલી જ કીમત હોય ને? ને તે વળી સિલાઈનાં નાણાં માગે! ભાઈસાહેબને નખથી શિખ સુધી ઝાળ લાગી. લાલ-પીળા ડોળા કાઢી દમદાટી દેતાં બોલ્યો:

'અલ્યા મોચકા, તું કોની સાથે વાત કરી રહ્યો છે તેનું ભાન-બાન છે કે નહીં? કે પછી સાડે બુદ્ધિ નાઠી છે? લબાડી કર્યા વિના ઝટપટ શીવી દે, નહીં તો હાડકાં ખોખરાં થઈ જશે, સમજ્યો?'

'એમ છે કે! ત્યારે તો તારું પાણી ઉતારવું પડશે.' એમ સ્વગત મનમાં ગાંઠ વાળતાં મોચીએ ઠંડે કલેજે જોડો હાથમાં લીધો. તથા થોડા વખત પછી લઈ જવા કહ્યું.

*

ઢસાના દરબાર અને પ્રજા વચ્ચે પિતા-પુત્ર જેવો પ્રેમમય સંબંધ હતો. કોઈની પણ પાસે વેઠ ન કરાવવાની દરબાર સાહેબે પોતાના અમલદારોને કડક સૂચના આપી હતી કે કોઈ ગવર્નર જનરલ જેવા આવે તો પણ તેની વેઠ ન કરવી. એમ છતાં ય કોઈ અત્યાચાર કરે તો ફરિયાદ-દાદ માટે દરબાર ગઢના દરવાજા દરેક માટે સદા ખુલ્લા હતા.

આવા અમલ નીચે જીવતો નિર્ભય મોચી ઢીલો ક્યાંથી થાય?

મોચી તો જોડા લઈ ઉપડ્યો સીધો દરબાર ગઢમાં. દરબાર સાહેબને આપવીતી કહી.

પોલીસ જોડો લેવા આવે ત્યારે તેને દરબાર ગઢમાં સાથે લઈ આવવાની સૂચના આપી દરબાર સાહેબે તેને વિદાય કર્યો.

ઠરાવેલ વખતે પોલીસ આવ્યો. મોચીએ દીવડું મોં કરી, આંખ ઉલાળી જવાબ આપ્યો:

"જોડો તો દરબાર ગઢમાં સંધાવા ગયો છે. ચાલો અપાવું." એમ ભોળવી તે દરબાર સાહેબ પાસે પોલીસને લઈ આવ્યો.

પોલીસને જોઈ દરબાર સાહેબ હસતાં હસતાં તાતાં તીર છોડતાં બોલ્યા:

"અરે ભલા માણસ! ગામડાનો મોચી મેથીપાકનું નામ સાંભળે ને બિચારાના હાંજા ગગડી જાય. ને એ ગભરાટમાં આડું અવળું વેતરી મારે! ગામડિયા મોચીને તે શું સફાઈબંધ શિવતાં આવડે? એટલે સરસ સિલાઈ કરાવવા મેં જોડા વઢવાણ કેંપમાં મોકલ્યો છે. અને એજન્સીના સુપરીન્ટેન્ડન્ટને સૂચના આપી છે કે જોડા સફાઈબંધ સીવાય તેની બરાબર કાળજી રાખે. વળી વધારામાં લખ્યું છે કે સિલાઈની રકમ ગમે તેટલી થાય તેની ચિંતા ન કરે. જે આંકડો થશે તે જોડાનો માલિક ચૂકવી આપશે."

દરબાર સાહેબનાં મીઠાં વાગ્બાણ પેલાને કાળજે તાતાં તીરની જેમ ભોંકાતાં હતાં. જ્યારે આસપાસ ઉભેલાં સૌ પેટ પકડી હસતાં હતાં. બિચારો પોલીસ! સાવ ડઘાઈ ગયો.

ફજેતીના ફાળકામાંથી બચવા બારઆના ચૂકવી, મોચીની માફી માગી, પોબારા ગણી ગયો.

આ દરબાર સાહેબ તે ઢસા અને રાયસાંકળીના સ્વાભિમાની તથા પ્રજાવત્સલ રાજવી—

દરબાર ગોપાળદાસ અંબાઈદાસ દેસાઈ.

તેઓ ગાંધીજીના પરમ ભક્ત હતા. સરદાર વલ્લભભાઈના તો તેઓ જમણા હાથ-સમા હતા.

ભારતનાં છસો જેટલાં રજવાડાંમાંથી પોતાની પ્રજાને સ્વેચ્છાએ સ્વરાજ આપનાર તે સર્વ પ્રથમ રાજવી હતા.



# નૈવેદ્ય

રવીન્દ્રનાથ ઠાકુર
અનુ૦ નગીનદાસ પારેખ

૬૮

એ ઉદાર પ્રભાતનો પ્રથમ બાલસૂર્ય શુભ્રશીર્ષ, અભ્રભેદી ઉદય શિખર ઉપર જેવાં પોતાનાં પ્રશાંત કરુણ નેત્ર ખોલે કે તરતજ, હે દુઃખી જાગ્રત દેશ, તેનું પ્રથમ સંગીત—તેનો પ્રથમ ઘોષણા-ધ્વનિ તારા કંઠસ્વરમાં ગાજી ઊઠો. સ્નાન કરીને ચંદન ચર્ચેલા નિર્મલ બ્રાહ્મણ સમો તું તૈયાર રહેજે, ઉન્નત મસ્તક ઊંચું કરીને વંદનગીત તું ગાજે—'હે શાન્તિ, વિધાતાની લલાટ-ભૂષણ કન્યા, નિશાચર પિશાચની તાત્ર દીપશિખાને લજ્જિત કરીને તું આવ.' તારો વિશાળ સંતોષ એ વિશ્વલોકના ઈશ્વરનો રત્નભર્યો રાજભંડાર છે. તારું ધૈર્ય એ દેવનુ વીર્ય છે. તારી નમ્રતા એ ઉન્નત ઉત્તમ મુકુટ છે, તેમનો જ પુરસ્કાર છે.

૬૯

હે દુ ખી, હે દીનહીન, તારો દુ ખભાર તેમના જ હાથમાથી લેજે. તારી દીનતા જો તેમને બારણે નમ્ર બનીને ઊભી રહેશે તો ઐશ્વર્યની દીપ્તિ ધારણ કરશે બીજું કોઈ નથી, નથી, નથી, તેમના સિવાય આ ત્રિભુવનમા બીજું કોઈ નથી, જેની આગળ તારું શિર ઝૂકી શકે. તેઓ પિતારૂપે રહેલા છે, એટલે પિતામાં તેમને નમસ્કાર કરીએ તેમનો જ જમણો હાથ ન્યાય-દંડ ઉપર વિરાજે છે, એટલે તેમનું શાસન નમ્ર શિરે ઉપાડી લઈએ. તેમની જ ચરણ અંગુલિ મહત્ત્વ ઉપર રહેલી છે, એટલે મહત્ત્વને બારણે પોતાને નમ્ર બનાવીને તેમની પૂજા કરીએ. તેમના હાથનો સ્પર્શ માનીને દુઃખનું ગૌરવ માથે ઉપાડી લઈએ.

૭૦

તમારો ન્યાયનો દંડ પ્રત્યેકના હાથમાં તમે પોતે અર્પણ કરેલો છે. પ્રત્યેકની ઉપર હે રાજાધિરાજ, તમે શાસનભાર નાખેલો છે એ તમારા મોટા સંમાનને, એ તમારા કઠણ કાર્યને, તમને નમસ્કાર કરીને

વિનયપૂર્વક શિરોધાર્ય કરું છું; તમારા કાર્યમાં કદી કોઈથી નહિ ડરું.
ક્ષમા જ્યાં ક્ષીણ દુર્બળતા ગણાય ત્યાં, હે રુદ્ર, હું તમારા આદેશથી નિષ્ઠુર થઈ શકું એમ કરો. તમારા ઈશારાથી મારી જીભ ઉપર સત્ય-વાક્ય તીક્ષ્ણ ખડ્ગની પેઠે ઝળહળી ઊઠો. તમારા ન્યાયાસન ઉપર પોતાનું સ્થાન લઈ હું તમારું માન સાચવું એમ કરો.
અન્યાય જે કરે છે અને અન્યાય જે સહે છે, તેને તમારી ઘૃણા તરણાની પેઠે બાળી નાખો.

૭૧

અરે મૌન–મૂક, અંતરને રૂંધીને મૂંગો કેમ બેઠો છે? અરે આનંદહીન, આ બોલકા સંસારમાં તારે કંઈ કહેવાનું નથી? કોઈ સત્ય તારી નજરે નથી પડ્યું? અરે દીન, તારા કંઠમાં સંગીતની કોઈ નવીન તાન નથી?
તારા ઘરને ચૂમીને મહાન સમુદ્ર અનન્ત ગાથા ગાઈ રહ્યો છે, પૂર્વમાં અને પશ્ચિમમાં કેટલીય નદીઓ કલરવ કરતી કરતી, જાણે તરલ સંગીતધારા મૂર્તિમંત બનીને નિરંતર વહી રહી છે. સત્યમાં, ગીતમાં, આનંદમાં, આશામાં અને વિચિત્ર ભાષાઓમાં જે પ્રત્યક્ષ જ્યોતિ ખીલી ઊઠે છે તે કેવળ તેં જોઈ નથી. તારું સત્ય અને તારું ગીત રાત દિવસ જીર્ણ શાસ્ત્રનાં શુષ્ક પાનાંમાં રૂંધાઈ રહેલું છે.

૭૨

ચિત્ત જ્યાં ભયશૂન્ય હોય, શિર જ્યાં ઉન્નત રહેતું હોય, જ્ઞાન જ્યાં મુક્ત હોય, ઘર ઘરના વાડાઓએ જ્યાં પોતાના આંગણામાં રાત દિવસ વસુધાના નાના નાના ટુકડા ન કરી મૂક્યા હોય, વાણી જ્યાં હૃદયના ઝરણામાંથી ઉભરાઈને આવતી હોય, કર્મનો પ્રવાહ જ્યાં અનિવાર રીતે દેશે દેશે અને દિશાએ દિશાએ અજસ્રપણે સહસ્રવિધ ચરિતાર્થતા પ્રતિ ધસતો હોય, તુચ્છ આચારની મરુભૂમિની રેતીએ જ્યાં વિચારના ઝરણાને શ્રમી ન લીધું હોય—પૌરુષને શતધા છિન્નભિન્ન ન કરી નાખ્યું હોય, તું જ્યાં સહુ કર્મ વિચાર અને આનંદનો નેતા હોય, ત્યાં—તે સ્વાતંત્ર્ય-સ્વર્ગમાં—તારે પોતાને હાથે નિર્દય આઘાત કરીને, હે પિતા, ભારતને જગાડ.

૭૩

હે દેવ, આ બંગાળનાં દિગંત સુધી વિસ્તરેલાં ખેતરોમાં જે ઉદાર શાન્તિ સદા વિરાજે છે, મુક્ત નીલામ્બરમાં છાયાહીન પ્રકાશ વૈરાગ્યના સૂરમાં જે ભૈરવી ગીત ગાય છે, નદીને નિર્જન તટે જે માધુરી એકલી એકલી તરલ કલ્લોલના નાદે કિંકિણી બજાવે છે, જે સરલ સ્નેહ તરુ-છાયાની સાથે ભળી જઈને ગામડાના શીતળ ઘરને પોતાના અંચલથી ઢાંકી રાખે છે, મારું જે ઘર સંતોષ, કલ્યાણ અને પ્રેમથી આકાશમાં, પવનમાં ને પ્રકાશમાં મગ્ન છે—એ બધું મને વહાલું લાગે છે.
તમે મને એવો આશીર્વાદ આપો કે જ્યારે તમારો દૂત સમાચાર લાવે કે તરત જ તમારા કાર્ય-માટે આનંદિત મને બધું છોડીને દુઃખ અને મરણને વધાવી લેવા જઈ શકું.

# સમં સર્વેષુ ભૂતેષુ

શિવપ્રકાશ

દસબાર કાગડાઓએ ભેગા થઈને સખારામને મૂંઝવી દીધો હતો પોતાના ખેતરમા, એક તરફ લીમડાના ઝાડ નીચે, પથ્થરના ત્રણ ટેકાથી, ચૂલા જેવુ કરી, તે બાટી શેકતો હતો કાગડાઓ, થોડે દૂર, પથરાઈ જઈને ગળામાથી ચિત્રવિચિત્ર અવાજો કાઢતા, ડોકને આમતેમ ઝડપથી ચલાવતા, સખારામનુ બારીક નિરીક્ષણ કરતા હતા, અને જો તે આઘોપાછો થાય, તો ચાચમા જે કાઈ આવે, તે ઝડપી લેવાની મેલી મુરાદ રાખતા હતા સખારામને આ વાતની જાણ હતી તે પણ બાડી આખે, કાગડાઓનુ ધ્યાન રાખતો હતો અને તેમા સરદાર કોણ છે તે જાણી લીધુ હતું સરદાર કાગડો બાજુની કાટાળી વાડના તાર પર, જાણે ઝૂલા પર બેઠો હોય તેમ શરીરને આગળ પાછળ ઝોક આપી, ઝૂલતો હતો અને બજાણિયાની પેઠે, આમથી તેમ કૂદકા મારતો હતો એક વાર તો સમતુલા ગુમાવવાથી, પાંખો ફફડાવીને પાછી મેળવવી પડી, પણ તેની પાખના ઓચિતા ફફડાટથી સાથીદારોની ઉત્તેજના વધી પડી અને સૌ 'કાં કાં" કરતા ઊડીને, એક મોટુ ચક્કર લગાવી, પાછા સખારામની ફરતા ગોઠવાઈ ગયા

દિવસો ગરમીના હતા ખેતરમા કામે ચડતા પહેલા સખારામ બેચાર બાટી શેકી લેતો ઘણા વર્ષોથી તે એકનો હતો હવે તો વૃદ્ધત્વને આરે પહોચ્યો હતો આ કમબખ્ત કાગડા તેને હમેશા પરેશાન કરતા ૪૦–૫૦ કદમ દૂર તેની ઝૂપડી હતી પણ અહીં ખુલ્લી હવામા, તેને મઝા પડતી અને ગરમી ઓછી લાગતી ત્રણ બાટી બનાવી લીધા પછી, સખારામને થયુ કે, બે વધુ બનાવી હોય તો સાજે ખટખટ નહી—તેથી બે બાટી ઉપર ફાળિયુ ઢાકી, તથા એકને તાવડીમા રહેવા દઈ, તે ઝૂપડીમા લોટ લેવા ગયો પાછા ફરતા જોયુ કાગડાઓ ચીથરે વીટેલ બાટી પીખી રહ્યા હતા અને પેલો સરદાર–ટોળીને મોખરે હતો તે—ચાચમા એક ટૂકડો લઈ, તારની વાડ પર બેસી ગયો

આ દૃશ્ય જોઈને જ સખારામ રાતોપીળો થઈ ગયો. લોટનુ વાસણ નીચે મૂકી, ખીંટીએ લટકતી ગોફણને હાથમાં લઈ, જુવાનને શરમાવે તેવી અદાથી, નાનકડા પથ્થરનો ઘા, પેલો ટોળીના સરદારની દિશામા કર્યો બદૂકમાથી ગોળી છૂટે તેમ હવામા એક સનસનાટી પસાર થઈ ગઈ અને એક સિવાયના બધા જ કાગડાઓ ઊડી ગયા ટોળીનો સરદાર જે થોડી વાર પહેલા, તાર પર ઝૂલતો હતો, તે જ ઘવાયો પગ ઉપર એવી જોરદાર ચોટ વાગી હતી કે એક બે ગોથા ખાઈ તે નીચે પડ્યો સખારામ બબડ્યો

'લેતો જા, હરામજાદા! સખારામની બાટી કાઈ સસ્તી નથી પડી''

બીજા કાગડાઓ વીજળીવેગે ઝાડ પર બેસી ગયા ઘવાયેલ કાગડાએ પણ કળ વળી એટલે થોડુક ઊડીને સૌથી નીચી ડાળી પર આશ્રય લીધો શરીર ભારે થઈ ગયુ હતુ જાણે ઊડવાનુ જોર હણાઈ ગયુ હોય તેમ ઊચી ડાળીએ પણ બેસી શકાયુ નહી કોઈ નીચે ખેચી રહ્યુ હોય એમ તેને લાગ્યુ હવે તો ડાળ ઉપર સમતુલા જાળવવી ભારે થઈ પડી વેદના વધતી રહી થોડી વારે તે ડાળ ઉપરથી નીચે ફસકાઈ પડ્યો તેની કરુણ ચીસો વાતાવરણમા ફેલાઈ રહી તેના સાથીદાર કાગડાઓએ, માનવજાત સામે યુદ્ધ પોકાર્યું હોય તેમ, કાળો કકળાટ કરી મૂક્યો

હજુ તો સવાર હતી ઉષાના અજવાળા ચોતરફ ફેલાઈ રહ્યા હતા ખેતરની બાજુમા એક ખ્રિસ્તી દેવળ હતું અને મધુર ઘંટાનો એકધારો અવાજ, ભક્તગણને હાજર થવા, આમંત્રણ આપતો હતો લાંબો ઝભ્ભો પહેરેલા પાદરી આમતેમ જોતા, દેવળમા પ્રવેશી રહ્યા હતા અને કાગડાનો તાન જોતા હતા

જમીન ઉપર અસહાય સ્થિતિમા કદી ન રહેલાને ટેવાયેલો કાગડો વિહ્વળ બની ઊડવાનો વ્યર્થ

પ્રયાસ કરી રહ્યો. હતું તેટલું બળ વાપરી, પાંખો પ્રસરાવી, વૃક્ષ તરફ તાકી રહ્યો. દસબાર હાથ ઊંચે ઊડ્યો પણ ખરો—પણ ફરીથી નીચે ફસકાઈ પડ્યો, અને દર્દની તીવ્રતા વધી જતાં, કરુણ ચીત્કારથી 'કા...કા...' કરી રહ્યો.

સખારામે કોસ જોડ્યા અને બંને બળદોની પીઠ થાબડતો બબડ્યો:

'હવે જોઉં છું', કાલે કયો બેટો નજીક ઢૂકે છે! કાગડાનો વંશ કાઢી નાખવા મારી એક ગોફણ બસ છે!'

ઘવાયેલો કાગડો, ભયભીત બની, જમીન ઉપરથી ઊંચે જવા પાંખો ફફડાવી રહ્યો હતો. તેના પગ પાસે લોહી વહી જતું હતું. અને બંને પાંખો લોહીથી ખરડાઈ ગઈ હતી. ચાંચ પણ લોહીલુહાણ થઈ ગઈ હતી. કોઈ ખેતરાઉ કીડીના ચટકાથી ક્યારેક તે છળી જઈને, અચાનક કૂદકો મારી બેચાર ફૂટ દૂર ઊડી બેસતો. દૃશ્ય કરુણ હતું, અને દુઃખી પ્રાણીના ધીમા અવાજે અને ચીસોથી વધુ કરુણ લાગતું હતું.

સખારામનો કૂતરો, ઊંઘ કરીને, ગમાણમાંથી બહાર નીકળ્યો, અને એક જ ક્ષણમાં પરિસ્થિતિને પામી ગયો. તે સીધો ખેતરની વચ્ચે, શિકારની દિશામાં દોડ્યો. પોતાના તરફ કૂતરાને દોડી આવતો જોઈ, કાગડો, દર્દ ભૂલી જઈ, ઊડવાની કોશિશ કરી રહ્યો, અને ચાંચ વડે જમીનને ધક્કા મારી, ઊંચે થવા પ્રયત્ન કર્યો. વૃક્ષ ઉપરના બીજા કાગડાઓએ, કૂતરા ઉપર સંયુક્ત આક્રમણ કર્યું, અને ચાંચોના પ્રહારથી એવો અકળાવી મૂક્યો, કે કૂતરો મેદાન છોડી, નાસી ગયો.

દેવળના પાદરી આ દૃશ્ય જોઈ રહ્યા હતા. મૃત્યુસમીપ એક ઘવાયેલ પ્રાણીના છેલ્લા આર્તનાદોએ તેમના ચિત્તતંત્રને ખળભળાવી મૂક્યું. સર્વ પ્રાણીમાં જીવ છે, અને સર્વ જીવો સરખાં છે—ભગવાન ઈશુની વાણીનો બોધ તેઓ હમેશાં આપતા હતા. મૃત્યુની ઘટના સૌ માટે સમાન છે. પોતે સૌ મનુષ્યોની અંતઘડી સમયે હાજર રહેતા, અને તેના આત્માના કલ્યાણ અર્થે ઈશ્વરને પ્રાર્થતા. એક અસહાય પક્ષીનું કરુણ રૂદન અને પીડન—મૃત્યુ દૂર હતું પણ રિબામણી વધુ ભયંકર હતી—એક માનવ આ સ્થિતિમાં શું કરી શકે? આવા સામાન્ય કિસ્સાઓમાં પડવાની માનવીને જરૂર પણ શી?

કૂતરો દૂર ચાલ્યા ગયા પછી, કાગડો ભયત્રસ્ત દશામાં, દયામણી નજરે ચોતરફ જોઈ રહ્યો. વૃક્ષોની ટોચ તરફ અને આકાશ તરફ, તેની દૃષ્ટિ રક્ષણ શોધી રહી. પોતાના બીજા સાથીદારોને ઊંચે, આમતેમ ઊડતા જોઈ, ભૂમિ ઉપરના કાગડાને પોતાની અસહાયતાનું—અને પોતે જે અનેક નાનાં મોટાં જીવજંતુ અને પંખીઓને ચાંચ વડે મારીને સ્વાહા કર્યાં હતાં, તેવા જ પોતાના ભાવિની આશંકાએ ઢીલો ઢફ બનાવી દીધો.

પાદરી ખુલ્લા ખેતર તરફ ચાલ્યા. પોતાની પાસે એક મનુષ્યને આવતો જોઈ, અર્ધમૃત કાગડો, ખુન્નસે ભરાયો. પાદરીએ સાવ નજીક પહોંચીને જોયું તો પ્રતિકાર માટે, કાગડો છેવટનો મરણિયો પ્રયત્ન કરવા લથડી રહ્યો હતો. તેના લોહીવાળા અંગ ઉપર માટી ચોંટી ગઈ હતી. ત્વરાથી તેની બન્ને પાંખો, એક હાથમાં પાદરીએ પકડી લીધી. આ દુઃખી પંખી રિબાય, તેના કરતાં, તેના જીવનનો અંત લાવવો હિતકર હતું. બન્ને પાંખો પકડાઈ જવાથી, કાગડાએ ચાંચ વડે દુશ્મનનો સામનો કરવા માંડ્યો પણ તેમાં ફાવટ આવી નહીં.

ખેતરના એક ખૂણા તરફ, એક હાથમાં કાગડાને ઉપાડી, પાદરીએ બીજા હાથે ખાડો ખોદવા માંડ્યો. અંદર કાગડાને મૂકી, ઉપર માટી પાથરી, ઈશુને યાદ કર્યા:

'સર્વે દુઃખી જીવોનું દુઃખ તું હરે છે; આનું દુઃખ પણ તું હરજે!'

પોતાના સાથીદારની અવદશા સામેના ઝાડ પર બેસી બીજા કાગડા તદ્દન ચૂપચાપ જોઈ રહ્યા હતા. પાદરીના છેલ્લા કૃત્ય તરફ—અથવા તો માનવજાત તરફ અણગમો વ્યક્ત કરતા હોય તેમ છેવટે સૌ દૂર ઊડી ગયા. માત્ર સખારામ, કોસ ચલાવતો આ બાજુ જોઈને બબડી ઊઠ્યો:

'મોટા જીવદયાવાળા પાદરી ન જોયા હોય તો!' તેના વક્તવ્યમાં સૂર પૂરવા, જીભ બહાર કાઢીને હાંફી

રહેલા કાધિયા કૂતરાએ સખારામ તરફ એક વાર જોઈ લીધુ

તે દિવસે પ્રાર્થના શરૂ કરી ત્યારે પાદરીનું ચિત્ત આ બનાવ પર જ મગ્ન હતું. માનવેતર એવા કોઈ પ્રાણીની મૃત્યુવિધિ પોતે કરી એ બનાવ ક્યાંય જિંદગીમાં ન ભૂલાય તેવો હતો. કાયમ પ્રાર્થનાના બોધ પુસ્તકમાં જોઈને ઉપદેશ આપતા પાદરી આજે બોધ જરૂર આપતા હતા. પરંતુ તેમનું ધ્યાન–બારી બહાર–ખેતરના એક ખૂણાના ખાડા તરફ કેન્દ્રિત હતું. તેમનો વાણી પ્રવાહ ચાલુ હતો, અને મનનમ આ પ્રમાણે હતી:

'જેઓ સર્વ પ્રાણીઓમાં મારા સ્વરૂપ જ જુએ છે તે જ મને સાચો ઓળખે છે.' [ચિંતન]

---

## લોકનીતિના ઘડવૈયાઓ

સુરેન્દ્રનગરની બજાર વચ્ચે એક નાનકડા છોકરાને ગોરા અમલદારે બેફામપણે માર માર્યો. લોકોમાં હાહાકાર મચી ગયો, આતરડી દુભાય ગઈ કંઈ કેટલીયે મા બહેનોની.

માર મારનાર ગોરો અમલદાર હતો, પોલિટીકલ એજન્ટ. ઈશુની ઓગણીસમો ચોવીસની સાલનો એ જમાનો હતો પ્રજા ઉપર પરદેશીઓની અને રાજા–મહારાજાઓની આણુ–જોહુકમી ચાલતી હતી.

અંગ્રેજોની સામે થવું એ સમયમાં, રામને સીતા મેળવવા માટે જે પ્રયત્નો રાવણ સામે કરવા પડેલા એવુ અઘરું હતુ.

સમાજમાં એના કોઈને કોઈ નીકળી જ પડે છે કે જે પ્રચલિત સમાજ વ્યવસ્થામાં વાંગડમા લેખાતા હોય છે, કોઈના ઉપર અન્યાય વિગેરે થાય તો તેઓ સહન નથી કરી શકતા. મહાત્માજીએ આવા જે નીકળ્યા તેને સત્યાગ્રહી કહીને સત્કાર્યા. આવા સત્યાગ્રહીઓ મહાત્માજીના આફ્રિકાના આગમન પહેલા અને પછી આ દેશમાં પણ પેદા થતા રહ્યા છે, જેઓ ગમે તે ભોગે અન્યાયની સામે ઘૂરકતા હોય છે.

સુરેન્દ્રનગરના બજારના રસ્તા વચ્ચેથી એક સાધારણ પિતા પોતાના બીમાર સંતાનને લઈને દવાખાને લઈ જઈ રહ્યો હતો. સંતાન બીમાર હતો રસ્તા વચ્ચે જ ઊલટી શરૂ થઈ. સામેથી ગોરા અમલદાર સાહેબ ઘોડા ઉપર સવાર થઈને ફરવા નીકળેલ હતા તે આવી રહ્યા હતા. ગોરા સાહેબે આ જોયું અને ગંદકી થયાના તિરસ્કારથી છોકરાને સોટીએ સોટીએ માર્યો. છોકરો તો માંદો હતો એમાં માર મળ્યો.

ગામ આખામાં ગોરાના આ કૃત્ય અંગે લોકોની હાય નીકળી ગઈ પણ કોઈ સામો જવાબ લેવાવાળો ન નીકળ્યો.

વાત ફેલાતી–ફેલાતી પહોંચી ગઈ સ્ટેશન ઉપર બરાબર ટ્રેઈન ઉપડવાનો સમય થઈ ચૂક્યો હતો અને ગાડીના ડબ્બાઓમા ગોરા સાહેબના મારવાની વાત ચાલવા લાગી ડબ્બામા મણીલાલ કોઠારી ટિકિટ લઈને રાજકોટ અગત્યના કામે જઈ રહ્યા હતા. સમાચાર સાભળી તેઓ ટ્રેઈનમાથી ઉતરી પડ્યા હતા. શહેરમાં આવીને દિવસ આખો પ્રચાર કર્યો ગોરા અમલદારના ખિલાફમા. વખોડી કાઢ્યું ગોરાનું એ નિર્દય અને કારમુ કૃત્ય. લોકો જાણતા હતા કે મણીભાઈ પરિણામની પરવા નહી કરે, જાન આપવા સુધી તત્પર થશે પણ અન્યાય સહન નહીં કરે.

જે વખતે બાળકને માર પડ્યો ત્યારે કોઈ વચ્ચે રોકવા ગયું હતું કે કેમ તે જાણવા નથી મળ્યું.

માર ખાનાર મણીભાઈનો કોઈ કુટુંબી નહોતો છતાંયે રાજકોટનું કામ છોડીને મણીભાઈ ઉતરી ગયા હતા ગાડીએથી આખો દિવસ અંગ્રેજોના કાળા કામો સામે પ્રચાર કર્યો. રાત્રે એક જોરદાર સભા ભેળી કરી અને સખતપણે અંગ્રેજોના તંત્રને વખોડી કાઢ્યું હતુ —કાકુ દેશી

# ધ્યાનયોગ

ઉદ્ધવ બોલ્યા:- હે અરવિન્દાક્ષ! મુમુક્ષ કઈ રીતે અને કયા પ્રકારે આપનું ધ્યાન ધરે તે મને કહેવાની કૃપા કરો. *

શ્રી ભગવાન બોલ્યા:- પવિત્ર સ્થાનમાં, અતિ ઊંચું નહિ અતિ નીચું નહિ એવું, દર્ભ, મૃગચર્મ તથા વસ્ત્ર (ના ક્રમવાળું) પોતાનું સ્થિર આસન સ્થાપીને ધ્યાન ધરવું જોઈએ. *

દેહ, મસ્તક અને ગ્રીવાને સરળ તથા અચળ રાખી, સ્થિર થઇને, દિશાઓ તરફ ન જોતાં પોતાની નાસિકાના અગ્રભાગને જોવો. *

જિતેન્દ્રિય યોગીએ પૂરક, કુંભક અને રેચક વડે પ્રાણના માર્ગનું શોધન કરવું; અને ધીરે ધીરે તેથી વિરુદ્ધ ક્રમમાં પણ અભ્યાસ કરવો. *

પ્રાણ વડે હૃદયમાં ૐકારનું ઉચ્ચારણ કરીને તેમાં પુન: સ્વરનો સન્નિવેશ (ઊમેરો) કરવો. ૐકાર ઘંટનાદ જેવો એકધારો તથા કમળતંતુ જેવો સુદીર્ઘ છે. *

આ પ્રમાણે યોગીએ દિવસમાં ત્રણ વાર દશ દશ પ્રણવયુક્ત પ્રાણાયામનો અભ્યાસ કરવો. આમ કરવાથી એક માસમાં પ્રાણજય થશે. *

ધ્યાનાભ્યાસમાં મન ચંચળ બની રખડ્યા કરે તો યોગીએ તેની ઉપર અતિ દૃઢ અંકુશ મૂકવો તથા ધૈર્યપૂર્વક તેની રઝળપાટને નિયમમાં લાવવી. *

મનનું નિયમન તે ઉત્તમ યોગ કહેવાય છે. મદોન્મત્ત અશ્વને તેના અસવારના અંકુશમાં લાવવા જેવી આ વાત છે. *

જો યોગી ,માયામાં લોભાઇને સંસારમાં સ્ખલનો કરે તો તેણે ઉપાસના અને ધ્યાન દ્વારા તેના પાપો અને અશુદ્ધિઓને ભસ્મ કરવાં. ઉપાસનાઓ અને ધ્યાનનો આ યોગ જ એકમાત્ર પ્રાયશ્ચિત્ત છે. *

પ્રશાંત ચિત્તવાળા યોગીએ નિર્ભય થઇને બ્રહ્મચર્ય વ્રતમાં રહી, મનને વશ કરી, મારામાં ચિત્ત લગાડી, મારામાં પરાયણ થઇને સમાધિનિષ્ઠ થઇને બેસવું. *

એ રીતે અંતઃકરણને નિત્ય યોગમાં જોડતો અને મનને જેણે વશ કર્યું છે એવો યોગી મારામાં રહેલી મોક્ષરૂપ નિષ્ઠાવાળી પરમ શાંતિને પામે છે. *

હે અર્જુન! બહુ ખાનારને, કેવળ ઉપવાસીને, બહુ ઊંઘનારને તેમ જ કેવળ જાગનારને યોગ સિદ્ધ થતો જ નથી. *

યોગ્ય આહારવિહારવાળાને, કર્મોમાં યોગ્ય ચેષ્ટાવાળાને તથા યોગ્ય નિદ્રાજાગરણ કરનારને દુઃખનાશક યોગ સિદ્ધ થાય છે. *

જ્યારે વશ થયેલું ચિત્ત આત્મામાં જ સ્થિર થાય અને સર્વ કામનાઓથી નિઃસ્પૃહ થાય ત્યારે તે સમાધિનિષ્ઠ કહેવાય છે. *

વાયુરહિત સ્થાનમાં રહેલો દીપક ડોલતો નથી (તેમ સમાધિનિષ્ઠ યોગીનું મન ચલિત થતું નથી) એ ઉપમા આત્માને યોગમાં જોડતા યોગીના વશ થયેલા ચિત્ત માટે કહી છે. *

જેને પામ્યા પછી બીજા કોઈ લાભને તેથી અધિક માનતો નથી તથા જેમાં સ્થિત થયેલો ભારે દુઃખથી પણ ચલિત કરાતો નથી. તેવા દુઃખસંયોગના અભાવને 'યોગ' નામે જાણવો. તે યોગનું નિર્વેદ (કંટાળા) રહિત ચિત્તથી અનુષ્ઠાન કરવું. *

સંકલ્પમાંથી ઉત્પન્ન થયેલી સર્વ કામનાઓને સંપૂર્ણ તજીને મન વડે જ ઇન્દ્રિયોના સમૂહનું સર્વ તરફથી નિયમન કરીને યોગનું અનુષ્ઠાન કરવું. *

ચંચળ અને અસ્થિર મન જે જે કારણથી

રહેના ડાધિયા કૂતરાએ સખારામ તરફ એક વાર જોઈ લીધુ

તે દિવસે પ્રાર્થના શરૂ કરી ત્યારે પાદરીનુ ચિત્ત આ બનાવ પર જ મગ્ન હતુ. માનવેતર એવા કોઈ પ્રાણીની મૃત્યુવિધિ પોતે કરી એ બનાવ કાયમ જિંદગીમા ન ભૂલાય તેવો હતો. કાયમ પ્રાર્થનાના બોધ પુસ્તકમા જોઈને ઉપદેશ આપતા પાદરી આજે બોધ જરૂર આપતા હતા પરંતુ તેમનું ધ્યાન–બારી બહાર–પેનરના એક ખૂણાના ખાડા તરફ કેન્દ્રિત હતું. તેમનો વાણી પ્રવાહ ચાલુ હતો અને મતલબ આ પ્રમાણે હતી

'જેઓ સર્વ પ્રાણીઓમા મારા સ્વરૂપ જ જુએ છે તે જ મને સાચો ઓળખે છે.' [સૂચિત]

---

## લોકનીતિના ઘડવૈયાઓ

સુરેન્દ્રનગરની બજાર વચ્ચે એક નાનકડા છોકરાને ગોરા અમલદારે બેફામપણે માર માર્યો. લોકોમા હાહાકાર મચી ગયો, આતરડી દુભાઈ ગઈ કઈ કેટલીયે મા બહેનોની

માર મારનાર ગોરો અમલદાર હતો, પોલિટીકલ એજન્ટ હતો. ઓગણીસમો ચોત્રીસની સાલનો એ જમાનો હતો પ્રજા ઉપર પરદેશીઓની અને રાજા–મહારાજાઓની અણુ–જોહુકમી ચાલતી હતી

અગ્રેજોની સામે થવું એ સમયમા, રામને સીતા મેળવવા માટે જે પ્રયત્નો રાવણ સામે કરવા પડેલા એવુ અઘરું હતુ

સમાજમા એવા કોઈને કોઈ નીકળી જ પડે છે કે જે પ્રચલિત સમાજ વ્યવસ્થામા વાગડમા લેખાતા હોય છે, કોઈના ઉપર અન્યાય વિગેરે થાય તો તેઓ સહન નથી કરી શકતા મહાત્માજીએ આવા જે નીકળ્યા તેને સત્યાગ્રહી કહીને સત્કાર્યા. આવા સત્યાગ્રહીઓ મહાત્માજીના આફ્રિકાના આગમન પહેલા અને પછી આ દેશમા પણ પેદા થતા રહ્યા છે, જેઓ ગમે તે પળે અન્યાયની સામે ઘૂરકતા હોય છે

સુરેન્દ્રનગરના બજારના રસ્તા વચ્ચેથી એક સાધારણ પિતા પોતાના બીમાર સતાનને લઈને દવાખાને લઈ જઈ રહ્યો હતો સતાન બીમાર હતો રસ્તા વચ્ચે જ ઊલટી શરૂ થઈ સામેથી ગોરા અમલદાર સાહેબ ઘોડા ઉપર સવાર થઈને ફરવા નીકળેલ હતા તે આવી રહ્યા હતા ગોરા સાહેબે આ જોયુ અને ગદકી થવાના તિરસ્કારથી છોકરાને સોટીએ સોટીએ માર્યો છોકરો તો માદો હતો એમા માર મળ્યો

ગામ આખામા ગોરાના આ કૃત્ય અંગે લોકોની હાય નીકળી ગઈ પણ કોઈ સામો જવાબ લેવાવાળો ન નીકળ્યો

વાત ફેલાતી–ફેલાતી પહોચી ગઈ સ્ટેશન ઉપર બરાબર ટ્રેઈન ઉપડવાનો સમય થઈ ચૂક્યો હતો અને ગાડીના ડબ્બાઓમા ગોરા સાહેબના મારવાની વાત ચાલવા લાગી ડબ્બામા મણીલાલ કોઠારી ટિકિટ લઈને રાજકોટ અગત્યના કામે જઈ રહ્યા હતા સમાચાર સાભળી તેઓ ટ્રેઈનમાથી ઉતરી પડ્યા હેઠા શહેરમા આખીને દિવસ આ તો પ્રચાર કર્યો ગોરા અમલદારના ખિલાફમા વખોડી કાઢ્યુ ગોરાનુ એ નિર્દય અને કારમુ કૃત્ય લોકો જાણતા હતા કે મણીભાઈ પરિણામની પરવા નહી કરે, જાન આપવા સુધી તત્પર થશે પણ અન્યાય સહન નહી કરે

જે વખતે બાળકને માર પડ્યો ત્યારે કોઈ વચ્ચે રોકવા ગયુ હતુ કે કેમ તે જાણવા નથી મળ્યુ

માર ખાનાર મણીભાઈના કોઈ કુટુબી નહોતો છતાયે રાજકોટનુ કામ છોડીને મણીભાઈ ઉતરી ગયા હતા ગાડીએથી આખો દિવસ અગ્રેજોના કાળા કામો સામે પ્રચાર કરી રાત્રે એક જોરદાર સભા ભેગી કરી અને સખતપણે અગ્રેજોના તત્રને વખોડી કાઢ્યુ હતુ —કાકુ દોશી

# ધ્યાનયોગ

ઉદ્ધવ બોલ્યા:– હે અરવિન્દાક્ષ! મુમુક્ષ કઈ રીતે અને કયા પ્રકારે આપનું ધ્યાન ધરે તે મને કહેવાની કૃપા કરો. *

શ્રી ભગવાન બોલ્યા:– પવિત્ર સ્થાનમાં, અતિ ઊંચું નહિ અતિ નીચું નહિ એવું, દર્ભ, મૃગચર્મ તથા વસ્ત્ર (ના ક્રમવાળું) પોતાનું સ્થિર આસન સ્થાપીને ધ્યાન ધરવું જોઈએ. *

દેહ, મસ્તક અને ગ્રીવાને સરળ તથા અચળ રાખી, સ્થિર થઈને, દિશાઓ તરફ ન જોતાં પોતાની નાસિકાના અગ્રભાગને જોવો. *

જિતેન્દ્રિય યોગીએ પૂરક, કુંભક અને રેચક વડે પ્રાણના માર્ગનું શોધન કરવું; અને ધીરે ધીરે તેથી વિરુદ્ધ ક્રમમાં પણ અભ્યાસ કરવો. *

પ્રાણ વડે હૃદયમાં ૐકારનું ઉચ્ચારણ કરીને તેમાં પુનઃ સ્વરનો સન્નિવેશ (ઉમેરો) કરવો. ૐકાર ઘંટનાદ જેવો એકધારો તથા કમળતંતુ જેવો સુદીર્ઘ છે. *

આ પ્રમાણે યોગીએ દિવસમાં ત્રણ વાર દશ દશ પ્રણવયુક્ત પ્રાણાયામનો અભ્યાસ કરવો. આમ કરવાથી એક માસમાં પ્રાણજય થશે. *

ધ્યાનાભ્યાસમાં મન ચંચળ બની રખડ્યા કરે તો યોગીએ તેની ઉપર અતિ દૃઢ અંકુશ મૂકવો તથા ધૈર્યપૂર્વક તેની રઝળપાટને નિયમમાં લાવવી. *

મનનું નિયમન તે ઉત્તમ યોગ કહેવાય છે. મદો-મત્ત અશ્વને તેના અસ્વારના અંકુશમાં લાવવા જેવી આ વાત છે. *

જો યોગી ,માયામાં લોભાઈને સંસારમાં સ્ખલનો કરે તો તેણે ઉપાસના અને ધ્યાન દ્વારા તેનાં પાપો અને અશુદ્ધિઓને ભસ્મ કરવાં. ઉપાસનાઓ અને ધ્યાનનો આ યોગ જ એકમાત્ર પ્રાયશ્ચિત્ત છે. *

પ્રશાંત ચિત્તવાળા યોગીએ નિર્ભય થઈને બ્રહ્મચર્ય વ્રતમાં રહી, મનને વશ કરી, મારામાં ચિત્ત લગાડી, મારામાં પરાયણ થઈને સમાધિનિષ્ઠ થઈને બેસવું. *

એ રીતે અંતઃકરણને નિત્ય યોગમાં જોડતો અને મનને જેણે વશ કર્યું છે એવો યોગી મારામાં રહેલી મોક્ષરૂપ નિષ્ઠાવાળી પરમ શાંતિને પામે છે. *

હે અર્જુન! બહુ ખાનારને, કેવળ ઉપવાસીને, બહુ ઊંઘનારને તેમ જ કેવળ જાગનારને યોગ સિદ્ધ થતો જ નથી. *

યોગ્ય આહારવિહારવાળાને, કર્મોમાં યોગ્ય ચેષ્ટાવાળાને તથા યોગ્ય નિદ્રાજાગરણ કરનારને દુઃખનાશક યોગ સિદ્ધ થાય છે. *

જ્યારે વશ થયેલું ચિત્ત આત્મામાં જ સ્થિર થાય અને સર્વ કામનાઓથી નિઃસ્પૃહ થાય ત્યારે તે સમાધિનિષ્ઠ કહેવાય છે. *

વાયુરહિત સ્થાનમાં રહેલો દીપક ડોલતો નથી (તેમ સમાધિનિષ્ઠ યોગીનું મન ચલિત થતું નથી) એ ઉપમા આત્માને યોગમાં જોડતા યોગીના વશ થયેલા ચિત્ત માટે કહી છે. *

જેને પામ્યા પછી બીજા કોઈ લાભને તેથી અધિક માનતો નથી તથા જેમાં સ્થિત થયેલો ભારે દુઃખથી પણ ચલિત કરાતો નથી તેવા દુઃખસંયોગના અભાવને 'યોગ' નામે જાણવો. તે યોગનું નિર્વેદ (કંટાળા) રહિત ચિત્તથી અનુષ્ઠાન કરવું. *

સંકલ્પમાંથી ઉત્પન્ન થયેલી સર્વ કામનાઓને સંપૂર્ણ તજીને મન વડે જ ઇન્દ્રિયોના સમૂહનું સર્વ તરફથી નિયમન કરીને યોગનું અનુષ્ઠાન કરવું. *

ચંચળ અને અસ્થિર મન જે જે કારણથી

બહાર નીકળી જાય તે તે કારણ થકી તેને રોકીને આત્મામાં જ વશ કરવું. *

પ્રશાંત મનવાળા, શાંત રજોગુણવાળ, પાપ-શૂન્ય અને બ્રહ્મરૂપ થયેલા આ યોગીને ઉત્તમ સુખ પ્રાપ્ત થાય છે.

અર્જુન બોલ્યા :– હે મધુસૂદન! જે આ સમભાવરૂપ યોગ આપે કહ્યો એની સ્થિતિ, મનની ચંચળતાને લીધે, હું સ્થિર જોતો નથી. *

કેમકે હે કૃષ્ણ! મન ચંચળ, વિહ્વળ કરનાર, બળવાન અને દૃઢ છે. તેનો નિગ્રહ વાયુની પેઠે હું અતિ દુષ્કર માનું છું. *

શ્રી ભગવાન બોલ્યા :– હે મહાબાહો! મન ખરેખર ચંચળ અને વશ કરવું કઠિન છે, તો પણ હે કૌન્તેય! અભ્યાસ અને વૈરાગ્ય વડે તે વશ થાય છે. *

જેણે મનને વશ કર્યું નથી તેને યોગ દુર્લભ છે, પણ વશ મનવાળો અને યત્ન કરતો મનુષ્ય (યોગ્ય) ઉપાયથી તેને પ્રાપ્ત કરી શકે છે એવો મારો મત છે. *

ખંતથી યત્ન કરતો, નિષ્પાપ અને અનેક જન્મે સિદ્ધ થયેલો તે યોગી તે પછી પરમ ગતિને પામે છે. *

સર્વ યોગીઓમાં પણ જે શ્રદ્ધાવાન મારામા અંતઃકરણ જોડીને મને ભજે છે તેને મેં શ્રેષ્ઠ યોગારૂઢ માન્યો છે. *

અર્જુન બોલ્યા :– હે કૃષ્ણ! શ્રદ્ધાયુક્ત હોવા છતાં યત્નરહિત થવાથી યોગથી ચલિત થયેલા મનવાળો સાધક યોગનું ફળ નહિ પામીને કઈ ગતિને પામે છે? ' *

હે મહાબાહો! બ્રહ્મના માર્ગમાં વિમૂઢ, આશ્રયરહિત અને ઉભયભ્રષ્ટ થયેલો તે સાધક છિન્નભિન્ન થયેલા વાદળની પેઠે નાશ પામતો નથી ને? *

શ્રી ભગવાન બોલ્યા :– હે પાર્થ! આ લોકમાં કે પરલોકમાં તેનો વિનાશ નથી; કેમ કે હે તાત! શુભ કર્મ કરનાર કોઈ મનુષ્ય દુર્ગતિને પામતો નથી. *

યોગભ્રષ્ટ મનુષ્ય પુણ્યશાળીઓના લોકોને પામીને અસંખ્ય વરસો સુધી ત્યાં રહીને, પવિત્ર શ્રીમંતોને ઘેર જન્મે છે. *

અથવા તો તે બુદ્ધિમાન યોગીઓના જ કુળમાં જન્મે છે; ખરેખર, લોકોમાં આવો જન્મ અતિ દુર્લભ છે. *

ત્યા તે સંસિદ્ધિને માટે વિશેષ યત્ન કરે છે. તે જ પૂર્વના અભ્યાસથી પરવશ થઈને પણ તે ખેંચાય છે *

યોગી તપસ્વીઓથી અધિક, જ્ઞાનીઓથી પણ અધિક અને કર્મીઓથી પણ અધિક મનાયો છે માટે હે અર્જુન! તું યોગી થા. *

---

કોલમ્બિયાના સુપ્રસિદ્ધ સાહિત્યકાર ડૉ૦ ફ્રેંક આયડેનોટ એક વાર આઈન્સ્ટાઈનના સન્માનમાં એક વાર પ્રીતિ-ભોજનનું આયોજન કર્યું. આઇન્સ્ટાઈનને જ્યારે મહેમાનો સમક્ષ કશુક બોલવાનો આગ્રહ કરવામા આવ્યો ત્યારે તેઓ ઊઠી ઊભા થયા ' 'સજ્જનો ' મને ખેદ છે કે મારી પાસે આપને કહેવા માટે અત્યારે કશું જ નથી.'

આટલું કહી તેઓ પોતાની જગ્યાએ બેસી ગયા. મહેમાનોમાં અસંતોષ વ્યાપી ગયો આઈ-ન્સ્ટાઇને આને લક્ષ્ય બનાવીને ફરી મંચ પર જઇને કહ્યુ: 'મને માફ કરજો, જ્યારે પણ મારી પાસે કહેવા માટે કશુક આવશે, હું મારી મેળે જ આપ સમક્ષ ઉપસ્થિત થઈશ '

૭ વરસ પછી ડૉ૦ આયડેનોટ પર આઇન્સ્ટાઇનનો એક તાર આવ્યો: 'ભાઈ, હવે મારી પાસે કશુંક કહેવા જેવું છે!'

તરત જ, બીજા પ્રીતિ-ભોજનનું આયોજન થયું. પરતુ આ વખતે આઇન્સ્ટાઇને પોતાની 'ક્વાન્ટમ-થિયરી' સમજાવવી શરૂ કરી, જેનો એક અક્ષર પણ કોઈ વ્યક્તિ સમજી ન શકી.

—'ધ મેમરી ઓફ સરૂન પરસનસ'

# ચીંથરે વીંટયું રતન

શાન્તિભાઈ આચાર્ય

સમાજમાંથી માનવ્ય વિદાય લઈ ગયું છે તેમ જણાય તેવા આ જમાનામાં યે ખૂણેખાંચરે માનવ્ય જળવાઇ રહ્યું છે. પ્રસ્તુત પ્રસંગ તેની પ્રતીતિ કરાવે છે.

જોડિયાને અડીને જ ત્રણ માઈલને અંતરે કેશિયા નામનું ખોબા જેવડું ગામ છે. ગામની વસ્તી ખેડૂતોની. ખેડૂતોમાં પણ મોટા ભાગના કડવા કણબીની. હું ભાષા સંશોધન અંગેના કામ સબબ ઉનાળાના એક દિવસે આ ગામે જઇ ચડયો. મારું કામ પૂરું કરીને સાંજે ભગતભાઈને (હું જેમને ત્યાં ઊતર્યો હતો ત્યા) ઘેર સહુની સાથે બેઠો હતો. વાતમાં ને વાતમાં ભગતભાઈએ ત્યા બેઠેલા એક વૃદ્ધ પુરુષની ઓળખાણ આપી: "આ ગોકુભાઈ સરપંચના બાપા. આપણું આ મકાન તેમનું છે." રામરામ કરીને હું તેની સાથે વાતે વળગ્યો. એ વૃદ્ધ પુરુષ સાથે થયેલી તે દિવસની વાતમાથી તેમના જીવનની એક તેજરેખા મળી આવી તે અહી મૂકું છુ.

અમારા વચ્ચે જૂના અને નવા જમાનાની વાતો ચાલતી હતી. આજનો 'વિકાસ' હવે ગામડાઓમા પણ પહોચતો જાય છે. એ 'વિકાસ' થી અકળાયને બાપા, જૂના જમાનાનાં રખાપત, મર્દાનગી, ટેક વગેરેને સદૃષ્ટાંત બિરદાવી રહ્યા હતા. આ વાત કરતા તેમની વૃદ્ધ આંખો (તેમની ઉંમરને કારણે કહી શકાય. સરખામણીએ ચશ્મા તો મેં પહેર્યાં હતા) માં વારંવાર એ ગુણો સાક્ષાત્ ડોકિયાં કરી જતા જણાતા હતા. આમ કરતાં કરતા તેણે આજની પરિસ્થિતિ પ્રત્યે અણગમો વ્યક્ત કરીને 'સંબંધ રાખે ઈ માણહ, બાકી તો બધું ય ઠીક' એમ કહીને સહજ ભાવે પોતાનુ દૃષ્ટાંત આપ્યું, જે નીચે મુજબ છે.

"જુઓ ભાઈ. હજી હમણાનીજ વાત છે. 'ખેડે એની જમીન'- ઈ કાયદો તો કોણ જાણે કેણે કર્યો પણ ભાઈ ઈ ખબરુ પડી કે તરત અમારા ખેડુના પેટમાં પણ પાપ વહવાં લાગ્યાં. તકર ખેડુનો દિકરો એમ મોઢા નો બગાડે કો" ને જરાક અટકીને પાછું ચલાવ્યું "ટયો મે મારી પડની જ વાત કરું. હું ય આયાંકણે એક ભામણની રાવરી જમી ખેડતો. ખેતર મજાનું. અમારુ પેટિયું સુખેથી નીકળતું. હવે 'ખેડે એની જમીન' થાતાં જ કોઇ ને કોઇ મને રોજ સાંજ પડે ને રોકટોક કર્યો કરે! 'બાપા હવે તમારે નામે જ કરી દયો ઈ જમી. કાયદો તો હવે તમને જ દઈશે.'

"માણું મને ય રોજ રોજ આ સાંભળીને ક્યાંક વાત ઠસી જાશે તો ભારે થાશે એવી બિહક લાગી ગઈ. આ વિચારમાં ગોથાં બાધા કરું. પછી તો આવી વાતું સાંભળી સાંભળીને ય થાકયો ને મનખા અવતાર બગડે ઈ મોર્ય ઓલા ભામણને બોલાવીને કીધુ.

"'જો ગોરબાપા, તમે તમારી જમીં સંભાળી ટયો આ ભાર હુંથી વેઠાતો નથી. મારું મન, ગોરબાપા, ન કરે નારાયણ ને બગડે તો આ આથખું એળે જાય ઈ કરતાં ટાણાસર સંભાળી ટયો મારા બાપ.'" ને વળી ઘોભી તરત કહે "ભાઈને કહું તી, પછી તો ગોરબાપાએ ય બહુ રાખ્યું. જેમ મને કેનાર હતા એમ ઇને કેનારે ય હઈશે ને? પણ ખોટું નહીં કહેવાય એવું ય મન મોટું રાખ્યું. મને કયે,

'ઈ જમીન તો બાપા હવે તમારી. એમાં અમારું ભાગ્ય હતું ત્યાં લગી તમારી મેનતે ધુબાકા કર્યા. પણ હવે તો તમે વાવો ને તમે ખાવ.'

"પણ હેં-ભાઈ, બાપાએ મને સંબોધીને કહ્યું. "એમ આપણાથી ભામણનું ને અણહકનું ખવાય થોડું? અટલે મેં તો કીધુ કે ગોરબાપા જો તમને એમ જ વસતું હોય તો પછી જમીનનુ આજના ભાવે જે નાણું થાતું હોય ઈ ગણી

દયો તો જ મારે ખપે. ગોરબાપાએય દરિયાવ દિલના. કિંમત કરતાં અરધી જ બોલ્યા.

"પણ હેં ભાઈ, એમ આપણાથી પેટે પાટુ મરાય? ઈ ને દલ રાખતા આવડ્યું તો આપણે ય એની જમીનનું અન્ન ખાધું છે ને? મેં ય ભાઈને કહ્યું'તી કહી દીધું કે 'આજના ભાવે, જે બોલ્યા ઈથી બમણા રૂપિયા ઇ જમીં'ના આવે. ને મારે એટલા દેવા છે.

"ભાઈ, એણે માંડ માંડ મારી વાત તો રાખી પણ એની આંખ્યું ચૂઇ રહી'તી. રૂપિયા ગણતાં ગણતાં મને કહે,

'પટલ, તારા જેવો માણહ મેં ભાળ્યો નથી.'

"પણ ઈ તો ભાઇ મોટા દલનો માણહ એટલે હો, નહીં તો આપણે તો વેવારની વાત જ કરી'તી. એમાં કાંઈ થોડો હાલાર હાંકી દીધો તો?"

---

કોઈ જાદુગર જેવી હેસિયતથી એ વખતે ડાકુભૂપત સૌરાષ્ટ્રની ગામડાની પ્રજાને થથરાવી મૂકતો હતો. ઘડીકમાં એક ગામમાં તો ઘડીકમાં વળી બીજા ગામડામા પવનવેગે પહોંચી છાપા મારતો રહેતો. પાણીદારપણામાં અથવા શુરાતનપણામાં માન ખાતું સૌરાષ્ટ્ર ભૂપતને આખર સુધી જેર નહીં કરી શક્યું.

ભૂપતના નામથી લોકો એ વેળા ચોકી ઊઠતા. સંજાટાણું થયું હોય, ગામમાં આરતીની વેળા હોય, લોકોના વાળુપાણી બાકી હોય અને ક્યાંક પાદર-વાડીએથી ઓસાણ આવે કે ભૂપતની ટોળી આવે છે તો ઠાકોરજીની આરતી, દીવા-બત્તી, વાળુપાણી, લગ્ન-મરણ બધું ય કામ અને ક્રિયા બંધ કરી કે સ્થગિત કરી લોકો ઘરમા ભરાય જતા, કોઠીમા સંતાઇ જતા, માણસખાઉ રાક્ષસ જેવો હાઉ બોલે ભૂપતભાઇના નામનો એ વખતે.

ભાવનગર જિલ્લાના ઢસા અને સ્વામીના ગઢડાની લગભગ વચ્ચે આવેલ ગામ માલપરાના કેન્દ્ર 'વાત્સલ્યધામ'ના સ્થાપક દુલેરાય માટલિયાને ભૂપતનો સંદેશો મળ્યો કે મળવા આવો સીમની ફલાણી દિશામાં. અને કાં તો માટલિયાને ક્યાંકથી કોઇ કહી જાય કે ફલાણે માર્ગે ભૂપત છે એવા વાવડ છે એટલે માટલિયા ઉપડે જ મળવા માટે. શરીર ઉપર એક ઝભ્ભો અને લેંઘો પહેર્યો હોય, સાથમા નહીં લોઢું કે નહીં લાકડું અને આ માટલિયાને લોઢા-લાકડાના હથિયાર ઉપર ભરોસો જ નહીં ને. આ માણસને એ પકડતા પણ નહી આવડે એ તો ચલાવી જાણે અંતરના ઓજસ. અડૂર-સવાર થયુ હોય તોય માટલિયા ભૂપતને મળવા જાય. ગામવાળા રોકે, ઘરવાળા આડા-પડે-રોવે-કકળે પણ એ ઉપડ્યે જ છૂટકો.

માટલિયા ભૂપતને મળતા, જો કે ગામમા પોતે એક નાનકડી શિક્ષણ પ્રવૃત્તિથી શરૂઆત કરીને રહેવા આવેલા સને ૧૯૪૬મા. પોતાની કાર્યદક્ષતાથી આજુબાજુના ઘણા ગામોમા માટલિયા વિષે એવી અસર થઇ ગયેલ કે માટલિયો રાજનો માણસ છે, આમ લાગવાનું કારણ માટલિયો ગમે તેની સામે ન્યાય માટે સામનો કરતા અચકાય નહી તે હતું અને માટલિયાના નિવાસ પછી માલપરું ગોકુળિયું થતું જતું હતું, પહેલા તો ભરવાડના નેસડા જેવું માલપરા હતુ તે આજે તો હવે નઇતાલીમનું પહેલા-નંબરનું કેન્દ્ર બન્યુ છે. માટલિયા સત્યાગ્રહીને નાતે, કાર્યકરને ધરમે, સચ્ચાઇને બળે અડધી-અડધી રાત્રે ભૂપતને મળતા, ભૂપતની ટોળી પણ માટલિયાને રાજનો માણસ સમજતી અને ભૂપત પોતે જ માનતો અને મથતો કે આવા માટલિયાઓને ઠેકાણે પાડવા જ સારા. પણ ગઢડાના દવાખાનામા દવા લેવા આવેલા એકુ-બેભડિયાઓના મોઢેથી માટલિયાના કામને અને જીવનને સાંભળીને છૂપેવેશે દવા કરાવવા આવેલા ભૂપતના સાથીઓએ ભૂપતને સંદેશો પહોંચાડ્યો કે માટલિયોભાઇ જીવે એમા અનેકના હિત છે એનું ખૂન નહી કરવું એવુ આખીયે ટોળકીએ નક્કી કર્યું અને આમ માટલિયાનું ખૂન થતું અટક્યું.

—કાકુ દેશી

અશ્વિનીકુમારના યુગનું પુનરાવર્તન થઇ રહ્યુ છે. હવે કોઇ વિકલાંગ કે અંગહીન નહિ રહે.

### માનવ-અંગોની

# પ્રાણરક્ષક બેન્ક

ડૉ૦ કુસુમ દેસાઈ

સાધારણ રીતે લોકો એમ માનતાં જણાય છે કે આધુનિક ચિકિત્સા-શાસ્ત્રમા 'સર્જરી' ચરમ ઉત્કર્ષ પર પહોંચી ગઇ છે, પરંતુ એમ કહેનારા પૈકી ભાગ્યે જ થોડાઓ જાણતાં હશે કે આખરે આ ચરમ ઉત્કર્ષનું વાસ્તવિક સ્વરૂપ શું છે? ફેફસાંથી માંડીને તે આંતરડું, હૃદય અને મસ્તિષ્ક સુદ્ધાનું ઓપરેશન વસ્તુતઃ આજના ચિકિત્સા-વિજ્ઞાનમાં અથવા 'સર્જરી' વિદ્યામા ગઇકાલની વાત બની ગઇ છે અને હવે તો 'સર્જરી' વિદ્યાના વિશેષજ્ઞો માનવ-શરીરના કોઇ પણ દુષિત અંગને કાપી કાઢીને તે જગ્યાએ નરવું અંગ મૂકવા લાગ્યા છે. સાચે જ, ચિકિત્સા-જગતની આ સફળતા, માનવ-ઇતિહાસના રચનાત્મક ખંડની એક અત્યંત મહત્ત્વપૂર્ણ બાબત છે. પુરાણોમા કથા છે કે ભગવાન શંકરે ગણપતિજીનું માથું કાપીને તે સ્થાન પર બીજું માથું લગાડી દીધુ. આજસુધી એ વાત કપોલ-કલ્પિત કલ્પના અથવા પૌરાણિક ગલ્પ માનવામાં આવતી, પરંતુ આજે તો પશ્ચિમના સર્જનોએ મહાદેવના એ અલૌકિક ચમત્કારને આ જ પૃથ્વીતલ ઉપર માણસના હાથે મૂર્ત થતો દેખાડ્યો છે.

આ દિશામાં સૌ પ્રથમ પ્રયાસ આંખથી થયો. કેટલીએ નેત્રબેંક ખૂલી અને અનેક લોકોએ પોતાની આંખોનું દાન આ બેંકોમાં કર્યું. ચિકિત્સકો, માણસના મૃત્યુના નિશ્ચિત કલાકોની અંદર તેની આંખો કાઢીને બેંકમા રાખવા લાગ્યા અને એ જ આંખો આંધળાઓને લગાડીને તેમને દૃષ્ટિદાન દેવા લાગ્યા.

માનવતા-પ્રેમી સર્જનોની આ યુક્તિથી પ્રેરાઇને એક વ્યક્તિએ તો જીવતે જીવત જ પોતાની એક આંખ ચક્ષુબેંકમા એમ કહીને આપી દીધી કે હું તો મારું કામ એક આંખથી ય ચલાવી શકું છું, અને જો મારું કામ પણ ચાલુ રહે અને બીજા અંધજનને દૃષ્ટિ મળી જાય તો એથી અધિક સૌભાગ્યની વાત કઇ? પરંતુ વિજ્ઞાનની પ્રગતિમા આ વાત પણ હવે તો ખાસ્સી જૂની થઇ ગઇ છે. હવે તો પાશ્ચાત્ય સર્જનો હાડકાં, ધમનીઓ અને ચામડી જ નહીં, પણ યકૃત અને ગર્ભાશય સુદ્ધા બદલી શકે છે.

હૃદયરોગના કેટલાએ રોગીઓ તો એ કારણે જ મરી જતા હતા કે એમની રક્તવાહિતા ધમનીઓ મોટી થઈ જાતી હતી અને તે કારણે તેમના હૃદયને લોહી મળી શકતું નહોતુ. અમેરિકાના સર્જન ડૉ. ફ્લૂડ એસ. બકે લગભગ તેર વરસની વાત પર, એક બીજા અમેરિકન ચિકિત્સકના હૃદયનું ઑપરેશન કર્યું. પેલા ચિકિત્સક હૃદયરોગથી પીડિત હતા. એમના ચિકિત્સકોએ તેમને કામ કરવાનું જ છોડાવી દીધું હતું, કારણ કે તેમને શંકા હતી કે ગમે તે પળે એમના હૃદયની ગતિ બંધ પડી જઇ શકે તેમ હતું. ડૉક્ટર બકે ઓપરેશન દ્વારા એમની મોટી ધમની કાપીને બહાર કાઢી લીધી હતી અને તે જગ્યાએ સારી ધમની લગાવી દીધી. આ રીતે તેમનો હૃદયરોગ તો ગયો જ, ઉપરાંત તેમને નવું જ, સ્વસ્થ હૃદય પણ મળી ગયું. એ ચિકિત્સકને પછીથી હૃદય સંબંધી કોઇ મુશ્કેલી નડી નહોતી. ડૉક્ટર બકનું આ કોઇ એક જ ઑપરેશન નથી. બે વરસમા એમણે આવા ૨૪ રોગીઓનાં ઓપરેશન કર્યાં અને બધા જ સફળ થયાં. ડૉક્ટર બકનું કહેવું એવું છે કે રોગના આરંભગાળામા જ આ રીતે ઓપરેશન કરવામાં આવે તો, સો એ નેવું ટકા હૃદયરોગીઓનું મૃત્યુ ખાળી શકાય.

આમ તો એક નસ માત્રની બદલી, સાંભળવામાં બહુ જ મોટી વાત લાગે છે, પણ સર્જરી વિદ્યાના રોજ-બ-રોજની પ્રગતિ આગળ તે તો સામાન્ય વાત જ લાગે છે અને સર્જનો હવે તો આખાને આખા અંગો જ બદલવા લાગ્યા છે. ૧૯૫૦મા મેરી હોસ્પીટલના બે સર્જનોએ ૪૪ વર્ષનાં એક

મહિલાના ગુર્દાને બદલી આપ્યુ. તેમનુ એક ગુર્દ તો તદ્દન ખરાબ થઇ ગયુ હતુ અને બીજુ પણ દશ ટકા જ કામગીરી આપવા સમર્થ હતુ ઑપરેશનમા ખાસ સાવધાનીથી સર્જનોએ તેમનુ ગુર્દ કાઢી લીધુ અને તે સ્થાને એક બીજી વ્યક્તિનુ ગુર્દ બેસાડી આપ્યુ, જેનુ મૃત્યુ દશ મિનિટ પહેલા જ થયું હતુ. ઑપરેશન પછી ત્રણ અઠવાડિયે રોગિણી પોતાની પથારી પર બેસતી થઇ ગઈ, એક માસ પછી હાલતી–ચાલતી થઈ ગઈ, અને બે મહિના પછી તો તે તદ્દન નીરોગી થઇને પૂર્વવત્ ઘરકામ કરવા લાગી

એથી અતિરિક્ત, એક ડૉકટરે એક વ્યક્તિના શરીરના એક ભાગ પરથી ચામડી ઉતરડીને તે જ વ્યક્તિના શરીર પર બીજી જગ્યાએ લગાડવાનું આરંભી દીધુ છે સખત દાઝી ગયેલી એક વ્યક્તિ પર પણ આ પ્રયોગ કરવામા આવ્યો હતો તેના શરીરનો ત્રીજો ભાગ જખમી હતો ચામડી બદલવાની ડૉકટરોની ક્રિયાએ તેને તરત સ્વસ્થ બનાવી દીધી, નહિતર તે મરી જશે એમ સૌને લાગતુ હતુ

માનવ શરીરના સદોષ ભાગને કાઢી લઇને બીજો ભાગ લગાડી દેવો એ વાત તો પૂરી તર્કસંગત છે, પરંતુ તેમા ચાતુર્ય એ રહ્યુ છે કે એ અદલાબદલની ક્રિયા જલદીમા જલદી થવી જોઇએ તથા સતર્કતા પૂર્વક કરવી જોઇએ જેથી આ સ્થાનાંતરણ–કાળ દરમિયાન તેમા કોઈ બાહ્ય અથવા અનાપેક્ષિત તત્ત્વ તેમા પ્રવેશી ન જાય આ રીતે જ, હાડકાની અદલાબદલીનુ કામ પણ પૂરી સફળતાથી કરવામા આવે છે અને હૉસ્પિટલોમા અતિરિક્ત હાડકાઓને સારી અવસ્થામા સચિત રાખવાનો પ્રારંભ પણ થઇ ચૂક્યો છે જે સમયે પણ રોગી આવે ત્યારે તેની સેવા આથી શકય બની રહેશે આ રીતે જ આંખો અને શરીરના કેટલાક અંગોની બેંક આજે અનેક પાશ્ચાત્ય હૉસ્પિટલોમા ખાસ્સી મોટી સંખ્યામા કાયમી થઈ ચૂકી છે.

અમેરિકામા તો ૧૯૫૦મા જ રક્તધમનીઓને સચિતકોષમા સાચવી રાખવાના કામનો આરંભ થઇ ગયો હતો અને કેટલીએ વ્યક્તિઓ પોતના મૃત્યુ સમયે પોતાના અંગો આ કોષમા રાખવા એવુ વસિયતનામું કરી જતા એક વ્યક્તિએ એક રોગી સાથે લોહી જ બદલી નાખ્યુ।

ડૉકટર લિયન એફ૦ વ્હિટનીએ એક કૂતરીનુ ગર્ભાશય બદલી નાખ્યુ અને પછીથી કૂતરીને જે બચ્ચા આવ્યા તે પૂરા સ્વસ્થ હતા એ જ રીતે ડૉકટરોએ 'ગાઇના' પ્રકારના વાંદરાઓની નસો બદલી નાખવાનો નવો જ પ્રયોગ કર્યો છે અને કોલમ્બિયા યુનિવર્સિટીના વૈજ્ઞાનિકોએ તો એક બિલાડીના ઉપરના જડબાના દાંત બદલીને નીચલા જડબામા લગાવી દીધા।

બીજી બાજુ રશિયાના માઇકલ જેરાસિયાફ નામના એક વિશેષજ્ઞે તો મસ્તિષ્કના હાડકાની બનાવટ જ બદલી નાખીને મનુષ્યના રૂપને જ બદલી નાખ્યુ તેને તેની આ સફળતા માટે ૧૯૪૯મા ૫૦ હજાર રૂપનુંનું સ્ટેલિન ઈનામ મળ્યુ ૨૫ વરસના સતત પરિશ્રમ અને અધ્યયનથી જેરાસિયાનું અસ્થિ જ્ઞાન માત્ર નિર્માણમા જ નહિ અભિયોગોને સિદ્ધ કરવામા પણ ખાસ્સુ સહાયક અને સફળ માલુમ થયુ છે એપ્રિલ ૧૯૪૦ની વાત છે એક સ્ત્રી કયાક ગૂમ થઇ ગઈ તેનો પતિ ખૂનના ગુનાસર પકડાયો પરંતુ પુરાવાના અભાવે તેને નિર્દોષ માનવામા આવ્યો થોડા સમય પછી કેટલાક હાડકાંઓ મળ્યા પોલિસને શંકા પેઠી કે આ હાડકા પેલી ગૂમ થયેલી સ્ત્રીના જ છે તેના પતિને ફરીને ગિરફતાર કરવામા આવ્યો પરંતુ આ વખતે પણ પોલિસને એ સિદ્ધ કરવામા તો અસફળતા જ મળી કે એ શબ પેલી સ્ત્રીનુ જ છે પછી તે હાડકા જેરાસિયાફને મોકલી આપવામા આવ્યા વૈજ્ઞાનિક જેરાસયાફે તેને જોઇને જે રૂપનુ વર્ણન કર્યું, તે પેલી સ્ત્રીનું જ રૂપ હતુ શ્રી જેરાસિયાફનુ આ જ્ઞાન વસ્તુતાએ માનવ–વિજ્ઞાન વેત્તાઓ માટે ઘણુ જ ઉપકારક છે અને તેથી ઘણી જ કૂટ ગ્રંથીઓ ઉકેલી શકાય છે

('ક્રિશ્ચિયન સયન્સ મોનિટર મા જોન હવર્ડ કુના લેખ પરથી)

# દાતરડીનું કકરામણ

પિંજારીભાઈ ઝહપી

'એ બાવકા ઉઠતો સઇ બહુ મોડું થઈ ગયું છે. બધા કયારના રવાના થઇ ગયા ભાઇ! પાછા કયારે આવશું? જોતો ખરો સવાર થઈ ગયું. હમણાં લાકડાં પણ કયાંય મળતાં નથી. લે ઝટ ખાણું ખાઇ લે.'

લાડીજુ પ્રાગડવાસામાં ઊઠી રોટલા તૈયાર કરી નાના ભાઇ બાઉદીનને જગાડી દાતરડી ને બધીઓ તૈયાર કરી નાસ્તો કરવા બેસાડતી.

નાનપણમાં નિરાધાર મૂકીને માવતર મરી ગયાં છે. લાડીજુ મોટી ને બાઉકો નાનો. આભને ઓથે નાળીએરીના પાનથી છાજેલ ઝૂંપડીમાં રહે. ગિરનાર-માંથી લાકડાનો ભારો લાવી બજારમાં વહેંચીને રોટલો રળે.

લાડીજુનો બાપ હાસમશેખ પણ કઠિયારાનો ધંધો કરતો એટલે વારસામાં દાતરડી ને બધીઓ મૂકી ગયો છે.

લાડીજુ લાકડાનો ભારો લઇને બજારમાં આવે ત્યારે એનો ભારો ખરીદવાને કેંક સિપાઈ મધપૂડા ઉપર માખીઓની જેમ ટોળે વળતા. એની રૂપ સુગંધી ઉપર ભમરા બનીને ગુંજારવ કરતા.

લાડીજુનું રૂપ બનાવટી ન હતું. એને કુદરતે છૂટે હાથે બક્ષિસ આપી છે. રાત ને દિવસ કાળી મજૂરી કરે પણ એના રૂપને લેશ માત્ર આવટ ન આવતી. દિવસ ચડતો જાય એમ લાડીજુનું મુખ સૂરજમુખીના ફૂલ જેમ વધારેને વધારે ખીલી ઊઠતુ. આવા અનોખાં રૂપવાળી લાડીજુને પોતાની બીબી બનાવવા ઘણા જુવાનડા મનસૂબો સેવતા પણ લાડીજુના તકદીરમાં તો જૂનાગઢના નવાબની બેગમ થવાના આંકડા લખાઈ ગયા છે. પણ સૂરજ ઉદય થાય ત્યારે અંધાર અળગું ખસે ને?

અત્યારે તો લાકડાનો ભારો વહેંચી બહેન ભાઈ પેટ પૂરતું રળે છે. બે પૈસાનો વધારો રહેતો નથી તે દાતરડીના કાકર કઢાવે.

'બાઉકા! દાતરડીના કાકર સાવ ઘસાઈ ગયા છે. લાકડાં કાપતી નથી. જોતો ખરો મારા હાથમાં છાલાં પડ્યાં છે. કુહાડીને તો નાકેદાર લઇ જવા દેતો નથી. ખોટું આળ ચડાવે છે કે તમે ઝાડ કાપી નાખો છો! જા ને લુહારની કોડયે.'

'પણ કાંય પૈસા વિના લુહાર કાકર કાઢી આપે?'

લાડીજુએ નિસાસો નાખતાં કહ્યું, 'ભાઈ, જાતો ખરો કહેજે કે કયારેક લાકડાનો ભારો નાખી જાશું.'

બાઉકો લુહારની કોડયે આવીને છાનોમુનો બેઠો છે. કાંઈ ઉતાવળ કરતો નથી. કયાંથી કરે? ઉતાવળને ઉન્માદ તો ખીસાનો ભાર કરાવે છે. એ તો બાંવકા પાસે નથી. ઘણીવાર લાગી એટલે લુહારે કહ્યું 'બાઉકા શું બેઠો છે?'

'કાકર કઢાવવા છે. પાસે પૈસા નથી લાડીજુએ કહ્યું છે કે કયારેક લાકડાનો ભારો નાખી જાશું.'

લુહારને ચૂલ ચાલુ હતી. કામ ભેળું કામ ગણીને વગર મહેનતાણે દાતરડીના કાકર કાઢી આપ્યા. આવી જાતમહેનત કરીને રોટલો રળનાર ઉપર લુહારને માન થયું.

દાતરડી હાથમાં લઈ બાઉકો વારી વારી જુવે છે. ખૂબ રાજી થયો. ભારે કાકર કાઢ્યા. આજ તો હમણા લાકડાનો ભારો થઈ જવાનો. બહેન ભાઇ વાતો કરતાં ડુંગરમાં આવ્યાં. બાઉકો માંડ્યો સોથ વાળવા. એક ઘા ને બે કટકા. ઘડીકમાં ભારો કરીને ગિરનાર દરવાજા તરફથી હાલ્યા આવે.

નવાબ મહોબતખાનજી ઘોડો લઇને ફરવા નીકળ્યા છે, સામેથી લાડીજુ ને બાઉકો લાકડાનો ભારો લઇને હાલ્યા આવે છે.

એક તો લાડીજુની ઊગતી જુવાની, શરીર ઉપર જાતમહેનતની લાલી રમી રહી છે, પસીને નીતરતી કાયા કાચની પૂતળીને જાણે તેલમાં ઝબોળી હોય એમ ઝગમગાટ કરે છે.

નવાબ મહોબતખાનની નજર ખેંચાતાં કોઈ નૂરજહાં કે મુમતાજને કલ્પી લીધી. લાડીજુ ઉપર

પોતાની બધી બેગમોને ઓળઘોળ કરવા તૈયાર થયો. ઉચ્ચ કુળના નબીરાઓએ વાંધો લીધો કે જૂનાગઢના નવાબથી-કઠિયારાની દીકરી સાથે શાદી ન થાય. એ જૂનાગઢની બેગમ ન બને. એનું ફરજંદ જૂનાગઢનો નવાબ ન થઈ શકે.

નવાબ મહોબતખાનજીએ રાજહઠ કરી. લીધી વાત મૂકી નહિ. મોટી ધામધૂમથી લાડડીબુ સાથે શાદી કરી.

લાડડીબુને મહોબતખાનજીએ માનીતી બેગમ બનાવી. બાઉદ્દીનનો સિતારો ચમક્યો. કરમ આડેથી પાંદડું ખસી ગયું. લાવ સેનાનો ઉપરી બનાવીને બિયાળ ગામ આપ્યું.

ગઈ કાલનો મજૂર આજે ગામધણી બની ગયો. રાઈમાંથી મેરૂ થઈ પડ્યો. નવાબનો માનીતો અમીર બન્યો પણ દુઃખના દહાડા ઘડીપન વીસરતો નથી. ગરીબી માણસને કેટલી પરેશાન કરે છે એ ભણકારા બાઉદ્દીનના કાનમાં ગુંજ્યા કરે છે, નજર સામે જ તરતા હોય છે. નવાબ પાસે પોતે નીતિની, રહેમની, ખેરાતની, કળાકારોની કદરની ઉમદા વાતો કરે. દુખિયાનું દુઃખ જોઈ બાઉદ્દીન દ્રવી પડે, એમને માટે બનતું કરી છૂટે. બહુ જ નેક ટેક વાળો અને પરોપકારી માણસ. આખી રિયાસતને બાઉદ્દીન માટે એકસરખું માન.

નવાબ મહોબતખાનને બીજી ત્રણ બેગમ હતી. તેમાં સૌની પહેલા લાડડીબુને પેટ જૂનાગઢના ગાદી વારસ બહાદુરખાનનો જન્મ થયો.

બાઉદ્દીનનું માન હતું એનાથી કેટલુંય વધી ગયું. જૂનાગઢના શાહજાદા બહાદુરખાનની જન્મની ખુશાલીમાં મહોબતખાનજીએ બાઉદ્દીનની મુખ્ય વજીર તરીકે નિમણૂક કરી ને અગતરાઈ ગામ આપ્યું.

ભાણેજ બહાદુરખાનનો પોતાની દેખરેખ નીચે ઉછેર કર્યો. સાંજ સવારના જામતા દાયરામાં ત્રણેય શાહજાદાને પાસે બેસાડી સારી સારી વાતો સંભળાવે. દાતારને તકીએ જઈ એમના હાથથી ખેરાત કરાવવાના સરકાર આપે. કળાકારોની યોગ્ય કદર કરી ઈનામ અપાવે. વિદ્વાનો પાસે ધાર્મિક વાતો સંભળાવે.

નવાબ મહોબતખાનજી ગુજરી ગયા ને બહાદુરખાન જૂનાગઢની ગાદીએ આવ્યા. પછી તો પૂછવાનું જ શું? મામુ, મામુ. આખા રાજમાં મામુ કરે એટલું થાય. રિયાસતનો તમામ કારભાર બાઉદ્દીનને ખભે.

બાઉદ્દીન સાવ અભણ હોવા છતાં રાજની સુંદર વ્યવસ્થા ચલાવી, જૂનાગઢની પ્રજાની ભારે સેવા કરી. ઘણો જ ડાહ્યો વજીર, એટલો જ વિચક્ષણ. જૂનાગઢ રાજના ગરાશિયાના ગરાસની, જોરતલબીની, સિમાડાની, ચાલની આવતી જૂની તકરારોનું સમાધાન કર્યું.

માંગરોળના શેખની જૂનાગઢનાં ચોરાસી ગામમાં ચોથ હતી તેમના બદલામાં એકત્રીસ ગામ અલગ કાઢી આપી વહીવટની સરલતા કરી રાજની આવક વધારી.

જેતપુર ભાગદાર કાઠી દરબારોના અંદરો અંદરના જૂના કુસંપનું સમાધાન કરી ભાગની વહેંચણી કરી આપી

આ કરુણાના ભંડાર સમા વજીરે રગતપતિયાંની તકલીફ જોઈ એક આશ્રમ બંધાવી આપ્યો. અનાથ કોઢિયાને રહેવા, ખાવા, દવાની સગવડ કરી આપી.

બાઉદ્દીનભાઈની કાર્યદક્ષતા ને ઉજ્જવળ કીર્તિ સાંભળી મહારાણી વિક્ટોરિયાએ સી. આઈ. ઈ. નો ખિતાબ આપ્યો.

લુહારની ઉમર પાકી ગઈ છે, કામકાજ કરી શકતો નથી કાયા બધ પડી, કાંય આવક નથી. કેટલાક વરસનો વેરો ચડી ગયો છે. રાજ તરફથી ખોરડું હરાજ કરી વેરો વસૂલ કરવાની નોટીસ નીકળી.

વૃદ્ધ લુહાર બહાઉદ્દીનભાઈ વજીર પાસે અરજ કરવા આવ્યો.

'વજીર સાહેબ! મારી પાસે એક પૈસો નથી નહિતર હું રાજનો વેરો ન રોકું. મારું ખોરડું હરાજ થાય છે હું રહીશ ક્યાં!'

'ભગત વેરો તો ભરી દેવો પડશે' બાઉદ્દીને કહ્યું.

'વજીર સાહેબ! ક્યાંથી ભરું! ઘરમાં કાંય નથી'

'ભલા માણસ, તારાથી બાર મહિને એક રૂપિયો નથી બનતો, કાંઈ વિચાર તો કર.'

'વજીર સાહેબ, દુબળપણું બહુ દોહ્યલું છે. માણસથી ન બને ત્યારે દાતરડીનું ડકરામણ પણ નથી બનતું.' લુહારે કહ્યું.

લુહારનું વેણ સાંભળતાં બાઉદ્દીનને ભૂતકાળની સ્મૃતિ તાજી થઇ, બધું નજરે તરવા લાગ્યું.

'લુહારભગત, સાચી વાત છે. હું જૂનાગઢની વજીરા-તમાં દુઃખના દિવસો ભૂલી ગયો.

'જો કે મેં યાદ રાખવા ચીવટ રાખી છે તો પણ કોણ નથી ભૂલ્યું? આજે બધું ય તાજું થાય છે. ન બને ત્યારે ન બને સાચી વાત છે ભગત. લે આ કાગળીઓ, આજથી તારો વેરો જીંદગીભર માફ કરવામા આવે છે.'

અભણ બહાઉદ્દીનને વજીરાતમાં કેટલાક કાગળીઆમાં ભારે મુંઝાવું પડતું. બીજો વાંચે ને પોતાને સમજવાનું. અભણની થતી કેટલીક અવદશા જોઇ, મેલી મુત્સદ્દી જોઇ, સત્તાના શોખીન અમલદારની કોરટમાં ધ્રુજતે ટાંટીએ હાજર થતા અરજદારોની હાલાકી જોઇ, કારભારીઓના કાવાદાવા જોયા, કરોળીયાની જેમ ઝાળમાં સપડાવી ચૂસી લેતા વેપારીઓની કૂટનીતિ જોઇ, દોકડા સાટે સોનામહોર વસૂલ કરતા વ્યાજખોરની વીકરાળતા જોઇ ને અભણ બાઉદ્દીને ઉચ્ચ શિક્ષણ આપવા માટે સને ૧૯૦૦માં એક લાખ રૂપિયા ખરચી લાડકીનુ કન્યાશાળા ને બહાઉદ્દીન કોલેજની સ્થાપના કરી.

જૂનાગઢની નવાબી આંકના ભૂર જેમ ઉડી ગઇ પરંતુ એ ખાનદાન વજીર બહાઉદ્દીનભાઇ શેખનું નામ આજ સુધી અમર છે (બહાઉદ્દીન કોલેજ)

*

## ઝાકળ અને સ્વાતિ

અનવર આગેવાન

### કાલ અને આજ

કાળની બલિહારી છે!

કાલ જ્યાં ભવ્ય મહેલ ઊભો હતો, આજ ત્યાં માત્ર ખંડેર ઊભું છે.

આજના તે ખંડેરના દરેક અવશેષને જાણે, પોતાનો ભૂતકાળ સાંભર્યો!

એક ભાંગલો તૂટલો બાજોઠ, જેના પાયા યે રહ્યા નહોતા. તે ઊંડેથી નિશ્વાસો નાખતો બોલ્યો:

'હાય, એક દિ' મારો ય જમાનો હતો. મહારાજા નિત્ય મારા પર બેસીને ભગવદ્ ધ્યાન ધરતા.'

એ સાંભળીને આધેરો વેરણ-છેરણ પડેલો આરસનો ચબૂતરો, ભૂતકાળની યાદ તાજી કરતાં ગર્વથી કહ્યું:

'અરે, બાજોઠ! તને શી ખબર?? રાજા-રાણી રોજ ગુલાબી સંધ્યાએ મારી મુલાયમ ફર્સ પર બેસીને પ્રેમાલાપ કરતા.

ત્યાં પાસે જ ઊભેલી દીવાલ હજી અકબંધ હતી. તે બોલી: 'તમે બહુ નાની વાત કરી! પણ, મારે હૈયે તો રાજાનો તાજ, એના હથિયાર પડિયાર ઝૂલતા હતા.' અને તે ગર્વથી ચારે તરફ નજર ફેરવવા લાગી.

ત્યારે ધરતીને વાચા ફૂટી, પોતાના ખોળામાં ધૂળધાણી પડેલા અવશેષો પર દયા ખાતી બોલી:

'હજી યે ભૂતકાળના ગર્વમાં રાચો છો? ગઇ કાલે તમે શું હતા, તે તમારી આજની મહાનતા નથી બની શકતી. કાલ અને આજમાં ઘણું અંતર છે.'

આ સાંભળીને ભગ્ન અવશેષો પર સ્મશાનવત્ ઘેરી છાયા ઢળી વળી.

---

કબીર મન નિરમલ ભયા જૈસે ગંગા-નીર ।
પાછે લાગા હરિ ફિરે કહત કબીર-કબીર ॥

# અંધ સાથે અડધો કલાક

ભૂપેન્દ્ર સંઘવી

પર્વતોનાં સૌંદર્યનું રસપાન કરવાની મજા ખરેખર અનેરી હોય છે. ઘણાં વર્ષોથી એ પ્રકારનું રસાસ્વાદન નહોતું થયું; એથી રસાસ્વાદનની પ્રબળ ઇચ્છા ધરાવતા અમે ત્રણે ય મિત્રો સાથે વોટરબેગ, નાસ્તો વગેરે સામાન લઇ ઘાટકોપરના ડુંગરાળ વિભાગમાં એક રવિવારે ડુંગરાળ સૌંદર્યનાં રસાસ્વાદનાર્થે નીકળી પડ્યા.

બાળપણમાં અમે ત્રણે ય મિત્રો—હું, કિશોર અને શશિકાન્ત—ઘાટકોપરના એ ડુંગરાળ વિભાગમાં ખૂબ ભમેલા છીએ. એ સાતેક ડુંગરાઓની હારમાળાના પ્રત્યેક રસ્તા, પ્રત્યેક ઝરણાં, પ્રત્યેક ખાડા-ટેકરા અમારા સ્મૃતિપટ પર કોતરાયેલાં છે.

ડુંગર પર જઇ, થોડુંઘણું ભમી, નાસ્તો-પાણી કરી, થાકી ગયા એટલે પાછા ફર્યા. નાનપણમાં આવતી હતી તેવી મજા ન આવી. ગપ્પાં હાંકતા હાંકતા અમે ચાલ્યા આવતા હતા. આજુબાજુ કુદરતી સૌંદર્ય પાંગરેલું હતું, પરંતુ તેનું રસાસ્વાદન કરવા જેટલી ક્ષમતા હવે અમારામાં નહોતી રહી. અમે ખૂબ થાકી ગયેલા.

અચાનક એક આશ્ચર્ય નજરે ચડ્યું. ચાળીસ-પિસ્તાળીસ વર્ષનો એ અંધ—જેને હું અમારી ગલીમાં ઘણી વખત અગરબત્તીઓ લઇને ફરતો જોતો—અગરબત્તીનાં વેચાણાર્થે ડુંગરનાં આ અટપટા પ્રદેશમાં લાકડી ઠપકારતો ઠપકારતો ચાલી રહ્યો હતો.

ઉત્સુકતાવશ થઈ અમે તેની આગળ ગયા. મેં પૂછ્યું, 'અરે! તમે અહીં ક્યાંથી? આ બાજુ તો દેખતો માણસ પણ આવતા વિચાર કરે, જ્યારે તમે તો અંધ છો!'

'પેટ છે ને! બધું કરવું પડે એને માટે તો!' હસતા હસતા તેણે કહ્યું, અને થોડી વાર અટકીને આગળ બોલ્યો, 'અહીં મજૂરોની વસ્તીમાં હલકી અગરબત્તીઓ ઠીક ઠીક પ્રમાણમાં વેચાઈ જાય છે.'

'પણ હવે ક્યાં જાઓ છો?'

'હવે જરા 'ગોપાલ લેન' બાજુ જવાનો વિચાર છે. ઘણાં દિવસથી ત્યાં ગયો નથી. થોડોઘણો માલ જરૂર ખપશે.'

અમે તેની સાથે ચાલવા લાગ્યા. 'પાંજરાપોળ'-માંથી થઈ એ અંધને 'ગોપાલ લેન' સુધી મૂકી આવી છૂટા પડવાનો અમારો ઇરાદો હતો.

તેણે પોતાની નિસ્તેજ આંખોની પાંપણ પટપટાવતા પૂછ્યું, 'પણ તમે લોકો અહીં ક્યાંથી?'

'અમે તો અહીં ફરવા આવેલા.'

એ પોતાની લાકડીથી જમીન તપાસતો તપાસતો ચાલી રહ્યો હતો. ખભા પર અગરબત્તીના બે થેલા હતા. પગમાં મોટરના ટાયરમાંથી બનાવેલાં ચપ્પલ હતાં. ખાખી રંગનું બેત્રણ થીગડાંવાળું લાંબું પાટલૂન તેણે પહેર્યું; અને ઉપર પીળા રંગનો ઝભ્ભો. ઝભ્ભાની બાંય ચડાવેલી હતી.

મેં પૂછ્યું, 'તમારું નામ?'

'કેસરજી. કચ્છનો છું.'

'આ અગરબત્તીનાં ધંધામાં તમને મહિને શું મળે છે?'

'પેટ પૂરતું તો મળી રહે છે, ભાઈ! પાંત્રીસેક મળે છે, તેમાંથી ત્રણચાર બચાવું છું. આનંદ છે. સ્ત્રી-છોકરાંની જંજાળ તો છે નહીં!......'

'બસ, પાંત્રીસ જ? આજકાલ તો અંધ ભિખારીઓ પણ પાંત્રીસ કરતા વધુ કમાય છે! તમે આવો રખડપટ્ટીનો મહેનતુ ધંધો છોડી દઈ કોઇ બીજો ધંધો કરતા હો તો? વળી અગરબત્તીના આ ધંધામાં તમારા જેવા અંધને કોઇના બનાવી જવાનો પણ ભય! ખરી નોટને બદલે તેટલા જ કદનો કાગળ તમને આપવામાં આવે તો પણ તમને શી ખબર પડવાની!'

'હજી સુધી તો કોઇના હાથે હું નથી બન્યો. રૂપિયાની નોટો વચ્ચે કોઈ એ જ કદનો કાગળ મૂકે તો તે હું જુદો કાઢી આપું! હા, અગરબત્તીનો આ ધંધો જરા અટપટિયો તો ખરો. હવે ધંધો બદલવાની ઇચ્છા છે.'

અચાનક તે થંભી ગયો અને બોલ્યો, 'પાછળથી ખટારો આવતો લાગે છે.'

અમે ફરીને પાછળ જોયું, તો ખરેખર થોડે દૂરથી ડુંગર પરથી માટી ભરીને એક ખટારો આવતો હતો.

મેં મનમાં વિચાર્યું: પ્રભુની કરામત કેવી અજબ છે! જેને એ આંખ નથી આપતો તેના નાક તથા કાન એવાં સતેજ બનાવી આપે છે કે તેને આંખની ખોટ સાલતી જ નથી!

ખટારો બાજુમાંથી પસાર થઈ ગયો. અને ધૂળના રજકણો વાતાવરણમાં ફેલાઈ ગયા.

'તો હવે કયો ધંધો કરવો છે?' કિશોરે પૂછ્યું.

'હવે એક પેટી વાજું લેવું છે.'

'હારમોનિયમ?'

'હા અમે તો તેને પેટી વાજું કહીએ છીએ.'

'હારમોનિયમ લઇને પછી વગાડતા શીખશો?'

'ના, કોઇકને શીખડાવીશ. બે-ત્રણ 'ટ્યૂશન' કરીશ. મહિને ચાળીસ પિસ્તાળીસ મળે તો બસ છે.'

'શીખડાવશો?......તમે અંધ થઇને હારમોનિયમ કેવી રીતે શીખવાડી શકશો?'

'તમને કદાચ આશ્ચર્ય થતું હશે, પણ હું પેટી-વાજું ઘણું સરસ જાણું છું. તમે કોઈ પણ રાગમાં ગીત ગાતા હો તો તેની સાથે સાથે હું વગર પ્રેક્ટીસે એ જ ગીત પેટી વાજાં પર વગાડી આપું! વળી અંધશાળામાં મેં પેટી વાજું કેવી રીતે શીખડાવવું એ વિષયની તાલીમ પણ લીધી છે.'

તે અચાનક ઊભો રહી ગયો. 'તરસ લાગી છે. ચલો પાણી પી લઇએ. આ બાજુ એક નળ છે. અહીંથી નીકળું છું ત્યારે હમેશ આ નળનું પાણી પીઉં છું.'

અમારી વોટર બેગમાં થોડું પાણી વધેલું. અમે તેને તે આપ્યું. એક આછા હાસ્ય સાથે તે એ પીવા લાગ્યો.

મને થયું: કેવું ખડતલ જીવન છે આ અંધનું! અમારાં જેવાં જુવાનોને ડુંગરા પર ફરવા જવામા વોટર બેગ અને નાસ્તાની જરૂર પડતી હતી—એ વગર ચાલી શકે તેમ ન હતું; જ્યારે આ અગરબત્તીનાં વેચાણાર્થે નીકળેલો વૃદ્ધ જેવો અંધ, ફક્ત નળના પાણીથી હંમેશ સંતોષ રાખતો હતો!

એ પાણી પીતો હતો તે દરમ્યાન કોઈ મજૂર બાઇ તેની બાજુમાં આવીને ઊભી રહી, અને પંદર નવાં પૈસા તેની સામે ધરી અગરબત્તીનાં એક બંડલની માગણી કરી.

તેણે અગરબત્તીનું એક નાનું બંડલ એ બાઇને બતાડયું અને અસ્પષ્ટ મરાઠીમા કહ્યું, 'ચાંગલા હાય, ચાંગલા હાય. ગેવુન જાના; ફક્ત દોન જ આના કિંમત હાય.'

એ મજૂર બાઇએ બંડલ રાખી લીધું. અંધ કેસરજીએ તપાસીને પંદર પૈસા લઇ, થેલામાંથી ત્રણ છૂટાં નવાં પૈસા કાઢી પાછા આપ્યા. કેસરજીએ બધા-પૈસા થેલામાં જ રાખેલાં; કેમકે તેણે પહેરેલાં પાટલૂન કે ઝભ્ભામાં ખીસું જ નહોતું!

વાતો કરતા કરતા અમે આગળ ચાલ્યા.

મેં પૂછ્યું, 'તો હવે નવું હારમોનિયમ લેશો?'

'ના, એક જણ પાંત્રીસ રૂપિયામાં જૂનું પેટી-વાજું આપવાનો છે.'

'પાંત્રીસ રૂપિયામાં?'

'હા. એ પાંત્રીસ જ રૂપિયા લેવાનો છે. અંધ જાણીને મારાં પર ઘણી મમતા રાખે છે. બહુ ભલો માણસ છે'

'તો ક્યારે લેવાનાં છો?'

'બસ એકાદ મહિનામાં. છેલ્લાં દશેક મહિનાથી બચાવી બચાવીને બત્રીશ રૂપિયા ભેગા કર્યાં છે. બાકીના એકાદ મહિનામાં ભેગા થઇ જશે.'

પાંત્રીસ રૂપિયા! કેટલી નાની રકમ! સામાન્ય માનવીને મન પણ આજે પાંત્રીસ રૂપિયા તો કંઈ જ નથી. પરંતુ એ જ પાંત્રીસ રૂપિયા આ અંધના ભવિષ્યમાં અનેક સુધારા દાખલ કરવાની ક્ષમતા ધરાવતા હતા!......

થોડે દૂર ડુંગરા પરથી ટ્રેકટરોનાં ચાલવનો ધ્વનિ સંભળાતો હતો. ડુંગર ખોદાઈ રહ્યો હોય તેમ લાગતું હતું.

ચાલી રહ્યા હતા તે દરમ્યાન કિશોરે એ અંધને બે ત્રણ પ્રશ્નો પૂછ્યા, અને અંધે તેના જવાબ પણ આપ્યા; પરંતુ હું એ કાર્યરત અંધના ખડતલ જીવન વિશે વિચારવામાં એકાગ્રચિત્ત બની ગયો હોવાથી તે સાંભળી શક્યો નહીં.

ચાલતા ચાલતા પાંજરાપોળ સુધી પહોંચી ગયા. બાજુમાં તબેલો હોવાથી થોડી-થોડી વારે ભેંશોનાં ભાંભરવાનો ધ્વનિ સંભળાતો હતો.

ખાડા ટેકરાવાળો ડુંગરનો રસ્તો હવે સમાપ્ત થઇ ગયેલો. અહીંથી ડામરનો રસ્તો શરૂ થતો હતો.

'પાંજરાપોળ' આવી ગઇ.' તે ધીમેથી બોલ્યો.

માનવવસ્તી વધુ હોવાથી તેણે હવે અગરબત્તીનાં વેચાણાર્થે બૂમો મારવાનું પણ શરૂ કરી દીધું.

'પાંજરાપોળ' પસાર કરી અમે 'આપ્રારોડ' પર આવ્યા અને 'આપ્રારોડ' પાર કરી સામેથી શરૂ થતી 'ગોપાલ લેન'નાં નાકે અમારાથી તે છૂટો પડ્યો.

—અને પોતાની ધંધાર્થી બૂમો મારતા મારતા 'ગોપાલ લેન'ની એક વાડીમાં ઘુસતા એ કાર્યરત, સંતોષી, ખડતલ, વિનમ્ર અંધને અમે. છેલ્લી પળ સુધી જોઈ રહ્યા.

શ્રી કનૈયાલાલ મુનશી કૃત

## 'પૌરાણિક નાટકો'માં

# પિતાપુત્રી અને પ્રેમ

ચન્દુલાલ શુક્લ

શુ જીવનમા કે શુ સાહિત્યમાં, આપણે સઘર્ષને એટલું બધું મહત્ત્વ આપી દીધુ છે કે જીવનની અનેકવિધ વ્યાખ્યાઓમા 'જીવન એટલે સઘર્ષ' અથવા 'સઘર્ષ એ જ જીવન' એવી એક વ્યાખ્યા આપણે ઊભી કરી દીધી છે, એટલુ જ નહી, પણ એ જ વ્યાખ્યા જીવનને વધુ સારી રીતે બધ બેસતી થાય છે એમ આપણે માનતા થઈ ગયા છીએ સાહિત્યમા પણ સઘર્ષ એટલુ જ મહત્ત્વ ભોગવે છે સઘર્ષના નિરૂપણ વગર સાહિત્યકૃતિ સભવે જ નહી, એમ માનીને નરી પ્રાર્થનાઓ અને પ્રકૃતિ વર્ણનોમા પણ સર્જક સર્જન પૂર્વે અનુભવેલા મનોમથનને આપણે કલ્પી લઈએ છીએ અને એને સઘર્ષમા ઘટાવીએ છીએ આની પાછળ આ યુગની અસર છે કે નહી, એ તો કોણ જાણે, પણ સઘર્ષને આપણે ઘણુ મોટુ સ્વરૂપ આપીને એની અગત્ય ઘણી વધારી દીધી છે, જીવનનું ધ્યેય સુખ, શાન્તિ અને મુક્તિ હોવા છતાં

સાહિત્યમા આ સઘર્ષ મોટે ભાગે લગ્નના પ્રશ્નની આસપાસ નિરૂપાયેલો હોય છે કેટલીકવાર સમાજ એના રૂઢિ રિવાજ રૂપે કે માતા પિતા રૂપે આવા સઘર્ષ માટે જવાબદાર હોય છે, તો કેટલીકવાર કોઈ એકલદોકલ વ્યક્તિ પ્રતિનાયક રૂપે અથવા વિધિ ઘટના કે ભાવના રૂપે એને માટે જવાબદાર હોય છે

પરતુ શ્રી કનૈયાલાલ મુનશી આ સઘર્ષને જરા જુદી રીતે રજૂ કરે છે એમની કૃતિઓમા સઘર્ષ જનક તત્ત્વ બહારથી ક્યાયથી નથી આવતું પરતુ પરણવા તૈયાર થયેલા અથવા પ્રેમમા પડેલા સ્ત્રી પુરુષ પોતે જ એમની વચ્ચે સઘર્ષ પેદા કરે છે પછી જો કે સઘર્ષનું નિવારણ થઈ જાય છે બને કાક અને મજરી પેઠે પરણે છે અથવા મીનળ અને મુંજાલ પેઠે પરસ્પર સમજૂતિ થઈ જાય છે, પરતુ એ લગ્ન અથવા સમજૂતિ એમને માટે બહુ અગત્યના નથી હોતા કારણ કે એ બંનેને એ જયપરાજયના પ્રતીક રૂપ ગણતા હોય છે

આવા જયપરાજય યુક્ત લગ્ન પછી જીવન સુખી થાય એમ જ આપણે માનવુ રહ્યુ, કારણ કે એમા એક પાત્રે પોતાનો અહભાવ અને ગર્વ છોડી દેવાનો પ્રસગ ઊભો થાય છે શ્રી મુનશીએ જો કે એવી પરાજિત વ્યક્તિઓને એમના પર જયમાં જ જય જોતી સરજી છે, એટને હરકત નથી, તેમ છતા વ્યવહારુ જીવનમા એ ગર્વ કોઈવાર પણ વિષમતા ન સરજે એમ તો કેમ કહેવાય? અને ત્યારે કેવી સ્થિતિ થાય એનું એક આછુ પાતળુ દૃષ્ટાન્ત એમના જ એક નાટક 'પુત્ર સમોવડી'ના પાત્ર દેવયાનીમાથી મળી રહે છે

એમના ઇતર તેજસ્વી સ્ત્રી પાત્રોની પેઠે દેવયાની અતિશય ગર્વિષ્ટ છે એને એના પિતાની શ્રેષ્ઠતાનું અભિમાન છે પિતાને પુત્રની ખોટ સાલે છે ત્યારે પુત્ર સમોવડી થવાની એ પ્રતિજ્ઞા લ્યે છે એ પ્રતિજ્ઞા પાળે પણ છે બીજી રીતે સ્ત્રી સહજ વૃત્તિઓ હોવા છતા પિતાની મહત્ત્વકાક્ષાઓને એ પોતાની બનાવે છે અને એવી જ કચ તરફ સપૂર્ણપણે ઢળી પડેલા હૃદયને વારીને પ્રેમનો હૃદય વિદારણ આઘાત એ સહી લ્યે છે કચને એ ખૂબ ચાહતી હોય છે એને ખાતર પિતાને નાખુશ કરવા જેટલી હદે એ પહોચી જાય છે તેમ છતા વાચસ્પતિની કુલવધૂ થવા એ તૈયાર નથી પુત્ર સમોવડીપણાના ગર્વને લીધે એ કચને જતો કરે છે એ પછી એ યયાતિને પરણે છે પ્રેમનું તત્ત્વ એ લગ્નમા નથી ઉપકારનો બદલો આપવાની વૃત્તિ પણ એમા નથી જો કે યયાતિ પાસે એ નાટક બધાં કરે છે અને એ વખતે એ કેવી મુગ્ધ લાગે છે? તે છતા એ વાત જવા દઈએ માત્ર દાનવ સાથે માનવનુ બળ એકત્ર કરી ઇન્દ્રની સત્તા તોડવાની પિતાની મહત્ત્વાકાક્ષા સિદ્ધ કરવાની વૃત્તિ એમા પ્રબળપણે છે યયાતિ રૂપાળા છે, વિલાસી છે, અને દેવયાનીને ત્રિભુવનનાથ થવાની કલ્પના આપી

ઉત્તેજી મૂકે છે. આપણે જેને સ્ત્રી ચરિત્ર કહીએ છીએ એને પણ એ સારી રીતે ઉપયોગ કરે છે, પરંતુ એ બધું પોતાની મહત્ત્વાકાંક્ષાની સિદ્ધિ અર્થે છે.

શ્રી મુનશીના પુરુષ પાત્રોની પેઠે એમના સ્ત્રી પાત્રો અતિશય ગર્વિષ્ટ અને એની સાથોસાથ મહત્ત્વાકાંક્ષી પણ ખૂબ છે. લગ્ન જેવો મહત્ત્વનો પ્રશ્ન પણ એમની મહત્ત્વાકાંક્ષાની સિદ્ધિના અંકોડારૂપ બની જાય છે. દેવયાનીનું લગ્ન એ પ્રકારનું છે, તેમ છતાં સ્ત્રી સહજ વૃત્તિલક્ષણોથી એ પર નથી પિતા પાસે પુત્રસમોવડી થવાનો નિર્ણય લીધો પછી એ કચને જીવન્ત કરવા માટે જે હઠ અને આગ્રહ કરે છે, એ વાત જવા દઈએ તો પણ શર્મિષ્ઠા સાથેના યયાતિના ગુપ્ત સંબંધને એ નથી સહી શકતી, યયાતી સંસારી જીવ છે; લગ્નજીવનમાંથી જે કંઈ રસ, તૃપ્તિ અને આનંદ પ્રાપ્ત થઈ શકે તે મેળવવા એ ઝંખે એમાં એનો દોષ નથી; અને પત્ની પાસેથી એ ન મળે તો બીજે એ મેળવવા મથે એ વાત દોષપાત્ર હોવા છતાં અસ્વાભાવિક નથી; તેમ છતાં દેવયાની નથી એ આપી શકતી કે નથી એ માફ કરવાની ઉદારતા બતાવી શકતી, એ બિચારી દુખી દુઃખી બની જાય છે. એનુ દુઃખ અસ્વાભાવિક છે, અથવા એ નિરર્થક અનુદાર છે એમ નહી, કારણ કે કોઈ પણ સ્ત્રીને માટે એ સ્થિતિ અસહ્ય જ ગણાય; પરંતુ અહીં એ અસહ્યતાનું કારણ સાવ જુદું જ છે. યયાતિની શિથિલતાને લીધે એને એની મહત્ત્વાકાંક્ષા નિષ્ફળ જતી લાગે છે; એનો ગર્વ ખંડિત થઇ જાય છે; અને એથી જ એનો ક્રોધ ભભૂકી ઉઠે છે. એ પિતાની પાસે ફરિયાદ કરી ઉઠે છે.

પરંતુ યયાતિને વાર્ધક્યનો શાપ મળ્યા પછી યે એને ચેન પડતું નથી. એના કારણ રૂપ પણ એની ઇન્દ્રાસનવિજયની મહત્ત્વાકાંક્ષા જ છે. જે પિતાએ પતિને વાર્ધક્યનો શાપ આપ્યો, એ જ પિતાને ફરી, વિગ્રહ ચાલુ રાખવા માટે યયાતિને યૌવન પાછુ આપવાનો એ આગ્રહ કરે છે. આમ એ ક્યાંયની રહેતી નથી. છેવટે પતિને ફરી યૌવન પ્રાપ્ત થયા પછી એ ઇન્દ્રાસન મેળવે છે; પરંતુ એનોયે ઉપભોગ એ કરી શકતી નથી, એટલે માત્ર વિજયના સાધન અથવા પ્રતીક તરીકે સ્વીકારાયેલાં લગ્ન પછી જો બન્ને એક રૂપ ન બને તો કેટલીકવાર દેવયાની અને યયાતિનાં જીવન જેવી વિષમતા જામી ઉઠે છે; કારણ કે બન્નેના ભિન્ન પંથ ડગલે ને પગલે આડા આવ્યા કરે છે અને છેવટે એમને છૂટા થયા વિના છૂટકો થતો નથી.

દેવયાનીને યયાતિથી છૂટાં પડવું પડે છે એની પૂર્વે કચથી પણ છૂટાં પડવું પડે છે. એ બન્નેનાં કારણ રૂપ એક બીજી વાત પણ છે; અને એ જ મુખ્ય વાત છે; એનામાં અદ્દભુત ગણી શકાય એવી પિતૃભક્તિ છે. શ્રી મુનશીએ પિતા પુત્રીનાં યુગલો તો એમના ચારેય 'પૌરાણિક નાટકો' માં, અને એ સિવાય તનમન અને હરિલાલ તથા રમા અને રઘુભાઈએ 'વેરની વસુલાત' માં, ગૌરી અને શકરાવ એ 'ભગવાન કૌટિલ્ય'માં, વિલાસ અને ત્રિભુવન એ 'પૃથ્વી વલ્લભ'-મા—એમ નવલકથાઓમાં પણ આપ્યાં છે; પરંતુ દેવયાની જેટલી ઉગ્ર પિતૃભક્તિ એમાંથી કોઇએ નથી પ્રદર્શિત કરી. અવતરણો વડે વિસ્તાર કરવાની જરૂર નથી; પરંતુ દેવયાની બધા અર્થમાં શુક્રાચાર્યની પુત્રની ખોટ પૂરી પાડે છે. એનું કારણ કદાચ શુક્રાચાર્યે શરૂઆતમાં જ પુત્ર અને પુત્રીના સ્વભાવ લક્ષણોની ભિન્નતા વર્ણવી એ હોય, જો કે જયાં પિતા પૂજ્ય નથી એવા દેવલોકમાં અને માતામહ પાસે પણ જવાની એની તૈયારી પ્રથમથી જ નથી. શરૂઆતથી જ એ પિતાનાં ગૌરવમાં રાચે છે. પિતાની મહત્ત્વાકાંક્ષાને એ પોતાની બનાવે છે. અને એને ખાતર કચ જેવા પ્રિયતમનો ત્યાગ, યયાતિ સાથેના લગ્ન, અને વાર્ધક્ય આવતાં ફરી યૌવન આપવા માટે પિતાને વિનંતિએ બધુ કરે છે. અને છેવટે ઇન્દ્રાસન જીતવાની મહત્ત્વાકાંક્ષા સિદ્ધ થયા પછી પણ ઇન્દ્રાસનનો મોહ કર્યા વિના પિતા સાથે એ ચાલી નીકળે છે. માતામહ ઇન્દ્રનાં વહાલ અને વિનંતીને પણ અવગણી એ પિતા સાથે યાત્રા આરંભે છે. આમ પ્રિયતમા કે પત્ની કરતા પુત્રી તરીકે દેવયાની ખૂબ જ ઉજ્જવળતાથી પ્રકાશી ઉઠે છે.

'પૌરાણિક નાટકો' માહેનાં બીજા અને ક્રમાનુસાર પહેલા નાટક 'પુરંદરનો પરાજય'મા આથી જુદી પરિસ્થિતિ છે. એમાં શર્યાતિ અને સુકન્યા પિતાપુત્રી તરીકે આવે છે. બંને વચ્ચે પિતાપુત્રીને સહજ ગણાય

એવું વહાલ છે. શર્યાતિને સુકન્યાની પૂરી ચિન્તા છે. એ દુઃખી ન થાય એ માટે એ બધું કરવા તૈયાર છે; પરંતુ ભૃગુઓની જીદ પાસે એનું કંઈ ચાલતું નથી; સુકન્યાને વિદન્વંતની સાથે એને મોકલવી જ પડે છે; અને સુકન્યા પણ પોતાની ઈચ્છા વિરૂદ્ધ ચ્યવન પાસે જાય છે; પરંતુ ત્યાં ગયા પછી જાણે એ બધા પર વેર લેવા બેસતી હોય એવું વર્ણન કરે છે. શ્રી મુનશીના મોટા ભાગના પાત્રો દેહભાવ વિષે સારી રીતે જાગ્રત હોય છે. મનોવૃત્તિઓને સંયમિત કરવામાં એ માનતા નથી, એટલું જ નહી, પરંતુ એ દેહ ભાવને જ મત્ય માની એની સિદ્ધિ માટે મથતાં હોય છે. મૃણાલવતીને, બીજી કોઈ રીતે નહીં, તો પોતાની પુરુષ સહજ ધૃષ્ટતાથી પણ વશ કરવામા પૃથ્વિવલ્લભના માનતા મુજની પેઠે એ દેહભાવને આકર્ષક અને ગૌરવપ્રદ પણ ઠરાવે છે. શ્રી મુનશીનો જીવન વિષેનો ખ્યાલ જ કંઈક આવો લાગે છે. એને ફ્રોઈડનું અનુકરણ ગણીએ, 'જીવનના ઉલ્લાસ'નું નામ આપીએ કે નિત્શેનો Superman—મહામાનવનો આદર્શ કહીએ, પરંતુ શ્રી મુનશીને મતે મહામાનવતા માત્ર ભૌતિક અને સ્વચ્છંદ મનોવૃત્તિ ભર્યાં પરાક્રમો અને સિદ્ધિમાં જ રહેલી હોય એમ લાગે છે. અહી સુકન્યા પણ એ માર્ગે ચડી જાય છે. એનામા યૌવન અને સૌંદર્યના ખ્યાલો પ્રાબલ્ય જમાવે છે. દેહતૃષ્ણા એને પીડવા લાગે છે; અને એ પતિનુ ગૌરવ, ભાર્ગવોની કુલપરંપરા, અને પિતાનું અભિમાન અને ટેક પણ વીસરી જાય છે. અશ્વિનોને એ આહ્વાન આપે છે એટલુ જ નહી, પરંતુ દેહભાવનું સુખ માણવા અર્થે સર્વસ્વનો ત્યાગ કરીને અશ્વિનો સાથે ચાલી નીકળવા એ તૈયાર થાય છે. પિતાનો પ્રેમ પણ આડે આવતો નથી ઊલટાનુ, એના પિતા તે દિવસે એને મળવા આવવાના હોય છે, એને મળવાનું નહીં બને એ વાત પણ એ સ્વીકારી લ્યે છે. પિતાપુત્રી વચ્ચેના સહજ એવા વાત્સલ્યભાવની આ કેવી અવહેલના છે! અને એને દેવયાનીના શુક્રાચાર્ય માટેના ભક્તિભાવ સાથે સરખાવીએ તો કેવી ક્ષુલ્લકતા નજરે પડે છે? જો કે દેવયાની જેવી પિતૃભક્તિ આ યુગમાં બહુ વ્યાપક ન ગણાય; પરંતુ નર્યો દેહભાવ અને પિતૃભક્તિ એ બેમા તો પિતૃભક્તિ જ ઇષ્ટ ગણાય, દેહભાવ ગમતો હોય, એની તૃપ્તિને માટે હૃદય ઝંખતું હોય; અને એ બધું અસ્વાભાવિક નથી; છતાં પિતૃપ્રેમની અવગણના કરવા જેટલી એની પ્રબળતા—મનમાં હોય તો પણ—પ્રગટ કરવી એ કોઈ રીતે ઠીક નથી, કલા ને માટે 'કલા ખાતર કલા' એ ન્યાય સ્વીકારીએ તો પણ. કારણ કે એ ન્યાયનો સ્વીકાર આપણને તદ્દન ભૌતિક અને ક્ષુલ્લક બનાવે એવી તો આપણી ઈચ્છા નજ હોય શકે. અહી સુકન્યા સાવ એવી બની જાય છે, જો કે પાછળથી એનું પતન થતું અટકી જાય છે; અને એમાં પતિની સાથે પિતાનુ કુળગૌરવ પણ એને યાદ આવી જાય છે, પરંતુ એના કરતાયે વિશેષ પોતે પતિ અને પિતા પરના ઇન્દ્રના વેરની તૃપ્તિનું સાધન બને છે એ વાત સૌને વધુ ખટકે છે (એ ગર્વિષ્ટ છે, હઠીલી છે, અને એથી જ વિદન્વંત/જેવાની પણ એને પરવા નથી; પરંતુ જ્યારે એને પોતાનું સ્થાન, મહત્તા, કુલપરંપરા અને આર્યત્વનું ભાન થાય છે ત્યારે પોતાની મેળે જ એ પતનમાથી ઉગરી જાય છે. શ્રી મુનશી એને મંત્રદર્શન ગણે છે. આપણને એમા વાંધો નથી; મંત્રનો અર્થ કરવા નહી બેસીએ; તેમ છતાંયે એને સમાજ જીવનનો એક આદર્શ ગણીએ તો વધારે ઉચ્ચિત છે. મંત્ર દર્શન એ નામ એને માટે ઘણું મોટું છે.

પરંતુ શ્રી મુનશીને એ ટેવ છે. ઘણીવાર સામાન્ય, ભૌતિક અને કેટલીકવાર તો નરી ક્ષુદ્રતાને એ મહાન નામ અથવા રૂપ આપે છે. 'પૌરાણિક નાટકો' માંહેના બીજા નાટક 'અવિભક્ત આત્મા'માં એમણે એમ જ કરેલુ છે. માનવ સહજ ભૌતિકવૃત્તિને એણે આત્માની અવિભક્તતા જેવું ઉચ્ચ ભાવનામય રૂપ આપેલું છે. જો કે, આવું રૂપ આપતી વખતે એમણે એમની આત્મકથામા એક સ્થળે કહ્યુ છે તે મુજબ કવિ શ્રી નાનાલાલનાં 'જયા જયંત'ની આત્મનમની ભાવનાની અવાસ્તવિકતા પ્રદર્શિત કરવાનો ખ્યાલ રાખેલો છે; પરંતુ જયા કે જયંત—એ બેમાથી કોઈએ એક બીજાને મોહાવવાનો પ્રયત્ન કર્યો નથી, તેમ પોતાની મહત્તા અને સામાની ક્ષુદ્રતા બતાવવાનો પ્રયત્ન કર્યો નથી. ત્યારે અહી એ પ્રયત્ન છે, એટલું જ નહી, પરંતુ એ પ્રયત્નને આદર્શ અને અનુકરણીય રૂપ અપાયેલું છે.

આવું કાર્ય પુરુષસહજ હોય છે. એટલે 'ગુજરાતનો નાથ'ના કૃષ્ણદેવ અને 'પૃથ્વીવલ્લભ'ના મુંજની પેઠે અહીં વસિષ્ઠ એ કાર્ય કરે છે. માત્ર આગળના બે પાત્રો વધુ રંગીલા અને નફ્ફટ છે, ત્યારે વસિષ્ઠ થોડો સંસ્કારી છે; એટલે પોતાનો ઘમંડ કે ઉચ્ચતા પ્રદર્શિત કર્યા વિના માત્ર ત્યાગની ભાવના સેવીને અને એ રીતે અરુંધતીની સહાનુભૂતિ જાગૃત કરી એને પોતાને વશ કરે છે, અરુંધતી તાપસી થવાના સ્વપ્ના સેવે છે. શ્રી મુનશીના બધા પાત્રોને સહજ એવી મહત્ત્વાકાંક્ષા અરુંધતીને પણ છે, એને સપ્તર્ષિપદ મેળવવું છે, એને માટે જ એ બ્રહ્મચર્ય અને તપને અનુસરવા ઇચ્છે છે. એના પિતા પણ એને પ્રગતિશીલ જોઇ ગર્વ અનુભવે છે. પરંતુ અહીં પિતૃભક્તિનો પ્રશ્ન નથી; મહત્તાપ્રાપ્તિનો પ્રશ્ન છે. પિતા પુત્રીનું આ યુગલ અહીં કોઈ પ્રકારની ખાસ વિશિષ્ટતા દર્શાવતું નથી. ત્યાગ કરવાનો વખત આવે છે, ત્યારે કશા જ આચકા વિના અરુંધતી પિતાને છોડી દે છે, મેધાતિથિ—અરુંધતીના પિતા પણ બહુ ચિન્તા કર્યા વિના ચાલ્યા જાય છે. પુત્રીની સારસંભાળ પછી એ લેતા જ નથી. છેક છેલ્લે જ્યારે વસિષ્ઠ સાથે અરુંધતીને પણ સપ્તર્ષિપદ મળ્યું ત્યારે એ કોઈ આધુનિક પિતાની પેઠે આવી જાય છે, જેમા પણ અરુંધતીનાં સંસારની સિદ્ધિરૂપ એના પુત્રના જ સમાચાર વિશેષ કરીને એ પૂછે છે.

ત્યારે અરુંધતી તો વસિષ્ઠમય બની ગઇ છે. એટલે એ પણ પિતાને સંભારતી નથી. દેવયાની જેટલી પિતૃભક્તિને તો આમાં અવકાશ નથી; પરંતુ સુકન્યાને પાછળથી જે પિતૃકુળગૌરવનું ભાન થાય છે, તે શરૂઆતમાં પણ અરુંધતીમાં નથી. એને એની પોતાની જ મહત્ત્વાકાંક્ષા છે, પોતાનું સ્વપ્ન છે, અને એથી જ એ વસિષ્ઠને પરણવાની ના પાડે છે; પરંતુ વસિષ્ઠ એને સપ્તર્ષિપદ કરતાંયે પત્નીપદ અથવા પ્રેમની મહત્તા વધુ ચડિયાતી છે એમ સમજાવે છે. પોતે ભોગ પણ આપવા તૈયાર થાય છે સપ્તર્ષિપદ એ જતું કરે છે. માત્ર પ્રેમની ભ્રમાશા અને લોકોનો ક્રોધ વહોરી લે છે. લોકો એનો વિનાશ નોતરે છે, ત્યારે અરુંધતી હારે છે, અને પોતાની બધી જિદ છોડી દઇને એ વસિષ્ઠને આધીન બની જાય છે. શ્રી મુનશીના સ્ત્રી પાત્રોનું આ એક ગુણપાસું છે. પરણ્યા પછી અથવા પ્રિયતમનો સ્વીકાર અને એ પછીની સમજૂતી પછી આ પાત્રો પોતાનાં માન, ગૌરવ અને અભિમાન બધું પતિ અથવા તો પ્રિયતમના માન, ગૌરવ અને અભિમાન સાથે એકરૂપ બનાવી દે છે. એક માત્ર 'પૃથ્વીવલ્લભ'ની મૃણાલવતી, 'જય સોમનાથ'ની ચૌલા, અને 'ભગવાન પરશુરામ'ની મૃગારાણી આમાં થોડાઘણાં અપવાદ સરજે છે, જો કે એ ત્રણમાંથી કોઇ પણ વ્યક્તિ ન્યુનતાવાળી નથી; પરંતુ પ્રેમની અતિશયતા જ એમની પાસે થોડીઘણી બાલિશ બેવફાઇ અને બેવકૂફી કરાવે છે. મૃણાલવતી મુંજથી સંપૂર્ણપણે અંજાઇ ગઇ છે, તે છતાં પટરાણીપદના મુંજના વચનોમાં, તેમજ મુંજ જેવા અતિ રસિક પુરુષને પોતે ક્યાં સુધી મુગ્ધ રાખી શકે એ બાબત પોતાની જાતમા વિશ્વાસ નથી, એથી જ મુંજને પોતાના સાન્નિધ્યમા રાખવાના લોભથી એના નાસી જવાના કાવતરા બાબત સત્યાશ્રયને ચેતવે છે. ચૌલા ભીમદેવમાં સોમનાથને કલ્પી પોતાની જાત એને અર્પણ કરે છે; પરંતુ પોતે સગર્ભા થતાં જ એના સંબંધમાં રહેલી પાર્થિવતા એને સમજાઈ જાય છે; અને એનો મોહ છૂટી જાય છે; ત્યારે મૃગારાણી રામના વ્યક્તિત્વથી અંજાઇને કાર્તવીર્યની બાજી ઊંધી વાળે છે. આમ આ ત્રણ સાધારણ પ્રકારના અપવાદ સિવાય લગભગ બધા સ્ત્રી પાત્રો ઉપરોક્ત ગુણ બતાવે છે.

'પૌરાણિક નાટકો' માહેનાં ત્રીજા નાટક 'તર્પણ' માહેની સુવર્ણા એ ગુણ અતિશય ઉત્કટ રૂપે બતાવે છે. એ પરણી નથી; એણે માત્ર પ્રિયતમ જ શોધ્યો છે; છતા પોતાના સમગ્ર અસ્તિત્વનું અર્પણ એણે એના પ્રિયતમ સગરને કરી દીધું છે. નહિતર સગર એના પિતાના ભયંકર એવા દુશ્મનનો શિષ્ય છે. શેક્સપિયરનાં રોમિયો અને જુલિયેટ જેવી સ્થિતિ છે. કદાચ એથી પણ વધારે વિષમ: વીતહવ્ય એ વાત જાણે તો શું કરે એ કશું જ કહી શકાય નહી; તે છતાં એ સગર પર વિશ્વાસ મૂકે છે. એની સાથે એકરૂપ થાય છે.

શ્રી મુનશીના સ્ત્રી પાત્રો હંમેશાં આ રીતે માતા-પિતા કરતાં પ્રિયતમને વધુ મહત્ત્વ આપતા હોય છે. એમને માતાપિતાનો વિરોધ નથી હોતો. સુકન્યાની

પેઠે માતાપિતાની આજ્ઞામાં પણ એ રહેતાં હોય છે, એટલું જ નહીં, પરંતુ 'ગુજરાતનો નાથ' માંહેની મંજરી પેઠે પિતૃકુળની ઉચ્ચતા વારેવારે આગળ કરી એનો ગર્વ પણ રાખતાં હોય છે; પરંતુ પતિ કે પ્રિયતમનો એક વખત સ્વીકાર કર્યા પછી એ માતા-પિતા કે પિતૃકુળને સંપૂર્ણપણે વિસારે પાડી દે છે. સુવર્ણાની પણ એજ સ્થિતિ થાય છે, જો કે એ પિતા અને એના દુશ્મન ઔર્વ વચ્ચે સમાધાન થાય એવી ઇચ્છા સેવે છે; એના આછા પાતળા પ્રયત્નો પણ પોતાને પક્ષે એ શરૂ કરે છે; અને એના પિતા પણ પુત્રીવાત્સલ્યને વશ થઇ એની વાત સ્વીકારી લ્યે એવી આશા ઊર્મિઓ કરવા લાગે છે, પરંતુ સામે પક્ષે સગર એવા જ પોતાના કામમાં ગુરુ પાસે નિષ્ફળ ગયેલો હોય છે. ગુરુ સગરની પ્રણયલુબ્ધતાને નિર્માલ્યતા ગણે છે. એ હૃદયો પરનું વેર ઝંખે છે. પરિણામે એક બાજુ પ્રેમ અને બીજી બાજુ ધર્મ એવો સંઘર્ષ સગરને માટે ઉપસ્થિત થાય છે. આપણે શરૂઆતમાં સાહિત્યકૃતિના પ્રાણપ્રદ તત્ત્વ તરીકે તે સંઘર્ષ હોવાની વાત કરી, તે સંઘર્ષ આ નાટકમાં એક માત્ર સગર ભોગવે છે, સુવર્ણા એનાથી અલિપ્ત રહી છે. એના મનમાં સંઘર્ષ જ નથી. તેમ મંજરી, મીનલ કે મૃણાલવતી પેઠે સંઘર્ષના સામાપક્ષનું કામ પણ એ કરતી નથી. તેમ છતાં સંઘર્ષને પરિણામે પ્રાણ એને ગુમાવવો પડે છે. સમાજમાં ઘણીવાર નિર્દોષ વ્યક્તિઓ કોઈ બે ઝઘડતા પરિબળોની ભીંસમાં કચડાઇ જાય છે તેમ સુવર્ણા પણ કચડાઈ જાય છે. સગરનો એને માટેનો પ્રેમ પણ એને ઉગારી શકતો નથી.

બીજી બાજુ વીતહવ્ય ઔર્વ તરફ ગમે તેવો ભાવ રાખતો હોય; પરંતુ પુત્રીને માટે તો એ પ્રાણ પાથરવા તૈયાર હોય એવો લાગે છે. એના સોળ સંતાનોમાં એક એજ અવશેષ રૂપે વધી છે; અને એનું પણ શું થશે એ ચિન્તા તો એને છે જ; એથી જરૂર પડે તો પુત્રીના હિતને ખાતર ઔર્વ સાથે સંધી કરવામાં પણ એને બહુ હરકત હોય એવું ખાસ નથી લાગતું. એ સુવર્ણાને આનર્તરાજ સાથે પરણાવવા માગે છે; અને એ અસ્વાભાવિક નથી, કારણ કે ઔર્વના સામનો કરવા એને પોતાનું બળ વધારવું છે. એને સગરનો ખ્યાલ નથી; કદાચ હોય તો પણ કોઇ પિતા વિના કારણ દુશ્મનના દીકરાને જમાઇ કરવા તૈયાર થાય નહીં, એથી એ પોતાના બળનો આનર્તરાજ પસંદ કરે એ સ્વાભાવિક છે. તેમ છતાં આનર્તરાજની શિથિલતા જોયા પછી એની પરનો ભાવ એને ઊતરી જાય છે. એ બધી બાજુથી નિરાશ થઈ જાય છે એક બાજુથી ઔર્વનો ભય એને પજવી રહ્યો છે; બીજી બાજુથી આનર્તરાજની અયોગ્યતા ઉઘાડી પડી જાય છે. એવી બડાઇખોર વ્યક્તિને પણ જમાઇ તરીકે કોઇ ન ઇચ્છે. આમ બધી વાતે એના 'રંગમાં ભંગ' પડી જાય છે; છતાં એ પુત્રી પર રોષે ભરાતો નથી. પુત્રીએ જ આનર્તરાજને ચગવ્યો છે; અને વીતહવ્યનું કર્યું કારવ્યું ધૂળ મેળવ્યું છે. છતાં એ માત્ર દુઃખી જ થાય છે, અને એજ એનું પુત્રીવાત્સલ્ય અને પુત્રીહિત ચિન્તા બતાવે છે.

અને સુવર્ણા પણ વિરોધી નથી. જો કે સગર પ્રત્યેના પોતાના પ્રેમની વાત એ ગુપ્ત રાખે છે. એ દુશ્મનનો દીકરો હતો, એથી પિતા કેવું વલણ લ્યે એ ન કહી શકાય, વળી એ સિવાય પણ સંતાનો માતા પિતા અને ખાસ કરીને પિતા પાસે પોતાના પ્રેમ અને પ્રેમી વિષે વાત કરે એ આપણા દેશની સંસ્કારિતા અને સુરુચિ ને સુસંગત નથી લાગતું. પ્રહસન કે જેમાં વાસ્તવિકતાના અતિરેકને અથવા વિકૃતિને અવકાશ છે, એમાં ચાલે; પરંતુ જીવનના ગંભીર પ્રશ્નોની છણાવટ કરતી ગંભીર કૃતિઓમાં તો એ યોગ્ય નથી; અને 'તર્પણ' એવું જ નાટક છે. ધર્મ અને પ્રેમનો કૂટ પ્રશ્ન એમાં નિરૂપાયેલો છે. આગળ કહ્યું છે તેમ સંઘર્ષ એ બે વચ્ચે જ છે. સગર અને સુવર્ણા તો એમાં માત્ર કઠપૂતળી જેવાં છે. એ ભલે જીવન્ત અને ધબકતા હૃદયવાળાં હોય પરંતુ એમનું કંઈ જ વળતું નથી, ઔર્વ રૂપે વિધિ જ એમના ઉપર શાસન કરે છે, અને એમને એ સ્વીકારવું પડે છે. સુવર્ણા એથી પોતાની વાત પિતાને ન કહે એ સ્વાભાવિક છે

છતાં આવે વખતે વડીલોનો સહજ પણ વિરોધ કર્યા વિના અથવા એમનો રોષ વહોર્યા વિના પોતાની તરફ વાળી લેવાની ચતુરાઈ કેટલાક સંતાનો બતા-

વર્તા હોય છે. સુવર્ણા પણ એવી રીતે ધીમે ધીમે પિતાને પોતાની તરફ વાળી રહી છે. આનર્તરાજ સાથેના લગ્નનો પણ કશો વિરોધ કર્યો વિના એ પોતાને યોગ્ય નથી એવા શબ્દો પિતાને જ ઉચ્ચારવા પડે એવી સ્થિતિ એ ઊભી કરે છે. ઔર્વની બાબત-માં પણ એ પિતાને આશ્વાસક બની, એમની સાથે સંધિ માટે પિતાને તૈયાર કરવામાં કામયાબ નીવડે છે. પરંતુ એના એ બધા પ્રયત્નો પૂરા થાય એ પહેલાં જ ઔર્વ બધાનો વિનાશ સરજે છે. સુવર્ણાના બધા પ્રયત્નો અધૂરા રહી જાય છે, અને એ પોતે પણ મરી જાય છે. એથી પિતા પુત્રી વચ્ચેના વાત્સલ્યભાવ સિવાય એ બંનેના સંબંધમા આપણને વિશેષ કંઈ જોવા મળતું નથી. દેવયાની જેવી પિતૃ-ભક્તિ, સુકન્યા જેવી પિતૃઉપેક્ષા, કે અરુંધતી જેવી પિતૃ વિષેની અલિપ્તતા—એ કશું આમાં નથી; છતાં બંને વચ્ચેનો આદરણીય વાત્સલ્યભાવ આમા છે. અને વીતહવ્ય પણ શરૂઆતમા અતિશય ક્રર આલેખાયેલો હોવા છતાં પિતા તરીકે ખૂબ જ સ્વા-ભાવિક, વત્સલ અને આદરણીય બની રહે છે.

આમ પિતા પુત્રીના સંબંધને અનુલક્ષીને વાત કરીએ તો 'પૌરાણિક નાટકો'માં ભિન્ન ભિન્ન એવા પિતા પુત્રીનાં ચાર યુગલોનું આલેખન થયેલું છે, અને એમાં એ સંબંધના જુદા જુદા ચાર પાસાંઓ રજૂ થયા છે. તે છતાં આમાં પુત્રીઓની અપેક્ષાએ પિતૃઓ સંઘર્ષના જનક નથી બનતા એમની કૃતિ કે એમના આદર્શોએ સંઘર્ષ પેદા કરવામા મદદ કરી કે પેદા થયેલા સંઘર્ષ ઉગ્ર બનાવવામાં મદદ કરી છે, પરંતુ એનું જનકતત્ત્વ એક પક્ષે તો પુત્રીઓમાં જ રહેલું છે અને એ પણ મોટે ભાગે એમના અહંકાર, મહત્ત્વાકાંક્ષા, આત્મતૃપ્તિ અને એવા બધા સ્થૂળ, ભૌતિક આદર્શોને સિદ્ધ કરવા માટે જ છે. વળી એ સંઘર્ષ મુખ્યત્વે પરણેલી કે પરણવા તૈયાર થયેલી વ્યક્તિઓમાં જ અથવા એમને જ અનુલક્ષીને વિશેષ કરીને જોવામાં આવે છે, જે શ્રી મુનશીની સર્જકતાનું એક વિશિષ્ટ લક્ષણ છે

---

## રાષ્ટ્રધર્મ

સુપ્રસિદ્ધ મહારાષ્ટ્રિય દેશભક્ત અણ્ણાસાહેબ સહસ્રબુદ્ધેના જીવનનો એક પ્રસંગ છે.

તેમના જાપાનના પ્રવાસની વાત છે. તેઓ જ્યારે જાપાન્ ગયા ત્યારે જાપાનમાં રહેતા એક ભારતીય મિત્ર સારુ કેરીનો કરંડિયો સાથે લઈ ગયા હતા.

જાપાનની ભૂમિ ઉપર ઊતર્યા ત્યારે નિયમ મુજબ જાપાનના જકાત–અધિકારીએ તેમના માલસામાનની તપાસ આદરી. કેરીનો કરંડિયો જોઈને એ જાપાની અધિકારીએ પૂછ્યું: 'આ શું છે?'

'આમાં કેરી છે; એ એક સુમધુર ભારતીય ફળ છે. જાપાનમાં રહેતા મારા મિત્ર સારુ લાવ્યો છું.'

તરત જ જાપાની જકાત–અધિકારીએ કેરીનો વાંધો કાઢ્યો, કહ્યું: 'આ વસ્તુ તમે જાપાનમાં નહિ લઈ જઈ શકો. કેમકે, કેરી એ એક ભારતીય સુમધુર ફળ છે એમ તમે જણાવો છો. તમારા મિત્ર એ ખાશે—તમારા મિત્ર તેમના કોઈને કોઈ જાપાની મિત્રને પણ આ નવું ફળ ચખાડશે, એની પણ સંપૂર્ણ શક્યતા છે. એ જો અમારા જાપાની ભાઈ આ ફળ ખાય, અને એનો સ્વાદ તેને લાગે તો અમારે આ ફળ ભારતથી ખાસ મગાવું પડે. તેની પાછળ બીજા જાપાનીઓ પણ ચાલે. આનો અર્થ શું થાય? અમારું હુંડિયામણ આમ વ્યર્થ ભારતમાં ખરચાઈ જાય.'

આમ એ જાપાની અધિકારીએ સહસ્રબુદ્ધેની એ કેરીઓ જપ્ત કરી, એ કેરીઓને દરિયામાં પધરાવી દીધી!

—શિવસુંદરમ્

મુઠ્ઠી એટલે પોલાદ

પોલાદથી પ્રગતિ પર પકડ રાખો






## રાષ્ટ્રીય સંરક્ષણ નિધિમાં

## ઉદાર હાથે મદદ કરો.

ઉના તાલુકા સહકારી ખરીદ વેંચાણ સંઘ રાષ્ટ્રીય કટોકટીમાં પોતાની ફરજ અદા કરવા માટે કટીબદ્ધ છે.

ઉના તાલુકા સહકારી
ખરીદ વેચાણ સંઘ

**ઉના**

જિ૦ જૂનાગઢ
ફોન નં૦ ૭

## લાલજીભાઈ ગોકળદાસ

મેટલ વર્કસ

પિત્તળના મોટા સરકલ તથા
–: વાસણો માટે :–

લાતી રોડ, મોરબી.





આપના ખર્ચ કરેલ નાણાનુ સર્વોત્તમ વળતર
મેળવવા માટે :–

## હિન્દુસ્તાન પંપીંગ સેટો વાપરો

કારણ કે તગાવી અને સરકાર મન્ય છે
કરકસર માટે હિન્દુસ્તાન પંપીંગ સેટો ખાસ જાણીતા છે. હિન્દ સરકારે તેની ઉત્તમ બનાવટ માટે I. S.'I. સર્ટિફિકેટ આપેલુ છે.

વર્ષો સુધી સંતોષકારક સેવાની ખાત્રી
આ પંપીંગ સેટો ઇલેકટ્રીકનો બચાવ કરે છે,
તેની ખાત્રી નીચેની વિગતો પૂરી પાડે છે:

**ખેડ ખાતર ને પાણી – લાવે નસીબને તાણી**

ખેડ અને ખાતર માટે ખેડૂતની જવાબદારી વધુ છે અને તેથી વધુ મોટી જવાબદારીથી બચવા આજે જ
હિન્દુસ્તાનનો ક્રપણ સેટ વસાવો
અને પાક બમણો લો.

### શ્રી શક્તિ સૌરાષ્ટ્ર કોર્પોરેશન

ટેલિગ્રામ • ઓવરગ્રીન — ગરેડિયા કૂવા રોડ, રાજકોટ.

With Best Compliments
From :–

**'AMER FINANCE BOMBAY (P) LTD.'**

સર્વોત્તમ ખાંડ માટે

# નોર્થ બિહાર સુગર મિલ્સ, લિમિટેડ

ઈન્ડિયા એક્સચેન્જ
કલકત્તા – ૧
ફોન : ૨૨-૨૦૭૨ ગ્રામ : NOBISUGE

મિલ સ્થળઃ
રેલ્વે સ્ટેશન, બગહા,
પો. ઓ. નારાઈપૂર
જિ. ચંપારણ (બિહાર)
(ગ્રામ : KANORIA)

અપર ગેન્જીઝ સુગર મિલ્સ લિમિટેડ
ધ ઔંધ સુગર મિલ્સ લિમિટેડ
ન્યુ ઇન્ડિયા સુગર મિલ્સ લિમિટેડ
ધ ન્યુ સ્વદેશી સુગર મિલ્સ લિમિટેડ
ભારત સુગર મિલ્સ લિમિટેડ
ગોવિંદ સુગર મિલ્સ લિમિટેડ

શેરડીમાંથી

**શુદ્ધ કણીદાર ખાંડ**

બનાવનાર

મેનેજિંગ એજન્ટસ:

**ધ કોટન એજન્ટસ પ્રાઇવેટ લિમિટેડ**

ઇન્ડસ્ટ્રી હાઉસ, ૧૫૯, ચર્ચગેઈટ રેકલેમેશન,

મુંબઈ—૧



# વૈષ્ણવજન

[ પરપીડાહારી લોકોપકારી વિશ્વજન એ જ ઉપાસ્ય

૧૮

રૂપાયતન પ્રકાશન ઓગસ્ટ ૧૯૬૩

# ની આગેકુચ..

—સૌરાષ્ટ્રમાં પહેલુ પગલું ભર્યું,
—દેશભરમા વખણાયુ,

**હવે પરદેશમાં પ્રશંસા પામેછે.**

—૬/૭ હોર્સ પાવરના એન્જીનોએ ખેડુત ભાઈઓની આબાદીમા ફાળો આપ્યો,

**હવે ૮/૧૦ હોર્સ પાવરના એન્જીનો તે ફાળામાં ઉમેરો કરેછે.**



**પટેલ માવજી કાનજી એન્ડ બ્રધર્સ**
વેદાગેટ, રોડ, રાજકોટ

# 'નવજીવન'નું ગાંધી સાહિત્ય

### ગાંધીજીનાં પુસ્તકો

| | |
|---|---|
| અનાસક્તિયોગ | ૦.૫૦ |
| અનાસક્તિયોગ [મૂળ ગીતા પાઠ સાથે] | ૧.૦૦ |
| અસ્પૃશ્યતા | ૦.૨૫ |
| અહિંસાનો પહેલો પ્રયોગ | ૧.૦૦ |
| આત્મકથા | ૨.૦૦ |
| આત્મકથા [સસ્તી આવૃત્તિ] | ૧.૫૦ |
| આત્મકથા [સંક્ષિપ્ત] | ૧.૦૦ |
| આરોગ્યની ચાવી | ૦.૪૫ |
| આશ્રમજીવન | ૦.૩૭ |
| કેળવણીનો કોયડો | ૨.૫૦ |
| ખરી કેળવણી | ૨.૫૦ |
| ગામડાંની પુનર્રચના | ૧.૨૫ |
| ગામડાંની વહારે | ૦.૨૫ |
| ગાંધી-સરકાર પત્રવ્યવહાર : ૧૯૪૨–૪૪ | ૨.૫૦ |
| ગીતાબોધ | ૦.૩૦ |
| ગોસેવા | ૧.૫૦ |
| ત્યાગમૂર્તિ | ૨.૦૦ |
| દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ | ૨ ૦૦ |
| દિલ્હી ડાયરી | ૩.૦૦ |
| ધર્મમંથન | ૨ ૦૦ |
| ધર્માત્મા ગોખલે | ૦.૫૬ |
| નિત્ય મનન | ૧.૦૦ |
| 'નીતિનાશને માર્ગે' | ૦.૬૨ |
| પાયાની કેળવણી | ૧ ૨૫ |
| પાંચમા પુત્રને બાપુના આશીર્વાદ | ૩.૦૦ |
| પ્રેમપંથ-૧ થી ૧૦ | ૨ ૬૦ |
| બાપુના પત્રો : ૧–૬ | ૧૦.૫૦ |
| બાળપોથી | ૦ ૧૯ |
| બાપાવાર રાજ્યરચના | ૦.૧૯ |
| મંગળપ્રભાત | ૦.૧૯ |

| | |
|---|---|
| મારો જેલનો અનુભવ | ૦.૬૦ |
| યરવડાના અનુભવ | ૧.૦૦ |
| રચનાત્મક કાર્યક્રમ | ૦.૩૧ |
| રામનામ | ૦.૬૨ |
| વર્ણવ્યવસ્થા | ૧.૦૦ |
| શિક્ષણનું માધ્યમ | ૦.૧૯ |
| સત્ય એ જ ઈશ્વર છે | ૦.૬૨ |
| સત્યાગ્રહાશ્રમનો ઇતિહાસ | ૧.૦૦ |
| સર્વોદય | ૦.૧૯ |
| સંયમ અને સંતતિનિયમન | ૨.૦૦ |
| સોક્રેટીસનો બચાવ | ૦.૧૫ |
| હરિજનસેવકો માટે | ૦ ૨૫ |
| હિંદ સ્વરાજ | ૦.૩૭ |

### ગાંધી વિચારમાળા

| | |
|---|---|
| પંચાયતરાજ | ૦.૨૦ |
| સંતતિનિયમન : સાચો માર્ગ અને ખોટો માર્ગ | ૦.૪૦ |
| શાકાહારનો નૈતિક આધાર | ૦.૨૫ |
| ગીતાનો સંદેશ | ૦.૨૫ |
| વિશ્વશાંતિનો અહિંસક માર્ગ | ૦.૩૫ |
| સામ્યવાદ અને સામ્યવાદીઓ | ૦.૨૫ |
| મારો સમાજવાદ | ૦.૩૫ |
| સહકારી ખેતી | ૦.૨૦ |
| ઇશુ–મારી નજરે | ૦.૩૦ |
| જાતમહેનત | ૦.૨૫ |
| ગ્રામોદ્યોગ | ૦.૨૫ |
| વાલીપણાનો સિદ્ધાંત | ૦.૩૦ |
| આપણો ખોરાકનો પ્રશ્ન | ૦.૪૦ |
| દારૂબંધી–કોઈ પણ ભોગે | ૦.૨૫ |
| ભારતના નવા રાજ્યો | ૦.૩૫ |
| કોંગ્રેસનું ભાવિ | ૦.૩૫ |
| હડતાળો | ૦.૩૦ |

### કાકાસાહેબ કાલેલકરનાં પુસ્તકો

| | |
|---|---|
| ઉગમણો દેશ | ૨.૦૦ |
| જીવનચિંતન | ૨.૫૦ |
| જીવનનો આનંદ | ૪ ૦૦ |
| રખડવાનો આનંદ | ૪.૦૦ |
| જીવનપ્રદીપ | ૨.૦૦ |
| જીવનલીલા | ૨.૫૦ |
| પૂર્વ આફ્રિકામાં | ૩.૦૦ |
| બાપુની ઝાંખી | ૧.૦૦ |
| મીઠાને પ્રતાપે | ૧.૦૦ |
| રવીન્દ્ર-સૌરભ | ૨.૫૦ |

### અન્ય ગાંધીસાહિત્ય

| | |
|---|---|
| અમારા બા | ૧.૫૦ |
| એકલો જાને રે | ૨ ૦૦ |
| ગાંધીજીનાં પાવન પ્રસંગો ૧-૩ | ૧.૦૭ |
| ગાંધીજીની સાધના | ૨.૨૫ |
| ગાંધીજીનો વિનોદ | ૦.૬૫ |
| જીવનનું પરોઢ | ૮.૦૦ |
| બા બાપુની શીળી છાયામાં | ૨.૨૫ |
| બાપુ | ૧.૨૫ |
| બાપુ–મારી નજરે | ૨.૦૦ |
| બાપુ-મારી મા | ૦.૫૦ |
| બાપુના કારાવાસની કહાણી | ૬.૦૦ |
| બાપુની છ યામા | ૨.૫૦ |
| બાપુની પ્રસાદી | ૨.૦૦ |
| બાપુની સેવામાં | ૨.૦૦ |
| બાપુની વાતો | ૦.૪૦ |
| બિહારની કોમી આગમાં | ૩ ૦૦ |
| મહાદેવભાઈની ડાયરી ૧ ૫ | ૨૫ ૦૦ |

### નવાં પ્રકાશનો

| | |
|---|---|
| ગ્રામસ્વરાજ | ૨ ૦૦ |
| શ્રીરામચરિત | ૫ ૦૦ |
| ગાંધીબાપુ | ૧.૫૦ |
| ગીતા અને કુરાન | ૩.૦૦ |
| આપણે સૌ એક પિતાનાં સંતાન | ૩.૦૦ |
| પાયાની કેળવણીમાં અનુબંધની કળા | ૨.૫૦ |
| ખાદી શા માટે? | ૩.૦૦ |
| ભાવિ સમાજરચનાની દિશામાં | ૪ ૦૦ |

**અમારાં અન્ય પુસ્તકોની માહિતી સૂચિપત્ર મંગાવ્યેથી મોકલી આપવામાં આવશે.**

---

લોકજીવન (પખવાડિક) તંત્રી : મણિભાઈ દેસાઈ : લવાજમ : રૂ. ૩ (દેશમાં) : રૂ. ૫ (પરદેશમાં)

## નવજીવન ટ્રસ્ટ : અમદાવાદ–૧૪

શાખાઓ : કલ્યાણભવન, રિલીફ રોડ, અમદાવાદ; ૧૫૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨; કણપીઠ બજાર, ભાખાજીરાજ રોડ, રાજકોટ; કોઠી સામે, રાવપુરા, વડોદરા; ૪૧, ઇડન હૉસ્પિટલ રોડ, કલકત્તા–૧૨.

# વૈષ્ણવજન



વર્ષ ૨ • ('પ્યારાબાપુ' વર્ષ ૧૬) : : અંક ૫ : સળંગ અંક ૧૮૫ . ઑગસ્ટ : ૧૯૬૩

## અનુક્રમ



સંપાદક નવીન ગાંધી

પ્રકાશક અને મુદ્રક • ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય જૂનાગઢ

### સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું અંક સિલિકમાં હશે તો મોકલાશે

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે

* * *

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંસ્થા તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

*

(લેખકોને)

'વૈષ્ણવજન'મા સંસ્કૃતિ, કલા શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામા આવે છે

લખાણ સાફ, મૌલિક તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું

સામાન્ય રીતે કૃતિના સ્વીકાર બાબત પખવાડિયામાં જવાબ આપવામાં આવે છે

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઑફપ્રીન્ટ્સ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી અઠવાડિયામા લેખકોને મોકલાય છે

લવાજમ

દેશમાં (વરસનું) છ રૂપિયા

પરદેશમાં બાર સિલિંગ

વૈષ્ણવજન, રૂપાયતન, ગિરિતળેટી

જૂનાગઢ

ફોન નં. ૮૮

૬

વૈષ્ણવજન



ઉદ્ધરેદાત્મનાત્માનમ્

## મેઘલી રાત

સરોદ

તુલ્યનિન્દાસ્તુતિર્મૌની સંતુષ્ટો યેન કેનચિત્ ।
અનિકેત. સ્થિરમતિર્ભક્તિમાન્મે પ્રિયો નરઃ ॥
ભ. ગી. ૧૨-૧૯

પરમેશ્વરના બંદા. કેવું સુંદર નામ! હેન્રી સુસો આ મિત્રમંડળનો અધ્યક્ષ હતો. એકાંતપ્રિય, અભ્યાસપ્રેમી અને તત્ત્વવિદ્ સુસો બસ પોતાનું ઘર અને ભલો પોતે ગણી જનસમૂહથી દૂર રહેતો. આથી સમાજને તેના પ્રત્યે આદર હોવા ઉપરાંત આકર્ષણ રહેતું. સુસોને તેના મિત્રો સમાજમાં હળવા મળવા અને જ્ઞાનોપદેશ દેવા વીનવતા. પણ આ અળગા રહેવા ઇચ્છતા આત્માને સમાજનો સંપર્ક કોઇ પ્રકારે ખપતો નહી તેમ જ ગમતો પણ નહીં. તેને જાણે કે એક સુંદર દર્શન લાધ્યું હતુ અને તે આ દર્શનને ફરી ફરી મનન દ્વારા ઘુંટવામાં રત રહેતો.

એક રાત્રે અચાનક તેના અંતરમાંથી અવાજ ઊઠ્યો, પરમેશ્વરના બંદાએ પરમેશ્વરનું કાર્ય કરવું જોઇએ. સુસોએ પૂછ્યું; શું કાર્ય? અવાજ આવ્યો; પરમેશ્વર પ્રાણી માત્રના મિત્ર છે અને તે બધાનું હિત ચાહે છે. સુસોએ કહ્યું; તે હશે, પણ મને એકાંત સેવીને તેનું શું? જવાબ આવ્યો; સુસો, ખરું એકાંત જનસમૂહ વચ્ચે છે, ઘરના ખૂણે નહી: જા અને પરમેશ્વરી જ્ઞાનનું ઉદ્બોધન કર. અંતરમાંથી આવતું આ વેણ એવું આજ્ઞાવાહક હતું કે સુસો તેને ઠેલી શક્યો નહીં. કચવાતે મને તે બહાર નીકળ્યો અને જ્ઞાનપ્રચારના કાર્યમાં પ્રવૃત્ત થયો.

સુસોના હૃદયમાંથી દુનિયાદારીએ દેશવટો લીધો હતો, જ્ઞાનના પ્રકાશથી તેનું હૃદય ઝગારા હતું, પણ સમાજથી અનિમ રહેવાની તેની ઇચ્છા સૂક્ષ્મ અહંની દર્શક હતી. પરમેશ્વરે તેના આ અહંને ગાળવા યથોચિત ઘટના ઘડી હતી. પણ તેની સુસોને ક્યાં ખબર હતી?

'પ્રેમગલી અતિ સાંકરી, તામેં દો ન સમાય.'

સુસો જનસંપર્કમાં આવ્યો કે તેને પહેલો જ એવો અનુભવ થયો કે જેટલું તેના લેખનમાં બળ હતું તેના સોમા ભાગનું પણ તેના વ્યાખ્યાનમાં આવતું ન હતું. જ્ઞાનચર્ચામાં તે થોથવાઇ જતો. તાત્કાલિક શો જવાબ આપવો તે તેને સૂઝતું નહીં, આથી તે જનસમૂહમાંથી ઊઠેલી શંકાને નિવારી શકતો નહીં. ઘરે જતો કે ઉકેલ સૂઝતો પણ વ્યાખ્યાનગૃહમાં જતાં વેંત જાણે તેની સમગ્ર શક્તિ હરાઈ જતી. આથી દિન પ્રતિદિન તેના તરફનું આકર્ષણ ઘટવા લાગ્યું, આદર ઓછો થવા લાગ્યો. તેના મિત્રોને પણ લાગ્યું કે સુસોને અધ્યક્ષ બનાવવામાં ભૂલ થઈ છે.

સુસો પોતાને ઘેર એકાંતમાં પ્રાર્થના કરતો; હે પ્રભુ, આવું શા માટે? આથી તો હું નથી જનોપયોગી કાર્ય કરતો કે નથી મારા ચિત્તને સ્વસ્થ રાખી શકતો. જવાબ આવતો; પ્રભુના બંદા ક્યારે ફરિયાદ કરે છે સુસો, કે-તું ફરિયાદ કરે છે? પ્રભુના કાર્યમાં થપ્પડ ખાનારે ગાલ પણ પંપાળવાનો નથી હોતો, માત્ર બીજો ગાલ જ ધરવાનો હોય છે, તે ભૂલી ગયો? સુસો ફરી જનસંપર્કમાં સાધતો, વધારે

ને વધારે હાર પામતો ને ભોંઠામણ અનુભવતો. આથી સુસોની જ્ઞાની તરીકેની નામના નહીંવત થઇ ગઇ. માત્ર સજ્જન તરીકેની સુવાસ રહી.

ત્યારે તેના મિત્રમંડળના હરીફ સભ્યોએ તેના સામે ઝુંબેશ ઉપાડી. અધ્યક્ષ તરીકે સુસો નહીં જોઇએ તેવો પ્રચાર શરૂ થયો. એકાંતમાં સુસો રડી પડ્યો કે તરત અંતરનો અવાજ આવ્યો; પરમેશ્વરના બંદાને રડવાની મનાઈ છે, રહો. સુસો ઘા ખાઇ ગયો. તેને થયું ઘવાયેલ પશુ પણ ઘાને ચાટે છે, તેટલી સુવિધા પણ નહીં? અવાજ ઊઠ્યો; તું પશુ છો? સુસો મનોમન શરમાઇ ગયો.

મિત્રમંડળના હરીફ સભ્યોને લાગ્યું કે હજી સુસો હાર કબૂલ કરતો નથી ને અધ્યક્ષપદ મૂકતો નથી. આથી તેઓએ એક હલકા સ્વભાવની બાઇને ઉશ્કેરી. આ બાઇને હરામના હમેલ રહેલ. તેણે જાહેર કર્યું કે તેની આ સ્થિતિ માટે સુસો જવાબદાર છે. ચોરે ને ચૌટે આ વાત ચર્ચાવા લાગી. આ વગોવણાથી સુસોનું હૃદય વીંધાઇ ગયું. તેણે પ્રભુને પ્રાર્થના કરી; હે ભગવાન, તમારો કરુણાનો સ્રોત કેમ સુકાઇ ગયો છે? કસોટીની પણ હદ હોય ખરી કે? જવાબ આવ્યો; શાશ્વત પરમાનંદની પ્રાપ્તિ માટે આટલું ક્ષણિક દુઃખ ભોગવતાં આટલી રાડારાડ! તને પરમેશ્વરનો બંદો કેમ કહેવો? સુસો પાસે આ પ્રશ્નનો મૌન સિવાય કશો જ જવાબ ન હતો.

એ હલકી બાઇ પુત્રને પ્રસવ આપી ચાલી ગઇ. પોતાની પાડોશણ બાઇને બાળક સોંપી તે કહેતી ગઇ કે આ સુસોનું બાળક છે, તેને આપજે, તે ઉછેરશે. પાડોશણ બાળકને લઇ સુસો પાસે આવી. બાળકને જોઇ સુસોની આંખમાંથી શ્રાવણ ભાદરવો વરસવા લાગ્યા. બાઇએ કહ્યું; તારાં વગોણાંનું કારણ આ બાળક છે. તું ગભરા મા, હું તેને ઠેકાણે કરી નાખીશ. સુસો રાડ પાડી ઊઠ્યો; ના, ના, એવું તે થાય? તેણે બાળકને ખોળામાં લીધું ને એકીટશે તે બાળકના નિર્દોષ મુખને જોઇ રહ્યો. આંખોમાંથી અવિરત વહેતી ધારા બાળકના મુખને ભીંજવતી રહી. તેણે ડૂસકાં ભરતા અવાજે બાઇને કહ્યું; મારા પ્રભુને ત્યાં કશી કમીના નથી. તે મને જોઇતું આપે છે ને મારી સંભાળ લે છે, તેમ આ બાળક માટે પણ જોઇતું આપશે ને તેની સંભાળ પણ લેશે. પછી બાળકને ઉદ્દેશી તે બોલ્યો; તારી હતભાગી માએ તારો ત્યાગ કર્યો છે, તારો હતભાગી પિતા તારો સ્વીકાર કરતો નથી, પણ તું હતભાગી નથી. પરમેશ્વરે તારો સ્વીકાર કરી તારી જવાબદારી મને સોંપી છે, તે હું પૂરી કરીશ હું તારો પિતા છું ને તું મારો પુત્ર છો. હું તને કૈં કમીના નહીં પડવા દઉં, મારા વ્હાલા બાળક! આંસુ પીતા મોએ તેણે બાળકને ચૂમી ભરી અને તે બાઇને બાળક પાછું આપતા કહ્યું; બહેન, આ બાળકને મારા વતી તું ઉછેર. તેનું બધું ખર્ચ હું ભોગવીશ. બાઇને ખાત્રી થઇ ગઇ કે સુસો નિર્દોષ છે. તેણે બાળકની જાળવણીનો સ્વીકાર કર્યો.

આ હકીકતની ખબર પડતાં સુસોના મિત્રોએ પણ તેનો ત્યાગ કર્યો. તેની સાથે હળવું મળવું લાંછનરૂપ ગણાવા લાગ્યું. તેણે ફરી પ્રાર્થના કરી; હવે તો હદ થાય છે હરી! તુરત જવાબ આવ્યો; સુખદુઃખમા સમાન ભાવે રહેવું તે તારો ઉપદેશ ક્યાં ગયો? માનાપમાન સરખાં ગણવા તેમ ઉપદેશનાર તું કે બીજો? તારું કટાણું મો પરમેશ્વર પ્રત્યેનો તારો અણગમો બતાવે છે, આંસુથી છલકતું મોં પરમેશ્વર પ્રત્યેની તારી નારાજી દર્શાવે છે. સુસો ભોંય સરસો ઢળી પડ્યો. તેણે કહ્યું; મારા માલિક, તું જે કરે તે મારે મંજૂર છે. નર્કમાં લઈ જા તો ય ભલે, પણ મારાથી ક્ષણ માત્ર વિખૂટો પડતો નહીં, એટલું જ માગું છું. હવે કટાણું મોં કરું તો જાહેરમાં જોડા મરાવજે મારા પ્રભુ, હું એને જ લાયક ગણાઇશ.

ત્યારથી સુસોના જાહેર વ્યાખ્યાનમા જોમ આવવા લાગ્યું. તે હર શંકાનુ સમાધાન કરવા લાગ્યો. તેની વિદ્વત્તાનું તેજ ફરી ઝળહળી ઊઠ્યું. હલકા સ્વભાવની બાઇને થયું કે આવા સતપુરુષને મે ખરું ખોટી રીતે દૂભવ્યો. તેણે જાહેરમા પોતાના પાપનો એકરાર કર્યો. સુસો સમાજમાં વધારે આદરપાત્ર બન્યો. મેઘલી રાતનો અંધકાર હટી ગયો પણ હવે એ હકીકતની સુસોને ક્યા પરવાહ હતી? તે ખરેખર પ્રભુનો બંદો બન્યો હતો ને!

# ગાંધીકથા

કથા ગાંધીજીની જેવી સાંભળી તેવી ઓચરું

કહે છે જાણકારો કે આપણી આ ભૂમિ પરે
(નથી વર્ષ થયાં ઝાઝાં) મહાત્મા વસતો હતો.

એને સૌ-મિત્ર ને શત્રુ-ગાંધી નામે પિછાણતા;
ઘણા જ ગો ઠર્યો જો કે એને કો શત્રુ ન'તા.

સવારે ઊઠીને વ્હેલો રામધૂન મચાવતો,
આછેરા સ્મિત ને વેણે કાલકૂટ પચાવતો.

નાની શી કૃશ કાયાનો, આમથી તેમ દોડતો
ગુલામીદુર્ગની ટોચે મુક્તિનો ધ્વજ ખોડતો.

ગીતાને ઘૂંટીને એણે નિષ્કામ કર્મનો રસ
કાઢ્યો (આજે જરા આવી લાગશે વાત નીરસ.)

કહે છે જાણકારો કે મુક્ત ભારતમાં પછી
એકસાંજે મહાત્મા એ રામધૂન મચાવવા
જતો'તો ત્યાં 'અજાણ્યા કો પાગલે' છોડી ગોળીઓ
રામના નામની સાથે ધરતી પર એ ઢળ્યો.



દિલ્હીમાં જ્યાં રચાઇ કે સામ્રાજ્યોની સમાધિ ત્યાં
ગાંધીની યે ચણાઈ છે સમાધિ તો સુશોભિત
(ફૂલના ઢગલામાં ના દેખાતા ઘાવ અંકિત.)

જાણકારો કહે છે કે સમાધિ છોડીને કદી
અંધારી ઘોર રાત્રિમાં ફરવા ગાંધી નીકળે;
તો વળી કોઈ ત્યાં બેઠો ગાંધીના શબ્દ સાંભળે

"અજાણ્યા પાગલોથી હું વીંધાયો એટલો નથી
જેટલો જાણનારાથી મને રોજ વીંધાઉં છું."

ફૂલ લૈ આવતા કોઇ નેતાને જોઈ દૂરથી
છાનોમાનો, કહે છે કે સાધુ સમાધિમાં સરે.
ક્યારેક ફૂલમાં તાજા ભીનાશ આંસુ નીતરે

તમને તો કથા આખી લાગી પરીકથા, ખરું ?
કહે છે ને કે કથાથીયે અદ્ભુત હોય છે ખરું '

—જયન્ત પાઠક

છે. ત્યારે આપણને થાય છે કે આ દુઃખના કારાગાર-માંથી નાસી છૂટવાનો કોઇ માર્ગ ખરો? ત્યારે મારે કહેવું પડે છે કે, એ માર્ગ છે અને તે હંમેશાં ખુલ્લો જ છે. એ માર્ગ છે શ્રદ્ધાનો. ઇશ્વરે પોતાની સ્નેહ-ભરી કરુણાથી એક અદૃશ્ય પર એ દીપકને જલાવીને રાખેલો જ છે. એના ઝગમગતા પ્રકાશથી આપણે કોઈ નવી જ સૃષ્ટિમાં પ્રવેશ કરીએ છીએ. જ્યાં કામ, સેવા અને મનગમતા મિત્રો આપણું સ્વાગત કરવા ખડેપગે ઊભેલા હોય છે.

*

મન પર એકવાર નિરાશા સવાર થઈ જાય છે ત્યારે જીવનમાં પુષ્કળ અવ્યવસ્થા અને આત્મ-વ્યાકુળતા ઘર કરી જાય છે. નિરાશાવાદીઓ આ બધું ભૂલી જવા કહેતા હોય છે—'બસ, ખાઓ, પીઓ ને મોજ કરો, કારણ કોણ કાલે જીવતું રહેવાનું છે! સૌ કોઇ મરી જવાના તો છીએ જ!' પણ જો મેં મારાં જીવનને આ નિરાશાવાદીઓની જેમ જોયું હોત તો તો મારું સત્યાનાશ નીકળી ગયું હોત. આ પ્રકાશ, આનંદ ચેતના બધું ક્યાંથી મેળવી શકી હોત?

*

હું રાત દિવસ માંગતી રહી અને કદી પણ સંતોષ ન પામી. હું સૌથી અલગ બની એકાંતમાં જઇ બેસતી અને ભય અને નિરાશાના વિચારોમાં વિંટળાઇ પડતી. પણ બીજી જ પળે મને વિચાર આવ્યો કે હું મારો તથા બીજા પ્રત્યે એક પ્રકારનું કર્તવ્ય સમજું છું. એ કર્તવ્ય મારી શક્તિ પ્રમાણે કંઈક કરી છૂટવું. હું ખૂબ જ ખુશ રહું એમ મેં વિચાર્યું ને આજે હું બધી જ યાતનાઓથી મુક્ત છું.

*

ઇશ્વરી-કૃપામાં બાળકની જેમ સરળ વિશ્વાસ અનેક સમસ્યાઓને હલ કરી નાંખતી હોય છે—પછી મુશ્કેલી ચાહે ધરતી પરની હોય કે સમુદ્ર પારની હોય. મુશ્કેલીઓ તો ડગલે ને પગલે ઊભી જ છે. સમજો તો એ જીવન-સંગીતનું વાજિંત્ર પણ છે. સમજો કે એ આપણા જીવનનો મહાન મિત્ર પણ છે. અને એ જ આપણી સતત દેખરેખ રાખી રહ્યો છે. જો આવો વિચાર આપણે આપણા અંતરાત્મામાં દૃઢ કરી લઇએ તો આપણે લગભગ જે ચાહીએ તે કરી શકીએ એમ છીએ. અને ત્યારે આપણે આપણી ઇચ્છા કરવાની કોઈ સીમા બાંધી લેવાની પણ જરૂર પડતી નથી. અને ત્યારે જગતની તમામ સુંદરતાને આપણે આપણી હથેળીમાં ભરીને પી શકીએ છીએ.

*

મારાં જીવનમાં દરરોજ હું ત્રણ બાબતો માટે ઈશ્વરને ધન્યવાદ આપું છું. એણે પોતાના કાર્યોને જાણવાની શક્તિ મને આપી. અને વધારે ધન્યવાદ એટલા માટે આપું છું કે એણે મારાં અંધકાર ભર્યાં જીવનમાં શ્રદ્ધાનો દીપક પ્રગટાવ્યો. સૌથી વધારે ધન્યવાદ એટલા માટે કે હું એક એવા જીવનની કલ્પના કરી શકું છું કે જે પ્રકાશ, ફૂલો અને દિવ્ય સંગીતથી હું આજે આનંદમાં ચકચૂર રહી શકું છું.

*

સુખનું એક દ્વાર બંધ થતાં બીજું ખૂલી જતું હોય છે. પણ કોઈ વાર શું? અનેક વાર આપણે બંધ દરવાજા તરફ એ આશાએ તાકી રહ્યા હોઇએ છીએ કે એ હમણાં ખૂલશે, હમણાં ખૂલશે. જ્યારે બીજું દ્વાર જે આપણાં માટે ખૂલી ગયેલું છે એ આપણે જોઈ પણ શકતા નથી.

---

## મરજાદ!

પતંગ આકાશમાં ઊંચે ઊંચે ઊડી રહ્યો હતો. બરાબર એ જ વખતે આકાશમાં એક ગરુડ પણ પાંખો વીંઝતું કને પતંગને પાર કરી ઉપર ઊંચે ઊડી ગયું. પતંગને થયું: જો આ દોરનું બંધન ન હોત તો બસ, હું ય આમ જ સ્વચ્છંદતાથી ઊંચે ઊડતને! થયું, જેવી ભાવના તેવી સિદ્ધિ! ક્ષણિક આવેશમાં ને આવેશમાં પતંગ પોતાને દોરથી મુક્ત કરી બેઠો. એક ક્ષણ તો તે ઊંચે ઊડ્યો, પણ તરત જ નીચે નીચે અને છેવટે છેક જ નીચે પડ્યો, ક્યાં પડ્યો તેનો પત્તો ય ન લાગ્યો.

# કઠણ કરમનો ભારો

સરોદ



[ક્યારેક કાવ્યની પૂર્વભૂમિકા તેના આસ્વાદમા વધારો કરે છે. નીચેની ટૂંકી નોંધ કદાચ આ ભજનને વધુ આસ્વાદ્ય બનાવશે.

લાડકી અને બાઉદિન ગિરનારનો ખોળો ખૂંદી વઢિન લાકડાના ભારા પર ગુજરાન કરતા. દાતરડીના કકરામણુ માટેનો પૈસો પણ તેઓ પામે ન બચવા પામતો. આવી સ્થિતિમાથી હવાની એક લહેરી આવે ને તત્કાળ પાંદડું ફરી જાય તેમ તેમના નસીબનુ પાંદડું ફરી ગયુ. લાડકી જૂનાગઢના નવાબનાં બેગમ બન્યા અને બાઉદિનભાઈ વઝીર. આ કથા વૈષ્ણવજનના ગયા અંકમા આવી ગઈ છે. તેના લેખક શ્રી૦ પિંગળશી મેઘાણંદ રેડિયો પર પોતાના દૂહા અને છંદ રજૂ કરવા રાજકોટ ગયા. ત્યા તેમને ગુજરાતના સુપ્રસિદ્ધ કવિ શ્રી૦ ત્રિભુવન ગૌરીશંકર વ્યાસનો મેળાપ થયો. કવિશ્રીએ પિંગળશીભાઈને પૂછ્યુ, આ લાડની અને બાઉદિનના ભાગ્યનું પાંદડુ ફેરવનાર લહેરી ક્યાથી આવેલ તે ખબર છે? પછી તેમણે પિંગળશીભાઈને નીચેના ભજનમા ગૂથી લેવામા આવેલ છે તે હકીકત કહી. પિંગળશીભાઈએ આ વાત શ્રી૦ સરોદને કરી.

અન્ન અને દાતને ભેગા કરાવનાર લાકડાનો આખો ભારો સતચરણમા હોમવી દેનાર ભક્તહૃદય અને નાની સેવાનુ મહા ફળ આપનાર સતકૃપાનો મહિમા ગાવાની સુવેળા સાપડી તે માટે પરમેશ્વરનો ઉપકાર માની સરોદે આ ભજન રણઝણાવ્યું.]

૧. ખુદાનો, ૨ શ્રી સહજાનંદજી મહારાજનો

એમ ઉતાર્યો ભારો
ગુણાતીતે એમ ઉતાર્યો ભારો.

સ્વામી મંદિરનો મોટો મહંત એ,
મોટપથી રહે ન્યારો;
દામોદર કુંડમાં સ્નાન શું સંચર્યો,
સાથ સાધુ સથવારો.
ગુણાતીતે એમ ઉતાર્યો ભારો.

સ્નાન કર્યું ને કંઈ ટાઢ ચડી એવી,
એનો ન આરો વારો;
સંતપુરુષને ભેખની ભેખના,
ભેખ એ ભેખનહારો.
ગુણાતીતે એમ ઉતાર્યો ભારો.

સાધુમંડળને સ્વામી કહે, તમે
લાવો લકડિયાંનો ભારો;
અંગ શેકયા વિણ ધ્રૂજી રહેલ આ
દેહનો નથી ઉગારો.
ગુણાતીતે એમ ઉતાર્યો ભારો.

બાઉદિન લાડકી કરગઠ વીણવા
ખૂંદી વળે ગિરનારો;
ભાઈ ને બહેનનો આજ અચાનક
ચમક્યો ભાગ્યસિતારો.
ગુણાતીતે એમ ઉતાર્યો ભારો.

લાડકી કહે, એલા બાઉદિન જોઈ લે,
આ છે ફિરસ્તો ખુદારો;[1]
ટાઢથી કંપતા સ્વામીના ચરણે
ઠાલવી દે ભાર તારો.
ગુણાતીતે એમ ઉતાર્યો ભારો.

ભારો છોડ્યો ને કરગઠ ચેતવ્યાં,
ઓટ્યો સ્વામી સહજારો;[2]
ભાઈ ને બહેન, તમે કઠણ કરમનો
ભાર ઉતાર્યો તમારો.
ગુણાતીતે એમ ઉતાર્યો ભારો.

લાડકી બેગમ રાજ કરે ને
બાઉદિન વજીર દુલારો;
જૂનાણાંની જોગી જમાતમાં
ગુણાતીતાનંદ પ્યારો.
ગુણાતીતે એમ ઉતાર્યો ભારો.

# ગ્રામવિકાસ કાર્યક્રમની પીછેહઠ

રતિભાઈ ગોંધિયા

રચનાત્મક ક્ષેત્રના એક માસિકના તંત્રીએ મને પૂછાવ્યું કે 'ભારતમાં ગ્રામવિકાસના કાર્યક્રમને મળેલી પીછેહઠના તમારી નજરે શું મહત્ત્વના કારણો છે?' એ પત્રમાં જે મુદ્દાઓ ઉપસ્થિત કરવામાં આવ્યા હતા તેને મેં નીચેના બે પ્રશ્નોમાં વહેંચી નાંખ્યા.

૧ ભારતના આર્થિક ગ્રામવિકાસના કાર્યક્રમનું ઉત્સાહજનક પરિણામ નથી આવ્યું તેનું શું કારણ છે?

૨ સામાજિક, શૈક્ષણિક, ખેતી ઉત્પાદન અને અન્ય ઉત્પાદન તથા ઉદ્યોગો માટે ગામડાની-વસ્તીનું કેવડું કદ કાર્યસાધક ગણાય?

આ બંને પ્રશ્નો એક બીજા સાથે સંકળાયેલા છતા દરેક પ્રશ્નને પોતાનું સ્વતંત્ર કાર્યક્ષેત્ર પણ છે. ખાસ કરીને પહેલા પ્રશ્નને પોતાનું વિશાળ કાર્યક્ષેત્ર છે એટલે તે પ્રશ્નને તપાસતા ઘણી બાજુને સ્પર્શ કરવી પડે.

આપણે એ વાત સારી રીતે જાણીએ છીએ કે કોઈપણ દેશની આઝાદીની લડત કે દેશની ક્રાન્તિ તે તે દેશના ઢાંચામાં તેની સંસ્કૃતિ, પરંપરા, આબોહવા, અને લોકોને નજરમાં રાખીને જ થાય છે. એક દેશની નકલ બીજો દેશ ન કરી શકે તેમ કરવામાં ડહાપણ નથી ગણાતું. ભારતે પોતાની આઝાદી અહિંસક ક્રાન્તિ દ્વારા મેળવી અને સ્વરાજ્ય પછી પોતાની રાજ્યવ્યવસ્થા લોકશાહી ધોરણે ચલાવવાનું પસંદ કર્યું. જ્યારે ભારતના જ પડોશી દેશ ચીને પોતાનો માર્ગ જુદો જ પસંદ કર્યો આમ દરેક દેશને પોતાનો આગવો ઢાંચો, આગવી પરંપરા આગવી સંસ્કૃતિ હોય છે.

એટલે મુળ પ્રશ્નને તપાસતા સામે પ્રશ્ન એ થાય છે કે ભારતમાં ગ્રામવિકાસના જે કાર્યક્રમો હાથ-ધરાયા તે આ દેશની સંસ્કૃતિ, પરંપરા, અને લોકજીવનને અનુકૂળ હતા? અને આપણે સ્વીકારવું પડે એમ છે કે ગ્રામવિકાસ કાર્યક્રમને ધારી- સફળતા ન મળવાનું મુખ્ય કારણ આ જ છે કે કાર્યક્રમ બહારથી આયાત થયેલો હતો.

આ દેશનું ગ્રામ સ્વરાજ્ય કેવું હોવું જોઈએ તે બાબત ગાંધીજીએ પોતાના 'હિંદ સ્વરાજ્ય' પુસ્તકમાં સ્પષ્ટતાથી જણાવ્યું છે. આવું ચિત્ર રજૂ કરનાર આપણા રાષ્ટ્રપિતા અને દુનિયાની એ મહાન વિભૂતિએ દેશ અને દુનિયાનો કેટલો બધો વિચાર કર્યો પછી આ ચિત્ર બનાવ્યું હશે? પણ આપણે અને ખાસ કરીને જેમના દ્વારા મુખ્યત્વે યોજનાઓ બનાવાય છે કે મંજૂરી મળે છે તેઓએ તો ભાગ્યે જ 'હિંદ સ્વરાજ'ના ચિત્રને નજર સમક્ષ રાખ્યું છે. કંઈ નહિ તો તે માટે આછો પાતળો પ્રયત્ન કરવામાં આવ્યો હોય તેવું પણ નથી લાગતું.

આ દેશમાં ગ્રામવિકાસના બે પ્રયત્નો થયા છે. એક સરકારના વિકાસ ખાતા દ્વારા તાલુકા કક્ષાએ વિકાસ બ્લોકો કે જેને Commuuity Developement Block કહે છે તે દ્વારા અને બીજો ખાદી ગ્રામોદ્યોગ કમિશન દ્વારા સઘનક્ષેત્ર યોજના અને ગ્રામ ઈકાયી યોજના દ્વારા. આ બન્ને પ્રયત્નોને ધારી સફળતા નથી મળી તેના કેટલાક પાયાના કારણો આવા કહી શકાય.

૧ પાંચલાખ ગામડાંના બનેલા ભારતનો વિકાસ કરવા માટે ગામડાંની સ્થિતિ અને ગામડાંના લોકોને નજર સમક્ષ રાખી એ કાર્યક્રમ પાર પાડવા ગામડાંનું સ્વરાજ ઊભુ કરવા કેવા કાર્યકર્તા જોઈએ તે ગાંધીજીએ અનેક વખત અને છેલ્લે 'નવસંસ્કરણ' કાર્યક્રમમાં ખૂબ જ સ્પષ્ટતાથી કહ્યું છે. જ્યારે જે રીતે કામ લેવાયું છે તેમાં આપણે જોશું કે તે પ્રથમ શરતનો જ ભંગ કરવામાં આવ્યો છે.

ગામડાંના આ વિશાળ સેવાના કામ માટે વિકાસ ખાતાએ જાહેરાતો દ્વારા નોકરી કરનારો 'ગ્રામસેવક' નામધારી જે મોટો સમુદાય ઊભો કર્યો તે દ્વારા ગ્રામ સ્વરાજ્ય કેવી રીતે ઊભું થઈ શકે? તેમના દ્વારા સરકારી રાહે એ જ કામ થઈ શકે, એક નક્કી કરેલા પૈસા વાપરી આપે, બજેટ લેપ્સ ન થવાની આવડ કમાવાનો, અને બીજું પોતાની નોકરીની બઢતી,

પગાર વધારો આદીની રોજની ચિંતા. આવું લખીને કદાચ કંઇતિ કંઇ ગામડાંને ઉપયોગી થતા એક મોટા સમુદાયને જાણ્યે અજાણ્યે અન્યાય કરી બેસાડવાનો ડર મનમાં છે છતાં એ પાયાની ખામીને આપણે સ્વીકાર્યા વગર છૂટકો નથી. એક વખત એક મુરબ્બીને આ બાબત ટીકા કરતા મેં સાંભળેલા કે 'ગાંધીજીએ ગ્રામસેવકો તૈયાર કરવા પોતાની શક્તિ ખર્ચી, સેવાગ્રામમાં વિદ્યાલયો ચલાવ્યા, છતાં લાંબા વર્ષે ૧૦૦ ગ્રામસેવકો પણ ન તૈયાર થઈ શક્યા. અને આ વિકાસ ખાતાએ ચપટી વગાડતા હજારો ગ્રામ સેવકો પેદા કરી નાંખ્યા!' આ ખામી ગ્રામ વિકાસ ખાતાએ જ કરી તેવું નથી. અને કદાચ કરી તો તેમને ક્ષમ્ય હતી કારણ કે સરકારી ઢાંચામાં તેથી વિશેષ કશું થવાની આશા ન રાખી શકાય. પણ ખાદી ગ્રામોદ્યોગ કમિશને આથી વિશેષ કશું જ ન કર્યું. તેણે પણ બિલકુલ સરકારી ઢાંચાની જ નકલ કરી. ઉપરથી યોજના, યોજનાને આધારે સેટઅપ, સેટ અપને આધારે પગાર, અને તેને આધારે જાહેરાત દ્વારા કાર્યકરો મેળવવા. કોઇ સ્થળે યોજનાઓ જૂના અનુભવી રચનાત્મક કાર્યકરોએ સંભાળી પણ તેમણે એ યોજનાની લપસણી ભૂમિ પર યોજનાને આધારે ગમે તેમ કરી પગારદાર કાર્યકરો જ રોક્યા!

સઘનક્ષેત્ર યોજના જેવી ખાદી કમિશનની મહત્વની યોજનામા સરકારની વિકાસ યોજનાથી કશુ જ નવું નહોતું તેમાં એજ પદ્ધતિએ કાર્યકરો લેવાના અને એજ રીતે પગારો અને અન્ય સગવડોની સલામત પદ્ધતિઓ અપનાવાઈ અને એ યોજનાએ પણ ગ્રામ સ્વરાજ સિદ્ધ ન કર્યું!

અલબત્ત આ યોજના કેટલીક જૂની રચનાત્મક સંસ્થાઓ દ્વારા જ્યાં ચાલી ત્યાં કેટલુંક પરિણામ આવ્યું. પણ આ પરિણામના ગુણ યોજનાના જ સૂત્રધાર દ્વારા ગવાયા તેથી તે પરિણામ કરતાં કંઈક વધારે પડતા ગવાયા અને એકંદર આ યોજના દ્વારા આપણે મૂળ ધ્યેય તરફ કંઈ આગળ ન વધ્યા.

આવી જ સ્થિતિ ગ્રામ ઇકાઈ યોજનાની બની છે. પ્રથમથી સહાયની યોજના અને અમુક સમયમા અમુક કાર્યકરો રોકવાની તકેદારી! ગ્રામ ઇકાઈ જેવા મર્યાદિત ગ્રામ સમૂહમાં કામ કરવા માટે કેટલી ઉચ્ચ કક્ષાંના કાર્યકરો જોઇએ તે જાણે ભૂલાઇ જ ગયું અને બીજી કોઈ યોજના કરતા આ યોજના તુરત જ નિષ્ફળ સાબિત થઈ.

આમ આપણે જોયું કે ગ્રામ વિકાસ યોજનાની નિષ્ફળતાનું પ્રધાન કારણ તે યોજના ચલાવવા માટે જે સેવાભાવી, નિષ્ઠાવાન સેવકો રોકવાની પ્રથા આપણે તોડી છે, અને બીજા કોઇક તેવું કામ કરતા હોય તો તેમને પણ યોજનાની લાલચમાં પાડી તેમનુ કામ બગાડયું છે તે છે.

૨ બીજું કારણ એ છે કે લોકશક્તિ ઊભી કર્યા વગર બધી યોજનાઓ લોકો પર જે રીતે લાદવામાં આવી છે તેણે એક જાતની અર્થલાલચ ઊભી કરી અને લોકશક્તિને કુંઠિત કરી. આપણા ગામડા ગરીબ છે, અને તેથી તેમને સહાય મળે તે જરૂર આવકારદાયક છે. પણ પંચવર્ષિય યોજના અને તેને કારણે વર્ષમાં વાપરવાની રકમના લક્ષ્યાંકને પહોંચવાની દોડે અને લાલચે પ્રજાનુ હીર તોડી નાંખ્યું છે.

અને એટલે જ સરકારી વિકાસ ખાતાએ નિશાળો ઊભી કરી પણ સંસ્કાર ઊભા ન થયા. કદાચ એ નિશાળની સંભાળ ખુદ ગામે જ ન રાખી, અને કોઇક સ્થળે નિશાળના મકાનને બગાડયું. વિકાસ ખાતાએ દવાખાના ઊભા કર્યા પણ એ દવાખાનામાં સેવાભાવી ડૉક્ટર ન આવ્યા.

ગામડામા રસ્તા બન્યા પણ તે લાંચરુશ્વત અને સરકારી પદ્ધતિને કારણે નબળા બન્યા. અને કેટલેક સ્થળે લોકોએ પોતે જ મફત મળેલા રસ્તા બગાડ્યા.

સઘનક્ષેત્ર યોજનાએ આવા બધા કામોમા પોસ્ટ ઓફીસનું કામ કર્યું અને વિકાસ ખાતા પાસે પોતાના પ્રદેશમા આવા કામો કરાવ્યા અથવા જે ખાતાના નિયમથી થવા તે પોતાના કામોમા ગણાવ્યા.

આ રીતે આપણું બીજું નિષ્ફળતાનું કારણ લોકશક્તિના નિર્માણ વગર સરકારી નાણાં અને લાલચ લોકો સામે ઊભી કરી તે છે.

દેશના સ્વરાજ્ય પછી દેશની સામાજિક ક્રાંતિ તથા આર્થિક ક્રાંતિ દેશે હાસલ કરવાની હોય છે. ગ્રામ વિકાસમાં સામાજિક તથા આર્થિક ક્રાંતિ કરવાનું ધ્યેય સમાયેલું છે. ગામડાંના વિકાસમા સામાજિક ક્રાંતિની નિષ્ફળતા આપણે સ્વીકારી છે અને

તેના કારણો આપણે અહિં તપાસ્યા. હવે આર્થિક ક્રાંતિ વિશે થોડુ વિચારીએ.

ગામડાંમાં આર્થિક ક્રાંતિના બે મુખ્ય પાયા છે, ખેતી અને ઉદ્યોગ. ખેતી ઉત્પાદનમાં કદાચ પ્રમાણમા સારી સફળતા મળી છે તેમ કહી શકાય જેનું શ્રેય લોકોને અને સરકારને બન્નેને છે. લોકો સ્વરાજ્ય પછી જમીનના માલિક બન્યા, સહકારી બેન્કો દ્વારા ધીરાણની મોટી સગવડો મળી, અને પાછું પોતાનો જીવન નિર્વાહનો બધો જ આધાર ખેતી પર હોઇ તેમનું બહુ જ ધ્યાન ખેતી પર કેન્દ્રીત થયું પરિણામે ઠીક ઠીક ખેડુતોએ પોતાનું ઉત્પાદન વધાર્યું. અને છતાં સરકારી નીતિને કારણે બજાર પાકનું ઉત્પાદન વધ્યુ છે તે કેવડી મોટી નિષ્ફળતા છે. સૌરાષ્ટ્રનો દાખલો લો તો આ પ્રદેશનો મુખ્ય ખોરાક બાજરો લગભગ નષ્ટ થયો છે અને તેની જગ્યા મગફળીએ લીધી છે ખેડૂતો પોતાના મગફળીના પાકને બજારમા લાવે છે ત્યારે પોતાની પેલી મગફળીની ગાડી વહેચી પોતાના ખોરાક માટે તે રકમમાથી અન્ય પ્રાન્તનો બાજરો ભરી જાય છે. આ સ્થિતિની કરૂણતા સારી રીતે ભયાનક છે. પૈસા મેળવાય છે પણ ખોરાક નથી મળતો! આજ બાજુની બીજી નિષ્ફળતા કરોડો લોકો જમીન વગરના છે તે છે. પણ તે પ્રશ્ન મોટો છે અહિં તેમા ઉતરતો નથી. આ સ્થિતિ ખેત ઉત્પાદનની છે પણ ગામડાના ઉદ્યોગનું તેનાથી પણ કરૂણ ચિત્ર છે.

આપણે સ્વીકારવુ પડશે કે ગામડાના ઉદ્યોગો ઊભા કરી શકયા નથી. ખાદી ઉદ્યોગે જરૂર રાહત ઊભી કરી છે પણ તે ઉદ્યોગે પૂરો રોટલો જ્યાં સુધી આપ્યો નથી ત્યાં સુધી તે ઘણું અધૂરું કામ છે. આપણે ઉદ્યોગો શા માટે ઊભા નથી કરી શકયા તે બાબત નીચેના કારણોને મહત્ત્વ આપવુ જોઇએ.

અ :— વિકાસ ખાતા પાસે તો તેની ખાસ કલ્પના હતી જ નહિ. એ ખાતાએ હંમેશા દવાખાના, નિશાળો, રસ્તા, ખેતી આદીમા જ ધ્યાન રોકયુ હતું. થોડીઘણી રકમ ગ્રામોદ્યોગો માટે રખાતી પણ કોઇ અધિકારી ભાગ્યે જ તેમા કશું સમજતા.

બ :— ખાદી ગ્રામોદ્યોગો દ્વારા જુની રચનાત્મક સંસ્થાઓએ કામ કર્યું પણ તેને સફળતા એટલા માટે ન મળી કારણ કે સરકારની ઔદ્યોગિક નીતિ ભાગ્યે જ આ ઉદ્યોગોને રક્ષણ આપે છે. આવા ઉદ્યોગોને આર્થિક સહાય આપવી તે પૂરતું નથી તેને રક્ષણ આપવું જોઇએ. જ્યારે સરકારની નીતિ એવી છે કે આ દેશમાં ભાગ્યે જ ખાદી ગ્રામોદ્યોગો ઊભા થઈ શકે. અત્યારે ચાલે છે તે ગરજના માર્યા ચાલે છે. બીજો રસ્તો નથી માટે ચાલે છે નીતિને આધારે તે ચાલતાં નથી

પણ આ તો સરકારી નીતિની વાત થઈ. આવી જ સ્થિતિ રચનાત્મક કાર્યકરોની છે. કયા ઉદ્યોગો ચલાવવા તે માટે રચનાત્મક કાર્યકરોમાં ભારે મોટા ગૂંચવાડો છે. સરકારી નીતિ કે લોકશક્તિના અભાવથી ગ્રામોદ્યોગો ન ચાલે તો તુરત આપણે શક્ત સંચાલિત ઉદ્યોગોની તરફેણ કરવા મંડી પડીએ છીએ. જેમ કે સઘનક્ષેત્ર યોજનાએ તો ખુલી રીતે ગ્રામોદ્યોગોની મશ્કરી જ કરી. ખાદી ગ્રામોદ્યોગ કમીશન દ્વારા ચાલતી આ યોજનાએ ભાગ્યે જ ખાદી ગ્રામોદ્યોગ પર શ્રદ્ધા રાખી છે. આ યોજનાએ તેલઘાણીની સામે શક્તિ સંચાલિત તેલ એકસપેલરોની હિમાયત કરી! ખાદીની સામે શક્તિ સંચાલિત કતાઈ પ્લાનને ટેકો આપ્યો!

આમ નિષ્ફળતાનું આ ત્રીજુ કારણ છે સરકારી નીતિ, લોકશક્તિનો અભાવ અને રચનાત્મક કાર્યકરોની માનસિક ગૂંચવણ.

આ નિષ્ફળતા પછી સફળતા વિશે આપણે વિચારવુ હોય તો આટલી બાબત પહેલા સ્પષ્ટ થવી જોઇએ.

૧ ભલે ઓછું કામ થાય પણ સેવાભાવી કાર્યકરોને આ કામમા રોકવા માટે આજની ખાદી કમિશનની મોટા પગારો આપી ગ્રામ કાર્યકરો ઉપર દેખરેખ રાખનાર ઓફિસિયલ સ્ટાફની પ્રથા બંધ કરવી જોઇએ. એ માત્ર સરકારી પ્રથાની નકલ છે જે પરિસ્થિતિવશ કેટલાક કરોડના ખાદી ઉત્પાદન સિવાય એકંદર કશો જ ફાયદો નહિ કરે.

૨ લોકશક્તિ ઊભી કર્યા વગર લોકો પર ઉપરથી આવેલી યોજના લાદવાનું બંધ થવું જોઇએ. પછી ભલે તેને કારણે કામ અટકે.

૩ સરકારની નીતિની સ્પષ્ટતા થઈ જવી જોઇએ

કે જ્યાં સુધી સરકાર મિશ્ર અર્થનીતિ ચલાવે છે ત્યાં સુધી જો સરકાર ગ્રામોદ્યોગો ચલાવવા માગતી હોય તો તેને રક્ષણ બે રીતે મળવું જોઇએ. ગ્રામોદ્યોગોમાં રોકાયેલાને પૂરતી રોજગારીનું, અને પેદા થયેલા માલ સામે યંત્ર ઉદ્યોગો દ્વારા પેદા થતા સસ્તા માલ સામે ભાવનું રક્ષણ, અથવા એ માલની ખરીદી સરકાર પોતે કરી લે.

૪ રચનાત્મક કાર્યક્રમોમાં પ્રથમ શું ચલાવવું છે તે બાબત એકમતી ઊભી થવી જોઇએ અને એકમતી વાળા કાર્યક્રમો જ ચલાવવા. બાકીના છોડી દેવા.

હવે બીજા પ્રશ્ન વિષે :–

સામાજિક શૈક્ષણિક ખેતી ઉત્પાદન અને અન્ય ઉત્પાદન તથા ઉદ્યોગો માટે ગામડાંની વસ્તીનું કાર્યસાધક કદ નક્કી કરવા માટે કેટલાક પાયાના પ્રશ્નો આપણે તપસી લેવા જોઇએ.

૧ સામાજિક ક્રાન્તિ એટલે શું ? આપણે પશ્ચિમી સંસ્કૃતિની નકલ કરવી છે કે ભારતીય પરંપરાને અને સંસ્કૃતિને અનુરૂપ સમાજની વ્યવસ્થા ગોઠવવી છે ?

૨ શિક્ષણની વ્યાખ્યા અને મર્યાદા શું ? આજે તો શિક્ષણ એટલે કોલેજ સુધીના શિક્ષણની તુરત વ્યાખ્યા થઇ જાય છે અને તો એ બાબત આપણે સમજી લેવું પડશે કે ગામડામાં કે ગ્રામજૂથમાં કોલેજની કે તેવી કોઈ વ્યવસ્થાનો વિચાર છોડીને જ ચાલવું પડશે.

૩ ઉદ્યોગોની બાબતમાં ભલે આપણે ગ્રામોદ્યોગો માટે સ્પષ્ટ હોઇએ તો પણ તેની એ મર્યાદા નક્કી કરવી પડશે. ગામ કે ગ્રામજૂથ બધા જ ઉદ્યોગો પોતે ચલાવશે તેવું માનીને ન ચાલી શકાય.

આ પ્રશ્નોમાંથી એક સાર એવો નક્કી કરવો રહ્યો કે આપણી કલ્પનાનું ગામડું પૂ. બાપુએ પંડિત જવાહરલાલજીને લેખેલે ૧૯૪૫માં ગામડાંની કલ્પનાનું જે ચિત્ર દોરી બતાવ્યું હતું તેવું હોવું જોઇએ. સમગ્ર ભારતના અભ્યાસ અને મંથનમાંથી નીકળેલું એ ચિત્ર આવું હતું.

અ : હિંદુસ્તાન જેવા વિશાળ દેશે સાચી સ્વતંત્રતા મેળવવી હોય તો ગામડાંમાં જ રહેવું પડશે. અમજો માણસો શહેરોમાં અને મહેલોમાં સુખશાંતિથી રહી નહિ રહી શકે.

બ : આવા ગામડાંમાં મનુષ્ય જીવન માટે જે આવશ્યક ચીજો છે એના પર એનો પોતાનો કાબૂ હોવો જ જોઇએ.

ક : આવા ગામડામાં વસતો માનવી જડ નહિ હોય. શુદ્ધ ચૈતન્ય હશે. તે ગંદકીમાં, અંધારા ઓરડામાં જાનવરની જેમ જિંદગી ગુજારતો નહિ હોય. સ્ત્રી અને પુરૂષ બન્ને સ્વતંત્ર પણે જીવન જીવશે અને આખા જગતની સાથે ટક્કર લેવાને તૈયાર હશે. ત્યાં નહિ કોલેરા હોય, નહિ મરકી હોય, નહિ શીતળા હોય, કોઈ આળસુ થઇને પડી રહી નહિ શકે. ન કોઇ એશઆરામમાં રહેશે. બધાને શરીરશ્રમ કરવો પડશે.

ડ : દરેક મનુષ્યની બૌધિક, આર્થિક, રાજકિય, નૈતિકશક્તિ વધારવાની રહેશે. અને દરેકને ઊંચે ચડવાનો સરખો હક્ક અને સરખી તક મળશે.

ઈ : આવા ગામડાએ કે ગ્રામ એકમે વસ્ત્ર, અન્ન, અને રહેઠાણ જાતે પેદા કરવા જોઇએ, અને બનાવવા જોઇએ. અને એ જ રીતે પાણી અથવા દીવાબત્તી પણ જાતે પેદા કરવાના રહેશે. આમ આવું એકમ સ્વવલંબી હશે તેમ એકમની અંદર પરસ્પરાવલંબન પણ રહેશે.

પૂ. બાપુના આ ચિત્રનો પાયો છે, ગ્રામ સ્વાવલંબન. અને ગ્રામ સ્વાવલંબનનો એક આધાર સંબંધ અને સંપર્ક પણ છે. અને સબંધ અને સંપર્ક રાખવાનું અને ટકાવવાનું જેમ વસ્તીનું કદ ઓછું તેમ વધુ સગવડ ભર્યું હોય છે. એ રીતે આપણે તપાસીએ તો આપણું ગ્રામ એકમ ગાંધી ચિંધ્યા મારગે સ્થિર કરવા માગતા હોઇએ તો ૫૦૦ની વસ્તીનું કદ કાર્યસાધક ગણી શકાય. કારણ કે આટલી વસ્તીને સ્વાવલંબન પર અને પરસ્પરાવલંબન પર એકત્રિત રાખવાનું સહેલું છે.

પણ સમગ્ર ચિત્રનો વિચાર કરીએ તો આપણું આ કદ આપણે વધારવું પડશે. કારણ કે આપણું ગામ અન્ન વસ્ત્ર જેમ પેદા કરી લેતું હશે તેમ એ ગામમાં જીવનની પ્રાથમિક જરૂરીયાતોને પણ પેદા કરવી પડશે. એટલે નાના ગ્રામોદ્યોગો ઊભા કરવા પડશે. અને તો ૫૦૦ની વસ્તી પર્યાપ્ત નહિ થાય. કારણ કે જુદા જુદા ધંધાના ધંધાર્થીઓ તેટલા નાના એકમમાં ટકી ન શકે.

આવી જ રીતે આ કલ્પિત ગ્રામ એકમમા માધ્યમિક શિક્ષણ કે ઉત્તરબુનિયાદી શિક્ષણ સુધીની વ્યવસ્થા જાળવવી જ પડશે અને ઉચ્ચ શિક્ષણ માટે દૂરની વ્યવસ્થાનો આધાર રાખવો પડશે.

પાણી અને પ્રકાશ મનુષ્ય જીવનની એવી જરૂરીઆત છે કે તેને પાળી શકાશે નહિ. આવી જ રીતે આરોગ્યને પણ ટકાવવું હશે અને એ રીતે આદર્શ ગ્રામ કે ગ્રામસ્વરાજ્યની વ્યવસ્થા કરવી હશે કે જેનું આછું ચિત્ર પૂ. બાપુની કલ્પનાનું આપણે જોયું તો વસ્તીનું કદ ૫૦૦થી વધારીને ૧૦૦૦નું કરવું પડશે. અને તે યે આવા ૧૦૦૦ના એકમોને કેટલીક બાબતોમાં પરસ્પર જોડાવું પડશે.

સાર એ કે ભારતીય સંસ્કૃતિની પરંપરા પર જીવન વ્યવસ્થા ગોઠવવાની નેમ ઉપર આર્થિક, શૈક્ષણિક, સામાજિક અને રાજનૈતિક બાબતોમાં સ્વાવલંબી અને પરસ્પરાવલંબન આધારીત ગ્રામ એકમની આપણી કલ્પનામાં ૧૦૦૦ની વસ્તીને કાર્યસાધક ગણવી વધુ યોગ્ય લાગે છે. અને આવા ૧૦૦૦ની વસ્તીના એકમોએ પણ પરસ્પર કેટલીક બાબતોમા આધાર રાખવો પડશે.

---

## ખાદી નકામી કે પોતે જ નકામા ?

૧૯૩૯ની વાત છે. એક બાજુ બાબુ સુભાષચંદ્ર બોઝના પ્રમુખપણા નીચે ત્રિપુરીમાં કોંગ્રેસનું વાર્ષિક અધિવેશન હતું, જ્યારે બીજી બાજુ રાજકોટના ઠાકોર સાહેબ પોતાનું વચન પાળે તે માટે ગાંધીજીએ કરેલા ઉપવાસના વાઈસરોયની દરમિયાનગીરીથી પારણા થયા હતા. ઉપવાસના કારણે નંખાઇ ગયેલ શરીરને ત્રિપુરી કોંગ્રેસ અધિવેશન માટે તૈયાર કરવાની ઘણી કોશિષો હોવા છતાં ગાંધીજી કુદરતની ઈચ્છાને કારણે કોંગ્રેસ અધિવેશનમાં હાજરી આપી શકયા નહિ. છઠ્ઠી માર્ચે એમની ગેરહાજરીમાં ખાદી પ્રદર્શનના ઉદ્દઘાટનનુ કામ પંડિત જવાહરલાલ પર આવી પડયું. તે વેળા ખાદી અંગે એમણે કહેલા શબ્દો ધ્યાન ખેંચે તેવા છે. પંડિતજીએ કહ્યું કે:

'કેટલાક લોકો એવું સમજે છે કે ખાદી અને અન્ય ગ્રામોદ્યોગોના પુનરુત્થાનના કારણે દેશની પીછેહઠ થશે અને મોટા મોટા ઉદ્યોગોની પ્રક્રિયા દ્વારા જ દેશ ઊગરી શકશે. હું મને સમાજવાદી કહેવડાવું છું. અને સમાજવાદી હોવાને કારણે પણ હું માનું છું કે આ દેશમાં મોટા મોટા ઉદ્યોગોનું સ્થાન છે. દેશનુ ઐહિક સુખ શાંતિ વધારનાર કોઈ પણ વસ્તુનો પ્રત્યાઘાત જનતા પર થવાનો જ. પરંતુ માત્ર મોટા કારખાનાઓ ખડકે રાખવાથી આપણે આ દેશની ગ્રામીણ જનતા પર કદી પણ અસર કરી શકીશું નહિ. ત્યાં સુધી પહોંચવા માટે તો ખાદી ગ્રામોદ્યોગ સિવાય કોઈ આરો જ નથી. આપણા ગામડાંઓમાં જે વસ્તુઓ પેદા જ ન થઈ શકે તે વસ્તુઓ જરૂર મોટા કારખાનાઓ દ્વારા પેદા કરી શકીએ. મોટા કારખાનાઓ અને નાના નાના કારીગરો પોત પોતાની જગ્યાએ અને પોત પોતાની યોગ્ય મર્યાદામાં રહીને કામ કરે. બે વચ્ચે કોઈ પાયાનો ગજગ્રાહ છે જ નહિ, અને હોવો જરૂરી પણ નથી. ખાદીને નકામી ગણનારાઓ પોતાનું જ નકામાપણું પુરવાર કરી રહ્યા છે એમને કદીયે આપણા દેશની સમસ્યાઓ સમજવાની નથી.'

'ખાદીને નકામી ગણનારાઓ પોતાનું જ નકામાપણુ પુરવાર કરી રહ્યા છે.' પંડિતજીનું આ વાકય મને ઠેર ઠેર લખવાનું મન થાય છે.

—ચીનુભાઈ ગી. શાહ

# અધૂરી વારતા

માર્ક ટ્વેન : અનુ૦ કુ૦ નિરુપમા પટેલ

ઈસવી સંવત ૧૯૨૨ના વરસની એક રાત.

કમ્બુગેનરસ્તેનના પ્રાચીન દુર્ગના એક ઓરડામાં ખૂબ જ ઝાંખો-દીવો બળી રહ્યો છે. ઓરડામાં માત્ર બે જ વ્યક્તિઓ છે—સવા મણની તળાઈમાં ડીલ લાંબું કરીને પડેલા એક વૃદ્ધ સામંત અને એમની સામે જ સાંગામાચી પર બેઠેલ એક દેવાંશી દેખાવ અને રાજસી પોષાકમાં સજ્જ નવયુવક.

અચાનક જ એ ઓરડાની નિસ્તબ્ધતાનો ભંગ કરતો વૃદ્ધ સામંતનો ધીમો પણ દૃઢ અવાજ ગુંજી ઊઠ્યો: 'મારી દીકરી!'

સામે બેઠેલો પેલો યુવક સ્હેજ વધુ નજદીક ખસ્યો: 'કહો, પિતાજી!'

ક્ષણેક અટકીને વૃદ્ધ સામંત બોલ્યા: "બેટી! હવે પેલો ભેદ ખોલી નાખવાનો સમય આવી લાગ્યો છે, જેણે તને આખી જુવાની હેરાન પરેશાન રાખી. તને કદાચ ખબર ન પણ હોય કે બ્રેન્ડેન્વર્ગના ડયુક અલરિખ મારા મોટા ભાઈ છે અને તારા સગા કાકા. અમારા પિતાજીએ પોતાના અંતકાળે અમને આદેશ આપ્યો હતો કે જો અલરિખને ત્યાં કોઈ પુત્ર ન થાય તો બ્રેન્ડેન્વર્ગનું રાજ્ય મારા પુત્રને મળે અને જો બંને ભાઈઓમાંથી કોઈને પણ પુત્ર જ ન થાય, તો રાજ્ય પર પહેલો અધિકાર અલરિખની દીકરીનો રહેશે. હા! તેનાં ચારિત્ર્યમાં કોઈ દોષ આવી જાય, તો ગાદી મારી દીકરીને મળે—શરત એ કે તેનું ચારિત્ર્ય પણ નિષ્કલંક હોવું જોઈએ.

"મારી પત્ની અને હું પરમાત્માને રાત-દિવસ એવી પ્રાર્થના ગુજારતા કે તેઓ મને પુત્ર પ્રદાન કરે, પણ પુત્રને બદલે તારો જન્મ થયો. અમારી આશાઓને આ રીતે ધૂળમાં મળતી જોઈને અમારાં દુઃખનો પાર ન રહ્યો. તો યે, મેં આશા ન જ છોડી. તારો જન્મ અરધી રાતે થયો હતો—કેવળ દાયણ અને કેટલીક નોકરડીઓ સિવાય તારા જન્મની જાણ બીજા કોઈને થઈ નહોતી. એક કલાકમાં જ મેં તે

જેટલા અદ્ભુત માર્ક ટ્વેન હતાં તેટલી જ અદ્ભુત એમની આ વારતા પણ છે! આ સુંદર વારતાનો અંત શું હોવો જોઈએ તેનો જવાબ આજ દિવસ સુધી કોઈ વાચક આપી શકેલ નથી. આપ પણ જરાં પ્રયત્ન કરી જુઓ ને!

દાયણ અને નોકરડીઓને ખતમ કરી નાખ્યાં—બ્રેન્ડેન્વર્ગની ગાદીનો મોહ મારાથી કોઈ હિસાબે છૂટવા તૈયાર નહોતો. સવાર પડ્યું કે તરત જ આખા યે રાજ્યમાં મારે ત્યાં પુત્ર જન્મ્યાના શુભ સમાચાર—બ્રેન્ડેન્વર્ગના ઉત્તરાધિકારીના જન્મના સમાચાર ફેલાઈ ગયા. હા! એ વખતે અલરિખને ત્યાં કાંઈ જ સંતાન નહોતું.

"તારાં લાલન-પાલન-ઉછેરનો તમામ ભાર તારી માસી વેંઢારવા લાગી અને અમે એક રીતે બેફિકર બની ગયાં. તું જ્યારે બાર વરસની હતી ત્યારે અલરિખને ત્યાં એક છોકરીનો જન્મ થયો. આ સમાચારથી અમને ઊંડો આઘાત થયો. દિવસ-રાત અમે પ્રાર્થના કરતાં કે: પરમાત્મા તું એ છોકરીને કોઈ પણ હિસાબે પાછી બોલાવી લે. પણ તો યે એક વાતનો સંતોષ અમને તો હતો જ, અમારે ત્યાં આખરે તો એક દીકરો છે—વહાલા કોનાડ'!" વૃદ્ધ સામંત પેલા યુવક ભણી જોતા બોલ્યા: "શું એ બરાબર નથી? અઠ્ઠાવીસ વરસની તું થઈ ગઈ, કહે જોઉં, કોનાડ સિવાય બીજા એકે ય નામે અમે તને બોલાવી છે?

"અને આજે મારા ભાઈ અલરિખે તને પોતાની પાસે બોલાવી મંગાવી છે. તે હવે વૃદ્ધ થઈ ગયા છે અને ઇચ્છે છે કે હવે તું—એટલે કે બ્રેન્ડેન્વર્ગનો ઉત્તરાધિકારી, રાજ્યનું કામકાજ સંભાળી લે અને તેનો બોજો હળવો કર. મેં તમામ તૈયારી કરી રાખી છે. આજનું પરો ફાટે તે પહેલાં જ તારે સફરમાં નીકળી પડવાનું છે.

"પણ એક વાતનું હંમેશાં ધ્યાન રાખજે. ઘણાં પ્રાચીન જમાનાથી જ જર્મનીમાં એવો ધારો ચાલ્યો આવે છે કે રાજ્યાભિષેક થઈ ગયા પહેલાં કોઈ છોકરી ગાદી પર બેસી શકતી નથી. આ ધારાનું ઉલ્લંઘન કરે તેને દેહાંત દંડની શિક્ષા થાય. માટે તું હંમેશાં મંત્રીની ખુરશીએથી જ કારભાર કરજે."

"પિતાજી!" યુવકે ઉદાસ ચહેરે કહ્યું: "શું માત્ર આ કારણે જ તમે સોડાએ મારી જિંદગીને જુદી વારતા કરી મૂકી? મારાથી આ નહિ થઈ શકે. પિતાજી! મારી કાકાની દીકરી બહેન—જેણે મારું કશું નથી બગાડયું—નો હક હું શાને છીનવી લઉં?"

"એવકૂફ!" સામંતનો કઠોર અવાજ ડોનાર્ડને મૂંઝવવા લાગ્યો, ક્ષણેક. "શું આ સાંભળવા મેં તને પાળીપોષીને મોટા કર્યો છે? મારા મરહૂમ પિતાજીના શપથ ખાઈને કહું છું કે મને તારી આ રીત મુદ્દલ પસંદ નથી. જાઓ, સીધી રીતે તૈયાર થઇ જાઓ—તારી સાથે આવનારાઓ બહાર તૈયાર ઊભા છે."

ડોનાર્ડ ચૂપચાપ માથું નીચું ઢાળી ઓરડા બહાર નીકળી ગયો.

*

બ્રેન્ડેન્વર્ગમાં આવ્યે ડોનાર્ડને કેટલાએ મહિના થઈ ગયા. આ દિવસો દરમિયાન તેણે પોતાનું સ્થાન સારું જમાવ્યું. તેની સુંદરતા અને સ્વભાવની નમ્રતા ડયુકને બહુ ગમતી અને તેને લીધે જ ડોનાર્ડે ડયુકનો પ્રેમ સંપાદન કરી લીધો. તેના ન્યાયની તો સઘળા લોકો મોકળે કંઠે પ્રશંસા કરતા. ડોનાર્ડની શાસન ભાર સંભાળવાની યોગ્યતા જોઈને ડયુકે તમામ રાજ–કાજ તેના હવાલે જ કરી દીધુ હતુ. અલબત્ત, ડોનાર્ડનો રાજ્યાભિષેક હજુ સુધી થયો નહોતો, પણ તે મંત્રીની ગાદીએથી ભારે ખૂબીપૂર્વક તમામ કાર ભાર ચલાવતો.

પરંતુ—આટલું સન્માન અને સઘળી રીતનું સુખ છતાં અંદરખાનેથી ડોનાર્ડ સુખી નહોતો. તે જોઈ શક્યો હતો કે તેની કાકાની દીકરી બહેન કારરેન્સ તેને ગાઢ રીતે ચાહતી થઈ હતી. તેથી આમ તો ડોનાર્ડ તેનાથી તરીને જ ચાલતો, પણ તેની આ ઉપેક્ષાને કારણે જ કારરેન્સના દિલમાં તેના પ્રત્યે વધુ ને વધુ પ્રેમ જાગતો. ડોનાર્ડની ચિંતાનું કારણ જુદું જ હતું. આ બાજુ ડયુકે રાજકુમારી કારરેન્સનો પ્રેમ જાણી લીધો હતો અને ખુદ તેઓ જ ડોનાર્ડ સાથે કારરેન્સ જોડાય એમ ઈચ્છતા હતા. ડોનાર્ડને તેમની આ ઇચ્છાની જાણ થઇ ચૂકી હતી.

તે દિવસે તો ડોનાર્ડની હાલત ઘણી જ ખરાબ થઈ ગઈ મહેલમાં ડયુકને મળીને તે પોતાના ઓરડામાં આવી રહ્યો હતો ને રાજકુમારી કોરરેન્સે તેને રસ્તે જ રોકી લીધો. ડોનાર્ડનો હાથ પકડી લઈને ખૂબ પ્રેમાળ શબ્દોમાં તે બોલી: "ડોનાર્ડ! મારાથી આટલા દૂર તમે શાને ભાગો છો? આખરે, મેં તમારું બગાડયું છે શું? તમારા ન્યાયની સૌ પ્રશંસા કરે છે, પણ ભલા મારી પ્રણય યાચનાને ઠુકરાવવી તે કાંઈ ન્યાય છે? ડોનાર્ડ! તમારા વિના હું નહિ રહી શકું. હું તમને ચાહું છું, ડોનાર્ડ, જિગર–જાનથી ય અધિક ચાહું છું."

ડોનાર્ડ અવાક્ ઊભો રહ્યો. તેને એ જ સમજાયું નહિ કે આ રાજકુમારીને કહેવું શું? રાજકુમારી તેની પાસે પ્રેમની ભીખ માગતી હતી, તેણે ડોનાર્ડના મૌનને પ્રેમ-સ્વીકૃતિ માની લીધું અને ઉમળકા ભેર ડોનાર્ડને બાહુપાશમાં જકડી લીધો.

ડોનાર્ડના મોમાંથી એક ચીસ નીકળી ગઈ—તેનો ચહેરો પીળો પડી ગયો. પીપળાના પાંદડાની જેમ તેનું આખુંએ શરીર કાંપવા લાગ્યું. રૂંધાયેલા સાદે તેણે કહ્યું: "તને એ ખબર નથી કે તું મારી પાસેથી શું માગી રહી છે અને તે મારી પાસેથી મળવું કેટલું અશક્ય છે?"

*

બ્રેન્ડેન્વર્ગનો રાજકારભાર ચલાવતાં ચલાવતા મહિનાઓ વીતી ગયા. જેમ જેમ સમય પસાર થતો ગયો તેમ તેમ અનુભવથી ડોનાર્ડ વધુને વધુ કુશળ થતો રહ્યો. ડયુક એ જોઇ શક્યા હતા કે ડોનાર્ડ અને રાજકુમારી કારરેન્સ વચ્ચે વાતચીત થતી નથી, પરંતુ તેમણે તેને ઝાઝું મહત્ત્વ દીધુ નહિ—કદાચ અતિ કામના ભારને લીધે ડોનાર્ડ રાજકુમારીને મળી શકતો ન હોય. પણ, રાજકુમારી કારરેન્સ બહુ જ ઉદાસ રહેતી. દિનપ્રતિદિન તેના ચહેરા પર આ ઉદાસીનું સ્થાન વેદના લેતી જતી હતી અને આ વેદના ય દિવસો જતા ગાઢ થતી ચાલી.

અને આ દિવસોમાં જ રાજમહેલના સંબંધમાં પ્રજામાં એક ચર્ચા ચાલી રહી હતી. થોડા દિવસો તો વાત છાની છપની જ ચાલી, પરંતુ ધીમે ધીમે તેણે જોર પકડયું. રાજ્યભરના લોકોના મોંમા એક જ વાત હતી: 'રાજકુમારી કારરેન્સે એક બાળકને જન્મ દીધો છે.'

ક્લુગૅન્સ્ટૅનના વૃદ્ધ સામંતે જ્યારે આ ખબર સાંભળ્યા ત્યારે તે આનંદમાં કૂદી ઊઠ્યા. તેમણે બોલી નાખ્યું, "ડ્યુક કૉનાર્ડ, ઝિંદાબાદ! હવે તને રાજા બનતાં કોઈ અટકાવી શકે તેમ નથી. ઇંજિન આખરે તેના કામમાં સફળ થયો ખરો. હું એ ભલા-બદમાશને પૂરું ઈનામ આપીશ."

આ બાજુ, તરત જ રાજકુમારીનો મામલો અદાલત સમક્ષ રજૂ કરવામાં આવ્યો. તે દિવસે ન્યાયાલયમાં તલપૂર જગ્યા ખાલી નહોતી. તમામ લોકો રાજકુમારીના ભાગ્યનો ફેંસલો સાંભળવા આતુર હતા. વૃદ્ધ ડ્યુકે સખત હુકમ કર્યો હતો કે તેમની પુત્રીના મામલામાં જરા પણ દયા કરવામાં ન આવે. કૉનાર્ડે તો ઘણું ઇચ્છ્યું કે આ મામલામાં તેને ન નાખવામાં આવે, પણ તેમ ન થયું.

અદાલતથી પ્રાથમિક વિધિઓ પૂરી થઈ. મુખ્ય ન્યાયાધીશે આસન પરથી ઉઠીને કહ્યુ: "બંદિની! બંદિનીને રજૂ કરો."

દુઃખી રાજકન્યાને એ વિશાળ સમુદાય સમક્ષ રજૂ કરવામાં આવી. ન્યાયાધીશે કહ્યું: "રાજકુમારી કૉંસ્ટેન્સ! તમારા પર લગાવવામાં આવેલો આક્ષેપ સાબિત થઈ ચૂક્યો છે. તમે તમારી કુમારાવસ્થામાં જ એક બાળકને જન્મ દીધો છે. આપણા દેશના પવિત્ર કાનૂન અનુસાર તેની એકમાત્ર સજા મોત છે. હવે તમે અમારા પરમ માનનીય લૉર્ડ કૉનાર્ડના શ્રીમુખથી તમારાં અપરાધનો દંડ સાંભળવા તૈયાર રહો."

કૉનાર્ડ ઊઠીને ઊભો થઈ ગયો. હૃદયના તોફાનને છુપાવીને તે ન્યાયપત્ર વાંચવા જતો'તો; ત્યાં જ મુખ્ય ન્યાયાધીશે કહ્યું: "નહીં; લૉર્ડ! આ સ્થાનેથી નહિ! આ મામલો રાજવંશ સાથે સંબંધિત છે. માટે આપ કેવળ રાજ્યસિંહાસન પરથી જ આપનો ફેંસલો સંભળાવી શકો."

કૉનાર્ડનાં શરીરમાં અદશ્ય ધ્રુજારી ફરી વળી અને ત્યાં સામંતોમાં છૂપા છૂપા ઊભેલા તેના પિતાનો વજ્ર દેહ પણ કાંપી ઊઠ્યો. રાજ્યાભિષેક થયા વિના જ એક છોકરી સિંહાસન પર બેસે તેની સજા મોત હતી. પણ, કૉનાર્ડ પાસે વિચારવાનો સમય જ નહોતો. સઘળા લોકની નજર તેના પર હતી. તેણે જાત સંભાળી લીધી. રાજ્ય-સિંહાસન પર બેસીને તેણે ન્યાય-પત્ર વાંચવો શરૂ કર્યો.

"બંદિની! આપણા મહાસ્વામી અલરિખ તરફથી આ કર્તવ્યનો ભાર મારા પર લાદવામાં આવ્યો છે અને તે હું પૂરો કરું છું. મારા શબ્દો પર ધ્યાન આપ. દેશના પ્રાચીન અને પવિત્ર કાનૂન અનુસાર તારા પાપની સજા મોત છે. પરંતુ, જો તું તારા પાપમાં સહયોગી વ્યક્તિનું નામ આપી દઈશ, તો તારો છૂટકારો થશે. આ અવસરનો લાભ ઉઠાવ અને મુક્ત થા. તારે માત્ર તારાં બાળકના પિતાનું નામ જ કહી દેવાનું છે. કહી દે અને દંડમુક્ત થા."

રાજ્ય સભામાં પૂરી નિસ્તબ્ધતા વ્યાપી ગઈ, એવી શાંતિ છાઈ ગઈ કે લોકો એક બીજાના દિલના ધડકાર સાંભળી શકે. રાજકન્યા ધીરે ધીરે આગળ વધી. તેની નજરમાં ભારોભાર નફરત હતી. કૉનાર્ડ તરફ હાથ ઊંચો કરીને તેણે કહ્યું: "કૉનાર્ડ! તમે ન્યાયાધીશ છો—એક સમ્માનિત અને પ્રતિષ્ઠિત વ્યક્તિ! પરંતુ શું મને આ પૂછતા તમને શરમ નથી આવતી? ભરી સભામાં શું મારે આ બાળકના પિતાનું નામ આપવું પડશે? કદાચ તમારું પાપ તમે સ્વીકારી શકો એટલી તમારામાં હિંમત નહિ હોય—તો લ્યો, સાંભળી લ્યો—આ બાળકના પિતા, કૉનાર્ડ તમે છો—કૉનાર્ડ!—માત્ર તમે!"

કૉનાર્ડ સ્તબ્ધ ઊભો જ રહી ગયો—આખી રાજ્ય સભાના લોકો પણ અવાક્ હતા—પણ કૉનાર્ડ સમક્ષ તો સાક્ષાત મૃત્યુ નાચી રહ્યું. પોતાના પર કરવામાં આવેલ આ અસત્ય આક્ષેપને સાબિત કરવા માટે તો તેણે એ જણાવી દેવું જોઈએ કે હકીકતમાં તે એક છોકરી છે. અને જણાવી દે તો? રાજ્યાભિષેક થયા વિના જ તેણે રાજ્ય સિંહાસન પર બેસવાનો અક્ષમ્ય અપરાધ કર્યો હતો. કૉનાર્ડના શરીરમાં ઊથલ પાથલ મચી રહી. બીજી જ ક્ષણે તે બેહોશ થઈ જમીન પર ઢળી પડ્યો. બરાબર એ જ વખતે સામંતોની વચ્ચે પણ કોઈ ચીજ ધબ્બ પડવાનો અવાજ થયો, લોકો ગભરાઈને ત્યાં જોવા લાગ્યા—કૉનાર્ડના પિતા—ક્લુગૅન્સ્ટૅનના વૃદ્ધ સામંત પણ પોતાની ચેતના ગુમાવી પૃથ્વી પર ઢળી પડ્યા હતા.

*

પછી શુ થયું? ઇતિહાસમાં તેનો કોઈ આધાર મળતો નથી. મેં પણ અગાઉ વિચાર કરેલો કે હું મારા નાયક-નાયિકાને આ ઘટના-સ્થળથી આગળ ચલાવીશ, પણ હવે આ કામ મને સર્વથા અસંભવ જણાય છે. માટે, તેનો નિર્ણય વાચક પર છોડી દઉં છું..

# હરિનો મારગ....

**દેવેન્દ્રકુમાર કાલિદાસ પંડિત**

[ગતાંકથી ચાલુ]

ચલાળા ગામથી થોડે દૂર, સાંજના નમતા અંધારામાં, એક ગાડાખેડુ કાંટાની ધાંસી ગાડા ઉપર ચડાવવા મહેનત કરે છે, પણ ધાસી ગાડા ઉપર ચડતી નથી. મહેનત કરે છે, થાકે છે, વળી બેસી જાય છે.

આપો દાનો સીમમાંથી વળ્યા આવે છે, અંધારામાં ગાડાખેડુનું ધ્યાન નથી.

ગાડાખેડુએ આગળ પાછળ નજર દોડાવી તો ઘૂંટાતું જતું અંધારું જોયું. એટલે વળી ઊઠ્યો, ફરી, ધાસીને ઉપાડવા મહેનત કરી પણ લેખે ન લાગી. ધાસી ગાડાના ઠાંઠા પાસે જઈ ગબડી પડી.

ખેડૂતે વળી છેલ્લીવાર મહેનત કરવા માંડી. ધાંસીની એક બાજુ ગાડાનું ઠાઠું રાખ્યું, બીજી બાજુ કમર ઉપર પછેડી મૂકી, પોતે કાંટામાં કમ્મર ભરાવી આપાએ આ જોયું કે, હજીયે એકલ પંડચે આ આદમી ધાસી ચડાવી શકશે નહિ. અને જો તે પોતાને ઓળખી જાય તો ટેકો દેવા દેશે નહિ. એટલે નીચે મો રાખી, ગાડાભણી કમરથી ધાસીને ધક્કો મારતા તે આદમીની સમીપ જઈ, પોતાના ઉઘાડા ડીલે, જોરદાર ધક્કો મારતા ધાસી ગાડા ઉપર ચડી ગઈ. અને તુરત આપો ચુપચૂપ એક બાજુ ખસી ગયા. ગાડાખેડુ પણ ગાડું જોડી ગામભણી ચાલી નીકળ્યો.

રાત પડી. જગ્યાનો હજામ કાંઈ કામકાજ હોય તો ઉકેલવા જગ્યામાં આવ્યો. એનું નામ પણ દાનો. દાનો આવ્યો જાણી આપાએ તેને એક બાજુ બોલાવી કહ્યું :

'એલા! જરા ઓરો આવજે!'

'એ આવ્યો બાપુ!'

'ચીપિયો ભેળો છે?'

'હા.'

'તો, મારા વાંસામાં એક કાંટો છે, કાઢી નાખ ને!' કહી આપાએ વાંસો-ખુલ્લો કરી બતાવ્યો તો વાંસામાં સંખ્યાબંધ કાંટા ખૂતેલા હતા.

'અરરર' બાપુ! તમારા વાંસામાં આટલા બધા કાંટા! આવડો બધો ગજબ!'

'એમાં ગજબ શાનો ભાઈ! કોઈનું કામ કરાવતા બેક કાંટા લાગી જાય તો શું થઈ ગયું? આ દેહ કાંઈ આરામ આપવા દાકરે નથી દીધો! બીજાના ઉપયોગ સારું છે.'

'અરે બાપુ' વાત તો કરો, કે આ થયું શું?'

'ભૂલી ગયો?'

'શું?'

'આજ સીમમાં કાંટાની ધાંસી તું ગાડા ઉપર ચડાવતો 'તો ને નહોતી ચડતી ખરું?'

'હા.'

'એને ટેકો દેવા હું તારે પડખે ઊભો 'તો ખબર છે!'

'ના.'

'આ ઈ કાંટા છે, ભાઈ!'

'બાપુ તમે ઊંડી આ કષ્ટી લીધી?'

'એમાં શું થઈ ગયું? માણસ માણસને ખપ નહીં લાગે તો કોણ લાગશે?'

'ભારે કરી.'

'કાંઈ ભારે નથી કરી. તું તારે ચીપિયેથી, બધા કાંટા ખેંચી કાઢ.'

હજામે સભાળ પૂર્વક ચીપિયેથી બધાય કાંટા આપાના વાંસામાંથી ખેંચી કાઢ્યા.

*

આપા દાનાનો જીવ બહુ કોચવાય છે. જગ્યામાં અનાથ થઈ આવેલા અને આપાએ ઉછેરી મોટા કરેલ, બે રાજગર બ્રાહ્મણના છોકરાઓને તેના નાતીલા, નાતમાં લેતા નથી

ભગતે એક વાર રાજગરની નાત ભેગી કરી, અને કહ્યું :

'ભાઈઓ' આ બિચારા ગભરૂડા, બાપ અને માબાપ વગરના છે, તેને નાતમાં લઈ લ્યો.'

'આપા એમ નાતમાં નો લેવાય'

'શીદ!'

'જગ્યામાં રહી જેતું તેતું ખાધું હોય, એટલે વટલી ગયા ગણાય.'

'અરેરે બાપ! આવડી ટૂંકી નજર રાખશો? તમે જેને વટલી ગયા કહો છો તેનામાં, તમારામાં અને સૌમાં ભગવાનનો વાસ છે, ભગવાનના સરજેલ માણસ માત્ર પવિત્ર છે. વળી અહીં જગ્યામાં તો રોજ રોજ ઠાકરનું નામ લેનારાળા પાપીયે પવિત્ર થાય છે. અજામીલ જેવાય પાપમાંથી છૂટી ગયા હતા. માટે હું તમને વિનવું છું કે, બેયને નાતમાં લઈ લ્યો.'

'ભગત છોકરાઓ ગંગાજીમાં નહાય તો નાતમાં લઈએ.'

'નાત પોતે ગંગાનો પ્રવાહ નહિ?'

'એવું ઓછું નો હાલે ભગત!'

'આ ગરીબ બિચારા ગંગાજીમાં નહાવા કેદી પોગી શકવાના હતા?'

'તે સિવાય નાતમાં નહીં લેવાય.'

'એમ કરો! જગ્યામાં થોડું ગંગાજળ છે, તે પાણીમાં નાખી, બેયને તમારા દેખતાં નવરાવું? ગંગા નો પતિતપાવની છે. તેનું એક બિંદુ ય પવિત્ર થવા બરાબર છે.'

નાતીલાઓ કાંઈ બોલ્યા નહિ.

આપાએ જગ્યામાંથી ગંગાજળ મંગાવી, પાણીમાં નાખી, પોતાના હાથે બેય છોકરાઓને રાજગરની નાતના દેખતાં નવડાવ્યા અને પછી બોલ્યા:

'હાંઉંને બાપ! બેય છોકરાઓને ગંગાએ અભિષેક કર્યો. હવે તો વાંધો નથી ને?'

રાજગરની નાત તોય હા કહેતી નથી, વળી ભગતને જાણ થઈ, નાતીલાઓ હજુયે છોકરાઓને નાતમાં લેવા ખુશી બતાવતા નથી. વળી ભગત આવ્યા.

'નાતમાં લઈ લ્યો, ઇશ્વર એમાં રાજી છે. કોઈને તરછોડ્યે સારાવાટ નહિ.'

મદાંધ નાત પરેશો માનતા નથી. એટલે ભગતે છેવટનું કહી નાખ્યું:

'જો એ બેયને નાતમાં નહિ લેવાય તો હું અપવાસ કરી મારો દેહ પાડી નાખીશ. માણસ માણસનો આમ તિરસ્કાર કરે, એવી અવની પર જીવીને શું કામ છે?'

એ પછીથી રાજગરની નાતે છોકરાઓને નાતમાં લીધા, બેય છોકરાઓએ પોતાના હાથે ગોળ-ચોખા રાંધ્યા અને રાજગરની નાતે ખાધા. દાના ભગતના જીવને નિરાંત થઈ.

*

ચલાળા ગામમાં બે સોની ભાઈઓને ભારે વેર બંધાઈ ગયું છે. બેઉ રહે છેય અડોઅડ, બેઉ ઘર વચ્ચે એક જાળી છે.

એક બીજાને હાની પહોંચાડવા સદા તત્પર રહેતા આ બે ભાઈઓમાંથી એક ભાઈના ઘોડાની જીભ જાળીમાંથી બીજાએ કાપી નાખી. ઘોડો હણહણતો પગ પછાડતો વેદનાની હાવળો નાખે છે.

ઘોડા ઉપર ઘરધણીનું પેટના દીકરા જેટલું હેત. એટલે ઘોડાની આ પીડા ન જોઈ શકવાથી તે રોવા માંડ્યો, પરનાં બૈરાં છોકરાં પણ રોવાં માંડ્યાં. લોકો ભેગા થઈ ગયા. જગ્યામાં આપા દાનાને ય આ વાતના ખબર થયા કે, બિચારા નિર્દોષ જાનવરની જીભ કાપી નાખી છે. અને આ મૂંગું જાનવર પીડાય છે.

બીજાના દુઃખને પોતાના માનનાર આપા દાનો તુરત જગ્યામાંથી સોનીને ઘેર આવ્યા, આવીને જોયું તો ચાર આંગળનો કપાયેલ જીભનો કટકો ભોંય પડ્યો છે. ઘોડાની વેદના જોઈ આપો હચમચી ગયા.

'ભાઈ! રો મા! ઊભો થા. આપણે ઘોડાની જીભ પાછી સાંધી દઈએ.'

'અરે આપા! સોના-રૂપા પાછા સધાય, પણ કપાયેલ જીભ કાંઈ પાછી સંધાતી હશે?'

'સંધાય બાપ! સધાય, મેં જાણ્યું છે કે, જીભના પરમાણુઓમાં ઝપાટાભેર રૂઝાવાની શક્તિ છે, જીભનો જખમ ઝટ મળી જાય છે. માટે ઊભો થાં અને મને મદદ કર, મારું અંતર શાખ પૂરે છે કે, તાજી કપાયેલ જીભ ચોંટી જવી જાઈએ.'

પછી આપાએ, ભોંય પર પડેલ જીભનો ટુકડો ઉપાડી, ઘોડાનું જડબું પોતાના સશક્ત બાહુઓથી પકડી, સાંધી દીધો અને તે પર ફૂંકો મારવા માંડ્યા. સાંજ સુધી આપા આ સ્થિતિમાં ઊભા રહ્યા. બીજે દિવસે ઘોડાની જીભ સંધાઈ ગઈ, પછી બીજે દિવસે પાછા આવી ભગત કહી ગયા:

'આને ચમત્કાર માની મને પાપમાં નાખશો મા. તુરત કપાએલી જીભનો સાંધો ઝટ મળી જાય છે. એ એક જ વાત પર આ કામ થયું છે.'

આપા દાનાને કાને રોજ રોજ વાત આવે છે

'આપા, સત દેવીદાસની જગ્યામા આપો શાદુળ ભગતીના રગે રગાઈ ગયા છે '

'એમ જ થવું જોઈએ, સત દેવીદાસના થાનકમા એમ જ હોય એમા નવાઈ શુ ?'

'પણ આ તો નવાઈ કહેવાય એવી વાત છે!'

'શી?'

'ભગતીનો રગ તો સૌને લાગે, પણ આ તો આપો શાદુળ, ભજન ગાતો ગાતો એવો તો રગાઈ જાય છે કે તે જેના માથે બેસી ભજન ગાતો હોય તે નાનો કે મોટો ઢોલિયો કેડુડાટ તૂટી જાય છે '

'હે!'

'હા, બાપુ!'

'એમ!'

'હા, આપો શાદુળ હાથમા કરતાલ લઈ, પલાઠી વાળી બેસી જાય, હેઠે મજીરા, એકતારો અને મૃદગની ઝીક બોલે, આપો ગાતા ગાતા ઢોલિયા પરથી ઊભા થઈ થઈ ઠેકડા મારે ને પલકમા તો કડાક કરતો ઢોલિયો ભાગી જાય '

'સત દેવીદાસ ત્યા બેસે ખરા?'

'ના કોઇ વાર નહિ '

'હાઉ સારે' આપો શાદુળ એ સત રબારી *ભગતનુ નક્કી નહિ માનતો હોય ને ઠેકડા મારતો* હશે. ભક્તિના નામે મારે આ ઢોગ મેનાવવો પડશે. નહીતર એનો ચેપ, એકથી બીજી જગ્યામા નબળા, પાતળાઓમા લાગશે. મારે એને સમજાવવો પડશે પણ અમે બેઉ કાઠી છીએ કાઠીની રીતે એને સમ જાવવા જાવુ પડશે '

ને એક દિ' આપો દાનો પરમ વાવડીની સત દેવીદાસની જગ્યામા આવ્યા આખો દિવસ તો કાઇ બોલ્યા નહિ પણ સાઝે આપા શાદુળને બોલાવી કહ્યુ

'આપા' સાભળ્યુ છે કે તમે ભજન બહુ સારા ગાઓ છો?'

'અરે' આપાના ભજનની વાત શી? ભજનની મસ્તીમા આપો શાદુળ ભાનસાન ખોઈ નાખે છે અને મોટા મોટા ઢોલિયા કડાક દઈને ભાગી નાખે છે ' બાજુમા બેઠેલાઓએ કહ્યુ

'ઈ તો આપો શાદુળ ભક્તિના રગે પૂરા રગાઈ ગ્યા!'

'હા '

આપો શાદુળ સાભળી ફુલાયા

'આજ તો ઈ જોવુ પડશે '

રાત પડી, જગ્યામા આપા શાદુળના ભજન રખાયા, અને એ વાવડ આજુબાજુના ગામોમા મોકલાવ્યા, અને એ વાવડે પ્રભુ પ. ઉરથી ઓળ ઘોળ થવા કો'ક નવી આણાત વહુનો રમત રોલિયો પણ આ યો

સમયસર ભજનિકો ગોઠાકાર ગોઠવાઈ ગયા એકતારો, મજીરા અને પખવાજ આવ્યા

સામે ઢોલિયા ઉપર આપો શાદુળ બેઠા, સામે આપો દાનો બેઠા પણ દેવીદાસને ન આવેલા જોઈ દાનો ભગત બોલ્યા

'સત દેવીદાસ કેમ ન આવ્યા?'

'નથી આવતા '

'કેમ?'

'એ રબારી ભગતને આવા ભજન ભાવનુ બહુ જ્ઞાન નથી '

'એમનુ શુ કહેવુ થાય છે?'

'કહે છે કે ભજનની વાણી તો આત્માને – માયલાને ઠારવા ગાવા સારુ છે એ ને ઇયે, આપા *એકલા એકના ખોળામા એકતારો લઇ ગાય છે* ભજનની વાણી તો સહુને સભળાવવા સારુ છે, ખરું કે નહિ?'

સાચુ સાદુળ ભગત' સાચુ ઠીક હવે તમે પ્રભુના પદ ઉપાડો '

શાદુળના હાથ તો કયારના ય ચનગનતા હતા. પણ આ સભાષણ પૂરું થવાની વાટ જોતો હતો આજ્ઞા મળતા જ પલાઠી વાળી, હાથની કીરતાનો અદર ઝટોરી ગાવા માડયુ

સતગુરુએ અમને માર્યા છે, શબ્દુના બાણ
નામ તો જપી લે નિરવાણ સતગુરુ
નાના હતા તે'દી ભેળા રમતા વહાલા
તે દહાડાની ઓળખાણ....સતગુરુ

ભજનની લીટીઓ જેમ જેમ આગળ જતી ગઇ તેમ તેમ કરતાલનો કડકડાટ વધવા માડ્યો નીચે પખવાજ પર પણ રોજના નિયમ પ્રમાણે થપાટો

જોરથી પડવા માંડી. મંજીરાઓની આંગળીઓ પર ફેંકાફેંકી ચાલી. ઝીલનારાઓ, ગવાયેલી તે લીટીઓ ઝીલી જોરથી, મોટા સાદે ગાવા માંડ્યાં. સુમધુર સ્વે પ્રભુ-પદ ગવાવાને બદલે જાણે બોકાસા પડતા હતા.

ઢોલિયા પરથી, આપા શાદુળે બેઠા બેઠા ઠેકડો મારી ભજન આગળ ચલાવ્યું :

બાંવડલી ઝાલીને, ઉર પર લીધાં વહાલા
પ્રેમે તો વીંધાણા મારા પ્રાણ...સત્ ગુરુ
માંડવી જઈને, અમે દાણ મૂકાવ્યા વહાલા
દાણીડો માગે મહીંનાં દાણ...સત્ ગુરુ
બાવન અક્ષરથી આરો બોલે વહાલા
પૂછી જુઓ, વેદ-પુરાણ...સત્ ગુરુ

ભજન જેમ જેમ પૂરું થવા આવ્યું તેમ તેમ આપા શાદુળે પલાંઠી સોતા હાથ અદ્ધર કરી, ઠેકડા જ મારવા માંડ્યા. અને સાચે જ ઢોલિયામાં કડાકા બોલવા માંડ્યા. દાના ભગતને લાગ્યું કે આ બેસમજ શાદુળ અબઘડી કોંક ગરીબનો ઢોલિયો ભાંગી નાખશે. એટલે એમણે સાં બેઠા બેઠા જ મહાસાગરશા ધીર ગંભીર સ્વે બોલ્યા:

'એ બાપ! શાદુળ! આવડો બધો ગજબ શા સારુ કર છ?'

સાંભળનારાઓ-બેઠેલાઓ, આપાની આ વ્યથિત વાણીથી આભા બની ગયા.

'કાં બાપુ! ભજન ગાઉં છું, ભજનની મસ્તી ચડે છે!'

'ખોટું ખોટું! આ મસ્તી નથી. એ મસ્તીના કેફથી તો માનવી અમોલ બની જવો જોઈએ. જો આ સંત રૈદાસ બની ગયા એમ, આ તો તારે નામ કમાવાની કળ છે. લોકોને આમ ભક્તિના નામે અવળે મારગે ચડાવવાનો કસબ ભાળું છું. આપા! આમે ય છો તો કાઠી ને! લખણ કાંઈ જાય! આ બિચારી કોંક આણાંત વહુનો ઢોલિયો ભાંગી પાપ કાં લે! આ ભક્તિ ન હોય, આ ઠેકડા ભક્તિનો એકે ય પ્રકાર નથી. તું તો ગાય છે ને? કે, 'સત્-ગુરુએ બાણ માર્યા!' જેને બાણ લાગ્યા હોય તે આવડા ઠેકડા મારે?'

આપા શાદુળ શરમાઈ ગયા. તે પછીથી એણે ઢોલિયા ભાંગવાનું બંધ કર્યું.

[ક્રમશઃ]

## સાધનની પવિત્રતા

સવાલ એ નથી કે તમે તમારા જીવનલક્ષ્ય પ્રત્યે કેટલા આગળ વધ્યા? સવાલ એ છે કે કેવી રીતે આગળ વધ્યા? રોજ રાતે સૂતી વખતે તમારી જાતને આ પ્રશ્ન પૂછો :

આજે કોઇના મોંનો કોળિયો તો ઝૂંટવીને તો તમે તમારું પેટ ભર્યું નથી ને?
તમારા પગને પૂછો કે તે કોઇની છાતી પર પગ મૂકીને આગળ નથી વધ્યા ને?
જો ઉત્તર 'ના'માં મળે તો સમજજો કે તમારા જીવનનો એ દિવસ લેખે લાગ્યો. —ટોલ્સટોય

## બેકાર 'બાપુ'

વિખ્યાત ઉર્દૂ લેખક 'ફિરાક'ને ગાંધીજી માટે ઘણું માન હતું.

એક વખત તેમના મામાએ તેમને કહ્યું :

'ભાઇ, માન ન માન, પણ ગાંધીજી પાસે કોઈ કામ નથી લાગતું.'

મામાના મુખેથી ગાંધીજી વિશે આવી વાતથી ફિરાક સાહેબને લાગી આવ્યું; કંઇક અસ્વસ્થ બનીને તેમણે મામાને પૂછ્યું: 'મામા, તમે આમ કેમ કહો છો?'

મામા બોલ્યા: 'કેમ, રોજ તમે છાપામાં શું વાંચો છો? આજે ગાંધીજી મુંબઇમાં છે, તો કાલે મદ્રાસમાં છે; તો પરમ દિવસે વળી કલકત્તામાં. એટલે જ મને લાગે છે કે તેમની પાસે એમનું પોતાનું કંઈ જ કામ નહિ હોય! નહિતર કામવાળા માણસને આમ શહેરશહેર આથડવું પાલવે?'

મામાની વાત સાંભળી ફિરાક સાહેબ ગંભીરતાથી બોલ્યા: 'મામા, એક રીતે તમારી વાત સાવ સાચી છે. ખરું છે, ગાંધીજીને પોતાનું અંગત કશું કામ હોતું નથી!' —શિવસુંદરમ્



# નૈવેદ્ય

રવીન્દ્રનાથ ઠાકુર
અનુ૦ નગીનદાસ પારેખ

૭૪

નદીનો આ કલધ્વનિ જ્યાં માતાના કલકંઠની જેમ ગુંજી ઊઠતો ન હોય, જ્યાં કોમળ ઉર્વર ભૂમિ વસંતમાં શરદમાં અને વર્ષામાં નવા નવા ઉત્સવોએ યૌવનના ગૌરવપૂર્વક નવા નવા રંગનાં વસ્ત્રોથી શણગારાતી ન હોય, જ્યાં ઘેરાયેલું આકાશ રાત દિવસને સંપૂર્ણ સ્ફુટરૂપે પ્રગટ ન કરતું હોય, જ્યાં માતૃભાષા કલ્યાણમયી હૃદયલક્ષ્મીરૂપે ચિત્તના અંતઃપુરમાં આવ જા ન કરતી હોય, જ્યાં કલ્પના અહોનિશ પરિચયહીન પારકા ઘરને બારણેથી રસ્તા ઉપર પાછી આવતી હોય— એવે સ્થાને પણ કદાચ જઈ પડું, તો એટલું કરજો, હે પ્રભુ, કે મારું મન બધે ઠેકાણેથી તમારા શાશ્વત આનંદની ધારાને અનંત પ્રવાહરૂપે સહેજે ખેંચી લઈ શકે.

૭૫

હે પ્રાણેશ્વર, મારાં સકલ અંગો-ઉપર રાત દિન તારો સ્પર્શ લાગેલો જ છે, એ સદા યાદ રાખી હું મારું શરીર પવિત્ર રાખીશ. હે પરમ જ્ઞાનસ્વરૂપ, મારા મનમાં તું વિરાજે છે એ સદા સ્મરણમા રાખી, મારા સર્વ ધ્યાનમાંથી અને સર્વ વિચારોમાંથી સર્વ પ્રયત્ને હું સર્વ મિથ્યાને દૂર રાખીશ.

મારા હૃદયમાં તારું અચલ આસન છે, એ ધ્યાનમા રાખી સઘળા કુટિલ દ્વેષને અને સર્વ અમંગળને હું હાંકી કાઢીશ,— પ્રેમને સદા પ્રફુલ્લ અને નિર્મલ રાખીશ. સર્વ કર્મોમાં તારી જ શક્તિ પ્રવર્તે છે એમ જાણીને સકલ કર્મોમાં તને જ પ્રગટ કરીશ.

૭૬

આ અચિંત્ય બ્રહ્માંડના લોકલોકાન્તરમાં જેનું અનન્ત શાસન ચિરકાળને માટે પ્રત્યેક અણુમાં પ્રગટ થઈ રહ્યું છે, યુગે યુગે માનવનો મહાન ઇતિહાસ જેની તર્જનીની છાયાને વહન કરતો ધરણી ઉપર સદા

ચાલ્યા કરે છે, તે જ મહેશ્વર મારા ચૈતન્યમાં પ્રત્યેક પલકે વાસ કરતા હોય છે; તેમના જ પ્રકાશથી મારાં ચક્ષુ દૃષ્ટિવંત બન્યાં છે, તેમના જ સ્પર્શથી મારાં અંગો પ્રાણના હર્ષભેર સ્પર્શમય બન્યાં છે.

જ્યાં જ્યાં ચાલું, જ્યાં જ્યાં રોકાઉં, જ્યાં જ્યાં વાસ કરું, ત્યાં ત્યાં પ્રત્યેક શ્વાસે એ વાત સ્મરણમાં રાખીને તેમનો ગર્વ અને પોતાની નમ્રતા પોતાને માથે સર્વ પ્રકારે સદા વહેતો રહીશ.

૭૭

હે વરેણ્ય, મારા ચિત્તને એવું વરદાન આપો કે હું ધનની ક્ષતિમાં મનની ક્ષતિ ન માનું. આ તૃણભૂમિથી માંડીને સુદૂર ગગન સુધીનું તમારું ભુવન જે ઐશ્વર્યથી, જે પ્રકાશથી, જે સંગીતથી, અને જે સૌંદર્યધનથી પરિપૂર્ણ છે, તેનું મૂલ્ય મારા મનમાં સદા સ્વાધીન, સબલ, શાન્ત અને સરલ સંતોષ રૂપે રહો.

કોઈ પણ દુઃખ, કોઈ પણ ક્ષતિ કે કોઈ પણ અભાવને માટે હું કદી અદૃષ્ટને દોષ ન દઉં. કોઈ નાનો ટુકડો ખોવાવાને લીધે આખું વિશ્વ-, ચરાચર મને બેસ્વાદ ન લાગો. ધનવાનોના સમાજમાં ભલે મને સ્થાન ન મળો, પણ જગતમાં સર્વ સ્થાને મારું આસન રહો એ જ વર, હે દેવ, હું પૂરા અંતરથી માગું છું.

૭૮

સૌ કરતાં તમે છો, રાતદિવસ છો, પ્રત્યેક ક્ષણે છો, દૂર પણ છો, અને નિકટ પણ છો, જે કાંઈ છે, તે તમે છો માટે છે — એ વાત યાદ રાખવી શાથી કઠણ હશે?

હું જેવો લોકવસ્તીમાં પ્રવેશ કરું છું, જેવો માણસ સ્તુતિનિંદા લઈને — રાગ લઈને, દ્વેષ લઈને, પોતાનો ગર્વ લઈને — આવે છે કે તરત જ સંસાર પર્વત જેવો આકાર ધારણ કરે છે, અને ઉર્ધ્વલોકને ઢાંકી દે છે; લાજ-ભય અને લોભક્ષોભ લોકની પેઠે ઊછળવા માંડે છે; માણસના મુગટમાં જે હીરો ઝગઝગે છે તેના ઝગમગાટમાં ધ્રુવલોકમાં અને ભૂલોકમાં બીજો પ્રકાશ દેખાતો નથી. માણસ સામે આવતાં જ શાથી તે જ ક્ષણે હું તમારી સન્મુખ છું એ વાત યાદ રહેતી નથી?

૭૯

જેઓએ તમને પુત્રથી પ્રિય, વિત્તથી પ્રિયતર અને જે કંઈ આત્મીય છે તે બધા કરતાં નિખિલભુવનમાં પ્રિયતમ અને આત્માના અંતરતમ કહ્યા છે, તેઓને ચરણે મારું હૃદય બિછાવી રાખવા હું ચાહું છું.

એ સરલ શાંત ગંભીર અને ઉદાર પ્રેમ, એ નિશ્ચિન્ત નિઃસંશયતા, એ ગાઢ સહજ મિલનનો આવેગ, એ આત્માનું ચિરસ્થિર એકાગ્ર લક્ષ્ય, સર્વ કર્મોમાં સ્વાભાવિક રીતે ગંભીર પ્રશાંત ચિત્તે તમારામાં એ સંચરણ, હે અંતર્યામી, એ બધું, હું શી રીતે પ્રાપ્ત કરીશ? ડગલે ને પગલે અને શ્વાસે શ્વાસે હું તમારા પ્રેમનો પ્રવાહ સહજ વિશ્વાસપૂર્વક શી રીતે અંતરમાં ખેંચી લઈશ?

# પાચનક્રિયાનું રહસ્ય

ડૉ૦ કુસુમ દેસાઈ

પ્રકૃતિનાં સર્જનનું એક અદ્ભુત વૈચિત્ર્ય એટલે આપણી પાચન-પ્રણાલી. સદીઓના સંશોધનને અંતે પણ તેનાં રહસ્યો પામી શકાયાં નથી. અહીં આધુનિક શોધખોળનું પરિણામ આપ્યું છે.

પેટની રસ-ગ્રંથિઓમાંથી જે પાચક રસ નિસૃત થાય છે તેમાં હાઇડ્રોક્લોરિક એસિડનો ઘણો મોટો ભાગ હોય છે. પેપ્સિન અને પેપ્ટોનની સાથે ભળી જઇને હાઇડ્રોક્લોરિક એસિડ આમાશયમા એકઠાં થયેલા ભોજનનાં પ્રોટીન અંશને નાના નાના કણોમાં તોડી નાખવાનું કામ કરે છે. પ્રોટીનનું મહત્ત્વ તો હવે સુવિદિત છે જ. પ્રોટીન પર જ જીવનનો પૂરો પાધરો આધાર છે. પ્રોટીનના અભાવથી શરીરના કોષ જીવિત રહી શકતા નથી. ક્ષયનું એક મુખ્ય કારણ એ પણ છે કે શરીરના પ્રતિક્ષણ નષ્ટ થનારા શક્તિ–કોષના પુનર્નિર્માણ માટે ભોજનમાં જે યથેચ્છ પ્રોટીન જોઇએ, તે સાંપડી શકતું નથી. હાઇડ્રોક્લોરિક એસિડ ભોજનના પ્રોટીન અંશને પચાવવામા મદદ તો કરે છે જ, સાથોસાથ ભોજન દ્વારા અથવા આતરડામા ઉત્પન્ન થયેલા હાનિકારક કીટાણુઓનો વિનાશ પણ કરે છે. આ કારણે જ સ્વસ્થ પાચન શક્તિવાળી વ્યક્તિઓને મોટેભાગે સંક્રામક રોગો સ્પર્શી શકતા નથી.

વૈજ્ઞાનિકોનો અભિપ્રાય એવો છે કે એક વિદ્યુત પ્રક્રિયા દ્વારા આપણા આમાશયમા હાઇડ્રોક્લોરિક એસિડનો ઉદ્રેક થાય છે. આપણા આમાશય અને આંતરડામાં વિદ્યુતની કોમળ ધારાઓ વહ્યા જ કરતી હોય છે. તમામ જીવિત પ્રાણીઓના પેટમા વીજળીના પ્રવાહની આવી અજસ્ર ધારાઓ વહ્યા જ કરે છે. એક દેડકાનાં પેટમાની વિદ્યુત ધારાઓનુ માપ લેવામાં આવ્યું અને આશ્ચર્ય સાથે વૈજ્ઞાનિકોએ જોયું કે તેનું દબાણ ૧/૧૩ વોલ્ટ છે. આ જાતના પ્રયોગોને અંતે સિદ્ધ કરવામા આવ્યું છે કે એક દેડકાના પેટની ત્રણ શેર સામગ્રીમાંથી એક વોલ્ટ વીજળી તૈયાર થઈ શકે છે.

પરંતુ વિદ્યુતની ધારાઓ ઉત્પન્ન કરવાની સાથે જ વધુમા આપણું આમાશય બીજું ય વૈચિત્ર્ય પૂર્ણ બાબતો કરે છે. આ વિદ્યુત ધારાઓના વિષયમાં એક સ્મરણમાં રાખવા જેવી વાત તો એ છે કે જો પેટમાં ઓક્સિજનનો પ્રવેશ બંધ કરી દેવામાં આવે તો આ ધારાઓનું નિર્માણ પણ સ્થગિત થઇ જાય છે. ઓક્સિજનનો નિરંતર પ્રવાહ પેટની ક્રિયાઓને સજીવ તેમ જ સક્રિય રાખવા માટે અત્યંત આવશ્યક છે. શાથી જે, અગર પેટને જોઈતા પ્રમાણમાં ઓક્સિજન મળતો નથી તો તે ભોજનને પૂરતું પકાવી શકવામાં નિષ્ફળ જાય છે. ઓક્સિજન અને આમાશયમા એકઠા થયેલા ખોરાકના સંમિશ્રણમાં જે શક્તિ પેદા થાય છે તેના દશમા ભાગમાથી વિદ્યુતની ધારાઓ બને છે તથા બાકીનો નવ–દશમો ભાગ ઉદર દ્વારા અન્ય આવશ્યક કામોમાં લાગી જાય છે.

વૈજ્ઞાનિકોએ પ્રયોગથી સિદ્ધ કરી બતાવ્યું છે કે હાઇડ્રોક્લોરિક એસિડનો ઉદ્રેક આ વિદ્યુત–ધારાઓના પ્રવાહથી જ ઉત્પન્ન થાય છે. પેટ અને આંતરડામાં હાઇડ્રોજનના જે કોષ અને ગ્રંથીઓ હોય છે તે ધનાત્મક પોઝિટિવ બને છે અને ઋણાત્મક વિદ્યુતના સંપર્કમાં આવીને તેઓ એક પ્રકારનું રાસાયણિક દ્રવ્ય ઉત્પન્ન કરવા માડે છે. આ દ્રવ્ય તે જ હાઇડ્રોક્લોરિક એસિડ. જેની પાચન શક્તિ નબળી હોય છે તેને ડૉકટરો દવાના રૂપમા પ્રયોગ ખાતર હાઇડ્રોક્લોરિક એસિડની માત્રાઓ આપે છે.

સ્વાસ્થ્ય-વિજ્ઞાનની દૃષ્ટિએ આ શોધ ભારે મહત્ત્વની છે. પાચનક્રિયા સંબંધી તમામ જૂનવાણી ખયાલો આ શોધને કારણે ખોટા સાબિત થઈ ચૂક્યાં છે. આહાર-શાસ્ત્રમાં તો મમૂળગો ફેરફાર કરવો પડ્યો છે. વૈજ્ઞાનિકોએ બે વ્યક્તિઓના સંપર્કમાં એક હાલતી ચાલતી બેટરી ઊભી કરી લીધી છે. જો એક વ્યક્તિ વીજળીનો તાર ગળી જાય અને તેનો એક છેડો બીજી વ્યક્તિના મુખ સાથે સંબધિત કરવામા આવે, તો વાતવાતમાં એક ચાલુ બેટરી તૈયાર થઈ જાય! અલબત્ત, આ બેટરીથી બેથી ત્રણ વોલ્ટની જ વીજળીક શક્તિ મળી શકે આ નવી શોધે વૈજ્ઞાનિક જગતની સમક્ષ વિદ્યુત ઉત્પાદનની અનેક સંભાવનાઓ

ગોળી કરી આપી છે. આજની પ્રચલિત બેટરીથી ભિન્ન એવી બેટરી બનાવવા માટે ભારે તન્મયતાથી પ્રયોગો કરવામાં આવી રહ્યા છે. આજનો વિદ્યુત-શક્તિ ઉત્પાદનનો મુખ્ય સ્રોત કોલસો છે. કોલસાને સળગાવીને ગરમી પેદા કરવામાં આવે છે અને એ ગરમીને શક્તિમાં પરિણત કરવામાં આવે છે—આ ક્રિયામાં સાધનો અને સામગ્રીનો ખાસ્સો વ્યય થાય છે. પરંતુ ઉપર કહી તે પેટ સંબંધી શોધ દ્વારા હળવા તાપક્રમ પર જ વીજળીના ઉત્પાદનનું કાર્ય કરી શકાય છે.

દોઢસો વરસની વાત પર, ગેલ્વાનીએ બરાબર આવો જ પ્રયોગ કર્યો હતો. તેમણે એક દેડકાના પાછલા પગ એક ત્રાંબાના તાર પર ટીંગાડ્યા અને લોઢાના સળિયાથી તેનો સ્પર્શ કર્યો. વીજક આકર્ષ-ણથી તેના પગ હલવા લાગ્યા. પણ, ગેલ્વાનીને પોતાની શોધ આગળ લઈ જવાનું પ્રાપ્ત ન થયું. આજે પણ, ભલે આ સિદ્ધાંતનો ઉપયોગ વીજળીના ઉત્પાદન માટે ન કરવામાં આવે, પરંતુ પેટ સંબંધી રોગો પરત્વે તો આથી ઘણો જ ઘણો લાભ થયો છે અને તેનો સર્વત્ર સ્વીકાર પણ થયો છે. અમેરિકા અને યુરોપના મોટા મોટા ચિકિત્સાલયોમાં પેટના દરદીઓને ડોકટરો વીજળીના તાર ગળવા દે છે અને આ રીતે હાઇડ્રોક્લોરિક એસિડના અભાવનું વૈજ્ઞાનિક અભાવનું નિદાન કરે છે. કોઈ વાર પેટમાં ઘણી થોડી માત્રામાં હાઇડ્રોક્લોરિક એસિડ બને છે અને ક્યારેક તો બિલકુલ બનતું જ હોતું નથી. મોટે ભાગે મંદાગ્નિનું અને નાની મોટી પેટની ફરિયાદોનું કારણ આ જ હોય છે.

પેટમાં હાઇડ્રોક્લોરિક એસિડ ઉત્પન્ન ન થવાનું એક કારણ એ પણ હોય છે કે પેટ યથેચ્છ વોલ્ટેજ દેવામાં અસમર્થ રહે છે, અથવા વિદ્યુત-ધારાનું સરકીટ પૂરું થતું નથી. કેટલીક વ્યક્તિઓનું પેટ તો એટલું કમજોર હોય છે કે તેમાં જરા પણ વોલ્ટેજ પેદા થઈ શકતું નથી.

આ પ્રકારની જ એક મહત્ત્વપૂર્ણ શોધ પેટના પાચન-ક્રિયાના વિષયમાં કરવામાં આવી હતી. ૧૮૨૨ ની વાત છે. સેન્ટ માર્ટિન નામના એક કેનેડિયનના પેટમાં ગોળી વાગી ગઈ. ડૉ. વિલિયમ બ્યુમોંટની પાસે ઉપચાર માટે તેને લઈ જવામાં આવ્યો. ડોકટ-રનો અભિપ્રાય એવો હતો કે માર્ટિન ૨૦ મિનિટમાં મરી જવો જોઈએ. પરંતુ માર્ટિન તો આખું વરસ હોસ્પિટલમાં પડ્યો રહ્યો. આ દરમિયાન તેનો ઘાવ પણ રુઝાઈ ગયો અને ઘણી શક્તિ પણ આવી ગઈ. ડોકટરોને ઘણું આશ્ચર્ય થયું. તેમણે માર્ટિનના ઘાવને ઘણી જ સૂક્ષ્મતાથી જોયો અને જાણ્યું કે ઘાની સાથે જ માર્ટિનના પેટમાં એક એવું ગોળ છેદ પડી ગયું છે કે જેમાંથી પાચનની સારીયે પ્રક્રિયા જોઈ શકાય. બ્યુમોંટ રાજી રાજી થઈ ગયા. માર્ટિનના પેટ પર એમણે પ્રયોગો શરૂ કર્યા. દુનિયાભરમાં એમના પ્રયો-ગોની વાત ફેલાઈ ગઈ. દાર્શનિક આધાર અને ઘણાં જ સૂક્ષ્મ નિરીક્ષણ સાથે આ પ્રયોગો કરવામાં આવ્યા હતા. બ્યુમોંટની પ્રયોગશાળાનો નિષ્કર્ષ આ છે:

૧. ભોજન સમયે મનોભાવોને નિયંત્રિત રાખ-વાની ઘણી મોટી આવશ્યકતા છે. ભય, ક્રોધ, ચિંતા આદિ મનોભાવો પાચક રસોના નિસ્રાવમાં બાધક છે.

૨. વધુ ચીકાશવાળું ભોજન પાચન-ક્રિયાની ગતિ મંદ પાડી દે છે, તે કારણે તેમાંથી રાસાયણિક તત્ત્વો સહેલાઈથી બની શકતાં નથી અને હૃદય પર પણ તેનો ખાસ્સો બોજો પડે છે. ચીકાશના આ થર અથવા આવરણને ચીર્યા બાદ જ પાચક રસ ભોજન પર પોતાની પ્રતિક્રિયા શરૂ કરે છે.

૩. ઋતુઓ અને જલવાયુનો પણ પાચન-ક્રિયા પર નિર્ણાયક પ્રભાવ પડે છે. ઉનાળામાં પાચક રસોની જોઈતી ઉત્પત્તિ થતી નથી અને તેની દ્રવણશીલતામાં પણ પરિવર્તન થાય છે. તેથી, ગરમીમાં હળવા અને સુપાચ્ય ભોજનની આવશ્યકતા રહે છે. સૂકાં વાતા-વરણવાળા પ્રદેશોમાં પણ આ વાત લાગુ પડે છે.

૪. પાચક રસોની ઉત્પત્તિ એક નિશ્ચિત માત્રામાં થાય છે, તેથી ભોજનનું પ્રમાણ પણ એટલું જ રાખવું જોઈએ કે તે આ રસોના અનુપાતમાં વધારે ન પડે. અધિક ભોજનના પાચન માટે પર્યાપ્ત માત્રામાં પાચક દ્રવો મળતા નથી. આ કારણે જ પ્રમાણથી વધારે ભોજન કરનારાઓને જ મોટે ભાગે વધારે રોગો થાય છે.

૫. મંદાગ્નિને કારણે જ ક્ષય, કેન્સર, લકવા વગેરે જીવલેણ રોગો થઈ જાય છે. આપણા આંતરડાં સ્વાસ્થ્ય-સંવર્ધન માટે જેટલી ઉત્તમ રસાયણશાળા

છે, તેટલી જ ઉત્કૃષ્ટ વિકાસ ભૂમિ તે, મંદાગ્નિના અભાવથી રોગો માટે થઈ જાય છે.

વ્યુમાંટ પછી સુપ્રસિદ્ધ જર્મન-ડોકટર વુલરે પોતાની પાચન-ક્રિયા સંબંધી શોધોથી આહાર-શાસ્ત્રના અધિકાંશ સિદ્ધાંતોને અવૈજ્ઞાનિક સિદ્ધ કરી દીધા છે. પેટના વિદ્યુત પ્રવાહના પ્રયોગોને તેઓ તેની ચરમ પરિણતિ લગી લઇ ગયા જેથી પેટના રોગો વિષેનો આખો યે દૃષ્ટિકોણ જ બદલાઈ ગયો. ડૉ૦ વુલર અનુસાર આપણું પેટ આજ સુધી શોધી કાઢવામાં આવેલા કોઇ પણ શક્તિ ઉત્પાદક યંત્રથી અધિક સશક્ત અને સક્રિય છે. બુદ્ધિપુર:સર જો તેનો ઉપયોગ કરવામાં આવે તો ભારેમાં ભારે ભોજનને પણ તે આ શક્તિમાં પરિણત કરી શકે છે.

પેપ્સિન, પેપૈન, રેનિન, ટ્રાપ્સિન અને હાઇડ્રોક્લોરિક એસિડ આપણા પેટમાં મુખ્ય પાચક રસો છે. આ બધાનો ઉદ્દેશ પેટના વિદ્યુત-પ્રવાહ પર આધારિત છે અને આ વિદ્યુત-ઉત્પાદન પૂરતા ઑક્સિજનની સહાયતા વિના થઈ શકતો નથી. આ કારણે જ ઑક્સિજનને પ્રાણવાયુ કહ્યો છે. નિદ્રામાં શ્વાસનું પ્રમાણ ઓછું થઈ જાય છે, કારણ સૂતેલી વ્યક્તિ નિષ્ક્રિય બની જાય છે. તેથી સૂતી વખતે આપણને ઑક્સિજનની માત્રા ઓછી મળે છે. સામાન્ય વાતાવરણમાં ઓછામાં ઓછા સોએ વીસ ટકા ઑક્સિજનનો અંશ હોય છે, પરંતુ રોગીને તો શક્તિ-પ્રાપ્તિ માટે ૪૦થી ૬૦ ટકા ઑક્સિજન જોઇએ. રોગોને ભગાડવાનું કામ આપણો રક્તપ્રવાહ કરે છે. અને સશક્ત લોહી જ રોગોનો સફળ સામનો કરી શકે છે. લોહીને આ શક્તિ પેટની રસાયન-શાળામાંથી મળે છે. આ કારણે પેટના દરદીને વધુમાં વધુ ઑક્સિજનની જરૂર છે. ડૉકટર વુલરે પ્રયોગ-શાળામાં કેટલા યે પ્રયોગો કરીને આ સિદ્ધાંતને સાબિત કરી દીધો છે અને જર્મનીની જેમ જ ઇંગ્લાન્ડ તથા અમેરિકામાં-પણ ભોજનગૃહો શહેર બહાર ખુલ્લી જગ્યામાં જ થવાં લાગ્યાં છે.

( જે૦ બી૦ એસ૦ હાલ્ડેનના 'ઇન સાઇડ સ્ટમક'ના સંક્ષેપને આધારે )

---

સને ૧૯૨૪નો જમાનો ચાલતો હતો, રાજાઓ અને ગોરાઓ સામે કોઈ હરફ નહોતું ઉચ્ચારી શકતું એ વખતે, હળવદની એક પ્રાથમિકશાળાનો વિદ્યાર્થી આડો ફાટતો હતો. માસ્તરનું કહ્યું ગણકારતો નહોતો. માસ્તર ધમકી આપતા હતા. વિદ્યાર્થીને સૂચના અપાઈ ગઈ કે ખાદીના ખમીશ ચોરણી પહેરીને શાળામાં નહીં આવવાનું. કારણ હતું; ગોરા-સાહેબ સુરેન્દ્રનગરથી હળવદની શાળામાં આવવાના હતા.

વિદ્યાર્થી એકનો બે ન થયો તેણે મહેતાજીને જણાવી દીધું કે "હું આ ટોપી ખમીશ ચોરણી બદલીશ નહીં. આ ખાદીના કપડા હું ડરથી નહીં ઉતારી શકું."

મહેતાજીએ તો ખરો ધમકાવેલ એ વિદ્યાર્થીને, પરીક્ષા વખતનું પરિણામ બગડશે વિ૦ અનેક ધમકીઓ આપેલી પણ વિદ્યાર્થીએ મચક નહીં આપેલી તે નહીં જ આપેલી.

રાષ્ટ્રિય જીવનની ઇમારતને જેઓ ઊજળી બનાવવા ભગીરથ પ્રયત્નો માંડી બેઠા છે, અને છતાં જેઓ પાયાના પત્થરની જેમ દટાય ચૂકયા છે એવાઓ પૈકીના એક તે ભાઈ અબલભાઈ મહેતા એ વખતે હળવદની પ્રાથમિકશાળાના માસ્તરની સામે થયેલા. અબલભાઈ સારા ગીતો ગાતા હતા. માસ્તરનો હુકમ હતો કે ગીત તારે ગાવાનું જ છે પણ ખાદીનો પહેરવેશ ઉતારીને. આ શરત સામે અબલભાઈ ગેરહાજર રહેલા અને પહેરવેશ બદલવા સામે ઇન્કાર કરેલો.

—કાકુ દેસાઈ

# મારાં જીવનનાં મોતી

વિનોબાજી
સંપા. : રમેશ ડા૦ દેસાઈ

## સંસ્કારનો પ્રભાવ

હું મારી માની વાત કરું છું.

જ્યારે હું બહારથી આવીને ખાવાનું માગતો ત્યારે મારી મા સખત થઈ જતી. તેની આંખોમાં પણ કરડાકી આવી જતી. માની એ મૂર્તિ આજે પણ મારાથી ભુલાતી નથી, મારી સમક્ષ જ રહે છે. તે કહેતી : 'અરે, ખાવાનું તો માંગે છે પણ પહેલાં એ બતાવ કે તુળસીને પાણી પાયું છે કે નહીં. જો નથી પાયું તો ખાવા પણ નહિ મળે.'

હું તરત જ તુળસીને પાણી પાઇને આવતો એટલે માની ભીતરનો પ્રેમ ઊભરાઈ ઊઠતો.

આ સંસ્કારના પ્રભાવથી જ હું સર્વોદય-પાત્રની વાત વિચારી શક્યો.

## ભગવાનની પૂજા

મને એક ટેવ પડેલી એની વાત છે.

અમારા દાદા પૂજા કરતા અને પૂજા માટે અમને ફૂલો ચૂંટી લાવવાનું કહેતા.

પરોઢનાં ખરેલાં ફૂલો અમે વીણીવીણીને ભેગાં કરતાં. બકુલ અને ચંપાનાં ઝાડને અમે હલાવતાં. પછી એનાં નીચે ખરેલાં ફૂલ અમે ભેગાં કરી લેતાં. જાતજાતનાં ફૂલો અમે ભેગાં કરતા.

દાદા અમને પૂજા માટે ચંદન ઘસવા આપતા. પછી ઘસેલા ચંદનની મૂર્તિ બનાવતા. એ માટે અમારે ક્યાંય સુધી ચંદન ઘસવું પડતું.

હજુ પણ એ જ નાદ લાગ્યો છે. આજે પણ મૂર્તિપૂજા ચાલુ જ છે, પણ હવે તો સર્વત્ર પરમેશ્વરનું દર્શન થાય છે.

## વિન્યાએ પથ્થર તોડ્યો

મારા બાળપણનો આ પ્રસંગ છે.

અમારા ઘરમાં પથ્થર ફોડવાનું કામ ચાલતું હતું. હું રોજ કામ જોવા જતો હતો. કોઇ-કોઇ વાર હું કહેતો પણ ખરો: 'હું પણ પથ્થર ફોડવા ઇચ્છું છું.'

તો એ લોકો મને પથ્થર ફોડવાને માટે આપતા હતા, જે તૂટવાની તૈયારીમાં જ હોય.

હું જેવો મારી નાનકડી હથોડીથી તેના પર ઘા કરતો હતો, તેવો જ તે તૂટી જતો હતો.

ત્યારે દરેક જણ કહેતા હતા: 'વિન્યાએ પથ્થર તોડ્યો.'

એ જ પ્રમાણે દુનિયામાં એવા લોકો હોય છે જેમનું નામ દુનિયા જાણે છે, પરંતુ જેમને દુનિયા જાણતી નથી, તેઓ સૂક્ષ્મ અવસ્થામાં રહે છે.

## નાનપણથી ફરવાની ટેવ

નાનપણમાં હું કોકણના ૭૦–૮૦ ઘરવાળા એક નાનકડા ગાગોદે ગામમાં રહેતો હતો. ૧૦ વર્ષનો થયો ત્યાં સુધી ત્યાં જ રહ્યો.

ઘેર બેઠાં કાકાએ મને ભણાવ્યો. પરંતુ એ પણ એક કલાકથી વધુ નહિ. એમાંથી જ મને એક કલાકની શાળાની કલ્પના સૂઝી.

દિવસનો ફાજલ રહેતો પાંચ-છ કલાકનો સમય હું ડુંગરાઓમાં ભટકવામાં ગાળતો. ગાયો ચરાવનાર છોકરાઓ સાથે હું પણ જતો. એ ભટકવા સારુ નીકળી પડવાની ટેવ હું વડોદરા ગયો તો પણ કાયમ જ રહી. ત્યાં પણ મારું આઠ-દશ માઇલ ફરવાનું ચાલુ રહ્યું, અને હવે ભૂદાન-ગ્રામદાનના કામ માટે તો મારે તાપ, ટાઢ અને વરસાદમાં ગામડે-ગામડે ફરવું જ પડે છે. તોય મને સહેજ પણ ત્રાસ થતો નથી. કારણ નાનપણથી જ મને ફરવાની ટેવ હતી.

## અમારા આંધળાકાકા

મારા બાળપણની વાત છે.

અમારા એક કાકા હતા. તેઓ આંધળા હતા, તેથી અમે તેમને આંધળાકાકા કહેતા.

ઘરનાં બીજાં કામો વગેરે તો એમનાથી, થતાં નહીં, પણ પાણી ભરવા વગેરેમાં એ મદદ કરતા.

અમે વડોદરા આવ્યા અને એ મહારાષ્ટ્રમાં જ રહ્યા. એક દિવસ ગામથી તાર આવ્યો. તે વાંચીને બાપુજીએ કહ્યું: 'આંધળે કાકા ગેલે.'

ઘરમાં ગંભીરતા છવાઇ ગઈ.

સાંજે જમતાં વખતે મેં બાને પૂછ્યું: 'આંધળાકાકા મરી ગયા, પણ એની પાછળ આપણે ત્યાંથી કોઇએ સ્નાન કેમ કર્યું નહીં?'

ત્યારે અમને બાળકોને પહેલી વાર ખબર પડી કે એ ખરેખર અમારા કાકા નહોતા. પણ એમનો અંધાપો જોઇને એમને ઘરમાં કુટુંબી તરીકે રાખી લેવામાં આવ્યા હતા. હતા તો એ નોકર જેવા જ, પણ અમને એ કાકા જ લાગ્યા હતા.

## આગનાં ઢીંગલાં

નાનપણમાં એકવાર હું સિનેમા જોવા ગયો હતો. જતી વખતે સાથે ગૂણપાટ લેતો ગયો હતો. મારો આશય એ કે ઊંઘ આવે તો તેના પર સૂઈ જવું.

પછી પડદા પર આંખને આંજી નાખનારી આગ હું જોવા લાગ્યો. બેચાર મિનિટ સુધી તે ઝગઝગતી આગના ચિત્રો જોઈ મારી આંખો થાકી ગઇ. હું મારી મેળે ગૂણપાટ પાથરીને સૂઇ ગયો ને મેં કહ્યું પૂરૂ થાય એટલે ઉઠાડજો.

લોકો એ અંધિયાર થિયેટરમાં આગનાં ઢીંગલાં નાચતાં જોઇને તાળીઓ પાડે છે મને પોતાને એ કઈ સમજાતું નથી.

## ફ્રેન્ચ અને સંસ્કૃત

વિન્યાને પાઠશાળામાં ફ્રેન્ચ લેવાની સલાહ બાબા (પિતાજી) એ આપી એ પ્રમાણે વિન્યો ફ્રેન્ચ શીખવા લાગ્યો.

માએ પહેલાં કઈ ન કહ્યું.

પાછળથી વિન્યાને કહ્યું: 'વિન્યા, તને સંસ્કૃત શું ન આવડવું જોઇએ? તે તો આપણા ધર્મની ભાષા છે ને?'

વિન્યાએ કહ્યું: 'સંસ્કૃત આવડવી જોઇએ તો આવડશે, તેની ચિંતા કયાં છે?'

વિન્યો ફ્રેન્ચ ખૂબ ભણ્યો, પણ આજે વિન્યાને ફ્રેન્ચ ર, ટ, ફ, જ આવડે છે. મોટા ભાગનું તો ભૂલી પણ ગયો છે. આજે વિન્યાને પંદર-વીસ ભાષાઓ આવડે છે, પરંતુ મરાઠીને બાદ કરતાં સસ્કૃતના જેટલું બીજી કોઈ પણ ભાષાનું જ્ઞાન તેમને નથી.

## મિત્ર અને દુશ્મન

બાળપણમાં હું મારા પડછાયાથી ડરતો.

હું નાનો હતો પણ મારો પડછાયો તો મારાથી ઘણો મોટો હતો. હું મોં હલાવું તો તે પણ મોં હલાવે. આંગળી હલાવું તો તે પણ આંગળી હલાવવા માંડે. અને એ જોઇને હું તો ડરી જતો.

ત્યારે માએ સમજાવ્યું: 'તું એનાથી શા માટે ડરે છે! તે તો તારો હુકમ પાળનારો છે. તુ બોલીશ તો એ પણ બોલશે. અને તું ઊભો થઈશ તો એ પણ ઊભો થઇ જશે.'

મતલબ કે દુનિયામા જે કોઈ છે એ આપણી છાયારૂપ તો છે! આપણા દિલમાં જો દ્વેષ ભર્યો હશે તો બહાર બધા દુશ્મન જ છે અને જો પ્રેમ હશે તો બહાર બધા મિત્ર જ મિત્ર છે.

## રામનામનો પરતાપ

નાનપણમા અમે છોકરાઓ રાત્રે સ્મશાનમાં જઇને પાછા આવતાં. મસાણમા જઈ ત્યાં ખૂંટી મારી આવવાની અમે શરતો બકતા.

રાતને વખતે સાપ સપોલિયાં હોય, કાંટા-ઝાંખરા હોય, બહાર અંધારું ઘોર અને છતાં અમને કશું લાગતું નહીં, થતું નહીં.

ભૂત કદી જોવાનું મળ્યું નથી. આખરે ભૂત બધાં કલ્પનાનાં જ ને? તે કયાંથી દેખાય? એક દશ વરસના બાળકમાં રાત્રે મસાણમાં જઇ આવવાનું આ સામર્થ્ય કયાંથી આવ્યું?

રામનામથી.

# કર્મયોગ

કર્મજન્ય ફળ તજીને સમત્વ બુદ્ધિવાળા જ્ઞાનીઓ જન્મરૂપ બંધનથી મુક્ત થઈને ઉપદ્રવરહિત પદ (મોક્ષ)ને પ્રાપ્ત થાય છે. *

હે ધનંજય! તું કર્મયોગમાં સ્થિર થઈ કર્મફળની ઇચ્છા તજીને, સિદ્ધિ–અસિદ્ધિમાં સમાન થઈ કર્મો કર. સમભાવ એ જ યોગ કહેવાય છે. *

હે ધનંજય! (સકામ) કર્મ, બુદ્ધિયોગ (સમત્વ બુદ્ધિયુક્ત નિષ્કામ કર્મ)થી ઘણું અધમ છે; માટે (સમત્વ) બુદ્ધિમાં તું શરણ લે; કેમ કે ફળના હેતુવાળા સકામ પુરુષો કૃપણ (પામર) છે. *

કર્મોમાં કુશળતા એ જ યોગ છે; તેથી યોગ (સમત્વબુદ્ધિ) માટે તું પ્રવૃત્ત થા. *

તારો કર્મમાં જ અધિકાર છે; ફળમાં કદાપિ નહિ. તું કર્મફળના હેતુવાળો ન થા; તેમ જ કર્મ ન કરવામાં તારી પ્રીતિ ન થાઓ. *

પ્રશ્ન:- હે જનાર્દન! કર્મ કરતાં જ્ઞાનને જો શ્રેષ્ઠ માનેલું છે તો હે કેશવ! તમે મને ઘોર કર્મમાં શા માટે જોડો છો? *

કૃપા કરીને નિશ્ચયપૂર્વક તે એક (જ્ઞાન કે કર્મ) કહો જેથી હું કલ્યાણને પામું. *

ઉત્તર:- હે નિષ્પાપ! આ લોકમાં જ્ઞાનયોગ વડે જ્ઞાનીઓની અને કર્મયોગ વડે યોગીઓની, એમ બે પ્રકારની નિષ્ઠા મેં પૂર્વે કહી છે. *

કર્મનો આરંભ ન કરવાથી મનુષ્ય નૈષ્કર્મ્ય ભાવને પામતો નથી અને કેવળ સંન્યાસ (કર્મત્યાગ)થી પણ સિદ્ધિને પામતો નથી. *

કોઈ પણ મનુષ્ય ક્ષણભર પણ કર્મ કર્યા વિનાં રહી શકતો નથી; કારણ કે પ્રકૃતિજન્ય ગુણો અવશ એવા સર્વ પ્રાણી પાસે કર્મ કરાવે છે. *

જે મૂઢાત્મા કર્મેન્દ્રિયોને વશ કરીને મન વડે ઇન્દ્રિયોના વિષયોનું ચિંતન કરતો રહે છે તે મિથ્યાચારી (ઢોંગી) કહેવાય છે. *

પરંતુ હે અર્જુન! મન વડે ઇન્દ્રિયોને નિયમમાં રાખીને, ફલેચ્છારહિત થઇને જે કર્મેન્દ્રિયો વડે કર્મયોગ આરંભે છે તે અતિ શ્રેષ્ઠ છે *

માટે તું અવશ્ય કર્મ કર; કેમ કે કર્મ ન કરવા કરતાં કર્મ કરવું વધારે સારું છે; અને કર્મ નહિ કરવાથી તારો શરીરનિર્વાહ પણ સિદ્ધ નહિ થાય. *

હે કૌન્તેય! યજ્ઞાર્થ (પ્રભુ પ્રીત્યર્થ) કર્મ સિવાયનાં બીજાં કર્મ વડે આ લોક કર્મનાં બંધનને પામે છે; માટે હે અર્જુન! ફલાસક્તિ તજીને તું યજ્ઞાર્થ કર્મ કર. *

કર્મને જ્ઞાનથી ઊપજેલું તું જાણ. જ્ઞાન પરમાત્મામાંથી ઉત્પન્ન થયું છે. *

પરંતુ જે મનુષ્ય આત્મામાં જ પ્રીતિવાળો, આત્મામાં જ તૃપ્ત તથા આત્મામાં જ સંતુષ્ટ રહે છે તેને (કાંઈ પણ) કર્તવ્ય રહેતું નથી. *

હે પાર્થ! મારે ત્રણે લોકમાં કાંઈ પણ કર્તવ્ય નથી કે નહિ મળેલું મેળવવાનું નથી; છતાં હું કર્મમાં પ્રવૃત્ત રહું જ છું. *

કેમ કે જો હું સાવધાન થઈ કર્મમાં પ્રવૃત્ત ન રહું તો હે પાર્થ! મનુષ્યો સર્વ રીતે મારા માર્ગને અનુસરે. *

શ્રેષ્ઠ મનુષ્ય જે જે આચરે છે તેને તેને જ બીજા મનુષ્યો આચરે છે; વળી તે જેને પ્રમાણ કરે છે તેને લોક અનુસરે છે. *

જો હું કર્મ ન કરું તો આ લોકો નાશ પામે અને હું વર્ણસંકરનો કર્તા થાઉં; તથા આ પ્રજાનો નાશ પણ હું જ કરું. *

માટે ફલમાં આસક્ત થયા વિના નિરંતર કર્તવ્યકર્મને સારી રીતે તું કર; કેમ કે આસક્તિરહિત થઈને કર્મ કરનાર પુરુષ મોક્ષને પામે છે.

જનક વગેરે કર્મ વડે જ પરમ સિદ્ધિને પામ્યા છે. એ પ્રમાણે લોકસંગ્રહ તરફ દૃષ્ટિ રાખીને પણ તું કર્મ કરવાને યોગ્ય છે. *

હે ભારત! જેમ કર્મમાં આસક્ત થયેલા અજ્ઞાનીઓ કર્મ કરે છે તેમ લોકસંગ્રહને કરવા ઈચ્છતો જ્ઞાની પુરુષ અનાસક્ત થઈને કર્મ કરે. *

જ્ઞાની પુરુષ કર્મમાં આસક્તિવાળા અજ્ઞાનીઓની બુદ્ધિમાં ભેદ ન ઉપજાવે; પણ અનાસક્ત થઈને પોતે સારી રીતે કર્મ કરતો અજ્ઞાનીઓને સર્વ કર્મો કરાવે. *

પ્રકૃતિના ગુણો વડે સર્વ પ્રકારે કર્મો કરાય છે; છતાં અહંકારથી અતિ મૂઢ થયેલા ચિત્તવાળો મનુષ્ય 'હું કર્તા છું' એમ માને છે. *

સારી રીતે આચરેલા પરધર્મ કરતાં ગુણરહિત એવો પણ સ્વધર્મ શ્રેયકર છે. સ્વધર્મમાં મરવું કલ્યાણકારી છે (પણ) પરધર્મ ભયંકર છે. *

જ્યારે કર્મનું મારી સેવા તરીકે અનુષ્ઠાન થાય છે ત્યારે તે વિશુદ્ધ અને પાવનકારી બને છે. *

જે મનુષ્ય ફ્લાસક્તિ તજી દઈ બ્રહ્મમાં અર્પણ કરીને કર્મો કરે છે તે જળથી કમળપત્રની પેઠે પાપથી લેપાતો નથી. *

કર્મયોગયુક્ત, વિશુદ્ધ અંતઃકરણવાળો, દેહને વશ કરનારો, ઇન્દ્રિયોને જીતનારો, તથા સર્વ પ્રાણીઓના આત્મારૂપ બનેલા આત્માવાળો મનુષ્ય કર્મ કરે તો પણ લેપાતો નથી. *

કર્મયોગયુક્ત તત્ત્વવેત્તા 'હું કાંઇ જ કરતો નથી' એમ માને છે. *

સંન્યાસ (કર્મત્યાગ) અને કર્મયોગ એ બંને શ્રેયસ્કર (મોક્ષદાયક) છે. તે બંનેમાં કર્મસંન્યાસ (કર્મત્યાગ) કરતાં કર્મયોગ શ્રેષ્ઠ છે. *

બાળબુદ્ધિવાળાઓ સાંખ્યયોગ (કર્મત્યાગ) અને કર્મયોગને જુદા કહે છે, પંડિતો કહેતા નથી; કેમ કે બંનેમાંના એકને પણ ઉત્તમ રીતે આચરનારો બંનેનું ફળ પામે છે. *

જે સ્થાન સાંખ્યમાર્ગીઓ મેળવે છે તેને કર્મયોગમાર્ગીઓ પણ પામે છે; સાંખ્યને અને કર્મયોગને જે એક જુએ છે તે જ યથાર્થ જુએ છે. *

હે મહાબાહો! કર્મયોગ વિના કર્મસંન્યાસ (કર્મત્યાગ) પ્રાપ્ત કરવો કઠિન છે અને કર્મયોગયુક્ત મુનિ, વિના વિલંબે બ્રહ્મને પામે છે. *

મારો આશ્રય કરનારો મનુષ્ય સદા સર્વ કર્મો કરે તો પણ મારી કૃપાથી શાશ્વત અને અવિકારી પદને પામે છે. *

જેના સર્વે આરંભો કામનાઓથી અને સંકલ્પોથી રહિત હોય છે તથા જેનાં કર્મો જ્ઞાનરૂપી અગ્નિથી બળી ગયાં છે, તેને જ્ઞાની પુરુષો પંડિત કહે છે. *

અનાયાસે જે મળે તેથી સંતુષ્ટ, સુખદુઃખાદિ દ્વંદ્વોથી મુક્ત, વૈરબુદ્ધિરહિત તથા સિદ્ધિઅસિદ્ધિમાં સમભાવવાળો મનુષ્ય કર્મ કરીને પણ બંધાતો નથી. *

સંગરહિત, મુક્ત, જ્ઞાનમાં સ્થિર ચિત્તવાળા તથા યજ્ઞાર્થે કર્મનું આચરણ કરનારા મનુષ્યનાં સમગ્ર કર્મો નાશ પામે છે. *

કર્મફળની ઈચ્છાના ત્યાગ વિના કોઈ યોગી બની શકતો નથી. *

---

એક ગરીબ માણસ એક ઝૂંપડીમાં રહેતો હતો. એની પાસે એક જૂનો-તૂટેલ ખાટલો અને બે'ક ખુરશીઓ હતી. એક સાંજે થાક્યો-પાક્યો તે આવ્યો અને તરત જ સૂઈ ગયો. રાતના કેટલાક ચોર તેના ઘરમાં કાંઈક ચોરી લેવાની ઈચ્છાથી ઘૂસ્યા. અંધારી રાત હતી. તેથી તેમણે હાથ ફંફોળીને કશુંક શોધવાનો આરંભ કર્યો. અચાનક એકના હાથથી ખુરશી પડી ગઈ, એના અવાજથી પેલો ગરીબ માણસ જાગી ગયો. એણે ચોરોને જોયા અને પછી એક લાંબો નિસાસો નાખીને બોલ્યો : 'તમે લોકો કેવા મૂરખં છો? અહીંયાં રાત વખતના તમે કાંઈ મેળવવાની આશા રાખો છો? મને તો ધોળે દિવસે ય અહીંથી કશું જ મળતું નથી.'

—એક જર્મન કથા

# બનાવટી રૂપિયો

'શિવપ્રકાશ'

ન્યાયમૂર્તિ હરબંસલાલ ત્રિપાઠીની બદલી અનાડીના મુલકમાં થઇ ત્યાં એક નવો અનુભવ તેમને થયો. આ બાજુના ગુનેગારો, ન્યાયાધીશને નનામા કાગળો લખી ધમકી આપતા. છેલ્લા ત્રણ વર્ષથી આ અનુભવ કરતા હતા.. એટલે એક દિવસે સવારની ટપાલ ફોડતાં, નીચે મુજબ પત્ર મળ્યો તેમાં કાંઇ નવાઇ તેમને લાગી નહીં:

'માનનીય ન્યાયમૂર્તિ,

'મને ચાર વર્ષની સજા ફટકારતી વખતે આપે લાંબુલચ ભાષણ કરેલું. બધું તો યાદ નથી પણ મને જે વિશેષણોથી આપે નવાજ્યો હતો તેમાંનું એક હતું, 'કાળોતરો નાગ.'

'આપને હું તેવો લાગ્યો હોઇશ; અથવા હોઉં પણ ખરો. પરંતુ હવે ચાર વર્ષને અંતે, કાળોતરા નાગનો ડંખ કેવો હોય છે તે અનુભવ આપને કરાવવા માગું છું. મારા જેલવાસ દરમ્યાન મારી એકની-એક પુત્રી, બેહાલ હાલતમાં કલંકિત થઇને, મરી ગઇ. આપને પણ પુત્રી છે. સંતાનનું મૃત્યુ શું ચીજ છે તે બતાવવા સૌ પ્રથમ તેને ડંખીશ; બીજો વારો પેલા સરકારી વકીલનો છે જેના બકવાટે, મને જેલ મળી.

'વારુ; હવે હું મુક્ત છું; ગમે ત્યારે ત્રાટકીશ.

લિ૦ ભૂખ્યો બોરીંગ.'

હરબંસલાલે સહેજ હોઠ મલકાવી, કાગળને એક બાજુ મૂકયો. આવા કંઇક પત્રો અત્યાર સુધીમાં મળ્યાં હતા તેમાં એક વધુ! પાગલોને લખતા રોકી શકાય નહીં; ભલેને લખે, તેનાથી કોણ ડરી જવાનું છે! ન્યાયાધીશ તો કાગળની વાત ભૂલી ગયા હોત, પણ સરકારી વકીલનું નામ પણ તેમાં હતું તેથી પત્ર, પાછળથી, તેમને વાચવા આપ્યો.

સત્તાવીશ વર્ષના યુવાન સરકારી વકીલ શ્રી. વિશ્વનાથ અને ન્યાયાધીશ વચ્ચે એક અંગત બાબત હતી. બન્ને એક જ ગામના અને જ્ઞાતિના, અને પરદેશમાં સાથે ભેગા થઇ ગયા. હરબંસલાલ હવે નિવૃત્ત થવાના હતા અને તેમણે આ ચબરાક યુવાન વકીલને એટલા માટે નજરમાં રાખ્યો હતો કે પોતાની, કૉલેજમાં છેલ્લા વર્ષમા ભણતી પુત્રી માલતી માટે, તે કાંઇ ખોટો ન હતો. વળી માલતીએ વિશ્વનાથ સાથે મિત્રતા કેળવી હતી, તે એ દૃષ્ટિએ, કે, પ્રેમ-ગાંઠ, લગ્નગાંઠમાં પરિણમે તો વિરોધનું કારણ ન હતું.

વિશ્વનાથે જ્યારે ધમકીનો પત્ર વાંચ્યો ત્યારે પ્રથમ તેની અવગણના કરી. પરંતુ ન્યાયાધીશની પુત્રીનો ઉલ્લેખ તેમા હતો. એટલે પેલો બોરીંગ જો માલતીને ભરડામા લે, તો? વિશ્વનાથે સૌ પ્રથમ કામ એ કર્યું, કે કોર્ટમાં ગુનેગારોના રજીસ્ટર તપાસી, અક્ષરો કોને મળતા આવે છે તેની ખાત્રી કરી લીધી. આજથી ચાર વર્ષ પહેલાં, સખત કેદની સજા પામેલાં, મૂળુ માંડણના હસ્તાક્ષરો સાથે કાગળના અક્ષરોનો મેળ બેસતો હતો. આ કાળોતરો કોણ છે એ વિશ્વનાથે યાદ રાખી લીધું,

હરબંસલાલની ન્યાય કચેરી, આજુબાજુનાં મુખ્ય ગામોમાં મહિનાના છેલ્લા દસ દિવસ ફરતી. ક્રમપ્રમાણે તેઓ એક દિવસ તેજપુર ખાતે આવી પહોંચ્યા. હરબંસલાલ માલતીને પોતાની સાથે જ રાખતા. આ પ્રદેશ ટેકરા અને ખીણવાળો હતો એટલે ગુનેગાર તત્વો પણ પાંગર્યા રહેતાં. ચોરી, લૂંટફાટ, દાણચોરી દારૂબંધીભંગ એવા પરચૂરણ ગુનાઓ દફતરે નોંધાતા અને કોર્ટને કામગીરી હળવી રહેતી તેથી, વહેલી છૂટી જતી. વિશ્વનાથ પોતાની શોટ-ગન લઇ, ઘણી-વાર માલતી સાથે ફરવા નીકળી જતો અને ખીણમાં દૂર સુધી જઇ આવતો. માલતીને, બંદૂકથી નિશાન-બાજી લેવામાં, ભારે રોમાંચ અનુભવાતો.

એક કેઇસ બનાવટી સિક્કાને લગતો હતો. ખોટા સિક્કા કેટલાક વખતથી ચલણમાં ઘૂસી ગયા હતા, અને ગુનેગારોની શોધ ચાલુ જ હતી. જમાદાર લધુભાએ દવાની દુકાને ખોટો રૂપિયો આપના એક શકમંદ આરોપી-વીરાજીને પકડી પાડ્યો હતો. દુકાનદારે

પણ સાક્ષી આપવા હા પાડી હતી. મુદ્દામાલનો ખોટો રૂપિયો અને કેઇસની વિગત, જમાદારે, સરકારી વકીલ સમક્ષ રજૂ કરી દીધાં હતાં. વીરાજીને અટકમાં લીધો હતો અને આવતી કાલે, કોર્ટમાં કેઇસ ચાલવાનો હતો.

આજનું કામકાજ ઓછું હતું અને કોર્ટ વહેલી છૂટી ગઈ હતી. વિશ્વનાથ પોતાની ચેમ્બરમાં બેઠો બેઠો, બીજા દિવસે ચાલવાના મુકદ્દમાઓ તપાસી રહ્યો હતો. જમાદાર લધુભાએ સામે બેઠક લીધી હતી. માલતી પણ બપોરે ફરવા જવાનો પ્રોગ્રામ નક્કી કરવા ત્યાં બેઠી હતી દરમ્યાન એક દેખાવડી યુવાન બાઇ ત્યાં આવી પહોંચી. તેણે સાડી કછોટો વાળીને પહેરી હતી. તેના ઘાટીલા સપ્રમાણ દેહમાં, ગોઠણ સુધી ઉઘાડા દેખાતા પગની ધવલતા ખૂટતો રંગ પૂરો પાડતી હતી. તેણે મરાઠીમાં બોલવા માંડયું પણ વિશ્વનાથ કાંઇ સમજ્યો નહીં. લધુભાએ સ્પષ્ટતા કરી:

'આ બાઇ તમને મળવા આવી છે. એનું નામ છે રુક્મણી પણ ઓળખાય છે રૂકડી નામે. વીરાજી એને દક્ષિણ બાજુથી લઈ આવ્યો છે. પેલા બનાવટી સિક્કાના કેઇસમા આ બાઇ પણ સંડોવાયેલી છે. તેનું કહેવુ એમ છે કે ખોટા રૂપિયા એ પોતે બનાવતી અને પછી ચલણમા મૂકવા વીરાજીને આપતી. વીરાજી પોતે નિર્દોષ છે!'

માલતી રૂકડી સામે જોઇ રહી નિર્દોષ દેખાતી આ બાઇ આવો ગુનો કરી શકે ખરી? આકૃતિ કથયતિ ગુણાન્ જો સાચું હોય તો રૂકડી નિર્દોષ હોવી જોઇએ. અથવા વીરાજીને બચાવવા, તે આળ પોતાને માથે ઓઢી લેતી હોય!

લધુભાએ આગળ સ્પષ્ટતા કરી.

'આ મરાઠણોને તમે કાંઈ ઓછી ન સમજતા! પોતાના આશકને ખાતર બધું ય કરે—ચોરી કરે, જૂઠું બોલે, વતન છોડીને પરદેશમાં પણ વસે. ઇશ્કમાં ડૂબેલી સ્ત્રીનો ભરોસો કદી ન કરવો!'

માલતીએ ઠપકાભરી નજરે લધુભા સામે જોયું. એ સમજી ગયા કે પોતાનું વિધાન અસ્થાને બોલાયુ છે. એટલે વાતને બદલી:

'રૂકડીનું કહેવું એમ છે કે પોતે બહુ જ બીમાર પડેલી. ડૉક્ટરે કહ્યું કે અમુક દવા સિવાય દર્દ જશે નહીં. વીરાજીને તો આ સાંભળી ધરણુ મરી ગયા. પોતે તો ખાલીખમ હતો; રૂકડીએ પૈસા કાઢી આપ્યા અને તે દવા લઈ આવ્યો. આમાં વીરાજીનો કાંઇ જ વાંક નથી. તેને બદલે પોતે જેલમાં જવા તૈયાર છે અથવા કોર્ટ જે શિક્ષા કરે, તે મંજૂર છે!'

વિશ્વનાથે લધુભાને કહ્યું:

'તે બાઇને કહી દો, કે આવતી કાલે કોર્ટમાં કેઇસ ચાલે ત્યારે આવે અને જે કહેવું હોય તે કહે; હું કાંઇ જ મદદ કરી શકું તેમ નથી. મારે તો વીરાજીનો ગુનો સાબિત કરવાનો છે!'

માલતી રસપૂર્વક સાંભળી રહી હતી. પોતાની જાતને રૂકડીને સ્થાને મૂકી; વીરાજીને ઠેકાણે વિશ્વનાથને ગોઠવ્યો. અને આ પ્રમાણે ન્યાય આપે તો! લધુભાએ વિશ્વનાથના શબ્દો રૂકડીને સંભળાવ્યા ત્યારે તે સાવ નિરાશ થઇ ગઇ, અને ધીમેથી કંઈક ગણગણાટ કરતી ચાલી ગઇ.

'એ શું બબડતી ગઈ?' વિશ્વનાથે પૂછ્યું.

'આશીર્વાદ આપ્યો! તે એમ બબડતી ગઇ કે તમે જેને ચાહો છો એવી કોઈ છોકરીની જીંદગી ભયમા હોય ત્યારે વીરાજીને યાદ કરજો!'

માલતીએ પણ દાણો દાબી જોયો:

'આ રૂકડી માટે કાંઈ થઈ શકે ખરું? એક ખોટા રૂપિયા પાછળ બે જીંદગી પાયમાલ થાય છે. વીરાજીએ આ કર્યું તેનો આશય એક નારીની જીંદગી બચાવવાનો હતો, કાયદો દયાથી પીગળે કે નહી?'

'હરગીઝ નહી.' વિશ્વનાથે ભારપૂર્વક કહ્યું: 'કોર્ટમા કોઇને સ્થાન હોય તો કાયદાને છે—દયાને નહી. વીરાજીનો કેઈસ લગભગ સાબિત થઈ ચૂક્યો છે. મુદ્દામાલનો આ રૂપિયો—સાવ બોદો, ઝાંખો, નરમ સીસાનો, પ્રથમ દૃષ્ટિએ જ ખોટો લાગે છે,' એટલું કહી રૂપિયો ટેબલ પર ફેંક્યો. કર્કશ બોદો અવાજ સૌના કાનને અપ્રિય લાગ્યો.

તે દિવસે ઢળતા બપોરે, વિશ્વનાથ અને માલતી પ્રકૃતિની ગોદમાં ફરતા ફરતાં ઘણે દૂર નીકળી ગયાં. એક ઠેકાણે ઘોડાની ખરીનો અવાજ સાંભળી બન્ને ચમક્યા. કોઇ ઘોડેસ્વાર ખીણમાં આડો ફંટાઇને જતો હતો. તેને જોતાં જ વિશ્વનાથને યાદ આવ્યું:

'એને ક્યાંક જોયો છે, પણ બરોબર યાદ આવતું નથી!' થોડીવારમાં ઘોડેસ્વાર બીચ ઝાડીમાં અદૃશ્ય થઈ ગયો. આ સુવાન યુગલ, ઝરણાં અને ટેકરીઓ વટાવતું, ખીણમાં એક પગદંડી પર ચડી ગયું. વિશ્વનાથે, નિશાનબાજીની બધી જ ચાલાકી માલતીને બતાવી. એકવાર તો, ચકલી પાછળ પડેલા બાજને વીંધી નાખ્યું તો બીજીવાર પચાસ કદમ દૂર દોડી જતા એક સાબરના શિંગડાને જ લક્ષ્ય બનાવ્યું. માલતીએ પણ હાથ છૂટા કર્યો અને કેટલાક ઊંચા વૃક્ષોને નિશાન બનાવી, પાદડાનો સોથ વાળી નાખ્યો! સાંજ થવા આવી એટલે બન્ને પાછાં ફર્યાં ગામથી એક માઈલ દૂર રહ્યા હશે ત્યાં ઝાડીમાંથી એક ઘોડેસ્વાર બહાર નીકળ્યો અને તેમના તરફ જ આવતો જણાયો. વિશ્વનાથથી બોલાઇ ગયું.

'જતી વખતે જોયેલો તે જ લાગે છે!'

ઘોડેસ્વાર નજીક આવતાં, તેની કાળી દાઢી, ખૂની આંખો અને મુખાકૃતિ સ્પષ્ટ બની. તે જ ક્ષણે વિશ્વનાથ આગળ ચાલતો અટકી ગયો. તેનાથી સ્વગત બોલાઇ ગયું:

'હરામજાદો...... અહીં પહોંચ્યો? તું જ પેલો મૂળુ માડણ! કાળોતરો નાગ જંગલમા ડસવા આવ્યો છે!'

મૂળુ માડણની આંખ શકરા જેવી તીક્ષ્ણ હતી. તેણે એક સેકન્ડમાં વિશ્વનાથના હાથમાની બંદૂકડીનું માપ એટલે દૂરથી કાઢી લીધું, અને પોતે એવે ઠેકાણે ઊભો રહ્યો કે બતકાં મારવાની એ બંદૂકડી પોતાને ઇજા ન કરી શકે. મૂળુ પાસે તો થ્રી-નોટ-થ્રી, અસલ બંદૂક હતી તેની પહેલી જ ગોળીએ વિશ્વનાથની હેટને ઉડાડી મૂકી! માલતીનો શ્વાસ અદ્ધર થઇ ગયો!

વિશ્વનાથ પણ તિરંદાજ હતો—તે હવે સાવધાન થઇ ગયો. મૂળુ માંડણની ચાલાકી તેણે જાણી લીધી. મૂળુની બંદૂકની જીવલેણ ત્રિજ્યામા પોતે હતો જ્યારે પ્રતિસ્પર્ધી તો સાવ સલામત હતો એ પરિસ્થિતિ જોઇને, તાત્કાલીક એક ઝાડના થડ પાછળ માલતી સાથે આશરો લીધો. તેણે મનમાં વ્યૂહ ઘડી કાઢ્યો કોઈપણ હિસાબે મૂળુ નજીક આવે તો જ પોતે દાવ ખેલી શકે. માલતીને બાજુમાં ઊભી રાખવામાં જોખમ હતું તેથી તેને નીચે ઘાસમાં સૂવાડી દીધી. હવે શું કરવું?

અચાનક રૂડકીના છેલ્લા શબ્દો તેને યાદ આવ્યા: 'જેને ચાહો છો તેવી કોઇ છોકરીની જીંદગી જોખમમાં હોય તેવે ટાણે વીરાજીને યાદ કરજો!'

તેની સાથે જ પેલો બનાવટી રૂપિયો તેને યાદ આવ્યો. ખિસ્સામાં ચપ્પુ હતું તે ઉઘાડી, સીસાની ઊભી કરચ કરી બંદૂકમાં ધરબી દીધી, અને કાંઈક નિરાત અનુભવી. પોતાની કરામત સફળ થવાના આનંદમા, તેના બોલેલા શબ્દો માલતીએ સાંભળ્યા અને નવાઇ પામી:

'આવો આવ, બેટમજી! આપણે હિસાબ સરભર કરીએ! કાળોતરાની દાઢ કાં તો નીકળી પડે છે કે પછી મોરીંગ ભાન ભૂલે છે!'

ઉંદરને મારતા પહેલાં, બિલાડી તેની સાથે ગેલ કરે તેમ, મૂળુ માડણે પોતાના શિકારને તક આપી. તેણે બે ચાર ગોળી છોડી જોઇ. અને ઘોડો સહેજ આગળ લીધો. પણ સામેની બંદૂકડી બોલતી બંધ થઈ ગઇ હતી. સરકારી વકીલ કે ન્યાયાધીશની બેટી બેમાથી કોઇ દેખાતું ન હતું. તેણે ઘોડો વધુ આગળ લીધો—થોડા ડગલાં વધુ. વિશ્વનાથ ફાગી આંખે થડ પાછળથી જોઈ રહ્યો—નિશાન વીંધી શકાય તેટલી મર્યાદામા આવી ગયું હતું!

તેણે બંદૂક એક પગના ગોઠણ પર ટેકવી ઘોડો દબાવ્યો. બીજી જ ક્ષણે, મૂળુ માડણ લાલરંગે રંગાઈ ગયો. અત્યાર સુધી બહુ બહુ તો કીડીના ચટકા ભરતી શોટ-ગનમાથી અચાનક મોત કેમ વરસી પડયું તે આશ્ચર્ય અનુભવતો, મૂળુ માંડણ ધબ દઇને નીચે ઢળી પડ્યો. પણ એ તો એનું મડદું હતું.

બીજે દિવસે કોર્ટ શરૂ થઇ. ત્યારે સરકાર તરફના વકીલ વિશ્વનાથે નીચે મુજબ બયાન આપ્યું:

'નામદાર ન્યાયમૂર્તિ,

'આરોપી વીરાજી સામે ખોટા સિક્કા બજારમાં મૂકવાનો કેઇસ છે. પરંતુ ગુનો પુરવાર કરવા જેટલી સાબિતી પોલિસ પામે નથી. વળી વધુ મહત્ત્વની વાત એ છે કે નામદાર કોર્ટ સમક્ષ મુદ્દામાલ તરીકે રજૂ કરવાનો બનાવટી સિક્કો—જેના ઉપર આ કેઇસ દાખલ થયો છે—તે જ ખૂટે છે. જેથી વીરાજી સામેનો કેઇસ પાછો ખેંચી લેવા હું નામદાર કોર્ટની પરવાનગી

માગું છું.'

બપોરના, ચાની વિશ્રાંતિ સમયે, જમાદાર લધુભા સરકારી વકીલની ચેમ્બરમાં દાખલ થયા, અને વિશ્વનાથનો ખભો થાબડતાં કહ્યું:

'માતેલા સાંઢને ઝબ્બે કરવા બદલ અભિનંદન! મૃણુ માંડણનું શબ, જોવા માટે, પોલિસ ઓફિસે રાખ્યું છે. પણ સૌને નવાઈ તો એ વાતની લાગે છે કે તેના શરીરમાં ખીલા ઘોંચ્યા હોય તેવા જખમ હતા–તમારી પાસે તો શોટ-ગન હતી, પંખીડા મારવાની, તો તેને પૂરો શાથી–શેણે કર્યો?'

વિશ્વનાથે છેલ્લી ઘૂંટ લઇ, સિગારેટ ફેંકી દીધી. 'તમારો દાર્શનિક પુરાવો–પેલો બનાવટી રૂપિયો–ઠીક ખપમાં આવી ગયો! સોરી જાતનું બખ્તું સીસાને કાતરી શકે છે! એ રૂપિયો તો અમુલખ નીકળ્યો! તેના મૂલ જેટલાં કરીએ તેટલાં ઓછાં છે!'

જમાદાર લધુભાની આંખો આશ્ચર્યથી પહોળી થઇ ગઈ.

તે દિવસે સાંજે, ફરવા જવા માટે, વિશ્વનાથે માલતીને શોધી પણ તેનો પત્તો લાગ્યો નહીં. છેવટે હરમંસવાલે સ્પષ્ટતા કરી, ત્યારે જ ખબર પડી કે એ તો વાઘરીઓના દંગામાં, રૂકડીને નહીં-રુક્મણીને શોધવા ગઇ છે! સાચું જીવતદાન તે બાઇએ આપ્યું હતું.

* આધાર: ઓ હેન્રી: 'One Dollar's Worth'

## કલ્યાણકારી વિનાશ

મહાન વૈજ્ઞાનિક એડિસને પોતાના સમગ્ર જીવનના પરિપાકરૂપ એક ઉદ્યોગ સ્થાપ્યો હતો. એ ઉદ્યોગ 'એડિસન ઈંડસ્ટ્રિઝ'ના નામે ઓળખાતો હતો. હવે એ પુખ્ત વૈજ્ઞાનિકની ઉંમર પણ થવા આવી હતી; અને એ ઉદ્યોગ- 'એડિસન ઈંડસ્ટ્રિઝ' તેની તમામ આશાની એકની એક ઈમારત સમાન હતો.

વિધિની લીલા અકળ છે. ૧૯૧૪ના ડિસેમ્બર માસમાં એડિસનના એ મોટા કારખાનામાં એકાએક આગે દેખાવ દીધો. આગ મોટી હતી અને તેમાં મોટું નુકસાન થવાનો પૂરેપૂરો સંભવ હતો.

એડિસન સપરિવાર એ ઔદ્યોગિક વસાહતમાં જ રહેતા હતા. આગ લાગી ત્યારે તેઓ પોતાની એ વસાહતમાં હાજર જ હતા. આગને અટકાવવાના તમામ પ્રયત્નો કર્યા હોવા છતાં આગ કાબૂમાં ન આવી. અને એડિસનને મોટું નુકસાન પહોંચ્યું. તેમની મિલકતના કુલ નુકસાનનો આંકડો લાખોનો થવા જતો હતો. આ એક મોટું ભૌતિક નુકસાન તો હતું જ; એ સાથે જ વિજ્ઞાનક્ષેત્રના એ મહાન સંશોધકના સંશોધનનાં રેકર્ડ પણ એ આગમાં ભસ્મીભૂત થઇ ગયાં હતાં!

વૈજ્ઞાનિકનો ઉંમર લાયક પુત્ર ચાર્લ્સ એડિસન પણ એ વખતે હાજર હતો. આ બધું જોઈ તેને થયું; 'મારા મહાન પિતાને આનો જરૂર આઘાત લાગશે. પોતે ઊભી કરેલી મિલકત પોતાના સમક્ષ નાશ થતી જોઇને કોઇને પણ આઘાત લાગે એ સ્વાભાવિક છે વળી મારા સંશોધક પિતાનાં સંશોધનનાં રેકર્ડ પણ બળી જવા પામ્યાં છે. મારા વિદ્વાન પિતાને આનો આઘાત તો સવિશેષ લાગશે લાવ, જલદી જલદી હું તેમની પાસે દોડી જાઉં અને તેમના પડખે ઊભો રહું.'

એ વિચારે તે પોતાના મહાન પિતા પાસે દોડી ગયો. જોયું તો પિતા શાંત ચિત્તે બધો સર્વનાશ નિહાળી રહ્યા હતા.

એ મહાન પિતા એ વખતે પુત્ર ચાર્લ્સને એટલું જ પૂછ્યું: 'બેટા, તારી બા ક્યાં છે?'

બીજે દિવસે એ મહાન કારખાનાની રાખમાં પિતા પુત્ર સાથે ફરવા નીકળ્યા. એ વખતે એ મહાન વૈજ્ઞાનિકની ઉંમર પૂરા સડસઠ વર્ષની હતી. એ બધા સર્વનાશમાં પણ ઈશ્વરની કોઇ અકળ લીલાનો શુભ સંદેશ એ મહાન માણસને સૂઝ્યો અને એ વ્યક્ત કરતાં તેણે પુત્રને કહ્યું: 'બેટા, વિનાશ પણ, ઘણીવાર, કલ્યાણકારી હોય છે. આપણી ઘણી ભૂલો આમાં ભસ્મીભૂત થઇ ગઇ છે. આપણે ઇશ્વરનો આભાર માનવો જોઇએ કે તેણે આપણને ફરીથી, નવેસરથી, શ્રી ગણેશ કરવાની આવી સુંદર તક આપી છે.'

—શિવસુંદરમ

# હવેલીમાં સંગીત

ચિતરંજન શાહ

પરમાત્મામાં સાયુજ્ય સાધતાં બુદ્ધિ–જ્ઞાન અહમ્ પ્રેરે છે; કર્મ જડના સર્જે છે જ્યારે સાધકને ભક્તિ જ તારે છે એ સત્ય શ્રી ગીતાજીએ પણ આગળ ધર્યું છે.

પુષ્ટિમાર્ગી વૈષ્ણવ સંપ્રદાયના પ્રણેતા શ્રી મહાપ્રભુજીએ, ભક્તિનું અવલંબન, પ્રેમલક્ષણા ભક્તિથી જ વધાર્યું, તે પણ સખી ભાવે. અન્ય મંદિરોમાં ભગવાનનું પ્રતીક હોય છે. તેની પૂજા, અર્ચના અને આહ્લાદન થાય છે. પુષ્ટિ સંપ્રદાયમાં ઈશ્વરનું પ્રતીક નથી. આપપ્રભુ સાક્ષાત છે. એમનું મંદિર નથી. એમનુ નિવાસસ્થાન છે. એમની હવેલી છે. આ મંદિરોમાં પ્રાસાદોની ખુમારી નથી પણ હવેલીની જ માર્દવતા છે. એમાં દાદ છે પણ તે સેવાનો, પૂજાનો, શણગારનો. વૈભવ છે પણ એ કીર્તનનો.

બાલકૃષ્ણનાં–પ્રભુનાં પ્રમગી પ્રસંગના અને દીન ચર્યાના, પ્રહરે પ્રહરના ગુણ ગાતાં ભક્તો થાકતા નથી અને તે સાંભળતાં પ્રભુ પણ થાકતા નથી. શેના થાકે' મદ ભક્તો યત્ર ગાયન્તે તત્ર તિષ્ઠામિ નારદ' ।

ભક્તિરસમાં તરબોળ એવા અષ્ટસખાના ગીતો-પદો જેટલા વિશુદ્ધ પ્રેમથી નીતરે છે તેટલાં જ રાગરાગિણીઓના શુદ્ધ સ્વરૂપોથી ઉજ્જ્વળ છે. હવેલી સંગીત ખરેખર અનોખુ છે, અદ્વિતીય છે.

ભારતીય સંગીત ચાહે ઉત્તરનુ હો કે કર્ણાટકનુ, પાયામાં એ રાગસંગીત છે. રાગસંગીતની શુદ્ધતા કંઈક અંશે કર્ણાટકમાં રહી છે એમ માનીએ; ઘડીભર માનીએ તો પણ ત્યા ગાયકીની પ્રાચીનતા નષ્ટ પામી છે એક માત્ર સ્થાન વૈષ્ણવ હવેલી એવું છે કે જ્યા રાગોની પ્રાચીનતા અને શુદ્ધતા અને ગાયકીની પરંપરા અવિછિન્ન રીતે જળવાઈ રહ્યા છે. આ છે આપણો ચારસો વર્ષનો વારસો. પ્રભુ જ જાણે કે એ સંચવાશે કે નહિ.

એક કાળે, ગુજરાત–સૌરાષ્ટ્ર આ કીર્તનોથી ગુંજતું હતું. આજ તેના જૂજ માત્ર ગાયકો રહ્યા છે. આજે આ કીર્તનો શુદ્ધ સ્વરૂપે જો છે તો માત્ર સૌરાષ્ટ્રમાં અને શ્રી નાથદ્વારા–કાંકરોલીમાં. પણ કહેવું જોઈએ કે સૌંદર્યભીના સૌરાષ્ટ્રમાં આ ગીતો વિશેષ સૌષ્ઠવ પ્રભાવિત છે.

આ કીર્તનોની મહત્તા તેની પરંપરામાં છે, તેની પ્રાચીનતામાં છે તેટલી જ તેના રાગ વૈવિધ્યમાં છે. સાંભળેલા, કદાચ નહિ સાંભળેલા, એવા રાગો શુદ્ધ સ્વરૂપે, પ્રાચીન સ્વરૂપે સાંભળવા હોય તો હવેલીમાં જ સાંભળવા મળે. હવેલી બહાર નહિ સંભળાતા, અથવા ક્વચિત સંભળાતા એવા થોડા રાગો અને તેના પદ લઈએ:

પહેલાં લઈએ 'માલવ'. તેના સ્વરોમા વૈચિત્ર હોય છે, સરળતા પણ હોય છે જ્યાં રાગ ગાવો અઘરો ખરો. માલવ રાગ, રાસના ઉલ્લાસમાં વિશેષ તો હવેલીમાં વપરાયો છે. સ્વરોના આરોહ ઉત્સાહ અને અવરોહ ઉપભોગ પછીથી શાંતિ દર્શાવે છે.

**રાગ માલવ**

મદન ગોપાલ રાસ મંડલમેં, માલવ રાગ રસ ભર્યો નાવે,
અવધર તાન બધાન સપ્ત સ્વર મધુર મધુર મુરલીકા બજાવે.
નીર્તંત સુઘર પહેત નૌતનગતી બહુવિધ હસ્તક ભેદ દીખાવે,
ઉઘટત શબ્દ તનથૈઈ, તતથેઈ, યુવતી વૃંદ મન મોદ બઢાવે.
થંભ્યો ચંદ મોહે ખગ નગ મૃગ મનીગણ અમીત અનાગતી લાવે,
ચત્રભુજ પ્રભુ ગીરધર નટ નાગર, સુરનર મુની ગતીગતી વીસરાવે.

બીજો રાગ લઈએ 'સામંત સારંગ.' સારંગના લગભગ દરેક પ્રકાર વિચારશીલ યોજનાપૂર્વક ગણાય છે. સારંગના પ્રકારો તો સર્વને વિદિત છે. શુદ્ધ સારંગ, વૃંદાવની સારંગ, નૂર સારંગ, સૂર સારંગ, લંકદહન, મધમાદ, ગૌડ સારંગ, કોલાહલ સારંગ. પ્રકાર તરીકે મિયાકી સારંગ છે પણ તેને હવેલીમાં સ્થાન નથી. આ સારંગના પ્રકારો હોળીના ગીતોમાં અગ્રસ્થાને છે પણ દ્વિતીય પ્રહરના ઉત્સવો, રાસો, અને દર્શનોમાં, કીર્તનોમાં તેમનું સહજ સ્થાન તો

મર્મ રસિકોને તો સમજાશે જ. રાજભોગના દર્શનનું એક પદ લઇએ.

### રાગ સામંત સારંગ

અબ કે ફેરી લીજે હો સુધર રાય વહીતાંન
સરસ મધુર નીકો ચોખ પરી હૈ, તામે તાન બંધાન.
અત્વધર સરસ બીકટ ગીરીધર પીય તુમ હીયે
બજ્ઞ આવે, મોહી, તીહારી આન.
ગોવીંદ પ્રભુ પ્રીય રસીક સીરોમણી
મદન મોહન પીય અનીહી સુજાન.

ભક્ત સેવક સામંત સારંગ ગાઇને પ્રભુને આગ્રહ કરે છે કે આપ વધુ આરોગો. અને પ્રભુ ભક્તને સંતુષ્ટે છે. પ્રભુને ભક્તિ જોઇએ છે. ગીત સાભળવાં છે અને આમાં ભક્તિની ધન્યતા છે.

ત્રીજો રાગ લઇએ–ધૂડીઆ મલ્હાર. ભક્તને બાલકૃષ્ણને ઉઠાડવા છે. વસ્ત્રાભૂષણ કરવા છે. જમાડવા છે. પોઢાડવા છે. પાછા ઉઠાડવા છે. અને પ્રસંગે પ્રસંગે એમની સાથે રમવું છે. એમને ઝુલાવવા છે. વિવિધ પ્રકારના ઝૂલા, હિંડોળા જોઇએ તો પણ આંખ ન ધરાય અને તેમાં લાલજીની મૂર્તિ આખમાં ન સમાય. પ્રેમાશ્રુથી છલકાય. આ છે પ્રભુનો મહિમા. આ મહિમા ભક્તોએ અનેકવિધ રીતે ગાયો છે. અઢાર સુવિદીત મ'હારના પ્રકારોમાંનો આ એક પ્રકાર મંદિરમા ગવાય છે એવો ભાગ્યે જ ગવૈયા પણ ગાય છે. તેનું પદ:

### રાગ ધૂડીઆ મલ્હાર

હીંડોરે માઇ ઝુલત બને હે બીહારી
આનંદભર દોઉ ગાન કરતહે સંગ સકલ વ્રજનારી.
કુંજકુજમે બન્યો હીંડોરો, કેલી કરત સુખકારી
ઝોટા દેત ઝુલાવત સુંદરી, રીઝ રીઝ ત્રણુડારી.
કહા કહો યહ સુખકી, સીમા, જોરી બની અતી પ્યારી
સુરનર મુનીજન થકીત ભયે હે મોહન સુન બલીહારી

એક રાગ છે રાયસો કાનડો, ઝૂલા હિંડોળાના સમય સમયના ગીતોના રાગ પણ બદલાતા જાય છે. શ્રાવણ એ તો હિંડોળાનો જ મહીનો. ભક્તને દિવસ અને રાત પ્રભુને ઝૂલાવવાના છે પણ મર્યાદા પુરુષોત્તમ ભગવાન ભક્તની દયા જાણે છે. માટે જ એણે દર્શનની અષ્ટ દર્શનમાં મર્યાદા મૂકી છે. નહિ તો ગાંડો ઘેલો ભક્ત આઠેય પ્રહર પ્રભુને ઝૂલાવી ઝૂલાવીને થકવી નાખે. ઝૂલામાં ગવાતુ એક પદ–રાયસા કાનડાનું–છે.

### રાગ રાયસો કાનડા

ઝુલત રાધા મોહન,' કાલિંદીકે કુલ
સઘનલતા સુહાવની, ચહુ દીસે ફુલેફુલ.
સખી જુરી ચહુ દીસતે, કમલ નયનકી ઓર
બોલત વચન અમૃત ભયે નંદદાસ ચીતચોર.

આજના પીલુ અને શુદ્ધ કાનડાનું આવું યુગ્મ વ્યક્તિત્વ પામતુ બીજે સાંભળવા નહિ મળે. હવેલી બહાર ગવાતો રાયસો એ શુદ્ધ રાયસો નથી. રાધાજી સાથે પ્રભુ ઝૂમે ત્યાં ન્યુનતા ક્યાંથી રહે?

રાગ મારૂ–મારૂના પ્રકારો તો ઘણા ગણાવાય છે. મારૂ વસંત, મારૂ બિહાગ અને આજકાલ ગવાય છે પણ ઘણા. પણ મારૂ ક્યાં! ઘણા મારૂને મારવા કહે છે પણ તે બરોબર નથી. મારૂ વસંત આપણા મારૂ જેવો જ છે. વસંત સાથે મનામણાં કરવા છતાં અલગ રહેતો આપણો આ મારૂ છે. કીર્તનમાં, હવેલીમાં કે વૃંદાવનના હરિદાસજીના મંદિરમાં, અન્ય સ્થળે નહિ. મારૂને મરૂ સાથે સંબંધ નથી. મારૂનું કરખાનું એક પદ આપું:

### રાગ મારૂ

ચઢે હરી કનકપુરી પર આજ
કંપી ધરણી થર હર્યાં અંબર દેખ દલનકો સાજ.
અસુર સખે બંધી જ્યો–ભાજે લક્ષ્મણ છુટે બાજ
સુરદાસ પ્રભુ લંકા આયે દેન વિભીષણ રાજ.

એવો જ એક છેલ્લો ઋતુરાજ રાગ વસંત–કૃષ્ણમત વસત–માટે કહુ એ હવેલી બહાર સાંભળવા નથી મળતો. આવા તો કંઇક વસંતના પ્રકારો હવેલીમા ગવાય છે. હવેલીમા પૂર્ણપુરુષોત્તમ ભગવાનના પ્રત્યેક પદો, પ્રભુના પ્રત્યેક કાર્યને, અવતારને જાણે આવરી લેતા ન હોય! રામ અને શ્યામમાં જુદાઇ હોય! નથી જ. નવરાત્રમાં ષોડશી માતા ત્રિપુરા અંબાભવાનીએ મહિષાસુરને માર્યો, પ્રભુએ રામાવતારમાં રાવણને માર્યો. તમસો મા જ્યોતિર્ગમય। તપસ અસુરનો વધ એ જ સત્યનો મહિમા. નવરાત્રમાં, માટે જ હવેલીમાં આ કરખાનાં ગીતો ગવાય છે. એમ કહો કે કીર્તનમાં રામાયણ કહેવાય છે. અને રાગો પણ કેવા! દાખલા તરીકે કૃષ્ણમત વસંત. બે ઋષભ, બે મધ્યમ, બે ધૈવત લેતો આ વસંતનો

પ્રકાર અનન્ય છે. એ સ્વતંત્ર રાગ છે. એમાં સુયોજન છે. રાગોના કંઇક પ્રકારો આપણને સાંભળવા મળે છે પણ આવું વૈશિષ્ટ્ય બીજામાં ભાળવામાં નથી આવતું. એક પદ નીચે આપું છું તેમાં વસંતને નૃપ કહ્યો છે. છે જ. વસંત એટલે ઋતુરાજ. ભક્ત ભગવાન સાથે વસંતને પણ પોખે છે.

**રાગ કૃષ્ણમત વસંત**

ઐસો પત્ર લિખિ પઠયો નૃપ વસંત
તુમ તજે માન માનિની તુરંત. ॥૧॥
કાગદ નવદલ અંબ પાંત
દ્વાત કમલ મસિ ભંવર ગાતિ
લેખન કામકે બાન ચાંપ
લિખિ અનંગ સસિ દઈ છાપ. ॥૨॥
મલયા નિજ પડ્યો કરી બિચાર
બાંચે સુક, પિક, તુમ સુનૌં નારિ
"સૂરદાસ" યોં બદતિ બાનિ
તુ હરિ ભજ ગોપી તજ સયાન.

---

## સર્વોદય ન્યાય

જ્યારે બે ભાઇઓ લડીને ન્યાયાલયમાં જાય છે ત્યારે ન્યાયાધીશ કૌટુંબિક સંપત્તિના ન્યાયોચિત બે ભાગ જરૂર કરે છે. પરંતુ એક પરિવારના બે ટુકડા થઇ જ જાય છે. બે હૃદયોને એક કરવાનું કામ ન્યાયાલયથી ક્યારેય થયું જ નથી.

આથી ન્યાયથી પણ ચઢિયાતો માનવામાં આવ્યો છે સમાધાનનો માર્ગ—પ્રેમ, કરુણા અને કૌટુંબિક ભાવનાનો માર્ગ. અહીં એક પ્રાચીન ઉદાહરણ આપવાથી વાત સ્પષ્ટ થશે.

એક ભરવાડ પોતાનાં ઘેટાં લઇને એક ગામથી બીજે ગામ જઇ રહ્યો હતો. બપોરના રોટા કરીને આરામ કરતો હતો. ત્યાં એને નીંદર આવી ગઇ. ઘેટાંઓએ નજીકના એક ખેતરમાં જઇ ચરવાનું શરૂ કર્યું. ખેડૂતે ખૂબ જહેમત ઉઠાવીને સારો પાક તૈયાર કર્યો હતો. ઘેટાંઓએ બધું જ નષ્ટભ્રષ્ટ કરી નાખ્યું. ખેડૂત રાજા પાસે ન્યાય માગવા ગયો. મામલો આંટીઘૂંટીવાળો હતો જ નહીં. ભરવાડ પાસે ધન-દોલત ક્યાંથી હોય? એની બધી જ મિલકત હતી આ ઘેટાં. રાજાએ હુકમ કર્યો કે જમીન-માલિકનું જેટલું નુકસાન થયું છે એ બધુંય ભરવાડ પોતાનાં ઘેટાં વેચી ભરપાઇ કરે. જોયું તો નુકસાન ભરપાઇ કરવા જતાં ભરવાડને પોતાનાં તમામ ઘેટા વેચવા પડે તેમ હતું. તે માથું કૂટીને રોવા લાગ્યો. એણે રાજાને કહ્યું: આપનો ન્યાય તો બરાબર છે, પરંતુ મારો સર્વનાશ થઇ રહ્યો છે. હું અહીં પ્રાણ આપવા તૈયાર છુ જ્યારે આજીવિકાનું સાધન જ ચાલ્યું જતું હોય ત્યારે જીવી કેમ શકું? રાજાએ કહ્યું: શું થઇ શકે? ન્યાય એટલે ન્યાય. તેમાં પક્ષપાત ન ચાલે. ન્યાયને નિષ્ઠુર બનવું પડે છે.

એટલામાં રાજાનો શાણો કુમાર ત્યાં આવી પહોંચ્યો. એણે બધી વાત જાણી. એણે કહ્યું: નિષ્ઠુરતા એ ન્યાય ન હોઈ શકે. માનવતાના આધારે રસ્તો કાઢવો જ જોઇએ. રાજાએ કહ્યું: તું ઉપાય બતાવ.

કુમારે કહ્યું: આ ભરવાડ પોતાનાં બધાંય ઘેટાં-બકરાં લઇ જમીન-માલિકને ત્યાં નોકરી કરે. માલિક ભરવાડને ખવડાવે અને કપડાં આપે. ઘેટાં-બકરાંની લીંડી ને પેશાબથી જમીનને ખાતર મળશે. એનો હિસાબ કરવામા આવે. ઘેટાં-બકરાને જે બચ્ચા થાય તે જમીન-માલિકને આપવામા આવે. આમ જમીન-માલિકનું નુકસાન ભરપાઇ થઇ જાય ત્યારે ભરવાડ પોતાનાં ઘેટાં-બકરાં લઇ મુક્ત બની ચાલ્યો જાય. બધાંને આ ન્યાય પસંદ પડ્યો, કેમ કે આમાં બધાંનુ જ કલ્યાણ હતું. આમાં સર્વોદય હતો.

—કાકાસાહેબ કાલેલકર

# સ્વરાજનાં ગીતો

ચન્દ્રકાન્ત વાઘેલા

કોઈ પણ સમાજની જેસે થે એવી સ્થિતિ કાયમ રહેતી નથી સમાજમા કોઈને કોઈ પીર, સંત, ભક્ત વગેરે પાકે જ છે. ભારતનો ઇતિહાસ વિવિધતા ભર્યો તો છે જ પણ અનોખો પણ છે. ભારતમાં જુદે જુદે કાળે ધર્મ સંસ્થાપકોએ અને રાજ્ય સત્તાએ પોતાના તત્કાલિન રીતરિવાજો અને ધર્મ સંસ્કૃતિને આગળ ફેલાવવા સારા એવા પ્રયત્નો કરેલા. જેમાથી જૈન, બૌધ અને હિન્દુ સંસ્કૃતિએ માનવજાતને આધ્યાત્મિક ઉન્નતિમા ઘણો મોટો ફાળો આપ્યો છે. એટલુ જ નહિ પણ નાનક, નામદેવ, રામદાસ, 'કબીર જેવા અનેક સંતોએ ધર્મ સુધારણા અંગે ઓછી જહેમત ઉઠાવી નથી. છતાં પણ કોણ જાણે કેમ જગતમાં રહેનારા આદિવાસીઓ આધ્યાત્મિક બાજુએ તો ઠીક પણ બુદ્ધિની રીતે પૂરી સમજણવાળા બન્યા નથી. આજે આદિવાસીઓની દશા એ પછાત દશા છે, એ સત્ય હકીકત છે. જો આજે આ દશા છે તો વર્ષો પૂર્વે પણ આવી પછાત દશા હોવી જોઇએ. તે વખતે તે અરણ્યવાસી પ્રજાને ઊંચે લાવવા કેમ વિચારાયું નહિ હોય!

દુનિયા ઝૂકતી હે ઝૂકાનેવાલા ચાહિયે અરણ્યવાસીઓ પણ શિક્ષિત બની શકે છે, કોઇ મીશન લઇને એમની વચ્ચે બેસનાર જોઇએ. અનમત્ત સેકડો વર્ષોના જૂના સંસ્કાર હાડમા ઊતરી આવેલા હોય નવી જીવન પદ્ધતિ અને સરકાર દસ–વીસ વર્ષમા પરિણામ સ્વરૂપ ફળ જોવા ન મળે. પણ નવી વાતને આ પ્રજા સમજી તો જરૂર શકે છે એટલુ જ નહિ પણ નવા બળો અને જીવન મૂલ્યોને પોતાના બાળકોમા ઊતારવા પ્રયત્નો કરતા થયા છે, એ હકીકત છે.

ગામીત પ્રજા પણ લોકજાગૃતિ અને નવા બળોને ઝીલનાર પ્રજા છે આ જાતિએ લોકજાગૃતિનુ સંવેદન ઝીલ્યું છે, એટલું જ નહિ પણ સ્વરાજવાળાઓની સાથે રહી ભજન મંડળીઓ સ્થાપી સ્વરાજની લડતમાં ભાગ લીધો છે, દારૂ તાડી જેવા કાયમી ઘર કરી બેઠેલા વ્યસનોને નિર્મૂળ કર્યા છે.

સ્વરાજની લડત ચાલી સ્વરાજનું મહત્ત્વ સમજાવનારા સેવકો ગામીત પ્રજામાં ઊતરી પડ્યા. ગામીત પ્રજાએ સ્વાતંત્ર્યની લડતને સમજવા પ્રયત્ન કર્યો. અને લડતમાં ભાગ લીધો. સ્વરાજની લડતના ગીતો બન્યા ને ઠેર ઠેર એ ગીતો ગવાવા લાગ્યા. એમનામાં સામાજિક ઉત્થાનની ચળવળ, દારૂબંધીની ચળવળ અને સ્વરાજની લડતની ચળવળ સાથે સાથે ચાલી. આ બધા પરિબળોએ એક બીજાને મદદ કરી.

હુરીજ હદે હોનાનો ત્યા દેશમાંય જાતા મા વીરા.
ત્રિરંગી ઝંડો ફરકે હે „ „ „ „ „
હાને મોઠે દમજીને આનંદમાય જીવેત મા વીરા.
ભરપુર સુખ શોભાડેય ત્યા દેશમાંય જાતા મા વીરા.
લડાઇ ટંટો નાઇને સલાહ સંપી ચાલે મા વીરા.
સદા સુખી રેનારા ત્યા દેશમાંય જાતા મા વીરા.
લક્ષ્મી માતા રવે ને કોઠી પાક ઉભરાય મા વીરા.
આપે દેશનેના તો વીર નર હેતા મા વીરા.
દેશની ઈજ્જત રાખનારા ત્યા દેશમાંય જાતા મા વીરા.
નીતિરીતિ પાળનાર્યો સત્યો બાઇઓ હેર્યા મા વીરા.
કુળની લાજ રાખનાર્યો ત્યા દેશમાય જાતા મા વીરા.
નવરંગી ફૂલાયે ફૂલ ઝાડે શોભેત મા વીરા.
મીઠી ગંધ ફેલાયે ત્યા દેશમાય જાતા મા વીરા.
રૂમઝૂમ ઘૂઘરી વાજેને આનંદ વાજા વાજે મા વીરા.
હિન્દમાતા નાચે હે ત્યા દેશમાય જાના મા વીરા.
મેના પોપટ બોલેને મીઠો મોરયો નાચે મા વીરા.
આઝાદ હિન્દના જુવાન્યા ઊંચી ગરદન રાખા મા વીરા.
આઝાદ વાયરો ચાલે હે ત્યા દેશમાય જાના મા વીરા.
નવો યુગ યેનો ને નવા જગત દેખાય મા વીરા.
ઉત્સાહ ચેતન ઉભરાયે ત્યા દેશમાંય જાના મા વીરા.
બહાદૂર વીર જુવાન્યા તીયાર બોળ જાતા મા વીરા.

સોનનો સુરજ ઊગે છે તે દેશમાં જઇએ મારા ભાઇઓ જ્યાં ત્રિરંગો ઝંડો ફરકે છે, ભરપુર સુખ છે, લડાઈ ટંટા નથી, સૌ સદા સુખી રહે છે, જ્યા સદા લક્ષ્મીમાતા રહે છે, ભૂખ્યાં દુખ્યાં કોઈ નથી, જ્યાં પોતાના દેશનેના વીરનર છે, દેશની ઇજ્જત રાખનારા છે, નીતિરીતિને સૌ પાળે છે, સૌ કુળની લાજ જાળવે છે, વિવિધરંગી ફૂલો શોભે છે, જેની

મીઠી ગંધ આખા દેશમાં ફેલાય છે, રૂમઝૂમ ઘૂઘરી વગાડી હિન્દમાતા આનંદે નાચે છે, મેના પોપટ બોલે છે, મોરલો નાચે છે, જ્યાં આઝાદ જુવાનોની ગરદન ઊંચી છે, જ્યાં ઉત્સાહ ચેતન હુશિયાર છે, તે દેશમાં જઈએ.

દેશની આબાદી અને આઝાદીની ભવ્ય કલ્પના અને ભારતના સુખી ગામડાનું ભાવિ કેવું હોવું જોઈએ તે આ લોકગીત સ્પષ્ટ રજુ કરે છે. મતલબ કે લોકોને સ્વરાજમાં કેવું સુખ મળી શકશે તેનું આ કલ્પનાચિત્ર છે. ખૂબ સરળ અને જુસ્સાદાર વાણીમાં આ ગીત રજુ થયું છે. ગ્રામદાનની જ્યારે કલ્પના નો'તી ત્યારના જમાનામા એક આદિવાસી લોકકવિ ગાંધીજીના સર્વોદય અને ગ્રામરાજની આછી રૂપરેખા તેના લોકગીતમા કરી જાય છે. આ સોડી મહત્વની બીના નથી.

આઝાદ વીરની ચાલીલી પલટન હાથમાય તલવાર ચમકેહે.
એકુજ લોહીને એકુજ હગપણુ આપાડી ઝંડો ફરકેહે.
ગુલામી દુઃખનાં તોડે એ બંધન. શૂરવીર જુવાનં જાગેહે.
ખાંધે બંધુક ભેરવી સંગીન ડંકો જોરમાય વાજેહે.
આપે તે વડિલ આતી બહાદૂર આપાં કાય કમી ઉતરજે.
અ પે તે આગળા કા આ હેય મગદૂર અભિમાન ત્યાર તાડજે.
જવાહર સંભાળે દેશના સુકાન વલ્લભ વીરલો ફેરવે આણ
આઝાદ હિન્દના જાગજા જુવાન બનાવા દેશને મહા બળવાન.
બહાદુરી બંધુક સ ત્યની તલવાર, ધીરજની ઢાલ તુ પકડજે
આઝાદ ફોજનો બનીને સૈનિક સેવાના કામ તું કરજે.
ઈશ્વર હેય એકી આપે દે તારનાર એકુજ ભરોસે રાખજા.
દુખની સેવા કરતાં મરનાર સ્વર્ગમાય જાહેની નરનાર.
ડગલે ડગલે પગલે ધીરજ આગાડી આગાડી જો વધજો.
દેવને ભરસે જીતે હે યુવક આઝાદ વીર તુ મા હટતો.

આઝાદ વીરની પલટન ચાલી, હાથમા તલવાર ચળકે છે. કહેવાય છે કે લશ્કરમા સૌને માટે એકજ સરખો કાયદો હોય છે. એ વસ્તુ ખૂબ જ અસર કારક રીતે ગ્રામ્ય શબ્દોમાં લોકગીત દ્વારા રજૂ થાય છે. એક જ સગપણવાળા આ સમાજમાં એમના ધ્યેયના પ્રતીક તરીકે આગળ ઝંડો ફરકે છે. ગુલામી-રૂપી મોટા દુઃખના બંધનમાં તમે ઝડપાયેલા છો તે તોડીને તમે શૂરો ખાંધે બંધૂક ઉઠાવો. જુઓ! સાંભળો જુસ્સાભેર ડંકો વાગે છે. આપણા બાપદાદા વડીલો ઘણાં બહાદુર હતા. આપણે તેમનાથી કાંય ઉતરીએ એમ નથી. આપણી આગળ એ અભિમાની-ઓની શું મગદૂર છે, કે આપણી સામે ટકી શકે. તેમનું અભિમાન ઉતારીએ. જવાહરલાલ દેશનું સુકાન સંભાળે છે. દેશમાં વલ્લભવીર આણ ફેરવે છે. ઓ દેશના જુવાનો! આપણા દેશને બળવાન બનાવવા તમે જાગો. બહાદુરી રૂપી બંધુક, સત્યરૂપી તલવાર ધીરજની ઢાલ પકડીને આઝાદ હિન્દના સૈનિક બનીને તું સેવાનું કામ કર. આપણો ઈશ્વર એક છે. તેના પર ભરોસો રાખો. તે એક જ તારણહાર છે એમ માની દુઃખીની સેવા કરતાં ડગલે ને પગલે ધીરજ ધરી પ્રગતિ કરતો આગળ જા. તુ ફત્તેહ કર, પાછા હઠીશ નહિ.

ફેરવા ફેરવા ફેરવા રા તુમા હોશથી ફેરવા રેંટિયો,
કપાહા પાકેહે તુમેજ મેંનને,
થોડે થોડે હંગરી રાખજારા ..તુમા હોંશથી.
ચરખાથી પીલીને પીંજણથી પીંજીને,
પૂણ્યો ખૂબ પ્રેમથી વાળજારા...તુમા હોશથી.
વખત મળના રેંટિયો ઘરજા,
ધીરે ધીરે સૂત હારા કાતજારા ..તુમા.
પાછા ખાદી ઉજરી હીઆડી લેની,
બાઇ બેના તીજ ખાદી પહેરજારા ..તુમા.
ધીરે ધીરે ચાલેહેને મીઠો મીઠો બોલેહે,
બાપુ ગાંધીનો લાડકોરા...તુમા.
રેંટિયો જી ફેરવે જ પવિત્ર બનેહે,
યુવક તેહેં તેહેં ફેરવેરા...તુમા.

સ્વરાજની લડતના જમાનામા રચનાત્મક કાર્ય-કરોના અથાગ પ્રયત્નથી આખા વનવાસી પ્રદેશમાં રેંટિયો ફરતો થયો. તમે ખૂબ જ હોશથી રેંટિયો ફેરવો. તમે જે કપાસ પકવો છો તેમાથી જ થોડો સંગ્રહી રાખો, ચરખાથી પીલી, પીંજી, પૂણીઓ ખૂબ જ પ્રેમથી વાળી રાખજો. ને વખત મળતા રેંટિયો લઈને કાંતજો ઉજળી ખાદી પહેરજો. આ મહાત્મા-ગાંધીનો રેંટિયો મીઠો મીઠો બોલે છે, ચાલે છે. આ રેંટિયો જે ફેરવે તે પવિત્ર બને છે, યુવક તમે બધા પ્રેમથી રેંટિયો ફેરવજો.

ડંકો વાગ્યો જાગજો નવજુવાનો.
આળસ કોરે ત્યાગજો નવજુવાનો.
રગ રગમાં ચેતન આણજો નવજુવાનો.
વિજય નિશ્ચય જાણજો નવજુવાનો.
કળિયુગને તમે કાઢજો નવજુવાનો.

સત્યયુગને સ્થાપજો નવજુવાનો.
ખોટા બંધન છોડજો નવજુવાનો.
દેવી સંદેશો ઝીલજો નવજુવાનો.

નવજુવાનો! જાગજો. ડંકો વાગ્યો છે. આળસ અને ઊંઘને ત્યાગજો રગ રગમાં ચેતન લાવજો. તમારો નિશ્ચત વિજય થશે. કળિયુગને તમે કાઢજો. ને સત્ય સ્થાપજો. ખોટા બંધન છોડજો. દેવી સંદેશો ઝીલજો, હે નવજુવાનો.

માણસે જન્મ મળ્યા મોંઘા હો વીર બહાદુર બનજો.
આપે તે બાપ દાદા આતા બડા બહાદુર,
સત્યને નેક પગલે ચાલનાર હો...બહાદુર.
વલ્લભ વીર ને ધીર જવાહર.
આઝાદ દેશનેતા ધન્ય હો—બહાદુર બનજો
આદિવાસી હેજે આપા દેશ આપે હિન્દુસ્તાન,
ધરતીના ધણી આપાં હેજે હો વીર બહાદુર બનજો

હાથામાંય જોર આપાહાન દેવે હેરા દેનવાં
હિંમતથી કામ કરાઈ દેખાડો વીર...બહાદુર બનજો.
વાયરા વેગી ગતિ આપે પગામાંય ભઅવી,
ડગલે ડગલે આગાડી તુમા બધા હો વીર...બહાદુર બનજો.
આઝાદ હેય દેશ આપે જગતને આંગણે
ચેતનવીર બની ચાલા હો વીર ..બહાદુર બનજો.

માણસનો મોંઘો જન્મ મળ્યો છે તો હે વીર! બહાદુર બનજો. આપણા બાપ દાદા બહાદુર અને સત્ય તથા નેકીને પગલે ચાલનારા હતા. વલ્લભવીર, જવાહર, વગેરે દેશ નેતા છે, આપણે આદિવાસીઓ છીએ આપણો દેશ ભારત દેશ છે. આપણે ધરતીનાં ધણી છીએ. ભગવાને આપણને હાથમાં જોર દીધુ છે, હિંમતથી કામ કરી દેખાડજો. પવનવેગી ગતિ આપણા પગોમાં છે. ડગલે ને પગલે આગળ રહેજો. આખા જગતમા આપણો દેશ આઝાદ છે.

## લોકમાન્યનાં કેટલાંક સંસ્મરણો

* મોન્ટેગ્યુની મુલાકાત લેવા માટે ટિળક દિલ્હી ગયા ત્યારે સરઘસ કાઢીને એમનુ સ્વાગત કરવાનો લોકોનો વિચાર હતો, પણ સરકાર તરફથી એ સન્માન-સમારંભની ઉપર પ્રતિબંધ મૂકવામા આવ્યો. આ જાણીને સામાન્ય અજ્ઞ લોકોએ કહ્યુ: 'આજ પૂનાકા રાજા આનેવાલા હૈ, સરકાર ઉસીસે બહુત ડરતી હૈ!'

* મુબઈમાં 'રાષ્ટ્રમત' નામનુ વર્તમાનપત્ર કાઢવાની તૈયારી થતી હતી કાર્યાલય માટે ટેબલ-ખુરશી લાવવાની વાતો ચાલતી હતી. એ વખતે ટિળકે કહ્યુ? "અમે 'કેસરી' ને 'મરાઠા' શરૂ કર્યાં ત્યારે અમારી પાસે સંપાદકીય ઠાઠ ક્યા હતો? અમને એ પત્રોમાથી એક પાઇનો પણ નફો થતો નહોતો. અમે ટેબલની જગ્યાએ અમારો બિસ્તરો મૂકતા હતા એ જ અમારા ટેબલ-ખુરશી. એવા પોચા ટેબલ-ખુરશી પર અમે લખતા, છતા અમારા લેખ પોચા નહી પણ કડક અને તીખા બનતા."

* ટિળકે તથા મહારાષ્ટ્રના પ્રખ્યાત વિચારક, ત્યાગી, પ્રમાણિક, ચિંતક તથા સમાજસુધારક શ્રી૦ કે૦ આગરકરે ન્યૂ ઈંગ્લિશ સ્કૂલ કાઢી ત્યારે એ નિશાળમા મદબુદ્ધિના અને મસ્તીખોર- છોકરાઓ જ આવતા કેટલાક લોકો આ પરિસ્થિતિ જોઈ નિરાશ થયા ત્યારે ટિળકે કહ્યુ: 'આમા જ તો આપણી ખરી કસોટી છે. આવા છોકરાઓને આપણે હોશિયાર કરી બતાવીશુ તો જ લોકો આપણામા વિશ્વાસ રાખશે'

* ટિળકને નિશાળમા ત્રીશ રૂપિયાનો પગાર મળતો એમના એક સહશિક્ષકે એકવાર એમને કહ્યું: 'આટલા પગારમા તો આપણી અતિમ ક્રિયા પણ નહી થાય!'

જવાબમા ટિળકે કહ્યુ: 'મૃત્યુ પછી શુ' થશે એનો વિચાર આપણે નથી કરવાનો. એ વિચાર તો બીજાએ કરવાનો છે. આપણને મોટી વિભૂતિ ગણીને આપણો અત્યેષ્ટિ સસ્કાર એ લોકો નહી કરે તો ય ગામનું આરોગ્ય સાચવવા ખાતર તો આપણા શરીરને દાહ દીધા વિના એમનો છૂટકો જ નથી!'

* લાલા લજપતરાય જેવા મહાન્ દેશભક્તને દેશનિકાલની સજા થઇ એવુ જ્યારે એમણે સાંભળ્યુ ત્યારે તરત જ એમના મુખમાથી શબ્દ સરી પડ્યા: 'લાલા જેવા મહાન માણસ દેશનિકાલ થાય છે અને મિન્ટો હજી જીવતો છે!'

—શ્રી 'સાહિત્યકુમાર'

# વાયરા

હરિન શાહ

## આઝાદીનું આતમ-જ્ઞાન : પરિવર્તન

આઝાદી લાવવી એ જરૂર એક ભારે મોટી વાત છે. પરંતુ આઝાદી ચલાવવી એ, સંસાર ચલાવવા જેટલી જ, વધુ મોટી વાત છે એ મર્મ ગાંધીત્મે-તુંગના સામ્યવાદી ચીને ગયા ઑક્ટોબર-નવેમ્બરમાં જબરું લશ્કરી આક્રમણ કરીને આપણને ગળે ઊતાર્યો હતો. આપણા પાદરે જ ધામો નાખીને પડેલા ચીન જેવા વિરાટ-દેશ તરફથી તોળાતા આક્રમણની નાગ ચૂડમાંથી આટલું વહેલું મુક્ત થવાનો તો કોઈ જ સંભવ નહોતો. ચીનનું આક્રમણ કે આક્રમણો આપણા માટે આઝાદીના આતમ-જ્ઞાનનો નવો સંવત શરૂ કરાવી રહ્યાં છે. હિમાળાનો શિયાળો ઊતરતાં આક્રમણની નવી મોસમ શાયેતા મુજબ આવી પહોંચી છે. અને ગયા વર્ષના આક્રમણથી આજ સુધીના વર્ષેકના ગાળામાં કંઈક અવનવું બની ગયું. આક્રમણ નંબર બે અથવા તો આક્રમણનો સીમારંભ બીજે દૂરથી દેખા દઈ રહ્યો છે ત્યારે દેશનું પ્રારબ્ધ નવા સંકેત દઇ રહ્યું છે. દેશની પરિસ્થિતિ ખોળો પાથરીને કંઈક માગી રહી છે. આપણાં દેશનો જ કારભાર, આપણી આર્થિક ભીંસ, અમેરિકાની લશ્કરી મદદ, ચીનના તોફાન અને પાકિસ્તાનની ચીનની સંગતમાં લૂંટ કરવાની તૈયારી—આ બધા પ્રવાહો અને પરિબળો પર એક ટાંક એકધારી લાગેલી દેખાય છે—પરિવર્તન! મેઘાડંબર જેવો જ પરિવર્તનનો મંભાર દેશના, નવી દિલ્હીના, મોરચાના, વાતાવરણમાં ભરેલો પડ્યો છે.

## બહુરૂપી પરિવર્તન

અલબત્ત, આપણે જાણીએ છીએ તે પ્રમાણે, હર્ષના પણ, શોક-બે-અંતે. શેરના પણ, પરિવર્તન, વાદામાંથું. લઈને પણ આવે અને જઈ લઈને પણ આવે. પરિવર્તન ક્રાંતિનું નામ ધરીને પણ આવે, અંધાધુંધીનો અવતાર લઈને પણ આવે અને પ્રૌઢ શાણપણને સ્વરૂપે પણ ઊતરી આવે.

## દુનિયાની સંકુલ ઘટમાળ

હજી બે-ત્રણ વર્ષ પહેલાં જ ભારત; એશિયા અને આફ્રિકામાં ઉપડ્યું ઉપડતું નહોતું. એ મુનેનું પણ પૂછવા—ઠેકાણું હતું અને અમેરિકા અને રશિયાની બન્ને છાવણીઓ ભારતની શેહ ઉઠીની લેવા આવતી રહેતી હતી. એ માન, પાન અને આનને આપણે "ઘટ સાથે રે ઘડિયા, ટાળ્યા તે કોઈના નવ ટળે" સમજી લીધાં હતાં. આજની દુનિયામાં, હિંદ જેવા સાવ સીધા દેશ સાથે પણ કેવી ઘટમાળ જડાયેલી હોઈ શકે તેનો ચિતાર પરંતુ વાંમેવારો આવી રહ્યો હતો.

## હિંદની આંતરરાષ્ટ્રિય પ્રવૃત્તિ

હિંદને ગાંધીવાદની ઓળોળી મળી. કોંગ્રેસે દેશની છબી લખાઈ રહી હતી ત્યારે અનેક કોડની ગોદ મેંચી. ગળથૂથીમાં ગાંધીજીની વાતો મળી હતી પરંતુ કાનમાં ભણકારા વાગતા હતા કે "જાગ ને જાદવા, કૃષ્ણ ગોવાળિયા, તુજ વિના ધેનમાં કોણ જાશે!" એટલે જન્મોત્રીની સાથે જ હિંદે આંતરરાષ્ટ્રીયના ઓઢી લીધી. એશિયા, આરબભૂમિ, આફ્રિકા, જ્યાં જ્યાં સારોમાઠો પ્રસંગ બનો થયો કે હિંદનું મન દોડી ગયું દોય જ. શાંતિ, સહઅસ્તિત્વ, પંચશીલ, બાન્ડુંગ પરિષદ, કોલંબોના ધરીવાળી પાંચ એશિયન સત્તાઓ, જિનીવા પરિષદ, યુનોમાં આફ્રો-એશિયન જૂથ—આવી ધમધોકાર આંતરરાષ્ટ્રીયતા હિંદે ઘડીક તો ચલાવી.

## ભારે-ઉદ્યોગોનો વિકાસ

ગાંધીની ગળથૂથીવાળું હિંદ ગમે તેટલું મથે તો પણ દુનિયા આખીના ભારે ઉદ્યોગોનાં જે લખણ હતા તે ઊથામી શકાતા નહોતા. ભારે ઉદ્યોગો ઊભા કરવા ભારતે કમ્મર કસી.

## સરહદ પર ચીની છળનો ગાળિયો આક્રમણ પછીની પરિસ્થિતિ

તેવામાં હિંદ પર ત્રીજો ભવ કરવા જેવો કેર ઊતર્યો! ભગવાન ગૌતમબુદ્ધથી આદરીને પંચશીલનાં રતનનો પુકારતા સામ્યવાદી ચીને પચ્ચીસસો વર્ષના બુદ્ધ-શાન્તિના મતાયો ખાળિયો 'ફરીએ આપણે' પચ્ચીસસો માઈલની સરહદ પર છળથી નાખ્યો. અને લશ્કરીકરણથી અભડાવાથી છેટે રહેલા હિંદના ભયભીત માનસને કાન પકડીને લડાઈ અને લશ્કરના પૂરમાં જાણે કે પૂરી દીધું. પછી તો કાળબળનો ઝપાટો જેવોતેવો નહોતો આવ્યો. ગરીબની સુખરી જેવા સાચવી રાખેલા બિન-જોડાણના સંકલ્પો પાતળા પડ્યા. યુરોપ-અમેરિકાનું રાજદ્વારી અને લશ્કરી ઓશીંગણ વધાવી લેવું પડ્યું. ઘરઆંગણે

કોંગ્રેસ વીંખાઈ રહી હતી. કોંગ્રેસ તો ઠીક, નેહરુ સાથેની રાત દિવસની ઊઠબેસવાળી કેન્દ્રની કેબીનેટ અને રાજ્યોના કોંગ્રેસ પ્રધાનમંડળોના પણ ઠેકાણાં નહોતા રહ્યા. આક્રમણના નવા ભણકારા વચ્ચે હેબતાઈ જઈને દેશને કરગરવાનું હોય કે "ભાઈ ચીન, તમે આટલા ખરાબ ન થાવ" એવી અંદરથી ભારે વીંટ અનુભવની, અસ્ફૂટ હાલત આવી ઊભી. મેનના ઉચાળા, માલવિયાનું ઘેર બેસવું, નંદાજીનો કથળતી કોંગ્રેસ અંગેનો વિલાપ—એ બધાં કળીએ કળીએ કપતા હૈયાનાં ધાબા હતાં. જો પ્રજા કટોકટી આવી પડતાં એવી વરસી કે નેતાઓ તણાઈ જાય તે જ પ્રજાનું મન, નજર સામે ચીનાં લશ્કરો ડારતા ઊભા હતા અને ગયેલી ધરતી હજુ દુશ્મનના કબજામાં જ હતી છતાં ફીફાં ખાંડવા લાગ્યું કે હવે આ "ઈમરજન્સી" કટોકટીનું શું કામ-છે? એ પ્રતીત જાય તો સારું!

"આ વખતે તો જો જો" એવો રંગ જમાવીને વડા પ્રધાન નેહરુએ કેન્દ્રની કેબીનેટમાં હિંમતભર્યા ફેરફારો માંડી વાળ્યા સોનું લોઢાને અક્ષરે અક્રિન થયું. બચતની નિર્બળતા જોરતલબીમાં ઝડપાઈ ગઈ. જવાહરલાલની વિમાસણનો પાર નહોતો કે દેશને અને પ્રજાને કયા મોરેથી દોરવા. પંદર પંદર વર્ષ થયાં કર્યું છે તેમ વડાપ્રધાનપદેથી કે લોકનેતાની મટૂકીમાંથી.

## એક અને એક જ પ્રશ્ન

આર્થિક અને વિદેશનીતિનો મંદાગ્નિ ઓળખાય નહિ તેવો હવે નહોતો, કારણ કે સાક્ષીમાં અનર્ગળ ખર્ચ, કરવેરા અને નાકે શ્વાસ લાવી દેનારું સોનું અને બચત ઊભા હતા. લશ્કરી ક્ષેત્રમાં સિદ્ધાંત, ખર્ચ ને નીતિની સામાન્ય સમયની વાતોને બદલે સો વાતની એક જ વાત ઊભી રહેતી હતી—ગમે તે ભોગે ચીન-પાકિસ્તાનના આક્રમણ સામે રક્ષણ વિવેક અને હિંમતપૂર્વકનું પરિવર્તન.

આમ સ્થિતિ-સંજોગો બદલાયા. નીતિની માંડ છાંડ માથે આવી પડી. રોજિંદો માણસ પણ શું બદલાયો. કટોકટી જાહેર થઈ ત્યારે દેશના માનવીઓએ ખંગ વાળી દીધો. બાકી રહ્યું છે હવે સમગ્ર દેશને આવરી લેતું, વિવેક અને હિંમતના જોરવાળું પરિવર્તન. પરિવર્તનનો આ આર્તનાદ ગાંધીજીના અને સરદારના અવસાન વખતે પણ નહોતો તેટલો આજે જવાહરલાલ નેહરુના પાછલા વર્ષો વખતે છે. ગાંધીજી અને સરદારના અવસાન સમયે એમનું જીવનકાર્ય બંધ નહોતું પડી જતું. જવાહરલાલજીના પાછલા વર્ષોમાં આખો યુગ વિસામતો હોય તેમ લાગે છે.

## વખત વહી જાય તે પહેલાં....

દેશમાં, કોંગ્રેસમાં, કારોબારમાં, ધરમૂળના પરિવર્તનની આ ઝીંકને નાથી લેવામાં આવે છે કે નહિ તે હવે જોવાનું રહે છે. ચીનના આક્રમણ અને આપણા શાંત અને ધીમા અર્થકારણને મળેલા અભૂતપૂર્વ આચકા વખતે ધણીધોરી કોઈ નથી, અને કોંગ્રેસને ઘરડી ડોશીની જેમ સંઘરવાવાળું કોઈ નથી એવી ઉત્તરપ્રદેશ, ઓરિસ્સા કે બીજેથી મળતી છાપને ભૂંસવાનો વખત હજુ વહી ગયો નથી.

## દુનિયાની પ્રગતિ-દિશા

ખૂબ તણાઈને તંગ બનેલી અને હથિયારોનો ભારો ઊંચકીને બેવડ બની ગયેલી દુનિયા રહી રહીને નવો ચમકારો બતાવી શકી છે. ભાખનારાઓ ભાખી ગયા હતા તેમ ખૃશ્ચોફનું રશિયા અને કેનેડીનું અમેરિકા લેનિન અને સ્ટેલિનની મારામારી અને ટેફટ અને મેકઆર્થરની દંડા-નીતિમાંથી મુક્તિ મેળવીને હળીમળીને શસ્ત્રબંધીની વાતો કરતા થયા છે. ગયા વિશ્વયુદ્ધમાં દોઢ કરોડ રશિયનો ખોઈ બેઠેલો અને એંશી ટકા ઉદ્યોગો ખેદાનમેદાન થયેલા જોનારું રશિયા ચીનના મેણા-ટોણાં છતાં નવા વિનાશ માટે જરાયે આતુર નથી સામસામે છેડે ઊભેલા રશિયા અને અમેરિકાએ એકાએક શોધ કરી છે કે બન્ને સાવ નજીક ઊભા છે—માત્ર પીઠ ફેરવીને અત્યાર સુધી ઊભા હતા.

ખૃશ્ચોફ આ હિંમત ઘરના મોલોટોવ-માલેન્કોવ જેવા સ્ટાલીનવાદી શત્રુઓ અને પેકીંગના ઉધામા છતાં બતાવી શક્યા છે. કારણકે રશિયન પ્રજા તેમના હાથમાં છે. એ જ હિંમતને કારણે ચીને કરેલા કજિયામાં ખૃશ્ચોફ મક્કમ વલણ બતાવી શક્યા છે. આખેર ચીનનો તારીર ખૃશ્ચોફને પણ સ્વીકારવો પડ્યો છે. હર્યો જુગારીની જેમ સામ્યવાદી ચીન તોરમાં ને તોરમાં કંઈક કરી બેસે એ શક્યતા કાઢી નાખવા જેવી નથી. તળ ચીનમાં ચીની સમાજનો અને સામ્યવાદી સરકારનો વાંધો એવો છે કે ચીનમાં માઓત્સે તુંગની આપઘાતક નીતિ સામે માથું ઊંચકી શકાય તેવું છે નહિ. ચીનનો ઉદ્ધાર કદાચ દુનિયાને હાથે જ થશે.

## રાષ્ટ્રીય સંરક્ષણ નિધિમાં
## ઉદાર હાથે મદદ કરો.

ઉના તાલુકા સહકારી ખરીદ વેચાણ સંઘ રાષ્ટ્રીય કટોકટીમાં પોતાની ફરજ અદા કરવા માટે કટીબદ્ધ છે

ઉના તાલુકા સહકારી
ખરીદ વેચાણ સંઘ
**ઉના**
જિ૦ જૂનાગઢ
ફોન નં૦ ૭

## લાલજીભાઈ ગોકળદાસ
મેટલ વર્કસ

પિત્તળના પાટા સરકલ તથા
– વાસણો માટે –

લાતી રોડ મોરબી.





With Best Compliments
From –

**'AMER FINANCE BOMBAY (P) LTD.'**

ના સૌજન્યથી

# યુનિયન

કો-ઓપરેટીવ ઇન્સ્યોરન્સ સોસાયટી લિમિટેડ

ભારતની એક અપ્રતિમ વીમા સસ્થા, જે તેના પોલિસી હોલ્ડરોને નફાનુ બોનસ (આવકવેરા–મુક્ત) વહેચે છે. જેણે નીચે જણાવેલી વીમા યોજનાઓની પહેલ કરી છે –

★ ઢોર વીમા યોજના

★ પાક વીમા યોજના

★ જૂથ વીમા (અંગત અકસ્માત)

—' મોટા, મધ્યમ અને નાના પાયાના ઉદ્યોગો માટે :—

★ કૌટુંબિક વીમા યોજના

★ ખોટ જવા સામે વીમા યોજના

★ મશીનરી ભાંગતૂટ વીમા યોજના

સર્વે પ્રકારનું સામાન્ય વીમાનુ કામકાજ કરવામાં આવે છે

- હેડ ઑફિસ :-

યુનિયન કો–ઓપરેટીવ ઇન્સ્યોરન્સ બિલ્ડીંગ

૨૩ પી એમ રોડ, કોટ, મુબઇ–૧.

ફોન : ૨૫૫૨૩૬–૭

તાર : 'CO FIRE'

ડી. એન. દેસાઈ
મેનેજર

શાખાઓ દેશભરમાં સર્વત્ર છે.

સર્વોત્તમ ખાંડ માટે

# નોર્થ બિહાર સુગર મિલ્સ, લિમિટેડ

ઇન્ડિયા એક્સચેન્જ
કલકત્તા—૧
ફોન ૨૨-૧૦૭૨ ગ્રામ NOBISUGE

મિલ સ્થળ
રેલ્વે સ્ટેશન, બગહા,
પો ઓ નારાઇપૂર
જિ ચ પારણ (બિહાર)
(ગ્રામ KANORIA)

# TEXTILE MACHINERY CORPORATION LTD.

(TEXMACO)

BELGHARIA, 24 PARGANAS

WEST BENGAL

Manufacturers of –

ALL TYPES OF COTTON & STAPLE FIBRE SPINNING MACHINERY, SUCH AS RING FRAMES UPTO 8" SPINDLES WITH MOST MODERN DRAFTING SYSTEMS,

CARDING ENGINES, DRAWING FRAMES AND SIMPLEX FLY FRAMES IN COLLABORATION WITH HOWA OF JAPAN,

TEXMACO 3C WARD CAPSTAN LATHES IN COLLABORATION WITH WARD OF BRITAIN,

WATER TUBE BOILERS IN COLLABORATION WITH COMBUSTION ENGINEERING CORPORATION OF UNITED STATES,

LANCASHIRE BOILERS 30 ft × 8 ft upto 220 Lbs PRESSURE,

VERTICAL BOILERS OF NUMEROUS SIZES UPTO 13 ft × 5 ft

FIRE BOXES AND SYPHONS OF ALL TYPES,

COMPLETE SUGAR PLANT IN COLLABORATION WITH STORKS OF HOLLAND

RAILWAY WAGONS-BOX, CR, CMR, MBTPX & MBTPZ TYPES,

HYDRAULIC DAM EQUIPMENTS, BRIDGES & CRANES IN COLLABORATION WITH VOEST OF AUSTRIA;

HEAVY STRUCTURAL WORK ETC ETC.

STEEL CASTINGS OF VARIOUS SIZES & CAST IRON CASTINGS OF NUMEROUS VARIETIES,

EQUIPPED WITH MOST MODERN MACHINES AND HIGHLY MECHANISED CAST IRON & STEEL FOUNDRIES

Managing Agents.–

BIRLA BROTHERS (P) LTD,
*15 INDIA EXCHANGE PLACE,*
CALCUTTA-1

# વૈષ્ણવજન

[ પરપીડાહારી લોકોપકારી વિશ્વજન એ જ ઉપાસ્ય ॥ ]

૧.૮૬



રૂપાયતન

સપ્ટેમ્બર ૧૯૬૩ પ્રકાશન

# વૈષ્ણવજન



વર્ષ ૨ : ('પ્યારાબાપુ' વર્ષ ૧૬) : : અંક ૬ : સળંગ અંક ૧૮૬ : સપ્ટેમ્બર : : ૧૯૬૩

## અનુક્રમ



સંપાદક નવીન ગાંધી

## સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

* * *

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંસ્થા તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

*

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

સામાન્ય રીતે કૃતિના સ્વીકાર બાબત પખવાડિયામાં જવાબ આપવામાં આવે છે.

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઑફ્પ્રીન્ટ્સ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી અઠવાડિયામાં લેખકોને મોકલાય છે.

**લવાજમ**

દેશમાં (વરસનું) છ રૂપિયા

પરદેશમાં બાર શિલિંગ

**વૈષ્ણવજન, રૂપાયતન, ગિરિતળેટી**

**જૂનાગઢ**

: ફોન નં. ૮૮ :

પ્રકાશક અને મુદ્રકઃ ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

'વૈષ્ણવજન' પ્રત્યે
શુભકામના




ધી કમરશીઅલ અમદાવાદ મિલ્સ કું. લિમિટેડ
અમદાવાદ-૧૧



# બચતનો સલામત આધુનિક માર્ગ અપનાવો!

પૈસા બચાવવાની બાબતમાં સ્ત્રીઓ હંમેશા ખૂબ કુશળ હોય છે. ઘરખર્ચમાંથી, વાપરવા મળતા પૈસામાંથી, રક્ષાબંધન કે ભાઈબીજ જેવા ખાસ અવસરે મળતી રોકડ ભેટમાંથી એમ અનેકવિધ રીતે તેઓ નાણાં બચાવે છે.

આપની બચત કરેલી રકમ ઘરમાં જ રાખવાની ભૂલ રખે કરતાં! એમ કરવા જતાં બચાવેલી રકમ ક્યારેક વેડફાઈ જવાનો પણ ભય રહે છે. બચતના પૈસાની સલામતી માટે દેના બેંકમાં તમારું સેવિંગ્ઝ ખાતું શરૂ કરો અને સાથોસાથ ૩% વ્યાજનું ઉપાર્જન કરો. આપની નજીકમાં જ આવેલી દેના બેંકની કોઈપણ શાખામાં રોકડ રકમ ભરી તમારું સેવિંગ્ઝ ખાતું વિના વિલંબે ખોલો.

• સેવિંગ્ઝ એકાઉન્ટ: વ્યાજ ૩ ટકા

અમારી ફિક્સ્ડ ડિપોઝિટ યોજના ૪ ટકા થી ૫ ટકા વ્યાજ




રજીસ્ટર્ડ ઓફિસ: દેવકરણ નાનજી બિલ્ડીંગ
૧૭ હોર્નિમન સર્કલ, ફોર્ટ, મુંબઈ ૧

૨૧૦ થી વધુ ઑફિસ અને ૩૪ સેફ ડિપોઝિટ વૉલ્ટ
બેંકિંગ તેમજ વિદેશી હુંડિયામણનું સઘળું કામકાજ કરવામાં આવે છે
પ્રવીણચંદ્ર વ. ગાંધી, મેનેજિંગ ડિરેક્ટર

---

શુભેચ્છાઓ સાથે

# ન્યુ ગુજરાત કોટન મિલ્સ લિ૦

અમદાવાદ—૨

રજી. ઑફિસ: ૯, બ્રેબોર્ન રોડ કલકત્તા—૧

# 'નવજીવન'નું ગાંધી સાહિત્ય

### ગાંધીજીનાં પુસ્તકો

અનાસક્તિયોગ ૦.૫૦
અનાસક્તિયોગ [મૂળ ગીતા-પાઠ સાથે] ૧.૦૦
અસ્પૃશ્યતા ૦.૨૫
અહિંસાનો પહેલો પ્રયોગ ૧.૦૦
આત્મકથા ૨.૦૦
આત્મકથા [સસ્તી આવૃત્તિ] ૧.૫૦
આત્મકથા [સંક્ષિપ્ત] ૧.૦૦
આરોગ્યની ચાવી ૦.૪૫
આશ્રમજીવન ૦.૩૭
કેળવણીનો કોયડો ૨.૫૦
ખરી કેળવણી ૨.૫૦
ગામડાની પુનર્રચના ૧.૨૫
ગામડાંની વહારે ૦.૨૫
ગાંધી સરકાર પત્રવ્યવહાર: ૧૯૪૨-૪૪ ૨.૫૦
ગીતાબોધ ૦.૩૦
ગોસેવા ૧.૫૦
ત્યાગમૂર્તિ ૨.૦૦
દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ ૨.૦૦
દિલ્હી ડાયરી ૩.૦૦
ધર્મમંથન ૨.૦૦
ધર્માત્મા ગોખલે ૦.૫૬
નિત્ય મનન ૧.૦૦
"નીતિનાશને માર્ગે" ૦.૬૨
પાયાની કેળવણી ૧.૨૫
પાંચમા પુત્રને બાપુના આશીર્વાદ ૩.૦૦
પ્રેમપંથ-૧ થી -,૧૦ ૨.૯૦
બાપુના પત્રો: ૧-૬ ૧૦.૫૦
બાળપોથી ૦.૧૯
ભાષાવાર રાજ્યરચના ૦.૧૯
મંગળપ્રભાત ૦.૧૯
મારો જેલનો અનુભવ ૦.૬૦
યરવડાના અનુભવ ૧.૦૦
રચનાત્મક કાર્યક્રમ ૦.૩૧
રામનામ ૦.૬૨
વર્ણવ્યવસ્થા ૧.૦૦
શિક્ષણનું માધ્યમ ૦.૧૯
સત્ય એ જ ઈશ્વર છે ૦.૬૨
સત્યાગ્રહાશ્રમનો ઇતિહાસ ૧.૦૦
સર્વોદય ૦.૧૯
સંયમ અને સંતતિનિયમન ૨.૦૦
સોક્રેટીસનો બચાવ ૦.૧૫
હરિજનસેવકો માટે ૦.૭૫
હિંદ સ્વરાજ ૦.૩૭

### ગાંધી વિચારમાળા

પંચાયતરાજ ૦.૨૦
સંતતિનિયમન: સાચો માર્ગ અને ખોટો માર્ગ ૦.૪૦
શાકાહારનો નૈતિક આધાર ૦.૨૫
ગીતાનો સંદેશ ૦.૨૫
વિશ્વશાંતિનો અહિંસક માર્ગ ૦.૩૫
સામ્યવાદ અને સામ્યવાદીઓ ૦.૨૫
મારો સમાજવાદ ૦.૩૫
સહકારી ખેતી ૦.૨૦
ઈશુ-મારી નજરે ૦.૩૦
જાતમહેનત ૦.૨૫
ગ્રામોદ્યોગ ૦.૭૫
વાલીપણાનો સિદ્ધાંત ૦.૩૦
આપણો ખોરાકનો પ્રશ્ન ૦.૪૦
દારૂબંધી-કોઈ પણ ભોગે ૦.૨૫
ભારતનાં નવાં રાજ્યો ૦.૩૫
કોંગ્રેસનું ભાવિ ૦.૩૫
હડતાલો ૦.૩૦

### કાકાસાહેબ કાલેલકરનાં પુસ્તકો

ઊગમણો દેશ ૨.૦૦
જીવનચિંતન ૨.૫૦
જીવનનો આનંદ ૪.૦૦
રખડવાનો આનંદ ૪.૦૦
જીવનપ્રદીપ ૨.૦૦
જીવનલીલા ૨.૫૦
પૂર્વ આફ્રિકામાં ૩.૦૦
બાપુની ઝાંખી ૧.૦૦
મીઠાને પ્રતાપે ૧.૦૦
રવીન્દ્ર સૌરભ ૨.૫૦

### અન્ય ગાંધીસાહિત્ય

અમારાં બા ૧.૫૦
એકલો જાને રે ૨.૦૦
ગાંધીજીનાં પાવન પ્રસંગો ૧-૩ ૧.૦૭
ગાંધીજીની સાધના ૨.૨૫
ગાંધીજીનો વિનોદ ૦.૬૫
જીવનનું પરોઢ ૮.૦૦
બા બાપુની શીળી છાયામાં ૨.૨૫
બાપુ ૧.૨૫
બાપુ-મારી નજરે ૨.૦૦
બાપુ-મારી મા ૦.૫૦
બાપુના કારાવાસની કહાણી ૬.૦૦
બાપુની છાયામાં ૨.૫૦
બાપુની પ્રસાદી ૨.૦૦
બાપુની સેવામાં ૨.૦૦
બાપુની વાતો ૦.૪૦
બિહારની કોમી આગમાં ૩.૦૦
મહાદેવભાઈની ડાયરી ૧-૫ ૨૫.૦૦

### નવાં પ્રકાશનો

ગ્રામસ્વરાજ ૨.૦૦
શ્રીરામચરિત ૫.૦૦
ગાંધીબાપુ ૧.૫૦
ગીતા અને કુરાન ૩.૦૦
આપણે સૌ એક પિતાના સંતાન ૩.૦૦
પાયાની કેળવણીમાં અનુબંધની કળા ૨.૫૦
ખાદી શા માટે? ૩.૦૦
ભાવિ સમાજરચનાની દિશામાં ૪.૦૦

**અમારાં અન્ય પુસ્તકોની માહિતી સૂચિપત્ર મંગાવ્યેથી મોકલી આપવામાં આવશે.**

**લોકજીવન (પખવાડિક) તંત્રી: મણિભાઈ દેસાઈ: લવાજમ: રૂ. ૩ (દેશમાં): રૂ. ૫ (પરદેશમાં)**

## નવજીવન ટ્રસ્ટ: અમદાવાદ-૧૪

શાખાઓ: કલ્યાણભવન, રિલીફ રોડ, અમદાવાદ; ૧૫૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨; કણપીઠ બજાર, સુરત; લાખાજીરાજ રોડ, રાજકોટ; કોઠી સામે, રાવપુરા, વડોદરા; ૪૧, ઈડન હૉસ્પિટલ રોડ, કલકત્તા-૧૨.



## પિયુ મિલનનો પં

સરોદ

સમાત લેવાની ક્રિયા વિષે હાલ ગેરસમજ પ્રવર્તતી હોય તેમ જણાય છે. સમાત એટલે જીવતાં દટાવું નહીં. સમાત લેનાર સમાતના કાંઠે બેસતા અને સ્વેચ્છાએ પ્રાણત્યાગ કરતા. તેમના દેહને પછી સમાતમાં બેસાડી તેના પર માટી વાળવામાં આવતી. આથી સ્વેચ્છાએ નિશ્ચિત સમયે દેહ ત્યાગનાર જ સમાત લઈ શકતા.

અમરેલીમાં મૂળદાસજી મહારાજ થઈ ગયા. સુંદરવરની ચૂંદડી ગાનાર મૂળદાસજી સાચા સંત હતા. એક સ્ત્રીનો પ્રાણ બચાવવા જતાં પોતાની પ્રતિજ્ઞાને ઝાંખપ લાગશે એવો અંદેશો સુદ્ધાં તેમના મનમાં આવેલ ન હતો. આવા ભક્તકવિએ નક્કી કર્યું કે હવે આ શરીર સાથેનો નાતો પૂરો થયો છે તેથી સમાત લેવી. દિવસ નક્કી થયો, ચોપડીયું જોવાયું અને કંકોતરીઓ લખાઈ ગઈ. સમાતની જગ્યા થોડે દૂર હતી. આથી મૂળદાસજી મહારાજને તેમના વિરોધ છતાં પાલખીમાં લઈ જવા તેમ સ્નેહાળ ભક્તોએ નક્કી કર્યું.

સમાતનો દિવસ આવી પહોંચ્યો. વાજતે ગાજતે મૂળદાસજી મહારાજનાં ભજનોથી અમરેલીની શેરીઓ ગજાવતો સાધુ અને ભક્તોનો સંઘ મહારાજની પાલખી લઈ નીકળ્યો. મૂળદાસજી પદ્માસન વાળી સમાધિમાં બેઠા હોય તેમ નિમિલિત નયનોએ બેઠા હતા. કંકુ ગુલાલનો છંટકાવ થતો હતો, ઝાંઝ પખાજ ને મંજીરાની રમઝટ બોલતી હતી. વચમાં તંબૂરાનો મીઠો સૂર તનકાર કરી મૂકતો હતો. તેમાં અચાનક મૂળદાસજી મહારાજે આંખો ઉઘાડી અને મંડળીને જોઈ પાછી વળી જતી સ્ત્રીઓના સમૂહને બોલાવવા શિષ્યોને આજ્ઞા કરી. એ સ્ત્રી સમૂહ પાસે આવ્યો તો જણાયું કે તેમાં કપાળે પિયળ કાઢેલી, સેંથે કંકુ પૂરેલી અને ગાલે ટીલડીઓ કરેલ એક નવયૌવના કીમતી વસ્ત્રાભૂષણ પહેરી સાસરે સિધાવતી હતી અને તેની કુટુમ્બી સ્ત્રીઓ તેને વળાવવા જતી હતી. તે સમાત માટે નીકળેલ આ સાધુયાને જોઈ પાછી વળી ગયેલ.

મૂળદાસજી મહારાજે તે નવયૌવનાને કહ્યું, "બેન, તું કેટલા કોડભરી તારા પિયુને મળવા જઈ રહી છો! ખરું ને?" સ્ત્રીની આંખમાંથી આંસુડાં ખરી પડ્યાં. વળી મહારાજ બોલ્યા, "એક દિવસનો પણ વધારે વિયોગ સહી શકાય તેમ નથી, કેમ?" સ્ત્રી આંખોથી જમીન ખોતરતી મૂક રહી મૂળદાસજી પાલખીમાંથી હેઠા ઊતરી પડ્યા ને બોલ્યા, "બેન, મને પણ મારા પિયુને મળવા એવી જ તાલાવેલી છે પણ, મારા એ મિલન માટે તારી વિરહવ્યથા કેમ વધારું? હું મારા પિયુને મળવા કાલે જઈશ. તું સુખેથી સાસરે સિધાવ." પછી મહારાજે પોતાના શિષ્યોને કહ્યું, "ચાલો પાછા, આજે સમાતનો યોગ નથી.

કાલે આજ સમયે સમાત લઇશ " સાંભળી પાછું વળતાં લોક જાતજાતના તર્ક વિતર્ક કરવા લાગ્યા કોઇ સારું બોલ્યા, કોઇ નરસું બોલ્યા પણ સંતને તેની ક્યાં પરવાહ હતી' તે તો પાછા પોતાના સ્થાને આવી ગયા

ત્યાં તેમના શિષ્યોએ પૂછ્યુ, મહારાજ, તમારા નેન તો બંધ હતા ત્યારે આ સ્ત્રીનો સમૂહ પાછો વળી ગયો તે આપ કેમ જોઈ શક્યા?" મહારાજ હસીને બોલ્યા, 'ભાઇ, હું મારા વહાલાના વિરહની વેદના વેઠું છું ને એટલે તે બાઇએ જે નિસાસો નાખ્યો તે મારા દિલને સ્પર્શી દઝાડી ગયો આવો ન્તો કોનો નિસાસો તે પ્રશ્ન થતા જ મે આંખ ઉઘાડી તો આ નવયૌવના નજરે પડી અને થયું કે આવો જબરો નિસાસો નાખનારને ઘડીભર પણ કેમ રોકી શકાય? એટલે જ હું પાછો વળી ગયો '

મહારાજે પોતાના પ્રિયતમ સાથેનું અલૌકિક મિલન અન્યના દુન્યવી મિલન માટે પણ મોકુફ રાખ્યું સંત એટને દયામૂર્તિ બીજે દિવસે સવારે ફરી એ જ સમયે મૂળદાસજી મહારાજે સમાત લીધી એમના પ્રીતમ સાથેનું એમનું મિલન આ વિલંબથી વધારે માધુર્યપ્રચૂર થયું હશે તેમાં શી નવાઇ'

ભાન ભૂલી હું પિયુતણી છાતડિયે પોઢી,
સુંદરવરની ચૂંદડી મેં અલબેલી ઓઢી. (મકરન્દ દવે)

આમ સુંદરવરની ચૂંદડી ગાનાર ભક્તકવિએ એ ચૂંદડીનું પરમ સોહાગ પ્રાપ્ત કર્યું

સુંદર વરની ચૂંદડી.
મોંઈ છે આતમરામનો આંક
વોરો સંતો ચૂંદડી!

તપતીરથ મે બહુ કર્યાં,
વ્રત કર્યાં રે અપાર,
ભગવત ભાવાની બહુ ભજ્યાં,
મારે હરિવર વરવાની આશ.
વોરો રામા ચૂંદડી.

બ્રહ્માએ વણ વાવિયા
ને વીણે ચારે વેદ,
સનકાદિકે સૂતર કાંતિયા,
તેનો કોઇ ન જાણે ભેદ વોરો રે૰

ત્રિગુણ તાણ્યો તાતણો ને
માંઈ પ્રેમનો રસ પાણ
નૂરત સૂરત નળી ચાલતી રે,
વણનારા ચતુર સુજાણ -વોરો રે૰

વિદુર વ્યાસે રંગી ચૂંદડી ને
શુકદેવે પાડી ભાત;

સહબુદ્ધિયે છુટા જડ્યા
ને એની જુજવી જુજવી ભાત -વોરો રે૰

ગુરુયે ઓઢાડી મને ઘાટડી રે,
ઉપર શ્રીફળ સુંદર ચાર;
નિર્ગુણ સાથે સગાઇ કરી
મારા પુણ્યનો નહિ પાર -વોરે રે૰

વિવેકના તો વીવા રચ્યા ને
લીધા વૈરાગ્યના રે લગન,
પ્રભુજી વર પધારિયા રે
મારુ મોહિ ભરાણું છે મન -વોરો રે૰

મન કર્મ વચને આખરૂ ને
મે મેલી લોકડિયાની લાજ;
હથેવાળો હરિ શું થયો ને
માઇ છે વાણી તણી વરમાળ' વોરો રે૰

રાતો રંગ રહેણી તણો રે
એનો પુરણ લાગ્યો પાસ;
અનંત જુગે નહિ ઊતરે રે
વાણી ભાખે છે મૂળદાસ
વોરો રે રામા' ચૂંદડી

સંત મૂળદાસ

# પ્રેમળ જ્યોતિ

સ્વામી આનંદ

કાર્ડિનલ ન્યૂમૅન ઈંગ્લંડના પ્રોટેસ્ટંટ ધર્મસંપ્રદાયનો વિક્ટોરીઆ કાળનો ધર્મગુરુ પાદરી હતો. પાછલી અવસ્થાએ તેની ધર્મમાન્યતાઓમા પલટો આવ્યો અને તે રોમન કૅથોલિક (સનાતની) બન્યો. તે ઉપર ઈંગ્લંડમાં લાંબા વખત લગણુ મોટી ચકચાર ચાલેલી.

પોતાના પરિવર્તન પછી ન્યૂમેને લખેલું શ્રદ્ધા સમર્પણનું 'Lead Kindly Light' વાળું ભજન અંગ્રેજી સાહિત્યમાં અમર બન્યું. ગાંધીજીને તે અતિ પ્રિય હતું.

આ ભજનનો આપણે ત્યાં 'પ્રેમળ જ્યોતિ' નામે અનુવાદ થયો ને ગુજરાતીમાં પણ તે તેવું જ અમરપદ પામ્યું એનો એક ઇતિહાસ એવો કહેવાય છે કે ગુજરાતના પ્રસિદ્ધ ભાષાશાસ્ત્રી અને કવિ સ્વ. નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયા એકવાર ગાંધીજીને મળવા સાબરમતી આશ્રમમાં આવેલા. સાંજની પ્રાર્થનામાં Lead Kindly Light વાળું અંગ્રેજી ભજન ગવાયું. પ્રાર્થના પછી સૌ વિખેરાયું ને નરસિંહરાવે ગાંધીજીની રજા માગી. કહે, 'આજની પ્રાર્થનામાં ગવાયું તે ન્યૂમેનનું ભજન બહુ સુંદર છે.'

ગાંધીજી : 'મને એ બહુ પ્રિય છે. આશ્રમની ભજનાવળીમાં થોડાંક અંગ્રેજી ભજન સંઘર્યાં છે તેમાં એ છે.' જરા રહીને કહે.

'તમે એનું ગુજરાતી ન કરી આપો? તમે જ એ કરી શકો.'

નરસિંહરાવ : 'હું પ્રયત્ન કરી જોઈશ.'

ઘણેભાગે વળતે જ દિવસે નરસિંહરાવ 'પ્રેમળ જ્યોતિ'વાળો ગુજરાતી અનુવાદ કરી લાવ્યા. ગાંધીજી ખુશખુશ થઈ ગયા ને ગુજરાતી ભાષામાં દાખલ થઈને એ અંગ્રેજીના જેવું જ અમરપદ પામ્યું.

કાળના કાટલૂણા એને કદી નહિ લાગે.



## શબ

હું ધારું તો આજે મરી શકું છું, આજે અબઘડી,
તમે જો ધારો તો 'મૃત' કરી શકો જાહિર મને,
હું પોતે ઉદ્ઘોષું મરણ મુજ ફૂંકી બ્યુગલને,
મર્યામાં-જીવ્યામાં નથી રહી કશી ભેદક કડી;

ન હું આયુર્માત્રે જીવિત, જીવતો 'તો હૃદયમાં
તમારા; માન્યું 'તું, હૃદય મહીં કોઈ પ્રિયતણા
જિવાયું તે જીવ્યું; ઉડુકણ હું સ્નેહે ગગનના
ટક્યો, તૂટ્યા તંતુ, અવ ખરી જતો શૂન્ય લયમાં;

મને-જો ધારો-આ ક્ષણ જ દફનાવી દઈ શકો,
તમે હૈયે ખોદી કબર પણ રાખી પ્રથમથી!
હતી જે આંખોમાં ચળકતી પ્રીતિ-જ્વાલ-ઝલકો
હવે એની ટાઢી પડી ગઇ ચિતા, રાખ ય નથી!

અને તો આજે આ ગલીપથ થઈ ના નીકળશો
મને ચિંતા: રસ્તે શબ રઝળતું જોઈ છળશો.

ઉશનસ્

## કરસન વિણ કચવાણુ

હરિ વિણ જાણો હાણુ
હે મનુવા,
કરસન વિણ કચવાણુ.

દ્વન્દ્વ ભરેલા જીવ જગતમાં
ત્રિકમ વિણ છે તાણુ;
કામ ક્રોધ મદ મોહ લોભની
મોહન વિણ મોંકાણુ.
હે મનુવા,
કરસન વિણ કચવાણુ.

વૈખરી કાયમ રહે વલખતી
વિઠ્ઠલવર વિણ વાણુ;
શામળિયાના સંગ વિના નહીં
સ્નેહ તણી સરવાણુ:
હે મનુવા,
કરસન વિણ કચવાણુ.

પ્રેમ પલાખાં પઢવા પાડો
પીતાંબરની પાણુ;
આત્મ સમર્પણ એ જ સમજી લો
દામોદરને દાણુ:
હે મનુવા,
કરસન વિણ કચવાણુ.

સરોદ

## પ્રાર્થના

પ્રાર્થી રહુ આજ વરેણ્ય બ્રહ્મને-
મારા જ કે વા મુજરૂપ અન્યના
બુઝાઈ જાતા ઉર-ભાવ-દીપને
-ભલે નહિ તેજભર્યા પ્રદીપથી-
શ્રદ્ધા તણી નાનકડી સળીથી,
સ્હેજે ફરીને જો ફરી પેટવી શકું,
હું અલ્પ કાજે નહિ અલ્પ એટલું.

હરીન્દ્ર પંડ્યા

।
જિન્દગી-
,
;
—
!
?
.
—સાફલ્યશ્રી.

મનોહર 'હિરેર'

## 'આનંદ'

આનંદ ઊતર્યો
અવનિએ એકદા'
પકડવા હું મથ્યો
તે હાથથી છટક્યો.

અફળ પ્રયત્ને જોયું મેં
દૂર દૂર ક્ષિતિજમાં
દીસે ક્યાંથી?
છટકી આવી વસ્યો તો
એ તો મુજ અંતરમાં.

નારણદાસ રાઠોડ

ઓ હે દારિદ્રય!
તુમિ મોરે કોરેછ મહાન
તુમિ મોરે દાનિયાછ ક્રીષ્ટેર સમાન
કંટક-મુકુટ શોભા.

નઝરુલ ઇસ્લામ

ગરીબી!
તે ગૌરવ વધાર્યું છે મારું,
ઈશુની મહત્તા તેં આપી મને દઈ
મજાનો મુગટ કંટકોનો!

# ગાંધીજીનાં દૃષ્ટાંતો

સંપા૦ રમેશ દા૦ દેસાઇ

## 'સબસે ઊંચી પ્રેમ સગાઈ'

મારો એક અનુભવનો પ્રસંગ તમને કહું.

મીરઆલમ નામનો એક પહાડી પઠાણ હતો. પઠાણો ભોળા બહુ હોય છે,' એટલે જ બાદશાહ કહેવાય છે.

તેને કોઇએ કહ્યું કે, હું પંદર હજાર પાઉંડ લઈને કોમમાં વહેંચું છું. અને આ ખબર પછીથી મીરઆલમ મારો દુશ્મન બની ગયો. એના હાથમાં મોટી લાકડી હતી અને તેના છેડા પર કાચનું જડતર હતું. એણે મારી ગરદન પર મારી અને હું તો બેહોશ થઈને પડી ગયો.

એક પહાડી પઠાણ અને હૃષ્ટપુષ્ટ યુવાન માણસની લાકડી પડે એટલે કહેવાનુ શું હોય? નીચે પથ્થરની લાદી હતી. મારો દાંત તૂટી ગયો. પણ ઈશ્વરને મારી પાસેથી કામ લેવું હશે કે ગમે તેમ પણ હું બચી ગયો.

મીરઆલમને, બે ત્રણ અંગ્રેજો ત્યાંથી પસાર થઈ રહ્યા હતા તેમણે પકડી લીધો. મને જરા હોશ આવી. મેં આજીજીપૂર્વક કહ્યું: 'એને બાપડાને છોડી દો. એને કોઈએ ચઢાવ્યો છે કે હું લાલચુ છું, તેમાં તે શું કરે? અને તેથી તેનામાં પહાડી ખૂન વહી રહ્યું છે એટલે ઉશ્કેરાઈ જાય એ સ્વાભાવિક છે.'

આમ કહ્યું અને મીરઆલમને તરત પશ્ચાત્તાપ થયો, મારે પગે પડયો અને મારો પાકો મિત્ર થઈ ગયો.

હું તો 'સબસે ઊંચી પ્રેમ સગાઈ' એમાં માનું છું. અને દુનિયામાં શાંતિ સ્થાપવાની આ એક જ રીત છે.

## માફીની અસર

એક પ્રસંગ મને યાદ છે.

મેં દેવધરની પાસેથી એમની પ્રવૃત્તિઓની ટૂંકી નોંધ માગી; કે જેથી મને ખબર પડે કે મારે શું કામ ઉપાડવું. એ નોંધમાં અસ્પૃશ્યો વિષે હતું કે એમની પાસે જઈને ભાષણો આપવાં, એમના ઉપર કેવા અન્યાય થાય છે તે વિષે એમનું ભાન જાગ્રત કરવું, ઇત્યાદિ.

મેં તો દેવધરને કહ્યું: 'આ તો મેં રોટી માગી તેને બદલે પથ્થર મળે છે. આ રીતે અસ્પૃશ્યોનાં કામ શી રીતે થઇ શકે? આ સેવા નથી. આ તો મુરબ્બીવટ છે. અસ્પૃશ્યોના ઉદ્ધાર કરનારા આપણે કોણ? આપણે તો એ લોકો પ્રત્યેના પાપનું પ્રાયશ્ચિત કરવાનું, ઋણ ફેડવાનું છે. એ તો એ લોકોને અપનાવીને થઇ શકે, એમની આગળ ભાષણ આપીને ન થઇ શકે.'

શાસ્ત્રી અકળાયા અને બોલ્યા: 'તું આમ ન્યાયાસન ઉપર ચઢીને વાત કરશે એવી અમે આશા નહોતી રાખી.'

હરિનારાયણ આપ્ટે પણ બહુ ચિડાયા.

હરિનારાયણને મેં કહ્યું: 'તમે તો સમાજમાં બંડ કરાવશો એમ લાગે છે.'

આપ્ટે કહે: 'હા ભલે બંડ થાય, એ હું કરીશ.'

આમ બહુ વિવાદ થયો હતો.

મેં તો બીજે દિવસે શાસ્ત્રી, દેવધર, આપ્ટે બધાને કહ્યું: 'હું તમને દુ:ખ આપીશ એવી મને કલ્પના નહોતી.'

મેં માફી માગી એની એ લોકોના ઉપર સારી અસર થઈ.

## કાકાના આંસુ

તમે કાકાને કોઈ વાર રોતા કલ્પી શકો છો? મેં એને દડ દડ આંસુ પાડતા જોયા. અનેક પ્રસંગે અમારે વાદવિવાદ થાય, કાકા મને કહે: 'મારામાં અનેક કુટેવો છે, એ બધી તમે જેમ જેમ જોતા જાઓ તેમ તેમ નિર્દય થઇને મને

કહેવાની છે અને સુધારવાની છે.'

મેં કહેલું: 'આ તમે મારામાં જે વિશ્વાસ મૂકો છો તેનો હું પૂરેપૂરો ઉપયોગ કરવાનો છું.'

અને આનો અમલ કરીને કોક વાર મારી સખ્ત ટીકા થાય ત્યારે પોતાની ભૂલ કબૂલ કરીને કાકા આંસુ પાડે.

સત્યાગ્રહના સિદ્ધાંતો તો કાકા ઘૂંટીને પી ગયા છે.

## અવ્વાઈ માઈની નમ્રતા

દ્રાવિડ પ્રાંતમાં અવ્વાઈ માઈ નામે મીરાંબાઈ જેવી કોઇ મહાતેજસ્વી ભક્તાણી થઇ ગઇ.

તે નિત્ય વિષ્ણુમંદિરમાં બેઠી રહેતી. કોઇ વાર તેની પીઠ મૂર્તિની તરફ હોય તો કોઇ વાર તે પોતાના લાંબા પગ બરોબર મૂર્તિની સામે પસારીને બેસે.

કોઈ ભાવિક પણ બાળભક્ત એક વેળા ત્યાં દર્શને આવી ચડ્યો. અવ્વાઇ માઈનો ઈશ્વર સાથેનો ગાઢ સંબંધ આ ભક્ત નહોતો જાણતો તેથી રાતી આંખ કરીને તેણે તો અવ્વાઈ માઈને થોડી અસત્યાગ્રહી ગાળો સંભળાવી!

અવ્વાઈ માઇ તો ખડખડ હસી ઊઠ્યાં.

તેનાં હાસ્યથી મંદિર ગાજી ઊઠ્યું. પણ મા પેલા ભક્તને સંબોધીને બોલ્યા 'આવ દીકરા! અહીં બેસ. બાપુ! તું ક્યાંથી આવ્યો? તેં મને તીખું કહ્યું. પણ એક વાત મને કહે. હું તો ઘરડી થઈ, પણ મને એકેય જગ્યા ન મળી કે જ્યાં ભગવાન ન હોય. જ્યાં પગ પસારું ત્યાં તે સામો ને સામો જ. હવે તું કોઈ એવી જગ્યા બતાવે કે જ્યાં તે નથી, તો તો જરૂર તે દિશામાં પગ પસારું!'

પેલો બાળભક્ત તો વિનયી હતો.

અજ્ઞાનને લીધે અવ્વાઇ માઇને ઓળખી નહોતો શક્યો. એ તો ગભરાયો. આંખે તો મોતી સરખાં આંસુ ચડ્યા ને દડદડ માના અંગૂઠા ઉપર ટપકવા માંડયાં.

માએ પગ ખેંચી લીધાં.

પેલાએ પગ પકડી લીધાઃ 'મા, હું ભૂલ્યો; મા માફ કરો, મને ઉગારો!'

અવ્વાઈએ પગ તાણી લીધા ને પોતાના મોટા હાથ વતી એને પકડીને ચાંપ્યો, બક્કીએ ભરી, ને વળી ખડખડ હસીને બોલી ઊઠીઃ 'જા જા, વળી માફ તે શું કરવાનું હોય? તું તો મારો દીકરો છે. મને તારા જેવા ઘણાએ દીકરા છે હો. તું ડાહ્યો દીકરો કે તારા મનમાં કંઈક શંકા આવી કે તુરત મને કહી દીધી. જા, શ્રીરંગ ભગવાન તારી રક્ષા કરશે. પણ માને સંભારજે હોં, બેટા!'

## નાનામાંથી મોટા

મુસોલિની લુહારનો છોકરો.

ઘેર વેતરાં કર્યાં. જુવાનીમાં એક કારખાનામાં બબ્બે મણ ઈંટો લઈને ૧૨૦ વખત ચડવાની મજૂરી કરેલી. ૧૧ વખત જેલમાં ગયેલો. પણ એ જ એને મોટી તાલીમ થઈ પડી.

એ મજૂરી દરમ્યાન એનું મન સૂતું નહોતું. જો મન સૂતું હોય તો એવી રીતે કરોડો મજૂરો ઈંટો વહે છે અને લાખો ખેડુતો ખેતી કરે છે, પણ તેથી તેઓ જગતમાં થોડી જ કોઈ પણ પ્રકારની છાપ પાડી ગયા છે?

યોગઃ કર્મસુ કૌશલમ્ એ સાચી વાત છે. શારીરિક અને મનના કામનો સુંદર યોગ સધાવો જોઈએ.

## એક અમર બાળા

વાલીયામા અઢાર વર્ષની બાળા હતી.

હું તેની પાસે ગયો ત્યારે તે પથારીવશ હતી. તે કદમા ઊંચી હોવાથી તેનું લાકડી જેવું શરીર બિહામણું લાગતું હતું.

'વાલીયામા, જેલ જવાનો પશ્ચાત્તાપ તો નથી ના?'

'પશ્ચાત્તાપ શાને હોય? મને ફરી પકડે તો હું હમણાં જ જેલ જવા તૈયાર છું.'

'પણ આમાંથી મોત નીપજે તો?' મેં પૂછ્યું.

'ભલે નીપજે. દેશને ખાતર મરવું કોને ન ગમે?'

આ વાત પછી વાલીયામા થોડા દિવસમાં મૃત્યુ પામી. તેનો દેહ ગયો, પણ આ બાળા પોતાનું નામ અમર કરી ગઈ છે.

# જીવતરના જોખ

• પિંગળશીભાઈ ગઢવી

મૂળશંકર બાપાના પૂન્ય ફળ્યાં ભાઈ, નહિ તો દીકરો દેવ જેવો થોડો નીવડે! બાપ કરતાં બેટા વધ્યો. કોઈનાં કર્યાં અલેખે જતાં નથી. મૂળશંકર બાપાએ દવા સામું જોયું નથી પણ દુઆ સામું જોયું છે.

માણાવદર ચોવીસીમાંથી કોઈ દરદી દુઃખી થઈને બાપાને આંગણેથી પાછો ફર્યો નથી. પછી તો દેવ દીવાનરાય જેવા દીકરા દિયે ને!

અરે દેવ શું દેતા 'તા? એ તો ગરીબોની આંતરડીની દુઆ આવા દીકરા દિયે. નહિ તો બાટવાના આ ઈસ્લામનગરમાં હિન્દુધરમની આવી ધજા ક્યાંથી રોપાય!

કોઈ હિન્દુ, કોઈ મુસલમાન, કોઈ રાય કોઈ રંક, દીવાનરાયથી દુભાણો હોય એવું આજ લગણ સાંભળ્યું નથી.

"ઈ બધો મૂળશંકર બાપાનો જ વારસો. દીવાનરાયની દવાના પડીકામાંથી રૂપિયા રૂપિયાની નોટું નીકળી પડે. તે કાંઈ પડીકાં વિયાતાં થોડાં હશે!

આગમ ઉકેલ ભાઈ, આગમ ઉકેલ. એ ઈ જાણે કે મોંઘા મૂલની દવા આ ગરીબોને રૂંવાડે રૂંવાડે ફૂટી નીકળે, જો ભેગું દૂધનું સેવન ન કરે તો. ને એવા ગરીબ ગુરબાને ઘરે પાવળું દૂધ દેતી ચાળી ય ન મળે. ઈ બધુય દીવાનરાય વાત વાતમાં જાણી લ્યે. ને પછી હળવેકથી દરદીને ખબર ન પડે એમ દવાના પડીકાં ભેળી નોટ બાંધી દ્યે.

તે ઈ બધા નોટું વટાવી જ કાઢતા હશે?

એવાનેય ભગવાનનો ડર 'તો હોય.

હોય બાપા, હોય. એવા ઘણાય નોટું લઈને દીવાનરાયને ઘરે પાછા દેવાય આવે કે લ્યો વૈદ બાપા! તમારા પડીકા ભેળી ભૂલમાં નોટ બંધાઈ ગઈ 'તી.

હા...આ...આ...આ...! પછી દીવાનરાય નોટ પાછી લઈ લ્યે. અરે ભાઈ, બધા તારા જેવા થોડા હોય! એવી નોટું લઈ જનારા સામે દીવાનરાય દાંત કાઢવા માંડે. દરદી મૂંઝવણમાં પડી જાય. દીવાનરાય કહે કે એ તારા કરમની છે. ભાઈ, તારું હોય તો જ તે બંધાય ને? પછી?

પછી શું વાતો માંડી છે? પછી દરદી આનાકાની કરે તયેં દીવાનભાઈ હળવેકથી હસીને કહે કે તારે દવા ભેગું દૂધ પીવું પડશે ને.

તારા છોકરાને મોઢે છાપવું છાશ નથી પોગતી તયેં દૂધ ક્યાંથી પીવાનો? જા, હમા એટલે વ્યાજ સાથે પાછી વાળી દેજે હો ભાઈ!

દીવાનભાઈને પણ ભગવાને સમે હાથે સુખ દીધું છે દિયે જ ને? સાત પેઢીમાં કોઈએ કોઈનું ભૂંડું કર્યું નથી. દીવાનભાઈને બાંટવાના મુસલમાન દરબાર્ગે હજે છે. ધનવંતરના અવતાર જેવા બાપા છે. ઘરે આવળગોવળ શું નથી! પણ ભાઈ, ભારે રૂપ.

હોય જ ને! દુનિયાની આંતરડી ઠારે એને દેવ જેવાં રૂપ મળે. શાસતરમાં કાંઈ ખોટું નથી કીધું.

વરણ માતરને ભારે વિશ્વાસ.

હોય ભાઈ હોય. દીવાનભાઈ રાખના પડીકાં બાંધી આપે તોય દરદીની કંચન વરણી કાયા થઈ જાય. રોતો આવે ઈ હસતો જાય. પછી વરણ માતરને વિશ્વાસ શું કરવા નો પડે?

પણ મીઠપ તો દીવાનભાઈમાં જ હો!

એ ઈ મૂળશંકર બાપાનું ફળ છે. પછી મીઠપ શુ કરવા નો હોય?

આધો દુઃખ ઈલાજ તે હરન કરત પર હેત;
દુઃખ આધો દરદીતણો રસના પણહરિ લેત.

એવા છે મૂળશંકર બાપા. મૂળશંકર બાપા કાંય મહુડાનું ઝાડ થોડું છે!

મહુડાનું ઝાડ એટલે!

મહુડાનું ઝાડ ફળે તયેં પાંદડાં ખરી જાય ને એકલાં ફળ જ આપે. આખો પરિવાર નો ફળે. તયેં આંબા કોળે એટલે ઘટાટોપ પાંદડાં પણ કોળે. સમજ્યો ને હવે? એકલી શાખ નો કોળે. આખો પરિવાર કોળે. મૂળશંકર બાપા જેવા આંબે દીવાનભાઈ જેવી શાખ પાકી. તો દીવાનભાઈના ઘેરમાંય

લખમીનો અવતાર છે ને!

પૂરવ ભવનાં પૂન્ય, બીજું શું!

એલા, પૂરવ ભવનાં જ? અને આ ભવનાં નહિ? દીવાનભાઇનાં વહુ તો મૂળશંકર બાપાના કુટુંબના આંબાનો છાયો છે છાંયો.

સૂરજ ઉગમણો તપે તયેં આથમણી છાંયા ઢાળે અને આથમણો તપે તયેં ઉગમણી છાંયા ઢાળે અને માથે તપે તયેં સૌને સરખી ઢાળે.

આવી આવી વાતો બાટવા ને માણાવદર તાલુકાના ગામો ગામ ચર્ચાયા કરે.

સોરઠની નવાબી શેખાયત અને દરબારોની આથમતી સંધ્યાનો એ કાળ. આ દરબારોના રાજ્યમાં કદી અમાસ ઓસરે જ નહિ. છોતાં થઈ ગયેલી વસ્તી એવા અંધારામાં આથડે. એવા અંધારે બાટવાને ટીંબે દીવાનભાઇનો એક જ દીવો.

દીવાનભાઇ હતા તો બાટવા તાલુકાના રાજવૈદ્ય, પણ વસ્તીનો વીસામો થઇ પડેલા.

આ દેવ જેવા દીવાનભાઇને અઠ્ઠાવીસમું વર્ષ બેઠું ન બેઠું ને એમને ભર જુવાનીમાં છાંડીને એમનાં પત્ની દેવલોક પામ્યાં. પાછળ ચાર બાળકોં.

ઘરભંગ થતા દીવાનભાઇના ભરજુવાન દેહ માથે વિરક્તિના વાધા સજાઈ રહ્યા. એ જ મરક મરક હાસ્ય, ફૂલ ઝરતી વાણી, દરદીઓ પ્રત્યે એ જ દિલાવરી. સૂરજ આથમવામા ફેર પડે તો દીવાનભાઇના દિન ભરના કામ કાજમાં ફેર પડે.

એ જ દરદીઓ, એ જ દિલાવરી, એ જ સાહિત્ય પ્રેમ, એ જ સંગીતનો એ જ સુમધુર ગણગણાટ. અને મુખનો એ જ મલકાટ. પણ અંતર એકલવાયું થઈ ગયું. ભોજનમાંથી સ્વાદ ગયો એકટાણું સાદું ભોજન લે છે. સાંજે દૂધ પીયે ને ખુરશી હોય તો ખુરશી ઉપર અને જે ગાદીએ બેસી દરદીના દુઃખ દૂર કરે છે, એ જ ગાદી ઉપર શરીરને લંબાવી દે છે. ઓસરીની કોરે ચાદર ઉપર ડિલ લબાવીને રાત ગાળે છે. જેમ ખાવાનો સ્વાદ છોડયો તેમ પલંગ પણ છોડયો. ન છોડયા એક દરદીને.

સગાં સાગવા સૌ આવીને દીવાનભાઇને સમજાવે છે, આ ભર્યું ભાદર્યું ઘર. આ ત્રણ ચાર નાનાં નાનાં બાળકો. હજી એક તો ઘોડિયામા ઝૂલે છે અને આ જુવાની. ભવ આખો કેમ નીકળે? પણ દીવાનભાઇ હસીને બીજી વાર પરણવાની વાતને ટાળે છે.

મૂળશંકર બાપા-જુવાન દીકરાના મોઢા સામે નજર નથી માંડી શકતા. ભરજુવાન દીવાનભાઇનો વેરાગ બુઢા બાપને વલોવી નાખે છે. અને ચાર નાનાં બાળકો સામે જોતાં મૂળશંકર બાપાની આંખમાંથી બોર બોર જેવડાં આંસુ ખરી પડે છે. મૂળશંકર બાપાના ડુંગર જેવડા નિસાસા. પણ દિન ઊગ્યા ને આથમ્યા એવાં દોઢેક વર્ષના વહાણાં વાઈ ગયાં.

રમઝાન મહિનો ચાલે છે. બાટવાના બાબી તાલુકદારોએ છત્રાવાથી મેઘાણંદ બાપાને વાર્તા કરવા તેડાવ્યા છે. મેઘાણંદ બાપાનો ઉતારો દીવાનભાઇને ત્યા જ છે. દીવાનભાઇએ મૂળશંકર બાપાને માણાવદરથી વાર્તા સાંભળવા તેડાવ્યા છે.

દીવાનભાઇ પ્રાતઃ વિધિ પતાવીને પોતાને કામે લાગી ગયા છે. બન્ને બાપા ઓસરીની કોરે બેઠા બેઠા દાતણ કરે છે. ત્યા મૂળશંકર બાપાએ દિલ ખોલીને વત કરી. મેઘાણંદ બાપા પાસે પોતાનું દુઃખ ઠાલવ્યુ. 'બધાય સમજાવી રહ્યા હવે તમે સમજાવો ને દીવાન માની જાય તો. બાકી જિંદગીને પાછલે પહોરે આ દુઃખ જોયુ જાતું નથી. જુવાન દીકરો વેરાગી બનીને બેઠો છે ને આ ચાર નાના છોકરાં કામવાળીના હાથમા ઝૂરે છે. મારેય જાતી જિંદગીએ આ બધું જોવાનું સર્જ્યું હશે ને?'

બપોર ઢળતા વખત જોઇને મેઘાણંદ બાપાએ આ વાત ઉપાડી 'દીવાનભાઈ, આમને આમ ક્યાં સુધી ખેંચશો? બાપનું દુઃખ પણ જોયું જાતું નથી.' દીવાનભાઈ હસી પડયા. 'મેઘાણંદ બાપા, મારા બાપનું દુઃખ ન સમજું એવો હું નગુણો છું? આ જે કાંય છે તે બધો એમનો જ પ્રતાપ છે. એમનું લોહી મારી નસોમા ન ફરતુ હોત તો મે ક્યારનું પરણી લીધું હોત' મેં એમનું નામ 'ઉજાળ્યુ' છે, ડાઘ નથી પડવા દીધો.'

મેઘાણંદ બાપા દીવાનભાઇ સામે હેત વરસાવતા જોઈ રહ્યા 'પણ દીવાનભાઇ, આ ચાર ગભરુડા સામું તો જુવો!'

'બાપા, આ ચાર છોરૂ સારુ મારે પારકી જણીનો ભવ બગાડવો?' દિવાનભાઇએ જરા ગંભીર બનતાં કહ્યું.

"'તમારા જેવા ધણી પામીને પારકી જણીનો ભવ બગાડે કે સુધરે?' મેઘાણંદબાપાએ વાતને આગળ વધારી.

'મેં તો એક વાર પરણી લીધું બાપા. અને હવે છોકરાં સારું પરણું ત્યારે એક ઘડીમાં આ ચારેય ઓરમાયાં થઈ રહે. વેક જ વગાડવી ને મારે ગળે? એના કરતાં આ માનબાઈ માના હેતથી છોકરાં ઉછેરે છે ને મારી આંખથી અળગાં નથી રહેતાં એ શું ખોટું છે?'

દીવાનભાઈ દલીલ કરતા રહ્યા. એટલે મેઘાણંદ બાપાની વાતે જોર પકડયું.

'એ તો એમ જ કહેવાય, દીવાનભાઈ! એકલાં છોકરાં સારું કાંય આગ્રહ નથી, પણ તમે હજી જુવાન છો. આ જુવાની જાળવે ને બુઢાપામાં પાળે એવું તો જોઈએ ને બાપા! ઓશિયાળી જિંદગી બહુ વસમી છે.'

આ વાત સાંભળતાં દીવાનભાઈ એકદમ ગંભીર બનીને બોલ્યા:

'મેઘાણંદ બાપા! સુમનની બા પાછાં થયાં ત્યારે સુમનને પૂરા નવ મહિના પણ નહોતા થયા. મા વગરનાં બાળક ઉછરે તો બાયડી વગરનો બુઢાપો નહિ જાય? અને બુઢાપો બગાડે એવો મારો નાથ નમેરી નથી. તે પહેલાં તો દોરી ખેંચી નહિ લ્યે? મારે ક્યાં મારા સારું જીવવું છે.'

ત્રીસ વરસના જુવાનના મોઢામાંથી કોઈ જોગંધર બોલી રહ્યો હોય એવી મેઘાણંદ બાપાને પ્રતીતિ થઈ. આ રમતિયાળ રાજવૈદના તેજ ફાઉજાના નવસ્ત્રીને મેઘાણંદ બાપાએ પહેલી જ વાર પિછાણ્યો.

ત્યાં મેઘાણંદ બાપાને મોઢે મૂળશંકર બાપા આવીને બોલી રહ્યા:

'ભાઈ, વહુ પાછાં થયાં એને હજી દોઢ વરસ નથી વીત્યું. ખાનદાન ફરજંદને લાગણી ન હોય તો કોને હોય!'

'એ કાંય કુંભારના ઘરનું હાંડલું ઘોડું ભાંગ્યું છે! માણસ જેવું માણસ હતું. તમારા જેવા ધણીને પામીને દેવના ચક્કર જેવા ચાર ચાર દીકરા દઈને એ તો પામી ગયાં. પણ આ તમારા ખમે જુવાની ગુરતા મારતી જોઈને વહુનો જીવ ઝૂરતો હશે કે અનિરુદ્ધ જેવા મારા ધણીની જિંદગી કેમ જાશે!' મેઘાણંદ બાપા ઊંડો પાણો ફેંકી રહ્યા.

દીવાનભાઈની આંખમાંથી દડદડ આંસુડાંની ધાર ચાલી. ઘડીક ખમખમી રહ્યા. ઘડીક રહીને ગળાનો ડૂમો દાબી ભાંગતે અવાજે બોલવાનું શરૂ કર્યું:

'બાપા! હું પરણ્યો ત્યારે પૂછીને નો'તો પરણ્યો. બાપાએ સારું ઘર જોઈને પરણાવ્યો એટલું જ. એ આવ્યાં ત્યારે અમનેય પારકું ન લાગ્યું અને એને પણ કાંય પારકું ન લાગ્યું. એ હરતાં ફરતાં કામ કરતાં હતાં છતાં નવરાં ને નવરાં લાગે. બહોળા ઘરનો દસરડો. હાસ્ય કરીને કદી બેસતાં જાણ્યાં નથી. છતાં મૂઆના મર સુધી હરફ ઉચારતાં મેં જાણ્યાં નથી.

'તમે તો જાણો છો કે બાપા આપણું ઘર મેમાનનું છે. હું તો દરદીઓમાંથી કે પડીકામાંથી કદી નવરો ન હોઉં. છતાં ઘરનાં કે બહારનાં સહેમાનોને કદી ઓછું આવ્યાનું ઓસાણ આવ્યું નથી.

'દરદીઓના સુખદુઃખ એમના વહુવારુ પાસેથી એ જાણી લેતાં. પોતાથી અને એટલી ખાતર બરદાસ તેઓ કરતાં અને એમનાથી ન બની શકે એવી બાબતો વખત જોઈને ધીરે ધીરે મારા કાને નાખ્યાં કરતાં.

'મારું તો સાવ અલગ ખાતું રહ્યું. પરંતુ ઘર કેમ ચાલે છે તે એમનાં જીવતાં મેં કદી જાણ્યું ન હતું, મેં એમને કદી પૂછ્યું નહોતું, એમણે કદી જણાવ્યું નહોતું. શું કહું બાપા! આજે તમારો વિવેક છોડીને વાત કર્યા વિના છૂટકો નથી. આજે જ્યારે, કહેવા બેઠો છું ત્યારે મન મૂકીને કહેવા દો, એ સિવાય હું મારા મનની વાત નહિ સમજાવી શકું.'

દીવાનભાઈએ હૈયાની ભોગળો પહેલ વહેલી મેઘાણંદ બાપા પાસે ખોલવા માંડી.

'બાપા! અમે પરણ્યાં અને એ પાછાં થયાં ત્યાં સુધીમાં એમણે મને પ્રશ્ન કર્યો નથી. અને મેં જ્યારે કાંઈક પૂછ્યું હશે, એટલા પૂરતો જ જવાબ એમણે વાળ્યો હશે, એથી જરાય વિશેષ નહિ. અને છતાં સદા હસતાં ને હસતાં. દુનિયા મને દુઃખ દબાવીને દાંત કાઢનારા તરીકે ઓળખે છે. પણ હસવાનું હું એમની પાસેથી શીખ્યો છું.

'વૈદ દાકતર કે હકીમને રાત ને દિવસ સરખાં. સાચું કહું તો સારો વૈદ દાકતર નોરીને નહિ પણ દરદીને પરણે છે.

'એટલે પ્રમાણિક વૈદ દરદીને અને પોતાની પત્નીને બેયને એક સરખો સંતોષ આપી જ ન શકે. પત્નીને સંતોષવા જાય તો દરદી ટળી જાય અને

દર્દીઓમાં જ જીવ પરોવી રાખે તો પત્ની જાય. પત્ની સુશીલ ન હોય તો વૈદ્ય દાક્તર પોતે ટળી જાય.

'આ મારી જે કાંય સુવાસ છે એ તો બધી એમની છે. મારા શરીરની જ નહિ પણ મારી ફરજની પણ એમણે માવજત કરી. એ મારા અને મારામાં રહેલા વૈદ્યકનાં રખેવાળ હતાં.

'મારા જમ્યા પહેલાં એ જમતાં નહિ. એ તો ઠીક પણ મે પરણીને કદી એમને ઊંઘતાં દીઠાં નથી. મારા સૂતા પહેલાં એ કદી સૂતાં નહિ અને મારા જાગ્યા પહેલા તો એમણે મારું દવાખાનું ગોઠવી રાખ્યું હોય. દર્દીઓ માટે મેં જેટલા ઉજાગરા વેઠ્યા છે એથી વધારે એમણે વેઠ્યા છે.'

ધીરે ધીરે તાજા ભૂતકાળને કડીબદ્ધ પણ લાગણી પૂર્વક ઠાલવતા ઠાલવતા દીવાનભાઇ થોભ્યા. ઘડીક આંખો મીંચી ગયા અને ફરી બોલવા લાગ્યા:

'બહુ જૂની વાત નથી બાપા! સૌ જાણે છે એવો તાજો જ બનાવ છે. કોઇ દિવસ નહિ ને હું વૈદ્ય માંદો પડ્યો. પછી એમની ચિંતાનું તો પૂછવું જ શું?

'એક દિવસ, બે દિવસ, ત્રણ દિવસ, એમ દિવસ ઉપર દિવસ વીતવા માંડ્યા. પછી મેં મારી દવા પડતી મેલી અને મૂળશંકર બાપાએ મારી નાડ હાથમાં લીધી. દીકરાની દવા કરવામાં પછી બાપ કાંય મણા રાખે?

'દિવસો ઉપરથી મારી પથારી મહિનાઓ ઉપર ખેંચાણી. એક મહિનો, બે મહિના, એવા અઢી મહિના વીત્યા. ધનવંતરી જેવા બાપે પણ હાથ ખંખેરી નાખ્યા. ને મેઘાણંદ બાપા! મને મારા કરતા, મારા છોકરા કરતાં એમની ચિંતા વધારે થવા લાગી.

'અઢી મહિનાના એમ ને એમ ઉજાગરા. અદૃશ્ય પણે આંખ મળી જાય ને બે ઝોકાં ખાઇ લ્યે એટલું જ.

'મારે ગળે જે બે ચમચા ઊતરે એનો અરધ ખોરાક પણ એ ન લિયે. એ રહે અંનાજ કર્યા વગર. મને અસુખ થાય ને આંખનાં આંસુ અંતરમાં ઉતારી જાય પણ અખંડ સૌભાગ્યની આસ્થાવાળાં સૌએ હાથ ખંખેરી નાખ્યા ત્યારે એમની શ્રદ્ધા અચળ રહી. સાચું પૂછો તો એમની આસ્થાએ, એમની શ્રદ્ધાએ મારો દીવડો જલતો હતો.

'કાળ હારે બથોડા લઈ લઈને છેવટ મૂળશંકર બાપાએ કપાળે હાથ મૂક્યો. મને તો શેનું ભાન હોય? પણ કહે છે કે તે દિવસ સવારથી દીકરો દેવાના હોંશ મારામાં નહોતા. શ્વાસના સરડકા બોલવા લાગ્યા. આખું કુટુંબ પલંગને પકડીને બેસી ગયેલું. પોતે પાંગત ઝાલીને, પાયા ઉપર માથું ઢાળીને બેઠેલાં.

'એવામાં મારો ધાવણો દીકરો સુમન જાગ્યો. માંડ્યો ધાવડા દેવા. કેમેય છાનો રહે નહિ. એટલે બાપાએ કહ્યું: "વહુ, તમે ઘડીક સુમનને શાંસતો કરી આવો, અમે અહીં બેઠાં છીએ."'

દીવાનભાઈ આટલું બોલીને દીર્ઘશ્વાસ ખેંચી ગયા. ફરી ડૂમો ભરાઈ ગયો. મહાપ્રયત્ને ડૂમો ખાળીને કહે:

'એટલે પછી એ નીચેના રૂમમાં ગયાં. સુમનને ખોળામાં લઇને ધવરાવવા બેઠાં. ધાવણ તો શેનું આવતું'તું, પણ બાળકને માનું થાન મળી ગયું ને!'

ડૂસકા ભરીને દીવાનભાઇથી રહી પડાયું. ફરી મનનું વારણ કરીને કહે:

'સુમન છાનો રહી ગયો. ત્યાં નોકર ચીસ પાડતો પાડતો નીચે ઉતર્યો: તુલસી તુલસી, ગંગાજળ, ઝટ કરો. આ એક જ વેણ સાંભળતા સુમનની બાને કહે છે કે એક જ આંચકો આવ્યો ને એમ ને એમ બેઠાં બેઠા સુમન ધાવતો રહ્યો ને એમનું પ્રાણપંખેરું ઊડી ગયું. એમને છેટું પડતું હશે ને! તે મને છેટું પાડતાં ગયા.' ધોખો કરતા હોય એમ દીવાનભાઈ બારી-માંથી દેખાતા આભ સામે તાકી રહ્યા.

વળી ની દરમાથી જાગીને બોલતા હોય એમ બોલ્યા:

'મારો પ્રાણ પાછો વળ્યો, પણ એના તેજ ઝંખવાઇ ગયા. મૂળશંકર બાપાના સંસ્કાર—દીવડે દેહના દિવેલ નીચોવીને તેજ પૂરનારાં ચાલી નીકળ્યાં.'

સ્વસ્થતા જાળવવા ઘડીક થોભીને દીવાનભાઇ બોલ્યા: 'મેઘાણંદ બાપા, મારા તો ખૂટી ગયેલા જીવતર એ મને આપતા ગયાં. એ હવે બીજા કોને ભળાવું? આ મારા દરદીઓને અને આ ચાર દીકરાને.'

ફાટ ફાટ છાતીએ મેઘાણંદ બાપા ઊભા થતા બોલી ઉઠ્યા: 'તારા જોગ મારે નથી અભડાવવા, મારા ગોપીચંદ! અખંડ તપો તારાં તપ.'

અને અણીશુદ્ધ એવા ને એવા દીવાનરાયે, એવું જ આયખું વિતાવ્યું.

# અભિલાષ

'મણુદ્ધ'

યુદ્ધભૂમિ પર નમતી સાંજના સૂર્ય કિરણો પોઢી ગયેલા વીરો પર અભિષેક કરી સરી જતા હતા. ગુર્જરપતિ કુમારપાળ સોલંકીની જીતના વાદ્યોની છેલ્લી સૂરાવટ એ નમી જતા કિરણો જોડે લય પામતી જતી હતી. તેવે ટાંકણે ગુજરાતના મહામંત્રી ઉદયન એની રાવટીમા છેલ્લા શ્વાસ લઈ રહ્યા હતા.

બેય બાજુ વાગ્ભટ્ટ (વાહડ) અને આમ્રભટ્ટ (આંબડ) બેઉ દીકરા હતા.

શરીર પરના ઝાઝા વ્રણો છતાં આંખોમાં નૂર કમી થયાં ન હતાં. મોંની કાંતિમાં ઝાંખપ આવી ન હતી.

'ઓ નાથ! શ્રી અરિહંત!'

'બાપુ! પીડા થાય છે!'

'ના બેટા, ગુજરાતનો મંત્રી, આવા ઘાને પીડા ગણતો હશે?'

'પણ કાંઈક પીડા તો છે જ.'

'મનુષ્ય જન્મ જ એવો છે: કાંઈક ચિંતા તો હોય જ.'

'પણ આપના જેવા જ્ઞાનીને?'

'હા, આમ તો મારે કાંઈ ચિંતા ન હોવી જોઈએ. દોરી લોટો લઈ મારવાડમાથી આવ્યો, પૂર્વભવના કોઈ સુકર્મના યોગે પાટણ આવ્યો. વ્યાપાર કર્યો, ધન કમાયો, સોલંકી રાજાઓનો માનીતો થયો, યુદ્ધો જીત્યાં.........'

'કેમ અટકી ગયા?'

'સાધુઓની સેવાનો લાભ મેળવ્યો, જીર્ણ ચૈત્યોનો ઉદ્ધાર કર્યો, તોય વાંછના અધૂરી રહી જાય છે.'

'આત્મા અમર છે બાપુ, આવતા ભવે પૂરી થશે.'

'આવતા ભવે આવા ધનનો શુભ યોગ મળશે એમ બનશે ખરું?'

'એ કેમ કહેવાય!'

'બસ ત્યારે, જીવનનું ઋણ આવતી કાલ પર રાખવું એ દુ:ખ નહિ? ને હવે તો અહીં સોરઠની ધરતી પર સંગ્રામ ક્ષેત્રમાં જ મારું મૃત્યુ થશે.'

'આપના જીવને શાતા કરો. અમે એ ઋણ પૂરું કરીશું.'

'વચન આપો.'

'અમારું વચન છે પિતાજી. ગમે તેવું દુ:ખ વેઠીને અમે એ પૂર્ણ કરીશું.'

'મારે શીરે દેવઋણ રહી જાય છે; શેત્રુંજયમાં કાષ્ટમય પ્રાસાદનો અને ભૃગુકચ્છમાં શકુનિકા વિહારનો જીર્ણોદ્ધાર કરાવવાનો મારો અભિગ્રહ છે, તે પૂરો કરું તે પહેલાં મૃત્યુ આવી ગયું છે.'

'પિતાજી કાષ્ટમય પ્રાસાદનો ઉદ્ધાર હું કરાવીશ.' વાહડે કહ્યું.

'શકુનિકા વિહારનો ઉદ્ધાર હું કરાવીશ.' આંબડે કહ્યું.

'બસ, દીકરાઓ સુખી થાઓ, પણ......'

'પણ શું પિતાજી!'

'હજુય એક ઈચ્છા રહી જાય છે.'

'હજુ? શી?'

'પ્રભુ હેમચંદ્રાચાર્ય દેવ તો આ યુદ્ધભૂમિમાં ક્યાંથી મળે પણ કોઈ મુનિના દર્શનની અભિલાષ છે.'

'પિતાજી આ રણભૂમિમાં સાધુના દર્શન ક્યાથી થાય.'

'સાચું છે બેટા.'

કહી, મંત્રી આંખો બંધ કરી નિરાશ થઈ ગયા.

'બાપુ.'

'થયું બેટા. અંતકાળે પંચમહાવ્રતધારી સાધુનાં દર્શનથી હું વંચિત રહ્યો. આંબડ! કોઈને મુનિ-દર્શનનો મેં અંતરાય પાડ્યો નથી, છતાં આ સમયે મને અંતરાય પડ્યો. પ્રભુ ક્ષમા કર.'

આંખમાં આંસુ આવે છે.

'બાપુ! મૃત્યુકાળે રુદન આત્મહિતકર નથી.'

'હું ક્યાં કાંઈ સંપત્તિ કે સંતતિ માટે રડું છું, હું ક્યાં મારા શરીરના જખ્મોની પીડાથી રડું છું. હું રડું છું મારા અજ્ઞાત કર્મને કે હું અંતકાળે, સાધુદર્શનથી વંચિત રહ્યો, બેટા મને ખૂબ રડવા દે.'

'બાપુ.' વાહડે ધીરેથી કહ્યું:

'મારી અંતકાળની આટલી વાછના શું અધૂરી રહી જશે?'

'બાપુ, વાહડ જાય છે, નિરાશ ના થશો, હમણાં શોધી લાવશે.'

'વાહ, ધન્ય લો ત્યારે ઘડી જિન પ્રભુનુ સ્તવન કરી લઉ'

ચોમેર નિસ્તબ્ધતા છવાઈ જાય છે

આબડ માથુ નમાની વિચારે છે 'જીવનભર સાધુ સેવાનો કોઇ અવસર જવા દીધો નથી પટણમા જેણે અતિથિસંવિભાગ વ્રતનુ પાલન કર્યા વિના કદાપિ ભોજન લીધુ નથી તે પિતાજીની આટલીયે વાછના નહિ સંતોષાય!'

'બેટા!'

આખો ઉઘાડી ઉદયન આમ તેમ જુએ છે

'પિતાજી'

'વાહડ આવ્યો?'

'આવશે સાધુને લઇને અવશ્ય આવશે જ'

વળી આખો બધ કરવા પ્રયાસ કર્યો પણ ન થઈ

'આબડ, બેટા અંતકાળ નજીક છે હો!'

'બાપુ સાભળો નમો અરિહંતાણુ, નમો સિદ્ધાણુ'

'દર્શન આબડ, સાધુના દર્શન'

સ્વરો તૂટવા માડે છે

ત્યા જ વાહડ આવ્યો.

'પિતાજી! પિતાજી!'

'આવ્યા સાધુ મહારાજ આ ... વ્યા!'

'હા, આ રહ્યા'

સાધુ અદર આવ્યા

અને શકય એટલુ જોર કરી બેઠા થઇ ઉદયન મંત્રી સાધુના પગમા પડયા ને લવવા માડયા 'ઓ બાપ, મિચ્છામી દુક્કડ .'

જરા વારમા તો એ સાધુને નમેલી અવસ્થામા જ ગુજરાતના મહામત્રી ઉદયનનુ શબ માત્ર રહ્યુ'

ચોમેર રાવટીમા શાંતિ છવાઈ ગઈ થોડો આનદ પણ પ્રસરી ગયો કે મંત્રીની સાધુદર્શનની અંતકાળની ઇચ્છા પરિપૂર્ણ થઈ

'વાહડ અહી યુદ્ધભૂમિમા આ સાધુનો યોગ શી રીતે બન્યો?'

આંબડે પૂછ્યુ

'સાચુ કહું કે ખોટુ?'

'સાચુ જ'

'તો તો થોડુ પાપ કર્યુ છે'

'પાપ! પિતાજીના અંતકાળે?'

'બીજો રસ્તો ન હતો; પિતાની વાસના સતોષવા એવુ કરવુ પડયુ'

'કઈ રીતે કહે'

'અહીથી ગયો વિચાર્યું, સાધુ તો અહીં કયાથી જ મળે? જતદીથી ઘોડા પર બેસી નજીકના ગામેથી આ ભવાયાને લઈ આવ્યો'

'આ એટલે!'

'આ સાધુ મહારાજ'

'એ સાધુ નથી?'

'ના'

'પછી?'

'એમને સાધુના વસ્ત્રો પહેરાવી અહી લઇ આવ્યો પિતાજીને મુનિદર્શનનો લહાવો મળ્યો. પિતાજીની અંતકાળની ઇચ્છાઓ પૂરી કરવા આમ કર્યુ.'

'ઠીક ત્યારે હવે આમને રજા આપીએ'

'ને એમને થોડો પુરસ્કાર પણ આપીએ'

કહી વાહડે મુનિવેશ ધારી ભવાયાને સુવર્ણ મુદ્રા આપવા હાથ લાબો કર્યો કે ભવાયો બોલ્યો

'તમે આ મુદ્રા કોને આપો છો?'

'કેમ! તમને જ, તમે અમારા ઉપર મોટો અભિગ્રહ કર્યો'

'પણ હુ હવે ભવાયો નથી'

'હા એ ખરુ, વેશધારી પણ સાધુ ખરા'

'વેશધારી પણ હવે નથી રહ્યો!'

'એટલે?'

'અહી આવી આ પુનિત દશ્ય જોયુ જે વેશ માત્રથી ગુર્જરેશ્વરના મહામંત્રી ઉદયનનું મૃત્યુ ધન્ય બને આવુ આ વેશનુ મહાત્મ્ય છે તો પછી સાચા મુનિનુ જીવન કેવુ કલ્યાણકૃત હશે? હવે તો આ વેશ આ દેહ પર જ રહેશે ઉતરશે નહિ અને એ વેશને સાર્થક કરવા કોઈ સદ્ગુરુ શોધી સંપૂર્ણ સાધુ બનીશ'

ને ત્યા રહેલા સૌના મોઢામાથી જાણ્યે અજાણ્યે 'જય હો! જય હો'નો જયનાદ નીકળી પડયો

દિશાઓમા એના પડઘા ઊઠ્યા.

# છેલ્લું પગથિયું

બી. એસ. પટેલ અનુ: પ્રદ્યુમ્ન વૈદ્ય

શિવનાં દર્શન કરવા શિવાલયમાં સીડી ચઢીને જવું પડે તેમ હતું. સીડીની બન્ને બાજુએ પગથિયે પગથિયે પ્રતિમાઓના ગોખ હતા. દરેક ગોખમાં ઊભેલી પ્રતિમાઓનો એક હાથ લંબાએલો હતો. હાથમાં કટોરો હતો. જેવા દર્શનાર્થી સીડીનાં પગથિયા ચઢવાની શરૂઆત કરે અને ચઢતા જાય તેમ તેમ પ્રતિમાઓ તેમને ટોકતી. આ પ્રતિમાઓ કોઇને તિરસ્કાર, કોઇને હિંસા, કોઇને કામ, કોઇને મોહ, તો કોઇને વાસના, વ્યભિચાર, ચોરી, હત્યા, ક્રોધ વગેરે તે કટોરામાં છોડીને આગળના પગથિયે ચઢવાનું જણાવતી હતી. સૌ પોતપોતાના અવગુણો છોડતા જતા હતા. અને આગળ વધતા હતા.

એક દિવસે ત્રણ ભક્તો શિવજીનાં દર્શને આવ્યા. મંદિરની સીડી ચઢવા લાગ્યા. પ્રતિમાએ જમણી તરફના ભક્તને ટોકયા, "જરા ઉભા રહો ભક્ત, તમારી લાલચો આ કટોરામા નાખતા જાઓ!" ભક્તે પોતાની તમામ લાલચો કટોરામા નાખી અને આગળ ચઢવા લાગ્યા. જેમ જેમ ચઢતા ગયા તેમ તેમ પ્રતિમાઓએ કટોરામાં "ક્રોધ" નાખવાની માગણી કરી, "હિંસા"ની માગણી કરી.-તે સર્વને કટોરામાં નાખતા નાખતા ભક્ત આગળ વધવા લાગ્યા

ડાબી બાજુએથી પગથિયાં ચઢી રહેલા ગૃહસ્થ પહેલું પગથિયું ચઢ્યા કે પ્રતિમાએ કહ્યુ, "ઉભા રહો, અસત્ય આપતા જાઓ." ગૃહસ્થ વિચારમાં પડી ગયા. "લાખ પ્રયાસ કરું તો એ મારી પાસે એટલાં અસત્યો ભરેલાં છે કે તેનો સંપૂર્ણ રીતે ત્યાગ નહીં કરી શકું." એમ વિચારતે વિચારતે એક મુઠ્ઠી અસત્યો કટોરામાં નાખી આગળ ચઢવા માંડયું. હજુ તો બીજો પગ ઉપાડીને આગળના પગથિયાં ઉપર મૂકે છે ત્યાં પ્રતિમાએ અવાજ કર્યો, "જેટલો મોહ છે તે આ કટોરામાં આપતા જાઓ." ગૃહસ્થ વિચારવા લાગ્યા, "ઓહ, આ સીડી ચઢવું તે કેટલું કઠિન કામ છે? માયા-મોહના બંધન બુરાં છે તે સમજું છું. પરંતુ તારાં દર્શનની તૃષ્ણા તો છૂપવાની નથી. હે ભગવાન, શા માટે આટલી કઠિન પરીક્ષા કરો છો?" વિચારતે વિચારતે મંદિરના કળશ ઉપર દૃષ્ટિ કરી, અને નિહાળવા લાગ્યા. એકીટશે નિહાળતે નિહાળતે પ્રભુદર્શનની આકાંક્ષાથી આંખો અશ્રુથી પલળવા લાગી. જેમ જેમ આંખમાંથી અશ્રુધારા થવા લાગી તેમ તેમ એક પછી એક વિકારો છૂટવા લાગ્યા અને ધીરે ધીરે એક એક પગથિયું આગળ વધવા લાગ્યા.

ત્રીજા ભક્ત એક કૌપીનધારી સ્વામી હતા. તેને તો આ પ્રતિમાઓની રોકટોક જરાએ પસંદ ન હતી, હાથમા રાખેલી માળાના મણકાઓ ફેરવતે ફેરવતે બન્ને ભક્તો પોતાના દુર્ગુણો એક પછી એક કટોરામાં મુકતા આગળ વધતા હતા. તે જોઈ બબડવા લાગ્યા, "અરે વાહ ભાઇ વાહ, ભગવાનનાં દર્શને આવવું અને આટલા બધાં પાપોની ગાંસડી સાથે કાંધ ઉપર લાવવી એ તે કોઈ ભક્તિ છે? મારી તરફ જુઓ, પ્રભુનાં દર્શન માટે સંસારજાળ છોડીને કેવો અલખ જગાવતો ઘુમું છું?" એમ બોલીને તેણે પણ ચઢવાનું શરૂ કર્યું.

એક પ્રતિમાએ કૌપીનધારી પાસે જોરજોરથી અવાજ કરીને કંઈ માગ્યું તેની ઉપેક્ષા કરીને તિરસ્કારયુક્ત હાસ્ય કરીને કૌપીનધારી બોલી ઉઠયા, "અરે જોતી નથી, મેં તો સર્વસ્વનો ત્યાગ કર્યો છે, મારી પાસે કોઇ પાપ છે જ નહિ."

ઉપર છેલ્લા પગથિયા ઉપર ગૃહસ્થ પહોંચી ગયા હતા. તેમના પગ આત્મગ્લાનિથી ધ્રુજવા લાગ્યા હતા. પાપોની ગાંસડી માથે મુકીને

પરમકૃપાળુ પરમાત્માની પાસે જઈ રહ્યો છુ તે વિચારથી તેમનુ મન ભારે હતુ, પણ આત્માની શ્રધ્ધા અને વિશ્વાસના જોરે તે આગળ વધી રહ્યા હતા "અરે, આ શું દેખાય રહ્યું છે?" ભીની આખો સાથે તે જોવા લાગ્યા સાને ભગવાન શિવજીની મૂર્તિ હાથ લાબા કરી તેને બોલાવી રહી હતી દોડીને તેના ચર ણોમા પડી ગયા

જમણી બાજુથી આગળ વધી રહેલા ભક્ત એક એક પગથિયુ મુક્ત મને ચઢી રહ્યા હતા છેલ્લે પગથિયે પહોચતા તેના "અહમ્' નો નાશ થતા તે મનુષ્ય જ ન રહ્યા ભગવાનનુ દર્શન હવે તેમને ભક્તના સ્વરૂપમા કરવાનુ રહ્યુ ન હતુ તે નર મટીને નારાયણ થઇ ગયા હતા બધા દુર્ગુણોનો નાશ થયા પછી કયો મનુષ્ય મનુષ્ય રહે? તેના આત્મામાથી એક જ્યોત પ્રગટી અને તે ભગવાન શિવજીની તેજ-પુજમા વિલીન થઈ ગઈ

કૌપીનધારી છેલ્લે પગથિયે પહોચ્યા અને જોયુ તો ભગવાનનુ સિંહાસન ખાલી હતુ. ત્યા મૂર્તિ જ હતી નહીં કૌપીનધારી થોડી વારમા બબડતે બબડતે નીચે ઉતરવા લાગ્યા, "કોણે મને આ ખોટી ખબર આપી? આ મદિરમા ભગવાન છે જ નહીં મે તો કોઇ અપરાધ જાણે અજાણે પણ કરેલ નથી હું પાપી છુ જ નહિ છતા મને દર્શન થયા નહી ભગવાન અહી છે જ નહી કોઈ બીજા મદિરમા મળશે "

મનુષ્ય "અહમ્" રૂપી છેલ્લું પગથિયું પાર કરી જાય એટલે પરમાત્મારૂપ જ થઈ જાય

## શાતિ કેવી?

૧૯૧૪ની એ સાલ

એ વર્ષની ૫મી ઑક્ટોબરના દિવસે તત્કાલીન વાઈસરૉય લૉર્ડ હાર્ડિંજ પર બોમ્બ ફેકવાના આરોપસર ક્રાતિકારી અવધવિહારી તથા બીજા બે ભાઈઓને ફાસીની શિક્ષા થઈ હતી

ફાસીના દિવસે એક અગ્રેજે શહીદ અવધવિહારીને પૂછ્યુ હતું

તમારી અતિમ ઇચ્છા શી છે?'

અવધવિહારીએ જવાબમા કહ્યુ હતું

અગ્રેજ રાજ્ય ક્યારે નશ થાય છે એનુ રટણ કરતો હું મરુ એ જ મારી અતિમ ઇચ્છા છે'

આ જવાબ સાભળીને અગ્રેજે કહ્યુ હતુ 'અરે ભાઈ, હવે તો શાતિથી મરને!'

વીરની જેમ હસતા હસતા અવધવિહારીએ કહ્યુ અમારે શાતિ કેવી? અમે તો ક્રાતિની એવી પ્રચડ આગ સળગાવવા માગીએ છીએ જેમા સમગ્ર અગ્રેજ હકૂમત બળીને ભસ્મ થઇ જાય.'

## શહેનશાહની સાદગી

મુઘલ શહેનશાહ ઔરગઝેબનુ અગત જીવન કેવુ સાદુ હતુ એ જાણીતુ છે મૃત્યુ પછી તેના ઓશીકા નીચેથી તેના હસ્તાક્ષરવાળો એક પત્ર મળી આવ્યો હતો પોતાના મૃત્યુ પછી શુ કરવુ એની સૂચના તે આ પત્રમા લખી ગયો હતો તે પત્રમા તેણે લખ્યુ હતુ

હુ જે ટોપી સીવુ છુ તેની મજૂરીના ચાર રૂપિયા બે આના અની બેગ મહલદાર પાસે લેણા પડે છે તેમની પાસેથી એ રકમ મેળવીને એ રકમમાથી મારુ કફન ખરીદજો કુરાને શરીફના નકલ કર વાના જે પૈસા મને મળ્યા છે તેમાથી ત્રણસો પાચ રૂપિયા મે મારા બટવામા મૂકેલા છે મારા મૃત્યુ પછી એ પૈસા મારી બેગમોને આપજો આ સિવાય કેઇ બાબતમા કઇ પૂછવુ હોય તો શાહજાદ અની જાને પૂછજો આ વખતે મારા શાહજાદાઓમા તે જ મારી પાસે હાજર છે એટલે મારી અતિમ ક્રિયાની સર્વ જવાબદારી તેની ઉપર છે મારા શબને જાડા સૂતરના સફેદ કાપડથી ઢાકજો તેના પર કોઇ છત્ર ધરશો નહિ. સ્મશાનયાત્રા વખતે વાજાબાજા વગાડશો નહિ એ રીતે જ કુરાને શરીફની પોથી વાચનારને તે વાચવા માટે કોઈ પૈસો આપશો નહિ'

— શિવસુંદરમ

કામ પડવું ? એ બધું તારું જ છે, પણ જો કાંઇ પણ તારું માનીશ તો તારા હાથમાં કાંઇ નહિ રહે. ગાંધીભાષ્ય

મમ ઇદં ઇતિ ધિયં ત્યજ। ઉવટભાષ્ય।

(વિશ્વસંહિતા (૧)નો અગિયારમો અધ્યાય આને લગતો છે.)

૪૪. કુર્વન્નેવેહ કર્માણિ જિજીવિષેત્ શતં સમાઃ।
ત્યાં જ ૨।

પરોપકારનાં કામ કરતાં કરતાં જ સો વર્ષ જીવવાની ઇચ્છા રાખવી.

(વિશ્વસંહિતા (૧)નો તેરમો અધ્યાય આને લગતો છે)

૪૫ યસ્તુ સર્વાણિ ભૂતાનિ આત્મન્યેવાનુપશ્યતિ।
સર્વભૂતેષુ ચાત્માનં તતો ન વિજુગુપ્સતે॥
ત્યાં જ ૬॥

જે જીવમાત્રને પરમાત્મામાં જ જુએ છે અને જીવમાત્રમાં પરમાત્માના દર્શન કરે છે તેને કોઇ ઉપર અણગમો આવતો નથી.

૪૬. અવિજ્ઞાતં વિજાનતાં વિજ્ઞાતં અવિજાનતામ્।
કેનઉપનિષદ્ ૧૧।

જાણતાએ ન જાણ્યું તે, જાણે તેને અજાણના.

(વિશ્વસંહિતા (૧)માં (પાનાં ૧૮-૨૬) આનું વિવરણ છે.)

૪૭. નાવિરતો દુશ્ચરિતાત્ નાશાન્તો નાસમાહિતઃ।
નાશાન્તમાનસો વાપિ પ્રજ્ઞાનેનૈનમાપ્નુયાત્॥
કઠઉપનિષદ્ ૧,૨,૨૩॥

જે દુરાચાર (પરદારપરદ્રવ્યના અપહારરૂપ પાપ) આચરતો આળગી ગયો નથી, જેના કામક્રોધના વેગ શમાવ્યા નથી, જેનું મન વ્યગ્ર તથા અશાન્ત છે તે કેવળ પાંડિત્યથી ઇશ્વરને ન પામી શકે.

૪૮. આચારહીનં ન પુનન્તિ વેદાઃ।
વસિષ્ઠધર્મસૂત્ર ૬–૩।

સદાચાર વિનાનાને વેદો શુદ્ધ કરી શકતા નથી.

---

## સાચી–પ્રાર્થના

આ એક બનેલી સત્ય ઘટના છે અમેરિકામાં લોડેશ ફિલ્મેલ નામની એક સંસ્થા છે. તે પ્રાર્થનામાં ખૂબ જ માને છે. એક સાંજે રસોઇયાએ આવીને કહ્યું કે 'સાહેબ, વિદ્યાર્થીઓ માટે રસોઇ કરવા ભંડારમાં અનાજનો બિલકુલ દાણો પણ નથી.'

ગૃહપતિએ વિચાર્યું કે આજે વિદ્યાર્થીઓએ સાચા દિલથી પ્રાર્થના કરી નહીં હોય, નહી તો આમ બને જ નહી.

ગૃહપતિએ બધા જ વિદ્યાર્થીઓને બોલાવ્યા તો જાણવા મળ્યું કે સવારમાં અડધા વિદ્યાર્થીઓએ પ્રાર્થના કરી હતી અને અડધા અમુક કારણસર પ્રાર્થના નહોતા કરી શક્યા.

ત્યારબાદ સૌ વિદ્યાર્થીઓ એકી સાથે પ્રાર્થના કરવા બેસી ગયા અને જેવી પ્રાર્થના પૂરી થઈ કે રસોઈથી ભરપૂર એક ખટારો દરવાજા આગળ આવીને ઊભો હતો.

ગૃહપતિએ ત્યાં જઈ પૂછ્યું 'ભાઇ, આ રસોઇ અહીં કેમ લાવ્યા છો ?' પેલા માણસોએ કહ્યું. 'સાહેબ, અમે જેમના માટે આ રસોઇ બનાવી હતી તે આમંત્રિત લોકો નહીં આવવાથી અમે વિચાર્યું કે આ રસોઈ પ્રાર્થના મંદિરે લઈ જવામાં આવે તો તેનો સદ્ઉપયોગ થાય માટે અમો આ રસોઇ અહીં લાવ્યા છીએ.'

ગૃહપતિએ એ રસોઈ સહર્ષ સ્વીકારી લીધી અને તેમનાથી સહજ રીતે બોલી જવાયું કે 'સાચા દિલથી કરેલી પ્રાર્થના કદી પણ નિષ્ફળ જતી નથી.' —ગુણવંત એસ૦ શાહ

# હાસ્યની પળોમાં

હરિભાઈ છો૦ પટેલ

જ્યોર્જ બર્નાર્ડ શૉના સન્માનમાં એક ભોજન સમારંભ ગોઠવાયો હતો. શૉ મુખ્ય મહેમાન હતા.

મંગળ પ્રવચન પૂરું થયું. શ્રેષ્ઠ મીઠી માંસાહારી વાનીઓ પિરસાઈ, સૌ ભૂખ્યા વરુની માફક વાનીઓ પર તૂટી પડ્યા.

પણ શૉ મરક મરક હસતા હતા. લોકોને એ વાનીઓ ખૂબ ભાવતી જોઈ તેમને ખૂબ મઝા પડતી હતી.

પણ પોતે!!! એકેય વાનીને અડકયા પણ ન હતા!

'આમ કેમ? શૉ સાહેબ! તમે કેમ ભોજન લેતા નથી?' પડોશીઓએ પ્રેમપૂર્વક પૂછ્યું.

શૉ જરા ચિડાઈને બોલ્યા: 'તમે તો મહા આનંદથી મધુર મિઠાઈઓ પેટમાં પધરાવો છો!' પછી જરા ગુસ્સા મિશ્રિત મજાકમા હસ્યા: 'હા.... હા...હા...હા. પણ શુ તમારી માફક મારુ પેટ મરેલાંને દાટવાની કબર છે? હા...હા...હા...!'

શૉનું હાવભાવ સાથે નાટકીય ઢબે બોલાયેલું એ મર્મભેદી વાક્ય સાંભળી સૌ ખડખડાટ હસી પડ્યા.

પણ એ સૌ શુ શાકાહારનું મહત્ત્વ સમજ્યા હશે?

*

હાસ્યની સુંદર જમીન પર જ જવાનીનાં પુષ્પો ખીલે છે. યૌવનને સદા તાજું રાખવા, તમે ખૂબ હસો. —જ્યોર્જ બર્નાર્ડ શૉ

* * *

સ્વાતંત્ર્ય સંગ્રામ પુરજોશમાં ચાલતો હતો.

અંગ્રેજ સરકારે મોટા નાના સર્વ નેતાઓને જેલમા જકડી દીધા હતા

પણ જેલમાં ખોરાક ઘણો ખરાબ મળતો. ભાજી સાથે ઘાસ કે ઇયળો હોય તે સમજી શકાય. પણ રોટલામાં માટી-કાંકરા આવે ને દાંત તૂટે તે કેમ સહ્યું જાય? દિવસે દિવસે માટી કાકરાનું પ્રમાણ વધતુ ગયું. કેદીઓ ઘણા મૂંઝાયા. પણ કોઈની જેલરને કહેવાની હિંમત ચાલતી નહોતી.

બિલાડીને કોટે ઘંટડી કોણ બાંધે?

સૌએ જવાહરલાલ પાસે જઈ પોતાની આપવીતી કહી. જવાહરલાલ તો સ્વભાવે નેતા. ઝટ સળગતામાં કૂદી પડ્યા. અને જેલર પાસે ઉપડ્યા.

જવાહરલાલે કડકાઈથી જેલર સાહેબને કહ્યું: 'આ બધાની ફરિયાદ છે કે રોટીમા માટી, કાંકરી આવે છે. શું તમે તે વીણાવવા કાંઈ નહીં કરી શકો?'

હાવડા જેલરે મજાકમાં સામો સવાલ કર્યો: 'તમે બધા શુ જેલમા માતૃભૂમિની સેવા કરવા આવ્યા છો કે માત્ર ફરિયાદો કરવા?'

જવાહરલાલ તરત તાડૂકી ઊઠ્યા: 'હમ યહાં માતૃભૂમિકી સેવા કરને કે લિએ આયે હૈં માતૃભૂમિ કો (માટી) ખાને કે લિએ નહીં આયે! સમઝે જેલર સાહબ!'

જવાહરનો જડબાતોડ જવાબ સાંભળી જેલર સુદ્ધાં સૌ પેટ પકડીને હસી પડ્યા.

*

વિનોદ જીવન-રસ છે. રોમ રોમનો ઉદ્‌ગાર છે. વાતચીતનું નીમક છે. —જવાહરલાલ નેહરુ

* * *

અબ્રાહમ લિંકન ઘણા લોકપ્રિય હતા. અમેરિકાની પ્રજાએ તેમને બે વાર રાષ્ટ્રપ્રમુખ તરીકે ચૂંટ્યા હતા.

ગાંધીજી જેવાના અનેક વિરોધીઓ હતા.

લિંકનનો પણ કેટલાક અમેરિકનો સખત વિરોધ કરતા. ડગલાસ એમાંનો એક હતો.

એક વખત લિંકનને ડગલાસ સાથે સેનેટમા કડવી ચર્ચાઓમાં ઉતરવું પડ્યું. ડગલાસ લિંકનને હલકા પાડવા ઇચ્છતો હતો.

ડગલાસે ગુસ્સામા કહી નાખ્યું: 'લિંકન મહાશય, તમે એક વખત કરિયાણાની દુકાનમાં દારૂ વેચતા હતા તે ખબર છે ને?'

લિંકને હસમુખે ચહેરે જવાબ આપ્યો: 'હા, હા. શ્રી○ ડગ્લાસ કહે છે તે વાત તદ્દન સાચી છે.' પછી પોતાનો હંમેશ મુજબનો રમુજી નહેરો કરી કહેવા લાગ્યા 'પણ એ દિવસોમા મિ○ ડગ્લાસ જ મારા મોટા ઘરાક હતા!'

વળી પાછી રમુજને લબાવતા કહેવા લાગ્યા' 'માનવતા સભ્યો! દુકાનની અંદરથી હાથ લબાવવાનુ (માલ વેચવાનુ) મે કેટલાય વર્ષો પહેલા છોડી દીધુ છે પણ શ્રી ડગલાસે તો હજુ પણ દુકાનની બહાર રહી એ માલ ખરીદવાનુ ચાલુ જ રાખ્યુ છે!'

સેનેટના સભ્યો આવો રમુજ વિનોદ સાભળી ખડખડાટ હસી પડ્યા

* * *

શ્રી યોગનસિહમ્ કન્નડ ભાષાના સમર્થ લેખક છે તેમણે મહર્ષિ ધોંડો કેશવ કર્વેની આત્મકથાનો કન્નડમા અનુવાદ કરેલો. એટલે એ અંગે તેમની સાથે પ્રીતિનો પુલ બધાએલો.

એક વખત તેમને પૂના જવાનું થયુ ત્યારે કર્વે સાહેબને તેઓ મળ્યા

મહર્ષિ કર્વેના ભાવભીના સ્વાગતથી તેઓ ગદ્ ગદ્ થઈ ગયા તેમણે ઉલટભેર સમાજ-સુધાર, સ્ત્રી-કેળવણી આદિ અનેક વિષયો પર ચર્ચા કરી

છૂટા પડવાનો સમય થયો, ત્યારે મહર્ષિએ તેમના કુટુંબના ખબર-અંતર જાણવા કેટલાક પ્રશ્ન પૂછ્યા

તેમાંનો એક પ્રશ્ન હતો

'તમારે કેટલા બાળકો છે?'

'આઠ'

'ઓહ! ત્યારે તો આપની રાષ્ટ્ર-સેવા મારા કરતા બમણી!'

'મારી સેવા તમારા કરતા બમણી?' યોગનસિહમ્ આશ્ચર્ય ભાવે મહર્ષિ તરફ તાકી રહ્યા

'અરે' તમે ન સમજ્યા? જુઓ ને, સીધો સાદો તો હિસાબ છે' મારે ચાર બાળકો અને તમારે આઠ.' બોલતા બોલતા મહર્ષિ મરક મરક મલકી પડ્યા.

'એમ વાત છે? પણ આખરે તો આપ ગણિતના અધ્યાપક ને!'

આમ બન્ને સામસામા કટાક્ષ બાણ છોડતાં ખડખડાટ હસી પડ્યા.

* * *

વર્ષો પહેલાની વાત છે.

કવિવર રવીન્દ્રનાથનુ સ્વાસ્થ્ય દિનપ્રતિદિન બગડતુ જતુ હતુ.

ડૉક્ટરોએ પણ તેમની તબિયત જોઈને સંપૂર્ણ આરામ કરવા કહ્યુ

પણ ગુરુદેવ શાના માને? તેમની તબિયત તો બગડતી જ ચાલી.

શાતિનિકેતનમા ચિંતાનુ મોજુ ફેલાયુ મોટા માણસો ભેગા થયા તેમણે રવિબાબુને પ્રાર્થના કરી. 'ગુરુદેવ' આપ અમારી સામુ જોઈને તો આરામ કરો.'

પણ કવિવર તો કર્મયોગી હતા કામ કર્યા વિના એમને ચેન જ કેમ પડે! પોતાના કામનો બોજો વહે જ જતા હતા

શાતિનિકેતનના લોકોએ અનેક પ્રયત્નો કર્યા પણ ગુરુદેવ ન માન્યા' બધા અકળાઈ ઉઠ્યા. મૂઝાયા વિચારવા લાગ્યા કે હવે શુ કરવુ?

કોઈએ સૂચવ્યુ: 'માત્ર ગાધીજી જ પોતાના પ્રેમના બળ વડે રવિબાબુને આરામ કરવા ફરજ પાડી શકે છે હવે બીજા કોઈના હાથની વાત રહી નથી.'

એ અરસામા ગાધીજી કલકત્તા હતા અને બે ત્રણ દિવસ માટે જ્યારે તેઓ શાતિનિકેતનની મુલાકાતે આવ્યા ત્યારે તેમને કોઈએ ગુરુદેવની તબિયત અગેની પૂરી માહિતી આપી

ગુરુદેવની તબિયત સુધારવાનો રામબાણ ઉપાય ગાધીજીને શોધતા વાર ન લાગી તેમણે એક યુક્તિ શોધી કાઢી પછી તેઓ તો ચાલ્યા એ યુક્તિ અજમાવવા.

ગુરુદેવને મળતા જ ગાધીજીએ કહ્યુ 'ગુરુદેવ' હુ તો રહ્યો દરિદ્રનારાયણનો સેવક તમારે પણ મને કઈક ભિક્ષા આપવી જ પડશે.'

ગુરુદેવ વિનોદ કરતા બોલ્યા.

'હુ જ જ્યા ભિખારી છુ ત્યા તમને શુ આપુ? મારી પાસે આપવા લાયક છે જ શુ?'

ગાંધીજી એમ થોડા માને તેવા હતા. પાકા વાણિયા હતા. તેમણે હસતાં હસતાં કહ્યું: 'એમ મને ટાળવા માગો તે કેમ ચાલે? તમારે મને મન પસંદ ભિક્ષા આપવી પડશે.'

રવિબાબુ પણ ગાંધીજીને સારી રીતે ઓળખતા હતા. તેઓ જાણતા હતા કે ગાંધીજી ઘણા જક્કી છે. પોતાની હઠ પૂરી કરીને જ ઝંપે તેવા છે.

એટલે આખરે તેમણે લાચાર થઈ ભિક્ષા આપવાનું વચન આપ્યું.

ત્યારે ગાંધીજીએ માગણી કરી: 'મારી જેમ મારી ભિક્ષા પણ નિરાલી છે. "બપોરના ભોજન બાદ બરાબર એક કલાક સુધી તમારે સંપૂર્ણ આરામ કરવો પડશે." બોલો છે ને કબૂલ?'

'કબૂલ, બાબા કબૂલ.' ગુરુદેવે હાર માનતાં કહ્યું.

* * *

આ વાતને ઘણા દિવસો વીતી ગયા.

એક દિવસ ગુરુદેવ બપોરે જમ્યા પછી આરામ કરી રહ્યા હતા. ઓરડીને બારણે અંદરથી સાંકળ મારી સૂઈ ગયા હતા.

એટલામાં આચાર્ય ક્ષિતિમોહન સેન કોઈ અગત્યનું કામ લઈ મળવા આવ્યા. બારણું ઠેલ્યું. પણ અંદરથી બંધ!

ગુરુદેવ ખખડાટથી જાગી ગયા. બારણાની તરાડમાંથી જોતાં આગંતુકને ઓળખી ગયા. બોલ્યા:

'કોણ, ઠાકુરદાદા?'

'હા. પણ આપ ત્યાં અંધારામાં શું કરી રહ્યા છો?'

રવિબાબુ વિનોદ ભર્યા સ્વરે બોલ્યા:

'ગાંધીજીને ભિક્ષા ચૂકવી રહ્યો છું!'

'વારુ. એમ વાત છે!' એમ કહી ક્ષિતિબાબુ ખડખડાટ હસી પડયા. પણ બીજી જ ક્ષણે તેમને ગુરુદેવે ગાંધીજીને આપેલ વચન યાદ આવ્યું. એટલે ગુરુદેવના આરામમાં ભંગાણ ન પડે તે માટે બિલ્લીપગે પાછા ચાલ્યા ગયા.

*

**જ્યારે હું મુક્તપણે હસું છું ત્યારે મારો સર્વ પ્રકારનો બોજો હલકો થઈ જાય છે.**

—રવીન્દ્રનાથ ટાગોર

**હાસ્ય મનની ગાંઠોને ઘણી સરળતાથી ઉકેલી નાખે છે—ફક્ત મારા જ મનની નહીં, તમારા મનની પણ!**

—ગાંધીજી

---

પિતા સ્મશાનેથી ઘેર આવ્યો.

સાતેક વર્ષનો એક છોકરો ગલીને નાકે, ઉઘાડે શરીરે, એકલો એકલો ઊભો હતો.

એ શું વિચારતો હતો એની એને પોતાને જ ખબર નહોતી!

સવારનો તડકો સામેના લીમડાની ડાળીઓ પર ફેલાવા લાગ્યો હતો.

આવતા વેંત જ પિતાએ પુત્રને ખોળામા લઇ લીધો.

છોકરાએ પૂછ્યું: 'મા કયાં ગઇ?'

પિતાએ અવનત મસ્તકે જવાબ આપ્યો: 'ભગવાનને ત્યાં!'

એ રાતે શોકસંતપ્ત પિતા પળે પળે રુદન કરવા લાગ્યો. એની આંખોમાં આવતાં આંસુ છાતીમાં જ ઘેરાઈ ગયાં.

બારણામાં ફાનસ ઝગમગતું હતું. સામે ખુલ્લી અગાશી હતી. કોણ જાણે, કયારથી ય એ છોકરો ત્યાં જઇને ઊભો રહ્યો હતો.........

ચોતરફ બત્તી-બુઝેલાં મકાનો યમપુરીના પહેરેદાર હોય તેમ, ઊભાં ઊભા નિદ્રાવશ થઈ ગયાં હતાં. છોકરો ઉઘાડા શરીરે આકાશ તરફ મીટ માંડી રહ્યો હતો.

એનું ભટકતું મન કોઇકને પૂછી રહ્યું હતું: 'ભગવાનની પાસે જવાનો રસ્તો કયાં હશે!...'

આકાશ એનો કશો જવાબ આપતું નહોતું. 'માત્ર તારાના રૂપમાં અંધકારનાં આંસુ ચમકી રહ્યાં હતાં.........'

—રવીન્દ્રનાથ ઠાકુર : અનુ૦ 'સાહિત્યકુમાર'



# નૈવેદ્ય

રવીન્દ્રનાથ ઠાકુર
અનુ૦ નગીનદાસ પારેખ

૮૦

હે અનંત, જ્યાં તમે ધારણાથી અતીત છો, ત્યાંથી આનંદનું અવ્યક્ત સંગીત ઝર્યા કરે છે, અદૃશ્ય, અગમ્ય હિમાદ્રિશિખર પરથી જાહ્નવીની જેમ.

જ્યાં જગતના પ્રાતઃકાળે આદિ અંધકારમાં સ્વર્ણરેખાએ દેખા દીધી હતી, અને જ્યાં જગતનો શ્રાંત-સાધ્યરવિ રક્તવર્ણ છબિ ધારણ કરીને અસ્તે જશે, અને નવા નવા ભુવનોના જ્યોતિર્બાષ્પના રાશિ પુંજના પુંજ નીહારિકા-રૂપે જેની છાતી ઉપર આવીને મેઘખંડની પેઠે સૃજનવેગથી યુગયુગાંતરમાં ફર્યા કરે છે— તે ધ્યાનાભ્રચુંબી શિખર તરફ, તે અગમ્ય અને અચિંત્ય તરફ મારા ચિત્તની બારી દિનરાત ખુલ્લી રાખીશ, હે અન્તવિહીન.

૮૧

તું જ આકાશ છે અને તું જ માળો છે.

હે સુન્દર, માળામાં તારો સુનિબિડ પ્રેમ ક્ષણે ક્ષણે નાના વર્ણ ગંધ અને ગીતથી મુગ્ધ પ્રાણને ચોમેરથી વીંટી લે છે ત્યાં ઉષા ધરતીને લલાટે ચુપચુપ પહેરાવી દેવા માટે જમણા હાથમાં સોનાના થાળમાં માધુર્યની માળા લઈને આવે છે.

ત્યાં સંધ્યા નમ્ર મુખે ધેનુશૂન્ય ગૌચરોને ચિહ્નહીન માર્ગે થઈને સુવર્ણની ઝારીમાં પશ્ચિમ સમુદ્રમાંથી શાંતિજલ ભરી લઈને આવે છે.

પણ જ્યાં તું અમારા આત્માના અપાર સંચારક્ષેત્રરૂપ આકાશ થઈને વિસ્તર્યો છે, ત્યાં તો શુભ્ર પ્રકાશ જ વિરાજે છે. ત્યાં નથી દિવસ, નથી રાત્રિ, કે નથી કોઈ જનપ્રાણી; ત્યાં વર્ણ નથી, ગંધ નથી, વાણી નથી.

૮૨

હે પ્રિયતમ, તારા પ્રેમથી તેં મને ધન્ય કર્યો છે. છતાં કેવળ તારા માધુર્યમાં જ હૃદયને નિમગ્ન કરી રાખવા હું નથી ઇચ્છતો.

હે સ્નેહમય, વિચિત્ર સૌંદર્યના બંધનમાં, કેટકેટલા સ્નેહ અને પ્રેમમાં, કેટકેટલા રૂપોમાં તું જાતે જ્યાં પકડાયો છે,—ત્યાં તારા પ્રણયના અભિમાનમાં હું રોકાઈ નહિ રહું.

તું જ્યાં મારી પહોંચની બહાર છે, જ્યાં ઉદાર અનંત શાંતિ અને મુક્તિનો વિસ્તાર છે, ત્યાં મારો અંતરાત્મા બધાં બંધનોમાં પણ અનંતના આકર્ષણથી સદા દોડી જાઓ.

તારું માધુર્ય મને બાંધી ન રાખો. તે મને તારા ઐશ્વર્ય તરફ આકર્ષ્યા કરો.

૮૩

હે દૂર થકી દૂર, હે નિકટતમ, જ્યાં તું પાસે છે, ત્યાં તું મારો છે, જ્યાં તું દૂર છે, ત્યાં હું તારો છું.

નિત્ય નવાંનવાં સુખદુઃખોમાં, જન્મમાં અને મરણમાં નાના ભાવે તું મારી નિકટ રહેલો છે: તારું ગીત જલ સ્થલ અને આકાશમાંથી સર્વ કાર્યોમાં મને પુકારે છે; તારો મંગલમંત્ર પ્રહરે પ્રહરે મારા ચિત્તના કુહરે કુહરે ગૂઢ સ્વરે ગાજે છે.

જ્યાં તું દૂર છે, ત્યાં સમસ્ત તટભૂમિ પોતાનું ભાન ભૂલી જઈને, આનંદથી પરિપૂર્ણ બનીને તારા નિઃસીમ સાગરમાં પોતાની જાતને સંપૂર્ણ રીતે સમર્પણ કરે છે.

પાસે હોય છે ત્યારે તું આત્માનદીનો કર્મ-તટ હોય છે. દૂર હોય છે ત્યારે તું અનન્ત ગભીર શાંતિ-પારાવાર હોય છે.

૮૪

નિન્દા અને પ્રશંસાની દુશ્છેદ્ય શૃંખલામાંથી મને મુક્ત કરો, મુક્ત કરો. એ કઠણ ભાર જો ખસી જાય તો માણસોની વચ્ચે સંસારનાં કામોમાં હું સ્વાભાવિક રીતે ફરી શકું—હે નાથ, તારો જ આદેશ સદા વિજયી થઈ શકે. તારે ચરણે પ્રણિપાત કરીને, તારો દંડ અને પુરસ્કાર અંતરમાં ગુપ્ત રીતે મૂંગો મૂંગો ઉપાડી લઈશ.

જેમ નદી લાખો લોકાલયોમાં નાનાવિધ કર્મો પતાવીને બંધનહીન જળને લઈને સમુદ્ર તરફ દોડે છે, તેમ એક શાશ્વત ભક્તિના જોરે, અસંખ્ય કાર્યોમાં એકનિષ્ઠ હૃદય લઈને કર્મક્ષેત્રમાં થઈને નીરવ પગલે ચાલ્યો જઈશ.

૮૫

હે પ્રાણેશ, ઘનઘોર અંધકારની સાથે દુર્દિન ઘેરાઈ આવ્યો છે. બધી દિશાઓ વૃષ્ટિની વારિધારામાં જળબંબોળ થઈ ગઈ છે. કુટિલ કટાક્ષપૂર્વક નિષ્ઠુર વિદ્યુત્-શિખા હસતી હસતી ચાલી જાય છે, તોફાની પવને અરણ્ય અને કાનનને ચંચલ બનાવી દીધાં છે.

હે મોહન, હે જીવનસ્વામી, આજે તમે મને અભિસારે બોલાવો. આંસુભીંજ્યા આ જગતમાં કોઈ પણ દુઃખથી, કોઈ પણ ભયથી કે કોઈ પણ વ્યર્થ કાર્યથી હું રોકાઈ નહીં રહું એમ કરો. મારો આ દીવો લપસણા અને અંધારા માર્ગમાં વારેવારે બુઝાઈ ન જાય, ભીના પવનમાં તમારું આહ્વાન ગાજી ઊઠે એમ કરો. આજે આ દુર્દિને દુઃખના આવરણ વડે નિબિડ નિર્જનતા નિર્માણ કરી છે, આજે તારી સાથે એકાંત મિલન ભલે થતું.

# પાણિવાદ

શ્રી ડૉ૦ વાસુદેવશરણ અગ્રવાલ અનુ૦ કિશોરચન્દ્ર ભટ્ટ

શરીરની સાથે શ્રમ આવશ્યક છે. તે એટલા માટે નહીં કે, શરીર સ્વસ્થ રહે; પરંતુ એટલા માટે કે, શરીર જીવિત રહે. શરીરને જીવિત રાખવા માટે શ્રમને અપનાવવો જ પડશે. બીજાઓએ આપણા માટે જે મહેનત કરી છે એ દ્વારા જીવિત રહેવાનો અધિકાર હવે નવો સમાજ નહીં સ્વીકારે. વડવાઓની સંપત્તિના સહારે જીવન ગુજારો કરવાની એક બૂરી અને આળસુ આદત સેંકડો વર્ષથી આપણામાં પ્રવેશી ગઇ છે. એ આદતે નથી કેવળ આપણા શરીરને જ નકામું બનાવ્યું પરંતુ આપણા મનને પણ એક બૂરી લાલચનું ગુલામ બનાવી દીધુ છે. જે ચીજને માટે માણસે સ્વયં પરિશ્રમ નથી કર્યો એનો ઉપભોગ કરવો એ સમજદાર માણસ માટે લજ્જાભરી વાત ગણાય. શ્રમના આવશ્યક નિયમોના અભાવે આપણે માલિક ને મજદૂર, અમીર ને ગરીબ આમ નાના મોટા ભેદભાવોના શિકાર બની ગયા છીએ. એમાંથી આપણે સૌએ મુક્તિ મેળવવી જ પડશે. જો આપણે સૌ પુરાતન માનવીની માફક આવશ્યક શારીરિક શ્રમ કરતા હોત, આપણા પોતાના શ્રમ દ્વારા પેદા કરેલા હિસ્સાને જ ઇમાનદારીથી પોતાનો ગણતાં હોત તો આજે અન્યના પસીના વહાવીને અમીર બનવાનો માનસિક કોઢ આપણને સ્પર્શ્યો ન હોત. સંપત્તિનો એક જગ્યા પરનો સંચય એ એક સામાજિક રોગ છે. ધન જ્યારે એક સ્થાન પર સંચિત થાય છે ત્યારે બીજી જગ્યાએ એનો અભાવ ઉત્પન્ન કરે છે. શ્રમના પાયા પર ઊભેલું જીવન અંદરથી સંતોષ આપે છે, આર્થિક વિનિમયને ન્યાયપૂર્ણ બનાવે છે તથા ઇર્ષ્યા–લોભ અને બેઇમાની જેવી બૂરાઇઓથી આપણને બચાવે છે.

શારીરિક શ્રમ એ જીવનનું નૈસર્ગિક વિધાન છે. સ્થૂળ શરીર દ્વારા ઉત્પાદક શ્રમ કરવો એ સમાજની સ્થિતિનું આવશ્યક અંગ છે. અગર કોઈ માણસ એમાંથી પોતાનું મન ચોરે છે યા વારસાગત ધનના માલિક થવાને કારણે પોતાની જાતને આ પવિત્ર કર્મને માટે જવાબદાર નથી સમજતો ત્યારે એનું કામ બીજાઓએ કરવું પડશે. કોઇ ભલી–સજ્જન વ્યક્તિ કે, જે શરીર અને મનથી સ્વસ્થ છે તે પોતાનો બોજો અન્ય કોઇ વ્યક્તિ ઉપાડે તે કેમ સાંખી લે? હરેક વ્યક્તિએ પોતાનો બોજો પોતે જ વહેવો જોઇએ. એનું જ બીજું રૂપ એ છે કે, સૌએ પોતપોતાનો બોજો ઉપાડવો જોઇએ. અર્થાત્ સમાજમાં પરસ્પર સહકારની તે આદર્શ સ્થિતિ પેદા કરવી જોઇએ કે, જેમાં પ્રત્યેક અંગ સારા શરીરને માટે કામ કરે. આવી ઉચ્ચ મનોવૃત્તિનું નામ સેવા છે. પ્રત્યેક સમાજ વ્યક્તિગત શ્રમથી સામૂહિક શ્રમ તરફ વિકસિત થશે ત્યારે જ હરેક વ્યક્તિ સામૂહિક સેવાની સાથે પોતાની જાતને એક કરી શકશે. આ એક ઉચ્ચ ને આદર્શ સ્થિતિ છે. વ્યક્તિની પૂર્ણતાનો તે ખરો દિન હશે. આ આદર્શ તરફ ધપવા માટે આપણે વ્યક્તિગત શ્રમની સ્થિતિમાં આવવુ આવશ્યક છે. શ્રમ દ્વારા પારિવારિક સ્થિતિને સંભાળવાનો આદર્શ આપણામાં જેટલો વધશે તેટલા જ આપણે સમાજના સામૂહિક શારીરિક શ્રમની તરફ અગ્રેસર થઇ શકીશું. સામૂહિક શારીરિક શ્રમની સ્થિતિ એ વ્યક્તિ અને સમાજના પૂર્ણતમ વિકાસની અવસ્થા હશે. એમાં માનવ અભાવ મુક્ત હશે, ચિંતા મુક્ત હશે. જીવનની આવશ્યક વસ્તુઓ માણસને એવા ધોરણે પ્રાપ્ત થશે કે, જે સૌના માટે સુલભ હશે. એ પવિત્ર ધર્મમય સ્થિતિ હશે કે, જ્યા સ્વર્ગનું રાજ્ય હશે; કારણ કે, માનવસમાજમાં પરસ્પર સેવાભાવ અને સહાયતાથી વધીને સ્વર્ગની બીજી કોઇ ઉત્તમ કલ્પના કરી શકવામા નથી આવતી. જ્યાં સૌ હૃદયપૂર્વક એક બીજાના કાર્યમાં ઉપયોગી થવાનો પ્રયત્ન કરે છે તે જ સ્વર્ગ છે. સ્વર્ગમાં સેવાભાવ અને સહયોગ છે ને નરકમા ઝૂંટાઝૂંટીનું રાજ્ય હોય છે. જ્યારે એકનો કોળિયો બીજો છીનવે છે ત્યારે નરકના દુઃખોની ગંદી મોરી સમાજ પર ફૂટી નીકળે છે. એ કામ જેમ શારીરિક બળના સહારે થઇ શકે છે તેમ બુદ્ધિપૂર્વકના કાયદાથી પણ થઈ શકે છે, પરંતુ એ બન્ને કાર્ય સામાજિક શાંતિ

મારે ખતરનાક છે

'શ્રમના પવિત્ર નિયમોને જો એક વખત આપણે માની લઈએ તો આપણા મનમા, આપણા કર્મોમા અને સમજમા સચ્ચાઈ અને પ્રામાનદારીની નવી નિર્માણાત્મક શક્તિ પેદા થઈ જશે એ એક એવો વિજળીનો તાર છે કે, જેના સ્પર્શથી સમાજમા ચેતનાની નતન ધારા વહેવા લાગશે અને પછી બધા જ પરસ્પર હિતની વાત વિચારવાને અભ્યસ્ત બની જશે

શ્રમ અનુસાર જીવન ઘડવાની નવી યુક્તિ આપણે પ્રાપ્ત કરવી પડશે શુ એવી કોઇ વ્યક્તિ છે કે, જે શ્રમના સત્યનો અસ્વીકાર કરે? શ્રમનુ સત્ય આજે વિશ્વાકાશનો સૌથી અધિક તપતો સૂર્ય છે સૂર્યની સિદ્ધિ તર્કથી નથી થતી તે જીવનની અનિવાર્ય આવશ્યકતા છે સૂર્યથી જ જીવન ટકે છે એ જ પ્રમાણે નવીન જગતમા શ્રમનો મહિમા સ્વયં સિદ્ધ સત્ય છે તે અર્વાચીન જગતનુ જીવન-દર્શન છે દર્શન યા વિચારોએ જ માનવ-જાતિ પર શાસન કર્યું છે શ્રમનો વિચાર યા શ્રમનુ દર્શન નવી જાતના પ્રામાણિક માનવનુ નિર્માણ કરવા ચાહે છે એને આપણે શા માટે રોકીએ? એને રોકીને આપણે ક્યાં સુધી કુશળ રહી શકીશુ? અર્વાચીન જગતને માટે જે નવુ અધ્યાત્મ છે એનુ જ નામ શ્રમ છે આધ્યાત્મ વિના માણસ રહી નથી શકતો મનુષ્ય ખાધા-પીધા વિના રહી શકે છે, પણ અધ્યાત્મ વિના તે રહી નથી શકતો જ્યા કઈ નથી ત્યા પણ તે કશુંક બનાવતો રહે છે એના વિચારો જ અધ્યાત્મનું આવરણ ઓઢીને જીવનનુ નવુ નવુ દર્શન બનતા રહે છે આજે અન્ય કોઇ દર્શન જીવિત નથી કેટલાક નાશ પામ્યા ને કેટલાક તૈયારીમા છે એના સ્થાને શ્રમનુ નવુ અધ્યાત્મશાસ્ત્ર પેદા થયુ છે જેટલા અનેકવિધ વિચારોની ટક્કરો અત્યારે થઇ રહી છે, તેમા શ્રમનું દર્શન જ માનવના મનને નવી આશા ને નવી શક્તિ આપવા માટે ઉપર આવી રહ્યુ છે માનવતાના વિચારોનો જે મહાન ક્ષીર-સાગર છે, એનુ જ મથેનુ માખણ તે શ્રમનો નવો સદેશ છે માનવ-સમાજની અધારી કુટિરો શ્રમના ઉજ્જ્વળ પ્રકાશથી ઝગમગી ઉઠશે માનવના કરમાયેલા અગો શ્રમની ગરમી મેળવીને કર્મને માટે પુન ખીલી ઉઠશે આ અમૃતથી મૂર્છિત માનવને નવજીવન મળશે અને ત્યારે આ પૃથ્વી પર ભાગ્યનુ સ્થાન શ્રમનું વૈજ્ઞાનિક સત્ય લેશે મનુષ્ય પર પ્રસન્ન થનાર દેવતાની તરફ દૃષ્ટિ ન ઉઠાવતા તે ખુદ દશ આંગળીઓવાળા પોતાના હાથ તરફ જોવાની નવી દીક્ષા લેશે એ જ વ્યાસજીનો સાચો પાણિવાદ છે બદરીવનમા તપ કરતા સદા ઉત્થાનશીલ એ મહામુનિએ વિચારપૂર્વક જ આ પાણિવાદનો સદેશ આપ્યો હતો

**અહો સિદ્ધાર્થતાં તેષાં યેષા સન્તીહ પાણય ।**
**અતીવ સ્પૃહયે તેષાં યેષાં સન્તીહ પાણય ॥**
**પાણિમદ્ભ્યઃ સ્પૃહાસ્માકં યથા તવ ધનસ્ય વૈ ।**
**ન પાણિલાભાદધિકો લાભ કશ્ચન વિદ્યતે ॥**

(શાંતિપર્વ ૧૮૦/૧૧-૨૨)

'જેમની પાસે દેવના આપેલ દશે આગળીઓવાળા હાથ છે એમને બીજુ શુ જોઇએ? તેઓ જ સાચા સિદ્ધાર્થ છે જેમની પાસે હાથ છે અર્થાત્ હસ્તબળ છે એમના માટે મારા મનમા ખૂબ 'માન છે તમે ભલે ધન તરફ દૃષ્ટિ દોડાવો, પણ હુ તો આ હાથ તરફ જ જોઉ છુ પાણિલાભથી એક લાભ બીજો કોઈ નથી'

દેવના આપેલા દશ આગળીઓવાળા હાથ એ જ અર્વાચીન માનવની ગર્વિલી સપત્તિ છે

**સર્વે લાભા સાભિમાનાઃ ઇતિ સત્યવતિ શ્રુતિ ।**

(શાંતિપર્વ ૧૮૦/૨૦)

'જે લાભ આત્મપ્રતિષ્ઠા વિના મળે તે લેવા કોણ ચાહશે?'

આ સત્યથી ભરેલુ વેદજ્ઞાન છે કે, જે લાભ સાથે આપણો સબધ હોય તે સ્વાભિમાની વ્યક્તિના માર્ગેથી આપણી પાસે પહોચે, ભિક્ષા યા લૂટના માર્ગથી નહી. શાસ્ત્રોનો પણ એ જ નિચોડ છે કે, જેવુ જેવું કર્મ એવો એને લાભ થાય છે

**યથા કર્મ તથા લાભ ઇતિ શાસ્ત્રનિદર્શનમ્ ।**

(શાંતિપર્વ ૨૭૯/૨૦)

શ્રમ દ્વારા પ્રાપ્ત થયેલ સુખ જ મહાનદની પ્રાપ્તિ કરાવશે એ સિવાય એ અમૃત સુધી પહોચવા માટે અર્વાચીન માનવ પાસે અન્ય કોઈ રાહ નથી સમાજમા ન આવનારા જીવનમા પૂરા ન ઉતરનાર ધર્મ વચનોના મોટા થોથાઓથી શો લાભ? આપણે તો એ ઉત્તમ લોકની તરફ આગળ વધવુ છે, જ્યા

મનની સચ્ચાઇ છે, કર્મ અને વિચારનું ઐક્ય છે, પોતાના કરેલાં કર્મોના લાભથી સંતોષ છે, પરાઈ સેવા કરવાની ઝંખના છે, સામૂહિક સુખનો મેળ છે. તથા શારીરિક શ્રમની પ્રત્યે ભય તથા ઉદાસીનતાના બદલે નવુ સ્વાગત, નવો ઉત્સાહ ને નેત્રોમા નવી ચમક છે

શ્રમનો સિદ્ધાંત સ્વીકાર્યા પછી સૌથી મહાન પરિવર્તન શિક્ષણમા કરવુ પડશે શિક્ષક અને વિદ્યાર્થી બેઉએ પ્રતિદિન ઓછામા ઓછા ત્રણ કલાક શારીરિક શ્રમ કરવો આવશ્યક છે શિક્ષણનો મુખ્ય ધ્યેય ધધો છે જે શિક્ષણ ધધો કે કલા નથી શીખવતું તે શિક્ષણ ન રહેતા એક નાટચકલા જેવુ બની રહે છે જો વિદ્યાર્થા પોતાની જાતને કોઈ ધધાને માટે તૈયાર કરવાનો ઉદ્દેશ લઇને કમ્મર કસશે તો શિક્ષણમા સચ્ચાઈ અને ઇમાનદારીનુ વાતાવરણ પેદા થશે સમય અને ધનનો અપવ્યય અટકશે તથા સાચા સનકોની સખ્યા વધશે આજે શિક્ષણનું ધ્યેય પરીક્ષાએ લઇ લીધુ છે પરીક્ષાનો દાનવ આજે શિક્ષણને ગળી રહ્યો છે જીવનના વાસ્તવિક ધધાઓથી આજે શિક્ષણ દૂર પડી ગયુ છે જીવનની સાચી આવશ્યકતા અનસાર શિક્ષણમા પરિવર્તન એ જ આપણા રાષ્ટ્રીય ઉદ્ધારની સૌ પ્રથમ અને અતિમ સીડી છે શેષ કામ આપોઆપ પૂર્ણ થઈ રહેશે

શિક્ષક અને વિદ્યાર્થી સૌ પોતાની જાત પ્રત્યે સાચા હોય, નિષ્ઠાવાન હોય તે પણ આવશ્યક છે. તેઓ સમાજના ઉપયોગી અગો છે જો તેઓ જ પોતાની જાતને કોઈ વાસ્તવિક કામને માટે ઉપયોગી ન બનાવી શકે તો બીજાઓનુ શુ થશે? આજે દિન રાત શિક્ષણમા ધનની એ ચતાણુ ચાલી રહી છે કદી ન ધરાનાર આ હાથીનું પેટ ભરાવુ આ ગરીબ દેશને માટે ખૂબ મુશ્કેલ છે શ્રમ કરનારના શિક્ષણ માટે સોના–ચાદીની જરૂર નથી. ત્યા તો ઉત્પાદક શ્રમથી શિક્ષણનુ કામ પૂરું થઈ શકશે

શ્રમ પર આશ્રિત આ નૂતન સમાજની રચના માટે વાદવિવાદની નહી, પરતુ ખૂબ મહેનતની, શ્રમની આવશ્યકતા છે ગાધીજીએ શારીરિક શ્રમનુ જે બીજ રોપ્યુ છે તેને ઉછેરવાની જવાબદારી આપણા સૌના પર છે તેઓ દિનરાત ખૂબ જ પ્રવૃત્તિમય રહેતા હોવા છતા પણ ઉત્પાદક શ્રમ કરતા હતા અને રામનામની માફક એનુ મહત્વ માનતા હતા એમના એ મૂળ મત્રને ભૂલવાથી નહી, પરતુ સતત સ્મરણ રાખી એ મહામત્રને વધારવાથી આપણને અનેકગણો લાભ થશે. આપણા સૌનુ કલ્યાણ થશે. તેઓ રાષ્ટ્રના સાચા ઋષિ હતા સર્વજનિક કલ્યાણના અનેક ઉપાયો એમની તેજસ્વી બુદ્ધિમા ગાઢ થઇને વસી ગયા હતા એમના એ કલ્યાણ સૂરોને આપણી જીવન વીણા પર ચઢાવીને પુન આપણી જીવન વીણાને ગૂજતી કરીએ

---

## હુ નહોતો કહેતો ?

એક બુઢ્ઢો હતો એણે ઘરથી અડધા માઈલ પર એક પેટ્રોલની દુકાન ખોલી હતી ત્યાં એનો છોકરો બેસતો તે આખો દિવસ બીડી પીધા કરતો પેલાનો મિત્ર કહેતો કે, 'પેટ્રોલની દુકાનમા બેસીને તમારો છોકરો બીડી પીએ છે તો કોક દિવસ આગ લાગી જશે ' પણ છોકરો માનતો નહી અને એક દિવસ ખરેખર આગ લાગી ગઈ પેલો મિત્ર અડધો માઇલ દોડતો જઇને બુઢ્ઢાને કહેવા લાગ્યો કે 'જુઓ, હુ કહેતો હતો ને એવુ જ થયુ હુ ક્યારનો કહેતો હતો પણ કોઈ માનતુ નહોતુ.' બુઢ્ઢો પૂછે છે કે, 'પણ થયુ શુ એ તો કહો?' 'બસ, એ જ, હુ કહેતો હતો ને એવુ જ થયુ!' 'પણ શુ!' છેવટે કહે કે, 'તમારી પેટ્રોલની દુકાનમા આગ લાગી ગઈ' 'અરે ભલા ભાઈ તો તુ એ ઠારવાને બદલે અહીં કા દોડી આવ્યો?' તો કહે, 'મારી વાત સાચી પડીને એ કહેવા '

તો મિત્રો, જવાહરલાલ અસફળ થયા છે તે સાચુ છે અને અમે એમનાથી સો ગણા અસફળ થયા છીએ તે પણ તેનાથી સો ગણુ સાચુ છે પરતુ આજે હવે બનેએ જાગવાનુ છે

# બ્રહ્માર્ષિ

સત્યાનંદ

જૂના જમાનામાં ચંદ્રવંશમાં એક પ્રતાપી રાજા રાજ્ય કરતા હતા. પાછળથી તેઓ વિશ્વામિત્ર નામથી પ્રસિદ્ધ થયા. એકવાર તેઓ પોતાની સેના સાથે યુદ્ધભૂમિમાંથી પાછા વળી રહ્યા હતા. માર્ગમાં બ્રહ્મર્ષિ વસિષ્ઠનો આશ્રમ આવ્યો. તેમણે રાજાનું ખૂબ સ્વાગત કર્યું. સત્કાર કરીને પોતાને ત્યાં જ ભોજન લેવાને પ્રાર્થના કરી.

રાજાએ વિચાર્યું, 'વનમાં રહેનારા આ બ્રહ્મર્ષિ મારી આવડી મોટી સેનાને કઈ રીતે ભોજન ખવરાવશે? તેથી તેમણે વિનમ્રતાપૂર્વક બ્રહ્મર્ષિની વાતનો અસ્વીકાર કર્યો.

બ્રહ્મર્ષિ કહે, 'આપ એ વાતની ચિંતા ન કરો. બધો પ્રબંધ થઈ જશે.'

થયું પણ એવું જ. બ્રહ્મર્ષિની પાસે એ દિવસોમાં કામધેનુ હતી. એ કામધેનુની કૃપાથી એમણે અનેક પ્રકારની વાનીઓ વડે આખીયે સેનાને તૃપ્ત કરી. એ જોઈને રાજાનું મન ડોલી ઊઠયું. તેમણે બ્રહ્મર્ષિને પ્રાર્થના કરી કે પેલી કામધેનુ પોતાને આપી દે.

પણ બ્રહ્મર્ષિ એવું કરી શકે તેમ નહોતું. કામધેનું દેવતાઓની હતી. તેમણે ના પાડી દીધી. પણ રાજાનું મન તો ડોલી ઊઠયું હતું. તેઓએ માન્યું નહિ અને કામધેનું ચોરીને લઇ ગયા.

કામધેનુએ બ્રહ્મર્ષિની મદદ યાચી અને પોતાના તપબળથી બ્રહ્મર્ષિ વસિષ્ઠે એક ભારે મોટી સેના પેદા કરી. ઘોર યુદ્ધ થયું. વિશ્વામિત્રની સેના પરાજિત થઈ. તેઓ વધારે કૃદ્ધ થયા. વારંવાર તેઓ બ્રહ્મર્ષિના આશ્રમ પર આક્રમણ કરવા લાગ્યા. ત્યારે પછી બ્રહ્મર્ષિએ પોતાના બ્રહ્મતેજથી એક દંડનું નિર્માણ કર્યું. વિશ્વામિત્ર હવે કશું ન કરી શકયા. એમનું તમામ બળ બ્રહ્મતેજની સામે વ્યર્થ ગયું. તેઓ સમજી ગયા કે બ્રાહ્મણ ક્ષત્રિયોથી ઊંચાં હોય છે. એ બ્રાહ્મણત્વ પ્રાપ્ત કરવાને તેમણે ઘોર તપ આદર્યું. ધીરે ધીરે એમની તપસ્યા એટલી કઠોર થઈ ગઈ કે દેવતા અને મનુષ્ય, મુનિ અને ઋષિ, તપસ્વી અને યોગી સૌએ સ્વીકારી લીધું કે આ રાજા બ્રાહ્મણ થવાને સર્વથા યોગ્ય છે.

પણ બ્રહ્મર્ષિ વસિષ્ઠ આ વાતનો સ્વીકાર કરવાને તૈયાર હતા નહિ. એમણે કહ્યું, 'વિશ્વામિત્ર અભિમાનને વશ થઇને કઠોર તપશ્ચર્યા કરે છે. જે ત્યાગ અભિમાન પર આધારિત છે તે સાચો ત્યાગ નથી. આ કારણે હું એમનો બ્રાહ્મણ તરીકેનો સ્વીકાર કરવા તૈયાર નથી.'

વિશ્વામિત્રને જ્યારે આ સમાચાર સાંપડ્યા ત્યારે તેઓ ક્રોધથી સળગી ઊઠ્યા અને વસિષ્ઠના સો પુત્રોને મરાવી નાખ્યા. બ્રહ્મર્ષિ વસિષ્ઠને આથી બહુ જ દુઃખ થયું. શોકને કારણે તેઓ વિચલિત જેવા થઇ ગયા. પણ તેઓ પોતાની વાત પર તો દૃઢ રહ્યા. પોતે જેને અસત્ય માનતા હતા તેનો તેઓ સ્વીકાર ન જ કરી શકયા. વિશ્વામિત્ર બ્રાહ્મણ થઈ શકતા નહોતા. કારણ, હજી તો એમણે ક્રોધને ય વશ નથી કર્યો.

વિશ્વામિત્રે આ જાણ્યું. એમના મન-શરીરમાં અગ્નિ પ્રજ્વળી ઊઠ્યો. ક્રોધથી તેઓ ગાંડા જેવા થઈ ગયા. તેમણે તો નિશ્ચય કર્યો કે હું વસિષ્ઠને મારી નાખીશ. આ દુષ્ટ વિચારને પૂરો કરવાને વાસ્તે વસિષ્ઠના આશ્રમ ભણી તેઓ ચાલવા લાગ્યા. ક્રોધ માણસને આંધળો બનાવી દે છે. વિશ્વામિત્ર પણ આંધળા જ થયા હતા. આશ્રમમાં પહોંચી, બ્રહ્મર્ષિની કુટિરની પાછળ છુપાઇને મોકો જોઇ અંદર પેસી વસિષ્ઠની હત્યા કરવાની પેરવી કરવા લાગ્યા.

સહસા એ જ સમયે એમણે સાંભળ્યું કે બ્રહ્મર્ષિ વશિષ્ઠ કોઈ સાથે વાતો કરી રહ્યા છે. બસ, બધું ભૂલી જઈને તેઓ એ વાતો સાંભળવા લાગ્યા. એમણે સાંભળ્યું તો બ્રહ્મર્ષિ એમના તપની પ્રશંસા કરી રહ્યા છે. એમના મનમાં વિશ્વામિત્ર પ્રત્યે ક્રોધ ન હતો, ઈર્ષ્યા ય ન હતી. તેઓ શુદ્ધ અને પવિત્ર તો હતા, સાથે સાથે ક્ષમાશીલ પણ છે જ. જેમ જેમ વિશ્વામિત્ર એ વચનો સાંભળવા લાગ્યા તેમ તેમ તેમનું મન નિર્મળ થવા લાગ્યું. આખરે તેમનાથી રહી શકાયું નહિ. જે અસ્ત્રોથી તેઓ વશિષ્ઠને મારી નાખવા ચાહતા હતા તેને ત્યાં જ ફેંકીને તેઓ અંદર જઈ બ્રહ્મર્ષિના ચરણમાં ઢળી પડ્યા.

વશિષ્ઠે રાજાને જોયા. ઘણાં જ પ્રેમથી એમનો સત્કાર કર્યો. કહ્યું, 'બ્રહ્મર્ષિ.......'

વિશ્વામિત્ર એમના તરફ જોઈ જ રહ્યા. બોલ્યા, 'મહર્ષિ, આપે મને બ્રહ્મર્ષિ કહીને બોલાવ્યો. શું આપ એ દર્શાવવાની કૃપા કરશો કે આ અગાઉ આપે મારી તપસ્યાનો આદર શાથી ન કર્યો?'

વશિષ્ઠે જવાબ વાળ્યો, 'શાથી જે, ત્યારે આપ શક્તિના મદમાં આવી બ્રાહ્મણ-પદની માગણી કરી રહ્યા હતા.'

વિશ્વામિત્ર બોલ્યા, 'અને હવે....?'

વશિષ્ઠે સસ્મિત ઉત્તર વાળ્યો, 'હવે તો આપને પશ્ચાત્તાપ થાય છે. આ જ સાચી બ્રાહ્મણ વૃત્તિ છે. આપે એનો સ્વીકાર કરી લીધો છે, તેથી મેં આપને બ્રહ્મર્ષિ કહ્યા.'

અને પછી તો બન્ને બ્રહ્મર્ષિઓ પરમ મિત્ર થઈ ગયા.

---

## કર્મત્યાગ અને તરણોપાય

એક માણસ હતો. તેને પોતાનું ઘર અમંગળ લાગ્યું. એટલે તે એક ગામડે જઈને રહ્યો. તે ગામમા પણ તેણે ગંદવાડ જોયો. એટલે તે જંગલમાં ગયો. ત્યાં જઈ એક આંબા નીચે બેઠો. ઉપરથી એક પંખી તેના માથા પર ચરક્યુ. એટલે આ જગલ પણ અમંગળ છે એમ કહીને તે નદીમા જઈને ઊભો રહ્યો. નદીમાં મોટા માછલાં નાના માછલાને ખાતાં હતાં. એ જોઈને તો તેને ચીતરી જ ચડી. આખી સૃષ્ટિ જ અમંગળ છે, અહીથી મર્યા વગર હવે છૂટકો નથી. એવું મનમાં નક્કી કરી પાણીમાથી બહાર નીકળી તેણે હોળી સળગાવી. ત્યાથી એક ગૃહસ્થ જતા હતા તેમણે કહ્યું: 'અલ્યા કેમ જીવ આપે છે?'

પેલાએ કહ્યું: 'આ દુનિયા અમંગળ છે તેથી.'

પેલા ગૃહસ્થે કહ્યુ: 'તારુ આ ગંદવાડથી ભરેલું શરીર, આ ચરબી એ બધુ અહી બળવા માડશે એટલે કેટલી બધી બદબો છૂટશે! અમે અહીં નજીક જ રહીએ છીએ, અમારે કયા જવું? એક વાળ બળે છે તો યે કેટલી બધી દુર્ગંધ ફેલાય છે? તારી તો જેટલી હશે તેટલી બધી ચરબી બળશે! અહીં કેટલી દુર્ગંધ મારશે તેનો તો કઇ વિચાર કર!'

પેલા માણસે થાકીને, ત્રાસીને કહ્યુ: 'આ દુનિયામાં જીવવાની સગવડ નથી ને મરવાની પણ સગવડ નથી. કરવું કેમ?'

સારાંશ કે અમંગળ અમંગળ કહીને બધું ટાળવા જશો તો ચાલવાનું નથી એક પેલું નાનું કર્મ ટાળવા જશો તો બીજું મોટું બોચી પર આવીને બેસશે. જે કર્મો પ્રવાહપતિત કુદરતી રીતે, આપમેળે આવી મળ્યાં છે તે કર્મોની વિરુદ્ધ જવામાં કોઈ પોતાની શક્તિ વાપરવા જશે, પ્રવાહની સામે કોઇ જવા માગશે તો આખરે થાકી જશે ને પ્રવાહ સાથે ઘસડાઇ જશે. પ્રવાહને અનુકૂળ હોય તેવી ક્રિયા કરતા રહીને તેણે પોતાનો તરણોપાય શોધવો જોઈએ. તેથી મન પર ચડેલો લેપ ઓછો થતો જશે અને ચિત્ત શુદ્ધ થતું જશે.

—વિનોબાજી

# ગુણત્રયવિભાગ

હે મહાબાહો! પ્રકૃતિથી ઉત્પન્ન થનારા સત્ત્વ, રજસ અને તમસ એ ગુણો અવિનાશી જીવાત્માને દેહમાં બાંધે છે. *

હે નિષ્પાપ! તેમાં નિર્મળ હોવાથી પ્રકાશક અને દુઃખરહિત એવો સત્ત્વગુણ સુખ તથા જ્ઞાનના સંગ વડે આત્માને બાંધે છે. *

હે કૌન્તેય! તૃષ્ણા અને આસક્તિને ઉત્પન્ન કરનાર રજોગુણને રાગરૂપ તું જાણ, તે દેહધારીને કર્મના સંગ વડે બાંધે છે. *

હે ભારત! વળી સર્વ જીવોને મોહ પમાડનાર તમોગુણને અજ્ઞાનથી ઉપજનારો તું જાણ; તે પ્રમાદ આળસ ને નિદ્રા વડે બાંધે છે. *

હે ભારત! સત્ત્વગુણ સુખમાં જોડે છે, રજોગુણ કર્મમાં અને તમોગુણ જ્ઞાનને ઢાંકી દઈને પ્રમાદમાં જોડે છે. *

રજોગુણ તથા તમોગુણને દબાવીને સત્ત્વગુણ વધે છે. સત્ત્વગુણ અને તમોગુણને દબાવીને રજોગુણ વધે છે. તેમ જ સત્ત્વગુણ તથા રજોગુણને દબાવીને તમોગુણ વધે છે. *

જ્યારે આ દેહમાં સર્વ ઇન્દ્રિયોરૂપ દ્વારોમાં પ્રકાશ અને જ્ઞાન ઉત્પન્ન થાય છે ત્યારે સત્ત્વગુણ વધેલો છે એમ જાણવું. *

હે ભરતશ્રેષ્ઠ! રજોગુણ વધ્યો હોય ત્યારે લોભ પ્રવૃત્તિ, કર્મનો આરંભ, અશાંતિ અને તૃષ્ણા ઉત્પન્ન થાય છે. *

અપ્રકાશ, અપ્રવૃત્તિ, પ્રમાદ તેમ જ મોહ એટલાં વાનાં તમોગુણ વધ્યો હોય ત્યારે ઉત્પન્ન થાય છે. *

પુણ્ય (સાત્ત્વિક) કર્મનું ફળ સાત્ત્વિક અને નિર્મળ કહેવાય છે; રાજસકર્મનું ફળ દુઃખ અને તામસકર્મનું ફળ અજ્ઞાન કહેવાય છે. *

સત્ત્વગુણથી જ્ઞાન ઉત્પન્ન થાય છે. રજોગુણથી લોભ ઉત્પન્ન થાય છે અને તમોગુણથી પ્રમાદ મોહ તથા અજ્ઞાન ઊપજે છે. *

જે થકી દેહની ઉત્પત્તિ થાય છે એવા આ ત્રણ ગુણોને ઓળંગી જઈને દેહધારી જન્મ મરણ તથા વૃદ્ધાવસ્થાનાં દુઃખોથી મુક્ત થઈને મોક્ષને પામે છે. *

અર્જુન બોલ્યા:— હે પ્રભો! કયાં લક્ષણો વડે આ ત્રણ ગુણોને ઓળંગી ગયેલો મનુષ્ય જણાય છે? તે કેવા આચારવાળો હોય છે? આ ત્રણે ગુણોને તે કેવી રીતે ઓળંગી જાય છે. *

શ્રી ભગવાન બોલ્યા:— જે માનમાં કે અપમાનમાં, મિત્રમાં કે શત્રુપક્ષમાં સમભાવે રહે છે તથા જેણે સર્વ આરંભોનો પરિત્યાગ કર્યો છે તે ત્રણે ગુણોને ઓળંગી ગયેલો કહેવાય છે. *

જે અસ્ખલિત ભક્તિયોગ વડે મને સેવે છે તે આ ગુણોને ઓળંગી જઈને બ્રહ્મરૂપ થવાને સમર્થ થાય છે. *

કારણ કે મરણધર્મરહિત અને નિર્વિકાર એવા બ્રહ્મનો, શાશ્વત ધર્મનો તથા એકાન્તિક સુખનો હું જ આશ્રય છું. *

માટે જ્ઞાન અને વિજ્ઞાનના કારણરૂપ આ દેહને પામીને વિચક્ષણજનો ગુણસંગને ખંખેરી નાખીને મને ભજે. *

વિદ્વાન મુનિ નિઃસંગ બનીને, અપ્રમત્ત, જિતેન્દ્રિય રહીને, મને ભજે. સત્ત્વના સેવન વડે તે રજસ અને તમસનો જય કરે. *

શાન્ત બુદ્ધિવાળા તેણે વાસનાજય (નૈરપેક્ષ્ય) વડે સત્ત્વનો પણ જય કરવો. આ પ્રમાણે મુમુક્ષ ગુણોના બંધનમાંથી અને જીવભાવમાંથી મુક્ત થાય છે. *

વન સાત્વિક નિવાસ ગણાય છે. ગ્રામ રાજસ નિવાસ ગણાય છે. જુગારનો અડ્ડો તામસ નિવાસ ગણાય અને મારું ધામ ત્રિગુણાતીત વર્ણવાય છે. *

જેણે મારું સંપૂર્ણ શરણ લીધું છે તે ત્રિગુણાતીત દશાને પામે છે. *

પ્રસન્ન ચિત્ત, ઇન્દ્રિયજય, નિર્ણય દેઢ અને અસંગ મન—આ બધાં સત્ત્વગુણનાં લક્ષણ છે. મારા સાક્ષાત્કારનું આ સિંહદ્વાર છે. *

હૃદયનો વિકાર, ચિત્તની અશાંતિ, ગાત્રોનું અસ્વાસ્થ્ય અને ભ્રાન્ત મન—આ બધાં રજોગુણનાં લક્ષણ છે. *

વ્યથિત હૃદય, ગ્રહણશીલતામાં અસમર્થ એવું મૂઢ મન, દેહમાં ગ્લાનિ—આ તમોગુણનાં લક્ષણ જાણ. *

જ્યારે સત્ત્વગુણની વૃદ્ધિ થાય છે ત્યારે અતિ પ્રકાશ થાય છે; રજોગુણની વૃદ્ધિ થાય છે ત્યારે અતિ પ્રવૃત્તિ થાય છે અને તમોગુણની વૃદ્ધિ થાય છે ત્યારે મહાઅંધકાર છવાય છે. *

જીવભાવમાંથી વિમુક્ત થતાં જ મુમુક્ષ મનમાંથી ઉત્પન્ન થતાં ત્રિગુણમાંથી મુક્ત બને છે અને બ્રહ્મસ્વરૂપ એવા મારામાં પૂર્ણતા પામે છે. *

---

## મહાપુરુષોનું બચપણ

ધ્રુવકુમાર

વાત જૂની છે.

તમે સ્વર્ગીય ગોપાલકૃષ્ણ ગોખલેનુ નામ સાભળ્યું છે? તેઓ ગણિતના પ્રકાડ પડિત હતા. મહારાષ્ટ્રના વતની હતા. એક વખત કાઇ કામ પ્રસગે તેઓ કલકત્તા આવ્યા હતા. ત્યારે, કેટલાક છોકરાઓ એમને મળવા, એમના નિવાસ સ્થળે આવ્યા હતા.

મળી કરીને સહુ છોકરાઓ વિદાય થયા, ત્યારે એમનો એક છોકરો એમનો એમ ત્યાં જ બેસી રહ્યો.

આ જોઇ ગોખલેએ પૂછ્યુ :

'શુ જોઇએ છે, ભાઈ?'

છોકરાએ કહ્યુ·

'આપનો આશીર્વાદ ચાહું છુ!'

ગોખલે બોલ્યા :

'મારા આશીર્વાદથી તને સુખ મળવાને બદલે દુઃખ જ અધિક મળશે!'

છોકરાએ કહ્યું :

'ભલે, જે કઈ થાય! પરંતુ, આપ જેવા મહાન-પુરુષના આશીર્વાદ જ મારે તો જોઇએ. કહો, કઈ રીતે મનુષ્ય મહાન થઈ શકે છે!'

ગોખલે બોલ્યા :

'ભાઈ ભણી-ગણીને મેં ખૂબ રૂપિયા કમાયા ચાલ્યા. પણ, સદા મારા મનમા એક જ વાત ખટકતી રહેતી હતી કે, રૂપિયા-પૈસા તો નષ્ટ પામવાવાળા છે. કાઇ એવુ કરવું જોઇએ—જે અમર રહે...

'અંતે, મેં સહુને છોડીને—સુખ, ઐશ્વર્ય, આરામ ત્યાગી—દુઃખનો માર્ગ ચુંટી લીધો અને એ હતો દેશની સેવા......

'કોઈ દિવસ મારું પણ નાનુંશું કુટુમ્બ હતુ. એને સુખ દેવાની વાત વિચારતો હતો......

'પણ, આજે મારો દેશ જ મારો પરિવાર (કુટુમ્બ) છે. એને સુખી કરવો મારો ઉદ્દેશ છે...

'જો તમે ચાહો તો, સંસારમાં મહાન બનવાને માટે બસ એ જ એક માર્ગ છે...

'પરંતુ, આ માર્ગ પર આવવાને સારું શિક્ષા પ્રાપ્ત કરવી જરૂરી છે.'

આ વાતની અસર આ છોકરા પર એવી સજ્જડ પડી કે, ખેલવું, કૂદવું, દોસ્તોની સાથે ધીંગા મસ્તી-ઠઠ્ઠા મશ્કરી ગપ્પાં મારવા—સઘળું કાંઈ ભૂલી જઈ પહેલાં ખૂબ ભણવા-ગણવામાં લાગી ગયો.

શિક્ષણ પૂરું કર્યા બાદ, દેશ-સેવામા લાગી ગયો.

એના (એ છોકરાના) ઘરના કુટુમ્બીઓ ઇચ્છતા હતા કે, ભણી-ગણી એ ખૂબ કમાશે!

પરંતુ જ્યારે રૂપિયા કમાવામાં નહિ પડતાં, એ દેશનું કામ કરવામા લાગી ગયો. ત્યારે ઘરનાં સહુ ઘણાં જ નારાજ થયા. છતા, એમણે પોતાનો માર્ગ છોડયો નહિ. જતે દિવસે એ છોકરો આપણા દેશનો એક મહાન પુરુષ બન્યો· રાષ્ટ્રપ્રમુખ!

જાણો છો, એ કોણ? નહી?

તો જાણી લ્યો: એ હતા આપણા સ્વર્ગસ્થ માજી રાષ્ટ્રપતિ ડૉ૦ રાજેન્દ્રપ્રસાદ.

# હરિનો મારગ....

દેવેન્દ્રકુમાર કાલિદાસ પંડિત

[ગતાંકથી ચાલુ]

આપો દાનો દી' જગતામાં, ઝીગમણું મોં રાખી માળા ફેરવે છે. પાસે બેસી એક આદમી વાત કરી રહ્યા છે:

'આપા! પાંચાળની વસ્તી કાળો કકળાટ કરે છે.'

'શા સારું?'

'આ પાળિયાદવાળો આપો વિસામણ, જાત્રાળુઓ માથે ગજબ ગુજારે છે!'

'એમ!'

'હા. આપા! તરણેતરના મેળે હોંશ ભર્યાં જાતા લોકોને, તેના લૂંટારા સાથી ભેળા રાખી લૂંટી લે છે. આડા ઓડા બાંધી બેસે છે. સૌરાષ્ટ્રની ભાવુક વસ્તીને તરણેતર મહાદેવ ગયા વિના હાલે નહિ, એમ સારી પેઠે સમજનારો, આ વિસામણ કાળો કેર કરે છે. આનો કાંઈક ઉપાય કરો આપા! હવે હદ થાય છે!'

'ઠાકર! ઠાકર! કાઠીના દીકરાને તે વળી સારાં કામ સૂઝતા હશે કે'દી?'

'એકલા લૂંટીને વહ્યા જાતા નથી. માણસને જીવતા મારી નાખે છે.'

'અરે રે! ઠાકર, માણસને આવી મત્ય કેમ દેતા હશે? જુઓ ભા! હું જેઠથી ભાદરવો ચાર મહિના તરણેતર રહું છું. ત્યારે વિસામણને ગોતી કાઢીશ. હું ય કાઠી ભગત છુ.'

ભગતે તે દિવસથી ગાંઠ વાળી કે, વસ્તીને સંતાપનારો આ કાઠી મને ક્યાંક ભટકાઇ જાય તો સારું.

દાનો ભગત દર વરસના નિયમ મુજબ, પોતાની ભક્ત-મંડળી સાથે, ચલાળાથી ધજાનો પોઠિયો ભરી, થાન પાસેના તરણેતર (ત્રિનેત્ર) મહાદેવ જવા નીકળ્યા.

આ સો ભક્ત-મંડળ, મૂંગાં મૂંગાં વાટ કાપનારું નહિ. સૌના હાથમાં કરતાલ ને ઝાંઝ છે. બેનું પખવાજ છે. આખો વગડો ગજાવતાં સૌ વહ્યાં આવે છે. પાંચાળના ડુંગરા તેઓના ભજનના જાણે હોંકારા દેતા આવે છે.

સાધુઓ ગાતા આવે છે:

'સમદર સરખી ગોરી બનાવી
મેરૂ પરવતનો રવૈયો
કે નંદના ગોવાળી.'

ઝાંઝ પખવાજના શીળા રણઝણાટ, વનરાઈના હૈયા ઉપર છાંટતું છાંટતું આ ભક્ત-મંડળ ચાલ્યું આવે છે. ત્યાં માંડવાના ડુંગરા ઉપર ઓડા બાંધીને બેઠેલા વિકરાળ લૂંટારા, વિસામણે આ જોયું, અને સાથીઓને બૂમ મારી.

'એલા પોઠિયા માથે લૂગડાં ભરી કોક વહ્યું આવે છે.'

'દાનો ભગત છે, ચલાળાની જગ્યાવાળા!'

'ભગત ફગતનું આપણે શું કામ છે? તેની પોઠ ઉપરથી લૂગડાં આંચકી લ્યો, ઈ તો બીજે ય ક્યાંકથી ધૂતી લેશે!'

'સાચું, બા સાચું.'

કહેતા બે જણા હથિયાર હીલોળતા, માંડવાના ડુંગરા હેઠે ઉતરી, ગાતી વગાડતી મંડળીના સમીપ આવ્યા. અહીં સંતો ગાવામાં તલ્લીન બની ગયા હતા.

'નાગર નંદજીના લાલ,
રાસ રમતાં ને મારી નથડી ખોવાણી
નાની નાની નથડી ને
માંહી ભરેલા હીરા
જડી હોય તો આલો,
મારી નણદલના વીરા...નાગર૦

'વીરા' શબ્દ ઉપર પખવાજ વગાડનારે થપાટો મારી એવો તો સરસ તોડ નાખ્યો, અને ભેળા ઝાંઝ પણ એ પખવાજના વિરામ સંકેત પર વિરમી ફરી પાછા પખવાજની ડુમન ભેળા એવા તો સંવાદી બની ગયા કે સાંભળનારાને ત્યાંથી ખસવું ગમે નહિ, એવી એ તાલ લયની સંવાદી ગૂંથણી વચ્ચે લૂંટારા-

ઓનો કર્કશ અવાજ ગાજ્યો:

'ઊભા રો એય ભજ્ઞે લોટ મંગાઓ!'

ગાનારાઓના ગળામાં અધે આવી ગાન વિરમી ગયું. પખવાજની થપાટો એમના એમ પખવાજ પર ચોટી રહી. સૌ સાધુડા બાઘવા જેવાં બની ગયા. એટલે આપો દાનો આ બિહામણા, ત્રાડ દેનારા લૂટારાઓની ટૂકડી આવ્યા.

'શું છે ભા! સાધુડાઓને શીદ સંતાપવા આવ્યા છો!'

'હવે આઘો ખસ ને, નીકર બડુકો ખાઇશ!'

'આવડો બધો ઉત્પાત શીદ કરવો પડે છે? જે હોય તે ઝટ કહી દે ને!'

'આ પોઠિયો મૂકી હાલતા થૈ જાઓ!'

'અરે બાપ! ઈ પોઠમા તો ધજાઉં છે!'

'ધજાઉં છે? લૂગડા નહિ?'

'ના બાપ! લૂગડા નથી.'

'ઈ તો ઈ. મૂકતા જાઓ; જે હશે ઈ માથે પોગાડશું!'

'માથે કોણ છે?'

'આપો વિસામણ!'

'વિસામણ? પાળિયાદવાળો?'

'હા.'

'તે તો મને, એની પાહે લઈ હાલો ભા! ઘણા દી થ્યા વાટ જોઉં છુ મને વિસામણ પાહે પો'ચાડો.'

'એ બાવા! તારું ન્યા કામ નથી, બી મરીશ!'

'કામ છે બાપ! જ્યા કાળાકામા થતા હોય, જ્યા ગજબ ગુજરતો હોય ત્યા બાવાના જ કામ હોય, બીજાના નહિ. અને હું ય કાંઠી ભગત છુ હો, બીઉં એવો નથી!'

દાના ભગતનો અતિ આગ્રહ જોઇ, લૂંટારાઓ આપાને ડુંગરા ઉપર લઇ ગયા. ઉપર જતા જ આપાને વિસામણ કળાયો લાલઘુમ આંખો ઘુમાવી, મૂછે તા દેતો, લાંબી તલવાર ગોઠણ પાસે રાખી પાળિયાદનો ખૂની, કાઠી લૂંટારો વિસામણ બેઠો છે.

ઉપર વિસામણ દેખાતા ભેળા જ આપા બોલ્યા:

'એ વિસામણ! બાપ! આવડો પાપનો ભાર, કયા ભવ સારુ બાધ છ? તારા એકના પેટ સારુ નો ઉપડે એવડો પાપનો પોટલો કયા જનમારા સારુ બાંધી જા છ? વસ્તીના ઘણા નિસાસા લીધા, ઘણાને માર્યા, હવે બસ કરી જા! તારા પાપે આખી કાઠી કોમ ઉપર શ્રાપના મે વરસે છે!'

જેમ જેમ આપા દાનાની જબાન આગળ ચાલતી ગઈ તેમ તેમ વિસામણનો હાથ, મૂછને વળ દેતો થોભતો ગયો, તેની આંખોની ધૂમાધૂમ ધીમી પડતી ગઇ. કોઇક વશીકરણ થયું હોય તેમ અંતરમાં ઊંડે ઊંડે હલચલ મચી ગઇ. આપા દાનાએ આ ફેરફાર જોયો.

'વિસામણ! બાપ વિસામણ! મનુષ્યનો અવતાર ભગવાન આવા કાળા કામ કરવા દેતો હશે?'

આપા દાનાના ઉચ્ચારણમા એવી તો વેધકતા હતી કે, વિસામણથી આ સહી શકાયું નહિ. તે કૂદી ઊભો થયો, અને આપા દાનાના પગમાં પડી ગયો. તેને બે હાથ ઝાલી ઊભો કરતા ભગત બોલ્યા:

'એય વિસામણ! મને પગે લાગ્યે કાંઈ નહિ વળે! હું ય રોજ રોજ જેને પગે લાગું છું તે ઠાકરને પગે પડ બાપ! માણસ તો હાડચામનું માળખુ છે.'

'તમારી વાણીએ મારું અંતર પ્રજળે છે, ભગત! હવે આ પાપ બોજમાંથી છૂટવા, અને તે હળવો કરવા મને મારગ સૂઝાડો.'

'આહી બેઠા શું મારગ દેખાડું? આ બધાય ને રજા દે આ હથિયારને ભાંગી નાખ!'

વિસામણે નીચે પડેલી તલવાર તુરત પોતાના ગોઠણમા ભરાવી તેના બે કટકા કરી આઘે નાખી દીધી. અને બોલ્યો:

'હવે?'

'હવે જો આ મારા ગળામાં રહી તેવી તુલસીની માળા પહેરવી પડશે!'

'પહેરીશ!'

'કપાળમા ગોપીચંદનનું ટીલું કરવુ પડશે!'

'કરીશ!'

'સાધુડાઓની ચાકરી ઉઠાવવી પડશે!'

'ઉઠાવીશ.'

'ગામના છાણ વાસીદાં કરવાં પડશે.'

કરીશ!'

'સૂગાઇશ નહિ ને?'

'ના.'

'ઠીક, હવે હાથ્ય મારી ઝોળા!'

કહી ભગત નીચે ઊતર્યા પાછા ગભૂડિયા જેવો બની ઘડી પહેલાંનો કાળઝાળ લૂટારો ઊતર્યો. તેની આંખમાં, ઘડી પહેલાં સળગતો આતશ ઓલવાઈ જઈ તે જગ્યાએ શીતળતા આવી હતી

નીચે ઊભેલા સાધુઓ વિસામણને જોતા થર થરવા માંડ્યા. એ જોઈ આપો દાનો બોલ્યા

'બીશો મા, આપણી મંડળીમાં એક ગાનારો વધ્યો છે '

'કોણ?'

'આપો વિસામણ!'

'વિસામણ ગાશે?'

'હા બાપ! આખર તો સૌ માનવનું પ્રેમ અનભના ગાન ગાવાનું જ છે' અને પછી વિસા મણ તરફ ફરી બોલ્યા 'વિસામણ! આ સાધુડા જોયા! જેના દર્શન કર્યે બધાં પાતક જાય!'

'જોયા!'

'એલા! સંતોમાં કોઈ પાસે ગોપીચંદન અને તુલસીની માળા હશે?'

'હા હા, હૈ ને! મેરી પાસ હૈ. વૃંદાવનસેં લાયા હૂં'

'તો બાપલા, એક માળા અને થોડું ગોપી ચંદન આપો આપા વિસામણ સારુ '

સાધુએ ઝોળીમાંથી નવીનકોર તુલસીની માળા અને ગોપીચંદનના કટકા દાના ભગતના હાથમાં આપ્યા

'લીજીયે ભગત!'

'આ માળા બાપજી તમે આપાના ગળામાં પહેરાવો'

'હમ?'

'હા '

'અચ્છા! વમામન ભગત ઈધર આઈએ, દેખ ભાઈ! અબી ફીર કીસીકું દુઃખ મત દેના કરશનજી મારાજ તેરા અચ્છા કરેગા' કહી સાધુએ આપા વિસામણની ડોકમાં તુલસીની માળા બાંધી દીધી

અને મંડળી ગાતી વગાડતી આગળ ચાલી સૌ તરખેતર આવ્યા, વિસામણના હૃદય પલટાની વાત સૌરાષ્ટ્રમાં ઘેર ઘેર પ્રસરી ગઈ

બે મહિના વિસામણ દાના ભગત ભેળા તરણે તર રહ્યો દાના ભગતે બેય મહિના જ્ઞાન વાતો કરી પછી એક દિવસ વિસામણે કહ્યું

'આપા' હવે મારે શું કરવું? તે આજ્ઞા આપો.'

'હું તો બીજું શું કહેવાનો હતો હું જે કરું છું તે જ બીજાને આદરવા કહું ને? જા બાપ! પાળિયાદ જા! ત્યાં ગાયુંની ચાકરી કરજે, અભ્યા ગતોને રોટનો દેજે અને સદાવ્રત બાંધજે કરેલા પાપ પૂજને બાળવા આ એક જ સર્વોત્તમ માર્ગ છે, વિસામણ, જીવન જીવવાનો હેતુ જ બીજાના ભલા કાજે ખપ આવવાનો છે '

આપો વિસામણ પાળિયાદ આવ્યા, અને ત્યાં જગ્યા બાંધી આપા દાનાની આજ્ઞા અક્ષરશ પાળી

*

કોઈ કુશળ કાઠિયાણીએ ચંદરવામાં નાના નાના આભલા કુશળતાથી ગોઠવ્યા હોય તેમ આભના ચંદરવામાં મધરાતના તારોડિયા ટમટમી રહ્યા છે. તેવે વખતે જગ્યામાં ધીરે ધીરે ચોમેર જોતી જોતી એક બાઈ જગ્યાના કૂવા ભણી જાય છે

બાઈને ખબર નહિ કે મારી પછવાડે પણ કોક વધુ આવે છે એ હતા આપા દાના થાનની જગ્યામાં મધરાત ભાગ્યે ગયું ને પહર લઈ જવાની ટેવથી તે વખતે ઉંઘ ઊડી જતા જગ્યામાં આંટા મારવાની ટેવવાળા આપા જગ્યામાં આંટા મારતા હતા એણે આ બાઈને કૂવા ભણી જતી જોઈ, તે પણ એની પછવાડે ચાલ્યા

તે ધીરે ધીરે કૂવાના થાળા ઉપર આવી. આપો પણ ઝપાટા ભેર થાળા ઉપર ચડી ગયા અને જેવી બાઈ કૂવામાં ભૂસકો મારવા જાય છે કે આપાએ બાઈનું કાંડુ પકડી લીધું

ચમકીને બાઈએ પાછળ જોયું તો આપો દાનો ઊભા છે

'લાખુ તું?'

લાખુ નામની ગધઈ જાતની આ કદરૂપી બાઈને ઘર્યોએ કાઢી મૂકતા ચલાળા તેના મોસાળ આવેલી અને ત્યાંથી જગ્યામાં કામ કરવા રહેલી

'હા બાપુ!'

'અત્યારે કૂવા ઉપર!'

'મને મારા મારગે જાવા દ્યો '

'શીદ?'

'હું મરવા જોગ છું.'

'અરે બેન એમ તે મરાતું હશે? માણસનો દેહ

કયાં વારે વારે મળે છે' માટે મને વાત કર''

બાઈ આ શાંત સબૂરીથી થાળા પર ઢગલો થઇ જઇ હીબકાં ભરવા માંડી

'બાપુ' કહેવાય એવું નથી''

'કહેવું જ પડશે બેન''

'કહેતા જીભ ઉપડતી નથી'

'હું તારો બાપ છું બેટા' બીમા''

'મને ઓધાન રહ્યું છે''

'એમાં તું કૂવે પડવા આવી હતી?'

'હા'

'એટલે આત્મહત્યા એ તો બેવડું પાપ છે''

'ત્યારે બીજું શું કરું? મારું પાપ ક્યાં સંઘરું?'

'પાપ તો દીકરી પાપી પાસે રહ્યું તું તારે જગ્યામાં રહે, જરાય મૂઝાઇશ મા, તારું બાળક જગ્યામાં ઉછરશે'

'તમારી જગ્યાની આબરૂ જાય!'

'ભલે જાય બેન' અમારે સાધુઓને આબરૂ શું અને માન શું?'

'ના, ના. એ તો મારાથી નહિ બને''

'તો તને મરવા દેવાનું પણ મારાથી નહિ બને તારા પેટમાં રહેલું બાળક પ્રભુનો અંશ છે, એ પણ જીવ છે. તને મરવા દઉં એટલે સ્ત્રીહત્યા ને બાળહત્યા બેઉ લઉં?'

'લોકો શું કહેશે?'

'લોકોને હું જવાબ દઇ શકીશ, પણ તને મરવા દઈ, બે જીવોની હત્યાનો જવાબ કીરતારના દરબારમાં હું દઇ શકીશ નહિ''

બાઇ ઉઠી. ભગત તેને જગ્યામાં પાછી લાવ્યા. નવ મહિને આ બાઇને પુત્રનો પ્રસવ થયો. એનું નામ પાડયું ગીગો

ગીગો, આપા દાનાની જગ્યામાં રહી, રોગીઓની અને ગવતરિયુની સેવાના અને ભૂખ્યાને અન્ન દેવાના પાઠ ભણી, સોરઠમાં, વિસાવદરથી ત્રણ ગાઉ દૂર, ગિરના ડુંગરની અને ગીચ જંગલની વચ્ચે 'સતાધાર'ની જગ્યા સ્થાપી. ચોમેરથી આવતા અપંગો અને આજારોની અહીં ચાકરી થતી, સદાવ્રત બાંધ્યું

સેવા વ્રતનો આ અખંડ ઉપાસક, અનાણા જેવા જ, સૌરાષ્ટ્રની ધરતી ઉપર, પાળિયાદ અને સતાધારના બે સેવા સ્થાનો નીપજાવી સંવત ૧૮૭૮ના પોષ વદ ૧૧ના રોજ કાળધર્મને પામ્યા [સંપૂર્ણ]

---

## આભારનો ભાર

ઈરાનના મહાત્મા શેખસાદીએ પોતાના જીવનનો એક પ્રસંગ આ પ્રમાણે લખ્યો છે•

એક સ્થળે મેં એક સાધુપુરુષને જોયા આ સાધુપુરુષ ચિંથરેહાલ હતા ઉપરાંત ભૂખના દુઃખથી પણ તેઓ પિડાતા હતા તેમણે મને કહ્યું 'ભાઈ, સૂકોપાકો રોટલો અને આ ચિંથરેહાલ પહેરવેશથી હું સંતુષ્ટ છું કેમકે દુનિયામાં કોઇના આભારના ભાર કરતા મારા આવા દુઃખનો ભાર મને કયાંયે હલકો લાગે છે'

કોઇએ એ 'મહાપુરુષ'ને કહ્યું 'અરે મહારાજ, તમે શા માટે અહીં પડયા રહ્યા છો? ઉઠીને અમુક શ્રીમંત માણસ પાસે જાઓ એ શ્રીમંત ગૃહસ્થ બહુ દયાળુ છે, ને તમારા જેવા સાધુસંતોની સેવા કરવા હંમેશા તત્પર હોય છે 'જો તમારી આ સ્થિતિની એ ભાઇને ખબર પડે તો તમારી આવી સ્થિતિમાં પોતે મદદરૂપ થઈ પડવાની તક સાંપડવા બદલ આભાર માને તેવો છે અને એમાં તે પોતાનું સદ્ભાગ્ય સમજે છે!'

પેલા ભાઇનો પ્રસ્તાવ સાંભળીને આ સાધુપુરુષ બોલી ઉઠ્યા 'મહેરબાની કરીને ચૂપ રહો તો સારું કેમકે કોઇની પાસે હાથ લંબાવવા કરતા ભૂખે મરવું વધુ સારું છે શ્રીમંતો પાસે વસ્તુ માટે યાચના કરવી એ કરતા ચિંથરેહાલ સ્થિતિમાં સંતોષ માનવો સારો છે પાડોશીની સહાયતા વડે સ્વર્ગમાં જવું એ, ખરું પૂછો તો, નરકની યંત્રણા સમાન છે.'

—શિવ સુંદરમ્

# દુ:ખ

યશપાલજી અનુ૦ : કાકુ દેશી

જેને માણસ બધી રીતે પોતાના સમજી અને ભરોસો રાખતો હોય છે એવાઓથી જ્યારે તિરસ્કાર અને અપમાન બદલામાં જાણે કે મળતા હોય એમ લાગે છે ત્યારે માણસનું મન નફરતથી ભરાઈ આવે છે, એકદમ અસહ્ય સ્થિતિ ઊભી થાય છે, મરવાનું મન થઈ આવે છે. આવી બાબતને શબ્દોમાં બતાવવી સંભવ નથી.

દિલીપે હેમાને સંપૂર્ણપણે સ્વતંત્રતા આપી હતી. તે એનો કેટલો આદર કરતો હતો, કેટલી આન્તરિકતાપૂર્વક એના તરફ અનુરક્ત હતો! ઘણા લોકો તો આને 'અતિ' જ કહેશે. આટલું રાખવા છતાં ય તે હેમાને સંતુષ્ટ ન કરી શક્યો એક દિવસ માત્ર દિલીપ એની ઓળખતી એક સ્ત્રી સાથે સિનેમા જોવા ગયો બીજા 'શો'માં આટલા માત્રથી હેમા આખી રાત રિસાએલી રહી અને સવાર પડતા જ પોતાને પિયર ચાલી ગઈ. આથી દિલીપના મનને ક્ષોભનો કોઈ અંત ન રહ્યો.

સપ્ટેમ્બરનું છેલ્લુ અઠવાડિયું હતું, વર્ષા ઋતુ વિતી જવા છતાં ય પાણી દિવસ આખો વરસતું રહ્યુ દિલીપ દીવાનખાનાની બારી અને બારણા ઉપરના પરદા પાડીને બેઠો હતો. વિતૃષ્ણા અને બેચેનીથી સમય ખુદ કંટાળાજનક બની જાય છે. એક-એક મિનિટ પસાર થવી મુશ્કેલ બને છે. સમય નહી વિતવાથી દિલીપ ખિજવાઈને સુઈ જવાનો પ્રયત્ન કરવા લાગ્યો. એ જ વખતે મેડી ઉપરથી નીચે દાદર ઉતરી રહેલા નાનાભાઈનો ધમ-ધમ અવાજ સંભળાયો. સુસ્તભરી આખને અડધી ઉઘાડીને બારણા તરફ જોયું.

નાનાભાઈએ પરદો એક બાજુ ખસેડીને પૂછ્યું: "ભાઈ તમે ક્યાય બહાર જવાના ન હો તો હું મોટર સાયકલ લઈ જાઉં?"

આ વિઘ્નથી છૂટકારો મેળવવા માટે દિલીપે સુતા-સુતા જ હાથથી ઇશારો કરી મંજૂરી આપી દીધી, અને આંખો મિંચી લીધી.

દીવાલ પર ટીંગાડેલા ઘડિયાળે કમરાને ગજાવતા ૭ વાગ્યાની સૂચના આપી. દિલીપને થયું, શું તે આમ જ કેદીની જેમ પડ્યો રહેશે? ઊઠીને બારીનો પરદો ખસેડતા બહાર જોયું. વરસાદ રહી ગયો હતો. હવે એને બીજો ડર લાગ્યો, કોઈ આવી પડશે અને નકામી વગી અપ્રિય ચર્ચા શરૂ કરી દેશે.

તે ઊઠ્યો. ભાઈની સાયકલ લઈ, પોળના કીચડથી બચીને અને કીચડ કરતા ય વધારે કોઈ ભટકાઈ ન જાય તે ખ્યાલથી વધારે બચીને લપાતો છુપાતો તે પાછળના દરવાજાથી બહાર નીકળી, નગરના જૂના કોટ નજીકના બાગ પાસેથી થઈને મન્રો પાર્ક જઈ પહોચ્યો. એ લાંબા-પહોળાં મેદાનમાં પશ્ચિમનો તેજ હવાના ઝપાટામાં ટાઢે ઠરવા એ વખતે કોણ આવે?

એ એકાંતમા એક બાકડાની ઓથે સાયકલ મૂકીને તે બેઠો. માથેથી ટોપી ઉતારીને બાંકડા પર રાખી. માથા પર ઠંડી લાગવાથી માથાની વ્યાકુળતા કાઇક ઓછી થઈ.

ખ્યાલ આવ્યો, જો ઠંડી લાગી જવાથી પોતે બીમાર થઈ જાય, પોતાની હાલત ખરાબ થાય તો તે ચુપચાપ શહીદની જેમ એ દુઃખને એકલો જ સહન કરી લેશે. 'કોઇને' પોતાના દુઃખમાં ભાગ લેવા નહીં બોલાવવાનું. જે એના પર વિશ્વાસ નથી રાખી શકતુ એવાને શું અધિકાર કે એ વળી દુઃખમાં કોઇનું ભાગીદાર થાય. એક દિવસ મૃત્યુ દબાતા પગલે આવીને રોગને કારણે, હૃદયની વ્યથા અને રોગને લઇને, એના શિર પર સાત્વનાનો હાથ ફેરવીને એને કાયમી શાતિ આપી દેશે. પછી જે રોવા બેસશે એમાં હેમા પણ હશે એ દિવસે દિલીપને ખોઇને હેમા પોતાની નુકસાનીનો અંદાજ લગાવીને પોતાના વ્યવહાર માટે પસ્તાશે. દિલીપે વિચાર કર્યો કે આ જ બદલો મળશે હું જે ચુપચાપ સહન કરતો રહું છુ તેનો. આવો નિર્ણય લઇને એણે એક લાંબો નિઃશ્વાસ લીધો. બેસવાની જગ્યા બદલીને ઠંડી હવા ખાવા માટે તે બેઠો.

નજીકમા જ ત્રણ ફર્લાંગ પર મુખ્ય રેલવે લાઇન ઉપર કેટલીએ ય ગાડીઓ પસાર થઈ ચૂકી હતી.

એ તરફ તો દિલીપનું ધ્યાન પણ નહોતું ગયું. પણ જેવો ફ્રન્ટીઅર મેઈલ તોફાની ગતિથી, સખત કોલાહલ કરતો નીકળ્યો તેથી દિલીપનું ધ્યાન એ તરફ ગયું. એકધારા ફર્સ્ટ અને સેકન્ડના ડબ્બાઓમાંથી નીકળી રહેલા તીવ્ર પ્રકાશથી એ સમજી ગયો કે ફ્રન્ટીઅર મેઈલ જઈ રહ્યો છે, સાડા નવ વાગી ગયા.

પોતે સહેલા અન્યાયના પ્રતિકારની એક સંભાવના કલ્પીને એનું મન કાંઈક હલકું થઈ ગયું હતું. તે ઘરે જવા ઊભો થયો. શરીરમાં શિથિલતાની સ્થિતિ બાકી રહી જવાને લીધે તે ચાલતો-ચાલતો સાયકલ લઈને બાગમાં થઈને, બાદશાહી મસ્જિદથી ટંકશાળ દરવાજા અને ટંકશાળથી ભાટી દરવાજા પહોંચ્યો. રસ્તામાં ભાગ્યે જ કોઈ વ્યક્તિ દેખાણી હશે. સડકને કિનારે ખોડેલા વીજળીના દીવાઓ નિષ્કામ અને નિર્વિકાર ભાવથી પોતાનો પ્રકાશ સડક ઉપર પાથરી રહ્યા હતા. માણસોનો અભાવ હતો રસ્તા ઉપર, એની જરાય પરવા કર્યા વિના, લાખોની સંખ્યામાં પતંગિયાઓ ગોળાવો બાંધી–બાંધી આ દીવાઓની ચોમેર પોતાનું નૃત્ય કરી રહ્યાં હતાં. સૂર્ય–જગતના આ અદ્ભુત નમૂના હતા. કોઈ નાનું તો વળી કોઈ મોટું વર્તુળ બનાવી રહ્યું હતું. કોઈ ડાબી બાજુએ તો કોઈ વળી જમણી બાજુએ, કોઈ આગળ, તો કોઈ વળી વિપરીત ગતિમાં નિરંતર ચક્કર કાપતા રહ્યાં હતાં. કોઈ પણ એક બીજાથી અથડાતાં નહોતાં. વૃક્ષોના ભિંજાએલા પાંદડા વીજળીના પ્રકાશમાં ચમકી રહ્યા હતા.

એક વીજળીના થાંભલા નીચેથી આગળ ચાલવાને લીધે એનો પડછાયો આગળ ફેલાતો જતો. જેમ જેમ એ દીવાથી આગળ જતો હતો તેમ તેમ પડછાયો બદલાઈને પાછળ થઈ જતો. વચ્ચે–વચ્ચે વૃક્ષોની પાતળી શાખાઓના પડછાયા એના ઉપર થઈને નીકળી જતા. સડક ઉપર પડેલા દરેક પલળેલા પાંદડાં દીવાના કિરણોના ઉત્તર આપી રહ્યા હતાં. દિલીપ વિચારી રહ્યો હતો—મનુષ્ય વિનાનો સંસાર પણ કેટલો કામગરો અને રોચક લાગે છે?

થોડા પગલાં આગળ વધવાથી રસ્તાને કિનારે આવેલા લીમડાના ઝાડની છાયામાં કાંઈક સફેદ જેવી વસ્તુ દેખા દેવા લાગી. થોડું વધારે ચાલવાથી સમજાયું, કોઈ નાનકડો છોકરો સફેદ ખમીસ અને લેંઘો પહેરેલો–એક થાળીમાં કાંઈક વેંચવા માટે બેઠો હતો.

બચપણમાં શેરી–ગલ્લીના ગોઠિયાઓ સાથે એણે લગભગ હંમેશાં આવા ખૂમચાવાળા ફેરિયાનો ભાગ ખરીદીને ખાધો હતો. આજ તો હવે એ આવી બધી વાતોને ભૂલી ગયો હતો પણ આવી સખત શરદીમાં નિર્જન સડક પર, જ્યાં કોઈ ફરકતું પણ નહોતું, આવી હાલતમાં આ ખૂમચાવાળો કેમ બેઠો છે?

ખૂમચાવાળાનું ક્ષુદ્ર શરીર અને ઉંમરે પણ દિલીપનું ધ્યાન ખેંચાયું. તેણે જોયું કે રાતમાં ફેરી કરવા ઊભેલા આ વેપારી છોકરા પાસે ઘાંસલેટના તેલનું ટમટમિયું પણ નથી. નજીક આવીને તેણે જોયું, તો તે છોકરો ઠંડી હવામાં ઠીંગરાઈને કોચલા જેવો થઈને બેઠો હતો. દિલીપના નજીક આવવાથી એ છોકરાએ આશાભરી એક નજર એની તરફ નાખી અને પછી આંખો ઢાળી લીધી.

દિલીપે વિચાર કર્યો કે આવી ઠંડી રાતમાં માત્ર અમે બે જણા બહાર છીએ. દિલીપ એની પાસે જઈને ખચકાઈ ગયો. માણસ–માણસ વચ્ચે કેવો ભેદ હોય છે? પણ માણસાઈ એક એવી ચીજ છે જે કોઈ વેળાએ ભેદની બધી જ દીવાલોને પાર કરી જાય છે.

દિલીપને નજીક ઊભેલો જોઈને છોકરાએ કહ્યું: "એક એક આનામાં એક એક ઢગલી."

એક સેકન્ડ ચુપ રહીને દિલીપે પૂછ્યું: "બધાનું બોલને?"

છોકરાએ આંગળીથી ઢગલીઓ ગણીને જવાબ આપ્યો: "આઠ આના."

દિલીપે કેવળ અમસ્તું જ વાત ચલાવવા કહ્યું: "કાંઈ ઓછું નહી લેવાનો!"

માલ વેચાઈ જવાની જે આશાથી પ્રફુલ્લતા છોકરાના ચહેરા ઉપર રેલાઈ આવી હતી તે છૂ થઈ ગઈ દિલીપના પાછલા પ્રશ્નથી. છોકરાએ સામો જવાબ વાળ્યો: "મારી બા વઢે."

આ જવાબથી દિલીપ દ્રવિત થઈ ગયો અને બોલ્યો: "આટલા આના પૈસા તું તારી માને આપી દેવાનો કે?" છોકરાએ સ્વીકાર કર્યો મો હલાવીને.

દિલીપે કહ્યું: "ઠીક લાવ ત્યારે બધી જ."

છોકરાને ફાંફા મારતો જોઈને, દિલીપે પોતાનો

રૂમાલ કાઢીને આપ્યો અને પડીકી એમાં બંધાવી લીધી.

આઠ આનાની પડીકી વેંચવા જે આવી અસહ્ય ઠંડીમા બહાર નીકળ્યો છે એના ઘરની કેવી સ્થિતિ હશે? એ વિચારતા દિલીપના રૂવાં ખડા થઇ ગયા. એણે ખિસ્સામાંથી એક રૂપિયો કાઢીને છોકરાની થાળીમા મૂકી દીધો. રૂપિયાના રણકારથી એ સૂની રાત સહેજ ગૂંજી. રૂપિયાને જોઇને છોકરાએ કહ્યુ: "મારા પાસે તો છુટા પૈસા નથી."

દિલીપે પૂછ્યું: "તારૂં ઘર ક્યાં છે?"

"નજીકમાં જ, ગલ્લીમાં છે." છોકરાએ જવાબ આપ્યો.

દિલીપના મનમાં એનુ ઘર જોવાનું કુતુહલ જાગ્યુ. બોલ્યો: "ચાલો મારે પણ એ બાજુથી જ જવાનું છે. રસ્તામાં તારે ઘરેથી પૈસા લઈ લઇશ."

છોકરાએ ગભરાતા કહ્યુ: "પૈસા તો ભાઇ ઘરે પણ નહીં હોય."

દિલીપ આ સાંભળી મુંઝઈ ગયો પણ તેણે જવાબ વાળ્યો: "હશે, તુ ચાલને."

છોકરો ખાલી થાળીને છાતી સરસી ચાપી આગળ આગળ ચાલ્યો અને તેના પછવાડે પછવાડે સાયકલ દોરતો દિલીપ.

દિલીપે પૂછ્યું: "તારા બાપાજી શુ કામ કરે છે?"

છોકરાએ જવાબ આપ્યો: "બાપાજી તો મરી ગયા છે ભાઈ."

દિલીપ ચુપ થઇ ગયો. થોડે આગળ જતા વળી પૂછ્યું: "તારી બા શું કામ કરે છે?"

છોકરાએ કહ્યુ: "બા એક શેઠને ત્યા વાસણ સાફ કરવાનું કામ કરતી હતી, હવે શેઠે રજા દઈ દીધી છે."

દિલીપે પૂછ્યુ: "કેમ રજા આપી દીધી શેઠે."

છોકરાએ કહ્યુ "મારી બા અઢી રૂપિયા મહિનો લેતી હતી, જચુની બા શેઠનું કામ કરવા બે રૂપિયે તૈયાર થઈ એટલે શેઠાણીએ મારી બાને રજા આપી દીધી અને જચુની બાને રાખી લીધી."

દિલીપ ફરી પાછો ચુપ બની ગયો. છોકરો ઉઘાડા પગે ગલીમાં છપ છપ કરતો ચાલતો હતો. દિલીપને કીચડથી બચીને કેમ ચાલવુ તેની મુસીબત થઈ રહી હતી. છોકરાની ગતિને ઓછી કરવા માટે વળી પાછો દિલીપે પ્રશ્ન પૂછ્યો: "તને અત્યા ટાઢ નથી લાગતી?"

છોકરાએ શરીરમાં ગરમી લાવવા જ જાણે ચાલ તેજ કરતા જણાવ્યું: "નહીં."

દિલીપે ફરી પાછો પ્રશ્ન કર્યો: "જચુની બા પહેલા શું કામ કરતી હતી?"

છોકરાએ કહ્યુ: "જચુની બા સ્કૂલમા છોકરીઓને ઘરેથી બોલાવી પહોંચાડવાનું કામ કરતી. સ્કૂલવાળાએ હવે છોકરીઓને ઘરેથી લાવવા માટે એક બસ રાખી લીધી છે, એટલે જચુની બાને કાઢી નાખી."

ગલીના નાકા ઉપર વીજળીનો અલ્પ પ્રકાશ આપી રહ્યો હતો. ઉપરના માળાઓની બારીઓમાથી પણ થોડો પ્રકાશ ગલીમાં આવતો હતો. એથી ગલીનો કીચડ ચમકતો હતો અને એ રીતે પણ રસ્તો કાપવામા મદદ મળતી હતી

સાકડી ગલીમા એક મોટી બારીના આકારનું બારણું ખુલ્લુ હતું. એનો ધૂંધળો રાતા જેવો પ્રકાશ સામેની જૂની ઈંટોની દીવાલ ઉપર પડતો હતો એ જ બારણામા છોકરો અદર ચાલ્યો ગયો.

દિલીપે આમ તેમ નમીને જોયુ મુશ્કેલીથી માણસ ઊભો રહી શકે એવી ઉંચાઇની એ ઓરડી જેવી કે લગભગ શહેરોમાં કોલસા વિગેરે રાખવા માટે બનેલી હોય છે—ધુમાડો ફેલાવતું ઘાંસલેટનું ટમટમિયું પોતાનો ધૂધળો લાલ પ્રકાશ ફેલાવતું હતું. એક નાનકડી ખાટલી, જેવી કે શ્રાદ્ધમા મહાબ્રાહ્મણોને દાનમાં દેવાતી હોય છે, કાળી પડી ગયેલી દીવાલને સહારે ટકવી હતી એના પાયા ઉપર બેએક મેના કપડા લટકી રહ્યાં હતા. એક દૂબળા શરીરની સ્ત્રી આધેડ જેવી લાગતી હતી તે મેલા ફાટ્ટ સાડલામા શરીર લપેટીને બેઠી હતી.

છોકરાને જોઇને બાઇએ પૂછ્યું "માલ વેંચાયો બેટા?"

છોકરાએ જવાબ આપ્યો: "હા બા." અને રૂપિયો માતાના હાથમાં મૂકતાક ને બોલ્યો - બાકીના પૈસા શેઠને પાછા આપવાના છે."

રૂપિયો હાથમા લેતા માતાએ વિસ્મયથી પૂછ્યું: "કોણ શેઠ બેટા?"

છોકરાએ ઉત્સાહથી કહ્યુ: "સાયકલવાળા શેઠે બધો માલ ખરીદી લીધો છે. એની પાસે છુટા પૈસા નહોતા. શેઠ ગલીમા ઊભા છે."

ગભરાઇને માતા બોલી : "રૂપિયા છૂટા ક્યાં મળશે બેટા?"

માથાનો છેડો સંભાળતાં દિલીપને સંભળાવવાના ભાવથી માતા બોલી : "બેટા રૂપિયો શેઠને પાછો આપી આવ અને ઘરનું સરનામું લઈ લે, પૈસા આપણા કાલ લઈ આવજે."

છોકરો રૂપિયો દિલીપને પાછો આપવા આવ્યો. દિલીપે ઊંચા અવાજે માતા સાંભળી શકે એ રીતે કહ્યું - "રહેવા દો રૂપિયો, કોઇ હરકત નહીં પછી આપી દેજો બાકીના પૈસા."

માથાનો સાડીનો છેડો આગળ ખેંચી અને બાઇ બોલી : "નહી શેઠ, આ રૂપિયો લઇ જાવ, છોકરો પૈસા કાલ લઈ જશે તમારે ત્યાથી."

દિલીપે શરમાતા કહ્યુ . "રહેવા દો, બાકીના પૈસા મારા તરફથી છોકરાને માટે મીઠાઇ ખાવાના મારે રહેવા દો."

બાઈ ના, ના કરતી રહી. દિલીપ અંધારામાં જરા પાછો ખસ્યો.

બાઇના કરમાએલા, સૂકા પીળા પડી ગયેલા ચહેરા ઉપર આભારશીલતા અને પ્રસન્નતાની ઝલક છવાઈ ગઈ. રૂપિયો પોતાની ચાદરને છેડે ગાઠ વાળી બાધી દીધો, કાંડાવતી નમાવીને લોટામાથી હાથ ધોઇને પિત્તળના એક વાસણના નીચેથી મેલા અંગોછામાં લપેટેલી એક રોટી કાઢી, છોકરાના હાથ ધોવડાવીને એને ખાવા માટે આપી દીધી.

દીકરો તાજી કમાણીથી પુલકિત થઈ રહ્યો હતો. મો બગાડીને : "ઉ-હું લુખ્ખી રોટી?"

માતાએ પ્રેમથી ફોસલાવતા સ્વરે કહ્યુ "મીઠું નાખ્યું છે અંદર દીકરા."

છોકરાએ રોટી જમીન ઉપર નાખી દીધી અને વિરોધ શરૂ કર્યો : "સવારની લુખ્ખી રોટી, હા વળી રોજ રોજ લુખ્ખી.",

આંખો પર હાથ રાખી બાળક મો પહોળું કરી રોવા જ માગતો હતો, માતાએ એને ગોદમા ખેંચી લીધો અને સમજાવ્યો : "મારો રાજા દીકરો, સવારે જરૂર દાળ ખવડાવીશ. જો, શેઠ તારે માટે રૂપિયો આપી ગયા છે. શાબાશ!"

"સવારે હું તને ખૂબ માસ બનાવી આપીશ, પછી તો તું રોજ દાળ ખાજે."

દીકરો રીઝી ગયો. એણે પૂછ્યું : "બા તેં ખાધું?"

ખાલી અંગોછા સામે તાકતાં માતા બોલી : "હા, બેટા! અત્યારે મને ભૂખ નથી તો તું ખાઇ લે."

ભૂખી માતાનો બાળક બચપણને લીધે રડ્યો હતો પણ માતાની વાત ઉપરાત તે ઘરની હાલતથી જાણકાર હતો. તેણે માતૃભક્તિના ભાવથી એક રોટી માતા તરફ આપતા કહ્યું : "એક રોટી તું ખાઈ લે બા."

માતાએ એટલા જ વહાલથી પટાવતાં કહ્યું : "ના બેટા, મેં સવારે મોડેથી ખાધી હતી, મને અત્યારે ભૂખ નથી તું ખાઇ લે."

દિલીપને માટે હવે આનાથી વધારે જોવાનું અશક્ય હતું. દાંતમા હોઠ દબાવીને તે પાછો હટ્યો.

પોતાના મકાન પર આવીને એ બેઠો જ હતો, ત્યાં નોકરે આવી અને બે મોટા માણસોના નામ જણાવીને કહ્યુ : "કોઇ આવ્યા હતા બેસીને ચાલ્યા ગયા છે." ખાવનું તૈયાર થઈ ગયાના સમાચાર આપ્યા. દિલીપે એના તરફ જોયા વિના જ કહ્યું : "ભૂખ નથી." બરાબર એ જ વખતે એને છોકરાની માતાનું ભૂખ નથી એ કહેવું યાદ આવ્યું.

નોકરે વિનીત સ્વરમાં પૂછ્યું : "થોડું દૂધ લઇ આવું?"

દિલીપને ગુસ્સો આવી ગયો. એણે ખિન્નતા જ કહ્યું - "એલા, ભૂખ ન હોય ત્યારે દૂધ પીવાતું હોય છે? ...દૂધ એવી હાલતુ ચીજ છે?"

નોકર કાઇ સમજ્યો નહીં તેથી વિસ્મિત ઊભો રહ્યો.

દિલીપે ખિજાઇને કહ્યુ - "અરે જા તું મા બાપ!"

ઘાસલેટના પ્રકાશમા ટમટમતું એ દૃશ્ય એની આખોની સામેથી હટતું નહોતું.

નાના ભાઇએ આવીને કહ્યું : "ભાભીએ આ પત્ર મોકલ્યો છે." અને કવર દિલીપના હાથ તરફ આગળ લંબાવ્યું.

દિલીપે પત્ર ખોલ્યો. પત્રની પહેલી લાઈનમાં લખ્યું હતુ : "હું આ જીવનમા દુઃખ જ જોવા માટે જન્મી છુ......"

દિલીપે આગળ નહીં વાંચતા, પત્ર ફાડીને ફેંકી દીધો. એ તંગ થઈ ગયો, માથુ ભમવા લાગ્યું. એના મોએથી નીકળ્યું.

"ઈશ્વર કરે ને એમ થાય કે! તને વિતે કે દુઃખ કોને કહે છે. ......"

# ભવિષ્યવાણી

અનુ૦ : કંદર્પ જોષી.

ઇતુ આજે મરી જશે!

રુદ્રાક્ષની માળા જપતાં-જપતાં દાદી વિચારી રહ્યાં હતાં—ઇતુના જીવનનો આજે છેલ્લો દિવસ છે. સિદ્ધવાક્ બાબાની વાણી કદી મિથ્યા થાય નહિ. આજે ઇતુના ઓગણીસમા વર્ષનો છેલ્લો દિવસ છે, કાલે તેને વીસમું બેસશે. અને તેથી જ હવે... આજે બાર વાગતા સુધીમાં તો ઇતુ મરી જવાની!

દાદીની આંખો સામે સિદ્ધવાક્ સાધુની સૌમ્ય મૂર્તિ ઝળાવા લાગી. કોઇ કનેથી એ કટકો લુગડાનો ય લેતા નથી-એક ફળ સુદ્ધાં ય નહિ તો! પરમ સંત-તમામનાં ભૂત-ભવિષ્ય કહી બતાવે. શ્રદ્ધાવતી કટ્ટર ધર્માન્ધ હોવાં છતાં પણ દાદીએ દીક્ષા લીધી નો'તી—પરંતુ તે દિવસે સિદ્ધવાક્ જેવા મહાત્માના દર્શન કર્યાં પછી તે પોતાને ધન્ય માનતાં હતાં—આટલા દિવસો પછી એમની તપસ્યા ફળી હતી. પોતાના દીક્ષા-ગુરુની યાદમાં દાદીની વિહ્વળ આગ ળીઓમાં માળા કાંપવા લાગી.

ઘરની એકધારી શાન્તિનો ભંગ કરતી દીવાલ-ઘડિયાળ ચિત્કાર કરી ઊઠી-ટન્! બધાની નજર ઘડિયાળના કાંટા પર ખોડાઈ ગઈ—ઘરના એક ખૂણામાં બેવાર વાંચી લીધેલા દૈનિક પત્રમાં, કૃત્રિમ ભાવે ડૂબી ગયેલા બાપુજી, ખાટના એક ખૂણે બેસીને ઊનનું સ્વેટર ગૂથી રહેલી બા, નાના ભાઈ સાથે કેરમ રમતો અશોક, અને માળા પર ઝડપભેર પોતાની કંપિત આંગળીઓ ફેરવતાં દાદી,—હા દાદીની આંખો પણ ઘડિયાળ પર ખોડાઈ ગઈ. ઘડિયાળ સામે ન જોયું ફક્ત એક ઇતુએ—ઇતુ, આ મુહૂર્તની નાયિકા, આ રાતની કેન્દ્ર-બિન્દુ સમી ઇતુ!

અશોક મેડિકલ કૉલેજનો વિદ્યાર્થી હતો-સંસ્કાર અને ધર્મનો દુર્જય વિરોધી. કૉલેજથી પાછા આવીને તે દિવસે તેણે પણ સિદ્ધવાક્ની વાણી સાંભળી હતી-ઇતુ ઓગણીસ વરસથી જાજું નહિ જીવી શકે. સાંભળીને જ તે સળગી ઊઠ્યો હતો આખેઆખો. બધા સાંભળે એમ જ એણે કહ્યું: 'ધૂતારાપણું, આ બધી જ ધૂર્તતા છે. ઇતુ, તું ગભરાતી નહિ. ધરમને નામે ચાલતું આ સઘળું જ ધતિંગ છે. આમને આમ ભોળા લોકોને આવા ઠગે છે.'

'અરધો કલાક હજુ બાકી છે,' અશોકથી બોલાઈ જવાયું. વ્યંગભરી નજરે દાદી સામું જોઈ બોલ્યો, 'કેમ દાદી!'

જવાબમાં દાદીએ ગળું સાફ કરી ચલાવ્યું: 'કેમ દાદીનો શો અર્થ? હું એમ થોડી ઇચ્છું છું જ કે એમ થઈ જ જાય... છતા ય લખિન્દરની વાતની તો તને ખબર જ છે. હવે પૂરેપૂરો સમય વીતી જાય પછી હેમખેમ માનીએ.' અનેક કરચલીઓવાળું દાદીનું કપાળ સંકોચાયું, કરચલીઓ વધી અને ગાઢી થઇ-એમનો હાથ હજી માળા ફેરવ્યા કરતો હતો.

અશોક હસી પડ્યો, 'નિયતિ! બધું જ ગપ છે ગપ ઇતુ આજે મરી જવાની! વાહ!' તેણે ઇતુ તરફ જોયું બે હાથ વતી ઘૂંટણ બાંધી લઈ માથું નીચું ઘાલી તે પગથી પથારી ખોતરી રહી હતી. 'શું વિચાર કરે છે ઇતુ? આ છોકરીઓ પણ ભારે ડરકુ હોય છે બધી.' અશોકને ઇતુ પર દયા આવી ગઈ.

આટલો વખત ચૂપચાપ બેઠેલી ઇતુએ પલંગ નીચે રહે-જ અમથો પગ મૂકયો કે બા તથા દાદીએ હોહો કરી મૂક્યું: 'આ શું...અરે આ શું કરે છે ઇતુ! કયાં જાય છે?'

'પાણી, થોડું પાણી આપો.' સ્વગત બોલતી હોય તેમ ઇતુ બોલી.

'એ તો કહે કે તરત પાણી હાજર. આટલા અમે ઘરમાં છીએ તો શા કામના...?' વાત પૂરી કર્યાં વિના જ બાએ પાણીનો પ્યાલો લાવીને ઇતુને આપ્યો: 'હવે કેટલી મિનિટ બાકી છે! ધીરજ રાખને દીકરી!'

પાણી પીને પાછી ઇતુ એમ જ ચૂપચાપ બેસી ગઇ. ધીમે ધીમે ઘર આખું નિસ્તબ્ધ થઇ ગયું. કેરમ પડતું મૂકીને અશોકે પણ એક ચોપડી ઉપાડી

તેમાં મેં સંતાડ્યું. ઊંચે ધેયો નાનો ભાઇ બાટને ખૂણે ઊભી જવા આવ્યો. સૌ પોતપોતાની જગ્યાએ સ્થિર બેઠા'તા—તદ્દન સ્થિર, પથ્થર પ્રતિમા જેમ. ઘડિયાળનો કાંટો પોતાની રોજની ગતિએ આગળ ધપે રહ્યો હતો.

બાપુની આંખોને ઊંઘ જકડી રહી હતી. દૈનિક છાપું હાથમાંથી ક્યારનું ય સરી પડ્યું'તું—તેમણે ભારે આંખે માથે હાથ ફેરવી વાળ સમાર્યા કર્યા.

બહાર રાતનું અશુરું એક પંખી બોલી ઊઠ્યું. રાત આજે ઘણી ભયાવહ માલૂમ પડતી હતી. સ્મશાન જેવું છે આ મૌન—અશોકે ચોપડી બાજુ પર પટકી દીધી. તેનું ચિત્ત વાંચવામાં ચોંટ્યું નહિ. તેણે ભૂલી જવાયેલી સ્મૃતિનો તાંતણો ફરી પકડ્યો:..

...તે દિવસે જ ઇતુના જીવનમાં ઋતુ-પરિવર્તન થઇ ગયું હતું. ઇતુ તેને ક્ષણભર જોઇ રહી, પછી ગંભીર વેદનાથી આર્દ્રકંઠે પૂછ્યું: 'આમ સૂનમૂન શું બેઠી છે?'

ઇતુએ બન્ને આંખો ઝૂકાવી લીધી.

...અશોક ઇતુની પાસે સરક્યો. સાન્ત્વનાના સ્વરે બોલ્યો: 'કેવી છોકરી છે આ! આજના જમાનાની છોકરી થઇને ય તને આ બધી વાતમાં વિશ્વાસ છે?'

ઇતુ બોલી હતી, 'તેઓ સિદ્ધવાક્ છે.'

'આ બધુ જૂઠ છે, પાખંડ. સિદ્ધવાક્ નથી, છળ છે, છળ.' અશોક ક્રોધથી સળગી ઊઠ્યો હતો. તેની સ્મૃતિ વધુ તાજી થતી જતી હતી—આ મૌન સ્તબ્ધ વાતાવરણમાં,

...ઇતુને રંજ મળી ગયો હતો તો યે આનાકાની કરતી બોલી: 'તેઓ એવા સાધુ નથી-અને બાપુ પણ કહેતા'તા કે તેઓ ધૂર્ત નથી. વળી, જ્યોતિષ એ ય વિજ્ઞાન છે. પ્રત્યેકના અતીત, વર્તમાન બધું તેઓ બતાવી આપે છે...જે જે જેને એમણે જે કાંઇ કહ્યું છે તે સઘળું સાચું પડ્યું છે, સદાયે.'

...અશોક સમજી ગયો કે માત્ર ક્રોધ કરવાથી કશું નહિ વળે. બોલ્યો: 'જુઓ, મેં પણ કેટલાય દિવસ વિજ્ઞાનનો અભ્યાસ કર્યો છે. અતીત, વર્તમાન સઘળું કહી શકાય છે પણ ભવિષ્ય ભાખી શકાતું નથી. ભવિષ્ય ભાખવું કઠણ છે. હસ્તરેખા તો સતત બદલાયા જ કરે છે. દૃઢ આત્મ-વિશ્વાસ જોઇએ. પછી શાને નકામી ગભરાઇ મરે છે? મારી વાત માની જા, આ બધું જ ગપ છે.'

...બહાર જઇ રહેલાં દાદીએ આ બધુ સાંભળી લીધું હતું. ગુસ્સાથી ધ્રૂજતાં ધ્રૂજતાં એમણે કહ્યું હતું: 'મોં સંભાળીને બોલ, અશોક. હમણાં હમણાં તું જરા જાજો ઉદ્ધત થતો જાય છે. તારી જે માન્યતા હોય, ખુશીથી તું તેનો વિશ્વાસ કરી-બીજાના વિશ્વાસનું અપમાન કર્યું છે, તો તારી વાત તું જાણજો.'

'જાણ્યા હવે.' અશોક પણ ઉકળી ગયો—'આંખ સામે આટલી ધૂર્તતા મૂગે મોઢે સહન કરીશ? એક દિવસમાં છોકરીનો ચહેરો કેવો થઇ ગયો છે? —જુઓને!'

'એ કાંઇ સાધુ બાબાનો વાંક નથી, નસીબનો વાંક છે. બનવા કાળ તે બને જ.'

'બન્યા, બન્યા. તૂલા ધરમને નામે બધુ જ ધતિંગ છે. હું કહું છું કે આ ભવિષ્યવાણી કદી જ ફળવાની નથી.'

આ જીભાજોડીથી દાદી નિર્વાક થઇ ગયાં હતાં—ધ્રૂજી પડ્યાં હતાં. કપાળની કરચલીઓ કઠોર થઇ ગઇ હતી. પણ પછી છેવટે શાન્ત સ્વરે વાત સ્વીકારી લીધી હતી: 'ઠીક વાત છે! ઇતુના કિસ્સાથી જ સાબિત થઇ જશે કે કોની શક્તિ સત્ય છે-ધર્મની કે અધર્મની. આ જપમાળા હાથમાં છે ને કહું છું કે જો સિદ્ધવાક્ સાધકની ભવિષ્યવાણી ખોટી પડી તો હું...'

....ઉત્તેજનાને કારણે દાદી ચૂપ થઇ ગયાં હતાં. બન્ને ઇતુની હાજરી તો ભૂલી જ ગયા હતા. આ બધું સાંભળીને બે હાથ વચ્ચે મોં સંતાડીને બહાર દોડી જતી ઇતુને જોતાં જ બન્નેને ઇતુની હાજરીનું ભાન થયું. અપરાધીની જેમ મોં નીચું ઢાળીને બન્ને ચૂપચાપ ઊભા રહી ગયા હતાં.'

....પછી અશોકને સાંભરી આવ્યું....ઇતુને ચૂડો પહેરતી કરવામાં કેટલું મનાવવી પડી હતી. ચૂડો તો ઘેર રહ્યો, ઇતુ ચૂડી પણ પહેરવા નહોતી ઇચ્છતી. બધા જ લોકો અવાક્ હતા—આવડી અમથી છોકરીને જીવન પ્રત્યે આટલો વૈરાગ્ય! સાડી નહિ, ઘરેણાં નહિ! સંસારમાં માત્ર એક ચીજ પ્રત્યે તેની આસક્તિ

હતી, તે હતી પુસ્તક દિવસ રાત માત્ર ચોપડીમાં જ માથુ રાખી'બાચ્યાં કરતી. ભાઈ-ભાંડુ તરફ સુદ્ધા હેત નખળું. કહેતી, તેઓની વાતો ઘણી ગંદી હોય છે

— હા, અશોક વચ્ચે વચ્ચે એને ધમકાવતો, સમ જાવતો, પણ ઇંતુ નિલિંપ્ત હાસ્ય અને મૌન રહેતી. ગ્રીસ દેશની મમ્મી જેવી નિ:શબ્દ.'

અશોક વધુ ગુસ્સે થતો. 'જો, આ સઘળી મરખાઇ છોડી દે. જાતને આટલી દુઃખી કરવાથી શો ફાયદો છે? જીવન જીવવા માટે છે, આનંદ માટે છે. જ્યારે એક જ જીવન છે અને એક જ વાર જિંદગી છે. તો તેને અતૃપ્ત રાખીને શા માટે જીવે છે?'

. અને ઇતુ પછી પણ ચૂપ જ રહેતી અને અશોકને આશ્ચર્ય થતું કે છોકરી જીવનથી ડરે છે કે ઘૃણા કરે છે!

પરંતુ એક દિવસ ઇતુના જીવનમા પરિવર્તન જોઇને અશોકનુ આશ્ચર્ય વધતું ચાલ્યુ. પહેલ વહેલ તો ઇતુને જ્યોર્જેટની સાડી પહેરેલી જોઇને ક્ષણેક અશોક અવાક્ થઈ ગયો હતો ત્યારે ઇતુએ સલજ્જ સ્મિત સાથે પૃછ્યુ હતું' 'જુઓ જોઈ ભાઇ, કેવી લાગુ છુ!'

અશોકે હસીને કહ્યુ: 'ધ્યાન તૂટી ગયુ પાર્વતીનું?'

અને કૃત્રિમ અભિમાનના સ્વરે ઇતુએ જવાબ આપ્યો. 'સાચે જ, જુઓ જોઈ, આ શણગાર સારો લાગે છે શુ?'

અશોક ઇંતુના આ અતીતને સૂક્ષ્મતાથી જોવા લાગ્યો

પરંતુ, ઇંતુને આ પોશાક સારો લાગવા માંડ્યો તે જ્યોર્જેટની સાડી પછીથી તેના શરીરેથી ઉતરી નહિ—બલકે આટલા દિવસથી ઉપેક્ષિત કીમતી સાડીઓ, બ્લાઉઝ વગેરે રોજ રોજ પેટીમાંથી નીકળવા લાગ્યા સમય મેળવીને રોજ સાંજે ઇતુ શણગાર સજવા લાગી. એક દિવસે સિનેમા પણ જોઇ આવી, અને પછી તો માત્ર સિનેમા જ નહિ, કોફી હાઉસ, રેસ્ટોરાં, અને આન્ડે હોટેલ સુદ્ધા તે જવા લાગી

લોકો ચકિત થયા હતા—અચાનક ઇતુમા આ પરિવર્તન શાથી?'

.. અને ઇતુ કશુ જ બોલતી નહિ. હસી પડતી ક્યારેક અજબ જેવા બેધ્યાન સ્વરે બોલતી' 'દૂર દેશ જઈ રહી છુ, તમને બધાને છોડીને, એટલે જ તો...' અને તે ચૂપ થઈ જતી.

ઘેર એને કોઇ જરા પણ રોકતું કે ટોકતું નહિ. મનમા વિષાદ ભરીને બધા જ વિચારતા...હવે કેટલા દિવસ છે? જીવનનો ઉપભોગ કરી લે, ઇતુ' ફાંસીની સજાવાળાની જેમ બેઠી ઇચ્છાઓ પૂરી કરી લે, ઇતુ' માત્ર અશોકને આ પરિવર્તન ગમતુ નહિ, છતા ય તે ચૂપ રહેતો હવે કેટના દિવસ બાકી છે સમય વિત્યે ખુદ ઇતુને જ પોતાની ભૂલની જાણ થવા દો.

અને ઇંતુ' દિવસભર પત ગિયાની જેમ ઊડતી રહેતી ઇતુ રાતે સૂતા પહેલા તદ્દન બદલી જતી કેલેન્ડરમા એ દિવસની તારીખ તે એકીટશે જોયા કરતી, અને પછી, ક્ષણ પછી જ તે રડી પડતી—જાણે કોઈ અંતરજવાલા ભભૂકી ઊઠતી હોય તકિયો દબાવીને ખૂબ ડૂસકા ભરતી

....ઇંતુની આઝાદી દિવસે દિવસે વધવા લાગી. અશોક મહાપરાણે ચૂપ રહ્યો હતો. પણ એક દિવસ તે ચૂપ ન રહી શક્યો તે વાચવા બેઠો ત્યારે તેને તેનું એક પુસ્તક શોધ્યુ જડ્યુ ન મળ્યુ. નાના ભાઈ—બહેનથી છુપાવીને તે તેમે અલગ જ મૂકતો, કારણ કે તેમાથી શરીરવિજ્ઞાનને બદલે તેઓને વિકૃતિનો ખોરાક જ વધારે મળે તેમ હતુ

કોણ જાણે શા વિચારથી, પણ અશોકે ઇંતુના રૂમ ભણી પગ ઉપાડ્યા જે દિવસે ઇતુ ઘેર નહોતી. જયાને ઘેર તેને નોતરુ' હતું જયાની બાએ કહેવ રાવ્યુ હતું કે રાતે મોડુ થઈ ગયુ હોવાથી ઇતુ રાત ત્યા જ રોકાઈ જશે.

• એક ખૂણે સતાડીને રાખેલી પેની ચોપડી અશોકને મળી ગઈ પરંતુ સાથે કાંઇક બીજુ ય મળ્યુ—વિજયની ચિઠ્ઠીઓ—જયાનો ભાઇ વિજય!

- અશોક સ્તબ્ધ થઈ ગયો હવે બાધ બાધવાનો સમય આવી લાગ્યો હતો ચરમ મુહૂર્ત જેવુ—જેટલુ—પાસે આવતુ જતું હતુ, તેટલી જ ઇંતુ ઉન્મત્ત થતી જતી હતી. પોતે જ પરમતૃપ્તિ ખાતર એની રહી હતી પરંતુ પ્રત્યેક તૃપ્તિ એક નવી અતૃપ્તિ જગાવી દેતી હતી, કદાચ તે આ સમજતી નહોતી

તેમાં મોં સંતાડ્યું. ઊંધે ધેરો નાનો ભાઇ ખાટને ખૂણે ઊંઘી જવા આવ્યો. સૌ પોતપોતાની જગ્યાએ સ્થિર બેઠા'તા—તદ્દન સ્થિર, પથ્થર પ્રતિમા જેમ. ઘડિયાળનો કાંટો પોતાની રોજની ગતિએ આગળ ધપ્યે રહ્યો હતો.

બાપુની આંખોને ઊંઘ જકડી રહી હતી દૈનિક છાપું હાથમાંથી ક્યારનું ય સરી પડ્યું 'તું—તેમણે ભારે આંખે માથે હાથ ફેરવી વાળ સમાર્યા કર્યા.

બહાર રાતનું અસૂરું એક પંખી બોલી ઊઠ્યું. રાત આજે ઘણી ભયાવહ માલૂમ પડતી હતી. સ્મશાન જેવું છે આ મૌન—અશોકે ચોપડી બાજુ પર પટકી દીધી. તેનું ચિત્ત વાચવામાં ચોંટ્યું નહિ. તેણે ભૂલી જવાયેલી સ્મૃતિનો તાંતણો ફરી પકડ્યો:..

...તે દિવસે જ ઇતુના જીવનમાં ઋતુ-પરિવર્તન થઇ ગયું હતું. ઇતુ તેને ક્ષણભર જોઇ રહી, પછી ગંભીર વેદનાથી આર્દ્ર કંઠે પૂછ્યું: 'આમ મૂનમૂન શું બેઠી છે?'

ઇતુએ બન્ને આંખો ઝૂકાવી લીધી.

...અશોક ઇતુની પાસે સરક્યો. સાન્ત્વનાના સ્વરે બોલ્યો: 'કેવી છોકરી છે આ! આજના જમાનાની છોકરી થઇને ય તને આ બધી વાતમાં વિશ્વાસ છે?'

ઇતુ બોલી હતી, 'તેઓ સિદ્ધવાક્ છે.'

'આ બધુ જૂઠ છે, પાખંડ. સિદ્ધવાક્ નથી, છળ છે, છળ.' અશોક ક્રોધથી સળગી ઊઠ્યો હતો. તેની સ્મૃતિ વધુ તાજી થતી જતી હતી—આ મૌન સ્તબ્ધ વાતાવરણમા,

...ઇતુને ટેકો મળી ગયો હતો તો યે આનાકાની કરતી બોલી· 'તેઓ એવા સાધુ નથી- અને બાપુ પણ કહેતા'તા કે તેઓ ધૂર્ત નથી. વળી. જ્યોતિષ એ ય વિજ્ઞાન છે. પ્રત્યેકના અતીત, વર્તમાન બધું તેઓ બતાવી આપે છે...જે જે જેને એમણે જે કાંઇ કહ્યુ છે તે સઘળું સાચું પડ્યું છે, સદાયે.'

...અશોક સમજી ગયો કે માત્ર ક્રોધ કરવાથી કશું નહિ વળે. બોલ્યો: 'જુઓ, મેં પણ કેટલાય દિવસ વિજ્ઞાનનો અભ્યાસ કર્યો છે. અતીત, વર્તમાન સઘળું કહી શકાય છે પણ ભવિષ્ય ભાખી શકાતું નથી. ભવિષ્ય ભાખવું કઠણ છે. હસ્તરેખા તો સતત બદલાયા જ કરે છે. દૃઢ આત્મ-વિશ્વાસ જોઇએ. પછી શાને નકામી ગભરાઇ મરે છે? મારી વાત માની જા, આ બધું જ ગપ છે.'

...બહાર જઇ રહેલાં દાદીએ આ બધુ સાંભળી લીધું હતું. ગુસ્સાથી ધ્રૂજતાં ધ્રૂજતાં એમણે કહ્યું હતું: 'મોં સંભાળીને બોલ, અશોક. હમણાં હમણાં તું જરા જાજો ઉદ્ધત થતો જાય છે. તારી જે માન્યતા હોય, ખુશીથી તું તેનો વિશ્વાસ કરી—બીજાના વિશ્વાસનું અપમાન કર્યું છે, તો તારી વાત તું જાણ્યો.'

'જાણ્યા હવે.' અશોક પણ ઉકળી ગયો—'આંખ સામે આટલી ધૂર્તતા મૂગે મોઢે સહન કરીશ? એક દિવસમા છોકરીનો ચહેરો કેવો થઇ ગયો છે? —જુઓને!'

'એ કાંઇ સાધુ બાબાનો વાંક નથી, નસીબનો વાંક છે. બનવા કાળ તે બને જ.'

'બન્યા, બન્યા. ભૂલા ધરમને નામે બધુ જ ધતિંગ છે. હું કહું છું કે આ ભવિષ્યવાણી કદી જ ફળવાની નથી.'

આ જીભાજોડીથી દાદી નિર્વાક થઇ ગયાં હતાં—ધ્રૂજી પડ્યા હતાં. કપાળની કરચલીઓ કઠોર થઇ ગઇ હતી. પણ પછી છેવટે શાન્ત સ્વરે વાત સ્વીકારી લીની હતી: 'ઠીક વાત છે! ઇતુના કિસ્સાથી જ સાબિત થઇ જશે કે કોની શક્તિ સત્ય છે—ધર્મની કે અધર્મની. આ જપમાળા હાથમાં છે ને કહું છુ કે જો સિદ્ધવાક્ સાધકની ભવિષ્યવાણી ખોટી પડી તો હું...'

....ઉત્તેજનાને કારણે દાદી ચૂપ થઇ ગયાં હતાં. બન્ને ઇતુની હાજરી તો ભૂલી જ ગયા હતા. આ બધું સાભળીને બે હાથ વચ્ચે મોં સંતાડીને બહાર દોડી જતી ઇતુને જોતાં જ બન્નેને ઇતુની હાજરીનુ ભાન થયુ. અપરાધીની જેમ મોં નીચું ઢાળીને બંને ચૂપચાપ ઊભા રહી ગયા હતાં.

....પછી અશોકને સાભરી આવ્યું....ઇતુને ચૂડો પહેરતી કરવામા કેટલું મનાવવી પડી હતી. ચૂડો તો ઘેર રહ્યો, ઇતુ ચૂડી પણ પહેરવા નહોતી ઇચ્છતી. બધા જ લોકો અવાક્ હતા—આવડી અમથી છોકરીને જીવન પ્રત્યે આટલો વૈરાગ્ય! સાડી નહિ, ઘરેણાં નહિ! સંસારમાં માત્ર એક ચીજ પ્રત્યે તેની આસક્તિ

હતી, તે હતી પુસ્તક દિવસ રાત માત્ર ચોપડીમા જ માથુ રાખી વાંચ્યા કરતી ભાઈ-ભાભુ તરફ સુદ્ધ હેત ન મળે. કહેતી, સ્ત્રીઓની જાતો ઘણી ગંદી હોય છે

— હા, અશોક વચ્ચે વચ્ચે એને ધમકાવતો સમજાવતો, પણ ઇંતુ નિર્લિપ્ત હાસ્ય અને મૌન રહેતી. મીસ્ર દેશની મમ્મી જેવી નિઃશબ્દ.'

અશોક વધુ ગુસ્સે થતો. 'જો, આ સઘળી મૂરખાઈ છોડી દે. જાતને આટલી દુઃખી કરવાથી શો ફાયદો છે? જીવન જીવવા માટે છે, આનંદ માટે છે જ્યારે એક જ જીવન છે અને એક જ વાર જિંદગી છે તો તેને અતૃપ્ત રાખીને શા માટે જીવે છે?'

અને ઇતુ પછી પણ ચૂપ જ રહેતી અને અશોકને આશ્ચર્ય થતું કે છોકરી જીવનથી ડરે છે કે ઘૃણા કરે છે?

પરંતુ એક દિવસ ઇતુના જીવનમા પરિવર્તન જોઈને અશોકનુ આશ્ચર્ય વધતુ ચાલ્યુ પહેલ વહેલ તો ઇતુને જ્યોર્જેટની સાડી પહેરેલી જોઈને ક્ષણેક અશોક અવાક્ થઈ ગયો હતો ત્યારે ઇતુએ સલજ્જ સ્મિત સાથે પૂછ્યુ હતું 'જુઓ જોઉં ભાઈ, કેવી લાગુ છુ?'

અશોકે હસીને કહ્યુ 'ધ્યાન તૂટી ગયુ પાર્વતીનું?'

અને કૃત્રિમ અભિમાનના સ્વરે ઇતુએ જવાબ આપ્યો 'સાચે જ જુઓ જોઉં, આ શણગાર સારો લાગે છે શુ?'

અશોક ઇતુના આ અતીતને સૂક્ષ્મતાથી જોવા લાગ્યો

પરંતુ ઇતુને આ પોશાક સારો લાગવા માંડ્યો તે જ્યોર્જેટની સાડી પછીથી તેના શરીરેથી ઉતરી નહિ—બલકે આટલા દિવસથી ઉપેક્ષિત કીમતી સાડીઓ બ્લાઉઝ વગેરે રોજ રોજ પેટીમાથી નીકળવા લાગ્યા સમય મેળવીને રોજ સાંજે ઇતુ શણગાર સજવા લાગી એક દિવસે સિનેમા પણ જોઈ આવી, અને પછી તો માત્ર સિનેમા જ નહિ, કોફી હાઉસ, રેસ્ટોરા અને ગ્રાન્ડ હોટેલ સુદ્ધા તે જવા લાગી.

લોકો ચકિત થયા હતા—અચાનક ઇતુમા આ પરિવર્તન શાથી?

અને ઇતુ ખૂબ જ બોલતી નહિ હસી પડતી ક્યારેક અજબ જેવા બેધ્યાન સ્વરે બોલતી 'દૂર દેશ જઈ રહી છુ, તમને બધાને છોડીને, એટલે જ તો' અને તે ચૂપ થઈ જતી

ઘેર એને કોઈ જરા પણ રોકતુ કે ટોકતું નહિ મનમા વિષાદ ભરીને બધા જ વિચારતા હવે કેટલા દિવસ છે? જીવનનો ઉપભોગ કરી લે, ઇતુ' ફાંસીની સજાવાળાની જેમ છેલ્લી ઇચ્છાઓ પૂરી કરી લે ઇતુ' માત્ર અશોકને આ પરિવર્તન ગમતુ નહિ, છતા ય તે ચૂપ રહેતો હવે કેટલા દિવસ બાકી છે સમય વિત્યે ખુદ ઇતુને જ પોતાની ભૂલની જાણ થવા દો

અને ઇતુ' દિવસભર પતંગિયાની જેમ ઊડતી રહેતી ઇતુ રાતે સૂતા પહેલા તદ્દન બદલી જતી કેલેન્ડરમા એ દિવસની તારીખ તે એકીટશે જોયા કરતી, અને પછી, ક્ષણ પછી જ તે રડી પડતી—જાણે કોઈ અંતરજવાળા ભભૂકી ઉઠતી હોય તકિયો દબાવીને ખૂબ ડૂસકા ભરતી

. ઇતુની આઝાદી દિવસે દિવસે વધવા લાગી. અશોક મહાપરાણે ચૂપ રહ્યો હતો પણ એક દિવસ તે ચૂપ ન રહી શક્યો તે વાચવા બેઠો ત્યારે તેને તેનું એક પુસ્તક શોધ્યુ છતા ન મળ્યુ નાના ભાઈ—બહેનથી છૂપાવીને તે તેમે અલગ જ મૂકતો, કારણ કે તેમાથી શરીરવિજ્ઞાનને બદલે તેઓને વિકૃતિનો ખોરાક જ વધારે મળે તેમ હતુ

કોણ જાણે શા વિચારથી, પણ અશોકે ઇતુના રૂમ ભણી પગ ઉપાડ્યા તે દિવસે ઇતુ ઘેર નહોતી જયાને ઘેર તેને નોતરુ હતું જયાની બાએ કહેવડાવ્યુ હતુ કે રાતે મોડુ થઈ ગયુ હોવાથી ઇતુ રાત ત્યા જ રોકાઈ જશે

એક ખૂણે સંતાડીને રાખેલી પેલી ચોપડી અશોકને મળી ગઈ પરંતુ સાથે કાંઈક બીજુ ય મળ્યુ—વિજયની ચિઠ્ઠીઓ—જયાનો ભાઈ વિજય!

— અશોક સ્તબ્ધ થઈ ગયો હવે બાધ બાંધવાનો સમય આવી લાગ્યો હતો ચરમ મુહૂર્ત જેવુ—જેટલુ પાસે આવતું જતું હતું તેટલી જ ઇતુ ઉન્મત્ત થતી જતી હતી પોતે જ પરમતૃપ્તિ ખાતર ખેલી રહી હતી પરંતુ પ્રત્યેક તૃપ્તિ એક નવી અતૃપ્તિ જગાવી દેતી હતી કદાચ તે આ સમજતી નહોતી

બીજે દિવસે ઇંતુ આવી કે લાગતો જ અશોક તેની પાસે ગયો 'ઇંતુ, તારો સર્વનાશ શાને નોતરી રહી છે?'

ઇંતુ બધુ જ સમજી ગઈ પણ તો યે પૂછ્યુ 'એટલે?'

'શુ તને સમજણ નથી પડતી? એક ખોટા ડરની મારી જાતને ક્યા લઈ જાઇ રહી છે? કાઇ ખબર નથી?'

ઉદ્ધત છોકરીની જેમ ભાઇ સામે દાતિયા કરતી ઇંતુ બોલી હતી 'એક જ જ્યારે જીવન મળ્યુ છે, તો તેને અતૃપ્ત લઇને શાને જાઉં? જીવન આનદ કાજે છે'

અશોકે વ્યગ સમજી લીધો તે પામી ગયો ઇંતુ આજે કોઇનો ઉપદેશ કાન નહિ ધરવાની, સલાહ નહિ સાભળવાની—આજે તેણે પોતે જ પોતા પરનો તમામ અધિકાર ખોઇ નાખ્યો છે

આવા આવા અતીતના વિચારોમા ખોવાઈ ગયેલો અશોક ઘડિયાળનો અવાજ સાભળી જાગી ઊઠ્યો 'બાર વાગી ગયા છે'—હોડતોક ને તે ઇંતુને ભેટી પડ્યો 'કેમ, મે તને નહોતુ કહ્યુ?' તેણે દાદી તરફ પણ વિજયી નજરે જોયુ

એટલામા દૂર બેઠેલા બા—બાપુજી પણ ભેગાં થયા દાદીએ એક શબ્દ પણ કહ્યો નહિ સૂનમૂન બેઠા રહ્યા ને રુદ્રાક્ષની માળા પર આગળીઓ ફરતી રહી—બોલ્યા 'રાત તો આખી પૂરી જવા દો '

અને બને હાથમા મો સતાડીને ઇંતુ ધ્રુસકે ધ્રુસકે રોવા લાગી કોઈએ એને છાની રાખી નહિ—આન દાશ્રુઓ કોણ ખાળી શકે!

સવારે ઊઠતા વેત અશોકને ઇંતુની યાદ આવી તે તેના રૂમ પર ગયો 'ઇંતુ' ઓ ઇંતુ, ઊઠ '

કોઇ જવાબ ન મળ્યો. તેણે ફરી અવાજ દીધો 'ઇ તુ!'

તો યે જવાબ ન મળ્યો. આ વખતે અશોક બારી પાસે ગયો—બારી બધ હતી તેનુ મો ફીકકુ પડી ગયુ દોડીને તેણે બારણુ ખખડાવ્યુ 'ઇંતુ' ઇંતુ! ઇ તુ!'

ધ્રૂજતે પગે દાદી દોડતા આવ્યા બા—બાપુ પણ દોડી આવ્યા એ જ વખતે બારણુ તોડવામા આવ્યુ બધા જ અ દર ધસી ગયા અને જોઇ, સડક થઇ ગયા સામે જ પહેરવાની સાડીની ફાંસીના ફાસલામાં મૃત ઇંતુ છત પર ઝૂલી રહી હતી

બા ચકરી આઇને ભોય પર પડી ગઇ, બાપુ બે હાથે ચહેરો—લમણા દબાવી બેસી ગયા અને દાદી મનમા ને મનમા બબડવા લાગ્યા 'હુ ત્યારે જ જાણતી'તી અ ગ્રેજી ધારા પ્રમાણે દિવસ ગણવાથી બીજુ થાય શુ?' તે પછી જ તે હાય હાય કરી ચિત્કાર કરી ઊઠ્યા 'ઇંતુ' આ તે શુ કર્યુ? ગુરુદેવ' તમે મારી સોનારૂપી દીકરીને ય દૈવના હાથ માંથી ન બચાવી શક્યા?'

માત્ર અશોક, મેડિકલ—વિદ્યાર્થી અશોક આ શોકની ઝડીમા તિરસ્કારિત આખે એક નૂતન આવિષ્કાર ભણી જોઇ જ રહ્યો તેણે જોયા જ કર્યુ —ઇંતુના અસ્વાભાવિક રૂપે વધેલા પેઢુ અને વક્ષ પ્રદેશને 'ઓહ ઇંતુ ગર્ભવતી હતી'' છાતી ચીરીને એક દીર્ઘ નિશ્વાસ તેના મોમાથી નીકળી પડ્યો—'જીવન આનદ કાજે છે' તે શો અર્થ કરી લીધો હતો, ઇંતુ ?'

[ શ્રી મિહિરસેનની વારતા ઉપરથી-સક્ષિપ્ત ]

## સિદ્ધાતનો ધોકો

પજાબમા એક સભામા ગયેલો એક સરદાર અધ્યક્ષસ્થાને હતો એના હાથમા ડ ડો હતો. એણે જાહેર કર્યુ હિંદુઓ—બિંદુઓ મુસ્લિમો—ચુસ્લિમો, સીખો—મીખો, બધા શાતિથી બેસો નહી તો યાદ રાખો કે મારા હાથમા આ ડડો છે' આખી સભા શાત થઇ ગઇ પછી એ કહે હવે દાદા ધર્માધિકારીનુ અહિંસા પર વ્યાખ્યાન થશે' શુ ખાક થશે? આવુ ત્યા થયુ ત્યારથી સિદ્ધાતનો મને ડર લાગવા માડ્યો છે પહેલા હુ ધર્મથી ડરતો હતો ધર્મને નામે જેટલા અત્યાચારો થયા છે એટલા બીજા કોઈ કારણે નહી થયા હોય હવે હુ સિદ્ધાતથી ડરુ છુ સિદ્ધાતની જેટલા નજીક જઇશુ એટલા માણસથી દૂર થઇશુ

# રૂપાયતન પ્રકાશન

જૂનાગઢ

☆

| | |
|---|---|
| આવા હતા બાપુ—૧-૨-૩-૪.... | ૨—૦૦ |
| ગાંધી-ગુરુ .... .... | ૧—૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન .... | ૧—૨૫ |
| અલ્લાહના બંદાઓ .... | ૦—૩૭ |
| મસ્તીની પળોમાં ... .... | ૦—૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા .... | ૦—૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા .... | ૦—૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા .... | ૦—૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા .... | ૦—૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ૦—૧૫ |
| રામતીર્થની રત્નમાલા .... | ૦—૩૫ |

## રાષ્ટ્રીય સંરક્ષણ નિધિમાં ઉદાર હાથે મદદ કરો.

ઉના તાલુકા સહકારી ખરીદ વેચાણ સંઘ રાષ્ટ્રીય કટોકટીમાં પોતાની ફરજ અદા કરવા માટે કટીબદ્ધ છે.

ઉના તાલુકા સહકારી
ખરીદ વેચાણ સંઘ

**ઉના**

જિ૦ જૂનાગઢ
ફોન નં૦ ૭

## લાલજીભાઈ ગોકળદાસ

મેટલ વર્કસ

પિત્તળના પાટા સરકલ તથા
—: વાસણો માટે :—

સાતી રોડ, મોરબી.





With Best Compliments
From :-

**'AMER FINANCE BOMBAY (P) LTD.'**

..........ના સૌજન્યથી

# યુનિયન

કો-ઓપરેટીવ ઇન્સ્યોરન્સ સોસાયટી લિમિટેડ

ભારતની એક અપ્રતિમ વીમા સંસ્થા, જે તેના પોલિસી હોલ્ડરોને નફાનું બોનસ (આવકવેરા-મુક્ત) વહેંચે છે, જેણે નીચે જણાવેલી વીમા યોજનાઓની પહેલ કરી છેઃ—

★ ઢોર વીમા યોજના

★ પાક વીમા યોજના

★ જૂથ વીમા (અંગત અકસ્માત)

—: મોટા, મધ્યમ અને નાના પાયાના ઉદ્યોગો માટે :—

★ કૌટુંબિક વીમા યોજના

★ ખોટ જવા સામે વીમા યોજના

★ મશીનરી ભાંગતૂટ વીમા યોજના

સર્વે પ્રકારનું સામાન્ય વીમાનું કામકાજ કરવામાં આવે છે.

-: હેડ ઑફિસ :-

યુનિયન કો-ઓપરેટીવ ઇન્સ્યોરન્સ બિલ્ડીંગ.

૨૩. પી. એમ. રોડ, ફોટ, મુંબઇ-૧.

ફોન : ૨૫૫૨૩૬-૭

તાર : 'CO-FIRE'

ડી. એન. દેસાઈ

મેનેજર

શાખાઓ દેશભરમાં સર્વત્ર છે.

વાલજી દેસાઇનો નવો ગ્રંથ

## સજી લે શૃંગાર

શ્રી કેદારનાથ (નાથજી) લખે છે 'અચ્છી લગી  હરએક કહાની બોધપ્રદ ઔર ઉપયુક્ત હૈ'

મહાસતી ઉજ્જ્વલકુમારીજી 'નાનકડી પુસ્તિકારૂપી ગાગરમા જાણે જીવનનો સાગર ભરી દીધો છે'

ગુજરાતમિત્ર 'આત્મદર્શનની માર્ગદર્શિકા'

પુસ્તકાલય 'સૌને ગમે તેમ છે જગતને ઉપયોગી'

શ્રી રજનીબહેન પડયા 'બહુ જ રસ પડે એવી'

શ્રી હર્ષદાબહેન દીવાનજી  સુદર.'

મૂલ્ય રૂા૦ ૧ ૪૦ ન૦ પૈ૦, ટપાલ આદિ ૦-૧૪

પ્રાપ્તિસ્થાન  પરિચય ટ્રસ્ટ, ૧૯ ૨૧ હમામસ્ટ્રીટ, મુબઈ ૧.

આના પહેલા બહાર પડેલા ગ્રંથો

## ૧ વિશ્વસહિતા મડલ ૧

ગાંધીજીની પ્રસ્તાવના  લોકસગ્રહની દૃષ્ટિએ લખાયા છે  સત્સગ ઇચ્છનારને બહુ ઉપયોગી'

શ્રી વિજયરાય વૈદ્ય  ગીતાની ધીરગભીર બાલભગિની સમોવડી ફરી ફરીને પઠનપાઠનયોગ્ય શ્રવણ મનન નિદિધ્યાસનની અધિકારિણી

શ્રી નાનાભાઈ ભટ્ટ 'બહુ ગમી. આજનુ વિશ્વ એ પ્રમાણે ચાલે તો કેવુ સારુ?'

પડિત સુખલાલજી  હુ તો એ સાભળી આકઠતૃપ્ત થયો જ પણ સભળાવનારા ભાઈબહેન પણ નાચી ઉઠતા'

શ્રી હિમ્મતલાલ અજારિયા  તમારા લખાણમા નગ્ન સત્ય સાનુ અને સુગધ–વિના બીજુ શુ હોય? અને તમારા વાચનનું માખણ તમારી સ્નેહ ઉષ્ણતાને હવાવી નાખે તેવી ભાષામા આરોગવાનુ હોય ત્યારે તો સતૃપ્તિ જ થાય'

મૂલ્ય રૂા એક, ટપાલ આદિ ૦-૨૫

## ૨ બુદ્ધચરિતામૃત

પડિત સુખલાલજી  તમારી વિશેષતા બહુશ્રુતના ચૂટણી અને રજૂઆતમા છે વિવિધ પુષ્પોમાથી સચિત રસમાથી મૌપલ મધુનો યાદ કરાવે છે'

મૂલ્ય રૂા ૦–૮૪, ટપાલ આદિ ૦–૧૯

## ૩ ગીતસહિતા

સગ્રહકર્ત્રી  ધીરજબહેન

આમા વિવાહસીમતાદિપ્રસગે વાણિયાબ્રાહ્મણમા ગવાતા ૨૨૪ ગીત છે

મૂલ્ય રૂા ૦–૮૪, ટપાલ આદિ ૦–૨૫

નવજીવન કાર્યાલય (અમદાવાદ ૧૪, મુબઈ ૨)

વાલજી દેસાઈનો નવો ગ્રંથ

## સજી લે શૃંગાર

શ્રી કેદારનાથ (નાથજી) લખે છે: 'અચ્છી લગી......હરએક કહાની બોધપ્રદ ઔર ઉપયુક્ત હૈ'

મહાસતી ઉજ્જ્વલકુમારીજી: 'નાનકડી પુસ્તિકારૂપી ગાગરમાં જાણે જીવનનો સાગર ભરી દીધો છે.'

ગુજરાતમિત્ર: 'આત્મદર્શનની માર્ગદર્શિકા.'

પુસ્તકાલય: 'સૌને ગમે તેમ છે. જગતને ઉપયોગી.'

શ્રી રજનીબહેન પંડ્યા: 'બહુ જ રસ પડે એવી.'

શ્રી હર્ષદાબહેન દીવાનજી: 'સુંદર.'

મૂલ્ય રૂ૦ ૧-૪૦ નપૈ૦, ટપાલ આદિ ૦-૧૪

પ્રાપ્તિસ્થાન: પરિચય ટ્રસ્ટ, ૧૯-૨૧ હમામસ્ટ્રીટ, મુંબઈ ૧.

આના પહેલાં બહાર પડેલા ગ્રંથો

## ૧. વિશ્વસંહિતા મંડલ ૧

ગાંધીજીની પ્રસ્તાવના: 'લોકસંગ્રહની દૃષ્ટિએ લખાયા છે..... સત્સંગ ઇચ્છનારને . બહુ ઉપયોગી '

શ્રી વિજયરાય વૈદ્ય 'ગીતાની ધીરગંભીર બાલભગિની સમોવડી, ફરી ફરીને પઠનપાઠનયોગ્ય; શ્રવણ મનન, નિદિધ્યાસનની અધિકારિણી'

શ્રી નાનાભાઈ ભટ્ટ. 'બહુ ગમી. આજનું વિશ્વ એ પ્રમાણે ચાલે તો કેવું સારું ?'

પંડિત સુખલાલજી ' હું તો એ સાંભળી આકંઠતૃપ્ત થયો જ, પણ સંભળાવનારા ભાઈબહેન પણ નાચી ઉઠતા.'

શ્રી હિમ્મતલાલ અંજારિયા 'તમારા લખાણમાં નગદ સત્ય–સોનું અને સુગંધ –વિના બીજું શું હોય ? અને ..તમારા વાચનનું માખણ તમારી સચોટ, હૃદયને હલાવી નાખે, તેવી ભાષામાં આરોગવાનું હોય ત્યારે તો સંતૃપ્તિ જ થાય.'

મૂલ્ય રૂ. એક, ટપાલ આદિ ૦–૨૫

## ૨. બુદ્ધચરિતામૃત

પંડિત સુખલાલજી. 'તમારી વિશેષતા બહુશ્રુતતા, ગૂંથણી અને રજૂઆતમાં છે, ..... વિવિધ પુષ્પોમાંથી સંચિત રસમાંથી નીપજેલ મધુની યાદ કરાવે છે '

મૂલ્ય રૂ. ૦–૮૪, ટપાલ આદિ ૦–૧૯

## ૩. ગીતસંહિતા

સંગ્રહકર્ત્રી : ધીરજબહેન

આમાં વિવાહસીમંતાદિપ્રસંગે વાણિયાબ્રાહ્મણમાં ગવાતા ૨૨૪ ગીત છે.

મૂલ્ય રૂ. ૦–૯૪; ટપાલ આદિ ૦–૨૫

નવજીવન કાર્યાલય (અમદાવાદ ૧૪; મુંબઈ ૨)

અપર ગેન્જીઝ સુગર મિલ્સ લિમિટેડ
ધ ઔંધ સુગર મિલ્સ લિમિટેડ
ન્યુ ઇન્ડિયા સુગર મિલ્સ લિમિટેડ
ધ ન્યુ સ્વદેશી સુગર મિલ્સ લિમિટેડ
ભારત સુગર મિલ્સ લિમિટેડ
ગોવિંદ સુગર મિલ્સ લિમિટેડ

શેરડીમાંથી
**શુદ્ધ કણીદાર ખાંડ**
બનાવનાર

મેનેજિંગ એજન્ટસ:
# ધ કોટન એજન્ટસ પ્રાઇવેટ લિમિટેડ
ઇન્ડસ્ટ્રી હાઉસ, ૧૫૯, ચર્ચગેઈટ રેકલેમેશન,
**મુંબઈ—૧**

# તમારું નસીબ અજમાવી...........

# રૂપિયા ૫૦,૦૦૦ સુધીના ઇનામો મેળવો.

| રૂ. ૧૦૦ના મુલ્યાંકના પ્રિમિયમ પ્રાઇઝ બોન્ડ માટે ઈનામો | | રૂ. પાંચના મુલ્યાંકના પ્રિમિયમ પ્રાઇઝ બોન્ડ માટે ઈનામો | |
|---|---|---|---|
| ઈનામની સંખ્યા | ઈનામની રકમ | ઈનામની સંખ્યા | ઈનામની રકમ |
| ૧ | રૂ. ૫૦,૦૦૦ | ૧ | રૂ ૧૫,૦૦૦ |
| ૨ | રૂ. ૨૫,૦૦૦ | ૨ | રૂ ૧૦,૦૦૦ |
| ૫ | રૂ. ૧૦,૦૦૦ | ૧૦ | રૂ. ૫,૦૦૦ |
| ૧૦ | રૂ. ૫,૦૦૦ | ૨૫ | રૂ. ૨,૦૦૦ |
| ૭૫ | રૂ ૨,૦૦૦ | ૨૦૦ | રૂ. ૧,૦૦૦ |
| ૧૫૦ | રૂ. ૧,૦૦૦ | ૩૩૦ | રૂ. ૫૦૦ |
| ૨૪૩ કુલ ઇનામો. | | ૫૬૮ કુલ ઇનામો. | |

ઇનામ માટેના ડ્રૉ ૧૯૬૪માં બે વખત યોજાશે.
તેમાંના નીકળેલા નંબરો ઇનામને પાત્ર ઠરશે.
ઈનામ ન લાગે તો પણ ૧૦ ટકાના પ્રિમિયમ
સાથે પાંચ વરસે પૈસા પાછા મળશે.

## ક્યાંથી ખરીદશો ?

સ્ટેટ બેન્કની શાખાઓ, સરકારી તિજોરીઓનું કામ કરતી તેના હાથ નીચેની બેન્કો, ઉપરની બેન્કોની શાખાથી આવરી ન લેવાયાં હોય તેવાં સ્થળોએ તિજોરીઓ અને પેટા તિજોરીઓ તેમ જ હેડ અને સબ પોસ્ટ ઑફિસથી તેની મૂળ કિંમતે મળી શકશે.

લગ્ન, જનોઈ, જન્મદિન તેમ જ એવા બીજા માંગલિક અવસરોએ પ્રિમિયમ પ્રાઇઝ બોન્ડ ભેટમાં આપી પ્રસંગને યાદગાર બનાવો.

**આજે જ પ્રિમિયમ પ્રાઇઝ બોન્ડ ખરીદો.**

ગુજરાત સરકારના માહિતી ખાતા દ્વારા પ્રકાશિત.




સિંધિયાના વહાણોમાં
તમારો માલ મોકલો

અમારી પરદેશ-સફરી જહાજોની સેવા ઇંગ્લંડ, યુરોપ, પશ્ચિમ આફ્રિકા, રશિયા અને યુ. એસ. એ. સુધી વિસ્તરેલી છે.

અમારી કિનારા પરની નૌકાઓ હિંદના બંદરો, પૂર્વ-પશ્ચિમ પાકીસ્તાન, સિલોન અને બ્રહ્મદેશ સુધી વિસ્તરેલી છે.

તાર
વિદેશ. સમુદ્રપાર.
સ્વદેશ જલનાથ.

ફોન:
૨૬૮૧૬૧ (૧૨ લાઈન.)

સિંધિયા નૌકાદ્વારા પ્રવાસ સામાન મોકલવાથી ભારત માટે હુંડિયામણની બચત થાય છે: હુંડિયામણ પ્રાપ્ત થાય છે.

**શ્રી સિંધિયા સ્ટીમ નેવીગેશન કું. લિમિટેડ.**
સિંધિયા હાઉસ, બેલાર્ડ એસ્ટેટ, મુંબઈ.

# SIRAJ SONS

86-B Gobind Mahal
Marine Drive

Netaji Subhash Road,
Bombay-2

Gram SONSIRAJ

Phones 241011
241479

Prominent Exporters, Importers and Manufacturer's Representatives

EXPORTS Cotton and Art Silk Piecegoods, Sugar, Oil, Oilseeds, Stainless Steel Utensils, etc. to Aden, Sudan, Ethiopia, Erithia, Nyasaland, Suva (Fiji) and U. K.

IMPORTS · Art Silk Yarn and Fabrics Coal-tar Dyes, Stainless Steel Sheets, etc.

## પાર્સલ સર્વિસ

ગામેગામ માલ
પહોંચતો કરવા

* ઝડપ
* સહીસલામતી
* ઓછા દર

## પ્રવાસી

સચિત્ર માસિક
જેમાં ગુજરાતના લબ્ધપ્રતિષ્ઠ
લેખકો નિયમિત લખે છે.

* સુંદર આકર્ષક છપાઈ
* કુટુંબમાં સૌને ગમે તેવું
* વાર્ષિક લવાજમ રૂા. ૫—૦૦
છુટક નકલ રૂા. ૦—૫૦ ન. પૈ.

માહિતી માટે લખો,

ગુજરાત રાજ્ય માર્ગ વાહનવ્યવહાર કોર્પોરેશન
વાહનવ્યવહાર ભવન, અમદાવાદ—૧૭.


સ્વાતંત્ર્યના સંરક્ષણ માટે સર્વસ્વ સમર્પણ.

સર્વોત્તમ ખાંડ માટે

# નોર્થ બિહાર સુગર મિલ્સ, લિમિટેડ

ઇન્ડિયા એક્સચેન્જ
કલકત્તા—૧
ફોન ૨૨-૧૦૭૨ ગ્રામ · NOBISUGE

મિલ સ્થળ
રેલ્વે સ્ટેશન, બગાહા,
પો. ઓ. નારાઇપૂર
જિ. ચંપારણ (બિહાર)
(ગ્રામ KANORIA)

# વૈષ્ણવજન



વર્ષ ૨ : ('પ્યારાબાપુ' વર્ષ ૧૬) : : અંક ૭ : સળંગ અંક ૧૮૭ : ઑક્ટોબર : : ૧૯૬૩

## અનુક્રમ



પ્રકાશક અને મુદ્રક: ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

### સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે

* * *

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંસ્થા તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

*

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

સામાન્ય રીતે કૃતિના સ્વીકાર બાબત પખવાડિયામાં જવાબ આપવામાં આવે છે.

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઑફપ્રીન્ટ્સ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી અઠવાડિયામાં લેખકોને મોકલાય છે.


લવાજમ

દેશમાં (વરસનું) છ રૂપિયા

પરદેશમાં બાર શિલિંગ

વૈષ્ણવજન, રૂપાયતન, ગિરિતળેટી

જૂનાગઢ

: ફોન નં. ૮૯ :

સંપાદક. નવિન ગાંધી





## અંતઃસમૃદ્ધિનું મૂલ્ય

પંડિત સુખલાલજી

વૈષ્ણવ એટલે વિષ્ણુભક્ત. પણ વિષ્ણુભક્તિનું તત્ત્વ આંતરિક સંપત્તિને ઓળખવામાં રહેલું છે. જે આંતરિક સંપત્તિને બરાબર સમજે અને યથાશક્તિ એ સંપત્તિ સાધવાનો યત્ન કરે, તે વૈષ્ણવ. આ અર્થ જે જે પરંપરાના અનુયાયીઓમાં ઘટતો હોય તે બધી પરંપરાના અનુયાયીઓ વૈષ્ણવ જ છે. એ જ રીતે બીજી પરંપરાઓ જે જે વિશેષણ કે નામથી ઓળખાતી હોય તે તે વિશેષણ અને નામની પાછળ રહેલ આવો આધ્યાત્મિક ભાવ સમજીએ તો તે તે વિશેષણો કે નામો પણ બધી પરંપરાના સાચા અનુયાયીઓમાં ઘટી શકે દા૦ ત૦ નિર્ગ્રંથ કે તપસ્વીપદથી ઓળખાતી જૈન પરંપરા લઈએ કે સૌગત યા બૌદ્ધ વિશેષણથી ઓળખાતી બૌદ્ધ પરંપરા લઈએ કે બીજી કોઈ ક્રિશ્ચિયન, ઇસ્લામ આદિ પરંપરાઓ લઈએ અને એ વિશેષણોનો વ્યાપક તેમ જ આધ્યાત્મિક અર્થ સમજીએ તો તે તે પરંપરામાં પણ બીજી ભિન્ન દેખાતી પરંપરાઓનો સમાસ થઈ જાય છે.

આ દૃષ્ટિ એક તાત્ત્વિક અને આધ્યાત્મિક છે. આ દૃષ્ટિની પરાકાષ્ઠા એ છે કે તેમાં ભેદો લોપ પામે છે અને માત્ર તત્ત્વનું અદ્વૈત જ પૂર્ણરૂપે શેષ રહે છે.

ઈશાવાસ્યઉપનિષદ્ના પ્રારંભમાં એક શાંતિમંત્ર છે, જેનો અર્થ એ છે કે આ અને તે એ બધું પૂર્ણ છે. એ પૂર્ણમાંથી પૂર્ણ ઉદ્ધૃત થાય છે. અને તે ઉદ્ધૃત પૂર્ણ સ્વીકારી લઈએ તોય બાકી પૂર્ણ જ રહે છે:

પૂર્ણમદઃ પૂર્ણમિદં પૂર્ણાત્પૂર્ણમુદચ્યતે ।
પૂર્ણસ્ય પૂર્ણમાદાય પૂર્ણમેવાવશિષ્યતે ।

આ તો સામાન્ય શબ્દાર્થ થયો. ભાવાર્થ એના અનેક વર્ણવી શકાય, પણ એક ભાવાર્થ તો એ છે કે જ્યાં નજર નાખો ત્યાં સર્વત્ર પૂર્ણ અને અખંડ તત્ત્વ જ સ્ફુરે છે. એને બ્રહ્મ કહો, આત્મા કહો, ઈશ્વર કહો, પુરુષ કહો કે સચ્ચિદાનંદ યા અનિર્વચનીય કહો - એ બધું એક જ છે.

માણસ પોતે જન્મ્યો, ઉછર્યો અને સંસ્કાર પામ્યો ત્યારથી તે અપૂર્ણ જ છે. અહંકાર અને વાસનાના વેષ્ટનમાં વીંટળાયેલ ચૈતન્ય અપૂર્ણ છે. પછી તે માનવજાતિમાં ઇતર પ્રાણીજાતિઓ કરતાં ભલે તેટલું વિકસિત થયું હોય. પરંતુ માનવતાની વિશેષતા એ છે કે તે છેવટે અપૂર્ણતાનાં બંધનો પૂર્ણપણે ફેંકી દેવાની શક્તિ ધરાવે છે. એ શક્તિ એકાએક પૂર્ણતાએ નથી પહોંચતી પણ યોગ્ય પ્રયત્ન-બળે તે સિદ્ધ થાય છે આમ થાય ત્યારે એ અલ્પજ્ઞ અને નાના જેવા લેખાતો અને દેખાતો માણસ પણ પૂર્ણ બને છે. જે જે પૂર્ણ બને છે તે બધામાં સત્ય અને સચ્ચિદાનંદનું તત્ત્વ પૂર્ણકળાએ ખીલે છે. આ રીતે અનેક કાળના, અનેક દેશના અને અનેક પંથના પ્રામાણિક અને વિવેકી પુરુષો પોતાના પ્રયત્નથી પૂર્ણતા પામે તોય સચ્ચિદાનંદ કે સત્યતત્ત્વ તો ધ્રુવપણે પૂર્ણ જ રહે છે. સંક્ષેપમાં એમ પણ કહી શકાય કે પ્રત્યેક જીવાત્મામાં સચ્ચિદાનંદનું મૂળ સ્વરૂપ છે જ, અને તેના ઉપરથી આવરણ ખસતાં તે પૂર્ણપણે પ્રગટ થાય છે. અને એક જીવાત્મા પૂર્ણ બને ત્યારે ઇતર જીવાત્માઓને પણ સાધના કરવામાં અને સિદ્ધિ મેળવવામાં પૂર્ણતા જરાય ઓછી પડતી નથી.

પિતા પાસે ધન હોય અને તે પોતાના વારસદારોને વહેંચે ત્યારે વારસદારોની સંખ્યા જેટલા

તે ધનના ભાગ પાડે. એ ભાગ મૂળ ધનથી પરિમાણમાં નાના જ હોવાના. આથી ઊલટું, ગુરુ પોતાનું વિદ્યાધન ગમે તેટલા શિષ્યોને આપે, તો એ ધન નથી ગુરુ પાસેથી ઓછું થતું કે નથી એને મેળવનાર શિષ્યોમાં ઓછું આવતું. શિષ્ય બધા યોગ્ય હોય અને સરખા યોગ્ય હોય તો બધા જ એ વિદ્યાની દૃષ્ટિએ પૂર્ણ બને અને વિદ્યાદાતા ગુરુ તો પૂર્ણ રહે જ.

આ ઉપમા માત્ર એટલું સૂચવવા માટે છે કે સ્થૂળ વસ્તુના વિતરણમાં નાનામોટા કે સરખા ભાગ સંભવે. પણ સૂક્ષ્મ, સૂક્ષ્મતર ને સૂક્ષ્મતમ વસ્તુના આદાનપ્રદાનમાં કોઈ પરિમાણભેદતા હોતી જ નથી.

સત્ય અને શુદ્ધિ એ અંતઃસમૃદ્ધિ છે. દુન્યવી તેમ જ ઇન્દ્રિયોને લલચાવનારી વિભૂતિ એ બહિઃસમૃદ્ધિ કહેવાય. આવી આધિભૌતિક સમૃદ્ધિનું મૂલ્ય દુનિયામાં હતું, છે અને રહેવાનું. પણ આ ભૂમિકાથી ઊંચે ઊઠનાર પુરુષો પણ પાકયા છે અને પાકવાના. એમને મન ખરું મૂલ્ય અંતઃસમૃદ્ધિનું છે, અને એ જ અંતઃસમૃદ્ધિને ઋષિએ પોતાની આલંકારિક વાણીમાં ઉપરના મંત્રમાં ગાઈ છે.

આ મંત્રમાં 'પૂર્ણ'શબ્દ એના પૂર્ણ અર્થમાં પૂર્ણપણે વપરાયો છે. એ મંત્ર છે તો ઉપનિષદનો એક અંશ. પણ સત્યદ્રષ્ટા એક જૈન મહાદાર્શનિકને એના રહસ્યનું ભાન થયું, અને તેણે એ મંત્રમાં વર્ણવેલી પૂર્ણતાની અંતઃસમૃદ્ધિનું હાર્દ ઓળખી લીધું.

પછી તો એ દાર્શનિક સંસ્કૃતકવિએ એ પૂર્ણતાને પોતાની રીતે ગાઈ. એ ગાનાર વિદ્વાનનું નામ વાચક યશોવિજયજી.

યશોવિજયજીએ પૂર્ણતાને ગાવામાં દૃષ્ટિ એ રાખી છે કે પૂર્ણતા એટલે શું? તેનું સ્વરૂપ શું? તેને પમાય કેવી રીતે? અને પૂર્ણતા પમાય ત્યારે એ વ્યક્તિ કેવી બને? આ પ્રશ્નોનો ઉત્તર શ્રી યશોવિજયજીએ એક અષ્ટક રચી આપ્યો છે. એ અષ્ટકનું નામ છે 'પૂર્ણતાષ્ટક'. એમના બત્રીસ અષ્ટકો પૈકી આ 'પૂર્ણતાષ્ટક' પહેલું છે. એમાંથી બે-ત્રણ શ્લોકો જ અત્રે એના ભાવ સાથે આપવા ઉચિત લેખાશે.

અભ્યાસીઓ આ લઘુલેખથી એટલું જાણી શકશે કે પરમ સત્ય બધી જ ધર્મપરંપરાઓમાં માન્ય રહેલું છે. એને સિદ્ધ કરવાની પ્રક્રિયાઓ ભલે થોડીઘણી જુદી પડતી હોય. પણ આંતરિક પ્રક્રિયા તો એક કે સમાન જ હોવાની. ભાષામાં એનું વર્ણન કદી એકસરખું ન સંભવે, પણ તેથી મૂળ અર્થમાં ફેર પડતો નથી. આ દૃષ્ટિએ આ બધા જ સાચા સાધકોને મન અંતઃસમૃદ્ધિનું મૂલ્ય એકસરખું જોવામાં આવે છે. એ જ પારમાર્થિક ધર્મ છે અને એને સમજવો એ જ પારમાર્થિક દૃષ્ટિ છે. આ ધર્મ અને આ દૃષ્ટિમાં સંપ્રદાયોના સ્થૂળ ખોખા અને બીમા ગળી જાય છે, ને તેનું ખરું તેમ જ પૂર્ણ સ્વરૂપ જ શેષ રહે છે.

'પૂર્ણતાષ્ટક'માંથી ઉદ્ધૃત

૧. પૂર્ણતા યા પરોપાધેઃ સા યાચિતકમણ્ડનમ્ ।
યા તુ સ્વાભાવિકી સૈવ જાત્યરત્નવિભાનિભા ॥

ભાવ: બહારની ચીજોથી જે પૂર્ણતા મનાય છે તે માગેલા ઘરેણા જેવી છે. પરંતુ જે પૂર્ણતા અંદરથી વિકસેલી હોય છે તે સાચા રત્નની દીપ્તિ જેવી છે.

૨. પૂર્યન્તે યેન કૃપણાસ્તદુપેક્ષૈવ પૂર્ણતા ।
પૂર્ણાનન્દસુધાસ્નિગ્ધા દૃષ્ટિરેષા મનીષિણામ્ ॥

ભાવ: લાલચી મનુષ્યો જે વસ્તુઓની પ્રાપ્તિથી પોતાને પૂર્ણ માને છે, ખરી રીતે તે વસ્તુની ઉપેક્ષા એ જ પૂર્ણતા છે. પૂર્ણાનંદ વિષેની આવી અમૃતદૃષ્ટિ મનીષીઓને જ હોય છે.

૩. અપૂર્ણઃ પૂર્ણતામેતિ પૂર્યમાણસ્તુ હીયતે ।
પૂર્ણાનન્દસ્વભાવોऽયં જગદદ્ભુતદાયકઃ* ॥

*આ જ ભાવ બાઇબલમાં આ રીતે વ્યક્ત છે:
"આત્મામાં જેઓ રાંક છે તેઓને ધન્ય છે, કેમ કે આકાશનું રાજ્ય તેઓનું છે."

ભાવ: દુન્યવી લોકોને અચરજ પમાડે એવો પૂર્ણાનંદનો સ્વભાવ છે. જેમજેમ માણસ અપૂર્ણ-ખાલી-થાય તેમતેમ તે પૂર્ણ બને છે અને જેમ જેમ તે પૂર્ણ બનતો જાય એટલે કે જે પરિગ્રહથી સમૃદ્ધ થાય છે તે ખરી રીતે ખાલી બનતા જાય છે.

૪. કૃષ્ણેપક્ષે પરિક્ષીણે, શુક્લે ચ સમુદઞ્ચતિ ।
દ્યોતન્તે સકલાધ્યક્ષાઃ પૂર્ણાનન્દવિધોઃ કલાઃ ॥

ભાવ: અવિદ્યા અને વાસનાનો કૃષ્ણપક્ષ ક્ષીણ થાય અને સમ્યગ્દૃષ્ટિ તેમજ ચારિત્રનો શુક્લપક્ષ ઉદય પામે ત્યારે જ પૂર્ણાનંદરૂપ ચંદ્રની પ્રત્યક્ષસિદ્ધ કળા પ્રકાશે છે.

જોઈ શકાશે કે, પ્રથમ શ્લોકમાં પૂર્ણતાનું સ્વરૂપ દર્શાવતાં કહેવામાં આવ્યું છે કે પૈસોટકો, સત્તાકીર્તિ જેવી વસ્તુઓથી જ્યારે માણસ પોતાને ભર્યોભર્યો માનતો થાય છે ત્યારે એની એ પૂર્ણતા માત્ર માગેલા ઘરેણાં જેવી અસ્થિર હોય છે; પણ ખરી પૂર્ણતા એ તેથી જુદી વસ્તુ છે. સાચા હીરાની કાન્તિ જેમ સ્થિર હોય છે તેમ ખરી પૂર્ણતા એ સ્થિર હોઈ જીવનથી કદી જુદી પડતી નથી.

બીજા શ્લોકમાં પૂર્ણતાના સ્વરૂપ વિશેની મનીષીઓની સમજણ કેવી છે તે દર્શાવ્યું છે. મનીષી એટલે માત્ર ભણેલ કે શાસ્ત્રપંડિત નહીં; પોતાનાં મન ઉપર પ્રભુત્વ કેળવ્યું હોય એવો વિવેકી પુરુષ. આવો મનીષી માને છે કે લોભીલાલચી અને દીન પ્રકૃતિના માણસો જે જે વસ્તુ મેળવી પોતાને પૂર્ણ લેખવા-લેખાવવા મથે છે; ખરી રીતે તે જ વસ્તુઓની ઉપેક્ષા સેવવી એ જ સાચી પૂર્ણતા છે. મનીષી દુન્યવી કોઈ પણ વસ્તુનો સત્કાર કે તિરસ્કાર નથી કરતો. માત્ર તેની ઉપેક્ષાને જ તે પૂર્ણતાનું ચિહ્ન લેખે છે. આવો પૂર્ણપુરુષ હોય તે જગતની જુગુપ્સા પણ નથી કરતો અને તેના યશોગાન પણ નથી કરતો.

ત્રીજા શ્લોકમાં લૌકિક રીતથી લોકોત્તર રીત કેવી જુદી પડે છે તે અવળવાણી દ્વારા દર્શાવી અન્તઃપ્રક્રિયાનો એક આધ્યાત્મિક માર્ગ સૂચવાય છે. દુનિયાના લોકો ઘર કે વાસણને પૂર્ણ ભરવું હોય ત્યારે તેમાં ઈષ્ટ વસ્તુઓનો સંગ્રહ અને વધારો કર્યે જ જાય છે અને માને છે કે જેમ સંગ્રહ વધારે તેમ આપણે પૂર્ણ. વળી તેઓ એમ માનતા હોય છે કે જો ઘર કે પાત્રને ખાલી કરતા જઈએ કે તેમાંથી વસ્તુઓને ઓછી કરતા જઈએ તો તે ઘર અને પાત્રને ખાલી જ થવાનું. આધ્યાત્મિક લોકોની દૃષ્ટિ આથી જુદી છે. તેઓ સ્વાનુભવથી એમ જ માનતા હોય છે કે જેમ જેમ આપણે ઈચ્છા વાસના અને સંગ્રહના સંસ્કારોથી ખાલી થતા જઈએ તેમ તેમ ઉલટા પૂર્ણ બનતા જઈએ છીએ અને જ્યારે ઈચ્છા અને સંગ્રહથી પોતાને પૂર્ણ માનવા પ્રેરાઈએ છીએ ત્યારે ઉલટા ખાલીખમ થઈ જઈએ છીએ. આવી દૃષ્ટિ હોવાથી આધ્યાત્મિક પુરુષોની પ્રવૃત્તિ પોતાનામાં પ્રચ્છન્ન રહેલી અન્તસમૃદ્ધિને પૂર્ણ કરવા તરફ જ રહે છે.

ચોથા શ્લોકમાં ષોડશકલ ચન્દ્રની ઉપમા દ્વારા આધ્યાત્મિક પૂર્ણતાની બધી કલાઓનું સ્વરૂપ સૂચવવામા આવ્યું છે અને કવિ કહે છે કે અંધારિયું જાય અને અજવાળિયું આવે અને તેમાય પૂર્ણિમાનો દિવસ આવે ત્યારે જ ચન્દ્રની સોળે કળા પ્રકાશી ઊઠે છે. એ જ રીતે અસત્ય, અભિમાન અને હિંસા આદિ કૃષ્ણકર્મ યા તામસિક વૃત્તિઓ સંપૂર્ણપણે વિલય પામે અને સત્ય, નમ્રતા અને કરુણા જેવા શુક્લકર્મ યા સાત્ત્વિક ભાવો સમ્પૂર્ણપણે આત્મસાત્ થાય ત્યારે જ આધ્યાત્મિક પૂર્ણતાની સોળે કળાઓ સાધકમાં પ્રકાશી ઊઠે છે અને પૂર્ણ બને છે.

કૃષ્ણકર્મ અને શુક્લકર્મના વિષયમાં કૃષ્ણપક્ષ અને શુક્લપક્ષનું રૂપક હજારો વર્ષ જૂનું છે. બૌદ્ધ પિટકો અને જૈન આગમોમાં કૃષ્ણકર્મ આચરનારને કૃષ્ણપાક્ષિક અને શુક્લકર્મ આચરનારને શુક્લપાક્ષિક કહ્યો છે એ જ રીતે યોગદર્શનમાં પણ પાપપ્રવૃત્તિને કૃષ્ણકર્મ અને પુણ્યપ્રવૃત્તિને શુક્લકર્મ કહ્યું છે.

# માલિક પાસે માગણી

મકરન્દ દવે

[ફેનેલોન, ફ્રાન્કોઇસ દિ સેલીગ્નેક દિ લા મથે (૧૬૫૧–૧૭૧૫) ફ્રેન્ચ પાદરી અને લેખક. ફ્રાન્સના રાજદરબાર સાથે સંકળાયેલ હુઈ ચૌદમાના પૌત્રને ભણાવતા. ત્યાર બાદ 'ક્વાએટીઝમ'ના રહસ્યદર્શી સિદ્ધાન્તોનો અરદ પ્રસાર કરવા માટે એને દેશનિકાલ કરવામાં આવેલ. રાજકારણ અને શિક્ષણમાં ઉદારદિલી માટે એનું નામ જાણીતું.'

'ક્વાએટીઝમ'–એ આધ્યાત્મિક રહસ્યવાદનું એક પાસું. એનો પાયાનો સિદ્ધાન્ત એ છે કે બાહ્ય જગતમાંથી મનુષ્યનો આત્મા અંતર્મુખ થાય અને ભગવાનના ધ્યાનમાં તલ્લીન બને એમાં જ ધર્મનો સાર રહ્યો છે. ખાસ કરીને સ્પેનીશ મરમી મિગુઅલ મોલીનોસ (૧૬૪૦–૧૬૯૬) પોતાના ઉપદેશોમાં આવા આત્મા પરમાત્માના સીધા સંબંધ પર ભાર મૂકતા હતા એના અનુયાયીઓ મોલીનીસ્ટસ કે ક્વાએટીસ્ટ્સ કહેવાયા.

ફેનેલોનની એક પ્રાર્થનાનો અનુવાદ અહીં આપવામાં આવે છે.] 'રીડર્સ એન્સાઈક્લોપીડીઆ'માંથી

માગવું શું તે હું જાણું ન માલિક!
　આપવું હોય તે આપજે ફહેજે.
માગતાં મુને નો આવડે કાંઈ,
　તું જ જાણી કરી જુગતું દેજે.

મન માને નહી માગતાં, માલિક!
　મરને માથડે વાવજે કાંટા.
કેમ કરી વળી ચિંતવું હૈયે
　વરમી દેજે તું ચંદન છાંટા.

જેવી છું તેવી આ જાતને, માલિક!
　માવ ખુલા દિલે સામને રાખું.
ફાવે તે ફેંકજે, દીનદયાળુ!
　મીઠું કે કડવું કાંઈ ન ભાખું.

ચાહ તો મુંને તું મારજે, માલિક!
　ચાહ તો અમીના ઘૂંટડા પાજે.
ચાહ તો મોંમાં બંડારજે મુંને,
　ચાહ તો ભારથે સારથિ થાજે.

હું તે શું જાણું કે કારવું, માલિક!
　હું તે શું મારું મિનાન ગણાવું?
તારું આપ્યું સહુ આંખ અડાડી,
　ધંન ઘડી, ધન ભાગ્ય વધાવું.

મૂંગા મૂંગા તારે ચરણે, માલિક!
　હોંશે હોંશે કુરબાન છે કાયા,
ઓગળી–પીગળી જાઉં તારામાં,
　આપુ રહે નહીં લેશ પરાયા.

માગતાં કાંઇ ન આવડે, માલિક!
　શીખવી દેજે શું માગવું સારું,
અદકું એથી તો મુજમાં બેસી,
　તું જ માગી લેજે મમતું તારું.



# પ્રેમપંથનો પ્રવાસી અર્જુન

સરોદ

પ્રેમપથનો પ્રવાસ પરમેશ્વરને જીંદગીના રથની લગામ સોંપવાથી શરૂ થાય છે. આ પ્રવાસની ચાર મજલ છે. આ મજલ પૂરી કર્યાં સિવાય કોઇ આ પ્રવાસ પૂર્ણ કરી પરમેશ્વરના પરમ ધામને પ્રાપ્ત કરી શકતો નથી. આ ચાર મજલમા પહેલી મજલ છે દુનિયાદારીનો નાશ. બીજી મજલ છે પરમેશ્વરી જ્ઞાનનો પ્રકાશ. ત્રીજી મજલ છે આત્માની મેઘલી રાત અને ચોથી અને છેલ્લી મજલ છે ઐક્યભાવ. પ્રેમપંથના પ્રત્યેક પ્રવાસીએ ચારે મજલો પસાર કરી છે. તે મજલ કાપતાં થોડો કે ઝાઝો સમય ગયો તે હકીકત ગૌણ છે. વસ્તુતઃ આ પ્રવાસમાં સ્થળ અને સમયનું કશુ જ મહત્ત્વ નથી આમ આ મજલો બાબત માં બધા પ્રભુપ્રેમીઓનો અનુભવ એક સરખો જ ગણાય.

પહેલી મજલમાં પ્રભુપ્રેમીના હૃદયમાંથી દુન્યવી ખ્યાલો હટતા જાય છે. દુનિયાની કોઇ વસ્તુ તેને આકર્ષક લાગતી નથી, કોઇ વાત તેને ગમતી નથી. આ વૈરાગની દશા છે. પણ જનમોજનમના સંસ્કારની બેડીઓ તૂટતી હોય છે તેથી આ દશામાં દુઃખનો અનુભવ તીવ્ર માત્રામાં થાય છે. છતા સાથોસાથ પરમેશ્વરી જ્ઞાનના ચમકારા મળતા રહે છે અને આથી પ્રેમપંથનો પ્રવાસી દિશા ચૂકતો નથી.

બીજી મજલમાં જ્ઞાનની જ્યોતથી દુનિયાનું યથાવત જ્ઞાન થાય છે. હૃદય જાણે આ જ્યોતથી ઝળહળી ઊઠે છે આ જ્યોત ભીતર પ્રકાશે છે તેમ બાહ્ય પ્રકાશથી દુનિયાની વસ્તુઓને તેના ખરા સ્વરૂપમાં દરશાવે છે. દુનિયાના રહસ્યો છતાં થઇ જાય છે, તે એટલી હદે કે એમ કહી શકાય કે દુનિયાની કોઇ વાત આ પ્રવાસીથી છાની રહેતી નથી. આ પ્રાપ્તિની સાથોસાથ અન્ય પ્રકારનો મોહ જન્મે છે. આ મોહના નિવારણ અર્થે જ ત્રીજી મજલ આવશ્યક થઇ પડે છે.

આ ત્રીજી મજલમા પ્રવાસી જાણે કે મેઘલી રાતમા ભૂલો પડી જાય છે. તેનુ કારણ એ છે કે તે માની બેસે છે કે પોતાને જે જ્ઞાન પ્રાપ્ત થયું તે પોતાની કશી વિશિષ્ટતા દ્વારા. પોતે પરમેશ્વરનો ખાસ કૃપાપાત્ર છે તેમ તે માનતો થાય છે અને અત્યારની મસ્તી અનુભવે છે તે સદંતર ભૂલી જાય છે કે પોતાને જે મળ્યું છે તેનું કારણ પરમેશ્વરનો અનુગ્રહ જ છે. તેના આ મોહનું નિવારણ કરવા એક જ ઉપાય છે અને તે અનુગ્રહ પાછો લઇ લેવો તે. આથી અનુગ્રહવિહોણો તે આ મજલમા ભયંકર અંધારી રાતમાં આથડે છે. હકીકતે પરમેશ્વર તેને અનુગ્રહરહિત કરીને પણ તેના પર અનુગ્રહ જ દાખવે છે. કારણકે ત્યારે જ આ પ્રવાસીને ખાત્રી થઇ જાય છે તેની કિંમત કોડીની પણ નથી. આથી તેના અહંભાવનો સદંતર નાશ થાય છે અને તે ચોથી મજલ માટે લાયક બને છે.

આ ચોથી મજલમાં પ્રેમપથના પ્રવાસીને જાણે પોતાનું અલગ અસ્તિત્વ જ નથી. પરમેશ્વરની મરજી એજ તેની મરજી બની જાય છે. પરિણામે તદ્દન અહંરહિત આત્મા જ જે પરમાનંદ પામી શકે છે તે પરમાનંદ તેને પ્રાપ્ત થાય છે.

આ નાનકડા લેખનો ઉદ્દેશ ઉપરની ચાર મજલોનું દિગ્દર્શન કરાવવા ઉપરાંત થોડો વિશેષ છે. ભગવાન શ્રી કૃષ્ણે બહુ જ થોડા સમયમા અર્જુનને ગીતાજીનો ઉપદેશ આપ્યો. તે દરમ્યાન અર્જુને આ ચારે મજલ પૂરપાટ ઝડપે કાપેલ તે બતાવવાનું આ લેખનું પ્રયોજન છે.

જ્યારે અર્જુને પોતાના સામે ભાઇ, ભાઉ, કાકા, મામા, દાદા, ગુરુ ઇત્યાદિની સેના મરવું કે મારવું તેવો નિર્ધાર કરી ખડી થયેલી જોઇ ત્યારે તેની પ્રથમ મજલ શરૂ થઇ. તે પહેલા તેણે પોતાના જીવનરથની લગામ શ્રી હરિને સુપ્રત કરી દીધેલ. આ પહેલી મજલમા અર્જુનને દુનિયા અને દુનિયાદારી પર વિષાદ જન્મે છે, વૈરાગની ભાવના જાગે છે, તે બોલી ઊઠે છે કે આવી દુનિયામાં રમમાણ થવા કરતા તો ભિક્ષાપાત્ર

લાશ ભીખ પર ગુજારો કરવો શો ખોટો? અરે, ધૃતરાષ્ટ્રના પુત્રો મને મારી નાખે તો સારું એટલે સુધી તેને દુનિયા તરફ નફરત થાય છે.

અને ત્યારે બીજી મજલ શરુ થાય છે. તેમાં પરમ કૃપાળુ પરમેશ્વર તેને જ્ઞાન બોધ આપે છે. અર્જુન આ મજલમાં જે સવાલો પૂછે છે તે સવાલો પરથી તેનું હૃદય કેવી રીતે પ્રકાશિત થાય છે.તે સ્પષ્ટ જોઈ શકાય છે. પણ જ્યારે તે પ્રશ્ન પૂછે છે. કે, હે ભગવાન, મનને કેમ નિયમમાં લાવી શકાય, ત્યારે તે હજી મોહવશ દશામાં છે તે હકીકત છતી થાય છે. આ પ્રશ્ન બતાવે છે કે અર્જુન હજી એમ માને છે કે તે આપમેળે કશું ય કરી શકે પરમેશ્વર તો તેની અપાર કરુણામાં અર્જુનના પ્રશ્નોનો શાંતિથી જવાબ આપે છે. વિશ્વના રહસ્યો અર્જુન સમક્ષ ખૂલે છે. પણ જે અંધારી રાત મનને સ્વપ્રયત્નથી કાબૂમા લાવવાના પ્રશ્નથી ઊભરી આવેલ છે તે વિરાટ દર્શન સમયે પૂરેપૂરી જામે છે. આગળ મળેલું તમામ જ્ઞાન ભૂલી જઈ અર્જુન કંપી ઊઠે છે અને પ્રશ્ન પૂછે છે, હે મહાનુભાવ, આપ કોણ છો? ત્યારે 'અર્જુનનો ગર્વ' ગળી જાય છે અને 'અહંના સંપૂર્ણ' નાશની શરૂઆત થાય છે. આથી જ ભગવાન તેને આશ્વાસન આપે છે કે કાળના અફર નિયમમાં પણ તું અપવાદરૂપ છો. પછી પણ પ્રશ્નો પુછાય છે અને પરમ કૃપાળુ 'જવાબ' આપે છે. છતાં મેઘલી રાત પછીનો ઉઘાડ આ વિરાટ દર્શનથી થયેલા અર્જુનના ગર્વગલનથી થયો છે તે સ્પષ્ટ છે. આ ઉઘાડમાં પરમેશ્વર અર્જુનને પૂછે છે, તારા બધા સંશયો ઉકલી ગયા છે? મેં કહ્યું તે તું સમજ્યો છો? ત્યાર પછી ઐક્યભાવની મજલ શરૂ થાય છે.

આ છેલ્લી મજલમાં અર્જુનનું જુદું અસ્તિત્વ જાણે કે રહેતું જ નથી. તે કહે છે કે, ભગવાન, મારો મોહ નાશ પામી ગયો છે. હું સંપૂર્ણપણે આપનો જ છું. આપ જેમ કહેશો તેમ કરીશ ત્યારે તટસ્થ દ્રષ્ટા સંજય હર્ષથી ગદ્‌ગદિત કંઠે પોકારી ઊઠે છે કે, હવે વિજય નિશ્ચિત છે. આ વિજય તે પ્રેમપથની પૂર્ણાહુતિ અને પરમાનંદની પ્રાપ્તિ સિવાય અન્ય શો હોઈ શકે?

---

## થાશે તો શું થાશે?

ધરા પર જો ગગનનું આગમન થાશે તો શું થાશે?
ખુદા જાણે અમારાથી નમન થાશે તો શું થાશે?

દિલાસો દે રહ્યા છે જે સદા અમને સિતારાઓ,
ગમનથી એમનું કો'દી પતન થાશે તો શું થાશે?

તમારું ઋણ લો ચુકવી દઉં હું મારા અશ્રુથી,
પછી કહેશો નહીં, ખાલી નયન થાશે તો શું થાશે?

સજાવટ હું સદા કરતો રહ્યો છું એ જ કારણથી,
અચાનક એમનું જો આગમન થાશે તો શું થાશે?

વિધિની ક્રુરતા કેવી! મળ્યાં તો આજ પરદામાં;
હવે ભય છે કે જો નાદાન મન થાશે તો શું થાશે?

ધરી કેં મૌન બેઠો છે 'શરર,' બોલાવો ના નાહક;
અનાયાસે જો કોઈનું કથન થાશે તો શું થાશે?

શરર

## કિનારાઓ નથી દેતા

ભંવરમાં જે મળે છે તે કિનારાઓ નથી દેતા;
જીગરની આગને તૃપ્તિ ઈશારાઓ નથી દેતા.

જગત જાણે બધુંયે એક માયાજાળ લાગે છે;
મને જે દીપ આપે છે, સિતારાઓ નથી દેતા.

ઘણી વેળા જીવનમાંહે પળો એવી ય આવે છે,
પરાયા તો શું, પોતાનાં સહારાઓ નથી દેતા.

ગળાના સમ, વિધાતા આજ તો સાચું કહી દે ને,
મતે કાં સાથ મારા ભાગ્યતારાઓ નથી દેતા?

ગજું 'બરબાદ'નું ક્યાં છે કે તુજ ચ્હેરાને આલેખે?
આ ઓજસ, આ અજબ રંગો સિતારાઓ નથી દેતા.

બરબાદ

# સિદ્ધાન્ત નિષ્ઠાની કસોટી

**રતિભાઈ ગોંધિયા**

કોઈપણ આંદોલન કે કાર્યક્રમ ચલાવનારાએ પ્રથમ જે ઘણું નક્કી કરવાનું હોય છે, તેમા સિદ્ધાન્ત નક્કી કરવાનું કામ પણ ઘણું અગત્યનું ગણાય છે. સિદ્ધાન્ત વગરનો કોઈ કાર્યક્રમ હોઈ ન શકે. અરે! સિદ્ધાન્ત વગરનું મનુષ્ય જીવન પણ શું કામનું!

પણ નક્કી કરેલા સિદ્ધાન્તો પ્રમાણે ચાલવું કે સિદ્ધાન્તોનું જતન કરવું કંઈક અઘરું જ લાગે છે! કારણ કે મહાપુરુષો દ્વારા નક્કી થયેલા સિદ્ધાન્તોનું તેમના મૃત્યુ પછી ભાગ્યે જ જતન થયું છે તેમ ઇતિહાસ સાક્ષી પૂરે છે.

મહંમદ પેગંબરના, બુદ્ધના અને ઈશુના અનુયાયીઓ તેમના ઉપદેશને વફાદાર રહ્યા છે તેમ કહેવાનું જો કારણ છે તો ગાંધી ચિંધ્યા સિદ્ધાન્તોનું પાલન રાષ્ટ્રીય જીવનમાં રાષ્ટ્રીય કાર્યકરો દ્વારા જ નથી થતું તેવી ફરિયાદમાં તથ્ય નથી તેમ કહેવાનું પણ અઘરું છે.

આ અંગે શ્રી૦ પ્યારેલાલ લિખિત 'Last Phase' -ની પ્રસ્તાવનામાં ડૉ૦ ડેવિડ મિટ્રાનીની ટકોર પણ એની સાક્ષી પૂરે છે. તેઓ લખે છે:–

"હિંદની લાંબી લડતનો અંત આવ્યો અને હિંદ આખરે પોતાનું શાસન ચલાવવાને સ્વતંત્ર બન્યું એની સાથે જ શ્રી૦ ગાંધીએ ઉપદેશેલી અને પ્રેરેલી અહિંસાની ભાવના દેશના આગેવાનોમાં સુદ્ધાં શિથિલ થવા લાગી. પ્રથમ દૃષ્ટિએ આ વાત નવાઈ ભરેલી લાગે એવી છે. આયોજિત ઔદ્યોગિક વિકાસ માટેની આંધળી દોડમાં ગાંધીજીની સામાજિક ફિલસુફી (એ તેમના ઉપદેશમાં અહિંસા માટે તેમજ માનવીના વિકાસ માટે જરૂરી પાયારૂપ હતી)ને કોરે મૂકવામા આવી તેથી ગાંધીજી જીવતા હોત તો તેમને કેટલો આઘાત લાગ્યો હોત? અને આ તેમના કરતા ઓછી દૃઢ શ્રદ્ધાવાળી વ્યક્તિઓની નિષ્ફળતાઓ હતી, કે પછી વાસ્તવિક જીવનની મુશ્કેલીઓ આગળ ઉચ્ચ આદર્શો ઝાંખા પડે છે એ હમેશા બનતી ઘટના હતી? વળી આ નિષ્ફળતાનું કારણ શું ગાંધીજીની સરખામણીમાં બીજા આગેવાનોની શ્રદ્ધાની ઉણપ હતું કે પછી ઉચ્ચ આદર્શોને વ્યવહારમાં ઉતારતા વાસ્તવિક મુશ્કેલીઓને લીધે તેમનામાં સહેજ મોળાશ આવે છે તે હતુ?"

એટલે ફરિયાદમાં જો તથ્ય છે તો, ડૉ૦ ડેવિડ મિટ્રાનીના અભિપ્રાય પ્રમાણે તેમાં બે કારણો હોઈ શકે કાં તો એ સિદ્ધાન્તો વ્યવહારુ નહોતા અથવા સિદ્ધાન્તના પ્રણેતાના ચાલ્યા ગયા પછી તેમના અનુયાયીઓ આજની પલટાતી દુનિયામાં પલટાયા છે.

ગાંધીજીના સિદ્ધાન્તોમાં કાર્યકરના જીવન માટે ખાસ કરીને રચનાત્મક કાર્યકર માટે જે ચોક્કસ સીમારતંભો ઊભા કરાયા હતા તે સીમાસ્તંભો જાણે ઉખડવા માંડ્યા છે. આચાર અને વિચારનું સંતુલન જાણે કાર્યકરના જીવનમાંથી તૂટી રહ્યું છે તેને ભલે ઘણા વ્યાજબી કારણો હશે પણ હકીકતને ઇન્કારી શકાય તેમ નથી.

સ્વરાજ્ય પહેલા સંસ્થાકિય જીવન જીવતા એક પાયાના કાર્યકરને સરકાર રચિત રચનાત્મક કામમાં રોકાઈને મોટા વેતનથી પોતાના ગૃહ સંસારને ગોઠવેલો જોઈને એટલું આશ્ચર્ય નહોતું થયું જેટલું તેમને દરિયાપારના દેશમાં ભારતીની પ્રજાથી ઓછા જીવન ધોરણવાળા દેશમાં ગાંધી ચિંધ્યા મારગે ત્યાંનું ગ્રામજીવનને ગોઠવવા પોતાની સલાહ આપવા માસિક રૂ. ૮૧૦૦! અને અન્ય સગવડોથી પોતાની સેવા આપી ત્યારે જે આશ્ચર્ય થયું.

સંસ્થાકિય જીવનમા જોડાયેલું કોઈ કુટુંબ ખાદી ન પહેરે તે એક વખત અમહ્ય ગણાતું તે સ્થિતિ આજે ઊલટી થઈ ગઈ લાગે છે. વીસ પચ્ચીસ વર્ષ જૂના સેવક કુટુંબોમાં ભાવનાની જાણે ઓટ આવી છે અને આવા પ્રથમ કક્ષાના કુટુંબોમાથી ખાદી ધીરે ધીરે હટી રહી છે. રાષ્ટ્રીય જીવનમાં મહત્ત્વનું સ્થાન ધરાવતા કુટુંબોમાથી ખાદી પ્રત્યેની ભાવના ઠીક ઠીક ઝડપથી લુપ્ત થતી જાય છે તે જોઈને માણસની

મતિ મૂંઝાય જાય છે કે આમાં શું સાચું? શું ખોટું! અને આવી પરિસ્થિતિમાંથી નાના અને નવા કાર્યકરો શું મેળવે!

આચાર અને વિચારનું સંતુલન એ ગાંધીજીના જીવનનું અને ઉપદેશોનું મહાન સૂત્ર હતું. પણ આજે તે સંતુલન કાર્યકરોમાં તૂટી રહ્યું છે. એક વખત એક કાર્યકરને ગાંધીજીએ કહેલું કે, "તમને જ્યારે સેવાકાર્ય છોડવાનું મન થાય ત્યારે આ દેશનો ગરીબમાં ગરીબ ચોથરે હાલ માણસ નજર સમક્ષ લાવજો અને તમારો વિચાર તમારે ફેરવવો પડશે."

ગાંધીજીની આ સલાહમાં ઘણું પડ્યું હતું પણ આજે જાણે અજાણ્યે એ વાત નજરમાંથી ખસતી જાય છે. બીજું તો ઠીક પણ રાષ્ટ્રીય કાર્યકરોનું આધુનિકતામાં અને મુડીદારમાં ખપતા મિત્ર વર્તુળમાં Society મા પોતાનું સ્થાન મેળવવા જે હરીફાઈ ચાલે છે ત્યારે ગાંધીજીએ ઈંગ્લેન્ડમાં એક મિત્રને આપેલી સલાહ આપણે યાદ કરીએ તો ખોટું નથી. તે સલાહ આવી હતી.

ઈંગ્લેન્ડમાં એક ખાનગી સભામાં એક હિંદી મિત્રે ગાંધીજીને પૂછ્યું હતું કે, "અમે હિંદની સેવા કેવી રીતે કરી શકીએ?" એના જવાબમા ગાંધીજીએ કહ્યું હતું કે, "તમારી શક્તિનો ઉપયોગ પાઉંડ, શિલિંગ અને પેન્સ કમાવામાં કરવાને બદલે તે દેશની સેવામાં વાપરો." દાક્તર, ઇજનેર અને વકીલ ભારતમાં કેવી રીતે સેવા આપી શકે તેની સલાહ આપીને આવનાર ભાઈ ચાર્ટર્ડ એકાઉન્ટન્ટ હતા તેથી તેમને વિશેષમાં કહ્યું, "હિંદમાં આવો. હું તમને પૂરતું કામ આપીશ. તમને હું રોજનો ચાર આનાનો પગાર આપીશ. અને હિંદના કરોડો લોકોને મળે છે તેના કરતાં એ રકમ ખસૂસ વધારે છે."

દેશમાં સ્વરાજ્ય આવ્યું છે પણ દેશના કરોડો લોકોની આજે ય જે હાલત છે તેને સુધારવા માટે ગાંધીજીની સલાહ જ ઉપયોગી છે તે વિશે જો શંકા નથી તો તે વિશે જેટલાને શ્રદ્ધા હોય તેટલાયે ફરીથી પાયાની બાબતો નક્કી કરી લેવી જોઈએ. કારણ કે સિદ્ધાન્ત નિષ્ઠા તૂટી રહી છે, જીવન પલટાઈ રહ્યાં છે, સંપત્તિનું સ્વામિત્વ પસંદગી પામવા લાગ્યું છે. એ બધું ટકાવીને કે ફેંકયા વગર રચનાત્મક કામનું જતન નહિ થઇ શકે અને રચનાત્મક કામ વગર ગામડાના કરોડો લોકોનું ભલું થઈ શકવાનું નથી. અને કરોડો લોકોનું ભલું કરવાનું મહાન કાર્ય રાહ જુએ છે તે સત્ય ઇન્કારી શકાય તેમ નથી.

ગામડે બેસીને હજુયે ગામડાની સેવા કરતા નિષ્ઠાવાન રચનાત્મક કાર્યકરો વિશે મસ્તક નમે છે પણ આ નિષ્ઠાવાન કાર્યકરોની શ્રદ્ધા ટકાવી રાખવી હશે તો નવેસરથી કંઇક વિચારવું પડશે.

---

'ડિવાઇન જસ્ટિસ એન્ડ હ્યુમન જસ્ટિસ' ('સ્વર્ગીય ન્યાય તથા માનવીય ન્યાય')ના લેખકે કાયદા કરનારા તથા તેને અમલમા મૂકનારા ન્યાયાધીશોને ઉદ્દેશીને લખ્યુ છે:

હે કાયદા કરનારાઓ અને માનવજાતનો ન્યાયનિવેડો કરનારાઓ મને જવાબ આપો—

જે લોકો ગુના કરે છે તેમને માટે (તેઓએ ગુના કર્યા તે પહેલા) તમે શું કર્યું! તમે લોકોએ એવાઓને બાળપણમાં કઇ શિક્ષણ આપ્યુ! તેમની તરુણ અવસ્થામા તમે તેમને કોઈ શાણી સલાહ આપી! તેઓ જ્યારે દુખી હતા ત્યારે તેમને પ્રસન્ન કરવા, ઉલ્લાસિત કરવા કોઈ પ્રયત્ન કર્યો! તેમને લાયક હોય તેવું કામ શોધીને તેમને આપ્યુ! જે સંજોગોમા તેઓ મૂકાયા હતા તે સંજોગોમાં તેમનું 'કર્તવ્ય' શું હતું, તે તેમને સમજાવ્યુ! તેમને માટે કાયદા કેવા છે, તેનો અર્થ કદી સમજાવ્યો! તમે તમારી જાતને 'ન્યાયના દીપક'–'જગતના દીપક' તરીકે ઓળખાવો છો, તો જ્યારે તેઓ અજ્ઞાનના અંધકારમાં અટવાતા હતા ત્યારે તેમને કદી દીવો ધર્યો ખરો!

આ બધું જે તમારું કર્તવ્ય હતું, તેમાંનું કંઇ તમે કર્યું નહિ એટલે તેમના ગુનાઓની જવાબદારી તમારા પર આવતી નથી શું! પછી તે લોકોને શિક્ષા કરવાનો હક તમને કોણે આપ્યો! અને એટલું યાદ રાખજો કે આજે તમે લોકો તમારા કાયદા ને ન્યાય પ્રમાણે તેમને શિક્ષા કરો છો, પરંતુ આવતી કાલે એ જ લોકો બીજા કાયદા ને ન્યાય પ્રમાણે તમારો પણ ફેંસલો કરશે. —શિવસુંદરમ્

# 'પ્રેમળ જ્યોતિની સેર'

સ્વામી આનંદ

'પ્રેમળ જ્યોતિ'વાળા ભજન અંગે જે એક સાંભળેલી દંતકથા મેં એ ભજન જોડે સંકળાએલી એક કથા તરીકે ગયા 'વૈષ્ણવજન'માં મોકલી અને જે તંત્રીએ પ્રગટ કરી તે બતાવે છે કે સાહિત્યક્ષેત્રમાં મારું ઘોર અજ્ઞાન કેટલું છે. આ ભજન અંગે ક્યાંકેય કંઈ નોંધ ઉલ્લેખ કે ઐતિહાસિક દસ્તાવેજ પુરાવા હોવા જોઈએ, હશે જ, એમ મારા મનને લાગ્યું તો હતું જ. પણ સાહિત્યને ને મારે બારમો ચંદ્રમા. એ દરિયો હું ક્યાં ડોળવા બેસું? ને ડોળવા કરું તો યે એના સંદર્ભ મને ક્યાં જડે? કોને પૂછું? કોની જોડે પત્રવ્યવહાર કરું?

વળી એટલી બધી ચીવટ ચોકસાઈ ને ચીકણાશનું પ્રયોજન પણ શું? ઈતિહાસ અને પુરાણ, કથા દંતકથા એ બધાં આજનાં રાષ્ટ્રોની જેમ Co-existenceથી જીવવામાં અકળાઈ મરનારાં નથી. હજારો વરસથી સંયુક્ત કુટુંબને નાતે જીવતાં આવ્યાં છે. એટલે મેં મોકલ્યું ને તંત્રીએ છાપ્યું તેમાં ઐતિહાસિક તથ્યને ગોબો પડયો કે તંત્રીનું કૉલમ મેં બગાડયું એમ મને આ ડાયરીનાં પાનાં સાંઈ મકરંદે વાંચવા મોકલ્યા પછીયે લાગ્યું નથી. આ મારા અજ્ઞાન અણઆવડતનો બચાવ નથી. મારી શ્રદ્ધાનો એકરાર છે. ગણો તો વિનય.

['પ્રેમળ જ્યોતિ' ગુજરાતીમા કેવી રીતે અવતર્યું તેની એક ઝાંખી સ્વામી આનંદે (વૈ૦ જ૦ સપ્ટે૦ '૬૩) કરાવી છે 'નરસિંહરાવની રોજનીશી' (પ્રકાશક : ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ) આ વિશે ગાંધીજીની સૂચનાથી નરસિંહરાવે આ અનુવાદ ક્યારે કર્યો અને ગાંધીજીને પહેલી વાર ગાઈ સંભળાવ્યો તે વિગતે દર્શાવે છે. નરસિંહરાવના પોતાના શબ્દોમાં તે વેળાનું વાતાવરણ ખડું થઈ જાય છે. શબ્દની પસંદગીમા કવિની આતરસૂઝ કેવી રીતે કામ કરતી હોય છે એનો ઈશારો પણ આ રોજનીશીમાં મળી જાય છે. 'પ્રેમળ'ને ફેરવીને નરસિંહરાવે 'વત્સલ' કર્યું હોત તો? આજે પ્રેમળને બદલે બીજા કોઈ શબ્દની કલ્પના કરવી પણ મન પાછું હટે એવી મોહિની એ શબ્દે પાથરી છે. અને કવિને પ્રયત્ન કરતાં પણ બીજો શબ્દ ન જડયો, ન પસંદ પડયો એ પ્રેરણાએ આપેલા શબ્દની અનિવાર્યતા ચીંધી જાય છે. આ રોજનીશીમા 'પ્રેમળ જ્યોતિ' ગાંધીના ભત્રીજા મદનલાલને ગાતાં શીખવ્યું. એમ નરસિંહરાવ નોંધે છે એ કાં તો તેમની કલમચૂક કે પછી છાપભૂલ લાગે છે. મદનલાલને બદલે મગનલાલ હોવું જોઈએ. છેવટે 'પ્રેમળ જ્યોતિ' આશ્રમ ભજનાવલિમાં કેવી રીતે સ્થાન પામ્યું એ વિશે ગાંધીજીનો પત્ર સારો પ્રકાશ પાડે છે. નરસિંહરાવની દીકરી લવંગિકાના અવસાન પર ગાંધીજીએ આ આશ્વાસનનો પત્ર લખ્યો છે. જ્યારે જીવનમા ઘન અંધાર ઘેરી વળે, ઘોર રજનીમા માર્ગ ન સૂઝે ત્યારે આ પ્રેમળ જ્યોતિ વિના અજવાળું બીજે ક્યાંથી મળે? 'આ પત્ર વ્યવહારમા ગાંધીનું મહાત્માપણું સબળતર દીપી ઊઠે છે'—એવું નરસિંહરાવને લાગે છે ને પત્ર એમને ખૂબ ઊંડે સ્પર્શી ગયો છે. 'પ્રેમળ જ્યોતિ' અવતર્યું ૧૯૧૫માં. અને આ પત્ર લખાયો છે ૧૯૩૨માં. આ સત્તર વર્ષના ગાળામાં નરસિંહરાવના માનસમા પણ 'મોહનદાસ ગાંધી'થી માંડી 'ગાંધીજી મહાત્મા' કેવા વિકસતા ગયા છે તે પણ જોઈ શકાય છે.

—મકરન્દ દવે]

અમદાવાદ—તા. ૧૫-૯-૧૫ બુધવાર.

દાક્તરભાઈ લક્ષ્મણ સવારે ૭ વાગ્યે આવ્યો. હેની જોડે મોહનલાલ કરમચંદ ગાંધીજીના આશ્રમમા હું ગયો. કાર્ડ મોકલ્યું. અંદર ગયા. કેટલાક છોકરાઓ સ્હામા બેસાડીને પોતે ઉઘાડે શરીરે બેઠેલા હતા. હેમના શાસ્ત્રી જોડે કાંઈ ચર્ચા કરતા હતા.

બધી ચર્ચા પૂરી થઇ પછી મ્હને ગાંધી કહે—"શી આજ્ઞા છે?" હું:— "ફક્ત દર્શનાર્થે જ આવ્યો છું. સાન્ટાક્રુઝમાં મળવા ના આવ્યો. મુંબઈમાં બે વાર મનસુખલાલે યોજના કરી પણ ના બન્યું—તેથી આજ આવ્યો છું."

પછી મ્હને કહે "Lead Kindly Light"

એ ભજનનું ગુજરાતીમાં ભાષાન્તર કરી આપશો? મ્હેં પ્રયત્ન કરવાની હા કહી.

વાંદરા–તા. ૮–૧૦–૧૫ શુક્રવાર, કાગળ લખ્યા: મોહનલાલ કરમચંદ ગાંધી (અમદાવાદ).

Lead Kindly Light–નું ગુજરાતી કર્યું છે. અમદાવાદ હું આવીશ ત્હારે રૂબરૂ સંભળાવવાનું ધારું છું. ને કહો તો અગાઉ મોકલું. મૂળ rhythm book ટપાલમાં મોકલી દઉં? મુંબાઈ ત્હમે આવવાના હતા, સાંભળ્યું'તું—નટરાજનથી. પણ આવી ગયાની ખબર ના પડી. નહિ તો રૂબરૂ મળી ગીત આપત.

વાંદરા–તા. ૧૧–૧૦–૧૫ સોમવાર: કાગળ આવ્યા: મો. ક. ગાંધી (અમદાવાદ).

મોહનલાલ નામ પોતાનું લખ્યું છે. જવાબ મ્હારા કા. નો. Lead Kindly Light એ ભજનનું ભાષાન્તર રૂબરૂ સાંભળવામાં મઝા આવશે એમ કહી વાટ્ય જોવાનું પસંદ કરે છે.

અમદાવાદ–તા ૨૩–૧૦–૧૫ શનિવાર.

હું ગાંધીના આશ્રમમાં ગયો. બંગલાના મેદાનમાં જાજમો ઉપર બેઠા હતા. વીસ પચીસ લોકો હતા—બહારના તથા માંહેના મળીને. એક વાણિયો વાદ ચલવતો હતો—બધા સાદી જિંદગી પાળે તો દેશ આપણો હરીફાઈમાં પાછળ પડી જાય, એ હેની શંકાનો મુદ્દો હતો. વાક્યે વાક્યે પુષ્કળ અંગ્રેજી શબ્દો વાપરતો હતો ગાંધી શુદ્ધ ગુજરાતીમાં જવાબ દેતા હતા. એ જિદ્દી એકનો જ ન્હોતો, દૃષ્ટિબિન્દુ જ materialistic altitude વાળું હોવાથી ગાંધીનું દૃષ્ટિબિન્દુ લઇ સકતો જ ન્હોતો

મનસુખલાલ રવજી હતા. વાલજી દેસાઈ (ગુજરાત કોલેજમાં આસિસ્ટંટ પ્રો. છે તે) પણ આશ્રમમાં હાલ છે તે મળ્યા.

Lead Kindly Lightનું ભાષાન્તર ગાંધીની માગણીથી બધા મંડળ આગળ જ ગાઇ બતાવ્યું (બધાને પ્રસાદી ચખાડશો?—કે એકલા? એમ પૂછ્યું તેથી મ્હેં કબૂલ કર્યું).

ભાષાન્તર ગમ્યું લાગ્યું. માત્ર 'પ્રેમલ' શબ્દ ખૂંચ્યો. બહુ સંસ્કૃતમય તો નથી પણ આરંભમાં જ એક વધારે પરિચિત શબ્દ હોય તો ઠીક એમ કહ્યું.

મ્હેં કહ્યું—જડતો નથી, જોઈશ.

ન્હાનાલાલ કવિને પણ ભાષાન્તર આ ભજનનું કરવાનું સોંપ્યું છે. મ્હેં કહ્યું— એ સારું કરશે. હેમનામાં શબ્દો યોજવાની શક્તિ સારી છે. પછી કોકવાર વિચિત્રતા પણ થાય છે.

તો ગાંધી કહે–'મ્હે હેમના વિશેની એક ટીકા –ગુર્જર ભાષારૂપી માતાને પજવવા માટે પસ્તાવો કોકવાર થશે—તે વાંચી છે.'

(જયા અને જયન્તના અવલોકનમાં ત્હારે 'વસન્ત' વગેરે ગાંધી વાંચતા જણાય છે!)

મ્હેં વાલજીને કહ્યુ–'પ્રેમલ'ને બદલે કોઈ બીજો શબ્દ સોધી આપો. મ્હારું સંસ્કૃતનું જ્ઞાન તો કટાઇ ગયું છે—ત્હમારું તાજું છે" વાલજી કહે—ત્હમારું કટાયલું કોણ કહી સકે!

'વત્સલ' શબ્દ મ્હને સૂઝ્યો—વાલજીને ગમ્યો કાંઇક–પણ, મ્હેં કહ્યું–પ્રેમલ–જેટલું માધુર્ય હેમાં નથી.

અમદાવાદ તા. ૨૪–૧૦–૧૫ રવિવાર: ગાંધીએ મ્હને ફળાહાર કરાવ્યો–કેળાં ને દ્રાક્ષ ખાધાં.

'પ્રેમલ જ્યોતિ' ગાંધીના ભત્રીજા મદનલાલને ગાતાં શીખવ્યું. આવડે તો આવડે. એ જુદી રીતે ગાય છે.

['નરસિંહરાવની રોજનીશી' પાનાં: ૩૨૯ ૩૩૦–૩૩૧]

ખાર–તા. ૧૯–૧૦–૩૨: બુધવાર: કાગળ આવ્યા: ગાંધીજી મહાત્મા (યરવડા જેલ).

"સુજ્ઞ ભાઈશ્રી

સવારની ચાર વાગ્યાની પ્રાર્થના અમે કરી રહ્યા ને આ લખવા બેઠો છું. તમારા બન્ને કાગળો મળ્યા છે. અમે ત્રણે આજે ૮–૩૦ વાગે તમારી સાથે દસમાનું શ્રાદ્ધ ઊજવતા હોઈશું. મૂક પ્રાર્થનાને બદલે 'લીડ કાઇન્ડલી લાઇટ'ના તમારો અનુવાદ ગાઈશું. તેમાં તમને બંનેને જોઇએ તેટલી શાંતિ ક્યા ભરી

નથી? તમારાં બાળકો ચિર શાંતિ ભોગવે છે, પણ આ જગતમાં જેટલા બાળક છે તે પણ તમારાં નથી? તમે તો એવું જ્ઞાન ઘણુંએ આપ્યું છે તે અત્યારે તમને બંનેને સહાય કરો.

'પ્રેમલ જ્યોતિ'ની એક વાત તમને ગમશે. વિલાયતમાં જતાં ફાધર એલ્વિને ધાર્યું કે જો ખ્રિસ્તીમાંનો મિત્ર વર્ગ દર અઠવાડિયે મારી સાથે માનસિક સંબંધમાં આવે તો સારું. તેમ કરવા સારુ તેણે મારી પાસેથી એક ભજન માગ્યું કે જે તે બધાએ ધારેલે વખતે દરેક અઠવાડિયે ગાવું. મેં પેલું, ન્યુમેનનું ભજન પસંદ કર્યું. તે આજે યુરોપ અમેરિકા અહિં ને બીજા દેશોનાં મિત્ર મંડળ દર શુક્રવારે ૭–૩૦ વાગે સાંજે ગાય છે. અમે અહિં અને આશ્રમવાળાઓ સાબરમતી ઈ. માં પ્રેમલ જ્યોતિ દર શુક્રવારે સાંજની પ્રાર્થનામાં ગાઈયે છિયે. એમ એ ભજનમાં તમે જે પ્રાણ રેડયો છે તેમા વૃદ્ધિ થતી જાય છે. આની આ તમારી ભેટ તમને પણ ફળો!!!

તમારો

મોહનદાસ

તા. ૧૮-૧૦-૩૨

(યરોડા મંદિર)

[એજન : પાનાં–૫૪૪–૫૪૫]

# સંત

સાધુશ્રી ટી૦ એલ૦ વાસવાણીજી

પ્રભાતના શાંત વાતાવરણમાં મેં તેના દર્શન કર્યાઃ
તેના કપડાં અસ્વચ્છ હતા,
તેની પૂજાભક્તિ પુષ્પો વિનાની હતી:
તેની આંખના આંસુ તેણે અર્પણ કર્યા,
માળા તેના હાથમાં નહોતી,
નિયમ પ્રમાણે પ્રાર્થના તેણે ન કરી :
પુનઃ પુનઃ તે બોલ્યો:– "અહો! તું!"



દિવસ દરમિયાન મુજને તેના પુનઃ દર્શન થયાઃ
ભૂમિ ખેડનાર સાથે તેણે વાતચીત કરી :
બીમાર કારીગરોને તેણે આવકાર્યા!
દ્વાર પર ગરીબને તે ભેટયા.
અને તેના ચક્ષુમાં નાનાં બાળકો પ્રતિ પ્રેમ,
તથા કુત્તાં, ઘેટાં, તેમજ પક્ષીઓ અને
પ્રાણીઓ માટે કરુણા મેં નિહાળી :

તેને મેં પૂછયું:–"અજાણ્યા માનવી!
તમારા જીવનનું રહસ્ય શું છે!"
મને લાગે છે કે મારા પ્રતિ
તેણે ગુલાબી હાસ્ય કર્યું
અને તેણે કહ્યું: "કૃષ્ણ અને બુદ્ધ,
કબીર, નાનક અને ઈશુખ્રિસ્તનો
હું સેવક છું."

અનુ૦ સુરચંદ ખુશાલચંદ ગાંધી

# સાધુ તો ચલતા ભલા

દેવેન્દ્રકુમાર કાલિદાસ પંડિત

રાજકોટના રાજમાર્ગ ઉપર એક ઘોડાગાડી દોડી જાય છે ઘોડો કાંઈક નબળો એટલે ચાલતા ચાલતા ગતીને કાંઈક મોળી પાડી અને ગાડીવાળાએ સડ દઈને ઘોડાની પીઠ પર સોટી ઝીંકી લાગવાની પીડાથી પાછળા બેય પગ ઉલાળી ઘોડે ગાડીમા અથડાયાં ત્યા મોઢે મુહપતી અને રજોહરણવાળા એક જૈન સાધુએ હાથ અદ્ધર કરી આ ગાડી થોભાવી અને પ્રેમપી અવાજે પૂછ્યુ

'આ શું કર્યું તે?"

ગાડીવાળો ઓળખી ગયો જવાબ વાળી શકતો નથી

આ શું કર્યું તે?" વળી પાછા સાધુ પૂછે છે

'ઘોડાને માર્યું."

"શા સારુ?"

'ઘોડો બરાબર ચાલતો ન હતો એથી!"

'તને આ સોટી મારી હોય તો લાગે કે નહી?"

લાગે'

'તો આ અબોલ જીવને લાગી હશે કે નહી? તેનો જીવ દુભયો હશે કે નહી?"

'માફ કરો, હવેથી નહી મારું"

હું માફ કરીશ પણ આ અબોલ જીવને માર્યું એ ઈશ્વર માફ નથી કરતો હો! દરેક ગુનાની એની પાસે નોધ રહે છે એને કોઈ છેતરી શક્યું નથી"

ઘોડાગાડીવાળાએ ઘોડાને મારેલ સોટી દૂર ફેંકી દીધી

સ્વામીજીએ ઘોડાને વાગેલ જગા જોઈ આગળ ચાલ્યા માર્ગમા બીજી ઘોડાગાડી મળી ઉભી રખાવી. પછી ગાડી બેય બાજુ તપાસીને બોલ્યા

એ ભાઈ તુ કેટલા ટાણા ખાય છે?"

ત્રણ ટાણા સ્વામીજી સવાર બપોર અને સાંજ"

'જાનવર અને માણસ બેમાંથી વધારે ખાવાનું કોને જોઈએ!"

'જાનવરને!"

"તુ ત્રણ ટાણા ખાય છે તો તારા ઘોડાને આખા દિવસમા કેટલો વખત ખવડાવે છે!"

ગાડીવાળો શરમીંદો બની ગયો અને વાતનો મર્મ સમજી ગયો કે ઘોડાને ખવડાવવા ગાડીમા ગદબ આજ મૂકાવી નથી તે જોઈ સ્વામીજી કહે છે

"બાપુ! સમજી ગયો, ગદબ નથી લીધી ભૂલ થઈ ગઈ"

'તો ગદબ હમણા જ જોખાવી ગાડીમા નાખ જા તારા ઘોડા અને ગાડીની સભાળ રાખી હુ અહીં ઊભો છુ"

'તમારા પગ ઉઘાડા છે, બળશે"

પગ ભલે બળે તુ ગદબ લાવીશ અને ઘોડો ખાશે તેની દુવાથી મારા પગ ઠરશે જા ઝટ ગદબ લઈ આવ"

સ્વામીજીએ ગાડી ઘોડાની પેલો ગદબ લઈને આવ્યો ત્યા સુધી સભાળ રાખી ગદબ આવી અને તે ગદબ ઘોડાએ ખાધી પછી જ સ્વામીજી ત્યાથી ખસ્યા

પછી તો સ્વામીજીનો જે શહેરમા મુકામ હોય ત્યા કોઈ ગાડીના ઘોડાને ત્રાસ પડે નહીં

બજારના કે ખેડૂતના ભાર ભરેલા બળદ ગાડાને ઊભા રખાવી ગાડામા કેટલો ભાર ભર્યો છે તે જાતે તપાસે છે બળદના મોએ કાથાની સીદરીના બાધના છીકલા નજરે પડતા જ ઉતરાવી નાખે છે અને બોલે છે

'અરરર! આ અબોલ જીવના મોઢા પર આમ છોલાઈ સડી નકામે તેવા છીકલા બાધી ક્યે ભવ છૂટશો!"

અને આવા છીકના સારુ પોતે જાતે ઘેર ઘેર

ફરી છીંકલા ભેળા કરી. લ્યે છે. અબોલ જીવની વેદના તેમનાથી સહાતી નથી.

ઝાલાવાડ, પાંચાળ, જતવાડ અને મોરબી - વાંકાનેર - ટંકારા તરફના જાણીતા આ પ્રતાપી જૈન સ્વામીનું નામ જેહમનજી. સૌરાષ્ટ્રના સાયલા પાસેના ખાટડી ગામ જન્મસ્થાન. જાતે રજપુત. પિતાનું નામ જીજીભાઈ. માતાનું નામ બેનજીમા. માતાપિતાના શુભ ધાર્મિક સંસ્કારથી જૈનસ્વામી' લવજી સ્વામી પાસે દીક્ષા લીધી. સફેદ વસ્ત્રો; મોંયે મૂમતી, અને હાથમાં રજોહરણ અને પ્રતાપી મુખમુદ્રામાં તેજસ્વી આંખોવાળા આ જૈન સાધુને તમે સૌરાષ્ટ્રના કોઇ પણ શહેરના રાજમાર્ગ પર વિહાર કરતા જુઓ એટલે તમને લાગે કે જાણે મૂર્તિમાન જીવ દયા ચાલી જાય છે. સાથે સાથ રાજપુતી નીડરતા એમના પગલે પગલે જાણે સાથે વહી આવે છે.

- વ્યાખ્યાન સમયે મોટા મોટા માલેતુજાર જૈનની અધાર્મિકતાની ઝાટકણી કાઢે, સમાયક કરવાવાળાને કહે: 'તમારો જીવ લુગડાના તાકા ને વેપારમાં છે. માટે અહીં 'અપાસરા કરતા કોઈક ધર્મશાળામાં જાવ.'

જીવહિંસા, એ જૈન કે જૈનેત્તર ધર્મમાં મહાન પાપ મનાયું છે, અને વૃક્ષોમા પણ જીવ છે એ સૌ ધર્મોએ સ્વીકૃત કરેલુ સનાતન સત્ય છે. આથી પોતાનું વ્યાખ્યાન પૂરું થતાં જ તુરત જ સ્વામીજી ઉઘાડા પગે ટાઢ, તાપ કે વરસાદની દરકાર કર્યા વગર ગામ બહાર સીમમા આ સજીવ વૃક્ષોના રક્ષણ માટે ધુમે. ક્યાંય સુધી સ્થિર ઊભા રહે, અને જ્યાં ઝાડ કપાવાનો અવાજ આવે કે તરત જ તે દિશામાં ત્યાં તે સ્થળ ઉપર જઇ ઊભા રહે અને લીલા ઝાડ કાપનારના લાકડાં કુહાડો કબજે લઈ લે, સ્થાનિક અમલદારોની - ગામ - નોકરોની ખબર લઇ નાખે.

ઘણાય આ માટે સ્વામીજી સાથે દલીલો કરે.

"સ્વામીજી! ગરીબગુરબા, લાકડાના ભારા વેચી ગુજરાન કરે એમાં ખોટુ શું છે? બિચારા બે પૈસા રળી ખાય છે!"

વળતો સ્વામીજી જવાબ આપે છે:

"તમારા અંગ ઉપર કોઇ કુહાડાના ઘા મારે તો તમને કેવું થાય!"

સાંભળનારો પ્રથમ તો આ સવાલનો ગર્ભિત અર્થ સમજી શકતો નથી. તેથી મૂંઝાય છે. અને કહે છે.

"એ તો લાગે ખરું"

"ત્યારે એ ઝાડમાંય જીવ છે હો!"

"હા, એય સાચું!"

"તો પછી એ જીવધારીને કુહાડાના ઘાથી કેટલી પીડા થતી હશે!"

"વ્યાજબી."

"ઝાડનું પણ એમ જ છે, વૃક્ષછેદન એ ઘોર પાપ છે, હિંસા છે, વળી વરસાદનો આધાર આ વૃક્ષ પર છે, પૃથ્વીનો આધાર વરસાદ છે. વરસાદ છે તો અનાજ છે. અનાજ હશે તો ધરતી પરના માણસો જીવશે. કહો, વૃક્ષછેદન એ બેઉ રીતે પાપ છે એ ખરું ને?"

સવાલ કરનારને સંતોષ થઇ ગયો.

ગામનું ગોધન નીકળે. સ્વામીજી એ ગાયમાતાના એકે એક અંગની તપાસ કરે. ગોવાળને ગાયોના ચરિયાણ અને પાણી પીવાના સાધનોની પૂરેપૂરી પૃછા કરે.

ગામની પાંજરાપોળમાં સમયસર હાજરી આપવી એ તેમનો નિત્યનો કાર્યક્રમ. એકે એક, અપંગ લૂલા ઢોરના ખીલે જઇ જઇ, તેમને ખાવાની જગ્યા, તેમને ખવડાવવાનું ચારોલું, પાણી પીવાનું સાધન આ બધું જાતે તપાસે, જરાકેય ક્ષતિ જોવામાં આવે તો સંચાલકોની ખબર લઇ નાખે.

જૈનધર્મના સિદ્ધાંત પ્રમાણે અહિંસા તો જીવનમા વણાઈ ગયેલી. તો પણ દીલની જોરાવરી નમુનેદાર રાજપુતીની. અસહાય, શોષિત કે પીડિતનો સાદ આવ્યે ટાણું કટાણું જોયા સિવાય ઉપડી જાય.

પાચાળના લીંબડીયામાં એક નાટક કંપની આવેલી. જેની બાઇઓ તથા બાપુઓના નજીકના સગા કામ કરે. એક દિવસ જસદણથી શ્રીમંત ગુંડા મોટર લઇ નાટક જોવાના બહાને નાટકના થિયેટરમાં અસભ્ય વર્તન દાખવ્યું. કામ કરતી બાઇએ પણ વળતો જવાબ આપ્યો, તેમા તોફાન થયું. ગુંડાઓ પાસે જોનારા કાંઇક હાર્યા અને અપાસરે આવી રાત્રે બાર વાગ્યે સ્વામીજીને જગાડયા, સ્વામીજી તે જ સમયે પોલીસ

સ્ટેશન પર ગયા અને બંદોબસ્ત કરી પેલા નાટક વાળાને તથા સ્થાનિક માણસોને નિર્ભય બનાવ્યા

ઝાલાવાડ પાચાળ અને જતવાડ બાજુ ડફેરોનો ત્રાસ બહુ વધી ગયો સીમમા કામ કરવા જતા લોકોને રોકે જીવહિંસા કરે, લૂટ કરે રસ્તે ચાલતા લોકોને મારે, લોકો ફરિયાદ કરતા ડરે, એટલે આ કામ સ્વામીજીએ ઉપાડી લીધુ અને જાતે સત્તાવાળા સમક્ષ બધી રજૂઆત કરી ડફેરોના લૂટ હિંસા અને તોફાનોની કડી બધ વાત રજૂ કરી અને તુરત આ સામે વ્યવસ્થાની માગણી મૂકી

સત્તાવાળાઓએ તુરત ડફેરોના દગા ઉપર દરોડા પાડી વાધા ભર્યાં હથિયારો, લૂટનો માલ આ બધુ કબજે લઈ તેમની સામે કાર્યદેસર ચાપતા ઉલાજો લઈ ઘણાને જેલ ભેળા કર્યા. લોકોમા શાતિ થઈ

ડફેરો મહા ઝનૂની અને હિંસક કોમ. તેઓએ જાણ્યુ કે આપણી આ સ્થિતિ કરનાર ઓલ્યો જૈનનો સાધુડો છે એટલે એમણે સ્વામીજી પર જાસો મોકલ્યો

'કાધ કરવુ રહેવા દેજો. નહીતર હતા ન હતા કરી નાખશુ ''

પણ લોક–કલ્યાણ વાણુ આ ભવને તજેલ ત્યાગી આ જાસાથી ડરે ખરા?

આજે હૃવત્યાપ્રેમી અને જનસેવા એ પ્રભુ સેવા માનનાર સ્વામીજીનુ લોખડી શરીર ખળભળી ગયુ છે મોરબીમા પથારી વશ છે

જિતેન્દ્ર ભગવાન એમને ફરી સાજા બનાવી લોકકલ્યાણના કાર્યોમા લગાડી દે

---

## વિસામો ન લેજે હો માનવી!

થાકે ન થાકે છતા યે હો માનવી! ન લેજે વિસામો,
ને ઝૂઝજે એકલ બાયે હો માનવી! ન લેજે વિસામો

તારે ઉજ્જ્વલ ઘવાના મારગ લુભામણા,
તારે ઉદ્ધારવાના જીવન દયામણા
હિમ્મત ન હારજે તુ ક્યા યે, હો માનવી, ન લેજે વિસામો.

જીવનને પથ જતા તાપ થાક લાગશે,
વધની વિટબણા સહતા તુ થાકશે
સહતા સકટ એ બધા યે હો માનવી, ન લેજે વિસામો!

જાજે વટાવી તુજ આફતનો ટેકરો,
આગે આગે હશે વણ ખેડ્યા ખેતરો
ખતે ખેડ એ બધા યે હો માનવી ન લેજે વિસામો!

આંધળા જગતમા એકલો પ્રકાશજે,
આવે અધાર તેને એકલો વિદારજે
છોને આ આયખુ હણાયે, હો માનવી, ન લેજે વિસામો

લેજે વિસામો ન ક્યા યે, હો માનવી, દેજે વિસામો
તારી હૈયાની વરખડીને છાયે, હો માનવી, દેજે વિસામો!

સને ૧૯૪૮ના જાન્યુઆરીની ત્રીસમી તારીખે સવારના ૩–૩૦ વાગ્યે બાપુજી ઊઠ્યા ને પ્રાર્થના વખતે ઉપરનુ ભજન ગવરાવ્યુ હતુ એ તેમની જીવનની પૂર્ણાહુતિ પહેલાની છેલ્લી પ્રાર્થના હતી

એ પ્રાર્થના આપણને અનેક વાત કહી જાય છે ને સમજપૂર્વક વાચતા ને ગાતા ઘણો ઘણો પ્રત્યક્ષ પરોક્ષ અને આતરીક બોધ આપી જાય છે સદા ચિતનીય એવુ આ ભજન છે તે બાપુની સ્મૃતિમા પીરસવુ યોગ્ય લાગ્યુ છે

—વ્રજલાલ મા૦ શુકલ

# પાવક પ્રસંગો

કાકુ દેશી

(૧)

રાધનપુર વિસ્તારમા એકવાર ખગખરીનો દુકાળ પડ્યો, લોકો ખૂબ હેરાન થયા જનમતા જ જેની જરૂર પડે અને આખરી દમ સુધી જે જીવને ટકાવી રાખે એવા મમ મમનું શું કરવું? ભૂખ્યા ડાંસ થઈ થઈને લોકો ખાઉં ખાઉં કરવા લાગ્યા

મહારાજ દોડ્યા દુકાળવાળા ગામમા સસ્તા ભાવની દુકાનો ખોલવામા આવી તળાવ ખોદવાના કામો શરૂ કરવામા આવ્યા મહારાજને કોઈ ભાઈએ કીધેલુ કે આ બધા દુકાળીયાઓને રોજ અડધો અડધો શેર ગોળ આપવાની મારી ઈચ્છા છે અને તમે તે એને પહોંચે એવો પ્રબંધ કરજો મહારાજે તો ગામના વેપારી ભાઈને કહી દીધુ કે આ બધાને ગોળ આપવા માંડો અને બધો હિસાબ રાખો, પૈસાની વ્યવસ્થા થઈ ગઈ છે માટે આપતા જજો સહુને, કામેથી છૂટે ત્યારે

બીજે દિવસે વેપારીને મહારાજ મળ્યા અને પૂછપાછ કરી ગોળ અંગેની, વેપારીએ જણાવ્યુ કે બધાને અપાય છે પણ એક બાઈ લેવાની ના પાડે છે—તે એ બાઈને નથી અપાયો ગોળ, બાકી બીજા તો બાપડા રાજી રાજી થઈને લઈ જ લે છે.

મહારાજને થયુ કે ભાળી આ કેવી! મફત માલની ના પાડે છે! વેપારીને એ બાઈ વિશે વધારે માહિતી મેળવવા ઈચ્છા જણાવી 'મહારાજ એ બાઈ નહી લે આપણો ગોળ, એ તો કોઈ ઉચ્ચ આત્માની છે, એને એવુ લેવુ નહી ગમે' વેપારીએ અજાણ્યું મજૂરણનો મારકણો પરિચય આપ્યો વધારે ઓળખ આપતા આપતા વેપારીએ બાઈનો ઇતિહાસ કહી દીધો

મહારાજ એનો ધણી સાજો સારો મરી ગયો, કોઈ મદવાડ ન મળે, મોટ તાવમા રહીને ગુજરી ગયો પછી બાઈ મારી પાસે આવી અને એના બળદ વેચી નાખવાની વાત કરી ગઈ બળદના તો સાજે ઘરાક મળી ગયા પૈસા છૂટા થઈ ગયા બાધા માલના પણ બાઈએ એ પૈસા લીધા નહી, કહેવા લાગી 'આ પૈસામાથી તમને વાજબી લાગે એવા સારા કામમા ખરચ કરજો હું તો કામી ખાઈશ મારી જાતથી મહેનત મજૂરી કરીને'

'થોડા દિ'મા પાછી દુકાને આવી અને કહે 'આ જમીન પણ મારે નથી રાખવી એનુય કોઈ ઘરાક શોધી કાઢજો' જમીન પણ મારા મારફત વેચાવી ગઈ, પૈસા ગામના ગામાયતી કામમા વાપરવાનું કહીને આપી ગઈ, બસ ત્યાર કેડે તો જાતે ગામની મજૂરી કરી મા દીકરો ગુજરી ખાય છે, એ આપણા ગોળમા ધાર (નજર) પણ નહી માંડે મહારાજ!" વેપારીએ બાઈનો પૂરો પરિચય આપી રામાયણનો કાંઈ પૂરો કહીને કોઈ સાહ (શ્વાસ) લે એમ હાશકારાનો દમ લીધો અને દુકાનમા ધ્યાન દેવા લાગ્યો

થયુ મહારાજ માટે આ પરિચય બસ હતો એનો માયનો શાનો હાથ રે? માણમાઈનો દીવાધર મહારાજ તણુ રોકડાની મજૂરણના દર્શન કરવા બેબાકળા થયા, વેપારીને કાલાવાલા કર્યા કે 'મને એ બાઈ પાસે લઈ જાવ મારે એના દર્શન કરવા છે અને ક્યાં એને ત્યા ઘરે મને કોઈ પહોંચાડો"

મહારાજ અને બાઈનો મેળાપ થયો મહારાજે દિનોદિન બાઈને પ્રણામ પાઠવ્યા, બાઈને જમીન બળદ વિ૦ કાઢી નાખી આમ દા'ડી દપાળી ઉપર જીવવાનુ મંતવ્ય જાણવા કારણ પૂછ્યુ

સહી દસ્તખત નહી જાણનારી એક મામૂલી ગામડિયાણીનો દુનિયાની વિદ્યાપીઠોને ઝાંખી કરી નાખે એવો અસલ કેળવણીના અર્ક સમો જવાબ આ હતો

'મારે જમી બળદ શુ કરવાના? એ ગિયા એટને મારે કાઈક ધરમ પુન તો કરવા જ જોવે પાછળ તી મે એ બધુ કાઢી નાખ્યુ ભગવાનને નામે અને મારુ શરીર સાબદુ છે તી હવે જાત્ય રળીને ખાઉં સુ મારે રોજ સખે"

'પણ આ મજાનો દૂધમલ દીકરો—છે ને એન?"

'કોઈ તપસ્વીની લાક્ષણિકતાથી બાઈએ ઉત્તર વાળ્યો 'ભગવાન છે ને મહારાજ એના એ એના નસીબ લઈને નહી આવ્યો હોય!"

કાગળ–ચોપાનિયાની બાધણીમાંથી બહાર નીકળીને વેદ અહી કેળવણી બાઈના મનખામાથી સાક્ષાત્કાર આપી રહ્યો હતો રવિશંકર મહારાજને એ વખતે.

મહારાજ તો તર થઈ ગયા તે દિ'.

પાછાં ફરતા ફરતા એકવાર મહારાજે સતબાલજીને મળ્યા અને વાતમાને વાતમા રાધનપુર વિભાગની કેળવણી બાબના વેદાતી વ્યવહારની વાત કરી બેઠા સતબાલજીયેય થયા ધાયલ જોશ જોવાને માટે

મહારાજ સતબાલજીને લઈને પોગ્યા એ રાધનપુર ના ગામમા જો કે મુનિ લોકો કોઈને પગે બગે લાગે નહી એવુ ચાલતુ હોય છે એનું મુનિની વિધિવાળી પોથીમા, પણ મહારાજે દૂરથી જ સામે પોતા ભણી ચાની આવતી પેલી કેળવણી બાઈને બતાવી કુદરતી જ ગામની ભાગોળેથી બાઈ ગામ ભણી આવતી'તી ને સતબાલજીને બાઈના દર્શન થયા સતબાલજી ભાવથી પ્રણામ કરવા લાગ્યા બાઈ નજીક આવી એટલે સતબાલજીએ સહજતાથી જ પૂછ્યુ

કેમ ઠીક ચાલે છે ને તમારુ કામ કાજ? કાઈ અગવડ વાંધો નથી ને?'

બાઈએ આસમાન ભણી નિર્દેશ કરતા કહ્યુ એ જોવાવાળો બધાયનુ "

(૨)

એકવાર રવિશંકરદાદા ફરતા ફરતા મુબઈ જઈ ચડેલા. કોઈ વિદ્યાલયના આચાર્યને ખબર મળ્યા કે દાદા આવ્યા છે તે એણે તો દાદાને નોતર્યા ભાષણે શાળામા જાહેરાત થઈ ગઈ કે દાદા આવે છે આપણે ત્યા દાદા આવ્યા અને ભાષણ પણ કરી નાખ્યુ ભાષણ પૂરુ થયુ ત્યા તો છોકરા છોકરીઓનુ ટોળુ વળી ગયુ દાદાની ચોફેર હસ્તાક્ષર લેવા માટે દાદાએ એની લાક્ષણિકતાથી ના ચોપડાવી દીધી અને માગ કરવા લાગ્યા બધાને એક ઠોર

"એમ્ય રીતે સહી નહી કરી આપો દાદા, કેમ ના પાડો છો તમે?" કોઈએ પૂછ્યુ.

"હુ એમને એમ નહી સહી કરી દઉ, તમારે કાઈક નિયમ લેવો હોય તો જ કરીશ" કાગા બે ભાર રાતોમા વન વગડામાં અને નદી નાળાઓમા ભટકી ભટકીને માણસાઈના દીવા ઝગાવી ગયેલો મહારાજ મુબઈના કોમળ છોકરાઓ ઉપર બાનાની વાત મૂકી બેઠો

આખા સમૂહમાથી એક વિદ્યાર્થિની તૈયાર થઈ 'નીમ લેવા તૈયાર છુ મને સહી કરી આપો દાદા!"

દાદાએ પૂછ્યુ 'શુ નીમ લેવાની તું બોલ ઝટ?"

છોકરીએ કહ્યુ હુ ચા પીઉ છુ તે હવેથી નહી પીવાની જાવ હુ તમારી સાક્ષીએ નક્કી કરુ છુ"

દાદાએ છોકરીની નોટબુકમા લખાવ્યુ કે હવેથી હુ ચા નહી પીઉ અને નીચે સહી કરી આપી

આ વાતને તો મહિનાઓ વિત્યા દાદા એના કાર્યક્રમ મુજબ એક ગામથી બીજે ગામ ફરતા હતા એમા એક દિવસ પેલી છોકરીનો પત્ર આ યો

'આપ મુબઈ મારી શાળામા આવેલા આપનુ ભાષણ થયેલુ અને સહુ વિદ્યાર્થીઓ સહીઓ લેવા ઘેરી વળ્યા હતા શરત વિના આપ સહી કરવા તૈયાર નહોતા મે ચા નહી પીવાની પ્રતિજ્ઞા લીધી અને આપે નીચે સહી પણ કરી"

હવે મારી પરીક્ષા નજીક આવી છે મારાથી ચા પીધા વિના રાત્રે જાગી શકાતુ નથી અભ્યાસ મહેનત લઈને કરુ તો જ પાસ થઈ શકીશ મારા મા બાપ ભાઈ બહેન સહુ કહે છે કે તુ તારે ચા પીવા માડ ડૉક્ટરને મળ્યા ડૉક્ટરે પણ કહ્યુ કે ચાથી નુકસાન નહી થાય તુ પી અને તારુ વરસ સુધાર.

પણ મને થયુ કે મે દાદા પાસે નક્કી જ કર્યુ છે તે દાદાને જાણ દઈને અભિપ્રાય મેળવુ કે હવે મારે શુ કરવુ એ અગે તેથી હુ આ પત્રથી આપનો મત માગી રહી છુ હુ હવે લગભગ તૈયાર જ થઈ ગઈ છુ ચા પીવા અગે પણ આપ જણાવશો તે બાદ મારે શુ કરવુ તે જોઈશ એટલે મને જવાબ વાળો, જવાબની રાહમા જ છુ'

મુંબઈની છોકરીના આટલા વિવેકથી દાદા સંતોષ પામ્યા. દાદાને તો આ છોકરી યાદેય નહી. પણ છોકરીએ વિગત લખી પત્ર લખ્યો અને સલાહ માગી. દાદાએ છોકરીને પત્ર લખ્યો.

"તારો પત્ર મળ્યો છે બેન, તે લખ્યું તેથી મને ગમ્યું છે. તારી વિગત હું સમજી શકું છું. તું પાસ થવા માટે પણ તારી શરત તોડવા તૈયાર થઈ છો. તારું વરસ બગડે નહીં માટે જ ને! પણ હું એમ કહું છું કે વરસ બગડશે તો બીજે વરસેય પાસ થવાશે એનો વાંધો બહુ નથી. પણ તારો સંકલ્પ બગડે પછી ખલાસ, આ તો જીવનની કસોટી છે, પરીક્ષા છે. એમા નાપાસ થયા પછી થઈ રહ્યું. માટે સંકલ્પને તો ચમક ચડતી રહેવી જોઈએ. સંકલ્પ હારીએ પછી થયું, બધુ ખતમ. પણ તું વિચારી જોજે અને તને પણ જેમ રસ્તો કાઢવો જરૂરી અને વ્યાજબી લાગે તેમ કરજે."

ફરીને વિદ્યાર્થીનીનો પત્ર દાદા ઉપર આવ્યો. એમાં લખ્યુ હતું:

"હવે મેં બરાબર ચોક્કસ જ નક્કી કરી નાખ્યું છે કે ગમે તે થાય, ઘરના, મિત્રો વિ૦ ગમે તેટલો આગ્રહ કરે, નાપાસ થવાય તો ભલે થવાય પણ નક્કી કરેલી વાત નહીં જ છોડું. અને ચા નહી જ પીવાની તે બરાબર નક્કી"

પાછા ફરતા ફરતા દાદા મુંબઈના પ્રવાસે ગયા. પેલી છોકરીને યાદ કરીને એ જ પોતે ઘેર મળવા ગયા. સરનામુ તો હતુ જ દાદા પાસે. ઘરે બધાને મળ્યા, વિદ્યાર્થીનીના મા બાપ, ભાઈ, ભાભી તથા ઘરના સઘળાને બોલાવ્યા-બધાને ભેગા કરી આખી વાત સહીવાગીથી લઈને પત્ર વ્યવહાર સુધીની મૂકી અને બધાનો મત દાદાએ માગ્યો અને પૂછ્યું કે બોલો આમા તમે સહુ રાજી કે નારાજ?

ઘરના સહુએ સંપૂર્ણ સંમતિ આપી અને છોકરીથી બધી જ રીતે આખુ કુટુંબ પ્રસન્ન અને સંતુષ્ટ છે એ પણ દાદાને સહુએ જણાવ્યુ.

---

ખરાબ અક્ષર એ અધૂરી કેળવણીની નિશાની છે, એમ ગાંધીજી હંમેશા કહ્યા કરતા હતા

ઘણાખરા મહાપુરુષોએ આ બાબત હંમેશા ભાર મૂક્યો છે. આ સંબંધમા મરાઠા સામ્રાજ્યના અસ્તકાળે ઝળકેલા મહાન પેશવા માધવરાવની એક વાત જાણવા જેવી છે. માધવરાવ પેશવા પણ સારા અક્ષર પર ખૂબ ભાર મૂકતા. પોતાનો પુત્ર નારાયણરાવ નાનપણથી જ સારા અક્ષરે લખતાં શીખે એ માટે તેઓ જાતે કાળજી રાખતા હતા. કુમાર નારાયણરાવ પોતાની સાથે હોય, ત્યારે તો તેના લેખન વિશે તેઓ જાતદેખરેખ રાખતા જ; પરંતુ તેમની સવારી બહારગામ હોય તો પણ નારાયરાવે અક્ષરલેખન બાબતમા કેવી પ્રગતિ કરી રહેલ છે, તેનો પોતાને સતત ખ્યાલ રહે એ માટે તેમણે ખાસ વ્યવસ્થા કરી રાખી હતી. કુમાર નારાયણરાવ જે અક્ષરલેખન રોજ રોજ કરે તેનુ લખાણ દરરોજ એક ખાસ સાંઢણી મારફત માધવરાવ પોતાની સવારીમા પણ મગાવી લેતા, ને તે જોઈને કુમારને કરવાના સૂચન કરતા હતા.

એવુ ઘણી વાર બનતું કે માધવરાવ પેશવા સવારીમા હોય ને કુમાર નારાયણરાવ ગંગાપુરમા હોય.

કુમાર નારાયણરાવ ગંગાપુર હોય ત્યારે તેને લખવાની લેખણો ખાસ પૂનાથી મગાવવામા આવતી હતી ગંગાપુરમા સારી લેખણો મળતી નહોતી માટે આ ખાસ વ્યવસ્થા કરવામા આવતી હતી. આ માટે માધવરાવે પૂના ખાતેના પોતાના એક ખાસ માણસ–બગાજી રઘુનાથને આજ્ઞા કરી રાખી હતી.

આ માટે બગાજી રઘુનાથને પણ કેટલી કાળજી રાખવી પડતી એ પણ જોવા જેવુ છે તે જાણતો હતો કે કોઈ નિશાળિયાને વતરણા ઘણા, એવુ કદાચ કુમારસાહેબની બાબતમા બને કુમારસાહેબના અક્ષર સારા ન આવે, ને તે કદાચ પોતે મોકલેલી લેખણોનો દોષ કાઢે એથી કરીને બગાજીને પેશવા મહારાજ તરફથી દર મહિને માત્ર દશ જ લેખણો મોકલવાની આજ્ઞા મળી હતી, છતા તેણે આ કામ સ્વીકારવા પૂર્વે બે શરતો મૂકી હતી. પહેલી એ કે પહેલા સાંઢણીસવાર સાથે સારી જોઈને એક સો લેખણ પોતે મોકલે, અને બીજી શરત એ કે કુમારસાહેબ પાસે હમેશા પચાસ લેખણો સ્ટોકમા રહે. ગમે તેમ કરીને પણ કુમારના અક્ષર સુધરે, એ માટે આ શરતો પણ માધવરાવે માન્ય કરી હતી —શિવ સુંદરમ

લેખન સ્વાતંત્ર્યનો ઝંડાધારી

# જોહન પીટર ઝેંગર

ઈન્દુકુમાર જોશી

[આજે તો આપણને બંધારણ દ્વારા લેખન અને વાણી તથા વિચાર સ્વાતંત્ર્ય પ્રાપ્ત થયાં છે પણ એક જમાનો એવો હતો કે સત્તાવાળાઓ - રાજા કે સરમુખત્યાર સામે હરફ ઉચ્ચારવો એટલે મોતને જ નોતરવું. પણ માનવ સ્વભાવ જ આઝાદી પ્રિય છે અને તે ગમે તેવી મુસીબતનો મુકાબલો કોઈ પણ ભોગે કરતો હોય છે. આજથી લગભગ ૨૨૫ વર્ષ પહેલાં લેખન સ્વાતંત્ર્યને લગતો એક કેસ અમેરિકામાં થયો હતો કે જેણે આપણા જમાનાને માટે માર્ગ મોકળો કરી આપ્યો. આ સાથેના લેખમાં એ કેસની કેટલીક રસિક વિગતો રજૂ કરી છે.]

ઈ૦ સ૦ ૧૭૩૪–૩૫ની વાત છે. એ વખતે અમેરિકા–યુનાઈટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકા અસ્તિત્વમાં આવ્યું ન હતું. ત્યાં અંગ્રેજોનું શાસન ચાલતું હતું. વિલિયમ કોસ્બી નામનો અંગ્રેજ ગવર્નર ન્યુયોર્ક પ્રાંત પર રાજ કરતો હતો.

આ ગવર્નર લાંચિયો, જુલ્મી અને આપખુદ હતો. એકચક્રી શાસન ચલાવતા આ ગવર્નર સામે હરફ ઉચ્ચારવો કે લખવો એટલે વિનાશ નોતરવા જેવું હતું અને મોટા ભાગના લોકો આ હાલતને લાચારીથી બરદાસ્ત કરી લેતા હતા. પણ જોહન પીટર ઝેંગર નામનો માણસ તેમાં અપવાદ બન્યો. તેની પાસે એક નાનકડું પ્રેસ હતું અને તેમાં તેણે 'જર્નલ' નામનું છાપું શરૂ કર્યું.

આ પહેલાં ગવર્નરની મહેરબાની હેઠળ ગેઝેટ નામનું છાપું કોઈ માણસ છાપતો હતો અને તેમાં માત્ર સરકારના વખાણ કરતી કે સરકારી સમાચાર આપતી બાબતો જ છપાતી.

ઝેંગરના જર્નલમાં ધીમે ધીમે ગવર્નરના લાંચરુશ્વતના તથા જાલીમ વર્તનના સમાચારોને સ્થાન મળતું ગયું. પહેલાં તો અંગ્રેજ લાટ સાહેબે દાદ ન દીધી પણ પછી તો લખાણ વધુને વધુ ઉગ્ર થતાં ગયાં અને આખરે એક દિવસે ગવર્નર ગજે આવી ગયો.

તેણે જર્નલની કચેરી પર પોલીસને મોકલી દરોડો પાડ્યો અને જૂના નવા બધા જ અંકો ભેગા કરી ચોકમાં તેની હોળી કરી. કાગળીઆ બાળવાથી માણસની ભાવનાની રાખ થોડી જ બને છે? ઝેંગર અને તેના ઉદારમતવાદી દોસ્તોએ તો વધુને વધુ જોરદાર પુરાવાવાળાં લખાણો પ્રકટ કર્યે રાખ્યાં અને દર અઠવાડિયે જર્નલની નકલોનું વેચાણ કૂદકે ભૂસકે વધતું ચાલ્યું.

સત્તાની સામે ધૂળ ઉડાડનારને ઠેકાણે લાવવો જોઈએ એમ રાઈ રાખીને ગવર્નરે ઝેંગરની ધરપકડ કરાવી અને જામીન માટે એટલી મોટી રકમની માગણી કરી કે કોઈ તેનો જામીન જ ન પડી શકે. ઝેંગરની મુલાકાત પણ માત્ર તેની પત્ની જ લઈ શકે અને તે પણ બારણાના કાણા મારફત બોલીને એવો જાપતો ગવર્નરે ગોઠવ્યો.

ઝેંગરની પત્ની આના પણ શક્તિશાળી નારી હતી. તેણે પોતાના પતિના પત્ર જર્નલનું પ્રકાશન ચાલુ રાખ્યું અને લખાણો પણ અગાઉ જેટલાં જ તાકાતવાળાં પ્રકટ કર્યે રાખ્યાં. બીજી બાજુ ગવર્નરે ઝેંગર સામે સરકારની બદનક્ષી કરવા અંગે કેસ કર્યો.

ગવર્નરનો કાબૂ તે વખતે કોર્ટ ઉપર પણ રહેતો. આજે તો આપણે ત્યાં ન્યાયતંત્ર વહીવટ તંત્રથી તદ્દન સ્વતંત્ર છે પણ એ જમાનામાં ન્યાયાધીશોને છૂટો દોર અપાતો નહીં.

ઝેંગરનો કેસ તા. ૪થી ઑગસ્ટ ૧૭૩૫ના રોજ શરૂ થયો. ગવર્નર તો પોતાની સત્તા પર મુસ્તાક હતો. તેની પાસે સરકારી વકીલો હતા. ન્યાયાધીશ પણ તાબેદાર જેવો જ હતો અને જ્યુરીના સભ્યોની ગવર્નર વિલિયમ કોસ્બીને પડી ન હતી.

ન્યુયોર્ક પ્રાંતના બે આગેવાન વકીલો જેમ્સ એલેક્ઝાંડર અને વિલિયમ સ્મિથ ઝેંગરના બચાવ માટે આવ્યા તો તેમને અદાલતમાં જ દાખલ થવા

ન દીધા. કેસ શરૂ થયો ત્યારે ઝેંગરના પક્ષમાં કોઈ ન હતું.— એક તેના આદર્શો અને બીજો ઈશ્વર.

પણ ગવર્નર જરા ભૂલમાં હતો. કેસ ચાલે તે દરમિયાન અદાલતના ખંડમાં એક વૃદ્ધ છતાં ચપળ આંખવાળા વકીલ એન્ડ્રુ હેમીલ્ટન દાખલ થયો અને ઝેંગરના વકીલ તરીકે પોતે કામ કરશે તેમ તેણે જાહેર કર્યું. આ એન્ડ્રુ સાહેબ એ વખતે આખા અમેરિકામાં બાહોશ ધારાશાસ્ત્રી તરીકે પ્રખ્યાત હતો. અદાલતમાં હાજર રહેલા લોકોએ હેમીલ્ટનને વધાવી લીધો.

હેમીલ્ટન આવવાનો છે તેવી ખબર ઝેંગરના મિત્રોએ જાણી જોઈને ગુપ્ત રાખી હતી. પણ હવે જ્યારે આ ભાઈ આવી પહોંચ્યા ત્યારે બીજું શું થઈ શકે!

અને કેસ શરૂ થયો. સરકારી વકીલે પોતાની દલીલો શરૂ કરી અને જ્યુરીના સભ્યોને કહ્યું કે ઝેંગરે સરકારની બદનક્ષી કરતું લખાણ છાપ્યું છે કે નહીં તેટલું જ તમારે નક્કી કરવાનું છે. લખાણમાં છપાયેલી હકીકતો સાચી છે કે જુઠ્ઠી એ તમારે જોવાનું નથી.

આ તકે ઝેંગરનો વકીલ હેમીલ્ટન ઊભો થયો અને તેણે કહ્યું – સરકાર પવિત્ર છે તે સાચું, પણ ખરાબ તંત્રમાં પીડાતા લોકો વાજબી ફરિયાદ કરે તેને બદનક્ષી કહેવી એવા સરકારી વકીલના મતથી હું વિરુદ્ધ છું.

ત્યાં તો સરકારી વકીલ બરાડી ઊઠ્યો. આપણા કાયદા પ્રમાણે સરકારના કોઈ પણ નોકરની સાચી કે ખોટી ટીકા કરવી એ બદનક્ષી છે.

પણ હેમીલ્ટન ગાંજ્યો જાય તેમ ન હતો. તેણે કહ્યું– ઝેંગર સામેના આરોપનામામાં લખ્યું છે કે તેણે કેટલાંક ખોટા બદનક્ષીભર્યા લખાણો છાપ્યાં છે. અહીં 'ખોટા' એ શબ્દ નકામો તમે મૂક્યો નથી. જો સત્યકથનને બદનક્ષી ગણાય તો એ તો દુષ્ટ રાજાના હાથમાં તલવાર આપીને એ નામર્દ રાજા નિર્દોષની કતલ કરી શકે તેવો અધિકાર આપવા બરોબર ગણાય.

આવી આકરી ટીકા માટે સરકારી વકીલ તૈયાર ન હતો. તેણે હેમીલ્ટનને ચેતવણી આપી. જરા સંભાળીને બોલો. બહુ આગળ ન વધો.

હેમીલ્ટને હસતાં હસતાં કહ્યું – સાહેબ, ન્યાયના સિદ્ધાંતો પાળવામાંથી સરકારી નોકરો કંઈ બાકાત નથી. આપણે એમ ઇચ્છીએ કે ગવર્નર સત્તાસ્થાને હોય ત્યારે ન્યાયી રીતે જ વર્તે. પણ ગવર્નરને એવો અધિકાર કેમ આપી શકાય કે જે પીડાતી પ્રજાને મૂંગી જ કરી દે... અને આવી રીતે ત્રાસેલો માણસ પોતાના પાડોશીને ફરિયાદ કરે તો એણે સરકારની બદબોઈ કરી છે એમ કેમ ગણી શકાય?

ત્યાં તો વળી એક ન્યાયાધીશ વચ્ચે પડ્યા.– આપણા કાયદાની દૃષ્ટિએ તો સાચી ટીકા પણ સરકારની બદનક્ષી જ છે. રાજાના કોઈ પણ નોકર સામે સત્ય બોલવાથી તો ગુનાની ગંભીરતા ઔર વધે છે. માટે મિસ્ટર હેમીલ્ટન, તમે એ મુદ્દાપર આગળ દલીલો નહીં કરી શકો.

હેમીલ્ટને ન્યાયાધીશને નમન કર્યું અને પછી જ્યુરીના સભ્યો તરફ ફરીને બોલ્યો– અમે સત્ય રજૂ કરવા અને તેના સાક્ષીઓ આપવા તૈયારી બતાવી છે પણ ન્યાયાધીશને તે સ્વીકારવા જેવી લાગતી નથી અને તેના આધારે ઝેંગરની નિર્દોષતા પુરવાર કરવા દેતા નથી. તો હવે અમે આપ જ્યુરીના સભ્યો પાસે ન્યાયની આશા રાખીએ છીએ. અમે જે હકીકતો જર્નલમાં છાપી છે તે તદ્દન સત્ય છે અને આખું ગામ તેને જાણે છે. આથી તમારો ન્યાય મળે તો જ મારો અસીલ સલામત રહે તેમ છે. અને જ્યારે અમારા કેસમાં પૂરાવો રજૂ કરવાની જ છૂટ નથી અપાતી ત્યારે હું આપની પાસે એક જ માગણી કરું છું કે આપ એવો નિયમ કરો કે જો પૂરાવો રજૂ કરવા દેવામાં ન આવે તો એ હકીકત જ સૌથી સબળ પૂરાવારૂપ ગણવી જોઈએ અને પૂરાવો દબાવવાનો પ્રયત્ન કરનારને દોષિત ઠરાવવા જોઈએ.

આગળ ચાલતાં હેમીલ્ટને કહ્યું – જ્યુરીના શાણા સભ્યો, આપની સામે જે પ્રશ્ન છે તે કોઈ એક છાપખાનાવાળાની મુક્તિનો કે સામાન્ય માણસનો નથી. કે માત્ર ન્યુયોર્ક રાજ્યને સંબંધકર્તા હોય તેવો આ પ્રશ્ન નથી. પરંતુ તે પ્રશ્ન અમેરિકાના દરેક

સ્વતંત્ર નાગરિકને સ્પર્શે છે. આમાં તો આઝાદીનો સવાલ છે. અને આથી જ સત્ય બોલવા તથા લખવાના માનવ અધિકારને છુંદવા માગતા આપખુદ તત્ત્વોનો વિરોધ કરી તેમને જગતમાં ખુલ્લા પાડવાનું એક મહાન કૃત્ય આપ કરશો અને તે દ્વારા આપણને તેમ જ આપણી પેઢીઓને અને જગત આખાને સત્ય બોલવા તથા પ્રગટ કરવાના અધિકારને માન્ય કરશો તો સૌ કોઈના આશીર્વાદ મળશે એટલું જ નહીં પણ પૃથ્વી પરથી ત્રાસ અને જુલમનું તત્ત્વ દૂર કરવામા તમે યશભાગી બનશો.

હેમીલ્ટનની આ જોરદાર દલીલોથી ન્યાયાધીશ પણ છેડાઈ ગયા અને તેમણે જ્યુરીને લગભગ ચોખ્ખો હુકમ કર્યો કે ઝેંગર દોષિત છે એમ જાહેર કરો.

જ્યુરીના સભ્યો પોતાના ખંડમાં ગયા અને થોડીક મિનિટોની ચર્ચા બાદ બહાર આવ્યા અને પોતાનો નિર્ણય જાહેર કર્યો—ઝેંગર નિર્દોષ છે—તેને છોડી મૂકવો. આખી અદાલતમાં હાજર રહેલા માણસોએ આ ચુકાદાને હર્ષનાદોથી વધાવી લીધો—માત્ર ન્યાયાધીશ, સરકારી વકીલ અને ગવર્નરના હાથીઓનાં મોઢાં પર મેશ ઢળી હતી.

બીજે દિવસે ઝેંગરનો છુટકારો થયો. ગવર્નર વિલિયમ કોસ્બીને આ ચુકાદાથી જબરો આઘાત લાગ્યો હતો અને તેથી તેનું થોડા જ દિવસોમાં અવસાન થયું.

પરંતુ વકીલ હેમીલ્ટને વાણી સ્વાતંત્ર્યની તરફેણમાં જે દલીલો કરી હતી તેની હજારો નકલો અમેરિકાના ખૂણે ખૂણે વહેંચાઈ ગઈ. અને આજે પણ દરેક અદાલતમાં વકીલો દલીલ કરતી વખતે આ દલીલ તો કરે જ છે કે પૂરાવો દબાવવો કે તેનો નાશ કરવો એ જ તેની સામેના મોટા પૂરાવા રૂપ છે.

આમ અમેરિકાના એક ખૂણામા જે નાનો સરખો બનાવ બન્યો તેણે વર્તમાનપત્રની સ્વતંત્રતાની બુનિયાદ નાખી આપણે સૌ ઝેંગર, હેમીલ્ટન અને ગવર્નર કોસ્બીના ઋણી છીએ.

---

## લાચારીનું આંસુ

પ્રાચીન અરબસ્તાનમા એક મહાત્મા થઈ ગયા 'મુલ્લા અબ્બાસ બગદાદી' નામે તેઓ અરબસ્તાનમા મશહૂર છે. આ વિદ્વાન સતના અનેક શિષ્યો હતા ગુરુ મુલ્લા બગદાદી અને તેમના શિષ્યો વચ્ચે હંમેશા જ્ઞાનચર્ચા થયા કરતી એમની એ જ્ઞાનચર્ચામાથી લોકોને ઘણું શીખવાનુ મળતું.

આવી એક જ્ઞાનચર્ચાની વાત છે એક વખત મુલ્લા બગદાદીએ તેમના પ્રિય શિષ્યોને પૃછ્યુ

'સારીયે સૃષ્ટિ સારુ એક વખત કયામતનો દિવસ—પ્રલયનો દિવસ આવવાનો છે ને? આપણાં શાસ્ત્રો એ વાત પોકારી પોકારીને કહે છે. હવે મારું તમને લોકોને એ કહેવાનું છે કે આ પ્રલયનું કારણ શું હોઈ શકે? તમે તે બતાવી શકશો?'

શિષ્યો અનુભવી અને જ્ઞાની હતા.

એકે કહ્યુ· 'ગુરુદેવ, મારી નજરે તો ખુદા પ્રત્યે ઇન્સાનનો અક્ષમ્ય અપરાધ જ આ પ્રલયનું કારણ બનશે.'

બીજા શિષ્યે કહ્યુ: 'ગુરુદેવ, જ્યારે માનવીનો જુલમ માઝા મૂકશે, ને એ જુલમનો ભાર આ પૃથ્વી ખમી શકશે નહિ, ત્યારે ખુદા આ પૃથ્વીને પ્રલયના પાણીથી ધોઈને તેને વિશુદ્ધ, હળવી કરશે.'

ત્રીજો શિષ્ય સૌથી વધુ વિલક્ષણ હતો. તેની અનુભવવાણી સાંભળવા સૌ આતુર રહેતા. તેણે કહ્યુ: 'ગુરુદેવ, મારા શિષ્યબંધુઓએ કયામતના કારણો જે ગણાવ્યા, તે ઠીક છે, પરતુ તે મને પૂરેપૂરા રુચતાં નથી. મારી દૃષ્ટિએ કયામતનુ પ્રધાન કારણ આ જ હોઈ શકે: "કમજોર આદમીની લાચારીનું એક આંસુ!"'

—શિવસુંદરમ

# ઈશ્વરનો ઇશારો

પર્સિવલ વાઈલ્ડ અનુ૦ 'સાહિત્યકુમાર'

[સ્ટ્રિકલૅન્ડના મકાનનો બેઠકનો ઓરડો. પછવાડેના ભાગમાં બીજા ઓરડામાં જવા માટેનું બારણું. બારણા પર અપારદર્શી પડદો નાખેલો છે. ખંડની વચમાં નકશીવાળું લખવાનું ટેબલ છે, ટેબલ પર એક ટેલિફોન છે. જમણી બાજુએ મુખ્ય બારણું છે. રાચરચીલું એકંદરે મોંઘું અને આરામપ્રદ ગણાય એવું છે.

પડદો ઉપડે છે ત્યારે સ્ટ્રિકલૅન્ડ નીચો વળીને મુખ્ય દરવાજા પાસેની તાપણીમાં કાગળિયાં બાળતો હોય છે. એનો નોકર બેન્સન લખવાના ટેબલ પર પડેલી સૂટકેસમાં કપડાં વગેરે ગોઠવતો હોય છે. શિયાળાની કડકડતી ઠંડી છે. રાતના સાડાદસ વાગ્યા છે.]

સ્ટ્રિકલૅન્ડ : બેન્સન!

બેન્સન : જી સાહેબ?

સ્ટ્રિકલૅન્ડ : બારી બંધ કર તો, ખૂબ ઠંડી વાય છે.

બેન્સન : [બારી પાસે જાય છે] બારી તો બંધ જ છે સાહેબ, સાંજથી જ બારી બંધ છે.

સ્ટ્રિકલૅન્ડ : [ટાઢથી ધ્રૂજે છે અને પોતાના ડગલાના બટન તસતસાવીને બંધ કરે છે] બેન્સન!

બેન્સન : શું સાહેબ?

સ્ટ્રિકલૅન્ડ : મારો પેલો જાડો ઓવરકોટ લેવાનું ભૂલતો નહીં.

બેન્સન : એ તો મેં પહેલેથી જ મૂકી રાખ્યો છે, સાહેબ.

સ્ટ્રિકલૅન્ડ : નવા કપડાં પૂરતાં લીધાં છે ને?

બેન્સન : હા, સાહેબ.

સ્ટ્રિકલૅન્ડ : કૉલર અને ટાઇ?

બેન્સન : મેં દરેક વસ્તુ વિશે ખૂબ કાળજી રાખી છે, સાહેબ.

સ્ટ્રિકલૅન્ડ : [થોડી વાર પછી] બધી પેટીઓ બપોરે મોકલાવી આપી?

બેન્સન : હા, સાહેબ.

સ્ટ્રિકલૅન્ડ : તને ખાત્રી છે કે કોઇને પણ એનો પત્તો નહી લાગે?

બેન્સન : એક ખટારો અમથો જ મોકલ્યો છે, અને બીજા ખટારામાં પેટીઓ સ્ટેશને મોકલાવી છે.

સ્ટ્રિકલૅન્ડ : વારુ!

બેન્સન : એ બધું ચિકાગો રવાના થાય તે પહેલાં મેં બરાબર તપાસી લીધું છે. આ રહ્યાં એનાં કાગળિયાં. [એ તેને આપે છે] આપણે કઇ ગાડીમાં જશું, સાહેબ?

સ્ટ્રિકલૅન્ડ : હું રાતની બાર વાગ્યાની ગાડીમાં જઇશ. તારે બીજા અઠવાડિયામાં ગમે તે દિવસે આવવું. આપણને બન્નેને સાથે શહેરમાંથી બહાર જતાં કોઈ જોઈ જાય તો મુશ્કેલી ઊભી થાય.

બેન્સન : ચિકાગોમાં હું તમને કેવી રીતે મળું?

સ્ટ્રિકલૅન્ડ : તારે મને મળવાનું નથી. તને ગમે ત્યાં તારે ઉતારો રાખવો, અને આ બધું ઠેકાણે પડી જાય ત્યાં સુધી હું પણ ગમે ત્યાં ઊતર્યો હોઇશ. મને જ્યારે તારી જરૂર પડશે ત્યારે હું 'ટ્રિબ્યુન'માં એક જાહેરખબર છપાવીશ.

બેન્સન : આ બધું ક્યારે ઠેકાણે પડશે એ તમે નથી જાણતા, સાહેબ?

સ્ટ્રિકલૅન્ડ : જ્યારે બધું બરાબર પાર ઊતરી જશે ત્યારે. કદાચ બે અઠવાડિયાં થાય, કદાચ બે મહિના પણ થઇ જાય. પરંતુ મારા તરફથી તને કોઇ પણ રીતે કંઇ જણાવવામાં ન આવે ત્યાં સુધી તારે ચિકાગોમાં રહેવાનું છે, સમજ્યો?

બેન્સન : હા, સાહેબ.

સ્ટ્રિકલૅન્ડ : તારી પાસે પૂરતા પૈસા છે ને?

બેન્સન : બે મહિના ચાલે એટલા તો નથી.

સ્ટ્રિકલૅન્ડ : [એક મોટું ખિસ્સાપાકીટ કાઢતાં] કેટલા જોઇએ છે તને?

બેન્સન : પાંચસો—છસો.

સ્ટ્રિકલૅન્ડ : [થોડી નોટો બહાર કાઢે છે, અટકે છે] એક મિનિટ! એટલા પૈસા તો મેં મારા ટેબલના ખાનામાં રાખ્યા છે.—[દરવાજા તરફ જાય છે]

બેન્સન : સાહેબ?

સ્ટ્રિકલેન્ડ : શું છે?

બેન્સન : તમે રાતની બાર વાગ્યાની ગાડીમાં જવાના છો, ખરું ને?

સ્ટ્રિકલેન્ડ : હા, [બીજા ઓરડામાં જાય છે]

બેન્સન : [જરા વાર ઊભો રહે છે પછી ટેલિફોનનું રિસિવર ઉપાડે છે અને ખૂબ ધીમેથી બોલે છે] હલ્લો, મરે હિલ ૩૫૦૦......હલો...ચિકાગો જતી રાતની બાર વાગ્યાની ગાડીમાં એ જવાના છે. પેન સિલવેનિયા સ્ટેશન પર જ એની ધરપકડ કરો. એ જો એક વખત ચિકાગો પહોંચી ગયા તો પછી તમે, એને શોધી નહીં શકો. અને આખરે, તમે મને તો નહીં ભૂલી જાઓ ને? ભૂલી જશો? મને તો આ માટે પાંચ હજાર ડોલર મળવા જોઇએ. હા, પાંચ હજાર. એટલું તો વાજબી છે. એની પાસે લગભગ ત્રણ લાખ ડોલર છે અને એ બધા તમારે પોલિસ સ્ટેશને મોકલી નથી આપવાના. હા, રોકડા છે, નોટોના થોકડે થોકડા...[સ્ટ્રિકલેન્ડના આવવાનો અવાજ સંભળાય છે] ચિકાગો જતી બાર વાગ્યાની રાતની ગાડી. [બેન્સન રિસિવર પણ લટકાવી દે છે અને સ્ટ્રિકલેન્ડ પાછો આવે છે ત્યારે એ સૂટકેસ ગોઠવવામાં મશગૂલ છે]

સ્ટ્રિકલેન્ડ : આ રહ્યા પૈસા. બેન્સન, ગણી લે.

બેન્સન : [ગણ્યા પછી] છઓ ડોલર. આભાર સાહેબ [બંધ કરેલી સૂટકેસ ઉપાડી લે છે] હવે હું જાઉં?

સ્ટ્રિકલેન્ડ : ના, થોડીવાર ઊભો રહે [ટેલિફોન પાસે જાય છે] હલ્લો, મેડિસન સ્કેવર ૭૮૦૦...પેનસિલવેનિયા? રાતની બાર વાગ્યાની ગાડીમા મને એક સલૂન જોઇએ છે. હા, આજ રાત્રે.

બેન્સન : સાહેબ, તમારું નામ આપશો નહીં.

સ્ટ્રિકલેન્ડ : ના, રિટવન્સના નામ પર.. ઓહો, એ નામ પર રિઝર્વ થઇ ગયું છે. એમ? વારુ, મારું નામ આલ્ફ્રેડ રિટવન્સ છે... એ નામ પર જ તમે રિઝર્વ કર્યું છે? તો મને એક બીજું સલૂન આપો... શું કહ્યું? તમારી પાસે બીજું એકે સલૂન ખાલી નથી? [એક મિનિટ વિચારમાં પડી જાય છે. પછી નિશ્ચયાત્મક રીતે] કાંઈ વાંધો નહીં, સાહેબજી. [બેન્સન તરફ જોઇને] બેન્સન, સીધો પેનસિલવેનિયા જા અને આલ્ફ્રેડ રિટવન્સના નામ પર રિઝર્વ થયેલું સલૂન મેળવી લે. અને મને તે પહેલાં એ તારે મેળવી લેવું જોઇએ...અને મારા માટે ગાડીના દરવાજા પાસે રાહ જોજે.

બેન્સન : ભલે સાહેબ.

સ્ટ્રિકલેન્ડ : જરા પણ સમય બગાડતો નહીં. હું તને પછીથી મળીશ.

બેન્સન : બહુ સારું સાહેબ. [સૂટકેસ ઉપાડીને જાય છે.]

સ્ટ્રિકલેન્ડ : [હવે એકલા એકલા ટેબલનું એક પછી એક ખાનું ખોલે છે અને જે થોડાં કાગળિયાં રહી ગયાં છે તે અગ્નિમાં નાંખીને બાળી મૂકે છે. બહાર શિયાળાનો પવન સુસવાટા કરે છે. અને બંધ બારીને હલાવે છે. એકદમ બારણાં પર એક ટકોરો થાય છે. એ એકદમ ચમકીને અટકી જાય છે. થોડીવાર રહીને ફરીથી બારણે ટકોરો–માત્ર એક જ ટકોરો થાય છે, એ ઊભો થાય છે, બારણા પાસે જાય છે અને ઉઘાડે છે] કોણ છે?

યુવતી : હું છું સાહેબ.

[યુવતી દાખલ થાય છે. છોકરી યુવાન છે, ચોક્કસ ત્રીસની અંદરની ઉમરની હશે, કદાચ પચીસની અંદર અને કદાચ એથીયે નાની ઉંમરની હોવાની શકયતા છે ગળામાં ઘેરા રંગનો કંઈક મેલો થઇ ગયેલો હોય એવો પટો વીંટાળેલો છે. તેનાં કાળાં ભૂરા વાળનાં ઝુમખામાંથી એનું ફિક્કું મોઢું ખુલ્લું દેખાઈ આવે છે. ઓરડાની અંદર પગ મૂકે છે ત્યારે હૂંફ અનુભવતી લાગે છે કારણ કે બહાર ખૂબ ઠંડી છે અને બહાર પડતા બરફથી બચવા માટે એના નાજુક ખભા પર એક પાતળો ડગલો જ માત્ર છે. કંઈક નજાકત ભરી રીતે એ આ હૂંફાળા ઓરડામાં દાખલ થાય છે, અને બરફની નાની નાની સરવાણીઓ એના અપૂરતા કપડાં પરથી સરી નીચે પડે છે. એના હોઠ આસમાની છે. ધોળા મોજાંમાં એના હાથ કંપે છે. એને જરૂર છે અત્યારે ધગધગતા અગ્નિની સામે બેસી ગરમાવો લેવાની, અથવા તો કોઈક ગરમ પીણાંના થોડા ઘૂંટ ભરવાની. પરંતુ સ્ટ્રિકલેન્ડને આવું કંઈ કરવાનો અવકાશ નથી. પ્રશ્નોની ઝડીથી એ એનું સ્વાગત કરે છે.]

સ્ટ્રિકલેન્ડ : તમે કોણ છો?

યુવતી : કોણ, હું? તમે મને ભૂલી ગયા, સાહેબ?

સ્ટ્રિકલેન્ડ : હા!

યુવતી : હું તમારી જ ઑફિસમાં કામ કરું છું, સાહેબ.

સ્ટ્રિકલેન્ડ : ઑફિસમાં?

યુવતી : તમારી ઑફિસમાં. હું તમારી એક અંગત સ્ટેનોગ્રાફર છું, સાહેબ.

સ્ટ્રિકલેન્ડ : ઓહો! મને લાગે છે કે, તમે આજે હેટ પહેરી છે એટલે હું તમને ઓળખી શક્યો નહીં હોઉં. કેમ આવવું પડ્યું?

યુવતી : બપોરના મોડેથી આવેલા કેટલાક કાગળો........

સ્ટ્રિકલેન્ડ : [ક્રુદ્ધ સ્વરે વચમાં બોલતાં] અને તમે એ બાબત અત્યારે મને હેરાન કરવા આવ્યા છો? [દરવાજા પાસે જાય છે અને ઊભો રહે છે] મારી પાસે અત્યારે સમય નથી. આવજો.

યુવતી : [નરમ થઈ જઈને] મને એમ થયું કે આ કાગળો તમારે જોવા હશે.

સ્ટ્રિકલેન્ડ : આવતી કાલે પુષ્કળ સમય મળશે.

યુવતી : પરંતુ આવતી કાલે તમે અહીં નહીં હો. ખરું ને?

સ્ટ્રિકલેન્ડ : [એકદમ ચમકીને] હું અહીં નહીં હોઉં? તમે શું કહેવા માગો છો?

યુવતી : આજ રાતની ચિકાગો જતી ગાડીમાં તમે જવાના છો ને!

સ્ટ્રિકલેન્ડ : તમે એ ક્યાંથી જાણ્યું?......[એ જાણે પોતાને બોલતો અટકાવે છે. પછીથી પ્રયત્નપૂર્વક લાવેલી સરળતાથી] ચિકાગોની ગાડીમાં જવાનો છું? નહીં, નહીં, એ વળી તમારા મગજમાં કોણે ઘુસાડ્યું?

યુવતી : કેમ તમે પોતે જ કહ્યું હતું, સાહેબ!

સ્ટ્રિકલેન્ડ : મેં તમને કહ્યું હતું?

યુવતી : બપોરે જ તમે એ પ્રમાણે કહ્યું હતું.

સ્ટ્રિકલેન્ડ : [ક્રુદ્ધ સ્વરે] હું તમને આજે બપોરે મળ્યો જ નથી.

યુવતી : [એનો વિરોધ કર્યો વિના] નહીં, સાહેબ? [એ એક ટાઈમ ટેબલ બહાર કાઢે છે] મને આ ટાઈમ ટેબલ મળ્યું. [એ આગળ ધરે છે. સ્ટ્રિકલેન્ડ એ ખેંચી લે છે.]

સ્ટ્રિકલેન્ડ : તમને આ ક્યાંથી મળ્યું?

યુવતી : તમારા ટેબલ પરથી.

સ્ટ્રિકલેન્ડ : મારા ટેબલ પરથી?

યુવતી : હા, સાહેબ.

સ્ટ્રિકલેન્ડ : [ગુસ્સાના આવેશમાં] તમે જૂઠું બોલો છો!

યુવતી : કેમ, સાહેબ!

સ્ટ્રિકલેન્ડ : આ ટાઈમ ટેબલ કોઈ દિવસ મારા ટેબલ સુધી પહોંચી શક્યું નથી કારણ કે રેલવે સ્ટેશન અને ઑફિસ વચ્ચે જ એ ખોવાઇ ગયું હતું.

યુવતી : એમ કે, સાહેબ! પરંતુ એ તો એ જ ટાઈમ ટેબલ છે. જુઓ, તમે એમાં રાતની બાર વાગ્યાની ગાડી વિશે નોંધ કરી છે. [સ્ટ્રિકલેન્ડ યુવતી સામે શંકાભરી દૃષ્ટિએ જોઇ રહે છે.] મેં તમારા માટે એક સલૂન રીઝર્વ કરાવ્યું છે.

સ્ટ્રિકલેન્ડ : [આશ્ચર્ય] તમે એક સલૂન રીઝર્વ કરાવ્યું છે?

યુવતી : [સ્મિત કરતા] હું જાણતી જ હતી કે તમે એ ભૂલી જશો. તમારા મગજમાં બીજાં અનેક કામો રમતાં હોય છે. એટલે તમે ઑફિસેથી ગયા કે તરત જ મેં ટેલિફોન કર્યો.

સ્ટ્રિકલેન્ડ : [ગુસ્સામાં હોઠ કરડતાં] હું ધારું છું કે તમે મારા જ નામે રિઝર્વેશન કરાવ્યું હશે!

યુવતી : નહીં, સાહેબ.

સ્ટ્રિકલેન્ડ : [પૂર્ણ આશ્ચર્ય પામે છે] શું?

યુવતી : મને લાગ્યું કે કદાચ તમે બીજું કોઈ નામ પસંદ કરશો. તમારે તમારી આ મુસાફરીની કોઇને ખબર આપવી નહોતી, ખરું ને?

સ્ટ્રિકલેન્ડ : ના, ના, મારે કંઇં એવું નહોતું કરવું. [પૂર્ણ આશ્ચર્ય પામીને: 'આ બધું તમે ક્યાંથી જાણ્યું?' એમ પૂછતો હોય એમ એની સામે જોઇ રહે છે. જરાયે સંકોચાયા વગર યુવતી એવી જ નજરથી જવાબ વાળે છે. અને પ્રશ્ન પૂછ્યા વિનાનો રહે છે. પરંતુ એને ઓચિંતો એક વિચાર આવે છે] તમે કયું નામ આપ્યું છે?

યુવતી : સ્ટિવન્સ, સાહેબ.

સ્ટ્રિકલેન્ડ : [જાણે વીજળી પડી હોય તેમ ચમકીને] સ્ટિવન્સ?

યુવતી : આલ્ફ્રેડ સ્ટિવન્સ.

સ્ટ્રિકલેન્ડ : [જાણે શ્વાસોચ્છ્વાસ અટકી ગયો હોય તેમ] એ નામ આપવાનું તમને કેમ સૂઝ્યું?

યુવતી : એ હું નથી જાણતી સાહેબ.

સ્ટ્રિકલેન્ડ : તમે નથી જાણતાં?

યુવતી : ના, સાહેબ, માત્ર મનમાં સૌ પ્રથમ એ જ નામ સ્ફુરી આવ્યું. મેં સ્ટિવન્સ કહ્યું. અને જ્યારે કારકૂને પહેલું નામ પૂછ્યું ત્યારે મેં કહ્યું: 'આલ્ફ્રેડ સ્ટિવન્સ.'

સ્ટ્રિકલેન્ડ : [થોડી વાર પછી] એવા કોઈ નામધારીને તમે ઓળખો છો?

યુવતી : ના, સાહેબ.

સ્ટ્રિકલેન્ડ : [કંઈક વિચિત્ર આગ્રહપૂર્વક] તમને ચોક્કસ ખાત્રી છે કે, એવા નામવાળા માણસને તમે ઓળખતાં નથી?

યુવતી : એ તો ચોક્કસ કેમ કહી શકાય? કદાચ એ નામ સાંભળ્યું પણ હોય. પરંતુ મને યાદ નથી.

સ્ટ્રિકલેન્ડ : [એકદમ] તમારી ઉંમર કેટલી છે? [જવાબ આપવાનો સમય આપતો નથી] વીસ નહીં હોય, ખરું ને?

યુવતી : [સ્મિત કરતાં] તમે શું ધારો છો?

સ્ટ્રિકલેન્ડ : [પોતાની વિચારધારાને જ અનુસરતાં] અને મને અડતાલીસ થયાં એ વાતને આજે પચીસ વર્ષ થઈ ગયાં. તમને ક્યાંથી ખબર હોય?

યુવતી : [થોડી વાર પછી] ના, સાહેબ.

સ્ટ્રિકલેન્ડ : [આંખમાં કંઈક ભયની લાગણી સાથે યુવતી તરફ જોઈ રહે છે] તમારું નામ શું?

યુવતી : એનું શું કામ છે? થોડી વાર પહેલાં જ તમે મારું મોઢું ઓળખી શક્યા નહોતા. મારા નામનો તમારા માટે કોઈ અર્થ નથી. હું તો તમારી ઑફિસની નોકર છું. તમે ત્રણ વખત બટન દબાવો ત્યારે જે વ્યક્તિ તમને જવાબ આપે છે તે હું છું. [એક હાથે એ બેગ ઉઘાડે છે] હું પત્રો લાવી છું.

સ્ટ્રિકલેન્ડ : [પત્રો લેવાનો પ્રયત્ન ન કરતાં] શેના વિશે છે?

યુવતી : [પહેલો પત્ર ખોલે છે] પોતાના થોડાક પૈસા રોકવાની ઇચ્છા દર્શાવતી એક સ્ત્રીનો પત્ર છે.

સ્ટ્રિકલેન્ડ : કેટલા પૈસા?

યુવતી : માત્ર એક હજાર ડૉલર.

સ્ટ્રિકલેન્ડ : એ પત્ર તમે કારકૂનને કેમ આપી દીધો નહીં?

યુવતી : આ એની જિંદગીભરની બચત છે, એમ એ લખે છે.

સ્ટ્રિકલેન્ડ : એમાં શું થયું?

યુવતી : એ લખે છે કે, એને તમારામાં ખૂબ વિશ્વાસ છે. અને એમ કહે છે કે તમે જાતે જ કાળજી લઈને એ પૈસા યોગ્ય રીતે રોકો.

સ્ટ્રિકલેન્ડ : આવી બાબતમાં તમારે મને હેરાન કરવો નો'તો જોઈતો. [એ જરા અટકે છે] એણે પૈસા મોકલ્યા છે?

યુવતી : હા. ચેક મોકલ્યો છે. [ચેક એના હાથમાં મૂકે છે.]

સ્ટ્રિકલેન્ડ : [ચેક લે છે અને પોતાના ખિસ્સાપાકીટમાં રાખે છે] એને લખો,—અરે તમે જાણો છો એને શું લખવું તે? કે, 'એ બાબત પર હું અંગત ધ્યાન આપીશ.'

યુવતી : હા, સાહેબ. એ લખે છે કે આ રોકાણ માટે એને વધુ નફો નથી જોઈતો. એ એટલું જ ઇચ્છે છે કે એ પૂરેપૂરા સલામત રહે અને એને વિશ્વાસ છે કે તમે એની કાળજી રાખશો.

સ્ટ્રિકલેન્ડ : હા, જરૂર બીજું શું છે તમારી પાસે?

યુવતી : આના જેવા જ બીજા ડઝનેક પત્રો.

સ્ટ્રિકલેન્ડ : બધાય આવી ડોશીઓના લખેલા છે?

યુવતી : [ગંભીરતાપૂર્વક] થોડાક. આ એક યુવાનનો લખેલો પત્ર છે. એણે થોડા પૈસા બચાવ્યા છે. એ લખે છે કે થોડા વધુ ભેગા થશે પછી એ એક ભંડાર ખોલવાનો વિચાર રાખે છે. અને એ રીતે પોતે ધંધો શરૂ કરશે. આ એક યુવતીનો લખેલો છે. એના પિતા લોખંડના કારખાનામાં નોકરી કરતા હતા કારખાનામાં અકસ્માતથી મરી ગયા. અને હવે એ યુવતી ઇચ્છે છે કે એના વીમાના પૈસા તમે રોકો. આ એક બીજો—બધાયે પત્રો લગભગ એકસરખા જ છે.

સ્ટ્રિકલેન્ડ : એ બધા અહીં કેમ લાવ્યાં?

યુવતી : કારણ કે બધાય એમ ઇચ્છે છે કે તમે જાતે એનું રોકાણ કરો.

સ્ટ્રિકલેન્ડ : ઓ!

યુવતી : અને તમે આજે બહારગામ જાઓ છો. આ રહ્યા એ બધા ચેક. [બધા ચેક સ્ટ્રિકલેન્ડને આપે છે] એ બધા તમારા નામે લખવામાં આવ્યા છે, પેઢીના નામે નથી લખ્યા.

સ્ટ્રિકલેન્ડ : [થોડી વાર પછી] તમારે અહીં આવવું નહોતું જોઈતું...આવી બધી બાબતો વિશે માથાફોડ કરવાનો મને સમય નથી. પાંચસો ડોલર રોકનાર દરેક વ્યક્તિ એમ ઇચ્છે છે કે, પેઢીના ઉપરી પોતે એની બાબત પર અંગત ધ્યાન આપે, એનો કશો અર્થ નથી. આવા તો સંખ્યાબંધ પત્રો મારા પર આવે છે.

યુવતી : તે છતાં...

સ્ટ્રિકલેન્ડ : શું?

યુવતી : આવા પત્રોને લાયક બનવાને માટે તમે કાંઈક કર્યું છે, જેથી આવા પત્રો આવ્યા કરે છે. [સ્મિત કરતાં] લોકોમાં આવો વિશ્વાસ પ્રેરવો એ ખરેખર અદ્‌ભુત વાત છે.

સ્ટ્રિકલેન્ડ : ખરેખર તમે એમ માનો છો?

યુવતી : માત્ર 'અદ્‌ભુત નહીં', ભવ્ય! આ લોકોમાંથી કોઈ તમને ઓળખતું નથી. આમાંથી કોઈએ તમને ક્યારે જોયા નથી. આમાંથી કોઈ તમારું નામ પણ જાણતું નથી. પરંતુ એ બધાએ તમારા વિશે સાંભળ્યું છે. તમે જાણે એમના કુટુંબના એક માણસ હો એટલા એમના આત્મીય છો. અને એમને મન તમારા કરતાંય વધુ વાસ્તવિક તો તમારી ખ્યાતિ છે. એ એક એવી વસ્તુ છે જેમાં તેઓ પોતાની સંપૂર્ણ નિષ્ઠા મૂકે!

સ્ટ્રિકલેન્ડ : [ધીમેથી] તો તમે એમ કહેવા માગો છો કે દુનિયામાં બહુ ઓછા પ્રામાણિક માણસો છે?

યુવતી : ના, એવા ઘણા છે. પરંતુ તમારામાં એવું કાંઈક છે, જે બધાયથી જુદું તરી આવે છે. તમારા અવાજમાં જ એવું કાંઈક છે. તમે લોકો સાથે હાથ મીલાવો છો એમાં જ કંઈક એવું તત્ત્વ છે. તમારી દૃષ્ટિમાં જ એવું કંઈક છે, જે સામા માણસમાં વિશ્વાસ ઉત્પન્ન કરે છે તમારા વિશે કોઈ શંકાને સ્થાન નથી. કોઈ પ્રશ્ન નથી. અહો! ખરેખર ભવ્ય! અદ્‌ભુત ભવ્ય! [થોડી વાર પછી] તમે રસ્તા પરથી જતા હો અને તમને મળતી દરેક વ્યક્તિ મનમાં કહેતી હોય કે 'આ એક પ્રામાણિક માણસ છે' ત્યારે તમને કેટલો સંતોષ થતો હશે. મને તો એ કેવી પ્રેરણા આપે છે!

સ્ટ્રિકલેન્ડ : તમને?

યુવતી : ઓ! તમારે મન તો હું તમારી ઓફિસની એક નોકર છું. તમે મારું નામ પણ જાણતા નથી. પરંતુ હું તમને જે દૃષ્ટિએ જોઉં છું એ દૃષ્ટિએ તમને કોઈ પણ જોઈ શકે. હું તમારી સાથે જે રીતે કામ કરું છું તે રીતે બીજું કોઈ પણ તમારી સાથે કામ કરી શકે અને છતાંયે કોઈ પણ જાતની અસર ન થાય એ શું તમે કલ્પી શકો છો? તમે જાણો છો કે મારી મુશ્કેલીઓમાં...

સ્ટ્રિકલેન્ડ : [વચમાં] તમારે પણ મુશ્કેલીઓ...

યુવતી : તમે મને કાંઈ મોટો પગાર આપતા નથી અને કેટલાયને મારે મદદ કરવાની હોય છે. પરંતુ હું આ કાંઈ ફરિયાદ નથી કરતી [સ્મિત કરે છે] હું...હું બીજી યુવતીઓ જેવી નથી. હું પણ ઘડિયાળ તરફ નજર રાખી કામ કરતી. દિવસભરનું કામ પૂરું થાય ત્યાં સુધી કલાકો અને મિનિટોની ગણતરી કર્યા કરતી. પરંતુ હવે એ બધું બદલાઈ ગયું છે.

સ્ટ્રિકલેન્ડ : [ધીમેથી] કેમ બદલાઈ ગયુ?

યુવતી : મેં ખૂબ વિચાર કર્યો અને પછી નક્કી કર્યું કે એક પ્રામાણિક માણસનું કામ કરતા હોઈએ ત્યારે આવી રીતે મિનિટોની ગણતરી કરવી એ સારું નથી [સ્ટ્રિકલેન્ડ મોઢું ફેરવી લે છે] અને મને કામ કરવામાં નવો આનંદ આવે છે. અને હું કામમાં મારી સર્વ શક્તિ વાપરું છું. હું તો આટલું જ કરી શકું એમ છું. પરંતુ તમે તો તમારી સર્વ શક્તિ વાપરી છૂટો છો. ત્યારે મારે આટલું તો કરવું જ જોઈએ.

સ્ટ્રિકલેન્ડ : [થોડી વાર પછી] તમને ખાત્રી છે કે મારાથી થાય તે બધુ હું કરી છૂટું છું—તમને ચોક્કસ ખાત્રી છે કે હું પ્રામાણિક છું?

યુવતી : શું તમે પોતે એ નથી જાણતા સાહેબ?

સ્ટ્રિકલેન્ડ : [થોડી વાર પછી] તમને યાદ છે,

થોડી વાર પહેલા જ તમે આલ્ફ્રેડ સ્ટિવન્સનુ નામ બોલતા હતા?

યુવતી હા

સ્ટ્રિકલેન્ડ ધારો કે હુ તમને કહુ કે આલ્ફ્રેડ સ્ટિવન્સ નામનો માણસ એક સમયે જીવતો હતો [યુવતી કઈ જવાબ આપતી નથી] ધારો કે સ્ટિવન્સ—જેને હુ ઓળખતો હતો—તેણે પૈસાની ચોરી કરી હતી, જ્યારે એમ કરવાનુ એની પાસે કોઈ કારણ નહોતુ, ત્યારે એણે ચોરી કરેલી ત્યારે એને એની જરૂર પણ નહોતી એના સબધીઓ પાસે પુષ્કળ પૈસા હતા અને તે બધા એને પુષ્કળ પૈસા આપતા હતા પરતુ એક વખત તક મળી અને એ પ્રલોભનોનો એ સામનો કરી શકયો નહી એ ત્યારે અગાર વરસનો હતો

યુવતી [હળવેથી] બાળક જ કહેવાય

સ્ટ્રિકલેન્ડ બાળક જ હા પરતુ એનામા એ અપ્રામાણિકતાનુ તત્ત્વ હતુ બીજા છોકરાઓને પણ એવી તક મળી હતી પરતુ એમાથી કોઈએ તેનો ઉપયોગ કર્યો નહી એ ચોરેલા પૈસાનુ શુ કરવુ એની પણ સ્ટિવન્સને સૂઝ નહોતી ચોવીસ કલાક પહેલા તો એ પકડાઈ ગયો એ ખરેખર હાસ્યજનક હતુ

યુવતી એને સજા થઈ હશે

સ્ટ્રિકલેન્ડ એને એક વર્ષની જેલની સજા થઈ ઓ ભગવાન! કેવુ હતુ એ એક વર્ષ! એના સબધીઓ એને માટે કશુ કરવા તૈયાર નહોતા એ લોકો તો કહેતા કે એમના કુટુમ્બમા આવુ કોઈ દિવસ બન્યુ નથી એટલે એને પરિણામ ભોગવવુ જ જોઈએ [થોડી વાર અટકીને] જ્યારે એને છોડી મૂકવામા આવ્યો ત્યારે એના કુટુમ્બે એને મદદ કરવાની તૈયારી બતાવી પરતુ એ મદદ સ્વીકારવામા એને સ્વમાન ઘવાતુ લાગ્યુ જ્યારે એને એ મદદની ખાસ જરૂર હતી ત્યારે એ આપવામા આવી નહોતી એણે તો એના કુટુબીઓને કહી દીધુ કે હવે ફરીથી એ તમને કોઈને મળવા નથી ઇચ્છતો અને એ લોકો એને શોધી શકે નહી એટલા માટે એણે પોતાનુ નામ પણ બદલાવી નાખ્યુ, એણે પોતાનુ ગામ છોડયુ અને એ અહી આવ્યો

યુવતી અને ત્યારથી એ પ્રામાણિક જ રહ્યો છે!

સ્ટ્રિકલેન્ડ ત્યારથી તે આજદિન સુધી ૨૮ વર્ષ સુધી! કેટલી મુસ્કેલીઓ—ખૂબ મુસ્કેલીઓનો સામનો કરવો પડ્યો—શરૂઆતમા જ્યારે એને ભૂખ્યે પેટે ઠડીમા ફરવુ પડતુ અને જ્યારે બીજાઓને મોટર ગાડીમા ફરતા જોતો ત્યારે એને નવાઈ લાગતી કે મેં ભૂલ તો નથી કરી ને? એ ખૂબ રખડ્યો હતો એ ઘણુ ઘણુ શીખ્યો હતો અને હવે બીજી વખત એટલી સહેલાઈથી પકડાઈ જાય એમ પણ નહોતુ ખરેખર એક તક ઝડપી લેવા જેવી હતી એક ફૂટ લાબી સીસાની નળી લઈને કોઈ અધારી ગલીમા ઊભો રહી ગજવામા ખૂબ પૈસા ભરેલા હોય એવા કોઈ નિર્દોષ, સરળ પ્રામાણિક માણસના આવવાની માત્ર રાહ જ જોવાની હતી! એ વાત કેટલી સરળ હતી! અને એ જાણતો હતો કે આ બધુ કેમ કરવુ. પરતુ ખબર નથી પડતી કે એણે એમ કેમ ન કર્યું!

યુવતી કહો, કહો એ વિશે મને હજી વધુ કહો!

સ્ટ્રિકલેન્ડ ગમે તેમ કરીને એ જીવ્યો એ કઈ સુખની જિંદગી નહોતી પરતુ એ જીવતો રહ્યો જીવવા માટે એણે શુ કર્યું એનો વિચાર કરવાનું મને ગમતુ નથી એ શરમજનક હતું કારણ કે એવુ કામ કરવાની એને કેળવણી આપવામા આવી નહોતી, છતાય એનુ જીવન પ્રામાણિક હતુ પ્રામાણિક, અને જ્યારે સાજે ૭ વાગ્યે એ કામ પરથી ઘેર જતો, એક નિકલ બચાવવા માટે એ ચાલતો ચાલતો ઘેર જતો ત્યારે એના કરતા સારી સ્થિતિવાળા એની સાથે આવતા નહી કારણ કે એમને એના પ્રામાણિક પરસેવાના મેલથી કપડા બગડી જવાનો ભય લાગતો હતો એમ મનમા થતુ કે જેલનુ એક વર્ષ ભયકર હતુ પરતુ એમાથી છૂટયા પછીનુ પહેલુ વર્ષ તો એથીયે વધુ ભયકર હતુ જેલમા એ કોઈ દિવસ ભૂખ્યો રહ્યો નહોતો

યુવતી ત્યાર પછી એને તક મળી?

સ્ટ્રિકલેન્ડ હા એ એક તક હતી એક વખત ગટરમા પડી ગયેલુ કોઈનુ પાકીટ એને મળ્યુ એ પાકીટ પોતાની પાસે રાખી લેવુ કે નહી એ વિશે નક્કી કરે તે પહેલા એ પાકીટ એણે એના માલિકને પાછુ આપી દીધુ એટલે લોકોએ એને પ્રામાણિક કહ્યો! પરતુ એ જાણતો હતો કે એ પ્રામાણિક નહોતો

એ પાકીટમાં એટલા બધા પૈસા હતા કે એ રાખ-વાથી પણ એને બીક લાગતી હતી. અને એટલે જ એણે પાકીટ પાછું આપી દીધું હતું. પરંતુ આ વાત એણે કોઈને કહી નહોતી. જ્યારે એણે પાકીટ પેલા માણસને પાછું આપ્યું ત્યારે એ માણસે એને નોકરી અપાવી. એ નોકરી એણે કરી—એ નોકરી એણે સ્વીકારી કારણ કે નવરા બેસી રહેવાનો એને ભય લાગતો હતો. એ કામ એણે કરવા માંડયું કે જેથી બીજું કંઈ વિચારવાનો એને સમય ન મળે. કારણ કે એ જાણતો હતો કે જો એ ફરી વિચારવા માંડશે તો ફરી ચોરી કરવાનું શરૂ થઈ જશે! ત્યારે લોકોએ કહ્યું કે એ ખૂબ મહેનતુ છે. અને પરિણામે એને નોકરીમાં બઢતી આપવામાં આવી. એને મેનેજર બનાવવામાં આવ્યો. લોકોએ એને ચોરી કરવાની વિશેષ તકો આપી, પરંતુ અનેક લોકો એને જોયા કરતા હતા. અનેક માણસો એમ ઇચ્છતા હતા કે એ કંઈક ભૂલ કરે અને અમે એની આગળ વધી જઈએ, અને એથી જ ચોરી કરવાની એનામાં હિંમત નહોતી આવતી. [એ અટકી જાય છે.]

યુવતી : અને પછી?

સ્ટ્રિકલેન્ડ : બાકીનું બધું તો સહેલું હતું. સારી ખ્યાતિ પ્રાપ્ત કર્યા જેવી બીજી કોઈ સફળતા છે? એ જાણતો હતો કે લોકો એને પકડી પાડશે એટલે એણે ચોરી કરી નહીં. [ફરીથી અટકી જઈને] પરંતુ એ દિલથી પ્રામાણિક નહોતો. એ સડેલું તત્ત્વ હજુ એનામાં હતું! અઠ્ઠાવીસ વર્ષ પછી પરિસ્થિતિ બગ-ડવા માંડી. એણે સટ્ટો કર્યો. અને પોતાના કહી શકાય એ બધા પૈસા એણે ગુમાવ્યા. એટલે બીજાના પૈસા વાપરવાનું એણે નક્કી કર્યું—જેટલા પૈસા હતા એટલા બધા જ લઈને નાસી જવાનો એણે વિચાર કર્યો! આ ખોટું તો હતું જ! જીવનભરનું કાર્ય આમ વ્યર્થ જતું હતું! પરંતુ એનામાં રહેલી દુષ્ટવૃત્તિઓએ એનો કબજો લઈ લીધો હતો! આ તો પેલો ચોર, જેને એ ભૂલી ગયો છે એમ ધારતો હતો તે, પાછો સજી-વન થતો હતો!

યુવતી : [થોડી વાર પછી] બિચારો!

સ્ટ્રિકલેન્ડ : આટલા વખત સુધી એ પ્રામાણિક હતો—આટલા વખત સુધી એણે બીજાઓ પાસે કહેવડાવ્યું કે એ પ્રામાણિક હતો. અને પોતાને પણ એણે પોતે પ્રામાણિક છે એમ માનતો કર્યો!

યુવતી : એમાં એની ભૂલ થતી હતી, સ્ટ્રિકલેન્ડ સાહેબ!

સ્ટ્રિકલેન્ડ : [યુવતીની આંખોમાં આંખ પરોવતાં ખૂબ શાંતિ પૂર્વક] સ્ટિવન્સ કહો, સ્ટ્રિકલેન્ડ નહીં. [લાંબો વખત સુધી બંને શાંત બેસી રહે છે] તમે અહીં શા માટે આવ્યાં, કોણે મોકલ્યાં એ હું જાણતો નથી. પરંતુ હું નાસી જવાનો વિચાર કરતો હતો ત્યાં જ તમે આવી પહોંચ્યાં છો, તમે બહુ મોડાં પડ્યાં છો. હવે તમે મને અટકાવી શકો તેમ નથી. અરે ખુદ ભગવાનનો હાથ પણ મને અટકાવી શકે તેમ નથી! હું ખૂબ આગળ નીકળી ગયો છું. [એનો અવાજ ખૂબ ધીમો પડી જાય છે. પરંતુ ખૂબ નિશ્ચયાત્મક બની જાય છે] આ રહ્યા બધા પૈસા. [પોતાનું ખિસ્સાપાકીટ બહાર કાઢે છે] લાખો ડોલર છે એમાં; પરંતુ એક પૈસો પણ મારો પોતાનો નથી; અને એ બધું હું ઉઠાવી જાઉં છું. તમને સમજાય છે મારી વાત? હું એ બધું ઉચાપત કરી જાઉં છું! આવતી કાલે પેઢી નાદાર બની જશે, અને મને પકડવા માટે ઈનામ કાઢવામાં આવશે. [એ વિષાદ ભર્યું હસે છે અને ઝૂકીને નમન કરે છે] આ રહ્યો તમારો પ્રામાણિક માણસ! તમારે એને કંઈ કહેવું છે?

યુવતી : [ખૂબ સ્વસ્થતાથી] પોતે પોતાને પ્રામાણિક ગણવા લાગે એટલા લાંબા સમય સુધી જે પ્રામાણિક રહ્યો હોય તે ચોરી કરી શકે નહીં!

સ્ટ્રિકલેન્ડ : [કડકાઈથી] તમને એમાં વિશ્વાસ છે ખરો?

યુવતી : [પોતાનું પાકીટ ફરીથી ખોલતાં] આ અઠવાડિયે મેં થોડા પૈસા બચાવ્યા છે. બસો પાંચસો ડોલર હશે. તમને હેરાન કરવા જેટલા નથી. મારી ખાતર તમે એ સાચવશો? આલ્ફ્રેડ સ્ટિવન્સ?

સ્ટ્રિકલેન્ડ : ભગવાન! ભગવાન! [અને એ એકદમ નરમ થઈને ખુરશીમાં ફસડાઈ પડે છે. થોડી વાર સુધી બંને શાંત રહે છે.]

યુવતી : [ધીમેથી બારી પાસે જાય છે અને પડદો ખસેડે છે] જુઓ, રાત્રિ કેટલી સુંદર છે! અસંખ્ય ઘરો શાંત નિદ્રામાં પોઢી ગયાં છે! અનન્ત

તારાઓ પ્રકાશે છે! અને નીચે એટલા જ દીવાઓ! અને દૂર દૂર તારા અને દીવાઓ કેવા ભેગા મળી જાય છે. 'અહીં ભગવાનનું રાજ પૂરું થાય છે અને માનવીનું રાજ શરૂ થાય છે' એમ કોઈ કહી શકે નહીં!

[ટેલિફોનની ઘંટડી વાગે છે. રૂક્ષતાપૂર્વક જાણે કોઈ ચીસ પાડતું ન હોય! સ્ટ્રિકલેન્ડ ટેલિફોન પાસે જાય છે.]

સ્ટ્રિકલેન્ડ : [સ્વસ્થતાથી] હા?...તમને લાગે છે કે હું ગાડી ચૂકી જઈશ? હા? વારુ, હું ગાડી ચૂકી જ જવા માગુ છું'..હું અહીં જ રહેવાનો છું સંગીત સાંભળવાનો છું! [ઉન્માદપૂર્વક] હું એક પ્રામાણિક માણસ છું. તમે સાંભળો છો? હું પ્રામાણિક માણસ છુ. [ગુસ્સામા આવી એ ટેલિફોનનું રિસિવર જમીન પર ફેંકી દે છે અને હાંફતો-ધ્રૂજતો ત્યાં જ ઊભો રહી જાય છે. બારીમાંથી શાંત પ્રકાશ આવે છે. એનું આખું અંગ ધ્રૂજતું હોય છે અને કોઈ અદૃશ્ય અંતરાયને અટકાવતો હોય તેમ હાથ લંબાવીને એ તરફ જાય છે.] મેં શું કહ્યું તમે સાંભળ્યું? હું ખોટ પૂરી દઈશ. હું સંગીત સાંભળીશ. કારણ કે હું પ્રામાણિક છું, પ્રામાણિક!

[હાંફે છે, ઓચિંતો અટકે છે અને એકદમ ગભરાયલી દશામાં પડદો તોડી નાખે છે. બારી બંધ છે, એ ક્યારેય ખોલવામાં આવી નહોતી - પરંતુ પેલી યુવતી અદૃશ્ય થઈ ગઈ હોય છે! જ્યારે એ પોતાના હાથમાં માથું રાખી ઘૂંટણભર સંભ્રાંત બની બેસી પડે છે ત્યારે પડદો છે.]

પર્સિવલ વાઇલ્ડના એકાંકી '*Sign of God*'નો અનુવાદ.

---

આજથી ત્રણ વર્ષ પહેલાંની આ વાત છે. હુ એક વખત મારા મિત્રના ભાઈને મળવા આણંદ ગયો હતો. તે આણંદની ડી૦ એન૦ હાઈસ્કૂલમાં ભણતો હતો.

લગભગ એક વાગે ગાડીમાંથી ઉતરી સીધો હું એને મળવા સ્કૂલે ગયો હતો પણ સ્કૂલનો ઝાંપો બંધ હતો. મારે જરૂરી વાતચીત કરી ડાકોર જવાનું હતું આથી મેં ઝાંપો કૂદી અંદર જવાનો વિચાર કર્યો પણ કોણ જાણે કેમ હું તે કરી શક્યો નહીં.

મેં આજુબાજુ નજર કરી તો ત્યાં બાગમાં કામ કરતો માળી મારી નજરે પડ્યો. એણે ટૂંકી બાંયનુ ખાદીનું ખમીસ અને ટૂંકી ચડી પહેરી હતી. મેં તેને તાળી મારી બોલાવ્યો અને કહ્યુ, "મારે બિપીન પી૦ શાહને મળવું છે અને તે છઠ્ઠા ધોરણમાં અભ્યાસ કરે છે તેને જઈને તું બોલાવી લાવ ને."

તેણે કહ્યું "ભાઈ, સ્કૂલમાં મળવાનો ટાઈમ સવારના આઠથી દશનો છે તે સમયે આવશો તો તમે મળી શકશો."

"પણ હું તો બહારગામથી આવું છું અને મારે જરૂરી વાતચીત કરી તુરત જ પાછા ફરવું છે તો તું બોલાવી લાવે તો ઘણું સારુ."

તેણે મને કહ્યું, "તમે અહીં ઊભા રહો હું બોલાવી લાવું છું."

થોડીક જ વારમાં બિપીન મને મળ્યો મેં પ્રથમ જરૂરી વાતચીત કરી અને પછી પૂછ્યું કે, "તમારો ઝાંપો બંધ કેમ રહે છે? કોઈને જરૂરી કામ હોય અને કોઈ વિદ્યાર્થીને મળવું હોય તો શી રીતે મળી શકે? ચાલો ઠીક થયું. બાગમાં કામ કરતાં પેલા માળીને મેં બોલાવ્યો તે કામ થયુ નહીં તો... ....."

બિપીન આ વાત સાંભળીને હસવા લાગ્યો અને પછી મને કહ્યુ "એ તો અમારા પ્રિન્સીપાલ સાહેબ છે."

હુ મારી ભૂલ બદલ ખૂબ પસ્તાવા લાગ્યો. તુરત જ પ્રિન્સીપાલ સાહેબ પાસે ગયો ને અજાણ પણે કરેલી ભૂલ (અપમાન) બદલ મે માફી માગી.

તેમણે મને કહ્યું: "ભાઈ, ભૂલથી થયેલા અપમાનને હું કદી પણ અપમાન ગણતો જ નથી." આટલુ કહી સાહેબ ફરીથી પોતાના બાગકામમાં પરોવાઈ ગયા. હું ઘડીભર તો આ નિરાભિમાની, પ્રેમાળ અને સાદા સરલ સ્વભાવવાળા પ્રિન્સીપાલ સાહેબને જોઇ જ રહ્યો અને તેમને મનોમન વંદન કરી ચાલતો થયો.

—ગુણવંત એસ૦ શાહ

# કરકસર

હરિભાઈ છો૦ પટેલ

પંડિત મદનમોહન માલવીયજી 'કાશી વિશ્વ-વિદ્યાલય' માટે ફાળો ઉઘરાવવા કલકત્તા ગયા હતા.

એક મિત્રે તેમને બંગાળના એક સુપ્રસિદ્ધ જમીનદારને ત્યાં જવાની સલાહ આપી.

માલવીયજી સમીસાંજને સમયે જમીનદારને ત્યા પહોંચ્યા.

જમીનદારે તેમનું ભાવભીનું સ્વાગત કર્યું. ખબર-અંતર પૂછ્યા. પછી બન્ને વાતોએ વળગ્યા.

એટલામાં નોકર એક ફાનસ સળગાવી લાવ્યો.

એ જોઈ જમીનદાર તાડૂક્યા; "કેમ અલ્યા? કેટલાં ફાનસ સળગાવ્યાં."

"સાહેબ! આપ અંધારે વાતચીત કરી રહ્યા છો તે જોઈ ઝટપટ આ એક જ સળગાવી લાવ્યો છું."

"અલ્યા અક્કલના દુશ્મન! એટલી બધી ઉતાવળ કરવાની શી જરૂર હતી? બે મિનિટ અંધારે વાતો કરી હોત તો શું ખાટું મોળું થઇ જવાનું હતું? હવે બીજા ફાનસ સળગાવવા બીજી દીવાસળી બગાડવી પડશે ને? અલ્યા, આમને આમ બગાડ કરશો તો-મારે દેવાળુ કાઢવાનો વખત આવશે સમજ્યો! જા હવે, કદી ભૂલ ન કરતો."

એક દીવાસળી! તે માટે નોકરની આટલી બધી ઝાટકણી કાઢી નાખી! તો ફંડ-ફાળામાં તો આ કંજૂસનો કકડો શું આપવાનો હતો. એમ, વિચારી માલવીયજી સાવ ઢીલા થઇ ગયા. મિત્રના કહેવા મુજબ. તેઓ. બહુ મોટી. આશા. બાંધી. આવ્યા. હતા.. પણ નોકરની સાથેના સંવાદે તેમની આશાના મિનારાને એક ઝટકે જ કડડડ કરતોકને તોડી પાડ્યો.

થોડા સમયના મનોમંથન પછી તેઓ વીલે મોંએ વિદાય લેવા ઊઠ્યા. ત્યારે જમીનદારે આશ્ચર્યચકિત થઇ પૂછ્યું "પંડિતજી! આપ આવ્યા શું અને ચાલ્યા શું? આગમનનુ પ્રયોજન તો આપે જણાવ્યું જ નહિ!"

"બાબુજી! થોડાંમાં જ બધું પામી ગયો છું. વાણી જ્યા સો ટકા નિષ્ફળ નીવડવાની હોય ત્યાં મૌન જ શોભે."

"ના ના. પંડિતજી એમ ટાણો માર્યે નહિ ચાલે. કંઈક સમજાય તેવું કહો તો તેનો ઉપાય થાય."

આખરે આગ્રહને વશ થઈ માલવીયજીએ આગમનનો હેતુ ખૂબ ક્ષોભ સાથે જણાવ્યો.

"ઓહ! એમ વાત છે? આતો આંધળો બહેરું કૂટાઇ જાત ને?" કહેતાકને જમીનદારે ચેકબુક કાઢી. સડસડાટ એક લાખનો ચેક લખી આપ્યો.

પછી બહુ વિનયપૂર્વક પૂછ્યું; "પંડિતજી! મારે માટે આપને એવો હલકો અભિપ્રાય કેમ બાંધવો પડ્યો?"

"દીવાસળીના પ્રકરણને કારણે" માલવીયજીએ મલકતે મોંએ જવાબ આપ્યો.

જમીનદારે તે સાંભળી પ્રેમળ વાણીમા સમજાવ્યુ; "પંડિતજી! નાના નાના બગાડને ચીવટથી ન રોકું તો તેમાંથી મોટા મોટા બગાડ ને નુકસાનની હાર-માળા સરજાય ને!

"ટીપે ટીપે સરોવર ભરાય. જે કણનો હિસાબ રાખતો નથી તે જણ ક્યારેય એકઠું કરી શકતો નથી.

"કરકસર તો સમૃદ્ધિના વૃક્ષનું ખાતર છે. નાની નાની બાબતોની બેદરકારીમાંથી ઉડાઉપણું અંતર-પેસની જેમ ફૂલે છે અને તે સમૃદ્ધિના વૃક્ષને જ સૂકવી નાખે છે.

"ત્રેવડ ત્રીજો ભાઇ છે. માટે જો હું નાના નાના બગાડ તરફ બેદરકાર રહ્યો હોત તો આટલી મોટી સંપત્તિ મારી પાસે એકઠી જ શી રીતે થાત? ને આપના પવિત્ર કાર્ય માટે આટલી રકમ શી રીતે આપી શક્યો હોત?"

# નૈવેદ્ય

રવીન્દ્રનાથ ઠાકુર
અનુ૦ નગીનદાસ પારેખ



૮૬

હે ઇન્દ્ર, મારા હૃદયમાં દીર્ઘકાળથી—અતિ દીર્ઘકાળથી અનાવૃષ્ટિ છે. ક્ષિતિજ ભયંકર સૂની દેખાય છે, ક્યાંય શીતલ, સજલ રેખા નજરે પડતી નથી, કોઈ નવ વર્ષાના શ્યામલ સમાચાર આપતુ નથી.

તમારી જો ઇચ્છા હોય તો હે દેવ, પ્રલયથી ગાજતા હિંસ્ર ઝંઝાવાત સાથે વજ્રનાદ લાવો. પલે પલે વીજળીના વાંકા ચાબખા ફટકારી મારા દિગ્દિગંતોને ચમકાવી મૂકો. હુ સહુ નૈરાશ્યનો આ પ્રખર, રુદ્ર, વ્યાપ્ત, નિઃશબ્દ દાહ સંહરી લો, સંહરી લો, પ્રભો. પિતાના ક્રોધને સમયે માતા જેમ સજલ નયને સંતાન તરફ જુએ, તેમ હે નાથ, તમે જુઓ.

૮૭

મારા આ માનસનુ કંગાળ કાનન શીર્ણ શુષ્ક બાહુ ફેલાવીને બહુ લાંબા સમયથી ક્રુદ્ધ આકાશ તરફ જોઈ રહ્યું છે હે નાથ, આ રુદ્ર મધ્યાહ્નમા ક્યારે એકાએક ક્યાંક દૂરથી આવીને પથિક પવન વ્યગ્ર શાખાપ્રશાખાઓમાં આંખના પલકારામાં કાનોકાન આનન્દ-મર્મર ફેલાવી દેશે. વનવન્તાન્તરને આદરથી પુલકિત કરી દેશે.

મા ભૈ:—ડરશો નહિ એવા ગંભીર ઘોષને ક્યાંકથી વહી લાવીને તારો પ્રસાદપુંજ મેઘના સમારોહપૂર્વક નિબિડ છાયાને ઢાકી દેશે.

ત્યાર પછી પુષ્કળ વરસાદ વરસશે. ત્યાર પછી બીજે દિવસે પ્રભાતના સૌમ્ય સૂર્યનાં કિરણોથી ખાલી ફૂલવાડીમાં કોણ જાણે ક્યાથી પૂજા-પુષ્પના પુજના પુંજ ખીલી નીકળશે.

૮૮

એ વાત હું કબૂલ કરુ છુ કે એકમાથી એ શી રીતે થઈ શકે તે હું કંઈ જ જાણુતો નથી શી રીતે કંઈ થાય છે, કોઈ શી રીતે કોઈ થાય છે, કોઈ પણ રૂપે કંઈ શી રીતે રહે છે, દેહ કોને કહે છે, આત્મા અને મન કોને કહે છે, એ ન સમજી શકવાથી હું ચિરકાળ વિશ્વ જગતને નિસ્તબ્ધ નિર્વાક્ ચિત્તે જોઈ રહીશ.

જેની બહાર હું કોઈ પણ ઉપાયે જઈ શકવાનો નથી તેના આદિ અંતને, તેના અર્થને, તેના તત્ત્વને ક્ષણને માટે પણ હું શી રીતે સમજવાનો હતો? હું તો માત્ર એટલું મનથી જાણું છું કે મારું મન હરી લેનાર તે સુંદર છે, મહાન છે, મહાભયંકર છે, વિચિત્ર છે, અજ્ઞેય છે.
હું એટલું જાણું છું કે કશું જ જાણ્યા વગર અજાણતાં જ આખા વિશ્વનો ચિત્તસ્રોત તારી અંદર ધસી રહ્યો છે.

૮૯

જીવનના સિંહદ્વારમાં થઈને જે ક્ષણે આ આશ્ચર્યપૂર્ણ સંસારના મહાનિકેતનમાં મેં પ્રવેશ કર્યો, તે ક્ષણ મને અજ્ઞાત હતી. કઈ શક્તિએ મને આ વિપુલ રહસ્યના ખોળામાં અર્ધ રાત્રે મહાઅરણ્યમાં મુકુલની પેઠે ખીલવ્યો?
અને છતાં પ્રભાતે જ્યારે માથું ઊંચું કરી આંખો ઉઘાડીને મેં કનકકિરણ-ગૂંથ્યું નીલાંબર ધારેલી ધરતીને જોઈ, સુખદુઃખથી ભરેલા આ સંસારને જોયો, કે તરત જ આ અજ્ઞાત અપાર રહસ્ય એક નિમિષમાં મને માતાની ગોદ સમું છેક જ પરિચિત અને પોતાનું લાગવા માંડ્યું.
એ રૂપહીન જ્ઞાનાતીત ભીષણ શક્તિએ મારે માટે માતાની મૂર્તિ ધારણ કરી.

૯૦

મૃત્યુ પણ મને અજ્ઞાત છે. એટલે આજે ક્ષણે ક્ષણે ભયથી ધ્રૂજું અને કંપું છું. સંસારને વિદાય દેતાં આંખ છલકાઈ જાય છે, અને પોતાનું કરીને જીવનને બે હાથે બાઝી પડું છું.
અરે મૂઢ, આ જીવન અને સંસારને તારા જન્મની ક્ષણથી, તું ન જાણે એ રીતે, તું ઇચ્છે તે પહેલાં જ, કોણે આટલાં પોતાનાં બનાવી મૂક્યાં હતાં? મૃત્યુને પ્રભાતે તે જ અજ્ઞાતનું મોં મને ક્ષણમાં ફરીથી જાણીતું લાગશે. જીવન મને આટલું બધું વહાલું લાગ્યું છે, એટલે મને ખાતરી છે કે મૃત્યુ પણ મને જરૂર એવું જ વહાલું લાગશે.
એક સ્તનેથી ખસેડી લેતાં બાળક ભયથી રડી ઊઠે છે, પણ બીજી જ ક્ષણે બીજે સ્તને જતાં શાન્ત થઈ જાય છે.

૯૧

હે પ્રાણેશ, વાસનાને હલકી પાડો; તે જરાને માટે મોટા સાથે સંગ્રામ કરે છે. નિખિલને હોડમાં મૂકીને તે માત્ર એક તલપુર જીતવાની ઇચ્છા રાખે છે. વાસનાના ક્ષુદ્ર રાજ્યનો ધ્વંસ કરીને મને સંતોષનો મહાન અધિકાર આપો.
જે વણમાગી સંપત્તિએ અજસ્ર રૂપે ઉષાના આલોકથી માંડીને નિશાના અંધારમાં, જલમાં અને સ્થલમાં જે અનન્ત વૈભવની રચના કરી છે—તે સર્વસુલભ સુખ સૌથી અમૂલ્ય અને દુર્લભ છે. એ મહાન અને સહજ-સુખ, પૂર્ણ શતદલની પેઠે, પોતાને સહજના સ્રોતમાં તરાવીને, જલ, સ્થલ અને આકાશમાંથી કોણ લાવી આપશે?

# વેર–એ–વિનાશ

પ્રદ્યુમ્ન વૈદ્ય

(ઝાલર તથા શંખનાદ સાથેનું સંગીત)

**શંકર ભગવાન :** માગ માગ ઋષિપુત્ર! માગ. તારી તપશ્ચર્યાથી ઘણો જ પ્રસન્ન થયો છું.

**પિપ્પલાદ :** પ્રભુ, આપના આ શાંત અને સૌમ્ય સ્વરૂપ પાસે મારે કોઈ વરદાન નથી માગવું. પ્રભુ, મારે તો આપના ભયંકર સ્વરૂપનું દર્શન કરવું છે. મારે આ મૃદુ ડમરૂ નથી સાંભળવું. મારે તો ડમડમડમ્ ધરતીને ધ્રુજાવનારું ડમરુ સાભળવું છે. શાંત લપાઈને બેઠેલા વિષધરની જગ્યાએ ફૂંફાડા મારતો શેષ નાગ જોવો છે. શાંતિથી બેઠેલા નંદિની જગ્યાએ ઉશ્કેરાયેલા પોઠિયાને ફોભેયો જોવો છે. મારે સૌમ્ય આંખોને બદલે આપની લાલચટક ક્રોધાયમાન આંખો જોવી છે. પ્રભુ, મારે વરદાન માગવું છે જરૂર પણ તે કલ્યાણકારી શંકર ભગવાન પાસે નહિ, પરંતુ તાંડવ સ્વરૂપધારી શંકર પાસે.......

**શંકર ભગવાન :** યુવાન ઋષિપુત્ર! આટલું બધું વેર કોની સાથે છે? હજી તેં એવું તે શું દુઃખ વેઠ્યું છે? તારા દિલમાં કઈ કટવાશે આટલું મોટું ઘર કર્યું છે? મારા ભીષણ સ્વરૂપને જોવા કોઈ પણ ભક્ત રાજી નથી. ઋષિપુત્ર, ભીષણ સ્વરૂપ તો પ્રલયકાળે જ ધારણ કરું છું.

**પિપ્પલાદ :** પ્રભુ, મારે એ જ પ્રલયનું કામ છે. જન્મજન્માતરમાં ન ભૂલાય એવું વેર મારા હૃદયમાં વસ્યું છે. મારા પિતાને ઉપકારનો બદલો અપકારથી આપનાર એ દેવોને મારે હણવા છે. પ્રભુ મારી નજર સમક્ષ હજીએ તે દશ્યો ખડા થાય છે.. ...

(અતીત દર્શક સંગીત)

**દેવ :** ઇન્દ્રદેવ, લાંબા સમય સુધી ચાલેલા યુદ્ધ પછી આપણી દેવોની દાનવો ઉપર જીત થઈ છે. અમે આપને દેવનગરીના રાજ્યાસને આરૂઢ કરીએ છીએ. દેવ, પરંતુ દાનવોનો ભરોસો નહિ. માટે આપણે વિજય પ્રાપ્ત કર્યો છે તે શસ્ત્રો કોઈ સુરક્ષિત સ્થળે રાખવા પડશે.

**ઇન્દ્રદેવ :** દેવો, તમારી સૌની વાત સાચી છે. મને લાગે છે એ શસ્ત્રો આપણે કોઈ ઋષિના આશ્રમમાં રાખીએ. તમારો સૌનો શું અભિપ્રાય છે?

**બધા દેવો :** બરાબર છે. અમારી સૌની નજરમાં આ માટે ધર્મ, સત્ય અને વચનનું પાલન કરે તેવા ઋષિ દધિચિ આવે છે. શસ્ત્રો તેમના આશ્રમમાં રાખીએ.

**ઇન્દ્રદેવ :** ચાલો ત્યારે તેમને સમજાવી શસ્ત્રો સોંપી આવીએ. દાનવો ફાંફાં મારશે તો પણ તેમને શસ્ત્રો મળશે નહિ.

(બધાનો જવાનો અવાજ આવે છે.)

*

**પિપ્પલાદ :** અને પ્રભુ, સૌ મારા પિતાજીને સમજાવીને શસ્ત્રો રાખી ગયા. દેવો તો ચિંતારહિત થઈ ગયા. મારા પિતાજીની ચિંતા વધતી ગઈ. દાનવોને જાણ થઈ કે દધિચિ ઋષિના આશ્રમમાં દેવો શસ્ત્રો રાખી ગયા છે. મારા પિતા મૂંઝાયા કે હવે દાનવો આશ્રમને શાંતિથી નહિ રહેવા દે. પિતાજીએ પોતાના મંત્રબળથી શસ્ત્રોની શક્તિ એક જળપાત્રમાં ખેંચી લીધી. અને પોતે તે જળ પી ગયા. શસ્ત્રો શક્તિહીન લોઢાના કટકા થઈ ગયા. અને ફરી થોડા સમય બાદ દેવો અને દાનવો વચ્ચે યુદ્ધ જામ્યું. અને દેવો મારા પિતાજી પાસે આવ્યા......

*

**ઇન્દ્રદેવ :** ઋષિજી પ્રણામ! અમે અમારાં શસ્ત્રો પાછાં લેવા આવ્યા છીએ. શસ્ત્રો અમે મૂકી ગયા હતા તે જ સ્થાને પડચાં છે તે અમે જોયાં પરંતુ ઋષિજી, આ શસ્ત્રો તો અમારાં જણાતાં નથી. આવાં નિસ્તેજ શસ્ત્રો અમારા કયાં હતાં?

**દધિચિ ઋષિ :** દેવો, શસ્ત્રો તો તે જ છે કે જે તમોએ રાખ્યાં છે. પરંતુ શસ્ત્રો મૂકીને તમે તો ચાલ્યા ગયા. વર્ષો વીતવા લાગ્યાં. દાનવોને શસ્ત્રો મારા આશ્રમમાં હોવાની ગંધ આવતા મને સતાવવા લાગ્યા. એટલે શસ્ત્રો લઈ જાય તો પણ તેનો ઉપયોગ

ન કરી શકે એટલા માટે મારી વિદ્યાથી તે શસ્ત્રોને મેં શક્તિવિહોણાં કરી નાંખ્યા છે.

ઇન્દ્રદેવ : ત્યારે અમારે તે શસ્ત્રોની મદદ વગર વિજય મેળવવો મુશ્કેલ છે ઋષિજી, અમારાં શસ્ત્રોને ફરી શક્તિ આપો અને અમને પાછાં આપો.

દધિચિ ઋષિ : દેવો, હવે તો તે શસ્ત્રોની શક્તિ બધી મારા અસ્થિમાં એકત્ર થઇ ગઈ છે. માટે મારાં અસ્થિ લઇ જાવ અને તેનાથી લડાઇમાં વિજય મેળવો. મને મારીને અસ્થિ લઈ જાવ.

ઇન્દ્રદેવ : શું કહ્યું? અમે બ્રહ્મહત્યા કરીએ?'

દધિચિ ઋષિ : તેમાં શું? લડાઈમાં ગમે તેટલાં પાપો કરો તો પણ તે પાપ ગણાતાં નથી. મને મારવાથી બ્રહ્મહત્યા નહિ લાગે.

ઇન્દ્રદેવ : નહિ, નહિ, એ શકય નથી.

દધિચિ ઋષિ : તો એમ કરો, હું પોતે જ મારી હત્યા કરું છું. હું સમાધિ લઉં છું, ત્યારબાદ તમે મારાં હાડકાં લઇ જાઓ......

ૐ ૐ ૐ.........

*

પિપ્પલાદ : અને પ્રભુ, મારા પિતાજીએ સમાધિ લગાવી. દેવોએ તેમના શરીરને પીંખી નાખીને અસ્થિ લઇ ગયા.

શંકર ભગવાન : તું એ દધિચિઋષિનો પુત્ર છે, બેટા, કે જેણે દેવોના વિજય માટે દેહનું સમર્પણ કર્યું. જેને દેવો માટે આત્મભોગ આપ્યો છે, બલિદાન આપ્યું છે' બેટા, તને વૈરાગ્નિ કેમ પ્રગટ્યો છે તે સમજી શકતો નથી?

પિપ્પલાદ : શું કહ્યું પ્રભુ! મારા પિતાએ દેવો માટે આત્મ સમર્પણ કર્યું છે? આત્મભોગ આપ્યો છે? બલિદાન આપ્યું છે? નહિ, નહિ હરગિજ નહિ. મારા પિતાનો પોતાના સ્વાર્થ ખાતર દેવોએ ભોગ લીધો છે. બલિદાન આપ્યું નથી બલિદાન લેવામાં આવ્યું છે. આત્મભોગને નામે ભોગ ચઢાવવામાં આવ્યો છે. મારા હૃદયમાં અગ્નિ કેમ પ્રગટ્યો છે? પ્રભુ, એ મારી માતાની ઇચ્છાનો-પડઘો પડ્યો છે. ...પ્રભુ, જ્યારે દેવો મારા પિતાજીના અસ્થિ લઇ ચાલ્યા ગયા ત્યારે મારાં માતાજી સુવર્ચા આશ્રમમાં ન હતાં. જંગલમાં હતાં. આવીને જુએ છે ત્યાં તો......

*

સુવર્ચા : ઓહ પ્રભુ, આ શું? આ કોણે અમારા આશ્રમને ઋષિવિહોણો કર્યો? ઋષિજીના અંગે અંગને કોણે પીંખી નાખ્યાં? ઓહ,... ઓહ... હવે યાદ આવ્યું. દેવો જ હશે. દાનવો સાથે યુદ્ધ થયું છે તે શસ્ત્રો લેવા આવ્યા હશે. આ હાલત કરીને ચાલ્યા ગયા? થાપણ સાચવી તેનો આ બદલો આપતા ગયા? (ડૂસકાં ભરે છે...) નાથ, હવે મારે જીવીને શું કરવું છે? મારું કોણ છે? હું તો પ્રથમથી જ વિનવતી હતી કે એ જંજાળ સંભાળવી રહેવા દો! આશ્રમની શાંતિ અશાંતિમાં ફેરવાઈ જશે! પ્રભુ, ત્યારે તમે મારું ન સાંભળ્યું. અને સ્વાર્થી દેવોએ અને પોતાના શસ્ત્રો માટે તમારો ભોગ લીધો....... હવે મારું કોણ? હું આવું છું નાથ... મારે અને તમારે છેટું પડે છે, તે નહિ થવા દઉં...... હું સતી થઇશ...

(અચાનક ગડગડાટ થાય છે... અને આકાશવાણી સંભળાય છે......)

'હે શાણી સ્ત્રી! તુ સાહસ ન કર; તારા ઉદરમાં મુનિનું તેજ ગર્ભરૂપે રહેલું છે. તેનું રક્ષણ કરવું તે તારો ધર્મ છે. પ્રસવ થયા બાદ દેહ ત્યાગની ઇચ્છા થાય તો તે થઇ શકે. અત્યારે સતી થવું એ વેદની આજ્ઞાથી વિરૂદ્ધ છે.'

(આકાશવાણી પૂરી થાય છે)

*

પિપ્પલાદ : અને પ્રભુ, એક પીપળાના ઝાડ તળે મારી માતાએ વાસ કર્યો. ત્યાં મારો જન્મ થયો. માતા સતી થયાં. બસ, એ જ વિચારોએ મને વેર લેવા પ્રેરે છે. એ જ દશ્યોએ મારા હૃદયમાં વેરનો અગ્નિ પ્રગટાવ્યો છે. એ જ વેરાગ્નિને લીધે આપના રુદ્રસ્વરૂપની આરાધના માંડી છે. પ્રભુ, મારે આપનું મંગલ સ્વરૂપ નથી જોઈતું. મારે તો જોઇએ છે આપનું તાંડવ સ્વરૂપ. અને વરદાન તેની પાસે જ માગું છું. પ્રભુ, માતાપિતાની વેદનાના વિચારે મને પાગલ કર્યો છે. અન્યાય સો વર્ષે પણ સળવળે છે અને જવાબ માગે છે. મારે એ અન્યાયનો જવાબ લેવો

છે. પ્રભુ, મારે વેર લેવું છે......મારે વેર લેવું છે...
માટે મને રૂદ્રસ્વરૂપે વરદાન આપો......

**શંકર ભગવાન :** ઋષિપુત્ર! તપશ્ચર્યા પછીનું વરદાન એ વેરનો બદલો લેવાના નથી હોતાં. તે વરદાન તો આત્માનું–સૌનું ભલું કરવાનાં વરદાન હોય છે. વેરની યાદ જીવંત રાખનાર મનુષ્ય નથી ગણાતાં દાનવ ગણાય છે. તું તો ઋષિપુત્ર છો!'

**પિપ્પલાદ :** પ્રભુ, ભલે હું દાનવ ગણાઉં, ભલે હું રાક્ષસ ગણાઉં.......મારે તો વેર લેવું છે...... લેવું છે...... લેવું જ છે. મારો વેરાગ્નિ જ્યાં સુધી દેવોનો નાશ નહિ થાય ત્યાં સુધી શાંત નહિ થાય.

**શંકર ભગવાન :** તારી વાત તદ્દન સત્ય છે. વેરનો અગ્નિ પ્રગટ્યો હોય તો તેને બુઝાવવો ઘણો જ મુશ્કેલ છે. પરંતુ હજુ બાળક છે. દેવો સામે વેરનો બદલો લેવો ઘણું કઠીન કામ છે. તારા શરીરમાં ઋષિના સંસ્કાર રહીઆએલા છે. તું ન કોઇને હણી શકે, ન કોઇને તારાજ કરી શકે. ચાલ તું મારી સાથે ચાલ કૈલાસમાં. હું તને મારો ભંડારી બનાવીશ.

**પિપ્પલાદ :** પિપ્પલાદ ભંડારને શું કરે? મારે તો ભસ્મીભૂત કરે તેવા આપનાં નેત્રોનાં કિરણો જોઇએ છે. એક જ ત્રાડે આખી પૃથ્વીને હચમચાવી નાખે તેવી શક્તિ જોઇએ છે.

**શંકર ભગવાન :** પિપ્પલાદ–સંહારક કરતા શાંતિ ચાહક જગતને વધારે વહાલો લાગે છે. યુદ્ધના બુંગિયા કરતાં શાંતિપાઠના વેદોચ્ચારો વધારે કર્ણપ્રિય લાગે છે. પરંતુ તારી ઇચ્છા તો મારા રૂદ્રસ્વરૂપ પાસે જ વરદાન માગવાની છે. તો તે સ્વરૂપ તુ જોઇશ. બેટા, અગ્નિની એક શિખા જેવું મારું ત્રીજુ નેત્ર તારા હૃદયમાં પ્રગટ થશે. ત્યારે એ સ્વરૂપ તને જોવા મળશે. તે રૂપની શું શક્તિ છે તેનો પ્રથમ અનુભવ તને જ થશે. પરંતુ બેટા, હજુએ કહું છું, તેમા તને આનંદ નહીં મળે હો કે...... એ ઉગ્રતા તને જ ભરખી ખાશે!

**પિપ્પલાદ :** બીજાને ભરખી જનાર તે શિખા ભલે મને ભરખી જાય.

**શંકર ભગવાન :** તથાસ્તુ! ઋષિપુત્ર...

(સંગીત...ગડગડાટ...કૃત્યા ઉપસ્થિત થાય છે.)

**કૃત્યા :** બોલ ઋષિપુત્ર! કોનો નાશ કરવો છે?

**પિપ્પલાદ :** તમામ દેવોનો... મારા માતાપિતાને હણનારાઓનો...

**કૃત્યા :** તમામ દેવોનો?

**પિપ્પલાદ :** હા...હા...

(સંગીત......)

**પિપ્પલાદ :** અરે...અરે...મને નહિ...મને નહિ. મને મારો નહિ...મારો નાશ શા માટે કરો છો? મારે તો દેવોનો નાશ કરવો છે.

**કૃત્યા :** પિપ્પલાદ, દેવોનો નાશ કરતા પહેલા મનુષ્યોનો નાશ પહેલો કરવો પડશે. કારણ કે કોઇ પણ મનુષ્ય એવો નથી કે તેનામાં દૈવત્વનો અંશ ન હોય. તારામાં દૈવત્વનો વાસ છે. માટે તેનો પ્રથમ નાશ કરવો પડશે. તેં તમામ દેવોનો નાશ થાય એવું વરદાન માગ્યું છે માટે પ્રથમ તારો ભોગ લેવો પડશે.

**પિપ્પલાદ :** શું કહ્યુ? કોઇ પણ મનુષ્ય દૈવત્વના અંશ વગરનો ન હોઇ શકે? ત્યારે શંકર ભગવાને સત્ય કહ્યુ હતું કે વેરની ધૂન પડેલા માણસાઇ હરી લ્યે છે! ખરેખર, હવે મને જ્ઞાન આવ્યું. પ્રભુ સાચા હતા. મને હવે મંગલ સ્વરૂપનું દર્શન કરવું છે. પ્રભુ, મને હવે સમજાયું કે મારવા કરતા જીવાડવાની ઇચ્છા કરવી એ વધારે મહાન છે... (...સંગીત...)

**'શંકર ભગવાન :** કેમ પિપ્પલાદ? મેં તને પ્રથમથી નહોતું કહ્યુ કે વેરનો અગ્નિ જાગતો રાખે છે તે પોતાનુ ઘર બાળે છે. વત્સ, બીજાનો નાશ ઇચ્છનારનો સૌથી પ્રથમ નાશ થાય છે. આ કૃત્યા સૌથી પ્રથમ તારો નાશ કરશે. પછી બીજાનો......તૈયાર થઇ જા......

**પિપ્પલાદ :** પ્રભુ, એ તો આત્મઘાતનો પંથ થશે...

**શંકર ભગવાન :** તમામ વેર આત્મઘાતનો જ પંથ છે. વેર જે રાખે છે તે પોતાનો જ વિનાશ નોતરે છે.

**પિપ્પલાદ :** પ્રભુ, મને ક્ષમા આપો. મારે આ કૃત્યાનુ કામ નથી. મારો વેરાગ્નિ હવે શાંત થયો છે. હવે મારે કોઇની સાથે વેર નથી. મારે કોઇ ઉપર વેર લેવું નથી. પ્રભુ કૃત્યાને સમાવી દ્યો...

**શંકર ભગવાન :** પિપ્પલાદ, હવે તેને તું જ સમાવી શકશે. તારે વેર લેવુ નથી એ ભાવના જ તેને સમાવી શકશે. જે વેરાગ્નિને જલતો રાખે છે તે પોતાના ઘરને જ બાળે છે. માટે બેટા, વેરભાવને નષ્ટ કરવાથી અને સમભાવ કેળવવાથી જગતનું કલ્યાણ થાય છે....ૐ...શાન્તિ....શાન્તિ....

[શ્રી વામનરાય મા૦ પટેલની 'ધર્મકથાઓ' આધારિત]

# વિજય

**'શિવપ્રકાશ'**

ભરતીનાં પાણી છલંગ મારતા સાવજની પેઠે, કિનારા તરફ ધસી આવતાં હતાં અને એટલાજ પ્રાબલ્ય અને વેગથી પાછાં ફરી જતાં હતાં. ધરતી જોડે યુદ્ધ જાહેર કર્યું હોય તેવો જલરાશિનો દેખાવ, ભયપ્રેરક લાગતો હતો. પાછાં ઠલવાતાં પાણીમાં, કિનારાના શેવાળ પર અને ખરબચડી ખડકાઉ જમીન પર દરિયાઈ જીવો અટવાઈ પડતાં–કરચલાં, કાચબાં, માછલાં–તે બધાંને પકડીને એક ઊંચી જગા પર એકઠાં કરવા–એક કલાકથી હરિ તનતોડ મહેનત કરી રહ્યો હતો.

હરિ આઠ વર્ષનો માંડ હશે. તેણે એક ફાટેલ ચડી પહેરી હતી. કોટની બન્ને બાંયો કોણી સુધી ફાટેલી હતી કોટને એક પણ બટન ન હતું–અને તેથી ગોર છાતી ખુલ્લી દેખાતી હતી. મોજાનું પાણી વધુમાં વધુ ક્યાં સુધી આવે છે તેની ખાત્રી કરી, પોતાનો ખજાનો સલામત જગાપર મૂકતો, ત્યાં એક ગંજાવર શક્ષમી મોજું, તે બધું સ્વાહા કરીને, દરિયામાં સમાઇ જતું.

"ચાલ, હરિયા! ઘેર ચાલ, મોડું થાય છે!"

હરિએ દાદ આપી નહીં. તે તો શિકારની પાછળ મસ્તપણે લાગી પડ્યો હતો, અને સાથે થોડાંક શંખ અને છીપલાં પણ વીણી લીધાં હતાં. ઘેર પાછા ફરીને પોતાની કાંઇક સિદ્ધિ બતાવી શકાય, તેની તરકીબમાં તે મસ્ત હતો. ફરીથી મોટાભાઈ શંકરનો અવાજ સંભળાયો.

"હવે તો બહુ મોડું થાય છે, હો હરિયા! આજે નક્કી પટ્ટાનો માર પડવાનો છે–બાપુ ઘેરે આવી જ ગયા હશે!"

હરિ કરતાં શંકર ચાર વર્ષે મોટો હતો. તો પણ હરિનું ધ્યાન રાખવું એ વાત એને અણગમતી હતી. હરિને મોટાભાઈની સુરબ્બીવટ ગમતી નહીં, તો પછી તેની આજ્ઞાનું-પાલન કરવું ક્યાંથે જ શી રીતે? ઉંમરના પ્રમાણમાં હરિનું કાઠું જોર કરી ગયું હતું. તે ગોળમટોળ લાગતો અને ઠેંગ કરવામાં એક્કો હતો, રસ્તામાં વચ્ચોવચ્ચ સૂઈ જઈ, પગ પછાડીને, જતાઆવતાઓનું ધ્યાન ખેંચી દયાપાત્ર બનતાં તેને આવડતું. જ્યારે ઘેર પહોંચતાં મોડું થતું–ત્યારે તે છટકી જતો–માર બધો શંકરને પડતો.

રાવજી મુખી માછીઓની વસાહતમાં કડક આદમી લેખાતા. પીવાની આદત તેમને પડી ગઈ હતી. ક્યારેક પ્યાલી ન મળી હોય–તો બધો ગુસ્સો ઘેર ઠાલવતા. તેઓ કેડે એક પટો બાંધતાં અને જ્યારે એ છોડતા, ત્યારે ઘરનાં સભ્યો આઘાપાછાં થઈ જતા. શંકર અને હરિ દરિયા તરફ દોડી જતા–પાર્વતી વાડામાં ચાલી જતી–અને પરશુરામે ઉગામેલી કુહાડી મ્યાન થતી ત્યારે જ બધાં પાસે આવી શકતાં. રાવજીએ ઘણીવાર પટાથી શંકરને માર્યો હતો અને એ વાતનો તેને તિરસ્કાર પણ હતો.

આજે બપોરના બે વાગી ગયા હતા, બપોરના રોટલા સૌએ ખાઈ લીધા હશે–કદાચ હરિ અને શંકરની વાટ જોવાતી હશે. પાર્વતીએ કીધું હોય કે છોકરા હજુ આવ્યા નથી–અને રાવજી હાથમાં પટ્ટો લઇને શોધવા નીકળી પડ્યો હોય–આ વિચારે જ શંકરને શીત વળી ગયાં. તેણે ત્રીજી વખત જોરથી ત્રાડ પાડી:

"તારે આવવું છે કે નહીં? કે આજે મને માર ખવરાવવો છે, હરિયા!"

"એક મઝાની માછલી સપડાણી છે–જો તો, શંકર, મને જરા મદદ કર!"

શંકરે ધીરજ ગુમાવી દીધી. આ કમબખત આજે પોતાના હાડકાં ખોખરાં જરૂર કરાવશે. તેણે દોડી જઇને, હરિની ચડી, પાછળથી પકડી લીધી, અને તેને ઢસડવા લાગ્યો. હરિએ બૂમરાણ મચાવ્યું:

"મારી માછલી! મારો કાચબો!"

શંકરના હાથમાંથી છૂટીને તેણે, દરિયાઈ જીવોને બે હાથ વચ્ચે પકડી, છાતી સાથે દબાવી રાખ્યાં અને શંકરની સાથે ચાલવા માંડયું. શંકર તેને બોચીએથી પકડીને આગળ દોરતો હતો. થોડે દૂર એક ઊંચા ખડક ઉપર ચડવાનું હતું અને ત્યાં પાળ જેવું

આવતુ હતુ. શંકર ઠેકડો મારીને ચડી ગયો અને પછી, હરિનો એક હાથ બાવડેથી પકડી, ઉપર લેવા ગયો તો તેના બન્ને હાથ છૂટા પડી ગયા અને માછલીઓ નીચે વેરવિખેર થઈ ગઈ! તે લેવા માટે તે કૂદકો મારવા ગયો, પણ શંકરે તેને પકડી રાખ્યો હતો હવે સમય બગાડવો પોસાય તેમ ન હતું પોતાની સમૃદ્ધિ નાશ પામતી જોઈ, હરિએ જોરથી રડવુ શરૂ કર્યું તેણે આગળ ચાલવાની ના પાડી દીધી તે નીચે બેસી ગયો અને પગ પછાડવા લાગ્યો' શંકરનો મિજાજ બેકાબૂ બનતો ગયો

ભરતીના મોજા જોરજોરથી કિનારા સાથે અફળાવા લાગ્યા ઘૂઘવતા સાગરનું યુદ્ધસંગીત જાણે વાતાવરણમા ચોતરફ રેલાઈ ગયુ. સમુદ્રફીણની ધવલતા, ક્રોધનુ પ્રતીક બની, પ્રકૃતિને રંગી રહી

હરિ એકનો બે ન થયો, એટલે શંકરે એના માથાના વાળ પકડી, ઢસડવા લાગ્યો અને થોડે દૂર સુધી લઈ પણ ગયો આવા પરાજયથી હરિનુ સ્વમાન ઘવાયુ તેણે જોરથી એક આચકો મારી, વાળ છોડાવી શંકરનો હાથ પકડી એટલા જોરથી બટકુ ભર્યું કે હાથમાથી લોહી નીકળવા માડયુ શંકરે એક લાફો એટલા જોરથી માર્યો કે હરિ 'વોય મા!' કરતો નીચે બેસી ગયો અને ધ્રૂસકે ધ્રૂસકે મોટા સાદે રડવા લાગ્યો

થોડે દૂર બે આધેડ આદમી બેઠા બેઠા છોકરાઓનું યુદ્ધ જોતા હતા નાનકડા હરિને જ્યારે મોટેરા ભાઈએ ઉઠાડી દીધો અને હરિ રડવા લાગ્યો, ત્યારે તે બે આદમીમાથી એક જણુ તેમની નજીક આવ્યો શાતિપૂર્વક શંકરની પાસે આવી, એટલા જોરથી તેને લાત મારી કે શંકર ખડક નીચે ગબડી પડ્યો પેલો આદમી પાછો મૂળ જગાએ બેસી ગયો, અને બન્ને સમુદ્ર તરફ જોઈ, વાતોએ વળગ્યા

હરિના રોષે હવે વહેણ બદલ્યુ અને શંકરને નીચે ગબડી પાડનાર તરફ તે વળ્યો અચાનક બે નાના હાથોની મુઠ્ઠીઓ પોતાના વાસા ઉપર પડતી જોઈ, પેલો આદમી જુએ છે તો તેના અચબાનો પાર ન રહ્યો આઠ વર્ષનો મહોડી પહેલવાન પોતાને આહ્વાન આપતો હતો.

મારા ભાઈને કેમ માર્યું! આવડા મોટા સાઢિયા જેવડા થઈને . ."

"વાહ રે દોસ્ત! એણે તને ઢીબી નાખ્યો એટલે શિક્ષા કરી અને મને સામેથી દબડાવે છે?"

એટલી વારમા શંકર હાથપગ ચોળતો આવી પહોચ્યો તેના હાથ પગ છોલાઈ ગયા હતા માથામા પણ વાગ્યુ હતુ. તેણે આવીને ત્રાડ પાડી.

"મને શિક્ષા કરવી છે એમને? હમણા જ હું બતાવી આપી આપુ છુ. રાવજી મુખીના છોકરાને શિક્ષા કરનારની શી વલે થાય છે તે હમણા જ બતાવુ છુ!"

રાવજી મુખીનું નામ સાભળી પેલા આદમીનુ મો વેવાઈ ગયુ કોઈના નહીં અને રાવજી મુખીના છોકરાને પોતે મારી બેઠો હતો અને હવે તો વાત બહુ આગળ વધવાની આ આખા પથકમા રાવજીની ધાક હતી–તેનાથી ઝગડો કરવાનુ સૌ ટાળતા તે એટલો માથાભારે હતો કે ખૂન કરાવીને બેધડક જાહેરમા ફરી શકતો. પેલા માણસે લાચારીથી બન્ને છોકરા સામે જોયુ

"મારે કોઈને મારવાની ઇચ્છા ન હતી–પણ મોટો મારે–એટને જ વચ્ચે પડવુ પડ્યુ!"

આટલુ બોલી તે બન્ને છોકરા તરફ તાકી રહ્યો બન્નેની આખોમા આસુ હતા મોઢા લાલચોળ થઈ ગયા હતા અને ઇજાઓના ઉઝરડાથી ઠેકઠેકાણે લોહીની ટશરો ફૂટી હતી આ બન્ને છોકરાઓ ઝગડી રહ્યા હતા અને પોતે નાહક તેમા સડોવાયો હતો થોડીવારે તેણે કહ્યુ

'જુઓ છોકરાવ, તમારા બાપને વાત કરશો નહીં મારી ભૂલ માટે તમને બેઉને એકએક પાવલી આપુ છુ–જતા રહો અહીંથી—"

શંકર ચસકચો નહીં આ પ્રમાણે પૈસા લેવા ઠીક નહીં તેણે મક્કમતાથી કહ્યુ — "ખાની બક્ષિશ અમે લેતા નથી'" પણ હરિને વિચાર સૂઝ્યો તેણે કહ્યું

"ભાઈ, હમણા જ દરિયામાથી પકડેલી પેલી મચ્છી– હુ લઈ આવુ છુ તે આપીને પછી પૈસા લેવામા વાધો નથી ને?" તે દોડી ગયો–અને જ્યા પોતાનો ખજાનો ઠાલવ્યો હતો–તે બધો ઉપાડી લાવ્યો પેલા આધેડ આદમીને તો કોઈ હિસાબે

આફત ટાળવી હતી. તેણે આઠ આના આપી માછલી ખરીદી લીધી.

સમુદ્રમાં ઓટના પાણી વળતાં થયાં હતાં. ઘૂઘવતો સાગરરાજ શાંત બનીને, ધીરું ગુંજન કરતો હોય તેટલો મોટો ફેરફાર સ્પષ્ટપણે દેખાઈ આવતો હતો. જુવાની ગઈ હોય–જુવાનીના ઉધામા શાંત પડી ગયા હોય અને જૈફ અવસ્થાની નિરૂપદ્રવી શિથિલતા ત્યાં બેસી ગઈ હોય તેમ નમતા પહોરની આલબેલ સમુદ્રતટ પર પોકારાઇ ગઇ હતી.

બન્ને બાળકો ધડકતે હૃદયે ઘેર પહોચ્યા ત્યારે બારણામાં જ, રાઘવ મુખી, હાથમાં પટ્ટો પકડીને ઊભો હતો. પાર્વતીનું મોઢું ધોળું પૂણી જેવું થઈ ગયું હતું– રાઘવ આજે પીધા વિના આવ્યો હતો અને શંકરનું આવી બને તેમ હતું. છોકરાને જોતાં જ તેણે સિંહની ડણુક નાખી—

"ક્યાં હતા અત્યાર સુધી?"

શંકરની તો હિંમત જ ન ચાલી. તેણે હરિને આગળ કર્યો.

"આજે તો બાપુ...આ...ટ...લી....માછલી પકડી અને છેને, એક ઘરાક મળી ગયું–જુઓ આઠ આના પણ બોણીમા મળ્યા!"

રાઘવે સિક્કા તરફ જોયું. તેનો રોષ ઓગળી ગયો. તેણે તરત આઠ આના લઈ લીધા અને પટ્ટો પાછો પહેરી લીધો:

"ઠીક જાવ—રોટલા ખાઈ લ્યો–તમારી મા સવારની ભૂખી મરી છે!"

*

જમી લીધા પછી, શંકર અને હરિ વાડામાં ગયા. કાબરીને આજે ખીલેથી કોઈએ છોડી ન હતી,'અને તે કયારની 'બે બે' કરતી હતી. બન્ને છોકરાઓને જોઈ, તેના ભૂમબરાડા શાંત થયા. તેને દોહી લીધા પછી પાર્વતીએ કહ્યું પણ ખરું:

"ક્યાં ગયો શંકરિયો? બકરી સવારની બાધી છે— ચરાવવાનું સૂઝે છે?"

બપોર નમી ગયા હતા.

આગળ કાબરી, અને પાછળ શંકર તથા હરિ– એમ ત્રિપુટી રસળતી રઝળતી મેદાન વીંધીને ટેકરી તરફ જઇ રહી હતી. અષાઢી મેઘે પૃથ્વીને નવપલ્લવિત કરી હોવાથી, ટેકરી લીલીછમ દેખાતી હતી અને માથે 'ટેકરિયા મહાદેવ'નો લાલ ધજાગરો, ચિત્રમાં ખૂટતો રંગ પૂરી, ફરફરી રહ્યો હતો.

કાબરી બેફિકર રીતે ચરતી હતી. શંકર અને હરિ ટેકરી ઉપર આસ્તે આસ્તે ચડી રહ્યા હતા. શંકરનો એક પગ સ્હેજ લથડાતો હતો. તેને આજે જે ઈજાઓ થઇ હતી, તેની તીવ્રતા હવે દુઃખ આપતી હતી. હરિ મનમાં સમજી ગયો હતો કે મોટાભાઈને પોતાને લીધે જ, પેલા આદમીનો માર ખાવો પડ્યો, અને તેથી કાંઇક ઓશિયાળો બનીને ચાલતો હતો, અને અવારનવાર શંકરના મોઢા સામું જોઇ લેતો હતો. એકવાર તેણે બીતાં બીતાં પૂછ્યું પણ ખરું:

"સત્તારે બહુ વાગી ગયું, શંકર? બધો જ મારો વાંક..." જવાબમાં શંકરે નાનાભાઈનો હાથ પકડી લીધો.

હવે તેઓ ટેકરીની ટોચે આવી ગયા હતા. અહીંથી દરિયાનું સ્વરૂપ નિરાળું અને ભવ્ય લાગતું હતું. શંકર અને હરિ, થાક ઉતારવા ત્યાં બેસી ગયા. ધરતીના છૈયા જાણે માના ખોળામાં બેઠા હોય તેમ બન્ને, ઘેનની માદક અસર અનુભવતા બેઠી રહ્યા. હરિએ એકવાર પૂછ્યું:

'ભાઇ, તું આડો થા–હું પગ દાબી દઉં!"

પણ શંકરે સાંભળ્યું નહીં હોય. તેની દૃષ્ટિ સામે જોઇ રહી–ક્ષિતિજને આંબતાં સાગરનાં અફાટ વારિ! પૃથ્વી–જળ અને આકાશને જોડતી એક આછી રેખા! શંકરનો હાથ હરિની કેડે વીંટાઇ ગયો હતો,–અને બીજો હાથ માથાના ઝુલ્ફામાં ફરી રહ્યો હતો, અને હરિ ઘસઘસાટ ઊંઘી ગયો હતો!

સૂર્યાસ્તની લાલિમા સંધ્યાને રંગી રહી હતી. સમીરની મંદ લહરીઓ શંકરની આંખોને ઘેરી રહી હતી. થોડે દૂર કાબરી ચરતી હતી. શિકારની શોધમાં ગયેલાં લાલચાંચ દરિયાઇ બગલાં, પાછાં ફરી રહ્યાં હતાં.

મંદિરના ઘંટારવે શંકર સફાળો જાગ્યો. તેણે ધીમેથી હરિને જાગૃત કર્યો. થોડીવારે, કાબરીને દોરી બન્ને બાળકો ઘરભણી જઇ રહ્યા હતા, ત્યારે મધ્યાહ્નની ઘટના ઉપર સંધ્યાનો વિજય રથપાછ ચૂકયો હતો. (સૂચિત)

# મામાની ધર્મશાળા

મધુકુંજ પટેલ

કેશવજી એમનું મૂળ નામ ખરું, પણ આખું ગામ એમને 'મામા' તરીકે ઓળખે. નાનું મોટું સૌ એમને એ નામે જ બોલાવે. એમનાં ધર્મપત્ની તો શું પરંતુ એમની પુત્રવધૂ પણ 'મામા' કહેતાં અચકાય નહિ

નદી કિનારે વસેલા એ ગામની વસ્તી શિક્ષણની દષ્ટિએ મૂલવતાં પછાત ગણી શકાય. મામા નાની ઉંમરે પોતાના ફૂવાને ત્યા અમદાવાદમાં બે ત્રણ અંગ્રેજી ચોપડી ભણ્યા હતા. પછી ઘેર આવી બાપીકા ધંધે વળગી ગયા હતા. ખેતી કરતા કરતા પરોપકાર કર્યા કરવાનું એમની રગે રગમાં વણાઇ ગયુ હતું પારકું કામ એમને મન પોતાનું જ બની જતું.

એક દિવસ મામાને દૂરના એક ગામે જવાનુ થયું. જેમને ત્યાં એમને જવું હતું તે ભાઈ તો કુટુંબકબીલા સહિત થોડા દિવસ અગાઉ કાપડની દુકાન કરવા શહેરમા ચાલ્યા ગયા હતા બારણે તાળુ લટકેલુ જોઇને મામા વિમાસણમા મૂકાયા. અજાણ્યુ ગામ, સંધ્યાનો સમય, ધર્મશાળાનો અભાવ, પાસે પૈસાનું જોખમ અને ઉપરથી એકલે પંડે – એટલે મામાની ગભરામણનો પાર ન રહ્યો. એ સ્વભાવે શરમાળ એટલે કોઇની સાથે વાત કરવામા પણ બીક લાગે

મનમા મૂંઝાતા મૂંઝાતા એ તો પેલા તાળું વાસેલા ઘરના બારણા પાસે જ બેસી પડ્યા. નિરાશાથી માથુ ઝૂકી ગયું. ચહેરા પરથી નૂર ઊડી ગયું. રાત્રિ પસાર કરવાની સાથે સાથે ભૂખ સંતોષવાનો પણ એક પ્રશ્ન હતો

પાસે પૈસા તો હતા. પૂછીગાછીને દુકાન શોધી કાઢી. પાશેર ચણા લીધા. બેઠા બેઠા બૂકા મારવા માંડ્યા. દુકાનદારે આ અજાણ્યા જણાતા માણસને પૂછ્યું, 'ભાઇ કોણ છો ?'

'કેશવજી – જાતનો વાણિયો છું.'

'અત્યારે કોને ત્યાં આવ્યા ?'

'અમરચંદને ત્યાં કામ હતું પણ એ તો......'

'એ તો અમદાવાદ ગયા છે. ચારેક દિવસ થઇ ગયા.'

થોડી વાર પછી દુકાનદારે સહાનુભૂતિપૂર્વક પૂછ્યું, '.........ત્યારે તમે રાત ક્યાં રોકાશો ?'

મામાને મૂઝવતો પ્રશ્ન સજીવન બનીને ખડો થયો. લાચાર મામા ભોંય તાકી રહ્યા. મન નિર્બળતા અનુભવી રહ્યું.

સમજદાર દુકાનદારે કહ્યું, 'ભાઇ, ચિંતા ના કરશો. મારા ઘરને તમારું જ ઘર સમજજો. સહેજ પણ ચિંતા કરશો નહિ. અજાણ્યાને આશરો ન આપે તો માણસ, માણસ ન કહેવાય. થોડી વાર અહી બેસો. હું જરી સિલક મેળવી લઉં. પછી આપણે ઘરે જઇએ. વાળુ કરીને નિરાતે રાત કાઢીએ.'

મામાને આશરો આપનાર દુકાનદારે એમના આત્માને જાગૃત કર્યો. એમનો સૂતેલો આત્મા સળવળ્યો. એમનું અંતઃકરણ પ્રેરણા-બીજથી થનગની ઊઠીને વિકાસ કરવા મથી રહ્યું. રાત્રે સૂતાં સૂતાં જ એ પરોપકારી જીવને વિચાર આવ્યો, 'મારા ગામમાં એક ધર્મશાળાની જરૂર છે. જેવી મારી દશા થઇ એવી બીજા કોઇની દશા મારા ગામમાં ન થવી જોઇએ. જો કોક અજાણ્યો માણસ ગામમાં આવી ચડે અને અન્નપાણી ન મેળવે તો ગામનું નાક કપાય. એ તો ઠીક છે—કે મને આ ભલા દુકાનદારે આશરો આપ્યો. નહિ તો મારા જેવા શરમાળ માણસની શી વલે થાત! શિયાળે—ચોમાસે અસહાય માનવીના આત્માને શાંતિ મળે એવું કાર્ય મારે કરવું છે.'

બીજે દિવસે ઘેર પાછા ફર્યા પછી મામાએ તનતોડ મહેનત કરીને ગામમા એક ધર્માદા ધર્મશાળા બંધાવી જે આજે 'મામાની ધર્મશાળા' તરીકે જાણીતી છે. ધન્ય છે એ વિરલા આત્માને કે જેણે જરા પણ સ્વાર્થ વિના આવા ધર્મકાર્યમા પોતાનું જીવન ઘસી નાખ્યું.

# કલાકાર અને સૌંદર્ય

**અનંત વ્યાસ 'સ્મિત'**

એક રાજા હતો.

રાજા ભારે વિદ્વાન, વિવેકી, જ્ઞાની અને વિચારશીલ પુરુષ હતો.

એ વિદ્વાન રાજાના દરબારમાં અનેક વિદ્વાનો, પંડિતો અને વિવિધ ક્ષેત્રોમાં પારંગત એવા કલાકારો આશ્રય પામ્યા હતા. આ કલાકારોમાં બે ચિત્રકારો પણ હતા. બંને ચિત્રકારોના બે જુદાં જુદાં પ્રશંસક જૂથો પણ હતાં. બને જૂથ પોતપોતાના ચિત્રકારને એકબીજાથી શ્રેષ્ઠ ગણતા હતા. પરંતુ આજ સુધી, એ બેમાંથી કયો ચિત્રકાર શ્રેષ્ઠ છે; તે કોઈએ નક્કી કર્યું નહોતું–એવો પ્રસંગ જ આવ્યો નહોતો.

પરંતુ એક દિવસ એ બેમાથી કોણ શ્રેષ્ઠ છે, તે જાણવા માટેનો એક સુંદર યોગ આવી ગયો.

રાજાને એ બને ચિત્રકારોની કલાની સૂઝ અને તેમનું સૌંદર્ય દષ્ટિબિંદુ જાણવાની ઈચ્છા થઈ. અને તેમણે બંને ચિત્રકારોને એક સુંદર કૃતિ તૈયાર કરી લાવવાનું કહ્યું. તે માટે એક માસની મુદત આપવામાં આવી.

પોતપોતાની કલા બતાવવા માટેનો એવો મઝાનો સુયોગ પ્રાપ્ત થયેલો જોઈને બંને કલાકારો આનંદ અને ઉત્સાહમાં આવી ગયા. સખત શ્રમ ઉઠાવીને અને સતત ચિન્તન કરીને બંનેએ એક એક કૃતિ તૈયાર કરી.

એક માસ પછી બંને કલાકારો પોતપોતાની કૃતિ સાથે રાજ દરબારમાં હાજર થયા. તે દિવસે દરબારમાં સખત ભીડ જામી હતી. બંને કલાકારોના પ્રશંસકો મોટી સંખ્યામાં દરબારમાં હાજર રહ્યા હતા. સૌ કોઈને, કોનું ચિત્ર શ્રેષ્ઠ ઠરે છે ને જાણવાની પ્રબળ ઉત્કંઠા હતી.

રાજાએ ગંભીર વદને પ્રથમ એક ચિત્ર ઉઠાવ્યું અને તેને જોવા માંડ્યું.

એ ચિત્ર હતું એક સર્વાંગ સુંદર નવયૌવના નારીનું.

ચિત્રકારે સ્ત્રી-સૌંદર્યની બધી જ બાહ્ય ખુબીઓ પોતાની કૃતિમાં આબેહૂબ રજૂ કરી હતી. સુડોળ સપ્રમાણ શરીર, આછા-ઝીણા કપડાંની આરપાર થઈને દષ્ટિને આકર્ષે તેવી રીતે દોરાયેલા અંગોપાંગો, મુખ પરનું લાલિત્ય, કટાક્ષ વેરતી તીરછી નજર, ધનુષ્યની પણછ સમાન વક્ર કાળી ભમ્મરોની રેખાઓ, અંગે અંગમાથી નીતરી રહેલું યૌવન...

ચિત્ર જોઈને રાજાનું ગંભીર મુખ વધુ ગંભીર બન્યુ.

પ્રથમ ચિત્રને બાજુમાં મૂકીને રાજાએ બીજું ચિત્ર ઉઠાવ્યું.

એક મધુર સ્મિત ફરકાવતી વૃદ્ધ નારી અને તેના ખોળામાં કિલકિલાટ હાસ્ય વેરતા, રમતા નાનકડા બાળકનું એ ચિત્ર હતું.

વૃદ્ધાવસ્થાને કારણે એ નારીના મુખ પર કરચલીઓ સ્પષ્ટ જોઈ શકાતી હતી. પરંતુ એ કરચલીઓવાળા મુખ પર પણ રાજમાતા સમાન પ્રતાપી તેજ રમતું હતું. ખોળામાં ખેલતા બાળકના હાસ્યને જોઈને એ વૃદ્ધાના ઓષ્ઠદ્વય પર મધુર સ્મિત ફરકતું હતું અને એ સ્મિતમાં આત્માનું તેજ પ્રગટતું હતું. તેની ઊંડી ઊતરી ગયેલી આંખોમાંથી સ્નેહનું ઝરણું વહેતું હતું, મમતાની સરવાણીઓ વહેતી હતી.

ચિત્ર જોઈને રાજાનો આત્મા પણ ખીલી ઊઠયો. તેમના મુખ પરની ગંભીરતા અદૃશ્ય થઈ ગઈ અને તેની જગ્યાએ સંતોષની ઝલક છવાઈ ગઈ.

રાજાએ એ બીજા ચિત્રને બીજી બાજુ મૂક્યું.

સભામાં ઉપસ્થિત જનસમુદાય રાજાનો નિર્ણય જાણવા ક્યારનોય અધીરો બની બેઠો હતો.

આખરે રાજાએ પોતાનો નિર્ણય જણાવ્યો:

વૃદ્ધા અને તેના ખોળામાં નિર્ભય બની મુક્ત હાસ્ય સાથે ખેલતા બાળકનું ચિત્ર શ્રેષ્ઠ હતું.

પોતાનો નિર્ણય પ્રગટ કર્યા પછી રાજાએ ધીર ગંભીર સ્વરે કહ્યું 'દરેક કલાકારની કૃતિમા કલાકારની ભાવના જ સ્પષ્ટપણે ઊતરે છે કલાકારની કૃતિ તેના વિચારો અને ભાવનાઓનુ જ ચિત્ર છે કૃતિ આરસી છે અને તેમા કૃતિકારની ભાવનાઓ અને વિચારોનુ પ્રતિબિંબ પડે છે પ્રથમ ચિત્રમા ચિત્રકારે સ્ત્રી સૌંદર્યના બાહ્ય લક્ષણો દર્શાવ્યા છે અને તેમાંયે ખાસ કરીને જાતીયતાને જ અગ્રસ્થાન અપાયુ છે પરતુ એ બાહ્ય સૌંદર્ય તો અનિત્ય છે–ક્ષણિક છે એ ચિત્રને જોઇને દર્શકને શાતિ પ્રાપ્ત થવાને બદલે વિકાર વાસનાની આગ તેના હૈયાને દઝાડી જાય છે જે સૌંદર્યને જોઇને મનમા વિકૃતિ જન્મે, મલિનતા જાગે હૃદયમા દાહ થાય અને અશાન્તિ પ્રગટે એ સૌંદર્ય શા ખપનુ? અને તેને સૌંદર્ય કહેવાય પણ કેમ? સાચો કલાકાર ક્યારેય આવા બાહ્ય સૌંદર્ય પાછળ ભટકતો નથી સાચો કલાકાર તો આત્માના સાત્વિક સૌંદર્યને ઝીલીને પોતાની કૃતિમા ઊતારે છે

' બીજા ચિત્રમા વૃદ્ધાના મુખ પર છલકતો સતોષ તેની આખમાથી ટપકતુ સ્નેહનુ અમી અને બાળકના નિર્દોષ મુક્ત હાસ્યની છબી દર્શકના ચિત્તને પણ ડોલાવી જાય છે આત્માને પ્રફુલ્લિત કરી જાય છે અવસ્થાને કારણે સૌંદર્યનો વિનાશ નથી થતો સાચુ સૌંદર્ય તો છે આત્માનુ જે સૌંદર્ય દર્શકના અશાત મનને શાતિ બક્ષે, હૃદયમા સળગતી કુવિચારોની જ્વાળા પર શીતળતાનો લેપ કરે, અંદરની મલિનતાને દૂર કરી તેને સ્થાને સાત્વિક ભાવો પ્રગટાવે એ જ સાચુ સૌંદર્ય છે જે કલાકાર આવુ સાચુ સૌંદર્ય પ્રગટાવી શકે તે જ સાચો કલાકાર છે આનદ–સૌંદર્ય (સત્ ચિત્ આનદ)નુ સામ્રાજ્ય સ્થાપિત કરવાનો પ્રયત્ન કરવો એ દરેક કલાકારનો ધર્મ છે '

જનતાએ ઉત્સાહ અને આનદ સાથે રાજાનો નિર્ણય વધાવી લીધો પેલા પ્રથમ ચિત્રકારે પણ એ નિર્ણયને નવીન ઉત્સાહ સાથે સ્વિકારી લીધો અને તે દિવસથી એ ચિત્રકાર પણ સાત્વિક સૌંદર્યનો ઉપાસક બન્યો. જગતમા સચ્ચિદાનદ સૌંદર્યનું સામ્રાજ્ય સ્થાપવા તેણે હૃદયપૂર્વક કલા સાધના આરભી અને પોતાના ગુરુપદે તેણે અત્યાર સુધી પોતાના પ્રતિસ્પર્ધી માનેલા પેલા બીજા ચિત્રકારને જ સ્થાપ્યા •

## વાણિયાનુ કામ!

પડિત મોતીલાલ નહેરુના અધ્યક્ષપદ નીચે કોંગ્રેસનુ અધિવેશન કલકત્તા ખાતે ભરાયુ હતું ત્યારની વાત છે

એ અધિવેશન ટાણે ગાધીજીએ એક ખાદીભડારનુ ઉદ્‌ઘાટન કર્યું હતું ગરીબોને રોજી આપનારી ખાદી વધુ વેચાય એ માટે ગાધીજીની સમતિથી એ વખતે મચ ઉપરથી જાહેર કરવામા આવ્યુ 'જે કોઇ આ પ્રસગે ખાદી ખરીદશે તેના બિલ પર ગાધીજી પોતાના હસ્તાક્ષર વિના મૂલ્યે કરી આપશે '

ગાધીજીના આ રીતના હસ્તાક્ષર લેવા લોકો પડાપડી કરવા લાગ્યા પરિણામે ખાસ્સી ભીડ જામી

હવે સૌને આ રીતે હસ્તાક્ષર આપવામા આવે તો બહુ સમય જાય એમ હતુ એટલે ગાધીજીએ જાહેર કર્યું ખાદીપ્રેમી ભાઇઓ અને બહેનો આમ તો બહુ સમય લાગે માટે એમ કરો તમારે જેટલા રૂપિયાની ખાદી લેવી હોય તેટલા રૂપિયા મારા હાથમા મૂકી દો, મારા હસ્તાક્ષરવાળુ બિલ તમને અત્યારે મળી જશે પરતુ તેનો માલ પાછળથી લઇ જશો '

આમ વ્યવસ્થા થવાથી કામમા વાર ન લાગી દશપદર મિનિટમા તો અઢી હજાર બિલ બની ગયા જોતજોતામા અઢી હજાર રૂપિયાની રકમ ગાધીજીના હાથમા આવી ગઇ

આ જોઇ પડખે બેઠેલા પ્રાધ્યાપક કૃપાલાણીએ–(આચાર્ય કૃપાલાણીએ) વિનોદ કર્યો 'કહેવુ પડે! આપવુ કરવુ કંઇ નહિ ને વાણિયાએ જોતજોતામા અઢી હજાર ભેગા કરી લીધા''

ગાધીજી પણ ક્યા જાય એવા હતા? તે બોલ્યા

હા પ્રોફેસર સાહેબ હા! આવુ કામ વાણિયાઓથી જ બની શકે, પ્રોફેસરોથી નહિ''—શિવસુંદરમ

# સંગીતાચાર્ય પં૦ ઓમકારનાથજી ઠાકુર

'અશ્વિન'

ગુજરાતના સંગીતનો પૂર્વ ઇતિહાસ ખૂબ ઉજ્જવલ છે. ભગવાન શંકરના પરમ ભક્ત બાણાસુરની પુત્રી ઉષાનાં સંગીત અને નૃત્યના સંસ્કારો આ પ્રદેશના નરનારીઓને વારસામાં મળ્યા. શહેનશાહ હુમાયુના ક્રોધિત હૃદયને પિગળાવી નાખનાર ચાંપાનેરના બૈજુ બાવરાએ સંગીતમાં રહેલ શક્તિનો પરિચય કરાવ્યો. તાનસેનના શરીરમા દીપક રાગથી પ્રગટેલી જ્વાળાઓ શાંત કરનાર તાના રીરી નામની બહેનોએ ગુજરાતનું ગૌરવ વધાર્યું. નરસિંહ અને મીરાંએ કેદાર અને મલ્હારના ગીતો જનતામાં વહેતા કર્યા. હજુ પણ આપણે ત્યાં સંગીતના સંસ્કાર ગ્રામજનતાએ સાચવી રાખ્યા છે. જીવનના દરેક કાર્યમાં સ્વર અને લય પ્રધાનપદે જ રહ્યા છે.

સમયના વહેણ બદલતાં ગુજરાતની વાણિજ્ય પ્રવૃત્તિએ સંગીતની ઉપેક્ષા કરી. ભારતભરમાં સંગીતનો અનાદર કરવાની હવા ફેલાઇ તેમાથી ગુજરાત પણ મુક્ત ન રહી શક્યું. પરંતુ સંગીતાવતાર વિષ્ણુ દિગંબરના જન્મથી જેમ સંગીત ક્ષેત્રમાં ક્રાંતિ આવી, તેમ પં૦ ઓમકારનાથજીના જન્મથી ગુજરાતના સંગીત ઇતિહાસનું ગૌરવવંતુ પ્રકરણ ફરી શરૂ થયું. ગુજરાતે દરેક ક્ષેત્રમાં મહાન વિભૂતિઓને જન્મ આપ્યો તો સંગીત ક્ષેત્ર કેમ શૂન્ય રહે!

ઇ૦ સ૦ ૧૮૯૭ જુન ૨૪મીએ માતા ઝવેરબાની ગોદમાં પંડિતજીનો જન્મ થયો. તેઓ મૂળ ઉનાના અને તેથી ઉનેવાળ બ્રાહ્મણ કહેવાયા. તેમના પિતાજી ગૌરીશંકર ઠાકુર, સિદ્ધ પુરુષ હતા અને પ્રણવ (ૐ) ના ઉપાસક હતા. આ ઉપરથી બાળકનું નામ ઓમકાર રાખ્યું. અન્ય કુટુંબીઓ સાથે મનભેદ થતાં તેમના પિતાજીએ વડીલોપાર્જિત મિલકતની ઉપેક્ષા કરી. ઉના છોડી ભરૂચ આવ્યા. સ્ત્રી અને અન્ય બાળકોને સાસરાને ત્યાં મૂકી બાળક ઓમકારને સાથે રાખી નર્મદા તટે ઝૂંપડી કરી પ્રણવ સાધનામાં તલ્લીન બન્યા.

બાલ્યાવસ્થાથી જ ઓમકારનાથજી પિતાની યોગસાધનામાં રસ લેતા થયા. યોગશક્તિ પરની તેમની શ્રદ્ધા અને સાધનાએ ઓમકારનાથજીની સંગીત શક્તિ અને સાધનાને પણ વશ અપાવ્યો.

પિતાનું અવસાન થતાં ઓમકારનાથજીએ કિશોરાવસ્થાથી જ કુટુંબના ભરણપોષણ માટે રસોઇ તેમજ મિલમા મજુરીનું કાર્ય કરવા માંડ્યું. નાનપણથી જ તેમને કોઇ પણ કામ કરતાં નાનપ લાગતી નહિ. ઉલટું આર્થિક રીતે પગ ભર બનતા તેમનામાં મસ્તી અને ખુમારી આવી. તેમની આકર્ષક મૂર્તિ અને કર્તવ્ય ભાવના ઇત્યાદિ ગુણો જોતાં એક મિલ માલિકે તેમના પિતા પાસે તેમને દત્તક લેવાની ઇચ્છા દર્શાવેલી. પરંતુ નિસ્પૃહી પિતાએ સંભળાવી દીધું "આ બાળક ધનવાનનો દત્તક નહિ બને તે તો સરસ્વતીની ઉપાસના કરી લક્ષ્મીપતિઓથી પણ વધુ સ્થાન સમાજમા મેળવશે."

જન્મથી મધુર અવાજની તેમને ઇશ્વરી બક્ષિસ હતી. ફક્ત કવિતા અને શ્લોકોના ગાનથી સંગીતમય વાતાવરણ તેઓ બાલ્યાવસ્થાથી જ ખડું કરી શકતા. સંગીત પ્રત્યેનો અનુરાગ પણ ખૂબ. એકવાર નર્મદાની સામી પાર આવેલ ગામમાં ગુમાનદેવ નામના સાધુનું ગાયન સાંભળવા નર્મદા નદીનો એક માઇલનો વિસ્તાર તરી તેઓ સંગીત સાંભળવા ગયા.

પંડિતજીના પંદરમે વર્ષે એક એવી ઘટના બની કે જેને પરિણામે તેઓ સરસ્વતીના વરદ પુત્ર બનવા સદ્ભાગી બન્યા. ભરૂચના દાની અને ભક્ત ગૃહસ્થ શાહપુરજી મંચેરજીને કિશોર ઓમકારના ગાયનો સાંભળવાનો પ્રસંગ સાંપડ્યો. એ વખતે પંડિતજીને કોઇ જાતની સંગીતની તાલીમ ન હતી તે છતાં તેમના અવાજમાં રહેલ વિશિષ્ટતા અને શક્તિથી તેઓ પ્રભાવિત બન્યા અને પંડિતજીના મોટાભાઇ બાલકૃષ્ણ સાથે નક્કી કરી તેમને સંગીતાચાર્ય શ્રી૦ વિષ્ણુ દિગંબર પાસે સંગીતની તાલીમ માટે

મુબઇ મોકલ્યા પાંચ વર્ષનો અભ્યાસક્રમ તેમણે ત્રણ વર્ષમા જ પૂરો કરી વધુ સાધના અને સફળતા મેળવવા પંડિત ઓમકારનાથ કટિબદ્ધ બન્યા

સગીતમા થોડીક સિદ્ધિ મેળવ્યા બાદ એકવાર તેમના મોટાભાઇએ મુબઇ આવેલ કાઠિયાવાડની નાટક મડળી પાસે નોકરી મટે હાજર કર્યા એ સમયમા નાટક મડળીઓને ગાયક પાત્રોની ખૂબ જરૂર રહેતી, એટને માસિક રૂા ૪૦૦ના પગારથી ગોઠવાની વ્યવસ્થાપકે ઇચ્છા દર્શાવી

પડિતજીના મોટાભાઇ તો ખૂબ રાજી થયા પરતુ પડિતજીએ આ નોકરી મટે ખિન્નતા દર્શાવી તેમની પાસે તો સગીત ક્ષેત્રના ઉન્નત શિખરો સર કરવાનું ધ્યેય અને તેથી તેઓ જાણતા હતા કે નાટ્ય ક્ષેત્રમા પડવાથી સગીતનો વિકાસ અટકી જવાનો પરતુ મોટાભાઇ માન્યા નહિ એટને તેમણે પં૦ વિષ્ણુ દિગબરજીને વાત કરી અને તેમનો સગીતનો અભ્યાસ ચાલુ રહે તેનો માર્ગ કાઢવા વિનતી કરી પં૦ વિષ્ણુ દિગબરજીએ તેમના ભાઇને કહ્યુ 'તમને યાદ હશે કે ઓમકારને અહી મારી પાસે શિખવવા તમે નવ વર્ષનો કરાર કર્યો છે અને જો વચ્ચેથી જ તમે લઇ જવા ઇચ્છો છો તો તમારે અત્યાર સુધીનો બધો ખર્ચ આપવો પડશે" મોટાભાઇને આર્થિક મકડામણ તો હતી જ આમ ગુરુજીએ પોતાના આશારપ૬ શિષ્યને મહાન સકટમાથી બચાવ્યા ઓમકારનાથજીની સાધના અને શક્તિનો વધુ વિકાસ કરવા વિષ્ણુ દિગબરજીએ તમને ૧૯૧૭મા લાહોર ગાધર્વ મહાવિદ્યાલયમા આચાર્ય પદે નિયુક્ત કર્યા આ સમય દરમ્યાન સાધારણ સગીત શિક્ષકોની જેમ ફકત શિક્ષણ કાર્યમા ખૂપી ગયા નહિ પરતુ અડગ નિશ્ચયથી સમર્થ ગાયક બનવાની તપશ્ચર્યા પણ કરતા

અવાજની કુદરતી બક્ષિશ તો ખરી જ પરતુ યોગ્ય મહેનતથી કસેનો તેમના અવાજ પ્રચડ હોવા છતા હૃદય સ્પર્શી છે મૃદુમા મૃદુ તેમ જ અતિ બુલદ સ્વરો વહેવડાવવાની તેમની શક્તિ અજોડ છે (Voice culture) અવાજના ઘડતરની શાસ્ત્રીય પદ્ધતિ ઉપર તેઓ ખૂબ ધ્યાન આપે છે સાધારણ રીતે મધ્યમથી તેઓ ગાય છે અને ગમે તેવી મેદનીમા પણ "માઇક" વગર અવાજ સરળતાથી પહોચાડવાની શક્તિ પ્રાપ્ત કરેલ છે તેમના અવાજની મધુરતા શાસ્ત્રીય સગીતમાં રસ ન ધરાવતા પ્રેક્ષકોને પણ આકર્ષે છે યુરોપના પ્રવાસ દરમ્યાન કુસ્રો નામના પ્રસિદ્ધ પાશ્ચાત્ય ગાયકના અવાજની યાદ અપાવે તેવા પડિતજીના અવાજે હિંદુસ્તાની સગીતને પરદેશમા ગૌરવવતુ સ્થાન અપાવ્યુ

જલધરમાં હરિવલભના મેળામા હિદભરના સુવિખ્યાત કળાકારો શાસ્ત્રીય સગીતના સમેલન માટે આવે છે ૧૯૧૮મા ભારત પ્રસિદ્ધ ગાયક ભાસ્કરબુવા બખને અને ઓમકારનાથ ઠાકુરના કાર્યક્રમ ચાર દિવસ સુધી સવાર સાજ થતા રહ્યા અબુજ પ્રેક્ષકો તો આને હરીફાઇ માની બેઠા પરતુ ગુણી સગીતકારો તો એક બીજાની વિશિષ્ટતા પ્રત્યે આદર વ્યકત કરવા લાગ્યા છે ને દિવસે ઉદાર બુઝર્ગ ગાયક ભાસ્કરબુવા બખને પડિતજીને ભેટી પડ્યા અને તેમનુ ગૌરવ કર્યું

૧૯૨૦ બાદ પડિતજી કરાચીમા વર્ષે બે વર્ષે અચૂક આવતા સગીત રસિકો પણ તેમની કળાને પૂજનીય ગણતા રગમચ પર આવતા જ તેઓ સ્વરની સાત્વિક સૃષ્ટિનું નિર્માણ કરતા તેમની કળા પ્રત્યે આદર ધરાવતા શ્રી૦ શિવરતન મહોતાના હનાબદરના નિવાસસ્થાને મલ્હાર રાગથી જે વાતાવરણ સર્જ્યું તેનુ વર્ણન કરવુ અશક્ય છે મલ્હારનુ એ ગાજવીજ સાથેનુ વાતાવરણ શ્રોતાઓએ અનુભવી સગીતમા રહેલ શક્તિનો સાક્ષાત્કાર કર્યો

૧૯૩૦ની તેમની યુરોપની મુસાફરી દરમિયાન ઇટાલીના માધાતા બેનીટો મુસોલીની તેમની કળાના અનન્ય ભક્ત બન્યા અને પડિતજીએ સાબિત કર્યું કે વિશ્વની શ્રેષ્ઠ ભાષા સગીત જ હોઇ શકે

સગીતનુ અપમાન થતા દુર્વાસા ઋષિ જેમ તેમના ક્રોધનુ સાત્વન કરવુ મુશ્કેલ થઇ પડે છે એ વખતે ધન પ્રાપ્તિનો ભોગ આપવા ઉપરાત રાજાઓ કે ધનિકોની સાન ઠેકાણે લાવવા પાછું વાળી જોતા નથી

તેમના અવાજની પ્રચડ શક્તિનો પરિચય બીજા એક પ્રસગે જોવા મળ્યો ૧૯૩૫મા શિવરતન

મહેતાના પુત્રના લગ્ન પ્રસંગે તેમનો સંગીત સમારંભ યોજાયેલ. એક બાજુ પંડિતજીનું સંગીત શરૂ થયું અને ભૂલથી બીજી તરફ બૅન્ડ પાર્ટીનું શરૂ થયું. પછી તો પંડિતજીને ગુસ્સો શેનો હાથ રહે! અને તેમણે ગર્જના સાથે તાર સપ્તકનો એવો જોરદાર ષડ્જ સાધ્યો કે વાતાવરણમાં તેમના અવાજે પ્રભુતા મેળવી. એજ દિવસે સિંધના નામી ગાયક મુબારક અલીખાંનો કાર્યક્રમ હતો. પરંતુ તે દિવસે તો પંડિતજીએ સર્જેલ રાગનું વાતાવરણ ક્ષુબ્ધ કરવાનું માંડી વાળ્યું.

૧૯૫૨માં બુડાપેસ્ટની શાંતિ પરિષદમાં તેમણે પશ્ચિમની દુનિયાને સંગીત દ્વારા પૂર્વનો સનાતન સંદેશ સંભળાવ્યો "કળા મનોરંજન માટે નહિ પરંતુ મોક્ષ મેળવવાનું એક સુલભ સાધન છે."

પં૦ વિષ્ણુ દિગંબરે તો મુક્ત દિલથી વિદ્યાનું દાન કર્યું અને ૨૫૦ જેટલા શિષ્યો તૈયાર કર્યા છતાં ઓમકારનાથજીની ગાયકી અપ્રતિમ છે. આ માટે તેમના અવાજ ઉપરાંત બીજી ઘણી વસ્તુઓએ ભાગ ભજવ્યો.

ગ્વાલિયરની ખ્યાલ ગાયકીના પ્રવર્તક હદ્દુખાં-હસુખાંના વારસદાર રહમતખાં સાહેબ સંગીતના અવતારી પુરુષ ગણાતા. તેમનું આલાપચારીનું અંગ અજોડ હતું. તેમની ઉત્તરાવસ્થામાં તેઓ પં૦ વિષ્ણુ દિગંબરજીને ત્યાં મહિનાઓ સુધી રોકાતા. ઓમકારનાથજીએ તેમની સેવા કરી તેમના આલાપ અંગને અપનાવ્યો.

પંડિતજીની ગાયકીમાં જે ભાવના અને દર્દ છે તેનો પણ ઇતિહાસ છે. જલંધરનો પાગલ ગાયક કરીમબક્ષ બધા પાસે ફકત એક જ પૈસો માગતો. પંડિતજીએ કહ્યું "પૈસો નહિ રૂપિયાથી તારા ખીસ્સા ભરી દઉં, પરંતુ તું કાંઈક ગા." ગાયકે ગાયું અસ્થિર મગજને કારણે ગાયકી અંગ વ્યવસ્થિત ન હતું, પરંતુ અવાજની લગાવટમાં જે દર્દ હતું તે લાજવાબ હતું. પંડિતજીએ આ દર્દને અપનાવ્યું. અને દરેક સ્વરને ભાવ વડે સજાવ્યો.

આ ઉપરાંત તેમની કલ્પના શક્તિ અને સંશોધન વૃત્તિ ખૂબ સતેજ હોવાથી જૂનું એ બધું સારું જ એવી ધરેડ છોડી જનતા પર થતી અસરને સામે રાખી તાન પ્રધાન ગાયકી ઓછી કરી, આલાપ અંગ વધુ પ્રબળ કર્યો. પરિણામે એવા પ્રસંગો પણ આવ્યા કે જ્યારે હજારો શ્રોતાઓએ કષ્ટ સહન કરીને પણ તેમના કાર્યક્રમને ગુમાવ્યો નથી.

પં૦ વિષ્ણુ દિગંબરજી પાસેથી બોલતાન, બઢત, સ્વર-સંયોજન લયની બાંટ છાંટ, મુખડાની તિહાઈ ઈત્યાદિ જ્ઞાન લેવા ઉપરાંત સ્વયં સ્વરની શક્તિ અને અસરના પ્રયોગો કર્યા. આધુનિક વિજ્ઞાને સાબિત કર્યું છે કે સંગીતની અસર પશુ પક્ષી જ નહિ પરંતુ ઝાડ પાન પર પણ થાય છે. આ વિધાનને નજર સમક્ષ રાખી પંડિતજીએ ઘણા સફળ પ્રયોગો કર્યા છે.

પંડિતજીની ગાયકીની જેમ તેમનુ વ્યક્તિત્વ પણ અનોખું છે. નાનપણથી તરવું, કસરત, કુસ્તી ઇત્યાદિથી તેમણે સુદ્રઢ બાંધો પ્રાપ્ત કર્યો. સંગીત ઉપરાંત સાહિત્યના પણ અનન્ય ઉપાસક છે. તેમની સ્વરરચના સાથે સાથ કાવ્ય રચના પણ ઉચ્ચ કોટિની છે. ગુજરાતી, મરાઠી, સંસ્કૃત અને હિંદી ભાષા પર તેમનું પ્રભુત્વ છે. અને જ્યારે કોઇપણ વિષય ઉપર તેઓ વ્યાખ્યાન આપે છે ત્યારે તેમની વાણીનો રસમય અસ્ખલિત પ્રવાહ તેમને હિંદુસ્તાનના શ્રેષ્ઠ વકતાઓમાં સ્થાન અપાવે છે.

બનારસ હિંદુ યુનિવર્સિટીના સંગીત કલા ભારતીના કુલગુરુ પદે રહી સંગીત શિક્ષણ, સ્વરલિપિ પદ્ધતિ, અવાજનું ઘડતર, શ્રુતિ ઇત્યાદિ વિષયો પર સંશોધન કરી પ્રણવ ભારતીના ગ્રંથનું પ્રકાશન કર્યું. ગાયકી અને શૈલીની દષ્ટિએ મહત્વનાં તેવા સંગીતાંજલી ભાગ ૧-૨-૩-૪-૫નું પ્રકાશન કરી પંડિતજીએ સંગીતના ક્રિયાત્મક અંગને સ્વરલિપિ દ્વારા સજીવન કર્યું છે.

વયમર્યાદાને કારણે નિવૃત્ત થયા બાદ, હાલ પુસ્તકોના પ્રકાશનમાં તેઓ વધુ સમય ગાળે છે. ગુજરાતની વિશ્વ માન્ય આ સંગીત વિભૂતિ પાસેથી હિંદુસ્તાની સંગીત પદ્ધતિ પર વિશેષ ગ્રંથોનું પ્રકાશન થાય તેવી આશા વધુ પડતી નહિ ગણાય.

# બોલ, મક્કા જાઉં કે કાશી?

રૂપાંતર 'અનિલ'

ગિરજાશંકર પંડિત મરજાદી અને આચાર નિયમના દૃઢ આગ્રહી હતા.

એક દિવસ તેઓ રોજની જેમ ભોજન કરી રહ્યા હતા. એવામા એમનો મોટો છોકરો રમતો રમતો બહારથી આવ્યો અને પંડિતજીના ખોળામાં બેસી ગયો. ધૂળમા રમી આવ્યો હોવાથી તે ગંદો થયો હતો તેથી પંડિતજીનો ખોળો પણ તેણે ગંદો કર્યો. આથી પંડિતજીએ શુદ્ધ થવા માટે કાશી જઈને ગંગાસ્નાન કરવાની તૈયારી કરી.

પંડિતજી કાશીના રસ્તે ચાલવા લાગ્યા. વચમા ક્યાંક ઉતરવાને માટે એક ગામ આવતાં ત્યા ચોખ્ખા ઘરની શોધ કરવા લાગ્યા. એમણે બહુ આંટા માર્યાં પણ એમને ખપે એવું કોઈ ઘર દેખાયુ નહીં. છેવટે એક ભરવાડનુ ઘર મળ્યું, તે બહુ ચોખ્ખું અને બધી બાહ્ય રીતે સુઘડ હતુ. પંડિતજી ત્યા ગયાં અને જાતે જ રસોઈ કરી ચોકો કરી જમવા બેઠા.

એવામા એમને યાદ આવ્યુ કે પાણી લાવવાનું તો ભૂલી જ ગયો. આથી તરત પંડિતજી ઊઠ્યા અને પાણી લાવવા માટે કૂવે ગયા.

પંડિતજી ગયા ત્યારે ત્યા સામે ભરવાડનો છોકરો પણ બેઠો હતો. પંડિતજી જેવા ગયા કે પેલા છોકરાએ પંડિતજીની થાળીમા પડેલો લચકો ભાત ઉપાડી મોમા મૂકી દીધો.

ભરવાડણે એ જોયુ. પહેલા તો એ ગભરાઈ કે પંડિતજીના ધ્યાનમા આ વાત આવશે તો ભારે થશે પણ એકાએક એણે તરત કંઈક નિર્ણય કરીને તપેલીમાથી થોડો ભાત કાઢી પંડિતજીની થાળીમાથી છોકરાએ જ્યાથી ભાત લીધા હતો ત્યા મૂકીને સરખુ કરી દીધુ.

ગિરજાશંકર પંડિત કાશીવિશ્વનાથનુ નામ લેતા કૂવેથી પાણી લઈને આવ્યા. ભાણે બેઠા અને ઉપરથી ભાતનો લચકો ઉપાડ્યો. મોમા મૂક્યો. એમને તે ગરમ ગરમ લાગ્યો. પછી બીજી કોરેથી ભાતનો લચકો ઉપાડી મૂક્યો તો તે પહેલા કોળિયા કરતા ઠીક ઠીક ટાઢો લાગ્યો. પંડિતજીને અચરજ થયું. આમ કેમ? તેમને કંઈ સમજ ન પડી. ભરવાડણ સામે જોયુ.

ભરવાડણ હસી પડી. તેણે ખુલાસો કર્યો કે, 'બાપજી, તમે કૂવે પાણી ભરવા ગયા ત્યારે મારા દીકરાએ બહારથી આવી ઝડપથી કોળિયો ભાત ઉપાડ્યો અને ખાઈ ગયો, એટલે મે એટલો ભાત તમારા ભાણામા પીરસી દીધો.'

પંડિતજી તો અવાક્ થઈ ભરવાડણને જોઈ જ રહ્યા.

ભરવાડણે વાત આગળ ચલાવી, 'બાપજી, મારો એ દીકરો આમ તો સોનાના મૂલનો છે, પણ કોઈ વાર આવુ કરી બેસે અને અમારે ત્યા એનો કોઈને વાંધો પણ નહીં એટલે ચાલ્યા કરે.

બાપજી, એક સલાહ પૂછુ? મારે એના વિવાહ કરવા છે. પણ વાત એમ છે કે ક્યાં અને કોની સાથે વિવાહ કરવા એની અમને સૂઝ પડતી નથી. તો તમે જ રસ્તો બતાવો.

અમારી ગડમથલ એ છે કે હું હિંદુ છુ અને છોકરાનો બાપ મુસલમાન છે. તો છોકરાના વિવાહ હિન્દુ છોકરી સાથે કરવા કે મુસલમાન છોકરી સાથે? તમે તો પંડિત એટલે બધુ જાણો!'

ઘડીભર તો પંડિતજીનુ મોઢું અને આંખો આશ્ચર્ય અને આઘાતથી એકદમ ખુલ્લાં થઈ ગયાં. પછી પંડિતજી ધીરેથી બોલ્યા:

'પહેલાં તુ મારા સવાલનો જવાબ આપ. એ પરથી જ હું તને તારી મુશ્કેલીનો જવાબ આપી શકીશ.'

જો આમ જ હું મારા ઘરે ભાણે જમવા બેઠો હતો ત્યારે બહાર ધૂળમા રમતો મારો છોકરો એકાએક આવીને સીધો મારા ખોળામા બેસી ગયો અને મને અભડાવ્યો. એથી શુદ્ધ થવાને હું ગંગાસ્નાન કરવા જતો હતો. પણ તારા દીકરાએ જે પરાક્રમ કર્યું છે તે પરથી તુ જ મને રસ્તો બતાવ કે મારે શુદ્ધ થવા માટે હું મક્કા જાઉં કે કાશી?

# સદનખાં 'મામુ'

ચિત્તરંજન શું૦ રાજા

આજે જ દિલ્હીથી આવ્યો, અમદાવાદ થઈને દિલ્હી મેઈલમાંથી રાતના અમદાવાદ ઊતર્યો ત્યાં સ્ટેશન ઉપર જ મારા મિત્રએ કહ્યું કે મુંબઈના એક કલાકારની મહેફિલ એમની સંસ્થામાં છે અને પહોંચી જઈએ કલાકારનું નામ જાણી થયું કે આનો ગઝલો સાંભળવા મળશે અને મુસાફરીનો થાક પણ ઊતરી જશે સામાન ઘેર મૂકી પહોંચ્યા અમે મહેફિલમાં ગાણું હતું તો ગઝલનું પણ લુત્ફ નહીં એટલે મને તો મુસાફરીનો થાક ઉલટાનો શરૂ થયો આજુબાજુથી કોઈ કોઈ વાર દાદ દેવાઈ રહી હતી ગઝલોની ઘણી મહેફિલમાં દાદ દીધી છે અને દેવાતી જોઈ પણ છે પણ આ દાદ પણ બેદાદ લાગી કોણ જાણે ગાણું જામતું ન લાગ્યું પણ કલાકારની એક વાત મને ગમી એમણે કહ્યું "આપ યં અંધેરેમેં બેઠે હો ઉનકે બદલે રોશની કરો સાયદ ગાનેમેં રોશની આ જાય" શ્રોતાઓ ઉપર અંધારું રાખવાની પશ્ચિમની રીતની નકલ ઉપરની એમની આ ટીકાને ધન્યવાદ આપતો હું અને મારા મિત્ર ઘેર ચાલ્યા ઊંઘવાનો પ્રયત્ન કર્યો પણ ઊંઘ ન આવી અને સદનખાની યાદ આવી ગઈ અમે એમને સદનખા મામુ કહેતા એ મારા ઉસ્તાદ મહમદખાના મામા થાય

* * *

આગળના એક* સંભારણામાં મેં કહ્યું છે એમ ઈંદોરના મશહૂર—બંદેઅલીની ઘરાણાના—ઉસ્તાદ મહમદખા પાસે હું સિતાર શીખતો સવારે પાંચ વાગે ચોપાટી ઉપરના એમના મકાને પહોંચવાનું મને પણ ચોટ લાગેલી એટલે અચૂક હું પહોંચ્યો જ હોઉં મહમખા નહી ધોઈ પૂજા કરી સિતાર અથવા સુર બહાર ઉપર જામી ગયા હોય ઘણીવાર બનતું કે અંદર જવા પહેલાં સાંભળ્યા જ કરું પણ મહમદખાનું સંભારણું તો કોઈવાર નિરાંતે કરીશ

આ રીતે વર્ષો સુધી મહમદખાને ત્યાં ગયો છું દરમિયાન થોડાક દિવસોથી એમના ઘર સામેના ઝાડ નીચે એક બુઝુર્ગ જેવો આદમી ચલમ પીતો બેઠો દેખાય સહરના ઉજાળામાં મોઢું ચોખ્ખું તો ન દેખાય પણ ચલમની ફૂંક લેય ત્યારે ચલમના અજવાળામાં તેની સફેદ દાઢી, જોધપુરી ઢબનો ગુલાબી સાફો અને ગળામાં તસબી ફકીરીનો ખ્યાલ આપે આંખોનું નૂર પણ એ અજવાળામાં છૂપું ન રહે એક દિવસ મહમદખાને ત્યાં જતાવેંત મેં આ વાત કરી એ દોડ્યા બહાર હું પણ પાછળ પાછળ ગયો જોયું તો એ ફકીર ભાગી જતા દેખાયા જાણે છુપાઈ જતા ન હોય મહમદખા નિરાશ થઈ પાછા ફરતા બોલ્યા "આપકે કહેનેસેહી અંદાજા થા ઔર વોહી થે—સદનખા મામુ ભાગ ગયે" અને એમણે વાત શરૂ કરી

મારે ચાર મામા મજીદખા જેમણે મને મોટો કર્યો આ જે છે તે એમની તાલીમ ઘર સાજ આ બધું છે એ એમનું બીજા આ સદનખા, ત્રીજા લતીફખા અને ચોથા ગુલામ કાદર જે બહુ નાના છે મજીદખાએ સુરબહાર અને સિતાર સદનખાએ સિતાર અને લતીફખાએ બીન વગાડ્યા છે ત્રણેય બંદેઅલીખાના ઘરાણાના અને તાલીમ પામેલા મારા નાના પાસે ત્રણેયના બાજમાં પોતપોતાનું વ્યકિતત્વ ખરું ત્રણેય મશહૂર થઈ ગયા મુકાબલો નહિ મજીદખા તો ગુજરી ગયા લતીફખા બીમાર રહે છે અને આ સદનખા તમે જોયા એમણે કોણ જાણે કેમ ફકીરી લીધી અને બજાવવું મૂક્યું !" મહમદખા આ કહી રહ્યા હતા ત્યાં મને આમી ઉન્નીનો શેર યાદ આવ્યો

'હજારો નગમે દિલકશ મુઝે આતે હૈ અય બુલબુલ
મગર દુનિયાકી દાસ્તાન દેખ કર ચૂપ હો ગયા હું મૈં'

મહમદખાએ આગળ ચલાવ્યું "ફકીરી લીધા પછી સદનખા મામુ દેખાતા જ નથી કોઈ મસ્જિદમાં હતા એવા સમાચાર તેમના ગયા પછી મળે એમ પણ જાણ્યું કે કોઈ કોઈ વાર સવારમાં અહીં આવે

*દિનાથનખા 'પ્યારાબાપુ' વર્ષ ૧૪ અંક ૯

છે પણ મળતા નથી આજે તમે હાજરા હજૂર જોઈ કહ્યું એટલે મળવાના-આશયથી દોડ્યો પણ તમે જોયું કે ભાગી ગયા પણ હતા એ જ સદનખા મામુ " મારાથી ન રહેવાયું એટલે મે પૂછ્યુ

' મળવું નથી તો આવે છે શા માટે?"

મહમદખા બોલી ઉઠ્યા 'તમને આ કેમ સમજાતું' મામુએ ફકીરી લીધી પણ આખર કળાકારનો જીવ ખરો ને? બજાવવું મૂક્યું પણ સૂરનું બેચાણ રોકી ન શક્યા એટલે એમના જ ઘરાણાને સાભળવા ચાલ્યા આવતા હશે '

ફરી મને ગાલીબ યાદ આવ્યો

" ગો હાથ કો જુમ્બિશ નહિ આખોમેં તો દમ હૈ રહેને દો અભી સાગરો મીના મેરે આગે '

તે દિવસ અમારી તાલીમ ન જામી આ પ્રસગ પછી એ જ સમયે મહમદખાને ત્યા જતો પણ પેલો આદમી ફરી ન દેખાયો જાણે ગાયબ થઈ ગયો અને આ પ્રસગની વિસ્મૃતિ પણ થઈ ગઇ ફકત રહી ક્યાક ઊંડે મૂળે મામુના બાજની કલ્પના અને મોકો મળે તો સ્વાદની ખ્વાહીશ

ચાર પાચ સાલ બાદ હુ જૂનાગઢમા ફરી કામ સવાનો પ્રયત્ન કરી રહ્યો હતો અગાઉ જેનુ સભારણું કર્યું છે એ કામિલ ઉસ્તાદનો* સતસગ અવારનવાર થાય એ પણ ફકીરી મિજાજના તો ખરા એક દિવસ રાતના અગિયારેકના સુમારે કામિલ' ઉસ્તાદ આવ્યા એમનો ઉમળકો અને હરખ માય નહી એ બોલી ઉઠ્યા બચુભાઇ મોટર કાઢો મુસાફરખાનામા કોઇ ફકીર આવ્યા છે અને શામા પડે છે સદનખા હોય મારો જૂનો દોસ્ત છે મળવુ છે તમે પણ ચ લો "

નામ સાભળતા જ ઉસ્તાદ કરતા મારો ઉમળકો વધી ગયો મોટર કાઢી અમે બ ને પહોચ્યા મુસાફર ખાનામા કમરાના ખૂણામા એક ફકીર દીવાના ટમટમતા અજવાળામા તસબી ફેરવી રહેલા અણસાર ઓળખાઈ ગયા અને કામિલ ઉસ્તાદ દોડી ભેટી પ ડ્યા અને બો લ્યા

યાર સદનખા છુપાઈ ચાલી જવુ હતુ ને? પકડી લીધા આ ફકીરી ક્યારે લીધી? ત્રીસ પાત્રીસ સાલ થઈ મળ્યાને પણ એ જ સદનખા હો દાઢી સફેદ થઇ છે "

બન્નેની આખમા અશ્રુ ચાલ્યા જાય મે જોયા જ કર્યું બન્ને જૂના દોસ્તો બન્ને સિતારીઆ અને બન્નેએ બજાવવુ મૂકેલુ એક ફકીર બીજો ફકીરીને આરે. ઉસ્તાદને મારી હાજરીની યાદી આવી એટલે મારા તરફ નિશાની કરી બોલ્યા આપની ઓળખાણ કરાવતા ભૂલી ગયો "

સદનખા તર્ત જ બોલ્યા જરૂર નથી ઓળખુ છુ, આમને તો અમારા ઘરાણાના મહમદખાને ત્યા જતા સપારે ઘણી વાર જોયા છે '

મારી પાસે આવી ગળગળા થઇ કહ્યુ અચ્છી તાલીમ હાસલ કરી છે રીયાઝ ખૂબ કરો પરવરદિગાર તમને ઇલ્મ આપશે "

બન્ને ઉસ્તાદો ફરી પાછા જૂના સભારણામા ચડ્યા મારી એમને સાભળવાની ખ્વાહીશ જોર કર્યું પણ આ ફકીર આદમીને કહેવાય કેમ ' મે તો ઘેર આવવા આમત્રણ આપ્યુ તેણે સ્વીકાર્યુ પણ બોલ્યા

આ અરધી રાતે ફકીરને લઇ જઇ શુ કરશો?

મારથી ન રહેવાયુ ' હુ ફકીર નહી પણ સદનખા મામુ અને સિતારિયાને લઇ જાઉં છુ '

એ હસી પડ્યા અમે ત્રણેય ઘેર આવ્યા ત્યા સાડા બારેક થયા હશે મને એમને સાભળવાની ચટપટી અને આ બ ને ઉસ્તાદો તેમની જૂની વાતો માંથી નવરા ન થાય છેવટે મે તો હિંમત કરી વચમા ઝંકાવ્યુ

મામુ આપના ઘરની જયજયવન્તિ મહમદખા પાસે નથી તો તમે આપના જાન '

એ જરા ચમક્યા અને બોલ્યા

આજ ત્રીસ સાલથી સિતાર છોડ્યો નથી હવે યાદ પણ ક્યાથી હોવ?'

પણ કામિલ ઉસ્તાદે દાદ દીધી 'સદનખાઁ ન ભૂલતો હોઉં તો તમારી તો જયજયવન્તિ ચડેલી હતી. જરા છેડો તો હુ પણ જૂની યાદી કરુ"

* જુઓ 'ચરખપુ વર્ષ ૧૪ અક ૭

મને તો આટલું જ બસ હતુ. મે મારી સિતાર રજૂ કરી દીધો પણ એમણે સામુ પણ ન જોયુ. મને થયુ કે નહિ બજાવે ત્યા તો એમણે ઉપાડી, મેળ તપાસ્યો

"અચ્છા મીયા હે જરા મિજરાફ દે દો." કહી જયજયવન્તિ જ શરૂ કરી રીયાઝના અભાવે ઝટકે ખરા પણ જૂનુ ઘરેણું અજ્તુ ન રહ્યુ કળાકાર જીવ ફકીરી ભૂલતો દેખાયો થોડીવારમા તો જામી ગયા પૂરુ કર્યું ત્યા રાતના બે વાગ્યા હશે એમની તારીફ સાભળેની એ ઓછી લાગી.

મેં પૂછ્યુ 'મામુ, શુ ખાતર કરી શકુ !"

"અરે, આ ફકીરને ખાતર શુ ! તો ફકીરી લીધી શા માટે? બસ એક જ ખ્વાહીશ બાકી છે આ દુનિયા છોડુ એ પહેલા હજ પઢવી છે અને એ તો ખુદા પૂરી કરશે"

આ બાબતમા પણ એમણે મારી મદદ ન સ્વીકારી સારુ થયુ કે એમનો પત્તો મે પૂછી લીધો હતો

આ પ્રસગને એકાદ સાલ વીતી હશે, દરમિયાન હુ મુબઈ ગયો ત્યારે મારા પિત્રાઈ પાસે આ પ્રસંગ વર્ણવી રહ્યો હતો હજની વાત કરી ત્યા તો એ બોલી ઉઠયા

"મામુને બોલાવી લાવો એમની હજ પૂરી થઈ જશે અમારી જ સ્ટીમર હજમા જાય છે અને અમે દર સાલ અમૂક ખેરાતી ટિકિટ આપીએ છીએ"

મારા પિત્રાઈ સ્ટીમર કમ્પનીના એજન્ટ અને દલાલ હતા બસ હુ ઉપડ્યો મામુએ આપેલ પત્તા ઉપર અને સારે નસીબે એ મળી પણ ગયા મે એમને હજની ટિકિટની વાત કરી એ જોઈ રહ્યા

"બચુભાઈ, ખુદાએ આ માટે જ આપણી મુલાકાત ઠરાવી હશે. હું તો ફકીર છુ બીજુ શુ કહુ? ખુદા આપને આબાદ રાખે"

એકાદ મહીના પછી સહનખા મામુને હજની સ્ટીમર ઉપર મૂકવા ગયો સ્ટીમરે કિનારો મૂકયા પછી એ ફકીરની સફેદ દાઢી ફરફરી રહી દેખાતી હતી અને આખના અશ્રુ એ લૂછી રહ્યા હતા હુ અશ્રુ ભીની આખે પાછો ફર્યો.

છુપ ગયે વો સાજે હસ્તી છેડ કર,
અબ તો બસ અવાજ હી અવાજ હૈ.

---

# ઊંટ અને બકરી

એક સમયની વાત છે એક ઊંટ અને એક બકરી સાથે-સાથે જઈ રહ્યા હતા
રસ્તામા એક હર્યુ-ભર્યું વૃક્ષ જોઈ અટકી ગયા
બકરી એના પાન (પાદડા) ખાવા ચાહતી હતી
ઊંટ એ સમજી ગયો પણ એણે બકરીને એ પાન તોડી આપવામા સહાયતા ન કરી.
બકરી સમજી ગઈ કે ઊંટ મને મદદ કરવા નથી ચાહતુ '
ત્યારે, બકરીને એક ઉપાય સૂઝ્યો
ઊંટને કહેતી એ બોલી 'ઊંટભાઈ! શુ ખરેખર તમે બહુ ઊંચા છો?'
ઊંટે ફૂલાઈને કહ્યુ 'હા' એક મકાન જેટલો ઊંચો છુ''
બકરી બોલી 'નહી રે' પણ જો તમે આ ઝાડની ટોચની ડાળીને અડકી જાવ તો હુ માનુ કે તમે ખરેખર ઘણા ઊંચા છો!'
આ સાભળતા જ ઊંટને ચાનક ચડયુ (જોર આવ્યુ) જોસમા આવી, એકદમ તાનમા આવી ગયુ અને ડાળીને અડી જવાની વાત તો કયા રહી, આખી ડાળીને જ તોડી નીચે નાખી દેતા બોલ્યો
'અલી એય' તુ મને શુ સમજે છે? જો આ ડાળી તોડી બતાવી' કેમ, હવે તો હું ઊંચો છુ ને''
નીચે પડેલી ડાળીના પાન (પાદડા) આરામથી ચાવતી બકરી બોલી
'હવે મને વિશ્વાસ આવી ગયો કે, તમે સાચે જ બહુ ઊંચા છો''

—ધ્રુવકુમાર

# અણુાનો પૌત્ર

મ૦ ગ૦ બાપટ એમ૦ એ૦ અનુ૦ જયત વ્યાસ

અણ્ણા અને કાકુ ગમે તેમ તોય હતા આપણા જેવા સામાન્ય માણુસો મધ્યમ વર્ગ રહે તેવી ચાલમા રહેતા આડોશી પાડોશીની અડચણુ મુસ્કેલીમાં ઉપયોગી થતા વૃદ્ધાવસ્થામા તેમનો સસાર સુખી હતો

રઘુ પછી તેમના ઘરમા પારણુ બ ધાણુ ન હતુ, છતા તેઓએ રઘુને ખોટા લાડ કર્યાં ન હતા રઘુ સારુ ભણ્યો હતો અને સારી નોકરી પણુ મળી ગઈ હતી વધુમા તે અણ્ણા અને કાકુની સારસભાળ પણુ સારી રીતે રાખતો, એટને આમ વિચારીએ તો અણ્ણા અને કાકુ સુખી હતા

પરતુ તેમ છતા પણુ બ નેના હૃદયમા ઊડે ઊડે એક અસ તોષ હતો તાજુ જ પરણેલુ કોઈ યુગલ ફરવા નીકળતુ કે અણ્ણા ધીમેથી કાકુને મોલાવી કહેતા ‘ જોયુ ?”

હા ’ પોતાના અસ તોષને આનદનો ઓપ ચડાવી કાકુ ક્હેતા આપણો રઘુ પણ આવી જ રીતે ફરવા નીકળશે નહિ ?” અને સૂર્યપ્રકાશમા ચમકી રહેલી તે યુવતીની લીલી બગડીઓ તરફ ઇશારો કરતા કાકુ કહેતા તે છોકરીના હાથમા લીલી બ ગડીઓ કેવી સરસ દેખાય છે નહિ?’

આપણે હવે રઘુને પણ પરણાવી દેવો જોઇએ ” અણ્ણા વાતને વાળતા કહેતા કેટકેટલી સુદર છોકરીઓના માગા આવે છે ”

પણુ તે હા પાડે ત્યારે ને?” થોડીવાર વિચાર કરીને કાકુ બોલ્યા આજે રવિવાર છે ને?’

‘હા છે તો રવિવાર તારો વિચાર છોકરીઓ જોવા જવાનો લાગે છે ’

‘ના હો મારો રઘુ એમ કઈ ઉતાવળમા નથી ફેણો ” કાકુ બોલ્યા

અણ્ણાએ હસતા હસતા કહ્યુ મને લાગ્યુ કે તને આજે રસોઈ કરવાનો કટાળો આવ્યો હશે જેથી છોકરીઓના ચા નાસ્તા ઉપર જ દિવસ કાઢવો પડશે ”

“આજે રજાનો દિવસ છે તેથી જમતા જમતા રઘુ સાથે તેના લગ્ન વિષે વાત કરી લેજો ને ”

કાકુ સહેજ ગભીરતાથી બોલ્યા

“જમતા જમતાં નહી, જમ્યા પછી પૂછીશ ” કહીને અણ્ણાએ હાથમા વર્તમાનપત્ર લીધુ અને કાકુ બારીમાથી રસ્તાની ગર્દી વચ્ચેથી ધીમે ધીમે ચાલ્યા જતા એક યુગલ તરફ કેટલીય વાર સુધી જોઈ રહ્યા, પણુ એટલામા ચૂલા ઉપર મૂકેલુ દૂધ યાદ આવતા તરત જ રસોડામા ગયા

જમ્યા પછી, રઘુ પોતાની ઓફિસ અ ગેની વાતો કરતો અણ્ણા પાસે બેઠો હતો ઘરનુ કામ ઝડપથી આટોપીને કાકુ બહાર આવ્યા અને બાજુમા પડેલી ખુરશી ઉપર બેઠા પણુ અણ્ણા રઘુને લગ્ન બાબત કઈ પૂછી ન રહ્યા હતા એટને છેવટે કાકુએ જ વાત શરૂ કરી પેલા દેસાઇના લગ્ન નક્કી થઇ ગયા કે?”

રઘુ કઈ પણુ જવાબ આપે તે પહેલા જ અણ્ણાએ ગભીરતાથી પૂછ્યુ કેમ રે તમારા સાહેબની બદલીનુ શુ થયુ ? રઘુને આટલુ પૂછીને અણ્ણાએ ધીમેથી કાકુ તરફ જોયુ કાકુએ ગુસ્સાભરી દૃષ્ટિએ તેમના તરફ જોયુ અને પછી ઊઠીને તરત જ અ દર જવા લાગ્યા એટને હસતા હસતા અણ્ણાએ રઘુને કહ્યુ રઘુ તુ હવે જલદી લગ્ન કરી લે એમ અમે ઇચ્છીએ

રસોડા તરફ જતા કાકુ બારણુમા જ ઊભા રહી ગયા એટલે તરત અણ્ણા બોલ્યા સાભળ્યુ ? તુ ત્યા કેમ ઊભી રહી ગઈ? તુ તો અ દર જઈ રહી હતી ને? ’

ના, મારે તે અહી જ બેસવુ છે ” કહેતા કાકુ ઉબરા પર જ બેસી ગયા

ઠીક ઠીક મને તો લાગ્યુ કે ” એટલુ કહેતા તેઓ રઘુ તરફ જોઈ હસવા લાગ્યા તેમના તરફ ક્રોધભરી નજરે જોતા કાકુએ રઘુને પૂછ્યુ તુ કહે,

આ વરસે તારે લગ્ન કરવાં છે કે નહી ? કન્યા જોતી છે ને? તું શું તારું પોતાનું......" આટલું કહીને કાકુએ અરુણા તરફ જોયું અને હસવા લાગ્યાં. રઘુ ઘણીવાર સુધી ન બોલ્યો. પછી ધીમેથી કહ્યું. "બા, પેલા દેસાઈની સગાઈ તૂટી."

"તૂટવા દે, તેમાં મને શુ? તું તારું કહે ને!"

"રઘુ, ખરેખર ખુલ્લા દિલે કહે. તારી બાને કહેતાં સંકોચ થતો હોય તો મને એકલાને કહે."

"હા, હા, હું તો જાણે સાવકી મા છું ને! કહે ભાઈ, કહે, તેમને જ કહે." કહેતાં કાકુ આંખો લૂછતાં અંદર જવા માટે ઉઠયાં.

"બા, એવું નથી, પણ...પણ મેં એક છોકરીને લગન માટે વચન આપ્યું છે."

"એકને જ ને? પછી વાંધો નથી!" કહેતા અરુણા ખડખડાટ હસી પડયા.

"તમારી મશ્કરી હવે બંધ કરો." અરુણા તરફ કૃત્રિમ ગુસ્સાથી જોઇ, પછી રઘુને પૂછ્યું, "પણ છોકરી તો રૂપાળી છે ને?"

રઘુ શરમાઇ ગયો અને સંકોચપૂર્વક છાપાની જાહેરાતો નીચી નજરે વાંચવા લાગ્યો. રઘુનો ગંભીર ચહેરો જોતાં અરુણાએ કહ્યું, "રઘુ, જે કહેવું હોય તે સ્પષ્ટ કહે. આપણી વચ્ચે કોઇ પડદો ન હોવો જોઇએ તારો સંસાર માંડી દેવો એ અમારું કર્તવ્ય છે એટલે પૂછીએ છીએ..."

વચ્ચેથી જ તેમને અટકાવી રઘુ બોલ્યો, 'તેમ નથી અરુણા." પછી કાકુ તરફ જોતાં બોલ્યો, "બા, હવે વાત નીકળી છે, કો'ક દિવસે આ વાત નીકળવાની જ હતી...એટલે હવે સ્પષ્ટ જ કહું, છોકરી ભણેલી છે, મારી દૃષ્ટિએ સારી છે, અને...અને તેના સમાજની દૃષ્ટિએ પણ સારા ઘરની છે......"

"એટલે પરજાતિની છે એમ જ ને?" કાકુએ પૂછ્યું.

"પરજાતિની નહિ તો પણ પરધર્મી તો છે ડોરા તેનું નામ. ખ્રિસ્તી છે. પણ અમે પરસ્પર એક બીજાને લગ્નનું વચન આપી ચૂક્યાં છીએ." રઘુએ સંકોચપૂર્વક કહ્યું.

રઘુ તરફ જોઈ, હસતાં હસતાં કાકુ બોલ્યાં, "ખ્રિસ્તી હોય તો ભલે હોય, મને ઘરડે ઘડપણ અંગ્રેજી તો શિખવશે!"

ગોઠણ પર હથેળી ઠોકતા અરુણા બોલ્યા, "ચાલો, પ્રશ્ન ઉકેલાઈ ગયો. સાસુને વહુ પસંદ છે."

રઘુએ અરુણા તરફ જોતા કહ્યું, "ના ખરો પ્રશ્ન હવે જ છે. તે પોતાનો ધર્મ બદલવા તૈયાર નથી, અને આવી પરિસ્થિતિમાં આપણાં બધાં માટે ભેગું રહેવું શકય નથી."

"અને તેને પણ ધર્મ બદલવાનું કહેવું ઉચિત નથી." કહીને અરુણાએ કાકુ તરફ જોયું. કાકુનું ધ્યાન સામેની ભીંત ઉપરના એક ફોટા તરફ, ફોટામાંના નાના રઘુ તરફ હતું. તેમણે કહ્યું, "ભેગા રહેવું શકય ન હોય તો ખુશીથી જુદાં રહેજો."

"ખરેખર?" અરુણાએ આશ્ચર્યથી પૂછ્યું.

"જુદાં રહેવાથી મન થોડાં જ જુદાં પડે છે? તું જુદો રહેજે રઘુ, અને સગવડ પ્રમાણે આપણે એક બીજાને ત્યાં આવતાં-જતાં રહીશું. કેમ બરોબર ને?" અરુણા તરફ જોતાં કાકુ બોલ્યાં.

"હા, હા, બરોબર, બરોબર." કહેતા અરુણા સાનંદાશ્ચર્યથી પોતાની પત્ની સામે જોઈ રહ્યા.

કાકુને કલ્પના હતી કે, અરુણાનું આશ્ચર્ય તો ઠીક, પણ સમાજ તેને શું કહેશે! લોકો પૂછશે, "પણ તમે આ કબૂલ જ કેવી રીતે કર્યું?" પણ પુત્રને સુખી જોઇને માના હૃદયને કેટલો આનંદ થતો હશે તેની કલ્પના લોકોને થોડી જ હોય! પણ પોતે પોતાની એકની એક પુત્રવધૂના લાડકોડ પૂરા નહિ કરી શકે, તેને આ ઘરમાં કોઈ સાસુ કહેશે નહિ અને પોતે કોઇને વહુ નહિ કહી શકે. એકના એક પુત્રના લગન પછીનું કલ્પેલું સુખ જાણે કોઈ આંચકી રહ્યું હતું. તેમ છતાં પણ પોતાનો પુત્ર તો સુખ અને આનંદથી રહેશે ને! એમાં જ પોતે સુખ માનશે.

રઘુ બહાર જવા ઊભો થયો એટલે અરુણા બોલ્યા, "રઘુ, આજે જ ડોરાને અને તેના પિતાને તેડી આવજે. મારે મળવું છે."

બપોરની ચા પછી રઘુ બહાર ગયો એટલે અરુણાએ કાકુને કહ્યું, "ખરેખર, તુ દેવી છો! કેટલી સહેલાઇથી તે આ પ્રશ્નને ઉકેલી નાખ્યો!"

"હવે રહેવા દો. તમે જ તો હંમેશાં કહેતા કે જમીનમાં જેના મૂળ છે તે ઝાડ જમીન ઉપર જ વિકાસ પામે છે."

"તે હશે, પણ મને ખાત્રી છે કે આ બે જુદા સંસાર વધારે દિવસ ચાલશે નહિ. જુદી સંસ્કૃતિના ભયે જુદો સંસાર માંડનારી તારી પુત્રવધૂ ચોક્કસ એક દિવસ આ ઘરમાં આવશે અને આપણે સૌ સાથે રહીશું......"

રજિસ્ટર પદ્ધતિ પ્રમાણે થનારા લગ્નની નોટીસ દેવામાં આવી. અરુણા અને કાકુએ પોતાના દીકરા-વહુના સંસાર માટે યોગ્ય મકાન મેળવી લીધું. ડોરાને સાથે લઈને કાકુ તેમના નવા સંસારની તૈયારીમાં ગૂંથાયા. તેમનો ઉત્સાહ અને આનંદ જોઈને ક્ષણભર ડોરા પણ આશ્ચર્યચકિત થઈ ગઈ. યોગ્ય સમયે ડોરા અને રઘુ લગ્નગ્રંથીથી જોડાયા અને અરુણાએ અમને બધાંને સુંદર મિજબાની આપી.

નવા મકાનમાં રહેવા જવા માટે ડોરા અને રઘુએ તૈયારી કરી. જતાં પહેલા ડોરા કાકુના ચરણો તરફ નમી, એટલે તેમને અધવચ્ચેથી અટકાવી, પોતાના હૃદય સરસી ચાંપતાં કાકુ બોલ્યા, "ડોરા, ભગવાનને.. ..."

સંકોચને કારણે કાકુ આગળ ન બોલી શક્યાં, પણ ડોરા જાણે સમજી ગઈ હોય તેમ, તરત જ ઘરમાં ગઈ. મંદિરની ઓરડીના બારણા ઉઘાડી, ભગવાનને પ્રણામ કર્યાં. કાકુએ હસીને અરુણા સામે જોયુ.

ડોરાએ આવીને અરુણાને પ્રણામ કર્યા. એટલે અરુણાએ આશીર્વાદ આપ્યા, "અષ્ટપુત્ર સૌભાગ્યવતી." ડોરાએ શરમાઈને રઘુ સામે જોયું. રઘુ પણ શરમાઈ ગયો. કાકુએ 'સુખી થજો'નો આશીર્વાદ આપી, ડોરાને કપાળે બિંદી કાઢી.

મોટર તરફ જતાં રઘુએ ખિસ્સામાંથી રૂમાલ કાઢી ડોરા સામે ધર્યો, એટલે આશ્ચર્યથી ડોરાએ પૂછ્યું, "કેમ?"

"કંકુ લૂછવા માટે." .

"ભલે રહ્યું." કહેતા ડોરાએ પોતાનો હાથ રઘુના હાથમાં સેરવ્યો. તેના કપાળે પ્રસ્વેદના બિન્દુ જોઈ રઘુએ પૂછ્યું, "ગભરાઈ ગઈ કે?"

ડોરાએ નકારમાં માથું ધુણાવ્યું એટલે રઘુ બોલ્યો, "જેની તેં કલ્પના કરી હતી તે ન બન્યું અને બધું સરળતાથી પતી ગયું એટલે?"

ડોરાએ ફરી માથું ધુણાવ્યું. એટલે રઘુ બોલ્યો, "કમાલ છે તમારા બૈરાઓની. પહેલા સંઘર્ષના ભયથી ગભરાવું અને સંઘર્ષ ટળી ગયો એટલે તે કેવી રીતે ટળી ગયો તે વિચારે ગભરાવું."

"એક કુટુંબમાંથી બીજા કુટુંબમાં જવું, કેટલું અઘરું છે તેની તને કલ્પના હોત તો......"

"ઠીક, ભાઈ ઠીક!" કહેતાં હસીને રઘુએ ડોરાને પોતાની નજીક ખેંચી.

દિવસ પછી દિવસ વિતવા લાગ્યા. રઘુ અને ડોરા, અરુણા અને કાકુને મળવા નિયમિત જતાં. અરુણા અને કાકુ પોતાની પુત્રવધૂ પર પ્રસન્ન હતાં, પણ તેમને પોતાના ઘરમાં એકલતા સાલતી. રવિવારે બધાં સાથે જમતા અને આનંદથી દિવસ પસાર કરતા. અમે આ બધું આનંદપૂર્વક જોતાં.

રોજના નિયમ પ્રમાણે રાત્રે અરુણા મારે ત્યા બેસવા આવ્યા. રાત્રે જમીકારવીને ચાલના બધા સ્ત્રી પુરુષો મારે ત્યાં ભેગાં થતાં અને વાતો કરતા બેસતાં. મેં અરુણાને પૂછ્યું, "કેમ નાના, બધું ઠીક છે ને?" જવાબમા મીઠું હસીને અરુણા ખુરશીમાં બેઠા. વાતમાંથી વાત નીકળતા મેં પૂછ્યું, "નાના, રઘુએ જુદાં રહેવાનુ શા માટે રાખ્યું છે?"

મારા તરફ જોતા મારી પત્ની બોલી, "મને પણ તેનું આશ્ચર્ય થાય છે. ભાભીનો સ્વભાવ ખૂબ જ પ્રેમાળ અને મળતાવડો છે. કાકુને પણ તેમના ઉપર ખૂબ જ લાગણી છે. તેમ છતા પણ શા માટે જુદાં રહેવાનું રાખ્યું છે એ જ મને નથી સમજાતું."

"તમને નહિ સમજાય." અરુણાએ બજર સુંઘતા કહ્યુ, "તેનો ધર્મ જુદો, સંસ્કૃતિ જુદી, વિચારોની દિશા જુદી. જે તેને ન ફાવે. તેના સ્વભાવને અનુકૂળ ન જ પડે તો પછી જુદાં રહેવામા ખોટુ શું છે!"

"હા, એ સાચું." મે કહ્યુ, "પણ તેમનો સ્વભાવ જાણ્યા પછી હવે તો જાણ્યું ને કે તમારાં સાથે તેઓને ફાવશે!"

"હા, ફાવે જ છે ને!" અરુણાએ કહ્યુ, "અમે એકબીજાને ઘરે આવીએ-જઈએ છીએ. મારું પેન્શન આવે છે અને રઘુનો પગાર આવતા બંને સાસુ વહૂ સાથે જ ખરીદી કરવા નીકળે છે. મને તો ખાત્રી છે કે અમે બંને જો સમજદારીપૂર્વક વર્તતાં રહેશું તો એક

દિવસ બંને કુટુંબ જરૂર એક થઈ જશે. પણ તેને સમય લાગશે, કારણ કે પરસ્પરને ઓળખાતા વાર લાગે છે."

અણ્ણા અને કાકુના જીવનમાં ફુરસદ ઘણી રહેતી. ચાલીની છોકરીઓને પાપડ વણતાં શિખવવું, માંદા બાળકોને દવા આપવી એ કાકુનું પ્રિય કાર્ય હતું. અણ્ણાનું નિવૃત્ત જીવન પણ આવી જ રીતે કોઈને કોઈ કામમાં વિતતું. એવામાં ડોરા એકાએક બીમાર પડી ગઈ. કાકુને ખબર મળતા તરત જ ગયાં અને મોટરમાં ડોરાને ઘરે લઈ આવ્યા. ડોરાના પિતાને ખબર મળતા તેઓ પણ તરત જ આવી પહોંચ્યા; પરંતુ કાકુ અને અણ્ણાની કાળજીપૂર્વકની સારવાર જોઈને તેઓ નિશ્ચિંત બની ઘરે ગયા. ડૉક્ટર પણ આવ્યા. ડોરાને તપાસીને દવા આપી, અને હસતા હસતા કહ્યું, "કાકુનો આગ્રહ છે એટલે દવા આપુ છું, પણ કાકુ પોતે જ સવાઈ ડૉક્ટર છે!"

માંદગી દરમ્યાન કાકુ અને ડોરા વધુ નજીક આવ્યા. થોડા દિવસોમાં ડોરાને તદ્દન આરામ થઈ જતાં, રઘુ અને ડોરા પોતાને ઘરે ગયાં. તેમને લઈ જતી મોટરને કાકુ ક્યાંય સુધી જોઈ રહ્યાં. પછી અણ્ણા તરફ જોતા કહ્યું, "થોડી વાર તો એમ જ થઈ ગયું કે, તેમને કહી દઉં કે હવે જુદા રહેવાની શી જરૂરત છે?"

"પછી કેમ ન કહ્યું?"

"અહીં રહેવું જોઈએ એમ તેમને જ લાગવું જોઈએ. હું કહીશ એટલે ના તો નહિ જ પાડે, પરંતુ સાથે રહેવાનું તેઓએ જ નક્કી કરવું જોઈએ. હું શા માટે કહું?"

"બરોબર છે. પણ હું કહું કે તેમને જે ભય હતો તે હવે ઓસરી ગયો છે. તેમને પણ એમ જ લાગતું હશે કે આ કાલ્પનિક ભયની ભીંત હવે નક્કી તૂટી જ પડશે."

"પણ ક્યારે?" સાડીના છેડા વડે આંસુ લૂછતા કાકુએ પૂછ્યું.

"ડોરાને જ્યારે બાળક થશે ત્યારે."

સાંભળી કાકુ મૌન બની ઊંડા વિચારમાં ઊતરી ગયાં. અણ્ણા પણ ઘણી વાર વિચારતાઃ આપણને પૌત્ર થશે, આપણે તેને રમાડશું, આપણા વિના તે રહેશે નહિ; અને ડોરા પોતાના બાળક પ્રત્યેનો આપણો પ્રેમ જોઈને જરૂર પાછી આવશે. પારણામાં સુતેલા પોતાના પૌત્રને જોવાનું કલ્પનાચિત્ર, તકિયાને ટેકીને અણ્ણા કેટલાયે કલાકો સુધી જોયા કરતા.

સમય પણ એક અજબ વસ્તુ છે, જાય છે પણ દેખાતો નથી. પોતાના પ્રવાહના ટપકાં તે માનવીના જીવન ઉપર મૂકતો જાય છે. અણ્ણા હવે થાકવાં લાગ્યા હતા. કાકુ કેડેથી વાંકાં વળ્યા હતા. અણ્ણાને આંખે ઝાંખ આવવા માડી હતી, ક્યારે ક્યારે બંનેને જીવનની એકલતા ખૂબ સાલતી. રઘુના લગ્નને ચાર વરસ થઈ ગયાં હતાં, પરંતુ અણ્ણા અને કાકુની પૌત્રને રમાડવાની ઇચ્છા હજુ સંતોષાઈ નહોતી.

એક દિવસે રાત્રે અગિયારના સુમારે પાડોશમાં રહેતા સબનિસે મારું બારણું ખટખટાવ્યુ. તેનો ગભરાયેલો ચહેરો જોતાં મેં પૂછ્યું, "કેમ, શું થયું છે?"

તેણે કૃત્રિમ રીતે હસતાં કહ્યું, "થયું નથી, થવાનું છે. સુલભાને પેટમાં સખત દુખાવો ઉપડ્યો છે અને લેડીડૉક્ટર બહારગામ ગયાં છે......"

'સુલભાતાઈને પ્રસૂતિ માટે તો દવાખાને દાખલ કરવાં હતાં ને?" અમારી વાતચીત સાંભળીને બહાર આવતા સુનંદાએ પૂછ્યું.

"હા, વિચાર તો તેવો જ હતો. બે દિવસ પહેલા જ્યારે દવાખાને ગયાં હતા ત્યારે લૅડીડૉક્ટરે પાંચ ૭ દિવસ પછી આવવાનું કહ્યું હતું," પરસેવો લૂછતાં સબનિસે કહ્યું.

"ઠીક." મેં કહ્યું, "સુનંદા, તું જા અને કાકુને ઉઠાડ."

"આટલી રાતે તેમને ઉઠાડવાં ઠીક ગણાશે?" અમારા તરફ જોતા સબનિસે પૂછ્યું.

'તે હું જોઉં છું. ચાલો." ખમીસ પહેરી, પગમાં ચપ્પલ નાખતા મેં કહ્યું.

"કાકુ, ઓ કાકુ!" અણ્ણાના ઘરનો દરવાજો ખટખટાવતાં મેં હાક મારી.

"કોણ છે?" અંદરથી તરત જ અણ્ણાનો અવાજ આવ્યો.

"એ તો હું, નાના." મેં કહ્યું.

"ઊભા રહેજો હું, હમણાં જ ઉઘાડું છું."

થોડીવારે અંદર બત્તી થઈ અને દરવાજો ઉઘડ્યો. "કેમ નાના, આટલી રાતે?"

"સુલભાતાઈને પેટમાં અચાનક દુઃખાવો ઉપડ્યો છે. હું કાકુને બોલાવવા આવ્યો છું," મેં ખુલાસો કર્યો.

અમારો અવાજ સાંભળીને જાગી ગયેલાં કાકુ બહાર આવતાં બોલ્યા, "સુલભાને પૂરા દિવસ થઈ ગયા લાગે છે."

"લેડી ડૉક્ટર પણ તેમ જ કહેતાં હતા; પરંતુ સાત આઠ દિવસ પછી તેમણે બોલાવ્યાં હતા."

"ઠીક, તમે જાવ, હું હમણાં જ આવી." કહેતાં તે અંદર ગયાં, થોડીવારે બહાર આવતાં અમને ઊભેલા જોઈ બોલ્યાં, "અરે, તમને કહ્યું ને જાવ! મેં સમનિસનું ઘર જોયું છે. નાના, આમને એકાદ પુસ્તક વાચવા દે. જેથી સુલભાની ચિંતા કરવાને બદલે મન વાચવામાં પરોવાય અને સુનદાને જઈને કહે કે મને મદદ કરવા આવે. હવે મને મુખને પહેલાની જેમ બધું એકલાં કરતાં નથી ફાવતું."

સુતસાતાઈની પ્રસૂતિ સુખરૂપ પતી ગઈ. સવારે ડૉક્ટરને બોલાવવાનું કહી કાકુ ઘરે ગયાં. અણ્ણાએ ગરમ પાણી તૈયાર રાખ્યું હતુ. નાહીને કાકુએ ચા બનાવ્યો. ચા પીતાં પીતા અણ્ણાએ પૂછ્યું, "સુલભાને શું આવ્યું? દીકરો કે દીકરી?"

"દીકરી, પણ બહુ રૂપાળી છે."

"હં."

"કા, શું વિચારમા પડી ગયા? ચા ઠરી જશે ને?"

"વિચર! હા, વિચાર! રઘુનો વિચાર કરતો હતો. ડોરાને બાળક થશે પછી એ હુચ્ચું આપણને સ્વસ્થ નહિ બેસવા દે મને ખાત્રી છે, મારો પૌત્ર મારા ખોળામા રમશે. મારા ચશ્માની જૂની ફ્રેમને તોડશે, ગોઠવીને રાખેલાં પુસ્તકોના પાના ફાડશે, તારી કાચની બરણીઓ ફોડવા મારી લાકડી વાપરશે, અને આપણે ગુસ્સે થયા તો રડતાં રડતા કહેશે; 'દાદી, મેં નથી ફોડી, આ લાકડીએ ફોડી છે.'" નાના બાળકની પેઠે તોતડું બોલી, અણ્ણા ખડખડાટ હસી પડયા.

આવી સુખદ કલ્પનાઓ અણ્ણા પાસે ઓછી ન હતી તેઓ તેમા જ મગ્ન રહેતા અને ઊંઘ ન આવે એટલે કાકુને કહી સભળાવે. કાકુ પણ એકાગ્ર ચિત્તે તેને પોતાના મન સાથે મેળ બેસાડવા પ્રયત્ન કરતા અને વિચારતા વિચારતાં ડોરાને વિચારે ચડી જતા.

પોતાનો કંઈ વાક ન હોવા છતાં પોતાની વહુ શા માટે પોતાની સાથે નહોતી રહેતી? ઘરમાં વહુ આવ્યાં પછી કેટલીક ધાર્મિક વિધિઓ વહુને હાથે કરાવવાની હોય છે; પરંતુ તે થઈ નહોતી તેથી કાકુએ હાથ જોડીને ભગવાનની ક્ષમા માગી લીધી હતી.

ઘરમાં વહુ કામ કરી રહી છે, પોતાનો પૌત્ર રમી રહ્યો છે, આડોશી પાડોશી આવે છે અને પોતાને પૂછપરછ કરે છે, "કાં કાકુ, બાબો રમી રહ્યો છે ને?"

બીજું વળી કહેન, "ઘડપણમાં ઠીક રમકડું મળી ગયું, નહિ કાકુ?"

કોઈ વળી પૂછે, "વહુ રસોઈ કરતાં લાગે છે? બહાર બેસવા ગયાં છે? વાહ બાઈ, કામની તો બહુ જબરી લાગે છે"

...કાકુના વિચારોનો પતંગ વધુ ઊંચે ને ઊંચે ચગી રહ્યો હતો......

રઘુ અને ડોરાને પોતે સાંજે ફરવા જવાનું કહે છે. પૌત્રને લઈને પોતે મંદિરે જાય છે. બંનેને ફરીને આવતાં મોડું થાય કે ન થાય, તો પણ કહેવાનુ, "હા...., તમને બેયને શેની ચિંતા? ઘરમાં ડોશી છે ને પછી શું?" ડોરા કંઈ બોલ્યા વિના ધીમુ હસીને રસોડામા જઈ કામે વળગી જાય અને પોતાને ધીમે ધીમે બબડવાનુ. "આટલા આનંદના ઉપભોગનો પણ અધિકાર પોતાને નહિ?"

અણ્ણા તરફ જોતા તે બોલ્યાં, "હશે, નશીબમાં હોય તે પ્રમાણે જ થાય."

પ્યાલામાંનો ચા પૂરો કરતા અણ્ણા બોલ્યા, "આ જો, આપણુ નશીબ સારું છે જ. હું સુખી જ છું અને સુખેથી જ મરીશ, પૌત્ર ઘરમાં આવશે, રઘુ અને ડોરા પણ આવશે, પછી જ આપણે બંને મરવાના......" કહી અણ્ણા ખડખડાટ હસી પડ્યા. કાકુનો દાત વગરનો ચહેરો પણ મરકી ઊઠ્યો.

અને એક દિવસે અચાનક રઘુ અને ડોરા સાંજે ઘરે આવ્યા. બધા વાતો કરતાં બેઠા, પણ રઘુ અને ડોરા વારવાર એક બીજા તરફ નાટક કરતાં હતા. અણ્ણાથી આ છાનું ન રહ્યુ, એટલે તેમણે પૂછ્યું, "અરે, તમે બંને ઘડી ઘડી એક બીજા તરફ શું જોયાં કરો છો?"

"આમને કંઈક કહેવું છે." શરમાતાં શરમાતાં, કાકુ તરફ જોઈ ડોરા બોલી.

"ના, ના, મારે નહિ." તરત જ રઘુ બોલ્યો, "આ, ડોરા તમને કંઈક કહેવા માગે છે."

"પણ તમે જ કહો ને!" રઘુની આંખમાં આંખ પરોવી ડોરા બોલી.

"પણ નિર્ણય તો તેં જ કર્યો છે, એટલે તારી સામુને પણ તું જ કહે."

"અરે પણ, એમાંથી કોઈ કહેશો ખરા કે વાત શું છે કે આ અંદરો અંદર ઝઘડ્યાં જ કરશો!" અણ્ણાએ કૃત્રિમ ગુસ્સો બતાવતાં કહ્યું.

ડોરાને પોતાની પાસે ખેંચતાં કાકુ બોલ્યાં, "હું જ કહું. ધોળા વાળ કંઈ એમને એમ નથી આવ્યા. તમે હવે થોડા વખતમાં દાદા બનવાના છો......"

"સાચું કે રઘુ?" નાના બાળકની પેઠે અણ્ણા બોલી ઊઠ્યા.

રઘુ શરમાઈ ગયો. ડોરાએ નીચી નજરે કાકુને કહ્યું, "અમે હવે તમારી સાથે જ રહેવા આવી જવાનું નક્કી કર્યું છે."

"મજાનું! સરસ! ઉત્તમ! મારું સ્વપ્ન ખરું પડશે." કહેતાં અણ્ણા આનંદના આવેશમાં સ્તબ્ધ બની, જાણે ફરી સ્વપ્નોની દુનિયામાં સરી પડ્યા.

વહુ દીકરાના સાન્નિધ્યમાં અણ્ણા-કાકુના દિવસો આનંદમાં વિતવા લાગ્યા. ઘરમાં ગોદડીઓ, ઝભલાં, ઓયાં વગેરે તૈયાર થવા લાગ્યાં. ડોરા આવનાર બાળક માટે સ્વેટર તૈયાર કરવાં લાગી. કાકુને હવે બહાર આવવા-જવા માટે સમય ન રહેતો. અણ્ણા કોઈ કોઈ વાર રમકડાંની દુકાને ઊભા દેખાતા.

મેં એક દિવસે રઘુને પૂછ્યું, "આ બધુ નક્કી કોણે કર્યું?"

"ડોરાએ."

"એટલે?"

"પિયરથી તેને તેડવા આવેલા પિતાને તેણે કહ્યું કે કાકુની લાગણી અને અમારા વિકસતા જતા સંબંધને જોતાં પ્રસૂતિ સાસરે જ કરવાની મારી ઈચ્છા છે."

હંમેશ પ્રમાણે શનિવારે અણ્ણા અમારે ત્યાં આવ્યાં. ચાનો પ્યાલો પૂરો કરતાં તેઓ બોલ્યા, "સુનંદા, ડોરાની પ્રસૂતિ વખતે તારે આવવાનું છે હોં?"

"આવીશને."

"પણ અણ્ણા, શનિવારે અહીંનો ફેરો ન ચૂકાય હોં!"

"પૌત્રને લઈને જ આવવાનું." સુનંદાએ ટાપસી પૂરી.

"કંઈ પણ કહો અણ્ણા." મેં કહ્યું, "રઘુ અને ડોરા ઘરમાં આવતાં જ તમારું ઘડપણ કોણુ જાણે ક્યાં ચાલ્યું ગયું!"

"નાના, ખરું કહું?" અણ્ણા બોલ્યા, "હું ખૂબ આનંદમાં છું. ઘડપણ તો જ્યાંનું ત્યાં જ છે. બુઝાતો દિપક જેમ વધુ પ્રકાશ આપે તેમ આપણું છે."

"આવું શું બોલો છો?" સુનંદા બોલી, "હજુ તો તમારે ઘણું ઘણું જોવાનું છે."

"નાના, હવે તો મન થાક્યું છે. ડોરા અને રઘુ પાછાં રહેવા આવ્યાં છે. એ અમારો ઘણો મોટો વિજય છે. બસ, હવે કોઈ પણ ઇચ્છા નથી. માણુએ જ નિર્માણ કરેલ રીતરિવાજોના બંધનને મારો પૌત્ર જ કાલ્પનિક સાબિત કરી બતાવશે." કહી અણ્ણા ઊઠ્યા.

આજ સવારથી જ ડોરાને પેટમાં દુઃખતું હતું. લેડીડૉક્ટર આવીને તપાસી ગઈ. અણ્ણાએ રઘુને જબરદસ્તીથી ઑફિસે મોકલ્યો. અણ્ણાની દોડાદોડી શરૂ હતી. રેડિયો ઉપરથી તેમણે ઘડિયાળ મેળવીને રાખી. કાકુના હાથમાં દેતાં કહ્યું, "આમાં જોઈ સમય બરોબર નોંધજો હોં!" કાગળ ને ઘડિયાળ લઈ કાકુ અંદર ગયાં. ચૂલા પર પાણી ગરમ થતું હતું. સુનંદા આવી ગઈ હતી. અણ્ણા અધીરાઈથી ઓસરીમાં આંટા મારતા હતા.

બરોબર અગિયારને ટકોરે અણ્ણાનો પૌત્ર દુનિયામાં આવી પહોંચ્યો. તેના રડવાનો અવાજ સાંભળી અણ્ણા આનંદના આવેશમાં આવીને ખુરસીમાં બેસી ગયા. ચહેરા પરની રેખાઓ આનંદમાં નાચી ઊઠી. આંખો મીચીને જાણે દૂર દૂરનું કોઈ મધુર સ્વપ્ન જાણે સાકર થઈ રહ્યું હોય તેમ તેમને લાગવા માંડ્યું. હવે ડોરા અને રઘુને આપણાથી કોઈ જુદું કરી શકે તેમ નથી, એ એક જ સુખદ વિચાર અને કલ્પનામાં તેમનું મન આળોટી રહ્યું હતું.

[કિર્લોસ્કર (મરાઠી)માંથી સાભાર]

# હિટલર : ઢાલની બીજી બાજુ

હેનરિક હોફ મેન
અનુ૦ કુંજલતા કાપડિયા, વિનોદ મેઘાણી

'હિટલરના એક ફોટા ની જરૂર છે ૧૦૦ ડોલર' આવો એક તાર આવી પડ્યો મારા આશ્ચર્યનો પાર ન રહ્યો સામાન્ય રીતે જાણીતી વ્યક્તિઓના ફોટા માટે પાચ ડોલરથી વધારે પુરસ્કાર મળવાનુ અશક્ય હતુ તરત મે હિટલરને આર્થિક મદદ કરનાર મારા એક મિત્રનો સપર્ક સાધ્યો પણ એણે ઠડુ પાણી રેડ્યુ, 'એ વાતમા માલ નથી. હિટલર ફોટા પડાવવાના ૨૦,૦૦૦ ડોલર માગે છે '

છાનામાના ફોટો પાડવાનુ મે કાવતરુ રચ્યુ પણ હુ પકડાઈ ગયો આ અસફળતાએ મને હિટલરના ફોટાનુ ભૂત વળગાડ્યુ એટલામાં મારા એક મિત્રના લગ્ન લેવાયા અને મે દાવતનુ નિમત્રણ આપ્યુ. હિટલર પણ આવ્યો એણે તરત મને ઓળખી લીધો અને કહ્યુ 'તમારી સાથે તે દિવસે અપમાનજનક વર્તન થયુ એ બદલ હુ દિલગીર છુ ' પણ મે એ વાતને મહત્ત્વ જ ન આપ્યુ અને મિજલસ બરાબર જામી. અમે વાતો કરવા લાગ્યા અને અતે એણે કહ્યુ 'તમે તે દિવસની વાત ભૂલી ગયા એ સારુ થયુ નહી તો આ મહફિલમા જરૂર ભગ પડત ' હિટલરે મારા ફોટોગ્રાફીના ચક્રો અને ડિપ્લોમાનો ઝીણવટથી અભ્યાસ કર્યો ચિત્રકળા વિષે વાતો કરી પછી ફોટો ન પડાવવાના કારણો સમજાવીને કહ્યુ 'હેર હોફમેન, ફોટો પડાવવાની હુ ક્યારે રજા આપીશ એ મને પણ ખબર નથી પણ વચન આપુ છુ કે જ્યારે પડાવીશ ત્યારે પ્રથમ તમારી પાસે પડાવીશ ' એટલામા મારી સૂચના પ્રમાણે છૂપી રીતે ફોટો પડી પણ ગયો હતો ત્યા હિટલરે ઉમેર્યુ 'પણ તમારે છૂપી રીતે ફોટા ન પાડવાની શરત પાળવી પડશે ' ત્યા તો મારો નોકર નેગેટિવ લઈને આવ્યો ' હિટલરને એ મે તરત આપી 'હ એકરારુ ઝર થોડુ એવુ પડ્યુ ' કહીને એણે નેગેટિવ પાછી આપી કે તરત મે એ ફાડી નાખીને કહ્યુ વચન એટલે વચન, તમે બોલાવશો નહી ત્યા સુધી નહી જ ' હિટલર પર આની ગજબ અસર થઈ 'હેર હોફમેન, તમે સરસ માણસ છો. હુ તમને મળવા ફરી વાર આવુ ?' ત્યારથી અમે જીવનભરના મિત્રો બની ગયા હુ નાઝી પક્ષનો સભ્ય ન બન્યો કે મે સરકારી હોદ્દાઓ ન સ્વીકાર્યા અને કદાચ એટલે જ હિટલરનો નિકટનો મિત્ર બની ગયો

*

ધર્મ વિષે અમે ભાગ્યે જ વાતો કરતા પણ અમારે મતભેદો પડ્યા ત્યારે એણે પોતાની માન્યતા જાહેર કરી ૨૫ વરસમા હિટલરના માનસમા સપૂર્ણ પરિવર્તન થયુ હતુ કેથોલિક ધર્મ તરફ એ કટ્ટર આક્રમક નાસ્તિક બન્યો એક વાર વિયેનામા મારા જમાઈએ નાઝીઓના ક્રૂર વર્તનની વાતો કરી અને હિટલરનુ ધ્યાન દોરવા વિનતી કરી એણે પોતે ઘણા પત્રો લખેલા પણ એ હિટલરના હાથ સુધી પહોચ્યા નહી હોય મોકો મળતા મે હિટલરને વાત કરી એણે તરત કહ્યુ 'મને આની કશી ખબર નથી'

'પણ મને ખબર છે, હેર હિટલર, કે બાવેરિયાની શાળાઓ પરથી ક્રોસ' ઉતારી લેવાયા છે બોરમેનના હુકમથી '

તમને ખાત્રી છે, હેર હોફમેન?'

'મારી પાસે પુરાવા છે કેટલાય અમૂલ્ય ગ્રથોની જપ્તી થઈ છે ઘણા ધર્મસ્થાનો બધ થયા છે મને વિશ્વાસ છે, હેર હિટલર, કે તમે મ્યુનિક હોસ્પિટલની મુલાકાત ભૂલી નથી ગયા ત્યા કેથોલિક સાધ્વીઓ નર્સ હતી અને તમારી પર એમની નિસ્વાર્થ સેવાની ઊડી છાપ પડી હતી '

હિટલરે તરત બોરમેનને આવુ વર્તન બધ કરવાની સૂચના આપી પછી મારી તરફ ફરીને કહ્યુ 'સાચો નેતા પોતાના સતથી પ્રજાને વશ કરે છ બળથી નહી '

૧૯૨૫માં મારો પુત્ર નવ વરસનો થયો અને એના ભવિષ્ય વિષે મેં હિટલરની સલાહ માગી. 'મારી સલાહ એને કોઈ કોન્વેન્ટમાં મોકલવાની છે.' મારી નવાઈનો પાર ન રહ્યો. હિટલર પોતે મારા પુત્રને સ્કૂલમાં મૂકવા આવ્યો અને 'મા' ને પોતે ભલામણ કરી.

પણ કૅથોલિક ધર્મના વડાઓએ પણ હિટલરને પરેશાન કરવામાં બાકી ન રાખી અને રાજકારણમાં માથું મારવા લાગ્યા. આથી કેટલાક પાદરીઓને પકડવામાં આવ્યા. 'જો પાદરીઓ મારા કામમાં ડખલ ન દેવાનું વચન આપે, તો હું સૌને છોડવા તૈયાર છું. ધર્મપ્રચારનું કામ એ લોકો ભલે જરૂર ચાલુ રાખે પણ જો મારા કામમાં ડખલ દઈને એ મિનિસ્ટે શહિદ બનવાની એમને ખેવના હોય તો... તથાસ્તુ.' હિટલરે જાહેર કર્યું.

હિટલરને દેવળો જોવાનો ઘણો શોખ હતો. દેવળોના સ્થાપત્ય અને દીવાલ પરનાં ચિત્રોનો એ પૂજારી હતો. એક વાર મેં એક દેવળ પાસે એનો ફોટો પાડ્યો. એ ફોટો છપાયો કે તરત નાઝી પક્ષમાં ખળભળાટ થયો. હિટલરના મસ્તક પર દેવળનો ક્રોસ દેખાતો હતો. એ ફોટો પાછો ખેંચવા મારા પર દબાણ થયું. મેં તરત આખી વાત હિટલર સમક્ષ રજૂ કરી. 'હું દેવળમાં ગયો હતો એ હકીકત છે. મારા મનમાં શા વિચારો હતા એનો ફોટો તો ન પડી શકે અને તમે એ ક્રોસ ત્યાં નહોતો મૂક્યો. એ ફોટો જેમ છે તેમ જ રહેશે.'

હિટલર દૃઢતાપૂર્વક માનતો હતો કે જર્મનીને સમૃદ્ધિને શિખરે પહોંચાડવા કુદરતે એને મોકલ્યો હતો. આ માન્યતામાં એને થયેલા અકસ્માતોએ વધારે શ્રદ્ધા રેડી હતી. અકસ્માતો વખતે હંમેશાં એને જાણે અંદરથી કોઈ અવાજ સંભળાતો અને અજાણતા લીધેલા નાના શા નિર્ણયને કારણે એ હંમેશાં બચી જતો.

એક વાર બર્જરગ્રોફવરમાં એણે અચાનક ભાષણ ટૂંકાવી નાખ્યું. રસમ તોડીને હસ્તધૂનનો કર્યા વગર એ ચાલ્યો ગયો. કોઈ અજ્ઞાત શક્તિએ એને બહાર ધકેલ્યો હતો. એકાદ મિનિટ બહાર આવ્યા ત્યાં બર્જરગ્રોફવર બોમ્બથી જમીનદોસ્ત બન્યું હતું.

૧૯૩૬માં સ્પેઈનથી પાછા ફરતા હિટલરની નજર સ્પીડોમિટર પર પડી. ટ્રેઈન ૮૦ માઈલની ગતિથી જતી હતી. એણે તરત ગતિ ઓછી કરવાનો હુકમ આપ્યો. થોડી પળો પછી અચાનક આંચકાઓની હારમાળા ચાલી આવી ને ગાડી અંતે ઊભી રહી. અમે સૌ બેઠક પરથી પડી ગયા. બહાર નજર કરી તો સામે ને આજુબાજુ લોહીલુહાણ માનવીઓ મરતા પડ્યા હતા. સદ્ભાગ્યે તરત ખબર પડી કે એ ટ્રેઈનનો અકસ્માત નહોતો. ટ્રેઈન આવતી હોવાથી એક ફાટક બંધ હતું પણ નાટક કંપનીનો ખટારો ફાટક ખુલ્લું હશે માનીને પૂરઝડપે એ ફાટક સાથે અથડાયો હતો. ભંગાર બનેલો પાટા પર પડ્યો હતો. જો હિટલરે ગતિ ઓછી ન કરાવી હોત તો અમારી ટ્રેઈન અટકી ન શકત. આમ સૌ બચી ગયા.

*

'જર્મની મારી નવવધૂ છે.' હિટલર કહેતો. નાઝી પક્ષની ઉચ્ચ કક્ષાએ કોઈ સ્ત્રીને પહોંચવા દેવામાં નહોતી આવી. સ્ત્રીઓ હિટલર પાછળ ઘેલી હતી ને હિટલર પણ સૌંદર્યવાન સન્નારીઓને ચાના આમંત્રણોથી કે ફૂલોના ગજરાથી ખુશ કરતો. પણ હિટલરે ન પરણવાનો નિશ્ચય કરેલો. એનું કારણ આપતા એ કહેતો: 'કુટુંબનો એક સભ્ય મહાન બને તો એનો અર્થ એવો નહીં કે એ વારસો સૌ કુટુંબીજનોમાં હોય જ. નેપોલિયને પોતાના માવકાંગલા સગાંવહાલાંઓને ઉચ્ચ કક્ષામાં આરોપીને સામ્રાજ્યનું પતન વહોરી લીધું. ઇતિહાસ સાબિત કરે છે કે મહાન પિતાનો પુત્ર ભાગ્યે જ એ મહાનતા પ્રાપ્ત કરે છે. સામાન્ય રીતે પુત્ર હંમેશાં માતાના ગુણો વારસામાં મેળવે છે એટલે બહુ આશા રાખવી નકામી છે.'

હિટલરના જીવનમાં મુખ્યત્વે બે નારીઓ સંકળાએલી છે. એક એની ભાણેજ ગેલી. હિટલરના નિકટના મિત્રમંડળમાં સ્ત્રીઓને સ્થાન નહતું. ૧૯૨૭માં એક સ્વરૂપવાન યુવતીએ આ મંડળમાં પ્રવેશ કર્યો અને વીજળીના ચમકારાની જેમ નિખાલસતા અને બાળકપણાથી સૌની માનીતી થઈ પડી. થોડા સમયમાં ગેલી આ મંડળના કેન્દ્ર રૂપ બની ગઈ. સૌ એને જોતાં જ હિલ્લાસમય બની જતા. એનું આગમન થતાં હિટલર પણ ઊઠી બેઠક પર બેસી જતો. ખરીદી કરવાનું કામ હિટલર ધિક્કારતો પણ

ગેલીની સાથે કલાકો સુધી એ ધીરજથી ફરતો. બને ત્યારે ફરી વાર ફીલ્મ કે નાટકો જોવા જતાં તો કોઈ વાર એકાંત સ્થળે ફરવા ચાલ્યાં જતાં. જાહેરમાં ગેલી તરફ એ સન્માનપૂર્વક વર્તતો. ફક્ત એની રીતભાત અને અવાજની મૃદુતામાં એનો પ્રેમ અછતો ન રહેતો. જો કે એને પોતાને તો એવી કલ્પના પણ ન હતી કારણ કે ગેલીને એ પૂજતો. ગેલીમાં એણે નારીત્વની સંપૂર્ણતાને જીવંત જોઈ – સૌંદર્ય, તાજગી, બુદ્ધિ અને ખિલખિલાટ હાસ્ય. ગેલીનું રક્ષણ કરવું એ હિટલરનું ધ્યેય હતું. પણ રક્ષણ કરવા જતા ગેલી પર વધારે પડતા અંકુશો આવ્યા. ૨૦ વરસની ગેલીને છૂટથી ફરવાની, મિત્રો સાથે હળવામળવાની ઇચ્છા હતી, કોઈ કોફી-હાઉસને ખુણે બેસી રહેવાનું એને પસંદ ન હતું. એક વાર એને નૃત્ય જલસામાં જવું હતું પણ હિટલર ન માન્યો. આખરે ગેલીના હઠાગ્રહે, ૧૧ સુધીમાં પાછા આવી જવાની શરતે એણે રજા આપી અને સાથે મને રખેવાળી કરવા મોકલ્યો. મને દયા આવી કારણકે આવી મિજલસોમાં સાચો રંગ તો મધરાત પછી જ જામે છે. મેં હિટલરનું ધ્યાન દોર્યું પણ એનું મન માન્યું નહીં, "હેફમેન, ગેલીનું ભવિષ્ય મારે મન અમૂલ્ય છે. એની પર નજર રાખવી એ મારી ફરજ છે. સાચી વાત છે કે મને ગેલીપર પ્રેમ છે પણ તમે મારા લગ્ન ન કરવાના કારણો જાણો છો. એટલે સાચો પુરુષ ન મળે ત્યાં સુધી ગેલીને કદાચ ન ગમે તો પણ મારે આમ કરવું જ રહ્યું." પણ એને ખબર ન હતી કે ગેલી તો વિયેનાના એક ચિત્રકાર પર મોહિ ચૂકી હતી.

એક દિવસ અમે લાંબી સફરે નીકળ્યા. હિટલર શાંત હતો. અચાનક એ બોલી ઊઠ્યો, "મને કોઈ ખરાબ વાતના ભણકારા વાગે છે." મેં એને આનંદમાં રાખવા ખૂબ પ્રયત્નો કર્યા પણ અંતે મારી પર એની ઉદાસીની અસર થવા લાગી. અમે બંને મોટરના ધીમા અવાજમાં ડૂબી ગયા. અચાનક પાછળથી એક મોટર પુરવેગે આવતી દેખાઈ. એક જણ ખૂબ આવેશમાં હાથ હલાવતો હતો. સામાન્ય રીતે, હિટલરની ગાડીને ઓળંગવાનું ગેરકાયદે હતું. પણ અમે અટક્યા અને એક છોકરો દોડતો આવ્યો., હિટલરની ફોન પર જરૂર હતી. હિટલર દોડ્યો, ફોનની ઓરડીનું બારણું પણ બંધ ન કર્યું "હા, હું હિટલર, શું થયું છે?" એના અવાજમાં વ્યાકુળતા હતી. "ભલા ભગવાન, ગજબ થયો." એ ચીસ પાડી ઊઠ્યો, "હેસ, મને જવાબ દે, હા કે ના? એ જીવે છે કે નહીં? હેસ, એક અફસર તરીકે તને આદેશ કરું છું કે સાચું કહે, હેસ, હેસ, હેસ!" આટલી વારમાં તો એની ચીસ ચારે બાજુ ગાજી રહી પણ ટેલિફોન નિર્જીવ બની ગયો. પાછા આવીને એણે શોફરને પુરઝડપે પાછા વળવાનું કહ્યું. પછી હોઠ બીડીને એ બેસી રહ્યો. પાછા પહોંચતા ખબર પડી કે ગેલીએ આત્મહત્યા કરી હતી.

બે દિવસ પછી મને લઈને એ જંગલમાં એક ઘરમાં રહેવા ચાલ્યો ગયો. બે દિવસ ને બે રાત એણે હથેળીઓ ભીડીને આંટા માર્યા. ખાધું પીધું નહીં. મારી ધીરજ ખૂટતી હતી, ત્યારે એણે પાછા ફરવાનું નક્કી કર્યું, "બસ પાછા કામ પર, વિજયની વરમાળ મળે ત્યાં સુધી."

*

ઇવા બ્રાઉનનું નામ હિટલર સાથે ખૂબ વપરાય છે. પણ બહુ ઓછા લોકો હકીકત જાણે છે. રોમાંચક પ્રેમકથાના ચાહકો નિરાશા પામશે. ઇવા મારા સ્ટુડીઓમાં કામ કરતી. હિટલર બાગ સૌ માણસોને ઓળખતો અને આવતા જતા એ વાતો પણ કરતો. ઇવાને ફૂલો આપીને કે એકાદ મશ્કરીથી એ ખુશ કરતો, પણ આથી વધુ ધ્યાન એણે આપ્યુ હોય એવું અમને લાગ્યું નહોતું. પણ ઇવાએ માની લીધું કે હિટલર એના પ્રેમમા પડ્યો હતો અને એ સૌને આવું કહેતી પણ ખરી. હિટલરને આવી ખબર પણ નહોતી ત્યાં લગ્નની તો કલ્પના પણ ક્યાંથી હોય. હા, કોઈ વાર પોતે આવવાનો હોય ત્યારે ઇવાને બોલાવવા પણ કહેતો. રાજકારણના કાવાદાવાથી થાકી દિવસને અંતે કોઈની સાથે ખુલ્લે મને ગપ્પા મારવાથી એ થોડી રાહત પામતો. ૧૯૩૨ના ઉનાળામાં એક દિવસ ઇવા કામપર ન આવી. પણ બપોરે ડૉક્ટર પ્લેટ મળવા આવ્યા એમના ચહેરાપર ગંભીરતા પથરાઈ હતી. એમણે, કહ્યું "આ ખૂબ ખરાબ કહેવાય. કાલે રાત્રે ઇવાએ મને ફોન કરેલો ને ક્ષીણ અવાજે કબૂલ કર્યું કે એણે પોતાની પર ગોળી ચલાવી હતી,

કારણકે હિટલરે એની અવગણના કરી હતી "
ડૉ૦ પ્લેટ ગયા ને હિટલર આવ્યો. મે એને તરત વાત કરી

"ડૉ૦ પ્લેટ મૂગા રહેશે?" એણે પૂછ્યુ. મે હા પાડી હિટલરે એમની સાથે વાત કરી એ પરથી મને લાગ્યુ કે ઈવાએ એને વિદાયનો પત્ર લખેલો હિટલરે વ્યગ્ર અવાજે પૂછ્યુ, "ડૉક્ટર, મને સાચુ કહેજો, તમે એમ માનો છો કે ઇવાએ મારુ ધ્યાન ખેચવા જ ગોળી ચલાવી છે?" ડૉક્ટરે માથુ ધૂણાવ્યુ, 'રિવૉલ્વરનુ નિશાન તો હૃદય તરફ જ હતુ " એમના મતે તો એ આપઘાતનો જ પ્રયાસ હતો હિટલરે આટા મારવાનું શરૂ કર્યું અચાનક અટકીને એ બોલ્યો, "સાભળ હોફમેન, આ છોકરીએ મારી પરના પ્રેમને કારણે આવુ કર્યું છે પણ મે એને એવુ કરવા કારણ મળે એવુ કંઈ નથી કર્યું " ફરી એણે આટા મારવાનું શરૂ કર્યું ને બોલ્યો, "હવે મારે એનુ ધ્યાન રાખવુ જ પડશે "

"આમા તમારો કંઈ વાક નથી " મે કહ્યુ

'એવુ કોણ માનશે? અને આવુ ફરી ન થાય એવી ખાત્રી પણ શી?"

મારી પાસે આનો જવાબ નહોતો 'હું જો આ જવાબદારી સ્વીકારુ તો એનો અર્થ એવો નહી કે હુ એને પરણીશ."

આમ ઇવાએ ધાર્યું મેળવ્યુ, અને એ હિટલરને ઘેર રહેવા ગઈ પણ ત્યારે પણ એ બને વચ્ચે 'સબધ' હોય એમ હુ નહોતો માનતો હિટલરને મન તો ખજાનામા એક મોતીનો ઉમેરો થયો

કોઇ પણ સરકારી મિજલસોમા ઇવાને સ્થાન ન હતુ હિટલરની મુસાફરીઓમા કે એની ઓફિસમાં એ કદી ન આવતી નિકટના મિત્રો વચ્ચે પણ કોઇ અફસર હોય તો એ બહાર ન આવતી

વહેલી મોડી ઇવા હિટલરની પ્રેયસી બની એ સત્ય છે પણ ક્યારે એ મને કે કોઈને ખબર નથી હિટલરનુ ઇવા તરફનુ વર્તન એવુ જ રહ્યુ એટલે લગ્ન લેવાયા ત્યારે અમને સૌને આશ્ચર્ય થયુ ત્યારે પણ ઇવા હિટલરને ખરેખર ચાહતી હતી કે નહી એ કહેવુ મુશ્કેલ છે એ એક સામાન્ય છોકરી હતી અને સ્વાભાવિકપણે જ આટલુ સન્માન અને મહત્ત્વ પામતા એને આનદ થતો પોતે જેને લાયક નહોતી એવી પ્રેમની કલ્પનાસૃષ્ટિમા એ રાચતી જેમ કેટલાક લોકો નિરાતને સમયે આરામ ખુરશીમા બેસીને હોકલી પીએ એમ હિટલર આકર્ષક યુવતીઓ સાથે કિલ્લોલ કરતો

પણ પછી જેમ જેમ લડાઈ આગળ વધી અને ઇવા આ જીવનની સાચી ઝાખી લેવા લાગી એમ એનો માનસપટ વિશાળ બનતો ગયો, એનુ વ્યક્તિત્વ ખીલતુ ગયુ અને મૃત્યુ સમયે પતિની સાથે જ રહેવાના નિર્ણયને પરિણામે જગતની પ્રેમકથાઓની નાયિકાઓમા આગળ પડતુ સ્થાન પામી.

*

હિટલરને કળાનો ખૂબ શોખ હતો એ દભ નહોતો કળા વિવેચક તરીકે એની દૃષ્ટિ ખૂબ તીવ્ર હતી અને પોતે પણ સારો એવો ચિત્રકાર હતો એના કેટલાક ચિત્રો અમૂલ્ય છે, અને પોતાની ઇચ્છા પ્રમાણે કળાકાર બની શક્યો હોત તો પાણીના રગો વાપરતા ચિત્રકારોમા આગળ પડતુ સ્થાન જરૂર પામત વિયેનામા પોતાના ચિત્રો વેચીને પોતાનુ ગુજરાન ચલાવતો એટલુ જ નહી પણ પક્ષને પણ જેમ તેમ જીવતો રાખેલો ૧૯૪૪મા એનું એક ચિત્ર ૩૫૦૦૦ રૂપિયામા વેચાયેલુ એણે સર્જેલા બે ચિત્રો આજે પણ વોશિંગ્ટન મ્યુઝિયમમા છે નિવૃત્તિના સમયે એક 'ગેલેરી' ખોલવાની એની ઇચ્છા હતી જર્મનીમા ચિત્રકળા આગળ પડતુ સ્થાન પામે એવી એની તમન્ના હતી

*

રોજ સવારે ઉઠીને હિટલર સીધો અગાશીમા જતો ત્યા રોજ એ સમયે એક અદ્ભુત દૃશ્ય રચાતુ. બે જર્મો ગરુડો આકાશમા ચક્કર મારતા દૂરબીનમાથી હિટલર વિશાળ પાંખો વીઝાતી જોતો અને પ્રેરણા પામતો પણ એક દિવસ સત્યાનાશ વળી ગયુ એને બદલે એક જ ગરુડ દેખાયુ દિવસો સુધી હિટલર ચિંતામગ્ન રહ્યો

હિટલરનો જન્મદિવસ ઉજવવા સૌ ઓબરસા લ્ઝબર્ગ જઈ રહ્યા હતા મ્યુનિક ૩૦ માઇલ દૂર રહ્યું ત્યારે એક મોટર સામેથી આવીને પુરવેગે પસાર

થઈ ગઈ પણ એક પક્ષી પાંખો પાથરીને એ મોટરમાં પડયું હતુ એ હિટલરની નજર બહાર ન રહ્યું તરત કાફલો અટકયો. "એ તો મારું જ ગરુડ." હિટલર ખાત્રીપૂર્વક બોલ્યો. એણે તરત એ મોટર પકડવાના ફરમાન આપ્યા.

"જો હું સાચો પડીશ, તો હું વચન આપું છું કે એ બદમાશોને સખત સજા કરીશ એમને જ નહીં, પણ એ શિકાર સ્વીકારનારને પણ " એનો ચહેરો ફીકો પડી ગયો હતો. અમને સૌને કમનસીબ શિકારીની દયા આવી. એકાદ કલાક પછી સરકારી મોટર પાછી વળી.

"આપની વાત સાચી છે, હેર હિટલર, એ જ પહાડી ગરુડ છે.'

"અને એ સ્વીકારનાર?" હિટલર દાત કચક ચાવીને બોલ્યો.

એ ગરુડ આપને ઘેર મોકલ્યું છે. એની સાથે આરસની આ પ્લેટ હતી.

"અમારા વ્હાલા ફ્યુહરરને—પર્વતો તરફથી. ૨૦ એપ્રિલ." અમારા શ્વાસ નીચા બેઠા હવે કઈ સજા થાય એમ નહેતુ *

ગોરિંગને શિકારનો શોખ હતો અને હિટલર એનો કટ્ટો વિરોધી એટલે ઘણીવાર ગરમાગરમ જામતી હિટલર કહેતો.

"મને શિકારના ધધા સામે વાધો નથી અથવા જે લોકોને નાનપણથી જ પશુઓના શિકાર રમત તરીકે શિખવવામાં આવ્યો હોય એ લોકો શિકાર કરે તો ફરિયાદ નથી પણ આજકાલ તો ફેશન થઈ પડી છે સરકારી અફસરો તો મૂગા પશુની હત્યા કરવામા મોટી ગમત સમજે છે."

આમ શરૂઆત થઈ ને ગોરિંગે કહ્યુ'

"મારા ફ્યુહરર, આપ અન્યાય કરો છો જર્મન શિકારી તો આપણા જગલનો પાલનહાર છે."

હિટલર કટુતાથી હસ્યો, 'હં પાલનહાર, હા, હા, પશુઓ તગડા થાય ત્યા સુધી રક્ષક અને પછી! નોકર આવીને કહેશે કે સાહેબ, પશુ હવે આ જગ્યાએ આ સમયે નીકળશે ને પછી સાહેબ નિરાતે ટેલિસ્કોપથી જોતા જોતા છાનામાના પશુને હલાલ કરશે, હા હા, રક્ષક, હં!"

"પણ શિકાર તો રાજકીય હથિયાર પણ છે, ફ્યુહરર, પરદેશી મુત્સદ્દીઓને શિકારનું નિમંત્રણ ખૂબ ગમે છે કેટલીક વાર ભલભલા કોયડા ટેબલ-ખુરશીને બદલે શિકારમંચ પર સરળતાથી ઉકલી જાય છે." ગોરિંગે કહ્યું.

"હં, મને શિકારની કંઈ ખબર નથી, પણ જો એનાથી રાજકીય કોયડા ઉકલતા હોય તો આપણાં પરદેશી મહેમાનોને હું જર્મનીના બધા કતલખાના સોંપી દઈશ." હિટલરના શબ્દોમાં કટાક્ષ અને ગુસ્સો વધતા હતા.

"તમે મશ્કરી કરો છો." ગોરિંગે બબડતામાં તેલ હોમ્યું.

"મશ્કરી જાય જહન્નમમાં. શિકારને રમત ગણતા હો તો જાઓને, જંગલી પશુને હાથોહાથ પડકારોને! ખૂનીઓ, તમે હાથોહાથ લડાઈમાં રીંછને ભાલાથી પણ મારો તો રગ છે તમને પેલો જાડિયો ચોપડા વેચનારો મુલર દોડીને હરણને પકડી શકે તો એને ઈલકાબ એનાયત કરું. છલાગતા વાઘ સામે ઊભો પણ રહી શકે એવા ભડ માટે મને માન છે. પણ પ્રેમઋતુમા વિહરતા અજાણ્યા, મૂંગાં પશુ-યુગલોને માચડે ચડીને પીંખી નાખવા એને રમત કહો છો?" હિટલરના રોષે સૌને ધ્રુજાવ્યા.

"આજ પછી, નાઝી પક્ષનો કોઈ પણ સભ્ય ધંધાથી શિકારી ન હોય તો શિકારનુ નિમંત્રણ આપશે કે સ્વીકારશે નહી. કાનુનમત્રીને હું શિકારના ધારામા ફેરફાર કરવાની આજ્ઞા આપું છુ." અલબત્ત, હિટલર શાકાહારી હતો.

*

લડાઈ પૂરી થાય એ પહેલા મારી મૈત્રી ઘણાને ખૂંચી. ઘણા કાવાદાવાથી અમને છૂટા પડાવાયા પણ આખરે સત્ય બહાર આવ્યુ ને ફરી અમે મિત્રો બની ગયા લડાઈ પૂરી થઈ. હું પકડાયો. રાજકારણ સાથે મારે કંઇ લેવા દેવા ન હતી એ સાબિત થતા અમેરિકનોએ મને છોડી મૂક્યો. પણ જર્મનીની નાઝી-વિરોધી સરકારે મને પકડયો મારી નિર્દોષતા સાબિત કરતા કરતા ચાર ચાર વરસ સુધી હું કેદી છાવણીઓમા સડયો. મારી માલમિલકત જપ્ત થઈ હતી. ૨૫ વરસની નિર્દોષ અંગત મૈત્રી માટે મેં આ કીમત ચૂકવી હતી.

# હિપો

મોહનભાઈ પટેલ




ભારતની કાશ્મીરથી કન્યાકુમારી સુધીની લંબાઇ કરતાં લગભગ બે ગણી વધારે લાંબી નાઈલનું સ્વરૂપ કરાળ અને કોમળ છે. એનું નૈસર્ગિક રૂપ માનવીમાં ભય અને સૌન્દર્યનો સંચાર કરે છે. એ રૂપનાં રહસ્યને પામવાને માનવીએ નિરંતર પ્રયાસ કર્યો જ કર્યો છે. વનસ્પતિ અને પશુપંખીની સમૃદ્ધિ કંઈ૫ક કોને સચેતન બનાવી મૂકે છે. ભયાનકને પણ સુંદર ગણવાની આપણામાં ત્રેવડ હોય તો નાઇલને જ્યાંથી જુઓ ત્યાથી એનાં અદ્‌ભુત સૌન્દર્ય દ્વારા સૃષ્ટાનો મહિમા પ્રત્યક્ષ થાય છે.

પૂર્વ આફ્રિકા જનારા યાત્રીઓ યુગાન્ડામાં નાઇલનો સુવિખ્યાત જળપ્રપાત મચ્યુંસન ફોલ્સ જોવા જવાના જ. કમ્પાલાથી મોટર રસ્તે ત્યાં જવાય છે. રસ્તે ધરતીનું પ્રગલ્ભ રૂપ નિબિડ વનરાઇઓમાં વ્યકત થાય છે આવી વિરાટ પ્રકૃતિની મૈત્રી સાધવાને માનવીએ પણ શું શું કર્યું છે? ગાઢ અરણ્યોમા થઇને સુંદર રાજપથોની રચના કરી છે. અભિનંદન એ સાહસિકોને.

કમ્પાલાથી મસીન્ડી થઇને ત્યાના વિશાળ નેશનલ પાર્કમાં થઇને ફોલ્સ જવાય છે. રસ્તે હાથીઓનાં જૂથનાં જૂથ! એ પ્રચણ્ડકાય પ્રાણીની લીલા ત્યાં જ સોળે કળાએ ખીલી હોય છે. ઘડીભર એમ થાય કે આવા ગંજાવર પ્રાણીઓને પણ માનવી બિચ્ચારા કેવાં કરી શકે છે! જંગલી ભેંસો અને કવચિત ગેંડા પણ દૃષ્ટિએ પડે છે. નાઇલને કાંઠે એકઠ્ઠાણાફેરી કરીને યાત્રિકો માટે વિહારસ્થાન રચ્યું છે. ફોલ્સ જોવા જનારા અહીં પણ જાય છે. ફોલ્સની ગંભીર ગર્જના અહીં સુધી પણ સંભળાય છે. અહીંયા લોન્ચની સગવડ છે. યાત્રિકોને આ લોન્ચમાં નાઇલનો જળવિહાર પણ કરાવાય છે. આ જળવિહાર કેવળ જળવિહાર નથી હોતો. ત્યાંના મહાકાય મગરો અને હિપોની બહુલતા પણ જોવાની હોય છે. અહીં આપણે હિપોની વાત કરીશું.

હિપોને આપણે જળઘોડો કહીએ છીએ. હિપો ઉભયચર પ્રાણી છે. દિવસે તો આખો વખત જળમાં જ રહે છે તેથી એનાં નામનું પૂર્વપદ 'જળ' સાર્થક છે. પણ 'ઘોડો' પદ ભાગ્યે જ એનો ખ્યાલ આપવાની ક્ષમતાવાળું છે. કયા ઘોડાની કમનીય શોભા ને કયાં હિપોની વરવી કાયા! આપણે જો ઊંટને એના અઢારે વાંકાં કહીને નિંદીએ છીએ તો હિપોને કેમ વર્ણવીશું? લોન્ચમાં નાઇલનો જળવિહાર કરીએ ત્યારે એનાં ટોળેટોળાં પાણીમાં ડૂબાડૂબ હોય છે. આંખ, કાન, નાક જ માત્ર બહાર રાખીને કાયા આખી જળમાં જ રાખીને હિપો પણ જળવિહાર કરતા હોય છે. હિપો પાણીમાં કે ધરતી પર યદચ્છા ફરી શકે છે તેથી તે ઉભયચર પશુઓના વર્ગમાં આવે છે. પશુશાસ્ત્ર એને હિપોપોટેમસ એમ્ફીબીઅસના નામથી ઓળખે છે. હિપોપોટેમસનો અર્થ જળઘોડો થાય છે. પણ એ ઘોડા જેવું છે જ કયાં? હિપો ઘોડાને મળતું નથી, એનું જો કોઇ પિતરાઇ હોય તો તે ભુંડ છે. એના પગ ભુંડના પગને ઘણા મળતા છે. હિપોના પગને મોટા નખ કે ખરીઓ હોય છે.

પાણીમાં-વરસાદમાં—મદદરૂપ થઇ પડે તેવી તેમની રચના પણ હોય છે. એ બને પ્રાણીઓના દંતમાં પણ કેટલુંક સામ્ય છે. એના શૂલદંત મોટા થઇને હાથીદંતની માફક આગળ આવે તેવા હોય છે.

હિપોની લંબાઇ પંદર ફૂટ સુધીની હોય છે. એની ઊંચાઇ અન્ય પ્રાણીઓની જેમ સ્કંધપ્રદેશ નહિ પણ પાછલા પગના ભાગની પીઠ આગળથી વધારે હોય છે. એના શરીરનો પરિઘ આશરે ૧૫ ફૂટ જેટલો હોય છે. હિપો ગમે તેવા જોરવાળા પ્રવાહની સામે સહેલાઇથી તરી શકે એવો ભયંકર તરવૈયો છે. જેટલી સહેલાઇથી આપણે ધરતી પર હરીફરી શકીએ છીએ તેટલી જ સહેલાઇથી તે પાણીમાં ફરી શકે છે. પાણીમાં તળિયે ઘણી ક્ષણો સુધી તે રહી શકે છે. ઘણી વાર પાણીમાં તરવાને બદલે છેક તળિએ જઇને તે ચાલવા લાગે છે. પ્રાગૈતિહાસિક સમયમાં હિપો ઘણે સ્થળે હતા. આજે તે આફ્રિકાના કેટલાક પ્રદેશોમાં જ માત્ર છે.

હિપોને બધા મળીને ૪૦ દાંત હોય છે. પણ એના શૂલદંત જ માત્ર દેખાય છે. નર હિપોનો એ દાંત ત્રણ ફૂટ કરતા વધારે મોટો હોય છે. એનું વજન ૮ પાઉન્ડ જેટલું થવા જાય છે પુખ્ત હિપોનું વજન ૨ થી ૩ ટન જેટલું તો સહેજે હોય છે. એ બગાસું ખાય છે ત્યારે વળી એનો દેખાવ જોવા જેવો હોય છે. એકાદો નાનો માણસ સહેજ વાંકો વળીને બેસે તો ખાસ્સુ સિંહાસન, છત્રવાળું સિંહાસન બને એવડું એનુ મો હોય છે!

હિપો આમ તો નિશાચર છે. રાત્રે જ ખાય છે. દિવસે પાણીમા તંદ્રિત અવસ્થામાં પડયા હોય છે. તાપ એનાથી સહન થતો નથી, તેથી દિવસ આખો પાણીમા જ લગભગ હોય છે. ઇશ્વરે એના શરીરની રચના જ એવી કરી છે કે તે નાક કાન અને આંખો પાણીની બહાર રાખીને બાકીનુ શરીર આખું પાણીમા ડુબાડી રાખી શકે છે. આવી સ્થિતિમાં પડેલા હિપોનાં ટોળાનું દશ્ય એકવાર જોયું હોય તો ન વિસરાય તેવું તે છે.

હિપો સાધારણ રીતે રાતે ચરવા નીકળી પડે છે. ઘણું કરીને તે ઘાસ ખાય છે. પણ જો અનાજનું કે શેરડીનું ખેતર હાથમાં આવી ગયું તો ખલાસ. એનો ઘાણ વળ્યો સમજવો. વહાણું વાતાં હિપો પાછા જળમાં આવી પડોચે છે. બે થી ત્રણ હંડ્રેટ જેટલું, ઘાસ પેટમાં ભરીને! પછી આખો દિવસ વાગોળીને પચાવે! આ પ્રાણી ધરતી ઉપર હોય ત્યારે તેની ચામડીમાંની ગ્રન્થિઓમાંથી રાતું પ્રવાહી દ્રવે છે. તેથી લોકો એમ કહે છે કે એને લોહીનો પરસેવો થાય છે!

એને એક વખતે એક જ બચ્ચું આવે છે ને એકાદ વરસ સુધી માતાની દેખભાળ નીચે રહે છે. મા જ્યારે પાણીમાં હોય છે ત્યારે બચ્ચું તેની પીઠ ઉપર બેસેડૂ છે.

હિપોને એક બીજું પિતરાઈ પણ છે. એને વામન હિપોપોટેમસ કહે છે. પ્રાણીશાસ્ત્રનું એનું નામ શોએરોપ્સીસ લિબરિએન્સીસ (choeropsis liberiensis) છે. ભુંડના જેટલા કદનું તે સાધારણ રીતે હોય છે. પણ આ પ્રાણીઓ અતિવિરલ થઇ ગયા છે. ગિયાના, સિએરાલિયોન, લાઇબેરીઆ અને પશ્ચિમ આફ્રિકાનાં જંગલોમાં એ જોવા મળે છે.

પ્રકૃતિમાં જેમ સુંદર પ્રાણીઓ છે; તેમ આવા અસુંદર પ્રાણીઓ પણ છે. એવાં પ્રાણીઓની પણ પ્રકૃતિ રક્ષા કરતી હોય છે. એના શરીર પરનાં જીવડાં વીણી લેવાને માટે ઇશ્વરે ખાસ પંખીઓ પણ સર્જ્યાં છે. આપણા દેશમાં ભેંસ, બળદ, ગાય જેવાં પ્રાણીઓનાં શરીર પરનાં કીટકો વીણી લેનારાં કાગડો, કાબર જેવાં પંખીઓ છે જ ને? ગેંડો, હાથી, હિપો આદિ મહાકાય પ્રાણીઓના શરીર પરના કીટક વીણી લેવાને માટે ગોકીટકપખી-tick birds હોય છે.

હિપોને પ્રત્યક્ષ જોઇને કુદરતની સર્જનલીલાનો વિચાર આવે છે.

---

અરે, ભનાંદમી, વધુ નહિ તો જીવનમાં એક વાર કોઇ શુભકર્મ કરવાનો સંકલ્પ કરો! પછી જુઓ કે એક જ વ્યકિતનો નિશ્ચય શુ કરી શકે છે! સંસારનો સારો યે ઇતિહાસ આવા જ કોઇક સંકલ્પનિષ્ઠ નરપુંગવોએ જ રચેલો છે.

—સ્વામી શ્રદ્ધાનંદજી

# ગુજરાત સ્ટેટ કો-ઓપરેટીવ લેન્ડ મોર્ટગેજ બેન્ક લિ.

(રજિસ્ટર્ડ ઓફીસ : અમદાવાદ)

૯, શ્રીમાળી સોસાયટી, નવરંગપુરા,
અમદાવાદ-૯

સહકાર ભવન, હેમરભાઈ રોડ,
રાજકોટ

અધિકૃત શેર ભંડોળ રૂા. ૫.૦૦ કરોડ
ભરપાઈ થયેલ શેર ભંડોળ રૂા. ૧.૭૫ કરોડ

ગુજરાત રાજ્યના ખેડૂતોની તેમની જરૂરિયાતો જેવી કે કૂવા, ટ્રેક્ટર, ઓઈલ એન્જીન, મોટર પમ્પ તથા અન્ય હેતુઓ માટે રૂપિયા ૨૪ કરોડનું ૧૫૧ શાખાઓ દ્વારા ધીરાણની સગવડ પૂરી પાડનારી, રાજ્ય વ્યાપી આ સંસ્થા રાજ્યના ખેતી ઉદ્યોગની આબાદી ઇચ્છે છે અને ખેડૂત જનતાને,

## દીપોત્સવીની શુભેચ્છાઓ

તથા

## નૂતન વર્ષાભિનંદન

## પાઠવે છે.

જમિયતરામ ક મોદી
ઉપ-પ્રમુખ

હ ક. ત્રિવેદી
મેનેજીંગ ડીરેક્ટર

ઉદયભાણસિંહજી
પ્રમુખ
(યુવરાજ સાહેબ ઓફ પોરબંદર)

# ધી જૂનાગઢ ડિસ્ટ્રીકટ સેન્ટ્રલ કો-ઓપરેટીવ બેન્ક લિ૦

## જૂનાગઢ.

ટેલિફોનઃ-મેનેજરઃ- ૨૦૭, ૨૦૭એકસે. | ટેલિગ્રામઃ-'COOPBANK'
એકાઉન્ટન્ટઃ- ,૨૭૮. | પોસ્ટબોક્ષ નં. -૪

(તા. ૨૨-૪-૧૯૫૫ના રે.નં મુંબઈ રાજ્યના સહકારી કાયદા હેઠળ નોંધાયેલ.)

મુખ્ય કચેરીઃ-વણઝારી ચોક, જૂનાગઢ.

પ્રમુખઃ- શ્રી ચિતરંજન રૂ૦

ઉપપ્રમુખઃ- શ્રી દ્વારકાદાસ ન૦ ત્રિવેદી

—: શાખાઓ :—

| | | |
|---|---|---|
| ૧. | અધિકૃત શેર ભંડોળઃ- | રૂ. ૧૦૦.૦૦ લાખ |
| ૨. | ભરપાઇ થયેલ શેર ભંડોળઃ- | રૂ. ૫૭.૦૦ લાખ |
| ૩. | અનામતફંડ અને અન્યભંડોળઃ- | રૂ. ૧૦૦૦ લાખ |
| ૪. | કાર્યભંડોળઃ- | રૂ. ૩૦૦.૦૦ લાખ |

| | | | |
|---|---|---|---|
| ૧. વેરાવળ | ૨. માણાવદર | ૩. પોરબંદર | ૪. ઉના |
| ૫. વંથળી | ૬. કેશોદ | ૭. માંગરોળ | ૮. માળીયા હાટીના |
| ૯. તાલાળા | ૧૦. વિસાવદર | ૧૧. કુતિયાણા | ૧૨. રાણાવાવ |
| ૧૩. ભેસાણ | ૧૪. મેંદરણા | | |

* દરેક પ્રકારની થાપણો આકર્ષક વ્યાજના દરે સ્વીકારવામાં આવે છે.
* પંચાયતો, મ્યુનીસીપાલીટી, જુદા જુદા પ્રકારના બોર્ડ અને ટ્રસ્ટની બેંકર તરીકે કામ કરે છે.
* દરેક શાખા પર તથા ગુજરાત અને મહારાષ્ટ્ર રાજ્યના શહેરો ઉપર ચેક-ડ્રાફ્ટ ઇસ્યુ કરવામાં આવે છે.
* ગુજરાત રાજ્યના શહેરો તથા બીજા સ્થળો ઉપરની હુંડી – બીલ વિ૦ વસૂલ કરવાની વ્યવસ્થા છે.
* આ જિલ્લામાં ખેતી વિષયક કામકાજ માટે નાણાં ધીરનારી મધ્યસ્થ સંસ્થા છે.
* જિલ્લાની સહકારી મંડળીઓ મારફત, ખેડૂતોને ખેતી વિષયક કામકાજ માટે ધીરાણ કરવા ઉપરાંત, ગૃહ અને નાના ઉદ્યોગોના વિકાસ માટે, પગારદાર કર્મચારીઓને તથા નાગરિક બેંકોને પણ નાણાંકીય સગવડ પૂરી પાડવામાં આવે છે.

વધુ વિગત માટે મેનેજરનો સંપર્ક સાધો.

મનહરલાલ રૂ૦ નારેચણીયા
બી૦ કોમ, એલ૦ એલ૦ બી૦,
મેનેજર.

શુભકામનાઓ સાથે

**શ્રી અંબિકા મિલ્સ લિમિટેડ**

**અમદાવાદ**

---

શુભેચ્છાઓ સાથે

## ન્યુ ગુજરાત કોટન મિલ્સ લિ.

[illegible]

[illegible]

'વૈષ્ણવજન' પ્રત્યે
શુભકામના



## ધી કમેરશીઅલ અમદાવાદ મિલ્સ કું. લિમિટેડ
અમદાવાદ-૧૧

## રાષ્ટ્રીય સંરક્ષણ નિધિમાં ..

## ઉદાર હાથે મદદ કરો.

ઉના તાલુકા સહકારી ખરીદ વેંચાણ સંઘ રાષ્ટ્રીય કટોકટીમાં પોતાની ફરજ અદા કરવા માટે કટીબદ્ધ છે.

ઉના તાલુકા સહકારી
ખરીદ વેચાણ સંઘ

**ઉના**

જિ૦ જૂનાગઢ
ફોન નં૦ ૯



## લાલજીભાઈ ગોકળદાસ

મેટલ વર્કસ

પિત્તળના પાટા સગડલ તથા
– વાસણો માટે :–

લાતી રોડ, મોરબી.







With Best Compliments
From –

**'AMER FINANCE BOMBAY**
**(P) LTD.'**



તાલુકા પંચાયતો. નગર પંચાયતો, ગ્રામ પંચાયતો. સ્કુલો, સરકારી તેમજ બીન સરકારી કચેરીઓ, વેપારીઓ, બેંકો વિગેરે માટે ખુબ જ ઉપયોગી.

## સીમ્પલેક્સ

ફુલી ઓટોમેટીક કી ડુપ્લીકેટર મશીન. કિ રૂા ૨૨૫
ગેરંટી પાંચ વર્ષ
[illegible] ગવર્નમેન્ટ તેમજ ગુજરાત [illegible]
બોર્ડ નોંધ છે એક [illegible]
[illegible]

"ઓલવીન" રેફ્રીજરેટર તેમજ સ્ટીલ ફરનીચર

[illegible]
– રાજકોટ ડિસ્ટ્રીક્ટના [illegible] વિક્રેતા :–

## ગુર્જર વોચ કંપની

[illegible], રાજકોટ • [illegible], જામનગર

# યુનિયન

કો-ઓપરેટીવ ઇન્સ્યોરન્સ સોસાયટી લિમિટેડ

ભારતની એક અપ્રતિમ વીમા સંસ્થા, જે તેના પોલિસી હોલ્ડરોને નફાનું બોનસ (આવકવેરા-મુક્ત) વહેંચે છે જેણે નીચે જણાવેલી વીમા યોજનાઓની પહેલ કરી છે –

★ ઢોર વીમા યોજના

★ પાક વીમા યોજના

★ જૂથ વીમા (અંગત અકસ્માત)

— મોટા, મધ્યમ અને નાના પાયાના ઉદ્યોગો માટે :—

★ કૌટુંબિક વીમા યોજના

★ ખોટ જવા સામે વીમા યોજના

★ મશીનરી ભાંગતૂટ વીમા યોજના

સર્વે પ્રકારનું સામાન્ય વીમાનું કામકાજ કરવામા આવે છે

• હેડ ઑફિસ •

યુનિયન કો–ઓપરેટીવ ઈન્સ્યોરન્સ બિલ્ડીંગ

૨૩ પી એમ રોડ, કોટ, મુંબઇ-૧.

ફોન : ૨૫૫૨૩૬-૭

તાર : 'CO FIRE'

ડી. એન. દેસાઈ

મેનેજર

શાખાઓ દેશભરમા સર્વત્ર છે.

અનેક શુભેચ્છાઓ સાથે



શ્રી

કાંતિ કોટન મિલ્સ

પ્રાઇવેટ લિમિટેડ

સુરેન્દ્રનગર

# TEXTILE MACHINERY CORPORATION LTD.

(TEXMACO)

BELGHARIA, 24 PARGANAS

WEST BENGAL

Manufacturers of :–

ALL TYPES OF COTTON & STAPLE FIBRE SPINNING MACHINERY, SUCH AS RING FRAMES UPTO 8" SPINDLES WITH MOST MODERN DRAFTING SYSTEMS;

CARDING ENGINES, DRAWING FRAMES AND SIMPLEX FLY FRAMES IN COLLABORATION WITH HOWA OF JAPAN;

TEXMACO 3C WARD CAPSTAN LATHES IN COLLABORATION WITH WARD OF BRITAIN.

WATER TUBE BOILERS IN COLLABORATION WITH COMBUSTION ENGINEERING CORPORATION OF UNITED STATES;

LANCASHIRE BOILERS 30 ft. × 8 ft. upto 220 Lbs. PRESSURE;

VERTICAL BOILERS OF NUMEROUS SIZES UPTO 13 ft. × 5 ft.

FIRE BOXES AND SYPHONS OF ALL TYPES;

COMPLETE SUGAR PLANT IN COLLABORATION WITH STORKS OF HOLLAND;

RAILWAY WAGONS–BOX, CR, CMR, MBTPX & MBTPZ TYPES;

HYDRAULIC DAM EQUIPMENTS, BRIDGES & CRANES IN COLLABORATION WITH VOEST OF AUSTRIA;

HEAVY STRUCTURAL WORK ETC. ETC.

STEEL CASTINGS OF VARIOUS SIZES & CAST IRON CASTINGS OF NUMEROUS VARIETIES;

EQUIPPED WITH MOST MODERN MACHINES AND HIGHLY MECHANISED CAST IRON & STEEL FOUNDRIES.

Managing Agents :–

BIRLA BROTHERS (P) LTD.,
*15 INDIA EXCHANGE PLACE,*
CALCUTTA–1.

# વૈષ્ણવજન

[ પરપીડાહારી લોકોપકારી વિશ્વજન એ જ ઉપાસ્ય ॥ ]



૧૮૮

ઉપાયતન પ્રકાશન

# વૈષ્ણવજન



વર્ષ ૨ : ('પ્યારાબાપુ' વર્ષ ૧૬) : : અંક ૮ . સળંગ અંક ૧૮૮ : નવેમ્બર : : ૧૯૬૩

## અનુક્રમ



સંપાદક નવિન ગાંધી

### સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવુ અંક શિલકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે

* * *

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંસ્થા તે વિચારોમાં સંમત છે જ તેમ માનવુ નહિ.

*

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે

લખાણ સાફ, મૌલિક, તાજુ હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવુ

સામાન્ય રીતે કૃતિના સ્વીકાર બાબત પખવાડિયામાં જવાબ આપવામાં આવે છે

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઑફપ્રીન્ટ્સ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી અઠવાડિયામાં લેખકોને મોકલાય છે


**લવાજમ**

દેશમાં (વરસનુ) છ રૂપિયા

પરદેશમાં બાર શિલિંગ

**વૈષ્ણવજન, રૂપાયતન, ગિરિતળેટી**

**જૂનાગઢ**

ફોન નં ૮૮


પ્રકાશક અને મુદ્રક · ધીરેન ગાંધી · રૂપાયતન મુદ્રણાલય · જૂનાગઢ

૧૯૫૧

૧૯૫૬

૧૯૬૧

૧૯૬૬

હિસાબ કરો



પ્રગતિનો હિસાબ પોલાદથી કરો

મુકુંદ એટલે પોલાદ



પ્રગતિનો હિસાબ પોલાદથી કરો







## સત્સંગીનો પ્રસંગ—

અધશ્ચોર્ધ્વં પ્રસૃતાસ્તસ્ય શાખા ગુણ પ્રવૃદ્ધા વિષય પ્રવાલાઃ।
અધશ્ચ મૂલાન્યનુસંતતાનિ કર્માનુબન્ધીનિ મનુષ્યલોકે ॥
ન રૂપમસ્યેહ તથોપલભ્યતે નાન્તો ન ચાદિર્ન ચ સંપ્રતિષ્ઠા।
અશ્વત્થમેનં સુવિરૂઢમૂલમસંગશસ્ત્રેણ દૃઢેન છિત્ત્વા ॥
તતઃ પદં તત્પરિમાર્ગિતવ્યં યસ્મિન્ગતા ન નિવર્તન્તિ ભૂયઃ।
તમેવ ચાદ્યં પુરુષં પ્રપદ્યે યતઃ પ્રવૃત્તિઃ પ્રસૃતા પુરાણી ॥
ભ૦ ગી૦ ૧૫-૨-૩-૪.

ધોલેરાના સ્વામીમંદિરમાં એક કૃશકાય પુરુષ માળા ફેરવતા બેઠા છે. શરીરે ગરમી ફૂટી નીકળી છે અને તેનાં ચાઠાં તે પુરુષને ભારે કષ્ટ આપતા હશે તેમ તે કાયા જોતાં વેંત લાગે છે. પણ તે કાયાધારીના મોં પર શાન્તિ છે, તેની આંખોમાં સ્વસ્થતા છે. તેની બેસવાની ઢબ પરથી જણાઇ આવે છે કે તેના હૃદયમાં પરમ શાતા છે. તે પુરુષ છે વૈરાગ્યમૂર્તિ નિષ્કુળાનંદ સ્વામી, 'ત્યાગ ટકે ન વૈરાગ વિના' એ અમર પંક્તિના ગાનાર. કાયાના આ કષ્ટમાં આવી શાંતિ જોતાં સ્વામીજીએ પંક્તિ ગાયેલ જ નથી પણ જીવેલ છે તેમ સહેજે જણાય છે.

ત્યાં સ્વામીમંદિરના દર્શનખંડમાં સ્વામીનારાયણ, સ્વામીનારાયણની નામધૂન શરૂ થાય છે. થોડી ક્ષણો તે ધૂનમા લીન થઇ સ્વામીની ઢળેલી આંખો ઊંચી થાય છે. પાસે બેઠેલા બ્રહ્મચારીને સ્વામી પૂછે છે, 'અત્યારે આ ધૂન શાની?' 'તપાસ કરી આવું.' કહી બ્રહ્મચારી દર્શનખંડ તરફ જાય છે. સ્વામીની આંખો પાછી ઢળી જાય છે અને માળા ફરતી બંધ પડેલ તે ફરી ફરતી શરૂ થાય છે.

બ્રહ્મચારી આવી કહે છે, 'સ્વામીજી, આપના શરીરની કષ્ટિ દૂર કરવા સાધુમંડળ ને સત્સંગીએ નિર્ણય કર્યો છે કે રોજ સવારે આ રીતે ધૂન કરવી.' સ્વામીજી પૂછે છે, 'આ શરીરનું કષ્ટ દૂર કરવા?' જવાબ મળે છે, 'હા મહારાજ.' સ્વામીજી કષ્ટપૂર્વક ઊભા થાય છે અને હળવે હળવે દર્શનખંડ તરફ જાય છે.

દર્શનખંડમાં ધૂન લાગી ગઈ છે, સ્વામીનારાયણ, સ્વામીનારાયણ. સ્વામીજી મંડળીના છેડે ઊભા રહી કહે છે, "સ્વામીનારાયણ, ભક્તો! એક પળ ધૂન રાખો તો એક વાત પૂછું.' સ્વામીજીનો અવાજ સાંભળી ધૂન બંધ રહે છે અને બધા સાધુ અને સત્સંગી ઊભા થઈ સ્વામીજીના ચરણમાં સાષ્ટાંગ દંડવત પ્રણામ કરે છે. સ્વામીજી નેહ નીતરતી આંખે તેમના તરફ જોઇ રહે છે અને પછી કહે છે, 'આપણે બેઠકમાં જશું? મારે કંઇક પૂછવું છે.' 'ભલે મહારાજ' મંડળી કહે છે. સ્વામીજી કષ્ટપૂર્વક પોતાની બેઠક પર આવે છે. મંડળી તેમની આજુબાજુ બેસી જાય છે. સ્વામી તેમને પૂછે છે, 'આ ધૂન શેની કરો છો તે તો કહો.' એક સાધુ જવાબ આપે છે, 'મહારાજ, આપનું કષ્ટ જોયું જતું નથી, તેથી ભગવાનને પ્રાર્થના કરીએ છીએ કે કૃપા કરી તે દૂર કરે.' સ્વામીજી થોડી ક્ષણો આંખો મીંચી બેસી રહે છે. તેમના મુખ પર ગહન ગંભીરતા છે. તેમની આંખો ખૂલે છે ત્યારે અગાધ શાંતિની દ્યોતક છે. તે બોલે છે ત્યારે કોઈ ધીર ગંભીર પ્રવાહ વહેતો લાગે છે. તેમના શબ્દોમાં દૃઢ નિશ્ચળતા છે છતાં તે ભાવભરપૂર છે.

સ્વામીજી કહે છે, 'શ્રીજી મહારાજના વહાલા આત્માઓ, એક વાત કહું તે સાંભળો. પછી એક પ્રશ્ન પૂછું તેનો ઉત્તર કરો. પછી સુખેથી ધૂન કરો. કહો, આ નિષ્કુળાનંદ કોણ છે? તેને આ પંચ મહાભૂતનું પૂતળું તો નથી સમજતા ને! જો એમ હોય તો ખોળિયાના આવિર્ભાવ પહેલાં નિષ્કુળાનંદ ક્યાં હતો? તમે આ જીવ સાથે સંબંધમાં આવેલ પંચ મહાભૂતના કલ્યાણ માટે પ્રાર્થના કરતા હો તો અખિલ વિશ્વ એ જ પંચ મહાભૂતથી વ્યાપ્ત છે. તો તે સમગ્ર માટે પ્રાર્થના કરો. અરે, આ મન, ચિત્ત અને અહંકાર પણ જીવનાં નથી હો. આમ થોડાક કષ્ટમાં ગીતાજીનાં વચનો ભૂલી ગયા!

ભૂમિરાપોઽનલો વાયુઃ ખં મનો બુદ્ધિરેવ ચ ।
અહંકાર ઇતીયં મે ભિન્ના પ્રકૃતિરષ્ટધા ॥

'આ ખોળિયું શ્રીજી મહારાજના શરણમાં આવ્યું ને જીવે નિષ્કુળાનંદ નામ ધારણ કર્યું. તે પહેલા આ જીવને લાલજી નામનું અભિમાન હતું. અને તે પહેલાં? ભાઈ, સાચું કહું તો તે વિષે તો હુંય જાણતો નથી. જાણવા દરકાર પણ કરી નથી. આ તો અનાદિનું પરિભ્રમણ છે. હવે જ્યારે એ પરિભ્રમણની સમાપ્તિનો સમય આવ્યો છે ત્યારે તમારી એવી ઇચ્છા છે કે એ પરિભ્રમણ ચાલુ રહે!' એક સાધુ હાથ જોડી વચ્ચે બોલી ઊઠ્યો, 'પણ આપનું આ કષ્ટ!' સ્વામીજી હસીને બોલ્યા, 'કોનું કષ્ટ? અચ્છેદ્યોઽયં અદાહ્યોઽયં એનું કે આ

ભૂતગ્રામઃ સ એવાયં ભૂત્વા ભૂત્વા પ્રલીયતે ।
રાત્ર્યાગમેઽવશઃ પાર્થ પ્રભવત્યહરાગમે ॥

થી વર્ણવેલ ભૂતગ્રામનું! અને તેથી ય જે પર છે તે

પરસ્તસ્માત્તુ ભાવોઽન્યોઽવ્યક્તોઽવ્યક્તાત્સનાતનઃ ।
યઃ સ સર્વેષુ ભૂતેષુ નશ્યત્સુ ન વિનશ્યતિ ॥

એ અવિનાશીને કષ્ટ છે તેમ માનો છો! હદ કરો છો તમે તો!

'પરમેશ્વરના પરમ વચન તો સાભળો:

અવ્યક્તોઽક્ષર ઇત્યુક્તસ્તમાહુઃ પરમાં ગતિમ ।
યં પ્રાપ્ય ન નિવર્તન્તે તદ્ધામ પરમં મમ ॥

મારી પરમ ધામ પ્રતિની ગતિને રોકવી છે!

'અને પ્રારબ્ધયોગે આ જીવને સાંપડેલ આ સંગનો આ રીતે નાશ થઇ શકશે? અરે, એ તો માત્ર અસંગ દ્વારા જ થઇ શકે. ભગવાને બોધેલો પુરુષોત્તમયોગ ભૂલી ગયા? કર્મબંધના નાશ માટે તો એક જ શસ્ત્ર છે અને તે અસંગ. અસંગશસ્ત્રેણ દૃઢેન છિત્વા.

'સત્સંગ એટલે એક ભગવાનનો જ સંગ. અવર તમામ વસ્તુ વાતનો અસંગ. સ્વામીનારાયણ ભગવાનના પરમ નામ સાથે આ દેહના સંગને જોડશો। મારા આ પ્રશ્નના ઉત્તર આપી તમે સુખેથી ધૂન ચલાવો.'

મંડળી અવાક બેસી રહી. સ્વામીજીના હોઠ પર આછું સ્મિત ફરક્યું. 'ભાઇ, જવાબ એક જ છે. શરીરનો ધર્મ છે ઉત્પત્તિ, સ્થિતિ અને લય. આપણો ધર્મ છે તેના ધર્મોથી અલિપ્ત રહી ભગવાનનું ભજન કરવું. શરીરને તેનો ધર્મ બજાવવા દો. આપણે આપણો ધર્મ બજાવીએ.'

મંડળીના સાધુ અને સત્સંગી ઊભા થયા. સ્વામીજીના ચરણે દંડવત પ્રણામ કરી તેઓ ચાલ્યા ગયા. સ્વામીજીની આંખો ફરી ઢળી ગઇ. વાર્તાલાપ માટે થોડો સમય ફરતી બંધ પડેલ તેમની માળા ફરી ફરવા લાગી. સ્વામી મૂક હતા પણ તેમના મુખ પરની આભા ઉદ્બોધતી હતી કે ત્રણે ભુવન ને ત્રણે કાયા પર છે અને પર માત્ર સાથે તો અસંગ જ હોય. સંગ હોય માત્ર પરાત્પર એટલે પોતાના પરમેશ્વરનો. આવો સંગ સેવે એ જ સત્સંગી

# હૃદયેશ્વર હૃદયમાં છે!

સત્યાનંદ

પ્રિયાદાસે 'ભક્તમાળ'ની ટીકામાં તુલસીદાસને ખાતે ચમત્કારની એક ઘટના નોંધી છે અને તે લોકોમાં તેમ જ ભક્તોમાં અત્યંત પ્રસિદ્ધ છે.

એકવાર તુલસીદાસ ગંગા-સ્નાન કરવા જઈ રહ્યા હતા. રસ્તામાં એમને એક બ્રાહ્મણ સ્ત્રી મળી. તેણે એમના ચરણ વંદીને પ્રણામ કર્યા. તુલસીદાસે કહ્યું: 'સૌભાગ્યવતી ભવ!' સ્ત્રી કહે· 'મહારાજ! હું તો વિધવા થઈ છું અને હવે સતી થવા જઈ રહી છું.' તુલસીદાસ વિચારમાં પડી ગયા. અંતે એમણે રામ નામના પ્રભાવ વડે કરીને તે સ્ત્રીના મૃત પતિને જીવિત કરી દીધો.

એવું જણાય છે કે તુલસીદાસે તે સ્ત્રીને જે જવાબ આપ્યો તે તેમના આ દોહરામાં છે:

સીસ ઉધારન કિન કહ્યો, બરજિ રહે પ્રિય લોગ।
ઘરહીં સતી કહાવતી, જરતી નાહ-વિયોગ।

તને ઉઘાડે માથે ચાલવાની સલાહ કોણે આપી? કુટુંબના પ્રિયજનો તો રોકી રહ્યા હતા: પતિના વિયોગરૂપી અગ્નિમાં સળગી-સળગીને જીવન વીતાવી દેતે, તો તું ઘરમાં રહેતી છતી સતી કહેવાતે.

ગુરુદેવ ટાગોરે આ દંત કથા અને દોહરાના ભાવો મેળવીને આ ઘટનાને એક નવું જ રૂપ દઈ દીધું છે અને તેમાં એક નવો જ પ્રાણ રેડીને આ વીસમી સદીમાં સતી થતી બચાવી લીધી છે.

એકદા તુલસીદાસ-જાહ્નવી તીરે નિર્જન શ્મશાને,
સન્ધ્યાય આપન મને
એકા એકા ફિરે માતિ નિજ માને।

એકવાર તુલસીદાસ સંધ્યા સમયે, ગંગા-તટ પર નિર્જન શ્મશાન ભૂમિમા એકલા જ પોતાના ગાનમા નિમગ્ન ઘૂમી રહ્યા હતા..

હેરિલેન, મૃત પતિ-ચરણે બસિયા છે સતી।
તારિ સને એકસાથે એક ચિતાનલે મરિબારે મતિ॥

એમણે જોયું, એક સતી પોતાના મૃત પતિની સાથે એક જ ચિતાગ્નિમાં પોતાનો પ્રાણ વિસર્જન કરવા સારુ તેના ચરણો પાસે બેઠી છે.

સંગીજણ માઝે માઝે આનન્દ
ચીત્કારે કરે જયનાદ।
પુરોહિત બ્રાહ્મણેરા ઘેરે
તારિ ધારે ગાહે સાધુવાદ॥

એની સાથેના લોકો વચ્ચે વચ્ચે આનંદ-ઘોષ સાથે જયનાદ કરી ઊઠતા હતા અને પુરોહિત બ્રાહ્મણો પણ ચારેકોરથી એને આશીર્વાદ આપી રહ્યા હતા.

સહસા સાધુ રે નારી હેરિયા
સમ્મુખે કરિયા પ્રણતિ।
કહિલ વિનય, પ્રભો! આપને
શ્રીમુખ દેહ અનુમતિ॥

એકાએક સ્ત્રીએ સાધુ (તુલસીદાસ)ને સન્મુખ જોયા અને કહ્યું: 'પ્રભો! આપના શ્રીમુખે અનુમતિ આપો!'

તુલસી કહિલ, 'માતઃ! જાબે
કોન્ ખાને એત આયોજન?'
સતી કહે, 'પતિ સહ જાબ
સ્વર્ગ પાને કરિયાછિ મન'॥

તુલસીદાસે કહ્યું: 'માતા! ક્યાં જવા કાજે આવી તૈયારી થઈ રહી છે?'

સતીએ કહ્યું: 'પતિ સાથે સ્વર્ગે જવાની ઇચ્છા છે.'

'ધરા છાડિ કેન નારી સ્વર્ગ
ચાહ તુમિ,' સાધુ હાસિ કહે।
'હે જનની! સ્વર્ગ તોર એ
ધરણી ભૂમિ તારાઈ કિ નહે?'

સાધુ (તુલસીદાસ)એ હસીને કહ્યું 'પૃથ્વીને છોડીને તું સ્વર્ગે શા માટે જવા ચાહે છે? હે માતા! સ્વર્ગનો ઉદ્દેશ જે લોકો માટે કરવામાં આવ્યો છે તેઓની પણ આ ભૂમિ નથી શું?'

ખુશિતે ના પારિ કથા
નારિ રહે આહિ કિ મયે અવાક્।
કહે કર જોડ કરિ,
'સ્વામી યદિ પાઈ સ્વર્ગ દૂરે થાક્'॥

સ્ત્રી સમજી ન શકી તે વિસ્મિત અને અવાક્ થઈને તેમને જોવા લાગી પછી એણે હાથ જોડીને કહ્યું 'સ્વામી મળી જાય, તો સ્વર્ગની મને જરા પણ પરવાહ નથી

તુલસી કહિલ હાસિ,
'ફિરે ચલો ઘરે કહિતેછિ આમિ।
ફિરે પાબે આજ હતે
માસેકેર પરે આપનાર સ્વામી॥'

તુલસીદાસે સસ્મિત કહ્યું 'તું ઘેર પાછી જા હું કહું છું કે આજથી એક મહિના પછી તને તારો સ્વામી પાછો પ્રાપ્ત થઈ જશે'

રમણી આશાર વશ ગૃહે ફિરે
જાય સ્મશાન ત્યાજિ।
તુલસી જાહ્નવી તીરે નિસ્તબ્ધ
નિશાય રહિલેન જાગિ॥

સ્ત્રી આશાવશ સ્મશાન છોડીને ઘેર પાછી ચાલી ગઈ તુલસીદાસ ગંગાતટ પર નિસ્તબ્ધ રાત આખી જાગતા રહ્યા

નારી રહે શુદ્ધ ચિતે નિર્જન ભવને, તુલસી પ્રત્યહ।
કિ તાહારે મંત્ર દેય નારી એક મને ધ્યાય અહરહ॥

સ્ત્રી શુદ્ધ ચિત્તે પોતાના નિર્જન ભવનમાં રહેવા લાગી તુલસીદાસ હરરોજ જે મંત્ર તેઓને શિખવતા હતા, તે તેનું જ ધ્યાન ધરતી હતી

એક માસ પૂર્ણ હતે
પ્રતિવેશી દલ આસિ' તાર દ્વારે।
શુધાઈલ-'પેલે સ્વામી?'
નારી હાસિ કહે 'પેયેછિ તાંહારે'॥

એક મહિનો પૂરો થતા વેંત જ પડોશણો ઘેર આવીને પૂછવા લાગી 'સ્વામી મળ્યા?' સ્ત્રીએ હસીને કહ્યું 'હા હું એમને પામી છું'

શુનિ વ્યગ્ર કહે તારા-
'કહે તબે કઈ આછે કોન ઘરે'
નારી કહે 'રયેછેન પ્રભુ
અહરહ આમારિ અન્તરે'॥

આ સાંભળીને તે લોકોએ વ્યગ્રતાથી પૂછ્યું 'બતાવ, બતાવ, તેઓ કયા ઓરડામાં છે?' સ્ત્રીએ કહ્યું 'મારા એ નાથ તો નિરંતર મારા જ અંતરમાં વિરાજમાન છે'

---

## ભક્તિ એટલે શું?

ભક્તિ એટલે રાતદિન ભગવાનનું નામ લેવું એ નથી ભક્તિ એટલે ભિક્ષાદેહિની વૃત્તિ પણ નથી. ભક્તિનો અર્થ છે સમત્વભાવથી અનિર્વચનીય સ્થિતિ જ્ઞાનયુક્ત પ્રેમમયતા તથા ઈશ્વરીય પ્રેમની દિવ્યતા સર્વત્ર એ પૂર્ણનું-એ પરમાત્માનું દર્શન થવું જે જે સ્થાને આપણી નજર પહોંચે તે તે સ્થાને આત્મતત્ત્વની ઝાંખી થવી અખિલ સચરાચર જગતમાં ઈશ્વરીય ભાવનાના સૌન્દર્યનું આપણને દર્શન થાય એને સમજવું કે આપણી ભક્તિ ફળી છે ભક્તિની એ જ નિશાની છે ટૂંકમાં 'તત્ત્વમસિ' 'હું એનું એ જ છું'; એવો અનુભવ થવો એનું નામ જ ભક્તિ.

—સ્વામી રામતીર્થ

## ચોરવૃત્તિ

બીજા શ્રમ કરે અને એ શ્રમમાંથી જે સંપત્તિ ઉત્પન્ન થાય તેને આપણે ભોગવીએ એ વૃત્તિ ખરેખર ચોરવૃત્તિ છે પોતે શ્રમ ન કરે અને છતાં સંપત્તિનો ઉપભોગ કરે એવો હક્ક માત્ર નાના છોકરા વૃદ્ધ મનુષ્યો તથા રોગી અપંગ આ બધાને હોવો જોઈએ જે સાજાસમા હોય અને જેનાથી કામ થઈ શકે તેવું હોય તે જો કામ ન કરે અને બેઠા બેઠા પોતાના માતા પિતાની કે વડિલોપાર્જિત મિલ્કત ખાય એ નૈતિક દૃષ્ટિએ ચોરવૃત્તિ જ છે

—આચાર્ય જાવડેકર

# સંસ્કાર કોના?

રતિભાઈ ગોંધિયા

સૌરાષ્ટ્રની લોકકથાઓમાં લોકજીવનના ખમીર, ખાનદાની અને સંસ્કારના જે દર્શન થાય છે તે વિશે ભને ક્યારેક શંકા ઉપજે કે, 'ગામડામાં જીવતા આ અભણ અને અજ્ઞાન લોકોમાં આવો સંસ્કાર હોઇ શકે? પણ એ લોકકથાઓના સંસ્કાર આપણને જ્યારે પ્રત્યક્ષ જોવા મળે છે ત્યારે આપણી મતિને મૂંઝવી નાખે છે.

મારી મતિને મૂંઝવી નાખતો એક કિસ્સો આવો છેઃ

જૂનાગઢ જવા માટે હું સવારની ૭ વાગ્યાની ટ્રેઈન પકડવા ભક્તિનગર સ્ટેશને બેઠો હતો. ગાડી પ્લેટફોર્મ પર ધીરે ધીરે આવી રહી હતી ત્યારે હું થોડાક આરામની ગણતરીએ અને થોડું વાંચવાની ગણતરીએ ખાલી ડબ્બો કે ઓછી ભીરડવાળો ડબ્બો શોધવામાં મારી નજર રોકી રહ્યો હતો. તેવામાં મારી નજર એક ડબાની ખાલી બે પાટલી પર પડી કે જેમાં એક પાટલીના છેડા પર એક ભાઇ બેઠેલા લાગ્યા. હું તુરત તે ડબામાં ચડી ગયો અને સામેની ખાલી પાટલી પર એક છેડા પર જગ્યા લીધી.

પણ જગ્યા લઈને જ્યાં હું સ્વસ્થ થયો ત્યાં મારી સામે જે દ્રશ્ય પડ્યું તેણે મને મૂંઝવણમાં નાખી દીધો.

મેં જોયું તો સામેની પાટલી પર સફેદ વસ્ત્રો પરિધાન કરેલો કદાચ કંઈક જાહેર કામ કરતો હશે તેવી શંકા પ્રેરે તેવો એક યુવાન બેઠેલો હતો. અને તેના ખોળામાં માથું રાખી એક યુવતી સૂતેલી હતી. યુવાન યુવતીના માથામાં આંગળી નાખી વાળ રમાડતો હતો. યુવતી પણ તેની જ કોઈ ચેષ્ટામાં રોકાયેલી હતી અને બંને આજુબાજુની દુનિયા ભૂલી પોતાનામાં મસ્ત હતા.

હું મૂંઝાયો, સંકોચાયો, બીજી બાજુથી જ્યારે તેમના દી.દાર, વાતચીત પરથી મને એમ લાગવા માંડ્યું કે યુગલ પરિણીત નથી ત્યારે મને ક્ષોભ અને તિરસ્કાર થયો અને આપણાં સંસ્કારની જે અવગતિ થઈ રહી છે તેના વિચારે ચડી ગયો.

આવા બધા વિચારે ચડી ગયો હતો. અહીંથી ઊઠી જવું કે આ યુગલને કંઈક કહેવું તેવી વિમાસણમાં હતો ત્યાં ગોંડલ આવ્યું.

ગોંડલ સ્ટેશને ગાડી ઊભી રહી. મેં જોયું તો એક વાઘરી કુટુંબ જગ્યાની શોધમાં હતું તે અમારા ડબા પાસે આવી પહોંચ્યું. કુટુંબમાં પિતા, પુત્ર, પુત્રવધૂ અને બે નાના બાળકો હતા. વાઘરી બાઇએ જોયું પેલા યુગલને જોયું કે તેની આંખ ફાટી ગઈ તે હું બરાબર જોઈ શક્યો. અને તેણીએ જ પોતાના પતિને કહ્યુંઃ 'હાલો આઘીં બેહીએ.'

મેં બરાબર જોયું કે વાઘરી બાઇને આ યુગલની ચેષ્ટાઓએ આકળી કરી નાખી હતી. એક જ મિનિટમાં તેના ચહેરાના હાવભાવ ફરી ગયા હતા. અને જાણે રણે ચડવા રણચંડી તૈયાર થઇ ગઈ હતી.

બાઈના કહેવા પ્રમાણે વાઘરી કુટુંબ ડબામાં ચડ્યું અને મારી પાટલી પર ગોઠવાવા માંડયું પણ બાઇનો વિચાર જુદો લાગ્યો! તેણીએ યુવાનના ખોળામાં માથું રાખી પોતાની મસ્તીમાં મસ્ત લાંબી થઈ સૂતેલી યુવતીના પગ આગળ જગ્યા લીધી, તે જોઇ તેના વરે કહ્યુંઃ 'આંહી બેહને ત્યાં શું કામ?'

પોતાના વરના પ્રશ્નના જવાબમાં વાઘરી બાઇએ આંખ મિચકારી અને જણાવ્યું, 'આંહી ઠીક સે.'

ડબામાં વસ્તી વધતી હતી પણ આકારો આંખવા મથતા પેલા યુગલને તેની પડી નહોતી. તેમની મસ્તીમાં ક્યાંય ઓટ આવતી નહોતી પણ ટ્રેઇનની ઝડપની સાથે તે વધતી જતી હતી. બીજી બાજુ વાઘરી બાઈ પણ કંઇક નિશ્ચય સાથે બેઠી હતી એટલે તેની અકળામણ પણ ટ્રેઇનની ઝડપ સાથે વધતી હતી.

વીરપુરથી ટ્રેઈન ઉપડી એટલે વાઘરીબાઇ થોડી

આગળ વધી અને પેલી યુવતીના પગની નજીક આવી! બસ થઇ રહ્યું! વાઘરીબાઇને જે કરવું હતું તે ઘડી આવી પહોંચી!

ટ્રેઇને થોડો રસ્તો કાપ્યો અને યુવતીના પગ વાઘરણને અડયા અને વાઘરણબાઇ ઊભી થઇને તાડૂકી ઊઠી: 'હેનાબ્યની દીકરી! હેત પૂરાં થતાં ન હોય તો ઘરમાં પૂરાવ ને! મારા હાળાંવ છાકટાંવ! તમને તે કંઇ શરમ છે કે નહિ! છોકરો આવા ભવાડા કરતા શરમાવ તો ખરા! લૂગડાં જ ઊજળાં પહેરો છો, મન તો મેલાં દાટ છે!'

વાઘરણે જે કાંઇ સંભળાવ્યુ તેમાંનું આ તો અંશમાત્ર છે. પણ વાઘરણે પોતાનું ધાર્યું કર્યું! ઓચિંતાનો હુમલો થતા પેલા બન્ને એકદમ ડઘાઇ ગયાં અને ઊભા થઇ ગયાં! બન્નેના ચહેરા શરમથી ઢળી પડયા! કોઇ કશું જ બોલ્યા વગર બન્ને વચ્ચે લાંબું અંતર રાખી ચૂપચાપ બેસી ગયા.

જેતલસર જંકશન આવ્યું અને વાઘરી કુટુંબ પોરબંદર બાજુની ગાડીમાં બેસવા ઊતરી ગયું. જતાં જતાં વાઘરણે એક કરડી નજર પેલા 'હેતાજ્ય જુગલ' પર નાંખી પણ તે નજર જીલવા પેલા યુગલની આંખો હજુ ધરતી પરથી ઊંચી થઇ નહોતી.

વાઘરી કુટુંબ ઊતરી ગયા પછી પેલા બન્ને પાટલીના એક એક છેડે બેઠા અને જૂનાગઢ આવ્યું ત્યાં સુધી કોઇ કશું બોલ્યું નહિ. વાઘરણની થપ્પડની કળ હજુ વળી નહોતી.

જૂનાગઢ હું ઊતરી ગયો. એ યુગલે ટ્રેઇનના આગળના પ્રવાસમાં શું કર્યું તે હું જાણી શકયો નહિ પણ એ બનાવે મને એ બાબતનો વિચાર કરતો કરી મૂકયો કે સંસ્કાર કોના! આ સુધરેલી ગણાતી કોમના કે આ અભણ અજ્ઞાન ગણાતી કોમના!

---

## ભાવનાશીલ નેતા

આપણાં લાડીલા વડાપ્રધાન જવાહરલાલ ૧૯૪૨ની ૯મી ઑગષ્ટથી ૧૫મી જૂન, ૧૯૪૫ સુધી અહમદનગર કિલ્લાની જેલમાં નજરકેદ હતા, ત્યારની વાત છે. એ વખતે મર્હુમ મૌલાના અબુલ કલામ આઝાદ પણ તેમની સાથે નજરકેદ હતા.

એ સમયની ડાયરી મૌલાના આઝાદે લખી હતી. એ કાળનાં સંસ્મરણોમાં, મૌલાના આઝાદે, જવાહરલાલજીનું એક એવું સંસ્મરણ નોંધ્યું છે, જે જવાહરલાલજીના જીવન પર સુંદર પ્રકાશ પાડે છે.

એ અરસામાં મૌલાના સાહેબ વહેલી સવારમાં ચાર વાગે ઊઠી જતા. એ વખતે પાડોશની કોટડીમાં તેમની નજર સ્વાભાવિક પડતી. એ કોટડી જવાહરલાલજીની હતી. એ સમયે જવાહરલાલજી પોતાની કોટડીમાં ગાઢ નિદ્રામાં સૂતેલા નજરે પડતા. આદત મુજબ તેમનાં નસકોરાં બોલતાં હતાં. અને નસકોરાં બંધ પડે, એટલે તેમને બબડવાની ટેવ હતી. આ બબડાટ હંમેશાં અંગ્રેજીમાં થતો હતો.

આ બબડાટ પર નોંધ કરતાં મૌલાના સાહેબે લખ્યું છે: 'આ ઊંઘમાં બબડવાની ટેવ પણ અજબ છે. સામાન્ય રીતે જે વ્યક્તિ તર્ક કરતાં ભાવનાશીલતા વધુ પ્રમાણમાં હોય છે, તેમનામાં આ ટેવ નજરે પડે છે જવાહરલાલજીનો સ્વભાવ પણ પહેલેથી ભાવનાશીલ વધુ રહ્યો છે. એટલે, સ્વપ્ન તેમ જ જાગૃત ઉભય અવસ્થામાં તેમની ભાવનાઓ કામ કરતી રહે છે.'

—શિવંસુંદરમ્

રેખા-ચિત્ર

# દાઉદ એકાવાળો

**શાન્તિભાઈ આચાર્ય**

અમીઆ—આડાના સ્ટેશને ગાડી ઊભી રહે કે તરત આપણને એ દેખા દે જ. કાળા ધોળા વાળની ભેળસેળવાળી ખાસી લાંબી દાઢી, માથે જીર્ણ થઈ ગયેલી કોચલાં જેવી વ્હોરાસાઈ ટોપી, ફાટેલું કે ફાટું ફાટું થઈ રહેલું ટૂંકી બાંયનું રાખોડી રંગનું પહેરણ અને તેવા જ રંગનો પાયજામો પહેરીને જો કોઈ સામાન ઊપાડતો દેખાય તો એ દાઉદ એકાવાળો જ.

એણે વર્ષોથી આ ધંધો સ્વીકાર્યો છે. દરરોજ ગાડીઓના આવવાના સમય પહેલાં એ પોતાના એકા સાથે સ્ટેશનમાં અચૂક હાજર હોય. એકાવાળા તો બીજા પણ બે–ત્રણ છે પરંતુ દાઉદની પ્રતિભા કંઈક જુદી જ છે. એનું દિલ પણ મોટું અને જીવ પણ સંતોષી કહેવાય એવો ખરો. એનો એકો પણ એના બાહ્ય જીવનનું જ પ્રતિબિંબ પાડતો હોય તેવો બેહાલ. બે ટંક માંડ સમાઈ શકે તેવડા ક્ષેત્રફળવાળો એકો ખેંચીને રાતડો બળદ એની લાક્ષણિક ચાલે ચાલ્યો જતો હોય, તેને હાંકતાં, દાઉદ જ્યારે વચ્ચે વચ્ચે ‘એ હબીબીન બાપા હબીબીન’ કહીને ડચકારે ત્યારે બળદ પણ એ પ્રેમાળ શબ્દોના વહાલથી જાણે ઘડી-ભર ઉતાવળો ચાલવા લાગ્યો હોય તેવું જણાય જો કે ઉતારુઓનું માનવું એવું છે કે આ ઉતાવળી ચાલ માત્ર દાઉદની માન્યતા જ છે. ગમેતેમ પણ દાઉદના મોં પર તો એ અનુભવની સાક્ષી શી આનંદલહરી પથરાઈ જતી. તેમાંય જ્યારે દાઉદને વધારે ફેરા મળ્યા હોય તે દિવસે તો તેને ઘડીક જોઈ લેવા જેવો. તે દિવસે તેણે મોતીલાલની અરધી ચા પીને માથે પાન પણ ખાધું હોય. મોંમાંની લાલ છેડાવાળી ખાખીને દાતથી તે આડાઅવળી કર્યા કરતો હોય. અને તેમાંયે જ્યારે ઉતારુને બાકીના પૈસા પાછા આપવા માટે માથા પરની વહોરાસાઈ ટોપીને સિફતથી એક પણ નોટ પડવા દીધા વગર માથેથી ઉતારીને ‘મની પર્સ’માં ફેરવી નાંખે અને તેમાંથી નોટો ગણી ગણીને આપે ત્યારે ભલભલા ધનપતિઓની ચેક લખવાની છટાને પણ દાઉદ આંજી દેતો જણાય.

વિદ્યામંડળનો એ માનીતો મજૂર. મંડળની અનેકવિધ પ્રવૃત્તિઓનો એ પુરાણો સાથી. મંડળના મુખ્ય હિસાબનીસ અથવા અમારા મુકુંદમામાના સ્વભાવનો એ પૂરો જાણતલ. ‘એ ભાઈશાબ, ગરીબ માણહને મારી નાખો મા’ એમ એ હાસ્યની સાથે એવી અદાથી બોલે કે મુકુંદમામાથી પણ સહર્ષ બે આના વધારે સરી પડે! આવી છે એની જીભની મીઠાશ.

દાઉદને પોતાની ફિલસૂફી છે. ગાડીના સમયથી વીસેક મિનિટ પહેલાં એ સ્ટેશને પહોંચીને, મોતી-લાલની અરધી ચા પીને પછી બીડી સળગાવે ત્યારે ખુદાવિંદ દાઉદ–ઉલ–મુલ્ક જોઈ લો જાણે! અને–આ વખતે જ તેના જીવનની ફિલસૂફી નીતરતી. સળગતી બીડીની પાંચ–સાત સટ મારીને પછી જમીન સાથે ઠારી નાખી વધેલું ઠૂંઠિયું કાન પર ચડાવીને બેસે ત્યારે એના હૈયાની ગહરાઈઓના તાગ લેવાની મોજ પડે તેવું છે. એમાં પણ કોઈ સહૃદય ‘કાં દાઉદભાઈ, શું હાલે છે હમણાં?’ કહીને તેના હૈયાના તાર આવી સહાનુભૂતિથી છેડે ત્યારે તો દાઉદ હેલે જ ચડે. આ હેલા કે ઊભરાના બુદ્‌બુદ્‌માંથી કોઈ વીચી એવી પ્રકાશિત લાધી જાય કે એના તેજે પેલો પૂછનાર કોઈકોઈ વાર અંજાય પણ ખરો.

સ્ટેશનનો આ જીવડો એકાએક દસ–બાર દિવસ સુધી દેખા ન દે ત્યારે તેની ગેરહાજરી સહુને દેખાઈ આવતી. અમને, દરબાર ગોપાળદાસ મહાવિદ્યાલયના છાત્રોને તો ખાસ. આવી એક વેળા મને તેની ગેર-હાજરી જણાઈ આવી. બીજા એકાવાળાઓને પૂછતાં જણાયું કે દાઉદ તાવમાં પડ્યો છે. ગેરહાજરીનું કુતૂહલ આથી શમી ગયું.

થોડા દિવસ બાદ મેં તેને ફરીને નિત્યક્રમ પ્રમાણે સ્ટેશન આવતો જોયો પણ એ જાણે પહેલાનો દાઉદ જ નહીં! એની મોટી આંખો ઊંડી ઊતરી ગઈ હતી, ચહેરો ફિક્કો થયો હતો, શરીર લેવાયું હતું. તે

સ્ટેશનની લોખંડની થાંભલીને અઢેલીને બેઠો હતો. ગાડીમાંથી ઊતરીને તેને આવી હાલતમાં જોતાં મારાથી સહજ જ પૂછાઈ ગયું, 'કાં દાઉદભાઈ, તબિયત સારી નથી?' દુઃખમાં મીઠાશ વધારે મીઠી લાગે છે. માણસ દુઃખી હૃદયે વિહરતો હોય છે ત્યારે મૈત્રીની જંખના જાગે છે. જીવન પ્રત્યે પણ જાગે તેને એક જાતનું તાટસ્થ્ય આવે છે. દુઃખમાં દિલાસો આપનાર પ્રત્યે તેના હૈયાનો પ્રવાહ ધોધમાર વહીને આખરે ટપકે છે. દાઉદનું પણ આમ જ થયું.

પહેલાં તો તેની આંખોમાં નીર ઉભરાયાં ને તરત ધ્રૂજતા દેહે તેણે કહ્યું: 'ભાઈ, હમણાં તાવ આવી જાય છે.' મેં તરત પૂછી નાખ્યું, 'કંઈ દવા લ્યો છો કે નહીં?' આ પ્રશ્ન પૂછતી વખતે મને પૂરું ભાન ન હતું કે ભારતની જનસંખ્યાના મોટા ભાગને પોતાના ઘરખર્ચના અંદાજ પત્રકમાં 'તબીબી ખર્ચ'નું હેડ હોતું જ નથી. પરંતુ કંઈક તો પૂછવું જ જોઈએ તે ભાવ નિર્દેશતી આ એક ઔપચારિક પૃચ્છા માત્ર હતી. પણ આ પૃચ્છા માત્રથી દાઉદના અંતર ઊઘડી પડ્યાં. 'અલ્લાની રે'મ હોય તો ભાઈ કંઈ થતું નથી. દવા-બવા તો કહેવાની છે. તમ જેવા આમ પૂછે ઈ જ અમારી દવા. બાકી દવાથી, ભાઈ, સુવાણ થઈ જતી હોત તો પૈસાવાળા મરત જ નહીં ને? સાચો તો અલ્લા છે. બાકી નસીબમાં હોય ઈ ભોગવ્યા વિના છૂટકો છે ભાઈ!' આટલું કહેતાં તેને ઉધરસ ચડી, તેના હૃદયની ધમણ જોરથી ચાલવા લાગી અને શરીરમાં શરૂ થયેલી ટાઢે પણ જોર પકડ્યું. પણ કોણ જાણે કેમ આજે તેનું હૈયું પ્રવાહી બન્યું હતું: એને વહેવાનો માર્ગ જોઈતો હતો. બે ક્ષણમાં સ્વસ્થ થઈને તેણે શરૂ કર્યું, 'પણ, ભાઈ, દુનિયામાં લઈ શું જવું છે? બે સારાં કામ કર્યાં હશે તો તમ જેવા યાદ કરશે.' આમ એની વાચા અસ્ખલિત વહી રહી હતી. પણ તેટલામાં તો, આઘેથી વૃદ્ધ અવાજ સંભળાયો, 'દાઉદ, ઊઠ ને! ઓલ્યે ખૂણે એક પોટકું ને ભાતનો મોટો ડબરો મેલ્યાં છે ઈ એક લેતો આવજે.' આ સાંભળતાં જ, અધૂરી વાતે, તે ઊઠ્યો.

દાઉદ અને ડોશીમા એક ગયાં. ગાડી રાજકોટને રસ્તે પડી. હું આ જીવનની ઘટમાળના વમળોમાં અટવાતો સામે જ દેખાતા મહાવિદ્યાલયના છાત્રાલય તરફ વળ્યો.

---

શિયાળાની કાતિલ ઠંડીના દિવસો હતા. એક માણસ પોતાને વતન જઈ રહ્યો હતો. ઠંડી ઠીક ઠીક હતી તેથી કામળ ઓઢીને તે જહાજ ઉપર ચડ્યો. પરંતુ એક મુસાફરને આ ગામડિયો પોતાની પાસે બેઠો તે ગમ્યું નહીં. તેથી તેણે સિગારેટ પીવાનું શરૂ કર્યું.

ગામડિયા લાગતા માણસે કહ્યું: 'ભાઈ, આ તમારી સિગારેટ છે?'

'શું મારી નથી ત્યારે તમારી છે!' પેલા ભાઈએ કહ્યું.

ગામડિયા લાગતા માણસે કહ્યું: 'તો તમારી સિગારેટની ધૂણી તમારી પાસે નહીં રાખતા બીજા તરફ કેમ ફેંકો છો?'

પેલા ભાઈ એકદમ ગુસ્સામાં બેઠા થઈ ગયા પણ તુરત જ તે ગામડિયાના પગમાં પડી ગયા અને પોતાના કુવર્તન બદલ માફી માગી.

ઓળખો છો તમે કે આ ગામડિયો દેખાતો માણસ કોણ હશે? તે હતા આપણા સ્વર્ગસ્થ માજી રાષ્ટ્રપતિ ડૉ૦ રાજેન્દ્રપ્રસાદ.

—ગુણવંત એસ૦ શાહ

*

સલાહ લેજો સદા, દેજો કદી નહિ. સલાહ દેનાર દુનિયામાં લાખો મોઢે છે, તોટો તો લેનારાઓનો છે.

એ૦ જે૦ ચેસ્ટિફિલ્ડ

ભાગ્યવાન એ છે જેનો પૈસો ગુલામ છે અને અભાગિયો એ છે જે ધનનો ગુલામ છે.

વોલ્ટેર

# સોજાં જેનાં શીલ

પિંગળશીભાઈ ગઢવી

શીંગરિયા ગામે મેર વજસી દાસાની ઓસરીમા બારોટ પોતાના યજમાનને બિરદાવી રહેલ છે

કોઈ જાતો કોઈ આવતો
કોઈ કાશી કોઈ કેદાર
અન્નનો ભુખાર્થી હોઈ ઈ આવજો
વજસીભાઈને દ્વાર
ત્યા ઠરો ભર્યો ગાજે
બાપો હુડુડુહુડુ
ઘી ઘી . ઘી ઘી
જ્યા હોય લીવા દી .

આથમણા સમદરના મોજાની થપાટુ પૂગી જાય એટને છેટે લીનડી નારેરની કપોડચે ટાગ પવનના સસવાટા ને દરિયાના ઘુઘવાટા કાન પડ્યુ સામળવા દેતા નથી વાતુ કરતા ધારણુ વળી જાય એવી મકેરામણની ટાઢી લ્હેર્યું માથે દાયરો હીચોળા લઈ રહ્યો છે

આજ વજસી દાસાને ત્યા બહોતરસો બરડાનો ધણી મહારાણા ભાવસિંહજી માધુપુરને મેળે જતા શિરામણુ કરવા રોકાવાના છે

રંગીમા બૂગણુ બાધીને છાયો કરેલ છે ચારેય બાજુ પાણીના છટકોર થઈ રહ્યા છે વજસીની ઓસરીમા માણુસો માતા નથી

હકડાઠઠ દાયરામા કસડક ભૂટાક કસડક ભૂટાક ખરણુમા કસુબા ઘૂંટાઈ રહ્યા છે આથમની મરદાનગીનો કાળ માથે આ કસુબા મોયડા મારી મારીને માણુસાઈને ખુમાર મેળવી રહ્યા છે પણ યજમાનને કેરથી મોજના તૂરા ન છૂટે તો બારોટના ખોબા કેમ કરીને ભરાય ! એટને બારોટે તો કસુબાની બિરદાવળી શરૂ કરી ઉપમા અનકાર કથાય એવા જવાનુ ના હોય. ખોટો લોભ શા માટે રાખે ?

પથીકો વાહન, સૂરકા સખાઈ
દશ મનકા દાહન, કાયરકુ પોરસ ચડે,
ચરા ખાય તો ચોગુના લડે
સંગ્રામ કે સમે,
કોઈ દોહાવી બધ ખાવે તો
દુશ્મન કો માર કર હટાવે,
જોગીકા જોગ સધે, રોગીકા રોગ મટે,
બિયોગી કી ઉદાસી કટે,
જુવાન મેહવીકા ગુમાન બી ગજે.

અફીણુની આળવીતરાઈ સામે તે દી ઠઠ્ઠા મશ્કરી શરૂ થઈ ગયેલ અમલનો જમાનો ઓસરી રહ્યો હતો એટને દાયરામાથી બારોટને વળતો જવાબ મળ્યો કે

મુખસે ઉબાસા ખાય,
હાથસે ચુટકી બજાય,
અગમે પસીના આયા,
આખોમે નીર દરસાયા,
યારો, અફીમમે કેસા ગુન પાયા ?
જો કે ખાવેસે પરાધીન હોના,
કાયકા બિગોના,
દેહીકા રૂપ ગમાવે,
બદરૂપ કુ લાવે,
આલસ ઉપાવે,
કર-બલ ઘટાવે,
જલહર બલહર કામહર,
રૂપ હરત દ્રવ્ય હાન,
સજ્જન, સો વિખ ખાત હે,
કોન ભલો ગુન જાન ?

આસો માસમા દાયતા ખેડૂતે બાજરાની કડબનો ઓઘો ખડક્યો હોય એમ પીખોરની ચૅલમ માથે દેવતા ખડકીને રૂપેરી હોકો બારોટજી પાસે મૂક્યો, પણ હાથમા નાળ રહી ગઈ ઘૂંટ લેવા મોઢુ મરડે તે પહેલા તો ડેલીએ ઘેકબક મચી પચીસ ઘોડે મહારાણા ભાવસિંહજી પધાર્યા ભેગા બરછી ને તલવારુ બાંધેલા જોધ્ધા રજપૂતો ને ભેગા રજપૂતોમા

ફરો લાગે એવો મેર ગીગો હજૂરી

ઘોડા પણ એક એકથી ચડિયાતા અંજળીમાં પાણી પીએ એવી મોકળી, ફેરણાના વારણા લેતી માણેક લટ, કુકડા જેવી કાંધરોળી, માડ દળી સામે એવી ફેરવ, બાપ સગા બેટાને ચડવા ન આપે.

પાગા નાખતા રકાબ કબિ ધાગા ધાગા ભરી પાગા
આગા જાવે નહિ ભાગા મૃગણાંહી આજ,
તોપ કા ગોળાગા તરી ભાગા હાથ જાય ત્યા તો
રીઝ રાગા 'પ્રવે ન જા હરા અલે રાજ,
રૂમ્મા ઝુમ્મા ઠમ્મા ઠમ્મા તગી ખેળા જેમ રમે
તળાપે ગઠાકે માથે જાણયે છૂગા તીર,
ચોસરા ઉરહી ચોડા ઠાનસૂરી જરા સોહે
સમપે એરસા ઘોડા વાઉેરા સધીર,
દેખો પગે લાગી શેરી કૂવ વેરી નાખે ડાગ્રા
હેરી હેગી જોવે નિયા ઠાધ ફેરી હાલ,
અનેરી અનેરી વાહ ઘોડા! ગતિ તેરી આજ
સોનેરી સમીપે તૂગી બિયા વેરી સાલ.

મહારાણા ઘોડેથી ઉતર્યા ત્યા જ બારોટે બિરદાવળી શરૂ કરી

'રાજા રાજ ને પરજા સુખી
ખાતો ખાય ને ભરતે ભરે
જાણને લાખ ને અજાણને સવાલાખ
સિત્તેર ખાન ને બહોતેર ઉમરાવ
ખપ્પા દોતિયા ને મે'તા મસુદ્દી
ટારભારી ને ચોપદાર.'

ઘણીખમ્મા' ગોબ્રાહ્મણપ્રતિપાળ' બોતેરસો બરડાના ધણી મહારાણા ભાવસિંહને'

હકડેકઠ દાયરો ઊઠીને સામો હાલ્યો વાજતે ગાજતે સામૈયા કર્યા

ઓસરીમા રગત ઢોલિયા માથે મશરૂના ગાદલા ને રેશમની રજાયુ પથરાઈ ગઈ. મહારાણા ભાવસિંહજીએ આસન લીધ પડખે ભીમો ઊભો મહારાણાની મહેરબાનીનો માણસ મેર ગીગો હજૂરી મોતી ભરેલ વીજણાથી વાયુ ઢોળી રહ્યો છે

ગીગો ફૂટડો જુવાન છે મેર કરતા ગરાશિયાની સજાવટ વધારે લાગે છે આખના ખૂણા અણીગૂઢ ખેંચાયેલા છે હિંગળોકિયા પાનવળો ગીગો જાણે મેરથી નોખો તરી આવતો હોય નહિ'.

મહારાણા જરા વહેલા પધાર્યા અને વજસીની જુવાન દીકરી લીરી પાણી ભરવા ગયેલી તે જરા મોડી પડી. રૂપના લીસોટા પાડતી માથે ભરેલ બેડે ધમાક દેતી ચાલી આવે છે પણ સિંહણને કોઈ સિંહના ટોળા વચ્ચેથી મારગ કાઢવા થોભવુ પડે?

મેર આયરની દીકરીને પોતાનાં શૂરાં રૂપને પાપ ણના મોવાળા ગણાય એવા આછા મલીરના ઘૂઘટામા સતાડીને જુવાનડાને મોં જોવાની તાલાવેલી જગાડવાનુ આવડતું નથી લાજ કાઢવાની કુરૂઢીનો એણે સ્વીકાર કર્યો નથી એના રૂપ કાંઈ ઉગ્રી ઉધારે થોડા લીધા છે? એ કોઇથી ઓજપાય શા માટે?

લીગીને આવતી જોઇ દાયરો મે ભાગે વહેચાઈ ગયો
પાણીમા પટો પડે એમ મારગ મેલી દીધો

કદાવર ગોરું શરીર, બાણની કમાન જેવા કાળા ભમ્મર નેણ, સૂરજમુખીના ફૂલ જેવુ ખૂનનુ મોઢું, હેમના દાડિયા જેવા હાથ રાતાપીળા વીજળીના ચમકારા જેવા કરડિયા હાથમા ઝબકારા મારે છે આંબા શાખની દીટડી જેવુ હડપચીનુ ત્રાજવુ શોભી રહ્યુ છે

કિનખાબના કસકસતા કાપડા ઉપર સાડેક તોલાનુ બીજના ચન્દ્રમાના ઘાટનુ ઝૂમણુ ગળામા ઝૂલતુ આવે છે કાનમા ઓકોટા ને પાદડિયુ લળકી રહ્યા છે, એક મણના ચોથા ભાગના કાંબી કડલાની જોડના પગમા રણકાર વાગી રહ્યા છે માથે છૂટુ ઓઢણું કેડયે ઘેળુ ઘાસિયુ ઉનાળાની ગરમીને કારણે મોઢા ઉપરથી ટપકતા પરસેવાના બિંદુ જાણે વાળમાથી હાસેના મોતી ખરતા ન હોય'

મોતી ભરેલ ઈંઢોણી માથે તાબા પિત્તળની હેલ્યે ગભીર મોઢે ને ઢાળેલી પાંપણે દાયરા વચ્ચેથી સડેડાટ ઘરમા જતી લીરીને જોઇને ગીગા હજૂરીની આખ્યુ બીનાની જેમ ખૂતી ગઇ દાયરાનો વિવેક ચૂક્યો ને હાથમા ઝૂલતો વીજણો ઘડીક થભી ગયો ગીગાના આવા અવિવેકથી મેર દાયરાની આખમા કરડાઈ આવી ગઈ જો મહારાણાની હાજરી ન હોત તો ત્યારે જ બાટાઝૂટ બોલી જાત

લારાન જતા ગીગો મનમાં ને મનમાં નીમ લઇ બેઠો કે બસ; પરણું તો લીરીને જ.

રોટલા ખાઇને મહારાણા ભાવસિંહજી ને ગામનો દાયરો માધુપુરને મેળે ગયા.

માધુપુરનો માંડવો ને જાદવ કુળની જાન.

આ મેળામાં આખી દરિયા પટીનો ઘેડ, મુલક, બરડો, બારાડી ને બહારનાં માણસો ખૂબ આવે છે. જુવાનડા ખૂંપારી પાઘડી, પાસાબંધી કેડિયાં, કેડય ઉપર બગસરાની સુનાબી પછેડીની ભેટ, નાડીએ ફુમકાનો ગજરો, કાનમાં સિસોરિયાં ને ફુલડિયું, ડોકમાં લાલ પરવાળાની માળા ચપોચપ પહેરી દિવસ ને રાત જુવાનીને ઓલે ચડાવી રાસડામાં આંટા મારતા હોય છે. આમ તો આ ધાર્મિક પ્રસંગ છે, પણ માધવરાયને દર્શને થોડાં-ઘણાં જતાં હશે. આવાં છેલ છબીલાં વધારે ભેળાં થાય છે.

'બાપુ, બીજે ક્યાંય તપાસ કરાવવી નથી. પરણાવવો હોય તો વજસી દાસાની લીરી વેરે.' ગીગે રાતે પગ દાબતાં મહારાણા ભાવસિંહજી પાસે વાત કરી.

લીરી એટલે એ રામણું ત્યારે આખડે એવા ભો ભેધારમલ, વજસી દાસાની દીકરી અને લુંધા પાતાની ભાણેજ. કાંઇ આંકડે મધ નોતું તે કોઈ ઉઝેરી લિયે! આ તો સાવજની છાતીએથી લેવા જેવી વાત.

રાણા ભાવસિંહજીને માણસનો તોટો ન હતો. પણ ગીગા માથે ચારેય હાથ. રાજ આખું રાણાના બોલ ઝીલે અને રાણા ભાવસિંહજી ગીગાનો બોલ પાછો ન વાળે. પણ ગીગામાં કાંઇક કેવરામણું હતું. ગીગાનો બાપે ખવાસણ ઘરમાં બેસાડેલી એટલે બાપ મેર ને મા ખવાસણ.

ગીગાને એક તો રાજ દુઝતું હતું ને પોતે મેરનો દીકરો. મેર તો વટના કટકા. એકવાર વાત લીધી એટલે થયું, લાખ વાતે ય ન છોડે; કટકા થઇને પડે તોય.

ગીગે લીરી હારે જ પરણવાનું વેન લીધું. રાણાએ ઘણો સમજાવ્યો. પણ આ તો રાજનો માથે ચડાવેલ. પટરાણા દદળ કરે એવો ગીગો.

ભાવસિંહજીએ કહ્યું: 'ગીગા! તું વેન લઈને બેઠો છે, પણ વજસી દાસા લીરીને તારી વેરે આપશે!'

'કેમ ન આપે? હું કાંય તરકડો છું? મેર નથી? આપ પધારો ને વજસી ના પાડે એવો તે શ્યે ભાર છે? રાજમાં રેવું છે કે નઈ?'

રાણાએ કહ્યું: 'પણ આ વાત જતી કર્ય ને!'

'તો પછી મારે નથી પરણવું. આપના નામ ઉપરથી ઓળઘોળ.'

'એના કરતાં કોઈ બીજું ઠેકાણું ગોતય ને!'

'આપ કઈ રિયા! પરણું તો લીરીને જ પરણું. નઈ તો મરીને મીંદડો થઇશ. રાણાના રાજમાં રેવું ને એના અંગત માણસને દીકરી ન આપે? એના બોરડાના પાયામાં મીઠાનાં ખાતર ન ભરાવું?'

રાણા ભાવસિંહજીને ગીગાને સગા દીકરાની જેમ પરણાવવાના કોડ હતા.

વજસી દાસો ને લુંધો પાતો એવા મોટા અડીખમ કેદીકનો કે મારા દીકરા જેવા ગીગાને દીકરી ન આપે? આમ રાણાએ મનમાં ગાંઠ વાળી.

માધુપુરથી વળતાં વજસીને ત્યાં રોકાણા. દાયરો આઘોપાછો થયો; એટલે રાણાએ વજસી દાસાને પાસે બેસાડ્યો. ગીગો પણ વખત વરતીને આઘોપાછો થઇ ગયો.

'વજસી!' રાણાએ વાત નાખતાં કહ્યું: 'આજ પેલવેલું વેણ નાખવા આવ્યો છું. અને જો; ગીગા પાસે તો હામ, દામ ને ઠામ બધુંય છે. પાંચમાં પુછાય છે. વળી રાજની મહેરબાની છે. એટલે તારી દીકરીને આવું ઠેકાણું મેરાકમાં ગોતવા ગિયું બીજે નઈ મળે.'

રાણાના આદર-આતિથ્યમાં ઊંચો ન આવતો વજસી એક ઘડીમાં તો ઉઝરડાઇ ગયો, પણ ગમ ખાઇ ગયો. સમજે છે કે બાપ મેર પણ મા તો ખવાસણ ને! અને સાવ્રી તોય હજૂરિયાની ને! એંઠી કઢી ચાટવાની ને! વજસી મનમાં સમસમી રહ્યો. જવાબ શું આપવો? કરવું શું? વજસી ગડમથલમાં પડ્યો.

હા હુંકારો કાંઇ ન ભણ્યો, ત્યારે રાણાએ કહ્યું:

'શું વિચારમાં પડી ગયો? આજ પોરબંદરનો ધણી હાલીને તારે ઘેર માગું નાખે છે. ઇ ભાવસિંહજીથી જ થાય! નહિ તો હા કહેતા હજાર કન્યા મળે, સમજ્યો ને! ગીગાને કોણ ન આપે?'

વજસીએ ઉત્તર વાળતાં કહ્યું: 'બાપુ, તમે તો અમારા ધણી છો. ધણીનો કોઇ ધણી નેય. તમે ઉઠીને મારે ઘેર આવો ને તમારું વેણ પાછું ઠેલાય? પણ દશ્ય સૂઝથી નેય. દીકરી મારી પણ ભાણેજ લુધા પોતાની. લુધાને ને મારે જરાય સારાવટ ન મળે. અને પાછું ગીગામાં થોડુંક કેવરામણ છે. એટલે લુધાને કાને વાત નાખ્યા વિના હા, ના કહેવાય નીં.'

'તો પાનું ક્યાં આઘું છે? અબઘડી પહોંચી જઇશ. વાત કાને નાખી આવ્ય.'

રાણાએ સામી હઠ લીધી. વજસી મૂંઝવણમાં પડ્યો...

વજસી દાસો પાતા ગામના લુધાની બહેન વેરે પરણેલ. એની આ દીકરી લીરી. પણ વજસીએ લુધાની બહેન ઉપર બીજું ઘર કરેલ. બહેને જઇને ભાઈ પાસે સુખદુઃખની વાત કરી ને એમાં સાળા બનેવીને વેરઝેર વધી ગયાં. વજસી ને લુધો બેય સમોવડિયા. કોઈ કોઇને નમતું જોખે એવા નહિ. મૂવા માર્યાની વાત. કોઇ કોઇના ઘામાં નથી ચડ્યા એટલા પૂરતા જ જીવતા.

રાત પડી જળ જંપી ગયાં. એવે ટાણે પોતાની ઘોડી લઇને વજસી દાસો પાતા ગામે આવ્યો. બારીએ આવીને હળવેકથી બારી ખખડાવી.

'કોણ, ઇ?' અંદરથી ઘોઘારી અવાજ આવ્યો.

'ઈ તો હું. વજસી દાસો, શીંગરિયાથી.'

વજસી દાસાનું નામ પડતા લુધાએ બંદૂક હાથ કરી ને કહ્યું:

'અટાણે, બહૂરો! ભાગી જા. છોકરા જાગ્યા તો તારી ખેર નેય. ફૂટી નાખશે ને મને ખોટાબોલો કરીશ કે બાપ-દીકરાવ ભેગા થઇને એકલાને ગૂડી નાખ્યો. તું જો ત્યારીએ આવ્યો હો તો હું બારો નીકળું.'

'અરે, લુધા! વેર ક્યા જૂનાં થવાના છે! અટાણે તો મુસીબતમાં મૂકાણો છું, એટલે તુંને ડાહ્યો માણસ સમજીને સલા લેવા આવ્યો છું.'

'તો કે દે ઝટ, કાવ છો?'

'લે સાંભળ્ય તયેં. રાણો ભાવસિંહ ગીગલા વેરે લીરીનું માગું લે ને આવ્યો છ.'

'લીરીનું માગું? ને ગીગલા વેરે?'

'હા, હા, ગીગલા વેરે, તારી ભાણેજ લીરીનું. લે બોલ્ય, કાંવ કરવું છ? જી કે'વું હોય ઈ ઝટ કે નાખ્ય. મણે જવાબ દે દે પછી તું તારે સખેથી સુવે જા. ને ઘાયેં ચડા તાર વેર પણ વારે લિજે.'

'જિવો આવ્યો ઇવો જ ભાગવા માંડ્ય વજસી! રાણાને કે દિજે કે લુધે પાતે ચોખ્ખી ચણક જિવી ના પાડે દીધી છ. ઇ એકની સાખેય નીં. બને ને ગીગલો રાણાને બહુ વાલો હોય તો ઇણી નાતમાં ભેરવે લિયે. બીજે કાંવ કરવા જાવું જોયેં? ઈ છતાંય લુડાયે કરવું હોય તો કિજે કે હું પણ મેરનો દીકરો છે. હેવ જાજો ખોટી થા માં. તયેં રે જાશ તો બધુંય અધૂરું રિયે ને મેરનું પાણી લજાશ્યે.'

વજસી ગયો એવો જ શીંગરિયે આવ્યો. મહારાણા ભાવસિંહજી પાસે વાત કરી કે: 'લુધો માનતો નેય, ચોખ્ખી ના પાડી દીધી છે.'

વાત સાભળતા રાણાના રૂવાડાં અવળા થઈ ગયાં.

વજસીને ઘીરે મેં રાણા, ભાવસિંહજીએ આવીને માગું નાખ્યુ ને મારો હાથ પાછો ઠેલ્યો? અપમાનથી શરીર સળગી ઊઠ્યું.

'વજસી! હજી વિચારવુ હોય એટલુ વિચારી લે. વિચારીને જવાબ દે. તો સારી વાત છે' એટલું કહીને પોરબંદરની વાટ પકડી.

ગીગલો ગમ ખાઈ ગયો: 'બાપુ!'

'કાંઇ બોલ્યમા ગીગા, હવે ઇ છે ને હું છું.'

'પણ બાપુ! મારા જેવા એક મૂળી માણસ સારુ!'

'ગીગા! તારી જાત જોઈને આંય શીંગરિયે આવવુ છે. મારું રાણાનું આવું અપમાન હજી સુધી કોઇએ કર્યું નથી. રાજી ખુશીથી નહિ આપે તો જબરજસ્તી કરવી પડશે ઇ બેયને સમજાવવા પડશે કે કેટલી વીસે સો થાય છે. આમાં રાજનું રિયું ક્યાં?'

ગીગાને તો એટલું જ જોતું હતું. રાણાના અપમાનની આગમા ગીગો બધું ભરી ભરીને દીધણું

ઓરવા માંડયો.

બીજી બાજુ લુંધાને ખબર પડગ્યા કે બાવસિંહજી કટક લઈને શીંગરિયા આવે છે.

લુંધો માંડયો મેરને ભેગા કરવા. એક દિવસ પોરબંદર સારું જામનગરના રાજ સામે મેરે ક્યાં મોરચા નોતા માંડયા? આ તે રાજની અવળાઈ હોય તો સામે ખેલ ખેલી લઈએ. તલવારું સજાવા માંડી. પાંચસો બેધારમલ મેરને લઈને લુંધો પાતો શીંગરિયે આવી પૂગ્યો. રાણાના કટકની જ વાર. ધીંગાણું ખેલવાના કોડ સમાતા નથી.

ધરખતાં ધ્રપ પલાનાં ત્રિયા પડંતા તાવ
ત્રણેય ટાણાં મોતનાં, કોણ રંક ને રાવ?

લુંધે મોરચા માંડી દીધા. ચારેય બાજુ ઓડા બાંધી દીધા છે. અરધા જુવાનોને વજસીને ઘરે ફરતા ઊભાડી દીધા છે.

ડગલે ને પગલે ધીંગાણાં ખેલવાં છે. મેર જુવાનડા તો કંકુના થાપા ને કેસરિયાં છાંટણાં છાંટીને હોળીના ઘેરૈયા જેવા મોત હારે તાળિયું દેતા થનગની રહ્યા છે.

લુંધો પડકારા કરી રહ્યો છે, 'ખબરદાર! મેરનું દૂધ લજાવતા નહિ રાણાને ખબર પડે કે મેરની આળ કરવામાં કેટલી વસમાણ છે!'

કટક આવ્યા પહેલાં જ મેરના જુવાનડાએ તલવારું સજીને સામસામી પટા બાજીનો ખેલ શરૂ કરી દીધો છે.

લીરી આ બધું જોઈ રહી છે. જેવાં રૂપ એવી જ શાન. અને જેવી શાન એવાં જ શીલ લીરીને અબોટ ચકરાવો લેતું હોય એમ લાગ્યું. આ દૂધમલિયા મેર ઘડીભરમાં તો હતા નોતા થઈ જવાના. ધીરે ધીરે મોકાણ મંડાશે. મરા એક સાટુ હજાર હજાર ચૂડા ભાંગશે! અને રાણાના રાજ સામે મેરનું જોર આખર તો મરી ખૂટવાનું જ ને! લીરીને ઘડીક પોરસ ચડે છે. રંગ મેરાણિયુંને જેણે વટની ખાતર કટકા થઈને પડે એવા કેસરિયાઓને જનમ આપ્યો! જનમી જાણ્યું ને જીવી જાણ્યું પછી તો મરેવ.. લીરીને આમ વિચારના આડંબરે ઝેપડે છે. હું લુંધાની ભાણેજ ને વજસીની દીકરી. મેરનું લોહી. આ લોહી તો મારા રૂપને કારણ રેલાશે ને?

મારું રૂપ મેરના કુળને ઉજળું નોખશે? ના, ના, ના. ઉજાળશે! મેરનો દીકરો પોતાની શિયળવંતી દીકરી માટે મરી ખૂટે એવાં ભાગ્ય કયાંથી? નામ રહી જશે. તયેં મારું શું? હું જુવાનડો હોત તો સૌની જેમ તલવાર તાણીને રણજંગ ન ખેલત!

લીરીને ઘર ચડયું. સામી ખીંટીએ ટીંગાતી કટાર ઉતારીને મ્યાનમાંથી ખેંચી કાઢી. એક એક જણને એક ઘાયે સૂવરાવી દઉં! ઈ પણ જાણે કે અસ્તરીનાં શિયળ કેટલાં મોંઘાં છે! લીરીએ કટારી હવામાં વીંઝી.

ઝાડા પટાવાળી નાગ ફૂનકારા જેવી ઓપે
નીસરી કપાળી જેમ ઈશરી નેરાટ
કેધાળી પાતાળવાળી દૂસરી નાગણી કાળી
પણાં વખવાળી નરાવાળી ચડ્ડપોટ.

કટારી મૂઠીમાં કસીને લીરીએ હાથને ઝંઝેડયો, ત્યાં તો સામેના આભલામાં પોતાના રૂપનો અને કટારીનો ઝબકારો થયો. લીરી ઝબકી ગઈ. આ કટારીનાં પાણી જ લોહી પીએ છે ને! ને મારા રૂપ જેમનના પાણી? રૂપનાં તેજ કટારી જેવાં તો હોત તો આજે મેર જુવાનડાવને મારી ખાતર હોમાવનો વખત આવત? ત્યારે હું જ આ કટારનાં ને મારા રૂપના તેજને અંકાર કરી દઉં તો પછી લોહી-માંસની ખાદણ્યું નો મરે ને?

લીરીએ વિચાર આવ્યા ભેગો કટારીવાળો હાથ ઉપાડયો અને વીજળીને ઝપકારે પેટમાં પરોવી દીધી. ને હસતી હસતી લોહીના ખાબણામાં ઢળી પડી.

લીરીનું હાસ્ય સાંભળીને ઘરનાં બધાં દોડયાં, આવીને જુએ છે તો લીરી ચોરીએ ચડી હોય એવા નમણા પણ તેજસ્વી ભાવે છેલ્લાં ડચકાં લઈ રહી હતી. લુંધો લીરી ઉપર ઓળોઘોળ થઈ ગયો.

સાચી, હવે લુંધાની ભાણેજ સાચી.

પોરબંદરનું કટક ગામને પાદર આવ્યું ત્યારે લીરીની નનામીએ એનાં લૂણ ઉતાર્યાં.

# હરિના જન હરિ જેવા રે

દેવેન્દ્રકુમાર કાલિદાસ પંડિત

બ્રહ્માનંદ સ્વામી વડોદરાના ગાયકવાડ સરકારનો પત્ર વાંચી રહ્યા છે.

એમાં લખ્યું હતું :

'વડોદરા આવી જાવ. વાર્ષિક પચીસ હજાર રૂપિયાની આમદાનીનું ગામ આપીશ.'

સ્વામીજીએ જવાબ લખ્યો :

'આખું જીવન શ્રીહરિના ચરણે સમર્પી દીધું છે એના વગર કોઈના ગુણગાન ગાવા નથી.'

કચ્છ, સૌરાષ્ટ્ર અને ગુજરાતના રજવાડાઓમાં કવિ લાડુ ગઢવી તરીકે ખ્યાત બનેલા અને સહજાનંદ સ્વામી પાસેથી સ્વામીનારાયણ ધર્મની દીક્ષા લઈ બ્રહ્માનંદ સ્વામી બન્યા પછીયા આ પહેલી લૌકિક લાલચ ઠુકરાવી

થોડા દિવસ થયા

પૂર્વાશ્રમના સગા સંબંધીઓ આવ્યા. સગપણ અને લગ્ન કરી ગૃહસ્થાશ્રમમાં આવી જવા ખૂબ ખૂબ સમજાવ્યા.

બ્રહ્માનંદ સ્વામીએ એનો જવાબ સગાઓને ત્યાં જ એક પદ રચી આપ્યો :

'રે સગપણ હરિવરનું સાચું.'

સહજાનંદ સ્વામીએ આ બધું જાણ્યું.

જન્મના ચારણ એટલે સરસ્વતિ તો જીભ ઉપર જ.

સ્વામીનારાયણ સંપ્રદાયમાં સત્સંગીઓના સાધુઓના ત્યાગના સેવાના નિર્મોહપણાના જે જે પ્રસંગો નજરમાં આવ્યા તે તે સ્વામીજીએ કાવ્યમાં વણી લીધા

ધર્માનુયાયીઓ સહજાનંદ સ્વામીના પ્રત્યક્ષ દર્શનની જીકર લેતા. તેના માટે તેઓએ એક નિયમ કર્યો : 'બ્રહ્માનંદ સ્વામીના બનાવેલા સો કીર્તન રોજ ગાશે તેમને જ હું દર્શન આપીશ.'

(૨)

બ્રહ્માનંદ સ્વામી કેવળ ભાષા સ્વામી જ હતા, વ્યવહાર નિપુણ પણ હતા

સંપ્રદાયના તમામ શિખરબંધ મંદિરો બાંધવાનું કામ સહજાનંદ સ્વામીએ તેમને સોંપ્યું હતું. જૂનાગઢ, વડતાલ, ગઢડા, અમદાવાદ ને મુળીના મંદિરો બ્રહ્માનંદ સ્વામીના ચણાવેલા.

અમદાવાદમાં જનરલ ગોર્ડન સાહેબ પાસેથી જગ્યા મેળવી મંદિર બંધાવ્યું. જે હાલ પણ મોજૂદ છે

પણ જૂનાગઢમાં તો બીજા સંપ્રદાયવાળાઓએ નવાબના માન ખૂબ ભભેરેલા

પણ નવાબ હામીદખાનને તુરંત આગનો પ્રસંગ યાદ આવી ગયો

સહજાનંદ સ્વામીની જૂનાગઢમાં પધરામણી થયેલ ને તેનું બજાર સાસરું સામૈયું થાય.

નવાબ અને દીવાન મેડીએ મહેલ નીચેથી પસાર થતું આ સામૈયું જોયું ને નવાબે દીવાનને પૂછ્યું. 'આમાં સહજાનંદ સ્વામી કોણ?'

દીવાન સાહેબે આંગળી ચીંધી સહજાનંદ સ્વામીને બતાવેલા પણ એ વખતે તેઓ સામૈયામાં બેઠા બેઠા કાકડી ખાય

એટલે કાકડી ખાતા સહજાનંદ સ્વામીની મજાક કરતા દીવાને કહ્યું : 'નામદાર જોયું, છે કાંઈ સમજ? ભર બજારે બેઠા બેઠા કાકડી ખાય છે'

પણ નવાબ સમજુ હતા, એણે કહ્યું : 'ઓલિયા પુરુષ સિવાય આમ ભરબજારે કોઈ કાકડી ખાઈ શકે નહિ સ્વામીજી ખરેખર ઓલિયા પુરુષ છે.'

નવાબને જ્યારે ખબર પડી કે આ સહજાનંદ સ્વામીના અનુયાયીઓ માટે મંદિર બનાવવું છે એટલે એણે જોઈએ તેટલી જમીન આપવા ફરમાન કર્યું.

મુળીના મંદિરો માટે પત્થરની અગવડ હતી એ પ્રસંગમાં રાજ સાહેબને મળીને સ્વામીજીએ ટાળી

(૩)

વડતાલનું મંદિર પૂરું થયું. આ જગ્યાના મહંત

તરીકે બ્રહ્માનંદ સ્વામીને મૂક્યા.

જગ્યા મોટી. ખર્ચ કેમેય પહોંચી વળે નહિ ને બ્રહ્માનંદ સ્વામીને આની ચિંતા રહ્યા કરે.

વડતાલ આવતાં સહજાનંદ સ્વામીએ આ નજરે જોયું ને એવું વિચાર્યું:

'નિસ્પૃહી બ્રહ્માનંદ સ્વામીના અંતરમાં આવો વિક્ષેપ ન જોઈએ. એ આ ચિંતામાં પડયા રહેશે તો ગ્રંથ-સાહિત્યનું કામ નહિ કરી શકે.'

બીજે જ દિવસે સહજાનંદ સ્વામીએ આજ્ઞા કરી:

'તમારે વડતાલની જગ્યાની મહંતાઈ છોડી દેવાની છે અને અમારી સાથે ગઢડા આવવાનું છે.'

તુરત ખભે ઝોળી ભરાવી સહજાનંદ સ્વામીની પાછળ એ ચાલી નીકળ્યા.

(૪)

સહજાનંદ સ્વામીને એક કાઠી ઘોડો ભેટ ધરવા આવ્યો.

ઘોડાને કાઠીએ એકલા દૂધ પાઈ ઉછેરેલ, અલમસ્ત, બાજોઠ જેવી પહોળી પીઠવાળો, પૂરા માપનો, ખૂબ ચાકરીથી એટલો તોફાની થઈ ગયેલો કે પાસે જનારને લાત મારે ને બચકાં ભરે.

આ કાઠીએ કંટાળી ઘોડો વેચવા ધારેલ પણ કોઈએ રાખ્યો નહિ એટલે સ્વામીજીને ભેટ આપ્યો.

શ્રીજી મહારાજે સેવકોને ઘોડો બાંધી દેવા કહ્યું.

મહામહેનતે બાંધ્યો તો ખરો પણ ઘાસ પાણી આપવા કોઈથી નજીક જઈ શકાય નહિ. સાચવનારને ભારે મુશ્કેલી હતી એમાંય તેના દેખતા ઘોડી તો લઈ જઈ શકાય નહિ, એને જોતાં જ તોડાવીને ભાગે.

એક દિવસ શ્રીજી મહારાજને કારિયાણી ગામ જવાનું થયું. ભેળા ઘોડા કાઠીઓ હતા.

તેમણે બ્રહ્માનંદ સ્વામી અને મુક્તાનંદ સ્વામીને સાથે આવવા આજ્ઞા આપી.

મહારાજ માટે ઘોડી હતી, તેમ જ મુક્તાનંદ સ્વામી માટે પણ દાદા ખાચરની ઘોડી હતી.

બાકી રહ્યા એક બ્રહ્માનંદ સ્વામી.

મહારાજે તુરત આજ્ઞા કરી:

'પેલો કાઠીવાળો ઘોડો બ્રહ્માનંદ સ્વામી માટે લાવો.'

સૌ સ્તબ્ધ થઈ ગયા.

'આ ઘોડા પર સવારી થઈ શકે એમ નથી મહારાજ!'

'ના, એ જ ઘોડો લાવો.'

સેવકો આજ્ઞા થતાં મહામુસીબતે પેલો ઘોડો લાવ્યા, પણ એના હણહણાટ અને ઉછાળાને કોઈ સીમા ન હતી.

ઘોડો આવતાં મહારાજે આજ્ઞા કરી:

'બ્રહ્માનંદ સ્વામી, હવે તેના પર સવાર થઈ જાઓ.'

આજ્ઞા મળતાં સ્વામી કમર બાંધી તૈયાર થઈ ગયા અને ઘોડા પાસે જઈ છલાંગ મારી સવાર થઈ ગયા.

સેવકો આઘા ખસી ગયા પણ બધાયના આશ્ચર્ય વચ્ચે આ શું? ઘોડાના બધાય તોફાન શમી ગયા હતા, શાંત બની ગયો હતો.

એ પછીથી ઘોડાની આંખે અંધારી બાંધી હતી તે પણ મહારાજે છોડાવી નાખી.

આસપાસ ઘોડીઓ ઊભી હતી છતાંય ઘોડો તો ટટ્ટાર ઊભો હતો.

મહારાજે પોતાની તથા મુક્તાનંદ સ્વામીની એમ બેય ઘોડીઓ વચ્ચે ઠેઠ કારિયાણી સુધી ઘોડો ચલાવ્યો અને એ જ રીતે પાછો લાવ્યા.

ભેળા આવનાર કાઠીઓએ આનું કારણ પૂછ્યું.

મહારાજે કહ્યું:

'આ ઘોડા પર બેસનાર સ્વામી જિતેન્દ્રિય યતિ છે. બેસનારનો પ્રભાવ ઘોડા પર થયો. બેસનારની વૃત્તિઓના વિરામની અસર ઘોડા પર થઈ એથી ઘોડો શાંત બની ગયો.'

(૫)

વડતાલની આસપાસનો એક બ્રાહ્મણ દુરાચારી થઈ ગયો અને હલકી કોમની સ્ત્રીઓને ઘરમાં રાખવા લાગ્યો.

એનો મોટોભાઈ સમજાવવા ગયો તેનો કુહાડાથી ઘાત કર્યો.

આ ભયંકર બનાવથી લોકોએ તેનો બહિષ્કાર કર્યો અને તે જાતે ગામ બહાર વગડામાં ઝૂંપડી બાંધી રહેવા લાગ્યો.

એક દિવસ બ્રહ્માનંદજીના શિષ્ય તદ્રુપાનંદજી વગડામાં, તડકામાં ભૂખ ને તરસથી બેભાન થઇ પેલા બ્રાહ્મણની ઝૂપડી પાસે પડી ગયા.

ત્યાં પેલો બ્રાહ્મણ આવ્યો. ભગવા પરિધાનયુક્ત સાધુને જોયા ને વિચાર્યું, કોઇક સ્વામી છે.

એણે બેભાન તદ્રુપાનંદજીને પૂછ્યું: 'પાણી લાવું?'

સ્વામીએ હા કહી.

બ્રાહ્મણ પાણી લાવ્યો ને પાયું. કંઇક હોશમા આવ્યા

ત્યાંથી સ્વામીને બ્રાહ્મણ ઝૂંપડીએ લઇ ગયો. ભોજન કરાવ્યું.

સ્વામીને આનંદ થયો ને તે કોણ છે એ બધી પૂછપરછ કરી.

બ્રાહ્મણે સઘળી વાત કરી.

સ્વામીજીએ જોયું કે બ્રાહ્મણમાં સદ્ભાવના જાગૃત થઇ હતી અને પશ્ચાત્તાપથી તેનું હૃદય બળતું હતું.

એણે તદ્રુપાનંદજીના ચરણ પકડી અનુગ્રહ કરવા કહ્યું.

તદ્રુપાનંદજીએ કહ્યું: 'ત્રણ દિવસ પછી વડતાલ આવજો.'

તદ્રુપાનંદજીએ વડતાલ આવી, પોતે વગડામાં બેશુદ્ધ બની ગયા પછી પેલા બ્રાહ્મણે શી રીતે પાણી પાઇ પોતાને બેઠા કરી ભોજન આપ્યું તે વાત કરી. બ્રાહ્મણે કરેલ મોટાભાઇના ઘાતની તથા તેના પશ્ચાત્તાપની અને તે બધામાંથી તેને સન્માર્ગે વાળવા વિનવણી કરી.

અતિશય પ્રસન્ન થઇ બ્રહ્માનંદ સ્વામી બોલ્યા: 'તે આવે એટલે મારી પાસે મોકલજો.'

ત્રીજે દિવસે પેલો બ્રાહ્મણ વડતાલ આવ્યો.

તદ્રુપાનંદ તેનું સ્વાગત કરી પછી બ્રહ્માનંદ સ્વામી પાસે લઇ ગયા.

પણ ત્યા બ્રાહ્મણે શું જોયું?

બ્રહ્માનંદ સ્વામી જાતે ચૂનો પીસવાની ચક્કી ચલાવતા હતા. ચક્કીની સાથે જડેલ બેઠકમા બેસીને એક હાથે બળદને હાંકતા હતા અને બીજા હાથમા પુસ્તકનું પાનું હતું.

બ્રાહ્મણને અને તદ્રુપાનંદને આવેલા જોઇ પેલી વાતનું સ્મરણ થયું ને બેઉને પાસે બોલાવ્યા.

બ્રાહ્મણ હાથ જોડી થરથરતો ઊભો હતો.

પ્રથમ તો તેને ક્યાંય સુધી જોયા કર્યા પછી કહ્યું:

'જો ભાઇ, તેં વગડામાં સાધુની સેવા કરી છે તેથી તારા પાપ બળી ગયા છે. વળી તું પશ્ચાત્તાપથી પીડાય છે.'

'પણ મેં મારા ભાઇની હત્યા કરી છે.'

'સત્પુરુષના ગુણ લેવાથી બધા પાપ પ્રજળી જાય છે માટે મંદિરમાં જઇ સત્સંગી બન અને સાધુઓની સેવા કર. સેવા જેવું કોઇ ચડિયાતું પુણ્ય નથી.'

બ્રાહ્મણ તે પછી મંદિરમાં રહ્યો ને તેની જિંદગી સદાચારમય બની ગઇ.

(૬)

સ્વામીજી એક વખત કેટલાક પરમહંસોને લઇ પ્રાંગધ્રાથી મેથાણ ગામે જતા હતા. તેવામાં રસ્તે-વગડે હથિયારબંધ કેટલાક વેરાગી સામા મળ્યા. તેઓ સ્વામીનારાયણ ધર્મના કટ્ટા દ્વેષી હતા.

આ સાધુનું મંડળ છે તેવું જાણી બધા વેરાગી તેમના પર તૂટી પડ્યા અને જેમ ફાવે તેમ હાથ પગની લાતોથી પરમહંસોને મારવા માંડ્યા.

બ્રહ્માનંદ સ્વામી પર પણ માર પડતો હતો.

સાધુઓ તો પોતાના નિયમ પ્રમાણે ક્ષમાશીલ રહી હસતા મોએ માર સહન કરતા હતા પણ પેલા દ્વેષીઓ માર મારતા અટકે નહિ.

એમા હાથ પગથી માર મારવા વેરાગીઓએ તેમના હથિયારો નીચે મૂકેલા.

સ્વામીની નજર આ હથિયારો પર પડી ને તુરત બોલી ઊઠયા:

'અરે, ભાઇઓ! પડેલાં તમારા હથિયારો હાથમા લઇ લો અને પછી જે કરવુ હોય તે કરો. કેમ કે, આટલા બધા સાધુઓમાં કેટલાક કાઠી-રજપુત જેવી શૂરવીર કોમના પણ છે, તેમનાથી કદાચ સહન ન થયું અને તેઓની મતિ ફરશે તો અમારી સાધુતા લાજશે અને તમારા છૂટા પડેલા હથિયારો તેમના હાથમા આવતાં તમારું બૂરું થશે. માટે ભલા થઇ હથિયાર હાથમા રાખો.'

અને સાથે જ માર ખાતા સાધુઓને 'શિક્ષાપત્રિ'નો શ્લોક મોટેથી કહ્યો:

ગાલીદાનં તાડનં ચ કૃતં કુમતિભિર્જનૈઃ
ક્ષન્તવ્યમેવ સર્વેષાં ચિન્તનીયં હિતં ચ તૈ।

# વૃદ્ધ કોણ?

અનંત વ્યાસ 'સ્મિત'

વૃદ્ધ કોને કહેવાય?

જ્યારે જ્યારે આ સવાલ તમારી સમક્ષ આવે ત્યારે તમે જરાય અચકાયા વિના 'ટપ' દઈને જવાબ આપી દેવાના કે, 'ઓહો હો! આમાં તે કઇ મોટી ધાડ મારવાની છે! પૂછ્યો પૂછ્યો ને આવો ખાલિશ સવાલ જ પૂછ્યો? અરે, તમારા આ સવાલનો જવાબ તો મારો દસ વરસનો બચુડો પણ આપી શકે કે; જેના માથે ધોળા પળિયા આવી ગયા હોય, જેની કમર ધનુષ્યાકાર બની ગઈ હોય, આંખે ઝાંખપ આવી ગઈ હોય, શરીર અશક્ત બન્યું હોય એવા પચાસ કે એથી વધારે ઉંમરનાં માણસને વૃદ્ધ કહેવાય.'

તમારી વાત સાચી. દેખીતી રીતે તો ઉપલા સવાલનો જવાબ આવો જ મળી શકે અને આવા જવાબને આપણે સંતોષ સાથે સ્વીકારી લઈએ છીએ.

પરંતુ શું આ જવાબ સાચો છે ખરો? બાહ્યદૃષ્ટિથી તમે કહેલા લક્ષણો મુજબના માણસને વૃદ્ધ કહેવાય છે, પરંતુ તાત્વિક દૃષ્ટિથી જોઇએ તો એ વાત ખોટી ઠરે છે.

ડૉ૦ વેલ્ટર માઇલ્રે અનેક પ્રયોગોને અંતે જાહેર કર્યું કે; ઉંમરના વધવાની સાથે માણસની અનેક વિધ શક્તિઓ પણ વિકાસ પામે છે. ડૉ૦ માઇલ્રે ૮૬૩ માણસો પર પોતાના પ્રયોગો કરેલા જેમાં ૫ વર્ષથી લઈને ૯૫ વર્ષની ઉંમરના માણસો હતા. ઉંમરના વધવાની સાથે વૃદ્ધાવસ્થામાં માણસની શક્તિઓ ઘટી જાય છે; એવી આપણી સામાન્ય માન્યતાને ડૉ૦ માઇલ્રે ખોટી પાડી છે. ૮૦ વર્ષથી પણ વધારે ઉંમરના માણસોમાથી ૫% ટકા વૃદ્ધો તો સારા સુદૃઢ યુવક સામે મેદાનમાં ઉતરવા તૈયાર હતા. 'સાઠે બુદ્ધિ નાઠી' એવી આપણી કહેવતને પણ તેમણે કેટલેક અંશે ખોટી પાડી છે. ૨૫% ટકા વૃદ્ધોની બુદ્ધિ તો યુવકોથી પણ વધારે સતેજ માલુમ પડી હતી. કલ્પનાશક્તિમાં પણ કઈ ખાસ પરિવર્તન જણાયું નહેતું. યુવકોના મુકાબલે વૃદ્ધો વધારે. ઠરેલ બુદ્ધિના અને વ્યવહારુ ગણાતા હોય છે. અને એ કારણે જ તો આપણી પેલી કહેવત; 'ઘરડાં વિના ગાડાં ન વળે' અસ્તિત્વમાં આવી હશે ને? વળી ગ્રહણશક્તિની બાબતમાં પણ યુવકોની અપેક્ષાએ વૃદ્ધોને વધારે ગુણ મળ્યા હતા.

સાધારણ રીતે લગભગ બધા જ દેશોમાં ૬૫ વરસની ઉંમરે નોકરોને પેન્શન આપી દેવાનો નિયમ છે. આ નિયમ પાછળ પણ ઉંમરના કારણે અશક્ત બની ગયેલા મનાતા વૃદ્ધોની કાર્યશક્તિ ઘટી જાય છે; એ માન્યતા રહેલી છે. પરંતુ પેન્શન આપવાના આ નિયમ પર ટીકા કરતા સર હેનરી ફોર્ડે પણ કહેલું કે; જ્યારે એ માણસો (વૃદ્ધો) કામ કરવા માટે અધિક યોગ્ય બનતા લાગે છે એવે જ સમયે તેઓને નકામા, શક્તિહીન વૃદ્ધો સમજીને 'રિટાયર' કરી દેવાય છે.

જગતમાં વિવિધ ક્ષેત્રોમાં સુંદર કાર્ય કરીને અમર નામના મેળવી જનારા મહાન પુરુષોના જીવન પર દૃષ્ટિ નાખીશું તો જણાઈ આવશે કે, જેને આપણે; બુદ્ધિ, ચપળતા અને કાર્યશક્તિ માટે નકામી ઉંમર ગણીએ છીએ એ વૃદ્ધ ઉંમરે જ અનેક મહાપુરુષોએ પોતાના જીવનના શ્રેષ્ઠતમ કાર્યો કરેલા છે. સર આઈઝેક ન્યૂટન, કાઉન્ટ, હોવે જેવા મહાન વૈજ્ઞાનિકો અને મહાન જર્મન અંધ કવિ ગેટેએ પોતાની ૮૦ વરસની ઉંમર પછી જ ખાસ

મહત્વની ચીજો તૈયાર કરી હતી. આઇઝેક વૅલ્ટનની કલમ તેની ૯૦ વર્ષની ઉમર પછી પણ જેવી ને તેવી જ તેજ રહી હતી ડૉ૦ હનિમેને ૮૦ વર્ષની ઉમરે લગ્ન કરેલા અને ૯૧ વર્ષની ઉમરે તેમણે હોમિયોપેથિક દવાઓની અનેક મહત્ત્વપૂર્ણ શોધો કરી હતી લૅન્ડોરે પોતના વિખ્યાત કલ્પનિક સવાદ ૮૫ વર્ષની ઉમર બાદ લખ્યા હતા જગપ્રસિદ્ધ ચિત્રકાર માઇકલ એંજેલોએ પોતાની ૮૧ વર્ષની ઉમરે પણ ૨૧ વર્ષના નવયુવાનને છાજે એવી સ્ફૂર્તિ સથે અનેક ચિત્રો તૈયાર કરેલા ગ્રેસ્ટન ૫૭ વર્ષની ઉમરે સાયકલ ચલાવતા શીખેલા અને મહાન સત્યવીર સૉક્રેટીસે પોતાની ઉત્તરાવસ્થામા સગીત અને વાદ્યનુ શિક્ષણ મેળવવા માડેલુ બહુ દૂર શા માટે જવુ જોઇએ ? પૂ૦ મહાત્મા ગાધીજીમા વૃદ્ધ ઉમરે પણ યુવાનોને શરમાવે એવો ઉત્સાહ અને કાર્યશક્તિ હતા શ્રી જવાહરલાલ નહેરુ આજે પણ નવયુવકોને હફાવે એવો ઉત્સાહ, તરવરાટ કાર્યશક્તિ અને બુદ્ધિ પ્રતિભા ધરાવે છે

આ ઉપરથી એટલુ તો હવે તમારે માનવું જ પડશે કે, વૃદ્ધ ઉંમરે બધા મનુષ્યો કામ કરવા માટે અશક્ત બની જાય છે, એ માન્યતા ખોટી છે અરે, ક્યારેક ક્યારેક તો આયુ-વૃદ્ધિની સાથે સાથે માનસિક શક્તિઓની પણ વૃદ્ધિ થાય છે

વૃદ્ધ ઉમરમા માણસોની કાર્યશક્તિ અને ઉત્સાહ તથા બુદ્ધિ મદ પડે છે એ વાત ખોટી છે એટલુ જ નહી પણ એ ઉમરે બુદ્ધિ વધારે તેજ બને છે, મન મજબૂત બને છે, દૃઢતા અને કર્યશક્તિ પ્રબળ બને છે ઠરેલ સ્વભાવ અને વ્યવસ્થાશક્તિ આવે છે આ બધુ તો આપણે ઉપર ટૂકમા જોઈ ગયા પરતુ કેટલાક માણસો તો યુવાન ઉમરમા જ વૃદ્ધ (અશક્ત) બની જાય છે તન યુવાન પણ મન વૃદ્ધ—અશક્ત, આવુ આપણે ઘણી જગ્યાએ જોઇએ છીએ જ્યારે આવુ જણાય તે સમયે "ખરેખર વૃદ્ધ (અશક્ત) કોને ગણવા ?" આ પ્રશ્ન તમારા મનમા કદાચ જાગે તો 'નવાઈ નહી. અહીં નીચે હુ એવા 'વૃદ્ધો' માટે કેટલાક વિચારો રજૂ કરુ છુ આપ તે તપાસી જજો અને આપ જો એવા' કોઇ એકાદ 'વૃદ્ધ'ની વ્યાખ્યામાં આવી જતા હો તો તરત જ તમારું વૃદ્ધત્વ' દૂર કરવા પ્રયત્ન કરજો

જે માણસને જીવનમા કોઇ રસ નથી જીવન છે એટલે જેમ તેમ પૂરુ કરવુ અને કોઈ પણ હિસાબે જિદગી પૂરી થઈ જાય એટલે બસ, એવા નબળા વિચારોવાળો માણસ યુવાન હોવા છતાય વૃદ્ધ છે

જે માણસ પોતાના જાતભાઇઓ પ્રત્યે, પોતાના વડિલો પ્રત્યે તથા સત્ય ન્યાય અને ઈશ્વર પ્રત્યેની પોતાની શ્રદ્ધા અને વિશ્વાસ ખોઇ બેસે છે તે માનસિક વૃદ્ધ છે

પોતાના જીવનને ઉન્નતાવસ્થાએ પહોચાડનાર સદ્‌વિચારોને બદલે સોના ચાદીનુ મૂલ્ય વધારે આકે છે તે માણસ જગતનો મોટામા મોટો નિર્ધન અને વૃદ્ધ જાણવો.

સામા માણસના પ્રત્યેક વ્યવહારને માત્ર શકાની જ નજરે જોનારા, અન્યની પ્રામાણિકતા અને સત્યમાં પણ શકા સેવનારા માણસ વૃદ્ધ છે આવા માણસો ભલે ઉમરમા યુવાન હોય પણ વાસ્તવિકતાથી તો તેને વૃદ્ધ જ જાણવો અન્ય માણસના દરેક વ્યવહારોમા શકાશીલ દૃષ્ટિથી જોનારા માણસો આગળ જતા પોતાની જાત પ્રત્યે પણ શકિત દૃષ્ટિથી જોતો થઇ જાય છે આવી સકુચિત ભાવના અને શકાશીલ સ્વભાવ તેના અકાળ વૃદ્ધત્વ અને સ્વાર્થીપણાનુ દ્યોતક છે.

જે અન્યના ભલામા રાજી નથી, પારકાનું કુશળ થતુ જોઈને, જે મનમા હરખાય છે નીચ વૃત્તિવાળો માણસ પણ વૃદ્ધ જ છે અન્યને માટે જે સારો અભિપ્રાય ન ઉચ્ચારે, ક્યારેય મધુર વાણી ન બોલે એ પ્રાણીનો વૃદ્ધ

જે માણસ પોતાની અને અન્યની ઉન્નતિ માટે કયારેય પણ વિચારતો નથી, જેનામાં આત્મવિશ્વાસ નથી, જે ભિરુ હૃદયી છે, જેનામાં સાહસ અને હિંમત તથા દઢતાનો અભાવ છે, જે મુશ્કેલીઓના વિચારો સેવીને સદાય ભયથી ધ્રૂજતો રહે છે ને કોઈ કાર્ય શરૂ કરતો નથી આવો માણસ વિચારથી વૃદ્ધ ગણાય.

નાનાં નાનાં ફૂલ સમાન બાળકોના મુખ પર પ્રગટેલા નિર્દોષ, મધુર હાસ્યને જોઇને જેનું હૈયું નાચી નથી ઉઠતું, નાનકડાં ભુલકાંઓના નિર્દોષ ખેલોને જોઇને જેનો આત્મા પ્રસન્નતા નથી અનુભવતો એવો માણસ હૃદયથી વૃદ્ધ ગણાય.

જેનામાં સ્વદેશભક્તિ નથી, માતૃપ્રેમ નથી, દેશાભિમાન અને સ્વાભિમાન નથી તે પણ વૃદ્ધ જ જાણવો.

જે માણસ માત્ર ભૂતકાળ ભણી નજર રાખીને જ બેસી રહે. ભાવિ તરફ તેની નજર પહોંચતી જ નથી. એવો માણસ વયમાં યુવાન હોવા છતાં મનથી તો વૃદ્ધ જ ગણાય.

જગતના કોઈ મહાપુરુષ–નેતાનું મૃત્યુ થતાં જે માણસ માત્ર એવા વિચારોથી નિરાશ બનીને લમણે હાથ દઈને બેસે છે કે; હાય! હવે દેશનું શું થશે? જગતની પ્રજાને સાચો માર્ગ કોણ ચીંધશે? માનવપ્રજાને કલ્યાણનો રાહ કોણ બતાવશે? આવા વિચારો સેવતા મૂર્ખ માણસો-નિરાશાવાદી ગણાય. તેઓ એ પણ ભૂલી જાય છે કે, 'બહુ રત્ના વસુંધરા.' યુગે યુગે જ્યારે સંકટ કાલ આવ્યો છે, ત્યારે જગતને કોઈ ને કોઈ પથદર્શક–મહાપુરુષ પ્રાપ્ત થયા જ છે. માટે નિરાશાના વિચારો સેવનારા પણ ખરેખર મૂર્ખ જાણવા.

આમ તાત્ત્વિક દૃષ્ટિએ જોઈએ તો વૃદ્ધત્વને ઉંમરનો કોઇ બાધ નથી ગણાતો. ઘણા યુવકો મન, વચન અને કર્મથી વૃદ્ધ જણાય છે જ્યારે ઘણા વયથી વૃદ્ધ માણસો મન, વચન અને કર્મથી યુવાન જણાય છે.

---

## સાચી સુંદરતા

નામાંકિત અંગ્રેજ લેખિકા મેરી સ્ટોપ્સે પોતાની કિશોરાવસ્થાનો એક પ્રસંગ નોંધ્યો છે એ પ્રસંગ પરથી તેને જે બોધ મળ્યો તેનાથી જાણે તેને જીવનપાથેય લાધ્યું હતું.

તે જ્યારે સોળ વર્ષની આકર્ષક તરુણી હતી, ત્યારની આ વાત છે. એક વખત તે દોડતી દોડતી પોતાના પિતા પાસે ગઈ ને કહેવા લાગી:

'ફલાણાભાઇ મારી સુંદરતાની ખૂબ પ્રશંસા કરતા'તા. બાપુજી, એ ભાઈ જેવા મોટા માણસ મારા રૂપની પ્રશંસા કરે ત્યારે ખરેખર મને અભિમાન ઊપજે છે.'

મેરી સ્ટોપ્સના પિતા બહુ શાણા માણસ હતા. આ પ્રસંગે તેમણે પોતાની વહાલસોયી દીકરીને શિખામણ આપતા કહ્યું:

'મેરી, સોળ વર્ષની ઉંમરમા તો કોઇ પણ છોકરી રૂપાળી દેખાય જ. એ તો કુદરતી જ છે. એ અવસ્થામા આપણા રૂપ કે સુંદરતા માટે જો કોઇને મદ ઘટતો હોય તો તે કુદરતને ઘટે છે, આપણને નહિ. હા, જ્યારે તુ સાઠ વર્ષની ઘરડી ડોશી થાય, અને એ ઉંમરે તારી સુંદરતાનાં, તારા સ્વભાવની સુંદરતાના, તારા દયાળુતાની સુંદરતાનાં કોઇ વખાણ કરે તો તારા માટે અભિમાન લેવા જેવું ખરું!'

—શિવ સુંદરમ

# નૈવેદ્ય

રવીન્દ્રનાથ ઠાકુર
અનુ० નગીનદાસ પારેખ



૯૨

શક્તિના દંભે અને સ્વાર્થના લોભે મહામારીની પેઠે જોતજોતામાં આજે જગતને ઘેરી લીધું છે તેનો ઝેરી ચેપ એક દેશમાંથી બીજા દેશમાં ફેલાઈને બધા શાંતિમય ગામડાઓને ધૂળ ભેગા કરી રહ્યો છે. જ્ઞાનથી સમુજ્જ્વલ, સ્નેહથી રસસિક્ત અને સંતોષથી શીતલ એવી પ્રશાંત સરલતા ભારતનાં તપોવનોમાં હતી.

વસ્તુના ભાર વગરનું મન જલમાં અને સ્થલમાં સર્વત્ર ઉદાર કલ્યાણને ફેલાવી દેતું, અવારિત ધ્યાન જડમાં અને જીવમાં સર્વ ભૂતોમાં આત્મીયરૂપે પ્રવેશ કરતું. આજે તેનો નાશ કરીને જ્યાં હૃદય હતું ત્યાં વસ્તુના ગંજ આવ્યા છે, જ્યાં તૃપ્તિ હતી ત્યાં આડંબર આવ્યો છે, જ્યાં શાંતિ હતી ત્યાં સ્વાર્થનો સંગ્રામ આવ્યો છે.

૯૩

હે ભારતવાસી, શક્તિના મદથી મત્ત બનેલા પેલા વણિક વિલાસી ધનના અભિમાની પશ્ચિમના કટાક્ષ સામે શુભ્ર ઉત્તરીય પહેરીને શાન્ત સૌમ્ય મુખે સરળ જીવન જીવવામાં શરમાતો નહિ.

એ લોકો શું કહે છે, સાંભળતો નહિ; તારું શ્રેષ્ઠ ધન ભલે તારા હૃદયમાં રહેતું, ભલે તારા ઘરમાં રહેતું, તારા સુપ્રસન્ન લલાટ ઉપર અદૃશ્ય મુગટ બની રહેતું. દેખાવમાં જે મોટું છે, અને જે નજર સામે મોટા ગંજરૂપે ખડકાઈને ઊભું છે, તેની આગળ અભિભૂત થઈ જઈને વારે વારે આળોટીશ નહિ. રિક્તતાના અવકાશથી ચિત્તને ભરી દઈને સ્વાધીન આત્માને દારિદ્ર્યના સિંહાસન ઉપર પ્રતિષ્ઠિત કર

૯૪

હે ભારત, તેં નૃપતિને મુકુટ, દંડ, સિંહાસન અને ભૂમિનો ત્યાગ કરીને દરિદ્રવેશ ધારણ કરવાનું શીખવ્યું છે, વીરને તે ધર્મયુદ્ધમાં ડગલે ને પગલે દુશ્મનને ક્ષમા કરવાનું, જયપરાજયને ભૂલી જઈને બાણને પાછા ખેંચી લેવાનું શીખવ્યું છે, કર્મશીલને તે યોગયુક્ત ચિત્તે બધા ફળોની ઈચ્છાને બ્રહ્મને ભેટ ધરી દેવાનું શીખવ્યું છે. ગૃહસ્થને તેં પડોશીઓ, સગાઓ, મિત્રો, અતિથિઓ અને અનાથોમાં ઘરનો વિસ્તાર કરવાનું શીખવ્યું છે. તેં ભોગને સંયમની

સાથે બાંધ્યો છે, નિર્મલ વૈરાગ્યથી તેં દૈન્યને ઉજ્જવલ બનાવ્યું છે, સંપત્તિને તેં પુણ્યકર્મ દ્વારા મંગલ બનાવી છે, અને સ્વાર્થનો ત્યાગ કરીને સઘળાં સુખોમાં અને દુઃખોમાં સંસારને સદા બ્રહ્મની સંમુખ રાખવાનું શીખવ્યું છે.

૯૫

હે ભારત, તારા શિક્ષણે જે ધન આપ્યું છે તેનું આયોજન બહાર અત્યંત અલ્પ છે, દેખાવમાં તે દીનના જેવું છે, તેનું બધું ઐશ્વર્ય અંતરમાં વિસ્તરેલું છે.

આજે સભ્યતાના અન્તહીન આડંબર, મોટી મોટી બડાશો, દરિદ્રના રુધિરથી પુષ્ટ ભોગવિલાસો, અગણિત ચક્રોની ગર્જનાથી ઘર્ઘર નાદ કરતા લોખંડી બાહુવાળા દાનવોની ભીષણ બર્બર ઉગ્ર રક્તવર્ણી અગ્નિ સમી બળબળતી સ્પર્ધા વચ્ચે નિઃસંકોચ-પૂર્વક શાંતચિત્તે ચિંતા અને ચેષ્ટાનો જેમાં લેશ પણ નથી એવો એ નીરવ ગૌરવયુક્ત સુવિરલ સૌમ્ય દીનવેશ કોણ ધારણ કરશે?

આત્માના એ ઉદાર મંગલ સંપદરાશિને કોણ પોતાના અંતરના આગારમાં ભરી રાખશે?

૯૬

અંતરની તે સંપત્તિ આપણે ખોઈ બેઠા છીએ. એટલે આપણે લજ્જાથી નીચા નમી ગયા છીએ; એટલે ક્ષુધાર્ત દુર્ભર દૈન્ય સર્વાંગે ડંખ્યા કરે છે; એટલે આજે બ્રાહ્મણનાં વિરલ વસ્ત્રો સંમાન પામતાં નથી; ધ્યાનબળ રહ્યું નથી, કેવળ જપ માત્ર છે, કેવળ ચિત્તહીન અર્થહીન અભ્યસ્ત આચાર શુચિત્વ ગણાય છે.

હવે સંતોષના અંતરમાં તેજસ્વિતા નથી રહી, કેવળ જડતાના પુંજ છે; ધર્મ પ્રાણહીન અકડાઈ ગયેલા કઠોર ભારની પેઠે દબાવી રહ્યો છે. એટલે આજે પોતાનું પ્રાચીન દૈન્ય છુપાવવા માટે પશ્ચિમનાં ઊતરેલાં વસ્ત્રો લૂંટવા માટે ટોળેટોળાં દોડવા ઇચ્છીએ છીએ. ભાઈ, એ પ્રયત્ન વૃથા છે, જ્યાં ચિત્ત નથી ત્યાં બધા સાજ શણગાર લાજશરમ રૂપ બની જાય છે.

૯૭

હે દીનવત્સલ, મારી શક્તિ અતિ અલ્પ છે, પણ મારી આશા અલ્પ નથી. તારા જલમાં અને સ્થલમાં, તારા જીવલોકમાં જ્યાં જ્યાં હું જાઉં છું, જ્યાં જ્યાં હું ઊભો રહું છું ત્યાં ત્યાં સર્વત્ર મારું પોતાનું સ્થાન માગું છું. તારા દાનપત્રમાં તારું સર્વસ્વ હું લખી લેવા ઇચ્છું છું.

પોતાની જાતને રાત દિવસ જાતે ઉપાડી ઉપાડીને હું ક્ષણે ક્ષણે થાકી જાઉં છું. મારું એ થાકેલુ હૃદય, તારા સૌને મારા પોતાના કરીને તે સૌની વચ્ચે હું સ્થાપન કરીશ. મારાં પોતાનાં ક્ષુદ્ર સુખદુઃખ પાણીના ઘડાની પેઠે મારા માથા ઉપર દુર્ભર ભાર લાદે છે. એને ફોડી નાખીને હું વિશ્વસિંધુના જલમાં ડૂબકી મારીશ. આમ મારા માથા ઉપર વિપુલ જલ સહજ રીતે વહી જશે.

૯૮

મહીં મહીંથી કોઈ વાર જ્યારે અવસાદ આવીને અંતરના આલોકને પલવારમાં ગ્રસી લે, અને શ્રાંતિ મંદ પગલે ધીમે ધીમે આવી તારી પૂજાના દીંટાને શિથિલ અને મરવા જેવુ કરી નાખે—ત્યારે પણ હું ભય ન પામું, ત્યારે પણ અટલ આશા તારા પ્રત્યે જાગ્રત રહે.

તારા ઉપર આધાર રાખીને, તે શ્રાંતિની રાત્રે મારું સમસ્ત અંતર નિર્ભયપણે માર્ગની ધૂળ ઉપર અર્પણ કરીને હુ નિદ્રાને આહ્વાન કરું.

એળે એળે જોર કરીને કલાંત ચિત્તે ક્ષીણ અવાજ કરીને હું તારી પૂજાનો અત્યંત દરિદ્ર ઉત્સવ નહિ કરું.
ફરીથી નવીન પ્રકાશમાં તેને જગાડવા માટે દિવસની આંખો ઉપર તું રાત્રિ લાવી દે.

૯૯

તમારી આગળ આ મારું છેલ્લું નિવેદન છે—
અંતરના ઊંડાણમાં રહેલી મારી સકળ ક્ષીણતા દૃઢ બળથી છેદી નાખો, મારા પ્રભુ.
સુખની સાથે મને એવું બળ આપો કે સુખને હું કઠણ કરી લઉં;
દુઃખમાં મને એવું બળ આપો કે દુઃખ પોતે જ મુખ પર શાંત સ્મિત ફરકાવી પોતાની ઉપેક્ષા કરી શકે;
મારી ભક્તિને એવું બળ આપો, જેથી તે કર્મમાં ફલિત થાય, પ્રીતિ અને સ્નેહ પુણ્યરૂપે પ્રફુલ્લે;
મને એવું બળ આપો જેથી ક્ષુદ્ર જનોને હું હીન ન સમજું-બળને ચરણે શિર ન ઝુકાવું.
મને એવું બળ આપો જેથી હું મારા ચિત્તને દૈનંદિન તુચ્છતાથી પર એકાકી રાખી શકું;
મને એવું બલ આપો જેથી તમારે ચરણે શિર ઢાળીને હું અહર્નિશ પોતાને સ્થિર રાખી શકું.

૧૦૦

તમે સંસારમાં મને જે ઘરમાં રાખ્યો છે, તે ઘરમાં હું બધાં દુઃખો ભૂલીને રહીશ.
કરુણા કરીને તેનું એક બારણું તમારે પોતાને હાથે દિનરાત ખુલ્લું રાખજો.

મારાં બધાં કાર્યોમાં અને મારી બધી ફુરસદમાં એ બારણું તમારા પ્રવેશ માટે ખુલ્લું રહેશે. તમારા ચરણોની પદરજ લઈને ત્યાં થઈને વાયુ મારા હૃદય ઉપર વાશે. એ બારણું ખોલીને તમે આ ઘરમાં આવશો, અને હું એ બારણું ખોલીને બહાર નીકળીશ.

બીજાં બધાં સુખ હું પામું કે ન પામું, તોય એક સુખ તમે મારે માટે રાખજો.
હે પ્રભુ, તે સુખ કેવળ તમારું અને મારુ હશે અને તે સુખ ઉપર તમે સદા જાગતા રહેજો.

તેને બીજાં બધાં સુખો ઢાંકી ન દે, સંસાર તેમાં ધૂળ ન નાખે, બધા કોલાહલમાંથી તમે તેને ઉપાડી લઈને જતનપૂર્વક તમારા પોતાના ખોળામાં ઢાંકી રાખજો. બીજાં બધાં સુખોથી ભલે ભિક્ષાઝોળી ભરાતી, પણ એ એક સુખ તમે મારે માટે રાખજો.

હે સ્વામી, બધા વિશ્વાસ ભલે તૂટી જાય, તોય એક વિશ્વાસ મારા ચિત્તમાં કાયમ રહો. જ્યારે હું જે અગ્નિદાહ સહન કરું તે મારા હૃદયમાં તમારું જ નામ અંકિત કરી દો.

જ્યારે દુઃખ મર્મમાં પ્રવેશ કરે ત્યારે તે તમારા સ્વાક્ષર લઈને આવો. કઠોર વચન ગમે એટલા આઘાત કરે પણ એ બધા આઘાતમાં તમારો સૂર ગુંજી ઊઠો.
આપણા સેંકડો વિશ્વાસો તૂટી જાય, તોય એક વિશ્વાસને મન વળગી રહો.

# ગાંધીજીનાં દૃષ્ટાંતો

સંપા૦ રમેશ ડા૦ દેસાઈ

## મારી સ્વદેશપ્રીતિ

વોકળસ્ટમાં મારી જેલ અંગે પૂરી થઈ હતી, તેટલામાં ફિનિક્સથી તાર આવ્યો કે મારી પત્નીને મરણતોલ માંદગી છે, અને મારે ત્યાં પહોંચવું જોઈએ.

સહુ આ ખબરથી દિલગીર થયા.

મારી ફરજ શી હતી, તેનો મને સંદેહ ન થયો. જેલરે પૂછ્યું: 'હવે તું દંડ આપી જવા માગે છે કે નહિ?'

ત્યારે મેં તરત જવાબ આપ્યો: મારાથી દંડ આપવાનું બનવા કાળ જ નથી. સગાંસંબંધીથી છૂટા પડવું એ પણ અમારી લડતનો ભાગ છે.'

જેલર સાંભળીને હસ્યો અને દિલગીર પણ થયો.

આ વિચાર ઉપરથી વિચારતાં ઘાતકી જણાય એવો છે. છતાં મને તો ખાતરી છે કે એ જ ખરો વિચાર છે.

સ્વદેશપ્રીતિ એ મારા ધર્મનો હું ભાગ સમજું છું. બધો ધર્મ સચવાયો ગણાય નહિ ધર્મનું પાલન કરવામાં બાયડી-છોકરાંઓનો વિયોગ સહન કરવો પડે તો તે કરીએ, તેઓને ખોઈ બેસીએ તેમાં ઘાતકીપણું નથી એટલું જ નહિ, પણ તેમ કરવું તે આપણી ફરજ છે.

## પ્રયત્નવાનની દુર્ગતિ ન થાય

'શું પ્રયત્ન કરતાં જ્યાં પાછા પડ્યા કરે તે આત્મા નાશ નથી પામતો?' એવા અર્જુનના પ્રશ્નના જવાબમાં કૃષ્ણે અતિ પ્રેમનું સંબોધન વાપરી જવાબ આપ્યો:

'પ્રયત્નવાનની દુર્ગતિ તો થાય જ નહિ.'

સંશયાત્માનો જ નાશ હોય. આપણો અસહકારને વિષે વિશ્વાસ જ ન હોય તો આપણે શરૂ કર્યું ત્યારના જ હારી છીએ.

## અભેદ-દૃષ્ટિ

શ્રીસમર્થ રામદાસ સ્વામી વિષે કહેવાય છે કે તેમણે કોઈને ચાબુક મરાતી જોઈ હતી ત્યારે તેમને એટલું દુ:ખ થયું હતું કે તેમની પોતાની પીઠ ઉપર ચાબુકની સોળો દેખાઈ.

રામદાસ સ્વામીએ કેળવેલી આ અભેદદૃષ્ટિને લીધે તેઓ આપણા પૂજ્ય થઈ પડ્યા છે.

## માફી અને પ્રાણ

એક બહાદુર મુસલમાન કેદીને સંયુક્ત પ્રાંતની જેલમાં માથું ફોડી જાય એવી ખદબો વચ્ચે ત્રણ દિવસ સુધી તાળું મારી પૂરી રાખવામાં આવ્યો.

મને ખબર આપનાર ભાઈએ મને પૂછ્યું: 'આવી બદબો કોઈ રીતે સહન ન જ થઈ શકે તેણે શું કરવું?'

મેં એને દયારહિત છતાં વિચારપૂર્વક આપેલો જવાબ આ હતો: 'છતાંયે એનાથી માફી તો ન જ મગાય. જોઈએ તો કેદની દિવાલ જોડે માથું પટકીને એ પોતાના પ્રાણ કાઢી નાખે, પણ જાલિમની ઇચ્છાના તાબેદાર એનાથી ન જ થવાય.'

## ક્યો ચમત્કાર મોટો?

કલકત્તામાં કોઈએ મૌલાના મહંમદઅલીને પૂછેલું: 'કેટલાક લોકો કહે છે કે રેંટિયાથી સ્વરાજ મેળવવાની વાત ચમત્કાર જેવી છે.'

મૌલાનાએ કહ્યું: 'હશે; પણ છ હજાર માઈલથી આવેલા મૂઠીભર લોકો તેત્રીસ કરોડ માણસો પર સત્તા ચલાવી શકે એ ચમત્કાર મોટો કે આ મોટો?'

## પ્રેમ વડી ચાવી

પેગમ્બર સાહેબે મક્કાના આરબોની સામે તેર વર્ષ અસહકાર કર્યો તે પ્રેમને વશ થઈને. મક્કાના આરબોની આંખો તેમણે પ્રેમથી ઉઘાડી.

મીરાંએ કુંભારાણાની સામે અસહકાર કર્યો તે કંઈ દ્વેષથી નહિ. કુંભારાણાની શિક્ષાઓ એણે પ્રેમપૂર્વક સ્વીકારી.

આપણા અસહકારનું મૂળ પણ પ્રેમમાં જ છે. તેના વિના બધું ખારી છે. પ્રેમ વડી ચાવી છે. એટલું જ નહિ, પણ એ જ એક ચાવી છે.

## સરલતા અને તપશ્ચર્યા

હું દક્ષિણ આફ્રિકાથી આવ્યો ત્યારે મારી સાથે નાયડુ નામનો એક પંચમ (અંત્યજ) જાતનો છોકરો હતો.

ભાઈ નરેસન અંત્યજોનું ભારે કામ કરનાર ગૃહસ્થ છે તેમના ઘરમાં મારે અમદાવાદ જતા મદ્રાસના ઊતરવાનું થયું મને ઘણા મિત્રોએ કહ્યું 'તું આ શું કરે છે? નરેસનની માતા એટલા બધા જૂના વિચારના છે કે તું એના ઘરમાં અત્યજને લઈ ગયો છે એ જાણશે તો ડોશીનું મોત જ થશે'

મે કહ્યું: 'એ છોકરાનો ત્યાગ કરું એના કરતા તો બહેતર છે કે હું નરેસનના ઘરનો જ ત્યાગ કરું'

પણ નરેસન તો સરલચિત્ત માણસ છે. તેમણે જઈને માતુશ્રીને ખરી હકીકત જણાવી.

માતાજીએ કહ્યું 'ભલે, આવવા દો.'

તેઓ સમજી ગયાં કે મારી સાથે આવનારો અંત્યજ મલિન નહિ જ હોય અને મે પણ એ છોકરામાંથી બધી મલિનતા કાઢી નાખી હતી

અમે તેમના ઘરમાં ઊતર્યો અને જે કૂવેથી એ બાઈ પાણી કાઢતાં તે જ કૂવેથી આને પણ પાણી કાઢ્યું.

આ કિસ્સામાથી શું ફલિત થાય છે? અંત્યજેતરો પોતાની માતાઓને અને બહેનોને ભાઈ નરેસનની જેમ પવિત્રતાથી, સરલતાથી સમજાવી શકે છે. આનું તાત્પર્ય એ છે કે આ પ્રશ્નનો નીવેડો અંત્યજેતરોની સરલતા અને અંત્યજોની તપશ્ચર્યાથી જ આવશે

## કલ્યાણકારી સંગીત

મારા બચપણમાં રાજકોટમા બે અંધળા ગવૈયા હતા.

તેમાંનો એક જણ જ્યારે વગાડતો ત્યારે વાજિંત્ર પર તેની આંગળીઓ ન છમે એવી અદ્ભુત એની કળા હતી. સાંભળનારાં મંત્રમુગ્ધ બની જતાં દરેક માનવ અંતઃકરણમાં એવા જ તાર હોય છે. જો તેમને તે સ્પર્શતાં આવડે તો તરત જ ઝણઝણી ઊઠે છે અને તેમાંથી કલ્યાણકારી સંગીત જન્મે છે.

## બહેનોની પ્રાર્થના

પ્રત્યેક બહેનને મારી પ્રાર્થના છે કે તે રોજ સવારે ઊઠીને આટલો નિશ્ચય કરે:

'હે ઈશ્વર! તુ મને પવિત્ર રાખજે; મારી પવિત્રતાનુ રક્ષણ કરવા જેટલું બળ આપજે, અને હું પ્રાણ ત્યાગ કરીને પણ મારી પવિત્રતા જાળવી શકું એટલી શક્તિ આપજે. તારા જેવા રખેવાળ છતા મને ભય કોનો છે?'

સદ્ભાવે કરેલી આવી પ્રાર્થના પ્રત્યેક સ્ત્રીનું રક્ષણ કરશે જ.

## પતિવ્રતા રમાબાઈ

એક વેળા ગં૦ સ્વ૦ રમાબાઈ રાનડેને મળવા જવાનો મને પ્રસંગ આવ્યો હતો. અને એમના ખાસ ઓરડાની અંદર જ મેં એમનાં દર્શન કર્યાં.

એ ઓરડામા મુખ્ય સ્થાને મે એક કોચ જોયો અને તેની ઉપર ન્યાયમૂર્તિ મહુંમ રાનડેની છબિ જોઈ. હુ સમજ્યો તો ખરો, પણ મારી સમજ બરોબર હતી કે નહિ એ જાણવા સારુ એમને મેં પૂછ્યું: 'આ છબિ કોચ ઉપર કેમ રાખી છે?'

એમણે કહ્યું 'એ કોચ એમનો જ હતો. એની ઉપર જ હમેશાં એ બિરાજતા, તેથી એ કોચને મેં એમની છબિને સારુ જ રાખેલો છે. અને એની બાજુ તળે હુ હમેશાં વસુ છુ. અને સૂઉં છું.'

આ પવિત્ર શબ્દો સાંભળી હું આનંદમાં ગરકાવ થયો અને વૈધવ્યની શોભા વધારે સમજ્યો. આવી પતિવ્રતા રમાબાઈ હિંદુસ્થાનમાં કેટલાકે છે એ તો જાણું છું.

ભૂત પલિતની આસુરી નાતને લઈ ભગવાન શંકર પરણવા ગયા અને મા પાર્વતી આ દીઠેય અણઘડ લાગે તેવી તેના હૃદયનાથની રીતથી ભડકયા ને લગ્નને એકાદ માસનો વિલંબ થયો.

તે દિ'થી સર્જનહારની સર્જેલી આ દુનિયાના માનવીએ જગત્ જનની મા પાર્વતીના માનાર્થે આ માસને કમુરતાં ગણી હલકો ઠેરવ્યો ને પરિણામે કમુરતા કાળમાં શુભ કર્મો બંધ થયાં.

આમ અનાદિ કાળથી ચાલ્યા આવતા રીવાજને માનવ જાતિએ આવકાર્યો. મા પાર્વતીની કૃપા મેળવવાની આશે કે શુભ કર્મો નિર્વિઘ્ન પાર પાડવાની લાલચે!

કમુરતાં ઉતરવાને આઠેક દિ' બાકી છે.

રુખી ગોરાણીએ કમુરતાં ઉતરતાં જીવતાં સમાધિ લેવાની હઠ લીધી છે. માણસો રુખી ગોરાણીને પગે પડી સમાધિ ન લેવાં વિનવી રહ્યા છે. રુખી ગોરાણીના ફળિયામાં માનવ ભીડ જામી છે.

વાત વેતરાઈ ગઈ છે. માણસો પસ્તાય છે.

'કાગનું બેસવું ને ડાળનું ભાંગવું' જેવી વાત બની ગઈ ..

...સુખો ગોર પંચાવનમાં પ્રવેશી સ્વર્ગે સીધાવ્યા પછી ગણ્યા ગાંઠયા દિ'મા જ ગામમાં નાનાં છોકરાંઓનો સોથ વળવા માંડયો. તાવ, આચકી અને ઊટાટિયાએ ગભરુ બાળકોનો ઘાણ કાઢવો શરૂ કર્યો.

વૈદોનું ગજું લાગતુ નથી. ખીજડા મામાની માનતા કામ લાગતી નથી. ભૂવાઓના જોવામા કંઈ આવતું નથી પણ 'દુશ્મનો માણસ તરણું ઝાલે' તેમ પ્રતિષ્ઠા ભૂખ્યા ભૂવાઓએ કારસ્તાન જોડી કાઢી.

વાંઝણી રુખી ગોરાણી ઉપર ભૂવાઓએ આળ ચડાવ્યું. પચાસ વરસની નઠોરવી રુખી ગોરાણી ઉપર ઓળઘોળ આવી પડયો.

અને ગામ આખામાં વાત વહેવા લાગી કે બાળક ભૂખી રુખી ગોરાણી છોકરાંવને ભરખી ખાય છે.

સમાજને મોઢે હાથ દેવાય નંઇ... અણખોદિયા માણસોની જીભને ખોરાક મળ્યો.... વાતનું વતેસર થઈ વાત વહેવા લાગી....

જન્મરોગી સુખા ગોરને પનારે પડેલી રુખી ગોરાણીના અભોગત રૂપ તેના દુશ્મન બન્યા. વાસના હવસો ગોરાણીને લાચાર બનાવવા તલપાપડ બન્યા...

નીચ નરાધમોએ રુખી ગોરાણીના ચારિત્ર્ય પર ઘા કર્યા. રુખી ગોરાણીને વેશ્યાનું બિરુદ દેતા નીચ નર રાક્ષસોની જીભ અચકાઈ નહિ.

અને વાત ઉડતી ઉડતી રુખી ગોરાણીને કાને પહોંચી... તુલસી સમ પવિત્ર રુખીગોરાણીનું કાળજું વીંધાયું. પર પુરુષને ભાઈ-બાપ ગણી, જન્મરોગી પતિને તન-મનથી પૂજી, બ્રહ્મચર્યને પચાવી પચાસ વર્ષને આરે હોવેથી રુખી ગોરાણીનો ક્રોધ ભભૂકી ઊઠ્યો.

પણ સમદરપેટ્ટ ગોરાણી અંદહળહળતા ક્રોધને ગળી ગઈ. હેત'નીતરતા હૈયે તે આવી-પડેલ- આળ ઘોળને ધોવા તૈયાર થઈ.

'જો હું મન, વચન, કર્મથી પવિત્ર જીવન જીવી હોઉં તો કમળ કોમળ બાળકોના રોગનો નાશ થશે. જ્યા લગી ગામમાથી બાળરોગ હટશે નંઇ ત્યાં લગી હું મોમા અન્નનો દાણો નંઇ નાખું... ને રોગ નાબૂદ થતા હું જીવતા સમાધિ લઇશ.' રુખી ગોરાણીએ પ્રતિજ્ઞા કરી

અને કુદરત ગોરાણીને પડખે ધાય .. હળવે હળવે રોગ હટવા લાગ્યો... મરણ પ્રમાણ ઘટવા લાગ્યું. બાળકો તંદુરસ્ત થવા લાગ્યા.

...ગામ લોકોની આંખ ઉઘડી ગઈ.

..નરાધમોને સતીના નિ:સાસાનો ભય લાગ્યો.

..આસ્તિકોને શ્રદ્ધા ઉપજી

બધા ગોરાણીને પગે પડયા. ઉપવાસ છોડવા વિનવી રહ્યા, સમાધિ લેવાની હઠ છોડવા કરગરી રહ્યા.

પણ ગોરાણી મક્કમ છે.

માણસોના મન ઘેળાય છે. બ્રહ્મ-સ્ત્રી હત્યાથી બધાના હૈયા ધ્રુજે છે. સતીની આહથી ગામ પર આફતના ઓળા ઉતરવાની કલ્પના ગામલોકને ધ્રુજાવે છે.

ગામ આગેવાનોએ કમુરતાં ઉતરતાં સુધીમાં કોઈ પણ શરતે ગોરાણીને ડગાવવાનો નિર્ધાર કર્યો છે.

કમુરતાં ઉતરતાં શુભ સમાધિ લઇ પરલોકગમન કરવાનો ગોરાણીએ નિર્ણય લીધો છે.

આખરે એ દિવસ આવી પહોચ્યો... કોઇની કારી ફાવી નહિ. ગોરાણી સમાધિ લેવા તૈયાર થઈ.

ગામ લોક પાદર ભેળાયું છે, સતીના છેલ્લા દર્શન માટે પડાપડી થઇ છે.

સમાધિની સર્વાંગ તૈયારી થઇ ચૂકી છે. ગોરાણી સમાધિને આરે ઊભી છે. માનવમેદનીની મીટ ગોરાણી પર એકટક નોંધાઈ રહી છે. માણસોના મુખમાંથી પ્રભુના નામ ઝરે છે...

અને ગોરાણી દોરાને ટેકે ખાડામાં ઉતરવા ગઇ... ત્યાં માનવ મેદની પાછળથી કોઇનો પડકાર સંભળાયો, 'ખબરદાર! ખાડામાં પગ મૂક્યો છે તો!.... પહેલાં મારું દેણું ચુકવ્ય પછી...' મંગળદાસ વાણિયાનો શ્વાસ માતો ન હતો.

ગોરાણી થંભી ગઈ.

વાણિયો નજીક આવ્યો.

'દેણું...' ગોરાણીના મુખમાંથી ઉદ્ગાર સરી પડ્યો.

'હા, દેણું'...અને તે રોકડું લાવ્ય!' વાણિયો નક્કર સાદે બોલ્યો.

'રોકડું તો કાંઈ છે નહિ!....મારું મકાન....'

'....મકાન તો ક્યારનુંય મંડાઇ ગયું છે! દેણું મકાનથી મોટું છે!' વાણિયો બોલ્યો.

ગોરાણી મૂંગી રહી.

'દેણું ચુકવ્ય નકર મારું ઘર માંડય!' વાણિયે માઝા મૂકી.

'....ની....ચ....અ!', ગોરાણીને હૈયે કારમો ઘા લાગ્યો. ક્રોધના આવેશમાં તેનું શરીર ધ્રુજવા લાગ્યું....ક્રોધાવેશમાં પાસે પડેલી કોશ ગોરાણીએ ઉપાડી....

અને માનવ મેદનીના ગાત્રો ઢીલા થઇ ગયા. ભયના માર્યા બધા બે ડગલા પાછળ હટી ગયા.

....અને વળતી જ પળે ગોરાણીએ કોશ પોતાની જ છાતીમાં ઝીંકી!....ગોરાણીના મુખમાંથી 'હે.... રામ!'નો ઉદ્ગાર સર્યો, પ્રાણપંખીડું દેહ છોડી ગયું!

સતીનું સત જળવાઈ ગયું. પ્રતિજ્ઞા પૂર્ણ થઇ. સમાધિ જીવતાં નહિ, મરણ બાદ મળી અને એ સમાધિ ઉપર ઓટલો ન ચણાતાં સતી રુખીબાઇનો પાળિયો ખડાયો.

વાતને વર્ષો વીતી ગયા છતાં આજ પણ સોરઠમાં બેસાણને પાદર પાળિયાઓની હારમાળામાં રુખીબાઇનો પાળિયો સતીનાં શીલ-ચારિત્ર્યને સોડમાં લઇ અડગ ઊભો છે.

---

## આત્મશ્રદ્ધા

ઇ૦ સ૦ ૧૯૦૭ની સાલ.

એક દિવસ ટિળક મહારાજ મુંબઇના કોઈ રસ્તા પર ચાલતા જતા હતા. સામેથી એક મોટર આવતી જોઇને, તેમના એક મિત્રે તેમનો હાથ ઝાલીને, તેમને એક બાજુ ખેંચતાં કહ્યું: 'જરા બાજુ ચાલો; સામેથી મોટર આવે છે.'

લોકમાન્યે હસતાં હસતાં કહ્યું: 'અરે ભાઈ, આમ મારી ચિંતા શું કામ કરો છો? મોટર નીચે આવીને મરવા હું જન્મ્યો નથી, જરા એટલો વિશ્વાસ રાખો.'

—શિવસુંદરમ

# વૈદેહી

અનુ૦ કુ૦ નીના સાવસાર

'આ દુબળા હાથમાં એટલી શક્તિ ક્યાંથી કે તમને રોકી શકું……!'

'તો પછી આવવાનું પ્રયોજન?…… ક્ષમા ચાહો છો?……'

'તમારી પાસે ક્ષમા માગવામાં મને શરમ શેની હોય!……એક નહીં, હજારવાર ક્ષમા માગી શકું છું……'

'તો પછી……વહાલ.'

'છિ!' ક્ષીણકાય નારીની વિશાળ, ઉજ્જ્વલ આંખોમાં દર્દ, આવેશ અને ખેદ એકી સાથે ચમકી ઊઠ્યાં. એનાં આંતરચક્ષુ સામે દીનાજપુરના એ સાધારણ પણ સૌખ્યભર્યો ઘરનું એકેએક દૃશ્ય સજીવ થઈ ગયું, જોકે, એની નજર વિરાટ, વિશાળ મહેલના સ્વામી……પર……દેહ પર રહેલી હતી; ભલા, એ કઠોર પર્વતને આ ક્ષીણ લતિકા પોતાના સુકોમળ તંતુઓથી કેવી રીતે બાંધી શકે?……ત્રણ વર્ષ પહેલાંનો સોનેરી સંસાર એની સામે સજીવ થઈ ગયો.

ઉમંગને લગોલગ…… મલ્લિકા આયનાની સામે ઊભી રહીને પોતાના ઘટ્ટ લાંબા વાળ કાંસકાથી સમારી રહી હતી ને જ દરવાજેથી અવાજ આવ્યો — 'વૈદેહી, ઓ વૈદેહી! ઘરમાં જ છે કે ક્યાંઈ બહાર ચાલી ગઈ છે?' મલ્લિકાએ સસ્મિત દરવાજા તરફ જોતાં જવાબ આપ્યો — 'આવો વૈદાંતિક! જ્યાં સુધી ઘરમાંથી બહાર નહીં કાઢે ત્યાં સુધી બલા, વૈદેહી ક્યાં જવાની છે?' એક વૃદ્ધ પુરુષે લાકડી ટેકવતાં ઘરમાં આવીને કહ્યું— 'બહાર કાઢવાની શી જરૂર છે? અહીં જ રહે હમેશાં.'

મલ્લિકાએ હસીને કહ્યું— 'હા વૈદાંતિક! હું પણ એ જ કહું છું તો, તમે લોકો જ મને ઘરનિકાલ કરવા તુલા થઈ રહ્યાં છો……'

વૃદ્ધ પુરુષ અને મલ્લિકાની વિનોદવાર્તા ચાલી રહી હતી ને જ ઓસરીમાં મલ્લિકાના પિતા મુખ્તાર સાહેબ એકમીજ રોહીલા સજ્જન સાથે આવી ઊભા અને એની તરફ આંગળી ચીંધીને કહ્યું— 'આ છે મારી દીકરી મલ્લિકા. આજ વર્ષે I. A. કર્યું છે……'

રોહીલા સજ્જને ટૂંકો ઉત્તર દીધો— 'ખૂબ સુંદર, અને બન્ને દિવાનખાના બાજુ ચાલ્યા ગયા. એમના જતાં જ મલ્લિકાની મા, ભાભી, ભાઈ બધાં આવીને વૃદ્ધ માણસને પૂછવા લાગ્યાં— 'રામજમાઇબાબુ, આ સજ્જન કોણ છે?'

વૃદ્ધ માણસે હાસ્યસહિત ઉત્તર આપ્યો— 'વૈદેહીના ભાવિ સસરા ગંગચંદ મિત્તર— મુખ્તારસાહેબના જૂના મિત્ર, રાજનગરના મોટા જમીનદાર. કલકત્તામાં પણ એમની કેટલીય ઇમારતો છે. મિત્રતાના રક્ષણ માટે એમણે પોતાના દીકરા વિકાસ મિત્રની સાથે વૈદેહીનો વિવાહ કરવાનું કબૂલ કરી દીધું છે!……

રામજમાઇબાબુ— મલ્લિકાનાં કાકાની મોટી દીકરીના પતિ—જે ઘરજમાઇ થઈને ત્યાં જ રહી પડ્યા હતા. મલ્લિકા અત્યંત દુબળી-પાતળી હોવાને કારણે તે એના દેહનું જ અસ્તિત્વ સ્વીકારતા નહીં અને એથી જ, 'વૈદેહી' કહ્યાં કરતા. પ્રત્યુત્તરમાં રામજમાઇના મોંઢામાં દાંત ન હોવાને લીધે એ પણ એમને 'વૈદાંતિક' કહ્યાં કરતી……રાજનગરના વિશાળ મહેલમાં ઊભેલી નારીએ મનમાંને મનમાં જ વ્યંગ કર્યો— 'વૈદાંતિક, આજ જુઓ કે, વૈદેહીને દેહ છે કે નહીં! આજ દેહના ત્રણ ત્રણ સંસ્કરણ એ કરી ચૂકી છે, છતાં પણ એનાં દેહનું અસ્તિત્વ નથી મળ્યું! અને આજ……'

સામે ઊભેલી નારીના 'છિ' એ પર્વતોપમ પુરુષનો અભિમાનને કચડી નાંખ્યું. એણે તીખા સ્વરે પૂછ્યું— 'તો હવે વધારે શું ઇચ્છે છે?'

'મારી ઇચ્છાની વાત પૂછો છો?' નારીએ સંયમિત ભાવે કહ્યું— 'હું પોતાને માટે કશું નથી ઇચ્છતી……હા, તમે હમણાં બહાર જઈ રહ્યા છો?'

'હા, એની તને શી ગરજ?'

'ગરજ માત્ર એટલી જ કે, આમ ન જાઓ……

રવિવારે અલીપુરના વિશાળ ભવનમાં ઉતરતાં વેંત વિકાસ ઑફિસે ચાલ્યો ગયો. ઘરમાં નોકર-નોકરાણીઓનું એક મોટું ઝૂંડ હતું, મલ્લિકા માટે કાંઈ કામ પણ નો'તું. મલ્લિકાએ મનોમન વિચાર્યું, માની મનોકામના પૂર્ણ થઇ! પરંતુ એની ?.... પોતાની બધી મનોકામનાઓ હૃદયની અંદર સમેટી લઈને તેણે રાત સુધી એનાં ઓરડામાં પ્રતીક્ષા કર્યા કરી. એકાએક દશ વાગે 'કૉલિંગ બેલ' ઝણઝણી ઊઠયો. મલ્લિકા કંઈ અર્થ ન સમજી. દશ પંદર મિનિટ પછી વિકાસે એનાં ઓરડામાં પ્રવેશ કરતાં કહ્યું—'સાંભળતી નથી?' 'તમે મને બોલાવી?' અચકાઈને ઊઠતાં મલ્લિકાએ કહ્યું.

'તો બીજા કોને બોલાવતો હતો?...ઘંટડી સાંભળી નહીં કેમ?' 'ઓહ!' કૉલિંગ બેલનું તાત્પર્ય સમજી મલ્લિકાએ કહ્યું—'સાંભળી ખરી, સમજી નહીં.'

'સારું ચાલો!' કહેતો વિકાસ એના ઓરડામાં આવ્યો. એણે રોશની બુઝાવી નાંખી અને મલ્લિકાના તંગ થઇ ગયેલાં શરીરને પોતાની સશક્ત ભૂજાઓમાં સમેટી લીધું.

એ પછી આ ક્રમ એના માટે સ્થાયી બની ગયો. મલ્લિકાને લાગ્યું કે એનાં જીવનનું બધું મહત્ત્વ બસ થોડી ક્ષણોના પ્રદાનમાં જ છે, એ સિવાય એ સાવ નિઃસત્ત્વ છે!

એજ વર્ષે, વર્ષ પૂરું થવાને બે મહિના પહેલાં જ મલ્લિકાને પ્રસૂતિગૃહ જવાનું હતું. બધો પ્રબંધ થઇ ગયો હતો. મોટર પણ નીચે ઊભી હતી. મલ્લિકાએ અશ્રુસહિત નેત્રે વિકાસને કહ્યું— 'સારું...સાંજે જલદી પ્રસૂતિગૃહે આવી જજો. કોણ જાણે...!' વિકાસે વચ્ચેથી જ વાત કાપી નાંખી—'બહુ ભાવુક છે તું!...જા, જા મોટર લઇને મારે બીજે પણ કેટલીક જગ્યાએ જવાનું છે.' પોતાનાં આંસુ રોકતી મલ્લિકા નીચે ઉતરી પડી.....

બાળક ખૂબ સ્વસ્થ થયું. મલ્લિકાને આશ્ચર્ય થતું હતું કે, એનાં ક્ષીણ શરીરમાં આ સ્વસ્થ પ્રાણીનું નિર્માણ કેવી રીતે થઇ શક્યું! આશ્વાસન પણ મળ્યું કે, એની અચાનક એકલતા, એની નિબિડ નિઃસંગતા આ અબુધ જીવનના સંસર્ગથી હવે વાચાળ બની જશે......

એની નિઃસંગતા દૂર તો થઇ પણ ત્રણ વર્ષમાં આ વાચાળતા પણ અસહ્ય થઇ પડી. એને ખોળે એક એક વર્ષના ક્રમે ત્રણ બાળકો આવ્યાં. અવશ્ય એમને માટે આયા-દાઈ બધું જ છે, પણ આ સાથે એનું કૃશ શરીર વધારે શિથિલ તેમજ નિષ્પ્રાણ થતું ગયું. તો પણ વિકાસની ભૂખ—અસીમ ભૂખ, હજી અધૂરી જ રહી, એટલું જ નહીં, પણ ખૂબ જ તીવ્ર પણ છે. મલ્લિકા પોતાના પર ખીજાઇ ઊઠે છે, પોતાનો ચહેરો જોઇ ઘૃણા કરે છે. વસ્તુતઃ હવે ત્રણ નહીં પણ ચાર બાળકોના પોષણની જવાબદારી એનાં પર છે—ત્રણ એનાં પોતાનાં બાળકો અને એક દોઢ વર્ષનો દિયર, જેને આ જ વર્ષે એના સસરા ત્રીજી પત્નીના મૃત્યુ બાદ પુત્રવધૂના સંરક્ષણમાં રાજનગરથી આવીને મૂકી ગયા હતા....હા, હવે પરંપરાના નિયમમાં એક પરિવર્તન આવી ગયું છે—મલ્લિકાને બોલાવવા માટે હવે 'કૉલિંગ બેલ' ન વગાડતાં વિકાસ જાતે ઓરડામાં આવી પહોંચે છે.

પરિણામે બે દિવસ પહેલાં જ્યારે નિયમાનુવર્તી વિકાસ મલ્લિકાના ઓરડામાં આવીને ઓરડાના પ્રકાશને વિદાય આપવા લાગ્યો ત્યારે મલ્લિકાએ વીજળીના બટન પર હાથ મૂકતાં કહ્યું—'હવે મને માફ કરી દો.'

'મતલબ?' વિકાસની આવેશદીપ્ત આંખો વિશેષ લાલ થઇ ગઇ.

'બસ, હું આ નથી ઇચ્છતી.'—

'ક્યારેય નો'તી ઇચ્છતી?'

'ના!' મલ્લિકાએ તીવ્ર ઘૃણાથી આંખો ફેરવી લીધી.

'લાગે છે, ઘૃણા કરે છે!'

'હા......'

'તો તારી અહીં શી જરૂર છે?' વિકાસનું લોભી પૌરુષ તડપી ઊઠયું.

'તમે જ બતાવો'—મલ્લિકા સંયત રહી.

'તું તારે પિયર જતી રહે.'

'મોકલી દો.'

'અને...તારાં બાળકો?'

'તમે રાખો.'

'સારી વાત છે' કહેતાં વિકાસ પોતાના ઓરડામાં પાછો વળી ગયો. બીજે જ દિવસે એણે મલ્લિકાને

લઈ જવા માટે દિનાપુર તાર પણ કરી દીધો.....
આજે સાંજની ગાડીએ રામજમાઈબાબુ અને બચપણની નોકરાણી જેને મલ્લિકા મોટી થવા છતાંય ઘણાં વખત સુધી 'મા' કહ્યાં કરતી, એને લેવા આવ્યાં હતાં. એ વખતે રાતના અગિયાર વાગે જ્યારે બધાં સૂઈ ગયાં હતાં, ત્યારે વિકાસે પોતાના રોષ અને ઘાતકતાની પરાકાષ્ઠા કરવા માટે—જેથી મલ્લિકા પોતાના પતિની વાત ન માનવાનું ફળ એનાં અહીં રહેતાં જ જોઈ લે, સોનાગરચ્છીની એક પ્રખ્યાત વારાંગનાને ત્યાં ફોન કરીને હમણાં જ સમય લીધો. બીજા ઓરડામાંથી વાતચીત સાંભળીને મલ્લિકા વિકાસ પાસે આવી છે.

*

પુરુષને પોતાની તરફ અનિમિષ જોતાં—નારી—મૌન નારી ખચકાય ગઈ. એણે કહ્યું—'સારું, હું જાઉં. તમારી યાત્રા પર અપશુકન જેવી આવી પડવા માટે ક્ષમા માગું છું.——'

પુરુષે નારી તરફ પોતાના હાથ લંબાવ્યા, પણ નારી હટી ગઈ. પુરુષે સ્હેજ જોરથી કહ્યું—'મલ્લિકા...!'

મલ્લિકાએ અનુભવ્યું કે અવાજમાં અસાધારણ પરિવર્તન છે, તે અટકી ગઈ અને સામે આવીને પૂછ્યું— 'શું કહો છો?' એની આંખોમાં અસીમ કરુણા હતી. પુરુષ એ કરુણાભરી આંખોમાં કંઈક શોધવાની કોશિશ કરવા લાગ્યો....કંઈ બોલ્યો નહીં. જાણે તે પોતાની વાક્શક્તિ ખોઈ બેઠો ન હોય! થોડી ક્ષણો બાદ નારી ચૂપચાપ ત્યાંથી દોડી જતી હોય એમ બીજી બાજુ ચાલી ગઈ.

એના ચાલ્યાં ગયા પછી વિકાસના કાનમાં એના આવેશભર્યાં વાક્યો—જેમાં સ્વયં એની અપેક્ષાઓ બોલી રહી હતી, ઘણીવાર સુધી પ્રતિધ્વનિત થયાં કરતાં. તે ચૂપચાપ પોતાના ઓરડામાં ગયો. એનો અંતરાત્મા એને કોરી રહ્યો હતો.

'વિકાસ! તેં આ ક્ષમામયી નારીને શું આપ્યું! આજ સુધી તેં બે શબ્દો પ્રેમભરી વાતો પણ નથી કરી....તેં આજ સુધી એના મનોભાવોની પરવા પણ ન કરી...તેં આજ સુધી એને માત્ર તારી પાશવી ભૂખની પૂર્તિનું સાધન-માત્ર સમજી...!'

એ બહુવાર સુધી ન રહી શક્યો. સીધો મલ્લિકાના ઓરડા તરફ દોડ્યો. મલ્લિકા ત્યાં નો'તી; કુશંકાઓથી પરાજિત વિકાસે એનું બિછાનું ઉલટાવી-સુલટાવીને જોયું. ઓશીકાનો ગલેફ કાઢીને જોયું ને ફરી મેજનું ખાનું ખોલ્યું. ખાનામાં ઘણાં રૂમાલ મૂકેલાં હતા, જેના પર લખ્યું 'તું. 'તમારા જન્મદિન પર.' વિકાસની આંખો સજલ થઈ ગઈ. વળી એણે એની ગદમાં રાખેલી એક અત્તરની શીશી જોઈ, જે ત્રણ વર્ષ ઉપર એની સાળાવેલીએ આપી'તી અને જેની એણે તીવ્ર ઉપેક્ષા કરી 'તી. એક વર્ષ બાદ લગ્નની વર્ષગાંઠે મલ્લિકા ખચકાતાં ખચકાતાં વિકાસના ઓરડામાં આવી હતી— 'કંઈ યાદ છે?'

વિકાસે પૂછ્યું—'શું?'

'આજે આપણાં લગ્નને એક વર્ષ પૂરું થઈ ગયું.....ઓળખો છો?' શીશી બતાવતાં મલ્લિકાએ કહ્યું હતું.

'હા, કોઈક શીશી છે.'

'આ શીશી તમને ભાભીએ વાસરગૃહમાં આપી'તી.'

'તો શું થઈ ગયું?' વિકાસના અવાજમાં સ્હેજ પણ સ્મૃતિ કે સ્નેહનો આવેશ નો'તો, હતી માત્ર શુષ્ક રૂક્ષતા!...પોતાની બધી કામનાઓ સમેટી લઈને મલ્લિકા પોતાના ઓરડામાં પાછી વળી ગઈ.

આજે એ જ શીશી જોઈને વિકાસનું મન દ્રવિત થઈ ગયું. એણે ઝડપથી મલ્લિકાની સૌભાગ્ય-પેટી ખોલી, એમાંનું સિંદૂરનું ખાનું ખોલ્યું—કદાચ મલ્લિકાનું કંઈક ઠેકાણું એમાં મળી જાય!. સિંદૂરપેટીમાં એક નાનો સો પત્ર હતો. વિકાસે ઝડપટ ખોલીને વાંચ્યો. એનું સખત ભાવનાહીન પૌરુષ આ કરુણાનું અશ્રુ-વિસર્જન કરવા ઇચ્છતું હતું, એ મલ્લિકાનો નહીં પણ ખુદ વિકાસે બે લીટીઓમાં ટાઈપ કરેલો પત્ર હતો, જે એણે ત્રણ વર્ષ પર મોકલ્યો હતો. આ ભાવનામયી નારીએ કેટલા પ્રેમથી એને સાચવી રાખ્યો છે!....

કોઈ સંધાણુ ન મેળવતાં વિકાસ દરેક ઓરડે મલ્લિકાની શોધમાં નીકળી પડ્યો, છેવટે નીચેના ઓરડામાં આવ્યો; જ્યાં નોકર-નોકરાણીઓ સૂતાં હતાં. એક ઓરડામાં એના સસરાની ઘરડી નોકરાણી

સૂતી હતી. ગભરાયેલા વિકાસે એકદમ ઓરડાની રોશની કરી તો જોયું કે, મૃગજળ સમી મલ્લિકા વૃદ્ધાની ગોદમાં નિર્ભય થઈ સૂતી છે! વિકાસ ઘણી વાર સુધી એને અનિમેષ જોતો રહ્યો પછી ચૂપકીદીથી એક અબોધ શિશુની જેમ એને ગોદમાં લઈને પોતાના ઓરડામાં લઈ આવ્યો તથા બિછાના પર આસ્તેથી સુવાડી દીધી અને જાતે એ શીકે બેસી એનું માથું પંપાળવા લાગ્યો મલ્લિકા અચાનક જાણે કોઈ દુઃસ્વપ્નથી ચમકીને જાગી ગઈ

'ઓહ તમે !' જાણે તે ચિત્કાર જ કરવાની હોય! પરંતુ વિકાસે સસ્નેહ એનું માથું પંપાળતા કહ્યું– 'હા મલ્લિકા, હું જ છું ગભરાઈશ નહિ તું સૂઈ રહે ..આમ જ સૂઈ રહે' કહીને એણે રજાઈથી એનું શરીર ઢાંકી દીધું.

મલ્લિકાએ સાશ્ચર્ય વિકાસ તરફ જોયું, જાણે તે સાવ પરિવર્તન પામેલો માણસ ન હોય! તે આનંદ અને કરુણાભરી દૃષ્ટિથી એને જોઈ રહી, અને ફરી બોલી– 'તમે પણ સૂઈ જાવ'

'ના, મલ્લિકા' આજ હું તને આમ ને આમ જોયા કરવા ઇચ્છું છું આજ મને આ અનનુભૂત સુખથી વંચિત ન કરવા દઈશ!' કહીને એણે શીશીમાંથી અત્તર લઈને મલ્લિકાનો આખો ચહેરો તર કરી દીધો

મલ્લિકા અધમીંચી આંખે આ સ્નેહાવેશનો અનુભવ કરતી રહી, જાણે તે કોઈ સ્વપ્નલોકમાં ન હોય! વિકાસનો હાથ પોતાની હથેળીમાં દબાવતી બોલી- 'હવે સૂઈ જાવ.'

'ના મલ્લિકા, તારા શરીરનું પણ કંઈ ધ્યાન આપવાનું છે ને?— હું પણ કેવો પશુ છું! મને ક્ષમા કર, મલ્લિકા!'

'એવું ન બોલો, સ્વામી!' કહેતા એણે વિકાસના ખોળામાં મોઢું છુપાવી દીધું...એને યાદ આવ્યું, ભાભીનું એ 'લોભી લાગ્યુ' વિશેષણ તે મનમાં ને મનમાં કહી રહી હતી. 'જુઓ ભાભી! આજ હવે હું ખરેખર લોભી લાગ્યું છું' એને ઇચ્છા થતી હતી કે, તે હમણા જ વૈવાહિક અને પિયરની નોકરાણીને જગાડીને કહી દે—'હું નથી આવવાની'

[સુબોધ ઘોષની બંગાળી વાર્તાનો સંક્ષેપ]

## જ્ઞાન સુલભ કે દુર્લભ?

આજના વખતમાં ચોપડીઓ સોંઘી થઈ છે આના બેઆનામાં ગીતા, મનાચે શ્લોક વગેરે ચોપડીઓ મળે છે ગુરુ જોઈએ તેટલા છે શિક્ષણ ઉદાર અને સોંઘું છે વિશ્વવિદ્યાલયો જ્ઞાનની ખેરાત કરે છે પણ જ્ઞાનામૃત ભોજનની તૃપ્તિનો ઓડકાર કોઈને આવતો દેખાતો નથી પુસ્તકોના આવા ઢગલાના ઢગલા જોઈને દિવસે દિવસે સંતોની સેવાની જરૂર વધારે ને વધારે ભાસતી જાય છે જ્ઞાન પુસ્તકોની મજબૂત કાપડની બાંધણીની બહાર નીકળતું નથી પુસ્તકાલયો અને ગ્રંથાલયોનો રાફડો ફાટયો છે, તે જ્યાં ને ત્યાં ચમકવા લાગ્યા છે પણ માણસ હજી બધે સંસ્કાર વગરનો ને જ્ઞાન વગરનો વાંદરો રહી ગયેલો દેખાય છે.

વડોદરામાં એક મોટી લાયબ્રેરી છે એક વખત એક ગૃહસ્થ તેમાંથી એક ખાસ્સું મોટું પુસ્તક લઈને જતા હતા તે પુસ્તકમાં બાવલા-ચિત્રો હતા અંગ્રેજી પુસ્તક છે એવું માની ભાઈ તે લઈ જતા હતા. મે પૂછ્યું 'આ શાનું પુસ્તક છે?' તેમણે જવાબ દેવાને બદલે તે સામું ધર્યું મેં કહ્યું –'આ તો ફ્રેન્ચ છે' તે ગૃહસ્થ બોલ્યા. 'અરે! ફ્રેન્ચ આવી ગયું લાગે છે!' પરમ પવિત્ર રોમન લિપિ, સુંદર ચિત્રો, મજાનું બાઈન્ડિંગ, પછી જ્ઞાનની ખોટ હોય ખરી કે?

–વિનોબાજી

# શ્રદ્ધાત્રય વિભાગ

ભોજનઃ- સર્વને પ્રિય આહાર ત્રણ પ્રકારનો હોય છે તેમજ યજ્ઞ, તપ અને દાન પણ ત્રણ પ્રકારના હોય છે તેમના આ ભેદને તુ સાભળ *

આયુષ્ય સત્ત્વ (ઓજસ) બળ આરોગ્ય સુખ અને પ્રીતિને વધારનારા રસવાળા સ્નેહ (ચીકાશ) વાળા સ્થિર અને રુચિપૂર્ણ એવા આહારો સાત્ત્વિક મનુષ્યને પ્રિય હોય છે *

કડવા ખાટા ખારા અતિ ઊષ્ણ તીખા, લૂખા, દાહ કરનારા અને દુ ખ શોક તથા રોગ આપનારા આહારો રાજસી મનુષ્યને પ્રિય હોય છે *

જેના પાકને એક પ્રહર વીતી ગયો હોય તેવુ રસ ઊડી ગયેલુ દુર્ગંધવાળુ વાસી એઠુ અને અપવિત્ર ભોજન તામસી મનુષ્યને પ્રિય હોય છે *

યજ્ઞ- ફળને નહિ ઇચ્છનારાઓ વડે 'યજ્ઞ કરવો જ જોઇયે' એમ (કર્તવ્યબુદ્ધિથી) મનને સ્થિર કરી શાસ્ત્રવિધિ અનુસાર જે યજ્ઞ કરાય છે તે સાત્ત્વિક કહેવાય છે *

પણ હે ભરતશ્રેષ્ઠ! ફળને લક્ષ્યમા રાખીને તેમ જ દભને અર્થે જે યજ્ઞ કરાય છે તે યજ્ઞને તુ રાજસ જાણ *

શાસ્ત્રવિધિરહિત, અન્નદાનરહિત દક્ષિણારહિત અને શ્રદ્ધારહિત યજ્ઞને તામસ કહે છે *

તપ – દેવ, દ્વિજ, ગુરુ અને જ્ઞાનીઓનુ પૂજન પવિત્રતા, સરળતા બ્રહ્મચર્ય અને અહિંસા એ શારીરિક તપ કહેવાય છે *

ઉદ્વેગ ન કરે તેવુ સત્ય પ્રિય અને હિતકર વચન તથા સ્વાધ્યાય એ વાણીમય તપ કહેવાય છે *

મનની પ્રસન્નતા સૌમ્યતા મૌન મનોનિગ્રહ અને ભાવસશુદ્ધિ એ માનસિક તપ કહેવાય છે *

ફળની આકાક્ષા વિનાના સમાધાન મનુષ્યો એ પરમ શ્રદ્ધાથી આચરેલા એ ત્રણે પ્રકારના તપને સાત્ત્વિક કહે છે *

સત્કાર માન કે પૂજા માટે તેમજ દભ વડે જે તપ કરાય છે તે અસ્થિર અને નાશવત તપને રાજસ કહેલુ છે *

વિવેકરહિત આગ્રહથી પોતાને પીડીને અથવા બીજાના નાશને માટે જે તપ કરાય છે તેને તામસ કહેલુ છે *

દાન – 'દાન દેવુ જોઈએ' એમ સમજીને દેશ, કાળ અને પાત્રમા સામો ઉપકાર નહિ કરનારને જે દાન દેવાય છે તેને સાત્ત્વિક કહેલ છે *

પરતુ જે દાન સામા ઉપકાર માટે અથવા ફળને ઉદ્દેશીને અને ક્લેશપૂર્વક દેવાય છે તે દાનને રાજસ કહ્યુ છે *

અયોગ્ય દેશકાળમા, અપાત્રોને સત્કાર વિના અવજ્ઞાવાળુ જે દાન દેવાય છે તેને તામસ કહેલુ છે *

અશ્રદ્ધાથી હોમેલુ, આપેલુ, તપ તપેલુ તથા જે કરેલ હોય તે સર્વ અસત્ કહેવાય છે હે પાર્થ! તે આ લોકમા કે પરલોકમા ફળદાયી નથી *

યજ્ઞ-દાન અને તપરૂપી કર્મ ત્યાજ્ય નથી, પણ તે કરવા યોગ્ય જ છે કેમ કે યજ્ઞ, દાન અને તપ વિદ્વાનોને પણ પવિત્ર કરનારા છે *

સુખ- જે સુખમા જીવાત્મા અભ્યાસથી રમણ કરે છે અને દુ ખના અતને અવશ્ય પામે છે વળી જે આરભમા વિષ જેવુ હોવા છતાં પરિણામે અમૃત જેવુ હોય છે તથા આત્મનિષ્ઠ બુદ્ધિની નિર્મળતા માથી ઉત્પન્ન થયુ હોય છે તેને સાત્ત્વિક સુખ કહેલુ છે *

વિષયો અને ઇન્દ્રિયોના સયોગથી ઊપજેલુ જે સુખ પ્રથમ અમૃત જેવુ હોઇને પરિણામે વિષ જેવુ હોય છે તે સુખને રાજસ કહેલુ છે *

જે સુખ આરભમા અને પરિણામમા બુદ્ધિને મોહ ઉપજાવનારુ તથા નિદ્રા આળસ અને પ્રમાદથી ઉત્પન્ન થનારુ છે તેને તામસ કહેલુ છે *

શ્રદ્ધા – અધ્યાત્મમા શ્રદ્ધાને સાત્ત્વિકી કહે છે કર્મમા શ્રદ્ધાને રાજસી કહે છે અધર્મમા શ્રદ્ધાને તામસી કહે છે પરતુ મારી સેવામા શ્રદ્ધાને ગુણાતીત કહે છે

ૐ, તત્ અને સત્ એમ બ્રહ્મના ત્રણ પ્રકારના નામ કહેલા છે તે વડે પૂર્વે બ્રાહ્મણો વેદો તથા યજ્ઞો નિર્માણ કરાયા છે *

# 'પરદાનશી'

ચિત્તરંજન રુ૦ રાળા

'હુસ્નકી એક એક અદાપર, જાનો દિલ કુરબા મગર
ગુલ્દ કુછ દામન બચાકરહી, નીકલ જાને મેં હય.'

વાત તો જરૂર સાચી. 'દામન બચાકરહી' નીકળવું જોઈએ. અમારા એક મુરબ્બી પણ ઘણી વાર કહેતા, 'નીકળ્યો છુ દુનિયા જોવા, છેડો અડવા દીધા વિના.' આ કહાપણુ નજર આગળ રાખતાં રાખતા પણુ ઘણી વાર થયુ તો છે કે આ છેડો કયાય અડવા દેવો જ ન હોય તો આ જિંદગી પણુ શુષ્ક તવારીખ વિના શું રહે?

સાચી જ વાત કહી દઉં. આ કહાપણુ નજર આગળ રાખ્યા છતા એક વાર છેડો અડી ગયો.

"જીગરને કીસ બુતે 'પરદાનશી*'કી ખાઈ ચોટ
કે દેખતા હુ તો દેતી નહિ દીખાઈ ચોટ."

આ પરદાનશીને છેડો અડના તો અડી ગયો પણુ આ તો ગાંઠ વળી ગઈ અને હવે છોડવી ગમતી પણુ નથી.

આની ચોટ લાગ્યાને આજે બારેક સાલ ગુજરી ગઈ. તેને પહેલી અને છેલ્લી સાંભળી સં૦ ૨૦૦૮માં. એનો અવાજ એવો ને એવો આજે પણુ દિલમાં ભરાઈ રહ્યો છે. તે દિવસ તો ઉમાપતિને ત્યા મહેફિલ જામેલ લાગી. એ સૂર ભરતી રહી હતી અને હુ એકલો સાંભળી રહ્યો હતો.

સં૦ ૨૦૦૮ની સાલ. ઘણા વર્ષોનુ સ્વપ્નુ કૈલાસ–માનસરોવર–દર્શનનું, એ સાલ સિદ્ધ થયું. અમારું વીસેક યાત્રિઓનું પચરંગી જૂથ કૈલાસ યાત્રાએ નીકળેલુ. રસ્તો લીધેલો કુમાઉનો. નૈનિતાલ–ભોવાલી–રાણીખેત–અલમોડા થઈ મોટરમાં પહોચ્યા સોમેશ્વર. ત્યા સાજ થઇ ગયેલી રાતવાસો સોમેશ્વર જ કર્યો અને બીજે દિવસે હિમાલયની અમારી ચઢાઈ શરૂ થઈ. દસેક દિવસે ભારતની છેલ્લી ચોકી સમા મીનમ ગામ તો પહોચી ગયા. અહીથી એક દિવસના પંથે પછી હિમાલય–ઉંટાધૂરા, જયન્તિ અને ચિંગરી-મીંગરી પાસ–ઓળગવાના. પાતળી હવા અને ઓગણીસ હજાર ફૂટની ચઢાઈ કઠીન તો ખરી પણુ એ ઓળગી અમે તિબેટમા પ્રવેશ કર્યો. ચિંગરી-મીંગરીની ટોચે આવ્યા ત્યાં મોડી સાજ થઈ ગયેલી. પહેલી જ વાર કૈલાસ દર્શન દૂરથી થયા. જિંદગીની ધન્યતા અનુભવી. એ હિમશિખર ઉપર પશ્ચિમ બાજુએ સંધ્યાએ આગ લગાડેલી અને પૂર્વ બાજુએ ઉગતા ચંદ્રમાએ શીતળતા પાથરેલી. આખી મુસાફરીનો થાક જાણે ઊતરી ગયો. અહીથી કૈલાસ પહોંચતાં તો હજુ દસ દિવસનો મજલ બાકી. પણુ કૈલાસ દર્શન હમેંશા રહ્યા જ કરે અને હંમેશ જવાનુ નજીકને નજીક. નરી નિર્જનતા..તિર્થાપુરી થઇ અમે પહોચ્યા શિવજીના વાસમા. ઉતારો કર્યો નદીને કાંઠે જ. મોડી સાજ થઇ એટલે પવનના સુસવાટા શરૂ થઈ વધતા જ રહ્યા જાણે શિવ તાંડવ શરૂ થયું. પછી તો રાતના અગ્યારેકના સુમારે એ સુસવાટા શમી ધીમી લહેરો જ રહી. અમારો કેમ્પ પણુ સૂમસામ પોઢી રહેલો. ચાંદની જામતી આવતી હતી હતી સામે જ કોઈ કોહીનૂર માફક ઝળકતું કૈલાસ શિખર ચાંદનીને ટકાવી રહેલું. જીવ હિલોળે ચડી જાય એવું વાતાવરણુ તો ખરું. પછી ઊંઘ તો ન જ આવે ને! વહેલું ઉપડવાની ચિંતા ખરી એટલે ઊંઘવાનો પ્રયત્ન કર્યો પણુ સફળતા ન મળી. એટલે કેમ્પમાંથી નીકળ્યો બહાર. માત્ર થીજી જાય એવી ઠંડી પણુ ખબર ન પડી. નદી કાંઠે કાંઠે બે'ક માઇલ નીકળી ગયાનું ભાન ન રહ્યુ. ઘડીઆળ જોઈ ત્યાં રાત્રીનો એક થયેલો. ચંદ્રમા પણુ ઉપર લટકી રહેલો. અને એ નિર્જનતામા હું અને મારો પડછાયો સિવાય કોઇ નહિ. આ નિર્જનતા મહાણુવાની પણુ તે દિવસે ખબર પડી. ઊંઘવાનો તો હવે પ્રયત્ન જ નકામો લાગ્યો. એટલે હું પણુ બેઠો એક શિલા ઉપર શિખર તરફ મીટ માંડીને.

થોડી વાર થઈ હશે ત્યા શિખર ઉપરથી કોઇ ગાય

* ઇશ્વરના અંશ

રહેવું સંભળાયું. જાણે હાદના દેવાવાળાની રાહ ન જોવાણી હોય!' મન માન્યું નહિ. વાતાવરણની અસર કલ્પી, માનસ પડઘા લાગ્યા પણ એ અવાજ વધારે સભળાતો રહ્યો. કોઈ ગાઈ રહી હતી. ઘણી નામી ગાયિકાઓને સાભળવાનું સદ્ભાગ્ય સાંપડયું છે. એમના સૂર અને સુરાવટ પણ સાંભળી છે. પણ આ અવાજનું દર્દ જુદું જ લાગ્યું. આ તો કોઇ કિન્નરી સ્વર ઘુંટતી લાગી. અને એ પણ લહેજ્જતથી. નાનપણમાં જોયેલું ઉકિલનું Nature mysterious ચિત્ર નજર આગળ તરી આવ્યુ. એ હિમ શિખરને વિંટળાયેલીના મુખડાની મસ્ત આંખો અને લાલ પાની નજર આગળ આવી ચાલ્યા ગયા. ખૂબ શોધખોળ કરી પણ ન તો આ ગાનારીની આંખો દેખાઈ કે ન પાની. પણ એ દર્દીનો અવાજ ભાંગતી રાતે પરજના ભજનનો ગુંજારવ કરી રહેલો. ધીમે ધીમે પવનની લહેરો પણ શમી અને નીરવ શાન્તિ થઈ ગઇ. સાથોસાથ પેલું ગુંજન પણ શમતું લાગ્યું. ભાન આવ્યું ત્યાં સવારના ચાર થયેલા. સૂર્યનારાયણના સાથીઓ રથ જોડી રહ્યા લાગ્યા અને શિખર ઉપર ઉષાની ઠંડી ગરમી છાઈ રહી. એ કોણ હતી એ જાણવા પ્રયત્ન જ નથી કર્યો રખે એ રીસાઈ જાય.

જીગરના તાર ખબર વિના એ હજુ પણ ઝણઝણાવતી રહી છે.

"વો યુ દિલસે ગુઝરતે હય કે
આહટ તક નહીં હોતી,
વો યું આવાઝ દેતે હય કે
પહેચાની નહીં જાતી."

---

## સ્વદેશ પ્રેમ

જ્યારે આપણો ભારત દેશ ગુલામીની પાશમા સપડાયેલો હતો તે વખતની આ વાત છે. અર્થાત કે આ વાત ૧૯૪૭ પહેલાની એટલે કે સ્વરાજ્ય મળ્યા પહેલાંની છે.

એક વખત સ્વામી વિવેકાનંદ અમેરિકામાં ભારતીઓ સમક્ષ સ્વદેશી કપડા પહેરવા ઉપર ભાષણ આપી રહયા હતા તે સમયે તેમણે પણ સ્વદેશી કપડા જ પહેરેલા હતા પરંતુ જોડા વિદેશી હતા.

ભાષણ સાંભળવા આવેલી એક અગ્રેજ મહિલાની નજર તેમના બૂટ ઉપર પડી આથી તેણે પૂછ્યું. "આપ સ્વદેશી વસ્તુ વાપરવાનું કહો છો ત્યારે આપ વિદેશી જોડા કેમ પહેરો છો?" સ્વામી વિવેકાનદે તુરત જ જવાબ આપ્યો કે "અમારા દેશમા અગ્રેજોનું શું સ્થાન છે તે બતાવવા માટે જ."

આ સાંભળી તે અંગ્રેજ મહિલા નીચું જોઇ ગઈ અને તુરત જ ત્યાથી ચાલી ગઇ.

## સાચું શિક્ષણ

આચાર્ય વિશ્વશ્રુતિના ત્રણ શિષ્યોએ શિક્ષણક્રમ પૂરો કરી ગુરુ પાસે ગૃહસ્થાશ્રમ પ્રવેશની અનુમતિ માગી, વિશ્વશ્રુતિના હૃદયમા રજા આપતા પહેલા એક વિચાર આવ્યો અને તે તેમણે અમલમાં મૂક્યો.

શિષ્યો જવાની તૈયારીમા હતા એ દરમિયાન આચાર્ય વિશ્વશ્રુતિ તેમના માર્ગમાં પથ્થરનાં કેટલાક ટુકડા નાખી આવ્યા અને પોતાની પર્ણકુટીમા બેઠા બેઠા તેમને જતાં જોઇ રહયા. પહેલો શિષ્ય પથ્થરના ટુકડાને આળગીને આગળ નિકળી ગયો, બીજો શિષ્ય એ ટુકડાને જોઈ ક્ષણવાર થોભ્યો અને પછી તે પડખેથી ચાલ્યો ગયો, ત્રીજો શિષ્ય તે ટુકડાને જોતા જ એકઠા કરી બાજુએ મૂકીને પછી આગળ વધ્યો.

આચાર્યે તે ત્રણેને તુરત જ પાછા બોલાવ્યા અને પછી તેમના ત્રીજા શિષ્યને ગૃહસ્થાશ્રમ માટેની રજા આપી જ્યારે બાકીના બેને ઉદ્દેશી કહ્યુ, "તમારું શિક્ષણ હજુ પૂરુ થયું નથી, શિક્ષણનો ઉદેશ પચાવવામાં તમારી હોંજરી હજી મંદ છે. માટે તમો અહી જ રહો."

—ગુણવંત એસ૦ શાહ

# ભલો વજુ

હરિનભાઈ શાહ

-કામ હાથથી કાઢતાં અસૂર થઈ ગયું હતું.

રંગરાગની ઝુમ્મરભરી રોશની તો કોઈક રડ્યા-ખડ્યા શાહીબાગમાં પ્રગટી હશે. બીજે બધે થઈ ગએલા દીવાબત્તીમાં તો થાક ભર્યો હતો અને નોટીસ મારી હતી કે ઝટ ઘરભેળા થઈ જાવ! વાણું ઠરી રહ્યું હશે ને સૂનકારું થઈ રહ્યું છે.

વ્રજલાલ પણ ઝાડ જેવા જીવનમાંથી રોજ એકાદું પાદડું ખરી રહ્યું હોય તેમ એક વધુ દિવસ ખંખેરી નાખીને ઓફિસનાં પગથિયાં ઊતરી રહ્યા હતા. અને એક જ નકશા, એક જ હોકાયંત્ર અને એક જ ગિયરમાં ચાલનારા વ્રજલાલ ઘીકાંટેથી ગોમતીપુરની ચાર-પાંચ માઇલની વાટ પકડી રહ્યા હતા.

"કેમ છો, વજુભાઈ?"

"બહુ સારું, સાહેબ! બહુ સારું!"

હું મારી મોટરમાં બેસી રહ્યો હતો. કામનો થાક, આંગળી ચીંધતા અંધારા અને ઘર અને બાળકોની આપોઆપ યાદ વ્રજલાલના અને મારા બન્નેના શ્વાસમાં એક સરખી ઊતરી રહી હતી એટલે સહજ મેરુબ ધીથી મારાથી પૂછાઈ ગયું.

"ક્યાં રહો છો વજુભાઈ?"

"સાહેબ, ગોમતીપુરમાં."

"ઓહો, એમ કે! તમે તો ફરી ફરીને બસમાં જતા હશો, ખરું?" કાયા ઘસનારાનો એક વધુ કલાક ચોપડે ચડ્યા વગર આમ કપાઈ જતો હશે તેના ખ્યાલે હું મોટરમાં ગોઠવાતા ગોઠવાતા પૂછી રહ્યો હતો.

વ્રજલાલ એમની 'સાફ વાત' જેવી સૂચક ઢબે, પાસે આવીને વળીને બોલવા લાગ્યા.

"સાયબ! મને માસ્તરે ભણાવ્યું હતું ને એ કદી મનમાંથી ગયું નથી. 'નિશાળમાંથી નિસરી, જવું પાંસરું ઘેર.' આ ઓફિસનું પગથીઉં ઊતર્યો કે હું તો હીંડી કાઢવાનો ગોમતીપુર સુધી. અહીંથી પકડીશ રીલીફ. રાજામહેતાની પોળમાં થઈને, સારંગપુરનો પુલ પકડીને પહોંચી જઈશ ગોમતીપુર."

વ્રજલાલના બોલવામાં તો લગીરે નહોતી પરંતુ મારા સાંભળવામાં થોડીક અરેરાટી હતી.

"શું કો છો? રોજ?"

"હા! બરોબર! રોજ! ચોગતાં પોણો કલાક લાગે." પુરાવામાં ધરતા હોય તેમ એમનું કાંડુ કપડાની નાનકડી થેલી ઊંચું કરી રહ્યું હતું.

"ત્યારે ભેળા જ હાલોને, ક્યાં ઊતારી દઉં તો ચાલે!" મેં મોટરનું બારણું ઊઘાડ્યું. લેફ્ટ હેન્ડ ડ્રાઈવવાળી મોટર હોવાને કારણે મારી મોટરમાં મને પહેલી વખત સાથ આવનારને અચૂક એક ભમતી તો ફરવી જ પડતી! વ્રજલાલ પણ 'અરે હું ભૂલ્યો' કહીને બીજે બારણે જઈને મોટરમાં મારી પાસે આગલી સીટમાં બેઠા.

"હું તમને ક્યાં ઉતારું તો ફાવશે, વજુભાઈ! મને લાગે છે કે તમને 'અંબિકાનો પુલ તો સાવ નજીક પડે! કેમ?" હું મારે ક્યાં અટકવાનું હશે તે પાકું કરતા પૂછી રહ્યો હતો.

"અંબિકા મિલ પણ આવ્યા જોઈ છે જ કોણે, મારા સાહેબ! મેં કહ્યું ને સાહેબ નિશાળમાંથી નિસરી, જવું પાંસરું ઘેર. જિંદગી કાઢી નાખી પણ ઓફિસથી ઘર સિવાય બીજો રસ્તો જોયો હોય તો હરામ છે!"

આડે અવળે રસ્તે ચડી ન જવાની કાળજીમાં વ્રજલાલે પચાસ વરસમાં અમદાવાદમાં બીજું કોઈ પગેરું કાઢ્યું જ નહોતું ને. ઘરથી ઓફિસ ને ઓફિસથી ઘર. ઘરથી છાપખાને અને છાપખાનેથી પાછા સીધા ખાવા-સૂવા ખાને!

ડૉ૦ રામમનોહર લોહીઆના પેલા ત્રણ આના હજી પણ મારા મનમાં તોફાન કરી રહ્યા હતા એટલે મેં હિસાબ માંડ્યો કે વ્રજલાલને બસના વીસ પૈસા

આવવાના અને વીસ જવાના થાય. મહિને દશ રૂપિયા-ની ચોકખી નુકસાની બેસે.

અમદાવાદમાં જિંદગી કાઢી નાખનાર અંબિકા મિલ પાસેથી પસાર થયો ન હોય એ મારા ચોકકસ ધરેડના પડીકાબંધ જીવન માટે પહેલો ધબ્બો હતો.

"કંઈ નહિ, વજુભાઈ તમે કહેશો તેમ. રાયપુર ટાવર ઠીક પડશે કે?"

"હા, ઇ ઠીક! ત્યાંથી હું હીંડીને સારંગપુરનો પુલ પકડીશ અને એટલે પછી પાધરો પહોંચીશ મારા રોજના ગોમતીપુર." પોતાની કંડારેલી તેતાલીસ વર્ષ જૂની વાટથી ઓળામાં ઓછું અન્તરાઈને આલવાની કાળજીભર્યા અવાજે વ્રજલાલે મજુરી આપી. જો કે એમાં એક માઈલ વધારે ટાંટિયા ઘસવાનું તેને બનવાનું હતું.

"સાહેબ, મને એક તો ફેર ફેર કરવું ગમે જ નહિ. ચમન, મોટર લઈલે પણ હું તો રોજ હીંડી જ નાખું છું." પછી કાનમાં કહેવાની ખાસ વાત પર આવતા, નજીક લઈને વ્રજલાલે ઉમેર્યું. "અને સાહેબ! સાચી વાત કહું! હું તો આ પોણો કલાક હાલતાં હાલતા ભજન કરતો જાઉં છું. મારે તો બેવ કામ થાય છે, એક પંથ ને દો કાજ! નહિ તો આટલી નિરાંતે ભજન રોજ કરવાનું હું તે કે દિ' પામવાનો હતો!"

વ્રજલાલ 'સંદેશ'માં છાપકામમાં હતા. કંપોઝ ખાતાના ફોરમેન હતા. કામ પર ચડયા એટલે મિનિટે મિનિટ માટે ટોકનારા. "ગેલી આવી! પ્રુફ પાડયા! એલા, કોણ સુધારે છે? પેઇજ કયારે બંધાશે?" આવા ધકકા-જીવનથી આખો દિ' વીંધાતો માણસ, ઘરભેળા થવાને ટાણે પણ આવી આતમાની ટંકડ કેમ આચરી શકતો હશે? એકેય દિ વ્રજલાલનું આઠ માઈલનો પગે પંથ કાપવાનું બંધ નહિ. અને એકેય દિ' વ્રજલાલનું ભજન તો ન જ ખાડે.

અરીસો તો બહુ બહુ હાડ ચામની ગોઠવણી બતાવે. જાત જો થોડીક પણ જોતી જાણતી હોય તો કયું આભનું એ બતાવે! વ્રજલાલની ટબુજા, હલનચલન એના સાદાં છતાંય સૂચક કપડાં વ્રજલાલની જાત અંદરથી બતાવી રહ્યા હતા.

માથે કસકસતો પાટો બાંધ્યો હોય તેવી તાણીને ઘાલેલી ધોળા લુગડાની ટોપી. અધી બાંયના બાંડિયામાં હરણિયાની જેમ કાંધ ભર્યે જતા વ્રજલાલ કોઇ ઘેલા પૂજારી કે ગોરી જેવા જ લાગે. કછોટો મારીને પહેરેલું ધોતિયું પણ એ જ છાપમાં બંધબેસતું હતું. એમના હાથમાં હોવાની જ નિર્મોહની તકતી જેવી નાનકડી સંજક થેલી. માને વળગેલા બાળક જેવો વજુભાઈને કપાળે ચાંદલો અને ગળે રક્ષા કદી ભૂલી જવાય જ નહિ.

વ્રજલાલ સાથે વાત કરતી એટલે ઓળખીતી આંપ દાબવી.

"વજુભાઈ, કેટલા બાળકો તમારે?"

"સાહેબ, ચાર. ચાર દીકરા."

"દીકરીઓ?"

"નઇ સાહેબ." ઇન્કારની મકકમતાથી વ્રજલાલે જવાબ વાળ્યો-ભળતા માણસને આંગણામાથી ધકકો મારીને કાઢતા હોય તેમ.

"ભગવાનની દયા છે, હો! સાચેસાચ. નહિ તો એકના આઠ હજાર પડે!" સમાજશાસ્ત્રીને વહોરાવવા જેવી વાત પણ આમ વ્રજલાલ પાસે હતી. સ્નેહનાં સ્પંદનને દીકરો જન્મ્યો કે દીકરી તેનો ભેદ ન હોય છતા દીકરી અવતરે તો અરેરાટીની છીણી કેવી કેટલાયને વાગે છે તેનો ખ્યાલ ચટ દઇને વ્રજલાલ પાસેથી મળી રહેતો હતો.

વ્રજલાલને તેવું છાપું કે એનાં બીબાં કે કાનને ટાંકેલો બનાવીને ટકવેલી ચાકની ઢુકડી કે એનો કોલમપટ્ટી કદીયે અકારા નથી પડયા. ઊલટાનું કંઇક કરી બતાવ્યાવાળી વાત એમાંથીયે વ્રજલાલને કહેવાની હતી.

"સાયબ, આ વાલજી ફોરમેન છે ને! એને તો મેં મારી મારીને શીખવ્યું છે. ને ચમનલાલ! તઈયું વાર ગ્યો ને તઈયું વાર પાછો આવ્યો."

અનેક પડમાં વીંટાળીને રાખેલો કોઇ જરીનો ટુકડો કે સોનાનો ખરીચો કોરી હરખી હરખીને બતાવતી હોય તેમ વ્રજલાલને પણ વીતી ગએલા કેટલાક દિવસો ખાસ વહાલા હતા.

"તેતાલીસ વરસ મને થઇ ગયા." શિલાલેખથી

યે વધારે સદ્ધર થોડી એમા હતી એકધારી તેતાળીસ વર્ષની એ લગન કેટલી સાચુકી હતી તેતાળીસ વર્ષ રાજપાટ કરનાર કરતા પણ એકજ માલિકને, એકજ કામને, એકજ ઠેકાણાને એટનુ લાગુ વળગી રહેનાર કદાચ વધારે વિરલ હતો વ્રજલાલ જેવા જરાયે ન દવાયલ વગરના જીવનમા કેટલા જડશે ?

અને કદીક સુગંધ ખૂટે નહિ એવી ઓરસની જેવી વાત વ્રજલાલ યાદ કરે ત્યારે જોવા જેવા હોય છે સાહેબ ! ખોડીવાળા શેઠ બહુ ભલા હો મામીને ખરચે માડ મોટા થયા હતા 'સંદેશ' કાઢ્યુ પણ ગજવામા રાતીપાઈ ન મળે એ તો ખરી કમાણી થઇ દાડી વખતે ..." વ્રજલાલ અંતર્ધ્યાન થઇને આગળ ચલાવે મારા સાહેબ ! દાડી કૂચ વખતે સાત સાત વધારા આજ હાશે એક દિ'મા કાઢતા છે હો ' ફરે સાજરે વળતી વખતે શેઠ પાસે હું દનૈયાનો સવા રુપિયો માગુ તો શેઠ ફાફા મારે

વ્રજલાલ ' કાલ પર રાખજોને " શેઠની હાલત અમે સમજીએ ને ખીસ્સામા ફૂટી દમડી ન હોય પણ બે ત્રણ દિનુ ભેગુ થઈ જાય એટલે પછી હું શેઠને કહી દઉં કે હવે નહિ ચાલે શેઠ પાસે પૈસા નહિ ઇ તો હુ જાણું પણ હુય ક્યા વળી પૈસાવાળો હતો, મને પોણાચાર રૂપીયા ખોવાનુ પોસાય ' એમ તો ત્રણ ત્રણ દિ ને રાત લાગલાગટ અમે અહિ પડયા રહ્યા છીએ ત્યારે હુકડ હાલતુ હતું અને ખાધાપીધા વગર શેઠ પણ હારોહાર ભેગા હોય ને છાપુ બહાર પાડયે જ છૂટકો " વ્રજલાલના અવાજમા હર્ષના જળજળિયા જોઈ શકાતા હતા

"વળી વરસાદ પડતો હોય તારે શેઠ મારી છત્રી ઉધાર લઇ જાય "

વ્રજલાલ ઘડીક છત્રી લઈ જઉ છુ '

'' "લઈ જાવ છો, તો હાર પણ રખે ક્યાય ખોઇને આવતા હા વળી ! મારી છત્રી જાય ઇ મને ન પોસાય ' ' શેઠ નોકરની છત્રી ઉધાર ઓઢતા અને નોકર કડાકા કરીને પણ શેઠનુ છાપુ કાઢ્યે જ રહેતા !

વ્રજલાલને પગાર મળે છે એકસો ને ચુમાળીશ મોઘવારીના બીજા ચાળીસ આપણે વળી ઓવર ટાઇમની ભલા જોઈએ જ શીદને ' હુ કાઇ ઓવરટાઇમ કરતો નથી " પરંતુ વ્રજલાલની સારપ કદી કોઇને ઓતરાય નહિ એટલે સંદેશના નવા શેઠ સારુ બે સારા વેણ પણ એની પાસે ખરાજ ' શેઠ હારા છે બહુ મહેનતુ છે બધાયને આપશે આપશે " એવુ સો ખરું કે પેલી ઉધાર છત્રી માગી જતા શેઠવાળી અને શેઠને પાઇપૈસા ધીરતા નોકરવાળી મજા સામે હવે એરકુંડીશની ગતી અને મોટરોની આડચ કઇક આવી ગઈ છે

' એમ તો સાહેબ, પેલા ગોવિંદલાલ વૈદ રોજ કહે કે હાલોને હુ તમને ઓફિસે ઉતારી દઇશ એમની મોટરનો આજ રસ્તો પણ બાપુ આપણને ઇ ન હાલે વચ્ચે જ હું ક્યાક ખોવાઇ જઉ ' કોઇક દિ વળી હું ગોવિંદલાલની મોટરમા આવુય ખરો ગોવિંદલાલ મને કહે લો વ્રજલાલ આ આવી ગયુ તમારુ સંદેશ ' હુ સોંસુ પુછુ ભઇ ક્યા લાવ્યા મને ? મને તો સંદેશ ભળાતું નથી—તારે ગોવિંદલાલ કહે અરે વ્રજલાલ આ 'પ્રભાત'ની ઓફિસ પાસે આપણે પહોંચી ગયા નહિ ? ને સામે રહ્યું સંદેશ' મને 'સંદેશ'ના ઉબરામા મૂકી જાય તો જ મારો પત્તો ખાય, હો !"

આવુ મા'સુખ (મહાસુખ) માણનારા વ્રજલાલે કોને સાધ્યા હશે ?

'હુ તો બધાયને માનુ ' શંકરનો ભગતેય ખરો પણ હમણા હમણા હુ માતાજીને વધારે માનુ છુ "

વ્રજલાલ સાથે કામ કજિયો કરે નહિ આધી વ્યાધિ એની પાસે પીગળી જાય. અને અજંપો ને અસુખ તો તેનાથી છેટા જ રહે

કેટલાય મનસુખલાલોને અસુખથી રાડ પાડતા જોયા છે જ્યારે વ્રજલાલ ભારે પાર પડેલા લાગે છે એના નશીબદાર કે નામની જેમ સાચેસાચ એમનુ 'વ્રજ' આખો વખત એમના હાથમાજ હોય ' અને એમની જીવનની લેટણુમા પણ એક જાતનુ વ્રજ ઊભુ થઈ ગયુ છે' કોઇને કોઇ પીડાથી કણસતો માણસ વ્રજલાલને ધ્યાનથી જુએ તો એમજ લાગે કે તે અદ્ભૂત દવાખાનામાજ દાખલ થયો છે

વ્રજલાલ કઈ અમદાવાદના આગેવાનોમાં કદી

ગણાવાના નથી જો કે વજુભાઈની આગળ નીચેથી રોજ પસાર થઈ જતુ છાપુ વાચ્યા વગર કયો આગેવાન રહેતો હશે ?

મજલાલને 'શ્રીમત' તો કોણ કહેશે જો કે એના સુખની તોલે કેટલા શેઠિયા આવી શકશે ? એની પાસે કયાય વેચાતી ન મળતી અજવાળાની દીવડી અને મીઠાશની વીરડી છે

સાહિત્યના હાનકા દુગાનદારો કદાચ મજલાલની વાતને 'વાર્તા' પણ નહિ કહે ! એમા કથા ઘટ્ટપણુનો આરભ કે ચમકભરી આડકથા કે ભપકાભર્યો અત છે ! એમા ચમત્કારનો મરીમસાલો કે આજુબાજુનો ઠસ્સો પણ નહિ દેખાય ! બહુ બહુ તો નિજાનદના છાછબિયા બોલાવની એક વાત એ છે પાવક જળ વાળી સરિતાની, જેમા પગ બોળીને બેઠું બેઠુ મન છબછબિયા પણ બોલાવે અને ભાવુકો નહાઈને ધન્ય પણ થાય !

---

# આર્ય સંસ્કૃતિ અને દ્રાવિડ સંસ્કૃતિ

ઇશ્વરે એક સૃષ્ટિ બનાવી અને એક માનવ જાતિ બનાવી કિંતુ મનુષ્યે પહેલા પોતાને અલગ અલગ દેશોમા વિભાજિત કરી લીધા એ પછી પ્રત્યેક દેશને અલગ જાતિઓમા અને અલગ સપ્રદાયોમા

આજ આ હાલત આવી ઊભી છે કે, ભારતમા આ સકીર્ણ (સકુચિત મનોદશા) વાળ બધીની ભાવના ઘર કરતી જઈ, આપણી રાષ્ટ્રીય-એકતાને છિન્નભિન્ન કરી નાખવાને મો ફાડી મહી જવા બેઠી છે.

કઇ લોકો આશકિત થઈ વિચારી રહ્યા છે કે, આપણે એક રાષ્ટ્રના રૂપમા રહી શકીશુ યા નહી ? ભાવાત્મક એકતાને પ્રાંતિયવાદનુ ઠરાઇ રહેતુ ઝેર સિચન આપણને તે જાણે કયા દોરી જશે?

ભાષાવાદની આ સકીર્ણતા સકુચિત મનોદશા રાષ્ટ્રને ભિન્નભિન્ન ટુકડાઓમા વિભાજિત કરાવી ચૂકી છે

હવે, એક બીજુ સકટ પણ આપણી ઉપર તોળાઇ રહ્યુ છે

આ છે 'આર્ય' 'દ્રાવિડ' વિભેદ !

દક્ષિણમા તો આને ભારે ઉત્પાત મચાવ્યો છે એક રાજનૈતિક પક્ષ દ્વારા એક ભારોભાર રાજનૈતિક અને સામાજિક કટુતાના બીજ રૂપી ફાલી રહ્યા છે અલગ 'દ્રાવિડસ્તાન' માગ ધૂધવાઇ રહી છે

ક્યારે ભભૂકી ઉઠશે એ કહી શકાતુ નથી આનુ સમાધાન કેવળ એક છે

આપસમા એક બીજાને ઊડાણથી સમજવા ઉત્તર અને દક્ષિણ આપણા રાષ્ટ્રિય જીવનના બે અનિવાર્ય ધ્રુવ સ્વીકારવા અને આપસી ગેરસમજોનુ સાથે બેસી નિવારણ

જેમકે એક ગેરસમજ એવી છે કે ઉત્તર ભારતીય સઘળા, આર્ય' છે, દક્ષિણ ભારતીય 'દ્રાવિડ' (અનાર્ય) છે !

આપણે સમજી લેવુ ઘટે કે આપણી સસ્કૃતિની ઉદ્ગમભૂમિ આધારભૂમિ એક છે ચાહે એ દક્ષિણ યા ઉત્તર

ઉભયમા પ્રાચીનતમ કઇ ? એ ઝઘડો જ અસ્થાને છે

શુ ઉત્તર યા શું દક્ષિણ રામાયણ યા ભગવદ્‌ગીતાની કથા બેસાડી જૂઓ વિના ભેઃ ભાવ સહુ કોઇ એક પગતે બેસવા આવી પહોચશે જ

—ધ્રુવકુમાર

# જવાહરની માનવતા

હરિભાઈ છો૦ પટેલ

ચૂંટણી માટે પ્રચારનું કામ પૂરજોશમાં ચાલી રહ્યું હતું.

જવાહરલાલજી અનેક સભામાં પ્રવચન કરવા જતા. એક દિવસમાં તેઓ અનેક ગામમાં જતા તથા ભાષણ કરતા.

૧૯૩૭નું એ વર્ષ હતું.

લોકોના મગજ ચૂંટણીના વાતાવરણથી ગરમ હતાં. પણ બહાર તો કાળજાને થીજાવી નાખે એવી ઠંડી પડતી હતી. એ ઠંડીના દિવસોમા રાત્રે ધુમ્મસ એવુ ગાઢ જામતું કે પાચ વાર દૂરની વસ્તુ પણ દેખાય નહિ.

આવી એક રાત્રે જવાહરલાલજી ભાષણ કરી પ્રયાગ પાછા ફરી રહ્યા હતા. તેઓ જાતે મોટર હંકારી રહ્યા હતા. મોટરમા કેટલાક મિત્રો હતા. ઠંડીમાં તેઓ લપાઈને બેઠા હતા.

ધુમ્મસને કારણે રસ્તો સાફ સાફ દેખાતો નહોતો. પણ બધાંને ઘેર પહોચવાની તાલાવેલી હતી. ચૂંટણીના કામથી ખૂબ થાકયા હતા. એટલે તેઓ રાતોરાત નીકળી પડયા હતા.

જવાહરલાલજીના હાથમા મોટરનું સુકાન હતું એટલે બધા નિશ્ચિતપણે ઝોકાં ખાતા હતા.

જવાહરલાલજી કુશળતા પૂર્વક રસ્તો કાપી રહ્યા હતા.

એટલામા એક ગાય દોડતી મોટરની આડે ઉતરી. જવાહરલાલજીએ ગાયને બચાવી લેવા પ્રયત્ન કર્યો. ગાય મોટર તળે આવતી તો બચી ગઈ. પણ જરા અડફેટમા આવી ગઇ તેથી એક શિંગડું ટૂટી ગયુ.

આ બધુ એક ક્ષણમા બની ગયું. મોટરમાં ઝોકાં ખાતા મિત્રોને તો તેની ખબર જ નહોતી!

જવાહરલાલજીએ તો તરત જ મોટર ઊભી રાખી. ગાય પાસે ગયા. તેને પંપાળવા લાગ્યા. જાણે ગાય માતાની માફી માગતા ન હોય.

કેટલાક માણુસો તે રસ્તે થઈ જતા હતા. તેમને બોલાવી પૂછ્યું: 'ભાઇ, આ ગાયના માલિકને જાણો છો? મારી મોટરની અડફેટમાં આવતા એક શિંગડું ટૂટી ગયું છે.'

પેલા જવાહરલાલજીને ઓળખતા હતા. તેમણે કહ્યું: 'આપ ફીકર ન કરો. અમે તેની તાત્કાલિક સારવાર કરીશું. આપ નિરાતે ઘેર પધારો.'

'ના, એમ ના બને. તમે મને વચન આપો કે સવારે તેના માલિકને આનદ ભવનમાં મોકલશો. બોલો છે કબૂલ?'

પેના લોકોએ વચન આપ્યું. ત્યારે જ જવાહરલાલજીના જીવને ચેન પડયું. તેઓ દુખી હૃદયે આનંદ ભવનમા આવ્યા.

સવારે ગાયનો માલિક આવ્યો ત્યારે તેની માફી માગી. ગાયની સારવાર માટે સારી એવી રકમ પેલાના હાથમા મૂકી ગાયની દવા કરાવવા કહ્યું.

ગાયના માલિકે ગાયની ઉત્તમ સારવાર કરવાની ખાત્રી આપી. પણ પેલી રકમ લેવાની તેણે ના પાડી.

પંડિતજીએ એને ઘણું સમજાવ્યો. આખરે તેને મનાવ્યો. તે માન્યો. તે માન્યો ત્યારે જ પંડિતજીને શાંતિ થઈ.

પંડિતજીની મોટાઈના મનોમન વખાણ કરતો માલિક ઘરને રસ્તે પડયો.

---

સુગંધ માત્ર; પછી ભલે તે ચંદનની હોય, અગરની હોય કે ચંમેલી હોય, પવનથી ઊલટી દિશામાં જઈ શકતી નથી. પરંતુ સત્પુરુષોની સુગંધ ઊલટી દિશામા પણ જાય છે—દિશાઓને સુગંધિત કરી દે છે.

—[illegible]—

## ગુણવંતરાય એન્ડ કંપની.

ખાડીઆ ચાર રસ્તા
નવા દરવાજા રોડ
અમદાવાદ-૨
ફોન. ૪૦૬૮

ક્રેસન્ટ ચેમ્બર્સ
ટેમરીન્ડ લેઇન
ફોર્ટ મુંબઇ-૧
ફોન. ૨૫૪૧૮૪

ગ્રામ : GUNARAYCO

### અમારા માનવંતા ગ્રાહકોને

**છાપખાના** અંગેના તમામ યંત્રો તથા સામગ્રી વ્યાજબી ભાવે ઉત્તમ કવોલીટીની છેલ્લા ૧૮ વર્ષથી આપી રહ્યા છીએ અને હજી વધુ ને વધુ આપની સેવા અર્થે એક ઉત્પાદક તરીકે આપની સમક્ષ હાજર થઇએ છીએ

સારાએ ગુજરાતનું એક અદ્યતન કારખાનું.

### ગુણવંતરાય ગ્રાફીક ઇન્ડસ્ટ્રીઝ.

રેલ્વે ક્રોસીંગ પાસે, નરોડા, અમદાવાદ.

લખો અગર મળો

આપની હરકોઇ જરૂરીયાત માટે જેવી કે, લેટર પ્રેસ પ્રીન્ટીંગ, લીથો ઓફસેટ પ્રીન્ટીંગ, બુક બાઇન્ડીંગ, પ્રોસેસ બ્લોક મેકીંગ, કાર્ડ બોક્ષ મેકીંગ
મશીનરીઝ મટીરીઅલ—સ્પેર પાર્ટ્સ.




### સિંધિયાના વહાણોમાં તમારો માલ મોકલો

અમારી પરદેશ-સફરી જહાજોની સેવા ઇંગ્લંડ, યુરોપ, પશ્ચિમ આફ્રિકા, રશિયા અને યુ એસ એ સુધી વિસ્તરેલી છે.

અમારી કિનારા પરની નૌકાઓ હિંદના બંદરો, પૂર્વ-પશ્ચિમ પાકીસ્તાન, સિલોન અને બ્રહ્મદેશ સુધી વિસ્તરેલી છે.

તાર
વિદેશ: સમુદ્રપાર.
સ્વદેશ જલનાથ.

ફોન:
૨૬૮૬૬૧ (૧૨ લાઇન)

સિંધિયા નૌકાદ્વારા પ્રવાસ સામાન મોકલવાથી ભારત માટે હુંડિયામણની બચત થાય છે: હુંડિયામણ પ્રાપ્ત થાય છે.

### શ્રી સિંધિયા સ્ટીમ નેવીગેશન કું. લિમિટેડ.

સિંધિયા હાઉસ; બેલાર્ડ એસ્ટેટ, મુંબઈ.

# યુનિયન

કો-ઓપરેટીવ ઇન્સ્યોરન્સ સોસાયટી લિમિટેડ

ભારતની એક અપ્રતિમ વીમા સંસ્થા, જે તેના પોલિસી હોલ્ડરોને નફાનું બોનસ (આવકવેરા-મુક્ત) વહેંચે છે. જેણે નીચે જણાવેલી વીમા યોજનાઓની પહેલ કરી છે:-

★ ઢોર વીમા યોજના

★ પાક વીમા યોજના

★ જૂથ વીમા (અંગત અકસ્માત)

—: મોટા, મધ્યમ અને નાના પાયાના ઉદ્યોગો માટે :—

★ કૌટુંબિક વીમા યોજના

★ ખોટ જવા સામે વીમા યોજના

★ મશીનરી ભાંગતૂટ વીમા યોજના

સર્વે પ્રકારનું સામાન્ય વીમાનું કામકાજ કરવામાં આવે છે.

-: હેડ ઑફિસ :-

યુનિયન કો—ઓપરેટીવ ઇન્સ્યોરન્સ બિલ્ડીંગ.

૨૩. પી એમ. રોડ, કોટ, મુંબઇ–૧.

ફોન : ૨૫૫૨૩૬-૯.

તાર : 'CO FIRE'

ડી. એન. દેસાઈ
મેનેજર

શાખાઓ દેશભરમાં સર્વત્ર છે.

## રાષ્ટ્રીય સંરક્ષણ નિધિમાં
## ઉદાર હાથે મદદ કરો.

ઉના તાલુકા સહકારી ખરીદ વેચાણ સંઘ રાષ્ટ્રીય કટોકટીમાં પોતાની ફરજ અદા કરવા માટે કટીબદ્ધ છે.

ઉના તાલુકા સહકારી
ખરીદ વેચાણ સંઘ
**ઉના**
જિ૦ જૂનાગઢ
ફોન નં૦ ૭

## લાલજીભાઈ ગોકળદાસ
મેટલ વર્કસ

પિત્તળના પાટા સરકલ તથા
-: વાસણો માટે :-

લાતી રોડ, મોરબી.




With Best Compliments
From :-

**" AMER FINANCE BOMBAY (P) LTD. "**

............ના સૌજન્યથી

અપર ગેન્જીઝ સુગર મિલ્સ લિમિટેડ
ધ ઔંધ સુગર મિલ્સ લિમિટેડ
ન્યુ ઇન્ડિયા સુગર મિલ્સ લિમિટેડ
ધ ન્યુ સ્વદેશી સુગર મિલ્સ લિમિટેડ
ભારત સુગર મિલ્સ લિમિટેડ
ગોવિંદ સુગર મિલ્સ લિમિટેડ

શેરડીમાંથી

શુદ્ધ કણીદાર ખાંડ

બનાવનાર

મેનેજિંગ એજન્ટ્સ :

# ધ કોટન એજન્ટસ પ્રાઇવેટ લિમિટેડ

ઇન્ડસ્ટ્રી હાઉસ, ૧૫૯, ચર્ચગેટ રેકલેમેશન,

મુંબઈ—૧

# વૈષ્ણવજન

[ પરપીડાહારી લોકોપકારી વિશ્વજન એ જ ઉપાસ્ય ॥ ]

૧૮૯



## રૂપાયતન પ્રકાશન

ડિસેમ્બર ૧૯૬૩

[illegible]

# વૈષ્ણવજન



વર્ષ ૨ : ('પ્યારાબાપુ' વર્ષ ૧૬) : : અંક ૯ : સળંગ અંક ૧૮૯ : ડિસેમ્બર : : ૧૯૬૩

## અનુક્રમ



સંપાદક: નવિન ગાંધી

### સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક સિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

* * *

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંસ્થા તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

*

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

સામાન્ય રીતે કૃતિના સ્વીકાર બાબત પખવાડિયામાં જવાબ આપવામાં આવે છે.

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઑફ્‌પ્રીન્ટ્સ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી અઠવાડિયામાં લેખકોને મોકલાય છે.


લવાજમ

દેશમાં (વરસનું) ૭ રૂપિયા

પરદેશમાં બાર શિલિંગ

વૈષ્ણવજન, રૂપાયતન, ભિરિતળેટી

જૂનાગઢ

: ફોન નં. ૮૮ :

પ્રકાશક અને મુદ્રક: ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

## ગુણવંતરાય એન્ડ કંપની.

ખાડીઆ ચાર રસ્તા
નવા દરવાજા રોડ
અમદાવાદ-૧
ફોન. ૪૦૬૮

ફેસન્ટ ચેમ્બર્સ
ટેમરીન્ડ લેઇન
ફોર્ટ મુંબઇ-૧
ફોન. ૨૫૪૬૮૪

તાર: *GUNARAYCO*

અમારા માનવંતા ગ્રાહકોને

**છાપખાના** અંગેના તમામ યંત્રો ત્યા સામગ્રી વ્યાજબી ભાવે ઉત્તમ ક્વોલીટીની છેલ્લા ૧૯ વર્ષથી આપી રહ્યા છીએ અને હજી વધુ ને વધુ આપની સેવા અર્થે એક ઉત્પાદક તરીકે આપની સમક્ષ હાજર થઇએ છીએ.

સારાએ ગુજરાતનું એક અદ્યતન કારખાનું.

## ગુણવંતરાય ગ્રાફીક ઇન્ડસ્ટ્રીઝ.

રેલ્વે ક્રોસીંગ પાસે, નરોડા, અમદાવાદ.

લખો અગર મળો

આપની હરકોઇ જરૂરીયાત માટે જેવી કે, લેટર પ્રેસ પ્રીન્ટીંગ, લીથો ઓફસેટ પ્રીન્ટીંગ, બુક બાઇન્ડીંગ, પ્રોસેસ બ્લોક મેકીંગ, કાર્ડ બોક્ષ મેકીંગ મશીનરીઝ મટીરીઅલ—સ્પેર પાર્ટ્સ.






સિંધિયાના વહાણોમાં
તમારો માલ મોકલો

અમારી પરદેશ-સફરી જહાજોની સેવા ઇંગ્લંડ, યુરોપ, પશ્ચિમ આફ્રિકા, રશિયા અને યુ. એસ. એ. સુધી વિસ્તરેલી છે.

અમારી કિનારા પરની નૌકાઓ હિંદના બંદરો, પૂર્વ-પશ્ચિમ પાકીસ્તાન, સિલોન અને બ્રહ્મદેશ સુધી વિસ્તરેલી છે.

તાર
વિદેશ: સમુદ્રપાર.
સ્વદેશ: જલનાથ.

ફોન:
૨૬૮૧૬૧ (૧૨ લાઇન.)

સિંધિયા નૌકાદ્વારા પ્રવાસ સામાન મોકલવાથી ભારત માટે હુંડિયામણની બચત થાય છે: હુંડિયામણ પ્રાપ્ત થાય છે.

## શ્રી સિંધિયા સ્ટીમ નેવીગેશન કું. લિમિટેડ.

સિંધિયા હાઉસ, બેલાર્ડ એસ્ટેટ, મુંબઇ.





## પરમેશ્વરી પોશાક—

સરોદ

યમેવૈષ વૃણુતે તેન લભ્યઃ   તસ્યૈષ આત્મા વિવૃણુતે તનૂં સ્વામ્ । (ઉપનિષદ)

પુરુષાર્થથી ત્રિભુવનનું જ્ઞાન પ્રાપ્ત થઈ શકે. પણ પરમેશ્વરી જ્ઞાન પરમેશ્વર કૃપા કરે ત્યારે જ થાય.

તેષાં સતતયુક્તાનાં ભજતાં પ્રીતિપૂર્વકમ્ ।
દદામિ બુદ્ધિયોગં તં યેન મામુપયાન્તિ તે ॥   (ભ૦ ગી૦ ૧૦-૧૦)

પરમેશ્વરી જ્ઞાન કોઈ પુરુષાર્થનું ફળ નથી, માત્ર પરમેશ્વરનું દાન છે. કોને, ક્યારે ને કેવી રીતે આ જ્ઞાન પ્રાપ્ત થાય તે પણ પરમેશ્વરની ઈચ્છા પર જ અવલંબે છે.

અબુબકર શીબ્લીનો ત્રીશ વર્ષનો અભ્યાસ. તેના પરિપાકરૂપ તેને તત્ત્વજ્ઞાનીની પદવી પ્રાપ્ત થઈ. રાજાને થયું કે આવા શાસ્ત્રજ્ઞનું બહુમાન કરવું ઘટે. તેણે શીબ્લીને પોશાક એનાયત કર્યો.

શીબ્લી પોશાક ધારણ કરી મિત્રો સાથે પોતાની હવેલીએ પાછો ફરી રહ્યો હતો. ત્યાં તેના મિત્રને છીંક આવી. તેણે ખીસાં ફંફોળ્યા. રૂમાલ ન મળ્યો એટલે તેણે શીબ્લીના પોશાકના છેડાથી પોતાનું નાક લૂછ્યું. શીબ્લીના દ્વેષીએ આ હકીકત રાજાને જાહેર કરી. રાજાને થયું; મારા દીધેલા પોશાકનું આવું અપમાન! રાજાએ શીબ્લીને બોલાવ્યો અને પૂછ્યું, તત્ત્વવેત્તા, એટલું તો કહો કે એનાયત કરેલ પોશાકની ઇજ્જત ન કરી શકે તેને તે પોશાક ધારણ કરવાનો અધિકાર ખરો? શીબ્લીના મનમાં આ જ પ્રશ્ન અન્ય રૂપમાં ઉદ્‌ભવ્યો. શીબ્લી અવાક થઈ ઊભો રહ્યો. રાજાએ તેનો પોશાક ઉતરાવી લીધો.

શીબ્લી અપમાનિત થઈ તેની હવેલીએ પાછો ફરી રહ્યો હતો. તેના મનમાં એ પ્રશ્ન ઘોળાયા કરતો હતો. એનાયત કરેલ પોશાકની ઇજ્જત ન કરે તેના શું હાલ થાય? અરે, આ નાનકડા પ્રદેશનો રાજા પણ કના ટુકડા જેવા પોશાકની ઇજ્જત ન થવા બદલ તે પોશાક ઝૂંટવી લે છે તો આ દુનિયાના માલિકે મનુષ્યદેહ રૂપી આપેલા પોશાકની ઇજ્જત ન કરવા બદલ તે માલિક શું નસિયત કરશે? હવેલી બાજુ પર રહી ગઈ અને શીબ્લી તે કાળના મહા યોગી જુનાયદના આશ્રમ તરફ વળી ગયો.

જુનાયદ પાસે શીબ્લીએ પરમેશ્વરી જ્ઞાનરૂપ હીરાની માગણી કરી કહ્યું, મારા પાસે કીમત આપવા શક્તિ હોય તો તે લઈ એ હીરો મને આપો, અન્યથા દાન તરીકે. જુનાયદે જવાબ આપ્યો, તે કીમત કોઈ પાસે હોતી નથી શીબ્લી, અને તે દાનમાં મળે તો તેની ઇજ્જત કરવાનું તારામાં સામર્થ્ય પણ નથી. હરિભજનમાં લીન થઈ જા અને પરમેશ્વરી કૃપાની રાહ જો. હૃદયમાં અહંના કાંકરા ભર્યાં છે તેને ફેંકી દે, હરિ એને હીરાથી મઢશે.

શીબ્લીએ પોતાનું સર્વસ્વ લૂંટાવી દીધું, ગંધક વેચી ગુજરાન કર્યું, ભિક્ષા માગી, જેના સાથે પ્રથમ પ્રસંગ બનેલ તેની પાસે જઈ જઈ ક્ષમાની પ્રાર્થના કરી. પછી તે જુનાયદના આશ્રમમાં સ્થિર થયો.

તેષામેવાનુકમ્પાર્થમહમજ્ઞાનજં તમઃ ।
નાશયામ્યાત્મભાવસ્થો જ્ઞાનદીપેન ભાસ્વતા ॥

શીબ્લી પર હરિની કૃપા થઈ, તેનું હૃદય જ્ઞાનના દીવે ઝળહળી ઊઠ્યું.

શીબ્લી જુનાયદની આજ્ઞા અનુસાર જ્ઞાનવિતરણ કરવા લાગ્યો તેના પ્રવચન જ્ઞાનવૈભવથી ભરપૂર હતાં. તેમાં એક પ્રવચન વખતે એક દરવેશે તેને પૂછ્યું, શીબ્લી, કોઈ પરમેશ્વર નથી સિવાય કે એક પરમેશ્વર, તે આયાત તમે કેમ બોલતા નથી? શીબ્લીએ કહ્યું, મને બીક લાગે છે કે કોઈ પરમેશ્વર નથી એટલું બોલતાં જ મારો પ્રાણ છૂટી જાય તો મારી શી વલે થાય? આ સાંભળતાં દરવેશનો પ્રાણ

રાજા પાસે કોઈએ ધા નાખી કે શીબ્લીએ તેના પ્રવચન દ્વારા એક દરવેશનો પ્રાણ લીધો. રાજાએ શીબ્લીને બોલાવ્યો ને તેના પરનો આરોપ સંભળાવી કહ્યું શીબ્લી દરવેશના મોત માટે તું જવાબદાર છો; તને શા માટે સજા ન કરવી? શીબ્લીએ કહ્યું, રાજા, દરવેશ મૃત્યુ પામ્યો એમ તું માને છે તે તારો ભ્રમ છે. તેના દરવેશી પોશાકની ઉપયોગિતા પૂરી થઈ આથી દરવેશે પોશાક બદલાવ્યો છે તારા રાજ્યાશાહી પોશાકનુ પણ એવું જ છે તારે તે સમજવું છે? રાજા શોક ખાઈ ગયો એણે શીબ્લીને રજા આપી.

શીબ્લીના જ્ઞાનવૈરાગ્યપૂર્ણ પ્રવચનો ચાલુ રહ્યા તેમા શીબ્લીને થયું કે તેના માનુષી દેહનો અંત નજીક આવ્યો છે તે વ્યાકુળ થઈ ગયો માથા પર ધૂળ નાખવા લાગ્યો તેણે તેના શિષ્યોને કહ્યું, મે મારા ઘોળામા ધૂળ નાખી છે, તમે પણ નાખો શિષ્યો અવાક બની રહ્યા શીબ્લીએ કહ્યું, પરમેશ્વરે દયા કરી આ માનુષી દેહરૂપી પોશાક આપ્યો, એ તેઓ ઉતારી લે છે, પણ બીજો પોશાક ક્યાં? પરમેશ્વરી પોશાક વિના આ જીવનનું શું થશે? તેની વ્યાકુળતા પરાકાષ્ઠાએ પહોંચી પછી તે શાંત થઈ ગયો અચાનક તેના મુખ પર તેજનું વર્તુળ રચાઈ ગયું. શીબ્લીએ આંખ ખોલી કહ્યું માનુષી પોશાક ભૂલી સમજે તે જ પરમેશ્વરી પોશાક પ્રાપ્ત કરી શકે છે સહુ કોઈને લાગ્યું કે શીબ્લીને ભગવતી તત્ત્વની પ્રાપ્તિ થઈ છે મજહબથી હજારોના આ જ સત્ય છે ને!

---

## કર્તવ્ય ધર્મ

રાવણ સીતાનું અપહરણ કરીને લંકા ભણી દોટ મૂકી રહ્યો હતો. આકાશે ઉડી રહેલા જટાયુએ આ દૃશ્ય જોયું પરસ્ત્રીનું અપહરણ કરી જતા રાવણ તરફ જટાયુના મનમા ધિક્કાર અને ઘૃણાની લાગણી પ્રગટ થઈ પણ રાવણ જેવા શક્તિશાળી પુરુષના હાથમાથી સીતાને છોડાવવાનું કામ કપરું હતું અને જટાયુને માટે તો ગજા ઉપરવટનુ હતુ ક્યા અભૂતપૂર્વ શક્તિ ધરાવતો વિશાળકાય રાવણ અને ક્યા જટાયુ! પરંતુ એક પરસ્ત્રીનું અપહરણ પોતાની આંખની સામે થાય અને પોતે લાચાર બનીને બેસી રહે તેમા તેને પોતાનો અધર્મ લાગ્યો જટાયુ પોતાની શક્તિની મર્યાદા સમજતો હતો પણ દુરાચાર કેમ સાંખી શકાય! તેમા તેને કાયરતા લાગી વાયુવેગે જતા રાવણને તેણે રોક્યો સીતાને છોડી દેવા રાવણને સમજાવ્યો પણ પોતાના જેવા શક્તિશાળી અને અખૂટ બળ ધરાવનાર એક રાજવીને એક ગીધડો ધર્મનો ઉપદેશ આપે અને તે સાંભળવો તેમા રાવણને નાનપ લાગી એના દશે મુખની રેખાઓ તંગ થઈ ગઈ લાલ આંખો વધુ લાલ બની અને એ આંખોમાથી આગના તણખા ઝરવા લાગ્યા રાવણનો ક્રોધ જોઈ જટાયુ જરાપણ ગભરાયો ન ડગ્યો નિશ્ચલ બનીને તે રાવણને આ અધર્મમાથી ઉગરી જવા સમજાવતો રહ્યો રાવણના રોષની માત્રા વધતી જતી હતી

આંખોમાથી આગના ગોળા વરસતા હતા. તેણે જટાયુને માર્ગમાથી આઘા ખસી જવા કહ્યું પણ જટાયુ તો ધર્મની રક્ષા માટે ગયો હતો, ધર્મની રક્ષા માટે કે કર્તવ્યના પાલન માટે જનારાને મોતનો ભય લાગતો નથી જટાયુએ તો આ ભય પ્રથમથી જ છોડી દીધો હતો જટાયુએ રાવણના ક્રોધથી, સહેજે પણ અચકાયા વિના રાવણને સમજાવવાનુ ચાલુ રાખ્યુ રાવણની ક્રોધની સીમા આવી ગઈ એક એક જ પ્રહારે તેણે જટાયુને બેભાન કરી દીધો

છેલ્લા શ્વાસ લેતા જટાયુને કોઈએ જઈને પૂછ્યું 'જટાયુ! તને રાવણની શક્તિનો અને તારા ગજાનો ખ્યાલ નહોતો! સામે ચાલીને મોતના મોમા હાથ નાખીને તું શું પામ્યો?'

'મને બધો જ ખ્યાલ હતો ભાઈ! અને રાવણ મને જીવતો નહીં છોડે તે પણ હું જાણતો હતો પણ આંખની સામે અધર્મ આચરાતો કેમ જોઈ શકાય! પછી એ અધર્મ રાવણ આચરતો હોય કે અન્ય કોઈ પણ એ જોયા પછી પણ ન રોકું તો તેમા ધર્મ ક્યા રહ્યો! ભલે હું કાંઈ ના પામ્યો મને મારો ધર્મ બજાવ્યાનો પૂરો સંતોષ છે મારા મોતનો જરાપણ મને શોક નથી' તેના મુખ પર ધર્મ બજાવ્યાની અને કર્તવ્ય પરાયણતાની એક તેજરેખા અંગારા મારી રહી

—'યાજ્ઞિક'

"જ્વાળામુખીના શૃંગો છતવા એય નૌકાઓ, તેં આદરી પ્યારી સફર'

# પોલદનું પ્રતિબિંબ રાષ્ટ્રપતિ કેનેડી

વિનોદ મેઘાણી

'મારાથી હવે તરાતું નથી, સ્કિપર, હવે નહિ પહોંચાય.'

અમેરિકાના પેસિફિક સાગરમાં ટાપુઓ વચ્ચે, ત્રીસ ત્રીસ વાર જાપાની હોડીઓને ડુબાડવાની ખેપો સફળતાથી પુરી કરનાર 'પી૦ ટી૦ ૧૦૯' હોડીને આખરે એક જાપાની વિનાશિકાએ બરાબર વચ્ચોવચ્ચથી ચીરીને બે ટુકડા કર્યા હતા. ટાંકીઓમાં તેલને આગ લાગી હતી અને પાણીપર તરતું ગેસોલીન પણ ભડકે બળતું હતું. તેરમાથી ૭ જણાં બચીને એ ભડકાથી દૂર રહેવા તરતા હતા પણ હેરિસ દાઝી ગયો હતો અને રાત્રે બે વાગે ઊછળતાં મોજાં વચ્ચે કહ્યા કરતો હતો 'સ્કિપર, હવે તરાતું નથી, હવે નહિ પહોંચાય.'

હોડીનો કપ્તાન, લેફ્ટેનન્ટ જોન કેનેડી એને હિંમત આપતો હતો. આખરે એનાથી રહેવાયું નહિ, 'બોસ્ટનનો ભડ બોલે છે!'

તરતા તરતા સવાર પડી પણ કોઈ બચાવવા આવ્યુ નહિ. ત્રણે દિશામાં ટાપુઓમાં જાપાનીઓ સળવળતા હતા. એણે ત્રણેક માઈલ દૂર ટાપુ પર પહોંચવાનો આદેશ આપ્યો. હેરિસનો બોજો પોતે ઊપાડીને, ખારું પાણી પીતા પીતા પાંચ કલાકે [illegible] છોડીને, આગળના ટાપુ પાસેથી પસાર થતી નાવોને આંતરવા, એક હાથમાં ફાનસ ઊંચુ ધરીને પાણી પર સવાર થયો. ખડકોથી અંગો ચીરાઈ ગયા, સમુદ્ર તોફાની બનતો રહ્યો, ને આવી એકવી ખેપો થતી રહી પણ આ તરફ મુખ્ય છાવણીમાં તો એમના મૃત્યુ માટે પ્રાર્થનાઓ પણ થઈ ગઈ હતી!

પણ ચાર દિવસ નારિયેળના પાણીપર ટકી રહીને અહીંથી ત્યાં દોડતો, ટાપુઓના આદિવાસી સાથે સંદેશા મોકલાવતો કેનેડી મદદ મંગાવ્યે જ જંપ્યો.

કેનેડીની બહાદુરીની ગાથા પ્રસરવા લાગી. નેવીએ એને ચંદ્રકો અને માનપત્રો અર્પણ કર્યા. એમાંના એક પર લખ્યું છે, 'એની હિંમત, સહનશક્તિ અને અગ્રગ નેતાગીરીએ કેટલાયે જાનની રક્ષા કરી છે.' એની ઉંમર ત્યારે ૨૮ વર્ષની હતી.

અમેરિકા હજી આંતરવિગ્રહમાં જલતું હતું અને રૂસમાં ઝારને ઊખાડી નાખવામાં આવ્યો હતો, ત્યારે એક બીજા ક્રાંતિકારીનો જન્મ થયો. ૧૯૧૭.

૧૯૩૦માં એક વિદ્યાર્થીભવનમાં પોતાના સુઘડ મેજ-ખુરશીપર બેઠો બેઠો એક કિશોર પિતાને પત્ર લખી રહ્યો છે, 'અત્યારનું મારું ખીસ્સા ખર્ચ ચાલીસ સેન્ટ છે. બાળપણમાં આ પૈસા રમકડાં ખરીદવા માટે પુરતા હતાં પણ હવે હું સ્કાઉટ છું, મારે જંગલોમાં જવાનું હોય ત્યારે ધાબળા, સર્ચલાઈટ અને સેન્ડવીચ લઈ જવા પડે છે. એટલે હું ત્રીસ સેન્ટના વધારાની માગણી કરું છું.'

એ કિશોર હતો 'જેક'ના પ્યારા નામથી ઓળખાતો, આજે એ પત્ર જેવી જ સુઘડતાથી, ચોક્કસ માંગણી કરતો, જોન કેનેડી લાખોપતિનો પુત્ર આજે પણ પત્રવ્યવહાર, વાતચીતો અને ઇતિહાસનું એ જ ચોક્કસાઈથી સંચાલન કરે છે.

ખાસ પ્રસંગો સિવાય બાળપણ ચાલ્યું ગયું અને ખાસ મહેનત વગર, કેનેડી અભ્યાસ અને યુવાનીમાં આગળ વધ્યો. પિતાએ એક બે વાર ચેતવ્યો, 'જો જેક, હું તારો પીછો નથી કરવા માંગતો પણ બહોળા અનુભવને લીધે હું માણસોને માપી શકું છું. મને લાગે છે તારે તારા ગુણો અને શક્તિનો પૂરો લાભ ઉઠાવવો જોઈએ. આ તને ન કહું તો હું એક મિત્ર તરીકેની ફરજ ચૂક્યો કહેવાઉં.' આમ મિત્રસમ પિતાએ એને ઊંઘવા ન દીધો. ઘરમાં જમતી વખતે પણ રાજકારણની ગરમાગરમ ચર્ચા થતી. આ સંજોગોમાં કેનેડીને વાંચવાની ભૂખ ઊઘડી. રોજિંદા રાજકારણની ગંદી

રમતમાં એને રસ નહોતો. એના ટેબલપર ઈતિહાસ અને જીવનચિત્રોના પુસ્તકોના ઢગ થવા લાગ્યા.

શાળા પૂરી થઈ પણ વચ્ચેની લાંબી રજાનો સદુપયોગ કરવા, પિતાએ એને લંડન સ્કુલ ઑફ ઇકોનોમિક્સ'માં પ્રોફેસર હેરોલ્ડ લાસ્કીના હાથ નીચે ભણવા મોકલી દીધો.

પાછા આવીને કૉલેજના બે વર્ષ તો બેપરવાઈમાં જ ચાલ્યા ગયા. ભણવા કરતાં રમતગમત તરફ એને વધુ આકર્ષણ હતું. હરીફાઈઓમાં છેલ્લી પળો સુધી નમતું આપ્યા વગર નિર્ભયતાથી લડી લેવાની એને ટેવ પડી ગઈ.

૧૯૩૭ના ઉનાળામાં સ્પેઇન, ઇટાલી અને ફ્રાન્સની સફરે એને ભણવાની લત લગાડી. પાછા આવીને રાષ્ટ્રવાદ, ફાસીવાદ વગેરેનો ઝીણવટ ભર્યો અભ્યાસ શરૂ કર્યો. હાર્વર્ડ યુનિવર્સિટીના અભ્યાસ-ક્રમમાં એના વિષયો હતા આંતરરાષ્ટ્રીય સંબંધો અને સરકારી વહીવટ. ૧૯૩૭માં પિતા જોસેફ કેનેડીની નિમણુક લંડનમાના એલચી તરીકે થઈ.

હાર્વર્ડમાં કેનેડીના અભ્યાસ સાથે જ યુરોપે મહાયુદ્ધ તરફ મજલ માંડી અને 'જેક' અસ્વસ્થતાથી જોતો જ રહ્યો. રાજકીય ખેંચતાણનુ સંશોધન કરવા યુરોપની રૂબરૂ મુલાકાત લેવાની રજા મેળવીને એણે કૉલેજ છોડી રુસ, ફ્રાન્સ, પોલેન્ડ, તુર્કી, પેલેસ્ટાઇન, બાલ્કન દેશો અને જર્મનીની મુલાકાત લેતા લેતા દરેક રાજધાનીમાથી વિગતવાર અહેવાલો પિતાને લંડન મોકલતો રહ્યો. એના વર્ણનોમાં લાગણીવશતા નહોતી, સ્થિર અને સ્વતંત્ર વિચારોનું દર્શન હતું.

યુરોપપર બંધાયેલા ઘટાટોપ વાદળો આખરે ફાટી પડ્યા. જર્મનીએ પોલેન્ડની સરહદ ઓળંગતા જ ફ્રાન્સ અને બ્રિટન યુદ્ધમા કૂદી પડ્યાં. જેકે પાછા આવીને અભ્યાસ શરૂ કર્યો. કૉલેજના છેલ્લા વર્ષમાં 'મ્યુનિકની ખુશામત' નામનો મહાનિબંધ લખી ૧૯૪૦માં કેનેડી સન્માનપૂર્વક સ્નાતક બન્યો. પિતાએ લંડનથી તાર કર્યો, 'બે વાતમા મને શંકા નહોતી– (૧) તું ચાલાક છે અને (૨) તું જબરો છે.–સ્નેહ.'

હાર્વર્ડમાં મહાનિબંધને આવકાર મળ્યો એથી દોસ્તાઇને એનું પ્રકાશન થયું. 'ઇંગ્લેન્ડ કેમ ઊંઘતુ રહ્યું'ને આશ્ચર્યજનક તારીફ મળી. ત્રેવીસ વર્ષના છોકરડો આટઆટલી વિગતોને આટલી કુનેહથી ગોઠવી શકે, ઠંડકથી સાચા પરિણામો તારવી શકે અને આટલી સચોટ ભાષામાં લખી શકે એ વિવેચકોના માન્યામાં નહોતું આવતું.

ભણવાનું પૂરું થતાં જ ૧૯૪૨માં કેનેડી નેવીમાં જોડાઈ ગયો. પણ એકત્રીસમી બોટે એના શરીરને સારી એવી ઇજા પહોંચાડી અને યુદ્ધમાં એ આગળ ભાગ ન લઇ શક્યો. ૧૯૪૪ થી ૧૯૪૫ સુધી એને હૉસ્પિટલમાં રહેવું પડ્યું.

* * *

યુદ્ધ પૂરું થયું ને હજારો સૈનિકો પાછાં ફર્યા. ૨૮ વર્ષની ઊમરે કેનેડીએ ઉપાધિ મેળવી લીધી હતી, દરિયો ખેડી લીધો હતો, લેખક–પત્રકાર તરીકે નામના મેળવી લીધી હતી, દેશવિદેશ ઘૂમી વળ્યો હતો, અને યુદ્ધ દરમ્યાન નિર્ભયતા અને સહનશીલતાના પાઠો ભણી ચૂક્યો હતો.

હવે શું કરવું? પત્રકારિત્વ? વ્યાપાર? રાજકારણ? તંત્રના સંચાલક બનીને નિર્ણયો લેવા, પાર્લામેન્ટની બાબતોનું સંચાલન કરવુ, કોઇ મહત્વની જગ્યા રોકીને દેશની પ્રગતિમા ભાગ લેવો એ એને મન ગમતુ કાર્ય હતું. પણ એ સપાટીએ પહોંચવા ગંદા રાજકારણથી શરૂઆત કરવી પડે એ એને રુચતું નહોતું. કયા હોદ્દા તરફ નજર માંડવી? પોતાનો કહી શકાય એવો એક પણ વિસ્તાર નહોતો. નાનપણથી બોસ્ટન, ન્યુયોર્ક, હાર્વર્ડ, એમ જુદી જુદી જગ્યાએ રખડતો રહ્યો હતો.

આખરે કોંગ્રેસ માટેના ઉમેદવાર તરીકેની ડેમોક્રેટિક પક્ષની ચૂંટણીમાં ઊભા રહેવા એણે હાર્વર્ડ જ પસંદ કર્યું. 'આ જુવાનિયો શું કરશે!' ધારીને લોકોએ પહેલા એને અવગણ્યો. પણ કેનેડીએ પ્રચારની શરૂઆત વહેલી કરી. સલાહકારો, મદદનીશ વિદ્વાનો અને ઊછળતા લોહીવાળા યુવાન મિત્રોનું જૂથ ઊભું કર્યું. સૌ એની તરફ હસ્યા. પણ હારની તો એણે કલ્પના પણ નહોતી કરી. પ્રચારમાં પોલાપણું નહોતું, સખત પરિશ્રમ હતો. રાહદારીઓ, હજામત કરાવતા ગ્રાહકો, હોટલમાં ખાતા લોકો અને કારખાનાના મજૂરોને

રૂબરૂ મળતો, મત માગતો એ જિલ્લાભરમાં વીજળી-વેગે ફરી વળ્યો, પ્રજા સાથે આત્મીયતા કેળવી, હસ્ત-ધૂનનો કર્યાં. સરળ ભાષામાં અને મોટા શબ્દો વાપર્યા વગર એ ગૌરવભર્યાં ભાષણો આપતાં ત્યાં શીખ્યો.

ચૂંટણીના પરિણામનો સમય આવ્યો ત્યારે એ હિમ્મત જોવા ચાલ્યો ગયો. દસે દસે જણાની હરીફાઈ વચ્ચે ૪૨ ટકા મત પામીને એણે પ્રથમ વિજયમાળા પહેરી. એનો આત્મવિશ્વાસ વધુ મજબૂત બન્યો. રાજકારણમાં નિર્ણયો લેવાની શક્તિ છે એવી પ્રતીતિ થઈ ગઈ. ત્યારથી આજ સુધી એ વિસ્તારમાં ડેમો-ક્રેટિક પક્ષનો વિજય થતો આવ્યો છે. ૨૯ વર્ષની ઉંમરે અમેરિકાના નીચલા ગૃહ-કોંગ્રેસમાં એ દાખલ થયો. દેખાવમાં તો ૨૯થી પણ ઓછો લાગતો હતો અને કોઈએ પ્રથમ એની ગણના ન કરી.

વૉશિંગ્ટન આવ્યો ત્યારે હજી ઘણી વાતોથી અજાણ હતો, કેટલાક અભિપ્રાયો અપરિપક્વ હતા. પણ આર્થિક બાબતો, કામગારોની સ્થિતિ, ઘરબાંધકામ, ભાડાંઓ અને લશ્કરમાથી નિવૃત્ત થયેલાને અપાતાં વેતનો વિષે એની પકડ મજબૂત હતી. પહેલાં બે વર્ષ દરમ્યાન પરદેશનીતિ વિષે એણે હરફ પણ ન ઉચ્ચાર્યો.

૧૯૫૨માં પરિસ્થિતિ જુદી હતી. પિતા સાથે, પક્ષના નેતાઓ સાથે, રાષ્ટ્રપતિ ટ્રુમન સાથે એને ગંભીર મતભેદો હતા, પણ કોંગ્રેસમાં એનું સ્થાન નિશ્ચિત હતું. કોંગ્રેસના વર્તુળોમાં સૌના મન એણે જીતી લીધા હતા. પણ એની નજર તો ૧૯૪૮થી જ સેનેટની બેઠક પર હતી. એ જીતવા આખા રાજ્યની ચૂંટણી જીતવી પડે. ૧૯૪૮થી જ એણે પ્રચાર આદરી દીધો! 'આ તો ગજબ કહેવાય!' સૌને લાગ્યું. ૩૨ વર્ષનો કોંગ્રેસનો નવો નવો સભ્ય, કોણ એનો હરીફ બનશે એ જાણતો નહોતો, અને છતાં પણ ચાર વર્ષ પછીની ચૂંટણી માટે મતો માગતો હતો! દરેક લાખ માણસો સાથે એણે રૂબરૂ વાતો કરી, સાડા સાત લાખ સાથે હસ્તધૂનનો કર્યાં. એની ત્વરા સૌને હેરત પમાડતી હતી. ફૂરતાથી એણે પોતાની જાત પાસેથી અને સહાયકો પાસેથી કામ લીધું. પરોઢિયે ઊઠતા વેંત વરસાદ, બરફ કે ધુમ્મસમાં મોટર લઈને એ નીકળી પડતો. રાત્રે ગંદી હોટલોમાં સૂઈ લેતો, ચામડાના કારખાનાના કામગારો સાથે વાતો કરતો, બાળકોને હસ્તાક્ષર આપતો, ૧૯૫૨ પૂરું થાય ત્યાં સુધીમાં તો ૩૫૧ શહેરોમાં એ ફરી વળ્યો હતો.

રિપબ્લીકન પક્ષમાં હેનરી કેબટ લોજને ઉમેદવાર ચૂંટવામાં આવ્યો ત્યારે કેનેડીએ સત્તાવાર જાહેરાત કરી, 'હું મેસેચ્યુસેટસના હાલના સેનેટરની સામે ઉમેદવારી નોંધાવું છું.'

મિત્રો સ્તબ્ધ થઈ ગયા. લોજ પાસે કેનેડીનું શું ગજું? પણ બે પડછંદ, યુવાન, વિજયના શ્રદ્ધાવાન પુરુષોની ચૂંટણી અમેરિકાના ઇતિહાસમાં અજોડ ગણાય છે. અરે, બન્ને વચ્ચે ખાસ મતભેદો પણ નહોતા!

આ ચૂંટણીના પરિણામ અગાઉ એ હિંમત ખોયા ન ગયો. તંગ વાતાવરણમાં સ્વસ્થપણે પોતાની છાવણીમાં એ બેઠો રહ્યો. સામે હરીફ છાવણીના દીવા ઝગઝગતા હતા. સવારે ૬ વાગે ૭૦૦૦૦ મતથી લોજને હરાવીને એ સેનેટમાં પ્રવેશ્યો.

સેનેટનું ભવ્યતા, સહિષ્ણુતા અને રસમથી પવિત્ર એવું વાતાવરણ કેનેડીને ગમી ગયું. સંપર્ક-વર્તુળ મોટું થયું. પ્રધાનો, સર્વોચ્ચ ન્યાયાધીશો, પરદેશી એલચીઓ, સરકારના ઉચ્ચ અધિકારીઓ, પત્રકારો અને વ્યાપારીઓની એ નવી દુનિયા હતી.

સેનેટમાં આર્થિક બાબતો વિષે એનું પહેલું વ્યાખ્યાન બે કલાકથી વધુ ચાલ્યું. કેનેડીએ પોતાનો કાર્યક્રમ પહેલેથી ઘડી કાઢ્યો હતો. આર્થિક વિદ્વાનોના જ્ઞાનભંડારો ખંખોળતો રહ્યો હતો. એના પહેલા ભાષણમાં શબ્દોનો આડંબર નહોતો, વિગતો ઠાંસી ઠાંસીને ભરી હતી. દરેક ટીકાઓ સાથે સાથે એ સુધારવાના ચોક્કસ સૂચનો હતાં. રજૂઆત મુદ્દાસર કરતો એ એને મન ટેવ બની ગઈ હતી.

પણ કામકાજ ઉપરાંત આ ૩૬ વરસના અપરિણીત યુવાને બીજી દિશામાં પણ પ્રગતિ કરી હતી! ૧૯૫૧માં જેકેલિન બોવિયરને મળ્યો ત્યારથી જ એ પ્રેમમાં પડી ચૂક્યો હતો. લોજ સાથેની ચૂંટણી પૂરી થઈ ત્યાં સુધી એને ફોડ પાડવાનો સમય ન મળ્યો. આખરે ૧૯૫૩માં બન્ને પરણી ગયાં.

૧૯૫૪ના ઉનાળામાં પાછો એક કરોડરજ્જુ

નિર્ણય લેવાનો વખત આવ્યો. નાનપણમાં ફુટબોલ રમતાં એકવાર પીઠમાં વાગેલું. પી. ટી. ૧૦૯ ડૂબ્યા પછી એને લીધે લાંબો સમય હોસ્પિટલમાં રહેવું પડયું હતું. પણ એ પીડા પીછો છોડતી નહોતી, અસહ્ય બનતી જતી હતી. ડોક્ટરો ઓપરેશન કરવું કે નહિ એ વિષે એકમત થતા નહોતા. ઓપરેશન જોખમકારક ગણાતું હતું. પણ એ પીડા એના કામમાં આડશ બનતી હતી અને ઓપરેશન કરાવી લીધું. અઠવાડિયાઓ સુધી હોસ્પિટલમાં એ ચત્તો જ પડયો રહ્યો પણ સ્થિતિ સુધરી નહીં અને ઓક્ટોબર–નવેમ્બર–ડિસેમ્બર ગયા ને ક્રિસમસ ઘેર ગાળીને ફરી ઓપરેશન કરાવવા એ હોસ્પિટલમાં દાખલ થયો. ફરી એકવાર પાદરીઓએ છેલ્લા ધર્મશબ્દો ઉચ્ચાર્યા પણ આ વખતે બે માસમાં સાજો થઈને એ કામે ચડી ગયો.

માંદગીની એની પર માનસિક કે શારીરિક રીતે કેવી અસર પડી એનો અણસાર પણ એણે પ્રદર્શિત નથી કર્યો. વરસો પછી વરસો સુધી એણે પોતાની જાતને ચાબૂક મારીને દોડાવી જ છે માંદગી દરમ્યાન વાચવા–લખવાની રજા મળી કે તરત એણે પરિશ્રમ શરૂ કર્યો. કેટલાયે સમયથી કરેલી સંશોધનની નોંધો, વિદ્વાન મિત્રોની સહાય, અને સમયનો ઉપયોગ કરીને એણે 'હિંમતના પડછાયા' 'ઈંગ્લેન્ડ ઊંઘતું કેમ રહ્યું' ન સ્વીકારનાર પ્રકાશક પાસે જ પ્રગટ કરાવ્યું. અમેરિકાના મહાન લોકશાહી–રક્ષકોની જીવન કથાઓ અને એમના કામપર વિવેચન આપતી આ ચોપડી વિવેચકોએ વધાવી લીધી: દુનિયાની અગિયાર ભાષામાં એના અનુવાદો થયા અને મહિનાઓ સુધી, સૌથી વધુ ખપતી ચોપડીઓની યાદીમાં પ્રથમ રહી પણ કેનેડીની લેખક તરીકેની સિદ્ધિપર સિક્કો મારતું જીવનકથાઓ માટેનું પુલિત્ઝર પારિતોષિક એને અર્પણ કરવામાં આવ્યું, ત્યારે કલગી ચડી.

સાત માસની માંદગી પછી વોશિંગ્ટન પાછો ફર્યો ત્યારે એક ફોટાની ટોપલી સાથે એક સંદેશો હતો, "ભલે પધાર્યો–ડિક નિક્સન." તનતોડ કામ પાછું શરૂ થયું. રાષ્ટ્રપતિની ચૂંટણીઓના દુંદુભિ વાગતા હતા. આ. ૫૮ માટે હરીફાઈ કરવાની મહેચ્છા એને હતી નહીં. પણ આ ચૂંટણીઓની રીત બદલવા માટે રિપબ્લીકન પક્ષના સભ્યોએ શરૂ કરેલા ઉહાપોહે કેનેડીના કાર્યક્રમનો પ્રવાહ વાળી દીધો. કેનેડીએ આ ચલન સામે પોતાનું પ્રચંડ વ્યક્તિત્વ ધરી દીધું, અને સેનેટમાં આવેલો ઠરાવ પસાર ન થયો એટલું નહીં, પણ ઠરાવ ઘડનારા દસ જણાએ એની વિરુદ્ધ મત આપ્યા!

સ્ટિવન્સનની ચૂંટણી વખતે થયેલી 'કેનેડી કુટુંબ પૈસાથી રાજકારણ ખરીદવા માગે છે!' એવી ટીકાઓથી કેનેડીનો ક્રોધ પ્રજ્વળી ઊઠયો. એના નિકટના મિત્રોએ એને આટલો ગુસ્સામાં જોયો નથી. કેનેડીએ અત્યંત આગ્રહને અંતે ઉપરાષ્ટ્રપતિપદ માટે પક્ષની ચૂંટણીમાં ઊભા રહેવાનું કબૂલ કર્યું.

ચૂંટણીની સાંજે મિસુરી રાજ્યે કેફવિરનું ત્રાજવું નમાવ્યું, ત્યારે કેનેડી ટેલિવિઝન છોડીને ચાલ્યો ગયો. કેનેડીના ચહેરાપર હજી હાસ્ય ફરકતું હતું; પણ એ પરાજયનું હાસ્ય હતું. પણ આ પળે એણે રાજકારણનો પડદો ચીરીને પ્રજાના માનસપટ પર પોતાનું અસ્તિત્વ નોંધાવી દીધું હતું. પોતે છેલ્લે સુધી ઝઝૂમે છે એની ખાતરી કરાવી દીધી હતી. જીતવાની અણીપર આવીને હારવા છતાં પણ હસતે ચહેરે હાર સ્વીકારી શકે છે એની દેશના એક એક નાગરિકને પ્રતીતિ કરાવી દીધી હતી. આ પરાજયમાંથી એક મહાન વિજયનો જન્મ થઈ ચૂક્યો હતો.

એજ કેફવિરને હરાવીને સેનેટની વિદેશ નીતિની સલાહકાર સમિતિમાં ચૂંટાઈને કેનેડીએ ફરી પુરુષાર્થનો આરંભ કર્યો. લડાઈની અણીપર દુનિયાને લાવવાની નીતિના સમર્થક પરદેશમંત્રી ડલેસને એણે પ્રશ્નો પૂછીને મૂંઝવી નાખ્યો. ૧૯૫૭માં અલ્જીરિયાને ગુલામીમાં સાંકળી રાખવાની ફ્રાન્સની નીતિની ખુલ્લંખુલ્લા કડક ટીકા કરીને એણે ખળભળાટ મચાવી દીધો. અમેરિકાને, આ વિષે ફ્રાન્સને આજીજીઓ કરવાનું પડતું મૂકીને વધુ અસરકારક પગલાં લેવા, એણે હાકલ કરી, અને અસરકારક ઉપાયો પણ ચોકસાઈથી સૂચવ્યા. આમ કરતાં એણે રાષ્ટ્રપતિ આઈઝનહોવર અને ડલેસનો ખોફ વહોરી લીધો. 'રાષ્ટ્રવાદનો જુવાળ પૃથ્વીનો નકશો બદલી રહ્યો છે, એની અવગણના, નિર્ણયશક્તિ અને શુદ્ધ, સ્થિર માન્યતાઓના અભાવથી આજે આપણી નેતાગીરી નિષ્ફળ નીવડી છે. હકીકતોને નજરમાં રાખીને સ્વાતંત્ર્ય માટે તલસતી પછાત દુનિયા

અને નિકટના સંબંધોનું મહત્ત્વ સમજનારા પ્રગતિ વાળા રાષ્ટ્રો વચ્ચે સમતોલન રાખવાની જરૂર છે.' એણે વિચારોને વિસ્તૃતરૂપે મૂકતા કહ્યું, 'આપણા નેતાઓએ હવે શેખચલ્લીની જેવા સ્વપ્નો જોવાનું, શંકાશીલ અને ડગુમગુ હેમ્લેટ બનવાનું છોડી દેવાની પળ આવી ચૂકી છે.'

૧૯૫૮મા રાષ્ટ્રીય નેતા તરીકેનું એનું સ્થાન અડગ બની ગયું હતું. ભાષણોના નિમંત્રણો ધોકમધ આવતા હતા. લેખો લખવા આગ્રહ થતો હતો. 'રાજકારણમા હિંમત' એ એનો પોકાર બની ગયો હતો. ઓફિસ રાત દિવસ ચાલવા લાગી. પત્રોના જવાબ આપતી ભાષણો તૈયાર કરતી એ ઓફિસ ચેતનથી ધબકવા લાગી. કેનેડી સર્વવ્યાપીની જેમ ધસતો રહેતો–ટેલિફોન નેતા–મહાપદો સાથે મંત્રણા કરતો–મુલાકાતીઓને આવકારતો–સેનેટમા દોડતો.

કેટલીક વાર એક સાથે, સેનેટર, સમિતિ–સભ્ય, મેસેચ્યુસેટ્સના મુત્સદ્દી લેખક, રાષ્ટ્રપતિપદના ઉમેદવારના નાનાવિધ ભેખ ભજવવા પડતા. દર મહિને બાર–બાર સમૃદ્ધ ભાષણો તૈયાર થતા. સેનેટના પુસ્તકાલયનો સૌથી વધુ ઉપયોગ કેનેડી કરતો.

૧૯૫૮મા એક પરામા એણે ઘર વસાવ્યું. આસપાસ બગીચો હતો. ખંડો ફ્રેન્ચ મહાચિત્રોથી સુસજ્જ હતા. ઘરને સીગારેટના ધુમાડાથી ગંધાતી રાજકીય છાવણી ન બનવા દેવાની જેકવેલિનની ઉમેદ હતી. પણ આટલા શાંત વાતાવરણમા પણ કેનેડીને જંપ નહોતો. સમયના દુરુપયોગને એ ધિક્કારતો. સવારે સ્નાન સમયે વાચન ચાલુ રહેતું. ખાણા સમયે મંત્રણાઓ ચાલતી. મોટર પણ પોતે જ દોડાવતો. રાત્રે આઠ વાગે પાછો ફરે ત્યાં સુધીમા નાની પુત્રી કેરોલિન ઊંઘી જતી. 'ફૂતાવળા યુવક' નામથી ઓળખાતા જેકને મિત્રો આટલા પરિશ્રમથી ના પાડતા. પણ એ તો શક્તિ ઉત્પાદક કામનેમા હતો. એની અવરજવર એટલી હતી કે કેરોલિન બોલતા શીખી એવા પહેલા છ શબ્દો હતા–ડેડી, એરોપ્લેન, કાર, શૂ, હેટ, અને આભાર!

રાષ્ટ્રપતિ બનવા એ હજી નાનો છે એવા સૂચનો એણે ખભા ઉલાળીને નવે ચડાવ્યા. 'મોટર ગેલી રાખો. કુમ સાથે ગાડી અટકતા નીચે ઊતરીને કેનેડીએ એક વૃદ્ધા સાથે હાથ મિલાવ્યા અને મત માગ્યો. ફરી થયેલી ચૂંટણીમા એ સેનેટમા ફરી મહેનતથી પ્રવેશ્યો. એનો આ દાખલો છે. આ ચૂંટણીએ નવા વિક્રમો નોંધાવ્યા. સૌથી નજીકના હરીફને મળેલા મતોનું એના મતો સાથેનું અંતર સેનેટના કોઈ પણ સભ્યે ક્યારે પણ મેળવેલા અંતરથી વધુ હતું.

મોટા હોદ્દા માટે ઉમેદવારી કરતા પહેલા માણસ વિચારો કરે છે, પછી પડતો મૂકે છે ને સમય અને સંજોગો મદદ કરે એની રાહ જુએ છે. પણ ના–કેનેડીએ ૧૯૬૧ ચૂંટણી માટે વરસો પહેલા નિર્ણય લઈને સંજોગો ઉત્પન્ન કરવા અથાગ પ્રયાસ શરૂ કરી દીધા હતા. તો પણ ચૂંટણીને મહિનાઓ બાકી રહ્યા ત્યારે કેટલાક લોકોને લાગ્યું કે આ માણસ ગવર્નર નથી, મંત્રીપદનો પણ અનુભવ નથી, પ્રોટેસ્ટન્ટ નથી. પક્ષનો નેતા હજી હમણા જ થયો છે, રાષ્ટ્રના કોઈ સળગતા પ્રશ્નપર અભિપ્રાયો કે સૂચનો વ્યક્ત નથી કર્યા, કોઈ વાદનો ટેકેદાર નથી અરે, પચાસ પણ વટાવ્યા નથી. છતા પણ બહુમતિ એને ચૂંટવા તૈયાર હતી. આવતા દસ વરસો કટોકટીભર્યા હતા. છતા દેશનું સુકાન સંભાળવા એને પસંદ કરવા લોકો તૈયાર હતા. ૪૨ વરસનો કાળા વાળના ઝુમખાવાળો આ યુવાન યુનિવર્સિટીમાથી તાજા પસાર થયેલા સ્નાતક જેવો લાગતો હતો. લલુમ ચહેરા વચ્ચે દાડમની કળી જેવા દાંત ચમકતા. જેકને હોલિવુડનો અભિનેતા માનીને રાષ્ટ્રપતિપદ એને સોંપી દે એવી અજ્ઞાત અમેરિકન પ્રજા નહોતી. પ્રજાએ જવાબ આપ્યો, 'શક્તિવાન છે, બુદ્ધિશાળી છે, પ્રભાવશાળી છે, મજબૂત વ્યક્તિત્વ છે, ઉમદા કુટુંબનો નબીરો છે, કોયડાપર તૂટી પડવાની હિંમત છે. તાકાતનો પ્રવાહ છે, ને ચોખ્ખા બોલો છે.'

કેનેડી ધીરગંભીર સ્વભાવનો છે. પરિશ્રમ એનો ધર્મ છે. તંત્ર ઘડતરમા એને અડગ શ્રદ્ધા છે. ઉછળતા ભભકાદાર ભાષણો આપવામા એને રસ નથી. સામાજિક મિજલસોમા જવા કરતા ઘેર ખાટલે બેસી ચશ્મા પહેરીને જીવન કથાઓ વાંચીને સાંભળવાનું એને વધુ પસંદ છે. બુદ્ધિશાળી લોકો સાથે ચર્ચા કરવાનું એને ગમે છે. નાની વાતોમા ભૂલકણો છે. હોટેલમા કપડા ભૂલી જાય છે. વસ્તુઓ ખોઈ બેસે છે. કે જુદી જાતના મોજાઓ પહેરી લે છે. અડધું વાક્ય

બોલીને કોઈ બીજા વિચારમા અટવાઈ જાય છ પણ એની યાદશક્તિ સાચી જગ્યએ કટરની ધાર જેવી તીક્ષ્ણ છે મહિનાઓ પહેલા વાચેલા વાક્યો કે ભૂલાઈ ગયેની માગણીઓ એને યાદ આવે છે ત્યારે એના મદદનીશો પરેશાન થઇ જાય છે એનુ મગજ સર્જનમા નહી પણ વિષયને સાચા માપમા મૂકવામા વધુ અસરકારક છે ફિનમૂરીપર વિચારો કરવા કરના કોઈ મુદ્દો લઇને એનુ હાર્દ વીધી લેતુ પાખડે પાખડા છૂટા પાડી દેવા એને વધુ પસદ છ ટૂકમા એ પોતાની જાતપર સપૂર્ણ કાબૂ ધરાવે છે ગુસ્સો કે આસુઓને એના જીવનમા સ્થાન નથી ખડખડાટ હસતો એને કોઇએ જોયો નથી।

*           *           *

દેશ સમૃદ્ધ હોય એટલે કઇ આર્થિક વિકાસ અટકાવી ન દેવાય કેનેડી–નિકસનની ચૂટણીના વાદગા ઘેરાયા ત્યારે એણે ટીકા કરી 'વિકાસ અટકાવાય તો નહી પણ એ માટેના પૈસા કોણ 'જેક' આપવાનો છે?' નિકસને તત્વર વીગ્રી ધર્મનો પ્રશ્ન સળગાવ્યો, ઉભો થયો અને રાક્ષસી બન્યો 'કેથોલિક રાષ્ટ્રપતિ પોપને તાબે હશે અને રોમથી આવતા હુકમો જ પાળશે' રિપબ્લીકન પક્ષે પ્રહાર કર્યો હુ રાષ્ટ્રપતિ બનુ ત્યારે મારી સામે સતતિ–નિયમન, છૂટાછેડા કે જુગારના પ્રશ્નો ઉભા થશે તો હુ રાષ્ટ્રના હિતને જ–અને બીજા કશાને નહી–નજરમા રાખીને નિર્ણયો કરીશ અને એમા ધર્મની કે બીજા કોઇ તત્ત્વની ડખલ નહિ ચલાવી લઉ એવી હુ જાહેર ઘોષણા કરુ છુ જ્યારે મારા 'ધર્મ' અને મારી ફરજ વચ્ચે ઘર્ષણ થશે ત્યારે હુ રાષ્ટ્રપતિપદેથી છૂટો થઇ જઇશ' આવા જડબાતોડ જવાબથી વધારે અમેરિકન પ્રજા શુ માગી શકે?

ટેલિવિઝન કપનીએ ગોઠવેલા નિકસન–કેનેડીના જાહેર વિવાદમા નિકસનની નબળી દલીલો અને એના દેખાવની સામે કેનેડીની સુદરતા દલીલો પાછળ રણકતી આત્મશ્રદ્ધા, અમેરિકાના સળગતા પ્રશ્નો વિષેની સરળ સમજણ દેશભરમા ગુજી રહ્યા એની અપરિપક્વતાના આક્ષેપો છિન્નભિન્ન થઇ ગયા–યુવાન પણ ડહાપણના ભડાર કોયડાપર ચારેકોરથી ભીષણ આક્રમણ કરતા પણ વિવેકી બહાદૂર શાંત અને નમ્ર કેનેડી ત્યારે જ લોકોના મનમા વિજય પામી ચૂક્યો હતો રગભેદની સામે ખુલ્લા શબ્દો ઉચ્ચારતા એ અચકાયો નહી, જ્યારે નિકસને દક્ષિણના મતો ખોઇ બેસવાના ડરે આ વિષે મૂગા રહેવાનુ પસદ કર્યુ. કેનેડીની ચોકકસાઇ, બહોળુ જ્ઞાન, અને કટોકટી વખતે નિર્ણય લેવાની શક્તિ–એનાથી સામાન્ય રીતે રિપબ્લીકન પક્ષનું ગણાતું 'ન્યુયોર્ક ટાઇમ્સ' જીતાઇ ગયુ એની આત્મશ્રદ્ધા વધતી ચાલી એ વિજયના શિખરો સથી બોલવા લાગ્યો, 'તમારા તનમનથી મને ટેકો આપો અને આપણે નવી સરહદો ઊભી કરી દેશુ.'

આટલા કામકાજ વચ્ચે પણ કેનેડી રોજના દસ દસ છાપાઓ વાચે છે સોળ સામયિકો નિયમત વાચી જાય છે

*           *           *

ટાઢ કહે છે મારુ કામ ઉષ્ણતામાન શૂન્યથી નીચે છે, પવન વીઝાય છે અને છતા વિધિનું વાતાવરણ પવિત્ર છે વોશિંગ્ટનના 'કેપીટોલ'નો ઘુમટ, શિયાળાના તડકે શુભ્ર ચમકી રહ્યો છે આકાશમા ઘેરો વાદળી રગ ભરાઇ આવ્યો છે બેન્ડ પર વાગે છે–'સુદર અમેરિકા'નુ ગીત લાકડાના પચપર યુવાન રાષ્ટ્રપતિને જવાબદારીનુ શૃગ સોપવા વૃદ્ધ રાષ્ટ્રપતિ આઇઝનહોવર બેઠા છે એક ઐતિહાસિક ચૂટણી પૂરી થઇ હતી

બરાબર ૧૨–૨૧ જાન્યુઆરી ૨૦ ૧૯૬૧) અધ્યક્ષ જાહેરાત કરે છે 'આજે આપણે સ્વતંત્ર પ્રજાના પાત્રીસમા રાષ્ટ્રપતિને આવકાર આપવા એકત્રિત થયા છીએ'

થોડી વારમા જોન ફિટ્ઝરેલ્ડ કેનેડી ૪૩ વર્ષની વયે અમેરિકાના સર્વોચ્ચ નેતાનુ સ્થાન સભાળી લે છે કુટુબના બાઇબલ પર ડાબો હાથ મૂકીને જમણી હથેળી ઊચી ધરીને એ ગભીર અવાજે બોલે છે 'આજથી હુ પવિત્ર સોગદ લઉ છુ ' ભવિષ્યમા કટોકટીઓ આવશે પણ આ એના જીવનની સૌથી મહત્ત્વની પળ છે

'સાથી પ્રજાજનો' સોગદવિધિ પછી એ બોલવા માડે છે એના અવાજમા ટકાર છે, વાક્યો ટૂકા અને ફૂટતા ફટાકડા જેવા છે એના ઊચા અવાજમા શત્રુને પડકાર છે શાતિની યાચના છે,

સ્વાતંત્ર્યને પોકાર છે, 'ક્રાંતિની મશાલ આ દેશમાં પ્રગટી હતી. દુશ્મનો અને દોસ્તો, સૌ ભલે જાણી લે, એ મશાલ આજે નવી પેઢીના હાથમાં આવી છે–આ સદીમાં જન્મેલી, યુદ્ધથી ત્રસ્ત, અનુભવી, શાંતિમય અને શિસ્તબદ્ધ, ભૂતકાળ માટે મગરૂર અમેરિકન પ્રજાના હાથમાં. માનવીના મૂળભૂત હક્કોને ઠોકર ખાતા એ પ્રજા નહીં સાંખી લે. દરેક રાષ્ટ્ર ભલે જાણી લે કે આઝાદીના રક્ષણ માટે અમે કોઈ પણ દેશને મદદ કરશું, ગમે તેવા દુશ્મનોની ઝડ કાઢી નાખશું.

'ગરીબ ઝૂંપડીઓ અને પછાત ગામડામાં વસતા, ગુલામી અને ગરીબી સામે ઝઝૂમતા પ્રજાજનોને અમારું આવાહન છે–સહકાર માટે.

'અમારા શત્રુ બનવા ઇચ્છતા રાષ્ટ્રોને એક વિનંતી છે–કે ચાલો, ફરી આપણે હાથ મિલાવીને શાંતિની શોધમા નીકળી પડીએ. અમને અડધે રસ્તે મળવાનો ડર નથી, અને ડરના માર્યા અમે વાટાઘાટો કરવા પણ હરગિઝ તૈયાર નથી. એટલે સાથીઓ, અમેરિકા તમારે માટે શું કરશે એ મને ન પૂછતા, તમે માતૃભૂમિ માટે શું કરશો એ કહેજો.'

'છેલ્લે, તમે અમેરિકન હો કે કોઈપણ રાષ્ટ્રના પ્રજાજન હો, અમારી પાસેથી કપરાં બલિદાનો અને પોલાદી તાકાતની મદદ માગી લેજો પણ યાદ રાખજો કે અમે પણ દુનિયાની પ્રગતિમાટે તમારી પાસેથી એવી જ અપેક્ષા રાખીએ છીએ.

'આપણાં કામની ગણતરી ઇતિહાસ ગણશે, આપણો બદલો તો નિર્મળ હૃદય જ રહેશે. આપણે સર્વશક્તિમાન પાસે આશીર્વાદ માગીએ પણ એનું કરવાનું કામ સાચે તો આપણે જ કરવાનું છે.'

* * *

રાષ્ટ્રપતિ બન્યા બાદ કેનેડીએ રાજકારણમાં નિર્ભયતાને જ પોતાનું ધ્યેય બનાવી દીધું છે.

રૂસ સાથેના સંબંધોમાં બાંધછોડ કરવામાં એણે ગૌરવહાનિ નથી માની. ક્યુબા વિશેના એના પગલાઓની નૈતિક યોગ્યતા વિષે દેશપરદેશમાં મતભેદ હશે પણ પોતાના દેશની સલામતી માટે પગલાં લેવામાં એ અચકાયો નથી અને છતાં એ પગલાં પોતાના વિદ્વાન મિત્રો સાથે ગાઢ મંત્રણાઓ કર્યા પછી જ લીધાં છે. હિંમતના પડછાયા જેવા કેનેડીએ દેશની કરોડરજ્જુ જેવા લોખંડ ઉદ્યોગમાં કટોકટી આવી ત્યારે ખાનગી ઉદ્યોગોમાં માથું મારવાની ટીકા વહોરી લઈને પણ પરિસ્થિતિપર સંપૂર્ણ કાબૂ લઈ લીધો હતો.

નીતિઓ ઘડવા એણે દેશના બુદ્ધિમાન પુરુષોને પોતાના સલાહકાર તરીકે નીમ્યા છે. એના ભાઈ અને કાનૂનમંત્રી રોબર્ટ કેનેડીની મદદથી એણે નીગ્રો વિદ્યાર્થીને યુનિવર્સિટીમાં દાખલ ન કરવા માટે ખુદ કેલીફોર્નીઆના ગવર્નરને કોર્ટમાં ઢસડીને લાખો ડોલરનો દંડ કરાવ્યો ત્યારથી રંગભેદની નીતિપર છેલ્લો ફટકો પડી ચૂક્યો છે.

આફ્રિકા–એશિયાને અપાતી મદદને વેડફાતી જોઈને એણે આખા તંત્રને નવું સ્વરૂપ આપ્યું છે. એના સલાહકારો (Task force) ની મદદથી 'નવી સરહદો' નામની ચળવળ ચાલુ કરીને યુવાન અમેરિકનોને પછાત દેશોમાં કામ કરવા મોકલ્યા છે. આ અમેરિકનો 'સાહેબ' મટીને એ એ દેશોના પ્રજાજનોની જેમ જ રહે છે ને નવઉત્થાનના કાર્યમાં ખભા મિલાવી કામ કરે છે.

પોતાના રાજ્યારોહણ સમારંભમાં કવિ રોબર્ટ ફ્રોસ્ટને બોલાવીને સાહિત્યકારોને નવું સન્માન આપ્યું.

આમ અઢી વર્ષમાં અમેરિકન પ્રજાને પોતે આપેલા વચનોનું પોલાદીપણું એણે નક્કર અને સચોટ કાર્યથી વ્યક્ત કર્યું છે.

[યુસિસની માહિતી, "બાય'ઝ લાઈફ ઑફ જોન એફ૦ કેનેડી" લે૦; બ્રુસ લી, "જોન એફ૦ કેનેડી" લે૦; જેમ્સ અને રીડર્સ ડાઈજેસ્ટ પરથી આધારિત]

---

ચિંતા મસ્તિકમાં વહેનારી ભયની એક પાતળી ધાર છે. જો તેને વધવા દેવામાં આવે, તો તે એક ખાડી બની જાય છે. પછી તો બીજા વિચારો પણ તેમાં પડી ડૂબી મરે છે.

—આર્થર સામર્સ રાશ

# વૃત્તિ હોય તો એની મેળે સૂઝ મળી રહે

પ્રવાસી

રાજકોટના સ્વામીનારાયણ ગુરુકુળમાં રોટરી ક્લબનો એક સમારંભ હતો. આ સમારંભમાં ભાગ લેવા માટે અન્ય પ્રદેશોમાંથી પણ અનેક પ્રતિનિધિઓ આવ્યા હતા. આ પ્રતિનિધિઓ માંના એક ઇજનેર મિત્રે ગુરુકુળના મકાનોની સુંદર બાંધણીથી પ્રસન્ન થઈને સ્થાનિક કાર્યકરને પૂછ્યું : 'આ મકાનોના પ્લાન અને એસ્ટીમેઇટ્સ (નકશા અને અંદાજ) કોણે તૈયાર કર્યા છે એ જાણી શકાય ?'

'મને તો એની ખબર નથી, પરંતુ સ્વામીનારાયણ સંપ્રદાયના એક શાસ્ત્રીજી આ સંસ્થાનો વહીવટ ચલાવે છે. એમને પૂછવાથી માહિતી મળી શકે.' સ્થાનિક કાર્યકરે જણાવ્યું.

ઇજનેર મિત્રે શાસ્ત્રીજીને મળવાની ઇચ્છા વ્યક્ત કરતા સ્થાનિક કાર્યકર, એમને લાંબી પરસાળ વટાવી, પહેલે માળે આવેલ શાસ્ત્રીજીના ખંડમાં લઈ ગયા. શાસ્ત્રીજી એમની બેઠક ઉપર આસન જમાવી સંસ્થાના કામકાજની પતાવટ કરી રહ્યા હતા.

'સંસ્થાના આ બધા મકાનોના બાંધકામ માટે આપે કોઈ ઇજનેરને રોક્યા છે ?' શાસ્ત્રીજીના આસનની સામે પાથરેલ પાગરણ ઉપર બેઠક લઈને ઇજનેર મિત્રે પ્રશ્ન કર્યો.

'અમે કોઈ ઇજનેરને રોક્યા નથી.' શાસ્ત્રીજીએ જણાવ્યું.

'કામ ઉપર દેખરેખ રાખવા માટે કોઈ મિસ્ત્રીને તો રોક્યો હશે ?' ઇજનેર મિત્રે પૂછ્યું.

'ના રે ના.' શાસ્ત્રીજીએ ટૂંકો જવાબ આપ્યો.

'હું એક ઇજનેર છું. સંસ્થાના મકાનોના સુંદર બાંધકામમાં મને રસ પડ્યો છે એટલે હું આ પૂછી રહ્યો છું. આ બધા મકાનોના પ્લાન અને એસ્ટીમેઇટ્સ કોની પાસે તૈયાર કરાવેલા ?' ઇજનેર મિત્રે પોતાના પ્રશ્નોના ઉદ્દેશની સ્પષ્ટતા કરીને પૂછ્યું.

'મેં તો કોઈની પાસે પ્લાન બ્લાન તૈયાર કરાવ્યા નથી.' શાસ્ત્રીજીએ હસતા હસતા જવાબ આપ્યો.

'પ્લાન અને એસ્ટીમેઇટ્સ વિના આટલા બધા મકાનોનું આવું સુંદર બાંધકામ થઈ કઈ રીતે શકે ?' ઇજનેર મિત્રે પોતાનું આશ્ચર્ય વ્યક્ત કર્યું.

'ભગવાન સૂઝાડતો ગયો એમ.' શાસ્ત્રીજી બોલ્યા.

ઇજનેર મિત્રને આ વાત સમજવામાં આવી નહિ. તેઓ બોલી ઊઠ્યા : 'તો પછી આપે ઇજનેરી વિદ્યાનો અભ્યાસ કર્યો હશે.'

'ના રે ના. ૧૦ વર્ષનો હતો ત્યારે ઘર છોડીને નીકળી ગયો છું. ખપ જોગા શાસ્ત્રોનો અભ્યાસ કર્યો છે. ઇજનેરી વિદ્યાનો અભ્યાસ નથી.' ગળામાં પહેરેલી માળાના મણકા ઉપર હાથ ફેરવતા ફેરવતા શાસ્ત્રીજીએ જવાબ આપ્યો.

'તો પછી વગર પ્લાન અને એસ્ટીમેઇટ્સ તેમજ વગર ઇજનેરે કે મિસ્ત્રીએ આપે આ બધા મકાનોનું સુંદર આયોજન કર્યું હોય અને આટલું સુંદર બાંધકામ કર્યું હોય તો એ અમારા જેવા માટે એક આશ્ચર્યની વાત લેખાય.' ઇજનેર મિત્ર બોલી ઊઠ્યા.

'વૃત્તિ હોય તો એની મેળે સૂઝ મળી રહે.' શાસ્ત્રીજીએ પોતાના ઇજનેરી જ્ઞાનની સાચી ભૂમિકા દર્શાવી.

ઇજનેર મિત્રના આશ્ચર્યનો પાર ન રહ્યો. એમણે ખિસ્સામાંથી રૂા. ૫૦) કાઢીને સંસ્થાના ઉપયોગ માટે ભાવપૂર્વક શાસ્ત્રીજી પાસે ધર્યા અને પ્રણામ કરીને વિદાય લીધી.

# 'શ્રીમતી એડીસ'

શીલા કે૦ સ્મિથ : અનુ૦ શાન્તિભાઇ આચાર્ય

ગાઢ જંગલને લીધે શ્રીમતી એડીસના ઘર પાસેથી પસાર થતો માર્ગ દૂર દૂરના ખેતરો સુધી બેંકાર છે. તે રાતે સંધ્યાય નહોતી ખીમી, ચંદ્ર પણ ન હતો. વૃક્ષો પરના કાળા આકાશમાં માત્ર ઢેખાળાઓ જ હતા. અને અંધકારની જેમ, નિરવતા ખુલ્લી પાડતી હતી. આવી ચોકખી અને પવન વગરની સંપૂર્ણ નિરવતાવાળી રાત્રીએ પ્રત્યેક રવ વિશિષ્ટ અને આગવો જણાતો હતો. પેલા દૂર ડેટમોન્ડનમાં ભમતાં કૂતરાઓ જાણે નજીકમા જ હોય એમ લાગતું હતું. અને પેલો રસ્તે ચાલ્યો આવતો માણસ મૃત્યુઘંટની જેમ પોતાના પગરવનો પ્રતિરવ સાંભળી શકતો હતો.

ક્ષણે ક્ષણે એ વધારે શાન્તિથી ચાલવા પ્રયત્ન કરતો કિન્તુ રસ્તો ઝાડીવાળો હોઇ તેના પગરવ જેટલો તો ખખડાટ રસ્તા પર થયા જ કરતો. આથી તેને પાલવતું નહીં હોવા છતાં ધીમુ જવું પડતું.

શ્રીમતી એડીસના ઘર પાસે આવીને ક્ષણભર તે અટક્યો. ઘર અને રસ્તાની વચ્ચે હવે માત્ર એક નાનકડો ઘાસવાળો ટૂકડો હતો. ત્યાં રહી જ્યાંથી પ્રકાશ આવતો હતો તેવી ખુલ્લી બારીમાથી તેણે ઘરમાં જોયું તો શ્રીમતી એડીસ નીચાં વળીને સગડી પરથી કંઇક વાસણ કે કીટલી ઉતારી રહ્યા હતાં. એ જાણે તાજ્જુબીથી ખમચાયો. તેનાં વ્યક્તિત્વ પરથી માપતાં તે એક ભારે કામગરો અને છતાં નકામા જેવો માણુમ હતો. ક્ષણભર તો જાણે તેને બારી ઉઘાડવાનું મન થયું પણ તરત જ તેમ નહીં કરતા વિચાર બદલીને તે બારણે ગયો.

તે આગમનસૂચક ટકોરા કર્યા વગર રીધો ચાલ્યો. સગડી પાસેની બાનુએ ઝડપથી પાછું જોયું.

'ઓ, પીટર કોચ તું છે?' બાનુએ કહ્યુ, 'મે બારણા પરના તારા ટકોરા સાંભળ્યા જ નહીં.'

'બાનુ, મેં ટકોરા કર્યા જ નથી. કોઇ સાભળે એ હું ઇચ્છતો જ ન હતો!'

'એમ કેમ?'

'હું ખતરામાં છું.' તેના હાથ સહેજ કંપ્યા.

'એવું શું કર્યું છે?' 'શ્રીમતી એડીસ, મેં એક માણસને ઢાળી દીધો છે.'

'તેં?' 'જી, મેં જ.'

'તદ્દન મારી નાખ્યો?'

'એ મને ખબર નથી.'

ક્ષણભર એ નાનકડા હવા વગરના રસોડામાં શાન્તિ પથરાઇ. કીટલી ઉકળી રહી હતી. શ્રીમતી એડીસે તેને યંત્રવત સગડીની બાજુએ મૂકી.

તે નાજુક, પાતળી અને વાળ જેવી બારીક, અગણિત કરચલીઓથી સખત દેખાતા ચળકતા ચહેરા-વાળી નારી હતી ઘણુંખરું તે બેતાલીસ ઉપ-રની નહીં હોય પરતુ સસેક્સના ખેતીપ્રધાન જિલ્લા-ઓમાં કેટલીક બાનુઓનું જીવન સખત જાય છે, અને શ્રીમતી એડીસનું જીવન આમાં મોખરે હતું.

'પીટર કોચ! મારી પાસે તારા માટે શું કરાવવા ઇચ્છે છે.' સહેજ અણગમાથી એડીસે કહ્યું.

'થોડા વખત માટે મને સંતાડો. એ બધા ચાલ્યા જાય ત્યાં સુધી મને ક્યાંયે સંતાડી શકો એવું નથી?'

'એ બધાં કોણ?' 'સંરક્ષકો.'

'ત્યારે તારે સંરક્ષકો સાથે ટંટો થયો છે ખરુંને?'

'હા, કંઇક મળવાની આશાએ હું ફીન્ડરવુડ તરફ ગએલો પણ સંરક્ષકો મને જોઈ ગયા. તેઓ એક સાથે ચાર હતા આથી મેં મારી બંદૂક ચલાવી અને માંડયું નાસવા. તેઓ મારી પાછળ પડયા છે. હવે બહુ દૂર પણ નહીં હોય.'

શ્રીમતી એડીસ ક્ષણવાર કશુ બોલી શક્યાં નહીં. કોચે આજીજીભર્યાં નેત્રે તેને જોયા કરી.

'રામને ખાતર પણ તમે આશ્રય આપી શકો!' કોચે આજીજી કરી.

'તું કંઇ ટોમનો જીગરજાન દોસ્ત નથી.' એડીસ તડૂક્યાં.

'પણ ટોમ મારો જીગરજાન દોસ્ત છે અને આજની રાત્રિ તમારે મને રહેવા દેવો એમ એ જરૂર ઇચ્છે.'

'ભલે, હું નથી કહી શકતી કે તે ઇચ્છે કે ન ઇચ્છે. કારણ કે ટોમે લાયકાત કરતાં તને વધારે મૂલવ્યો જણાય છે. રાત્રે એ ઘેર આવે ત્યાં સુધી તું રહે પછી તે વિષે તે શું કહે છે તે જોશું.'

'હજી તો કામ પરથી તે કલાક પછી આવશે ત્યા સુધીમાં તો કિનારો ખાલી થયો હશે—હું દેશ છોડીને ચાલ્યો ગયો હોઇશ.'

'તું ક્યાં જશે!'

'ખબર નથી, પણ એ બધું વિચારવા સમય છે ખરો.'

'ઠીક એ બધું તું અહીં વિચારી શકશે.' એડીસે રસોડા તરફની ઘરની પછવાડેના શેડ તરફનું બારણું ઉઘાડતાં શુષ્કપણે કહ્યું.

'ખાસ કરીને હું જ્યારે સંરક્ષકોને કહીશ કે મેં તને આજે રાત્રે જોયો જ નથી ત્યારે તું ત્યાં હોવાની તેઓ અટકળ સુદ્ધાં નહીં કરી શકે.'

'તમે ખૂબ ભલાં બાનુ છો શ્રીમતી એડીસ. હું જાણું છું કે તમારી ભલાઇને હું લાયક નથી. કિન્તુ મને પણ જો ટોમની માતા જેવી માતા લાધી હોત તો હું યે કંઇક જુદો જ હોત.'

તે કશું બોલી નહીં પણ બારણું બંધ કરી દીધું અને કોચ એક તરાડમાંથી આવતા પ્રકાશના નાનો કિરણ સિવાય અંધકારમાં ભળી ગયો. એ પ્રકાશથી ટોમ માટે વાળુ તૈયાર કરતી એડીસની આવ જા તે જોઇ શકતો. બીજી જ કલાકે પોતાના હમેશના કાર્યપ્રદેશ આયર્નલેચ ફાર્મથી ટોમ ઘેર આવી જશે. પીટર કોચને ટોમ મદદ કરે એવો હતો. કારણ, એક તો તેઓ બન્ને લેમ્બરહર્સ્ટની રાષ્ટ્રીય શાળામાં સાથે જતા ત્યારથી મિત્રો હતા; ઉપરાંત ત્યારથી માંડીને આજ સુધી તેઓના ચારિત્ર્ય અને જીવનપ્રવાહ જુદા હોવા છતાંએ એ મૈત્રી અતૂટ રહી હતી.

પીટર કોચ શેડના ખૂણામાં રહેલા એક કોથળા પર લાંબો થયો. રસોઇની સ્વાદિષ્ટ સુગંધ રસોડામાંથી આવવા લાગી. એ ભૂખ્યો છે અને લાંબે જવું છે ધ્યાનમાં લઇને શ્રીમતી એડીસ, ટોમ ઘેર આવશે ત્યારે, પોતાને વાળુ માટે કહેશે જ એમ તેણે માન્યું.

થડીક તો તે ઝોકે ચડ્યો પણ રસ્તા પરના પગરવથી તે જાગી ઊઠ્યો.

ક્ષણવાર તો બાપડું તેનું હૃદય પણ થંભી ગયું. તે પગરવ સંરક્ષકોનો હતો.

તેઓએ જીગરજાન દોસ્તની માતા શ્રીમતી એડીસની સાથે પોતે હોઇ શકે, એની અટકળ કરી લીધી હોય તેમ તેનું મન માનવા લાગ્યું, પોતે અહીં આવવામાં મૂર્ખાઈ કરી હતી. લગભગ આત્મસંયમ ગૂમાવીને ધ્રુજતો, રઘવાટ થતો તે ખૂણામાં લપાયો. પરંતુ પગરવ બંધ થયો. બીજી જ ક્ષણે શ્રીમતી એડીસ શેડમાં આવ્યાં.

'તેઓ સંરક્ષકો હતા.' એણે ટૂંકું ઉચ્ચારણ કર્યું. 'મેં તેને પસાર થતા જોયા, તેઓની પાસે ફાનસો હતાં. તું હમણાં જ જો કેન્સીરન (Cansiron) તરફ છટકી જાય તો ઘણું સારું. એ રસ્તે તુ તેઓને થાપ આપી અને કેન્ટની બહાર જઇ શકશે. ટનબ્રીઝ વેલ્સથી રાત્રે દસ વાગ્યે લંડનની ગાડી પણ મળે છે.'

'બાનુ, એ મારા માટે ઉત્તમ ઉપાય છે. પણ મારી પાસે ગાડીભાડાના પૈસા નથી.'

શ્રીમતી એડીસે રસોડાના એક ખાનામાંથી પૈસા લાવીને કહ્યું: 'આ સાત શિલિંગ લે લંડનથી આગે-રેક જવાય એટલું ભાડું એમાંથી નીકળશે.'

તુરત તો એ બોલી શક્યો નહીં પણ આખરે કહ્યું: 'બાનુ, કયા શબ્દોમા તમારો આભાર માનું?'

'એની કશી જરૂર નથી. એ બધું ટોમ ખાતર હું કરું છું.'

'ધારું છું કે આપને આથી અડચણમાં નહીં મૂકાવું પડે'

'ભય રાખવાને કારણ નથી. તું અહીં રહ્યો છે તે હજી સુધી કોઈની જાણમાં નથી અને એટલે જ ટોમ ઘેર આવે એ પહેલાં તું છટકે એમ ઇચ્છું છું. કારણ, ટોમ કદાચ એમની સાથે મિત્રોને પણ લેતો

આવે અને આમ થાય તો ગરબડ ઊભી થાય ખરી.'

એડીસે કોય માટે બારણું ખોલ્યું પણ ઉંબર પર બન્ને ચોકીને ઊભા રહ્યા. કારણ, દૂર દક્ષિણમાંથી પગરવ નજીક આવતો સંભળાતો હતો.

'ટોમ હોવો જોઈએ.' શ્રીમતી એડીસે કહ્યું.

'પણ એક કરતાં વધુ માણસો હોય એમ લાગે છે અને હું ઘોંઘાટ પણ સાંભળી શકું છું.' કોય ગણગણ્યો.

'તું પાછો સંતાઈ જા.' એડીસે ઉચ્ચાર્યું. 'તે બધાં ક્યાંક પણ ચાલ્યા ન જાય ત્યાં સુધી ત્યાં જ રહેજે.'

અણગમાથી ખભા ચડાવી તે નાનકડા ધૂણીઆ ખૂણામાં પાછો ભરાયો અને એડીસે બારણું તાળું વાસ્યું.

પગરવ નજીક આવ્યો. આ વખતે તેઓ ધીમે ધીમે પણ ભારે પગલે આવતાં હતાં. ક્ષણવાર તો કોયે માન્યું કે એ પસાર થઈ ગયા. પરંતુ પગરવનું ક્ષણિક બંધ પડવું એ તો પેલી બારણા પાસેની ઘાસની પટ્ટી પર થઈને પસાર થવાને લીધે લાગ્યું હતું. બીજી જ ક્ષણે દ્વાર પર આગમનસૂચક ટકોરા પડ્યા. એ ટોમ નહોતો.

ચિંતા અને કુતૂહલથી કંપતા કોયે બારણાની એક તરોડમાંથી રસોડામાં જોવાનો પ્રયાસ કર્યો. એણે જોયું કે શ્રીમતી એડીસ દરવાજા તરફ જઈ રહ્યાં છે. જેવો દરવાજો સહેજ ઉઘાડ્યો કે તરત ઝડપથી એક માણસ અંદર પ્રવેશ્યો અને તરત બારણું બંધ કર્યું. કોયે એ માણસને ઓળખ્યો. એ રેકાટની કેસલનો સંરક્ષક વીડલર હતો. કોયનાં હાથપગ જાણે બરફ થઈ ગયા.. એ લોકોએ ત્યારે પોતે કર્યું છે તે જાણી લીધું અને તેની પાછળ અહીં પડ્યા. તેણે શ્રીમતી એડીસને ત્યાં આશ્રય લીધો તેની તેઓએ અટકળ કરી લીધી હતી. થયું, બધું જ જાણી ચૂક્યા હતા. એ ખરેખર સંતાયો ન હતો, ત્યાં સંતાવાની જગ્યા પણ ન હતી. જો તેઓ અંદરનું બારણું માત્ર ઉઘાડે તો સીધે સીધો તેને જોઈ શકે. શા માટે એણે કોઈ ઉત્તમ આશ્રય શોધ્યો નહીં? શા માટે એણે બીજા માણસોની જેમ પોતાની જ દેખભાળ રાખવાને ચતુરાઈ વાપરી નહીં? તેના પગ ઊંડા કરુણાવામાં ઢગો દેવા લાગ્યા અને એકાએક તે પેલા લાણીઆના ઢગલા પર બેસી પડ્યો.

પેલો આવેલ આદમી શ્રીમતી એડીસને કંઈક કહેતાં પહેલાં જરૂરી ખૂસેવાતો હતો એટલે એડીસ પાસે તે પોતાની ટોપીને આમળતો ઊભો હતો.

'વારુ, શું ખબર છે?' એડીસે પૂછ્યું.

'બાનુ, હું કંઈક કહેવા માગું છું.'

પીટર કોયનું ધડકતું હૈયું આ અવાજને માંડ સંભળાવા દેતું હોય, કોયે વાત સાંભળવા કાન માંડ્યા. ના, ના. મને ખાત્રી છે કે એડીસ બહાર તો નહીં કાઢે. ભલે માત્ર ટોમને ખાતર પણ. એડીસ ખરેખર ઉમદા બાનુ છે.

'શું છે?' એડીસે જરા કડકાઈથી પેલા ધ્રૂજતા આદમીને કહ્યું.

'હું અશુભ સમાચાર લાવ્યો છું, બાનુ.'

'ટોમ નથી આવવાનો એ જ ખરું ને?'

'આ તો બહાર છે.' સંરક્ષકે જણાવ્યું.

'બહાર છે?' કહીને શ્રીમતી એડીસે બારણા તરફ ચાલવા માંડ્યું.

'બાનુ, હું વાત પૂરી ન કરું ત્યાં સુધી જાઓ નહીં.'

'કહી લો ત્યારે, ભલા આદમી! કશુંને ખાતર જલદી કહો.' આમ કહીને તે બારણાં તરફ વળી.

'સીન્ડરવુડથી તીરછી બાજુએ અમે હારમાં આવતા હતા સસલાની જાળવાળો એક 'બદુક' પણ સાથે હતો. વૃદ્ધ કોય, બુરમન્સ, હું અને ટોમ સાથે ચાલતા હતા. એકાએક અમે અવાજ સાંભળ્યો અને ત્યાં તો......, અંધારું એટલું હતું કે કોણ હતું એ ઓળખાયું નહીં અને એણે પણ અમને જોતાં જ નાસવા માંડ્યું. અમે પાછળ પડ્યા અને એ પોતાની બંદૂક સાથે નાસે જતો 'તો...' પોતાની જાતમાં જાણે પ્રતિ કરવાની આજીજી કરતો હોય એ પ્રમાણે શ્રીમતી એડીસ તરફ તાકી રહીને એણે બોલવામાં વિરામ લીધો. શોકના એ ખૂણામાં કોય જાણે લાકડું થઈ ગયો.

'ટોમ-' એડીસે ઉચ્ચારણ કર્યું.

[આ જગતમાં દરેક ચીજનો ઉપયોગ હોય છે, તેમ દરેક માનવી પણ સમાજને કોઈને કોઈ રીતે ઉપયોગી થતા હોય છે. અમેરિકામાં એક ડૉક્ટરના જીવનમાં બનેલો પ્રસંગ આ વાતની પ્રતીતિ કરાવે છે. આ માર્મિક લેખમાં ડૉક્ટર થેડર્સ મારલીનનાં જીવનનો એ પ્રસંગ રજૂ કર્યો છે]

ડૉક્ટર મારલીન જ્યારે તબીબી કૉલેજમાં અભ્યાસ કરતા હતા ત્યારે તેમના મનમાં એક વિચાર કાયમ ઘોળાયા કરતો હતો કે જગતમાં વસ્તી વધારો નકામો થઈ રહ્યો છે. વળી કેટલાક માતાપિતા એવાં સંતાનોને જન્મ આપે છે કે જે પહેલેથી જ શારીરિક અને માનસિક ખોડ ખાંપણવાળાં હોય છે. આવાં અપંગ બાળકો માત્ર કુટુંબને જ ભારરૂપ છે એવું નથી, પણ સમાજને પણ બોજારૂપ બને છે. એના કરતાં એવાં અસાધ્ય દરદોવાળાં બાળકોને મરવા દેવાં એ વધુ સારું છે. અને આવાં બાળકો જેમ વહેલાં મરે તેમ સમાજનો બોજો હળવો થાય.

પોતાના આ વિચારો મારલીન અન્ય મિત્રો પાસે પણ વ્યક્ત કરતા અને ચર્ચા કરતા ત્યારે કહેતા કે અપંગ યા ખોડખાંપણવાળા માણસો કદાચ ઓછું જીવે તો દુનિયાનું શું ખાટું મોળું થઈ જવાનું છે! તબીબી કૉલેજના અન્ય મિત્રો તેમને સમજાવતા કે દુ સાધ્ય અથવા અસાધ્ય રોગ હોય તો પણ દરદીને જીવાડવા એ જ આપણું કામ છે. તબીબી વિજ્ઞાનનો અર્થ જ એ કે મરતા માણસને બચાવવો. અપંગ, અંધ કે પથારીવશ માણસને જીવતો કરવો.

તો વળી મારલીન નવી દલીલ કરતા. બીમાર માણસોને સાજા કરવાનું કામ ડૉક્ટરનું છે એ ખરું, પરંતુ જો એવા દરદી કોઈ રીતે સારા ન થાય તેમ હોય તો બહેતર છે કે એ દરદીઓને શક્ય તેટલા વહેલા મરવા દેવા....

આમ ડૉક્ટર મારલીનના મનમાં આ પ્રકારની ગડમથલ કાયમ ચાલ્યા કરતી. એનું ચાલે તો એ જગતના બધા જ અપંગોને વહેલામાં વહેલી તકે મારી નાખે તેમ હતા પણ એનામાં રહેલો ડૉક્ટરનો અંતરાત્મા કંઈક જુદી જ વાત કહેતો હતો. એ આત્માનો અવાજ તેમને કાયમ યાદ આવતો. ડૉક્ટરની ફરજ દરદીને હર કોઈ ભોગે જીવાડવાની છે અને આ અવાજે જ ડૉક્ટર મારલીનની માણસાઈને જીવતી રાખી હતી.

ડૉક્ટર મારલીન તબીબી પરીક્ષા પાસ કર્યા પછી દવાખાનામાં વહેવારૂ તાલીમ લેતા હતા ત્યારે એક રાત્રે એક જર્મન નિર્વાસિત બાઈ પ્રસૂતિ માટે આવી. એ બાઈની પ્રસૂતિ તેમણે કરાવી અને પછી વિગતો જાણી તો ખબર પડી કે તે બાઈ શહેરના ગરીબ લત્તામાંથી આવી હતી અને નવું અવતરેલું બાળક એ તેનું દશમું સંતાન હતું.

અને દસમું બાળક પણ કેવું હતું! તેનો એક પગ બીજા પગ કરતાં ઘણો જ ટૂંકો હતો. બાળક જન્મ્યા પછી તરત જ તેને શ્વાસ લેતું કરવા ડૉક્ટરે પોતાને મળેલી તાલીમ મુજબ બાળકના મોઢામાં ફૂંક મારી. અને બાળક શ્વાસ લેતું થઈ ગયું... પણ ત્યાં જ ડૉક્ટરને વિચાર આવ્યો, અરે રામ, મેં આને ક્યાં જીવતું રાખ્યું. આખી જિંદગી ખોડંગાતે પગે તે ભટકશે, લોકો એને લૂલો કહીને ચીડવશે. આના વિના દુનિયા ક્યાં ઉંધી પડી જવાની હતી!

આમ છતાં ડૉક્ટર મારલીનની મૂળ પ્રકૃતિ લોકોને જીવતા રાખવાની જોર કરી ગઈ અને તેમણે એ નવું બાળક બરોબર શ્વાસ લેતું થયું, તેનું લોહી ફરવા લાગ્યું ત્યાં સુધી બાળકની

કાળજી લીધે રાખી. અને પછી પોતાના રહેઠાણે તે પાછા ફર્યા.

રસ્તામાં તેમને વિચાર આવ્યો કે મેં શા માટે આ લૂલીઆને જીવતો રહેવા દીધો? એ બિચારા ગરીબ કુટુંબમાં નવ બાળકો તો છે જ! આ અપંગ બાળક શ્વાસ લેતું ન થયું હોત તો શો વાંધો હતો? આવાં અપંગ બાળકો વગર જગત ચલાવી લે એમ છે!

થોડા દિવસો પછી ડૉ૦ મારલીન આ વાત ભૂલી ગયા અને તેમણે પોતાની પ્રેક્ટીસ શહેરમાં શરૂ કરી. વરસો વીતવા લાગ્યાં અને ડૉ૦ મારલીન અન્ય ડૉક્ટર જેવા જ બનવા લાગ્યા અપંગો વિના જગત નભી જશે. એવા ઉદ્દામ વિચારો પોતે લગભગ વીસરી ગયા. તેમની પ્રેક્ટીસ પણ જામવા લાગી. સવારથી સાંજ સુધી એક પછી એક દરદીને સારામાં સારી સેવા આપતાં તે થાકતા નહિ અને રાત્રે કે કયારે વખતે વિઝીટો આવે તો તે પણ તેઓ કરવા જતા. મારા દરદીને મારે સાજા કરવા જ જોઈએ એ લાગણીએ ડૉક્ટરને વધુ કાળજીવાળા તેમ જ અતિ લોકપ્રિય બનાવી દીધા.

અન્ય ડૉક્ટરની જેમ તે પણ સવારથી સાંજ સુધી ગાંડા માફક કામ કરતા. થાક ભૂખ કે કંટાળો ગમે તેટલાં લાગ્યાં હોય તો પણ દર્દીની સારવાર એ જ ડૉક્ટર મારલીનનો જીવનમંત્ર બની ગયો. દરદી મરી જાય તો કંઈ વાંધો નહિ આવે એવું મક્કમતાથી માનનારા ડૉક્ટર જાણે કે સાવ બદલાઈ જ ગયા.

ડૉ૦ મારલીનનો એકનો એક પુત્ર તથા તે પુત્રની પત્ની એક મોટર અકસ્માતમાં મરણ પામ્યાં. એ પુત્રની એકની એક પુત્રીને સંભાળવાની જવાબદારી ડૉ૦ મારલીન અને તેમની પત્ની પર આવી. દાદા-દાદીએ બાળકીને ઉછેરવા માંડી અને એમ કરતાં એ છોકરી ૧૦ વર્ષની થઈ.

એક દિવસ સવારે તે છોકરીએ ફરિયાદ કરી કે તેની ડોકમાં દુઃખાવો થતો હતો અને હાથ પગમાં પણ કંઈક વિચિત્ર પ્રકારની કળતર થવા લાગી હતી. ડૉ૦ મારલીનને થયું કે કદાચ આ બાળકી પર બાળ લકવા-પોલીઓનો હુમલો થયો હશે. પણ આ પીડા કંઈક જુદી જ જાતની હતી અને બીજા ડૉક્ટરોએ કહ્યું કે એ રોગ એટલો બધો આકરો છે છતાં એટલા ઓછા પ્રમાણમાં થાય છે કે તબીબી કોલેજમાં માત્ર પુસ્તકોમાં તે ભણાવવામાં આવે છે. આવા રોગના નિષ્ણાતો પાસે ડૉક્ટર દોડયા. એ ડૉક્ટરોએ પણ માથું ધુણાવીને કહ્યું કે એનો ઉપચાર અમે જાણતા નથી. પણ આ રોગ ધીમે ધીમે વધે છે અને દરદીને અપંગ પક્ષઘાતવાળું બનાવી દે છે.

પરંતુ આપના શહેરમાં એક જુવાન ડૉક્ટરે હમણાં પ્રેક્ટીસ શરૂ કરી છે. એમણે આ રોગમાંથી કેમ બચાય તે વિષય પર સારા લેખ લખ્યાં છે તેમ જ સંશોધન પણ કર્યું છે એટલે તમે એમને મળો તો કદાચ તમારી પૌત્રીની સાચી સારવાર થઈ શકશે. એ ડૉક્ટરનું નામ ટી૦ જે૦ મીલર છે.

ડૉ૦ મારલીન તો પોતાના પુત્રની એ અપંગ બનવા આવેલી દીકરીને લઈને તરત પેલા જુવાન ડૉક્ટર મીલરને ત્યાં પહોંચી ગયા. તેમણે જોયું કે એ જુવાને અપંગ કે પક્ષઘાતવાળા લોકોની સારવાર માટે નવાં નવાં સાધનો વસાવ્યાં હતાં અને નવી નવી પદ્ધતિથી તે રોગીને સાજા કરવા પ્રયત્નશીલ હતા. ડૉક્ટર મારલીન એ જુવાનને મળ્યા ત્યારે તેમણે જોયું કે એ ડૉક્ટરનો એક પગ લંગડાતો હતો અને તે ચાલતા હતા ત્યારે એક બાજુ શરીર નમી જતું હતું.

ડૉ૦ મીલરે જોયું કે ડૉ૦ મારલીન તેની ચાલ સામે જોતા હતા એટલે એમણે હસતાં હસતાં કહ્યું કે મારો પગ પણ લૂલો છે તેથી અહીં સારવાર લેવા આવનારા લૂલા ન થાય એવી ભાવનાથી જ હું કામ કરું છું. મને અહીં જે બાળકો આવે તેમને પણ કહું છું કે મને લૂલાભાઈ તરીકે બોલાવો. બાળકોને પણ એમાં મજા પડે છે અને મનેય આનંદ આવે છે.

ડૉ૦ મારલીનની પૌત્રીને સારવાર આપતાં આપતાં ડૉક્ટર મીલરે કહ્યું કે આપણે ત્યાં કેટલાંક માતાપિતા પોતાના બાળકનું નામ તે બાળકોને જન્મ આપનાર ડૉક્ટર કે નર્સના નામ પરથી જ પાડે છે. મારો જન્મ થયો ત્યારે થેડસ નામના ડૉક્ટર હતા અને તેમણે મને શ્વાસોચ્છવાસ લેતો કર્યો હતો. હું મારી માનું દસમું સંતાન હતો અને મને જન્મથી જ પગની ખોડ છે એ દયાળુ ડૉક્ટરે મને જીવાડ્યો તેથી મારી માએ મારું નામ 'થેડસ' રાખ્યું છે.

ડૉ૦ મીલર સારવાર આપી રહ્યા હતા ત્યારે ડૉ૦ મારલીનના ગળામાં ડૂમો ભરાયો હતો. તેમણે વિચાર્યું કે મેં ઘણાં વર્ષો પહેલાં મનમાં કહેલું, આવો લંગડો જગતમાં ન આવે તો જગતમાં કઈ ઉથલપાથલ થઇ જવાની છે? પણ મારા એ ખ્યાલો કેટલા મૂર્ખાઈભર્યા હતા? આમ મને જ બુદ્ધિનો અંધાપો હતો!

આ પછી તરત ડૉક્ટર થેડસ મારલીને ડૉક્ટર થેડસ મીલર સાથે હાથ મીલાવ્યા અને કહ્યું કે, "શારીરિક ખોડ સારી પણ બુદ્ધિની ખોડ બહુ ખરાબ છે– ડૉક્ટર!"

---

## મગજ તપાવવાની જરૂર છે!

૧૯૦૬ની સાલમાં ટિળક મહારાજ બેલગામ જિલ્લાના પ્રવાસે નીકળ્યા હતા. અંગ્રેજ સરકાર ભારતનું કેવી રીતે શોષણ કરે છે, એની સમજ આપતાં વ્યાખ્યાનો તેઓ ગામેગામ કરતા જતા હતા. એ સાથે ભારતમાં અંગ્રેજ રાજ્યના દમનના ચાલુ બનાવોની પણ લોકોને જાણ કરતા જતા હતા.

આ અરસામાં એક બનાવ બન્યો.

'મૂર' નામના એક અંગ્રેજ રેલવે-કર્મચારીએ વીરવલી નામની એક ભારતીય અબળા પર અત્યાચાર ગુજાર્યો હતો. પોતાની એક નિર્દોષ દેશભગિની પર ધોળે દહાડે આવો અત્યાચાર ગુજરે, એ લોકમાન્યથી સહેજ પણ સહન થઈ શકતું નહોતું. કહે છે કે આ બનાવ સાંભળ્યાની રાત્રે લોકમાન્યને ઊંઘ પણ પૂરી આવી નહોતી.

સવારમાં લોકમાન્ય સ્નાન કરવા બેઠા. પહેલાં તેઓ અવકાશ મળ્યે અભ્યંગસ્નાન કરી લેતા; એટલે કે શરીરે સારી પેઠે તેલનું માલિશ કરી લેતા, પછી સ્નાન કરતા. આમ તેઓ શરીરે તેલનું માલિશ કરતા હતા ત્યાં કિશોર–સ્વયંસેવકોનું એક દળ આવી પહોંચ્યું. લાહોરમાં બનેલા બનાવથી દેશભક્ત ટિળક મહારાજનું દિલ ગઈ કાલથી બેચેન હતું; એ કિશોર–સ્વયંસેવકો જાણતા હતા. તેમના આગેવાન ગોવિંદરાવે ટિળક મહારાજને કહ્યું: 'મહારાજ, રાત્રે આપને ઊંઘ આવી લાગતી નથી. જુઓ આપની આંખો કેવી લાલ છે! વળી પ્રવાસનો થાક પણ લાગ્યો હશે. વળી ઠેર ઠેર વ્યાખ્યાનો આપવાનાં. એથી મગજ તપેલું રહે એ સ્વાભાવિક છે. માટે લાવો, માથામાં થોડું તેલ માલિશ કરી દઉં; જેથી મગજ ઠંડું થાય.'

'અરે ભાઈઓ', ટિળક મહારાજ બોલી ઊઠ્યા: 'મગજને ઠંડું કરવાની વાત ક્યાં કરો છો? આપણા દેશમાં કેવા બનાવો બન્યે જાય છે! એથી આપણું મગજ ગરમ થવું જોઈએ. મારું મગજ જેટલું તપવું જોઈએ તેટલું તપતું નથી, એની તો હું દમેશાં ફરિયાદ કરતો આવ્યો છું! ત્યાં તમે ઠંડુ પાડવાની વાત ક્યાં કરો છો?' —શિવસુંદરમ

# વિચારોઃ તમારા જીવનના ઘડવૈયા

કિશોરચન્દ્ર ભટ્ટ

જીવનની ઉન્નતિ તથા સમૃદ્ધિનો આધાર મનુષ્યના વિચારો પર રહેલો છે. વિચારોનુ જન્મસ્થાન છે માણસનું પોતાનુ મન જેવા વિચારોને માણસ પોષે છે તેવુ જ જીવન ઘડાય છે આપણા મનમા નિરતર પેદા થતા વિચારો પર આપણા જીવનઘડતરનો મોટો આધાર રહેલો છે.

તમે જેવા બનવા ચાહો છો તેવા વિચારોને તમારા મનમા સ્થાન આપો તમારા વિચારોનુ, તમારી કલ્પનાઓનું એક ચોક્કસ સ્વરૂપ તમારા મનમા પેદા થશે અને તેને અનુરૂપ તમારું ઘડતર થશે. જો તમે આશાભર્યા વિચારો વિચારશો તો તમે જરૂર સફળતાનો અનુભવ કરી શકશો.

ઘણા લોકોને પોતાની શક્તિ તથા યોગ્યતા પર વિશ્વાસ નથી હોતો આવા લોકોને સફળતા નથી મળતી સફળતા તો તેઓને જ મળે છે કે, જેઓ હંમેશા સુખ, સમૃદ્ધિ અને સફળતાના વિચારોને પોતાના મનમા સ્થાપે છે તમારી પ્રત્યેક સ્થિતિ એ તમારા પોતાના વિચારોનુ જ પરિણામ છે, એ જો જાણી લ્યો તો તમે ખૂબ આગળ વધી શકશો પવિત્ર અને ઉચ્ચ વિચારો માણસને હમેશા સમૃદ્ધિ અને ઉન્નતિના માર્ગ તરફ જ દોરી જાય છે વિચારો એ ચૂંબકની માફક છે કે, જેઓ પોતાની સમાન ગુણધર્મવાળા પદાર્થને પોતાના તરફ આકર્ષિત કરે છે

જો તમે વેપારી છો અને તમારા ધંધા પ્રત્યે તમે નબળા વિચારો ધરાવો છો અર્થાત્ તમે એમ વિચારો છો કે, શુ કરીએ આજકાલ સમય જ એવો નાજુક આવી ગયો છે કે, વેપાર-ધંધા મદ પડી ગયો છે તો નિશ્ચિત માનજો કે, તમારા આવા વિચારો તમારા ધંધા માટે ઘાતક સિદ્ધ થશે. તમારા ધંધાની પ્રગતિના માર્ગમા અવરોધક સાબિત થશે સફળતાને માટે તમે ગમે તેટલો તનતોડ પરિશ્રમ કરશો તો પણ તમારા વિચારો અસફળતાના ભયથી ઘેરાયેલા હોવાથી, તમારો તમામ પરિશ્રમ વ્યર્થ જશે અને તમને કેવળ નિરાશા સિવાય અન્ય કશુ પ્રાપ્ત નહી થાય; કારણકે, અસફળતા વિચારો માત્રથી માણસની માનસિક શક્તિ ક્રમશ નાશ પામતી જાય છે.

માટે જ પ્રત્યેક પદાર્થને તમે આશાજનક, ઉજ્જવળ અને નિશ્ચયાત્મક દૃષ્ટિકોણથી જુઓ અને તમારા મનમા હમેશા એ દૃઢવિશ્વાસ ધારણ કરો કે, જે કંઈ પણ થશે તે સારુ જ થશે તથા તમારા પક્ષે સદા સફળતા જ વરેલી હશે

આશાવાદ માણસમાત્રને માટે અમૃતસમાન છે નિરાશાવાદ માણસને માટે ઘાતક છે જેમ વનસ્પતિ સૂર્યમાથી જીવન પ્રાપ્ત કરે છે તેમ આશાવાદથી તમારામા જીવન સચરિત થાય છે. તમારા મનરૂપી સૂર્યના પ્રકાશથી તમારા જીવનનો વિકાસ થાય છે અને એનાથી તમારી તમામ શક્તિઓ ફૂલેફાલે છે

કોઇપણ વસ્તુમા એ શક્તિ નથી કે, પોતાથી વિપરીત ગુણધર્મવાળા પદાર્થોને જ પોતાના તરફ આકર્ષિત કરે હરેક પદાર્થ સમાન ગુણધર્મવાળા પદાર્થને જ પોતાના તરફ આકર્ષે છે. જો તમે સુખી તથા સમૃદ્ધિશાળી બનવા ચાહો છો તો તમારા મનમા હમેશા સુખ અને સમૃદ્ધિના જ વિચારો પેદા કરો જો તમે ઐશ્વર્ય પ્રાપ્ત કરવા ચાહો છો તો ગરીબાઇના વિચારોને તિલાજલી આપી દો જે વિચારો ભયજનક છે, તમારા માનસિક વિકાસના અવરોધક છે એને સમૂળગા છાડી દો એને સ્થાને એવા વિચારોને તમારા મનમા સ્થાન આપો કે, જે તમને અપાર આનંદનો અનુભવ કરાવતા હોય

તમારા કાર્ય અને મનોરથની સિદ્ધિ સાથે તમારા વિચારોનો ગાઢ સબધ છે દુ:ખ તથા વિષાદભર્યા વિચારો તમારી ઉન્નતિના અવરોધક બનશે તમારા મનમાંથી નિરાશાના તથા દીનતાભર્યા વિચારો કાઢી નાખો અને તમારા ભવિષ્યને હમેશા આશા અને

પ્રકાશમય દૃષ્ટિથી નિહાળો તો તમારા જીવનનો ઉદય જરૂર થશે. અને તમે એવું જીવન પ્રાપ્ત કરી શકશો કે, જેમાં અપૂર્વ સુખ, શાંતિ તથા પ્રસન્નતા ભર્યા હશે.

તમારા જીવનના ઉદ્દેશો ઉચ્ચ રાખો અને એની પ્રાપ્તિ માટે તમે હંમેશા વિશ્વાસથી પ્રયત્ન કરો. તમે જરૂર એમાં ધારી સફળતા મેળવી શકશો. સફળતા પ્રાપ્ત કરવા માટે એ જાણી લેવું જરૂરી છે કે, આપણા મનમાં દૃઢ આત્મવિશ્વાસ તથા ધ્યેય તરફ પહોંચવાની અતૂટ તમન્ના હોવાં જરૂરી છે. દૃઢ વિશ્વાસમાં એવી અદ્ભુત શક્તિ ભરેલી છે કે, જેની મદદ વડે તમે ગમે તેવાં કઠીન કાર્યો બહુ સરળતાથી ઉકેલી શકશો.

આપણે કોઈ એવાં માણસો નથી જોતાં કે, જેમનામાં દૃઢ આત્મવિશ્વાસ હોય અને જેઓ હરેક કાર્યો શુભઉદ્દેશથી કરી રહ્યાં હોય એમને અસફળતા મળી હોય. એવું કદાચ બને છે કે, આપણને તાત્કાલિન સફળતા ન દેખાય; પણ એમનું ભવિષ્ય અવશ્ય સમૃદ્ધ અને ઉજ્જવળ જ હોય છે. જે લોકો કોઇ પણ કાર્ય શુભ હેતુથી શરૂ કરે છે એમને જીવનના કોઇ પણ ક્ષેત્રમાં તેમજ કોઈ પણ કાર્યમાં સફળતા જ મળે છે. તમે પણ તમારા મનમાં ઉચ્ચ અભિલાષાઓ તેમજ સફળતાના વિચારોને જ સ્થાન આપો. આ જગતમાં તમો વિજય, સફળતા અને સુખ માટે જ પેદા થાય છો એવા આશાભર્યા વિચારોને તમારા મનમા જાગ્રત કરો.

તમારા વિચારો સાથે તમારામા કેટલું નિશ્ચયબળ છે, તમારી નિશ્ચયાત્મક શક્તિ કેટલી છે, એના પર પણ તમારી સફળતા-અસફળતા અવલંબે છે. કોઇપણ કાર્ય નિરાશાજનક વિચારો ત્યાગીને, આશાભર્યા વિચારો તથા આત્મવિશ્વાસથી આરંભશો તો પ્રતિકૂળ વાતાવરણ પણ અનુકૂળતામાં પલટાઈ જશે. એ યાદ રાખો કે, નિરાશા હતાશાના વિચારો જ વાતાવરણને ઝેરી નાખે છે.

તમે એ વાતનો પણ હંમેશા અનુભવ કરો કે, તમારામાં પણ કોઈ અદ્ભુત શક્તિનો ભંડાર પડ્યો છે. આથી તમારી કાર્યશક્તિ મજબુત બનશે. જો તમે એમ માનશો કે, બીજાઓ કરતાં તમે તુચ્છ છો, દીન છો તો તમે કદી તમે બનવા માગો છો તેવાં નહીં બની શકો. તમે કદી મહાનતા કે ઉન્નતિના રાહે આગળ નહીં વધી શકો. ઇશ્વરે સૌ મનુષ્યોની માફક તમારામાં પણ યોગ્યતા, વિશ્વાસ અને શક્તિ મૂકેલાં છે એવાં વિચારો તમારા જીવન ઘડતરમાં મહત્વનો યોગ આપશે.

તમારી વિચાર શક્તિ કેટલી બળવાન છે તથા એમાં કેટલી દૃઢતા છે એનાથી તમારી કાર્ય સંપાદનની શક્તિનું માપ નીકળે છે. નિર્બળ વિચારશક્તિવાળા માણસો નાના નાના કામો કરતાં પણ અચકાય છે, જ્યારે મહાન કામો કરવાની તો એમનામાં શ્રદ્ધા જ નથી હોતી, ક્ષમતાજ નથી હોતી. પોતાના દુર્બળ વિચારોને લઇને જ તેઓ કોઈ ક્ષેત્રમાં વિજયી નથી થઈ શકતાં.

તમારી શક્તિનો વિકાસ કરવા માટે તથા જીવન-રાહ પર આગળ વધવા માટે શંકા તથા સંદેહભર્યા વિચારોને તમારા મનમાંથી હાંકી કાઢો. કોઇ પણ કાર્ય શરૂ કરતાં પહેલાં તેના માટે જો તમારા મનમાં સંદેહ પેદા થયો તો તે કાર્યમાં તમે નિષ્ફળ જ રહેશો. સંદેહભર્યો વિચારો તમારી કાર્યશક્તિને, તમારા નિશ્ચયાત્મક વિચારોને ક્ષીણ કરી નાખે છે. નિષેધાત્મક વિચારોને તમારા મનમાં પેદાં જ ન થવા દો. કેમકે, આવા વિચારો જ મનમાં નિર્બળતાં પેદા કરે છે.

જેવાં બીજ તમારા મનમાં તમે વાવશો તેવાં જ ફળ તમને પ્રાપ્ત થશે. જો મનમાં દ્વેષ, કલેશ, દુઃખ, દરિદ્રતાતથા વૈર-વિરોધના વિચારો ભરી રાખશો તો કદી તમને સંતોષ, સમૃદ્ધિ, પ્રેમ તથા જીવનની પ્રસન્નતા પ્રાપ્ત નહીં થાય. એવાં જ વિચારોને મનમાં સ્થાન આપો કે, જે તમને ઉન્નત બનાવે, જેનાથી તમારા જીવનમાં સર્વત્ર પ્રસન્નતા વ્યાપી રહે, તમારા આત્મામાં દિવ્યતા આવે તથા તમારી નિર્માણ શક્તિ પ્રજ્વલિત થાય. આવી મહાન શક્તિના જન્મથી તમારી લાચારી, દુઃખ તથા દરિદ્રતા નષ્ટ થઇ જશે.

જ્યારે તમારા માનસિક ભાવોને તમે નિશ્ચિત કરી લ્યો છો ત્યારે તમારા મનમાં બૂરા વિચારોથી બચવાની કોઈ અદ્ભુત તાકાત જન્મે છે. અને તમે હરેક પ્રકારના કુપ્રભાવોથી બચતાં રહો છો. વિરોધ પેદા કરનારા વિચારોને તમારા મનમાં પેદા જ નહીં

મળવા દો; કારણ કે, તે તમારા પરિશ્રમને પાંગળો બનાવી દે છે. એટલે જો તમે કાર્યસંપાદનશક્તિ પેદા કરવા ચાહો છો તો તમારા મનમાં તલ્લીનતા, એકાગ્રતા, માનસિક શાંતિ તથા વિચારોની સ્વતંત્રતા પેદા કરો. બીજા શબ્દોમાં કહીએ તો તમારા વિચારો જીવનપ્રદ હોવાં જોઈએ, નહી કે જીવનનાશક; કારણકે, સાહસયુક્ત અને આત્મવિશ્વાસથી પરિપૂર્ણ માનસિક પ્રવાહમાં કોઈ અદ્ભુત માનસિક બળ હોય છે કે, જેના સહારે તમે નિશ્ચિત સફળતા તથા વિજય પ્રાપ્ત કરી શકશો.

ઘણાં માણસો એવાં હોય છે કે, જેમને હંમેશા અસફળતા તથા પરાજય જ મળે છે. એનું કારણ પોતાનું મન જ છે. મનમા રહેલા ભય, ચિંતા, દરિદ્રતા તથા લાચારીભર્યા વિચારો જ નિષ્ફળતાને આભારી છે. એ બિલકુલ સત્ય છે કે, જેવા વિચારોને પોષીએ છીએ તેવું જ પરિણામ દૃષ્ટિગોચર થાય છે. જેમ ચોકખો અરિસો ચોકખું-સ્પષ્ટ પ્રતિબિંબ પાડે છે તેમ શુદ્ધ વિચારો મનરૂપી અરિસા પર શુદ્ધ પ્રતિબિંબ પાડે છે. હંમેશા ઉચ્ચ અને આદર્શ, આશા, ઉત્સાહ તથા સન્માન ભર્યા વિચારોને જ તમારા મનમાં સ્થાન આપો. તમારા જીવન ઘડતરમાં તે અતિ ઉપકારી સાબિત થશે.

એ સત્ય છે કે, આ સંસારમાં તમારો માનદંડ તમારી વાતો નહીં, પણ તમારું કાર્ય છે. તમારા મનમા સત્યનો પ્રકાશ કરો, એના પ્રભાવ તમારા જીવન પર તથા અન્ય પર પડશે. તમારા મનમાંથી અસત્ય, રાગદ્વેષ તેમજ હીનતાભર્યા વિચારો સમૂળગાં કાઢી નાખો અને એને સ્થાને હંમેશા સમૃદ્ધિશાળી તથા ઐશ્વર્યશાળી વિચારોને જ સ્થાન આપો. આથી તમારું જીવન પણ સમૃદ્ધિશાળી તથા ઐશ્વર્યપૂર્ણ બની શકશે.

(સ્વેટ માર્ડનના એક લેખના આધારે.)

## સવાઈ જયસિંહ

જયપુરના રાજા જયસિંહ દશ વર્ષના હતા, ને તેમના પિતાનો સ્વર્ગવાસ થયો. આથી રાજકારભારનો થોડો બોજો તેમને માથે આવ્યો. પિતાને સ્થાને તેમને એકવાર દિલ્હી દરબારમાં જવાનું થયું. તે વખતે ઔરંગઝેબ રાજા. દિલ્હી જવા નીકળ્યા ત્યારે કેટલાક દરબારીઓ જયસિંહને શીખવવા લાગ્યા કે, 'બાદશાહને ઝૂકીને સલામ કરજો, શિષ્ટતાથી વાતચીત કરજો તથા અમુક પ્રશ્નોના અમુક જવાબ આપજો. વગેરે સમજાવી દીધુ'

આ સાંભળી જયસિંહે કહ્યું.

'કદાચ બાદશાહ આ બધી વાત ન પૂછે, અને કોઈ બીજી વાત પૂછે તો મારે શો જવાબ આપવો?'

આ સાંભળી જયસિંહની મા બોલી:

'બેટા, જો કદાચ એવો જ પ્રસંગ આવી પડે તો, તને જે ઉચિત લાગે તે રીતે જવાબ આપજે.'

જયસિંહ, ઔરંગઝેબની પાસે ગયા. બાદશાહે તેના બન્ને હાથ પકડીને કહ્યું:

'હવે તો તારા બન્ને હાથ મારા હાથમા છે. કહે, હવે તું શું કરી શકીશ?'

જયસિંહે જવાબ આપ્યો

'જહાંપનાહ' પહેલા હું કાંઇજ કરી શકતો ન હતો. પણ હવે તો ઇચ્છું તે કરી શકીશ. લગ્ન સમયે પુરુષ, સ્ત્રીનો એક જ હાથ પકડે છે, તો પણ તે તેને જિંદગી સુધી નભાવે છે. આપે તો મારા બન્ને હાથ પકડી લીધા છે. તેથી હવે મને કોની બીક છે?'

ઔરંગઝેબ આ ઉત્તર સાંભળીને બહુ જ ખુશ થયો. અને બોલ્યો: 'છે તો તું બાળક, પણ તારી બુદ્ધિ બહુ જ તિવ્ર છે!

'આજથી તારું રાજ્ય સવાયું કરી દેવામાં આવશે!' બસ ત્યારથી જયસિંહ 'સવાઈ જયસિંહ' કહેવાય છે.

નથુભાઈ જાદવ

# સુદૃષ્ટિ કેળવો

**અનંત વ્યાસ "સ્મિત"**

એક દિવસ એક સંત પોતાના કેટલાક સત્સંગી ભક્તો સાથે બહાર જઈ રહ્યા હતા. રસ્તામાં તેમને એક માણસ સામો મળ્યો. પેલા માણસે સંતને ભક્તિભાવ પૂર્વક નમસ્કાર કર્યા અને બે મિનિટ રોકાઈને કેટલીક વાતો પણ કરી. સંતને એક સ્થળે પહોંચવાની ઉતાવળ હોવા છતાંય તેમણે તે માણસ સાથે બહુ જ શાંતિથી અને આનંદથી વાતો કરી.

પરંતુ સંતની સાથે તેમના જે સત્સંગીઓ હતા તેમને, સંત એ માણસ સાથે આમ મુક્તમને વાતો કરે તે પસંદ ન હોય તેમ તેમના મુખ પરના ભાવો પરથી સ્પષ્ટપણે જણાઈ આવતું હતું.

પેલો માણસ તો બે મિનિટ માંડ રોકાયો હશે. સંતને ફરીથી નમન કરી તે પોતના રસ્તે ચાલતો થયો. સંત અને તેમની મંડળી પણ પોતાના માર્ગે આગળ ચાલવા લાગી. રસ્તામાં એક ભક્તે સંતને કહ્યું: "મહારાજ! આપે એ માણસ સાથે આમ હસી-બોલીને વાતો કરવી ન જોઈએ."

"કેમ, કોઈ કારણ!" સંતે આશ્ચર્ય સહ પૂછયું.

"એ માણસનું ચારિત્ર્ય સારું ગણાતું નથી. ગામ આખામાં તે માણસ એક જુગારી અને રખડુ તરીકે જાણીતો છે." પેલા ભક્તે પોતાના અણગમાનું કારણ જણાવ્યું.

સંત પ્રથમ તો ભક્તની વાત સાંભળીને હસ્યા અને પછી બોલ્યા: "તમે એ માણસના માત્ર દુર્ગુણો જ શા માટે જુઓ છો? તેનામાં સદ્‌ગુણો પણ છે, તે શા માટે નથી જોતા?"

"અમને તો તેનામાં કોઈ સદ્‌ગુણ જણાયા નથી." પેલા ભક્તે કહ્યું.

"એનું કારણ એ છે કે; તમે એવી દૃષ્ટિ જ કેળવી નથી. તમને માત્ર તેના દુર્ગુણો જ દેખાય છે; જ્યારે તેનામાં રહેલાં સદ્‌ગુણો તમને દેખાતા નથી. દરેક માણસમાં કોઈને કોઈ સદ્‌ગુણ રહેલો છે. આપણે સામાના દુર્ગુણ જોવાને બદલે તેના સદ્‌ગુણો જ જોતા રહીએ અને તે સદ્‌ગુણોને જીવનમાં પણ ઉતારીએ તો જીવન મધુર બની જાય."

"પણ મહારાજ! દુર્ગુણ જોવાનું બંધ કેમ કરવું? ઈશ્વરે આંખ આપી છે જોવા માટે. આંખનો ધર્મ છે સામે જે કાંઈ નજરે પડે તે જોવાનું, મારી નજરે તે માણસના દુર્ગુણ પડયા અને તે મેં જોયા, તેમાં મારો શો દોષ?" પેલા ભક્તે દલીલ કરી.

સંત એ વખતે તો મૌન જ રહ્યા. ભક્તની દલીલનો તેમણે ત્યારે તો કોઈ જવાબ ન આપ્યો.

થોડુંક આગળ ચાલ્યા ત્યાં રસ્તામાં એક પ્રાણી મરેલું પડયું હતું. મૃત પ્રાણીના શબની માથું ફાટી જાય એવી દુર્ગંધ આવતી હતી. સૌ કોઈ એ દુર્ગંધથી બચવા નાક આડો રૂમાલ કે હાથ દબાવીને ત્યાંથી ઝડપથી આગળ નીકળી ગયા.

અત્યાર સુધી મૌન રહેલા સંતે હવે પેલા ભક્તને પૂછયું. "તમે નાક આડો રૂમાલ શા માટે દબાવેલો?"

ભક્તએ કહ્યું: "આપે જોયું નહીં, એ મરેલા પ્રાણીના શબમાંથી કેવી ભયંકર દુર્ગંધ છૂટતી હતી? એ દુર્ગંધથી બચવા મેં નાક બંધ કરેલું."

ભક્તનો ઉત્તર સાંભળીને સંતે મધુર હાસ્ય વેર્યું, અને પછી કહ્યું: "બસ ત્યારે એ જ તમારી દલીલનો જવાબ."

"શું?" પેલા ભક્તને સંતના કહેવાનો ભાવાર્થ ન સમજાયો.

સંતે ધીર-ગંભીર સ્વરે કહ્યું: "તમે કહેતા હતા કે આંખનો ધર્મ છે નજર સામે આવે તે જોવાનો. અને તેથી જ તમે પેલા માણસના દુર્ગુણો જોયેલા. પણ એમ તો નાકનો પણ ધર્મ છે ગંધ લેવાનો. સારી અને નરસી બંને ગંધ નાક લે છે. તો પછી દુર્ગંધથી બચવા માટે તમે નાક આડો રૂમાલ શા માટે ધર્યો? જેમ મધુર સુવાસ લેતી વખતે નાકને ખુલ્લું રાખો છો પણ દુર્ગંધથી બચવા માટે નાકને બંધ કરો છો; તેવી જ રીતે અન્યના દુર્ગુણ નજર સામે આવે ત્યારે આંખને બંધ કરી લો અથવા નજર ત્યાંથી ફેરવી લો. માત્ર અન્યના સદ્‌ગુણો જ જુઓ. એનું જ નામ છે, સુદૃષ્ટિ કેળવવી તે. સામા માણસના દુર્ગુણો જોવાથી આપણામાં પછી તે માણસ પ્રત્યે દ્વેષ, ઘૃણા અને ક્રોધ જાગે છે. આમ દ્વેષ, ઘૃણા અને ક્રોધથી મનને મલિન બનાવવું તેના કરતાં તો સામી વ્યક્તિના દુર્ગુણો જોવા જ નહીં તે કેટલું સારું! એમ કરવાથી છેવટે તમે તમારા મનને મલિન બનાવવામાંથી તો બચી જ જશો તેમ જ અત્યારે તમે કરતા હતા એવી પરનિંદાના પાપથી પણ બચી જશો."

સંતના શબ્દો સાંભળીને પેલો ભક્ત શરમાઈ ગયો. તે દિવસે તે ભક્તને અને સાથેના બીજા સત્સંગીઓને પણ સુદૃષ્ટિનો મહિમા જાણવા મળ્યો.

# ઉપાસના પ્રવચનો

રવીન્દ્રનાથ ઠાકુર અનુ૦ નગીનદાસ પારેખ

[કવિવર રવીન્દ્રનાથના ઉપાસના પ્રવચનો 'શાન્તિનિકેતન'ના અનુવાદનો પહેલો ખંડ હમણાં જ અમદાવાદની બાલગોવિંદ કુબેરદાસની કંપની તરફથી પ્રગટ થયો છે તેમાં પહેલા ૭૮ પ્રવચનનો સમાવેશ થયેલો છે એ પછીનાં પ્રવચનો ક્રમશઃ અહીં આપવા ધાર્યાં છે—ન ]

## ૭૯ આદેશ

૯મી ચૈત્ર ૧૩૧૫

ક્યાં ક્યાં ખરાબ કામો કરવાં નહિ તેનો ખાસ ઉલ્લેખ કરીને તે બધાનો ધર્મશાસ્ત્રે ઈશ્વરના ખાસ નિષેધરૂપે પ્રચાર કર્યો છે

એવી રીતે પ્રચાર કરવાને લીધે એમ લાગે છે જાણે ઈશ્વરે પોતાની ઇચ્છા મુજબ અમુક કાયદાઓ કરી આપેલા છે અને તે કાયદાઓનું ઉલ્લંઘન કરીએ તો વિશ્વના તે રાજાના કોપનો ભોગ થવું પડે છે એ વાત હું આવી ક્ષુદ્ર અને કૃત્રિમ રીતે માની શકતો નથી તેમણે કોઈ ખાસ આદેશ કરેલો નથી, તેમણે કેવળ એક જ આદેશ જાહેર કરેલો છે સમસ્ત વિશ્વ બ્રહ્માંડ પ્રત્યે તેમનો એ આદેશ છે એ જ એક માત્ર આદેશ છે

તેમણે ફક્ત એટલું જ કહ્યું છે, પ્રગટ થાઓ સૂર્યને પણ એ જ કહ્યું છે પૃથ્વીને પણ એ જ કહ્યું છે અને માણસને પણ એ જ કહ્યું છે એટલે સૂર્ય પ્રકાશમય બન્યો છે, પૃથ્વી જીવધાત્રી બની છે, અને માણસે પણ આત્માને પ્રગટ કરવાનો છે

આખા વિશ્વના જે કોઈ ખૂણામાં તેમનો આ આદેશ બાધાગ્રસ્ત બને છે, ત્યાં ત્યાં કળી કરમાઈ જાય છે, નદી પ્રવાહ વગરની બનીને શેવાળના જાળાથી રૂંધાઈ જાય છે—ત્યાં ત્યાં બંધન વિકાર અને વિનાશ જોવા મળે છે

બુદ્ધદેવે જ્યારે વેદનાપૂર્ણ ચિત્તે ધ્યાન મારફતે એ પ્રશ્નનો ઉત્તર શોધ્યો હતો કે, માણસને બંધન વિકાર અને વિનાશ કેમ છે, દુઃખ જરા અને મૃત્યુ કેમ છે, ત્યારે તેઓ કયો ઉત્તર પામીને આનંદિત થઈ ગયા હતા? ત્યારે તેમને આ જ ઉત્તર મળ્યો હતો કે, માણસ આત્માનો સાક્ષાત્કાર કરશે, આત્માને પ્રગટ કરશે, એટલે મુક્તિ પામશે એ પ્રકાશના માર્ગમાં બાધા એ જ એનું દુઃખ એ જ એનું પાપ

એટલા માટે તેમણે પહેલાં કેટલાંક નિષેધોનો સ્વીકાર કરાવી માણસને શીલ ગ્રહણ કરવાનો આદેશ આપ્યો છે તેઓ માણસને કહે છે, તું લોભ કરીશ નહિ હિંસા કરીશ નહિ, વિલાસમાં લપટાઈશ નહિ જે બધાં આવરણો તેને વીંટળાઈ વળેલાં છે તે બધાંને રોજના નિયત અભ્યાસ વડે છોડી નાખવાનો તેને ઉપદેશ કર્યો છે એ આવરણો છૂટી જાય એટલે આત્મા પોતાના વિશુદ્ધ સ્વરૂપને પામી શકે

એ સ્વરૂપ કેવું છે? એ શૂન્યતા નથી નૈષ્કર્મ્ય નથી એ તો મૈત્રી, કરુણા, અને વિશ્વ પ્રત્યે પ્રેમ છે બુદ્ધે કેવળ વાસનાનો ત્યાગ કરવાનું કહ્યું નથી તેમણે પ્રેમનો વિસ્તાર કરવાનું કહ્યું છે કારણ, એ પ્રેમના વિસ્તાર દ્વારા જ આત્મા પોતાના સ્વરૂપને પામે છે—જેમ સૂર્ય પોતાના પ્રકાશને ફેલાવવા દ્વારા જ પોતાના સ્વભાવને પામે છે

સર્વલોકમાં પોતાનો વિસ્તાર કરવો એ આત્માનો ધર્મ છે—પરમાત્માનો પણ એ જ ધર્મ છે તેમનો એ ધર્મ પરિપૂર્ણ છે, કારણ, તેઓ શુદ્ધ અપાપવિદ્ધ છે તેઓ નિર્વિકાર છે, તેમનામાં પાપની કોઈ આડખીલી નથી, એટલે તેમનો પ્રવેશ સર્વત્ર છે

આપણું બંધન છોડી નાખીશું તો આપણા પ્રવેશના માર્ગમાં પણ કોઈ આડખીલી રહેશે નહિ. પછી આપણે કેવા બની જઈશું? પછી પરમાત્માની પેઠે આપણે પણ તે સ્વરૂપને પામીશું જે સ્વરૂપમાં તેઓ કવિ, મનીષી, પ્રભુ અને સ્વયંભુ છે. આપણે પણ આનંદમય કવિ બની જઈશું. મનના અધીશ્વર બની જઈશું, દાસત્વમાંથી મુક્ત થઈશું, પોતાનાં નિર્મલ પ્રકાશથી પોતે પ્રકાશિત થઈશું. તે વખતે આત્મા બધા વિચાર વાણી અને કર્મમાં પોતાને શાંત શિવ અદ્વૈત રૂપે પ્રગટ કરશે—પોતાને લુબ્ધ લુબ્ધ કે ખંડવિખંડિત ભાવે પ્રગટ નહિ કરે.

મૈત્રેયીની પ્રાર્થના પણ એ પ્રકાશની જ પ્રાર્થના છે. જે પ્રાર્થના વિશ્વની બધી કળીઓમાં અને કિસલયોમાં રહેલી છે, જે પ્રાર્થના દેશ-કાળની અપરિતૃપ્ત ગહરાઈમાંથી સદા ડોકાયા કરે છે, વિશ્વબ્રહ્માંડના પ્રત્યેક અણુપરમાણુમાં જે પ્રાર્થના રહેલી છે, જે પ્રાર્થનાના યુગયુગાંતર-વ્યાપી ક્રન્દનથી ભરાઈ ગયુ હોવાને કારણે જ વેદમાં આ અન્તરીક્ષને ક્રન્દસી રોદસી કહેલ છે, તે માનવાત્માની ચિરંતન પ્રાર્થના જ મૈત્રેયીની પ્રાર્થના છે, મને પ્રગટ કરો, મને પ્રગટ કરો. હું અસત્યથી ઢંકાઈ ગયો છું, મને સત્યમાં પ્રગટ કરો. હું અંધકાર-થી ઘેરાયેલો છું, મને જ્યોતિમાં પ્રગટ કરો. હું મૃત્યુમાં સપડાયેલો છું, મને અમૃતમાં પ્રગટ કરો. હે આવિઃ, હે પરિપૂર્ણ પ્રકાશ, તારામાં જ મારો પ્રકાશ થાઓ, મારામાં તારો પ્રકાશ કોઈ બાધા ન પામો,—એ પ્રકાશ નિર્મુક્ત થતાં જ તારા દક્ષિણ મુખની જ્યોતિમાં હું સદાને માટે સુરક્ષિત રહીશ. એ પ્રકાશની બાધા એ જ તારી અપ્રસન્નતા.

બુદ્ધે બધા માનવો વતી પોતાના જીવનમાં એ પરિપૂર્ણ પ્રકાશની જ પ્રાર્થના કરી હતી. એ સિવાય માણસની બીજી કોઈ પ્રાર્થના જ નથી.

## ૯૦. સાધન

૧૦. ચૈત્ર ૧૩૧૫

આપણામાંના ઘણા રોજ રોજ એમ કહીને દુઃખ વ્યક્ત કરીએ છીએ કે આપણને ઈશ્વર કેમ મળતો નથી? આપણું મન કેમ સ્થિર થતું નથી? આપણો ભાવ કેમ જામતો નથી?

એ તે કંઈ એમ ને એમ થતું હશે, આપો-આપ બની આવતું હશે? આવો મોટો લાભ કોઈ મોટી સાધના વગર જ મળી જતો હશે? ઈશ્વરને પામવું એ કેવી મોટી વાત છે એ જો આપણે બરાબર સમજીએ તો એ સંબંધી ઘણો ખરો નકામો અજંપો દૂર થાય.

બ્રહ્મની પ્રાપ્તિનો અર્થ જો કોઈ એક વિચારમાં મનને સ્થિર કરવું અથવા કોઈ એક ભાવમાં મનને રસતરબોળ બનાવી દેવું એટલું જ જો હોત તો તો કોઈ મુશ્કેલી જ નહોતી—પણ બ્રહ્મની પ્રાપ્તિ એ એવી ક્ષુલ્લક વસ્તુ નથી. એને માટે આપણે તાલીમ ક્યાં લીધી છે? એને માટે આપણે સમસ્ત ચિત્તને એકાગ્ર ક્યાં બનાવ્યું છે? તપસા બ્રહ્મ વિજિજ્ઞાસસ્વ। અર્થાત્ તપસ્યા દ્વારા બ્રહ્મને વિશેષરૂપે જાણવાની ઇચ્છા રાખો, એ ઉપદેશને અનુરૂપ તપસ્યા આપણે કરી છે ક્યાં?

ફક્ત નિયમિત વખતે તેમનું નામ લેવું અને સાંભળવું એ જ શું તપસ્યા છે? જીવનની થોડી અમથી વધારવાની જગ્યા તેને માટે કાઢી આપવી એ જ શું તપસ્યા છે? એ જરા જેટલી જગ્યા છોડી, દઈને તું રોજ તેનો હિસાબ ચૂકતે કરવાનો તગાદો કર્યા કરે છે. કહે છે, આ ઉપાસના તો કરું છું, છતાં બ્રહ્મપ્રાપ્તિ કેમ નથી થતી? આટલા સસ્તામાં કઈ વસ્તુ તને મળી છે?

ફક્ત પાંચ માણસો ભેગા રહેવા માટે લાયક થવા શી શી તપસ્યા નથી કરવી પડતી? મા-બાપ પાસે શીખવાનું, પાડોશી પાસેથી શીખવાનું, મિત્ર પાસેથી શીખવાનું, શત્રુ પાસેથી શીખવાનું, નિશાળમાં શીખવાનું, ઑફિસમાં શીખવાનું; રાજાનું શાસન, સમાજનું શાસન, શાસ્ત્રનું શાસન. એ માટે સતત સહજ વૃત્તિઓનું દમન કરવું પડયું છે, વ્યવહારને સંયમમાં રાખવો પડયો છે, ઇચ્છાને મર્યાદિત કરવી પડી છે. આટઆટલું કરવા છતાં પૂરેપૂરા સામાજિક જીવ

આપણે બની શક્યા નથી. એટલે જિંદગીના છેલ્લા દહાડા સુધી આપણી સમાજસાધના જ ચાલ્યા જ કરવાની.

સમાજવિહારને માટે જો આટલી કઠોર અને નિરંતર સાધનાની જરૂર પડતી હોય તો બ્રહ્મવિહારને માટે ફક્ત અવારનવાર નિયમસર બે ચાર શબ્દો સાંભળ્યા અથવા બેચાર શબ્દો બોલ્યા એટલે કામ પતી ગયું, એમ?

એવી આશા જો કોઈ રાખતું હોય તો સમજવું કે તે માણસ મોઢે ગમે તે કહેતો હોય, તેણે સાધનાનું લક્ષ્ય જે સ્થાને સ્થાપ્યું છે, તે અત્યંત ક્ષુદ્ર સ્થાન છે; તે સ્થાનમાં એવું કંઈ જ નથી જે તમારા આખા સંસાર કરતાં પણ મોટું હોય—બલકે કંઈક એવું છે જેના કરતાં તમારા સંસારની મોટા ભાગની વસ્તુઓ મોટી છે.

એટલું યાદ રાખવું જોઈશે કે હમેશાં દરેક કાર્યમા આપણી સાધનાને જાગ્રત રાખવાની છે. એ સાધનાને આપણે પોતે ઘડી લેવાની છે. શરીરને, મનને અને હૃદયને બધી બાજુએથી બ્રહ્મવિહારને અનુકૂલ બનાવી લેવાનાં છે.

સમાજને માટે તો આપણાં આ શરીર, મન અને હૃદયને આપણે ધીમે ધીમે તૈયાર કરી લીધા છે. શરીરને સમાજને ઉપયોગી પોશાક પહેરવાની ટેવ પાડી છે—શરીર સમાજને ઉપયોગી લજ્જા સંકોચ પાળતાં શીખ્યું છે. તેના હાથ, પગ, નજર અને હાસ્ય સમાજના પ્રયોજન અનુસાર શિસ્ત પાળતા શીખી ગયાં છે. સભામા સ્થિર થઈને બેસતાં તેને હવે મહેનત પડતી નથી, પરિચિત સજ્જન મળતા હસતે મોઢે મીઠી વાત કરવા માટે તેણે હવે પ્રયત્ન કરવો પડતો નથી. સમાજની સાથે હળીમળીને રહેવા માટે ખાસ ટેવ પાડીને અનેક ગમાઅણગમા અનેક ઘૃણા અને ભય એવા નિર્માણ કરી લેવાં પડ્યાં છે કે એ બધા શારીરિક સંસ્કારો બની ગયાં છે; એટલું જ નહિ, એ બધાં આપણાં સહજ સંસ્કારો કરતા પણ પ્રબળ બની ગયા છે. આ પ્રમાણે કેવળ શરીરને જ નહિ, મનને અને હૃદયને પણ સમાજના ઢાળામાં નાખીને હથોડા વડે ટીપીને ઘડી લેવાં પડ્યાં છે.

બ્રહ્મવિહારને માટે પણ શરીર, મન અને હૃદયને બધી બાબતમાં બધી રીતે પોતાના પ્રયત્નથી ઘડી લેવાં પડશે. જો કંઈ પ્રશ્ન પૂછવાનો હોય તો તે એટલો જ કે હું શું એ પ્રયત્ન કરું છું? હું શું બ્રહ્મને પામ્યો છું, એ પ્રશ્ન હમણાં રહેવા દો.

પહેલાં તો શરીરને શુદ્ધ કરવું પડશે. આપણાં આંખ, મુખ, હાથ, પગને એવાં બનાવવાં જોઈશે કે પવિત્ર સંયમ તેઓને બિલકુલ સહજ સંસ્કાર જેવા બની જાય. સામે કોઈ લજ્જા પામવા જેવી વસ્તુ આવતાં જ મન લજ્જા પામે તે પહેલાં જ આંખ આપોઆપ લજવાઈ જાય—જે બાબતમાં સહિષ્ણુતાની જરૂર હોય ત્યાં મન વિવેક કરે તે પહેલાં જ વાણી આપોઆપ થંભી જાય, હાથપગ આપોઆપ અટકી જાય, આને માટે ક્ષણે ક્ષણે આપણે પ્રયત્નશીલ રહેવાની જરૂર છે. શરીરને આપણે ભાગવત શરીર બનાવી દેવું પડશે—જેથી એ શરીર તપોવનની સાથે ક્યાંય વિરોધમાં ન આવે, ખૂબ સહેલાઈથી સર્વત્ર ઈશ્વરના કહ્યામાં રહે.

પ્રતિદિન પ્રત્યેક બાબતમાં આપણી વાસનાને સંયમમા રાખીને આપણી ઈચ્છાને મંગલમા ફેલાવવી પડશે, અર્થાત્ ભગવાનની જે ઇચ્છા સર્વજીવોમાં ફેલાયેલી છે, તેની સાથે પોતાના રાગદ્વેષ અને લોભક્ષોભ ભૂલી જઈને સક્રિય રીતે ભળી જવું પડશે તે ઇચ્છામા રોજ રોજ આપણી ઈચ્છાને થોડી થોડી ફેલાવતા જવું પડશે જે પ્રમાણમાં એ ફેલાતી જશે તે પ્રમાણમાં જ આપણે બ્રહ્મને પ્રાપ્ત કરીશું. એક જગ્યાએ મૂંગામૂંગા ઊભા રહીને જો આપણે કહીએ કે દૂરના મુકામે કેમ અમે પહોંચતા નથી, તો એ જેમ અસંગત છે તે જ રીતે પોતાના ક્ષુદ્ર વાડામા સ્વાર્થના કૂંડાળાના કેન્દ્રમાં અચળ બનીને બેઠાં બેઠાં કેવળ જપ તપ દ્વારા બ્રહ્મની પ્રાપ્તિ કેમ નથી થતી એમ પૂછવું એ પણ એવું જ વિચિત્ર છે.

# સાહેબ! શાખ-આબરૂ એ જ મોટી ચીજ છે.

અંબાલાલ મા૦ શુકલ

આશુતોષ તે દિવસે જાન્યુઆરીની ધ્રુજાવી દેનારી ઠંડી હવામાં સવારથી જ નીકળી પડયો હતો. આખી રાત તેના મન અને મગજની આસપાસ એક પ્રકારનાં અંધકારમય વાદળ ઊમટી આવ્યાં હતાં. અને તે વધુ ને વધુ ઘેરાં થતાં જતાં હતાં. તેને વિખેરી નાખવાના ઇરાદાથી તે સવારની તાજી, ઠંડી અને સ્ફૂર્તિદાયક હવામાં ફરવા માટે ઘરની બહાર નીકળ્યો હતો. અને સાચે જ ઘરના બંધિયાર અને ગૂંગળાવનારા વાતાવરણની બહારની થોડી જ મિનિટની તાજી હવાએ તેના ઉપર ફરી વળેલાં ઘેરાં વાદળને હટાવી કાઢયાં હતા અને તેથી તેનું મન હલકું ફૂલ, સ્વચ્છ અને સાફ બની ગયું હતું. રાત્રે પત્ની સાથે થયેલા ઝઘડાની ભારે કડવાશને તે ભૂલી જ ગયો હતો.

ફરતાં ફરતાં તે લૉ ગાર્ડન—જેને લોકો મજાકમા લવ ગાર્ડન પણ કહે છે—ત્યાં પહોંચ્યો. તેવામાં પાછળથી કોઇનો અવાજ તેના કાને પડયો: 'સાહેબ, શાખ-આબરૂ એ જ મોટી ચીજ છે.'

પાછળ ફરીને જોયું તો એક ઠીંગણો, કાળો, અને સપ્તાહોની વધેલી દાઢી મૂછવાળો મજૂર જેવો જણાતો માણસ હાથમાં એક કાગળ લઇને ઊભો હતો. પગમાં એક સમયની કાળી, પરંતુ હાલમાં માટીવાળી થયેલી તૂટી ફૂટી ચંપલ, કમર ઉપર કાળા-ભૂરા રંગનું અંડરવેર, તેના ઉપર મેલું ખમીસ અને ખમીસ ઉપર ખંડી, એના પર થીંગડું લગાવેલો બદામી કોટ અને કોટ ઉપર ઠંડીથી બચવા માટે ઓઢેલી ફૂલ બુટ્ટા ભરેલી સુતરાઉ ગુલાબી ચાદર હતી. બસ આ જ તેનું બહારનું વ્યક્તિત્વ હતું.

ઠંડીથી તે ધ્રૂજી રહ્યો હતો અને ફરી ફરીને બોલતો હતો કે, 'સાહેબ, શાખ-આબરૂ એ જ મોટી ચીજ છે.'

આશુતોષ તેની અંદર ભભૂકી રહેલી આગને, તેના મનના ઉમંગ અને સંતોષને સમજી શકયો નહીં. તેણે વિચાર્યું કે, કોઈક પાગલ લાગે છે. જિંદગીથી હારી ગયેલો ને હતાશ થયેલો જણાય છે. અમદાવાદની આ ઔદ્યોગિક નગરીમાં એવા અનેક પાગલો તેણે જોયા છે. કોઈ પ્રેમની હતાશામાં દુ:ખી થયેલો તો કોઈ સટ્ટામાં ખુવાર થયેલો, તો કોઇ બેકારીની સાથે લડતાં લડતાં ભાંગી પડેલો, તો કોઇ પત્ની, મિત્ર, ભાઈ, સાથીદાર અને સંબંધીની બેવફાઈ ને વિશ્વાસઘાતથી નિરાશ થયેલો.

આશુતોષે એની વાત સાંભળી–ન સાંભળી કરીને તે આગળ વધ્યો. પરંતુ જ્યારે પાછળ ચાલી રહેલા માણસે ત્રણ, ચાર, ને પાંચ પાંચ વાર પોતાની એની એ જ વાત ફરીથી કહી તો તેનું કુતૂહલ વધ્યું ને તેણે પૂછ્યું: 'કેમ રે, શી વાત છે અલ્યા?'

'એ જ કે, માણસની જિંદગીમાં શાખ-આબરૂ એ મોટી ચીજ છે. શાખ-આબરુ ગઈ તો સારી જિંદગી જ જાણે ખતમ થઇ ગઈ!' છેલ્લા વાકયની સાથે તેની આંખોમાં કોઇ અસામાન્ય તેજ ઝબકાઇ આવ્યું.

'અને આ કાગળ શાનો હાથમાં રાખ્યો છે?' આશુતોષે પૂછ્યું.

'સાહેબ, સર્ટિફિકેટ છે.'

'શાનું?'

'મારી શાખ-આબરૂનું.'

'સાહેબ! વાત તો એવી છે કે ચાર દિવસ પહેલાં મેં બસ-સ્ટેશન સામેની પેલી બોર્ડિંગમાં પંપનું રિપેરકામ કર્યું હતું. ગુજરીમાંથી સસ્તો માલ-સામાન લાવીને મશીન સુધારીને પંપ ચાલુ કરી આપ્યો હતો.'

આશુતોષ : 'પછી?'

'બોર્ડિંગના મેનેજરે મારી કંપનીના માલિકને લખી દીધું કે, ભીખાને અમે રૂપિયા દશ આપેલા છે.

'તમારી મજૂરીના ને?'

'ના સાહેબ, મજરીના નહીં પણ છૂટા ખરાબ થયેલા બાગોના. પરંતુ મેનેજરે તો લખી દીધું કે ભીખાને દશ રૂપિયા દીધા છે અને અહીં તો ભીખાની દશ વર્ષની આબરુ ઉપર પાણી ફરી વળ્યું !'

'તું તો ભણેલો ગણેલો લાગે છે ભીખા. કઈ કંપનીનો નોકર છો ?'

'હું ખાડિકર બ્રધર્સની કંપનીમાં કામ કરું છું. અને ગામોમાંથી કંપનીના પાંચ પાંચ હજાર રૂપિયા વસૂલ કરી લાવ્યો છું. કોઈ દિવસ એક કોડીની પણ ભૂલ થાપ ખાધી નથી. અને પેલા મેનેજરે દશ રૂપિયાને ખાતર મારી શાખ-આબરુ પર બટ્ટો લગાડ્યો છે.'

'તે કંઈ કર્યું નહીં ?' આશુતોષે પૂછ્યું.

'કર્યું કેમ નહીં. હું એ મેનેજર પાસે જ લખાવીને લાવ્યો છું. સાચે સાચી વાત આ કાગળ ઉપર.' અને તેણે એ કાગળ આશુતોષની આગળ ધર્યો.

એટલામાં ચાર રસ્તાનો સંગમ આવ્યો. ભીખાને મહારાષ્ટ્ર સોસાયટી તરફ જવું હતું અને આશુતોષને લો ગાર્ડન જવું હતું. ભીખાએ જતાં જતાં તેને રામ રામ કર્યા અને એક બીજું તીર છોડ્યું: 'બે રાત આ ચિંતામાં આંખ મળી નથી સાહેબ! આબરુ પર બટ્ટો લાગી રહ્યો હોય ત્યારે માનવી સુખની નિદ્રા શી રીતે લઈ શકે? જાતનો ઠાકરડો છું, ફાટેલ તૂટેલ કપડામાં છું; પણ બેઇમાન નથી સાહેબ!'

ભીખો ચાલ્યો ગયો. પરંતુ શાખ-આબરુના એ ધનવાનની વાતોએ આશુતોષના હૃદયના તારોને એક વાર ફરીથી જોરથી હલાવી દીધા. પત્નીની મૂર્ખતા અને ઓછપને કારણે તેની આબરુ પર પણ પાણી ફરી રહ્યું હતું. ભાઈઓની નજરે પણ તેની શાખ તો જવા બેઠી હતી ને!

ગયે વર્ષે જાન્યુઆરીમાં જ્યારે તે સાતપૂડાની બાજુમાં વસેલા પોતાના ગામમાં ગયો હતો ત્યારે બન્ને નાના ભાઈઓએ એક લલચાવનારી યોજના તેની આગળ રજૂ કરી હતી. તે ત્રણે ભાઈઓને માટે ત્રણ સેકંડહેંડ મકાનો ખરીદવાની. રોટી રળવાને માટે તે દશ-બાર વરસથી અમદાવાદમા આવીને રહ્યો હતો; પત્ની અને બાળકોની સાથે. આ દશબાર વર્ષોમાં તેણે ખેતીના પોતાના હિસ્સાનો એક પૈસો પણ ભાઈઓ પાસેથી નહોતો માગ્યો. પણ ભાઈઓના મનમાં ભગવાન વસ્યો હતો, તેથી પાંચસો માઈલ દૂર રહેલા પોતાના મોટાભાઈને માટે પણ એક મકાન ખરીદવાની ઉદારતા તેમણે બતાવી હતી.

વાતચીતમાં આશુતોષે ભાઈઓને પૂછ્યું હતું: 'પરંતુ મકાન માટે પૈસા ક્યાંથી લાવશો ?'

વચેટ ભાઈ હરીશ બોલ્યો હતો: 'થોડા રૂપિયા આપણા ત્રણેના પાકની આવકના બેંકમાં જમા છે. થોડાક આ વર્ષના પાકના આવેલા છે અને થોડાક એક મિત્ર પાસેથી દેવું કરી લઈશું અને આવતી સાલ જાન્યુઆરીમાં ચૂકવી દઈશું.'

નાનાભાઈ સુરેશે હોંશથી કહ્યું હતું: 'ત્રણે મકાન સરસ છે મોટાભાઈ. ત્રણે એક જ મહોલ્લામાં છે. ગામની બહાર ખુલ્લી તાજી હવા ખાઈને હંમેશાં ખુશી આનંદમાં રહો અને સાતપૂડાની પ્રાકૃતિક શોભા–સૌન્દર્યનું પાન કરો!'

આશુતોષ કહે: 'મારું કહ્યું માનો ને તમે બન્ને ભાઈ એક એક મકાન ખરીદી લ્યો. હું તો ક્યારે આપણે ગામ આવીશ અને ક્યારે મકાનમાં રહેવા પામીશ તે કહ્યું કહેવાય નહીં.'

'કોઈ ને કોઈ દિવસ તો પાછા ફરશો ને? જન્મભૂમિનો મોહ કોઈને કદીએ છૂટ્યો છે ખરો? તે આપનો છૂટશે? જ્યારે ત્રણે ભાઈ હળીમળીને સાથે રહીશું ત્યારે આપણે માટે સ્વર્ગની દુનિયા બની જશે.' કહેતાં કહેતા સુરેશના ચહેરા પર ભ્રાતૃપ્રેમ ચમકી ઊઠ્યો.

આશુતોષે બન્નેને સમજાવ્યું: "દેવું કરીને મકાન ખરીદવું ઠીક નથી. હું તો દેવું વાળવામાં તમને મદદ નહીં કરી શકું. અને તમારે પણ તમારું કુટુંબ બૈરી છોકરાં તો વળગેલા છે જ ને. મારે ખાતર દેવાનો બોજો તમારા મસ્તક ઉપર ન લો એ જ સારુ છે.'

હરીશ: 'તમે કશી વાતની ચિંતા ન કરશો. બધું થઈ જશે. તમે તો માત્ર આ યોજનાને તમારા સ્વીકારની મહોર મારી દો એટલે બસ.'

અને જ્યારે આશુતોષે ભાઈઓના સ્નેહથી દ્રવિત થઈને ગદ્ગદ સ્વરે પોતાની સમ્મતિ આપી ત્યારે તેના મનમા વરસોથી સંઘરેલું અને જતન કરી રાખેલું

એક મધુર સ્વપ્ન સાકાર થઈ ઊઠયું. તે વિચાર્યા કરતો હતો કે, એક દિવસ અવશ્ય એવો આવશે જ્યારે તે અમદાવાદનો ઘોંઘાટ, દોડાદોડી અને ધાંધલિયા-ધમાલિયા જીવનથી મુક્ત થઈને પોતાના ગામના શાંત સ્વચ્છ અને સ્વપ્નશીલ વાતાવરણમાં રહીને બાકીનું જીવન વિતાવશે અને ગામને માટે કંઈક કરીને પોતાનાં માતાપિતાની અને તેમનાં માતા-પિતાઓની પેઠે એકવાર ચૂપચાપ માતા નર્મદા-રેવાની ગોદમાં કદી ન જાગવાને માટે સૂઈ જશે.

અને જ્યારે તેણે પોતાના એ ગામને, ગામના નિશ્ચલ, અણથાક્યા પ્રહરી સાતપૂડાને અને માતા નર્મદાને નમસ્કાર કરીને અમદાવાદ પાછા ફરવા માટે બસમાં સવાર થયો હતો ત્યારે તેણે બન્ને ભાઈઓને કહ્યું હતું કે, "હું પાંચસોકની વ્યવસ્થા કરી શકીશ. જરૂર પડે તો લખજો.'

બીજી જાન્યુઆરી આવી. મકાનો માટે કરેલું દેવું ચૂકવવાનો સમય આવી લાગ્યો, પરંતુ હરીશ અને સુરેશ મિત્રનું કરેલું દેવું ચૂકવવાની વ્યવસ્થા ન જ કરી શક્યા. કપાસ અને મગફળીના પાકની પેદાશ ઉપર તેમનો ઘણો આધાર-મદાર હતો. તે પાક અતિ વૃષ્ટિને લીધે બગડી ગયો. ચાર આની પણ ન ઊતર્યો. બન્ને ભાઈઓ એ અનેક રીતે સરવાળા બાદબાકી ને ગુણાકાર ભાગાકાર કરી જોયા. પોતાના પગારમાંથી કંઈક બચાવવાનો નિશ્ચય કર્યો. પોતાની બેંકની જમા રકમોનો પણ હિસાબ કરી જોયો. તો પણ હજારેકથી વધુ રકમ ન ભેગી થઈ શકી. દેવું તો બરાબર દોઢ હજારનું હતું. હવે શું થશે? તેની ચિંતા તેમને સતાવવા લાગી હતી.

એક દિવસ હરીશની પત્નીએ તેને જણાવ્યું "મોટાભાઈ તો વારંવાર ના પાડતા હતા કે મારે મકાન નથી જોઈતું, મકાન માટે દેવું ન કરો. પણ તમે જ આ બલા માથે વહોરી લીધી. હવે આ ભારે દેવું શી રીતે ચૂકવશો? મિત્રે તો તગાદો શરૂ કરી દીધો છે."

હરીશ: "મોટાભાઈ તો ભોળા બાબા જેવા છે. તેમણે ભલે ના પાડી પણ મારી પણ કંઈક ફરજ તો ખરીને આજે અગિયાર બાર વર્ષથી અમે ખેતીની બધી આવક વાપર્યા કરીએ છીએ. કદી એક પૈસો પણ એમણે મારી પાસે માગ્યો છે? ત્યારે મકાન ખરીદતી વખતે તેમને અમે કેવી રીતે બાકાત રાખી શકીએ!"

"ઠીક બાપલા, કાન પકડયા. પણ આ ચાતકની જેમ મોં ફાડીને ઊભા રહેવાથી દેવું થોડું ઓછું થઈ જવાનું છે! મોટાભાઈને ના લખી શકો કે તેઓ થોડી ઘણી મદદ કરે?" પત્નીએ ધીમે અવાજે કહ્યું.

"મોટાભાઈને તો મારાથી નહીં લખી શકાય. હું તો તેમને કહી ચૂકયો છું કે પૈસાની બધી વ્યવસ્થા થઈ જશે."

"ખેતી બગડી ગઈ ન હોત તો તેમને ન લખત. પરંતુ હવે તો બીજો રસ્તો જ નથી. મોટાભાઈ તો અમદાવાદ જઈને બેઠા છે. નાનાભાઈ ઈન્દોરમાં મઝા કરી રહ્યા છે. એક તમને બલિદાનના બકરા બનાવીને છોડી દીધા."

હરીશની સહનશક્તિને હવે હદ આવી ગઈ હતી. તેણે કહ્યું "હવે બકવાટ બંધ કર. તું તારું કામ સંભાળ. પુરુષોની વાતમાં વધારે માથું ન માર્યા કર."

"પરંતુ મરદોની ભૂલનું પરિણામ તો અમારે સ્ત્રીઓએ જ ભોગવવું પડે છે ને. વિચાર્યા કર્યા વિના તમે કોઈ પગલું ભરી લો છો તો મુસીબતનો પહાડ તો અમારા ઉપર જ આવી પડે છે ને. બેંકમાંથી બધા પૈસા ઉઠાવી લીધા, ખૂણે ખૂણેથી સત્તાવીસ રૂપિયા પણ શોધી કાઢ્યા. તેમ છતાં ખેતીની આવકની તો આ દશા છે. હવે કહો તો ખરા કે તમારી દોઢસોની આવક ઉપર આ નવ જીવનું કુટુંબ મારે કેવી રીતે ચલાવવું?"

જીવનના ભયંકર સત્યે હરીશના મોં પર તાળું લગાવી દીધું. એટલું જ નહીં પણ પત્નીની વારંવારની ટોકરને લીધે કંટાળીને તેણે મોટાભાઈને એક પત્ર લખી પણ નાખ્યું કે,

"લખતા ઘણી શરમ આવે છે પણ ભાઈ! હું લાચાર થઈ ગયો છું. ખેતીની પેદાશ ઉપર જે આશા રાખી હતી તે પૂરી નથી થઈ. પાક ચાર આની પણ થયો નથી. જો તમે પાંચસો રૂપિયાની વ્યવસ્થા કરી શકો તો મિત્રના દેવાનો વાયદો પૂરો કરી શકાય. સગવડ થતાં જ હું રૂપિયા આપને પાછા વાળી દઈશ. વિશ્વાસ રાખજો."

"પરંતુ જો તેઓ બદલાઈ જાત તો આપણે તેમને શું કરી શકત? જમીનના એ કાળા-ભૂખરા ટુકડાઓ માટે શું કોર્ટે ચડીને મા-બાપનું નામ બદનામ કરત?"

"તો તમે શું એમ માનો છો કે તમારા ભાઈ બદલાઈ ગયા નથી? હરીશને તમે સાઠ રૂપિયાના પગારમાં પણ અનેક મુશ્કેલીઓ વેઠી વેઠીને ઇન્દોરની કોલેજમાં ભણાવ્યો. દેવું કરીને બહેને અનીતાના લગ્ન કર્યાં, સુરેશને પત્નીની સાથે રાખી અમદાવાદની કાળી મોંઘવારીમાં 'ટ્રેનિંગ' આપી. એવી તો હજારેક વાતો છે. તેમાંથી કઈ કઈ હું તમને ગણી સંભળાવું!"

"આમાં મેં વિશેષ શું કર્યું છે? મોટાભાઈના સંબંધથી આ પ્રમાણે વર્તવું ને કરવું તે તો મારી ફરજ જ હતી." આશુતોષ વચ્ચમાં જ બોલી ઊઠયો.

"પરંતુ તમારા આ ભાઈઓએ તેમની ફરજ કેવી રીતે અદા કરી? મારાં પિયરથી મળેલાં બધા વાસણ દબાવી રાખ્યાં અને એકવાર જ્યારે જાણી જોઈને એક ચાંદીનો પ્યાલો ગામના ઘરમાંથી લઈ આવી. તો મારા ઉપર ચોરીનું આળ ચડાવ્યું. જ્યારે પણ તમારા કહેવાથી ગામને ઘેર જાઉં છું ત્યારે હરીશની પત્ની પ્રત્યેક ચીજ તાળામાં બંધ કરી દે છે. જાણે હું ચોર ન હોઉં ને કોઈ ચીજ ચોરી જવાની તો ન હોઉં! બન્ને ભાઈઓ અને તેમની પત્નીઓ કોઈ ખુલ્લા મનથી વાત પણ નથી કરતાં. જાણે આખા ઘરમાં કોઈ ભયજનક જંતુ ન ભરાઈ ગયું હોય." અરુણાની જીભ કાતરની જેમ ચાલી રહી હતી અને બન્ને ભાઈઓ અને તેમની પત્નીઓના એકે એક દોષનું જાણે આખરીનામું ન લખાઈ રહ્યું હોય.

હમેશની આની આ વાત સાંભળતાં જ્યારે આશુતોષની ધીરજ ગળા સુધી આવી ગઈ ત્યારે તે ગુસ્સે થઈને બોલ્યો. "અને તારા ભાઈઓ! તેમણે પોતાની લાડકી બહેન પ્રત્યે પોતાની ફરજ કેવી રીતે અદા કરી છે? પગનાં જે ઘરેણાં તું તેમની પાસે મૂકી આવી હતી, તે વેચી ખાધા અને કંઈ ખચકાયા પણ નહીં. કેમ, બરાબર ને? અને તેમ છતાં એ આબરૂદાર ભાઈઓની આ સગી બહેને મને તેનો ઇશારો પણ નથી કર્યો!"

પતિના આ અણધાર્યા હુમલાથી અરુણા ખિજાઈ ઊઠી. ભાઈઓના વિશ્વાસઘાતથી વારંવાર ઊઠી આવતો પરંતુ અંદર અંદર દબાવી રાખવામાં આવેલો ક્રોધ અને લોહીના સંબંધને લીધે પોતાના ભાઈઓ પ્રત્યે કંઈ કાંઈ ન કરી શકવાની લાચારી તેની આંખો-માંથી અશ્રુનું રૂપ ધારણ કરીને બહાર વહેવા લાગી.

અને પાતના ભાઈઓ ઉપર ચડેલો અરુણાનો ક્રોધ હવે તેણે તેના પોતાના ભાઈઓ ઉપર વાળ્યો. આંખોમાંથી આંસુ ઝરતાં હતાં અને તે ડૂસકાં ભરતી ભરતી કહી રહી હતી કે, "હું તો સોગન ખાઈને કહું છું કે હું એ દગલબાજ ભાઈઓને ઘેર કદી જ જવાની નથી. મરી જઈશ, પણ એ અભાગીઆઓનું મોં નહીં જોઉં. તમે મને શું સમજો છો?"

'ના, ના, અરુણા આટલા બધા આકરા સોગન ન લે. તું એમ નહીં કરી શકે. આખરે તેઓ તારા સગા ભાઈ છે. જેમ હજારો દોષવાળા છતાં હરીશ અને સુરેશ મારા સગાભાઈ છે. તેમને માફ કરી દે અરુણા! ખબર નથી કે કેવી લાચારીમા આવીને તેમને તારા ઘરેણાં વેચી નાખવાં પડ્યાં હશે."

બે એક ક્ષણ રોકાઈને આશુતોષ પાછો બોલ્યોઃ "પરંતુ મને આશ્ચર્ય તો એ વાતનું થાય છે કે, ગામના એ મકાનમાં જોડાયેલા પોતાના સ્વાર્થને પણ તું સમજી શકતી નથી. ધાર કે આવતી કાલે મારી આંખ મીંચાઈ ગઈ તો તને અને તારાં બાળકોને ગમે તેવો તોય એકાદ આશરો તો ગામમાં મળી જશે. અને તે પણ માત્ર રૂપિયા પાંચસોમાં. રૂપિયા આના ને પાઈમાં જીવનની દરેક ચીજ વસ્તુની કિંમત આંક-નારા આ અમદાવાદમાં કોઈ તારો ભાવ પણ નહીં પૂછે."

"બસ, બસ, આવી અપશુકનિયાળ વાત તમારી જીભેથી ન કાઢો. તમારી પહેલાં જ હું આ દુનિયા છોડીને ચાલી જઈશ. જિંદગીપર્યંત તમારી સાથે દુઃખ ભોગવ્યું છે. નથી કદી મનગમતાં કપડાં પહેરવા પામી કે ન તો મનગમતાં ઘરેણાં મેળવવા પામી. હમેશાં બસ, દેવું, દેવું ને દેવું જ! હું તો ત્રાસી ગઈ છું આવી આ જિંદગીથી. તમે અને તમારાં બાળકો જઈને રહો એ મકાનમાં. હું તો આ ચાલી સાબરમતીના અનંત ખોળામાં!"

અને આ શબ્દોની સાથે સાથે જાણે કેવુંય ગાંડપણ અરુણા ઉપર સવાર થઈ બેઠું કે અરુણા

એકદમ પાસેની નહાવાની ઓરડીમા જઇને, તે બન્ને હાથ વડે પોતાનું ગળુ દબાવવા લાગી. ગઈ ક્ષણુવાર તો આશુતોષ ગભરાઇ ગયો ને આભો બની ગયો બાળકો 'મા મા' કહીને રડવા કકળવા લાગી ગયા પરતુ બીજી જ ક્ષણે તે જલ્દીથી બાથરૂમમા ઘૂસી ગયો અને લાખ લાખ વિનતીઓ અને આજીજીઓ પછી અરુણાને સમજાવીને બહાર લાવ્યો પથારીમા બેસાડતાં તે બોલ્યો "હવે ભૂલી જા અરુણા એ ગોઝારા હત્યારા મકાનને "

મોટા પુત્ર ગિરીશે દુ ખી ભાવથી કહ્યુ 'બાપુજી' અમારે એ મકાન નથી જોઈતુ કે માશીને આપ લખી દો કે, મકાન ગમે તો તેઓ રાખે યા બીજા કોઇને વેચી દે "

આશુતોષે સરળતાથી કહ્યુ બરાબર છે બેટા, કદાચ તમારી જ વાત બરાબર છે "

સંધ્યાએ માને પાણી પાયુ હવે ત્રણે બાળકો માતાની પાસે આવીને બેસી ગયા પરતુ ચારે જણ સૂમસામ હતા ચારે પથ્થરની મૂર્તિઓની પેઠે નિશ્ચલ માની આંખો જાણે દૂર દૂરની ક્ષિતિજોમા પોતાના ભયકર કૃત્યના કારણો શોધી રહી હતી બાળકો એકી ટશે માતાને જોઈ રહ્યા હતા, જે, મોતને કિનારે પહોંચીને પાછી આવી હતી ચારેયની આંખો આંસુ ભરી હતી

આશુતોષ યુદ્ધમા હારેલા ને થાકેલા યોદ્ધાની પેઠે ઢગી પડીને પથારી પર સૂઇ ગયો તેનુ સુદર સ્વપ્નું અને ભાઇઓને આપેલુ વચન તૂટતુ દેખાઇ રહ્યું હતુ.

એ રાતે બન્ને પતિપત્નીના સંજીવનમાં પહેલી જ વાર જુદા જુદા ઓરડામાં બિછાવેલી પથારીઓ ઉપર બેચેન પડ્યા હતા

બિચારી અરુણા સમજી શકતી નહોતી, પાયમોની વાતને માટે કઇ શક્તિએ તેને આખરે આત્મહત્યાની પ્રેરણા આપી હતી દેવુ તો કોઇ ને કોઇ કારણે કરવુ પડેતુ છે કેટલીયે વાર બન્ને આ બાબત ઉપર ઝઘડ્યા પણ છે પરતુ આટલી હદ સુધી વાત કદી વધી નથી ક્રોધના આવેશમા જ ક્યાક પૂરા જોરથી બે હાથ વચ્ચે ગળુ ભીસાઇ ગયુ હોત તો તો બધો ખેલ ખતમ જ થઇ ગયા હોત.

તેનો ગિરીશ, સધ્યા અને રાકેશ આ વિના કેવા અનાથ નિરાધાર થઇ ગયા હોત અને તેનો ભલો ભોળો આશુતોષ જે રાત દિવસ તેના ઉપર પોતાનો પ્રેમ વરસાવતો હતો અને ઘરની ગરુડી બનાવીને રાખતો એ તેના વિના કેટલો પગુ બની જાત અભાગણી આવી નાનીવાતને માટે પણ પોતે તેનુ મન ન સાચવી શકી કેટલો બધો ઊડો આઘાત તેના હૃદયને લાગ્યો હોત? ખોટી જીદ અને પોતાની સકુચિતાને લીધે જન્મભૂમિમા પાછા ફરીને, કોઈ દિવસ, ભાઇઓની સાથે રહેવા, વસવાના તેના પ્રિય ને સુખદ સ્વપ્નાને તોડી નાખવાનુ પાપ આજે તેનાથી થઈ ગયુ! તે વિચારતી રહી, જાગતી રહી અને નીતરતી આંખોથી આખી રાત તેનું ઓશીકુ ભીંજાતુ રહ્યું

પત્નીની ગેરહાજરીમા આજે આશુતોષને પોતાની પથારી વધારે ટાઢી લાગી અરુણાની ગરમ ગરમ શ્વાસોની ગરમીનો તે આજે અનુભવ કરી શક્યો નહી આખી રાત ગામનું મકાન, ભાઇઓને આપેલું વચન અરુણાનુ આત્મહત્યાના પ્રયાસ સુધી પહોંચેલુ ગાડપણુ બાળકોનુ કરુણ રૂદન અને પોતાની લાચારી-એ બધા મા-એક વિચાર તેમના મનમા એવો પણ આવી જતો કે, 'ભાઈઓને આપેલું વચન પૂરુ કર્યા સિવાય તે મકાન દઇ શકે નહી'

સવાર થયુ. અરુણા જાગી આશુતોષ જાગ્યો બાળકો જાગ્યા પરતુ ઘરમા એજ ગમગીની બાળકો પણ ઉદાસ માતાપિતા પણ ઉદાસ અરુણા જ્યારે ચા લઇને આવી તો આશુતોષે તેને જોઈ તો ખરી પણ તેની આખ સાથે તે આખ ન મેળવી શક્યો અરુણાને થયુ કે પતિના ચરણોમા પડીને પોતાનુ મો છુપાવી દે ને પોતાના પાપની માફી માગી લે આશુતોષના અતરમાથી અવાજ ઊઠ્યો. અરુણાને બથમા લઇને ચુબન કરી લે અને રાતની કટુતા ભૂલી જાય પરતુ બન્નેમાથી એક પણ મનનું ચાહેલુ કરી શક્યા નહી.

ખિન્ન મનથી ચા પેટમા પધરાવી દીધા પછી આશુતોષને લાગ્યુ કે આખી રાત તેના મન ઉપર અને મગજ ઉપર જે ધુમ્મસ છવાઈ ગયુ હતુ તે ઘન થતું જશે તો અને ઘન થતુ રહ્યુ છે તેને જો વિખેરી નાખવામા નહી આવે તો તેની ગૂગળામણુ વધી જશે ને તેનુ હૃદય બધ પડી જશે એમ વિચારીને તે સવારની તાજી ઠડી અને સ્ફૂર્તિ આપનારી હવા ખાવા નીકળી પડ્યો

એ જ રસ્તામાં તેને ભીખો મળી ગયો. જેણે 'આબરૂ-શાખ-મોટી ચીજ છે સાહેબ!' સંભળાવીને તેના હૃદયને ઢંઢોળી નાખ્યું અને મકાનની બાબતમાં કોઇ પણ નિર્ણય કરી નાખવાની તેને ફરજ પડી.

લો ગાર્ડનની લીલી ધરો ઉપર સૂતાં સૂતાં તેણે નિશ્ચય કરી લીધો કે, ભીખાની પેઠે તેની શાખ-આબરૂ પર અણુંબુને લીધે પાણી ફરી રહ્યું છે. પરંતુ તે તેવું થવા દેશે નહીં. તે પોતાની શાખ-આબરૂ પણ નહીં ગુમાવે અને ભાઇઓને દેવાની મુશ્કેલીમાંથી પણ બચાવી લેશે.

ઘેર આવતાં જ હરીશને લખી દીધું: "તમે પાંચસો રૂપિયા માગો છો એ તો બરાબર છે પણ મને ખબર છે કે રૂપિયા પાંચસોથી તમારી મુશ્કેલીનો અંત નહીં આવે. મારું મકાન તમે તુરંત વેચી નાખો અને દેવાના ભારે બોજામાંથી મુક્ત થઇ જાઓ."

વળતી ટપાલે હરીશનો જવાબ આવ્યો: "પૂજ્ય ભાઇ! તમે આ કેવી વાત લખો છો? મકાન પહેલાં આપનું ને પછી અમારું બન્નેનું. પૈસાની આપ જરા પણ ચિંતા ન કરશો. અહીં જ કંઇક પ્રબંધ થઇ જશે. પૂજ્ય ભાભીને પ્રણામ."

અરુણાએ પત્ર વાંચ્યો ને દિયરોના સંબંધમાં મન ઉપર જે મેલ ચડી ગયો હતો તે એકાએક દૂર થઇ ગયો અને તેનું મન શરદના આકાશ જેવું સ્વચ્છ સુંદર થઇ ગયું. આખો દિવસ હરીશના 'પૂજ્ય ભાભી'; મકાન પહેલાં આપનું, પછી અમારું બન્નેનું' એ શબ્દો યાદ આવ્યા કર્યા. તેને લાગ્યું કે, દિયર તો બીચારા ભલા છે, તેમની આ ભાભીમાં જ ક્યાંક ખોટાપણું અને દોષ કે ઓછપ રહેલાં છે. જેને કારણે તેણે પોતાના દિયરો ઉપર અણવિશ્વાસ આણ્યો, જેમની સાથે બાળપણમાં જ સાસરે આવવાથી તે રમતી હતી, ખાતી હતી, લડતી-ઝઘડતી હતી, થોડી ક્ષણો બાદ ફરીથી હસવા બોલવા લાગતી હતી, અને ઘરથી દૂરના વિદ્યાલયમાં ભણતા પોતાના પતિને પત્રોમાં જેમના વિશે કશું જ લખતી વા ઇશારો સરખોય કરતી નહોતી.

તે રાતે એકાંતમાં આશુતોષની છાતી પર આવીને તે ગદ્‌ગદ કંઠે બોલી: "તમે આટલા બધા નારાજ કેમ રહ્યા કરો છો? હવે તો ભૂલો એ કાળી રાતને. મન ખોલીને વાત પણ કરતા નથી. પેટ ભરીને ખાતા પણ નથી. અંદર ને અંદર બળ્યા કરો છો. મને માફ કરી દો."

અને સૂતા પહેલાં પોતાના આશુતોષને પ્રસન્ન કરવાનો તેણે મનોમન નિશ્ચય કરી લીધો.

*

થોડા દિવસ પછી એક દિવસ અચાનક મની-ઓર્ડરની એક રસીદ ઓફિસમાં આશુતોષને મળી: બરાબર પાંચસોની હતી. લેનારની જગ્યાએ હરીશનું નામ હતું ને મોકલનારની જગ્યાએ અરુણાનું નામ હતું!

આશુતોષ સ્તબ્ધ થઇ ગયો. આટલા રૂપિયા અરુણાની પાસે આવ્યા ક્યાંથી? અને મનની આ ઉદારતા!

સાંજે ઓફિસમાંથી તે પાછો ફર્યો ત્યારે અરુણા શાકભાજી લેવા બજારમાં ગઇ હતી. ગિરીશને તેણે પૂછ્યું: "તારી માએ પાંચસો રૂપિયા હરીશ કાકાને કેવી રીતે મોકલ્યા ગિરીશ?"

"પોતાની સોનાની બે બંગડીઓ વેચીને!"

તો અરુણાએ પોતાની સૌથી વહાલી બંગડીઓ વેચીને ભાઇઓ આગળ તેની લાજ રાખી. એ બંગડીઓ કે જેની સાથે બે નવી ડિઝાઇનની બંગડીઓ પહેરીને પોતાની સખીઓની હારમાં બેસવાને માટે તે પાછલાં દસેક વર્ષથી મહા-કષ્ટમય પ્રયત્ન કરી રહી હતી. અને બરાબર દસ વર્ષથી તે પ્રાપ્ત કરવામાં નિરાશ થઇ રહી હતી.

રાતે જ્યારે આશુતોષે અરુણાના પલંગ ઉપર જઇને તેને આલિંગન આપીને અને ચુંબન કરીને જિજ્ઞાસાથી પૂછ્યું: "ગાંડી, તેં તારી બંગડીઓ શા માટે વેચી દીધી? હવે બીજી સ્ત્રીઓ કેવી રીતે બનશે?"

એટલે અશ્રુભરી આંખો સહિત રૂંધાએલા સ્વરે અરુણા બોલી: "તમારું વચન પાળવાને માટે આવી બે નહીં પણ બે હજાર બંગડીઓ પણ હું ન્યોચ્છાવર કરી દઇ શકું છું! મારા વહાલા આશુતોષ!"

આશુતોષ શ્રદ્ધાભક્તિથી એકીટસે પોતાની પત્ની (જેનું સાચું રૂપ અને મહત્તા તે સમજી શક્યો હતો) અરુણાને જોતો જ રહ્યો અને મનોમન આનંદની મસ્તી અનુભવતો રહ્યો. ધન્ય આશુતોષ અને ધન્ય અરુણા.*

*મૂળ લેખક: શ્રી સોમેશચંદ્ર ... (બંગજીવનના હિંદી-સાહિત્ય સંપાદનમાં ... ) હિંદી વાર્તાને આધારે.

'હા.'

'પરંતુ સાહેબ, લાહોરની ઠંડી તો ગરમીથી વધુ દુઃખ આપે તેવી હોય છે.'

'હા.'

તેઓએ ખૂબ ગુસ્સે થઈ આખરે કહ્યું: 'હવે માત્ર પાનખરની વાત રહી ગઈ છે. તેના વિષે પણ થોડું કહી નાખો.'

'સાહેબ! વસંતઋતુ તો આપ ભૂલી જ ગયા.' મેં વિવેકથી કહ્યું.

થોડીવાર સુધી ફરી શાંતિ રહી, મેં વિચાર્યું કે હવે ફરી વિષય બદલવો જોઈએ.

'છેવટે લડાઈ પૂરી થઈ ગઈ.'

'જી, હા.'

'આખરે હિટલર પણ મૃત્યુ પામ્યો.'

'હા, જી.'

'છેવટે ઑસ્ટ્રેલિયન ટીમ જીતી ગઈ!'

તેઓએ તપી જઈને કહ્યું: 'કામની વાત કરો.'

'જો આપને મારી વાતો પસંદ ન હોય તો આપ જ કોઈ વાત સંભળાવો.' મેં કહ્યું.

'હું તમારી માફક બેકાર નથી.'

મેં સ્વાભાવિક વાતાવરણ ઉત્પન્ન કરવાની કોશિશ કરતાં કહ્યું: 'એમ, કહો આપને વાતો (બનાવતાં) કરતાં નથી આવડતી.'

'તમારો કહેવાનો અર્થ.' તેઓએ ચીડાઈને કહ્યું.

'કાંઈ નહીં.' મેં વાત ઉડાડી દેતાં જવાબ આપ્યો.

'સાંભળો, હું આપને એક ઘણી જ આકર્ષક વાત સંભળાવું છું. અમારી શેરીમાં, મારો કહેવાનો અર્થ એ છે કે જે શેરીમાં આપ પણ રહો છો, ત્યાં માતાદીન પાનવાળાની દુકાન છે. તેની પાસે એક બકરી છે. જેને પાંચ પગ છે આપે કદાચ તે બકરી નહી જોઈ હોય. સાંભળ્યું છે કે આ બકરી ત્રણ શેર દૂધ...'

'ક્ષમા કરજો. મારી પાસે નકામી વાતો કરવા માટે સમય નથી, તમે હવે જાઓ.'

'જરૂર જરૂર, કયારેક કયારેક મળતા રહેજો. મારું મકાન નજીક છે. ન મળે તો માતાદીન પાનવાળાને પૂછી લેજો.'

તેઓ કંઈક બબડયા. હું શરમાઈ ગયો હોઉં તેવો થઈને રૂમમાંથી બહાર ચાલ્યો ગયો.

સબ જજ સાહેબને ત્યાં કામ પાર ન પડવાથી મેં પોલીસ-સ્ટેશન તરફ જવાનું નક્કી કર્યું. પોલીસવાળા ભારે કામમાં આવે તેવા માણસો હોય છે તેમ મેં વિચાર્યું. તેમની સાથે મિત્રતા બાંધવી જોઈએ. હું પોલીસ-સ્ટેશનની નજીક પહોંચ્યો. ત્યાં જોયું તો એક સિપાઈ બંદૂક ઉપાડીને પહેરો ભરી રહ્યો છે, બે સિપાઈઓ એક ગુનેગારને શિક્ષા કરી રહ્યા છે અને એક હવાલદાર નોકરને ગાળો આપી રહ્યો છે. ઑફિસમાં પ્રવેશ કર્યો. કારકૂનને સલામ કરી. તેઓએ રોકડો પ્રશ્ન કર્યો, 'આપ કોણ છો? અહીંયા શા માટે આવ્યા છો?'

'ઈન્સ્પેકટર સાહેબને મળવા ઈચ્છું છું.' એમ મેં કહ્યું.

વળી તેણે પૂછ્યું, 'આપનું નામ?'

નામ બતાવ્યું. ફરી પૂછ્યું, 'પિતાનું નામ? જાતિ, ધંધો, નિવાસ-સ્થાન?'

મેં કહ્યું: 'આ બધું ન પૂછો; હું ફક્ત બે ચાર મિનિટ માટે ઈન્સ્પેક્ટર સાહેબને મળવા ઈચ્છું છું.'

કહેવામાં આવ્યું કે, 'ઈન્સ્પેકટર સાહેબ શહેરના કોઈ સદ્‌ગૃહસ્થો સાથે વાતચીત કરી રહ્યા છે. માટે અર્ધો કલાક પહેલાં મળી શકશો નહીં.'

હું ઑફિસમાં બેસી ગયો. અને આમતેમ જોવા લાગ્યો. ડાબી બાજુની દિવાલ ઉપર પંદર-વીસ હાથકડીઓ લટકી રહી હતી. જમણી બાજુની દિવાલ પર લટકી રહેલા કાળા પાટીયા ઉપર કાચી કેદમાં પૂરેલા કેદીઓની સંખ્યા લખેલી હતી. સામેની દિવાલ ઉપર એ લોકોના ફોટા ફ્રેમમાં લગાડેલા હતા—કે જેઓ જુદા જુદા અપરાધ કર્યા પછી નાશી ગયા હતા, અને જેને પકડવા માટે સરકારે ઈનામ નક્કી કરી રાખ્યું હતું. એક વાત રહી-રહીને મારા દિલમાં ખટકી રહી હતી કે તેમાંના ઘણાઓનો ચહેરો મને મળતો આવતો હતો. હું વિચારવા લાગ્યો કે જો

ઇન્સ્પેક્ટર સાહેબને શંકા પડી ગઈ તો! એટલામાં હેડકવાર્ટે કહ્યું: 'આપ અંદર જઈ શકો છો.'

ઇન્સ્પેક્ટર સાહેબને નમીને સલામ કરી અને વાતચીતની શરૂઆત આ વાક્યથી કરી: 'ઇન્સ્પેક્ટર સાહેબ આપનો ધંધો પણ અજબ છે. હંમેશાં ચોરો, બદમાશો સાથે પનારો પડે છે.' તેઓ નારાજ થઈ ગયા અને કહેવા લાગ્યા, 'હંમેશાં નહિ. હમણાં જ તમારા આવ્યા પહેલાં કેટલાક મોટા પ્રતિષ્ઠિત લોકો સાથે વાતચીત કરી રહ્યો હતો.'

મેં ધીરેથી કહ્યું: 'હું કેળવણી ખાતામાં કામ કરું છું. કેળવણી ખાતું સૌથી વધારે સારું ખાતું છે.'

'તમારે અહીં કેમ આવવાનું થયું?'

'ઇન્સ્પેક્ટર સાહેબ! હું આપને એક વાત પૂછવા માગું છું. માની લ્યો કે મારો કોઇ મિત્ર મશ્કરીમાં, મારો કહેવાનો અર્થ છે ક્રોધની અવસ્થામાં, કોઇની હત્યા કરી બેસે તો, આપ તેની સાથે કેવું વર્તન કરશો?'

'હું તેની હિન્દી કાયદાની કલમ ૩૦૨ પ્રમાણે ધરપકડ કરીશ.'

'જુઓ ઇન્સ્પેક્ટર સાહેબ, ભગવાનને ખાતર એવું ન કરશો. થોડામાં થોડી આ વાતનું ધ્યાન રાખજો કે તે મારો મિત્ર છે. હું કેળવણી ખાતામાં કામ કરું છું અને કેળવણીખાતું સૌથી વધારે સારું...'

'ફરજ–ફરજ છે.' તેઓએ ગર્જના કરી કહ્યું.

'સાંભળો ઇન્સ્પેક્ટર સાહેબ! વાયદો કરો કે આપ તેને કંઇ નહીં કરો. અને હું વાયદો કરું છું કે પ્રિન્સિપાલ સાહેબને ભલામણ કરીને આપના છોકરાની ફી અરધી કરાવી દઇશ.'

'મારે આવી ભીખની જરૂર નથી. તમે મને એ બતાવો કે હત્યારો કોણ છે? આ સમયે તે ક્યા છે? અને બનાવ કઇ જગ્યાએ બન્યો છે?'

'ઇન્સ્પેક્ટર સાહેબ! આપ પણ અજબ માણસ છો, હદ છે; હું તો આવા અપરાધના સંબંધમાં કહી રહ્યો છું કે જે હજી બન્યો નથી અને આપ અપરાધીને ફાંસી ઉપર લટકાવવાના સ્વપ્નાઓ જોઇ રહ્યા છો?'

'જો વાત આમ હોય તો તમે નકામો મારો સમય બગાડી રહ્યા છો.'

'સારું, સાંભળો. હું કોશિશ કરીને આખી ફી માફ કરાવી દઇશ. કહો આ સોદો આપને સ્વીકાર્ય છે?'

'નકામી વાતો ન કરો અને પોલીસ-સ્ટેશનમાંથી હમણાં જ બહાર ચાલ્યા જાવ.'

પોલીસ-સ્ટેશનેથી પાછો ઘરે આવી રહ્યો હતો. રસ્તામાં પાગલખાનું આવતું હતું. મેં વિચાર્યું ચાલો પાગલખાનાના સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ સાથે પરિચય કરતાં જઇએ. ન જાણે ક્યા સમયે કોઈ મિત્ર પાગલ થઈ જાય. સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ સાથે મુલાકાત કરી. હજી હું કાંઈ બોલ્યો ન હતો ત્યાં એક નોકરે આવીને કહ્યું: 'સાહેબ, પચીસ નંબર ત્રણ કલાકથી શોર મચાવી રહ્યો છે; હું હુકમનો એક્કો છું. શું કરવું છે?' સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ ગુસ્સે થયા, 'તે હરામીને ફટકા લગાવો, સારો થઇ જશે.' એટલામાં એક બીજો નોકર આ સંદેશો લાવ્યો, 'સાહેબ, બત્રીસ નંબરે સળિયાની સાથે માથું પછાડી-પછાડી પોતાની જાતને લોહી-લોહાણ કરી દીધી છે.' સુપરિં૦ સાહેબે ફરમાવ્યું, તેને કસકસાવી બાંધી દો. અને દવાખાને પહોંચાડી દો.'

આ પ્રમાણે હુકમ આપ્યા પછી મારી તરફ ફર્યા, 'તમે કેમ આવ્યા? કોઈ સંબંધી સાથે મુલાકાત કરવા ઇચ્છો છો?'

'હું આપને મળવા આવ્યો છું.' મેં કહ્યું.

'કહો.'

'સુપરિં૦ સાહેબ, જો મારો કોઇ લેખક મિત્ર પાગલ થઇ જાય અને બોલવાનું શરૂ કરી દે,—"હું પ્રેમચંદ છું, હું ટાગોર છું, હું કાલીદાસ છું."—તો આપ તેની સાથે કેવો વર્તાવ કરશો?'

'હું તેને પ્રેમથી સમજાવીશ કે પ્રિયે! તમે પ્રેમચદ નથી, દુનીચંદ છો.'

'જો તે ન માને તો?'

'તો હું તેને ફટકા લગાવીશ.'

'એવું ભારે કામ ન કરજો સુપરિં૦ સાહેબ!

લેખક તો પહેલેથી જ અધમુઆ હોય છે.'

'તમને કદાચ ખબર નહિ હોય કે પાગલ માણસ માત્ર ચાબૂકથી ડરે છે.'

'શું તમે આ નથી કરી શકતાં કે તેને પંડિતોનો 'પંડિત અથવા મહા-પંડિતનો ઈલકાબ અપાવી દો!'

'તમે અજબ વાત કરો છો.'

'હું અજબ વાત કરું છું કે તમે? જરાક કોઈને પૂછીએ તો.'

'કોને પૂછીએ? અહીંયા બધા પાગલ રહે છે.'

'પાગલ લોકો ભારે સમજદાર હોય છે. સુપરિ૦ સાહેબ! શેક્સપિયરે કહ્યું છે, પ્રેમી, કવિ અને પાગલ એક જ સરખાં છે.'

સુપરિ૦ સાહેબે અર્થભરેલી નજરે મારી તરફ જોયું અને ધીરેથી કહ્યું: 'જરા મારી નજીક આવો અને મને તમારી આંખોમાં એક મિનિટને માટે ડોકિયું કરવા દો.'

'એ માટે હું યોગ્ય છું?' મેં કહ્યું, 'જો આપને ખરેખર જોવાની લાલસા હોય તો કોઈ સારી વસ્તુ સામે આંખો ઠેરવો.'

સુપરિ૦ સાહેબ રંગ બદલીને કહેવા લાગ્યા: 'તમે શું કામ કરો છો?' 'ભણાવું છું.'

'કેટલા કલાક કામ કરો છો?' 'બાર કલાક.'

'દૂધ પીઓ છો?' 'ક્યારેક-ક્યારેક'

'ઊંઘની શી હાલત છે?'

'જે દિવસે પાંચ પીરયડ ભણાવું છું તે દિવસે ઊંઘ નથી આવતી.'

'હા, મને પહેલાથી જ વહેમ હતો.'

આમ કહી તેઓએ જોસથી ઘંટડી વગાડી. તરત જ એક નોકર દોડતો આવ્યો. મારી તરફ ઈશારો કરી તેઓ નોકરને કહેવા લાગ્યાઃ 'આમને ઓળખો છો? મને ખ્યાલ છે કે ગયે વર્ષે, રૂમ નં૦ ૪૦માંથી ભાગી ગયા હતા.'

નોકરે ખૂબ જ ધ્યાનપૂર્વક મારી તરફ જોયા પછી નિર્ણય આપ્યો કે, હં, ૪૦ નંબર સાથે અવશ્ય મળતો આવે છે પરંતુ ૪૦ નંબરવાળો નથી.

સુપરિ૦ સાહેબે કહ્યું, 'તમે અહીંથી જઈ શકો છો. પરંતુ જુઓ, કામનો સમય થોડોક ઓછો કરી નાખજો.'

ઘરમાં દાખલ થતાં પહેલાં થોડીવાર માટે હું માતાદીન પાનવાળાની દુકાને રોકાયો. 'કહો શું હકીકત છે?' માતાદીને કહ્યું.

'તમારી કૃપા છે. બકરીની શી હાલત છે?'

'અરે સાહેબ! બકરી તો કમાલ કરી રહી છે, હવે સવાત્રણ શેર દૂધ આપે છે.'

'ખરેખર સાચું?'

'હા સાહેબ! પરંતુ આજે આપની આંખો આટલી બધી લાલ કેમ છે?'

'તડકામાં ચાલ્યો છું.'

'નહીં સાહેબ; આ વાત નથી, તમારું કલેજું વધી ગયું છે, બકરીનું દૂધ પીતાં રહેજો. કહો તો મોકલી આપું.'

'જરૂર જરૂર.'

'હા સાહેબ, સ્વાસ્થ્યનો અવશ્ય ખ્યાલ રાખતાં રહેજો. સ્વાસ્થ્ય નથી તો કંઈ પણ નથી.'

---


**બાલગોવિંદ પ્રકાશન : બાલગોવિંદ કુબેરદાસની કંપની, અમદાવાદ-૧.**

સામૂહિક વિકાસ યોજનાઃ-લે૦ એસ૦ કે૦ ડે, અનુવાદકઃ નટવરલાલ મ૦ બુચ; કિંમતઃ ૩-૫૦
જીવંત રેખાચિત્રઃ-લે૦ મનુ પંડિત; કિંમત ૨-૦૦
ગ્રામતવનિર્માણઃ-લે૦ નવલભાઈ શાહ; કિંમત ૧-૨૫
દેડિયાની દુનિયાઃ-લે૦ પ્રશાંત; કિંમત ૦-૭૫
નેહાઃ-લે૦ રશ્મિન મહેતા; કિંમત ૦ ૫૦

**નવજીવન પ્રકાશન : નવજીવન મંદિર, અમદાવાદ-૧૪**

હિંદના સરદારઃ લે૦ રાવજીભાઈ મણિભાઈ પટેલ; કિંમત ૨-૦૦
ગાંધીવિચારદોહનઃ (ચોથી.આવૃત્તિ) લે૦ કિશોરલાલ ઘ૦ મશરૂવાળા; કિંમત ૨-૦૦
કુદરતી ઉપચાર લે૦ ડૉ૦ શરણપ્રસાદ અનુ૦ જિતેન્દ્ર દેસાઈ, કિંમત ૦-૫૦

# ન્યાયમાં—અપવાદ ન હોય

ધ્રુવકુમાર

સારાય અરબમાં ખળભળાટ મચી ગયો હતો.

લોકોની અપરાધવૃત્તિને—ખાસ કરીને શરાબખોરીની આદતને—કાનૂન દ્વારા સખ્તાઈથી બંધ કરી દેવા પર ખલીફા ઉમર મક્કમ થયા હતા.

અન્ય અપરાધોની સંખ્યા તો ખૂબ ઘટી ગઈ. કિંતુ લોકોની શરાબ પીવાની આદત છૂટતી જ ન હતી.

હજારો શરાબીઓ એમના દુશ્મન બની ગયા.

ખુદ શરાબીઓ જ, ખલીફાની 'શાન ઠેકાણે' લાવવાની તરકીબો વિચારવા લાગ્યા.

એક શરાબીએ કહ્યું: 'આપણે ખલીફાના બેટાને ધોખાથી (કપટથી) શરાબ પીવડાવી દઈએ. એ જેટલા નેક (પવિત્ર) અને રહમદિલ (દયાવાન) છે, એટલા જ સીધા અને સરલ પણ છે. પછી જોઈએ કે, એમને પણ પકડે છે કે નહિ. એમને પણ આકરી સજા ફરમાવે છે કે નહિ.'

બીજે દિવસે જ્યારે લોકોએ ખુદ ખલીફાના બેટાને શરાબના નશામાં સડક પર બદહવાશ (કઢંગી અવસ્થામાં) જોયા, તો તેઓ સ્તબ્ધ બની ગયા.

સનસનાટી ફેલાઈ ગઈ.

ખલીફાના બેટાને પણ પકડી લેવાયો.

દરબારીઓ અને સેવકો ગણગણવા લાગ્યા. 'આ તો શરાબીઓનું ષડયંત્ર (કારસ્તાન) છે. એમાં એમનો કોઈ દોષ છે નહિ ખરા અપરાધી તો બીજા લોકો જ છે.'

ખલીફાએ આ ગણગણાટ સાંભળ્યો ન સાંભળ્યો કરી દીધો. અને અપરાધીને પચ્ચાસ ફટકાની સજાનો હુકમ દીધો.

ફેંસલો સાંભળતાં જ ખલીફાના બેટાએ પોતાનું ઝુકાવેલ શિર શાંતિથી ઉપર ઉઠાવ્યું......

પરંતુ, લોકોની આંખો છલકાઈ આવી.

તેઓ કાન ફૂંકી કરવા લાગ્યા કે 'ખલીફા બીજા અપરાધીઓને તો આટલી આકરી સજા નથી દેતા. પોતાના બેટાને જ કેમ આવી સજા દઈ રહ્યા છે!'

આંસુ વહાવતાં ભારે જન-સમૂહની સામે એ ખમકાતો ફટકાઓનો માર સહન કરતો રહ્યો ......

કિંતુ, પચ્ચીસમા ફટકાનો માર ખાતાં જ એ જમીન પર તૂટી પડ્યો. અને જોતજોતામાં જ એનું પ્રાણપંખેરું ઊડી ગયું.

એકત્ર જન-સમુદાય રોઈ પડ્યો. પરંતુ, ખલીફાની આંખમાં આંસુ ન હતાં.

એ બાદ ખલીફાના બેટાને દફન કરાયો.

ખલીફા પુનઃ એક ક્રુર સેનાપતિની જેમ ખડા થયા અને બોલ્યાઃ

'મારા આદેશનું હજુ પાલન નથી થયું. બાકીના પચ્ચીસ ફટકા એની કાચી રહેલી કબર પર લગાવો!'

આ આદેશનું પણ પાલન થયું.

ખલીફા અંત સુધી ત્યાં વજ્ર બની ઊભા રહ્યા.

અને આ જ એક વાત હતી—જેથી ફરી કદિ કોઈએ શરાબ પીવાની હિંમત કરી નહીં.

---

૧૯૩૦ની સાલની વાત છે.

એ સાલની ૨૮મી મેના દિવસે પંજાબની રાવી નદીના એક એકાંત કિનારે ક્રાંતિકારોએ બૉમ્બ ફોડવાનો એક પ્રયોગ કર્યો હતો. બૉમ્બના ધડાકાના કારણે એક ક્રાંતિવીર ભગવતીચરણનું ત્યાં ને ત્યાં જ મૃત્યુ થયું.

બીજા ક્રાંતિકારીઓએ પોતાના એ પ્યારા સાથી-શહીદના મૃત દેહને રાવી નદીના પવિત્ર નીરમાં વહેવડાવી દીધો. દૃઢનિશ્ચયીઓના એ દળે એ વેળાએ શોકનો એક ઉદ્ગાર સરખો કાઢ્યો નહોતો. ગુજરાતે ગૌરવ લેવું ઘટે કે ભગવતીચરણ મા ગૂર્જરીનો સપૂત હતો.

શિવસુંદરમ્

# રચનાત્મક કાર્યકરો અને રાજકારણ

રતિભાઇ ગોંધિયા

બે વ્યક્તિઓ દૂરબીનથી દૂરનું દૃશ્ય જોઇ રહી હતી ત્યારે એક ત્રીજી વ્યક્તિએ આવીને એકને પૂછ્યું 'શું જુઓ છો?"

'ભગવાનની આકૃતિમાં મનુષ્યને જોઉં છું" જવાબ મળ્યો

'અને તમે" ત્રીજી વ્યક્તિએ દૂરબીનથી દૃશ્ય જોઈ રહેલી બીજી વ્યક્તિને પૂછ્યું

પૂછવામાં આવેલ વ્યક્તિએ જવાબ આપ્યો હું મનુષ્યની આકૃતિમાં ભગવાનને જોવાનો પ્રયત્ન કરું છું'

એક જ ચીજ દ્વારા જુદું જુદું દર્શન મનુષ્ય મેળવી શકે છે અને તેમાની એક કલ્યાણકારી અને બીજી જોખમી બની શકે છે, હોઇ શકે છે

ભગવાનની આકૃતિમાં મનુષ્યને જોવાનું જોખમી કામ પણ મનુષ્ય દ્વારા જ થઈ શકે છે અને મનુષ્યની આકૃતિમાં ભગવાનને જોવાનું કલ્યાણકારી કામ પણ મનુષ્ય જ કરી શકે છે

આવી જ કોઇક સ્થિતિ આજે રચનાત્મક અને-રાજકારણ ક્ષેત્ર વિશે રચનાત્મક કાર્યકરોમાં ઊભી થઇ છે રચનાત્મક ક્ષેત્રમાં કામ કરનારાઓની સ્થિતિ આજે દૂરબીન દ્વારા બે જુદી જુદી વસ્તુઓને નિહાળતા પેલા બે મનુષ્યો જેવી છે એક વર્ગ સ્પષ્ટપણે માને છે કે રચનાત્મક કાર્યકર્તાઓએ રાજકારણમાં પ્રવેશ કરવો જ જોઇએ. લોકસેવામાં તેનો નિષેધ લોકોનું અકલ્યાણ કરશે. બીજા વર્ગની એટલી દૃઢ માન્યતા છે કે રચનાત્મક કાર્યકર્તાઓ રાજકારણમાં પ્રવેશ કરીને લોકકલ્યાણના રચનાત્મક કામને રાજકારણના ગ ત્રા ડથી દૂષિત કરશે અને એ રીતે 'બાવાના બેય બગડશે" ન રચનાત્મક કામને ન્યાય આપી શકાશે, ન રાજકારણ શુદ્ધ કરી શકાશે

આ મૂળ મુદ્દાનો મહત્ત્વનો પ્રશ્ન એ છે કે, 'રચનાત્મક ક્ષેત્રનું લક્ષ્ય શું?" અને બન્ને માન્યતાઓ અને વલણો આ મૂળ પ્રશ્નની આજુ બાજુ જ ચાલે છે કે બધાણી છે બન્ને માન્યતાઓ આજીવન સેવાવ્રત ધારી, વિચારવાન અનુભવી અને જ્ઞાની કાર્યકરોની છે ત્યારે તે બન્નેમાંથી કોઇ એક માન્યતા નકામી છે તેમ કહેવું 'ઉતાવળીયું નિદાન" ગણાય. બન્ને બાજુ સરખું બળ છે અને બન્ને માન્યતાઓમાં સારું એવું તથ્ય પડ્યું છે તે પણ સ્વીકારવું જોઇએ, સ્થિતિ આવી છે ત્યારે બન્ને-તથ્યોને તટસ્થ ભાવે તપાસી જોઇએ.

"રચનાત્મક કાર્યકરોએ રાજકારણમાં ન પડવું જોઇએ" તેવું કહેનારાની માન્યતા એવી છે કે દેશના લોકોનો એક અહિંસક સમાજ રચવો હોય, એટલે કે પોતાની શક્તિ પર નિર્ભર, સ્વાવલંબી બીજાનું શોષણ કર્યા વગર પોતાનું સાદું અને સ્વચ્છ જીવન-જીવનો સમાજ ઊભો કરવો હોય તો તે રચનાત્મક કાર્યક્રમ દ્વારા જ થઈ શકે ગાંધીજીની મૂળ સલાહ આમાં પડેલી જ છે કે, "આ દેશને તે સિવાયનું બીજું પોસાય તેમ નથી" અને આ કામ માત્ર સેવા ભાવનાને વરેલા સેવકો દ્વારા જ ઉપાડવું પડશે કે જેઓ લોકોને તેમના સામાજિક, શૈક્ષણિક અને રાજકીય બાબતમાં ગાંધીજીના ચીંધેલા રાહે જીવન ઘડવામાં સલાહ અને મદદ આપશે

પાંચ લાખ ગામડામાં વસેલા લોકોનું આજનું જીવન તપાસીએ તો એ વાત સ્વીકારવી જ પડે કે આ રૂંધાયેલા, કચડાયેલા અને દયાપાત્ર જીવનને ઊભું કરવા માટે હજુએ લાંબા સમય સુધી સેવકોની લાંબી કતારની જરૂર છે અને આ સ્થિતિ હોય તો એ વાતનો પણ સ્વીકાર કરવો જ પડે કે આ કામ કરનારા સેવકો માત્ર નિષ્કામ સેવાવૃત્તિ અને પોતાના જીવન જીવવાના અમુક ચોક્કસ ધ્યાનો લઈને જ આ કામ કરી શકશે. હજુયે ભારતીય સંસ્કૃતિમાં એ તત્ત્વ પડ્યું છે કે આવી વૃત્તિ વગર લોકમાનસમાં કામ કરનારા પ્રત્યે શ્રદ્ધા ઊભી નહિ થઈ શકે અને એ

મૂળ પાયો બાંધ્યા વગર લોકોમાં કામ થઈ શકે તેમ માનવું ડહાપણભર્યું નથી

આવા નિષ્કામ ભાવે કામ કરતો રચનાત્મક કાર્યકર્તા રાજકીય જ્ઞાનનો પૂરો જ્ઞાતા હશે અને લોકોને કે પોતાને જરૂર જણાશે ત્યારે રાજકારણ વિશે પોતાની માન્યતા અને સલાહ આપતા અચકાશે નહિ જો કે આ વિગતનો સામાન્ય ભેદ પણ સમજી લેવા જેવો છે જરૂર પડયે રાજકારણ વિશે લોકોને સલાહ આપવી તે એક વાત છે અને પોતે જે સલાહ આપવા માગતો હોય તેને આધારે કોઈ રાજકીય વિચારસરણીનો પ્રચાર કરવો તે બીજી વાત છે અને તેનાથી આગળની ત્રીજી વાત એ છે કે પોતાના રાજકીય વિચારો પછી ભલે તે વિચારો ગમે તેટલા ઉત્તમ હોય, તેની સિદ્ધિ માટે કોઈ રાજકીય સ્થાન પર જવું છેલ્લી બન્ને વાતો મૂળ તત્ત્વ 'નિષ્કામ સેવા'ને મારી નાખે છે.

આમ "રચનાત્મક કાર્યકર્તાએ રાજકારણમાં ન પડવું" તેમ કહેનાર વર્ગની ઉપર પ્રમાણેની માન્યતાનો ટૂંકસાર આવો છે

૧ આ દેશની હજુ એવી સ્થિતિ છે, આ દેશમા હજુ લાખો સમસ્ત કરોડો લોકો એવી સ્થિતિમાં રહેનારા છે કે તેમના જીવનને એક ચોક્કસ સ્થિતિ પર લાવવા માટે જીવન શું છે, તેનો જ તેમને સાચો ખ્યાલ આપવા માટે અને એકંદર તેમના લોક સ્વરાજ્ય માટે એક નિષ્ઠાવાન ભાવી સેવકોની ખ્રિસ્તી મિશનરીઓ જેવી લાંબી હરોળની જરૂર છે કે જેમનુ ધ્યાન મત્સ્યવેધ કરતા અર્જુનની માફક એક જ ચીજ "સેવાવૃત્તિ" પર સ્થિર જોઈશે

૨ આવા આ સેવકોને રાજકારણનો, દુનિયાના રાજકારણનો અભ્યાસ, જ્ઞાન, અને પરિચય હશે અને જે લોકો વચ્ચે તે રહેતા હશે તેમના હિતમાં જરૂર પડયે પોતાની સલાહ આપશે. પણ તે કોઈ એક ચોક્કસ રાજકીય વિચારસરણી માટે પ્રચાર નહિ કરે. તેથી આગળ જઈને આજે જ્યારે રાજકારણ સારી રીતે અશુદ્ધ છે અને તેમા સ્થાનની લાલચ મોટી છે આવી સ્થાનવૃત્તિ પ્રત્યે અને સ્થાન પોતા પ્રત્યે પણ જ્યારે લોકોની માંગ છે ત્યારે તે રાજકીય સ્થાન મેળવવા મનમાં વિચાર પણ નહિ લાવે.

એક બાજુની આવી નક્કર દલીલને સામેની એવી જ નક્કર દલીલ પડકાર આપતી ઊભી છે.

"રચનાત્મક કાર્યકર્તાએ રાજકારણમા ભાગ લેવો જોઈએ" તેવી માન્યતાવાળા જૂથની એવી માન્યતા છે કે દેશ અને દુનિયામા મનુષ્ય જીવન સાથે રાજકારણ એટલ બધુ જડાઈ ગયુ છે કે તેને જુદુ પાડીને કોઈ વિચાર કરવાનું શક્ય જ નથી તેવું કરવામા આવે તો તે માત્ર ભૂલ જ ગણાય ખાસ કરીને રચનાત્મક કાર્યકરો માટે તો તેમ કરવાનું ગેરડહાપણ જ ગણાશે કારણ રચનાત્મક કાર્યક્રમ લોકસ્વરાજ્ય ઊભુ કરવાનો મહત્ત્વનો કાર્યક્રમ છે પોતાની ચોક્કસ વિચારસરણી પ્રમાણે સમાજની રચના કરવાનુ જ તેનુ મહત્ત્વનું લક્ષ્ય છે અને તે લક્ષ્યને સિદ્ધ કરવા માટે અને ખાસ કરીને લોકશાહીમાં રાજકારણમા પડવુ જ પૂરતુ નથી પણ જરૂર પડયે રાજ્ય સત્તા પર જવામા પણ સંકોચ રાખવાની જરૂર નથી કારણ કે નહિ તો આપણાથી વિરુદ્ધ વિચારસરણીવાળા રાજ્યસત્તા પર હોય તો તે આપણા લક્ષ્યને સિદ્ધ કરવામા કેવી રીતે મદદગાર થઈ શકે?

પોતાની દલીલના સમર્થનમા ગાંધીજીના જીવનનો દાખલો ટાંકીને પણ આ વર્ગ એમ કહે છે કે ગાંધીજીએ કયે વખતે રાજકારણને જુદુ ગણ્યુ છે? પોતાના સમસ્ત જીવનમા તેઓ ક્યારેય રાજકારણથી જુદા પડયા નથી અને એમ કર્યું હોત તો તેઓ શુ આ દેશની સ્વતંત્રતા મેળવી શકત ખરા? કારણ કે રચનાત્મક કામ દ્વારા પોતાની વ્યાજબી માગણીઓ અને હક્કો માટે લોકોની તાકાત ઊભી કરવાનુ કામ તેઓ કરતા અને એ રીતે તેઓ સ્વરાજની લડત લડતા.

એટલે રચનાત્મક કામનું લક્ષ્ય અહિંસક સમાજની રચના કરવાનુ માન્ય છે એજ લક્ષ્યથી આપણે ચાલતુ છે પણ એ લક્ષ્ય માટે આપણે લોકશક્તિ ઊભી કરવી પડશે એ લોકશક્તિ દ્વારા રાજ્યપર પ્રભાવ પાડવો પડશે નહિ તો રાજ્ય તમે કહો છો એવી સમાજ રચવામા પણ કશુ ન પણ કરે એટલે આપણે ઇચ્છીએ છીએ તેવું આપણા પ્રભાવ પછી પણ જો રાજ્ય ન કરે તો તેથી આગળ જઈને આપણે

રાજ્યસત્તા પર ' જવામાંયે કશો સકોચ રાખવાની જરૂર નથી એ પગનુ નિષેધાત્મક કે અસ્પૃશ્ય નથી ખાસ કરીને લોકશાહીમાં તો નહિ જ.

આમ આ મીઠી માન્યતા પ્રમાણે ટૂંક સાર આવો છે.

૧ રચનાત્મક કાર્યક્રમ એ લોકરાજ્ય અને ગ્રામ સ્વરાજ્યનુ લક્ષ સિદ્ધ કરવા માટે કે જેમા તેઓની સામાજિક, આર્થિક અને રાજકીય પ્રગતિ તથા તે માટે તેમના હકોના સમાવેશ થાય છે તે માટે છે આ સ્થિતિ મેળવવા માટે તમારે રાજ્યસત્તા પર પ્રભાવ પાડ્યા વગર છુટકો નથી રાજકારણને અવગણીને કે લોકમનને કેળવ્યા વગર તમે તમારા લક્ષ્યને સિદ્ધ ન કરી શકો

૨ આ રીતે જ્યારે આજની સ્થિતિમા મનુષ્ય જીવનથી રાજકારણ જુદુ થઇ શક્યુ નથી, અથવા તેના આશરા વગર લોકહિતના કામો તેના નિશ્ચિત લક્ષ્ય પર પહોચાડવાનુ મુશ્કેલ છે ત્યારે રચનાત્મક કાર્યકર્તાઓએ તેનાથી દૂર ભાગવુ, યોગ્ય નથી એટલુ જ નહિ પણ જે રાજકીય પક્ષના મૂળભૂત સિદ્ધાન્તો અને ધ્યેયો સાથે તમારો મેળ પડતો હોય તેને તમારો ટેકો આપી તેને બળવાન બનાવવો પડે અને એમ કરતા યોગ્ય સત્તાસ્થાને જવુ પડે તો તેમ કરવામા પણ સકોચ રાખવાની કે અચકાવાની જરૂર નથી

આ બન્ને સમજ દલીલો તટસ્થ મૂલ્યાકન કરનારની મતિ પણ મૂઝવી નાખે તેવી છે અને 'શુ સાચુ ?' તેનો સદેહ ઊભો થાય છે "બન્ને હાથમા લાડુ હોય" અને જે મૂઝવણ થાય તેવી આ સ્થિતિ છે અને છતા આપણે બન્ને માન્યતાઓને જરા વધુ તપાસી લઇએ તો ખોટુ નથી કેટલાક રચનાત્મક કાર્યકરોને આ અગે શુ અનુભવો થયા તે આપણે અહિ તપાસીએ

અનુભવોને તપાસતા પહેલા 'રાજકીય પક્ષો' વિષે થોડીક પાયાની બાબત સમજી લેવાની જરૂર છે કે એક વખત રાજકીય પક્ષ બધાયો પછી તે ગમે તે વિચાર સરણીનો હોય અને તેના બધારણમા ભલે ગમે તેવી રૂડી વાતો લખી હોય તોયે "પ્રથમ કોઈ રીતે સત્તા પર આવવુ" તે લક્ષ્ય સહુના સરખા છે અને તે લક્ષ્ય સાધતા માટે ઉચ્ચ આદર્શની વાતો કરનારો પક્ષ પણ નબળા સાધનોનો ઉપયોગ કરતા અચકાતો નથી.. રાજકીય પક્ષોની આ ભૂમિકા સમજ્યા પછી "રાજકારણમા અને રાજકીય સત્તા પર જવા માટે સકોચ ન રાખવાનુ" કહેનારાઓએ નીચેની બે ત્રણ વાતો ધ્યાનમા રાખવી પડશે

૧ કાં તો તમારે એ માટે કોઈપણ રાજકીય પક્ષ સાથે ઘર્ષણમા આવવુ અનિવાર્ય બનશે

૨ અથવા તમારી મૂળ વિચારસરણીને તજીને કે તેમા ઢીલાશ રાખીને કોઈ પક્ષની સાથે સબધ રાખવો પડશે જેનો સીધો અર્થ એ થાય કે તમારે પક્ષની શિસ્ત માનવી પડશે

૩ અને આ બન્ને બાબતમા મન ન ગોઠવાય અને છતા પોતાના લક્ષ્ય માટે રાજકારણમા પડવુ અનિવાર્ય જ લાગે તો તે માટે નવો રાજકીય પક્ષ ઊભો કરવાનુ જ બને.

આટલી ભૂમિકા સમજ્યા પછી ચાલો આપણે થોડા અનુભવોનો અનુભવ કરીએ

એક સાધુ પુરુષના નેતૃત્વ નીચે ચાલતી સસ્થાને સમગ્ર રચનાત્મક કામ દ્વારા પોતાના ઠીક ઠીક પ્રદેશ પર લાબી નિષ્કામ સેવાથી પ્રજા પર પોતાનું પ્રભુત્વ મેળવ્યુ અને પેલા સત પુરુષ અને તેના અનુયાયીઓ, રચનાત્મક કાર્યકરોની પ્રજા સારી એવી પૂજા કરવા લાગી

કામ વધવા માડ્યુ તેમ તેના અનુસધાનમા વિચારોની સ્પષ્ટતા થવા લાગી અને તેના ફલસ્વરૂપ સસ્થાએ પોતાની એવી નીતિ નક્કી કરી કે 'સસ્થા અને તેના કાર્યકરો આર્થિક અને સામાજિક ક્ષેત્ર સ્વતત્ર પોતાની આગવી નીતિથી કામ કરશે અને રાજકીય ક્ષેત્રે તેણે એક રાજકીય પક્ષનુ માતૃત્વ સ્વીકારવુ' આવા પાયાના નિર્ણયને લીધે જ્યારે જ્યારે જ્યા જ્યા પેલી રાજકીય સસ્થા મૂઝવણમા મૂકાઈ ભલભલા નેતાઓ બહાર નેતા નીકળી શકતા ત્યારે આ સસ્થાએ પોતાની મદદ પોતાના કાર્યકરોના જાનના જોખમે પહોચાડી

પણ અફસોસ! આ સસ્થા જેને સામાજિક ક્ષેત્ર ગણતી હતી તેને પેલે રાજકીય પક્ષ રાજકીય ક્ષેત્ર ગણતો હતો અને તેથી એક બાબતમા પોતાનુ

ચાતૃત્વ સ્વીકાર્યું હતુ. છતા કહેવાતા રાજકીય ક્ષેત્ર માટે એ સસ્થા અને તેના કાર્યકરોને પોતાના પ્રતિસ્પર્ધી માન્યા! પણ વાત ત્યાંથી જ ન અટકી અને પેલા રાજકીય પક્ષના મુખ્ય માણસોએ એ સસ્થા અને તેના કાર્યકરોને ક્ષેત્રમાથી નાબુદ કરવા પોતાની વિચારપૂર્વકની બધી જ શક્તિ કામે લગાડી અને આજે એ સસ્થા સારી એવી કસોટીમાથી પસાર થઇ રહી છે। ખૂન ખરાબા માટે જાણીતા એ પ્રદેશમા સસ્થાએ પોતાના કાર્યકરો ગુમાવ્યા છે અને આજે સસ્થાના આધાર સમા બે કાર્યકરોને તે ક્યારે ગુમાવી બેસશે તેનો કઈ ભરોસો નથી

આ કિસ્સામા મન વિચારે ચડે છે કે આ સસ્થાએ રાજકારણને સ્પર્શ ન કર્યો હોત તો શુ સ્થિતિ જુદી હોત ખરી? અને એ જુદી સ્થિતિ શુ હોત? રાજકરણને સ્પર્શીને ગ્રામસ્વરાજ્ય તો નથી મેળવાયુ કદાચ ગ્રામ સ્વરાજ્ય માટે લોકોને તૈયાર કરવાનુ રચનાત્મક કામ પણ થયુ છે, કે નહિ તે પણ પ્રશ્ન ઊભો થાય કઇ નહિ તો લોકોને લાબા ગાળા સુધી રચનાત્મક કામ દ્વારા કેળવવાથી લોકોની રાજકારણ વિશેની સારી શક્તિ ઊભી થાત કે નહિ?

આથી જુદી જાતનો બીજો કિસ્સો –

રચનાત્મક કાર્યકરોએ રાજકારણમા ભાગ ભજવવો જોઈએ તેવી આગ્રહપાતળી માન્યતાવાળા અને કઇક પ્રથમથી જ કોઇને કોઇ રીતે રાજકારણમા પ્રવેશ મેળવી ચૂકેલા એવા પ્રખર ભાઈ બહેનોની એક સસ્થા લાબા સમયથી લોકોની સેવા કરતી આવી છે પણ ત્યા યે 'પક્ષમા પડી એક તકરાર' પ્રમાણે રાજકારણના પાયાપર લાબી જિંદગી ભેગા જીવેલા મિત્રોમા પડી 'એક તકરાર' અને આખરે એ તકરારે 'ડાગે માર્યા પાણી નોખા ન પડે'ની કહેવત ખોટી પાડી બચપણથી સાથે જીવતા ઉઘાડે પગે લોકસેવા કરીની કમાઇ મેળવનારા પાયાના રચનાત્મક કામો કરનારા એવા લગોટીયા મિત્રોને જુદા પાડવાનુ કામ રાજકારણે કર્યું!

પરિણામે એક તેજસ્વી રચનાત્મક સસ્થા કોઈના રાજકીય કલેશને પોતાને ત્યા લાવીને તેજહિનતા અનુભવી રહી છે રાજકારણને આથી શુ ફાયદો ગેરફાયદો થયો તે તો ખબર નથી પણ આ સસ્થાને તો પાર વગરનુ નુકશાન થયું છે.

આ કિસ્સામા તો સ્પષ્ટ લાગે છે કે સસ્થાએ રાજકારણનો નિષેધ રાખ્યો હોત તો કુટુબ વિખાત નહિ સસ્થામા ગૂચ ઊભી થાત નહિ, અને લાબા વર્ષો સુધી હજુએ સેવાની જેમને જરૂર છે તેવા લોકોને યોગ્ય સેવા મળી શકત. કારણ કે રાજકારણને સસ્થામા અને જીવનમા સ્થાન આપવાથી સસ્થાના લગભગ બધા જ મુખ્ય ભાઇ બહેનોનુ ધ્યાન કોઇને કોઇ રાજકીય સ્થાન કે પોતે માની લીધેલા પ્રજાના રાજકીય ભલા માટે મથવામા છે

'બધા બ્રહ્મચારી થશે તો દુનિયાનુ શુ થશે!' એવી નાહકની ચિતા ભલે ન કરીએ પણ નાની એવી સખ્યા ધરાવતા સસ્થાના મુખ્ય સેવકોનું બધાનું ધ્યાન જો રાજકારણમા અને રાજકીય સ્થાન પર રહે તો પછી ધીરે ધીરે કરતા રચનાત્મક ક્ષેત્રમા જગ્યા ખાલી પડી જાય તેવી કલ્પના કરવાનું અશક્ય નથી

એટલે આટલા અનુભવથી ગાધીજી અને વિનોબાજી જેવાની સલાહથી આપણે એટલુ જરૂર શીખીએ કે રચનાત્મક કાર્યકરોએ પોતાની શક્તિ માત્ર લોકસેવા રૂપી રચનાત્મક કામમા જ રોકવી તે ધર્મ છે અને તેમ કરવામા રાજકારણના પૂર્ણ અભ્યાસી થવાનુ અને લોકોને અભ્યાસી કરવાનુ આપણે ભૂલવાનુ નથી એટલુ જ નહિ જરૂર પડયે તે માટેની સલાહ આપવાનુ પણ ચૂકવાનુ નથી અને તેમ કરવામાથી સાચી લોકશક્તિ ઊભી થશે કે જે આખરે પોતાના બધા જ અધિકારો હક્કો અને સ્વમાનનુ રક્ષણ કરવાને શક્તિમાન બનશે

---

ઈશ્વરે આપણને બે કાન દીધા છે અને બે આખો દીધી છે પણ જીભ તો એક જ આપી છે–એટલા માટે કે આપણે ઘણુ ઘણુ સાભળીએ અને ઘણુ જાણુ જોઇએ, પરતુ બોલીએ ઘણું જ ઓછું

—સોક્રેટિસ

# સંભારણાંની સાખું

હરિનભાઇ શાહ

## ગાંધીજીનાં સંસ્મરણો અને બીજી સાંભરણો

શાંતિકુમાર; પ્રકાશક: બાલગોવિંદ પ્રકાશન અમદાવાદ; કિંમત પાંચ રૂ.

ગાંધીજીને ખોબા મોઢાને દોઢ દાયકો તો થઇ ગયો. પરંતુ ગાંધીજીવનના ગર્ભાગારમાંથી તો હવે જ આપણે કંઇક બહાર આવવા લાગ્યા છીએ. એ વશીકરણ પૂરેપૂરું આહ્લાદક અને પ્રાસાદિક હતું જ. પરંતુ એટલા પડખોપડખ આપણે હમણાં સુધી હતાં કે ચિત્રની ઉત્તમતામાં તો તરબોળ રહ્યા પરંતુ એના રંગ, મિલાવટ કે ઋજુ રેખાઓનો લલિત ઉપહાસ નિરખવા જરા દૂર હટવું પડે તેમ હતું. એટલા આપણે હટી ચુક્યા છીએ, અને ગાંધીજીના જીવનની ઋજુ રેખાઓને 'ફ્રેમ'માં લાવનારા, સાત સન્મુખે ઊતરેલાં સંભારણાંઓ ટપોટપ ઝરવા લાગ્યા છે, બે હાથે ફરતી ઘટીમાથી જે ફેરી રમઝટ છૂટે છે એવી જ રસધાર બે હાથે લખાયેલું શ્રી૦ સ્વામી આનંદ અને શ્રી૦ શાન્તિકુમાર નરોત્તમ મોરારજીનું 'ગાંધીજીનાં સંસ્મરણો અને બીજી સંભારણાં' બની રહે છે.

ગાંધી-ઝીણા મંત્રણાઓનાં દાસ્તાન સૌએ સાંભળ્યા કે વાંચ્યા હશે. ગાંધીજીએ જ સગે હાથે મહંમદઅલી ઝીણાને 'કાયદે-આઝમ' તરીકે જગજાહેર કરવાનું નાકું પાકીસ્તાનીઓને પકડાવ્યું હતું તે તો આપણે જાણીએ છીએ. પરંતુ ઝીણાનું ઝેર ઉતારવા અને અહંકારના ટોચ્યા માર્યા કરતા એના નાકને પણ રીઝવવા માટે ગાંધીજીએ મંત્રણાઓ વચ્ચે તેલ-માલિશના ફાયદાઓ સંભળાવવાનો અને જલદી પચે તેવા ઘઉંના પાતળા ખાખરાઓ પણ મોકલવાનો ઝીણા-સાહેબ પર નિસર્ગોપચાર કર્યે રાખ્યો હતો તે તો આપણે આજે જ શાન્તિકુમાર અને સ્વામી આનંદ કહે છે ત્યારે જાણીએ છીએ. જે ચાગ કોઇ શકને મળવા મહાત્માજી અને નહેરુ કલકત્તા દોડી ગયા હતા તેનામા મળ્યા પછી ગાંધીજીને ગંધ આવી હતી કે ઇંગ્લેન્ડ-અમેરીકા વતી ભારતને લડાઇમા જોતરવા તે ધૂતારો બનીને જ આવ્યો હતો. અંતરના અવાજના કુવારા તરીકે ગાંધીજીને પેખનારા આપણે બધા આ પુસ્તક દ્વારા પહેલીજવાર આંખો ચોળતા ચોળતાં જોતા અને જાણવા પામીએ છીએ કે મરણતોલ ફટકા જેવા સ્વતંત્રતાના આપણા ૧૯૪૨ના આંદોલનનું નામ પાડવામાં નેતાઓને કેટલી કસરત કરવી પડી હતી!

'બ્રિટિશ હકૂમતને હિંદ છોડી જવાનું' કહેનારો કોઇ સચોટ છતાં સહેજે જનતાની બત્રીસીએ ચડી જાય એવો શબ્દપ્રયોગ ખોળવા ગાંધીજી સહિત સૌ મથામણ કરી રહ્યા હતા. ચર્ચામાં જુદાજુદા શબ્દો સૂચવાયા. કોઇએ કહ્યું Get out. ગાંધીજી કહે એમાં અવિનય ભર્યો છે. રાજાજીએ ઘણું કરીને Retreat કે Withdraw શબ્દ સૂચવેલો. ગાંધીજી કહે Orderly Withdrawal.'

પરંતુ ઘડ પડતી નહોતી અભણ લોકો પણ લડતના હેલે ચડે ત્યારે ઘડ દઇને એમને હૈયેથી છૂટે એવા શબ્દ હજુ જડતા નહોતા. હૈયામાં તો મંડાઇ ગયું હતું 'ક્વિટ ઇન્ડિયા' પણ હોઠે ન આવે! છેવટે જશ લઇ ગયા યુસુફ મહેરઅલી! ઇતિહાસમા કંડારાઇ ગએલા ગગનભેદી સૂત્ર 'ક્વિટ ઇન્ડિયા'ના સર્જક હતા યુસુફ મહેરઅલી! મહેરઅલીની જીભે આ સાક્ષાત્કાર સમા શબ્દને જન્મતા જોઇને ગાંધીજીથી આનંદમાં બોલાઇ ગયેલુ 'આમીન!' એ મહાન રણભેરીનો એમ જન્મ થયો.

તો પછી મતિ તો મહાત્માની પણ મૂંઝાઇ જતી. એમના શાગીર્દો પણ બેય બાજુએ સરખે સરખા વહેંચાઇ ગયા હોય તેવું પણ ક્યારેક બનતું. આમ ત્રાજવું જ થીજીને ચોટી ગયું હોય ત્યારે ભલે ઇશ્વર સૂઝાડે તેમ ચાલતું હોય તો પણ ઇશ્વર-જુદા જુદા નેતાઓને કે અંતેવાસીઓને જુદું જુદું સૂઝાડે તો પછી કરવું શું? એવી નીંગઠ ગાંઠ જેવી પળના છૂટકારા માટે ગાંધીજી પણ ક્રિકેટના કેપ્ટન જેવો જ 'ઇલમ' વાપરતા-ટોસ (સિક્કો) ઉછાળવાનો! 'કોઇ વાત અગે બેઉ પાસાં સરખાં જ વજનદાર ઠરે, નિર્ણય લેવામા મૂંઝવણ ઊભી થાય, ત્યારે ઘણી વાર સિક્કો (ટોસ) ઉછાળતા.' ઘણા લોકોને આ ન ગમતું. ધાતુના ટૂકડાને આમ કાજી બનાવવામાં બુદ્ધિનું દેવાળું લાગતું. પરંતુ ગાંધીજી પાસે ખુલાસો હતો: 'માણસ સ્ખલનશીલ છે. પોતાની જ અક્કલ હુશિયારી પર માણસ મુસ્તાક રહે એમાં એનું

મિથ્યાભિમાન, ગર્વ, રાગદ્વેષ ભળેલાં હોય એટલે એને હાથે ખોટો નિર્ણય લેવાવાનો વધુ સંભવ એના કરતા સિક્કો ઉછાળીને નિર્ણય મેળવવામા એ પોતાની વાતનો ફેંસલો ભગવાનને ભળાવે છે'

આવી તાજેતાજી સાખું જેવી વેડી લીધેલી આંબ રસોનો મોટો ઢગલો આપણને લેખકોએ આપ્યો છે ગાંધીજીના જીવનની મજાની ઝીણી ઝીણી, ફૂલી ફૂલી કાચરી ભેડાતી રહ્યા હોઈએ કે કાતળીઓ ચૂસી રહ્યા હોઈએ એવો રસાસ્વાદ સાભરણોનું પુસ્તક દઈ રહે છે

ગાંધીજીને હાથે એક આખો યુગ પ્રવર્તી ગયો એની કોણ ના પાડશે? ગાંધીકાળની જૂની પ્રતિષ્ઠા આજે ઘસાઈ ગએલી કદાચ લાગશે ગાંધીવિચાર કદાચ પેન્શન પર ઊતરી ગએલો પણ વહેવારમા હવે લાગે પરંતુ ગાંધીજીના જીવનના ફળ તો કેટલીએ પેઢીઓ સુધી આપણે ભોગવ્યા કરવાના છીએ એમાનુ શ્રેષ્ઠ ફળ આપણી સ્વતંત્રતા તો અજરામર રહેવાની ત્યારે એના પ્રબંધક ગાંધીવાદ અને ગાંધી મહાત્મા પર મશરૂવાળા, કુમારપ્પા કે કાલેલકર આગાર ગ્રંથો લખશે પ્યારેલાલ કે સુશીલા નૈયર ઉચ્ચાત્માની રજોટી પણ ડાયરી ગ્રંથો ભરી ભરીને આપશે આ બધા પછી પણ ભીડી ગયેલી કીટ દર્શનમાથી જાગેલા સંસ્મરણોની સુવર્ણરજ પકડવાનુ તો બાકી રહેશે જ આપણી જ ગરજે કસબી ધૂળધોયાઓ કામે લાગે તેની રાહ જોવી જોશે બે પાવરધા ધૂળધોયાઓએ સુવર્ણરજની પોટલી આ પુસ્તક દ્વારા આપણને હાથોહાથ પહોંચાડી છે ગાંધીજીની રાજકીય છબી તો દેશે ઘર ઘરમાં જોઈ છે સત્ય અને અહિંસા જેવા એમના શાશ્વત સૂત્રો હતા તો ખાદી અને ગ્રામોદ્યોગ જેવા તુલનાત્મક મૂલ્યો પણ હતા અને એમના ભાથામા એમના કાળ માટે અસરકારક એવા રાજકીય શસ્ત્રો પણ હતા પણ એ બધાની કલ ખેલનારા ગાંધીજીના જીવનમા જે દયો રેડાએલા હતા તેનો અચ્છો ખ્યાલ આ સાભરણો આપે છે ગાંધીજીને ભોંયતળિયાવાળા મકાનો જ ભાવે અને માળવાળા મકાનોથી ઉબકા આવતા એનુ પણ રહસ્ય હતુ આગાખાન મહેલના જેલવાસમા મહાદેવભાઈ અને કસ્તૂરબાની ચેહ જોઈને ગાંધીજી ભારે હલી ગયા હતા થોડો વખત તો ગાંધીજી બન્નેની ભસ્મનો રોજ પોતને કપાળે ચાંદલો કરતા વહાલાંની યાદ માથે ચડાવવા માટે પરંતુ કિશોરભાઈએ ધ્યાન ખેંચ્યુ કે હિંદુ સંસ્કાર પ્રમાણે આ અવશેષનો ચાંદલો અવળો ગણાય અને ગાંધીજીએ તુરત જ બંધ કરી દીધુ ભસ્મનો એથીય મોટો દાહકાર થઈ ગયેલો. 'સુંદર બરફીમા ચાળેલી છાણાની રાખ' જોઈને જમનાલાલ બજાજના વિધવા જાનકીદેવી જુહૂના બંગલામા, ભારે કાળજીથી દીકરા કમલનયને હતમંજન મૂકાવી રાખ્યુ છે ગાંધીને મંડ્યા હતા દાંતે ઘસવા. 'આ શુ કરી રહ્યા છો?' એમ કોઈએ રોક્યા અને રોક્યા ત્યારે જ અરેરાટી નીકળી ગઈ કે આ તો આગાખાન મહેલની જેલમાથી આવેલી કસ્તૂરબાની અને મહાદેવભાઈની ભસ્મ હતી!'

પાણી રોતા રોઈએ તેમ ગાંધીજીના સાન્નિધ્ય પર ફરી વળતા લેખકના મન ચક્ષુએ કેટલાક ખેપાની રહસ્યો પણ પુસ્તક દ્વારા ધરી દીધા છે

ગાંધીજીને આગાખાન મહેલ–જેલમા ઘાલ્યા પછી શરૂઆતમા તો પેટના દીકરા દીકરી સિવાય બીજા કોઈને સરકાર ઘરવા જ ન દે પૂના ખાતેના કાયમી યજમાન લેડી પ્રેમલીલા ઠાકરસીને પણ ઢૂકવા ન દે, છતા રસ્તો કાઢ્યો પર્ણકુટીની અગાશીમાથી મોટુ દૂરબીન માંડ્યુ અને આગાખાન મહેલ–જેલના દર્શન ચંદનમાથી વાવડ વીણવા લાગ્યા આ દૂરબીનિયા ચોકીમા એક વખતે મોટા ભડકા દેખાયા કઈ ગમ ન પડે પરંતુ બંધ જ ગુપ્ત રાખેલી મહાદેવભાઈના અવસાનની વાત ફૂટી જ

ઝીણાની વેતરણો ચાલતી હતી તેવે સમયે ગાંધીજીના પંચગીનીના મુકામમાથી રાજાજીએ એક તાર ઝીણાને કર્યો. રાજાજીએ સાવ ખાનગી રાખ્યુ હતું પરંતુ એમની કઠણાઈ કે બીજે દિવસે શાંતિકુમાર પોસ્ટ ઑફિસે ટપાલ લેવા ગયા ત્યારે રાજાજીએ તારના ઓછા ચુકવેલા પૈસાની ઉઘરાણી કરી અને આખો ભેદ ફોડી નાખ્યો!

સાભરણો ધૂમતી ધૂમતી કસ્તૂરબાની ચેહમા જે મડાગાંઠ ઊભી થઈ, દેવો (દેવદાસ) ગાંધીજીની નજરે કેમ ઓછા ઊતર્યા અને બાની ચિતા આખરે ભડભડ બળવા લાગી દિલ્હીના હાકેમોના ફડફડાટવાળા ટેલિફોનો પણ ટાઢા થયા અને ઝાડ નીચે ખુરસી નાખીને બાના અવશેષોને ઊડી જતા જોઈ રહેલા બાપુજીને સૌએ કહ્યુ કે હવે અંદર જાઓ ત્યારે મુગા મંતર કરી દે તેવુ જે બાપુ બોલ્યા તે કહી દે છે 'જિંદગી આખી સાથે ગાળી હવે અત્યારે અરધા

ધાક મારે કેમ છોડી જાઉં?'

વળતે દિવસે ફૂલ વીણતી વખતે કસ્તૂરબાની ૨ બંગડીઓ અકબંધ રાખમાંથી નીકળી ! બુદ્ધિ બડી કે એ તો કાયરપુરુ હશે? પરંતુ એને ફેસવો ...ની હાજરીમાં મનુબહેન ગાંધીએ કરાવ્યો. દેવતામાં ... વાપરતા તેવી જ વધારાની બીજી બંગડી નાખી સ્વાહા થઇ ગઇ.

'રોજ રાત્રે મારી પથારીને ઓશીકે બે નોટબુકો કજે. દરરોજ સવારે ઊઠીને કંઇક ટપકાવીશ.'

પોતાના જ કાળજા જેવા કસ્તૂરબા અને મહાદેવ-ભાઈને જેલની અંદર જ વળાવીને ગાંધીજી આવ્યા હતા. ...ને વિષે ગાંધીજી લખાવતા જાય તેવો બધાનો બહુ ...ગ્રહ થયો એટલે છેવટે ગાંધીજીએ ઓશીકે નોટબુકો ...કવાની સૂચના આપી. સવાર પડે અને સૌ એ ...શીકાની નોટબુકો ફફેળે—ગાંધીજીએ શું ટપકાવ્યું ...ણવા. પણ નોટો કોરી જ રહી. એવું એમનું હૈયું ...રાઇ ગયું હતું. બિચારા બાપુ! પૂછપૂછનો જવાબ ...ના, 'ઘણો પ્રયત્ન કરું છું પણ અતિ નિકટ તેથી ...ઇ જ લખી શકાતું નથી.'

બિરલા અને બજાજની લક્ષ્મી ગાંધીજીના પગ ...તી હતી પરંતુ એમની આપખે પંડજ નહોતા ચંડાયાં. ...ન્તિકુમાર કહે છે કે પ્રાર્થના અંતે થતા હરિજન ...ળામાં ત્રાંબાનાં કાવડીયાં કેટલાં આવ્યાં તે ગાંધીજી ...ાસ પૂછતા. ગરીબના કાવડીયાનું મૂલ તેમને મોટું ...તું. પરંતુ લેખકે, એમનો હળવો, બહાર 'સંભારણાં' ...રા પીરસવાનું નથી રાખ્યું. ગાંધીજીનો કસ સર્વાંગી ...તે ને ભાતે પુસ્તકમાં ચિતરેલો છે. બીજું મહાયુદ્ધ ...રૂ થયું. ગાંધીજીએ કાંઇક કહેવું ન જોઇએ? દુનિયામા ...મના બોલની રાહ જોનાર કોઇ નહિ હોય! નિવેદન ...રવું કે નહિ તેના પર અંદરોઅંદર મહાસભાજીની ...ડળીમાં મતભેદ થયો. બાપુએ સૌને નક્કી કરી લેવા ...તની મુદત આપી. વિજય રાજાજીનો થયો અને નિવેદન ન થયું. પરંતુ મુસદો હાજર હતો ગાંધીજીનું એ નહિ અવતરેલ મહત્ત્વનું નિવેદન લેખક વાચકોને આપી શકયા છે.

ગાંધીજીને યંત્રો કે દવીજનાના દુશ્મન માનનારા પોતે જ આ પુસ્તક વાંચીને જડ જાહેર થશે હાથબના-વટના કાગળ મારેના વીજળીના 'મીટર'ની ગાંધીજીની વકીલાત સાંભળવા મળે છે. અને 'સિંગરનો સંચો શોધનારે માણસને કાયમના વૈતરામાંથી ઉગારી લઇને સંસારનો મહાન ઉપકાર કર્યો છે' તેમ કહેનારા ગાંધીજી જ હતા. સિંગરના સંચામાં હજુ વધારે સુધારા શા કરી શકાય તેની ઝીણી સૂચનાઓ, હાથે આકૃતિ દોરીને ગાંધીજીએ વગર આમંત્રણે કંપનીને મોકલી આપી હતી.

ગાંધીજી સ્વરાજ પછી કોંગ્રેસનું શું કરવા માગે તેની ધડ પણ લેખક પાડે છે. ક્વિટ ઇન્ડિયાના ઐતિહાસિક એ૦ આઇ૦ સી૦ સી૦ અધિવેશનમાં ગોવાળિયા તળાવે જવા નીકળતાં પહેલાં ગાંધીજી, મૌલાના અને જવાહરલાલ વચ્ચે બિરલા હાઉસમાં વાત નીકળી પડી:

મૌલાના આઝાદ: 'સ્વરાજ્યમાં કોંગ્રેસની શી પોઝિશન રહેશે?'

ગાંધીજી: 'કોંગ્રેસે તો હમેશાં સરકારી તંત્રની બહાર રહીને જનતાના હિત માટે સરકાર પર દબાણ લાવતા રહેવું જોઇએ.'

પં૦ જવાહરલાલ: 'મને તો લાગે છે કે કોંગ્રેસે સત્તા લઇ જનતાનું હિત સાધવું જોઇએ.'

ગુરુદેવ ટાગોરના પારસી મંત્રી મોરીસમાથી 'મરીચિ' કેવી રીતે બન્યા અને ગોખલેનાં બીનના એકઝીકયુટરો કયા બે નામાંકિત ગુજરાતીઓ હતા તેની કથા પણ 'સાંભરણાં' કહી જાય છે.

લેખક પુસ્તક છાપવા બેઠા નહોતા. વનપક ફળની જેમ જીવનની કેટલીક સાંભરણો તેમણે તેમાં ઢલવી દીધી છે. રાસમાળાઓમાં ધણુંવાર ઇતિહાસ અને કાળનું રેશમ વણાઇ ગયેલું જોઇએ છીએ તેમ અહિ એક રસ-ભાંડો રજૂ થઇ છે. વખત જતાં કંઇ વાર લાગે છે.

સગી આંખે જોએલા ગાંધીજીના અવસાનને પણ એક પેઢી થઇ જશે. એવી પેઢી ઝડપથી આવી રહી છે જેણે ગાંધીજીને નજરે જોયા ન હોય. ગાંધીજીના અંતરંગની રોચક સાંભરણાં નવી વસ્તીમા ખાસ કરીને મોડું વાવેતર કરી જશે.

# યુનિયન

કો-ઑપરેટીવ ઇન્શ્યોરન્સ સોસાયટી લિમિટેડ

ભારતની એક અપ્રતિમ વીમા સસ્થા, જે તેના પોલિસી હોલ્ડરોને નફાનું બોનસ (આવકવેરા-મુક્ત) વહેંચે છે જેણે નીચે જણાવેલી વીમા યોજનાઓની પહેલ કરી છે –

★ ઢોર વીમા યોજના

★ પાક વીમા યોજના

★ જૂથ વીમા (અંગત અકસ્માત)

—: મોટા, મધ્યમ અને નાના પાયાના ઉદ્યોગો માટે :—

★ કૌટુંબિક વીમા યોજના

★ ખોટ જવા સામે વીમા યોજના

★ મશીનરી ભાંગતૂટ વીમા યોજના

સર્વ પ્રકારનું સામાન્ય વીમાનું કામકાજ કરવામાં આવે છે

શાખાઓ દેશભરમાં સર્વત્ર છે.

યુનિયન કો-ઑપરેટીવ ઇન્સ્યોરન્સ બિલ્ડીંગ

૨૩ પી એમ રોડ, કોટ, મુંબઇ-૧.

: હેડ ઑફિસ :

ફોન : ૨૫૫૨૩૬-૭

તાર : 'CO FIRE'

ડી. એન દેસાઈ.
મેનેજર

## રાષ્ટ્રીય સંરક્ષણ નિધિમાં
## ઉદાર હાથે મદદ કરો.

ઉના તાલુકા સહકારી ખરીદ વેચાણ સંઘ રાષ્ટ્રીય કટોકટીમા પોતાની ફરજ અદા કરવા માટે કટીબદ્ધ છે

ઉના તાલુકા સહકારી
ખરીદ વેચાણ સંઘ

**ઉના**

જિ૦ જૂનાગઢ
ફોન ન૦ ૭

## લાલજીભાઈ ગોકળદાસ
મેટલ વર્કસ

પિત્તળના પાટા સરકસ તથા
– વાસણો માટે –

ધાતી રોડ, મોરબી.





With Best Compliments
From :–

**'AMER FINANCE BOMBAY (P) LTD.'**

ના સૌજન્યથી

સર્વોત્તમ ખાંડ માટે

## નોર્થ બિહાર સુગર મિલ્સ, લિમિટેડ

ઇન્ડિયા એક્સચેન્જ
કલકત્તા—૧
ફોન : ૨૨-૧૦૭૨  ગ્રામ : NOBISUGE

મિલ સ્થળ:
રેલ્વે સ્ટેશન, બગહા,
પો. ઓ. નારાઇપૂર
જિ. ચંપારણ (બિહાર)
(ગ્રામ: KANORIA)

અપર ગેન્જીઝ સુગર મિલ્સ લિમિટેડ
ધ ઔંધ સુગર મિલ્સ લિમિટેડ
ન્યુ ઇન્ડિયા સુગર મિલ્સ લિમિટેડ
ધ ન્યુ સ્વદેશી સુગર મિલ્સ લિમિટેડ
ભારત સુગર મિલ્સ લિમિટેડ
ગોવિંદ સુગર મિલ્સ લિમિટેડ

શેરડીમાંથી

**શુદ્ધ કણીદાર ખાંડ**

બનાવનાર

મેનેજિંગ એજન્ટ્સ

**ધ કોટન એજન્ટસ પ્રાઇવેટ લિમિટેડ**

ઇન્ડસ્ટ્રી હાઉસ, ૧૫૯, ચર્ચગેઈટ રેકલેમેશન,

મુંબઈ—૧

# વૈષ્ણવજન

[ પરપીડાહારી લોકોપકારી વિશ્વજન એ જ ઉપાસ્ય ॥ ]



૧૯૦

રૂપાયતન

પ્રકાશન

જાન્યુઆરી ૧૯૬૪

સાંસ્કૃતિક સમન્વય ઝંખતું 'રૂપાયતન'નું માસિક મુખપત્ર

# વૈષ્ણવજન



વર્ષ ૨ : ('પ્યારાબાપુ' વર્ષ ૧૬) : : અંક ૧૦ : સળંગ અંક ૧૯૦ : જાન્યુઆરી : : ૧૯૬૪

અનુક્રમ



સંપાદક નવીન ગાંધી

સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે આ પ્રસિદ્ધ થાય છે

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલિકમાં હશે, તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે

* * *

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંસ્થા તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

*

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું

સામાન્ય રીતે કૃતિના સ્વીકાર બાબત પખવાડિયામાં જવાબ આપવામાં આવે છે

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઑફપ્રીન્ટ્સ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી અઠવાડિયામાં લેખકોને મોકલાય છે

લવાજમ

દેશમાં (વરસનું) છ રૂપિયા

પરદેશમાં બાર શિલિંગ

વૈષ્ણવજન, રૂપાયતન, ગિરિતળેટી

જૂનાગઢ

: ફોન નં. ૮૮ :

પ્રકાશક અને મુદ્રક • ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ










# ઈલાઈટ

## તેમના વેચાણની યાદી આપેછે

સૌરાષ્ટ્ર ગુજરાતમા છેલ્લા પંદર વર્ષોથી ખેતીવાડી રસાયણો તથા ઔદ્યોગિક ક્ષેત્રના વિકાસમા અમારો અમૂલ્ય ફાળો આપી રહ્યા છીએ।
















ઈલાઈટ
એન્જીનીયરીંગ કું
શો રૂમ ગરફોર્ડ સિનેમા પાસે
પો.બો.નં ૨૪૨ રાજકોટ (ગુજરાત)

## રૂપાયતન પ્રકાશન

### જૂનાગઢ

☆

| | |
|---|---|
| આવા હતા બાપુ—૧-૨-૩-૪.... | ૨—૦૦ |
| ગાંધી-ગુરુ .... .... | ૧—૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન .... | ૧—૨૫ |
| અલ્લાહના બંદાઓ .... | ૦—૩૭ |
| મસ્તીની પળોમાં .... .... | ૦—૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા .... | ૦—૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા .... | ૦—૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા .... .... | ૦—૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા ... .... | ૦—૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા.... | ૦—૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા.... | ૦—૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ૦—૧૫ |
| રામતીર્થની રત્નમાલા .... | ૦—૩૫ |




સુંદર છપાઈ માટે ઉત્તમ બ્લૉક

► વિવિધરંગી બ્લૉક

► અને ડીઝાઈન માટે




પ્રોસેસ સ્ટુડીઓ

તિલકરોડ, અમદાવાદ

# નવજીવનનું ગાંધી સાહિત્ય



## નવાં પ્રકાશનો

| | |
|---|---|
| ગ્રામ સ્વરાજ | ૨—૦૦ |
| શ્રીરામચરિત | ૫—૦૦ |
| ગાંધીબાપુ | ૧—૫૦ |
| ગીતા અને કુરાન | ૩—૦૦ |
| આપણે સૌ એક પિતાનાં સંતાન | ૩—૦૦ |
| પાયાની કેળવણીમાં અનુબંધની કળા | ૨—૦૦ |
| ખાદી શા માટે? | ૩—૦૦ |
| ભાવિ સમાજરચનાની દિશામાં | ૪—૦૦ |
| ગાંધીવિચારદોહન | ૨—૦૦ |
| હિંદના સરદાર | ૨—૦૦ |
| કિશોરલાલભાઈના જીવનપ્રસંગો | ૧—૦૦ |
| જીવનવ્યવસ્થા | ૪—૦૦ |

નવજીવન ટ્રસ્ટ
અમદાવાદ—૧૪



## સ્વર્ગ અને પૃથ્વી

સત્યાનંદ

મહર્ષિ દુર્વાસાની ક્રોધથી રાતી ચોળ થઈ ગયેલી આંખો જોઈને ય મુદ્‌ગલ જરા પણ વિચલિત થયા નહિ. એમણે બે હાથ જોડીને નિવેદન કર્યું : 'ભગવાન! પાદ–અર્ઘ્ય ગ્રહણ કરો. પછી હું અકિંચનથી જે કાંઈ પીરસી શકાય તે ભોજનનો સ્વીકાર કરી ઉપકૃત કરો.'

'એમ, તું મને ભોજન કરાવવાનો? જાતે પંદર દિવસમાં એક અન્ન ગ્રહણ કરનારો તારા જેવો દરિદ્રી બ્રાહ્મણ મને પેટપૂર જમાડી શકવાનો?' દુર્વાસાએ પોતાની સફેદ દાઢી પર હાથ પસાર્યો અને કરડા સ્વરે પૂછ્યું.

'મુજ રંકના ઘરમાં જે કંઈ હશે તે જરૂર આપની સેવામાં અર્પણ કરીશ, ભગવાન.'

ઉન્મત્ત શા પોતાની જટા ખેંચતા દુર્વાસા બોલ્યા· 'વારુ, લઈ આવ.'

પંદર દિવસમાં કપોત–વૃત્તિથી સંઘરેલુ (ફસલ ઉતર્યા પછી ખેતરમાંથી વીણી લીધેલું) સઘળું અન્ન તત્ક્ષિણ ઝાટક થઈ ગયુ મહર્ષિએ ધરવનો ઓડકાર ખાધો અને ચાલતી પકડી. મુદ્‌ગલના મુખ–મંડલ પર પૂર્વવત્ સ્થિરતા હતી. એમણે નિરાહાર રહીને પંદર દિવસો સુધી ફરી પાછી કપોત–વૃત્તિ કરી અને અન્ન સંઘર્યું. બરાબર સોળમે દિવસે મહર્ષિ ફરી પધાર્યા અને મુદ્‌ગલનો સઘળો સંઘરો ખાલી કરતા ગયા, પણ મુદ્‌ગલના મુખ–મંડલ પર તો પૂર્વવત્ સ્થિરતા જ કાયમ રહી. આ જ રીતે છ પખવાડિયા સુધી મુદ્‌ગલે કપોત–વૃત્તિ જારી રાખી અન્ન એકઠું કર્યા કર્યું અને મહર્ષિએ આવીને આરોગ્યા કર્યું.

મુદ્‌ગલની પત્ની અને એકના એક પુત્રને ત્રણ મહિનાના ઉપવાસ થયા ને તેઓ કૃશકાય અને ક્ષીણ થઈ ગયા પરંતુ ત્રણેમા કોઈના ચહેરા પર અસંતોષની રેખા સરખી ય ફરકી નહિ.

આ બ્રાહ્મણ ગૃહસ્થ મુદ્‌ગલની સત્યનિષ્ઠા અને ધર્મપરાયણતાની કીર્તિ તેની જન્મભૂમિ કુરુક્ષેત્રની સીમા ઓળંગીને કેવળ સમસ્ત પૃથ્વી ઉપર જ વ્યાપી વળી એટલુ જ નહિ, છેક દેવલોકમા પહોંચી ચૂકી હતી. મહર્ષિ દુર્વાસાએ એની ધર્મ–નિષ્ઠા તથા અપાર–ધૈર્યની પરીક્ષા કરવાને જ આ કઠોર ષડ–યંત્ર રચ્યુ હતું. છેવટે એમણે પોતાનું અસલ રૂપ પ્રકટ કર્યું અને કહ્યુ· 'મુદ્‌ગલ! હુ તમારા ઇન્દ્રિય–દમન, ધીરજ, નિર્મત્સરતા તેમજ અલૌકિક ત્યાગ જોઈને અત્યન્ત પ્રસન્ન થયો છુ. અને હું જ નહિ, દેવતાઓ પણ તમારા આ અનુપમ ગુણોની પ્રશંસા કરે છે. હમણા જ તમારા કાજે સ્વર્ગલોકમાથી વિમાન આવી પહોંચશે. દેવદૂત તમને સપરિવાર સ્વર્ગમાં લઇ જશે.'

એટલામા જ પ્રભાપૂર્ણ દેવ–વિમાન આવી પહોંચ્યું. તેની અલૌકિક જ્યોતિથી આખું કુરુક્ષેત્ર ઝગાંહળા થઈ ઊઠ્યુ.

દેવદૂતે આગ્રહ કરીને જણાવ્યું: 'બ્રહ્મર્ષિ! આપે આપના કર્મથી સ્વર્ગના દેવતાઓને અત્યંત પ્રસન્ન કરી લીધા છે. આપને સદેહે સ્વર્ગમા લઈ જવા માટે એમણે મને આ વિમાન સાથે મોકલ્યો છે.'

મુદ્ગલે વિનમ્રભાવે કહ્યું: 'દેવદૂત! આપનો આગ્રહ અને દેવોનો અનુગ્રહ મને શિરોધાર્ય છે. પરંતુ, સ્વર્ગમાં લઈ જાઓ તે અગાઉ જરા મને ત્યાંના નિવાસીઓના ગુણ-દોષ વિશે જણાવો. પૃથ્વી અને સ્વર્ગમાં ભેદ શો છે?'

દેવદૂત કહે: 'મહર્ષિ, આપની નમ્રતા શ્લાઘનીય છે. સ્વર્ગમાં આપ જેવા તેજસ્વી ધર્મનિષ્ઠ પુરુષો આવે છે. ત્યાં નાસ્તિક અને અધર્મીને પ્રવેશ નથી. પૃથ્વી પર જે સુખોની કામના માટે લોકો તપસ્યા કરે છે, તે સઘળું તો ત્યાં સહજ જ મળે છે. ત્યાં ઋતુઓ સદાય સુખદાયી છે. પુષ્પો સદાય વિકસિત રહે છે. નન્દન-વનની સુષમા અપ્સરાઓનું શાશ્વત સૌન્દર્ય ત્યાં જ ઉપલબ્ધ છે. ત્યાંના રહેનારાઓની સઘળી ઈચ્છાઓ પૂરી થાય છે. જે જે ઐશ્વર્યો માટે પૃથ્વીના નિવાસીઓ તપસ્યા કર્યા કરે છે તે તમામ ત્યાં મળે છે. પૃથ્વી કર્મભૂમિ છે અને સ્વર્ગ ભોગભૂમિ. આપે જે શુભકાર્યો અહીં કર્યા છે તેનું ફળ આપને સ્વર્ગમાં મળશે.'

'આ તો સ્વર્ગના ગુણ કે દોષ?' મુદ્ગલે પુનઃ આગ્રહ પ્રશ્ન કર્યો.

દેવદૂતે જણાવ્યું: 'સ્વર્ગમાં મનુષ્યો પોતાના પૂર્વકૃત કર્મોના ફળ જ ભોગવી શકે છે, કર્મ કરી શકતા નથી, અને તેથી જ પૂર્વાર્જિત કર્મોના ભોગના ભોગની સાથે ક્ષય પણ થતો જાય છે અને પછીથી—એટલે કે સમસ્ત અર્જિત કર્મોની સમાપ્તિ બાદ, એ વ્યક્તિ ફરી પાછી પૃથ્વી પર આવી પહોંચે છે પૃથ્વી પર આવતાં વેંત જ તેનું જ્ઞાન મોહથી નાશ પામે છે. મુદ્ગલ! બ્રહ્મલોકથી માંડીને ઉપરના સઘળા ભોગ લોકોનો એક માત્ર દોષ આ છે.'

મુદ્ગલે હાથ જોડીને નિવેદન કર્યું 'દેવદૂત! આપના દેવતાઓના અનુગ્રહનો હું સદાય ઋણી છું. પરંતુ, હું પૃથ્વી પર રહીને જ કર્મ કરવા ઈચ્છું છું. એવા સ્વર્ગમાં જઈને હું શું કરીશ, જ્યાં કેવળ કર્મોનું ફળ જ ભોગવી શકાય છે? જવાનું જ હશે, તો આજીવન કર્મ કરીને આયુષ્યની સમાપ્તિ પછી જ જઈશ.'

મહર્ષિ દુર્વાસા અને દેવદૂત ચકિત થઈ મુદ્ગલ ભણી એકી નજરે જોઈ રહ્યા

---

## કેનેડીની શહાદત

કેટલું સૂચક!
ગોળી વછૂટી, કંઠ વિંધાઈ ગયો.
લોહિયું લથડી પડ્યું.
કિંતુ ભવ્ય અવાજ જેને ડામવા
ગોળી વછૂટી, એ ક્ષણે પ્રસરી રહ્યો
વાતાવરણમાં,
ખંડે ખંડે,
દેશ દેશે,
શહેર શહેરે,
એમ ઘર-હૈયા વિષે.
કેટલું સૂચક!
છો કરે શયતાન લાખ કરોડ વાનાં
છે શહીદી માનવીની કોઈ કાળે વ્યર્થ ના.

સરોદ

## પાછો ફરું!

ના અગી પાગ્યો નજરનું, તો ભલે પાછો ફરું!
બેકદમ આગળ વધ્યો: અફસોસ ના એનો કરું!

હો ભલે અરમાનનાં ખંડેર નિર્જર્યાં કાયમી;
જે મને તજતાં ન, એની ધૂળ પણ માથે ધરું!

છો ગયો દીવો ઠરી મેં કૈંક વેળા પેટવ્યો;
હાથ થાકયો છે, હૃદય પણ કેમ અંધારે ભરું!

હું પછાડો ખાઉં છું, દુનિયા જુએ યા ના જુએ;
ના દયા ખપતી મને છોને ઉપર હું ના તરું!

પહાડ તો શું ફૂલ પણ કૈં આંસુએ પીગળ્યાં નથી;
હું નથી એવો જ, કે ખપ્પર લઈ જ્યાં ત્યાં સરું!

ઢૂંઢતાં ઘર આવતાં જો દર્દ, તો હુંયે વરું!
ભાંગશે છાતી ન મ્હારી, મદ હવે એનો હરું!

હસિત બૂચ

# ભીતરની ગોઠડી

મકરન્દ દવે

કેમ તને સમજાવું મિતવા, સાનમાં?
થોડી ઝાઝી વાત કરી દઉં કાનમાં,
ભલે થાય ભીતરની આજે ગોઠડી.
હરિ હાં, સુજને, અવિનાશી સંપદ શી રીતે સાંપડી.

દુનિયા મારી છાઈ હતી છાપાળવી,
ખબરો છાપું રોજે રોજ નવી નવી,
તાર-ટપાલ તણી મારે નહોતી મણા,
હરિ હાં, પણ ત્યાં, વાવડ આપે કોણ મને વ્હાલા તણા?

એક દિવસ પણ ટહુકો ઓચિંતો થયો,
અધરાતે મધરાતે મન વીંધી ગયો,
ભીતર કોઇ બોલે બોલ અમોલ રે,
હરિ હાં, પળપળ, બોલ હરિ રે બોલ હરિ, હરિ બોલ રે.

ચકિત ચકિત એ'ચાઉં અદ્ભુત વેણમાં,
ચકિત ચકિત નિરખું અંધારી રેણમાં,
બોલ હરિ! હરિ બોલ! કહે કોઈ ભીતરે,
હરિ હાં આ તે, ભમણા કે સંદેશ ખરો ભવસાગરે?

ખબર પડે કે ત્યાં તો હરદમ ફૂટયાં,
સ્વરનાં પાગલ પૂર મને ઘેરી વળ્યાં,
ઘટ રહી જાય તણાતી ઘેલી જિન્દગી,
હરિ હાં, હેલી, અનરાધાર અહોનિશ પ્રેમઝડી લાગી!

દિવસે માંડ દબાવું દરદીલી દશા,
રાત પડયે પણ વેણ વછૂટે વીજ શાં,
છાતીફાટ રહું, શી વિધ પીડા સહું?
હરિ હાં, મેલો, ક્યાં હું જાઉં? કરું શું? આ કોને કહું?

પીળું પાંજર પડ બનેલું ઝૂરતાં,
કોઈ શું જાણે? ઓસડ સાવ અપૂરતાં,
ભેદ પામવા ભટક્યું ઘોર વને વને,
હરિ હાં, ત્યાં તો, અંતરજામી ભેટ્યા ઘર બેઠાં મને.

પરગટ મળ્યા પુકારું તો લાજી મરું,
હરખ હરખ ભર એના ગુણ ગાયા કરું,
'જય હરિ! જય હરિ!' સીધું ને સાદું રટી,
હરિ હાં, મારે, જનમારાની જીત થઈ ગઈ સામટી.



# સાચો શત્રુ

શિવસુંદરમ્

જૈનોના આદિ તીર્થંકર ઋષભદેવ.

ઋષભદેવ રાજર્ષિ હતા. તેમને બે કુમાર. મોટા કુમારનુ નામ ભરત, જ્યારે નાનાનુ નામ બાહુબલી. ભરત અને બાહુબલી સાવકા ભાઇ હતા છતાં તો આ બંને ભાઇઓ વચ્ચે સુંદર પ્રેમ હતો

પરંતુ, જર, જમીન અને જોરુ, એ ત્રણ કજિયાના છોરુ આમ જમીન, રાજ્યના લીધે બંને ભાઇઓ વચ્ચે ઝઘડો પેઠો રાજર્ષિ ઋષભદેવે વિચાર્યું

'ભરત મોટો કુમાર છે મોટો કુમાર જ પાટવી કુમાર કહેવાય, અને તેને જ રાજગાદી ઘટે પરંપરાથી એ જ ચાલ્યુ આવ્યુ છે '

આ ખ્યાલે ઋષભદેવે પોતાના ગાદીના વારસદાર તરીકે કુમાર ભરતને જાહેર કર્યો અને પોતે સંન્યસ્તની દીક્ષા લીધી

આ વાત બાહુબલીને બહુ લાગી આવ્યુ તેનામા યથા નામ તથા ગુણ હતા પોતાના બાહુબળ માટે સારાયે રાજ્યમા તે વિખ્યાત હતો એટલે તેને થયુ

'મારા અતુલ બાહુબળને ખ્યાલમા રાખીને પિતાએ મને જ ગાદી સોંપવી જોઇએ અરે, ખુદ ભરતે જ વચમાથી ખસી જવુ જોઇએ, અને બાહુબળવાળા એવા મને રાજ્ય સુપ્રત કરવુ જોઇએ વળી ભરત જો આ રીતે વચમાથી ખસી જઇને મને ગાદી સુપ્રત નહિ કરે, તો પછી હું છુ ને તે છે !'

આમ ભરતને સીધો પડકાર ફેંકતા તેણે કહ્યુ 'એટલેજી ભરત થઈ જાવ તૈયાર ! મારી સાથે મુષ્ટિયુદ્ધમા ઊતરો પોતાના બાહુબળના જોરે જે જીતશે, તે રાજ્યનો સ્વામી થશે. એ તો જેનુ જોર તેનો મોર !'

ભરતને રાજ્ય ચલાવવાનુ હતુ એ ન્યાયી માણસ હતો. તેને થયુ 'જો રાજ્ય ચલાવવુ હશે, તો મારા જ ભાઇનો આ પડકાર મારે ઝીલવો પડશે મારા ભાઈ કરતા મારામા વધુ બાહુબળ હશે, હું સારો યોદ્ધો પુરવાર થાઉં, તો જ હું રાજ્ય ચલાવવાને લાયક ગણાઉં નહિતર, લોકોમાં મારી હાંસી થશે '

આ વિચારે તેણે બાહુબલીનો પડકાર ઝીલી લીધો.

બંને ભાઇઓ મુષ્ટિયુદ્ધ માટે મેદાને પડ્યા.

એક રાજકુમારની હેસિયતથી ભરતને પણ આ યુદ્ધનો અનુભવ તો હતો જ. પોતાની શક્તિ અનુસાર બાહુબલીનો સામનો કરવા લાગ્યો; તે બાહુબલીને જલદી મચક આપતો નહોતો આ જોઇને બાહુબલીને મનોમન ક્રોધ ચડ્યો તેને થયુ. 'મુષ્ટિયુદ્ધમા ભરત મારા સામે આટલી બધી વાર સુધી ટકી શકે એમ ? પછી મારું બાહુબળ ક્યા રહ્યું ! લાવ, તેને કપાળ વચ્ચોવચ્ચ મારી વજ્ર મુષ્ટિનો પ્રહાર કરું !'

આ વિચારે તેના રૂંવે રૂંવે ક્રોધ વ્યાપી ગયો, તેણે ભારોભાર રોષમા આવી જઇને ભરતને મારવા માટે હાથ ચડાવીને એક દૃઢ મુક્કી ઉગામી અને ખરે, આ જ મુક્કી જો ભરતના કપાળમા વાગે તો ભરતનું પ્રાણપંખેરુ ત્યા ને ત્યા ઊડી જાય એ વાત નક્કી હતી પરંતુ ત્યા જ બાહુબલીના સંસ્કાર જાગી ઊઠ્યા તેનુ વિવેકી મન તેને કહેવા લાગ્યુ 'ખરેખર, હું બળવાન છુ ? કે પછી ક્રોધ મારાથી બહુ બળવાન છે ? ક્રોધને વશ થઈ હું મારા મોટાભાઈ સામે વજ્રમુષ્ટિ ઉગામી રહ્યો છુ અને તે પણ એક નાચીજ રાજ્ય લેવા સારુ ! એના કરતા એ ક્રોધને જ વશ કરું એ જ શુ વધુ ઉચિત નથી ?'

આવો ઉમદા વિચાર આવતા બાહુબલીએ પોતાની એ વજ્ર મુષ્ટિની દિશા ફેરવી દિશા ફેરવવી પડે એમ હતી કેમ કે વીર પુરુષો એકવાર શસ્ત્ર ઉગામે છે તે કદાપિ મ્યાન કરતા નથી આ હિસાબે બાહુબલીએ પોતાના જ ભાઈના કપાળે મારવા માટે તૈયાર કરેલા વજ્ર મુષ્ટિ બાહુબળના જોરને પોતાના જ માથાના વાળ તોડી કાઢવામા વાપર્યું. તેણે એકેએક કરીને પોતાના બધા જ કેશ તાણી નાખ્યા, અને આ રીતે સાચુ જ્ઞાન પામીને એ જ ઘડીએ પોતાના મહાન પિતાના પગલે તેણે સંન્યસ્ત સ્વીકાર્યું.

# પિતાની પ્રાર્થના

એમ૰ બી૰ ડફી



મંગળ પિતૃત્વની ઊંચાઈએ પહોંચવામાં મને મદદ કર. મારી પ્રાર્થના છે કે મારા બાળકને તેનું પોતાનું જીવન જીવવા દઉં અને નહી કે જેવું જીવન જીવવાની મારી ઇચ્છા હતી. મારા નિષ્ફળ કાર્યોના ભારથી એને લાદી દેતા મને બચાવજે. અને જૂના જખમો રૂઝવવા એવો ઉપાય અજમાવવા લલચાઉં ત્યારે આત્મસમર્પણમાં સરી ન પડાય એટલી સ્થિરતા મને આપજે.

એના આજના આડાઅવળા પગના એને જે લાંબો પંથ કાપવાનો છે તેના અનુસંધાનમાં જોવામાં મને મદદ કર અને એની પા પા પગલી સામે ધીરજ રાખવાનું સૌજન્ય મને આપ.

તેની વયને અનુકૂળ તેના નાના નાના અડપલા ક્યારે હસી કાઢવા અને જેને માટે તેના હૃદયમાં ભય છે પણ જેના ઉપર તેનો કાબૂ નથી એવા આવેગોની સામે ક્યારે મજબૂત લંગર પૂરું પાડવું તે બાબતનું ડહાપણ મને આપ.

શિક્ષા કરતી વખતે મને હૂંફાળું હૈયું અને મૃદુ અવાજ આપ જેથી તેને લાગે કે વ્યવસ્થિતતાનો નિયમ તેના હિતમાં છે અને તે તેને તેના આત્મા સાથે જડી દે.

તેના તીખા શબ્દોના કોલાહલની વચ્ચે અને ધૂંધવાતા મૌનની ખાડીની આરપાર તેના દિલનું દર્દ સાંભળવામાં મને સહાય કર અને તે સાંભળીને અમારી વચ્ચેનું અંતર સહૃદયી સ્નેહ વડે પૂરવાનું સૌજન્ય મને આપ.

ચેપી પ્રસન્નતા અને જીવવાના આનંદને છિન્નભિન્ન કરતી બધી વસ્તુઓ મારા અવાજમાંથી ચાળી કાઢ અને મારા ભવાં પરથી ભૂંસી નાખ. એને બદલે મારા ચહેરાને એવો તેજસ્વી બનાવ કે મારા પાછલાં વર્ષો એને પ્રયત્ન કરીને પ્રાપ્ત કરવા લાયક સ્વર્ગભૂમિ જેવાં લાગે.

તેણે જે કર્યું છે તેને માટે ચીડાવાને બદલે તે જે છે તેના આનંદમાં મારો અવાજ ઉઠાવું એવી મારી પ્રાર્થના છે જેથી આત્મવિશ્વાસની લાગણી તેનામાં ઉત્તરોત્તર વધતી જાય.

એના પર એટલું બધું વહાલ મને વરસાવવા દે કે જેથી તેનામાં તેના માનવબંધુઓ પ્રત્યે મૈત્રીની ભાવના જાગે અને પછી તેના માર્ગે દૃઢ પગલે વિહરવા તેને છૂટો મૂકી દેવાનું ધૈર્ય મને આપ.

અનુ૰ ચંદ્રકાન્ત કાજી

---

અંગ્રેજીમાં બે શબ્દો છે જે આપણી પ્રાંતીય ભાષાઓમાં પણ રૂઢ થયા છે (૧) 'સ્ટેટ' અને (૨) સોસાયટી' એક વિદ્વાને 'સ્ટેટ' અને 'સોસાયટી' વચ્ચેનો સૂક્ષ્મ તફાવત સરસ રીતે સમજાવ્યો છે તેણે કહ્યું છે અંકુશોના નિયંત્રણ હેઠળ પોતાનો કારભાર ચલાવે તે 'સ્ટેટ', અને પોતાની જવાબદારી સમજીને સ્વાવલંબનપણે ચાલનાર સમાજ તે સોસાયટી' આમ 'સ્ટેટ' અને 'સોસાયટી' વચ્ચેનો ફરક સમજાવીને એ વિદ્વાન વિચારકે આગળ લખ્યું છે "બ્રિટન એ નવદશાંશ 'સોસાયટી' છે અને એકદશાંશ 'સ્ટેટ' છે અને એટલે જ બ્રિટનમાં લોકશાહી સફળ થઈ છે

પોતાની જવાબદારી સમજીને સ્વાવલંબન ભણી આપણે ભારતીય નાગરિકો જેટલે અંશે ચાલીશું, તેટલે અંશે જ આપણી લોકશાહી સફળ થવાની છે —ડૉ૰ યુ૰ ગ૰ સહસ્રબુદ્ધે

# એક યાત્રા

સરોદ

ધોધમાર વરસાદ વરસી રહ્યો હતો. સુરેન્દ્રનગરમા આટલો વરસાદ ભાગ્યે જ પડે ઝાલાવાડની સૂકી ધરણી, તેમા પદરેક ઇંચ વરસાદે તો ભયો ભયો થઈ જાય. તેને બદલે મૂશળધાર વરસાદની રેલ છેલે આ શુષ્ક ધરાને પણ તરબોળ કરી દીધી હતી. ઘણાખરા ઢેયાં હરિયાળા બની ગયા હતા સુરેન્દ્રનગરમા પાણીની મુશ્કેલી રહ્યા જ કરે, તેમા સારો વરસાદ તળાવકુવાને સજીવન કરે તેથી વરસાદ તે ખરેખર વરદાનરૂપ ગણાય આવી પ્રભુની દેનમા પણ મારા મનમા ખટકો રહ્યા કરતો હતો સ્વામી આનદને ખાસ બોલાવ્યા, એમ ભારપૂર્વક લખીને કે આપને જતની પીપળી જે સુરેન્દ્રનગરથી પાત્રીસેક માઇલ દૂર છે ત્યા પહોચાડવાની જવાબદારી મારી સ્વામીજી આવ્યા પણ વરસાદે જોર પકડેલ તે ન છોડયુ. બે દિવસ વીતી ગયા છતા વરસાદ નરમ પડે તેવા કશા ચિહ્ન દેખાયા નહી. સ્વામીજીને અમુક મુકરર દિવસ વડોદરા પહોંચ્યા સિવાય છૂટકો ન હતો. આથી હું તથા મારા મિત્રો વિમાસણમા પડી ગયા કે કરવુ શુ સાથે સ્વામીજીની મક્કમતા પણ ખરી કે પીપળી જવુ જ. એમની દૃઢ માન્યતા કે માણસ ધારે તો શુ ન કરી શકે સરવાળો સરળ ને સાદો હતો કે જવુ તે ચોક્કસ. આથી જયા સુધી જવાય ત્યા સુધી તો જવુ જ તેવો નિર્ધાર કરી અમે સવારના પહોરમા જીપમાં આરૂઢ થઇ પીપળીના માર્ગે નીકળી પડયા

હવે વિચાર કરતા આ યાત્રાનુ નિમિત્ત પણ કેવુ આશ્ચર્યકારક જણાય છે! સ્વામીજી સણોસરા આવેલ ત્યાં તેમણે પાસેના ગામડાના ચોરે બેઠી એક વાઘરી ભગતના કંઇ ભજન સાંભળ્યા તેમાં નામચરણમા 'કહે સવાદાસ ગુરુ કુલગરને ચરણે' આવે તે ભજનોની ગહનતાથી તેઓ પ્રભાવિત થઇ ગયા વાઘરી ભગતને પૂછતા આ ભજનો કોઇ જૂનવાણી ભજનકારના નહીં પણ હાલના અને હજી હયાત સેવા જતની પીપળી ગામે સદાવ્રત ચલાવના સંસારી ભક્તના રચાયેલાં જાણી તેમને તે ભક્તના દર્શન કરવા મન થયુ. આથી મારા ભાગે તે ભક્ત વિષેની માહિતી મેળવવાનું અને પછી સ્વામીજીને પીપળી પહોચતા કરવાનું સુખદ કાર્ય આવ્યુ. સ્વામીજી આવ્યા અને આનદનો સમુદ્ર ઊછળ્યો તેમાં આ વરસાદના સતત ધસારાએ પીપળી નહીં જવાય તો તો ભારે થશે તેવી આશકા ઊભી કરી. તેમા સ્વામીજીના નિર્ધારે હચમચ્યુ થતા મનમા જોયતું જોમ આવ્યુ અને અમે આધુનિક વાહનના સહારે ગામડાના તદ્દન ગાડા માર્ગ પર થઇ જૂનવાણી ભજનોના ગાયક ભક્તના દર્શનાર્થે નીકળી પડયા

દશેક માઇલ તો સડક હતી પણ પછી ગાડામાર્ગ શરૂ થયો. માર્ગમા જે મળે તે આગળ નહીં જવાય કહી પાછા વળી જવા કહે પણ તેને ગણકારવા જેટલો તે અવાજ અમારા હૃદય સુધી પહોંચી શક્યો જ નહી અમે આગળ ને આગળ વધતા રહ્યા બન્ને બાજુ ખેતરોમા થઈ પાણી વચ્ચે જતા હતા ઘણી વેળા આ ઝાલાવાડની ધરતીને ખૂદવાનુ સદ્ભાગ્ય મળેલ. પણ તે રૂક્ષ ધરા વરસાદના પાણીથી આવી રેલાઈ જશે એવી કલ્પના પણ આવેલ નહીં આજે ચારે કોર પાણી પથરાયેલ જોઇ મનવો નાચી ઊઠ્યો ભલે વરસ્યો મારા બાપલા અમારા હૈયા ટાઢા થયા અમે આગળ ને આગળ વધતા ગયા

હજી આગળ વધ્યા ત્યા તો આવી ગાડામાર્ગની જમીન રેતાળ હોવા છતા ખેતરમાથી છલી ગયેલા પાણીથી લપસણી બની ગયેલ આથી જીપના પૈડા ખાલી ફરવા લાગ્યા સારથીનો હુકમ છૂટયો અમે નીચે ઊતરી ગયા સ્વામીજી સુદ્ધાં. હું તેમની ખડતલના જોઇ છક થઈ ગયો ઘૂંટણ સમા પાણીમા અમે આગળ વધ્યા જીપ પણ લસરતી, ખસતી, ડચકા ખાતી આગળ વધવા લાગી ત્યા નાળ પૂરી થતા જ મહા મેદાનમા પથરાઈ જતી જમીન આવી ને ક્ષણભર તો છાતી બેસી ગઈ. ત્રણ ભારખટારા

પૈડાં ખુંચેલી હાલતમાં નિર્જીવ થઈ પડ્યાં હતાં. શું અમારી જીપના પણ આ હાલ થશે? સ્વામીજીએ પ્રશ્ન પૂછ્યો, હવે પીપળી કેટલું દૂર? પાંચેક માઈલ દૂર હશે, જવાબ મળ્યો. સ્વામીજીએ કહ્યું, ત્યારે ફિકર નહીં; જીપ અહીં રહેશે તો પગપાળા જઈ આવશું. અમે કૂચકદમ ચાલુ રાખી. હું જીપની પાછળ પાછળ આવતો હતો. પૈડાં જમીનમાં પકડ નહીં મળતાં ફરી જતાં હતાં. પાંચ આંટા લે ત્યારે માંડ એક આંટા જેટલી જીપ આગળ વધે. કેમ તે આગળ વધતી હતી તે આજ પણ આશ્ચર્ય જેવું લાગે છે. આમ આ વૈતરણી જેવો લાગતો અવરોધ અમે અને જીપ ઓળંગી ગયા. અને પછી તો જીપમાં પાછા સવાર થઈ અમે ડુંગરાઓને કિનારે જતા રસ્તા પર થઈ પીપળી ગામને પાદર પહોંચી ગયા.

મારા મનમાં પારાવાર કુતૂહલ હિલોળા લઈ રહ્યું હતું કે સ્વામીજી જેવા આટલું જોખમ ખેડી જેને મળવા ઉત્સુક છે તે કેવી મહાન વિભૂતિ હશે એ ચાર ભજનો સાંભળી જે વાણીના ઉદ્ગાતાને ન્યાળવા સ્વામીજીએ આટલી તત્પરતા દાખવી છે તે વાણી પણ કેવી હશે! તે કુતૂહલનો તુરત અંત આવ્યો. રામદે પીરના મંદિરની ઓસરીમાં ગામના અગ્રગણ્ય માણસોથી વિંટાયેલા ભક્તરાજ બેઠા હતા. નેવુંથી પંચાણું વર્ષની ઉંમર, તદ્દન સાદો ગામડાશાહી પોશાક, આંખે તદ્દન અખમ, કાને પણ ઓછું સાંભળે છતાં મુખ પરની દીપ્તિ એવી કે જાણે પચીસ વર્ષનો જુવાનિયો. હું તો તેમના મુખ પરની દીપ્તિ જોઈ રહ્યો, જોઈ જ રહ્યો. સ્વામીજી ઉતાવળા પગલે ભક્ત પાસે પહોંચી ગયા. ભક્ત પાસે બેઠેલ એક જુવાને કહ્યું, બાપુ, સ્વામીજી આવી ગયા છે. અમારા આગમનના સમાચાર પડતાં જ ભક્ત ઊભા થઈ ગયા અને સ્વામીજીના ચરણસ્પર્શ કરવા નીચા નમ્યા. સ્વામીજી ભક્તના ચરણમાં ઢળ્યા, આ બન્ને મહાનુભાવોની નમ્રતા અને એકબીજા પ્રત્યેનો આદર જોઈ માથું ઝૂકી પડ્યું. તમને દીઠે ધન્યભાગ, સ્વામીજીની વાણી અને તમારે આવ્યે અમારું અહોભાગ્ય, ભક્તરાજની વાણી જાણે ગંગા જમુના જેમ ભળી ગઈ. પ્રજ્ઞારૂપી રૂપ સરસ્વતી તેમાં ભળે એમાં નવાઈ શી! આ ત્રિવેણીસંગમમાં સ્નાન કરતાં અંગ અંગ રોમાંચિત થઈ ગયાં. સ્વામીજીએ મારું માથું પકડી ભક્તરાજના પગમાં ધર્યું અને ભક્તરાજને કહ્યું, આશીર્વાદ દો. ભક્તરાજના હાથ મારા માથા પર ફરી રહ્યા. મારા આખા યે શરીરમાં પગથી માથા સુધી એક સુંદર શીતળતા વ્યાપી ગઈ જાણે બધો ભાર ઊતરી ગયો. હું ધન્ય બની ગયો.

સ્વામીજીએ ભક્તરાજને ઘણા પ્રશ્નો પૂછ્યા. બધા ઉત્તરનો ધ્રુવ સૂર "એક જ છે એક સત્ય, એકથી વધારે જેટલું જુઓ એટલી માયા. સ્વામીજીનું મુખ મલકી ઊઠ્યું. મને કહે, સાંભળ, આ આપણો વારસો, આ જ તત્ત્વજ્ઞાન, આ જ સાચું, બાકી બધી ખોટી મથામણ, પીંજણ, અકળામણ. ભક્તરાજે તેમનાં ભજન સંભળાવ્યાં, ગાઈને નહીં, માત્ર વાંચતા હોય તેમ ઘણાં ખરાં ભજન તેમને મોઢે ક્યાંક એક બે વેણ યાદ અપાવવાં જોઈએ એટલું જ. તેમાં એક ભજન આ પ્રમાણે હતું :

જેને વ્હાલાથી વિજોગ રે,
સુખે મન કોઈ દિન સૂવે નહીં રે.
લોચન તેર લોચે છે કોમળ મુખના કારણે રે,
આ તન રેવે નહીં રે;
દીન તો કરી ગયા છો દીનાનાથ રે,
સુખે મન કોઈ દિન સૂવે નહીં રે.
પુત્રને પોઢાડી જો જનેતા ભૂલે પારણું રે,
આ તન રેવે નહીં રે;
બાળકના બળાપે કરમ લાગે કોટાનકોટ રે,
સુખે મન કોઈ દિન સૂવે નહીં રે.
દાસ સવો કરે વિજોગીની વિનતિ રે,
આ તન રેવે નહીં રે;
માલિક મળવા આવો દોડીને, કાઢો કોટ રે,
સુખે મન કોઈ દિન સૂવે નહીં રે

ઘોડિયામાં પોઢેલા બાળકને મા સંતર ભૂલી જાય તો તે બાળકની દશા શું! સ્વામીજીની આંખ આંસુથી ઊભરાઈ ગઈ. તેમનાથી બોલાઈ ગયું, અનાથ પણાનું આવું તાદૃશ્ય નિરૂપણ વિશ્વસાહિત્યમાં પણ ભાગ્યે જ મળશે.

એ કનાકના સત્સંગ પછી, જીવનના એક અમૂલ્ય લહાવો પછી, અમે પાછા સુરેન્દ્રનગર જવા રવાના થયા. અમારે થોડુ વધારે રોકાવુ' હતુ પણ સ્વામીજીની વ્યવહારિક બુદ્ધિએ ન રોકાવા દીધા એટલે રસ્તામા કદાચ રોકાઇ જવુ પડત, તે અમે ટાળી શક્યા રસ્તામા રાત પડી ગઇ હોત તો અમારી શુ દશા થાત તે કલ્પવુ પણ મુશ્કેલ છે સુરેન્દ્રનગર પહોચ્યા ને રાત પડી રસ્તામા સ્વામીજીએ કહ્યુ, 'હિમાલયના વર્ષોના પરિભ્રમણમા આવી કોટિના ભાગ્યે જ પાચ છ સંત જોયા છે ભજન પરથી જ સ્વામીજી આ ભક્તની મહત્તા પારખી ગયેલા તે હકીકત પણ નવાઇ સરખી ગણાય એક બીજી પણ નવાઇ જેવી વાત બનેલ રસ્તાની બન્ને બાજુ પાણી લગાતાર ચાલ્યા જાય જે તરફ જોઇએ તે તરફ આકાશથી મેઘની ધારા ધોધમાર પડતી હોય તેવી ઝરેરી દેખાય. પણ રસ્તામા અમને પલાળી દે તેવા વરસાદનો સામનો અમારે કદાપ કરવો ન પડ્યો સ્વામીજી તો કહેર બુદ્ધિવાદી તેઓ પણ બોલી ઊઠ્યા, આ યાત્રા સફળ થઇ તે ભક્તરાજનો પ્રતાપ. મારાથી બોલ્યા વિના ન રહેવાયુ, સાથે આપનો પણ અમને સુખરૂપ પાછા આવેલા જોઇ જે મિત્રો નહી આવી શકેલા તે પણ આનદાશ્ચર્ય દર્શાવવા લાગ્યા સુરેન્દ્રનગરમા ધોધમાર વરસાદ વરસેલ. ચારે બાજુ વરસાદ વરસાદ, વરસાદ. તેમા ગાડામાર્ગે આટલી મુસાફરી કરી આટલી ઝડપે જરા પણ પલળ્યા વિના અમે પાછા આવ્યા તે આશ્ચર્ય નહી તો બીજુ શુ ? આ યાત્રા મારે મન જીવનનુ ભાથુ બની ગઇ જય ભક્તરાજ' જય સ્વામીજી !

---

## શબ્દ - ઝવેરી

એક વખતે કવિવર નાનાલાલ ડુમ્મસ હવા ખાવા માટે ગયા હતા. ડુમ્મસ દરિયા કાંઠે આવેલ પ્રસિદ્ધ હવા ખાવાનુ' સ્થળ છે ત્યા તેઓ એક નાનકડો બગલો ભાડે રાખીને રહેતા હતા તેઓ હતા પ્રકૃતિચાહક કવિ એમણે બગલો પણ આસપાસ બગીચાવાળો જ શોધી કાઢેલો ત્યા મન બહેલાવતા અને મોગલ જમાનાનુ એક નાટક લખવમા મગ્ન બનતા

તેમને ઘેર એક લેખક મિત્ર અતિથિ બન્યા. કવિના અતિથિ સત્કાર વિશે તો કહેવાનુ હોય જ શુ ? તેમણે તે લેખક મિત્રને સાથે લીધા ફરવા પરતુ બનેમાથી એકેના મોમાથી એક હરફ ન નીકળ્યો. મહેમાન મૂઝાયા, પરતુ તેઓ જાણતા હતા કે કવિ કાઇક વિચારમા હશે, તેથી જ આમ બન્યુ હશે પરતુ મહેમાનથી રહેવાયુ નહી તે બોલી ઊઠ્યા 'કેમ આમ આજે ?'

'હુ'

કેમ બોલતા જ નથી'

'મે કાલે રાત્રે એક કાવ્ય રચ્યુ રચ્યુ તો ખરુ પરતુ એક શબ્દ જડતો નથી. ક્યારનો શોધુ છુ જો એ જડી જાય તો સરસ કાવ્ય પૂર્ણ બને મારા દિલમા એવુ મથન મચ્યુ છે તેથી '

'દરિયાલાલ આપની સામે જ ઊભા છે, પૂછોને તેમને !'

કવિ હસી પડ્યા, અને નિરાશાથી દરિયાભણી મીટ માંડી ત્યા મહેમાન બોલ્યા 'અને કદાચ શબ્દ નહી જડે તો ..... ?'

'તો ...તો એ ઊગ્યુ એવુ જ આથમી જશે !'

લેખકને થયુ 'શબ્દની આટલી બધી કિમત ?'

એક શબ્દ જોઇએ ત્યા બીજો શબ્દ ચાલે જ કેમ ? તેથી જ તેમણે ગુજરાતી સાહિત્યને જેટલા 'તેજે ઘડ્યા' શબ્દો આપ્યા છે એટલા બીજા કોઇએ આપ્યા નથી આવા શબ્દ-ઝવેરી આગળ કોનુ મસ્તક નમી ન પડે !

—એમ૦ એ૦ ભાવસાર

# કોની અર્ચના....?

ગિરિરાજ ભારતીય



મારા પ્રભુ! એક આશ્ચર્ય તો જૂઓ! લોકો મને કહે છે 'તું મારો સ્વામી નથી, તું મારો પ્રાણ નથી, તું મારો પ્રિયતમ નથી.' કેમકે હું તારાથી દૂર રહું છું. હું તારાથી વેગળો વસું છું. હું તારું નામ નથી સ્મરતો, હું તારા માટે હંમેશાં મૌન જ રહું છું.

પ્રિયે! લોકો ભલે ગમે તેમ કહે.... મને લગીરે પરવાહ નથી. કારણ? તેને એ ક્યાં ખબર છે કે મૌન શબ્દોથી પણ વાચાળ છે. સ્વરો કરતાંયે સંવેદનશીલ છે.

ઓ મારા પ્રિયતમ! તું મને મળે અને હું નિષ્ક્રિય બની ઊભો રહું, તને પ્રણામ પણ ન કરું, અભિવાદન પણ ન કરું તો તું એમ ના કહીશ કે હું મારા સ્થૂળ હાથો વડે તને પ્રણિપાત કેમ નથી કરતો!? તું તો જાણે છે પ્રભુ! તારા કયા સ્વરૂપને હું નમન કરું? કયા રૂપને હું અભિવંદું? તારી કઇ પ્રતિમા પાસે પ્રણિપાત કરું?

પેલી પત્થરમાં પૂરાયેલ પ્રતિમાને? મંદિરની ખંડીતાન મૂર્તિને? કે મારા અંતરતમ આવાસમાં અહર્નિશ નિવસતી તારી અનુપમ આકૃતિને?

મહામન! મારા માટે તો તું અનંત છે અનંતથી પણ અનંત છે. પ્રાણોનોયે પ્રાણ છે. મારી અનંતઊર્મિઓ જ જ્યાં તમે નમન કરે છે. મારી અનંત ઇન્દ્રિયોવડે જ્યાં હું તને પ્રણમું છું. ત્યાં બે હાથ તો શું? સહસ્ર હાથો પણ નમસ્કાર માટે ઓછા પડે.

હે મહાપ્રાણ! તારી જડ પ્રતિમા પાસે હું નિષ્ઠુર બનીને ઊભો રહું, ઓષ્ઠો પર સ્મિત પણ ના લાવું, સુગંધવિહોણા બે હાસ્ય પુષ્પો પણ ન ધરું તો તું મને કૃતઘ્ન ના સમજીશ. કેમકે મારી પાસે જીવનધન ક્યાં છે? તારી અનંત અર્ચના અર્થે મેં મારું સર્વ હાસ્ય ગીરવે મૂક્યું છે. મારું સમગ્ર સ્મિત વેચી નાખ્યું છે અને બદલામાં મેં મહામૂલા અશ્રુઓ ખરીદ્યા છે. અને...તું જાણે છે એ અશ્રુઓ વડે હું રોજ અભિષેક કરું છું. એ અશ્રુઓ થકી તને આરાધું છું. અને એ અશ્રુઓનું જ તને અર્ઘ્ય અર્પું છું.

નાથ! તું જ કહે તારા પદ-પદ્મ પર હું હાસ્ય પુષ્પો ક્યાંથી ધરું?

ઓ પ્રિયતમ! તું મને એમ પણ હવે ના કહીશ કે તારા દર્શન અર્થે હું તારા મંદિર પર કેમ નથી આવતો!? કેમકે......

તારી પ્રેમ પ્રતિમા મારા જીવનમાં સદાયે હાજર જ ઊભી છે. તારી પ્રેમપ્રભા મારા અંગે-અંગમાં રેલાઇ રહી છે. તારો પ્રેમ પ્રકાશ મારી રક્તવાહિનિઓમાં નિરંતર વહી રહ્યો છે. તારી જીવન પ્રેરણા મારા હૃદયના હરેક પ્રકંપમાં જ્યાં ધડકી રહી છે ત્યાં જડ દીવાલો પાસે હું શું કરું? પત્થરની પ્રતિમા પાસે આવી શું કરું? તારા મંદિરીયે આવીને પણ શું કરું?

એ બધું તો એમને માટે છે જે તારાથી દૂર દૂર રહે છે. તારાથી વેગળા જઇને વસ્યા છે. તારી જીવન સૃષ્ટિમાં જે સમાઇ શક્યા જ નથી.

જ્યારે...તું તો મારા અણુએ અણુમાં વ્યાપ્ત છે. મારા જીવન સર્વસ્વમાં છવાયો છે. ત્યાં હું કોની પૂજા કરું? કોની આરાધના કરું? તુંજ કહે મારા આત્મદેવ! હું કોની અર્ચના કરું?

પ્રાણ વિહોણા પથ્થરની? કે મારા પ્રેમમય પ્રિયતમની!?

યુદ્ધવિષયક મર્મસ્પર્શી જર્મન વાર્તા

# શાને આ યુદ્ધ....?

હરમેન સડરમેન

૧૯૧૮ની સાલ હતી જર્મની અને બીજા દેશો યુદ્ધમા તલ્લીન હતા

લીન્સ આજ સુધી શસ્ત્રસરંજામ તૈયાર કરવાના સરકારી કારખાનામા કામ કરતો હતો આખો દેશ લડાઇના ધુમ્મસમા ઘેરાએલો હતો દરેક ઘરમાથી કોઇ ને કોઇ જણ તો યુદ્ધમા ગયુ જ હોય દરેક કુટુબ જીવનનિર્વાહનો વ્યાધિ એક યા બીજી રીતે ભોગવતુ જ હોય, એવી દેશની સ્થિતિ હતી ત્યારે પણ લીન્સના કુટુબમા શાતિ હતી અલબત્ત પહેલા કરતા હમણાની એની આવક ઘણી જ ઓછી હતી, છતા તેઓ એક પણ દિવસ ભૂખ્યા નહોતા રહ્યા લીન્સ ઘણુ ખરુ રાતે કામ પર જતો પણ થોડા મહિનાઓથી તેને રાત ઉપરાત દિવસે પણ કામે જવુ પડતુ એની પત્ની ક્રિસ્ટીનાનું ઘેર આવવુ જવુ અનિયમિત રહેતુ લીન્સને થોડી ઘણી ખબર હતી કે, તે સરકારી જાસૂસખાતામા કામ કરે છે પણ તે વસ્તુ સાથે તેને લાગતું-વળગતુ નહી એ પત્નીની ગેરહાજરીમા પણ આનદથી નાના પિટર અને પોતાની માતા મારથા સાથે ગેલ કરી શકતો દેશ જ્યારે લડાઈના પ્રલયકારી તોફાનમા ડામાડોળ થઇ રહ્યો હતો, ત્યારે, એવા તોફાનમા જીવવા છતા, લીન્સના ઘરમા પૂર્ણ શાતિ હતી

પણ એક રાત્રે લીન્સ કામ પરથી એક કલાકમા પાછો ફર્યો, ત્યારે મારથા આશ્ચર્ય પામી ક્રિસ્ટીના પણ એની પહેલા અર્ધો કલાક જ ઘરમા પાછી ફરી હતી

'મા મને હુકમ મળ્યો છે કે, મારે યુદ્ધના મેદાને જવુ તેની તૈયારી માટે આ રાતનો સમય મળ્યો છે'

'યુદ્ધમા? તું પણ? ક્રિસ્ટીના પણ આવીને એ જ કહે છે કે તેને પણ યુદ્ધમા જવાની આજ્ઞા થઇ છે હુ એ ગભરામણમાથી તો હજી છૂટી નથી, ત્યા તુ આ શુ કહે છે?' મારથા ગભરાઇને બોલી વૃદ્ધ મારથા યુદ્ધની વાતને સમજી જ નહોતી શકતી

'મા, રાજ્યનો હુકમ, એટલે માનવો જ જોઇએ' લીન્સ બોલ્યો

'પણ તારે કોઇ સાથે લડવાનું કઈ કારણ ન હોય તો પણ?' મારથા બોલી 'તારે તો કોઇની સાથે, હુ ધારું છુ ત્યા સુધી, દુશ્મનાવટ નથી'

'પણ આ કોઈ એક વ્યક્તિ સાથેની દુશ્મનાવટનો પ્રશ્ન છે જ નહી આ તો દેશ દેશની લડાઈ છે' ક્રિસ્ટીના બોલી

'પણ દેશની લડાઈ એટલે કોની લડાઇ? અને દેશની લડાઇ હોય, તો પણ દેશે લડવાની શી જરૂર હતી? દેશને થોડુ કોઈ ભૂખે મારતુ હતુ?' મારથા બોલી

ઘણી વાતો અને ઘણા પ્રશ્નોને અતે પણ જ્યારે એ જ વાત ઊભી રહી કે, ક્રિસ્ટીના અને લીન્સે યુદ્ધમા જવુ જ પડશે, ત્યારે મારથા ચૂપ રહી ઘણા સમય પછી ત એટલુ બોલી શકી 'ભલે તો પિટરને હુ સાચવીશ'

સવારે વહુ દીકરાને યુદ્ધના મોરચા પર વળાવતા મારથાથી રડી પડયુ લીન્સ પણ ઢીલો થઇ ગયો પિટર એને બહુ વહાલો હતો વૃદ્ધ માતા શુ પિટરને સાચવી શકશે?

શસ્ત્રોની પેદાશ બધ થઈ, જાસૂસખાતા ઓછા થયા હથિયાર ઉપાડી શકે તે બધા સ્ત્રી પુરુષોને યુદ્ધના મેદાન પર પહોચી જવાનો હુકમ મળ્યો, તે પરથી સૌ જાણી ગયા હતા કે, આ છેલ્લો હલ્લો છે એ હલ્લો ભયકરમા ભયકર બનવાનો હતો અને એને અતે લડાઇ બહુ જલદી પૂરી થઇ જવાની હતી

એ છેલ્લો હલ્લો—ભયકર હલ્લો આવ્યો

અને એ હલ્લામા પડખે રહી લડતાં ક્રિસ્ટીના છાતીમા સખત રીતે વીંધાઇને પૃથ્વી પર પડી, એની પાછી તરત જ લીન્સ પણ ઘવાઇને એની બાજુમા ઢળી પડ્યો

સહારનો રક્તબબો રગ ઓસરતો હતો સધ્યાની સુરખી ઘડીક પોતાની પ્રતિભા જગત પર છાંટીને અલોપ થતી હતી અને તેને સ્થાને અધકારની

કાલિમા નીચે ઉતરી રહી હતી. ઉપર આકાશ કાળું લાગતું હતું, નીચે યુદ્ધનું મેદાન કાળું લાગતું હતું.

અહીં-તહીં મડદા પડ્યાં હતા સમડીઓ અને ગીધડા એમાંથી માંસના લોચા તોડી-તોડીને ઉડી જતાં હતાં. ક્યાંકથી શિયાળવાની ભયંકર લારી પણ સંભળાતી. જંગલો બળીને ખાખ થઈ ગયાં હતાં. ટેકરાઓ બોંબથી ખીણ બની ગયા હતા. નદીનાં વહેણ આડે ધૂળના ટેકરા ખડા થઈ ગયા હતા. એ બધા ઉપરથી ભયંકર અવાજો, મૃતપ્રાયઃ વ્યક્તિઓની મરણચીસો ના, સંભળાતા હતા.

લીન્સ જમણી તરફ માથું નાખી દઈને ચત્તો પડ્યો હતો. ફાટી આંખે, સીધી દૃષ્ટિને અંધારા મોંસરવી પરોવી દૂર દૂરનું કંઈક જોવા તે પ્રયત્ન કરતો હતો. એના કાન કોઈ અસ્પષ્ટ સ્વરોને પકડવા મથતા હતા. એનું મગજ ઝાંખી ઝાંખી સ્મૃતિને તાજી કરવા વિહ્વળ બનતું હતું.

તે વિચારવા લાગ્યો—ફિરટીના ગઈ. પોતે પણ પાંચ પંદર દિવસ ભૂખ્યો અને તરસ્યો ગીધડાને પોતાના જીવતા શરીર પર આવતા રોકતો પડ્યો રહેશે અને પછી ચાલ્યો જશે. આ અંતિમ વિચારથી તે ગભરાઈ ગયો.

'ઓહ પિટર! વહાલી મા!' એનાથી મોટેથી બૂમ મરાઈ ગઈ, અને પછી એક આખું ડૂસકું મુકાઈ ગયું.

વિચારોની પરંપરા ચાલી. પોતે ઘેર હતો ત્યારે તો માને અને પિટરને ખાવા મળી શકતું, પણ હવે મળતું હશે કે નહીં? જ્યારે એ લડાઈમાં આવેલો ત્યારે એણે ઘણા માણસોને રોટીના ટૂકડા માટે વલખાં મારતા જોયેલા—એમ જ તેઓ અત્યારનાં વલખાં મારતાં હશે! તે કંપી ઊઠ્યો, અને ડૂસકાં મૂકીને રોવા લાગ્યો. એનું રુદન એ અફાટ, ભયંકર અને અટૂલી જગ્યાને વધુ ગંભીર અને ભયંકર બનાવી રહ્યું.

'કમ, કમ! હબ, હબ!' પહેલા જે અસ્પષ્ટ અવાજો એના કાને ચડેલા, અને જેના પરથી જ એને આટલા વિચારો આવેલા, તે અવાજો વધુ સ્પષ્ટ થયા હોય એમ તેને લાગ્યું. 'અંગ્રેજો અને ફ્રેન્ચો જીતીને ઘેર જાય છે. એ લોકો પોતાના બાળકોને મળશે, આનંદ કરશે. અને પોતે....' એનાથી રહેવાયું નહીં. એ મોટેથી બૂમ પાડી ઊઠ્યો: 'આ તરફ, ઈશ્વરને ખાતર, આવો! આ તરફ જુઓ! ઈશ્વરને ખાતર મને બચાવો!'

થોડી વાર એ ચૂપ રહ્યો. પેલા અવાજો હજી સંભળાતા હતા. તે ફરી બરાડી ઊઠ્યો: 'ઈશ્વરને ખાતર...'

જોરથી બૂમ મારવાને કારણે, એનાં ઘવાયેલાં અંગો ખેંચાયાં અને દુઃખ તથા માનસિક પરિતાપની પરાકાષ્ઠાથી તેણે મસ્તક બીજી બાજુએ ઢાળી દીધું.

અચાનક બૅટરીના પ્રકાશના તેજસ્વી ધોધથી એની આંખો મીંચાઈ ગઈ. એણે ઊંચે જોયું. એની પાસે સૈનિકોની એક ટૂકડી ઊભી હતી. મોખરે ઊભેલો સૈનિક એને અંગ્રેજીમાં પૂછતો હતો: 'કોણ છે?'

લીન્સને ચૂપ જોઈ, એણે જર્મનમાં પૂછ્યું: 'જર્મન છો?'

'હા, ઘવાયો છું, બચાવો!'

'જર્મન? હા...હા...હા! ચાલો, ચાલો, એવા તો કંઈક રસ્તામાં મળશે.' સૈનિકો હસ્યા. એ લોકો અંગ્રેજ હતા.

લીન્સ એમના શબ્દો સમજ્યો નહીં, પણ ભાવને સમજી ગયો. એણે નજીક ઊભેલા સૈનિકનો પગ પકડી લીધો—'મારો પિટર! એ મરી જશે! મને લઈ જાઓ!'

'લઈ જઈએ એને સાથે.' પાછળથી કતારમાંથી એક સૈનિક બોલ્યો.

'કોણ, હેનરી?' બે-ચાર સૈનિક બોલનાર તરફ કરડાકીથી તાકી રહ્યા.

'કેમ, શો વાંધો છે?' એ સૈનિક બોલ્યો: 'હવે તો લડાઈ પણ બંધ થઈ ચૂકી છે.'

'તો જેવી તારી ઈચ્છા. બાકી એની તમામ જવાબદારી તારે માથે.'

'ભલે.' કહીને લીન્સને હેનરીએ ખભે ઉંચકી લીધો. સૌએ આગળ કૂચ કરી.

હેનરી લીન્સને એક ભાંગેલા ઘર પાસે લાવ્યો. એ લીન્સનું ઘર હતું. તેઓ ઘરની અંદર ગયા. બધા ઓરડા ખાલી હતા. ઓરડામાં મારજા જમીન પર પડી હતી. એનાં કપડાં ગંદાં તથા ફાટેલાં હતાં.

'મા!' લીન્સે બૂમ

'લીન્સ! ઓહ, લીન્સ! તું આવ્યો?' મા એકદમ બેઠી થઈ ગઈ લીન્સે જોયું કે ત્રણ મહિનામાં માની અવસ્થા પર દશ વર્ષ જેટલાં થર ચડી ગયા હતા

'પિટર ક્યાં?'

'પિટર!'—અને પછી મારજાએ બધી વાત કરી પિટર ભીખ માગવા ગયો હતો એની આણેલી ભીખ પર જ તેમનું પેટ ભરાતું ચોર લોકો એમના ઘરનો સામાન લૂટી ગયેલા, રાજ્યના અધિકારીઓ આવીને બચેલું પણ ઝટવી ગયેલા થોડા દિવસથી તો સંકટનો પાર ન હતો ભીખ પણ નહોતી મળતી

ઘણી વાતો થઈ મૂગી વાતો પણ થઈ આ વાતોમાં લડાઈના મેદાનની વાત કે અંગ્રેજ યા જર્મન ખરાબ છે એવી કોઈ વાત આવી જ નહીં યુદ્ધ વિષે બોલતા મારજા વારવાર એટલું જ બોલતી હતી યુદ્ધ ન થયું હોત, તો કોઈને કંઈ ગેરલાભ નહોતો યુદ્ધે બધાની ખાનાખરાબી કરી '

એ કરુણ વાતો સાંભળીને હેનરીનું હૃદય વિંધાઈ ગયું યુદ્ધ વેરેલી ખરાબીનું પ્રતિબિંબ ધૂળે ઢંકાયેલી આ એક ઝૂંપડીમાં જ સમાઈ જતું તેણે જોયું એ કંપી ઊઠ્યો

એટલામાં બહારથી હળવે પગને પિટર અંદર આવ્યો એના બે હાથમાં એક ગંદી અને વાસી રોટી હતી એ તદ્દન વસ્ત્રહીન હતો અને તેનું મોં કરમાઈ ગયેલું હતું આખું શરીર મેલથી કાળું પડી ગયેલું અજાણ્યાઓને જોઈને અંદર આવતાં તે ખચકાયો

'પિટર!' લીન્સ બોલ્યો

'કોણ, બાપુ!' પિટર હળવેથી બોલ્યો, અને પછી હળવેથી આવીને પડખે બેસી ગયો લીન્સ એના વાંસા પર હાથ ફેરવવા લાગ્યો

હેનરીની આંખમાંથી અશ્રુધારા વહી આવા કેટલાય પિતાઓને યુદ્ધમાં તેણે માર્યા હશે!

'હવે શું કરશું, લીન્સ?' મારજા બોલી

'હવે?' લાચારીથી પોતાના ઘાયલ પગ તરફ જોતાં લીન્સ બોલ્યો

'ઇંગ્લેંડ આવશો?' હેનરીએ ધીમેથી પૂછ્યું

'ઇંગ્લેંડ!' મારજા અને લીન્સ એકી સાથે બોલી ઊઠ્યા મારજા ફરી બોલી 'હા હા, શા માટે નહીં? જર્મનીમાં હવે છે જ શું?'

મારજાની આ ભોળી સમજણ પર વધુ કંઈ બોલવું ઉચિત ન ધારી લીન્સ ચૂપ રહ્યો એના મનમાં પણ થયું કે આ સ્થિતિમાં જર્મની અને ઇંગ્લેન્ડ બન્ને એને માટે સરખાં છે, એટલે તેઓ હેનરી સાથે ઇંગ્લેન્ડ ઉપડી ગયા

હેનરીને એથી ઘણું સહન કરવું પડ્યું એ મારજા અને લીન્સ પણ જોઈ શક્યા. જર્મનોને ઘરમાં આશરો આપવાથી તેની સાથે કોઈ વ્યવહાર કરવા તૈયાર થતું નહીં કુટુંબીજનો પણ તેની તરફ નારાજી બતાવતા અને કહેતા 'જે જર્મન વરુઓએ આપણા દેશભાઈઓને ફાડી ખાધા તે આપણા જ ઘરમાં?'

હેનરી શાંતિથી જવાબ આપતો 'વરુની બખોલમાં જઈને હું જોઈ આવ્યો છું કે, ત્યાં કોઈ વરુ હતું જ નહીં, છતાંય આપણા જાનભાઈઓને ફાડી ખાનાર વરુઓ તો કોઈ બીજા જ હતા અને તે તો મરી પણ ગયા '

મારજા હેનરીની ઉદારતા જોઈને એના પર વારી જતી એને થતું ભગવાને મને આ અવસ્થાએ આવડો મોટો બીજો દીકરો આપ્યો ' એને હેનરી ઉપર હેત ઉપજતું, અને એથી હેનરીના કુટુંબીજનો પ્રત્યે પણ તે હેત રાખતી એની વર્તણૂક અને મીઠો સ્વભાવ જોઈ હેનરીના કુટુંબીજનો પણ એને વશ થઈ ગયા

—અને આમ ચૌદ વર્ષ એક જ ઘરમાં જર્મન અને અંગ્રેજો એકમેકમાં સમાઈને રહ્યા—તે સમય જાણે તમને ખબર જ ન પડી તેમ ચાલ્યો ગયો

પણ પછી જર્મનીમાં હિટલર સત્તા પર આવ્યો. જર્મનીના રૂપમાં એકાએક પલટો આવ્યો નવા ઉદ્યોગો અને કામધંધાઓ ખીલ્યા મરેલી પ્રજામાં ચેતન આવ્યું

—ને એ જ કાળે ઇંગ્લેંડમાં આર્થિક સંકડામણ ઊભી થઈ એક દિવસ લીન્સે હેનરીને કહ્યું 'આવા સમયે આપણે ઇંગ્લેંડ કરતાં જર્મનીમાં રહીએ તો વધુ સારું ત્યાં આપણે વધુ કમાઈ શકીશું '

'મને કંઈ વાંધો છે જ નહીં ' હેનરીએ કહ્યું પણ હેનરીનાં કુટુંબીઓ એ વાતથી રાજી ન થયાં મારજાએ કહ્યું 'અહીં તમે હેનરી પાસે કામ

કરાવો છો, તેમ હું તેને જર્મનીમાં કંઈ કામ નહીં કરાવું એવી બીક ન રાખતા '

'બરાબર ' જર્મનીમાં તો હું આરામથી આખો દિવસ સૂઈ રહેવાનો હું બુઢ્ઢો થયો, માટે તમારે હવે મને ખવડાવવું જોઈએ ને ?' હેનરી હસીને બોલ્યો

તો પણ હેનરીની પત્ની મેરી સિવાય કોઈ જર્મની આવ્યું નહીં હેનરીના કુટુંબીજનોને ઈંગ્લેન્ડ છોડવું ગમતું નહોતું

જર્મનીના પાટનગર બર્લિનમાં પગ મૂક્યો ત્યારે તેઓ જોઈ શક્યા કે, બર્લિન બદલી રહ્યું હતું મેરી સાનંદ બોલી 'બર્લિન સાવ બદલાઈ ગયું '

'હા, હવે યુદ્ધ નથી ને એથી ' લીન્સ બોલ્યો

લીન્સને યંત્રો બનાવવાના કારખાનાના કામનો અનુભવ હતો, એટલે એવું કામ મેળવવા તે રાજ્યની કચેરીએ જ ગયો એણે પોતાની આગવી કારકિર્દી કહી સંભળાવી એને તરત જ કામ પર લઈ લેવામાં આવ્યો કામ શું હતું તે તેને કહેવામાં આવ્યું નહીં વળી કામના ગુપ્તપણાના એની પાસે સોગંદ પણ લેવડાવવામાં આવ્યા, પણ એ વિશે એણે કંઈ તર્ક ન કર્યો.

બીજે દિવસે એ કચેરીએ આવ્યો ત્યારે, એને એક બંધ ટ્રોલીમાં બેસવાનું કહેવામાં આવ્યું તે બેઠો ટ્રોલી ચાલી ક્યાં, ક્યાં થઈને ચાલી, તેની તેને કંઈ ખબર ન પડી કેટલીક વારે ટ્રોલી નીચે ઊતરતી લાગી, અને પછી તરત ઊભી રહી ગઈ ટ્રોલીનું બારણું ખૂલ્યું તેને બહાર કાઢવામાં આવ્યો ટ્રોલી પાછી ચાલી ગઈ તેણે જોયું કે, તે એક મોટા ઓરડામાં મોટી યાંત્રિક ભઠ્ઠી આગળ ઊભો હતો તેની પાસે એક માણસ ઊભો હતો કામની સમજ પાડીને તે ચાલ્યો ગયો લીન્સને કંઈક શંકા થઈ અને પછી થોડા જ દિવસોમાં એને ખબર પડી ગઈ કે, તે શસ્ત્રો તૈયાર કરવાના એક કારખાનામાં કામ કરતો હતો

'શસ્ત્રો ? શું બીજા યુદ્ધની તૈયારી ?' તે વિચારતો રહ્યો

એક વખત ઘરમાં વાતમાંથી વાત નીકળતાં મેરીએ પૂછ્યું હતું લીન્સ શું કામ કરે છે એ તેણે આપણે જાણ્યું નહીં.' એ વખતે લીન્સ મૂંઝાઈ ગયો હતો અને તરત તેણે વાત ફેરવી નાખેલી

લીન્સ કામમાં હોશિયાર અને ચપળ હતો, એટલે એને એક પછી એક વધુ ને વધુ જોખમકારક કામ સોંપાતાં જતાં હતાં લીન્સ એ ચૂપચાપ સ્વીકારી લેતો હતો, પણ એના હૃદયમાં ગભરામણનો પાર નહોતો રહેતો દુનિયા જાણશે નહીં એમ એકાએક જર્મની સંપૂર્ણ શસ્ત્રસજ્જ બની બહાર પડશે અને કહેશે—હું લડવા તૈયાર છું '

'ફરી પાછું યુદ્ધ ' હું આ કામ છોડી દઉં તો ? યુદ્ધ એટલે ખુવારી યુદ્ધ એટલે જર્મની અને ઈંગ્લેન્ડ એક પક્ષે તો નહીં જ—એટલે કે હેનરી અને ... પણ . ' યુદ્ધને હું તો અટકાવી શકું નહીં, પણ મારે શસ્ત્રો તૈયાર કરવામાં મદદ કરી તેના ભાગીદાર ન થવું જોઈએ' એ વિચારી રહ્યો

પણ એ કામ છોડવા માગે, તો પણ ગુપ્ત યોજના બહાર પડી જવાની બીકને કારણે રાજ્ય તેને છૂટો કરી શકે તેમ નહોતું

પણ એક દિવસ એક એવો હુકમ આવ્યો, જેણે એના મગજમાં ખળભળાટ મચાવી દીધો એ હુકમ અનુસાર એ જો કોઈ પરદેશી વિશે જરા જેટલું પણ જાણતો હોય, તે બધું તેના જિલ્લા કે પ્રાન્તના અધિકારીને જણાવવું પડે તેમ હતું એ હુકમનો અનાદર કરનાર દેશદ્રોહી ગણાય અને એવા દ્રોહી આકરી સજાને પાત્ર ગણાય

એ હુકમ જાણ્યા પછી લીન્સ પોતાના મન પર સ્થિરચિત્ત રહી શક્યો નહીં. મુશ્કેલીથી એ કામ ચાલુ રાખી શક્યો હેનરી વિશે રાજ્યને માહિતી મળી જવાથી હેનરીને કશું નુકસાન થઈ શકે તેવું તો તેને ન લાગ્યું, પણ તેને તેમાં અસ્પષ્ટ રીતે ભય તો દેખાયો જ

કામ પરથી એ વહેલો સવારે ઘેર આવ્યો ત્યારે મેરી એને લેવા ઉંબરમાં જ સામી ઊભી હતી 'આજે થોડી મિનિટ વહેલા છો બહુ ભૂખ લાગી છે ? આ તો તૈયાર જ છે અમે બધા પણ તૈયાર છીએ મેં પીરસી રાખ્યા ટેબલ પર જ ચાલો.' મેરી બોલી

લીન્સ મેરીને જોઈને મેરીના મીઠા શબ્દો સાંભળીને, વધુ ઊંડા વિચારોમાં ગરકાવ થઈ ગયો

અને મેરીના શબ્દોને સહાસ્ય આવકારવાનું પણ ભૂલી ગયો.

'બહુ થાક લાગ્યો છે?' મેરી બોલી.

'નહીં—નહીં, બરાબર છું.' ચમકીને લીન્સ બોલ્યો, અને નાહવાની ઓરડી તરફ ચાલ્યો ગયો.

ટેબલ પર સૌ ચા માટે ગોઠવાઈ ગયા હતાં. આનંદની વાતો થતી હતી. લીન્સ એમાં ભળવાનો પ્રયત્ન કરતો હતો, પણ વારંવાર ગંભીર બની જતો હતો; એ જોઈ મારજા બોલી 'લીન્સ, આજે આમ કેમ?'

લીન્સ થોડી ક્ષણો શાંત રહ્યો; પછી બોલ્યો 'એક વાત કહેવી છે. અલબત્ત, એ વાત કહેવામાં પ્રતિજ્ઞાભંગ તો થશે જ, પણ મને બીજું કંઈ સૂઝતું નથી.'

સૌ એના ગંભીર ચહેરા સામે જોઈ રહ્યા. લીન્સ આગળ બોલ્યો. 'હેનરી અને મેરીએ ઈંગ્લેન્ડ ચાલ્યા જવું પડશે.'

'કેમ?' મારજા એકદમ બોલી ઊઠી.

'જર્મની ફરી યુદ્ધ માટે તૈયારી કરી રહ્યું છે.' એ હળવેથી બોલ્યો.

'ફરી યુદ્ધ?' બધા એકી સાથે સાશ્ચર્ય બોલી ઊઠ્યા.

મારજા ઉશ્કેરાટમાં બોલવા લાગી 'ના, એ કદિ નહીં બને. નહીં જોઈએ યુદ્ધ! ફરી ભૂખમરો! ફરી સ્વજનોનો વિયોગ! ફરી સર્વનાશ! શા માટે આ યુદ્ધ? શા માટે?'

એનો જવાબ કોણ આપે?

'કોણ માગે છે યુદ્ધ? આપણે તો માગતા નથી. આપણી પાડોશમાં જે લોકો રહે છે તમને પણ એ જોઈતું હોય એમ નથી લાગતું. હા, પેલા પૈસાદાર લોકોને જોઈતું હશે, કારણ કે યુદ્ધ-સરંજામમાંથી, માલની મોંઘવારીમાંથી એમને ખૂબ ખૂબ નફો લેવો હશે!' બોલતાં બોલતાં મારજાનો વૃદ્ધ દેહ ધ્રૂજવા લાગ્યો.

એ જોઈ હેનરી એની નજીક જઈ, એનો કરચલીઓવાળો હાથ પોતાના હાથમાં લઈ, એને પોતાના ગાલ પર ફેરવતો બોલ્યો 'મા, ઉશ્કેરાટથી કંઈ કામ નહીં થાય. માલદારો અને રાજદ્વારી પુરુષો પોતાના મોટા નફાને ખાતર કે મોટા નામને ખાતર યુદ્ધ જગવવા માગતા હશે, તો તેઓ તે કોઈ પણ પ્રકારે જગવવાના જ.'

'જર્મની યુદ્ધની તૈયારી કરે છે, ઈંગ્લેન્ડ તો નહિ ને? આપણે બધા ત્યાં જઈએ.' મારજા કંઈક શાંત પડીને બોલી.

'માલદારો તો ત્યાં પણ છે. વળી અહીંથી નીકળવાનો હું પ્રયત્ન કરું તો મને તો જેલમાં બેસાડી દેવામાં આવે, અને સાથે હેનરીને પણ. માટે માર્ગ એક જ છે તે એ કે હેનરી અને મેરીએ ઈંગ્લેન્ડમાં જઈને રહેવું અને તમારે પિટરે અને મારે અહીં રહેવું.'

'શું? હેનરી ઈંગ્લેન્ડમાં? મારો એક દીકરો જર્મનીમાં અને બીજો ઈંગ્લેન્ડમાં? અને પછી બન્ને દેશો લડવા સામસામા આવે ત્યારે હેનરી લીન્સ તરફ ગોળી છોડે અને લીન્સ હેનરી તરફ? વિના કારણે જ ભાઈ ભાઈને મારવા ઊભો થશે..?' મારજા આવેશમાં બોલી.

કોઈ આનો ઉપાય બતાવી શકે તેમ નહોતું. હેનરીએ અને મેરીએ ઈંગ્લેન્ડમાં જવું જ રહ્યું. જવાની સવારે એક ટેબલ પર ચા લેવા બધાં બેઠાં હતાં. અંતરમાં દુઃખ હોવા છતાં સૌ હસવાનો પ્રયત્ન કરતા હતા. અચાનક મારજા બોલી, 'હેનરી, લીન્સ!'

બન્ને મારજા સામે જોવા લાગ્યા.

'જુઓ હવે તો પિટર પણ જુવાન થયો ગણાય. લડાઈ ફાટશે તો કદાચ એણે પણ ફરજિયાત લડવા જવું પડશે. એટલે તમે ત્રણેય—લીન્સ, હેનરી અને પિટર પ્રતિજ્ઞા કરો.'

'બોલો, મા! શાની પ્રતિજ્ઞા?'

'યુદ્ધના મેદાન પર તો કોઈ કોઈને જોઈ શકતું નથી હોતું એટલે ભૂલથી પણ તમારી ગોળી તમારામાંના કોઈને ન લાગી જાય, તે માટે પ્રતિજ્ઞા કરો કે, તમે જાતે વિંધાઈ જશો, પણ સામી ગોળી છોડશો જ નહીં!'

'પ્રતિજ્ઞા કરીએ છીએ મા.' ત્રણેય બોલ્યા.

હેનરી અને મેરીને લઈને ટ્રેઈન ઊપડી. મારજા ફાટે ડોળે એમને જતાં જોઈ રહી. વિદાય આપવા એનો હાથ પણ ઊંચો થઈ શક્યો નહીં.

લીન્સની આંખમાંથી આંસુનું એક ટીપું સરી પડ્યું. તે મનમાં ગણગણ્યો. 'અમારા જેવા કેટલાય નિર્દોષોને રેંસી નાખનારા આ યુદ્ધો શા માટે આવે છે?'

અનુ૰ 'સાહિત્યકુમાર'

# તક

અનંત વ્યાસ 'સ્મિત'

જગતના મહાપુરુષો, વિજ્ઞાનશાસ્ત્રીઓ, કલાકારો, સંતો–મહાત્માઓ; એ સૌના જીવન તપાસશો તો તમને જણાશે કે તેઓએ પોતાના ધ્યેયને સિદ્ધ કરવા માટે કેટકેટલી મુશ્કેલીઓ વેઠી છે, સમાજની ટીકાઓ, મિત્રોના ઉપહાસ, અજ્ઞાનીઓના ત્રાસ સહન કર્યાં છે. અપૂરતા સાધનો અને અનેક વિટંબણો છતાંય તેઓ પોતાના ધ્યેયને સિદ્ધ કરી શકયા છે. તેઓએ ક્યારેય તકની રાહ જોઈ નથી, ક્યારેય અપૂરતા સાધનોની ફરિયાદ કરી નથી, ઉપહાસ, ટીકાઓ અને ત્રાસ સામે નમતું જોખ્યું નથી. મુશ્કેલીઓને ગણકાર્યા વિના, તેનાથી ડર્યા વિના તેઓએ પોતાનું કાર્ય શરૂ રાખેલું અને પરિણામે તેઓ પોતાનો ધ્યેય સિદ્ધ કરી શક્યા.

તકની રાહ જોઈને, હાથ–પગ જોડી બેસી રહેનાર માણસ ક્યારેય પોતાનું કાર્ય પૂરું કરી શકતો નથી. જે સમય જાય છે તે પાછો આવતો નથી. તમારા હાથમાંથી જે સમય સરી ગયો છે તેને કોઈ પણ પ્રયત્ને કે કોઈ પણ કિંમતે પાછો મેળવી શકવાના નથી. તકની રાહ જોનારા મૂર્ખ છે. અમને તક મળતી નથી એટલે અમે કશું કરી શકતા નથી; એમ કહેનારા કાં તો અજ્ઞાન છે અથવા તો તેમને કાર્ય કરવું જ નથી એટલે બહાનું કાઢે છે.

ઘણા માણસો ફરિયાદ કરતા ફરે છે કે, 'શું કરીએ ભાઈ! મને કોઈ સારી તક મળતી નથી નહીં તો હું ઘણા કામ કરી દેખાડું એવી મારામાં શક્તિ છે.' પણ સાચી વાત એ છે કે શક્તિશાળી માણસ તકની રાહ જોતા જ નથી; એ તો તક ઊભી કરે છે. એક વાર સર વિન્સ્ટન ચર્ચિલને કોઈએ કહેલું! 'આપ ખરેખર ભાગ્યશાળી છો કે, આપને આગળ વધવા માટે આટલી બધી સુંદર તકો મળી છે.'

ચર્ચિલે જવાબમાં કહેલું કે; 'ભાઈ! તક મને મળી હતી એવું નથી પણ તક મેં જ બનાવી હતી.'

... કાંઈ એવી વસ્તુ નથી કે ઝાડ પરના પાકા ફળની જેમ તે ખરીને તમારા હાથમાં આવી જાય. માણસે કાર્ય સિદ્ધિ માટે પ્રયત્નશીલ રહેવું જોઈએ. દૃઢ સંકલ્પશક્તિ, સંપૂર્ણ આત્મવિશ્વાસ, દૃઢ મનોબળ અને નિર્ભયતા તથા નિશ્ચિત ધ્યેય જેમની પાસે છે તેને કાર્યસિદ્ધિ માટે કોઈની ય જરૂર નથી. સફળતા એવા માનવીના પગમાં ઝૂકેલી જ રહે છે.

મારા એક સંબંધી એકવાર મને મળ્યા ત્યારે મને કહે: 'ભાઈ, આ જમાનો છે, લાગવગનો. વગ વિના પગ નહીં. માણસમાં શક્તિ હોય પણ વગ ન હોય તો તેને ક્યાંય જગ્યા ન મળે.'

લાગવગનો જમાનો છે અને વગ વિના ક્યાંય જગ્યા ન મળે એમ કહેવું સાચું નથી. દેશભરમાં અનેક માણસો કામ કરે છે. ઘણા ઉચ્ચ હોદ્દા ભોગવે છે. શું એ બધાં કોઈને કોઈની વગથી જ એ જગ્યા પામ્યાં હશે? સાચી વાત એ છે કે કાં તો પોતાનામાં આવડત હોતી નથી અથવા તો એકાદ પ્રયત્ને નિષ્ફળ ગયા પછી ફરીથી પ્રયત્ન કરવાની હિંમત તેમનામાં નથી. એક–બે કે પાંચ પ્રયત્ને પણ નિષ્ફળ જઈએ એટલે હવે સફળતા મળશે જ નહીં એમ માનીને પ્રયત્ન છોડી દેવા એ નિર્બળતા છે. મહાન પુરુષોના જીવન તપાસો. તેઓએ કઈ રીતે સફળતા પ્રાપ્ત કરી છે તે જુઓ. અનેક વાર નિષ્ફળતા મળ્યાં છતાંય તેમણે પોતાના પ્રયત્નો છોડયા નથી, અનેક મુશ્કેલીઓ નડી છે પણ તેથી જરાય ડર્યા વિના તેમણે પોતાનું કાર્ય શરૂ જ રાખ્યું છે. અને અંતે સફળતા મેળવી છે.

ઘણા માણસો એવા હોય છે કે જેમને પોતાના દોષ–પોતાની નિર્બળતા દેખાતી જ નથી અને દોષનો ટોપલો બીજા પર ઢોળતા ફરે છે. પોતાના કાર્યમાં સફળતા ન મળે તો કહેશે કે મને સારી તક જ આપવામાં આવતી નથી. નોકરી ન મળે તો કહેશે કે, લાગવગનો જમાનો છે. નોકરીમાં બઢતી ન મળે તો સમજશે કે, ઉપરી–અધિકારીની–મહેરબાની નથી...

લગ્નજીવન સુખી ન હોય તો દોષ દેશે પત્નીને; પત્ની જ અણઘડ અને અજ્ઞાન મળી છે. આમ એ ભાઈને જગત આખું પોતાનું દુશ્મન જણાશે. જાણે તેને આગળ વધવા ન દેવા માટે કે તેને સુખી થવા ન દેવા માટે જ બધાં મળીને તેની સામે આખો દિવસ અવનવાં કાવત્રાં જ ઘડી રહ્યા ન હોય!

કેવી બેહૂદી દલીલો છે આ બધી? કદાચ એકાદ જગ્યાએ તમને વગ વિના કામ ન મળે તો બીજે પ્રયત્ન કરો. શું બધે જ વગની જરૂર હોય છે? તમારામાં શક્તિ ને યોગ્યતા હશે તો કામ મળવાનું જ છે. પત્ની અણઘડ કે અજ્ઞાન જણાય તો તમે જ તેને સુધારવા માટે કેમ પ્રયત્ન કરતા નથી? સાચી વાત તો એ છે કે તમારે પ્રયત્ન કરવો નથી અને તમારી અણઆવડત, આળસ, અશક્તિને છૂપાવીને દોષનો ટોપલો બીજા ઉપર ઢોળવો છે.

તમારા હાથમાં અનેક તકો આવે છે પણ તકોને ઓળખવાની, ઓળખીને તેને ઝડપી લેવાની શક્તિ તમારામાં હોવી જોઈએ તકને તમે ઓળખો નહી અને ઓળખો છતાંય તેનો ઉપયોગ કરો નહી અને પછી ભાગ્ય અથવા પરિસ્થિતિને દોષ દો તે શા કામનું.

બે સગા ભાઈઓ હોય. બન્નેનો ઉછેર એક સરખી રીતે, સરખા વાતાવરણમાં થયો હોય. બન્નેને એક સરખું શિક્ષણ આપવામાં આવ્યું હોય છતાંયે એક ભાઈ જીવનમાં ડગલે ને પગલે સફળતા પ્રાપ્ત કરતો આગળ વધતો હોય. બીજો ભાઈ પોતાને આગળ વધવાની કોઈ તક મળતી નથી એમ માનીને પ્રયત્ન કર્યા વિના લમણે હાથ દઈને બેસી રહે. તેમાં દોષ કોનો? સફળ અને અસફળ વ્યક્તિઓમાં આ એક ફરક તો ઘણીવાર જોવા મળે છે કે, એક પોતાને મળેલી તકો, પોતાની શક્તિ અને દૃઢ સંકલ્પને કારણે; તેનો ફાયદો ઉઠાવે જ્યારે બીજો ભાગ્યને દોષ દેતો જિંદગી રોવામાં અને બીજાની ઈર્ષા કરવામાં જ ગાળતો રહે છે.

મહાન વિજેતા એલેક્ઝાંડર સિકંદરે એક નગર પર જીત મેળવી ત્યારે વિજયી સિકંદરને કોઈએ પૂછ્યું કે 'આપને તક મળે તો બીજું પણ નગર જીતશો?' અને ત્યારે સિકંદરે શો જવાબ આપ્યો જાણો છો? તેણે કહેલું: 'મિત્ર! હું તક મળે તેની રાહ જોતો બેસી નથી રહેતો, પણ હું પોતે જ તક ઊભી કરી લઉં છું.' સિકંદરે આપેલો આ જવાબ કેટલો સૂચક છે. જે માણસ તકની રાહ જોવામાં પોતાનો અમૂલ્ય સમય બરબાદ કરે છે તે ક્યારેય સફળતા મેળવતો નથી. નેપોલિયનના આ શબ્દો પણ વિચારવા જેવા છે. તે કહેતો કે; 'દરેક સૈનિકના થેલામાં ફીલ્ડ માર્શલનું પદ રહેલું જે તકનો લાભ નથી ઉઠાવી શકતો તેને તે પદ મળતું નથી.' મતલબ કે સફળતા તમારી રાહ જ જુએ છે પણ તે માટે તમારે પ્રયત્ન કરવો જોઈએ.

ઘણા માણસો નિર્બળ મનના હોય છે તેમજ લઘુતાગ્રંથીથી પીડાતા હોય છે. આવા માણસો એમ જ માની બેઠા હોય છે કે; મારામાં કોઈ આવડત જ નથી. મારાથી આ કાર્ય થઈ શકશે જ નહી. આવા માણસો ક્યારેય કોઈ કામ હાથ પર લેતા નથી. તેમને ઘણીવાર સુંદર તકો પણ પ્રાપ્ત થઈ જાય છે છતાંય એ ડરપોક માણસ તેનો ફાયદો ઉઠાવી શકતા નથી. કેટલાંક માણસો બે-પાંચ પ્રયત્ને નિષ્ફળ ગયા પછી પણ આવી લઘુતાગ્રંથી બાંધી લે છે. આવા માણસો પણ જીવનમાં ક્યારેય કાર્યસિદ્ધિ પ્રાપ્ત કરી શકતા નથી. તેઓનું જીવન આળસુ અને દુ:ખરૂપ બની જાય છે. નિરાશા તેમના જીવનને કચડી નાખે છે. જીવન તેમને બોજારૂપ લાગે છે.

મનની આવી નિર્બળતાને ખંખેરી નાખવી જોઈએ પોતાની શક્તિ પર વિશ્વાસ રાખીને, નિષ્ફળતાથી નિરાશ થયા વિના, મુશ્કેલીઓથી ડગીને પાછા ફરવાને બદલે તેનો સામનો કરતાં કરતા આગળ વધવું જોઈએ અને તે માટે જરૂરી છે, આત્મવિશ્વાસ અને મનની દૃઢતા. ચંચળ મનોવૃત્તિ માનવીને પાડે છે, માટે એકવાર કે ઘણીવાર નિષ્ફળ થાઓ છતાંય જ્યાંથી અધૂરૂં મૂક્યું ત્યાંથી ફરીથી કાર્ય શરૂ કરો અંતે વિજય તમારો જ છે. મહાન કૃષિ-વૈજ્ઞાનિક જ્યોર્જ વોશિંગ્ટન કાર્વરના આ શબ્દોને તમારો મુદ્રાલેખ બનાવી રાખો. તેમણે કહ્યું છે કે 'તમે જ્યાં હો ત્યાંથી તમારા જીવનની શરૂઆત કરો. જે કાંઈ સાધન તમને મળે તેના વડે તમારૂં કાર્ય શરૂ કરો.

કાંઈક નક્કર કામ કરો. સારાં કાર્યો કરતાં ક્યાંય ન થંભો, એ વણઝાર વિના અટક્યે ચાલવા જ દો.' અને ખરેખર જે માણસ આ રીતે કામ કરે છે તેની ડોકમાં વિજયમાળ આરોપાયા વિના નથી રહેતી.

દરેક પરિસ્થિતિમાંથી પણ આગળ વધવાના માર્ગો શોધતા રહો. સમયનો સદુપયોગ કરવાનું ક્યારેય ન ચૂકો. આપણામાં પેલી કહેવત છે કે; 'ગયો અવસર આવે નહી, ગયા ન આવે પ્રાણ' સમય એક વખત ગયો તે પાછો આવવાનો નથી. માટે જે સમય જાય છે તેનો ઉપયોગ કરી લેવાનું ન ચૂકો. ગમે તેવી પરિસ્થિતિમાં પણ આગળ વધવાની તકો ઝડપી લો. જગવિખ્યાત ફ્રેન્ચ સાહિત્યકાર આંદ્રે જીદ જેલમાં હતા ત્યારે તેમના મિત્રોએ તેમને સહાનુભૂતિપૂર્ણ પત્રો લખેલા; તેના જવાબમાં આંદ્રે જીદે લખેલું કે: 'હું મારા વ્હાલા મિત્રોને વિશ્વાસપૂર્વક જણાવું છું કે, હર પરિસ્થિતિ જીવનને કંઈ ને કંઈ આપી જાય છે. એ ન ભૂલશો કે જેલમાં પણ હું ઘણું ઘણું કાર્ય કરી શકું છું.'

ભારતની આઝાદીની ચળવળ સમયે અંગ્રેજ સત્તાએ અનેક નેતાઓને જેલમાં પૂરેલા. પરંતુ જેલમાં બેઠાં બેઠાં પણ એ મહાન નેતાઓ સમયનો સદુપયોગ કરવાનું નહોતા ચૂક્યા. તેઓમાંના અનેક નેતાઓએ જેલમાં બેઠા બેઠાં ઘણું ઘણું વાચન કરેલું, ચિંતન અને મનન કરેલું. એટલું જ નહી પણ સુંદર સાહિત્યનું સર્જન કરેલું.

માટે જ સફળતા મેળવવી હોય તો તકની રાહમાં બેસી ન રહો. નિરાશા અને આળસને ખંખેરીને મનને દૃઢ રાખી, આત્મવિશ્વાસપૂર્વક, નિશ્ચિત ધ્યેયને સિદ્ધ કરવા પ્રયત્ન કરતા રહો. સફળતા તમારી રાહ જ જુએ છે.

---

## દરિયાનાં છોરું

એક દિવસ હું મારા નિત્યક્રમ પ્રમાણે દરિયા કિનારે ફરવા ગયો હતો. પહાડ પહાડ જેવડાં જબરદસ્ત મોજાં ઉપરાઉપરી ચાલ્યાં આવતાં અને ખડકની સાથે પછડાઇ નીચે પથરાતાં.

એ સમયે એક માછીમાર કુટુંબનો એક છોકરો પોતાનો નાનકડો મછવો તૈયાર કરી રહ્યો હતો. ત્યાં હું જઇ પહોંચ્યો. મને થયું કે આજે સમુદ્રમાં 'તોફાન' છે. હવામાન પણ ઉગ્ર છે છતાં પણ આ છોકરાને જાણે ને એની પરવા જ ન હોય તેમ સમુદ્રમાં ઝંપલાવવાની તૈયારી કરે છે!

તેથી મેં તેને કહ્યુંઃ 'અલ્યા એય છોકરા, આ ભયંકર તોફાન તું જુએ છે કે નહિ! જો તો ખરો! આવી પરિસ્થિતિમાં તું કેવી રીતે માછલાં પકડવા જઇ શકીશ! તને તારી જિંદગીનો ખ્યાલ છે કે નહિ?'

તે ઘડીભર બોલ્યો નહિ. પોતાના કાર્યમાંથી નિવૃત્ત થઇને મારી સામે ઊભો રહ્યો. અને બોલ્યોઃ 'મહેરબાન! એમ ડર્યે કંઇ કામ આવે! કદાચ જો હું બીકનો માર્યો દરિયામાંથી પાછો પડું, તો મારું નામ જ લજવાય ને? દરિયો તો અમારો બાપ છે અને અમે છીએ દરિયાના છોરું! એ આવજો......!'

અને એમ બોલતો તે સાગરબાળ ઝપાટાબંધ ચપળતાથી હોડકામાં ચડી બેઠો. પળ-બેપળમાં તો એ દૂર-સુદૂર નીકળી ગયો.

આજે પણ મારા સ્મરણ પટ પર એ માછીમાર છોકરાની નિર્ભયતા અંકિત છે.

—ઈશ્વરલાલ બી. પરમાર

# ગુરુ સ્થાન શોભાવવું છે ? કે નોકર થઇને રહેવું છે ?

પ્રવાસી

એક ધાર્મિક સંસ્થાના પ્રભાવ નીચે ચાલતા વિનય મંદિરમા શિક્ષકોની મોટા ભાગની જવાબદારી તો સંપ્રદાય અને સંસ્થાના વાતાવરણમા ઘડાયેલા સેવકો જ સંભાળતા હતા પરંતુ એમાના કોઇ, વિનયમંદિરના આચાર્ય પદ માટે કેળવણી ખાતાના નિયમ દ્વારા સૂચવ્યા મુજબની શૈક્ષણિક લાયકાત અને અનુભવ ધરાવતા ન હોવાથી એ સ્થાન માટે એવી શૈક્ષણિક લાયકાત ઉપાધિ અને અનુભવ ધરાવતા બહારના એક શિક્ષકની સંસ્થા તરફથી પસંદગી કરવામા આવી નવા આચાર્યને વિનય મંદિરની વ્યવસ્થા તથા વર્ગોનો પરિચય કરાવવાની દૃષ્ટિથી સંસ્થાના મોવડી એમને લઇને વિનયમંદિરમા ફરવા નીકળ્યા

વિનય મંદિરની વ્યવસ્થાનું નિરીક્ષણ કરીને સંસ્થાના મોવડી તથા આચાર્ય વિનય મંદિર સામેના વિશાળ પગથારમા આવીને અટક્યા 'વિનય મંદિરની વ્યવસ્થા આપને કેમ લાગી ?' સંસ્થાના મોવડીએ આચાર્યને પૂછ્યુ

'વિનય મંદિરની બધી વ્યવસ્થા તો બહુ જ સુંદર અને સંતોષકારક છે પરંતુ મારી દૃષ્ટિએ એક બાબતની વ્યવસ્થાનો અભાવ જણાય છે અવિનય ન થતો હોય તો કહુ ' આચાર્ય બોલ્યા

'જરૂર કહો ' સંસ્થાના મોવડીએ કહ્યુ

'જે શિક્ષકો ચા બીડી પીતા હોય એમને માટે અલગ ખંડની વ્યવસ્થા કયાય મારા જોવામા ન આવી ' આચાર્યે થોડા ક્ષોભ સાથે જણાવ્યુ

'સંસ્થાના છાત્રાલયમા રહેતા તેમજ આ વિનય મંદિરમા અભ્યાસ કરતા વિદ્યાર્થીઓએ ચા ઇત્યાદિ બધા વ્યસનોથી મુક્ત રહેવાનો સંકલ્પ કર્યો છે ' મોવડીએ સંસ્થાની વ્યવસ્થા અને પ્રણાલિકાનો ખ્યાલ આપતા કહ્યુ

વિદ્યાર્થીઓ ચા પાણી ન પીએ એ બરાબર છે હું તો શિક્ષકો માટેની વ્યવસ્થા અંગે કહી રહ્યો છુ ' આચાર્યે સ્પષ્ટતા કરી

'અહી તો છાત્રાલયના ગૃહપતિઓ અને વિનય મંદિરના શિક્ષકો પણ એજ વ્રતને વરેલા છે ' મોવડીએ જણાવ્યું

'આપ મને ક્ષમા કરશો પરંતુ મારે તો ચા અને સીગારેટનું બંધાણ છે એના વિના ચલાવવુ મારે માટે મુશ્કેલ છે ' આચાર્યે પોતાની મુશ્કેલી જણાવી

'અહી કોઇ નિયમો પરાણે લાદવામા આવતા નથી પરંતુ આપને આ વિનય મંદિરના વિદ્યાર્થીઓના ગુરુસ્થાને નિયુક્ત કરવામા આવ્યા છે હવે આપે ગુરુસ્થાન શોભાવવુ છે કે નોકર થઇને રહેવુ છે એનો નિર્ણય આપે કરવાનો રહે છે ' સંસ્થાના મોવડીએ આચાર્યની નજરમા નજર પરોવીને કહ્યુ

'મને આપનો ભેદ સમજાયો નહી ' આચાર્ય બોલી ઉઠ્યા

'છાત્રાલયમા રહેતા તેમજ વિનયમંદિરમા અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ અહી કેવળ પુસ્તકિયુ જ્ઞાન મેળવવા નથી આવ્યા એમના જીવનનુ અને ચારિત્ર્યનુ ઘડતર થાય એ સંસ્થાનો મુખ્ય ઉદ્દેશ છે જીવન ઘડતરની દૃષ્ટિએ સ્વેચ્છાએ સ્વીકારેલ શિસ્ત અને નિયમોના પાલનમા વિદ્યાર્થીઓને પ્રેરણા, પ્રોત્સાહન અને બળ આપવુ એ ગુરુનુ કર્તવ્ય છે આચાર વિના વિચારની કિંમત નથી ગુરુનુ જીવન વિદ્યાર્થીઓ માટે આદર્શ નમૂનો બની રહેવુ જોઇએ વિદ્યાર્થીઓના ચારિત્ર્ય ઘડતર સાથે જેને કંઇ સંબંધ ન હોય એ એમના ધંધાદારી શિક્ષક થઇ શકે પરંતુ ગુરુનુ હૃદયમા સ્થાન ન લઇ શકે વિદ્યાર્થીઓના જીવન ઘડતરમા રસ લઇને એમને પ્રેરણા અને બળ આપી શકશો તો આપ એમના ગુરુસ્થાનને શોભાવી રહેશો અન્યથા કેળવણી ખાતાની જરૂરિયાત પૂરી કરવા માટે આપને અમારે અહી નિયુક્ત કરવા પડયા છે અને આપ આ સંસ્થામા ધંધાદારી શિક્ષક તરીકે નોકરી કરી રહ્યા છો એવો ખ્યાલ પેદા થશે ' સંસ્થાના મોવડીએ પોતાના વિચારો જણાવ્યા

આચાર્યે વિનયમંદિરમા શિક્ષકો માટે કે પોતાને માટે ચાપાણી પીવાના અલગ ખંડની વ્યવસ્થા કરવાનો આગ્રહ છોડી દીધો પરંતુ એકાએક ચા સીગારેટનુ બંધાણ છોડવાની પોતાની અશક્તિ જણાવી તેઓ જ્યા સુધી ચા સીગારેટ છોડી ન શકે ત્યા સુધી એમને માટે ખાસ વ્યવસ્થા કરીને સંસ્થાના મોવડીએ એમના ઔદાર્યનો પરિચય આપ્યો •

દુનિયાના આર્થિક ક્ષેત્રે એક નવો પ્રયોગ

# 'આપણો સમાજવાદી ઢબનો સમાજ'

કાંતિલાલ એ. પરેલ

## 'મૂડીવાદ'–સૌથી જૂની આર્થિક પદ્ધતિ :

દુનિયાના આર્થિક ઇતિહાસમાં આજના અમેરિકા, બ્રિટન, ફ્રાન્સ વગેરે દેશોમાં ચાલતો 'મૂડીવાદ' (Capitalism) એ જૂની પુરાણી અને શાશ્વત આર્થિક પદ્ધતિ છે. માનવજાતના જન્મથી આજ સુધીના ઇતિહાસને તપાસીશું તો જાણી શકાશે કે માણસની અસીમિત જરૂરિયાતો (Unlimited Wants)ને સંતોષવા માટે તેની પાસે જે સીમિત સાધનો (Limited means) છે તેના પર તે પોતાની ખાનગી માલિકી ધરાવવા હંમેશાં પ્રયત્નશીલ રહે છે. આ સીમિત સાધનો વડે તે તેની જરૂરિયાતોને તેની પસંદગીના ક્રમ પ્રમાણે (According to his scale of Preference) સંતોષે છે. ફ્રેડરિક બેન્હામના શબ્દોમાં 'મૂડીવાદ'ની ત્રણ વિશેષતાઓ છે. (૧) ખાનગી મિલકત (Private Property), (૨) ધંધાની સ્વતંત્રતા (Freedom of Enterprise) અને (૩) વાપરનારાઓની પસંદગીની સ્વતંત્રતા (Freedom of choice by consumers). જે દેશના અર્થતંત્રમાં આ ત્રણ વિશેષતાઓ હોય તેને 'મૂડીવાદી' અર્થતંત્ર કહી શકાય. આજે દુનિયાના મોટા ભાગના દેશોમાં 'મૂડીવાદ' જોઈ શકાય છે. વર્ષો પહેલાં માનવ જરૂરિયાતો થોડી અને સરળ હતી તથા ધંધાની દૃષ્ટિએ ખેતી, ઢોરઉછેર, શિકાર જેવા ધંધાઓની પ્રધાનતા હતી. ત્યારે તો આર્થિક રીતે 'વાદ' જેવું કંઈ હતું જ નહીં. પરંતુ વૈજ્ઞાનિક શોધો અને તેને પરિણામે મોટા મોટા ઉદ્યોગોના આગમને ધનની દૃષ્ટિએ સમાજને અમીર અને ગરીબ જેવા અભેદ્ય વર્ગોમાં વહેંચી દીધો. ધનના પરિણામે સત્તાનું પણ 'કેંદ્રિકરણ' થવા લાગ્યું. મૂડીસર લોકો સમાજના એક વિશાળ સમૂહનું શોષણ કરવા લાગ્યા.

## 'મૂડીવાદ'ના પ્રત્યાઘાતરૂપે જન્મેલો સામ્યવાદ

'મૂડીવાદ'માં ઉપર પ્રમાણે જ્યારે ગરીબોનું શોષણ વધતું ચાલ્યું ત્યારે દુનિયાના કેટલાક દેશોમાં તેવા 'મૂડીવાદ'ને ફગાવી દેવામાં આવ્યો. સૌ પ્રથમ ઓક્ટોબર, ૧૯૧૭માં લેનીનની આગેવાની હેઠળ રશિયામાં 'સામ્યવાદ'ની સ્થાપના થઈ. રશિયામાં મૂડીવાદ નહીં પરંતુ રાજાના શોષણ સામે સામ્યવાદ સ્થાપવામાં આવ્યો. ચીનમાં લશ્કરી બળના આધારે 'સામ્યવાદ'નું સંચાલન થાય છે. સામાન્ય રીતે 'સામ્યવાદ'માં મૂડીવાદની તુલનાએ મજૂરોને વધારે મહત્ત્વ અપાય છે. અહીં ઉત્પાદનનાં સાધનો લોકોના ખાનગી કબજામાં નહીં પરંતુ સરકારના કબજામાં હોય છે. અને તે સાધનોનો ઉપયોગ આમજનતાના કલ્યાણ માટે કરવામાં આવતો હોવાનો દાવો કરવામાં આવે છે.

## 'સમાજવાદી ઢબની સમાજરચના'

દુનિયા જ્યારે ઉપરની બે ચરમબિંદુઓ (Extreme points) પરની આર્થિક પદ્ધતિઓમાં વહેંચાઈ ગઈ છે ત્યારે આપણે એક નવી જ પદ્ધતિ અપનાવી છે જેના તરફ પ્રારંભમાં દુનિયા શંકાની દૃષ્ટિથી જોતી હતી અને આજે આશાભરી નજરે નિહાળી રહી છે. આપણી 'સમાજરચના' 'સમાજવાદી' નહીં પરંતુ 'સમાજવાદી ઢબની' (Socialistic pattern) રચના છે. એટલે કે ચરમસીમા (Extreme) પરના 'મૂડીવાદ'નાં કેટલાંક દૂષણોથી બચવા આપણે સમાજવાદનાં કેટલાંક સારાં તત્ત્વો અપનાવી લીધાં છે. જ્યારે ચરમસીમા પરના 'સમાજવાદ'નાં કેટલાંક દૂષણોથી બચવા અને મૂડીવાદના કેટલાક ફાયદાઓનો લાભ મેળવવા આપણે આપણી આ જાતની સમાજરચનામાં મૂડીવાદનાં સારાં તત્ત્વોને અપનાવી લીધાં છે. સરળ ભાષામાં કહીએ તો બન્ને પ્રવર્તમાન પદ્ધતિઓના મિશ્રણમાંથી આપણે એક નવી જ પદ્ધતિ ખોળી કાઢી છે—જેને 'અર્થશાસ્ત્રમાં' 'મિશ્ર અર્થતંત્ર' (Mixed Economy)ના નામથી ઓળખવામાં આવે છે.

## મૂડીવાદ કેમ નહી ?

અમેરિકા, બ્રિટન ફ્રાન્સ જેવા ધનિક, 'મૂડીવાદી' દેશોને જોઈને આપણને એમ પૂછવાનું મન થાય કે આપણે 'મૂડીવાદી' પદ્ધતિ કેમ ન અપનાવી? એ ખરું કે મૂડીવાદી પદ્ધતિમાં કદાચ કુલ રાષ્ટ્રીય આવક ઝડપથી વધે પણ તેની વહેંચણી ખૂબ જ દુઃખદ અને અનિષ્ટકારી હોય છે 'આપણા જેવા ગરીબ દેશમાં તો કદાચ મૂડીવાદી પદ્ધતિ લોકશાહીના પાયા હચમચાવી નાખે તો નવાઈ નહી' 'દુનિયામાં જે બ્રિટનમાં આજથી દોઢસો બસો વર્ષ પહેલા સૌ પ્રથમ 'મૂડીવાદ'નો પાયો રોપાયો તે બ્રિટનની તે વખતની લોકોની સરેરાશ માથાદીઠ આવક આપણી આજની માથાદીઠ આવક કરતા બેથી ત્રણગણી વધારે હતી તે સૌએ ખ્યાલમાં રાખવું ઘટે. આપણા જેવા કંગાલ દેશનો મુખ્ય સવાલ છે આપણાં અત્યંત સીમિત સાધનોના વિવેકપૂર્વકના ઉપયોગનો એ તો દેખીતું જ છે કે જો આ સાધનોને ખાનગી ઉદ્યોગ પતિઓના હાથમાં બેફામ રીતે મૂકી દેવામાં આવે તો તેઓ તેનું રોકાણ વધારે નફાવાળા ધંધાઓમાં જ કરશે જો શરાબનાં ઉત્પાદનમાંથી વધારે નફો મળતો હોય તો તેઓ 'દવાઓ' કે એવી બીજી જીવન જરૂરી વસ્તુઓમાં સાધનોનું રોકાણ કદાપિ નહી કરે આપણા જેવા અત્યંત ગરીબ દેશને અતિ સીમિત સાધનોનો આવો બગાડ પોષાય નહી એ તો ધનિક મૂડીવાદી દેશો જ નીભાવી શકે વળી આ જમાનામાં કેટલાક એવા મોટા ઉદ્યોગો હોય છે કે તેમાં ખાનગી ઉદ્યોગપતિઓને છૂટ આપવામાં આવે તો પણ તેઓ તેમાં પ્રવેશી શકે નહી રૂરકેલા, દુર્ગાપુર, ભીલાઈ આ ત્રણ લોખંડની ભઠ્ઠીઓમાં જાહેર ક્ષેત્રે સરકારે રૂા ૪૬૦ કરોડનું રોકાણ કર્યું છે આ દેશનો અત્યંત જરૂરી પણ લાંબે ગાળે વળતર આપતો અને જેમાં ખૂબ જ પ્રમાણમાં મૂડી અને વિદેશી હૂંડિયામણની જરૂર પડે તેવો ઉદ્યોગ છે આમાં ખાનગી ઉદ્યોગપતિઓ ક્યાંથી પ્રવેશી શકે નહીં એટલે જ તો આપણા દેશની આવી ખાસ આર્થિક પરિસ્થિતિ જોઈને છેક ડના રૂઢિચુસ્ત અને મૂડીવાદ'માં શ્રદ્ધા ધરાવતા 'ઇકોનોમિસ્ટ' જેવા સાપ્તાહિકે પાંચ છ વર્ષ પહેલા કબૂલ કરતાં કહ્યું હતું કે, "ભારત જેવા ગરીબ દેશમાં ઔદ્યોગિક વિકાસ માટે રાજ્ય સંચાલિત આયોજન વિના કોઈ ઉપાય નથી. કેમ કે આ પ્રચંડ કાર્ય માટે ખાનગી ઉદ્યોગોનું ગજું નથી"

## સામ્યવાદ કેમ નહી ?

જે આઝાદી માટે આપણે વર્ષો સુધી લડયા તે આઝાદીને આપણે કોઈ એક સરમુખત્યારના હાથમાં મૂકી તેના સંપૂર્ણ નિયંત્રણો તો હરગિઝ નહીં સ્વીકારીએ આ તો રાજકીય દૃષ્ટિબિંદુની વાત થઈ પણ આર્થિક દૃષ્ટિએ પણ તેને આપણે સ્વીકારી શકીશું નહીં. સામ્યવાદની ઇમારતનું ચણતર 'સમાન વહેંચણી'ના પાયા પર થયેલું છે પરંતુ જ્યાં આપણા દેશની કુલ આવક જ અત્યંત નીચી સપાટીએ સ્થિર થયેલી હોય ત્યાં 'સામ્યવાદ' દ્વારા ગરીબી સિવાય આપણે શું વહેંચી શકીએ તેમ છીએ? મહામૂલી સ્વતંત્રતાના ભોગે 'સામ્યવાદ'ના કઠોર નિયંત્રણો સ્વીકારવા તૈયારી બતાવીએ તો પણ રશિયાની માફક વિકાસની ગેરંટી કોણ આપી શકે તેમ છે? 'સામ્યવાદ'નો વિચાર કરતા 'બ્રેડ' કરતા 'બંદૂક'ને વધારે મહત્ત્વ આપનાર અને ગરીબી ભ્રષ્ટાચાર, ભૂખમરાના ધામ સમા 'સામ્યવાદી' ચીનને કદાપિ ભૂલવું ન જોઈએ વળી આજે તો 'સામ્યવાદી' દેશોના આર્થિક ઇતિહાસનો અભ્યાસ કરતા માલૂમ પડશે કે સામ્યવાદી દેશોને પણ આર્થિક ક્ષેત્રે એ બાબતની ખાતરી થઈ ચૂકી છે કે સંપૂર્ણ અંકુશો અને જોહુકમીથી કુલ ઉત્પાદનને નહી વધારી શકાય અને આપણે સૌ જાણીએ છીએ કે આ જ સમજણના પાયા ઉપર સામ્યવાદી રશિયામાં ધીમે ધીમે ખાનગી માલિકીના હક્કોમાં થોડી છૂટછાટો ઉપરાંત મજૂરોને ઉત્પાદન વધારવા પ્રેરણાઓ (Incentives) રૂપે ખિતાબો, ઇનામો, પ્રમાણપત્રો જાહેર માન વગેરે આપવામાં આવે છે. આ હકીકત બતાવે છે કે માનવ જાતના સ્વભાવમાં જ એક એવું તત્ત્વ રહેલું છે કે સંપૂર્ણ સામ્યવાદથી ઉત્પાદનને વધારી શકાય તેમ નથી

## આપણા 'નવા પ્રયોગ'ની વિશેષતાઓ :

આપણે જોયું તેમ આર્થિક ક્ષેત્રે આપણે 'મિશ્ર અર્થતંત્ર (Mixed Economy)નો સ્વીકાર કર્યો છે—જે આપણા રાજ્યબંધારણના ૧૪ માર્ગદર્શક

સિદ્ધાન્તો (Directive principles)ને તદ્દન અનુરૂપ છે. આ શબ્દ જ તેનો અર્થ છતો કરી દે છે. આપણે ઉદ્યોગ ક્ષેત્રે ખાનગી ઉદ્યોગપતિઓને બિલકુલ દેશવટો નથી આપ્યો. ઉલટું એમ કહી શકીએ કે કેટલાક સરકારી ઉદ્યોગોમાં સરકારી રોકાણને કારણે ખાનગી ઉદ્યોગપતિઓને ઉદ્યોગની સ્થાપનામાં ખૂબ સરળતા થઈ પડી છે. આવાં રોકાણનાં ઉદાહરણો છે રેલવે, રસ્તાઓ, બંદરો, વીજળી ઘરો, રીસર્ચ લેબોરેટરીઓ, ટેક્નોલોજીકલ ઇન્સ્ટિટ્યૂટ્સ વગેરે. આવાં રોકાણને કારણે પ્રાપ્ત થતી વસ્તુઓ અને સેવાઓ નાના મોટા ખાનગી ઉદ્યોગોના વિકાસ માટે અત્યંત જરૂરી હોય છે. આ વસ્તુઓ અને સેવાઓના અભાવે ખાનગી ઉદ્યોગો પાંગળા જ બની જાય. વળી એ તો સહેલાઈથી સમજી શકાય તેવી વાત છે કે સરકાર સિવાય 'ભાકરા-નાંગલ' ડેમ જેવી વિશ્વભરમાં અજોડ રચના પાછળ જરૂરી લગભગ રૂ. ૧૨૫ કરોડનું રોકાણ ખાનગી ક્ષેત્ર (Private sector) દ્વારા કદાપિ થઈ શક્યું ન હોત. આવી અનેક બહુહેતુક નદી યોજનાઓ પાછળ જાહેર ક્ષેત્ર દ્વારા જંગી રોકાણ થયું છે જે આપણા જેવા ખેતી પ્રધાન દેશમાં અત્યંત જરૂરી છે. સંરક્ષણ જેવા અતિ નાજુક અને મહત્ત્વના ઉદ્યોગને જાહેર ક્ષેત્રમાં જ વિકસાવી શકાય અને તે જ બધી રીતે હિતાવહ છે.

આ રીતે ખૂબ ભારે, પાયાના અને ચાવીરૂપ ઉદ્યોગો સરકાર હસ્તક રાખવામાં આવ્યા છે, જેમાં નફા કરતાં ઉપયોગિતા અને વ્યૂહની દૃષ્ટિએ વધારે મહત્ત્વ હોય છે. દેશનો સૌથી મોટો ઉદ્યોગ એટલે કે ખેતી ઉદ્યોગ ખાનગી ક્ષેત્રમાં છે જેના પર દેશના લગભગ ૮૦ ટકા લોકો નભે છે અને જે રાષ્ટ્રની કુલ આવકમાં ૪૮.૩ ટકા એટલે કે લગભગ અડધો અડધ હિસ્સો ધરાવે છે.

**આપણી યોજનાઓ–સમાજવાદી સમાજરચનાનું એક સાધન:**

આપણાં સીમિત સાધનોનો સૌથી લાભદાયક રીતે ઉપયોગ કરી શકાય, એમનો બગાડ અટકાવી શકાય, તથા પૂર્વનિશ્ચિત રસ્તે તેમને વાળી શકાય અને તે દ્વારા 'સમાજવાદી સમાજરચના'નું આપણું ધ્યેય સહેલાઈથી પાર પાડી શકાય તે માટે આપણે 'આયોજન' (Planning) સ્વીકાર્યું છે. અત્યારે આપણી ત્રીજી યોજનાના મધ્ય ભાગમાં આવી પહોંચ્યા છીએ. આ ત્રણે યોજનાઓમાં જાહેરક્ષેત્રે રોકાયેલી મૂડીનું અવલોકન કરીશું તો સમજાશે કે આપણે ધીમે ધીમે પણ દૃઢતાથી 'સમાજવાદી સમાજરચના' તરફ નિશ્ચિતપણે કદમ માંડી રહ્યાં છીએ. ત્રણે યોજનાઓમાં કુલ મૂડી-રોકાણની તુલનામાં જાહેર ક્ષેત્રનો ફાળો નીચે પ્રમાણે છે:

| યોજના | જાહેર ક્ષેત્રનો ફાળો (ટકામાં) |
|---|---|
| પ્રથમ યોજના | ૪૬ |
| દ્વિતીય યોજના | ૫૪ |
| તૃતીય યોજના | ૬૩ |

આ વિશ્લેષણ બતાવે છે કે જાહેરક્ષેત્રનો ફાળો ધીમે ધીમે વધતો જાય છે અને આપણે આપણા 'સમાજવાદી સમાજરચના'ના ધ્યેયની વધુ નજીક પહોંચી રહ્યા છીએ. છતાં દેશનો મુખ્ય ઉદ્યોગ 'ખેતી' ખાનગી ક્ષેત્રે હોવાથી બધા ઉદ્યોગોમાં તેનો સમાવેશ કરતાં ત્રીજી યોજનાના અંતે પણ જાહેર ક્ષેત્રનો ફાળો નોંધપાત્ર રીતે વધારે નહીં થાય.

**આપણા આયોજનની સફળતાઓ–નિષ્ફળતાઓ:**

જાહેર ક્ષેત્રના મૂડી રોકાણે આજે સમાજમાં ચર્ચાનો ચકચાર જગાડ્યો છે. આજે યોજનાઓની નિષ્ફળતાઓની ચકલે ચોટે નિંદાઓ સાંભળવામાં આવે છે. અને વધારે ખરાબ જે છે એ તો એ છે કે ક્યાંક ક્યાંક નિરાશાના સૂરો પણ કાને અથડાવા લાગ્યા છે. એટલું ખરું કે યોજનાઓમાં આપણે ધારી સફળતા મેળવી શક્યા નથી. આપણાં કેટલાંય લક્ષ્યાંકો અધૂરાં રહ્યાં છે. કૃષિ ક્ષેત્રે આયોજનનાં બાર બાર વર્ષનાં વહાણાં વાયાં હોવા છતાં સ્વાવલંબન સુધી પહોંચ્યા નથી. એટલું જ નહીં પરંતુ દર વર્ષે અનાજની આયાત માટે આપણે રૂ. ૨૦૦ કરોડનું કિંમતી હૂંડિયામણ ખરચીએ છીએ. રાષ્ટ્રીય આવક પણ ધાર્યા પ્રમાણે વધી નથી. અને એથીયે નોંધપાત્ર હકીકત એ છે કે જે આવક વધી છે તેની વહેંચણી ન્યાયપુરઃસર થઈ નથી. શ્રી૰ મહાલનોબીસના રીપોર્ટ-

માંથી બહાર આવેલી કેટલીક હકીકતો પરથી જાણી શકાયું છે કે આયોજન કાળ દરમિયાન અમીરો વધુ અમીર અને ગરીબો વધુ ગરીબ બન્યા છે. વળી ત્રીજી યોજનાનાં પ્રથમ બે વર્ષનાં પરિણામો એથીયે વધુ કંગાળ છે.

## છતાં આપણે નિરાશ ન બનીએ ..

આ નિષ્ફળતાનાં ઘનઘોર વાદળાંઓમાં ક્યાંક ક્યાંક રૂપેરી ઝગહળતી કિનારી પણ જોઈ શકાય છે. 'ભાકરા–નાંગલ' જેવું દુનિયાનું અજોડ નિર્માણ–સ્વર્ગમાંથી ઉતરેલી આકાશગંગા જ જાણી લ્યો. વિમાનો, રેલવેના ડબ્બાઓ, એન્જિનો વગેરે પ્રથમ વાર જ ભારતમાં બનવા લાગ્યા છે. આ ઉપરાંત ભીલાઈ, રૂરકેલા, દુર્ગાપુર જેવી લોખંડની ભઠ્ઠી, 'અપ્સરા' જેવી અણુ ભઠ્ઠી, સિંદરીનું ખાતરનું કારખાનું, પીંપરીમાં જીવન રક્ષક પેનિસિલીનનું કારખાનું, હિન્દુસ્તાન મશીન ટુલ્સ આ અને અનેક નાની મોટી સિદ્ધિઓ જાહેર ક્ષેત્રની સફળતાના સીમાચિહ્નો છે.

વળી 'આયોજન'નું મૂલ્યાંકન કરતાં પહેલાં આપણે તેના માર્ગમાં પડેલી કેટલીક સમસ્યાઓને પણ ધ્યાનમાં લેવી જોઈએ. આપણા આયોજનને લોકશાહીની મર્યાદાઓનો ડગલેને પગલે અનુભવ કરવો પડે છે. આ ઉપરાંત, લાંબા ગાળાની ગુલામીને કારણે આપણા સમાજમાં ઘર ઘાલીને બેઠેલાં જડતા, અજ્ઞાનતા, અસ્પૃશ્યતા, નવા દ્રષ્ટિકોણનો અભાવ, રાષ્ટ્રીયતાનો અભાવ વગેરે જેવાં દૂષણો પણ આને માટે જવાબદાર છે. તેથી આપણે સમજી લઈએ કે આપણે લીધેલો રસ્તો કોઈ રીતે ખોટો નથી. વર્ષો પહેલા ભગવાન બુદ્ધે દુનિયાને જે 'મધ્યમપ્રતિપદા' નો માર્ગ ચીંધ્યો હતો તે જ માર્ગને આજે આપણે આર્થિક ક્ષેત્રે સ્વીકાર્યો છે. તે માર્ગે તે વખતની દુનિયાને શીતળતા બક્ષી હતી અને આજે આશ્ચર્ય વચ્ચે આપણે જોઈ રહ્યા છીએ કે 'મૂડીવાદ'ના પ્રતિનિધિ રૂપ અમેરિકા પોતાના નિરંકુશ અર્થતંત્ર ઉપર રોજ–બ–રોજ અંકુશોનું પ્રમાણ વધારતો જાય છે, તો બીજી બાજુ સંપૂર્ણ સમાજવાદ પર આધારિત રશિયા ધીમે ધીમે પોતાના અર્થતંત્રમાં અંકુશ ઘટાડતો જાય છે અને જાણે આર્થિક ક્ષેત્રે બે ચરમબિંદુઓ પર વહેંચાઈ ગયેલા દેશો બન્ને સામસામાં ધ્રુવોથી ધીમે ધીમે આપણા મધ્યમ માર્ગ તરફ ગતિ કરી રહ્યા છે.

આપણો પ્રયોગ નવો છે. આપણી ભૂલો હવે પછી અનુભવ રૂપે અંધેરી સફળતાની સીડીનાં સોપાન બની રહેશે, આ બધા માટે જરૂર છે અવિચલ શ્રદ્ધા અને આશાની અને શ્રદ્ધા આશા સાથે નવીન પંથે પ્રયાણ કરીશું તો આપણને જરૂર સફળતા મળશે જ. તેથી આપણે કદાપિ નિરાશ ન થઈએ.

---

### ભેટ - પુસ્તક

જ્યોર્જ બર્નાર્ડ શૉના જીવનમાં એક ઘટના એવી બની ગઈ, જ્યારે તેઓ પોતાની તમામ મજાક નિપુણતા ભૂલી ગયા. એક દિવસે એમણે એક જૂની ચોપડીઓ વહેંચનારને ત્યાં પોતે લખેલી 'પિગ્મેલિયન'ની એક જૂની પ્રત જોઈ. એનાં પહેલા પાના પર ખુદ શૉના અક્ષરમાં જ પાનું ભરીને કશુંક લખેલું હતું. શૉ એ લખાણ જોતાં વેંત સમજી ગયા કે આ તો તેમણે પોતાના અમુક મિત્રને ભેટ આપેલ પુસ્તક છે. તેમણે એ મિત્રને શરમાવવાના ઈરાદાથી એ પુસ્તક ખરીદીને ફરી તેને મોકલવાનું વિચાર્યું અને તેથી પેલા દુકાનદારને તેની કિંમત પૂછી. દુકાનદારે ચોપડી ઝીણવટથી જોઈ, અને પછી કહ્યું, 'આમ તો આ પુસ્તકના બાર શિલિંગ થાય, પણ કોઈ ગધેડાએ તેનું એક આખું પાનું ચીતરી મેલ્યું છે, તેથી આપને ત્રણ શિલિંગમાં આપીશ!'

---

માણસનું મગજ પેરેશૂટ જેવું છે–જ્યાં લગી તે ખુલ્લું હોય છે ત્યાં સુધી જ તે કાર્યશીલ રહે છે.

—લોર્ડ રેબન

# પરમમિત્ર

રશ્મિન મહેતા

એક મોટું રાજ્ય હતું.

એના રાજાનું નામ જિતશત્રુ રાજાને ત્યાં એક પુરોહિત કામ કરે. એનું નામ સોમદત્ત.

સોમદત્ત પર રાજાની ખૂબ જ કૃપા હતી. રાજાના જેટલા જ અધિકાર એ ભોગવે.

સોમદત્ત રાજાનો માનીતો. એટલે એની દોસ્તી કરવાનું કોને ન ગમે ?

સોમદત્તને એક મિત્ર હતો. એનું નામ સહમિત્ર. બંને વચ્ચે ભારે દોસ્તી: જાણે એક બીજા વિના બેમાંથી એકેયને ઘડીભર પણ ચાલશે નહિ! જ્યારે જુઓ ત્યારે બંને સાથે જ રહે. જમે પણ ભેગા બેસીને! આવી ગાઢ દોસ્તી.

સોમદત્તને એક બીજો પણ મિત્ર હતો. એનું નામ પર્વમિત્ર. કોઈવાર તહેવાર કે પર્વ હોય ત્યારે સોમદત્ત તેને પોતાને ત્યાં જમવા બોલાવે. એનો યોગ્ય આદર સત્કાર કરે.

સોમદત્તના ત્રીજા મિત્રનું નામ પ્રણામમિત્ર. કોઈવાર રસ્તામાં એ સામો મળી જાય તો સોમદત્ત એને નમસ્કાર માત્ર કરે. એટલો જ એમનો સબંધ.

એક દિવસ કોણ જાણે કેમ પણ સોમદત્ત ઉપર રાજા સખત ગુસ્સે થયા રાજાએ સોમદત્તને શિક્ષા કરવાનું નક્કી કર્યું. સોમદત્ત રાજાનો વિચાર સમજી ગયો. એટલે એ તો દિન ચઢેરો લઈને સહમિત્રને ત્યા ગયો. તેને પોતાની વાત કરી.

'રાજા મને સજા કરવાના છે, હું આફતમાં આવી પડયો છું. દોસ્ત! આ આપત્તિકાળમાં મને આશરો આપ. મને થોડો વખત તારા ઘરમા રહેવા દે. તારો ઉપકાર હું કદી નહિ ભૂલું. મને મદદ કર અને આપણી મૈત્રીને સાર્થક કર.'

સોમદત્તે સહમિત્રને ઘણી વિનંતિ કરી. પણ એને જવાબ મળ્યો: 'ના ભાઈ! એવું સાહસ ખેડવા હું તૈયાર નથી. મને તો રાજાની બીક નહોતી ત્યાં સુધી જ મેં તારી દોસ્તી રાખેલી, હવે તો રાજાએ જ્યારે તને અપરાધી ઠરાવ્યો છે ત્યારે તું કોણ અને હું કોણ? આવા ટાણે તને જો હું મારા ઘરમાં આશરો આપું તો મારા ઉપર પણ સંકટ આવી પડે. માટે તુ તારી વ્યવસ્થા બીજે કયાંય કરી લે: અહીં મારે ઘેર નહિ.'

આમ સહમિત્રને ત્યાંથી જાકારો મળતાં સોમદત્ત પર્વમિત્ર પાસે ગયો.

પર્વમિત્રે સોમદત્તને ત્યાં અનેક વેળા મિજબાનીઓ માણી હતી. તેનો આદર સત્કાર ઝીલ્યો હતો. એટલે પર્વમિત્રે તેનું મીઠા શબ્દોથી સ્વાગત કર્યું અને ઉમેર્યું:

'પહેલા અનેક વાર તે મારો આદર સત્કાર કર્યો છે. મારા પ્રત્યે પ્રેમ દાખવ્યો છે. એટલે તારી આવી આફતે હું જો તારી પડખે ઊભો ન રહુ તો એ મારું કમનસીબ જ ગણાયને?'

આ શબ્દો સાંભળી સોમદત્તના પગમા થોડું જોર આવ્યું. પણ ત્યા તો પર્વમિત્રે પોતાની વાત આગળ ચલાવી: 'તારા લીધે જો હું કોઈ આફતમા મૂકાઈ જઉં તો તે પણ સહન કરવા હું તૈયાર છું; પણ દોસ્ત! હું એકલો નથી, બચરવાળ છું. મારા પર આફત આવે તો મારા આખા કુટુંબને સહન કરવું પડે! હું જેમ તને ચાહું છું તેમ મારાં કુટુંબને પણ

માહું છું. આમ મારી સ્થિતિ તો 'સૂડી વચ્ચે સોપારી જેવી થઈ છે.'

આવા મીઠા શબ્દો બોલીને તેણે સોમદત્તને રસ્તો પકડાવી દીધો.

આખરે છેવટના ઉપાય તરીકે સોમદત્ત પ્રણામમિત્રને ત્યાં ગયો. ત્યાં જતાં પહેલાં એને થયું. "એની ને મારી દોસ્તી તો માત્ર નમસ્કાર પૂરતી જ છે. એ મને ક્યાંથી મદદ કરશે?" આમ છતાં હિંમત કરીને સોમદત્ત એને ત્યાં ગયો.

એને પોતાના ઘર તરફ આવતો જોઈને સોમદત્તને લેવા માટે તે સામે ચાલીને ગયો. પ્રણામમિત્રે સોમદત્તનું લાગણીનું સ્વાગત કર્યું. એ બોલી ઊઠ્યો "તમારા જેવા મહેમાન મારે ત્યાં આવ્યા એ અમારાં ધન્યભાગ્ય છે. કહો! તમારી શું કામ સેવા કરું?'

સોમદત્તે કહ્યું 'દોસ્ત! મારા પર રાજા કોપાયમાન થયા છે. હું આ પ્રદેશ છોડીને બીજા પ્રદેશમાં જતો રહેવા ઇચ્છું છું. આ બાબતમાં તમે મને મદદ કરશો ખરા?'

'ઓહો! એટલું જ ને!' પ્રણામમિત્ર બોલી ઊઠ્યો 'હું તમને જરૂર મદદ કરીશ, તમે મને જ્યારે જ્યારે રસ્તામાં મળતા ત્યારે મને પ્રણામ કરીને તમે મારા તરફનો તમારો પ્રેમ અને આદરભાવ વ્યક્ત કર્યો છે. એ બધું મારાથી કેમ ભૂલાય? એ ઉપકારનો બદલો વાળવાની આજે આ તક મળવા બદલ હું મારી જાતને નસીબદાર માનું છું. તમારે જ્યાં જવું હોય ત્યાં મારી સાથે ચાલો. જ્યાં સુધી હું જીવતો છું ત્યાં સુધી કોઈનામાં તમારો વાળ પણ વાંકો કરવાની તાકાત નથી.'

આમ પ્રણામમિત્ર જેવા મિત્રની મદદથી સોમદત્ત બીજા પ્રદેશમાં પહોંચી ગયો.!

* * *

[આ એક રૂપકકથા છે. આમાં સોમદત્ત એટલે જીવ; રાજા એટલે કર્મ; રાજાનો કોપ એટલે મરણકાળ, સહમિત્ર એટલે શરીર, પર્વમિત્ર એટલે સગાંવહાલાં અને ભાંડુઓ; પ્રણામમિત્ર એટલે ધર્મ; એ પ્રમાણેનાં રૂપકો વાપર્યાં એ સંદર્ભમાં આ રૂપક કથા ફરીથી વાંચી જાવ.

જીવનભર જીવની સોબત રાખનારું શરીર મરણકાળ આવતાં જ તેની સાથે જવાની ના પાડે છે. સગાંવહાલાંઓ તો તેને સ્મશાનભૂમિ સુધી પહોંચાડીને પાછાં ફરે છે. પણ છેવટે તો કોઈ કાળે જીવે આચરણમાં મૂકેલો ધર્મ જ આ પરલોક યાત્રામાં તેને છેવટ સુધી સાથ આપે છે]

---

જેને વિદ્યાભ્યાસંગનો રસ પડ્યો, તેને સંસારના બીજાં બધાં સુખો ફિક્કાં લાગે છે. ઉત્તમ પુસ્તકોનો સંગ આપણને સંસારમાં જ સ્વર્ગની ઝાંખી કરાવે છે, એમ કોઈકે કહ્યું છે, તે ખોટું નથી..

ઐતિહાસિક નવલકથાઓના વિખ્યાત મરાઠી લેખક સ્વ૦ હરિભાઉ આપ્ટેને હમેશાં સારાં પુસ્તકોની સોબતમાં રહેવું ગમતું.

પોતાનું મૃત્યુ નજીક જણાતાં, પોતે પોતાના મિત્રો, સ્વજનોને છોડીને જશે, એ વાતનું એ વિદ્યાવ્યાસંગી સાહિત્યકારને એટલું દુઃખ નહોતું, જેટલું પોતાને હવે સારાં પુસ્તકોનો સંગ છોડવો પડશે એમાં હતું.

પોતાની એ આખરી માંદગીમાં 'મેકર્સ ઑફ મૉડર્ન ઇટાલી' ('આધુનિક ઇટાલીના ઘડવૈયા') નામનું પુસ્તક ખાસ મગાવીને તેમણે વાંચવા માંડ્યું હતું. તેમની આ અંતિમ માંદગીમાં મરાઠીના વિખ્યાત લેખક શ્રીયુત ની૦ મ૦ કેળકર તેમને જોવા ગયા હતા. એ વખતે સ્વ૦ હરિભાઉએ પુસ્તકો પ્રત્યેની પોતાની પ્રીતિ વ્યક્ત કરતાં કહ્યું હતું. 'ભાઈ, સામા કબાટમાં જે બધાં પુસ્તકો છે તે મારી પાસે લાવો. એ બધાંને મારા સારા યે દેહ પર ગોઠવી દો. મારી સારી યે ઉંમર મેં ઉત્તમ પુસ્તકોના વાંચનમાં ગાળી છે; હવે મારી ઇચ્છા પણ એ ઉત્તમ પુસ્તકોના ઢગ વચ્ચે જ મરવાની છે.'

કહે છે કે આ વાક્ય બોલ્યા પછી બે ઘડી કલાકમાં જ આ પુસ્તકપ્રેમી સાહિત્યકારે પોતાની જીવનકિતાબનું છેલ્લું પૃષ્ઠ પણ પૂરું કર્યું હતું.

ગેલિબપ્પું'દરમ

# ઉપાસના પ્રવચનો

રવીન્દ્રનાથ ઠાકુર

અનુ૦ નગીનદાસ પારેખ



## ૮૧ બ્રહ્મવિહાર

**૧૧ ચૈત્ર, ૧૩૧૫**

બ્રહ્મવિહારની આ સાધનાને માર્ગે માણસને પ્રવૃત્ત કરવાને માટે દ્ધદેવે ખાસ ઉપદેશ આપેલો છે. તેઓ જાણતા તા કે કોઈ પણ મેળવવા જેવી વસ્તુ ફોગટમાં ળતી નથી, એટલે તેમણે ઝાઝી લપ્પન છપ્પન ગર એકદમ પાયો ખોદવાથી જ કામની રૂઆત કરી દીધેલી છે.

તેમણે કહ્યું છે કે શીલ ગ્રહણ કરવું એ જ ક્તિમાર્ગનું ભાથું બાંધવું. ચરિત્ર શબ્દનો ાર્થ જ જેનાથી ચલાય તે એવો થાય છે. ીલ વડે એ ચરિત્ર બંધાય છે. શીલ આપણું વાસનું ભાથું છે.

પાણં ન હાને, પ્રાણીની હત્યા ન કરવી એ ીલ છે. ન ચ દિન્નમાદિયે, જે તને આપવામાં થી આવ્યું તે લેવું નહિ, એ એક શીલ છે. ુસા ન ભાસે, જૂઠું બોલવું નહિ, એ એક ીલ છે. ન ચ મજ્જપો સિયા, દારૂ ન પીવો, ો એક શીલ છે. એ પ્રમાણે એકે એકે બંને ેટલાં શીલનો સંચય કરવો જોઈએ.

આર્ય શ્રાવકો પ્રતિદિન પોતાનાં આ શીલનું સ્મરણ કરે છે—ઇધ અરિય સાવકો અત્તનો સીલાનિ અનુસ્સરતિ। શીલોને શું કહીને સ્મરણ કરે છે.

અખણ્ડાનિ, અચ્છિદ્દાનિ, અસબલાનિ, અકમ્માસાનિ ભુજિસ્સાનિ, વિઞ્ઞુપ્પસત્થાનિ, અપરામટ્ઠાનિ, સમાધિસંવત્તનિકાનિ।

અર્થાત્

મારાં આ શીલ ખંડિત થયાં નથી, એમાં છિદ્ર પડ્યાં નથી, મારાં આ શીલ એળે બેળે પળાયેલાં નથી એટલે કે સ્વેચ્છાપૂર્વક હું પાળું છું, એ શીલને પાપનો સ્પર્શ થયો નથી, એ શીલ ધન માન વગેરે કોઈ સ્વાર્થ સાધવા માટે આચરાતાં નથી, એ શીલ વિજ્ઞોથી અનુમોદિત છે, એ શીલ કચડાયેલાં નથી, અને એ શીલ મુક્તિ પ્રવર્તાવનાર થશે.

એમ કહીને આર્યશ્રાવકો પોતપોતાનાં શીલના ગુણનું વારંવાર સ્મરણ કરે છે.

આ શીલો જ મંગલ છે. મંગલ-લાભ એ જ પ્રેમ અને મુક્તિલાભનું સોપાન છે. બુદ્ધદેવ શાને મંગલ કહે છે તે 'મંગલ સુત્ત'માં કહેલું છે. તેનો અનુવાદ આપું છું.

બહૂ દેવા મનુસ્સા ચ મંગલાનિ અચિન્તયું
આકંખમાના સોત્થાનં બ્રૂહિ મંગલમુત્તમં।

બુદ્ધને પૂછવામાં આવે છે કે,

બહુ દેવતા, બહુ માણસો જેઓ શુભની આકાંક્ષા રાખે છે તેઓ મંગલનું ચિંતન કરતા આવ્યા છે, એ મંગલ શું છે, તે કહો.

બુદ્ધ જવાબ આપે છે,

અસેવના ચ બાલાનં પણ્ડિતાનં ચ સેવના
પૂજા ચ પૂજનેય્યાનં એતં મંગલમુત્તમં।

અસજ્જનોની સેવા ન કરવી, સજ્જનોની સેવા કરવી, પૂજનીયની પૂજા કરવી, એ ઉત્તમ મંગલ છે.

**પતિરૂપદેસવાસો પુબ્બે ચ કતપુઞ્ઞતા,**
**અત્તસમ્માપણિધિ ચ, એતં મંગલમુત્તમં ।**

જે દેશમાં ધર્મસાધનમાં બાધા ન આવે તે દેશમાં વાસ કરવો, પુર્વે કરેલા પુણ્યમાં વધારો કરવો, પોતાને સત્કર્મમાં રોકાયેલા રાખવું, એ ઉત્તમ મંગલ છે.

**બાહુસચ્ચઞ્ચ સિપ્પઞ્ચ, વિનયો ચ સુસિક્ખિતો**
**સુભાસિતા ચ યા વાચા, એતં મંગલમુત્તમં ।**

બહુ શાસ્ત્રોનું અધ્યયન, બહુ શિલ્પોનું શિક્ષણ, વિનયમા સુશિક્ષિત થવું અને સુભાષિત વચનો બોલવાં એ ઉત્તમ મંગલ છે.

**માતાપિતુ-ઉપટ્ઠાણં પુત્તદારસ્સ સંગહો,**
**અનાકુલા ચ કમ્માનિ એતં મંગલમુત્તમં ।**

માતાપિતાની પૂજા કરવી, સ્રીપુત્રનું કલ્યાણ કરવું, અનાકુલ કર્મો કરવાં, એ ઉત્તમ મગલ છે.

**દાનઞ્ચ ધમ્મચરિયઞ્ચ ઞાતકાનઞ્ચ સંગહો**
**અનવજ્જાનિ કમ્માનિ, એતં મંગલમુત્તમં ।**

દાન, ધર્મચર્યા, સગાનું ભલું, અનિન્દ્ય કર્મ, તે ઉત્તમ મંગલ છે.

**આરતી વિરતિ પાપા, મજ્જપાના ચ સઞ્ઞમો**
**અપ્પમાદો ચ ધમ્મેસુ, એતં મંગલમુત્તમં ।**

પાપમાં અનાસક્તિ અને વિરતિ, મદ્યપાનમા અરુચિ, ધર્મકાર્યમા અપ્રમાદ, એ ઉત્તમ મંગલ છે.

**ગારવો ચ નિવાતો ચ, સન્તુટ્ઠી ચ કતઞ્ઞુતા**
**કાલેન ધમ્મસવનં એતં મંગલમુત્તમં ।**

ગૌરવ છતાં નમ્રતા, સંતોષ, કૃતજ્ઞતા, યથાકાળે ધર્મકથાનું શ્રવણ, એ ઉત્તમ મગલ છે

**ખન્તી ચ સોવચસ્સતા સમણાનઞ્ચ દસ્સનં**
**કાલેન ધમ્મસાકચ્છા એતં મંગલમુત્તમં ।**

ક્ષમા, પ્રિયવાદિતા, સાધુઓનાં દર્શન, યથાકાલે ધર્માલોચના એ ઉત્તમ મંગલ છે.

**તપો ચ બ્રહ્મચરિયઞ્ચ અરિયસચ્ચાન દસ્સનં**
**નિબ્બાનસચ્છિકિરિયા એતં મંગલમુત્તમં ।**

તપસ્યા, બ્રહ્મચર્ય, શ્રેષ્ઠ સત્યને જાણવુ, મુક્તિ-લાભને યોગ્ય સત્કાર્ય એ ઉત્તમ મગલ છે.

**ફુટ્ઠસ્સ લોકધમ્મેહિ ચિત્તં યસ્સ ન કમ્પતિ**
**અસોકં વિરજં ખેમં એતં મંગલમુત્તમં ।**

લાભ નુકસાન, નિન્દા પ્રશંસા વગેરે લોકધર્મો દ્વારા આઘાત પામવા છતાં જેનું ચિત્ત કંપિત થતું નથી, જેને શોક નથી, મલિનતા નથી, જેને ભય નથી, તે ઉત્તમ મંગલ પામ્યો છે.

**એતાદિસાનિ કત્વાન, સબ્બત્થમપરાજિતા**
**સબ્બત્થ સોત્થિં ગચ્છન્તિ તેસં મંગલમુત્તમન્તિ ।**

આ પ્રમાણે જેઓએ કર્યું છે, તેઓ સર્વત્ર અપરાજિત રહે છે, તેઓ સર્વત્ર સુખ પામે છે, તેઓનું ઉત્તમ મંગલ થાય છે.

જે લોકો એમ કહે છે કે ધર્મનીતિ જ બૌદ્ધધર્મમાં ચરમ વસ્તુ છે તેમની વાત સાચી નથી. મંગલ તો એક ઉપાય માત્ર છે. તો શું નિર્વાણ ચરમ વસ્તુ છે? તે હોઈ શકે, પણ એ નિર્વાણ શું છે? એ શું શૂન્યતા છે?

એ જો શૂન્યતા જ હોત તો પૂર્ણતા દ્વારા ત્યાં પહોંચી શકાત નહિ. તો તો સતત બધાનો અસ્વીકાર કરતાં કરતાં આ નહિ આ નહિ આ નહિ એમ બોલતાં બોલતાં એક પછી એક વસ્તુઓનો ત્યાગ કરતાં કરતાં જ તે સર્વશૂન્યતામાં નિર્વાણ પામી શકાત.

પણ બુદ્ધધર્મમાં એથી બરાબર ઊલટો જ માર્ગ જોવા મળે છે. તેમાં કેવળ મંગલ જ નથી, મંગલથી પણ મોટી વસ્તુ રહેલી છે.

મંગલમાં પણ કોઈ પ્રયોજનનો ભાવ રહેલો છે. અર્થાત્ એ કોઈ એક સારા ઉદ્દેશ્યને સિદ્ધ કરે છે, એનાથી કોઈ એક સુખ કે સગવડ મળી રહે છે.

પણ પ્રેમ બધાં પ્રયોજનોથી પર છે. કારણ પ્રેમ પોતે જ આનંદ છે, પોતે જ પૂર્ણતા છે, તે કશું જ લેવાની અપેક્ષા રાખતો નથી, તે સતત આપ્યા કરે છે.

જે દાનમાં લેવાનો કશો સંબંધ જ નથી હોતો, તે જ અંતિમ વસ્તુ હોય છે—તે જ બ્રહ્મનું સ્વરૂપ છે—તે લેતો નથી.

આ પ્રેમના ભાવથી, આ આદાનવિહીન પ્રદાનના ભાવથી આત્માને ઉત્તરોત્તર પરિપૂર્ણ બનાવી દેવા માટે બુદ્ધદેવનો ઉપદેશ છે, તેમણે એની સાધના-પ્રણાલી પણ બતાવેલી છે.

એ કંઈ વાસનાનું સંહરણ કરવાની પ્રણાલી નથી, એ કંઈ વિશ્વથી વિમુખ થવાની પ્રણાલી નથી, એ તો સૌની આગળ આત્માને ફેલાવી દેવાની પદ્ધતિ છે. એ પ્રણાલીનું નામ છે મેત્તિ ભાવના—મૈત્રીભાવના.

દરરોજ આ વાતનું ધ્યાન કરવું જોઈશે—

સબ્બે સત્તા સુખિતા હોન્તુ, અવેરા હોન્તુ,
અબ્યાપજ્ઝા હોન્તુ, સુખી અત્તાનં પરિહરન્તુ;
સબ્બે સત્તા મા યથાલદ્ધસમ્પત્તિતો વિગચ્છન્તુ।

બધા જીવો સુખી થાઓ, શત્રુહીન થાઓ, અહિંસિત થાઓ, સુખી આત્મા થઈને કાળ ગાળો બધા જીવો પોતાની યથાલબ્ધ સંપત્તિથી વંચિત ન થાઓ

મનમા ક્રોધ દ્વેષ લોભ ઈર્ષ્યા હોય તો આ મૈત્રીભાવના સત્ય બનતી નથી—એટલા માટે શીલગ્રહણની શીલ-સાધનાની જરૂર પડે છે પરંતુ શીલસાધનાનુ પરિણામ એ કે સર્વત્ર મૈત્રીનો દયાનો અબાધ વિસ્તાર થાય એ રીતે જ આત્માને સહુમા અનુભવી શકાય.

એ મૈત્રીભાવના દ્વારા આત્માને બધામા વિસ્તારવો એ કંઈ શૂન્યતાનો રસ્તો નથી

એ શૂન્યતાનો રસ્તો નથી એ વાત બુદ્ધે જેને બ્રહ્મવિહાર કહી છે તેનુ અનુશીલન કરતા જ સમજાઈ જશે.

કરણીયમત્થકુસલેન
યન્ત સન્ત પદં અભિસમેચ્ચ
સક્કો ઉજૂ ચ સુહુજૂ ચ,
સુવચો ચસ્સ મુદુ અનતિમાની।

શાન્તપદ પામ્યા પછી પરમાર્થકુશલ વ્યક્તિએ જે કરવાનું છે તે આ—તેણે શક્તિમાન, સરલ, અતિ સરલ, સુભાષી, મૃદુ, નમ્ર અને અનભિમાની થવું

સન્તુસ્સકો ચ સુભરો ચ,
અપ્પકિચ્ચો ચ સલ્લહુકવુત્તિ,
સન્તિન્દ્રિયો ચ નિપકો ચ
અપ્પગબ્ભો કુલેસુ અનનુગિદ્ધો।

તેણે સંતુષ્ટ હૃદયના થવુ, થોડાથી જ તેનુ ભરણુ પોષણ થશે, તેણે નિરુદ્વેગ, અલ્પાહારી, શાંતેન્દ્રિય, સદ્વિવેક, અપ્રગલ્ભ અને સંસારમા અનાસક્ત થવુ

ન ચ ખુદ્દં સમાચરે કિઞ્ચિ
યેન વિઞ્ઞૂ પરે ઉપવદેય્યું
સુખિનો વા ખેમિનો વા
સબ્બે સત્તા ભવન્તુ સુખિતત્તા।

એવો નાનો અન્યાય પણ તેણે ન કરવો જેને માટે બીજા તેની નિંદા કરી શકે તેણે બધા જીવો સુખી થાઓ, નિરાપદ થાઓ, નીરોગી થાઓ એવી કામના કરવી.

યે કેચિ પાણભૂતત્થિ
તસા વા થાવરા વા અનવસેસા।
દીઘા વા યે મહન્તા વા
મજ્ઝિમા રસ્સકા અણુકથૂલા।
દિટ્ઠા વા યે ચ અદિટ્ઠા
યે ચ દૂરે વસન્તિ અવિદૂરે
ભૂતા વા સમ્ભવેસી વા
સબ્બે સત્તા ભવન્તુ સુખિતત્તા।

જે કોઈ જીવો છે, સબળ કે દુર્બળ, લાંબા કે મોટા, મધ્યમ કે ટૂંકા, સૂક્ષ્મ કે સ્થૂલ, દૃષ્ટ કે અદૃષ્ટ દૂર રહેતા હોય કે પાસે, જન્મ્યા હોય કે જન્મવાના હોય, તે બધા જ અપવાદ સિવાય સુખી આત્મા થાઓ.

ન પરો પરં નિકુબ્બેથ
નાતિમઞ્ઞેથ કત્થચિ નં કઞ્ચિ
બ્યારોસના પટિઘસઞ્ઞા
નાઞ્ઞમઞ્ઞસ્સ દુક્ખમિચ્છેય્ય।

પરસ્પરની વંચના કરશો નહિ—ક્યાય કોઈની અવજ્ઞા કરશો નહિ, મન વચન અને કાયાથી ક્રોધ કરીને કોઈનુ દુ:ખ ઇચ્છશો નહિ.

માતા યથા નિયં પુત્તં
આયુસા એકપુત્તમનુરક્ખે
એવમ્પિ સબ્બભૂતેસુ
માનસં ભાવયે અપરિમાણં।

મા જેમ એકના એક પુત્રને પોતાનુ આયુ આપીને રક્ષે છે, તેમ બધા જીવોમા અપરિમિત માનસ રાખવુ.

મેત્તઞ્ચ સબ્બલોકસ્મિં
માનસં ભાવયે અપરિમાણં।
ઉદ્ધં અધો ચ તિરિયઞ્ચ
અસમ્બાધં અવેરમસપત્તં।

ઉપર નીચે ચારે દિશામાં આખા જગત પ્રતે બાધાહીન, હિંસાહીન, શત્રુતાહીન અપરિમિત માનસ અને મૈત્રી રાખવા.

તિટ્ઠં ચરં નિસિન્નો વા
સયાનો વા યાવતસ્સ વિગતમિદ્ધો
એતં સતિં અધિટ્ઠેય્ય
બ્રહ્મમેતં વિહારમિધમાહુ ।

ઊભા હો કે ચાલતા હો, બેઠા હો કે સૂતા હો, જ્યાં સુધી નીંદ ન આવે ત્યાં સુધી આવી સ્મૃતિમાં અધિષ્ઠિત થઈને રહેવું એનું નામ બ્રહ્મવિહાર

અપરિમિત માનસને પ્રીતિભાવથી, મૈત્રી ભાવથી વિશ્વલોકમાં ભાવિત કરી દેવું એનું નામ બ્રહ્મવિહાર. એ પ્રીતિ સામાન્ય પ્રીતિ નથી,—મા—પોતાના એકના એક પુત્ર ઉપર જેવો પ્રેમ રાખે છે તેવો એ પ્રેમ છે

બ્રહ્મનું અપરિમિત માનસ વિશ્વમાં સર્વત્ર રહેલું છે, એકના એક પુત્ર પ્રત્યે માતાનો જે પ્રેમ તેવો તેનો પ્રેમ સર્વત્ર વિસ્તરેલો છે. તેના તે માનસ સાથે માનસને, પ્રેમ સાથે પ્રેમને ન ભેળવી દઈએ તો એ કઈ બ્રહ્મવિહાર ન થાય.

વાત બહુ મોટી છે. પણ મોટી વાત જ ચાલે છે મોટી વાતને નાની કરી નાખવાથી કશો લાભ નથી બ્રહ્મને મેળવા ઇચ્છવું એટલે જ સૌથી મોટી વસ્તુને મેળવવા ઇચ્છવું. ઉપનિષદમાં કહ્યું છે ભૂમાત્વેવ વિજિજ્ઞાસિતવ્યઃ।

ભૂમાને જ—સૌથી મોટાને જ—જાણવાની ઇચ્છા રાખો.

એ ઇચ્છિત વસ્તુનું, એ પ્રાપ્ત કરવાની વસ્તુનુ રૂપ શું છે, તે સ્પષ્ટપણે, પરિષ્કાર રીતે નજર સામે રાખવુ પડશે ભગવાન બુદ્ધે બ્રહ્મવિહારને સ્પષ્ટ રીતે સામે મૂકયો છે—તેને નાનો બનાવી દઈ પૂંધળો રાખી બધા આગળ ચાલી જાય એવો બનાવવાનો પ્રયત્ન કર્યો નથી

અપરિમિત માનસથી અપરિમિત મૈત્રીને સર્વત્ર ફેલાવી દઈએ તો બ્રહ્મના વિહારક્ષેત્રમાં બ્રહ્મની સાથે મિલન થાય.

આ થઈ લક્ષ્યની વાત પણ એ કંઈ આપણે એક સપાટે સાધી શકવાના નથી એ દિશામાં આપણે રોજ રોજ ચાલતા રહેવું પડશે. એ લક્ષ્યની સાથે સરખામણી કરીને આપણે રોજ રોજ સમજી શકીશું કે આપણે કેટલા આગળ વધ્યા છીએ.

ઈશ્વર પ્રત્યે આપણામાં પ્રેમ જન્મે છે કે નહિ એ બાબતમાં આપણે પોતાની જાતને પોતે ભુલાવામાં નાખી શકીએ પરંતુ બધા પ્રત્યે આપણો પ્રેમ વિસ્તૃત થાય છે કે નહિ, આપણો વેરભાવ ઓછો થાય છે કે નહિ, આપણો મંગલભાવ વધે છે કે નહિ, એનું પ્રમાણ નક્કી કરવું મુશ્કેલ નથી.

કોઈ એક ચોક્કસ સાધનાનો સ્પષ્ટ માર્ગ મેળવવા માટે માણસ આતુર હોય છે. બુદ્ધ દેવે એક તરફ જેમ ઉદ્દેશ્યને નાનો નથી બનાવી દીધો તેમ બીજી તરફ તેમણે માર્ગ પણ ખૂબ ચોક્કસ રીતે બતાવી દીધો છે કેવા વિચારો કરવા અને કેમ ચાલવું એ તેમણે ખૂબ સ્પષ્ટ રીતે કહી દીધું છે રોજ શીલની સાધના દ્વારા આત્માને મોહમાંથી મુક્ત કરવાનું તેમણે કહ્યું છે, અને મૈત્રીભાવના દ્વારા આત્માને વ્યાપક બનાવવાનો રસ્તો તેમણે બતાવ્યો છે દરરોજ એ વાતનું સ્મરણ કરો કે મારું શીલ અખંડ છે, અછિદ્ર છે, અને દરરોજ ચિત્તને એ ભાવનામાં પરોવો કે બધા વિરોધો વીંધીને મારો આત્મા સર્વભૂતોમાં પ્રસારિત થાય છે અર્થાત્ એક તરફ બાધા કપાતી જાય છે, બીજી તરફ સ્વરૂપપ્રાપ્તિ થતી જાય છે. આ પદ્ધતિને તો કોઈ પણ રીતે શૂન્યતાપ્રાપ્તિની પદ્ધતિ કહી શકાય એમ નથી એ તો નિખિલને પામવાની પદ્ધતિ છે, એ તો આત્માને પામવાની પદ્ધતિ છે, પરમાત્માને પામવાની પદ્ધતિ છે.

# બાપુસાહેબનો ચહેરો

અચ્યુત-અર્વિ

સવારે ચા પીવા બેઠેલો કે એવામાં ભાઉસાહેબ દરવાજો ખોલીને અંદર આવ્યા. એમને જોવા છતાં મેં ન જોયા હોવાનો અભિનય કર્યો. ચાનો કપ નીચે મૂકી છાપું વાંચવા લાગ્યો. મને એમ કે આમ કરવાથી ભાઉસાહેબ ચાલ્યા જશે, અને પછી નિશ્ચિંત થઈને ચા પી શકીશ. પણ તેઓ તો આગળ વધ્યા અને મારી સામેથી છાપાને એક તરફ હટાવી દઈ, બોલ્યાઃ 'વસંતરાવ, આજે તો એક ખાસ નવી ખબર સંભળાવવા આવ્યો છું.'

'ઠીક.' હું એમની સામે જોયા વગર જ બોલ્યો.

'આપની બાજુમાં જે નવા પાડોશી આવ્યા છે ને!' તેઓ બોલ્યા અને મારે પરાણે છાપું એક બાજુ મૂકી તેમની તરફ જોવું પડ્યું. ભાઉસાહેબ આને મારી ધ્યાનમુદ્રા સમજી વધુ ઉત્સાહપૂર્વક કહેવા લાગ્યા, 'એ નવા ગૃહસ્થને તમે ક્યારેય મળ્યા છો કે નહીં?'

'ના.'

'તો એમને મળજો. જરૂર મળજો, બહુ સારા માણસ છે.'

મારા પાડોશમાં એક નવું કુટુંબ ચાર દિવસ પૂર્વે જ રહેવા આવેલું. પતિ-પત્ની અને બે બાળકો—બસ આટલા જ કુટુંબના સભ્યો હતાં. હજી અમારી વચ્ચે ઓળખાણ નહોતી થઈ, પણ માણસ સારા હશે એમ લાગતું હતું. મેં ભાઉસાહેબને પૂછ્યું: 'કેમ, તમે એમને મળ્યા છો કે?'

'નહીં' તો શું? આજથી ચાર દિવસ-પહેલાં જ અને એ વિષે જ હું તમને કંઈક કહેવા આવ્યો છું.'

'શું કંઈ ખાસ અગત્યની વાત છે?'

'ખાસ જ સમજો ને! તમને જ કહું છું—બીજા કોઈને ન કહેતા!'

હું હસ્યો. હું જાણતો હતો કે આ જ વાત ઓછામાં ઓછી ચાર કુટુંબો સુધી તો પહોંચી જ હશે. છતાં પણ મેં સાંભળવાની ઇચ્છા દર્શાવી. ભાઉસાહેબ નજીક સરકી આવ્યા. અને કહેવા લાગ્યાઃ 'આપે એમનો ચહેરો જોયો છે કે?'

'એમનો? એમનો એટલે કોનો?'

'બાપુસાહેબનો!'

'હા, હા જોયો છે.'—અને મિનિટ-બે મિનિટ બાપુસાહેબનો ચહેરો મારી આંખ સમક્ષ તરવરી રહ્યો. એમના શરીર કરતાં એમનો ચહેરો કંઈક ઠીક હતો. બાલ-કપાળ-નાક, આંખો-ચોરસ-જીભ-નહીં... મસ્તકે લાલ ચંદનનું તિલક કરતા. એ તિલકે જ બે-ચાર વાર તો મારું ધ્યાન એમની તરફ ખેંચ્યું. મેં સહાસ્ય કહ્યું: 'જોયો તો છે, પણ બિલકુલ ધ્યાનપૂર્વક નહીં.'

'તો હવે ધ્યાનપૂર્વક જોજો. સવારે ઉઠતાં જ તેમનો ચહેરો જોઈ લેવાથી આખો દિવસ સારો જાય છે.'

હું જોરથી હસી પડ્યો. એમની વાતને મેં મશ્કરીમાં ટાળી દીધી. ભાઉસાહેબ ખંછેડાઈને, કેવળ મને જ કહેવામાં આવેલી આ વાત અન્ય લોકોને કહેવા, બહાર ચાલ્યા ગયા.

બાપુસાહેબના ચહેરાની આ ખાસ વાત બીજી પણ ચાર-પાંચ વ્યક્તિઓએ મને જુદાં-જુદાં સ્થળે જુદાં જુદાં પ્રકારે કહી સંભળાવી. જ્યારે નીચેવાળા ત્ર્યંબકરાવે પણ રસ્તા વચ્ચે મને અટકાવીને, આ આ વાત કહી ત્યારે મેં પૂછી જ નાખ્યું: 'તમે તો ભોંયતળિયે રહો છો, અને બાપુસાહેબ ઉપર રહે છે. તો પછી સવારમાં ઉઠતાં વેંત આપને સૌથી પહેલો ચહેરો એમનો જ કેવી રીતે દેખાઈ જાય છે?'

'કેવી રીતે દેખાઈ જાય છે, એટલે? અરે ભાઈ, એ માટે તો દોડાદોડી કરવી પડે છે! જ્યારે પાડોશી નાનાસાહેબ દ્વારા મને આ બાતમી મળેલી ત્યારે પહેલાં તો હું પણ આ વાતમાં વિશ્વાસ નહોતો કરી શક્યો. પણ જ્યારે બધા પાસેથી એ જ વાત સાંભળવા મળી ત્યારે થયું કે, જરૂર આમાં કંઈક તથ્ય હોવું જોઈએ.

અને પછી તો ઉપરા-ઉપરી બે દિવસો સુધી ઉઠતાં વેંત જ એમનો ચહેરો જોયો, અને ખરેખર જ વેપારમાં જામ નફો થઈ ગયો!......ત્યાર બાદ હંમેશાં સવારના પહોરમાં એમનો ચહેરો જોવા તૈયાર રહું છું.'

'તો તો આપને રોજ રોજ ફાયદો થતો હશે!'

'એ તો ઠીક છે. પણ રોજ રોજ કંઇ એમનો ચહેરો જોવા થોડો મળે છે? સવારના ઉઠતાં જ દોડાદોડી કરુ છું, પણ કોઇને કોઈ વચ્ચે આવી ટપકે છે–કાં તો શ્રીમતીજી, કાં તો દૂધવાળો ભૈયો.'

તેમની આ વાત પર હું ધારે રહીને હસ્યો. તેઓ પણ પછી, એકાએક કંઇક યાદ આવતાં બોલ્યા: 'તમે તો એમની બાજુમાં જ રહો છો, એટલે, જો તમે ઇચ્છો તો, રોજ રોજ ઉઠતાં વેંત એમનો ચહેરો જોઇ શકો. એકવાર અજમાવી જુઓ ને!'—અને પછી મારી નજીક આવી, મારો હાથ તેમના હાથમાં લઇ, એક આછા હાસ્ય સાથે બોલ્યા, 'જો જો, ભાગ્યોદય થાય તો આપણને રખે વિસરી જતા...!'

અમારા માળામા રહેતા તમામ મનુષ્યો એક પછી એક, ભાઉસાહેબની બાપુસાહેબના ચહેરા વિષેની શોધનું સમર્થન કરતા રહ્યા. સવારે ઉઠતાં જ માળામા, જાણે દૂરબીનથી ત્રીજો સ્પુટનિક જોવાની તૈયારીઓ ચાલતી હોય તેવી ધાધલ નજરે ચડતી. સવાર પડતાં જ બધાની આંખો બાપુસાહેબની શોધમાં ઉત્સુક રહેતી ઉઠતાની સાથે બીજા કોઇની ઉપર નજર ન પડે એ હેતુથી મારા પાડોશીઓ બંધ આંખે જ દાદરો ચડી ઉપર આવતા અને બાપુસાહેબના ઘરના બારી-બારણાં તરફ તાકી રહેતા. હું મશ્કરીમાં બધાંને પૂછતો: 'કેમ આજે ઉઠતાની સાથે જોયો કે નહીં બાપુસાહેબનો ચહેરો?' પણ મારી મશ્કરીને એ લોકો 'જીજ્ઞાસા' સમજી લઇ, નિરાશાપૂર્વક ઉત્તર આપતા, 'ના, જી! ગમે તેટલા પ્રયત્નો છતાં સૌથી પહેલો તો કોઈ કમબખ્તનો જ ચહેરો જોવાઇ જાય છે!'

'રામ રામ!' હું અફસોસ વ્યક્ત કરતો, મનમા જ હસતો, અને ગંભીરતા પૂર્વક એવું કહેવાની પણ ઇચ્છા થતી કે, 'તમે દર્શનાર્થીઓ 'ક્યૂ' શા માટે નથી લગાવતા!' પણ કહેવાની હિંમત ન થતી.

પરંતુ પાછળથી એ પણ જાણવા મળ્યું કે, હવે તો ઉઠતાં જ બાપુસાહેબનો ચહેરો જોવા માટે 'ક્યૂ' લાગવી પણ શરૂ થઇ ગયેલી...!

એક દિવસ મેં મારી પત્નીને કહ્યું: 'આ લોકો સાવ મૂર્ખા લાગે છે. ગમે તેની, ગમે તેવી વાતો પર વિશ્વાસ કરી બેસે છે.'

પણ હંમેશાં જુદા જુદા વિષયો પર એ લોકોની મશ્કરી કરનારી મારી પત્ની આજે કંઇ ન બોલી. એણે કદાચ સાંભળ્યુ નહીં હોય એમ ધારી હું ફરી બોલ્યો, છતાં પણ એ ચૂપ જ રહી. પછી વારંવાર આ એકનું એક જ વાક્ય જોરજોરથી બોલ્યો, ત્યારે એ બોલી: 'કોઇના વિશ્વાસની મશ્કરી કરવી સારી નથી. ઉઠતાંની સાથે બાપુસાહેબનો ચહેરો જોવાથી દિવસ સારો જતો હોય એમ મને પણ લાગે છે.'

'હેં...!' મારા જ ઘરમાં અંધવિશ્વાસનું રાજ્ય!

'એમાં નવાઇની વાત નથી, જે ખરું છે તે કહું છું.'

પાછળથી ખબર પડી કે, એક દિવસ વહેલી સવારે જ્યારે શ્રીમતીજી દૂધની બાટલીઓ સાથે દૂધ લેવા બહાર નીકળેલા, ત્યારે અચાનક જ બાપુસાહેબ તુલસીના છોડ પાસે પાણી પાતાં ઊભેલા એને દેખાઇ ગયેલા. અને એ જ દિવસે શ્રીમતીજીને પોતાના બીમાર પિતાની તબિયત સુધરી ગઇ હોવાના સમાચાર મળેલા.

પાડોશનો રોગ હવે મારા ઘરમાં પણ પ્રવેશી ચૂક્યો હતો. મારી પત્ની પણ હવે 'ક્યૂ'ની સભ્ય બની ગયેલી.

બાપુસાહેબ મારી પડોશમાં રહેવા આવ્યાને લગભગ એક માસ જેટલો સમય વીતી ગયો. એ દરમ્યાન એકબીજાને ત્યાં ચા પીવા જેટલો પરિચય અમારી વચ્ચે થઇ ગયેલો ખરો. એક દિવસ મારે ત્યા તેઓ ચા પીવા આવેલા. વાત-વાતમા બાપુસાહેબ અચાનક બોલી ઉઠ્યા, 'વસંતરાવ, આ પાડોશીઓનો સ્વભાવ જરા વિચિત્ર છે.'

મેં અજાણ બનીને પૂછ્યું, 'કેમ, શું થયું?'

'અરે ભાઇ, અમે નવા આવ્યા છીએ, એનો

અર્થ એ તો નહીં ને કે સવારના પહોરમા જ પાડોશીઓએ અમારા ઘરમા ઘૂરકવાનુ શરૂ કરી દેવુ !'

મે જોયુ કે, બાપુસાહેબની આ વાતથી, રસોડાના ઉમ્બરામા ઊભી ઊભી વાતો સાભળી રહેતી મારી શ્રીમતીજી ધીરે રહીને અદર સરકી ગયેલી મને કહેવાની ઇચ્છા થઈ કે, 'બાપુસાહેબ, આપ તો ઘણા ભાગ્યવાન છો પાડોશના માણસો હવે પોતાના પુત્રનો કે પ્રભુનો ચહેરો જોવો છોડી દઈને સૌ પ્રથમ આપનો ચહેરો જોવા ઉત્સુક રહે છે ' પણ જે કહેવાની ઇચ્છા થયેલી તેનાથી ઉલ્ટુ જ બોલાઈ ગયુ, 'હા, થોડા ઘણા વિચિત્ર તો છે જ અહીના લોકો !'

'અરે થોડા-ઘણા શાના ! હુ કઈ પ્રદર્શનમા રાખવામા આવેલુ પૂતળુ નથી, કે સવારમા જ આમ ઘૂરકવા માડે !'

બાપુસાહેબની વાતનુ મે પણ સમર્થન કર્યું.

ઉઠતા જ બાપુસાહેબનો ચહેરો જોવાથી કોઈકની છોકરીની માગણી થતી, તો કોઈકની રજા મજૂર થઈ જતી કોઈને નોકરીની પ્રાપ્તિ થતી, તો કોઈને અણધાર્યો જ પોતાની કલ્પિત પ્રેમિકા તરફથી પ્રેમપત્ર મળી જતો.

એક દિવસ સાજે ઑફિસેથી છૂટીને ખુશ થતો થતો ઘરે આવ્યો અને પત્નીને ઉદ્દેશીને બોલ્યો 'એક આનદના સમાચાર છે !'

'એમ ! કયા ?'

'તુ જ કહે કયા હશે ?'

'મને કેવી રીતે ખબર પડે, તમે જ કહો ને !'

'મને હાયર-ગ્રેડ મળ્યો, પગાર સો રૂપિયા વધી ગયો '

એ એક ક્ષણ આનદપૂર્વક મને જોઈ રહી અને પછી કઈક યાદ આવતા બોલી 'પહેલા મિઠાઈ લઈ આવો '

'કેમ ?'

'બાપુસાહેબને ત્યા મોકલવી પડશે ને !'

'બાપુસાહેબને ત્યા ! શા માટે ?'

'જુઓ, કેટલા જલદી ભૂલી ગયા ! અરે આજે સવારે તમને ઉઠાડવા કોણ આવેલુ ?'

ત્યારે હુ અચાનક હોશમા આવી ગયો આજે સવારે કઈક ક્રમસર બાપુસાહેબ મને ઉઠાડવા આવેલા, અને એ રીતે આજે સૌથી પહેલો ચહેરો એમનો જ જોયેલો હુ વિચારમા પડી ગયો. કઈ બોલી શક્યો નહીં પત્ની બોલી, 'આટલા દિવસથી હુ જે કઈ કહેતી આવેલી તેને મશ્કરીમા ટાળી દેતા હતા ને ! પણ હવે તો ખબર પડી ગઈ ને કે આ ખરુ જ છે !'

હુ ચૂપ રહ્યો

ચૂપ રહેવાનુ એક બીજુ પણ કારણ હતું શુ માણસને રોજરોજ કેવળ યોગાયોગથી ફાયદાઓ થતા રહે એ સભવે ખરુ ? એ પાછળ જરૂર કોઈ દૈવી શક્તિનો હાથ હોવો જ જોઈએ, એમ મે વિચાર્યું

બીજે દિવસે પણ મને આવો જ અનુભવ થયો ત્યારે મારુ આશ્ચર્ય અનેક ઘણુ વધી ગયુ બીજે દિવસે મે પોતે જ કોશિશ કરીને એમનુ મોં જોયુ, અને શેરબજારના ભાવ ચડી જવાથી મને ઘણો જ ફાયદો થયો આવી જ બીજી પણ એક-બે તક મળી મને મારી પાછલી માન્યતાઓ ખોટી લાગી. વહેલી સવારે સૌ પ્રથમ બાપુસાહેબનો ચહેરો ન જોઈને મે જે અશિષ્ટતા આચરેલી, એનાથી ગયે મહિને મને કોણ જાણે કેટલુ નુકસાન થયુ હશે ! પણ હવે મે એ નુકસાનની પૂર્તિ કરવાનુ નક્કી કર્યું રોજ ઉઠતાની સાથે બાપુસાહેબનો ચહેરો જોવાનો નિશ્ચય કર્યો

પણ આ કામ સરળ નહોતુ આઠ-દસ દિવસે માડ એકવાર જ ઉઠતા વેત સૌ પ્રથમ એમનો ચહેરો જોવા મળતો ઑફિસની મોટા ભાગની જવાબદારીઓ હવે મને સોપાઈ હતી જરાક કઈ ભૂલ થાય તો ગ્રેડ પડી ભાગવાનો ડર રહેતો હતો બાપુસાહેબની કૃપા વગર આવી મોટી જવાબદારીઓવાળા કામનુ સચાલન કરવુ અસભવિત જેવુ જણાતુ ઉઠતા જ રોજ રોજ બાપુસાહેબનો ચહેરો જોવાની કોશિશ કરતો, પણ મોટે ભાગે આબકરાવ કે ભાઉસાહેબના ચહેરા જ સામે ઉપસ્થિત થઈ જતા વારવાર આમ બનતુ.

એટલે હવે તો હુ ઉઠતાની સાથે જ બાપુસાહેબના ઘરે પહોચી જતો બાપુસાહેબ રસોડામા ચા પીતા કે પાન ખાતા નજરે ચડતા. આમ બહારથી જ કામ પતી જતા, એમને ખબર ન પડે એ હેતુથી, ધીમે

વગલે પાછો ફરતો. ક્યારેક આવી રીતે મને પાછો ફરતાં તેઓ જોઈ લેતા, ત્યારે તેઓ મને બૂમ પાડીને ચા પીવાનું આમંત્રણ આપતા. હું ઘડિયાળમાં સમય જોવા આવ્યો હોવાનું બહાનું કાઢીને શરમને કારણે ચા પીવા બેસી જતો. આમ મહિનામાં લગભગ આઠ-દશ વખત મારે એમને ત્યાં ચા પીવાનું થઈ જતું. પ્રાયઃ સાંજે હું તેમને ખુશ રાખવાના હેતુથી હોટલમાં લઈ જઈ નાસ્તો કરાવતો.

બે માસ સારી રીતે વીત્યા. સવારે જલદી ઉઠતો, બાપુસાહેબના ઘર ભણી દોડતો, એમનો ચહેરો જોતો અને દિવસ દરમ્યાન કંઈક શુભ બનશે જ. એવી આશા સાથે પાછો ફરતો.—અને જો કદાચ મારા આ કાર્યક્રમ પ્રત્યે બાપુસાહેબની પત્નીએ જરા જેટલી પણ સહાનુભૂતિ દાખવી હોત, તો આજીવન કદાચ આમ જ થતું રહેત.

પણ રોજ સવારે મારું એમને ત્યાં જઈ ચડવું બાપુસાહેબની પત્નીને ગમ્યું નહીં. મને જોતાં જ એ મોં બગાડતી. હું આ પ્રથમથી જ જાણતો હતો, અને જો અન્ય કોઇ ગૃહિણી આવું વર્તન દાખવત, તો હું ફરી એને ત્યાં પગ જ ન મૂકત! પણ બાપુસાહેબની તો વાત જ ન્યારી હતી. તેમની પત્નીનાં આવાં વર્તનને, હું ગરજ હોવાને કારણે બેશરમની માફક સહી લેતો. ક્યારેક તો એ ટોણા પણ મારતી, છતાં મેં એ તરફ કંઇ જ ધ્યાન આપ્યું નહીં. રોજ સવારે ઉઠતાં જ 'કેમ, બાપુસાહેબ, શું ચાલી રહ્યું છે?'નું બહાનું ચાલુ જ રહ્યું. એમની પત્નીનો મારા પ્રત્યેનો ગુસ્સો વિકરાળ સ્વરૂપ ધારણ કરતો રહ્યો.

એક દિવસ તો હદ થઈ ગઈ. હંમેશાંની માફક હું ઉઠતાંની સાથે જ એમને ત્યાં ગયો. બંધ બારણા પર ટકોરા માર્યાં. બાપુસાહેબની પત્નીએ કડી ખોલી, બારણું થોડું ઊઘાડયું. હું અધું આખું જોઈ શક્યો કે, અંદરના રસોડામાં બાપુસાહેબ ચા પી રહ્યા હતા. પણ હજી એમનો પવિત્ર ચહેરો જોઉં એ પૂર્વે જ બારણું ખોલવા આવેલી એમની પત્નીનો ગુસ્સાથી વિકરાળ બનેલો ચહેરો દેખાઈ ગયો. મેં જરા ડરી જઈને પૂછ્યું: 'બાપુસાહેબ ઉઠી ગયા છે?'

મારા આ પ્રશ્નથી એ વધારે ગુસ્સે થઈ. ભ્રમ કાઢી, ડરામણી આંખો વડે ઘૂરકી એણે 'ધડ' કરતે દરવાજો બંધ કરી નાખ્યો.

બાપુસાહેબનો ચહેરો જોવા હું ગમે તેટલો ઉત્સુક કેમ ન હોઉં, પણ અપમાન! એ તો અપમાન જ—અને એમાં પણ વળી મિત્રની પત્ની દ્વારા થયેલું અપમાન એટલે તો......!

—એ જ દિવસે સાંજે બાપુસાહેબને હંમેશની માફક હોટલમાં ખેંચી ગયો. મસાલાવાળું દૂધ જ્યાં ટેબલ પર આવ્યું ત્યારે મેં સહેજ ભાવે કહ્યું: 'બાપુસાહેબ, હવે આપ મારી સાથે પહેલાં જેવું વર્તન રાખવા ઇચ્છતા હો તેમ નથી લાગતું!'

'એટલે? આમ આપે કેવી રીતે ધારી લીધું?' બાપુસાહેબ સાશ્ચર્ય બોલ્યા.

'હું ઉઠતાં જ આપને ત્યાં આવું છું, એ આપને પસંદ હોય એમ હું નથી ધારતો.'

'એવું આપને કોણે કહ્યું?' બાપુસાહેબ દૂધનો કપ ટેબલ પર મૂકી દઈ, સાશ્ચર્ય મારી સામે તાકી રહીને બોલ્યા.

'કોઈ શું કહેવાનું? શું હું આટલું ન સમજી શકું? આપને ન ગમતું હોય તો હું આપને ત્યાં નહીં આવું!' મારા સ્વરમાં ક્રોધ કરતાં દુઃખનું પ્રમાણ વધુ હતું. દૂધ પીતાં-પીતાં મેં સવારનો બનાવ રજૂ કર્યો. તેઓ પણ, મારા રોજ રોજ એમને ત્યાં જવાને કારણે, પતિ પત્ની વચ્ચે જે વાગ્યુદ્ધ થતું તેનું વર્ણન કરવા લાગ્યા. એથી મને ખરી વાત જણાવી દેવાનું ઉચિત લાગ્યું. 'બાપુસાહેબ, આપ મને અસભ્ય તો નથી સમજતા ને?'

'ના, ભાઇ ના! અસભ્ય શા માટે સમજું?' બાપુસાહેબ દુઃખી સ્વરે બોલ્યા.

'તમને થતું હશે કે, રોજ સવારે આ માણસ ઉઠતાંની સાથે જ મારે ત્યાં કેમ ચાલ્યો આવે છે? મેં દૂધનો ઘૂંટડો ગળે ઉતારતા કહ્યું, 'બાપુસાહેબ, મારાં તમારે ત્યાં રોજ આવવાનું પણ કંઈક કારણ છે. સવારે ઉઠતાંની સાથે આપનો ચહેરો જોવાથી આખો દિવસ સારો જાય છે. દિવસ દરમ્યાન કંઈક ને કંઈક ફાયદો અવશ્ય થાય છે જ!'

બાપુસાહેબ હાથમાંનો કપ નીચે મૂકી, ગંભીરતાપૂર્વક માગી સામે તાકી રહીને બોલ્યા! 'શું આપ ખરું કહો છો?'

'હા, તદ્દન ખરું' એટલે જ તો સવારે ઉઠતા વેત આપને ત્યાં દોડતો આવું છું—આપનો ચહેરો જોવા!'

"ઓહ! ત્યારે હવે સમજાયો. એટલે જ બધા પાડોશીઓ સવારના પહોરમાં મારા ઘરની નજીક આંટા મારતા દેખાય છે' અને તેઓ મારો હાથ પોતાના હાથમાં લઈ એકદમ ઉત્સુકતાપૂર્વક બોલ્યા: 'પણ વસંતરાવ, આ વાતમાં તથ્ય છે ખરું? તમને એ વિશે કંઈ અનુભવ થયો છે?'

"જી, હા.' અને પછી મેં મારા પાડોશીઓને, મારી પત્નીને અને મને થયેલા ફાયદાઓનું વિસ્તૃત વર્ણન રજૂ કર્યું. તેઓ આનંદમાં ઊભા થઈ જઈને બોલ્યા: 'વસંતરાવ, આજનું બિલ હું ચૂકવીશ'—અને કાઉન્ટર પર જઈ, આજે પ્રથમ જ વખત બાપુસાહેબે બિલ ચૂકવ્યું.

ઘરે પાછા ફરતી વખતે, તેઓ જાણે એ વાત ભૂલી જ ગયેલા કે હું પણ એમની સાથે જ આવી રહ્યો છું! મારી વાત સાંભળ્યા પછી કદાચ એમના મસ્તકમાં અનેક વિચારો ચકરાવા લઈ રહ્યા હતા. વચ્ચે વચ્ચે એમના હોઠ પરથી એકાદ આછું હાસ્ય પણ પસાર થઈ જતું હતું! ઘર નજીક આવ્યું ત્યારે મેં પૂછ્યું: 'તો હવે હું રોજ સવારે તમારે ત્યાં આવતો રહું ને? આપને કંઈ વાંધો તો નથી ને? માત્ર આપનો ચહેરો જોઈને પાછો ચાલ્યો જઈશ?'

બાપુસાહેબે ધ્યાનપૂર્વક માગી તરફ જોયું અને પછી, જાણે કોઈ મોટી વસ્તુ ભેટ આપી રહ્યા હોય તેમ, કહ્યું 'આવજો—આવતા રહેજો, મારો ચહેરો જોવાથી આપને લાભ થતો હોય, તો મને શું વાંધો હોઈ શકે?'

એ પછી બીજે દિવસે હું હમેશની માફક ઊઠીને એમને ત્યાં ગયો. દરવાજો બંધ હતો, પણ હમેશ બંધ રહેનારી બારી આજે ખુલ્લી હતી. બારીમાંથી અંદર જોતા જ મારા આશ્ચર્યનો પાર ન રહ્યો. ભૂલથી પણ કદાપિ અરીસામાં ન જોનારા બાપુસાહેબ આજે અરીસા સામે જોતા જોતાં પત્નીને કહી રહ્યા હતા 'લોકો જે કહે છે, એ જો સાચું હશે તો આજે મને જરૂર કંઈક ફાયદો થવો જોઈએ ઉઠતાંની સાથે જ આજે સૌથી પહેલાં મેં મારો ચહેરો જોયો છે...'

એમની પત્ની આગળ વધી, જોરજોરથી હસવા લાગી.

'કેમ? હસો છો કેમ?'

'હસું નહીં તો શું કરું', વસંતરાવ તમને જે કંઈ કહે છે તે તમે માની જાઓ છો. આપણા લગ્ન થયાને આજે પચ્ચીસ વર્ષ થયાં હું રોજ નાહીને ઊઠીને સૌ પ્રથમ આપનો જ ચહેરો જોતી આવી છું પણ મને તો કદી કંઈ જ ફાયદો નથી થયો! કદી નવી સાડી નથી મળતી. કદી તમે મને નાટક-સિનેમા જોવા નથી લઈ જતા કદી તમે નવા ઘરેણાં નથી ઘડાવી આપ્યાં! રોજ-રોજ નાની નાની બાબતોમાં ઝઘડા થઈ જાય છે. બોલો, આ પચ્ચીસ વર્ષમાં, રોજ સૌ પ્રથમ આપનો ચહેરો જોવા છતાં, મને કંઈ ફાયદો થયો છે ખરો? ?'

બાપુસાહેબનો ખિન્નો ચહેરો એકદમ મુરઝાઈ ગયો તેમના હાથમાંનો અરીસો એક તરફ પડી ગયો. તેઓ પત્ની સામે જોતા જ રહી ગયા. બારીમાંથી હું એમના ચહેરાને જોઈ રહ્યો.

અનુ૦ ભુપેન્દ્ર સંઘવી

---

વિનાશના પથે

આપણો આ જમાનો આણુવિક વિરાટો અને નૈતિક વામનોનો છે. આપણે યુદ્ધ વિશે જેટલું જ્ઞાન ધરાવીએ છીએ તેટલું શાંતિ વિશે ધરાવતા નથી, વિનાશ કરવા માટે જેટલું જ્ઞાન ધરાવીએ છીએ તેટલું જીવાડવા માટે ધરાવતા નથી આપણે અણુનું રહસ્ય ગ્રહણ કર્યું છે, જ્યારે શાંતિનો ઉપદેશ આપતા ઈસુના ગિરિપ્રવચનના રહસ્યને જાણવા દરકાર કરી નથી.

—જનરલ ઓમર બ્રેડલી

# આત્મવિશ્વાસનું મહત્વ

કિશોરચન્દ ભટ્ટ

જગતમાં જેટલા મહાન પુરુષો થઇ ગયા છે, એમના જીવનપર દ્રષ્ટિપાત કે કશુ તો જણાશે કે, એમની સફળતાનુ રહસ્ય શુ હતું ? એવી કઇ શક્તિને કારણે વિકટ પરિસ્થિતિમાં પણ એમને અપૂર્વ પ્રેરણાબળ મળ્યા કરતું હતુ ? જવાબ એક જ છે–આત્મવિશ્વાસ। એમની તમામ સફળતાના કેન્દ્રમાં એમનો અડગ આત્મવિશ્વાસ જ રહેલો હતો. આત્મવિશ્વાસના બળે જ તેઓ અઘરામા અઘરા કામો સહેલાઇથી કરી શકતા હતા. અને જીવનના દરેક ક્ષેત્રમાં અપૂર્વ, વિશ્વાસ ને શ્રદ્ધાથી તેઓ આગળ ધપતા હતા.

આજે આપણે એવા ઘણા લોકો જોઇએ છીએ કે જેઓ આત્મવિશ્વાસના અભાવે જીવનમાં આગળ નથી વધી શકતા. કેમ કે, એવા માણસોને પોતાની યોગ્યતા તેમ જ શક્તિ પર વિશ્વાસ નથી હોતો, પરિણામે કાર્ય સંપાદનની શક્તિ એમનામાંથી ઘટતી જાય છે તેઓ હંમેશાં નિરાશાને જ વરે છે. આવા લોકોથી સફળતા હમેશાં દૂર ને દૂર ભાગે છે. સફળતા તો એમની જ પાસે આવે છે કે, જેઓ એના રહસ્યને ઓળખી જાય છે અને એના માટે પ્રયત્ન કરે છે

જેઓ પોતાની યોગ્યતા તથા શક્તિ પર ભરોસો રાખે છે, એમનાથી અસફળતા, ભય તથા શંકા દૂર ભાગે છે. તમારા જીવનરાહમા ગમે તેવી મુસીબતો આવે તો પણ ગભરાઓ નહિ, પરંતુ તમારો વિશ્વાસ અને માનસિક ધૈર્ય જાળવી રાખી એનો સામનો કરો. તમે જરૂર સફળ થઇ શકશો કોઇ પણ કાર્ય પ્રત્યે અગર તમે ભય કે શંકા રાખશો તો એની સિદ્ધિમા તમને અંતરાય પડશે તમારા કાર્ય તથા આદર્શની સિદ્ધિ-અસિદ્ધિ તમારા માનસિક વિકાસ પર અવલંબેલી છે. શંકા અને ભયના વિચારોને તિલાંજલિ આપી દો તમારા જીવનની પ્રગતિના એ બાધક છે તમારા મનમાં કદિ તુચ્છ યા હીન ભાવના પેદા થવા નહી દો; કારણ કે, એવી ભાવના તમારા વ્યક્તિત્વના વિકાસમા નડતરરૂપ થશે. તમે પણ મહાન કામો કરી શકો છો એવી ઉત્તમ ભાવના તમારા મનમાં હમેશા પોષો, તો તમારું વ્યક્તિત્વ મહાન બનશે. એટલું યાદ રાખો કે, તમારી જાતને તમે જેટલી યોગ્ય સમજશો એટલું જ મહત્ત્વપૂર્ણ કાર્ય તમે કરી શકશો.

તમારા તમામ કાર્યનો પાયો તમારો આત્મવિશ્વાસ છે. તમે કઠિનમાં કઠિન કાર્ય પણ કરી શકો છો એ જાતના વિચારોમાં જ કોઈ અદ્દ્ભુત શક્તિ ભરેલી છે. જેઓ પૂર્ણ આત્મવિશ્વાસથી જીવે છે, એમને જીવનમા સફળતા બહુ સહેલાઇથી પ્રાપ્ત થાય છે. જેમના મન ભય, ચિંતા તથા શંકાથી ભરેલાં હોય તેઓ કોઈ કાર્યો સહેલાઇથી પાર પાડી નથી શકતા; કારણકે મહાન કાર્ય કરવા માટે સ્વાધીનતાની ખૂબ આવશ્યકતા છે શંકા અને સંદેહ તમારા મનની એકાગ્રતાના બાધક છે. આત્મવિશ્વાસ અને આત્મશ્રદ્ધા પ્રત્યેક કાર્યમાં પ્રથમ છે. આત્મવિશ્વાસ દ્વારા જ માણસ ગમે તેવી કઠિનાઇઓનો સામનો કરી શકવામા સફળ નીવડે છે. આત્મવિશ્વાસમા કોઇ અદ્દ્ભુત તાકાત ભરેલી છે.

જો તમને પણ તમારી યોગ્યતા તથા આત્મવિશ્વાસ પર પૂર્ણ ભરોસો હશે તો તમો જરૂર સફળ થઇ શકશો. નેપોલિયન બોનાપાર્ટ, તેમજ માર્ટિન લ્યુથરના સમસ્ત જીવન સાહસ અને આત્મવિશ્વાસની જીવતી-જાગતી મૂર્તિસમા છે. જેઓ તન, મન અને ધનથી આદર્શની સિદ્ધિ અર્થે સદા પ્રયત્નશીલ રહે છે તથા મન, વચન, અને કર્મને એક કરી અસફળતા, પરાજય વગેરે ભૂલીને, વિજય તથા સફળતા પર વિશ્વાસ રાખી કાર્યો કરે છે તેઓ જીવનના કોઇ પણ ક્ષેત્રમા આગળ વધી શકશે.

વિશ્વાસ એક આધ્યાત્મિક કાર્યશક્તિ પણ છે. આ શક્તિ જ તમારી આત્મરક્ષા કરે છે. આત્મશક્તિ વિનાના માણસો માનસિક રીતે દરિદ્ર રહે છે. એમનામા કાર્યક્ષમતા નથી હોતી વિશ્વાસને કારણે માનસિક શક્તિઓનું ઉત્થાન થાય છે, વિશ્વાસને કારણે તમને

કાર્યક્ષમતા પ્રાપ્ત થાય છે. તમારા મનમાં તમે દૃઢ આત્મવિશ્વાસ કેળવો. તમારી યોગ્યતા, શક્તિ અને તમારા કાર્યપર સંપૂર્ણ શ્રદ્ધા રાખો તો તમે પણ અઘરા કાર્યો બહુ સરળતાથી કરી શકશો.

બધા મહાન પુરુષોનાં જીવન-ચરિત્રો વાંચશો તો અનુભવ થશે કે, જીવનનાં પ્રત્યેક કાર્યો તેઓ પૂર્ણ વિશ્વાસથી આરંભતા હતા અને પાર પાડતા હતા. કોઈવાર એવું પણ બને છે કે, સખત પરિશ્રમ ને મહેનત કરવા છતાં તાત્કાલિક સફળતા દૃષ્ટિગોચર નથી થતી, છતા પણ એવે સમયે તમારો આત્મવિશ્વાસ ટકાવી રાખજો આગળ જતાં તમે જરૂર ધારી સફળતા પ્રાપ્ત કરી શકશો કોઈ પણ કાર્ય-નાનુ યા મોટું બરાબર રીતે પાર પાડવા માટે આત્મવિશ્વાસ જરૂરી છે. વિશ્વાસના સહારે જ તમો મંજિલ સુધી પહોંચી શકશો. વિશ્વાસથી તમારી કાર્યસંપાદન શક્તિ બેવડી થઈ જશે.

ઘણા આત્મવિશ્વાસનું મહત્ત્વ નથી સમજી શકતા. એવી કઈ શક્તિ છે કે, જેના કારણે તમારા કાર્ય પ્રત્યે તમે દૃઢ થઈ જાઓ છો? એવો કયો પદાર્થ છે કે, જેના કારણે તમને નિરાશાની પળોમા પણ આશાની ઝલક દેખાય છે? એવી કઈ ચીજ છે કે, જેના વગે ઘોર વિપત્તિનો પણ સામનો કરવાનું તમને બળ મળે છે? અર્થાત્ દુઃખને સમયે પણ તમે સુખનો આભાસ અનુભવો છો. એવી કઈ શક્તિ છે કે, જે તમને સંકટ વેળાએ પણ આશ્વાસન આપે છે? આ બધાનો ઉત્તર એકજ છે કે, આત્મવિશ્વાસ! આત્મવિશ્વાસ એક એવો અદ્‌ભુત પદાર્થ, એક અનુપમ શક્તિ છે કે, જેના બળ પર તમે તમારા લક્ષની પ્રત્યે અગ્રેસર થતા જાઓ છો. વિશ્વાસ જ તમારો આત્મા છે, વિશ્વાસ જ તમારો પથપ્રદર્શક છે દુનિયામા જે મહાન કાર્યો થયા છે તથા થઈ રહ્યા છે, તે બધા આત્મવિશ્વાસનુ જ પરિણામ છે.

જો તમે તમારા આત્મવિશ્વાસને સશક્ત બનાવી રાખશો તો તમે સૌના આદરના પાત્ર થશો. જેઓ આત્મવિશ્વાસ ગુમાવે છે તેઓ સર્વ ગુમાવે છે. તમારી જાતને તમે જેવી માનશો તેવો જ તમારો આદર્શ હશે એ યાદ રાખો કે, તમારી જાતને તમે જેવી સમજો છો અગર માનો છો, એથી અધિક તમે કંઈ નહિ બની શકો. આપણે સૌ જોઈએ જ છીએ કે, બુદ્ધિમાન છતાં આત્મવિશ્વાસહીન કરતાં ઓછા બુદ્ધિશાળી છતા દૃઢ આત્મવિશ્વાસુ માણસોમા વધુ કાર્યક્ષમતા હોય છે. કાર્ય-ક્ષમતા પ્રાપ્ત કરવાં માટે જરૂરી એ છે કે, આપણુ આત્મગૌરવને આપણે વધારીએ. આથી આપણી તમામ શક્તિઓ એકત્રિત થઈને આપણા આદર્શને પૂર્ણ કરવામાં સહાયક થશે.

માનસિક શક્તિપર આત્મવિશ્વાસની બહુ ઊંડી અસર પડે છે. આત્મવિશ્વાસ, સિવાય અન્ય કોઇ શક્તિ માણસને ઉન્નત નથી બનાવતી. આત્મવિશ્વાસ જ તમામ શક્તિઓનો જન્મદાતા તથા પોષક છે. એનાથી તમામ શક્તિઓ પ્રોત્સાહિત થાય છે. સફળતા માટે તમે તમારા આદર્શોને ઉજ્વલ બનાવો તથા એની સિદ્ધિ માટે મન વચન અને કર્મથી પ્રયત્નશીલ રહો.

એટલું હમેશા યાદ રાખજો કે, તમારી તમામ શક્તિઓ તમારા કથન અનુસાર જ કાર્ય કરશે. ગમે તેવુ અશક્ય કાર્ય પાર પાડવા માટે તમારી દૃઢ માનસિક શક્તિ જ તમને મદદ કરશે. પણ સાથે એ પણ યાદ રાખવું જોઈએ કે, તમામ શક્તિઓનો પાયો આત્મવિશ્વાસ જ છે બધી જ શક્તિઓ આત્મવિશ્વાસ પર જ આધારિત છે. તમારી કાર્ય-સંપાદન શક્તિનો આધાર તમારી ઇચ્છાશક્તિ છે. જો ઇચ્છાશક્તિ નિર્બળ છે તો તમારી માનસિક શક્તિઓનુ કાર્ય પણ તેવુ જ હશે આત્મવિશ્વાસના અભાવને કારણે તમારી કાર્ય-સંપાદન શક્તિ પણ નિર્બળ પડતી જશે.

આથી જ કોઈ પણ કાર્ય શરૂ કરતાં પહેલા તમારા મનને આશા ને ઉત્સાહ ભર્યા વિચારોથી ભરી દો કે, જે કાર્ય, જે જવાબદારી તમે ઉપાડશો તેમા તમને અવશ્ય-સફળતા મળશે પણ જો મનમા કાર્યસિદ્ધિ પ્રત્યે શંકા કે અશ્રદ્ધા પ્રગટી તો સફળતા તમારાથી દૂર જ રહેશે. સફળતાની પ્રાપ્તિ માટે શ્રદ્ધાની આવશ્યકતા છે, શંકાની નહીં. જેઓ હમેશા શ્રદ્ધા રાખી જીવે છે એમને હમેશા વિજય જ દૃષ્ટિગોચર થાય છે.

શ્રદ્ધા અને વિશ્વાસ તમને સહાયતા આપવા માટે

# આત્મવિશ્વાસનું મહત્વ

કિશોરચન્દ ભટ્ટ

જગતમા જેટલા મહાન પુરૂષો થઈ ગયા છે, એમના જીવનપર દષ્ટિપાત કરશુ તો જણાશે કે, એમની સફળતાનુ રહસ્ય શુ હતુ ? એવી કઈ શક્તિને કારણે વિકટ પરિસ્થિતિમા પણ એમને અપૂર્વ પ્રેરણાબળ મળ્યા કરતુ હતુ ? જવાબ એક જ છે—આત્મવિશ્વાસ ! એમની તમામ સફળતાના કેન્દ્રમા એમનો અડગ આત્મવિશ્વાસ જ રહેલો હતો આત્મવિશ્વાસના બળે જ તેઓ અઘરામા અઘરા કામો સહેલાઈથી કરી શકતા હતા અને જીવનના દરેક ક્ષેત્રમાં અપૂર્વ, વિશ્વાસ ને શ્રદ્ધાથી તેઓ આગળ ધપતા હતા

આજે આપણે એવા ઘણા લોકો જોઈએ છીએ કે જેઓ આત્મવિશ્વાસના અભાવે જીવનમા આગળ નથી વધી શકતા કેમ કે, એવા માણસોને પોતાની યોગ્યતા તેમ જ શક્તિ પર વિશ્વાસ નથી હોતો પરિણામે કાર્ય સંપાદનની શકિત એમનામાથી ઘટતી જાય છે તેઓ હમેશા નિરાશાને જ વરે છે આવા લોકોથી સફળતા હમેશા દૂર ને દૂર ભાગે છે સફળતા તો એમની જ પાસે આવે છે કે જેઓ એના રહસ્યને ઓળખી જાય છે અને એના માટે પ્રયત્ન કરે છે

જેઓ પોતાની યોગ્યતા તથા શક્તિ પર ભરોસો રાખે છે, એમનાથી અસફળતા, ભય તથા શંકા દૂર ભાગે છે તમારા જીવનરાહમા ગમે તેવી મુસીબતો આવે તો પણ ગભરાઓ નહિ પરંતુ તમારો વિશ્વાસ અને માનસિક ધૈર્ય જાળવી રાખી એનો સામનો કરો તમે જરૂર સફળ થઈ શકશો કોઈ પણ કાર્ય પ્રત્યે આરંભ તમે ભય કે શંકા રાખશો તો એની સિદ્ધિમા તમને અંતરાય પડશે તમારા કાર્ય તથા આદર્શની સિદ્ધિ-અસિદ્ધિ તમારા માનસિક વિકાસ પર અવલંબેતી છે શંકા અને ભયના વિચારોને તિલાંજલિ આપી દો તમારા જીવનની પ્રગતિના એ બાધક છે તમારા મનમા કદિ તુચ્છ યા હીન ભાવના પેદા થવા નહી દો, કારણ કે, એવી ભાવના તમારા વ્યક્તિત્વના વિકાસમા નડતરરૂપ થશે તમે પણ મહાન કામો કરી શકો છો એવી ઉત્તમ ભાવના તમારા મનમા હમેશા પોષો, તો તમારુ વ્યકિતત્વ મહાન બનશે એટલુ યાદ રાખો કે, તમારી જાતને તમે જેટલી યોગ્ય સમજશો એટલુ જ મહત્વપૂર્ણ કાર્ય તમે કરી શકશો

તમારા તમામ કાર્યનો પાયો તમારો આત્મવિશ્વાસ છે તમે કઠિનમાં કઠિન કાર્ય પણ કરી શકો છો એ જાતના વિચારોમા જ કોઈ અદ્‌ભુત શકિત ભરેલી છે જેઓ પૂર્ણ આત્મવિશ્વાસથી જીવે છે, એમને જીવનમા સફળતા બહુ સહેલાઈથી પ્રાપ્ત થાય છે જેમના મન ભય ચિંતા તથા શંકાથી ભરેલા હોય તેઓ કોઈ કાર્યો સહેલાઈથી પાર પાડી નથી શકતા, કારણકે મહાન કાર્ય કરવા માટે સ્વાધીનતાની ખૂબ આવશ્યકતા છે શંકા અને સંદેહ તમારા મનની એકાગ્રતાના બાધક છે આત્મવિશ્વાસ અને આત્મશ્રદ્ધા પ્રત્યેક કાર્યમા પ્રથમ છે આત્મવિશ્વાસ દ્વારા જ માણસ ગમે તેવી કઠિનાઈઓનો સામનો કરી શકવામા સફળ નીવડે છે આત્મવિશ્વાસમા કોઈ અદ્‌ભુત તાકાત ભરેલી છે

જો તમને પણ તમારી યોગ્યતા તથા આત્મવિશ્વાસ પર પૂર્ણ ભરોસો હશે તો તમો જરૂર સફળ થઈ શકશો નેપોલિયન બોનાપાર્ટ, તેમજ માર્ટિન લ્યુથરના સમસ્ત જીવન સાહસ અને આત્મવિશ્વાસની જીવતી જાગતી મૂર્તિસમા છે જેઓ તન, મન અને ધનથી આદર્શની સિદ્ધિ અર્થે સદા પ્રયત્નશીલ રહે છે તથા મન, વચન અને કર્મને એક કરી અસફળતા, પરાજય વગેરે ભૂલીને વિજય તથા સફળતા પર વિશ્વાસ રાખી કાર્યો કરે છે તેઓ જીવનના કોઈ પણ ક્ષેત્રમા આગળ વધી શકશે

વિશ્વાસ એક આધ્યાત્મિક કાર્યશક્તિ પણ છે આ શક્તિ જ તમારી આત્મરક્ષા કરે છે આત્મશકિત વિનાના માણસો માનસિક રીતે દરિદ્ર રહે છે એમનામા કાર્યક્ષમતા નથી હોતી વિશ્વાસને કારણે માનસિક શકિતઓનુ ઉત્થાન થાય છે, વિશ્વાસને કારણે તમને

કાર્યક્ષમતા પ્રાપ્ત થાય છે. તમારા મનમાં તમે દૃઢ આત્મવિશ્વાસ કેળવો. તમારી યોગ્યતા, શક્તિ અને તમારા કાર્યપર સંપૂર્ણ શ્રદ્ધા રાખો તો તમે પણ અઘરા કાર્યો બહુ સરળતાથી કરી શકશો.

બધા મહાન પુરુષોનાં જીવન-ચરિત્રો વાંચશો તો અનુભવ થશે કે, જીવનનાં પ્રત્યેક કાર્યો તેઓ પૂર્ણ વિશ્વાસથી આરંભતા હતા અને પાર પાડતા હતા. કોઈવાર એવું પણ બને છે કે, સખત પરિશ્રમ ને મહેનત કરવા છતાં તાત્કાલિક સફળતા દૃષ્ટિગોચર નથી થતી, છતાં પણ એવે સમયે તમારો આત્મવિશ્વાસ ટકાવી રાખજો. આગળ જતાં તમે જરૂર ધારી સફળતા પ્રાપ્ત કરી શકશો. કોઈ પણ કાર્ય-નાનું કે મોટું બરાબર રીતે પાર પાડવા માટે આત્મવિશ્વાસ જરૂરી છે. વિશ્વાસના સહારે જ તમો મંજિલ સુધી પહોંચી શકશો. વિશ્વાસથી તમારી કાર્યસંપાદન શક્તિ બેવડી થઈ જશે.

ઘણાં આત્મવિશ્વાસનું મહત્ત્વ નથી સમજી શકતાં. એવી કઈ શક્તિ છે કે, જેના કારણે તમારા કાર્ય પ્રત્યે તમે દૃઢ થઈ જાઓ છો? એવો કયો પદાર્થ છે કે, જેના કારણે તમને નિરાશાની પળોમાં પણ આશાની ઝલક દેખાય છે? એવી કઈ ચીજ છે કે, જેના બળે ઘોર વિપત્તિનો પણ સામનો કરવાનું તમને બળ મળે છે? અર્થાત્ દુઃખને સમયે પણ તમે સુખનો આભાસ અનુભવો છો. એવી કઈ શક્તિ છે કે, જે તમને સંકટ વેળાએ પણ આશ્વાસન આપે છે? આ બધાનો ઉત્તર એકજ છે કે, આત્મવિશ્વાસ! આત્મવિશ્વાસ એક એવો અદ્ભુત પદાર્થ, એક અનુપમ શક્તિ છે કે, જેના બળ પર તમે તમારા લક્ષ્યની પ્રત્યે અગ્રેસર થતા જાઓ છો. વિશ્વાસ જ તમારો આત્મા છે. વિશ્વાસ જ તમારો પથપ્રદર્શક છે. દુનિયામાં જે મહાન કાર્યો થયા છે તથા થઈ રહ્યા છે, તે બધા આત્મ-વિશ્વાસનું જ પરિણામ છે.

જો તમે તમારા આત્મવિશ્વાસને સશક્ત બનાવી રાખશો તો તમે સૌના આદરના પાત્ર થશો. જેઓ આત્મવિશ્વાસ ગુમાવે છે તેઓ સર્વ ગુમાવે છે. તમારી જાતને તમે જેવી માનશો તેવો જ તમારો આદર્શ હશે. એ યાદ રાખો કે, તમારી જાતને તમે જેવી સમજો છો અગર માનો છો, એથી અધિક તમે કંઈ નહિ બની શકો. આપણે સૌ જોઈએ જ છીએ કે, બુદ્ધિમાન છતાં આત્મવિશ્વાસહીન કરતાં ઓછાં બુદ્ધિશાળી છતાં દૃઢ આત્મવિશ્વાસુ માણસોમાં વધુ કાર્ય-ક્ષમતા હોય છે. કાર્ય-ક્ષમતા પ્રાપ્ત કરવા માટે જરૂરી એ છે કે, આપણાં આત્મગૌરવને આપણે વધારીએ. આથી આપણી તમામ શક્તિઓ એકત્રિત થઈને આપણા આદર્શને પૂર્ણ કરવામાં સહાયક થશે.

માનસિક શક્તિપર આત્મવિશ્વાસની બહુ ઊંડી અસર પડે છે. આત્મવિશ્વાસ, સિવાય અન્ય કોઈ શક્તિ માણસને ઉન્નત નથી બનાવતી. આત્મવિશ્વાસ જ તમામ શક્તિઓનો જન્મદાતા તથા પોષક છે. એનાથી તમામ શક્તિઓ પ્રોત્સાહિત થાય છે. સફળતા માટે તમે તમારા આદર્શોને ઉન્નત બનાવો તથા એની સિદ્ધિ માટે મન, વચન અને કર્મથી પ્રયત્નશીલ રહો.

એટલું હંમેશાં યાદ રાખજો કે, તમારી તમામ શક્તિઓ તમારા કથન અનુસાર જ કાર્ય કરશે. ગમે તેવું અશક્ય કાર્ય પાર પાડવા માટે તમારી દૃઢ માનસિક શક્તિ જ તમને મદદ કરશે. પણ સાથે એ પણ યાદ રાખવું જોઈએ કે, તમામ શક્તિઓનો પાયો આત્મવિશ્વાસ જ છે. બધી જ શક્તિઓ આત્મ-વિશ્વાસ પર જ આધારિત છે. તમારી કાર્ય-સંપાદન શક્તિનો આધાર તમારી ઇચ્છાશક્તિ છે. જો ઇચ્છા-શક્તિ નિર્બળ છે તો તમારી માનસિક શક્તિઓનું કાર્ય પણ તેવું જ હશે. આત્મવિશ્વાસના અભાવને કારણે તમારી કાર્ય-સંપાદન શક્તિ પણ નિર્બળ પડતી જશે.

આથી જ કોઈ પણ કાર્ય શરૂ કરતાં પહેલાં તમારા મનને આશા ને ઉત્સાહ ભર્યા વિચારોથી ભરી દો કે, જે કાર્ય, જે જવાબદારી તમે ઉપાડશો તેમાં તમને અવશ્ય-સફળતા મળશે. પણ જો મનમાં કાર્ય-સિદ્ધિ પ્રત્યે શંકા કે અશ્રદ્ધા પ્રગટી તો સફળતા તમારાથી દૂર જ રહેશે. સફળતાની પ્રાપ્તિ માટે શ્રદ્ધાની આવશ્યકતા છે, શંકાની નહીં. જેઓ હંમેશા શ્રદ્ધા રાખી જીવે છે એમને હંમેશાં વિજય જ દૃષ્ટિગોચર થાય છે.

શ્રદ્ધા અને વિશ્વાસ તમને સહાયતા આપવા માટે

જ છે, એ ન ભૂલશો. મુશ્કેલીના વેળાએ તમને ધૈર્ય તથા આશ્વાસન આપવા માટે જ પ્રભુએ એની રચના કરી છે. ગમે તેવા તોફાનમાં પણ જેમ દિગ્દર્શક યંત્ર નાવિકને સહાયતા આપે છે તેમ ધૈર્ય અને આશ્વાસન પણ મુશ્કેલીના વેળાએ તમને સહાયતા આપે છે. આત્મવિશ્વાસના બળે જ, ગમે તેવી વિકટ પરિસ્થિતિ એનો સામનો કરી તમે તમારા આદર્શ સુધી પહોંચી શકશો. શક્તિશાળી, આત્મવિશ્વાસુ તથા દૃઢ નિશ્ચય શક્તિવાળા માણસો ધારે તે કરી શકે છે.

તમે જીવનના કોઈ પણ ક્ષેત્રમાં હો તથા ગમે તે જવાબદારી વહન કરી રહ્યા હો, તેનાથી કદી ગભરાવ નહીં. પણ હિંમતથી જવાબદારીને ઉઠાવવાનો યત્ન કરો. જો કોઈ પણ કાર્ય અગર જવાબદારીથી તમે ડરી ગયા તો તમે ત્યાંજ અટકી પડશો. એમાં કદી આગળ વધી નહીં શકો. તમારી જાત પર, તમારી શક્તિપર પૂર્ણ વિશ્વાસ રાખી કોઈપણ કાર્યનો આરંભ કરો, તમને જરૂર સફળતા પ્રાપ્ત થશે. તમારી બધી જ શક્તિઓ ફૂલશે-ફાલશે તથા તમારું વ્યક્તિત્વ વિશાળ બનશે.

અંતમાં, આ મવિશ્વાસ જ માણસમાત્રની તમામ શક્તિઓનો જન્મદાતા, પોષક તેમજ સંચાલક છે. એના સહારે માણસ જેવો બનવા ધારે છે તેવો જરૂર બની શકે છે.

(સ્વેટ માર્ડનના એક લેખના આધારે)

---

ઈ૦ સ૦ ૧૯૪૦ની વાત છે. જે સમયે તાનાશાહ-હિટલર પોતાની સમગ્ર શક્તિથી ફ્રાન્સ ઉપર આક્રમણ કરી રહ્યો હતો. જર્મન સિપાઈઓ ફ્રાન્સની ભૂમિના એક છેડાથી બીજા છેડા સુધી અધિકાર જમાવતા જઈ રહ્યા હતા. તે સમયે દક્ષિણ ફ્રાંસના કેટલાક અંગ્રેજો આ અત્યાચારીઓના પંજામાંથી છૂટીને પોતાના દેશ-ઈંગ્લેન્ડ જવાની તૈયારી કરવા લાગ્યા.

લગભગ એક હજાર અંગ્રેજોને સમુદ્ર પાર લઈ જવા માટે કોઈ સારી સ્ટીમર પણ ન મળી. પ્રતીક્ષા કરવાનો સમય ન હતો. કેમકે દરેક પળ મૃત્યુના ભયથી વ્યાપ્ત હતી. ભાગ્યવશાત્ માલ ભરીને લઈ જનારી બે નાની સ્ટીમરો મળી આવી. જેમાં ઠાંસી ઠાંસીને પેલા અંગ્રેજોને ભરવામા આવ્યા. સ્ટીમરમાં તલ મૂકવાની પણ જગ્યા ન હતી. જેથી પીવાના પાણી અને ખોરાકનો જોઈએ એવો બંદોબસ્ત ન થઈ શક્યો. માત્ર બે-ત્રણ પીપ પાણી અને થોડો ખોરાક. જે આ મુસાફરો માટે પૂરતો ન હતો.

સ્ટીમરો ઈંગ્લેન્ડ જવા છૂટી. પરંતુ ચારે બાજુ દુશ્મનોએ જાળ બિછાવી. જેથી સ્ટીમરના કપ્તાનને ઇંગ્લેન્ડનો સીધો રસ્તો ન મળ્યો. અને લાંબા ચકરાવાવાળા માર્ગે સ્ટીમરો છોડી મૂકી.

ઉનાળાના દિવસો હતા. માથા ઉપર સૂરજ સખત તપતો હતો. બધા મુસાફરો પરસેવે રેબઝેબ થઈ ગયા હતા. તરસ અને ભૂખથી પીડાતા હોવા છતા બિચારા આત્મરક્ષા કાજે બધું સહન કરી રહ્યા હતા.

દરરોજ નિયમિતરૂપે પ્રત્યેક મુસાફરને એક કપ પાણી અને ફક્ત જીવન ધારણને માટે થોડો ખોરાક મળી રહેતો હતો. બધા આ નિયમનું પાલન કરી આગળ વધી રહ્યા હતા.

આખરે તે દિવસ પણ આવ્યો; કે જ્યારે તેમના પગ પોતાની માતૃભૂમિ-ઈંગ્લેન્ડ પર પડ્યા. સૌમાં અનેરો આનંદ છવાયો.

કાળાન્તરે તે દુઃખદ સ્મૃતિ સૌના માનસ-પટલ ઉપરથી વિસરાઈ ગઈ. સૌ સુખ અને વિલાસમા એ વાત પણ ભૂલી ગયા કે, આત્મરક્ષા કાજે એક કપ પાણીથી દિવસો કાઢ્યા હતા. સૌના સ્મરણમાંથી એ દુઃખી દિવસો વિસરાઈ ગયા. પણ માત્ર એક જ મુસાફરના મનમાંથી આ દુઃખદ સ્મૃતિ વિલીન ન થઈ. તે મુસાફર હતો, ઈંગ્લેન્ડનો લોકપ્રિય ઉપન્યાસકાર 'સમરસેટ મોમ.'

આજે પણ તે ફૂટેલો પ્યાલો એમની પાસે સુરક્ષિત છે. તેઓ જ્યાં પણ જાય છે, ત્યાં તે પ્યાલાને લઈ જવાનું ભૂલતા નથી. 'આડંબરપૂર્ણ અને વિલાસના વિભિન્ન ઉપકરણોમા ઘેરાયેલા રહેવાથી; કંઈ જીવન-નિર્વાહની આ તુચ્છ છતા પણ પ્રયોજનીય વસ્તુને કેમ ભૂલાય?'-એવુ તેઓ માને છે.

જેને દુઃખ અને સંકટના સમયે કામ આપ્યું. તેવી આ વસ્તુને તેઓ સાથે રાખીને ફરે છે. અને જરૂર પડતાં તેનો ઉપયોગ પણ કરે છે.

—નાથુભાઈ જાદવ

# બતકચાંચ પ્લેટીપસ

મોહનભાઈ પટેલ



પ્રકૃતિના આશ્ચર્યો અનેક રૂપે આ સંસારમા વ્યક્ત થતા હોય છે આશ્ચર્યોનો એ પારાવાર પામી શકાય તેવો જ નથી તેથી તો ડાહ્યા માણસો વિનીત બનીને કહે છે મહાસાગરને કાંઠે આપણે માત્ર છીપલા જ વીણીએ છીએ '

સ્તન પ્રાણીના વર્ગનુ બતકચાચ પ્લેટીપસ પ્રકૃતિની વિચિત્રતાનુ એક અભિનવ સ્વરૂપ છે આવુ કોઈ પ્રાણી હોઇ શકે એમ પ્રકૃતિવિદો શરૂઆતમા તો માનતા પણ નહોતા એની રૂવાટી સસ્તન પ્રાણીના જેવી, અને એને મોને બદલે જાણે કે ચાચ ' ખાસી બતકની ચાચના જેવી એટલે તો એનુ નામ પડ્યુ બતકચાચ પ્લેટીપસ પ્રાણીશાસ્ત્ર એને ઓર્નિથોરીન્કસ' Ornithorhynchus કહે છે, એનો અર્થ પણ પક્ષીની ચાચ' એવો થાય છે આ પ્રાણી ઘણુ જ આદિમ સસ્તન પ્રાણી છે એને અભ્યાસીઓને જણાયુ છે કે એની શરીરરચના કંઈક સસ્તન પ્રાણીના જેવી ને કંઈક ઉરગ પ્રાણીના જેવી હોય છે

બતકની ચાચના આકારના તોબરામા જાણે મો નાખીને કંઇક ખાતુ હોય એવા દેખાવનુ આ પ્રાણી ઓસ્ટ્રેલીઆના અગ્નિકોણના પ્રદેશમા જોવા મળે છે તાસ્માનીઆમા પણ આ પ્રાણીઓ હોય છે એનુ શરીર આશરે ૧૮ ઇંચ લાબુ હોય છે પૂછડી ૫ કે ૫॥ ઇંચ લાબી હોય છે આ પ્રાણી નાના તળાવો, સરોવરો કે નદી કાઠે રહે છે દિવસ આખો પોતાના ભુગળા જેવા લાબા દરોમા રહેતા હોય છે આ દર તે પોતે જ તૈયાર કરે છે ખૂબી તો એ છે કે આ દરનુ એક દ્વાર પાણીમા ખૂલે છે ને બીજુ કાઠે ઊગેલા ઘાસમા દૂર ક્યાક !

એના આ અજાયબઘરના છેક અંદરના ભાગમા માદા ઇંડા મૂકે છે સામાન્ય રીતે એક સાથે બે ઇંડા મૂકે છે–ક્યારેક ત્રણ પણ મૂકે છે ઈંડાનુ કોટલુ બહુ પાતળુ હોય છે ઇંડા ગોળ હોય છે અને એક ઇંચ કરતા થોડો ઓછો તેનો વ્યાસ હોય છે આ ઇંડા તેમાથી બચ્ચા થતા સુધી ધીમે ધીમે મોટા થતા જાય છે

સાજને વખતે પ્લેટીપસ પાણીમા બહાર આવે છે, તે કાઠે કાઠે ફરે છે એની વિચિત્ર ચાચ વડે કિનારાઓ ફંફોળે છે મૃદુકાય ઉધઈ એને બહુ ભાવે છે શખમા કે છીપમા રહેનારા જીવડા એનો ભક્ષ્ય છે

એની રૂવાટી માટે શરૂઆતમા આ પ્રાણીના ખૂબ શિકાર થતો એમાથી એવી પરિસ્થિતિ ઊભી થઇ કે કદાચ આ પ્રાણીની આખી જાત ખલાસ થઇ જશે' હવે એનુ કાયદાથી રક્ષણ કરવામા આવ્યુ છે પ્લેટીપસની જાતનુ બીજુ એક જ પ્રાણી છે, એને અગ્રેજીમા ' એંટ ઇટર ' ant eater' કહે છે પ્રકૃતિવિદો એમ માને છે કે ઘણી પુરાણી પ્રાણીસૃષ્ટિમાથી આ બે પ્રાણીઓ આજે શેષ રહ્યા છે

માદા ઇંડાનુ સેવન કરે છે, અને બચ્ચા થયા પછી તેને ધવરાવે છે ' ' બચ્ચાને પહેલા દાત આવે છે પણ તે લગભગ તરત પડી જાય છે એની જગાએ શિંગડા જેવી કઠણ રકાબીઓ જેવા ભાગ ફૂટી નીકળે છે એમા પકડીને પ્લેટીપસ પોતાનો ખોરાક ચૂસે છે

એનુ મો બતકની ચાચ જેવુ પણ કંઇક પહોળુ હોય છે તે સૂકાય ત્યારે તો સાવ શિંગડા જેવુ દેખાય છે પણ તે પાતળી ત્વચાથી મઢેલુ હોય છે ને ખૂબ જ નાજુક અને સવેદનશીલ હોય છે એની આખો નાની હોય છે આ આખો ઉપર ચપુ સ્પષ્ટ એક પટલ હોય છે એને કાન હોય છે પણ અન્ય પ્રાણીઓની જેમ કાન બહાર દેખાતા નથી માત્ર કાણા દેખાય છે પ્લેટીપસ જ્યારે પાણીમા હોય

છે ત્યારે આ માથુ–કાન બધ કરી શકાય તેવી તેની રચના હોય છે કાન અતિશય નાના હોઇ દેખાતા નથી પણ તેની સાંભળવાની શક્તિ અતિ તીવ્ર હોય છે ચાંચ જેવા એના મોંના અગ્રભાગ નજીક એને બે નસકોરા હોય છે

એના આગલા પગને પાચ આગળા હોય છે આ આગળા ત્વચાથી એકબીજા સાથે જોડાએલા હોય છે તે એને પાણીમા તરવામા ખૂબ ઉપયોગી થઈ પડે છે એના પાછળના પગને પણ પાચ આગળા હોય છે એ પણ ત્વચાથી જોડાએલા હોય છે પરતુ એ ત્વચા આગળના પગની ત્વચાથી જેટલી લાબી હોતી નથી નર પ્લેટીપસને એડીમા એકાદ ઈંચ લાબી આર હોય છે એ આર એની જાઘના ભાગમા ઝેરની ગ્રથિએ સાથે લાબી નળીઓથી જોડાએલી હોય છે એ ઝેર સાપના ઝેર જેવુ તીવ્ર હોય છે, પણ વપરાયાના દાખલા અતિ વિરલ હોય છે

ઉંદરોઓના કુરકુરિયા જેવુ તે ખોરે છે, પરંતુ સ્વભાવે તે બીરુ હોય છે એ પાણીમાં બહાર તરે છે ત્યારે એના નસકોરા સિવાયનો બીજો ભાગ ભાગ્યે જ દેખાવા દે છે સૌથી વધારે અજબ જેવી એની પૂછડી છે તે પહોળી અને ચપટી છે તરવામા પ્લેટીપસ એનો જ ઉપયેગ કરે છે એની મદદથી તે ઝટ ડૂબકી મારી શકે છે, ને સપાટી ઉપર પણ ઝટ આવી શકે છે

આ પ્રાણી એકોપથી 'monotremate' છે, એટલે કે મળત્યાગ માટે એને એક જ છિદ્ર હોય છે એન્ટ ઈટર પણ એકોપમાંથી છે બને ઓસ્ટ્રેલીઆના વતની છે

મખમલનો કોટ પહેર્યો હોય એવુ આ પ્રાણી પ્રકૃતિની ખરેખર અજાયબી છે'

---

વાત છે વિલાયત શહેરની એક સમયે ત્યા ભારે દુકાળ પડ્યો લોકો ભૂખે મરવા લાગ્યા, પશુ-પક્ષીઓ આમતેમ રઝડવા લાગ્યા, વૃક્ષો અને વેલાઓ પોષણના અભાવે સુકાવા લાગ્યા ત્યા એક ધનવાન છતા દયાળુ માણસ રહેતા હતા એમણે બધા નાના બાળકોને દરરોજ એક રોટલી આપવાની જાહેરાત કરી બીજે દિવસે સવારે એક બગીચામા બધા બાળકો એકઠા થયા એમને રોટલી વહેંચાવા લાગી

રોટલીઓ સરખા આકારની નહોતી કોઈ નાની તો કોઇ મોટી બધા બાળકો મોટી રોટલી મેળવવા માટે એકબીજાને ધક્કા મારવા લાગ્યા માત્ર એક નાનકડી છોકરી સહુથી અલગ ચુપચાપ ઊભી હતી જ્યારે બધા બાળકો રોટલીઓ મેળવી ચુક્યા ત્યારે સૌથી છેલ્લે તે છોકરી આગળ વધી ટોપલીમા સૌથી નાની રોટલી બાકી હતી એણે સહર્ષવદને એ રોટલી લઈ લીધી અને એ પોતાને ઘેર ચાલી ગઈ

બીજે દિવસે સવારે ફરી રોટલીઓ વહેંચવામા આવી એ બિચારી નાનકડી છોકરીના હાથમા આજે ફરી સૌથી નાની રોટલી આવી છોકરીએ જ્યારે ઘેર જઈ રોટલીના બટકા કર્યા તો એ રોટલી માથી સોનાની એક મહોર નીકળી એની માતાએ કહ્યુ કે, આ મહોર એ ધનવાનની લાગે છે ભૂલથી આવી ગઇ લાગે છે પાછી આપી આવ ' છોકરી મહોર પાછી આપવા દોડી ગઇ

એને જોઇને પેલા ધનવાને પૂછ્યુ તુ શા માટે આવી છો?'

છોકરીએ જવાબ આપ્યો 'મારી રોટલીમાથી આ સોના મહોર નીકળી છે કદાચ લોટમા ભૂલથી પડી ગઇ હશે હુ આ પાછી આપવા આવી છુ તમે તમારી આ મહોર લઇ લો.'

ધનવાન માણસ બોલ્યો નહિ બેટી! આ તો તારા સતોષનો પુરસ્કાર છે '

છોકરી માથુ ધૂણાવી બોલી પણ મને મારા સતોષનો પુરસ્કાર તો તે સમયે જ મળી ગયો હતો મારે બધાની જેમ ધક્કા ક્યા ખાવા પડ્યા હતા?'

પેલા ધનવાન મહાશય ખૂબ ખુશ થયા એમણે એ છોકરીને પોતાની ધર્મપુત્રી બનાવી લીધી અને એની માતાને પણ દર મહિને વેતન આપવાની સગવડ કરી આપી વખત જતા એ છોકરી જ એ ધનવાન માણસની વારસદાર બની

—યુસુફ એ૦ ગુજરીવાળા

# દેરડીની વાવ

પિંગળશીભાઈ ગઢવી

**ભંગી કણબી ને બામણ કોરી ઘોરી ઢેક**
**આરે સરખા એક જો પાણી ભરે જાનબાઈ.**

'રાણા! આઈ જાનબાઈએ પરસો પૂરીને આ ખારાપાટમાં મીઠું દ્રાખ જેવું મોપલ પાણી તો આપ્યું, પણ એક વાત ભારે કરી. આ ઢેઢ ભંગી ને બામણ ઈ બધાય એક જ આરેથી પાણી ભરે એ કેમ પોસાય? આ આભડછેટ ગામને બોળી મારશે. તું 'એટલું ન સમજાવ? આઈને સુઝ્યું શું?'

ગાયકવાડના સુબા ફતેહસિંહરાવે આઈ જાનબાઈની પવિત્રતા જોઈ દેરડીની આસપાસની દશહજાર વીઘા જમીનનો સીમાડો બાંધી જમાબંધી માફ કરી સંવત ૧૭૭૯મા તાલુકદારનો રેકો કરી આપ્યો.

આઈ જાનબાઈએ ત્યાં દેરડી ગામ વસાવ્યું. આ ગામની વાવમાંથી ભંગી, બ્રાહ્મણ, ચારણ, કણબી, કોળી સૌ એક જ આરેથી પાણી ભરે. એટલે ભગો ભરવાડ આઈના દીકરા રાણાને આભડછેટનું ભૂત ભરાવી રહ્યો છે.

'રાણા! આવું બીજે ક્યાય સાંભળ્યું છે કે ભંગી બામણને પાણી ભરવાનો એક જ આરો! આપણા ગામમા નવી નવાઈ થઈ છે. ઈ પણ તમે ચારણ ઊઠીને ગામને વટલાવશો? તમે તો દેવીપુતર તમારે તો આભડછેટથી બહુ બીવું જોઈએ. તમારું ખોળિયું અપવિતર થાય તો સરસ્વતીને રહેવું ક્યાં?'

'ભગા, ચામડિયા, વણકર, ભંગી, સાવ નીચ વરણ ને ચેપીલી છે. ઢેઢ પાણી ભરે એમાં આભડછેટ શું લાગવાની હતી? જાણે કાંઈ મળ હોય! સૌ ભરે છે એમ ઢેઢ ભંગી ભરે. ઈ પણ માણસ છે. આ રસનાળની અંતરિયાળ વાવનું પાણી તું નથી પીતો? ત્યાંથી ઘણાય ઢેઢ પાણી ભરી જતા હશે. આપણને થોડી ખબર છે?'

'રાણા! ઈ તો બધુંય આપ્યું'થી અહીં. પણ આમ દેખને કોણે માખી ગળાય? આ બધી વરણ વરણી આદઅનાદથી કરી મૂકી છે ને હાય 'નીચના ભેદ કાંય આપણે થોડા પાડ્યા છે? સૌ સૌના કરમે થયા છે. ક્યા એના આચાર-વિચાર! કોઈ દિવસ નાવું નહિ. મરેલ ઢોરનાં માસ ખાવા. ઢોર ઉખેરીને એમને એમ હાલ્યાં આવે ને વાવમાંથી પાણી ભરે અને ઇ વાવમાંથી આપણે ભરવું! મારો તો જીવ કાચબી મારી જાય છે.'

'ભગા, મોટા માણસની વાતમાં આપણે ન પડીએ. એક કરતાં બીજી થાય. આપણા કરતાં ઈ ડાહ્યા છે. બધું સમજીને કરતા હોય.'

'રાણા! આ પાપ બોલે નહિ પણ બોળી મારે. મારું મન બહુ બિયે છે. મારે આમાં રહેવું જ નથી ને. આ તો તું મારો ભાઈબંધ એટલે વાત કર્યા વિના છૂટકો નહિ. નહિતર આઈની વાત કેમ થાય? ન છૂટકે કરું છું. મારે તો આહીંથી ઉચાળા ભરવા છે. મરજી પડે ત્યારે અહીં આવી જાજે.'

ભગો ભરવાડ આઈ જાનબાઈના નાનેરા દીકરા રાણાને આભડછેટનું ભૂત ભરાવીને બીજા ગામની સીમમાં ભાગી ગયો.

રાણો જરા અણસમજુ ને ઉતાવળો માણસ છે. ભગાની વાત ગળે ઉતરી ગઈ એટલે પેટનો દીકરો આઈ જાનબાઈ સામે વાંધો લઈને બેઠો.

સવારે, દેરા, બગીચા, મસાણ, ઝાડી, ગરબીઓ. આઈ જાનબાઈ બેઠાં બેઠાં રેંટિયો કાંતે છે. મોટેરા દીકરા બાવભાઈને ઘરેથી ધાનબાઈ પાસે બેઠાં બેઠાં રૂની પૂણી તૈયાર કરી કરીને આઈને આપતા જાય છે. ત્યાં રાણો સીમમાંથી આવીને માથું ભરાવ્યું.

'મા! બીજું તો ઠીક પણ ઢેઢ ભંગી આપણી વાવમાંથી પાણી ભરે ઈ મને ગમતું નથી. હું એકની લાખેય પાણી ભરવા નહિ દઉં. ઈ આભડછેટ બોળી મારે.'

'રાણા દીકરા, આ તું તે કેવું સમજ્યું ? પાણી ભરે એમા કાંય આભડછેટ લાગતી હશે ? ઇ બિચારા બીજે ક્યાં જાય ? આમાં ક્યાંય પાણી મળતું નથી. સૌ ભગવાનનાં છોરૂ છે એમાં આભડછેટ જેવું કાંય નથી આભડછેટ તો પાણી ન ભરવા દઈએ તો લાગે પાણીનું કાંય ના કહેવાય એની આંતરડી કકળાય તો ઇ પાપ ગોળી મારે તું સાવ અણસમજ્યો કાં કર્યું ?'

વાનજલો રાણો કોઈનું માને એમ હતો નહિ વળી ભણીને ખૂબ ભણેલો છે એટલે આઈનું અપમાન કરવા લાગ્યો

'આભડછેટ તો ડાકણને ન લાગે, બાકી માણસને તો લાગે પણ તું દેવ મટી, માણસ મટીને ડાકણ થઈ બેઠી કોઈ દે, વાવમાંથી પાણી ભરવા આવે તો ખરું ! જોઈ લઉં હાટિયા ભાંગી નાખું પછી તારે જે કરવું હોય તે કરજે '

'રાણા, જરા વિચાર કર આમ અડબડ બોલવા માંડ્યો છે તે હું તારી મા થઉં '

મોટે દીકરે બાવભાઈએ રાણાને ખૂબ સમજાવ્યો, 'રાણા, મા સામે આમ બોલાય ? તે તો સાવ માણસાઈ મૂકી દીધી '

પણ રાણો કોઈનું સાંભળવા કે માનવા તૈયાર હતો નહિ એને તો એક જ વાત, ઢેઢ ભંગીને પાણી ભરવા ન દઉં

'રાણા, પાણી બંધ ન થાય, એકની લાખેય હું તો શું, પણ અધરથી ભગવાન્ આવીને ના પાડે તોય ન થાય ' આઈએ કહ્યું

'તયે તારે બધાને વટલાવી મારવા છે ?'

'આપા રાણા શું બોલો છો ? મતિ ફરી ગઈ લાગે છે ' બાનને ઘરેથી ધાનબાઈ બોલ્યા

'મતિ તો તમારી સાસુ વહુની ફરી ગઈ છે આ ડાકણે તુંને પણ ભોળવી લીધી છે '

'આપા રાણા, ઇ ડાકણ નથી જોગમાયા છે '

'હવે રાખ્ય ને ' આ જોગમાયા છે ! મલકને વટલાવવા બેઠી છે ઈ ? ઈ તો ડાકણ છે બધાનું ધનોતપનોત કરવા બેઠી છે '

રાણાનો જવાબ સાંભળતા આઈને અનેક વિચારો આવે છે અરરર હજી તો હું બેઠી છું ત્યાં દેરડીનાં લોકની આ દશા ! તો હું મરી ગયા પછી આ મારા પેટના બ્યા જેવાની શી દશા થાશે ? આવો અકરમી દીકરો પેટ પડ્યો એટલે આઈએ કહ્યું

'રાણા, હદ થાય છે ભૂંડું થાવા બેઠું.'

'કાન થાતું હોય તો આજ થાય '

'તો જા, તારા જેવા અકરમી દીકરા વિનાની હું ક્યારે થાઉં ?' આમ આઈ જાનબાઈ બોલ્યા શ્વાસની ધમણ બેસારી

'હ હ હ હ આઈ, તમે શું બોલ્યા ?' એમ કહેતા ધાનબાઈએ આઈના પગ પકડ્યા. 'આઈ, આપો રાણો તો અણસમજુ છે '

'દીકરી, રાણે મરજાદ મૂકી મને ન કહેવાનું કહ્યું ને મારાથી બોલાઈ જવાયું. આવા દીકરાની વાટ જોઈ હું ક્યાં બેઠી હતી તે પેટ પડ્યો ''

આઈના ઘરમાં આમ કકાસ સાંભળતા માણસો ભેગા થઈ ગયા એ ઘડીએ તો રાણાને સૌએ વાર્યો એટલે હાલી નીકળ્યો વાડીએ આખો રાતે વાળુ કરવા પણ ઘરે આવ્યો નહિ પેટમાં ફાળ પડી ગઈ કે આઈએ શાપ દીધો હવે મારું શું થાશે ? ભૂંડે હાલે મરીશ ' ગાંડો થઈ જઈશ ' આમ એક પછી એક અનેક સોલા ચડવા લાગ્યા. ક્યાંય જીવને નિરાંત થાય નહિ ' એટલે રાતનો ઘરે આવીને રાણે પેટકટાર ખાઈને આપઘાત કર્યો સવારે જુવે છે તો રાણાની લોથ્ય ઓસરીમાં પડી છે

આખા ગામમાં એક જ વાત કે રાણાનું મોત આવ્યું હતું તે આઈને કોચવ્યા

આ દેરડી ગામના ઝાંપામાં વાવને કાંઠે આઈ જાનબાઈની દેરી છે પાસે આપા રાણાની ખાંભી છે ફરતી ધર્મશાળા છે પૂજાપાનો ખર્ચ હજી સુધી ગાયકવાડ તરફથી મળે છે આ વાવને ૨૩૭ વર્ષ થયા ભંગી બ્રાહ્મણ એકજ આરેથી પાણી ભરે છે. એ આ વાવની વિશિષ્ટતા છે

# આનંદ–કુટીર

સ્વામીશ્રી દત્તાત્રેયાનંદજી મહારાજ



કોણ જાણે કેમ એક દિવસ સાયંકાળે હું સહસા મારી આનંદકુટીરમાંથી બહાર આવ્યો,[૧] અને એક સુંદર પગદંડી પર પ્રસ્થાન કર્યું. આગળ ચાલ્યા જ કર્યું...ન કાંઈપણ વિચાર્યું કે મારે ક્યાં જવાનુ છે! માર્ગ તો અત્યંત સુખકર પ્રતીત થયો. કેટલો સ્વચ્છ અને કેવો મૃદુ!...સુંદર અને સૌરભયુક્ત વનલતાઓથી સુશોભિત!

ક્યારેક માર્ગનાં સુમધુર અને સુવાસિત ફળ ફૂલોનાં, નીલકમળોથી શૃંગારિત નિર્મળ સરોવરોના એવમ્ સુકંઠી, કોમળ, નાનકડાં પંખીઓના નિમંત્રણથી તે રમ્ય સ્થાનપર રોકાયો તો ક્યારેક ઉપવનનાં પ્રેમાળ મૃગલાઓ સાથે પ્યાર કરવા માટે રોકાયો.[૨] આ અવસ્થામા મેં મારી જાતને અત્યંત સુખી સમજી.

પુનઃ ત્યાથી આગળ ચાલ્યો. જેમ જેમ આગળ વધતો ગયો તેમ તેમ માર્ગ સર્પાકાર સંકીર્ણ અને તિમિરાચ્છન્ન થતો ગયો ..ખાડા-ટેકરા, કંટક–કંકરવાળો.. ક્ષુધા–તૃષાથી હું હવે અત્યંત ત્રસ્ત થઈ ગયો, હવે શું કરું! નિરાશ! તદ્દન નિરાશ!![૩] હે સંકટ સમયના સહાયક! 'ત્વામ્ પ્રપન્નમ્'–તારે જ શરણ છું.

ત્યાં તો સહસા જાણે વિદ્યુતનો ચમકાર થયો. પોતાનાં અત્યંત નિકટવર્તી 'બંધુ'[૪] ની ધીમી છતાંય સ્પષ્ટ, મધુરતમવાણી સંભળાઈ–'સ્નેહી, યાત્રી! જ્યાંથી આવી રહ્યો છે તે તરફ પાછો ફર.'

તરત જ હું પાછો ફર્યો. ચહેરાપરની દુઃખની રેખાઓને દૂર કરતો, હિંમત અને ઉત્સાહથી તિમિરને ભેદતો, ધૈર્ય અને સાવચેતીથી કંટક-કંકર પરથી પસાર થતો પૂર્વોક્ત હૃદયંગમ ઉપવનની સમીપ આવી પહોંચ્યો.

અહીં વિહંગગણ, મૃગલાં, ફળ–પુષ્પાદિ જોઈને હવે ન તો મને હર્ષ થયો, ન મેં તેમનાં પ્રતિ દ્વેષ પ્રકટ કર્યો કે ન તેઓનાં આકર્ષણથી ત્યાં રોકાયો.[૫]

આવીરીતે અવિરામ ગતિથી ચાલતો-ચાલતો એક અતિ મંગળ પ્રભાતે હું 'નિજ-ધામ'માં પોતાની આનંદકુટિરમા–આવી પહોંચ્યો.[૬]

આહા! કેવો આનંદ! અવર્ણનીય આનંદ! આનંદ જ આનંદ!!

કિન્તુ ક્ષણભરમા આ આનંદનું રહસ્ય સમજતાં જ મને અનુભૂતિ થઈ કે 'ન તો હું ક્યાંય ગયો હતો કે ન તો ક્યાંયથી પાછો આવ્યો છુ.'

'હું તો જ્યાં હતો ત્યાં જ છું.'[૭]

આહા! કેવું મહાઆશ્ચર્ય!

૧ પોતાનાં મૂળ સ્વરૂપની વિસ્મૃતિ થઈ જવી.
૨. રસ, ગંધ, રૂપ, શબ્દ, સ્પર્શ પાંચ વિષયોનો ઉપભોગ કરવો.
૩ વિષયોના સેવનથી થતી પીડા અને નિરાશા.
૪. આત્મારામ.
૫ વિષયો પ્રતિ વૈરાગ્ય થઈ આવવો
૬. 'હું બ્રહ્મ છુ' કે (વેદાંત પ્રમાણે) અનલહક (સૂફી સિદ્ધાંત પ્રમાણે)નો અનુભવ થવો.
૭ આત્મમાં જવું આવવું વગેરે નથી. એટલે કે પૂર્ણજ્ઞાન થતા 'હું બ્રહ્મ છું' 'સચ્ચિદાનંદ છું' વગેરે પણ રહેતું નથી. જેવી રીતે આપણે પુરુષ છીએ પરંતુ હમેશા 'હું પુરુષ છુ' એમ કહેતા

# હું પણ ઘેર આવવાની, બા!

પર્લ બક

[અમેરિકાના સુપ્રસિદ્ધ નવલકથા લેખિકા શ્રીમતી પર્લ બકના એક મર્મસ્પર્શી સંસ્મરણનો સંક્ષિપ્ત અનુવાદ અહીં આપ્યો છે]

મારી પ્રથમ પુત્રીનો જન્મ ચીનમા થયો હતો પ્રસૂતિ-ગૃહમા, પ્રસવ પછી જ્યારે મે એ નાનીશી બાળકીને જોઇ ત્યારે મને તે મીઠડી ઘણી જ સુદર લાગેલી તેની આખો શાન્ત અને ગભીર હતી. માતૃ સહજ સ્નેહથી મે એ નર્સને કહ્યુ 'કેવી ચતુર દેખાય છે આ!' નર્સે પણ તરત જ મારા મતનુ સમર્થન કર્યુ 'હા જી, ભગવાને કદાચ આને કોઇ વિશેષ ઉદ્દેશ માટે મોકલી હોય' પરતુ પછીથી કોણ જાણે કેમ અને ક્યારે, અમારી ધારણાથી વિપરીત એ બાળકીનો બૌદ્ધિક વિકાસ જ અવરોધાયો અને ત્યારે હુ એ નર્સના પેલા વચનો યાદ કર્યા કરતી અને મનોમન બહુ જ દુખી થઇ જતી

તેના કોઇ પણ પૂર્વજમા બૌદ્ધિક હીનતાનો દોષ નહોતો અને તેથી જ તેના સ્વાભાવિક વિકાસ સબધી મને કશી જ શકા ઊઠી નહોતી પણ જ્યારે ત્રણ વરસની થઈ છતા તે બોલતા ન શીખી ત્યારે પહેલી જ વાર મને સદેહ થયા પણ મારા મિત્રોએ પોતાની સવેદના અને આશ્વાસનથી એ સદેહને ક્યારેય વધવા વિકસવા ન દીધો એ લોકો સદાય મને એમ સમજાવવા ઠસાવવા લાગ્યા કે અમુક બાળકો કઈક મોડેથી બોલતા શીખે છે અને તેથી કાઇ ચિંતા કરવાને કારણ નથી

અને જ્યારે બેબી ચાર વરસની થઈ ત્યારે જ મને તેના બૌદ્ધિક વિકાસની ખામીની વાત સારી પેઠે સમજાવા લાગી જો કે તે તૂટુ ફૂટુ એકાદ શબ્દ જેટલુ બોલવા શીખી હતી, પોતે જાતે ખાઈ લેતી હતી, કપડાય જાતે જ પહેરી લેતી હતી, પરતુ તેના તમામ કાર્યોમા એક વિશેષ પ્રકારનો અભાવ સ્પષ્ટ વર્તાઇ આવતો, જેનો હુ જ અનુભવ કરી શકતી તે કોઈ સાથે બોલવામા ગભરાતી હતી, હરવુ ફરવુ આદિ બાળસહજ ચચળતા તેને ગમતી જ નહિ અને તે ચૂપચાપ કલાકો સુધી મો વકાસીને બાવરા જેવી બેઠી રહેતી

એ અરસામા જ મે અમેરિકાથી આવેલા બાળ-રોગોના એક વિશેષજ્ઞ ડોક્ટરનું ભાષણ સાભળ્યુ અને તેથી મારા સદેહને પુષ્ટિ મળી ગઈ. બીજે જ દિવસે મે એ ડોક્ટરને બોલાવીને મારી દીકરની તપાસ કરાવરાવી ડોક્ટરે કહ્યું ત્યારે જ મારુ ધ્યાન એ બધી વાતો પર ગયુ કે જે 'બૌદ્ધિક વિકાસના અવરોધ' રોગના લક્ષણરૂપ હતી ડોક્ટરે મને એ પણ કહ્યુ કે ચીનમા આ રોગની ઉચિત ચિકિત્સા કરનાર એક પણ ડાક્ટર નથી પરિણામે, હુ તેને અમેરિકા લઇ આવી

મને વિશ્વાસ હતો કે અમેરિકાના ડોક્ટરો મારી દીકરીને ઘણી જ સરળતાથી સાજી સારી કરી આપશે અમેરિકાની એક મોટી ઇસ્પિતાલમા લગભગ બધા જ વિશેષજ્ઞોએ તેની તપાસ કરી અને સઘળાનો મત હતો કે બાળકીની બૌદ્ધિક અવરોધની વ્યાધિ નષ્ટ કરવાની કામગીરી ઘણી જ કઠિન છે ત્યાના મુખ્ય ડોક્ટરે કહ્યુ 'આ બાળકી અસાધારણ વ્યક્તિત્વ સાથે જન્મી છે, પરતુ અમુક કારણોને લઇને તેનો વિકાસ અટકી ગયો છે અને તે આ ખોવાયેલા વ્યક્તિત્વને ફરી પ્રાપ્ત કરવાને ખૂબ પ્રયાસ કરી રહી છે' પણ હુ તો આથી વિશેષ આશ્વાસન ચાહતી હતી, તેથી મે પૂછ્યુ 'પરતુ તે સારી તો થઈ જશે ને?' ડોક્ટરે જવાબ દીધો 'કોશિશ કરતા રહો' પણ આ જવાબથી મારુ મુદ્દન સમાધાન થયુ નહિ

બાળકીને લઇને જ્યારે હુ ઇસ્પિતાલની બહાર આવી રહી હતી ત્યારે ઇસ્પિતાલના એક નોકરે મને થોભવાનો ઇશારો કર્યો હુ અટકી ગઇ પાસે આવીને તેણે કશી જ ભૂમિકા સિવાય લાગતુ જ શરૂ કર્યુ 'ડોક્ટર આપને હમેશા આશા દીધા કરશે, પરતુ આપની બાળકી ક્યારેય પણ પૂરી સ્વસ્થ થઇ શકવાની નથી ભલેને તમે અઢળક પૈસો ખરચી નાખો આપ આ ઠાલી મમતા છાડી દેજો અને જલદીમા જલદી બેબીને કોઈપણ શિશુ-પાલન-ગૃહમા દાખલ કરી દેજો, જેથી તેનુ ભાવિ જીવન સુખમય બની શકે, અગર તમે વ્યર્થ ભાવુકતામા પડીને તેને

તમારી પાસે રાખવાની રઢ પકડશો તો તો તમારુ બન્નેનુ જીવન અસહ્ય થઈ પડશે ' આ નિષ્ઠુર સત્ય સાભળ્યા પછી અમેરિકામા મારે માટે તો સર્વત્ર નિરાશા જ નિરાશા ભળાવા લાગી અને તેથી જ મારી છોકરીને લઇને હુ ફરી ચીન ગઈ

મારા મન પર જે આઘાત લાગ્યો હતો તેણે મને વિચલિત કરી મૂકી પણ મારા કર્તવ્ય પ્રત્યે હું પૂર્ણ સજાગ હતી હવે મે એ જ શ્રેયસ્કર માન્યુ કે પોતાની જાતને પરિસ્થિતિની અનુકૂળ બનાવીને જીવનના ઉલ્લાસના દિવસોને નષ્ટ થતા બચાવી લઉ પણ એમ કરવુ હમેશા સરળ નથી હોતુ લાખ પ્રયત્નો કરતા છતા ક્યારેક ક્યારેક આખમાથી આસુ ટપકી પડતા અને લાગવા માડતુ કે હવે મારા હૃદયના સો ટુકડા થઇ જશે. પરતુ જેમ જેમ દિવસો વીતતા ગયા તેમ તેમ મારા દુખનો ભાર પણ હળવો થવા લાગ્યો

શહેરમા જતી વખતે હુ પડોશીના કોઈ બાળકને બાળ સહજ ચચળતાથી હસતુ ખેલતુ જોતી ત્યારે મને તરત જ મારી બાળકીના દુર્ભાગ્યની યાદ આવી જતી અને હુ વ્યાકુળ થઇ ઊઠતી પરતુ પછી મને પણ તેના ભવિષ્યનુ ધ્યાન આવી જતુ

સભવિત હોત તો તો હુ જીવનભર તેને મારી સાથે જ રાખતે પરતુ ભવિષ્યની અનિશ્ચિતતા આ વિચારને ટકવા દેતી નહોતી હુ વિચારતી જો કાલે હુ મરી જાઉ તો આ છોકરીની સારસભાળ માટે કોણ બેઠુ છે? શક્ય છે કે અમેરિકાની એલચી કચેરી તેને અમેરિકાના કોઈ શિશુ-પાલન-ગૃહમા ભરતી કરી દે. પણ મારાથી વિખૂટી પડીને મારી દીકરી ના ઝાઝા દિવસો જીવતી રહી શકશે ખરી?'

અતે મે એ જ નિર્ણય કરી દીધો કે તેને કોઈ એવા વાતાવરણમા પહોચાડી દેવામા આવે જ્યા સ્નેહ અને સહાનુભૂતિની છાયામા તે પોતાના જેવા અન્ય બાળકો અને બાલિકાઓ સાથે ઉછરી મોટી થઈ શકે અને તેથી જ્યારે તે નવ વરસની થઈ ત્યારે તેને લઇને ફરી હુ અમેરિકા ગઈ

અમેરિકામા હુ સ્થાયી રહેતી નહિ તેથી મોટા ભાગના શિશુ-પાલન-ગૃહોના દરવાજા મારી દીકરી માટે બધ હતા જેમા તેને દાખલ કરે તેમ હતુ તે પૈકી મોટા ભાગની સસ્થાઓમા સ્નેહ અને સહાનુભૂતિનુ નામોનિશાન પણ નહોતુ નિયમ અને શિસ્તને નામે હૃદયહીનતાનુ પ્રદર્શન થતુ અને સ્થળ તગીને કારણે નક્કી કરેલી સખ્યા કરતા ય બમણા-તમણા બાળકો એકેક ઓરડીમા ભરવામા આવતા હતા

એક સસ્થાની પરશાળની એક બેચ પર કેટલાક બાળકો એવી રીતે બેઠા હતા તેમના ચહેરા ઉપર ઘોર નિરાશા વરતાતી હતી મે સસ્થાના એક અધિકારીને પૂછ્યુ 'આ બાળકો આમ નકામા શાથી બેઠા છે? શુ તેઓ કોઈની રાહ જોઈ રહ્યા છે?' તેણે થોડા આશ્ચર્યથી જવાબ દીધો 'પ્રતીક્ષા કરવા જેટલી અક્કલ એમને ક્યા છે? તેઓ તો માત્ર નકામા બેસી રહેવાનુ જ પસદ કરે છે '

એ અધિકારીની વાત મિથ્યા હતી, જૂઠી હતી તે બાળકો હોશિયાર નહોતા પરતુ તેમનામા સુખ અને પીડા અનુભવવાની પૂરી ક્ષમતા હતી તેઓ સહાનુભૂતિના બે શબ્દો અને સ્નેહના ભૂખ્યા હતા અને આ ચીજોની જ નિરતર પ્રતીક્ષા કરી રહેતા '

ખૂબ મથામણને અતે એક એવી સસ્થા સાથે મારો પરિચય થયો જે ઉપરોક્ત દોષોથી મુક્ત હતી સસ્થાના મોવડીએ બાળકોને દાખલ કરવાની સમસ્યા પર સહાનુભૂતિથી વિચાર કર્યો અને મને સાથે લઈ જઇને બીજા બાળકોની દિનચર્યા બતાવી તેનો પરિચય આપ્યો

મે જે કઈ જોયુ તેથી ઘણા વરસો પછી મને સાચો આનદનો અનુભવ થયો અનેક બાળક મોવડીજીને 'ડેડવર્ડ ચાચા' કહેતુ તેઓ જે ઓરડામા જતા ત્યાના તમામ બાળકો તેમને વળગી પડતા અને એમના ખિસ્સામાથી ચોકલેટ કાઢીને ખાવા લાગતા. દરેક બાળક એમનાથી સારી પેઠે પરિચિત હતુ અને એવુ લાગતુ હતુ કે જાણે તેઓ તે તમામ બાળકોના પિતા ન હોય '

સસ્થાન મકાન સાફ-સૂફ હતુ અને જે નોકરો પરિચર્યા કાજે રાખવામા આવ્યા હતા તેઓ પણ બહુ જ નમ્ર અને મિલનસાર સ્વભાવના હતા થોડા બાળકો ઓરડામા હતા તો કેટલાક આગણામા

હસતા–રમતાં હતા પ્રત્યેક ઓરડાની દીવાલ પર એક નીતિ વચન લખેલુ હતું 'શિક્ષણ કરતા સુખ અધિક આવશ્યક છે' મારી પૃચ્છાથી મોવડીએ જણાવ્યુ 'આ મારા સારા યે જીવનના અનુભવોનો નિચોડ છે આપ કેવળ તે બાળકને જ કાંઈક શિખવી–ભણાવી શકો છો જેનું હૃદય સુખી હોય'

સપ્ટેમ્બર મહિનાના એક દિવસે હુ મારી બાળકીને આ સસ્થામા મૂકવા આવી આ નવી જગ્યાથી પરિચિત કરાવવા તેને હુ તેના રમતના મેદાનો અને ઓરડા–ઇમારતો બતાવી વળી સસ્થાની પરિચારિકા અને સુપરિન્ટેન્ડન્ટ પાસે પણ તેને લઈ ગઈ પરતુ મને લાગતુ તુ કે કોઈ અજ્ઞાત ભયથી તે ધ્રૂજી રહી છે અને મારો હાથ દબાવીને પકડી રહી છે આજ સુધી મારી બેબી મારાથી છૂટી કદી જ રહી નહોતી અને હવે તેને છૂટી–એકલી મૂકવાની ઘડી પાસે આવી રહી હતી

જે વખતે હુ મોવડીની વિદાય માટે રજા લેવા પહોચી ત્યારે મારુ મન ઘણુ જ ઉદાસ હતુ પરતુ તેમના શબ્દોએ ફરી મને નિશ્ચિત કરી મૂકી એમણે કહ્યુ આપ સદાય એ યાદ રાખજો કે અમારી દેખરેખમા આ બાળકો પૂર્ણ સુરક્ષિત છે અને અમે સદાય એ વાતનુ ધ્યાન રાખીશુ કે કોઈ કષ્ટ કે અભાવનો તેઓને અનુભવ ન થાય બાળકો પાસે અમે કદી પણ એવો આગ્રહ રાખતા નથી કે તેઓ પોતાની બૌધિક ક્ષમતાની ઉપરવટ જઈને કાંઈ કરે કે શીખે જો તમે મારા આ શબ્દો યાદ રાખશો તો હવે પછી આ બાળકીના સુખ અને ભવિષ્યની ચિતા તમને કદી પણ વિક્ષુબ્ધ નહિ થવા દે'

ખરેખર મોવડીના આ શબ્દો સાભળીને મને ઘણુ જ બળ પ્રાપ્ત થઈ ગયુ મે અનુભવ્યુ કે તેમને મારી બાળકીના દૂરના ભવિષ્યની અને હિતની પૂરી સમજણ છે મારી આત્મિક શાતિ માટે તેમના પ્રત્યેક શબ્દમા જાદૂઈ અસર હતી .

જ્યારે હુ જવાને તૈયાર થઈ ગઈ ત્યારે મારી બાળકી દોડીને મારે ગળે વળગી પડી ઉભરાતા આસુ રોકીને મે તેને અળગી કરી અને હૃદય પર પથ્થર રાખીને ફાટક તરફ ચાલી પકડી પાછુ વાળીને એકવાર–માત્ર એક જ વાર–મારી બાળકીને જોઈ લેવાને મારુ મન વ્યગ્ર થઈ રહ્યુ હતું પરતુ હુ તેમ કરી શકી નહિ

એ દિવસને વરસો વીતી ચૂકયા છે હવે હુ અવારનવાર મારી બાળકીને મળવા જાઉ છુ અને મળીને પાછી આવતી રહુ છુ હવે તે મારા પાછા જવા વખતે ઉદાસ નથી થતી અને ગળે વળગી પડતી પણ નથી કયારેક કયારેક કેવળ એટલુ જ કહે છે' હુ પણ ઘેર આવવાની, બા'

નવી પરિસ્થિતિઓ અને નવા લોકો સાથે તેણે પૂરો મેળ કેળવી લીધો છે અને હવે તે હરેક રીતે સુખી છે

અનુ૦ ડૉ૦ કુસુમ દેસાઈ

---

## 'કાલ્પનિક બુદ્ધ વિચાર'

શ્રી ભગવાન બુદ્ધે યશોધરાને છોડતી વેળા આમ કહ્યુ હશે

'હે યશોધરા' જે હૃદયથી હુ તને ચાહી રહ્યો છુ એ જ હૃદયથી દુખથી કચડાયેલા પીડાયેલા માનવને ચાહવાની તુ મને હામ આપ

'યશોધરા બેય માર્ગે પ્રેમ પડેલો છે પહેલો માર્ગ જેટલો ઉજ્જ્વળ છે તેટલો જ બીજો માર્ગ છે છતા પણ મનુષ્યના જીવનમા આટલી બધી મૂઝવણ દિલગીરી અને શોક શુ કામ પ્રભુએ વહેતા મૂકયા હશે?

'જીવનમા સ્ત્રી (પત્ની) પ્રેમ અને મનુષ્ય પ્રેમ સરખા છે પણ છતા હુ પત્ની પ્રેમને તરછોડી જવા નથી માગતો પણ તુ ને હુ જે પ્રેમ વડે જોડાયેલા છીએ એ જ પ્રેમ વડે હુ અને વિશ્વ જોડાવા માગીએ છીએ અને એ જ વિશ્વમા તારુ પણ સ્થાન હશે

'એક પણ મનુષ્યને વેગળો બનાવી અને દુ ખ પહોચાડી દુનિયા સપૂર્ણપણે જીવી શકાતી નથી!'

—મારકંડરાય હી૦ માંકડ

# એ વંદનીય વિભૂતિ

મધુકુંજ પટેલ

ભીમભાઈ અમારા ગામમાં ચિરસ્મરણીય બની રહેશે. ગામની પૂર્વ દિશાએ આવેલા દરવાજા પાસેના નાનકડા ઘરમાં એ, એમની પત્ની તથા બે દીકરા સાથે રહેતા હતા. એમના અવસાનની નોંધ ભલે છાપામાં ન આવી હોય, પણ એમના કાર્યોની નોંધ તો ગ્રામપ્રજાના હૈયે ચિરસ્થાયી રહેવાની છે.

ભીમભાઈનું મહત્ત્વનું કાર્ય કેળવણીના વિકાસનું હતું. કમનસીબે એ તો ગુજરાતી ચાર જ ધોરણ સુધી ભણ્યા હતા. પણ એમને એ ઓછા ભણતરની જે ખોટ સાલી હતી તે વિષે વિચાર કરીને એવા અબુધ માનવીઓના જીવનમાં શિક્ષણના અભાવે કેટકેટલી વિટંબણાઓ આવતી હશે તેનો ભીમભાઈને ખૂબ સ્પષ્ટ ખ્યાલ આવી ગયો હતો. ગામની શાળામાં માત્ર ચાર ધોરણ હતાં. સરકારને વારંવાર વિનંતીઓ કરી, કરીને તેઓએ સાત ધોરણની શાળા ચાલુ કરાવી હતી.

ત્યાર પછી પાંચેક વર્ષ બાદ માધ્યમિક શાળા શરૂ કરવાનું ભગીરથ કાર્ય એમણે આરંભ્યું ત્યારે જ તેમની વ્યક્તિત્વની ખરી કસોટી શરૂ થઈ.

કપૂરચંદ નામના એક શ્રીમંત વેપારીને ત્યાં જ્યારે એ માધ્યમિક શાળાની શરૂઆત માટે ફાળો લેવા ગયા ત્યારે જે સંવાદ થયો તે નીચે મુજબ હતો.

ભીમભાઈ : શેઠ, આ લોકોનું કામ છે.

કપૂરચંદ : લોકોનું કામ લોકો પર છોડી દો. તમે શા માટે ટોપલો લઈને ફરો છો?

ભીમભાઈ : પણ એ કામ કરનાર કોઈક તો જોઈશે જ ને?

કપૂરચંદ : જેને જરૂર હશે તે કરશે. તમે તમારે લહેર કરોને. શા માટે મોટા બા ચપને ફરો છો?

ભીમભાઈ : લોકોના વતી આ કામ મારે કરવું એવું મેં નક્કી કર્યું છે. આપે જેટલી બને એટલી મદદ

કપૂરચંદ : કશી જ મદદ નહિ થાય. વારંવાર તમારા જેવા કેટલાય માણસો આવીને અમારું મગજ ખાઈ જાય છે.

ભીમભાઈ : પણ શેઠ, ભવિષ્યની પ્રજા......

કપૂરચંદ : ભવિષ્યની પ્રજા માટે ભવિષ્યના લોકો નહિ વિચારે? તમે તમારું કામ કરોને.

ભીમભાઈ : પણ હું આને જ મારું કામ સમજું છું.

કપૂરચંદ : તો સમજો. અહીંથી તમને કશું જ નહિ મળે.

ભીમભાઈ : શેઠ, એવું તે કંઈ ચાલે? કૃપા કરીને......

કપૂરચંદ : એકવાર કહી દીધું ને કે કશું નહિ મળે. તમે નકામી માથાઝીક ન કરો. જાવ અહીંથી. નીકળી પડયા ઝોળી લઈને......

ભીમભાઈ : શેઠ, તમારા જેવા આવું કહેશે તો બીજા માણસો શું આપશે?

કપૂરચંદ : હું ક્યાં કોઈને આપતા અટકાવું છું?

ભીમભાઈ : શેઠ, એમ ન કરો. મહેરબાની કરી....

આવી આવી તો કેટલાય જણની મહેરબાની ભીમભાઈને માગવી પડી હતી. અંતે ત્રણેક વર્ષે તેમણે અંગ્રેજી શાળા શરૂ કરાવી ત્યારે જ જંપ્યા. શાળામાં સેવાની દૃષ્ટિએ કામ કરી શકે એવા બે–ત્રણ શિક્ષકોને તૈયાર કરવાનું કાર્ય પણ ભીમભાઈએ જ કર્યું. સરકારી ધારાધોરણ મુજબનો પગાર જતો કરી તેમના કુટુંબનું સાદાઈથી ભરણપોષણ થાય એટલો જ પગાર લઈને કામ કરનારા માણસો ભીમભાઈએ શોધી કાઢયા. શાળાની શરૂઆતનાં બે-ત્રણ વર્ષ સુધી આ રીતે કરકસરથી કામ ચલાવ્યું. દશેક વર્ષમાં તો શાળાનું પોતાનું કહી શકાય એવું મકાન

પણ તૈયાર થઈ ગયુ ! શિક્ષકો રહી શકે તેવા નાનાં મકાનો પણ તૈયાર થઇ ગયા

પરંતુ આટલેથી સંતોષ પામે તો એ ભીમભાઈ શાના ! ભીમભાઈને તો ગામમા બહેનો માટેની પ્રવૃત્તિઓ પણ શરૂ કરવી હતી સીવણ–ભરત વર્ગ, વિવિધ–ગૃહઉદ્યોગ મંડળી, શ્રમ–વિનરક સહકારી મંડળી, બધુ એમને પ્રતાપે જ થઈ શકયુ હતું ને ! ભાવિ પેઢી સુધારવા માટે માધ્યમિક શાળા સારી પેઠે કામ કરતી થઈ ગયા બાદ તેમા શિક્ષણ પામતા યુવાનો માટેની એક નાની સરખી ફેકટરીનુ આયોજન પણ ભીમભાઈના પ્રયત્નોથી જ થયેલું હતું બહાર રોજગારી ન મેળવી શકનારા યુવાનો પોતાના જ ગામમા આવી રોજગારી મેળવી પોતાના પગ પર ઊભા રહી શકે એ શુ ગામની ઓછી સેવા ગણાય કે ?

નાટય–કાર્યક્રમોના ભીમભાઈ શરૂઆતથી જ વિરોધી રહ્યા છે તેઓએ શ્રમને જ મહત્ત્વ આપ્યુ છે તેમના સહચારમા રહેતા માણસોમા શુદ્ધ નિષ્ઠાની એવી સજ્જડ છાપ ઉપસી આવી છે કે તેઓના પોતાના જીવનમા પણ તેઓએ એ ગુણ કેળવવા નિર્ણય કર્યો છે ભીમભાઈને રસ્તે જતા જુઓ તો સામાન્ય ગામડિયા જેવા જ જણાય પણ એમની સાથે વાતચીત કરનારને એ વાત સદાને માટે કબૂલવી પડી છે કે તે કોઈક અસાધારણ માણસ સાથે વાતચીત કરતો હતો એક સન્નિષ્ઠ પ્રજાસેવકનુ એવુ ઉજ્જ્વળ ઉદાહરણ ભીમભાઈએ પૂરુ પાડયુ છે કે ગામની માધ્યમિક શાળામા અભ્યાસ કરતા બધા જ બાળકોના મન પર એમના અભૂતપૂર્વ વ્યક્તિત્વ સરળતા નિખાલસતા તથા પ્રેમાળ સ્વભાવ અને સદા વિકાસોન્મુખ વિચારસરણીની છાપ પડયા વિના રહી શકી નથી

પ્રજાસેવક તરીકે ભીમભાઈએ કદી બદલાની આશા રાખી નથી એમની એ નાનકડી ઓરડીનુ તાળુ રાત્રે દશ–બાર વાગે જ દેવાયેલું માલૂમ પડે દિવસે તો એ કોઈના કોઈ કાર્યમાં પરોવાયેલા હોય. એમની ઓરડીમાંથી વાનના બે–અઢી સુધી પ્રકાશ આવ્યા કરવાની ત્યાના રહીશો સાક્ષી પૂરે છે

આવા પરગજુ ભીમભાઈની ભલે લાંબી એવી આત્મકથા ના લખાઈ હોય, ભલે કોઈએ તેમનું જીવન ચરિત્ર લખીને પુસ્તકાકાર પ્રગટ ન કર્યું હોય, ભલે અખબારમા તેમના કાર્યના અહેવાલો કે તેમની છબીઓ પ્રગટ ન થઇ હોય પણ એમની સન્નિષ્ઠ ભાવનાની નોંધ જનતાના હૈયાએ ખૂબ કાળજીપૂર્વક લીધી છે આવા લોકસેવકો પ્રજાને વાર વાર મળતા નથી

નાગુણી ગુણિન વેત્તિ ગુણી ગુણિષુ મત્સરી।
ગુણી ચ ગુણરાગી ચ વિરલ સરલો જનઃ॥

ગુણરહિત માણસ ગુણિયલને ઓળખી શકતો નથી અને ગુણિયલ પુરુષ ગુણીજનનો દ્વેષ કરે છે એટલે જાતે ગુણિયલ હોય અને ગુણીજન પર પ્રેમ હોય એવો સરલ મહાત્મા તો વિરલ જ હોય છે

વળી અજ્ઞાની જનો નાના કાર્યો જ શરૂ કરે છે અને તેમાંય અત્યંત આકુળવ્યાકુળ બની જાય છે પરંતુ જેની બુદ્ધિ કાર્ય કરી જાણે છે તેવા મોટા પુરુષો ઘણા ભારે કાર્યો શરૂ કરે છે અને તેથી જરા પણ વ્યગ્ર બનતા નથી

ભીમભાઈની બાબતમા એક કથન કરીને વિરમીએ

નારિકેલસમાકારા દૃશ્યતેઽપિ હિ સજ્જના।
અન્યે બદરિકાકારા બહિરેવ મનોહરા॥

સજ્જન પુરુષો બહારના દેખાવમા નાળિયેર જેવા હોય છે પણ અંદર જળ અને મધુરતા હોય છે જ્યારે સામાન્ય માણસો બોરના ફળ જેવા ફકત દેખાવે જ સારા હોય છે



# વિચારવા જેવું

રતિભાઈ ગોંધિયા

એક મુરબ્બીએ મને હમણા ટપકો આપ્યો કે, 'તમે ધાર્યું છે શું?'

ઓચિંતાનો આવો ટપકો સાંભળતાં હું અચરજમાં પડી ગયો પણ હું કાંઈ બોલ્યો નહિ અને આગળ શું સાંભળવા મળે છે તેની રાહ જોઈ રહ્યો.

મુરબ્બીએ કહેવા માંડ્યું: 'સ્વરાજ આવશે અને લોકોની સરકાર થશે એટલે ખાદી કામ અને અન્ય રચનાત્મક કામોને સરકારની મદદ મળી રહેશે તેવી આશા કેટલી ફળી તે વિશે ભલે મારે કશું કહેવું નથી પણ સંસ્થાઓને આ રોજ ઊઠીને સુપરવાઇઝરો, નિરીક્ષકો, ઓડિટરો, ઓરગેનાઇઝરો, અધિકારીઓ અને સલાહકારોને આંકડા આપવામાં, ફોર્મ્સ ભરવામાં અને જવાબો આપવામાં રોકાવું પડે છે તેનો ત્રાસ હવે અસહ્ય છે. આ બધો ત્રાસ સંસ્થાઓને આપવાની તંત્રરૂપી જાળ ઊભી કરીને તમે કરવા શું માગો છો? એટલે તમને પૂછું છું કે તમે ધાર્યું છે શું?'

મુરબ્બીના ઠપકામાં જે ફરિયાદ પડેલી છે તેવી ફરિયાદ ઘણાની છે. અને સારી રીતે ઓફિસ કામથી ટેવાયેલા પણ રોજની આ હેરાનગતીથી ત્રાસી ગયા છે.

હમણાં એક ખાદી કાર્યકર્તાએ આવીને મને કહ્યું: 'તમે મદદ કરો તો એક યોજના આગળ મોકલી છે.'

મેં કહ્યું: 'સારી યોજના હોય અને કામને ઉપયોગી હોય તો કોઈ પણ તમને મદદ કરે. શું છે એ યોજના?'

કંઈક વ્યંગ અને ટીકાના ભાવથી તે કાર્યકર્તા બોલ્યા: 'ઉપરથી બનતી યોજનાને મદદરૂપ થવાની મારી યોજના છે.'

'જે હોય તે કહો ને.'

'દરેક ખાદી ગ્રામોદ્યોગની સંસ્થાને બસો બસો રૂ.ના પગારની બે કાર્યકર્તાઓની સહાય મળવી જોઈએ તેવી મારી દરખાસ્ત છે.'

'પણ શું કામ માટે?' મેં પૂછ્યું.

પોતાની યોજના સમજાવતા તે મિત્ર બોલ્યા:

'ઉપરથી આવતા પરિપત્રો અને ઓડિટરો, નિરીક્ષકો, સલાહકારો આદીનો મારો એટલો બધો છે કે તેને પહોંચી શકાતું નથી માટે બે કાર્યકર્તાની સહાય મળે તો એક પરિપત્રો વાંચવાનું કામ કરે અને બીજો ઓડિટરો, નિરીક્ષકો, સલાહકારો આદીને જવાબ આપવામાં રોકાય.'

મને આ મિત્રની વ્યંગરૂપી દરખાસ્ત અને મુરબ્બીના ઠપકા ઉપરથી ૧૧-૧૨ વર્ષ પહેલાનો એક કિસ્સો યાદ આવી ગયો.

નવું નવું સ્વરાજ્ય આવ્યું હતું, રાજ્યની વિકાસ યોજનાઓ અમલમાં આવી રહી હતી. જાત જાતની નવી જગ્યાઓ પર કામ કરનારા નિમાતા હતા. પ્રજાકીય સંસ્થાઓ પણ ઝડપી પ્રજા વિકાસના કામો કરવામાં લાગી ગઈ હતી અને જાત જાતની યોજનાઓ નીચે જાત જાતના કર્મચારીઓ રોકાવા લાગી ગયા હતા.

રાજ્યના પ્રધાનો સંપર્ક માટે પ્રવાસો કરી રહ્યા હતા. આવા એક પ્રવાસ કાર્યક્રમમાં............... જિલ્લાના ...........ગામે ગામ લોકોની એક સભા મળી હતી ત્યારે સ્વાગત પ્રવચન, આદી કાર્યક્રમો પતી ગયા પછી પ્રધાનશ્રીએ લોકોને પૂછ્યું: 'બોલો બીજું, કંઈ કહેવું છે? કંઈ મુશ્કેલી છે?'

જવાબમાં એક ખટખોખરા વૃદ્ધ બોલી ઊઠ્યા: 'બાપા, તમારા રાજમાં કાંઈ કહેવાનું નથી; બધી વાતે સુખ છે પણ એક નાનકડી વાતનું દુ:ખ છે!'

'એવું શું દુ:ખ છે કહો.'

'એવું ખાસ મોટું દુ:ખ નથી. પણ હમણાં આ એક નવો 'કર' નાખ્યો છે તે બહુ ભારે છે. તેમાંથી ઉગારો!' હાવકું મોઢું રાખી વૃદ્ધ બોલ્યા.

પ્રધાનશ્રી વિચારમાં પડી ગયા અને નવો કર

કયો છે તે શોધવા લાગ્યા અને બોલ્યા: 'એવો કર કયો છે તે જણાવો તો ખબર પડે.'

પોતાની વાત માટે વાતાવરણ તૈયાર થયું છે જાણી આંખ નચાવી વૃદ્ધ બોલ્યા: બાપા, બીજા બધા કર તો અમે સહન કર્યા છે પણ આ નવો કર 'કાર્યકર' બહુ ભારે કર છે તેનું કાંઇ નિવારણ કરો.'

'વાતમાં ગુઢાર્થ' પડ્યો હતો તે પ્રધાનશ્રી ન સમજ્યા એટલે બોલ્યા: 'કંઇક ચોખવટથી બોલો તો ખબર પડે.'

વૃદ્ધે ચોખવટ કરી: 'બાપા, એમાં શું ચોખવટથી બોલું? ભાઈ સાહેબ આ ભાતભાતના કાર્યકર રોજ ગામડે આવીને ઊભા હોય છે તેનાથી અમે થાકી ગયા છીએ. બધાને આવીને ભાષણ કરવું, અમને સલાહ આપવી, અને અમને ભાતભાતની યોજના સમજાવવી! હવે અમારે રોજ કોઇને કોઇના ભાષણો સાંભળવા, સલાહ સાંભળવી, આગતા-સ્વાગતા કરવી કે અમારા કામ કરવા? મહેરબાની કરીને આ નવા કર 'કાર્યકર'થી બચાવો.'

૧૧–૧૨ વર્ષ પહેલાંની આ ગામડિયા માણસની વાતમાં અને સંસ્થાના કાર્યકર તથા મુરબ્બીની વાતમાં એટલું બધું સામ્ય છે કે તે વિશે અહીં વિશેષ કંઈ કહેવાની જરૂર નથી.

ઓડિટ અને નિરીક્ષણ અયોગ્ય છે તેવું કોઇને કહેવાનું છે તેવો ભાવ આમાંથી સમજવાની ભૂલ કરવાની જરૂર નથી. પણ દરેક બાબતને વિવેક અને મર્યાદા હોય છે, અતિરેક થતો હોય તો તેને અટકાવવાની જરૂર હોય છે.

## પરદુઃખે ઉપકાર

નામ તો એમનું પરસોત્તમદાસ પણ અમારા ગામના લોકો એમને 'પસા કાકા'ના નામે જ ઓળખે. પસાકાકા અત્યંત સેવાભાવી. પરોપકારી તો એવા કે અડધી રાતે ખબર પડે કે કોઈ ભીડમાં છે તો તરત મદદે દોડી જાય. સામા માણસ ઉપર ઉપકાર કર્યાનું લેશમાત્ર પણ અભિમાન એમનામાં ન મળે. પાંચ વર્ષ પૂર્વેની વાત. અમારા ગામમાં મંગળદાસનું અવસાન થતા એમનાં પત્ની વિધવા થયાં. આ વિધવાબાઈનું ગામની સીમમાં પાંચ વીઘાનું એક ખેતર. આ ખેતર જ એમની આજીવિકાનું એકમાત્ર સાધન. પતિનું મરણ થયું એટલે બાઇથી તો લોકલાજને લીધે ઘરની બહાર નીકળાય નહિ. બીજી બાજુ ચોમાસું નજીક આવે એટલે સમયસર ખેતરમાં ખેડાણ અને વાવણી ન થાય તો તે વર્ષે ખેતર પડતર રહે. વિધવાબાઈને પુત્ર ન હતો અને નજીકના સગાંઓમાં મનમેળ નહિ એટલે કોઇ મદદ કરવા તૈયાર ન થયું. આ વિધવા બાઈના ખેતરથી થોડે દૂર પસાકાકાનું બે વીઘાનું એક ખેતર. હળ લઈ પોતાનું ખેતર ખેડવા જતા પસાકાકાએ જોયું કે ચોમાસું નજીક આવે છે છતાં આ બાઈના ખેતરમાં હળ ફર્યું નથી. એટલે દિ' આથમે ખેતરથી પાછા ફરી જમી પરવારી પસાકાકા વિધવાબાઈને ઘરે ગયા. ખેતર વિશે પૂછતા બાઇએ સજલનેત્રે પોતાની વિકટ કથા કહી સંભળાવી. એ સાંભળી પસાકાકાએ આશ્વાસન આપતાં કહ્યું, 'બહેન, ગભરાશો નહિ, આ વર્ષે તમારા ખેતરનું તમામ કામકાજ હું સંભાળી લઈશ.' એમ કહી તેઓ ઊઠ્યા. ત્યાર પછી તો પસાકાકા પ્રથમ આ વિધવાબાઈના ખેતરમાં જ હળ નાંખે અને પછી પોતાના ખેતરે જાય. આમ બાઈના ખેતરમાં ખેડાણ, કપાસિયાની ઓરણી, નીંદામણ વગેરે સઘળું કામ પસાકાકાએ ઉપાડી લીધું. તે વર્ષે ચોમાસું અને કપાસનું ઉત્પાદન સારા પ્રમાણમાં થયું. છેવટે બાઇના ખેતરમાં પાકેલો કપાસ વેચી તેના રૂપિયા લઈ પસાકાકા વિધવાબાઈના ઘેર ગયા અને બાઈના હાથમાં રૂપિયા મૂકતા કહ્યું, 'લ્યો, બહેન, તમારા ખેતરમાં કપાસ પાક્યો તેની આ રકમ.' વિધવાબાઈ આભારવશ થયાં અને તેમની આંખોમાંથી આંસુ વહેવા લાગ્યા. આ રકમમાંથી બાઇએ રાજીખુશીથી પસાકાકાને બસો રૂપિયા આપવા માંડ્યા પણ તેમણે તે લેવાની સાફ ના પાડતાં કહ્યું, 'મેં તો ભગવાનને ખાતર તમને મદદ કરી.' આમ કહી પસાકાકા ઊઠ્યા. વિધવાબાઇ તો તેમને જતા જોઈ રહ્યાં. શું બોલવું તેની તેમને સમજ ન પડી. ગદ્‌ગદ કંઠે એટલું જ બોલ્યાં, 'પસાકાકા સાચે જ ભગવાનનું માણસ છે.' —'અદમ'

# સૌરાષ્ટ્રના યુવાન ગાયક શ્રી૦ યશવંતરાય પુરોહિત

'અનિલ'

[આ લેખનું પ્રૂફ સુધારતો હતો ત્યાં (શુક્રવારે) રાતના નવ વાગ્યાના રેડિયો સમાચારમાં સાંભળ્યું કે શ્રી૦ યશવંતરાય પુરોહિત પોતાના મુંબઈના ઓરડામાં સવારે અવસાન પામેલી સ્થિતિમાં જણાયા છે. અને બીજે દિવસે સવારે છાપા દ્વારા જાણ્યું કે ઊંઘની વધુ પડતી ગોળી લઈને આત્મહત્યા કરી છે.

આવા તેજસ્વી અને પ્રભાવશાળી યુવાન, અને હિન્દના પ્રથમ હરોળના સંગીતજ્ઞમાંના એકને આ પરાકાષ્ઠાએ પહોંચવાનું શા માટે મન થયું હશે?

તેમની સાધના અલૌકિક હતી. તેમના સૂરો જેમણે સાંભળ્યા છે તે કદી ભૂલી નહીં શકે. ઈશ્વર એમના આત્માને શાન્તિ આપો.]

હિંદુસ્તાની સંગીત જીવનભરની સાધના અને તપ માગે છે અને એ જ કારણને લઈને ધીર ગંભીર ગાયકી રજૂ કરતા કળાકારો જાહેર જીવનમાં આવતા પહેલાં પ્રૌઢાવસ્થાને પામતા જોઈએ છીએ. આ બાબતમાં એકલવ્ય જેવી સાધના કરતા શ્રી૦ યશવંતરાય પુરોહિત અપવાદ છે. યુવાન વયે જ, તેમણે હિંદુસ્તાનના પ્રથમ કક્ષાના કળાકારોમાં સ્થાન મેળવ્યું.

ફેર એટલો છે કે એકલવ્ય શુદ્ર હતો જ્યારે યશવંત બ્રાહ્મણ છે. તેના કોઈ ગુરુએ દ્રોણની જેમ અંગૂઠો માગવાની કસોટી નથી કરી, પણ એ જ તપ અને એ જ સાધના. ખૂબ ધમાલ ભર્યાં મુંબઈ જેવાં શહેરમાં મરહૂમ ખાંસાહેબ અબ્દુલ કરીમખાંની તસવીર સમક્ષ દૃઢ આસન વાળી અને અનન્ય ભક્તિભાવથી સંગીત સાધના કરતા શ્રી૦ યશવંતરાયને નિહાળી, આ કળિકાળના 'વિદ્યાર્થી'ઓને નવાઈ લાગશે કે કદાચ આ પૌરાણિક પદ્ધતિ ઉપર હસવું આવશે. પરંતુ એ જ સાધના અને ગુરુભક્તિનો જવાબ મળ્યો, અને ખાંસાહેબ પાસે પ્રત્યક્ષ તાલીમ ન લેવા છતાં કિરાના ઘરાનાના રંગને પોતાની ગાયકીમાં ઉતારી શક્યા છે, અને એ જ છે ભારતીય સંસ્કૃતિની વિશિષ્ટતા.

પાણીનો પણ ફેર પડે છે. ભાવનગરની ધરતીએ સંગીત સમ્રાજ્ઞી ચંદ્રપ્રભા, અજોડ બીનકાર રહીમખાં, ગોવિંદપ્રસાદ પાઠક, મહમદખાં ફરીદી, દેસાઈ વગેરે. કળાકારોના અનરાધાર સંગીતના સંસ્કારો ઝીલ્યા છે. ભાવનગરની રેલગાડીનો કલાક ઝંડી ફરકાવતો ફરકાવતો કે શાકભાજી વેંચતો કાછીઓ હુંગળી, બટાટા વીણતા બાગેશ્રી કે દરબારીના સૂરો ગુંજતો સંભળાઈ આવશે.

શ્રી૦ યશવંતરાયે એ ભાવનગરના સંસ્કારો પીધા છે. સ્વ૦ પિતા ચીમનલાલ પુરોહિત ભાવનગર રાજ્યમાં કારકુની કરતા પણ જીવન તો રંગત અને મસ્તીથી જ વ્યતિત કરતા. પિતાના સંગીતના સંસ્કારો બાળકમાં પણ ઊતર્યા.

તેમના સદ્‌ભાગ્યે દક્ષિણામૂર્તિ જેવી સંસ્થા મળી ગઈ. સંગીતના અંકુરો વિકસતા ગયા. પરંતુ તેમને તો વધુ વિકાસ સાધવો હતો અને તેથી ૧૯૩૫માં પં૦ નારાયણરાવ મોરેશ્વર ખરે પાસે તેઓ ગુજરાત વિદ્યાપીઠમાં પહોંચી ગયા. સ્વ૦ ખરેજીએ પોતે તેમજ તેમના ગુરુબંધુ સ્વ૦ શ્રી શંકરરાવ વ્યાસે પાસે તાલીમ આપવાની વ્યવસ્થા કરી. સંગીત પાછળ વધુને વધુ સમય આપતા આ કલાકારની જ્ઞાનપિપાસા અતૃપ્ત રહી અને પં૦ ઓમકારનાથજી પાસે ત્રણેક વર્ષ તાલીમ લીધી. આ તાલીમથી તેમનો અવાજ ઉચ્ચ કક્ષાની ગાયકીને અનુકૂળ બન્યો. તે છતાં તેમનું હૃદય તો કિરાના ઘરાનાની ગાયકીથી જ વિંધાયેલું હતું.

એક દિવસ અચાનક ખાંસાહેબ અબ્દુલ કરીમખાંના અવસાનના સમાચાર વાંચતા તેમને ઘણું દુઃખ થયું કારણકે તેમની ઇચ્છા ખાંસાહેબ પાસે તાલીમ લેવાની હતી. સાથે જ પિતાજીનું અવસાન થતાં બન્ને ભાઈઓ પર કુટુંબની આર્થિક જવાબદારીનો ભાર આવતા સંગીતમાં વધુ આગળ નહિ વધી શકાય એવી કલ્પના થતાં તેઓ ખૂબ નિરાશ થયા.

પરંતુ ભાવનગર નરેશે તેમનું સંગીત સાંભળી પાંચ વર્ષની શિષ્યવૃત્તિ આપી અને તેઓ મુંબઇ આવી ખાંસાહેબના પટ્ટશિષ્ય બાલકૃષ્ણ બુવા ઇચલકરંજીકર પાસે તાલીમ શરૂ કરી.

હવે જ તેમની વ્યવસ્થિત તાલીમ શરૂ થઇ. પહેલાં બે વર્ષ 'યમન' અને એક વર્ષ 'ભૈરવ' કર્યા બાદ બીજા રાગોની ઉપાસના કરી.

બાલકૃષ્ણબુવાની શિક્ષણ પદ્ધતિ પણ ખૂબ કડક અને વિશિષ્ટ પ્રકારની છે તંબૂરમાંથી નીકળતા વિવિધ સ્વયંભૂ સ્વરો સાથેની તન્મયતા શ્રી૦ યશવંતરાયે તેમની પાસેથી મેળવી શીખવાની વખતે સમયનું કોઈ બંધન નહોતું. કોઇ કોઇ વાર પાંચ પાંચ કલાક સુધી પણ તાલીમ ચાલતી

કિરાના ઘરાનાની ગાયકી પ્રત્યે તેમને શા માટે આકર્ષણ થયું તેનો જવાબ આપતા જણાવ્યું કે, "પશુ, પક્ષી, જ્ઞાની-અજ્ઞાની દરેક પર અસર કરે તે જ સાચું સંગીત છે. અને મારી દૃષ્ટિએ ખાંસાહેબના સંગીતમાં આ અમર છે. તેમના ગાયનમાં 'કરુણ સાત્વિકતા' મેં જોઇ અને તેવા જીવનમાં તે ઉતારવાનો પ્રયત્ન કરું છું."

શ્રી૦ યશવંતરાયની આ માન્યતા ખરેખર સત્ય છે. શાસ્ત્રીય સંગીતને જનભોગ્ય કરવા માટે સ્વર માધુર્યને પ્રથમ સ્થાન આપ્યા સિવાય છૂટકો નથી હૃદયને સ્પર્શે તે જ ખરું સંગીત.

યશવંતરાયની મહેનત કરવાની પદ્ધતિ પણ સંગીત રસિકોએ જાણવા જેવી છે વહેલી સવારે પંદર મિનિટ મંદ્ર સપ્તકનો પંચમ સાધીને ધીરે ધીરે મંદ્ર સપ્તકના ષડ્જ સુધી અવરોહણ ક્રિયા કરે છે. બાદમાં મંદ્ર ષડ્જથી મધ્ય સપ્તકના ષડ્જ સુધી દરેક સ્વરની પાંચેક મિનિટની સાધના કરે છે. અતિ મંદ્ર સ્વર સાધનાથી અવાજમાં જાડાપણ ન આવે અને ત્વરિત ગતિની તાનો માટે પણ સરળતા રહે તે માટે મધ્ય સપ્તકના ષડ્જથી મંદ્ર ષડ્જ સુધી વિલંબિત અને મધ્ય લયમાં જુદા જુદા રાગોના અલંકારની સાધના કરે છે અવાજની સાધનાની મજબૂત ભૂમિકા પર મહેનત કર્યા બાદ જ સવારના અને રાત્રિના બે કલાક તબલા સાથે નિયમિત અભ્યાસ કરે છે.

દરેક ફૂલોમાં જુદા જુદા પ્રકારની ખુશબો હોય છે. તેમ દરેક રાગની ઓર રંગત છે. પરંતુ તેમની પસંદગી ગંભીર પ્રકૃતિના રાગોની હોય છે. તેનું મુખ્ય કારણ એ છે કે કિરાના ઘરાનાની રજૂઆત માટે આ ધીર ગંભીર રાગો જ વધુ અનુકૂળ છે.

તોડી, લલિત, ભૈરવી, ભીમપલાસી, મુલતાની, શ્રી, મારવા, પુરિયા, શુદ્ધ કલ્યાણ, બાગેશ્રી, કાનડા માલકૌંસ, બસંત એ એમના પ્રિય રાગો છે.

કલાકાર સાધારણ રીતે અન્ય બાબતો પ્રત્યે બેદરકાર રહે છે ત્યારે યશવંતરાયે સંગીત સાધનાની સાથે કલામય જીવનની પણ ઉપાસના કરી છે. શરીર સૌષ્ઠવ અને શક્તિ માટે તેઓ નિયમિત વ્યાયામ કરે છે ગુજરાતના સંગીત વિદ્યાર્થીઓ પાસે શ્રી૦ યશવંતરાયની સાધના એ એક નમૂનો છે.

શ્રી૦ યશવંતરાય પુરોહિતે ઘણા ટૂંક સમયમાં હિંદુસ્તાનની લગભગ બધી સંગીત સભાઓમાં અને આકાશવાણીના રાષ્ટ્રીય કાર્યક્રમમાં સ્થાન મેળવ્યું છે. આવા સંગીત સાધકને ગુજરાત રાજ્યે જ્યારે ગુજરાત સંગીત નૃત્ય નાટ્ય અકાદમીની સ્થાપના કરી છે ત્યારે તેમની કળા અને માર્ગદર્શનનો લાભ મેળવવા યોગ્ય સ્થાન આપવું જોઇએ. શાસ્ત્રીય કળાનો વિકાસ સાધવા ગુજરાત રાજ્ય કટિબદ્ધ બનશે એવી શ્રદ્ધા અસ્થાને નહિ ગણાય.

---

એક દૂબળા-પાતળા દમિયેલ માણસે શ્રી રામકૃષ્ણ પરમહંસને પ્રાર્થના કરી:

"દેવ! મને આધ્યાત્મિક ઉન્નતિનો કોઈ માર્ગ બતાવો."

પરમહંસ દેવ બોલ્યા: "ભાઇ! શારીરિક ઉન્નતિ વિના આધ્યાત્મિક ઉન્નતિ તદ્દન અશક્ય છે."

—હરિભાઈ પટેલ

# આશ્વાસન અને આત્મીયતા

ગિરિજાશંકર કે૦ વ્યાસ

તે દિવસે મને મારા સ્નેહી મિત્રે જે સત્ય વાત કહી સંભળાવી તે જાણી હજુ પણ મને નવાઇ લાગે છે!

જીવનમાં શું માનવીને હૂંફની—સહાય—આશ્વાસન અને આત્મીયતાની સહાનુભૂતિ—મળતી નહિ હોય એટલે જ પછી વિટંબના, વ્યાધિ અને વિનાશ વધતાં હશે!

જે સત્ય હકીકત મારા મિત્રે કહી હતી તે આમ છે :

મારા મિત્રની ઓફિસમાં એક કલાર્ક છે. છે તો જુવાન અને ઉત્સાહી છતાં તેનું શરીર જોતા માંડ હાંડમાંસ લાગે! આવી સ્થિતિમાં તે જ્યારે નોકરી પર હાજર થયો ત્યારે સહું કોઇને એનાં પ્રતિ ઘૃણા ઉત્પન્ન થઇ, ત્યારે મારા મિત્રે તો તેના પ્રતિ સહાનુભૂતિ દર્શાવી અને એવી મમતાથી તેની સાથે વર્તાવ રાખ્યો કે તે જુવાન પછી તો તેનો ખરો મિત્ર બની ગયો એટલું જ નહિ પણ તે દિવસે દિવસે આનંદિત બની ખરી ચીવટ અને ઉત્સાહથી તેનું આફિસ કામ કરી બતાવી ઉપરી અધિકારીનો પ્રિય થઇ પડ્યો અને પછી તો ઓફિસમાં પણ સહુ કોઇનો સ્નેહી બની ગયો' અને પછી તેનું શરીર પણ સુધરવા લાગ્યું'

તે કલાર્કને છાતીમાં એક ભાઠું નાનું જણાતું હતું. અને એ મારો મિત્ર એકાદવાર તેનાં ખમીસના બટન ખુલ્લા રહી જતાં જોઇ ગયો. જો કે ત્યારે જ તે અંગે પૂછવાનું તેને મનગમતું ગયુ છતા તે દિવસે તો તે કાંઇ જાણતો જ નથી એમ ગણી મૌન સેવી રહ્યો!

થોડા દિવસો પછી એક દિવસે બપોરની ચા તે કલાર્ક સાથે મારો મિત્ર પી રહ્યો હતો ત્યારે તેણે નમ્રતા અને વિવેકભરી ભાષામાં પૂછ્યું:

"દોસ્ત! તને હરકત ન હોય તો એક વાત પૂછું?"

"અરે ભાઇ! પૂછો ને."

"તો કહે. તારી છાતી ઉપર જે ભાઠું છે તે કેમ છે?"

આ સાંભળી તે કલાર્ક હસી પડ્યો અને બોલ્યો:

"બસ, આજ પૂછ્યું હતું ને! તે એમાં તમે અચકાતા કેમ હતા?"

"એ જરા અંગત વાત કહેવાય. અને સામાન્ય રીતે અંગત વાત પૂછતાં વિચાર તો કરવો જ પડે ને!" મારા મિત્રે જણાવ્યું.

"અરે! એ ભાઠાની પાછળ તો ઇતિહાસ છે!"

"એમ?"

"હા."

"શો વળી?" મિત્રની ઉત્સુકતા વધતી ચાલી.

"તો સાંભળો. આ ભાઠું છે તે મને ત્યાં થએલ એક ભગનીંગળ ગુમડાનુ છે. આજથી લગભગ પાંચેક વર્ષ પહેલાં ત્યા મને એક ગુમડું થએલું. સામાન્ય ગુમડું હશે એમ ધારી મેં તેની અવગણનાપૂર્વક દવા કરી. પણ ગુમડું તો વધતું ચાલ્યું. દુઃખ પણ સાથે જોર કરવા લાગ્યું. એટલે દાક્તરની સલાહ લઇ યોગ્ય દવા વારંવાર શરૂ કરી. પણ કમનસીબે ગુમડું તો કહે કે હું તો મટું જ નહિ ને!"

"પછી?"

"પછી તો ગયો મોટી ઇસ્પિતાલે ત્યાં મોટા દાક્તરને બતાવી તેનું ઓપરેશન કરાવ્યું. પણ ગુમડું તો પાછું ઊપજ્યું ને દર્દ તો કહે કે જેટલું જોર ગુમડું કરે તે કરતાં ચાર ગણું જોર મારું વધે!"

"અરેરે!"

"અને પછી તો આમ એક પછી એક મોટા શહેરમા—જુનાગઢ, રાજકોટ, જામનગર, અમદાવાદ અને છેક મુંબઈ—પણ જઇ આવ્યો, ત્યાંનાં દવાખાનામા રહી આવ્યો, સહુ કોઇ મોટા કહેવાતા દાક્તરના હાથે ઓપરેશન—વાઢકાપ—પણ કરાવ્યા. છતાં ફોડું પેગી ગયેલું આ ભગનીંગળ ગુમડું તો મટે જ નહિ. હું જે પ્રથમ હૃષ્ટપુષ્ટ હતો તે દિવસે દિવસે ક્ષીણ થતો ચાલ્યો. ક્ષયનાં દર્દી જેવો હું દેખાવા માંડ્યો અને અશક્ત પણ થવા માંડ્યો. આખરે થાકી, હારી, કંટાળી પાછો મારા ગામડે ગયો. ગામડામાં આવીને

પણ મને તો હવે દુઃખ વ્યાધિને આમ સહન કર્યા વિના છૂટકો નહતો. શરીર ક્ષીણ થઈ ફિક્કું પડતું હતું અને મને પણ હવે તો ઊંડે ઊંડે ક્ષય રોગની શંકા પણ થવા લાગી!"

"ક્ષય રોગની શંકા?"

"હા. કેમ કે ઘણાંખરાં દાક્તરોએ મારી આવી વ્યાધિ અને પરિસ્થિતિનું માપ છેવટ ક્ષય રોગમાં નિરૂપ્યું હતું." "પછી?"

"પછી તો હવે ઉદ્વટન. દહાડા જેમ તેમ પસાર કરી કાઢવામાં જ રહ્યા હતા એમ ગણી હું હસરકા-પૂર્વક પરાણે જીવન જીવ્યે જતો હતો તેવામાં અમારા ગામના પાદરમા આવેલા શંકરના મંદિરની ધર્મશાળામાં એક સાધુ આવેલ દર્શન કરવા જતા હુ તે સાધુ પાસે પણ ગયો. મારું દુઃખ જોઈ તે બોલ્યા- "બેટા! શો રોગ છે?"

મેં રડતી આંખે બધી હકીકત જણાવી અને આખરે ક્ષયના દર્દમા જ દેહનું પતન થશે એમ પણ જણાવ્યું.

મારી વાત સાંભળી સંન્યાસી હસીને કહે-

"ભાઈ! હુ તો કોઈ એવો દાક્તર કે વૈદ્ય નથી છતા મારા અનુભવથી હું કહીશ કે તને જરા પણ ક્ષય રોગ નથી જ!"

"શુ કહો છો મહારાજ! મને ક્ષય રોગ નથી?"

"ના. ના. ને ના. તને જરાપણ ક્ષયરોગ નથી"

"તો આ શરીર કેમ ક્ષીણ થતુ જાય છે?"

"એ તો તારા ગુમડાના દર્દની અસર છે."

"પણ આ ગુમડુ તો આવી આવી દવા વગેરે કરી જતાં મટતું નથી ને છાતીમા જ ઊંડે ઊંડે વધતુ જાય છે એ જ બતાવે છે કે મને છાતીમા ક્ષીણતા આવી ગઈ છે ને તેથી જ આમ ક્ષય રોગ થઈ ગયેલ છે." મે મારી દલીલ ચાલુ રાખી.

"તને જો ક્ષય રોગ હોય તો મારે મારી છાતીમા ડામ દેવા-ચાન તારો રોગ મારે મટાડવો ને પછી જ મારે અહિંથી જવુ." સંન્યાસી મહારાજે તો ઉત્સાહથી કહ્યું.

મને જો કે પૂરી શ્રદ્ધા તેમની વાતમા બેસતી નહતી છતા હવે જ્યારે આટલી બધી દવાદારૂ કરી છે તે આ વળી થોડી વધારે ગણી પછી હું તે દિવસથી તે સંન્યાસી મહારાજની દવા લેવા માંડ્યો.

સંન્યાસી મહારાજ તો મારું ગુમડું પણ લીમડાનાં પાંદના પાણીથી એવું મઝાનું ધીમા અને પોચા હાથે ધુવે કે મને તે ધોવાય છે એની જરા પણ ખબર ન પડે. પાટો પણ એવી જ રીતે બાંધે અને દવા લગાવતાં પણ એ જ કાળજીથી દવા લગાવે જાણે પોતાને જ ગુમડું ન થયું હોય તેથી આત્મીયતા ભરી પૂરી ભાવના અને તેવી જ લાગણી!

અને પછી તો મને આશ્વાસન, ઉત્સાહ અને પ્રેરણા પણ એવી જ હોંશથી આપે અને આમ આશ્વાસન અને આત્મીયતા ભરી લાગણીથી પ્રેરાઈ હુ મારું દુઃખ ભૂલવા માંડ્યો અને આમ કરતા તો પંદરેક દિવસમા મારુ ગુમડું પૂરેપૂરુ મટી ગયું.'

હું હવે હોશમા આવી ગયો. સાધુ મહારાજનો ઉપકાર માની રહ્યો અને તેમને મારા આ ઉપકાર બદલ કેવી રીતે ઉપકારનો બદલો વાળું તેના વિચારમા હુ હતો ત્યાં તો બીજે દિવસે મંદિરે જતા જણાયુ કે સાધુ મહારાજ તો જતા રહ્યા હતા!

હુ તેમની શોધ કરી થાક્યો પણ મને જે તેઓ આશ્વાસન અને આત્મીયતાની લાગણી આપી ગયા હતા તે તો એવીને એવી તાદૃશ રહી હતી! અને ખરે હવે તો મને એમ લાગ્યુ કે મારુ આવુ ભયંકર દુઃખ-દર્દ-કેવળ તેમની એવી આશ્વાસનભરી આત્મીયતાને લઈને જ મટી ગયું છે!

જે દાક્તરો અને વૈદો મને "દર્દ ભયંકર છે", "ક્ષય રોગ છે" "સંભાળવા જેવું છે" "ધ્યાન રાખજો" વગેરે ઉચ્ચારો સાથે મને બીવરાવતા તેને બદલે "અરે તને જો ક્ષય રોગ હોય તો હું છાતીમા ડામ દેવરાવુ" "આ તો અમસ્તું ગુમડું છે" "જો આ મટી ગયુ" અને કેવી આત્મીયતા ભરી કાળજી રાખી મને દવા કરી રહ્યા હતા!

જીવનમા ઘણા ખરા દુઃખ, દર્દ કે વ્યાધિ આમ આશ્વાસન વિના આત્મીયતાભરી સહાનુભૂતિ વિના કેટકેટલા વ્યાપી રહ્યા હશે?

કદાચ આત્મઘાતના પ્રસંગો પણ આવા આશ્વાસન અને આત્મીયતાભરી લાગણી નહિ મળવા પણ થતા નહિ હોય?

આશ્વાસન અને આત્મીયતાભરી સહાનુભૂતિ જ જીવનના પ્રાણ અને શ્વાસ તો નહિ હોય?

રાષ્ટ્રીય સંરક્ષણ નિધિમાં
ઉદાર હાથે મદદ કરો.

ઉના તાલુકા સહકારી ખરીદ વેચાણ સંઘ રાષ્ટ્રીય કટોકટીમાં પોતાની ફરજ અદા કરવા માટે કટીબદ્ધ છે.

ઉના તાલુકા સહકારી
ખરીદ વેચાણ સંઘ
ઉના
જિ૦ જૂનાગઢ
ફોન નં૦ ૭

લાલજીભાઈ ગોકળદાસ
મેટલ વર્કસ

પિત્તળના પાટા સરકલ તથા
—: વાસણો માટે :—

લાતી રોડ, મોરબી.







With Best Compliments
From :-

'AMER FINANCE BOMBAY
(P) LTD.'

……… ના સૌજન્યથી

તા. ૧લી એપ્રિલ, ૧૯૬૨થી સમસ્ત ગુજરાત રાજ્યમાં મેટ્રિક પદ્ધતિમાં તોલનો ઉપયોગ ફરજિયાત બન્યો છે.

રોજિંદા વ્યવહારમાં લેવડ-દેવડ કરતી વખતે શેરને બદલે કિલોગ્રામ, મણને બદલે ક્વીન્ટલ અને તોલાને બદલે ગ્રામમાં જ આપની ખરીદી તેમ જ બાબો કરવાનો આગ્રહ રાખો.

**મેટ્રિક પદ્ધતિ સિવાયનાં અન્ય વજન પાસે રાખવા એ સજાને પાત્ર ગુનો બને છે. જુના તોલ-વજન વાપરનાર શિક્ષાને પાત્ર બને છે.**

**સરળતા અને સમાનતા માટે મેટ્રિક પદ્ધતિ અપનાવો.**

[illegible] ગુજરાત રાજ્ય, સચિવાલય, અમદાવાદ દ્વારા પ્રકાશિત.

✻ સમય સાથે આગેકૂચ ✻

અમે નિકાસ કરીએ છીએ

| | |
|---|---|
| બ્લીચ્ડ લોંગ ક્લોથ્સ | ગ્રે શીટીંગ્સ |
| બ્લીચ્ડ ફ્રીલ શર્ટીંગ્ઝસ | ગ્રે બેડ ટીકીંગ્સ |
| પ્રીન્ટેડ વાયલ | રંગીન પોપલીન |
| પ્રીન્ટેડ છીંટ | રંગીન વાયલ |

છાપેલું કાપડ અમારી વિશિષ્ટતા છે

★

ધી બહેચરદાસ સ્પી. એન્ડ
વીવીંગ મિલ્સ કું. લિ.,

પો. બોક્સ ન. ૨૨ રાયખડ, અમદાવાદ (ભારત)
ટેલિફોન ઓફિસ ૨૦૧૦ કાપડ ખાતુ ૨૫૯૫ . ગ્રામ લશ્કરી

★

અમદાવાદની પ્રથમ મિલ
અને
ફેશનની દોડમાં પણ પ્રથમ

# ગુણવંતરાય એન્ડ કંપની.

ખાડીઆ ચાર રસ્તા
નવા દરવાજા રોડ
અમદાવાદ-૧
ફોન. ૪૦૬૮

ક્રેસન્ટ ચેમ્બર્સ
ટેમરીન્ડ લેઇન
ફોર્ટ મુંબઇ-૧
ફોન. ૨૫૪૬૮૪

ગ્રામ : *GUNARAYCO*

## અમારા માનવંતા ગ્રાહકોને

**છાપખાના** અંગેના તમામ યંત્રો તથા સામગ્રી વ્યાજબી ભાવે ઉત્તમ કવોલીટીની છેલ્લા ૧૯ વર્ષથી આપી રહ્યા છીએ અને હજી વધુ ને વધુ આપની સેવા અર્થે એક ઉત્પાદક તરીકે આપની સમક્ષ હાજર થઇએ છીએ

સારાએ ગુજરાતનું એક અદ્યતન કારખાનું.

## ગુણવંતરાય ગ્રાફીક ઇન્ડસ્ટ્રીઝ.

રેલ્વે ક્રોસીંગ પાસે, નરોડા, અમદાવાદ.

લખો અગર મળો

આપની દરકોઈ જરૂરીયાત માટે જેવી કે, લેટર પ્રેસ પ્રીન્ટીંગ લીથો ઓફસેટ પ્રીન્ટીંગ બુક બાઇન્ડીંગ, પ્રોસેસ બ્લોક મેકીંગ, કાર્ડ બોક્ષ મેકીંગ મશીનરીઝ મટીરીઅલ—સ્પેર પાર્ટસ.

---




સિંધિયાના વહાણોમાં
તમારો માલ મોકલો

અમારી પરદેશ-સફરી જહાજોની સેવા ઈંગ્લંડ, યુરોપ, પશ્ચિમ આફ્રિકા, રશિયા અને યુ એસ એ સુધી વિસ્તરેલી છે

અમારી કિનારા પરની નૌકાઓ હિંદના બંદરો, પૂર્વ-પશ્ચિમ પાકીસ્તાન, સિલોન અને બ્રહ્મદેશ સુધી વિસ્તરેલી છે.

તાર
વિદેશ સમુદ્રપાર.
સ્વદેશ જલનાથ.

ફોન:
૨૬૮૧૬૧ (૧૨ લાઈન)

સિંધિયા નૌકાદ્વારા પ્રવાસ સામાન મોકલવાથી ભારત માટે હુંડિયામણની બચત થાય છે: હુંડિયામણ પ્રાપ્ત થાય છે.

## શ્રી સિંધિયા સ્ટીમ નેવીગેશન કું. લિમિટેડ.

સિંધિયા હાઉસ, બેલાર્ડ એસ્ટેટ, મુંબઈ.

# TEXTILE MACHINERY CORPORATION LTD.

(TEXMACO)

BELGHARIA, 24 PARGANAS

WEST BENGAL

Manufacturers of :—

ALL TYPES OF COTTON & STAPLE FIBRE SPINNING MACHINERY, SUCH AS RING FRAMES UPTO 8" SPINDLES WITH MOST MODERN DRAFTING SYSTEMS;

CARDING ENGINES, DRAWING FRAMES AND SIMPLEX FLY FRAMES IN COLLABORATION WITH HOWA OF JAPAN;

TEXMACO 3C WARD CAPSTAN LATHES IN COLLABORATION WITH WARD OF BRITAIN;

WATER TUBE BOILERS IN COLLABORATION WITH COMBUSTION ENGINEERING CORPORATION OF UNITED STATES;

LANCASHIRE BOILERS 30 ft. × 8 ft. upto 220 Lbs. PRESSURE;

VERTICAL BOILERS OF NUMEROUS SIZES UPTO 15 ft. × 5 ft.

FIRE BOXES AND SYPHONS OF ALL TYPES;

COMPLETE SUGAR PLANT IN COLLABORATION WITH STORKS OF HOLLAND;

RAILWAY WAGONS—BOX, CR, CMR, MBTPX & MBTPZ TYPES;

HYDRAULIC DAM EQUIPMENTS, BRIDGES & CRANES IN COLLABORATION WITH VOEST OF AUSTRIA;

HEAVY STRUCTURAL WORK ETC. ETC.

STEEL CASTINGS OF VARIOUS SIZES & CAST IRON CASTINGS OF NUMEROUS VARIETIES;

EQUIPPED WITH MOST MODERN MACHINES AND HIGHLY MECHANISED CAST IRON & STEEL FOUNDRIES.

Managing Agents :—

BIRLA BROTHERS (P) LTD.
*15 INDIA EXCHANGE PLACE,*
CALCUTTA-1.

# વૈષ્ણવજન

[ પરપીડાહારી લોકોપકારી વિશ્વજન એ જ ઉપાસ્ય ॥ ]



. ૧.૯૧.

ફેબ્રુઆરી ૧૯૬૪

સાંસ્કૃતિક સમન્વય ઝંખતું 'રૂપાયતન'નું માસિક મુખપત્ર

# વૈષ્ણવજન



વર્ષ ૨ : ('પ્યારાબાપુ' વર્ષ ૧૬) : : અંક ૧૧ : સળંગ અંક ૧૯૧ : ફેબ્રુઆરી : : ૧૯૬૪

## અનુક્રમ



સંપાદક નવીન ગાંધી

### સૂચના
(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમા તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક સિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

* * *

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંસ્થા તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ

*

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

સામાન્ય રીતે કૃતિના સ્વીકાર બાબત પખવાડિયામાં જવાબ આપવામાં આવે છે.

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઑફપ્રીન્ટ્સ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી અઠવાડિયામાં લેખકોને મોકલાય છે.

**લવાજમ**

દેશમા (વરસનું) ૭ રૂપિયા
પરદેશમાં બાર સિલિંગ

**વૈષ્ણવજન, રૂપાયતન, ગિરિતળેટી
જૂનાગઢ**

:ફોન નં. ૮૮:

પ્રકાશક અને મુદ્રકઃ ધીરેન ગાંધી • રૂપાયતન પ્રે'

સૌના સુખ દુઃખની સાથી.. ...

# રાજકોટ નાગરિક સહકારી બેંક

બેંકની અનેકવિધ સેવાઓનાં લાભ મેળવનાર
સભ્યોમાંથી વીણેલી એક કહાણી.. . .

## "....તો શું થાત!"

શરણાઈના સૂર ગૂંજતા હતા .

મંડપ મહેમાનોથી ઉભરાતો હતો

મારું હૈયુ હોંશથી ભરાઈ રહ્યું હતું મારી નજર સામે ભૂતકાળના દશ્યો તાજા થતા હતા....

હું સરકારી નોકરીમાંથી નિવૃત્ત થયો તે અગાઉ સાતેક વર્ષ પહેલાંની આ વાત છે

આજે કન્યા બની પતિગૃહે જનારી મારી લડકી મધુ માંદગીના બિછાને પડી હતી ડોકટરોની વીઝીટ, મોંઘીદાટ દવાઓ અને એથી યે મોંઘા ફળફળાદિ, એક બાજુ ટૂંકો પગાર, બીજી બાજુ કુટુંબની જવાબદારી અને ત્રીજી બાજુ કમર તોડી નાખે એવી માંદગી

મે કોઈ દિવસ આવતી કાલનો વિચાર કર્યો ન હતો અને તેનું પરિણામ ભોગવતો હતો ક્યારેક યતું–રૂપે, મધુનો જીવનદીપ ઓલવાઈ તો તેમાં જવાબદારી કેટની?

ખરેખરી ભીસ વખતે મારી જ કચેરીમાં કામ કરતા એક સાથીએ માર્ગ સૂઝાડ્યો હું નાગરિક બેંકમા ગયો અને રસ્તો કાઢવા વિનતી કરી.

મેં મારા પગારથી પાચ ગણી રકમની લોન આપી મધુને જીવનદાન મળ્યુ અને મને બોધપાઠ મળ્યો

તે દિવસથી મે ફરજીયાત બચત કરવી શરૂ કરી. દર મહિને હું ૧૫ રૂા ભરતો થયો અને એ જ રીતે ક્યારેક ઘરખર્ચની રકમમાથી બચાવીને સાડા ચાર ટકા વ્યાજ આપતા સ્પેશ્યલ સેવીંગ્ઝ ખાતામા રકમો જમા કરાવતો

આજે મને કોઈ ચિંતા નથી મધુના લગ્ન સુખરૂપ ઉજવાશે અને મારા ઘરની પ્રતિષ્ઠા પણ સચવાશે

ક્યારેક વિચાર આવે છે કે નાગરિક બેંકનો સભ્ય ન થયો હોત તો?

**વેપારી, ઉદ્યોગપતિ, કારીગર અને નોકરિયાત**
**સૌ કોઈના માટે અમારા દ્વાર ખુલ્લા છે.**

વિગત માટે મળો યા લખો

# રાજકોટ નાગરિક સહકારી બેંક લિ૦

નાગરિક ભવન
રાજકોટ

જ૦ હ૦ અતાણી
મેનેજીંગ ડીરેક્ટર

સૌના સુખ દુઃખની સાથી. ...

# રાજકોટ નાગરિક સહકારી બેંક

બેંકની અનેકવિધ સેવાઓનાં લાભ મેળવનાર
સભ્યોમાંથી વીણેલી એક કહાણી .

## "...તો શું થાત!"

શરણાઈના સૂર ગૂંજતા હતા

મંડપ મહેમાનોથી ઉભરાતો હતો

મારુ દેહુ હોંશથી ભરાઈ રહ્યુ હતું મારી નજર સામે ભૂતકાળના દ્રશ્યો તાજા થતા હતા ...

હુ સરકારી નોકરીમાંથી નિવૃત્ત થયો તે અગાઉ સાતેક વર્ષ પહેલાની આ વાત છે

આજે કન્યા બની પતિ ગૃહે જનારી મારી લાડકી મધુ મારણીના બિછાને પડી હતી ડોક્ટરોની ફીઝીટ, મોંઘીદાટ દવાઓ અને એથી યે મોંઘા ફળફળાદિ, એક બાજુ ટૂંકો પગાર બીજી બાજુ કુટુંબની જવાબદારી અને ત્રીજી બાજુ કમર તોડી નાખે એવી મંદગી

મે કોઈ દિવસ આવતી કાલનો વિચાર કર્યો ન હતો અને તેનુ પરિણામ હુ ભોગવતો હતો ક્યારેક થતુ-રખે, મધુનો જીવનદીપ ઓલવાઈ તો તેમા વ્યાજ કારી કેટની ?

ખરેખરી ભીસ વખતે મારી જ ક્ચેરીમા કામ કરતા એક સાથીએ માર્ગ સૂઝાડ્યો હુ નાગરિક બેંકમા ગયો અને રસ્તો કાઢવા વિનંતી કરી

બેંકે મારા પગારથી પાચ ગણી રકમની લોન આપી મધુને જીવતદાન મળ્યુ અને મને બોધપાઠ મળ્યો

તે દિવસથી મે ફરજીયાત બચતનું ફરવી શરૂ કરી દર મહિને હું ૧૫ રૂા ભરતો થયો અને એ જ રીતે ક્યારેક ઘરખર્ચની રકમમાથી બચાવીને સાડા ચાર ટકા વ્યાજ આપતા સ્પેશ્યલ સેવીંગ્ઝ ખાતામા રકમો જમા કરાવતો

આજે મારે કોઈ ચિંતા નથી મધુના લગ્ન સુખરૂપ ઉજવાશે અને મારા ઘરની પ્રતિષ્ઠા પણ સચવાશે

ક્યારેક વિચાર આવે છે કે નાગરિક બેંકનો સભ્ય ન થયો હોત તો !

વેપારી, ઉદ્યોગપતિ, કારીગર અને નોકરિયાત
સૌ કોઈના માટે અમારા દ્વાર ખુલ્લા છે

વિગત માટે મળો યા લખો

# રાજકોટ નાગરિક સહકારી બેંક લિ૦

નાગરિક ભવન
રાજકોટ

જ૦ વ૦ અતાણી
મેનેજીંગ ડીરેક્ટર

# ગુજરાત સ્ટેટ કો-ઓપરેટીવ લેન્ડ મોર્ટગેજ બેંક લી૦

ખેડૂત ભાઈઓને આમંત્રણ છે

—ખેતી વિકાસ દ્વારા કુટુંબ અને રાષ્ટ્રની સમૃદ્ધિ વધારવા માટે—

## બેંકનું ધીરાણ મેળવવા માટે આટલું યાદ રાખો

૧ આપની જરૂરિયાતનું આગાઉથી આયોજન કરો. આગ લાગે ત્યારે કૂવો ન ખોદાય

૨ યાદ રાખો બેન્ક બીજા વેચાણ થઇ શકે તેવા હકવાળી જમીનની જામીનગીરી સામે ધીરાણ કરે છે

૩ કમજાહકની ખાત્રી માટે પ્રમાણિત થયેલ હકકપત્રકની નકલો, પાણીપત્રકની બાર વરસની નકલો, વેચાણ દસ્તાવેજો જમીનનું એકત્રીકરણ થના મળેલ પ્રમાણપત્ર તથા ગણોતધારા અને જુદા જુદા સત્તા પ્રકાર નાબુદી ધારા હેઠળના અસલ પ્રમાણપત્રો વિગેરે રજૂ કરી અરજીની ત્વરિત મંજૂરી મેળવો

૪ જરૂરી દસ્તાવેજો અને ગામના મહેસૂલી દફતરની પ્રમાણિત નકલોની સંપૂર્ણ અને સમયસરની રજૂઆત અરજીની મંજૂરીની ગતિ વધારે છે.

૫ બિનતબદીલી જમીન સામે બેંક ધીરી શકતી નથી

૬ લોનનો હેતુસર ઉપયોગ કરો અને આર્થિક આબાદી હાંસલ કરો

૭ આપની બચત આપની બેંકના પાંચ ટકાના વ્યાજના દરના આકર્ષક ડીબેન્ચરોમાં રોકી આપના અન્ય ખેડૂત ભાઈઓને મદદરૂપ થાવ

૮ હપતાની સમયસરની વસૂલાતથી આપની અને આપની બેન્કની નાણાકીય સંગીનતા ઉત્તરોત્તર વધે છે

આપની બેંક આપનો સહકાર માગે છે

વિશેષ માહિતી માટે સંપર્ક સાધો

## ગુજરાત સ્ટેટ કો-ઓપરેટીવ લેન્ડ મોર્ટગેજ બેંક લી૦

૪૮૯, આશ્રમ રોડ,
નવરંગપુરા, અમદાવાદ

સહકાર ભવન
ઢેબરભાઇ રોડ, રાજકોટ

ઉદયભાણસિંહજી
(યુવરાજ ઓફ પોરબંદર)
પ્રમુખ

મગનભાઇ ર. પટેલ
ઉપપ્રમુખ

હ૦ હ૦ ત્રિવેદી
મેનેજીંગ ડાયરેક્ટર

## શ્રી માળીયા હાટીના તાલુકા ખરીદ વેચાણ સહકારી સંઘ લિ૦

માળીયા–હાટીના જિ જૂનાગઢ

પ્રમુખ
હરગોવિંદભાઈ રા૦ ભટ્ટ

રજીસ્ટ્રેશન નબર ૧૫૮૦ ઓડીટ વર્ગ 'બ'
તા ૩૦–૩–૫૮ તા ૩૧–૧૨–'૬૨

સભાસદ સખ્યા ૨૬

| | |
|---|---|
| અધિકૃત શેર ભડોળ | રૂા ૫૦૦ લાખ |
| ભરપાઈ થયેલ શેરભડોળ | રૂા ૦૮૭ લાખ |
| અનામત ફડ | રૂા ૦૦૮ લાખ |
| અન્યફડ | રૂા ૦૦૧ લાખ |

આ સઘ તરફથી સભાસદ સહકારી મડળીઓ મારફત આવેલ ખેતી ઉપજના માલનો ઓઈલ મિલ દ્વારા રૂપાતરનુ કાર્ય કરવામા આવે છે

આ ઉપરાંત સયોજીત સહકારી મડળીઓ મારફત ખેડૂતોને ખેતી ઉપયોગી દરેક પ્રકારના ખાતર, બિયારણુ જતુનાશક દવાઓ ઓજારો વિ૦ પૂરા પાડવામા આવે છે

લોખડ સીમેન્ટ પતરા, ખજૂર, સુકો મેવો, ખાડ, વિ૦ વસ્તુઓના વિતરણનુ કાર્ય કરે છે

## શ્રી જૂનાગઢ જિલ્લા સહકારી ખરીદ વેચાણ સંઘ લિ૦

જૂનાગઢ

પ્રમુખ
દ્વારકાદાસ ના૦ ત્રિવેદી

ટેલિફોન નબર ૨૧૯

સ્થાપના તા ૨૪–૬–'૫૮ ઓડીટ વર્ગ 'બ'
રજીસ્ટ્રેશન નબર ૩૧૨૫ તા ૩૧–૧૨–'૬૩

સભાસદ સખ્યા ૨૧

| | |
|---|---|
| અધિકૃત શેરભડોળ | રૂા ૫.૦૦ લાખ |
| ભરપાઇ થયેલ શેર ભડોળ | |
| મડળીનુ ૦–૩૫ | |
| સરકારશ્રીનુ ૦–૨૫ | રૂા ૦૬૦ લાખ |
| અનામત ફડ | રૂા ૦૧૯ લાખ |
| અન્ય ફડ | રૂા ૦૦૭ લાખ |

આ સઘ મારફત સયોજીત થયેલ તાલુકા સહકારી ખરીદ વેચાણ સઘોને 'કન્સાઇનમેન્ટ એજીઝ' ઉપર નાઈટ્રોજનસ ખાતરો પૂરા પાડવામા આવે છે

આ ઉપરાત ખાડ, સુકો મેવો, લવીગ, ખજૂર વિગેરે વસ્તુઓ પૂરી પાડે છે

સયોજીત ખરીદ વેચાણ સઘોને મદદરૂપ થવા તથા મારકેટીગ પ્રોસેસીગના કાર્યને વેગ આપવા સહકાર આપે છે

# ગુજરાત સ્ટેટ કો-ઓપરેટીવ લેન્ડ મોર્ટગેજ બેંક લી૦

ખેડૂત ભાઈઓને આમંત્રણ છે

—ખેતી વિકાસ દ્વારા કુટુંબ અને રાષ્ટ્રની સમૃદ્ધિ વધારવા માટે—

## બેંકનું ધીરાણ મેળવવા માટે આટલું યાદ રાખો

૧ આપની જરૂરિયાતનું અગાઉથી આયોજન કરો આગ લાગે ત્યારે કૂવો ન ખોદાય

૨ યાદ રાખો બેન્ક ખરીદ વેચાણ થઈ શકે તેવા હક્કવાળી જમીનની જામીનગીરી સામે ધીરાણ કરે છે

૩ કબજાહક્કની ખાત્રી માટે પ્રમાણિત થયેલ હક્કપત્રકની નકલો, પાણીપત્રકની બાર વરસની નકલો વેચાણ દસ્તાવેજો જમીનનું એકત્રીકરણ થતા મળેલ પ્રમાણપત્ર તથા ગણોતધારા અને જુદા જુદા સત્તા પ્રકાર નાબુદી ધારા હેઠળના અસલ પ્રમાણપત્રો વિગેરે રજૂ કરી અરજીની ત્વરિત મંજૂરી મેળવો

૪ જરૂરી દસ્તાવેજો અને ગામના મહેસૂલી દફતરની પ્રમાણિત નકલોની સંપૂર્ણ અને સમયસરની રજૂઆત અરજીની મંજૂરીની ગતિ વધારે છે

૫ બોજાવાળી જમીન સામે બેંક ધીરી શકતી નથી

૬ લોનનો હેતુસર ઉપયોગ કરો અને આર્થિક આબાદી હાંસલ કરો

૭ આપની બચત આપની બેંકના પાંચ ટકાના વ્યાજના દરના ગ્રામ્ય ડીબેન્ચરોમાં રોકી આપના અન્ય ખેડૂત ભાઈઓને મદદરૂપ થાવ

૮ હપ્તાની સમયસરની વસૂલાતથી આપની અને આપની બેન્કની નાણાકીય સધ્ધરતા ઉત્તરોત્તર વધે છે

આપની બેંક આપનો સહકાર માગે છે

વિશેષ માહિતી માટે સંપર્ક સાધો

## ગુજરાત સ્ટેટ કો-ઓપરેટીવ લેન્ડ મોર્ટગેજ બેંક લી૦

૪૮ આશ્રમ રોડ
નવરંગપુરા અમદાવાદ

સહકાર ભવન
દેવરભાઈ રો..ન ઠેકો..

ઉદયભાણસિંહજી
(મહારાજ ઓફ પોરબંદર)
પ્રમુખ

મગનભાઈ ગ પટેલ
ઉપપ્રમુખ

હ૦ હ૦ ત્રિવેદી
મેનેજીંગ ડીરેક્ટર

# નવજીવનનું ગાંધી સાહિત્ય



## નવાં પ્રકાશનો

| | |
|---|---|
| પંડિતજી પોતાને વિશે | ૩–૫૦ |
| શ્રીરામચરિત | ૫–૦૦ |
| ગાંધીબાપુ | ૧–૫૦ |
| ગીતા અને કુરાન | ૩–૦૦ |
| આપણે સૌ એક પિતાનાં સંતાન | ૩–૦૦ |
| પાયાની કેળવણીમાં અનુભવની કળા | ૨–૦૦ |
| ખાદી શા માટે? | ૩–૦૦ |
| ભાવિ સમાજરચનાની દિશામાં | ૪–૦૦ |
| ગાંધીવિચારદોહન | ૨–૦૦ |
| હિંદના સરદાર | ૨–૦૦ |
| કિશોરલાલભાઈના જીવનપ્રસંગો | ૧–૦૦ |
| જીવનવ્યવસ્થા | ૬–૦૦ |

નવજીવન ટ્રસ્ટ
અમદાવાદ–૧૪



## મમ માયા દુરત્યયા

સરોદ

> દૈવી હ્યેષા ગુણમયી મમ માયા દુરત્યયા ।
> મામેવ યે પ્રપદ્યન્તે માયામેતાં તરન્તિ તે ॥    ભ. ગી. ૭–૧૪

ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને ફેરવી ફેરવીને પૂછે છે, 'તું મારું કહેવું સમજી ગયો ? હવે સહેજ પણ સંદેહ છે ?' અર્જુન કહે છે, 'ના મહારાજ, આપના પરમ જ્ઞાનથી મારી પૂર્વની સ્મૃતિ જાગી છે. મારો મોહ નાશ પામ્યો છે, હું આપ કહેશો તેમ કરીશ.'

આમ કુરુક્ષેત્રના રણમેદાનમા હજી યુદ્ધ શરૂ થયું નથી, ત્યાં ભગવાને કૃપા કરી અર્જુનને પોતાનું વિશિષ્ટ જ્ઞાન આપેલ છે. અર્જુનનુ હૃદય તે જ્ઞાનના પ્રકાશથી ઝગઝગી ઉઠેલ છે. તે જાણે છે કે તે માત્ર નિમિત્ત છે. કર્તાકારવતા કોઈ બીજું છે. તેને વશ રહી બધા વર્તે છે. તે છે પ્રકૃતિ. પણ હવે તેણે પ્રકૃતિથી પર જે પુરુષોત્તમ છે, તેનું શરણું સ્વીકારેલ છે. તેને વશ રહી વર્તવા કબૂલ કરેલ છે. ભગવાને તેને કોલ આપેલ છે કે તુ કશી ચિંતા કરતો નહી, મારું શરણું લેનારની બધી જવાબદારી મારા પર છે. હુ જ તેને મારા પરમ ધામમા પહોચાડું છુ. તું તારી પ્રકૃતિ પર ધ્યાન રાખ અને હું કહુ તેમ કર. આ હૈયાધારણથી અર્જુન નિશ્ચિત થઈ જાય છે અને તેના ગાંડિવ ટંકારથી દિશાઓ ધ્રૂજી ઊઠે છે.

યુદ્ધના દિવસો એક પછી એક વીતે છે. શત્રુ પડે છે કે મિત્ર પડે છે તે બાબત અર્જુનના મનમા હર્ષ કે શોક નથી. જય મળે કે પરાજય મળે તેની તેને ચિંતા નથી. યુદ્ધ તુરત સમાપ્ત થાય તેવી આતુરતા નથી. આજીવન ચાલે તો તે બાબત ક્ષોભ નથી. ભગવાનની આજ્ઞા છે કે લડ, આથી તે લડે છે. પણ લડે છે પૂરા સામર્થ્યથી, પૂર્ણ નિષ્ઠાથી, સંપૂર્ણ જવાબદારીથી. યુદ્ધ તેને મન ભગવાનનું કાર્ય થઈ ગયેલ છે જ્યા મૂંઝવણ થાય છે ત્યા પરમેશ્વર પ્રત્યક્ષ હાજર છે, તેને પૂછી લે છે. તે જેમ કહે છે તેમ કરે છે. સારાસાર યા સારા ખરાબનો વિચાર તેને અડતો સુધ્ધા નથી.

તેમા શત્રુદળ સાત કોઠાનો વ્યૂહ રચી અભિમન્યુને ઘેરી લે છે. સાતમે કોઠે અભિમન્યુ પડે છે. અર્જુનને તેની ખબર પડતા જ તે ભગવાનને પ્રાર્થના કરે છે કે મને ત્યાં લઈ જાવ. ભગવાન જાણે છે કે અર્જુનને આપેલ જ્ઞાનની આજે કસોટી છે. ભગવાન મારતે ઘોડે રથને અભિમન્યુ જ્યા પડયો છે ત્યાં લઈ જાય છે. અભિમન્યુ છેલ્લા શ્વાસ લઈ રહેલ છે. અર્જુન ઠેકડો મારી રથમાથી ઊતરે છે અને અભિમન્યુનું મસ્તક પોતાના ખોળામા લે છે. વીરગતિ વરનારા અભિમન્યુને તે પૂછે છે, 'કેમ આકુળ વ્યાકુળ છો ? કશી વાસના તો રહી ગઈ નથી ને ?' અભિમન્યુ ઘુંટાતા શ્વાસને બળપૂર્વક કાબૂમાં લઈ કહે છે, 'મૃત્યુ તો અનિવાર્ય છે અને ક્ષત્રિય માટે સામે છાતીએ લડી મૃત્યુને વરવું તે કરતા વિશેષ લહાવો શો હોઈ શકે ? પણ મને એક વાતનો વસવસો રહે છે.' અર્જુન પૂછે છે, 'શું ?' અભિમન્યુ કહે છે, 'મને એકને ઘણાએ ઘેરી ને માર્યો હશે, એ તો મારા વીરત્વની કદરે કરી. પણ હુ પડયો ત્યારે જયદ્રથે મારા લમણા

પર લાત મારી તે ક્ષત્રિયને અનુચિત તેવું કૃત્ય મને મારા શરીરમા લાગેલ આ બાણોના દર્દોથી સોગણું ખટકે છે તેણે આમ કર્યું તો ભલે કર્યું, પણ મારામા એટલું સામર્થ્ય રહ્યું નથી કે તે પાટુ મારનારનો પગ હુ સાથળના મૂળથી તોડી નાખુ મને એ જ વસવસો છે ' પૌત્ર પર પાટુ માર્યાની વાત સાભળી અર્જુન ધગીને લાલચોળ થઇ જાય છે તે અત્યત આવેગ પૂર્વક કહે છે, મારા પ્યારા પુત્ર, તને પાટુ મારનાર જયદ્રથનો આવતી કાલના સૂર્યાસ્ત પહેલા હુ સહાર કરીશ અને ન કરી શકુ તો તારા વસવસા ભેળો મારો વસવસો ભેળવવા અગ્નિશૈયા પર ચડી બળી મરીશ તુ નિરાતે આ દેહ છોડી વીરગતિને પ્રાપ્ત કર ' અર્જુનના આ વચન સાભળી અભિમન્યુ શાત થઈ દેહ છોડે છે વિષાદયુક્ત ચહેરે અને ધીર ગભીર પગલે અર્જુન રથમા બેસે છે ભગવાન સામે તે જુએ છે, મીટ મળે છે અને તેના હૃદયમા હાહાકાર મચી જાય છે

અર્જુનને થાય છે કે મે આ શુ કર્યું ? અભિમન્યુ પણ આખર તો પુત્ર કર્માનુસાર પિતા પુત્રનો સબધ બધાયો તેના કર્મ પ્રમાણે તેની ગતિ થઈ તેમા આટલો આટલો આવેશ આટલી મમતા આટલો વિષાદ ? તને ભગવાનના શબ્દો યાદ આવ્યા અહકાર વિમૂઢાત્મા અહ કર્તા ઇતિ મન્યતે જયદ્રથનો સહાર કરવાની પ્રતિજ્ઞા લેનાર હુ કોણ અને કેવો ! ભગવાને આપેલ ઉપદેશ તાજો થાય છે પુરુષોત્તમે સ્વય સ્વમુખે આપેલા જ્ઞાન પછી પણ તેમની જ હાજરીમા તે અપરા પ્રકૃતિને વશ થઈ ગયો ! ભગવાન સન્મુખ હતા છતા પ્રતિજ્ઞા લેતા પહેલા પૂછ્યુ પણ નહી ! ભગવાન તરફ દૃષ્ટિ કરી તેમના સદ્સૂચનની પણ રાહ ન જોઈ ! અર્જુન વિષાદગ્રસ્ત થઇ હથેળીમા માથુ ઢાળી દે છે ભગવાન પરમ કરુણાળુ પુરુષોત્તમ પુરુષ માત્રના પરમ સુહૃદ્ તેનુ માથુ હળવેથી ઊચુ કરી માત્ર એક વાક્ય કહે છે અર્જુન 'મમ માયા દુરત્યયા ' અર્જુન હાથ જોડી મસ્તક નમાવે છે ભગવાન કહે છે અર્જુન આમ પરાસ્ત થયે નહી ચાલે આ તો સપૂર્ણ વિજય દર્શન ન થાય ત્યા સુધીની લડાઇ છે વચમા પીછેહઠ પણ થાય એથી નિરાશ ન થવાય વિષાદને તો પાસ ઢૂકવા પણ ન દેવાય શત્રુના સામર્થ્યની વિશેષ જાણકારી થઇ છે તો હવે વિશેષ જાગૃતિ સેવજે ઊઠ ઊભો થા ફરી મારા વિશિષ્ટ જ્ઞાનને યાદ કરી ગાડિવનો ટકાર કર દિશાઓને ધ્રુજાવી દે અને શત્રુને જાણ કર કે તે હાર કબૂલી નથી લડાઈ ચાલુ છે અને તે માત્ર તારા વિજયમા જ સમાપ્ત થશે' અર્જુનની આખમા આસુ આવી જાય છે ભગવાન કહે છે આસુ પણ નહી ચાલે અર્જુન આ તો લડાઈ છે સૌથી ઘોર લડાઈ આખ ચોખ્ખી જોશે હૈયુ સાબૂત અને કાછડા કડીયલ.' અર્જુન હાક મારે છે ભગવાનનો જય હો ! ભગવાનનો જય હો !' શત્રુઓને ચકિત કરતો અર્જુનનો રથ કુરુક્ષેત્રની રણભૂમિને ફરી ઘુઘવાટથી ભરી દે છે



# શિવરાત્રિના મેળામાં..

સરોદ

આ અદ્રિકેરા ચરણે ઢળેલા
તળાવકાંઠે મસ મેદનીના
મેળામહીં હું કવિ કૌતુકે ભર્યો
ઘૂમી રહ્યો'તો :

અહીં ખાનપાનની
દુકાન ને ત્યાં ઘુમતી રહેલા
ઊંચે નીચે ચોગમ ફાળકાઓ;
પડાવ પાસે કંઈ ગ્રામીઓના,
થાક્યા પાક્યા કોઈ લેતા વિસામો,
કેઇ વળી રોટી પકાવતા અને
ગપ્પે ચડી કોઈ વિતાવતા નિશા;
થોડેક દૂરે ભજનીક મંડળી
—ન એક, બે ન્હેં, પણ કેટલી ય—
તંબૂરને તાન ચગાવતી હતી.
સંતો તણા શબ્દ સુરીલ પંચમે;
જમાતના તંબુ પડેલ પાસમાં
ખાખી વિરાગી અવધૂત કેરા;
ખાકી બધા, એ લઈ હાથ ચીપિયા
ત્રિશૂળ નેજા શિવપાલખી વહી
જતા હતા શ્રી ભવનાથ મંદિરે:
ને મંદિરે તો
ધક્કા મૂક્કીના સહંતી પ્રહારો
જતી હતી માનવ કેરી મેદની
કૃતાર્થ થાવા શિવલીંગ દર્શને.

શું આ મહિમા શિવરાત્રી કેરો ?
રાત્રિ સમું આ જગકેરું દર્શન,
પ્રાગટ્ય તેમાં શિવનું થતું તે
શું આ ? અહીં શૈવ સ્વરૂપ ક્યાં છે
કલ્યાણ કેરું અતિ રમ્ય રૂપ ?

વિચારતો પાળ તળાવ કેરી
ચડી ગયો ત્યાં પડખે થઈને
પસાર કોઈ થયું જ્યોતીરૂપ
છોડી જતું ન્હોય કરાલ રાત્રિ આ!
સશક્ત પૂરા પડછંદ દેહે
લાંબી ભરી ફાળ વનો વટાવતો,



શૃંગો પરે ન્હોય મુકંત પાય,
તેજસ્વી નેત્રે નમણું નિહાળતો
વનશ્રીનું રૂપ અમોઘ ને પછી
ત્યાંથી ઊંધ ફેરવી નાસિકાગ્ર
દૃષ્ટિ ધરી પથવિહીન પર્વતે
કેડી કરી સુદૃઢ પાયથી જતો
યોગીન્દ્ર કોઈ: નવ સ્હેજ સંશય,
શિવાશ્રયે એ જ અતીત અદ્રય.

# આપ આવો....

બરબાદ

[પાચેક વર્ષ પહેલાની વાત છે ત્રીશ વર્ષનો યુવાન જૂનાગઢની બજારમા ખરીદી કરવા નીકળેલ છે ઘણા વર્ષની રૂપિયો બે રૂપિયાની બચતે ખ્વાજા સાહેબની દરગાહના દર્શને જઈ શકાય તે માટેના ખર્ચની જોગવાઈ થઇ છે નજીક કનાકમા તો ઊપડવુ છે તેમા અચાનક યાદ આવેલ જરૂરી ખરીદી તેને બજારમા લાવેલ છે મોઢા પર બેહદ ખુશમિજાજી છે, ચાલમા તોર છે, અતરના અકથ્ય આનદ છે

ત્યા અવાજ આવ્યો, 'આજ તો કાઈ ઔર રગ છે ભાઇ?'

અવાજ પોતાથી ઉમરમા મોટા સબધીનો છે યુવાન કહે છે, 'અજમેર જાઉ છુ ચાચા'

આધેડ પુરુષના મો પર ગ્લાનિ છવાઇ જાય છે તે નિસાસો મૂકે છે

યુવાન પુછે છે, 'કેમ, ચાચા? શુ વાત છે?'

જવાબ મળે છે, 'પાચ વર્ષથી ઉઘાડે માથે ને ખૂલ્લે પગે ફરુ છુ પણ ખ્વાજા સાહેબનો હુકમ થતો નથી'

યુવાન સમજી જાય છે કે દરગાહના દીદારની માનતાને પાચ વર્ષ થયા છતા આ બુઝુર્ગ પસે ખર્ચ માટે જોગવાઈ થઈ શકી નથી તે કહે છે, 'ચાલો ચાચા, મારે ત્યા'

'શુ કામ છે ભાઇ?'

'કાઇ નહી આવો તો ખરા'

આમ જવાબ ટાળી તે આધેડ પુરુષને ઘરે લાવે છે, ખર્ચ માટે ભેગા કરેલ બસો રૂપિયા તેના હાથમા મૂકે છે અને સાથે તૈયાર કરેલ ભાતાનો ડબ્બો

આ યુવાન તે યતિમખાનામા ઉછરેલ, માત્ર છઠ્ઠા ધોરણ સુધી જ અભ્યાસ કરી શકેલ અને જૂના સામાનની ફેરી કરી ગુજરાન ચલાવી રહેલ આપણા ઠુમઝુર કદ અને હલકવાળા ગઝલકાર શ્રી બરબાદ] –સં૦



ચેહમાં આપના દિલ આ મજબૂર છે;
આપ આવો, નહી તો મજબૂ થૈ જશે.
પથ લાંબા ઘણા, મઝિલો દૂર છે;
આપ આવો, નહી તો ગજબ થૈ જશે

એકલા મુજની આ તો વ્યથાઓ નથી,
આપ આવો તો સમજાઈ જાશે બધુ;
આખ છલકે કોઇ, કોઇ ભરપૂર છે;
આપ આવો, નહી તો ગજબ થૈ જશે.

મારા રાહબર બન્યા એ જ લૂટી ગયા,
છેઉ અરમાન મારા મને દૈ ગયા;
હોશ સરતા રહ્યા, આંખ ઘેઘૂર છે;
આપ આવો, નહી તો ગજબ થૈ જશે.

આવવાનુ કહી આવશો જો નહી,
કોણ કરશે ભરોસો પછી આપનો?
સાજ ઢળતી થઇ, આશ ચકચૂર છે;
આપ આવો, નહી તો ગજબ થૈ જશે.

આપ આવો ન આવો ખુશી આપની,
જિક્ર બરબાદ એનો કદી નહૈ કરે;
આ પ્રણય છે, પ્રણયના ય દસ્તૂર છે;
આપ આવો, નહી તો ગજબ થૈ જશે.

કર લાગેલો પદાર્થ પછીથી રુચિકર થઇ જાય છે અને ઉદ્વેગને ભગાડવાનું કામ કરવા લાગે છે. નિદાઘ, તું મને એવું અન્ન બતાવ જે આદિ મધ્ય અને અંત ત્રણે કાળમા રુચિકર જ બની રહ્યું હોય. જે રીતે માટીનું ઘર માટીથી જ લીપવાથી દૃઢ થાય છે એ જ રીતે આ પાર્થિવ દેહ પાર્થિવ અન્નના પરમાણુઓથી જ પોષણ પામે છે. જે ઘઉં, મગ, ઘી, તેલ, દૂધ, દહીં, ગોળ, ફળ આદિ પદાર્થો તે પાર્થિવ પરમાણુ જ છે.'

ઋભુના મુખથી આવી સદસદ્વિવેકમયી વાણી સાંભળીને નિદાઘનું હૃદય ગદ્ગદ થઇ ગયું પરમ શ્રદ્ધાભક્તિ સાથે પ્રણામ કરીને હાથ જોડી ઊભેલા નિદાઘે તેમને પૂછ્યું: 'મારા કલ્યાણની કામનાથી પધારેલા પ્રભુ, આપ કોણ છો? આપના અમૃતમય વચનોથી મારો મોહ સંપૂર્ણ નાશ પામ્યો છે.'

આશીર્વાદ દેતા દેતા બ્રહ્મજ્ઞાની ઋભુ બોલ્યા 'નિદાઘ, હું તારો ગુરુ ઋભુ છું તારી સાધનાથી પ્રસન્ન થઇને તને સદસદ્વિવેકની બુદ્ધિ પ્રદાન કરવા અહીં આવ્યો હતો અને આ હવે જાઉં છું.'

હજાર વરસો વ્યતીત થયા પછી ફરીથી મહર્ષિ ઋભુ નિદાઘને જ્ઞાનોપદેશ કરવાને પાછા એ જ નગરમા પધાર્યા ત્યા એમણે જોયું તો રાજા ભારે મોટી સેના સાથે ખૂબ ધામધૂમથી નગરમા પ્રવેશ કરી રહ્યા હતા અને વનમાથી કુશા-સમિધ લઇને આવેલો નિદાઘ જન સમૂહથી દૂર ખસીને ભૂખ્યો તરસ્યો દૂર ઊભો હતો

છદ્મવેશમા ઋભુ નિદાઘની પાસે ગયા અને અભિવાદન કરીને પૂછ્યું 'હે દ્વિજ, અહીં એકાંતે શાને ઊભા છો?'

નિદાઘ બોલ્યો 'વિપ્રવર' આજે રાજાનું નગર આગમન થવાનું છે, તેથી માર્ગમા ખૂબ ભીડ મચી છે અને તેથી હું રસ્તે એકબાજુ અલગ આવી ઊભો છું.'

ઋભુ બોલ્યા 'હે દ્વિજશ્રેષ્ઠ, લાગે છે કે અહીંની બધી વાતથી આપ વાકેફ છો. જરા કહેશો કે આમા રાજા કોણ છે અને બીજા લોકો કોણ છે?'

નિદાઘ બોલ્યો: 'પેલો જે પર્વત જેવો ઊંચો મત્ત ગજરાજ પર ચઢેલો છે તે રાજા છે તથા બીજા લોકો પરિજનો છે.'

ઋભુ બોલ્યા: 'તમે તો રાજા અને ગજ બન્નેને એકી સાથે દાખવ્યા, પરંતુ આ બેના પૃથક્-પૃથક્ વિશેષ ચિહ્નો અથવા લક્ષણો ન બતાવ્યા. તેથી હે મહાભાગ, આ બન્નેની કઇ કઇ વિશેષતાઓ છે તે સ્પષ્ટ રીતે બતાવો. હું એ જાણવા ઇચ્છું છું કે આમા રાજા કોણ અને હાથી કોણ?'

નિદાઘ બોલ્યા: 'આમા જે નીચે છે તે હાથી છે અને ઉપર રાજા છે હે દ્વિજ, આ બન્નેનો બાહ્ય-વાહક સંબંધ છે, એ વાતની કોને ખબર નથી?'

ઋભુ બોલ્યા 'ઠીક છે. પણ મને એ રીતે સમજાવો કે જેથી મને બરાબર ખબર પડે અને હું સમજી શકું કે નીચેનો અર્થ શું અને ઉપરનો અર્થ શો થાય'

ઋભુના કહેવાથી નિદાઘે અકસ્માત જ તેના ઉપર ચઢી જઇને કહ્યું. 'સાંભળો, આપે જે પૂછ્યું તે જ કહું છું. આ વખતે રાજાની જેમ હું ઉપર છું અને હાથીની જેમ આપ નીચે છો'

ઋભુ બોલ્યા 'હે દ્વિજશ્રેષ્ઠ, અગર આપ રાજાની સમાન હો અને હું હાથી સમાન હોઉં તો કૃપા કરીને કહો કે આપ કોણ અને હું કોણ?'

ઋભુએ આ કહ્યું કે તરત નિદાઘ નીચે ઉતરી એમના પગમા ઢળી પડ્યો અને શ્રદ્ધાગદ્ગદ્ સ્વરે કહ્યું 'જરૂર જ આપ આચાર્યચરણ ઋભુ છો નહિ તર આવું અદ્વૈત સંસ્કારયુક્ત ચિત્ત બીજા કોનું હોય?'

ઋભુએ પોતાનો વરદ નિદાઘના માથા પર મૂક્યો અને બોલ્યા 'હે નિદાઘ, તારા માટે સ્નેહને લીધે હું ફરી તને અભેદ-બુદ્ધિની પ્રેરણા દેવા આવ્યો છું હું ઋભુ નામનો તારો ગુરુ જ છું. હે મહામતિ, સમસ્ત પદાર્થોમા અદ્વૈત આત્મબુદ્ધિ રાખવી એ જ ટૂંકામા પરમાર્થનો સાર છે જ્યા એવી બુદ્ધિ છે ત્યા દુઃખ નથી, રાગ નથી, સુખ પણ નથી. પરંતુ આનંદ અવિકલ્પ આનંદનો જ સર્વત્ર અખંડ પ્રસાર છે. ક્ષણમાત્ર માટેની પણ એવી અભેદ-બુદ્ધિ બ્રહ્માનંદના સ્પર્શનું સુખ આપે છે અને એવી અનુભૂતિ આગળ તો યોગીઓની સમાધિ પણ તુચ્છ છે હું તેને જ પરમ સત્ય જાણું'

ભલે વીએ ફિકર નહિ ઉદયશંકર દેશાઈનો દીકરો મારા ઉપર બજાવણી લઇને આવે ત્યા મારે આ ઉથમૂર મેમણનું દુખ લગાડવાપણુ ક્યા રહ્યુ ?'

હરભાઈ ઉતારામા સૂતા સૂતા આ બન્નેની વાતો સાભળે પોતાના ઘરની પુણ્યશાળી ને દાનેશ્વરી પિતાની પ્રશંસા સાભળી, વડીલોની મનમોટાઈને ઉજ્વળ કીર્તિ સાભળી, દેશાઈ કુટુબની ખાનદાનીની અવટંકી ગાવા સાભળી, હરભાઈના પંડયમા પોરસ આવવા લાગ્યો કોણ રાજી નથી થાતુ ? સરપ પણ બે ઘડી ભય કરતા મૂકીને સામો મંડાય છે

કુળની કીર્તિ સાભળી કોણ ન હોય ખુશિયાળ
પુગા વધારે આરુતી વીખને તજે છ ધ્યાન

જેમ પોતાના કુળની પ્રશંસા સાભળી એમ પ્રેમજી ઠક્કરની સ્થિતિની વાતો પણ સાભળી આ વિચક્ષણ પુરુષે જાણી લીધુ કે આ માણસ દાનતખોરો નથી ગરીબી આગો લઇ ગઈ છે આભ જમીન સંઘરે એમ નથી

હરભાઈ વિચારના વમળમા ચડયા શુ કરવુ ? આ ગરીબ લોહાણાના મારે નાણા વીખવાના ? અને એ પણ આ ધનવંત મેમણ માટે ? કે ચાલીસ પચાસ કોરીના પગાર માટે ! હરભાઇએ મનમા ને મનમા કૈક નિર્ણય કરી લીધો

સવારે ઊઠતા વેત હાસમ શેઠને કહ્યુ 'શેઠ ! પ્રેમજી ઠક્કર પાસે લેણુ કેટલુ ?'

શેઠે કહ્યુ 'છસો કોરી '

'બસ ને ? બસ હાલો સમાધાન થઈ ગયુ કોરી છસો મારી પાસે આવી ગઇ '

'ક્યારે સમાધાન થયુ હરભાઈ ?'

'રાત્રે તમે સૂતા હતા ત્યારે '

'શી રીતે ?'

'પ્રેમજી ઠક્કર આવીને કહી ગયા '

'પટેલ ગાડુ જોડાવો પાટણ મૂકી જાય ' પૂજા પટેલે વેલડુ ગાડુ જોડાવ્યુ હરભાઇ તથા હાસમ શેઠને પાટણને પંથે વળાવ્યા

પટેલે અમલદારને વિદાય આપીને પ્રેમજી ઠક્કર પાસે આવીને વાત કરી 'ઠક્કર ! સાજે તો કહેતા હતા કે એક કોરીની ત્રેવડ નથી ને છસો કોરી વારી ક્યાથી ?'

'શુ વાત કરો છો પૂજા પટેલ ?'

'અરે એ કાંઇ છાનુ રહે ? કોરી ભરાઇ ગઈ એટલે તો બજાવણી બંધ રહી હાસમ શેઠ ને હરભાઇ તો વયા ગયા '

પ્રેમજી ઠક્કર હેરત થઇને બોલ્યા, 'પૂજા પટેલ પ્રભુના સોગન ખાઇને કહુ છુ કે મને કાઈ ખબર નથી '

'હાલો ત્યારે જઈએ હરભાઈ પાસે '

પ્રેમજી ઠક્કર ને પૂજો પટેલ ઘોડા લઈ પાટણને પંથે પડ્યા પ્રાચી પાસે ગાડાને આબી લીધુ શેઠની હાજરીમા વાત થઈ ત્યારે હાસમ શેઠને ખબર પડી કે કોરી તો હરભાઇને આપવાની છે

'હરભાઇ ! તમારે કોરી આપવાની હોય તો મારે નથી જોતી કોરી મને પોગી ગઇ '

'ના શેઠ, મારે આપી દેવી છે '

'તમારે આપવાનુ કારણ ?'

'ભલા માણસ તમારા જેવા શ્રીમંત માણસને આવા ગરીબોના માળા વીખવાનુ સૂઝે ત્યા બીજુ શુ કરુ ? મારો જીવ ન હાલ્યો હુકમનામુ થયુ છે એટલે તમારુ લેણુ તો પતાવી દેવુ જોઇએ '

'હવે પતી ગયુ હરભાઈ !'

'ના એમ પત્યુ ન કહેવાય કોરી છસો તમને આપી દઉ ત્યારે પત્યુ કહેવાય '

પ્રેમજી ઠક્કર તો એક ધ્યાને સાભળી રહ્યા છે નવાઈ લાગે છે 'હરભાઇ, આ શુ વાત કરે છે ? એક કહે આપવી છે, એક કહે પોગી ગઇ ! બેય વચ્ચે વિવાદ ચાલતા છેવટ નક્કી થયુ કે પાટણ જઇએ બાપુજી કહે એમ કરવુ '

બધા પાટણ આવ્યા હાસમ શેઠે હરભાઈના પિતાશ્રી ઉદયશંકરભાઈ પાસે વાત કરી

વાત સાભળતા ઉદયશંકરભાઈની છાતી ફુલાવા લાગી પંડ્યમા પોરસ માતો નથી

[અનુસંધાન પૃ ૪૭૫]

# પ્રભુની અસીમ કરુણા

કિશોરચન્દ્ર ધી૰ પુરોહિત

ચાલુ સાલ ઈ૦સ૦ ૧૯૬૪ના વર્ષ દરમ્યાન કર્ણાટકના ભક્તશિરોમણિ પુરંદરદાસની ૪૦૦મી સંવત્સરી સમગ્ર કર્ણાટકમાં અને દેશમાં ઉજવવામાં આવી રહી છે. કર્ણાટકની પવિત્ર ભૂમિની ભાગવત કારે પણ પ્રશંસા કરી છે. આ રહ્યા શ્રીમદ્‌ભાગવતના શબ્દો

ઉત્પન્ના દ્રવિડે સાહં વૃદ્ધિ કર્નાટકે ગતા।

અર્થાત ભક્તિ કહે છે 'હું દ્રવિડ દેશમાં ઉત્પન્ન થઈ અને કર્ણાટકમાં વૃદ્ધિ પામી.' દ્રવિડ દેશ જો ભક્તિની ગંગોત્રી છે, તો કર્ણાટક તેના વિકાસવૃદ્ધિ માટે વિશાળ ક્ષેત્ર પૂરું પાડનાર આર્યાવર્ત છે કર્ણાટકની જ પવિત્ર ભૂમિમાં ભગવાન શંકરાચાર્યે શૃંગેરી મઠની સ્થાપના કરી હતી. કર્ણાટકમાં જ શ્રી રામાનુજાચાર્યે પોતાનું જીવનકાર્ય કર્યું હતું શ્રી વલ્લભાચાર્ય અને શ્રી માધવાચાર્યની તો એ જન્મભૂમિ જ છે

ભક્ત પુરંદરદાસ કર્ણાટકની આવી પાવનકારી ધરણીમાં ઈ૦સ૦ ૧૪૮૪માં જન્મ્યા હતા પંઢરપુરની પાસે આવેલા પુરંદરગઢમાં એમનો જન્મ થયો હતો એમના પિતાનું નામ હતું વરદપ્પા તથા માતાનું નામ હતું લક્ષ્મમ્મા એમનું પોતાનું મૂળ નામ હતું શ્રીનિવાસ નાયક એમના નામ પ્રમાણે એઓ ગર્ભશ્રીમંત હતા, પરંતુ સ્વભાવે ખૂબ લોભી હતા

કહે છે કે ભગવાન વિષ્ણુ પોતે એમનો સુવર્ણમોહ હરવા માટે બ્રાહ્મણનું રૂપ લઈ આવ્યા હતા ભગવાને એમને ધનકમોહમાંથી કેવી રીતે મુક્ત કરી સંતશિરોમણિ બનાવ્યા તેની કથા ટૂંકમાં આ પ્રમાણે છે

એક દિવસ એક ગરીબ બ્રાહ્મણ શ્રીનિવાસ નાયક પાસે આવે છે અને કહે છે, 'શ્રીનિવાસ શેઠજી, આપ તો મોટા શરાફ છો; હું એક ગરીબ બ્રાહ્મણ છું મારી દીકરીનાં લગ્ન કરવાનાં છે, તો એ પ્રસંગે મને સહાય કરવાની નમ્રપણે પ્રાર્થના કરું છું. આપ કૃપા કરો.'

શ્રીનિવાસને એમના લોભી સ્વભાવ પ્રમાણે આ બ્રાહ્મણ એક લપ લાગ્યો અને એને બીજે દિને આવવાનું કહી કાઢયો જ્યારે બીજા દિને તે બ્રાહ્મણ આવ્યો, ત્યારે શ્રીનિવાસે એને ફરીથીયે બીજા દિવસનો વાયદો કર્યો અને એ પ્રમાણે છ માસ સુધી રોજ રોજ શ્રીનિવાસે પેલા દરિદ્ર વિપ્રને વાયદો કર્યો કીધો, પરંતુ એ બ્રાહ્મણે તો ધીરજપૂર્વક દરરોજ શ્રીનિવાસને મળવું ચાલુ રાખ્યું. અંતે શ્રીનિવાસને થયું કે આ બ્રાહ્મણ આમ ટળે એમ નથી તેથી તેની આગળ બે ખોટા પૈસાની થેલી મૂકી તેને કહ્યું, 'તને આમાંથી જે સિક્કો જોઈતો હોય તે લઈ લે'

પેલા બ્રાહ્મણે એમાંથી કશું ન લીધું, પરંતુ શાંતિથી ઊઠીને ચાલ્યો ગયો અને એ મળ્યો શ્રીનિવાસ નાયકની ધર્મિષ્ઠ પત્ની સરસ્વતી અમ્માને બ્રાહ્મણે તેની આગળ પોતાના દુઃખની કથની કહી તથા શ્રીનિવાસે એની કેવી ક્રૂર મશ્કરી કરી તે પણ જણાવી સરસ્વતી અમ્મા સ્વભાવે દયાળુ હતાં પોતાના પતિ અતિ કંજૂસ હતા તેનું એમને દુઃખ હતું બ્રાહ્મણની વિકટ દશા જોઈ એમણે કરુણાથી પોતાના નાકથી નથની એમને આપી દીધી

બ્રાહ્મણ તે નથની લઈ શ્રીનિવાસ નાયક જ્યાં પોતાની શરાફી પેઢી પર બેઠા હતા, ત્યાં ગયો અને તેમની આગળ પેલી નથની મૂકી તે માટે યોગ્ય કીમતની માગણી કરી શ્રીનિવાસે નથનીને ઓળખી કાઢી અને બ્રાહ્મણને તે વિષે પૂછી ખાતરી કરી લીધી કે એ નથની એની પત્નીએ જ આપી હતી શ્રીનિવાસને આથી પોતાની પત્ની પર ખૂબ રોષ ચઢયો એઓ નથનીને તિજોરીમાં મૂકી તેને તાળું મારી સીધા ઘરે ગયા અને સરસ્વતી અમ્માને મળી તેને પૂછયું, 'અરે! તારા નાકમાં નથની કયાં છે? તું તો બધું ખોવા જ બેઠી છે અને સાથે મને પણ

પાયમાલ કરી રહી છે મને હમણા ને હમણા તે નથની શોધી આપ, નહિ તો તારી ખબર લઉં છુ '

સરસ્વતી અમ્મા પોતાના પતિના લોભ અને રોષથી પરિચિત હતા તેમણે કહ્યું 'અરે' તમે આટલા આકળા કેમ થાઓ છો? નથની તો અદર રના ઓરડામા છે અને હમણા તમને તે લાવી આપુ છુ '

આ ટનુ કહી સરસ્વતી અમ્માએ પતિની રજા ડમાથી સદાને માટે મુક્ત થવા પોતાના જીવનનો અત લાવવા વિચાયુ તેણે ઝેરનો પ્યાલો તૈયાર કર્યો અને દેવસ્થાનના ઓરડામા જઈ પ્રભુ આગળ પ્રાર્થના કરી હે દીનદયાળ! સદા માટે હવે હુ તારા ચરણમા આવુ છુ નથની તો મે ગરીબ દુખી બ્રાહ્મણને આપી દીધી. હવે હું એ કયાથી પતિદેવને આપુ ? પ્રભો! મારાથી એમનો રોષ સહન થતો નથી એમનુ તુ સા કલ્યાણ કરજે પરતુ મને હવે તુ સ્વીકારી લે'

આગલા શબ્દો સાથે જ્યા તેઓ વિષનો પ્યાલો હોઠે માડે છે, ત્યા ટપ દઈને તેમની પાસે કઇક પડયુ જુએ છે તો પેલી નથની ચમકી રહી છે સરસ્વતી અમ્માના આનદનો પાર ન રહ્યો એમને પ્રભુની જીવન્ત હાજરી અને કૃપાની ખતરી થઈ પોતાની પ્રાર્થના સભળાવાનો એમના હૃદયમા અન હદ આનદ ઊમટયો તેઓ એકદમ દોડયા પોતાના પતિ પાસે અને કહ્યુ લો આ આપની નથની'

શ્રીનિવાસ નાયકે નથનીને જોઇ, ફરી ફરીને જોઈ એઓ કશુ જ ન સમજી શકયા પોતાના મનમા અચભા સાથે વિચાર કરવા લાગ્યા 'અરે' આ નથની તો મે દુકાને તિજોરીમા મૂકી હતી તેને તાળુ પણ માર્યું હતુ પછી આની પાસે કયાથી આવી!'

શ્રીનિવાસ તરત ત્યાથી ગયા નથની તિજોરીમા છે કે નહિ તેની ખાતરી કરવા દુકાને ગયા જોયુ, તો તિજોરી બધ છે પરતુ તિજોરીને ખોલીને જોતા તેમા નથની ન મળી તેઓ ઘરે આવ્યા અને પત્નીને બોલાવી શાતિથી પૂછ્યુ 'દેવી! આ નથનીનુ રહસ્ય હુ કળી શકતો નથી તે પેલા બ્રાહ્મણને તારી નથની ન આપી હતી? એ નથની મે તિજોરીમા મૂકી હતી પરતુ તું ત્યા ગઈ નથી, છતા તે તારી પાસે કેવી રીતે આવી? મને આ કઇં સમજાતુ નથી''

સરસ્વતી અમ્માએ આનદપુલકિત હૃદયે કહ્યું, 'સ્વામીનાથ, પ્રભુની અસીમ કરુણા સિવાય આ કશુ નથી ખરેખર મે આ નથની બ્રાહ્મણને આપી દીધી હતી અને આપે રોષ અને ધાકધમકી સાથે એની માગણી કરી ત્યારે મને ખૂબ આઘાત લાગ્યો હતો. મે એથી વિષપાન કરી જીવનનાટકનો અત આણ વાનો નિશ્ચય કર્યો અને નમ્રપણે પ્રભુપ્રાર્થના કરી જ્યારે હુ હળાહળનો પ્યાલો મુખે લઉ છુ, ત્યારે આ નથની ટપ દઈને મારી પાસે પડી! પ્રભુનો મે હર્ષાશ્રુ સાથે આભાર માન્યો અને પછી આવીને મે એ આપને આપી''

શ્રીનિવાસ નાયક પોતાની ભલીભોળી પત્નીના મુખેથી આ કથની સાભળી ઘડીભર અવાક્ બની ગયા તેમણે પોતાના હૃદયમા વિચાર્યું, 'અહા' પ્રભુની કેવી કરુણા! એમણે મારી પત્નીનું જીવન બચાવ્યુ! અને હુ કેવો કૃપણ, નિષ્ઠુર! મે છ છ મહિના બ્રાહ્મણને ધક્કા ખવડાવ્યા, છતા તેને કશુ ન આપ્યુ!'

આ વિચાર સાથે એમના દિલે ખૂબ રડી દીધુ પોતાની સમૃદ્ધિ અને પોતાની જાત પ્રત્યે ધિક્કાર ઉત્પન્ન થયો સસારની બધીય વાતમાથી એમનુ દિલ ઊઠી ગયુ બધીય સમૃદ્ધિ એમણે દીન દરિદ્રોને વહેંચી દીધી અને સર્વસ્વનો ત્યાગ કરી પોતાની પત્ની તથા બાળકો સાથે સકીર્તન કરતા યાત્રાએ નીકળી પડ્યા

ભગવાનની અકળ લીલા છે! એક વખતના મહાન લોભી અને મખ્ખીચૂસ શ્રીનિવાસ નાયકને એમણે ભક્તશિરોમણિ પુરદરદાસ બનાવ્યા! ભક્ત સુરદાસની જેમ એઓ ભગવાન શ્રીકૃષ્ણના પરમભક્ત થઇ ગયા આજે પણ એમના સુદર કીર્તનો પદો કર્ણાટકમા ઘરઘર ભક્તિભાવથી ગવાય છે પોતાના જીવન દરમ્યાન એમણે કર્ણાટકમા ભક્તિસરિતાના અમૃતપૂર વહેવડાવ્યા અને તેને ધન્ય બનાવ્યુ ૪૦ સ૦ ૧૫૬૪મા એમની જીવનજ્યોતિ પ્રભુના મહાનલમા મળી ગઇ, પરતુ એમની પુનિત સ્મૃતિ અને અક્ષર વાણી આજે પણ રાષ્ટ્રને પ્રભુમય જીવનનો દિવ્ય સદેશ આપી રહી છે

# હવે ગાંધી બાપુ જીતી જવાના

**પ્રવાસી**

૧૯૩૦મા સત્યાગ્રહની લડત ચાલતી હતી ધોળકા તાલુકામા ના કરની લડત ઉપાડી શકાય એમ છે એમ સ્થાનિક આગેવાનોને લાગતા અમે પાચદસ મિત્રો એમની મદદમાં જઇ પહોચ્યા ના કરની લડત ઉપાડવી એ કોઇ સહેલી વાત ન હતી બારડોલીનો ઇતિહાસ તાજો હતો સરદાર એને જુલમના બધા દોર છૂટા મૂકી દે તો પણ મચક ન આપવાની અને નમતુ ન જોખવાની તૈયારી હોય તો જ ના કરની લડત ઉપાડી શકાય આ દૃષ્ટિએ લોકોની કેટલી તૈયારી છે એનો ક્યાસ કાઢવા માટે અમે સ્થાનિક આગેવાનો સાથે ધોળકા તાલુકાના ગામડાઓ ફરી વળવાનુ નક્કી કર્યુ

એક દિવસે અમે બે ટૂકડીમા વહેચાઇ જઇને મોટરમા ઉપડ્યા જુદી જુદી દિશામા ગામડાઓ ફરતા ફરતા અમારી ટૂકડી એક ગામ જઇ પહોચી ગામના આગેવાનો ભેગા થયા વાતની શરૂઆત થઇ

'તમે બધા જાણો છો કે સ્વરાજ લેવા માટે ગાધી બાપુએ લડત માડી છે આપણે અત્યાર સુધી ખીનજકાતી મીઠ વેચી ખરીદીને સરકારના કાયદાનો ભગ કર્યો પણ એટલાથી સરકાર મચક દેતી નથી એટલે હવે આપણે તાલુકામા ના કરની લડત ઉપાડવાનુ નક્કી કર્યુ છે એનુસાર આપણે સરકારને મહેસૂલ ભરવુ નથી આપણી કેટલી તૈયારી છે એ જાણવા માટે આ મહેમાનો આવ્યા છે બોલો ! છેને આપણી તૈયારી?' અમારી સાથેના સ્થાનિક આગેવાને ગામના આગેવાનો પાસ અમારા આવવાનુ પ્રયોજન જણાવીને સીધો પ્રશ્ન કર્યો

અમે તો તમને એકવાર કહી દીધુ છે કે તમે કહેશો તો અમે સરકારને મહેસૂલ નહીં ભરીએ' ગામના એક આગેવાને જવાબ આપ્યો.

અમથાય મહેસૂલ ભરવાની તેવડ ક્યા છે તે ઓણુ મહેસૂલ ભરશુ !' બીજા આગેવાને ટાપસી પૂરી

તમારી હા હોય તો પછી મહેમાનોને કહી દઇએ કે અમે ઓણુમાલ સરકારને મહેસૂલ નહી ભરીએ' સ્થાનિક આગેવાને ઉત્સાહમા આવી જઇને કહ્યુ

'અમારી હા છ અમારે જોતુ 'તુ ને વદે મીઘુ' ગામના એક પીઢ આગેવાને બધાના વતી ખાત્રી આપી

'તમારો બધાનો ઉત્સાહ અને તમારી બધાની હિંમત જોઇએ આનદ થાય છે તમે બધી વાતનો વિચાર તો કરી લીધો હશે. પણ એક વાર ના કરની લડત માડીએ અને પછી ઢીલા થઇને પાછા પડીએ તો આપણુ નાક કપાય' અમારી ટૂકડીના આગેવાને દાણો દાબવો શરૂ કર્યો

'એમા પાછા પડવા જેવુ શુ છે? તળાટી મહેસૂલ લેવા આવશે એટલે કહી દેશુ કે ઓણુ પુગાય એમ નથી આવતી સાલ બે વરહનુ હારે ભરશુ' છેડે બેઠેલો એક ખેડૂત બોલી ઉઠ્યો

આપણે ગરીબાઈ, લાચારી કે અશક્તિ બતાવીને ઓણુ મહેસૂલ ભરવાની ના પાડીએ અને આવતી સાલ બે વરહની મહેસૂલ હારે ભરવાની કહીએ તો એને ના કરની લડત ન કહેવાય' અમારા ટૂકડીના આગેવાને સ્પષ્ટતા કરી

'તો પછી તમે કે'શો એમ તળાટીને કહી દેશુ અમથુય તે વરહ મોળુ છે એટલે અમથી ઓણુ મહેસૂલ ભરાય એમ તો નથી' ગામના આગેવાને જણાવ્યુ

ઓણુ તેવડ નથી એટલે મહેસૂલ ન ભરવાની આ વાત નથી આપણે તો આપણા દેશ માટે સ્વરાજ લેવુ છે ગાધીજીએ એને માટે સરકાર પાસે થોડી શરતો મૂકી છે સરકાર એ શરતો મજૂર ન કરે ત્યા સુધી આપણે સરકારનો અસહકાર કરવો છે તળાટીને કહી દેવુ જોઇએ કે તમારી સરકાર જ્યા સુધી ગાંધી બાપુની શરતો નહી સ્વીકારે ત્યા સુધી અમે મહેસૂલ ભરવાના નથી' અમારા આગેવાને જણાવ્યુ

'તળાટી આવશે તઇ એમ કહી દેશુ એમા કઇ મોટી વાત છે?' ગામના આગેવાને હિંમતથી જવાબ આપ્યા

બહુ રૂડી વાત છે પણ એમ કહી દીધે પતી નહી જાય આપણે લડતની પૂરી તૈયારી કરી રાખવી પડશે' અમારી ટૂકડીના બીજા સભ્ય બોલી ઉઠ્યા

'એમા બીજી તૈયારી કઇ કરવાની હતી? આપણે થોડુ તરવાર બધૂક લઇને ધીંગાણુ કરવુ છે?' '

દૂર હાથમાં હોકો લઈને બેઠેલા એક દરબાર બોલી ઊઠ્યા

'તરવાર બંધૂક લઈને ધીંગાણું કરવું નથી એ વાત સાચી પણ સરકાર સામે લડત માંડી છે એ ભૂલવું ન જોઈએ તરવાર બંધૂકનું ધીંગાણું તો સહેનું લોહી તપી ઊઠ્યું હોય એટલે ધીંગાણાના ઘા વસ્તાય નહી પણ આ તો હથિયાર ઉપાડયા વિના અહિંસક રીતે ત્યાગ અને બલિદાનથી આપણે ધરમનું ધીંગાણું કરવું છે' અમારા આગેવાને ફોડ પાડ્યો

'અમને એમાં જાજી ગતાગમ ન પડે અમે તો તલાટી આવશે એટલે મહેસૂલ ભરવા ના કહી દેશું' ગામના આગેવાને વાત ટૂંકાવી

મહેસૂલ ભરવાની ના પાડશું એટલે સરકાર આપણા ઢોર ઢાંખર જમીન ખોરડા બધુંય હરાજ કરશે એક વાર આપણે ના કરની લડત ઉપાડી એટલે સરકાર ગમે તેટલા જોર જુલમ કરે તોય આપણે હાથે મહેસૂલની રાતી પાઈ પણ ભરાય નહીં આપણી એટલી તૈયારી હોવી જોઈએ' અમારા આગેવાને વધારે ચોખવટ કરી

'સરકાર જો ઢોર ઢાંખર અને જમીન ખોરડા હરાજ કરે તો તો ટકવું આકરું થઈ પડે સરકારના હાથ લાંબા પહોંચા, એની સામે ઝીંકે ન ઝલાય' ગામના આગેવાને લડતની ગંભીરતા પારખીને સાચી વાત કહી દીધી

અને પછી તો હિસાબના લેખાં ગણાવા માંડ્યાં કોઈએ મામલતદારના રૂઆબની વાત કરી તો કોઈએ ફોજદારના કડપની વાત કરી તલાટીને મહેસૂલ ભરવાની ના કહી દેવાથી નાકરની લડત લડાતી હોય તો સૌની તૈયારી પણ જો ઢોર ઢાંખર અને જમીન ખોરડાની હરાજી થાય તો સામે હાલીને મહેસૂલ ભરી દેવામાં જ ડહાપણ છે એવી ગણતરી થવા લાગી

'ગાંધી બાપુની વાત તો સાચી એમણે તો આપણા સુખ માટે ધરમની લડાઈ માંડી છે વીરલા હોય એ જેલ જાય, માથાં ભગાવે કે મિલકત ફના થવા દે. પણ બધાયનું એવું ગજું નહીં પણ ના કરની લડત માંડવી જ હોય તો હું એનો મારગ બતાવું તલાટી મહેસૂલ લેવા આવે ત્યારે મહેસૂલ ભરવાની ના કહી દેવી અને જુલમ જોરની વાત કરે તો તો તે સગે હાથે મહેસૂલ ભરવું નહીં પણ ઘરમાં મહેસૂલ જેટલા રોકડા રૂપિયા મૂકી રાખવા એટલે એ એની મેળે વસૂલ કરી લે ના કરની લડાઈ માંડી કહેવાય અને કોઈને ખુવાર થાવું નહીં.' એક વેપારી જેવા જણાતા ગૃહસ્થે એની ખાસિયત પ્રમાણે રસ્તો બતાવ્યો

ગાંધી બાપુની લડતમાં આવી ગણતરીને સ્થાન નથી એમની લડતમાં તો બધુંય હોમી દેવાની ફના થવાની વાત છે એટલી તૈયારી ન હોય તો આપણાથી ના કરની લડત મંડાય નહીં' અમારા આગેવાને જણાવ્યું.

અને છેવટે બધું ફના કરવાની તૈયારી સાથે ના કરની લડત શરૂ કરવાનું શક્ય નથી એવો અભિપ્રાય બાંધીને સૌ છૂટા પડ્યા.

અમે બીજે ગામ જવા ઉપડ્યા ગામથી થોડે દૂર ગયા હઈશું રસ્તામાંથી પસાર થતો પાણીનો ધોરિયો ફૂટી જવાથી કીચડ જામ્યો હતો ધોરિયો વટાવવા ગયા અને કીચડમાં અમારી મોટર ખૂંતી ગઈ મોટરને કીચડમાંથી કાઢવા માટે અમે ઘણી મહેનત કરી પણ મોટર ચસકે નહીં થોડી વારમાં ગામના કેટલાક જુવાનડા આવી પહોંચ્યા તેઓ પણ મોટરને ધક્કો મારીને કીચડમાંથી કાઢવાની મથામણમાં અમારી સાથે જોડાયા પણ કોઈ રીતે કારી ફાવે નહીં ઝાડના ડાંખળા તોડીને ચીલામાં નાખ્યા નાકડા ગોઠવ્યા પણ મોટર ચસ દે નહીં એવામાં સામેથી બીજી મોટર આવતી દેખાણી મોટર જોઈને જુવાનડા અકળાયા અને આઘા પાછા થવા લાગ્યા

'કેમ જુવાનો! થાકી ગયા? બધાય સાથે મળીને જોર કરીએ તો ભર છે મોટરના કે નીકળે નહીં?' મેં પડકારો કર્યો

'સામે મામલતદાર સા'બની મોટર આવે છે' એક જુવાન હળવેથી બોલ્યો

મામલતદાર સા'બની મોટર નથી એ તો આપણી છાવણીની મોટર છે' મેં દૂરથી આવતી મોટર ઓળખીને કહ્યું

હોય નહીં'' બીજો જુવાન બોલી ઊઠ્યો

'હા હા હું કહું છું ને! આવે છે ઇ આપણી મોટર છે'

'હવે ગાંધી બાપુ જીતી જવાના!' જુવાનનો આગેવાન બોલી ઊઠ્યો.

'એલા મોટરને અને ગાંધી બાપુની જીતને શો



[અનુસંધાન પા૦ ૪૭૫મે

# શ્રેષ્ઠ શાસક

નાથુભાઈ જાદવ

પ્રિયદર્શી અશોકના સમયની આ વાત છે.

અશોકની રાજ્યવિસ્તારવાની ભૂખ, કલિંગની લડાઈ પછી બિલકુલ સમી ગઈ હતી 'રાજા-પ્રજાનો પાલક છે, એ સહૃદયી અને નિષ્ઠાવાન હોવો જોઈએ' –એ ઊંડું સત્ય તે સમજી ચૂક્યો હતો.

આમ તો પોતાની સત્તા ચારે દિશાએ ફેલાયેલી હતી. દરેક પ્રદેશ ઉપર સારા સંચાલન માટે, કુશળ અને વફાદાર શાસકો નીમ્યા હતા. આથી રાજતંત્ર સારી રીતે ચાલી રહ્યું હતું.

પોતે નિમેલા આ પ્રાદેશિક શાસકોને, તે ઘણીવાર ચકાસતો અને તહેવાર-ઉત્સવો જેવા પ્રસંગોએ તેમનું બહુમાન કરતો.

તે દિવસ હતો અશોકની વર્ષગાંઠનો. પ્રતિ-વર્ષની જેમ આ વર્ષે પણ આ દિવસ ઘણી ધામધૂમથી ઉત્સવના રૂપમા ઉજવાયો.

નાના-મોટા અનેક કાર્યક્રમો રજૂ થયા. પ્રજાએ ઘણા ઉમંગથી તેમા ભાગ લીધો. સૌએ રાજાનું દીર્ઘાયુ ઇચ્છયું.

બધા કાર્યક્રમો બાદ છેલ્લો કાર્યક્રમ બહુ-માન કરવાનો હતો. બધા પ્રાદેશિક શાસકો હાજર હતા. એ બધામાં જેનું શાસન-કારભાર સર્વશ્રેષ્ઠ ઠરે તેને શ્રેષ્ઠશાસકની ઉપાધિ મળતી. અને સારો પુરસ્કાર પણ અપાતો.

કાર્યની શરૂઆતમા સમ્રાટ અશોકે, ઉત્તર દિશાના સૂબાને પોતાની વાર્ષિક કાર્યવાહી રજૂ કરવા જણાવ્યું.

તે સુબાએ ઊભા થઇ, એક કાબેલ શાસકને છાજે એવી છટાથી કાર્યવાહી રજૂ કરી. અને અંતમાં કહ્યુ.

'આ વર્ષે મેં મારા પ્રદેશમાંથી જે આવક મોકલી છે, તે દર વર્ષ કરતાં ત્રણગણી છે. રાજ્યના ખજાનામાં આ રકમ સૌ કરતા વધારે જમા થઇ છે. જેથી મેં રાજ્યની સમૃદ્ધિમાં મોટો વધારો કરી આપ્યો છે!'

આ પછી દક્ષિણ દિશાના પ્રાન્તપતિએ ઠાવકાઇથી નિવેદન કર્યું કે,

'....આ વર્ષે મારા પ્રદેશ તરફથી રાજ્યકોષમાં ગયા વર્ષ કરતાં બમણું સુવર્ણ અર્પણ કરવામાં આવ્યું!'

ઉત્તર દક્ષિણ સીમાના શાસકોના નિવેદનો પછી પૂર્વ-પશ્ચિમના પ્રાન્તપતિઓ ઊભા થયા. પૂર્વના શાસકે પોતાની કાર્યદક્ષતાને બહાદુરી-પૂર્વક વર્ણવતા કહ્યું.

'મહારાજ! આ વર્ષે પૂર્વની સીમા ઉપર જબરો ઉપદ્રવ જાગ્યો હતો. બળવાખોરોએ આપણા રાજ્ય વિરુદ્ધ મોટો ઉહાપોહ મચાવી પ્રજાને અવળે રસ્તે દોરવવા માંડી હતી. અને અનેક રીતે તોફાન મચાવ્યું હતુ. પણ મેં ઉપદ્રવીઓને ભૂમિભેગા કરી શાંત કરી દીધા. હવે કોઈપણ આપણા રાજ્યવહીવટ સામે માથું ઉંચકી શકશે નહી!'

પોતાનો મુગટ અને ખેસ ઠીક કરતાં કરતાં, પશ્ચિમ સીમાના અધિકારીએ પોતાનુ નિવેદન હસતે મુખે રજૂ કર્યું.

'કોને દીઠી કાલ! કાલ કેવી હશે તે કોને ખબર. આપે મને વહીવટ સોપ્યો, તો તે બરાબર ચલાવવો જ જોઇએ ને! ન કરે નારા-યણ અને રાજ્ય ઉપર કોઈ અણધારી આફત આવી પડે, તો શું થાય?

'આ કારણે અગમચેતી વાપરી, મે આ વર્ષે રાજ્યના કર્મચારીઓના વેતનમાં ઘટાડો કરી નજા પર થોડો કર નાખી, ચાલુ આવકમા વધારો કર્યો

'તદુ રાત કયા રસ્તે રાજ્યની આવક વધે તે વિચારી રહ્યો છુ !'

એક પછી એક શાસકોના નિવેદનો અશોક શાંતિથી સાભળી રહ્યો હતો હવે છેલ્લો એક શાસક બાકી હતો મગધનો પ્રાતીય શાસક અશોકે તેને નિવેદન આ સવા સૂચવ્યુ તે વિનમ્ર અવાજે બોલ્યો

'મહારાજ! હુ શુ નિવેદન કરુ ! મારી આગળ જે મહાનુભાવોએ રાજ્યની સેવાર્થે પોતાની કાર્યવાહી રજૂ કરી, તે જોતા હુ તદ્દન અલ્પ છુ રાજ્યના ખજાનાને માટે મે ગયા વર્ષ કરતા આ વર્ષે અડધી કરતાય ઓછી આવક આપી છે કારણકે પ્રજા ઉપરનો કર ઘટાડ્યો છે રાજ્યના સેવકોને કેટલીક વધારે સગવડો આપી છે જેના પરિણામે તેઓ હવે અધિક ખંત, વફાદારી અને પરિશ્રમથી પોતાનુ કર્તવ્ય બજાવે છે

'પ્રાન્તમા સર્વત્ર સાર્વજનિક ધર્મશાળાઓ અને કૂવા બનાવ્યા છે પ્રજા માટે મફત દવાખાનાઓ અને બાળકો માટે દરેક ક્ષેત્રમા પાઠશાળાઓ ખોલી છે જેથી તેઓ સારી રીતે શિક્ષણ મેળવી શકે!'

સૌના નિવેદન પછી સમ્રાટ અશોક સિંહાસનેથી ઊભા, તેમણે ઘોષણા કરી

'મારે પ્રજાના રક્તમા રંગાયેલ સુવર્ણ કે ધન નથી જોઇતા ભૂમિની તો લગીરે ભૂખ નથી બસ મારે તો જોઇએ છે પ્રજાની સુખ-શાંતિ મારા રાજ્યમા કોઇ દુઃખી, નિરાધાર કે ભિખારી રહે, તે મારે માટે મોટુ કલંક છે!

'મારા આ સિદ્ધાંતને અનુસરનાર જ સાચો અને શ્રેષ્ઠ શાસક છે ખરેખર, મગધના પ્રાતીય શાસક સર્વ શ્રેષ્ઠશાસક છે હુ તેમની વહીવટ પ્રણાલિકાથી ખુશ થયો છુ આ પર્વનો પુરસ્કાર હુ તેમને અર્પણ કરુ છુ!'

આખો રાજદરબાર મગધના પ્રાન્તીય શાસકના જયગાન ગાવા લાગ્યો

---

## બ્રહ્મચર્યનો સંકલ્પ કર્યો

નાનપણમા ભગવાનનુ નામ લઇને મે સંકલ્પ કરેલો કે હુ બ્રહ્મચર્યનુ પાલન કરીશ તો કેટલાક ભુઝર્ગો કહેતા હતા

'અરે વિન્યા તુ મોટા મોટા નિશ્ચયો કરે છે તો ખરો પણ જ્યારે મોટા મોટા માણસોના નિશ્ચય નથી ટકી શક્યા વિશ્વામિત્ર અને બીજા મોટા મોટા ઋષિઓ પણ પતિત થયા છે, લપસી ગયા છે ત્યારે એમની સામે તુ શુ છે કે આવા મોટા વિચાર કરે છે!'

એ વખતે હુ એમને જવાબ આપતો

'એ બધા લોકો મોટા માણસ હતા એટલે જ લપસી ગયા પણ હુ તો છુ નાનો છોકરો હુ તો પરમેશ્વરનો હાથ ઝાલીને ચાલવાનો એટલે લપસી જવાનો કઇ સવાલ જ નથી પરમેશ્વર કઇ લપસી જશે કે? જ્યારે પેલા મોટા લોકો પોતાના બળ પર તપસ્યા કરવા ગયા હતા જ્યારે પરમેશ્વર પોતે આપણો હાથ ઝાલે તો કેમ કરીને લપસાય? એટલે પેલા લોકો તો મોટા હતા માટે લપસી ગયા પણ હુ મોટો નથી એટલે હુ લપસવાનો નથી એવો મને ભરોસો છે'

આ વાતનો મને અનુભવ થયો મને જે જે ભાવનાઓ થઈ તે મારી સારી ભાવનાઓને ભગવાન અનુકૂળ થતા ગયો એટલે પરમેશ્વરને અનુકૂળ થઇને એને શરણે જઇએ તો જે શુભ સંકલ્પો કરીએ છીએ તે સંકલ્પો સિદ્ધ થયા જ છે

રમેશ ડા૦ દેસાઇ

# જાત-પાત પૂછે નહિ કોય....

શિવ સુંદરમ્

ભગવાન બુદ્ધે જેતવનમાં ઉતારો કર્યો હતો

જેતવન એટલે કુદરતનો ખોળો એ સ્થળ ભગવાન બુદ્ધને બહુ પ્રિય હતું ભગવાન બુદ્ધનો પ્રિય ને પ્રસિદ્ધ શિષ્ય ભિક્ષુ આનંદ પણ તેમની સાથે જ હતો.

ભગવાન બુદ્ધ અને તેમના શિષ્યો, એક રીતે જોઈએ તો સામાજિક કાર્યકરો જ હતા – સાચા અર્થમાં હંમેશા એ સંન્યાસીઓના શુદ્ધ હૃદયમાં સમાજકલ્યાણની પ્રવૃત્તિઓ જ રમતી હતી ભિક્ષુઓનો એ સંઘ સમાજને સદુપદેશ આપતો, સંઘમાં ઘણાખરા ભિક્ષુઓ સારા ચિકિત્સકો, વૈદ્યો પણ હતા એ લોકો સમાજની રોગપીડિત જનતાના દવાદારૂ નિષ્કામભાવે કરતા કોઈ કોઈ એમાં સર્જન પણ હતા તેઓ જરૂર પડે વિના મૂલ્યે દરદીના વાઢકાપ પણ કરતા આમ આ લોકો સમાજના ખૂબ ઉપયોગી અંગ હતા આવા લોકો પોતાના ગુજરાન માટે સમાજ પાસે આશા રાખે એ સાવ સ્વભાવિક છે બલ્કે સમાજ ઉપર તેમનો આ રીતનો હક્ક પણ હતો સમાજ પણ આ બૌદ્ધ ભિક્ષુઓને પ્રેમથી ભિક્ષા આપતો હતો

એ રીતે ભિક્ષુ આનંદ, એક સુંદર સવારના પહોરમાં નિત્યકર્મથી પરવારીને ભિક્ષા માટે નીકળી પડ્યા હતા ભગવાન બુદ્ધના આ અત્યંત તેજસ્વી અને એટલા જ સ્વભાવે ભિક્ષુને સૌ પ્રેમથી, ઘેર બોલાવીને ભિક્ષા આપતા વસ્તીમાંથી ભિક્ષા લઈ આનંદ ગામ બહાર નીકળી ગયા હતા ત્યાં તેમની નજર એક કૂવા ઉપર પડી કૂવા ઉપર એક નમણી યુવાન બાળા પાણી ભરવા આવી હતી પરંતુ બાળા તે કઈ બાળા હતી? દયાની દેવી જેવી તે ભિક્ષુને લાગી આનંદ ક્યારના જોતા હતા કે સૌ પ્રથમ એ બાળાએ કૂવામાંથી ખેંચીને કૂવાના આગળના ભાગના કોમળ છોડોને પાણી પાયુ, પછી ત્યાં એક ઝાડ નીચે બંધેલી પરબડીના કૂંડામાં પક્ષીઓ માટે પાણી રેડયું તો પાણી રેડયું ન રેડયું ત્યાં પક્ષીઓ એ પ્રેમાળ બાળાનો સહેજ પણ ભય રાખ્યા વિના કલરવ કરતા કરતા પાણી પીવા દોડી આવ્યા



એ પછી પાસે ચરતા ઢોર માટે બનાવેલા હવાડામાં થોડાક ઘડા એ બાળા પાણી રેડી આવી ભિક્ષુ આનંદને આ બાળા બહુ પરોપકારી લાગી

આવી કલ્યાણી બાળાના દર્શન કરીને ભિક્ષુ આનંદને પોતાને કૃતકૃત્યતાનો અનુભવ થયો ખૂબ રઝળપાટને અંતે તેમને પણ તરસ લાગી હતી જ, એમને આ નાનકડી માત ' પાસે તેમણે પાણી પીવાની માગણી કરી પોતે એ માટે ખોબો આગળ ખોબો ધરીને ઊભા રહ્યા

પરંતુ આટલી જ ભિક્ષુ આનંદને નવાઈ લાગી પોતે કેટલીયે વાર આ રીતે પાણી માટે ખોબો ધરીને ઊભા રહ્યા પરંતુ આ પરોપકારી બાળા તેમને પાણી પાતી નહોતી!

ભિક્ષુ આનંદે ઝીણવટથી જોયું તો બાળા તેમને પાણી પાવા આતુર હતી જ, પરંતુ કોણ જાણે કેમ તેમ કરતા અચકાતી હતી

એટલે ભિક્ષુએ સ્વાભાવિક પૂછ્યું : "બહેન, હું

કંસારનો પાણી માટે ખોબો ધરીને ઊભો છુ છતાં મારો પાણીનો ભાવ કેમ પૂછતી નથી?'

બાળા અત્યંત નમ્રસ્વરે બોલી 'મહારાજ, અમે જાતના ચાંડાળ છીએ'

બુદ્ધ ધર્મ આવા જ્ઞાતિભેદમાં બિલકુલ માનતો નહોતો ભગવાન બુદ્ધ અને તેમના ભિક્ષુઓની દૃષ્ટિએ ઊંચનીચનો કોઇ ભેદ નહોતો—સર્વસમાન હતા માનવી માનવી વચ્ચે ઊભી કરી મૂકેલા આવા કૃત્રિમ ભેદ સામે ભિક્ષુ આનંદને પોતાને પણ ઘણી નફરત હતી તેઓ બોલી ઊઠ્યા બહેન મે તને ક્યાં તારી જાત પૂછી છે? મે તો તું મારો પાણીનો પણ ભાવ કેમ પૂછતી નથી, એમ કહ્યુ છે? ભગવાન બુદ્ધને મન સૌ માનવી સરખા છે પ્રભુએ તો શું બ્રાહ્મણ કે શું ચાંડાળ સૌને એક સરખી રીતે જન્માવ્યા છે માટે માતા, મને પાણી પા એ માટે તારા હૃદયમાં સહેજ પણ ખટકો ન રાખીશ

અને એ પરગજુ ચાંડાળ–બાળા તો પાણી પાવા માટે આતુર હતી જ આટલો ખુલાસો થતાં વેંત તેણે અત્યંત પ્રેમથી ભિક્ષુ આનંદને પાણી પાયુ

એ જ વખતે ભિક્ષુ આનંદે જેતવનમાં થતો ભગવાન બુદ્ધનો ઉપદેશ સાંભળવા માટે એ ચાંડાળ–કન્યાને ભાવભીનું આમંત્રણ આપ્યુ

ભિક્ષુ આનંદે આ પરોપકારી ચાંડાળ–કન્યા વિશે ભગવાન બુદ્ધને વાત પણ કરી

ચાંડાળ–બાળાએ ભગવાન બુદ્ધનું નામ સાંભળ્યુ હતું જ, લોકકલ્યાણ માટે રાજપાટનો ત્યાગ કરનાર રાજર્ષિ બુદ્ધ પ્રત્યે એ ચાંડાળબાળાને આકર્ષણ પણ હતું જ તે સહર્ષ ભગવાન બુદ્ધનો ઉપદેશ સાંભળવા નિયમિત જવા લાગી પછી તો એ સેવા અને ત્યાગના રંગે પૂરેપૂરી રંગાઇ ગઇ તેને ભગવાન બુદ્ધે દીક્ષા આપીને ભિક્ષુણી સંઘમાં દાખલ કરી

આવી એક ચાંડાળ–બાળાને સંઘમાં દાખલ કરી એટલે બુદ્ધના કેટલાક નીલાંચ તુ અનુયાયીઓમાં ઊહાપોહ થયો તેમને થયુ 'બીજુ બધુ તો ઠીક પરંતુ ભગવાન બુદ્ધ આ રીતે અસ્પૃશ્યને પણ સંઘમાં સ્થાન –દઇ દે તે ઠીક નહિ'

કોશલરાજ પ્રસેનજિતના કાને પણ આ વાત ગઇ એ રાજા ભગવાન બુદ્ધનો એક અગ્રગણ્ય અનુયાયી બન્યો હતો તેણે હિંમત કરી ભગવાન બુદ્ધ સમક્ષ પોતાનો વિરોધ નોંધાવતા કહ્યુ 'પ્રભુ, આ તો બહુ થાય છે એક ચાંડાળ છોકરીને આપણા સંઘમાં ભિક્ષુણી બનાવાય?'

એ વખતે બુદ્ધ ભગવાને પોતાના વિચારો પ્રકટ કરતા કહ્યુ

'રાજન્, તમે કેમ ભૂલો છો? ભગવાનની દૃષ્ટિમાં ઊંચનીચ કોઇ નથી સર્વસમાન છે આપણે માનવીઓ, આપણા નીચ સ્વાર્થો બહાર આણવા માટે ઊંચનીચના કૃત્રિમ ભેદ ઊભા કર્યા છે આપણે ધર્મસુધારણા માટે ત્યાગ કરી છે ને? તો આપણે આ અધમને કાં તો પડો નીચ જાતિને ઊંચ જેટલી જ સમાન લેખવી પડશે

'જુઓ બ્રાહ્મણ અને ચાંડાળ એક જ યોનિમાંથી ઉત્પન્ન થાય છે બ્રાહ્મણ પણ કોઇ સ્ત્રીની કૂખે જ જન્મ પામે છે એ કંઇ આકાશમાંથી ટપકી પડતા નથી' શૂદ્ર વૈશ્ય ક્ષત્રિય તથા બ્રાહ્મણ એ કેવળ વ્યવસાય અર્થે વિભાગ પાડવામાં આવ્યા છે એ ચારે વર્ણ આમ તો સમાન જ છે

જેવી રીતે બાળક માટીના જુદા જુદા રમકડાં બનાવે છે અને તેના જુદાં જુદાં નામ પાડે છે પરંતુ માટી એક જ હોય છે વળી દૂધની બનાવટો, દહીં, ઘી માખણ ખીર વગેરેને આપણે જુદા જુદા નામથી ઓળખીએ પરંતુ મૂળમાં તો એક જ દૂધનું તત્ત્વ રહેલું હોય છે એવી જ રીતે આ ચારે વર્ણોનું છે બ્રાહ્મણના નાક–આંખ અને ચાંડાળના નાક–આંખમાં કંઇ ફરક દેખાતો નથી જેમ ગાય, બકરી ઘોડા ઇત્યાદિ પ્રાણીઓમાં આપણને જે ફરક તફાવત નજરે પડે છે તેવો કોઇ ભેદભાવ આ ચારે વર્ણોમાં નજરે પડતો નથી'

એ દિવસે કોશલરાજ પ્રસેનજિતને પણ સાચી વાત સમજાઇ અને તેમણે પણ સૌથી સંઘે આ પરગજુ ચાંડાળબાળાને ભિક્ષુણી–સંઘમાં સહર્ષ આવકાર આપ્યો

# દુઃખ હળવું કરવાની દવા

ન બકલાલ મા૦ શુકલ

માણસને દુઃખ તો કોઇ ને કોઈ પ્રકારે આવે છે, આવી પડે છે. ત્યારે માણસે શું કરવું? એ દુઃખને હળવું કેમ કરવું? સંસ્કૃતમાં એક વાક્ય છે કે

દુઃખે દુઃખાધિકમ્ પશ્યેત્।

દુઃખ આવી પડે ત્યારે અધિક દુઃખવાળા તરફ નજર કરવી અને વિચારવું કે એમના જેટલું તો દુઃખ આપણે માથે નથી આવી પડયું, એટલી પ્રભુની દયા છે.

દુઃખનું સુખનું કારણ માનવીના મનમાં જ રહેલું છે. પણ 'દુઃખનું ઓસડ દહાડા' એ વાત પણ સાચી છે. શરૂઆતમાં રોકકળ થઈ જ જવાની, હતાશા, નિરાશા ને શારીરિક તેમજ માનસિક તકલીફ અનુભવવી જ પડવાની, પણ દિવસો જતાં તે આપોઆપ હળવું થઇ જવાનું એવી જ કોઈ કુદરતી રચના છે. માનવીનું મન પણ એમજ ટેવાયેલું છે. ઘણું દંશવાળું ને આળું મન પણ આખરે તો મંદ પડી જાય છે ને તેમાં યે જો માણસ પ્રભુની પ્રાર્થનામાં માનતો હોય, કાતવામાં, વાચવામાં ને લખવામાં તથા ગીતાપાઠ જેવી કોઇ ને કોઈ પ્રવૃત્તિમાં યા કોઇ સેવાકાર્યમાં યોજાઈ શકતો હોય તો તો તેનું દુઃખ હળવું થવામાં વાર—બહુવાર નથી જ લાગતી. લાગેલા ઘા ભૂલાતા નથી હોતા, સહેજમાં દુઃખ હળવાં નથી થતા પણ માણસ વિચાર કરે કે દુઃખ કોને નથી પડ્યાં? રાવણ અયોધ્યાપતિ રામની સીતાને હરી ગયો હતો, પુણ્યશ્લોક નળ ને દમયંતીને વનવનમાં ભટકવા પડ્યાં હતા, સત્યવાદી હરિશ્ચંદ્ર જેવાને પત્ની ને બાળકને સત્યપ્રતિજ્ઞ રહેવાં વેચવા પડ્યા હતા ને ડોમને ત્યાં ચાકરી કરવી પડી હતી. આવાં ભલભલાંને માથે વીતવામાં બાકી રહી નથી. અરે, મહાત્મા ગાંધીજી જેવાને માથે પણ ઓછી વીતી છે એમ થોડું જ હતું. એમને પણ અનેક માનસિક દુઃખો ને યાતનાઓનાથી ક્યાં ઓછું પનારું પડયું! પણ એ તો મર્દ માણસ હતા. દુઃખને અને ચિંતાઓને આવનજાવન માનતા. ને એનાથી છટકી જતા. બધું શ્રીકૃષ્ણાર્પણ કરી શકતા. અને લાભમાં અને અલાભમાં, જયમાં અને અજયમાં—હારમાં—બધી સ્થિતિમાં સ્થિતપ્રજ્ઞ—સ્થિરબુદ્ધિ રહી શકતા એ એમની ખૂબી હતી. આજે વિનોબાજીને જોતાં તેઓની જ યાદ તાજી થાય છે. દુઃખને સમયે માણસને પુણ્યસ્મૃતિઓ અથવા શુભ પ્રસંગો યાદ કરવાથી પણ દુઃખ હળવું થવાનો, સંભવ છે. અને દુઃખમાથી કોઈ બચ્યું નથી, બચતું નથી, બચવાનું નથી તો પછી માણસે ધીરજ ધરીને તેને હઠાવ્યે જ છૂટકો છે ને.

કવિએ તો ગાયું પણ છે જ ને કે 'હા! માનવી જીવનની ઘટમાળ એવી, દુઃખપ્રધાન સુખ અલ્પ થકી ભરેલી' ત્યાં સામાન્ય માનવી શે બચી શકે? અને દુઃખ તો આ દુનિયામાં વ્યાપેલાં જ છે; તે કોઇથી ટાળ્યાં ટળતાં નથી રઘુનાથનાં જડેલાં છે એમ કહેવાયું છે, ત્યાં દુઃખથી દબાઈ જવાનું શા સારું?

વિચારપૂર્વક દુઃખને દૂર કરવાની ને હઠાવવાની પણ એક કળા છે. એ કળા આપણને સાધ્ય થાય તો માનવીના દુઃખ સહેજે દૂર થઈ જાય જ. અન્યના આશ્વાસનથી પણ દુઃખ હળવું થાય છે. પણ સાચું આશ્વાસન રામનામ, પ્રભુપ્રાર્થના અને કાંતવામાંથી માણસને મળે છે.

'સૌ કોઇ સુખી થાઓ, સર્વે આરોગ્ય પામજો! સર્વે કલ્યાણને પામો, કોઇને દુઃખ ન હજો!' એવી આપણી પ્રાર્થના હોવા છતાં દુઃખ આવી જ પડે તો તેને ધીરજથી સહન કરી લેવામાં ને મનોભાવે અળગા થઈ જવામાં જ તેની સાચી દવા રહેલી છે.

આ દવા સૌ કોઈ પ્રસંગ પડતા અજમાવે ને દુઃખથી મુક્ત થાય. જીવનમાં દુઃખ કોને નથી આવતા! આવે છે તો તેને હઠાવવાની કળા પણ માણસે પોતે જ જાણી લેવી ઘટે છે, શીખી લેવી ઘટે છે. જ્ઞાન વિના મુક્તિ નથી જ નથી.



# ઉપાસના પ્રવચનો

રવીન્દ્રનાથ ઠાકુર
અનુ૦ નગીનદાસ પારેખ

૮૨ પૂર્ણતા
૧૨ ચૈત્ર, ૧૩૧૫

બીજા એક મહા પુરુષ જેઓ પોતાના પિતાના મહિમાનો પ્રચાર કરવા જગતમાં આવ્યા હતા તેમણે કહ્યુ છે કે તારા પિતા જેવા સંપૂર્ણ છે તેવો સંપૂર્ણ તું થા.

આ પણ કંઈ નાની વાત નથી. માનવાત્માની સંપૂર્ણતાના આદર્શને પરમાત્મામાં સ્થાપન કરીને તેમણે તે તરફ જ આપણું લક્ષ્ય સ્થિર કરવા કહ્યુ છે એ સંપૂર્ણતામાં જ આપણો બ્રહ્મવિહાર હોવો ઘટે, કોઈ ક્ષુદ્ર સીમામાં નહિ પિતા જેવા સંપૂર્ણ છે, તેવા સંપૂર્ણ બનવાનો પુત્રે સતત પ્રયત્ન કરવો ઘટે એ વગર પિતા પુત્રનુ સાચું મિલન થાય શી રીતે?

એ સંપૂર્ણતાનુ એક લક્ષણ તેમણે બતાવ્યુ છે તે પણ જેવુ તેવુ નથી. જેમ કે તેમણે કહ્યુ છે કે તારા પડોશી ઉપર તારી પોતાની જાત ઉપર રાખે છે તેવો પ્રેમ રાખજે. તેમણે વાતને લગારે નાની કરી નથી. એમ નથી કહ્યુ કે તારા પડોશી ઉપર પ્રેમ રાખજે, કહ્યું છે, તારા પડોશી ઉપર તારી પોતાની જાત ' ઉપર રાખે છે એવો પ્રેમ રાખજે. જે બ્રહ્મવિહાર ઇચ્છતો હોય તેણે એ પ્રેમને પહોંચવુ જ જોઈએ —એ માર્ગે જ તેણે ચાલવું જોઈએ.

ભગવાન ઈસુએ કહ્યુ છે, દુશ્મન ઉપર પણ પ્રેમ રાખો. દુશ્મનને ક્ષમા આપજો એમ કહીને બી બીને અર્ધે રસ્તે અટકી નથી ગયા. દુશ્મન ઉપર પ્રેમ રાખજો એમ કહીને તેઓ લક્ષ્યને બ્રહ્મવિહાર સુધી ખેંચી ગયા છે. તેમણે કહ્યું છે, જે તારા શરીર ઉપરનું પહેરણ લઈ લે તેને તારો ખેસ પણ આપી દે.

દુનિયાદારીના માણસોને આ બધા વચનો અત્યુક્તિ લાગવાના. કારણ, દુનિયા કરતા મોટા લક્ષ્યને તેઓ મનથી માનતા નથી દુનિયાને તેઓ પોતાના પહેરણ સહિત ખેસ સુધ્ધા આપી દેવા તૈયાર થાય, જો તેથી તેમનુ કોઈ દુન્યવી પ્રયોજન સિદ્ધ થતું હોય પરંતુ બ્રહ્મવિહારને જો તેઓ પ્રયોજન કરતા નાનો સમજતા હોય તો પહેરણ સુધ્ધા આપવું મુશ્કેલ બની જાય છે

પરંતુ જેઓ જીવ આગળ બ્રહ્મની સૌથી મહાનની ઘોષણા કરવા આવ્યા હોય છે તેઓ કંઈ દુનિયાના લોકોની દુર્બળ વાસનાના માપે બ્રહ્મને અત્યંત નાનું બનાવીને દેખાડવા ઇચ્છતા નથી તેઓ સૌથી મોટી વાત જ નિસંકોચ પણે ઠેઠ અંત સુધી કહી જાય છે.

આ મોટી વાતને આટલી મોટી કરીને કહીને તેઓ આપણને એક જબરું આશ્વાસન આપી ગયા છે એ મારફતે તેમણે એમ જાહેર કર્યું છે કે માણસની ગતિ ઠેઠ ત્યાં સુધી

પહોંચે છે, માણસનો પ્રેમ આવો મોટો છે, તેનો ત્યાગ આવો પણ આવો મોટો છે.

એટલે આ મોટું લક્ષ્ય અને મોટો માર્ગ આપણને હતાશ ન કરતાં આપણને હિંમત આપશે. આપણા પોતાના અંતરતર મહત્ત્વ પ્રત્યેની આપણી શ્રદ્ધાને વધારશે, આપણા સર્વ પુરુષાર્થને પૂરેપૂરા જાગ્રત કરશે.

લક્ષ્યને અસત્ય વડે કાપીને નાનું કરી નાખવામાં આવે, ઉપાયને દુર્બલતાની વાડ વડે સંકુચિત બનાવી દેવામાં આવે તો તેથી આપણી હિંમત ઓછી થઈ જાય છે,—જે આપણે મેળવવાનું છે તે આપણે મેળવી શકતા નથી, જે આપણે કરવાનુ છે તે કરી શકતા નથી.

પરંતુ મહાપુરુષોએ જ્યારે જ્યારે આપણી આગળ મહાન લક્ષ્ય મૂકયું છે ત્યારે ત્યારે તેમણે આપણા પ્રત્યે શ્રદ્ધા વ્યક્ત કરી છે. જ્યારે બુદ્ધ ભગવાને કહ્યું કે માનસં ભાવયે અપરિમાણં। ત્યારે આપણામાંના કોઈ ઉપર તેમને અશ્રદ્ધા આવી નહોતી. ઈસુએ પણ જ્યારે એમ કહ્યું કે તારા પિતા જેવા સંપૂર્ણ છે તેવો સંપૂર્ણ તું થા, ત્યારે આપણામાના દીનમા દીન પ્રત્યે પણ તેમણે અશ્રદ્ધા દેખાડી નથી.

એમની એ શ્રદ્ધાને લીધે આપણે પોતા પ્રત્યે શ્રદ્ધાવાળા થઈએ છીએ. પછી આપણે ભૂમાને પામવાના આ દુરૂહ માર્ગને અસાધ્ય માનતા નથી—પછી આપણે તેમના કંઠસ્વરને ધ્યાનમાં રાખીને તેમની 'મા ભૈઃ' 'ડરશો નહિ' એવી વાણીને અનુસરીને આ અપરિમાણની મહાયાત્રાએ આનંદપૂર્વક ઊપડીએ છીએ. ઈસુની વાણી અત્યુક્તિ નથી. જો શ્રેય ઈચ્છતા હો તો એ સંપૂર્ણસત્યની સંપૂર્ણતાને જ શ્રદ્ધાપૂર્વક સ્વીકારી લો.

એકવાર અંતરની અંદર સારી પેઠે જોઈ લો—રોજ કયાં મુશ્કેલી આવે છે? એક માણસને પણ મળવા જઈએ છીએ ત્યારે કેટકેટલી જગ્યાએ અડચણ આવે છે. તેની સાથે પૂરેપૂરો મેળ સધાતો નથી. અહંકાર આડો આવે છે, સ્વાર્થ આડો આવે છે, ક્રોધ આડો આવે છે, લોભ આડો આવે છે—અવિવેકથી આપણે આઘાત કરીએ છીએ, અને ઉદ્ધત થઈને આઘાત પામીએ છીએ. જેના વડે આત્મસમર્પણ ખૂબ સહજ અને મધુર બની જાય તે નમ્રતા કેમે કરી મનમાં ઉદય પામતી નથી. આ બધી બાધાઓ સ્પષ્ટ પણે રહેલી છે એમ જાણવા પામ્યા પછી મારી પ્રકૃતિમા બ્રહ્મ સાથેના મિલનમાં અસંખ્ય બાધા રહેલી છે, એ વાતમાં શંકા શી? જેને લીધે મારું એક માણસ સાથે પણ સંપૂર્ણ મિલન થઈ શકતું નથી તે જ બ્રહ્મની સાથે પણ મિલનમાં બાધા ઊભી કરશે જ. જેને લીધે પડોશી પારકો લાગે છે તેને જ લીધે બ્રહ્મ પણ પારકું લાગવાનું. જેને લીધે હું શત્રુને આઘાત કરું છું તેને જ લીધે હું બ્રહ્મને પણ આઘાત કરવાનો. એટલે બ્રહ્મવિહારની વાત કરતી વખતે દુનિયાદારીની કોઈ પણ બાબતને લગારે સાચવી-ને વાત થઈ શકે એમ નથી. મહાપુરુષોએ દશાને સાચવીને વાત કરી નથી—મનમા કંઈ રાખીને તેમણે વાત કરી નથી. તેમણે કહ્યું છે કે એકદમ પૂરેપૂરા મરી ગયા પછી બ્રહ્મમાં જીવતા થવાનું છે. એમના એ માર્ગનું અવલંબન કરીને રોજ રોજ અહંકારની બાબતમાં સ્વાર્થની બાબતમાં આપણે પૂરેપૂરા મરી જવું પડશે અને મૈત્રીની બાબતમાં પ્રેમની બાબતમા પરમાત્માની બાબત-માં અપરિમાણરૂપે જીવતા રહેવું પડશે. જેમણે એ મહાપથ ઉપર પ્રયાણ કરવામાં માણસોને ટેકો આપ્યો છે, તેમને એકાંત ભક્તિપૂર્વક પ્રણામ કરીને શરણે જઈએ.

## ૮૩ માળાનું શિક્ષણ

૧૩ ચૈત્ર, ૧૩૧૫

આ અપરિમાણ માર્ગ પૂરો કર્યા વગર પરમાત્માની કોઈ જ ઉપલબ્ધિ શકય નથી,

એમ કહીએ તો માણસના પ્રયત્ન થંભી જાય. તો ત્યાં સુધી ભાથું શું? માણસ જીવે શાને આધારે?

બાળક માતૃભાષા શી રીતે શીખે છે? માને મોઢેથી સાંભળી સાંભળીને ખેલતાં કૂદતાં આનંદ કરતા કરતાં શીખે છે.

તે જે થોડું શીખે છે, તેટલાનો જ તે પ્રયોગ કરે છે. ત્યારે તેના વાક્યો અધાં અધાં અને વ્યાકરણની ભૂલોથી ભરેલાં હોય છે. ત્યારે તે અધૂરી ભાષામા તે જે કંઈ ભાવ વ્યક્ત કરી શકે છે તે પણ અત્યંત મર્યાદિત હોય છે. તેમ છતા બાળપણમા ભાષા શીખવાનો એ જ એક સ્વાભાવિક ઉપાય છે.

બાળકની ભાષાની એ અશુદ્ધતા અને મર્યાદા કોઈને જો એવો હુકમ ફરમાવવામા આવે કે જ્યા સુધી વ્યાકરણના બધા નિયમોમાં તે પૂરેપૂરો પાકો ન થાય, ત્યા સુધી બાળકને ભાષા ઉપર કશો અધિકાર મળશે નહિ, ત્યાંસુધી તેને ભાષા સાંભળવા કે વાંચવા દેવામાં આવશે નહિ, અને તે ભાષા બોલી પણ શકશે નહિ— તો ભાષાનું શિક્ષણ તેને માટે માત્ર મુશ્કેલ બની જશે એટલુ જ નહિ, અશક્ય બની જશે.

બાળક મોઢેથી જે ભાષા ગ્રહણ કરે છે, તેને જ વ્યાકરણ મારફતે તેણે ફરીવાર શીખી લેવી પડશે, તેને સર્વત્ર પાકી કરી લેવી પડશે, કેવળ સામાન્ય રીતે કામકાજ ચલાવવા નહિ, પણ તેને ગભીરતર રીતે, ઉચ્ચતર રીતે, વ્યાપક તર રીતે સાંભળવા બોલવા અને લખવામાં વાપરવા માટે ઉપયોગી થાય એવી બનાવવા માટે રીતસરનો અભ્યાસ કરીને શીખવી પડશે. એક તરફ મેળવવું બીજી તરફ શીખવું. પામવાનુ એક મોઢેથી બીજે મોઢે, એક પ્રાણથી બીજે પ્રાણે, એક ભાવથી બીજા ભાવે ચાલે છે—અને શીખવાનું નિયમો અને કાર્યો દ્વારા ચાલે છે, એ ક્રમે ક્રમે અને પગલે પગલે ચાલે છે. આ મેળવવાનું અને શીખવાનું બન્ને જો જોડાજોડ ચાલતાં ન હોય તો કાં તો પામવાનું કાચું રહી જાય છે અથવા શીખવાનું નીરસ અને વ્યર્થ બની જાય છે.

બુદ્ધદેવે કઠોર શિક્ષકની પેઠે દુર્બળ માણસને કહ્યું હતું કે એ લોકો ભારે ભૂલ કરે છે, શું'નું શું સમજી બેસે છે, કંઈને કંઈ કહે છે, કંઈ ઠેકાણું જ નથી હોતું. એનું એકમાત્ર કારણ એ કે એ લોકો શીખવા પહેલાં જ પામવાની વાત કાઢે છે. એટલે પહેલાં એ લોકોને શીખવાનું પૂરુ કરવા દો, તો જ યથાસમયે મેળવવાની વસ્તુ એ લોકો આપો આપ પામશે—શરૂઆતમાં ચરમ વસ્તુની કોઈ વાત જ એમની આગળ કાઢવી નહિ.

પણ એ ચરમ વસ્તુ ફક્ત ગમ્યસ્થાન જ નથી, એ તો ભાથું પણ છે. એ એમને કેવળ સ્થિરતા આપે છે એમ નહિ, એ એમને ગતિ પણ આપે છે.

એટલે આપણે ગમે એટલી ભૂલ કરીએ કે ગમે તે કરીએ તોય કેવળ વ્યાકરણ શીખવાની વાત માની શકીએ એમ નથી. કેવળ નિશાળમાં શિક્ષક પાસે જ શીખીએ એ નહિ ચાલે, માની પાસે પણ શીખીશુ.

માની પાસે જે શીખીશું તેમાં ઘણા અઘરા નિયમો અજાણતાં જ આપોઆપ મનમા ઊતરી જતા હોય છે, એ લાભ કંઈ જતો કરાય?

પખીના બચ્ચાએ એક દિવસ જાતે ચરીને ખાવું પડશે એમાં શકા નથી, એક દિવસ તેણે પોતાની પાંખો ફેલાવીને ઊડવું પડશે. પરતુ ત્યાં સુધી તે માના મોંમાથી ખાવાનું ખાય છે. જો તેને એમ કહીએ કે જ્યા સુધી જાતે ચરીને ખાવાની શક્તિ પૂરેપૂરી ન આવે, ત્યા સુધી ખાવાનુ જ મળશે નહિ, તો તે સુકાઈને મરી જશે.

આપણે જ્યાં સુધી અશક્ત છીએ ત્યાં સુધી જેમ થોડી થોડી શક્તિ મેળવવાનો પ્રયત્ન કરીશું તેમ રોજ રોજ ઈશ્વરના પ્રસાદને માટે ભૂખી ચાંચ પણ ઉઘાડવી પડશે; તેમની પાસેથી સહજ કૃપાનો દૈનિક આહાર મેળવવા માટે

વ્યાકુળ થઈને કલરવ કરવો પડશે એ સિવાય કોઈ રસ્તો જણાતો નથી.

હજી અનંતમા ઊડવા જેટલી પાંખ મજબૂત થઈ નથી, હજી તો માળામા જ પડ્યા છીએ. નાના નાના ઘાસ તરણા વડે જે સામાન્ય માળો તૈયાર થયો છે, એ જ આપણો ગાશ્રય છે એ આશ્રમમા પુરાઈ રહીને જ અનંત આકાશમાથી આવેલા પોરાકની આશા જો આપણે બિલકુલ છોડી દેવી પડે એમ હોય તો તો આપણી શી દશા થશે?

તમે એમ કહી શકો છો કે એ ખોરાક તરફ જ જો તમે મીટ માંડી રહેશો તો તદ્દન નિશ્ચેષ્ટ બની રહેશો અને પોતાની શક્તિનો તમને ખ્યાલ જ આવશે નહિ

એ શક્તિનો અમે બિલકુલ ઉપયોગ જ નથી કરવાના એમ હુ કહેતો નથી ઊડવાના પ્રયાસમા દુર્બળ પાંખોને હલાવી હલાવીને તેને મજબૂત બનાવવી પડશે પરતુ કૃપાનો ખોરાક અને પ્રેમનુ પોષણ માંથોસાથ રોજ મળતુ રહેવુ જોઈએ

એ જો નિયમિત મળતુ રહે તો જ્યારે પણ પૂરેપૂરુ બળ આવશે ત્યારે અમને માળામા પકડી રાખવાની કોની તાકાત છે? દ્વિજશાવકનો સ્વાભાવિક ધર્મ જ અનંત આકાશમા ઊડવાનો છે પછી એ પોતાની પ્રકૃતિની ગરજે વાસ કરશે સસારરૂપી માળામા પણ વિહાર કરશે અનંત આકાશમા

અત્યારે તે નિર્બળ પાંખોને લીધે માળામા બેઠો બેઠો કલ્પના પણ કરી શકતો નથી કે આકાશમા ઊડવુ સભવિત છે તેનામા જે થોડી શક્તિ છે તેને અનેકગણી વધેલી કલ્પવા છતા તે એક ડાળ પરથી બીજી ડાળ પર કૂદકો મારવાની જ કલ્પના કરી શકે છે તે જ્યારે પોતાના કોઈ મોટાભાઈને મોઢે આકાશમા ઊડવાની વાત સાભળે છે ત્યારે તે માને છે કે મોટાભાઈ અતિશયોક્તિ કરે છે—એ જે કહે છે તેનો ખરેખરો અર્થ સાચે સાચ આકાશમા ઊડવુ એવો કદી થાય જ નહિ કૂદતી વખતે જમીનનો સપર્શ છોડીને જે થોડુ અધ્ધર ઊંચે જવુ પડે છે તેને જ એ આકાશમા ઊડવુ કહે છે—એ કેવળ કવિત્વ છે, એનો અર્થ કદી એટલો બધો હોય શકે જ નહિ

ખરુ જોતા, આ સસારરૂપી માળામા આપણે જે સ્થિતિમાં છીએ તેમા બુદ્ધદેવે જેને બ્રહ્મવિહાર કહ્યો છે, ભગવાન ઈશુએ જેને સપૂર્ણતા-પ્રાપ્તિ કહી છે, તેને કદી સપૂર્ણ સત્ય માની શકતા નથી

પરતુ આ બધી આશ્ચર્યકારક વાતો એવા લોકોએ કરેલી છે જેમને એનું જ્ઞાન છે, જેમને એનો અનુભવ છે એ હૈયાધારણનો આનદ સપૂર્ણ ભક્તિપૂર્વક આપણે સ્વીકારીએ તો સારુ આપણો આત્મા એ દ્વિજશાવક છે, તે આકાશમા ઊડવા માટે જ તૈયાર થાય છે, એ સમાચાર જેમણે આપ્યા છે, તેમના પ્રત્યે આપણે શ્રદ્ધા કાયમ રાખીએ, તેમની વાણીને આપણે હલકી પાડીને તેની પ્રાણશક્તિનો નાશ કરવાનો પ્રયત્ન ન કરીએ દરરોજ ઈશ્વરની પાસે જ્યારે તેના પ્રસાદામૃતની માગણી કરીશુ ત્યારે સાથે સાથે એમ પણ કહીશું કે અમારી પાખને પણ તુ મજબૂત બનાવી દે મારે કેવળ આનદ નથી જોઈતો, શિક્ષણ જોઈએ છે, ભાવ નથી જોઈતો, કર્મ જોઈએ છે.



# આત્મવિશ્વાસ

**અનંત વ્યાસ 'હિંમત'**

ત્રણ માણસો એક સમયે સાથે જ સિદ્ધિ મેળવવા નીકળ્યા.

પ્રવાસની શરૂઆતમાં જ રસ્તા ઘણો અસખ્ય કાંટા ઝાડી-ઝાંખરા પથરાયેલા હતા વિકટ અને અનેક મુશ્કેલીઓ તથા ભયજનક પરિસ્થિતિઓ ભરેલા લાંબો માર્ગ; આ બધું જોઈને પહેલો માણસ તો એકદમ ગભરાઈ જ ગયો આવા ભયંકર અને મુશ્કેલીભર્યા લાંબા માર્ગને જોઈને જ તેની છાતી બેસી ગઈ તેણે પોતાના બન્ને સાથીઓને કહ્યું ભાઈઓ' આપણે તો અહીંથી જ પાછા ફરવું જોઈએ"

"કાં? શું થયું?" પોતાના સાથીને આમ અચાનક પ્રવાસ છોડી દેવા તૈયાર થતો જોઈને બીજા બન્ને સાથીઓને આશ્ચર્ય થયું

'થાય શું, બીજું? જુઓ તો ખરા રસ્તો કેવો ભયંકર છે. વળી પ્રવાસ પણ ઘણો લાંબો છે' પહેલાએ કારણ જણાવ્યું

"ત્યારે શું, તારે સિદ્ધિની ઇચ્છા નથી?' એક સાથીએ પુછ્યું

' સિદ્ધિ તો મેળવવા ઇચ્છું છું પણ આ ભયંકર વાટ અને રસ્તામાં આવનારા સંકટોનો ખ્યાલ આવતા જ મારી હિંમત ભાંગી પડી છે તો કહું છું કે આવા ભયંકર માર્ગે જવા કરતા તને પણ મારી સાથે અહીંથી જ પાછા ફરો તો સારું" પેલા સાથીએ કહ્યું

પરંતુ પ્રવાસની શરૂઆતમાં જ સંકટો અને આવી પડનારી મુશ્કેલીઓની કલ્પનાના ભયથી ડરીને પાછા ફરવાનું બીજા બે સાથીઓને યોગ્ય ન લાગ્યું પહેલો સાથી ત્યાંથી જ પાછો ફર્યો અને બીજા બન્ને સાથીઓ પોતાના માર્ગે આગળ વધ્યા

રસ્તામાં નાની-મોટી મુશ્કેલીઓનો સામનો કરતા કરતા બન્ને સાથીઓ ઘણે દૂર સુધી પહોંચી ગયા હતા

રસ્તામાં એક મોટો ચોક આવ્યો અહીંથી જુદા જુદા ચાર રસ્તા ફંટાતા હતા ચારમાંથી કયો માર્ગ સાચો છે તેની બેમાંથી એકેયને ખબર નહોતી આખરે એક માર્ગ નક્કી કરીને બન્ને તે માર્ગે આગળ વધ્યા પરંતુ આગળ જતા એ માર્ગ ખોટો જણાયો અને એ માર્ગેથી પાછા વળ્યા અને બીજા માર્ગે પ્રવાસ શરૂ કર્યો. પરંતુ એ બીજો માર્ગ પણ ખોટો નીકળ્યો વળી એ બન્ને જણા એ માર્ગેથી પણ પાછા વળીને પેલા ચોકમાં આવ્યા.

હવે ત્રીજા માર્ગે આગળ પ્રવાસ કરવાની હિંમત અને ધીરજ બીજા માણસમાં રહી નહોતી આટ-આટલા સંકટો વેઠ્યા પછી પણ વારંવાર મળતી નિષ્ફળતાએ તેના ઉત્સાહને તોડી પાડ્યો, તેની શ્રદ્ધા ડગી ગઈ, તેની હિંમત ભાંગી પડી, એ ત્રીજો માર્ગ પણ ખોટો નીકળે તો આવી નિષ્ફળતાની શંકા-કુશંકાઓએ તેના ઉત્સાહ, ધીરજ અને હિંમત હરી લીધા તેણે પોતાના સાથીની રજા લીધી અને પ્રવાસને અધૂરો મૂકીને ત્યાંથી પાછો ફર્યો.

ત્રીજો માણસ હવે ત્રીજા માર્ગે આગળ વધ્યો નિષ્ફળતાઓ અને મુશ્કેલીઓએ તેને નાહિંમત બનાવવાને બદલે વધારે ઉત્સાહીત કર્યો હતો, ઉપરા ઉપર મળેલી નિષ્ફળતાઓએ ધ્યેય પ્રાપ્તિ માટેના તેના નિશ્ચયને ઊલટાનો વધારે દૃઢ બનાવ્યો હતો બમણા ઉત્સાહથી તેણે ત્રીજા માર્ગે પ્રવાસ શરૂ કર્યો પરંતુ એ ત્રીજો માર્ગ પણ ખોટો જ નીકળ્યો

એ માણસ વળી પાછો એ ચોકમાં પાછો આવ્યો. અને શ્રદ્ધા અને હિંમત ગુમાવ્યા વિના મક્કમ મને તેણે ચોથો માર્ગ પકડ્યો.

ત્રીજા માણસે એ ચોથા માર્ગે સફળતા મેળવી

પહેલો માણસ કાર્યની શરૂઆતમાં જ સંકટો અને કાલ્પનિક ભયોને કારણે હિંમત હારી ગયો અને તે ખાલી હાથે પાછો ફર્યો

બીજો માણસ ઉપરા ઉપરી મળતી નિષ્ફળતાઓથી ધીરજ અને આત્મવિશ્વાસ ખોઈ બેઠો. પરિણામે તે પણ ખાલી હાથે જ પાછો ફર્યો

ત્રીજો માણસ મુશ્કેલીઓથી ડગ્યા વિના નિષ્ફળતાઓથી હાર્યા વિના આત્મવિશ્વાસ પૂર્વક, શ્રદ્ધા અને હિંમતપૂર્વક પોતાના માર્ગે આગળ વધ્યો અને ધ્યેય પ્રાપ્તિ કરી શક્યો

ડરપોક, કાયરમનના, શંકાશીલ અને અશ્રદ્ધાળુ માણસો ક્યારેય પોતાના કાર્યમાં સફળતા મેળવી શકતા નથી જે માણસ શ્રદ્ધા અને આત્મવિશ્વાસ પૂર્વક, દૃઢ મનથી હિંમતભેર પોતાના પ્રયત્નો ચાલુ રાખે છે તે જ સફળતા પામે છે.

# શયતાનનું રાજીનામું

કૃષ્ણચંદ્ર

એક દિવસ ખુદા પાસે આવીને, નમન કરી શયતાને કહ્યુ: 'મારું રાજીનામું સ્વીકારી લ્યો.'

'કેમ? શા માટે?' ખુદાએ નવાઈ પામી પૂછ્યું.

'હુ હવે આવા કામોથી તંગ આવી ગયો છું' શયતાને કંટાળેલા ભાવે કહ્યુ 'લોકોને દરરોજ નર્કની આગમા સળગાવવા, લોઢી અને પરુની કડાઈઓમા ડૂબકાં ખવરાવવા, ચાબુક મારી મારીને તેમની ચામડી ઉખેડી નાખવી, ક્ષણે ક્ષણે લોકોને ગુનાઓ માટે તોબાહ પોકરાવવી. કેવું મુશ્કેલ મારું કામ છે' ને જ્યારથી આ દુનિયા બની છે ત્યારથી હું આ કામ કરતો આવ્યો છુ. હવે હું આ કામ કરતા કરતા ખૂબ જ થાકી ગયો છુ. જરા વિચાર તો કરો દીનેઈલાહી, તમે કેવુ મુશ્કેલ કામ મને સોપ્યું છે! જ્યારે તમારા બીજા ફિરસ્તાઓ તો રાતને દિવસ સ્વર્ગની ઠંડી હવા ખાય છે! તમારી પ્રાર્થનામાં રત રહે છે ને હમેશાં લોકોને પ્રમાણિકતાનો સદેશ આપ્યા કરે છે. કેટલું ઉમદા, રસ ભરેલું તે સુંદર કામ છે એમનુ' યા અલ્લાહ, મારા માલિક, મારા ગોડ, મારા ભગવાન, સૌથી મહાન પરમાત્મા, હુ તો લોકોને કનડતા કનડતા હવે તો થાકી ગયો છું મારુ રાજીનામું મજૂર કરીને આ નર્કમાથી મને છૂટો કરો પ્રભુ!'

આમ કહીને શયતાન ખુદાના ચરણોમાં પડી ગયો ને ધ્રૂસકે ધ્રૂસકે રડી પડ્યો ખુદાના દિલમા દયા આવી ગઈ. તેમણે પોતાના ફિરસ્તા અને દેવતાગણો તરફ મો ફેરવીને પૂછ્યુ. 'તમારુ શું કહેવાનુ થાય છે?'

શયતાનની આજીજીથી બધા જ ફિરસ્તાઓના દિલ પીગળી ગયા હતા પણ આગળ વધીને કાઈપણ કહેવાની કોઈનામા હિમ્મત નહોતી. છેવટે જિબ્રાઈલે ડરતા ડરતા કહ્યુ. 'ખુદા, આપ તો દયાળુ છો, દાતા છો, આમ તો શયતાનને તેની બેઅદબીની સજા મળી ગઈ છે. મને તેના પર દયા આવે છે.'

ખુદાએ જિબ્રાઈલને પૂછ્યું: 'શું તું એની જગ્યાએ કામ કરશે?'

જિબ્રાઈલે ગદ્‌ગદ્ તલના કરતા વિનતી કરી: 'ખુદા, હું તો તમારો સદેશવાહક છું....' મૈકાઈલે કહ્યુ: 'હું પૃથ્વી પરનો રોજીનો દૂત છું...'

ઈસરાફિલે કહ્યુ: 'મારું કામ આત્માને લેવા જવાનું છે...'

ખુદાએ ફરમાવ્યું: 'જે આત્માને લેવા જવાનું કામ કરે છે તેને આજથી હુ નર્કના રખેવાળ તરીકે નીમું છું. ને આ શયતાનને આઝાદ કરું છું. તેની પાંખો તેને પાછી આપી દો.'

શયતાનને એની પાખો પાછી મળી ગઈ ત્યારે ખુદાએ તેને કહ્યુ 'આજથી તું પાછો ફિરસ્તો બને છે. આજથી તારે બધાને પ્રમાણિકતાનો પાઠ શીખવવાનો છે. હવે તારે સીધા જ અહીંથી મૌજા લક્ષ્મણ પતન જવાનું છે. ત્યા કરીમદીન ખેડૂતની છોકરી જોહરાનો સોદો થઈ રહ્યો છે. તારે ત્યાં જઈને એ સોદો અટકાવવાનુ કામ કરવાનું છે.'

શયતાને એક વૃદ્ધ બુઝુર્ગનો વેશ ધારણ કર્યો અને મૌજા લક્ષ્મણ પતન ગામે કરીમદીન ખેડૂતને ઘેર પહોંચ્યો ને તેને સમજાવવા લાગ્યો 'જો તું તારી છોકરીને વેચશે તો તારા પર ખુદાનો કોપ ઉતરશે.'

'પણ મારા પર વાણિયાનુ દેવું છે તેનું શું?' કરીમદીને નિરાશાથી માથું હલાવતા કહ્યુ: 'જો હું મારી દીકરીને ન વેચુ તો જમીન વેચવી પડશે ને જમીન વેચીશ તો મારી પત્ની ને પાચ દીકરીઓ તથા બે દીકરા ખાશે શુ? તમે અહીંની જમીન જોઈ હશે. સખત અને પથ્થરવાળી ને લાલ રંગની આ જમીનમા મકાઈ અને બાજરો સિવાય બીજુ કાંઈ ઉગતુ નથી. દિવસરાત મજૂરી કર્યા પછી પણ એક ટક એમનેએમ પસાર કરવો પડે છે. જો હું જમીન

વેચી નાખું તો અને બધા મરી જઈશું શું તને પાંચ દીકરીઓ, બે દીકરા અને એક પત્નીના મૃત્યુ માટે જવાબદારી લેવા તૈયાર છો?' શયતાને કાન પર હાથ મૂકી દીધો

'ત્યારે તમે મને સમ નસવાને બ ને લાલા મિસરીશાહને સમજાવો એ અમારા ગામનો વાણિયો છે જેનું સાડા સાતસો રૂપિયાનું કરજ મારે ચૂકવવાનું છે જો તે ગાડુ રજ માફ કરી આપે તો હું મારી દીકરી બેહરા । સોદો નહિ કરું'

*

શયતાને પોતાના લલાટે તિલક કર્યું ગેરુઆ રંગની ધોતી પહેરી ખભાપર રામનામનો અંગૂછો નાખ્યો ને હાથમા માળા લઈને લાલા મિસરીશાહને ઘર પહોંચી ગયો લાલા મિસરીશાહ આ વખતે પોતાના ઘરના આંગણામા તુલસીની પૂજા પૂરી કરીને હિંડોળા પર બેઠા હતા ત્યા જ શયતાને આવીને અનેક જગાવી

તેની વાત સાંભળીને લાલા મિસરીશાહે પોતાની ધૂનમા મગ્ન રહીને કહ્યું પંડિતજી વારંવાર ભગવાનનું નામ વચ્ચે લાવીને મને શા માટે ડરાવો છો? છોકરીનો સોદો હું નથી કરી રહ્યો કરીમદીન કરી રહ્યો છે તે જ તેનો દંડ કે ઈનામ પાપ કે પુણ્યનો ભાગીદાર છે એમા ન રે શું? મારે તો મારા સાડા સાતસો રૂપિયા જોઈએ મારા પૈસા આપી દે પછી એ જાણે ને એનું કામ જાણે'

પણ જો તમે એના સાડા સાતસો રૂપિયા જતા કરો તો એ એની દીકરીને નહિ વેચે શયતાને તેને સમજાવ્યા.

'કેટલા કેટલાનું કરજ માફ કરું?' વાણિયે પોતાનો લાલ ચોપડો ખોલીને બતાવતા કહ્યું 'આ ચોપડો જુઓ સુંદરદાસને બે હજાર દેવાના છે જુમ્માને પાંચસો સાઠ રૂપિયા ગુરુદયાળને આઠસો રૂપિયા મહેતાબરાય ત્રણ હજાર ખાઈ ગયા છે ગામના ખેડૂતો ઉપર મારું એકવીસ હજારનું કરજ છે બધાને માફ કરવા બેસું તો હું ખાઉં શું? ઘર કેમ ચલાવું?

'તમારે બીજાનું કરજ માફ કરવાનું નથી ફક્ત આ એકનું જ કરો આપો કારણકે તે તમારા દેવાના કારણે પોતાની દીકરીને વેચવા લાચાર બન્યો છે'

લાચાર તો હું પણ છું મે બે પવન ચક્કીઓ નાખવા લાયસન્સ માટે અરજી કરી છે મારે આ લાયસન્સ માટે સાડા સાતસો રૂપિયા સાત દિવસની અંદર સરકારી તિજોરીમાં ભરવાના છે કરીમદીન ખેડૂતની જમીનના ગીરોખતના કાગળો મારી પાસે છે જો તે ચાર દિવસમા માં પૈસા નહિ ભરી આપે તો હું એની જમીન હરાજ કરાવીને એમાંથી લાયસન્સના પૈસા ભરી દઈશ'

શયતાને માળા ફેરવતા ફેરવતા કહ્યું 'લાલા મિસરીશાહ! તમને શરમ નથી આવતી? એ સાડા સાતસો રૂપિયા માટે તમે એક મુસલમાન છોકરીને તમારા ઘરમા ઘાલશો, તમે શું તમારો ધર્મ ભ્રષ્ટ કરશો?'

રામ રામ 'તમે કેવી વાતો કરો છો પંડિતજી!' લાલા મિસરીશાહે પોતાના કાન આડા હાથ રાખતા કહ્યું હું આવી અધમ વાત તો વિચારતો પણ નથી એ છોકરીને હું મારા ઘરમા નથી બેસાડવાનો આ તો એનો સોદો બદરુદીન ખોજા સાથે થઈ રહ્યો છે જેની આડતની દુકાન લક્ષ્મણ પતન પૂલની નજીક છે તેને ચાર સ્ત્રીઓ છે છતાંય તે જાજરા માટે સાડા સાતસો દેવા તૈયાર છે સોદો ફક્ત એટલો જ છે કે કરીમદીન સાડા સાતસો રૂપિયાના બદલામા બદરુદીનને પોતાની દીકરી આપશે કરીમદીન એ સાડા સાતસોમાંથી સાતસો રૂપિયા મને આપશે ને એ રૂપિયામાંથી હું લાયસન્સ ...'

બસ બસ' શયતાને ગભરાઈને બોલ્યો એ કહો આ અયોગ્ય સોદો કોઈ રીતે અટકી નહિ શકે?'

જો બદરુદીન ખોજો ઈચ્છે તો અટકી શકે આમ તો એને પાંચમી શાદી કરવાની જરૂર પણ શી છે? ચાર સ્ત્રીઓ તો છે જ તે જો આ શાદી ન કરે તો આ સોદો સહેલાઈથી અટકી જાય'

*

'પણ હું ક્યાં પાંચમી શાદી કરી રહ્યો છું'' ખોજા બદરુદીન આડતિયાએ શયતાનને સમજાવ્યા 'આ બરાબર નથી મારે ચાર પત્નીઓ છે પણ એમાંથી પહેલી તો બુઢ્ઢી થઈ ગઈ છે ઘરનું કામ

કાજ પણ નથી કરી શકતી. હું તેને મહિનો બાંધી આપીને જુદી કરી દેવાનો છું. પછી જ જોહરા સાથે શાદી કરીશ.'

'પણ તમારી ઉંમર તો પાંસઠ વરસની થઈ ગઈ છે. આ વૃદ્ધાવસ્થામાં તમે શા માટે શાદી કરવા માંગો છો?' શયતાને તેને પૂછ્યું.

'મારી ચારેય પત્નીઓમાંથી કોઈને આજ સુધીમાં દીકરો ન થયો. બધી જ છોકરીઓ આવી છે.' બદરુદીન ખોજાએ કહ્યું: 'મારે દીકરો જોઈએ છે. મારું નામ રાખનાર. કુટુંબનો વેલો વધારનાર જોઈએ છે.'

'પણ જોહરાને દીકરી આવશે તો?' શયતાને પૂછ્યું.

'અલ્લાહ ખૂબ દયાળુ છે.' બદરુદીન ખોજાએ હાથ ઊંચો કરતાં કહ્યું: 'તે જરૂર મારી ઈચ્છા પૂરી કરશે.'

શયતાને પાછું પૂછ્યું: 'શું કોઈપણ રીતે આ સોદો નહિ અટકી શકે?'

'આ કોઈ જબરદસ્તીનો સોદો નથી જનાબ!' બદરુદીન ખોજાએ કહ્યું:'

'છોકરી યુવાન અને સમજણી છે. પોતાનું સારું નરસું વિચારી શકે તેમ છે. જો છોકરી જ આ શાદી માટે ખુશી નહિ હોય તો હું કે એનો બાપ તેને શાદી માટે દબાણ કેમ કરી શકીએ?'

*

શયતાને એક સ્વરૂપવાન નવયુવાનનો વેશ લીધો અને જોહરાને મળવા માટે ચાલી નીકળ્યો. જોહરા આ વખતે ગામના પાદરનાં કૂવામાંથી પાણીનો ઘડો ખેંચી રહી હતી. પહેલી નજરે જ તેણી આ નવયુવક પર મોહી પડી. તેના ગાલમાં શરમનાં શેરડાં પડયાં. શરમાઈને તેણી ઘડાને આંગળીઓમાં ફેરવવા લાગી.

શયતાને એને શાદીનો સંદેશ આપ્યો.

જોહરા ઘડો ફેરવતાં ફેરવતાં અટકી ગઈ. આંખો માંડીને તેણે યુવક તરફ જોયું. પછી તેણે પોતાની આંખો નમાવી દીધી ને નરમ અવાજે કહ્યું: 'તમે શું કામ કરો છો?'

'કામ કાંઈ નથી કરતો.' શયતાને કહ્યું: 'ખુદાનું નામ લઉં છું.'

'ખુદાનું નામ તો બધાંય લ્યે છે.' જોહરાએ ઉદાસ થઈને કહ્યું, 'પછી તમે મને ખવડાવશો શું?'

'આપણે બન્ને મહેનત કરીશું.'

'મેં હંમેશાં મહેનત જ કરી છે. મારા માબાપનાં ઘરમાં ને ખેતરમાં આજ સુધી મહેનત જ કરી છે. આ મહેનતનું પરિણામ તમે જોઈ શકો છો. મારા શરીર પર ફાટેલાં ચીંથરાં અને એક ટંક ભોજન સિવાય કાંઈ મળતું નથી. હું હવે આ મહેનતથી ગળે આવી ગઈ છું.'

શયતાન ઘણીવાર સુધી મૂંગો રહ્યો. પછી ધીમેથી કહ્યું: 'જોહરા, તું યુવાન અને સુંદર છે. જરા વિચારી તો જો. શું તું એ પાંસઠ વરસનાં બુઢ્ઢા સાથે શાદી કરીને સુખી થઈ શકીશ ખરી? શું તું તારા આત્માને એમ પ્રતીત કરાવી શકશે કે ચાંદીનાં થોડાં રૂપિયા માટે તું વેચાઈ નથી રહી?'

'તે મને મકાન આપશે. કપડાં આપશે. બે વખત પેટ ભરીને ખાવા આપશે.' જોહરાનો ચહેરો આશાથી પુલકિત થઈ ઊઠયો.

'પણ તે બુઢ્ઢો, બદસૂરત, પાંસઠ વરસનો....' શયતાને જોહરાનો હાથ પોતાનાં હાથમાં લઈને કહ્યું. 'જરા વિચાર તો ખરી જોહરા, તું તેની સાથે સુખી કેવી રીતે થશે?'

જોહરાએ ધીમેથી પોતાની લાંબી લાંબી પાંપણો ઊંચી કરી અને ચંચળ નજરથી તેના તરફ તાકતાં કહ્યું: 'સુખી થવા માટે હું તમને કયારેક મળ્યા કરીશ...તમે મને મળશો ને? છાનામાના?'

નિઃશ્વાસ નાખતા જોહરાએ પોતાનું માથું તેની છાતી પર નાખી દેવા યત્ન કર્યો પણ શયતાન એકદમ તેનો હાથ છોડાવીને ત્યાંથી દોડી ગયો.

*

તે ફોજદાર ગુરૂદયાળસિંહ પાસે પહોંચ્યો, અને તેને કહેવા લાગ્યો: 'હું એક શરીફ શહેરી હોવાના કારણે આપને વિનંતી કરું છું કે આ સોદો ન થવો જોઈએ. તમે એને રોકોને એક છોકરીની જિંદગી બરબાદ થતી બચાવી લ્યો. ફોજદાર સાહેબ, મારે આપને જણાવવું જોઈએ કે મૌજા લદનવુ પતનનાં ખેડૂત કરીમદીન પોતાની છોકરીનો સોદો બદરુદીન ખોજા

સાથે કરી રહ્યો છે. સાડા સાતસો રૂપિયા લઈને તે પોતાની છોકરી બદરુદીન ખોજાને આપશે. જે એ સાતસો રૂપિયા લઈને લાલા મિસરીશાહને આપશે ને પોતાની જમીન છોડાવશે. નૈતિક દૃષ્ટિએ આ સોદો અયોગ્ય છે. ધાર્મિક દૃષ્ટિએ આ સોદો ગુનો છે. કાનૂની દૃષ્ટિએ પણ આ સોદો જુલમ છે. હું આપને ચેતવવા માગું છું. આપ આ તાલુકાના ફોજદાર છો. આપ આ કાનૂન વિરુદ્ધ થતાં સોદાને અટકાવી દો.'

'હું કદાપિ એને નહિ રોકું.' ફોજદારે શયતાનને સમજાવતા કહ્યું 'હુ આખો બનાવ જાણું છુ. મેં બધો બંદોબસ્ત પણ કર્યો છે. મને ખબર પડી છે કે જ્યારે જોહરાના નિકાહ બદરુદીન ખોજા સાથે થશે તેની થોડી મિનિટો પહેલા જ બદરુદીન ખોજો સાડા સાતસો રૂપિયા પોતાની પત્નીના હાથમા આપશે જોહરા આ પૈસા તેના બાપના હાથમા મૂકશે નિકાહ પછી એ પૈસા લઈને કરીમદીન લાલા મિસરીશાહ પાસે જશે અને તેને સાડા સાતસો રૂપિયા દઈને પોતાનુ કરજ ચૂકવશે પણ મારા માણસો બદરુદીન ખોજાના નિકાહ વખતે હાજર રહેશે અને જે રૂપિયા બદરુદીન ખોજો આ સોદાના બદલામા કરીમદીનને આપશે, તેના પર પહેલાથી અમારી નજર હશે ત્યારે એક જ ઝપટમા હું બધાને ગિરફતાર કરી લઈશ અને તેના પર દીકરી વેચવાના અપરાધ બદલ કેસ કરીશ'

'પણ તમે કેસ શા માટે કરશો?' મૂઝાઈને શયતાને કહ્યુ 'આપ આ કાનૂન વિરુદ્ધ કાર્યને અમલમા આવતા પહેલા જ કેમ નથી અટકાવતા?'

'તમે ખરેખર ઉલ્લુ છો, 'ગુરુદયાનસિંહ ફોજદારે નિડાઈને કહ્યું 'હું એવો મૂર્ખ નથી કે હાથમા આવેલો આવો મોટો કેસ આમ સહેલાઈથી જવા દઉં. જેમા બદરુદીન ખોજો, લાલા મિસરીશાહ, કરીમદીન અને જોહરા એક સાથે ઝપટમાં આવેલા હોય બદરુદીન ખોજા પાસેથી હુ ઓછામાં ઓછા બે હજાર રૂપિયા લાચમા લઈ શકીશ અને એટલી જ રકમ મિસરીશાહ પાસેથી પણ લઈશ. ને મે સાંભળ્યુ છે કે જોહરા યુવાન અને ખૂબસૂરત છે...'

'પણ આ તો ગુનો બન્યો કહેવાય.' શયતાને ગભરાઈને કહ્યુ.

'આ ચાર હજાર રૂપિયામાથી હુ મારી દીકરીનાં લગ્ન કરીશ. મારી દીકરીનાં લગ્ન એક બાજુથી અટકયા છે. કારણકે મારે એના દહેજ માટે પૈસા ભેગાં કરવાના છે. હવે આ એક જ ઝપટમા બધો બંદોબસ્ત થઈ જશે.'

'એક છોકરીના લગ્ન માટે બીજી છોકરીની જિંદગી બરબાદ કરવી એ તો પાપ જ ગણાય.'

'ને પ્રસિદ્ધિ મળશે એ અલગ જનાબ!' ફોજદારે શયતાનને સમજાવ્યો. 'આવો મોટો કેસ આ જિલ્લાના કોઈ ફોજદારના હાથમાં નહિ આવ્યો હોય વળી એવી પણ શકયતા છે કે આ કેસની સફળતા પછી હુ સબ ઇન્સ્પેક્ટરમાથી ઇન્સ્પેક્ટર પણ બની જાઉં.'

'પણ આ તો ચોખ્ખો અન્યાય છે.' શયતાને બૂમ પાડી.

'તમે વચ્ચે બોલનારા કોણ છો?' ફોજદારે ગર્જીને પૂછ્યું.

'હુ ખુદાનો બંદો છું.' શયતાને નમ્ર ભાવે માથું ઝૂકાવીને કહ્યુ 'હું લોકોને પ્રમાણિકતાનો ઉપદેશ આપું છું.'

ફોજદારે તેને જેલમા પૂરી દાધો.

*

સાત દિવસ પછી જેલમાથી છૂટીને શયતાન સીધો જ ખુદાની હજૂરમા પહોંચ્યો ને પોતાની પાંખો પાછી આપવા માડી

'કેમ, શુ થયું!' ખુદાએ પૂછ્યુ.

શયતાને કહ્યુ. 'મે વિચાર્યું હતું કે મારું કામ બધાથી મુશ્કેલ છે અને ફિરસ્તાઓનું કામ ખૂબ સહેલુ છે હવે ખબર પડી કે મારું કામ બધાંથી સરળ છે અને ફિરસ્તાઓનુ કામ બધાથી મુશ્કેલ છે આથી હું મારું રાજીનામું પાછું ખેંચી લઉં છું ને વિનંતી કરું છું કે મને તરત જ નર્કમા મોકલી આપવામા આવે'

અનુ૦ આનંદભિખ્ખુ

# શુભ નિર્ણયો

**આબીદ અ૦ ભટ્ટ**

નવા વર્ષના શુભ પ્રભાતે વહેલા ઊઠવા મન સાથે પાકો નિર્ણય કરી એલારામ મૂકી સૂઈ ગયેલો સવારે રવિકિરણો બારીની ફાડમાંથી મને ઢંઢોળી રહ્યા હતા પણ એલારામની ટેવે ટેવાઈ ગયેલા આપણા રામ ઊઠે તો ને' છેવટે ઊઠ્યો એલારામ ૭ વગાડતું મન એકદમ પ્રફુલ્લિત થઈ આનંદમાં આવી ગયું કારણ કે હું કોઈ દિવસ ૭ વાગે ઊઠ્યો જ ન હતો થયું કે બહુ મોડું ના કહેવાય પરંતુ જરાક બારી કાંઈથી જોયું તો એલારામના રામ રમી ગયા હતા અર્થાત કે બંધ હતું એલારામને ચાવી આપી જલદી જલદી જેવી બહાર નીકળ્યો તો નવ વાગવા આવ્યા હતા મંદ સમીરની લહેરે ડોલતા રંગબેરંગી ફૂલો જાણે નવા વર્ષને આવકારતા હતા વાતાવરણ તાજગી અને મધુર્યથી ભરપૂર હતું તરત જ હું કળિયુગની દેવી અર્થાત ચાનો એક ડોઝ ગટગટાવી ગયો. પરંતુ બરાબર મૂડ ન આવવાથી બીજો ગટગટાવી ગયો અને શુભ નિર્ણયોનો નિર્ણય લેવા બેસી ગયો સમાજની મોટા ભાગની વ્યક્તિઓ આવા નિર્ણયો કરતી હોય છે તેની મહત્તા પણ કેટલી' દા૦ત૦ રોજ વડીલોને વંદન કરવા, કેટલો સુ૦ગ નિર્ણય' સનફ રાઇઝડ નિર્ણય' (? કદી ચડે નહી તવે) વડીલોને પણ એમ થાય કે ભલે જમાનાના રંગ બદલાયા હોય પણ વડીલોની આમન્યા જેવા આર્ય સંસ્કૃતિના તત્ત્વો હજુય જીવંત છે

તૂંડે તૂંડે મતિ ભિન્નાની રૂએ જેટલી નિર્ણયોમાં વિવિધતા તેટલી જ વિવિધતા નિર્ણયોને કયાં સુધી પાળવા તેમાં સમાયેલી છે કેટલીક વ્યક્તિઓ નિર્ણયોને પરિપૂર્ણ કરી આનંદ મેળવે છે કેટલીક વ્યક્તિઓ નિર્ણયો કરવા પણ ન જ પાળવા તેમાં જ પરમસુખ માણે છે અને કેટલાક ગુજરાતીઓ આરંભે શૂરાની જેમ અધવચ્ચે મૂકી પેલા અંગ્રેજ લેખકની સાથે સહમત થતા હોય છે કે નિર્ણય કરી, તેને પાળવાની શરૂઆત કરી અને તેને તોડવો તેમાં જ સત્યાનંદ સમાયેલ હોય છે.

આ નિર્ણયો પણ કેવા! જાત જાતના અને ભાત ભાતના' રંગી' વિવિધરંગી અને તરંગી! જેવા કે કોઈ પતિ–પત્ની 'આજના મંગલ, પ્રભાતે શુભ નિર્ણય કરીએ છીએ કે અમે સ્નેહ, સહકાર અને સુખદુઃખના સહભાગીદાર તરીકે ઘરમાં શાંતિથી રહીશું, ઝઘડીશું નહી અને વડીલોની આજ્ઞાનું પાલન કરીશું' કેટલાક સગવડતા ખાતર વિકલ્પે બીજો નિર્ણય પણ તેની સાથે જ લેતા હોય છે જેવા કે આજથી ચા બંધ (કૉફીની છૂટ), આજથી બીડી બંધ (ટેસ્ટ માટે સિગારેટની છૂટ), હવે હંમેશ માટે ખાદી પહેરવી (પરદેશ જવા માટે ગરમ સૂટની છૂટ), સિનેમાનો સદંતર બહિષ્કાર (વર્ષમાં એક વાર જોવાની છૂટ), લાંચ લેનારા કોઈને પણ લાંચ આપવી નહી (સ્વીકારવાની છૂટ), અને લાંચ આપનારા કોઈની લાંચ લેવી નહી (આપવાની છૂટ), આજથી ખોટો ખર્ચો થાય તેવું કંઈ પણ ખાઈશ નહી (બીજો ખવડાવે તો ખાવાની છૂટ) કોઈ વિદ્યાર્થી. હંમેશા બાર વાગ્યા સુધી જાગીશ (ફક્ત વાંચીને જ એવો અર્થ નહી કરવાની છૂટ), હવેથી પગપાળા પ્રવાસ કરીશ (બે ગામ વચ્ચે મોટર વાપરવાની છૂટ) કોઈ વેપારી.... સરકારને પૂરેપૂરો ટેક્સ ભરીશ (બે ચોપડા રાખવાની છૂટ), આજથી સાચું બોલીશ (નરો વા ને કુંજરો વા બોલવાની છૂટ), આજથી સવારમાં વહેલો ઊઠીશ (ઊઠ્યા પછી સૂવાની અને મોડા ઊઠવાની છૂટ) કોઈ વળી આજથી ખોટા પૈસા લઈશ નહી (ખોટા એટલે કે જે ચલણમાં હોય નહીં તે એવો અર્થ કરવાની છૂટ), કોઈ અમીર આજથી હું પહેલા કરતા સાદાઈભર્યું જીવન ગાળીશ (સાદાઈનો અર્થ ત્રણ બંગલા ફક્ત બે મોટરો અને માત્ર છ-સાત નોકરો), હવેથી હું કોઈ પણ વાદમાં માનીશ નહી (સિવાય કે તકવાદ અને વિતંડાવાદ), કોઈ કોઈ

વિદ્યાર્થી   આજથી હુ ચોરી કરીશ નહી (માત્ર પરીક્ષામા જ ચોરી કરવાની છૂટ), કોઇ ખુદાબક્ષ મુસાફર. હવેથી ટિકિટ વગર મુસાફરી કરીશ નહી (થર્ડ ક્લાસની ટિકિટ લઇ ફર્સ્ટ ક્લાસમા મુસાફરી કરવાની છૂટ) કોઇ સભ્ય કે નેતા   હુ જેટલુ પ્રજા આગળ બોલીશ તે સો ટકા સાચુ હશે (શુ કરીશ તે નહી પૂછવાની છૂટ) આજથી હું મુખમા રામ રાખીશ (બગલામા છૂરી રાખવાની છૂટ), આજથી હુ વડીલોને વદન કરીશ (વદનનો અર્થ વદ ન એવો કરવાની છૂટ)

આ અને આવા બીજા અનેક નિર્ણયો લેવાતા હોય છે અહી આપણે તેના ગુણ અવગુણની ચર્ચા કરવા ન બેસતા એટલુ જ વિચારીએ કે વિકલ્પે જે નિર્ણયો લેવામા આવે છે તે ન લેવામા અને માત્ર બાકીના નિર્ણયો જગતનો દરેકે દરેક માનવી પોતાના હ્ર દ સાથે મક્કમ નિર્ધાર કરી પરિપૂર્ણ કરે તો આ વિશ્વ પાછુ તેજ સુવર્ણયુગવાળુ વિશ્વ બની જાય અને વિશ્વના ચિમળાએલા એ કુમળા પુષ્પો ફરી પાછા તેજ નવીન તાજગી, નવીન સુવાસ, નવીન મધુરતાથી ધમધમી રહે

---

વચન

બે વર્ષ પહેલાની વાત છે. હુ સુરતથી અમદાવાદ આવી રહ્યો હતો ટ્રેન વડોદરા સ્ટેશને થોભી તો એક તેર-ચૌદ વર્ષનો છોકરો મારા ડબ્બામા પ્રવેશ્યો એક ગદી ચડ્ડી અને ફાટેલા ગજીફરાકથી વધુ વસ્ત્ર એણે પરિધાન કર્યા નહોતા માથાના લાબા લાબા વાળ સૂકા ઘાસની જેમ ઊભા હતા આખા શરીરે ધૂળ ચોટેલી હતી આ છોકરાના પ્રવેશથી ડબ્બામા બેઠેલ એક સજ્જનના મોઢે તિરસ્કારપૂર્ણ ચિત્કાર સરી પડ્યો

પેલો છોકરો શાત વદને સામેની બેઠકના છેડે બેસી ગયો થોડીવાર બાદ મૂક મુદ્રામા એણે પોતાની ભૂખ પ્રગટ કરી તે હાથ લાબા કરી દયામય દષ્ટિથી કઇક મેળવવાની આશા રાખી રહ્યો હતો

મેં પૂછ્યુ 'અલ્યા, શુ તુ મૂગો છે?' જવાબમા એણે માત્ર ડોકુ નમાવ્યુ.

મારા મનમાં કોણ જાણે કયા વિચારોના વમળ ફરી વળ્યા કે જેથી હું બોલી ઊઠ્યો 'જો તું બોલવા લાગી જાય તો હુ તને એક રૂપિયો આપીશ ' પેલો છોકરો ગભીર અને મૌન રહ્યો મે ફરીથી કહ્યુ-'અલ્યા તુ તો બની બેઠેલો મૂગો છે બોલીને રૂપિયો લઇ લેતો હોય તો?'

છોકરો બે-ચાર મિનિટ વિચારમાં પડ્યો પછી હસ્યો હુ એ છોકરાની સામે જોતો રહ્યો સામે બેઠેલ સજ્જન મારી સામુ જોતા હતા

તે દષ્ટિ નીચે ઢાળતો બોલ્યો-'લો બોલી દીધુ હવે આપો, રૂપિયો!'

મે એ છોકરા તરફ પ્રશ્નાર્થપૂર્ણ દષ્ટિ નાખતા પૂછ્યુ 'તુ ભીખ શા માટે માગે છે? ભીખ માગવી તો બહુ ખરાબ છે ખેર, પણ મૂગો બનીને શા માટે માગે છે?'

'સાચુ કહું છુ, સાહેબ. બોલીને ભીખ માગુ છુ તો દિવસે છ-આઠ આના મળે છે પણ મૂગા બની માગવાથી દરરોજ ઓછામાં ઓછો એક રૂપિયો મળી જાય છે.'

મને એ છોકરા પર અત્યત દયા આવી. વિચારવા લાગ્યો-ખરેખર, જૂઠ બોલીને પણ જીવન વ્યતીત કરી શકાય છે મે ખિસ્સામાથી એક રૂપિયાની નોટ કાઢી તેને આપતા કહ્યુ 'લે, હવે તો રાજીને?'

વધુ વાતચીત દરમ્યાન એણે મને વચન આપ્યુ કે, 'હવેથી હુ કદી પણ અસત્ય આદરીને ભીખ માગીશ નહીં', અને બનશે તો આ ધધો જ છોડી દઇશ.' —સાહિત્ય ભૂષણ

# સ્રીનું બીજું નામ શ્રદ્ધા!

કંદર્પ જોષી

પહેલી વારની પત્નીનું મૃત્યુ થયા પછી થોડા જ દિવસોમા કુન્દનલાલનો સંબંધ સરોજ સાથે નક્કી થયાની વાત કંઈ નવી નવાઈની નહોતી. હિન્દુસ્તાનમાં મધ્યમવર્ગના કુટુંબની ઘણીક કન્યાઓના જીવનમાં એવી વાત લખાયેલી જ હોય છે. ભર્યાભાદર્યા ઘરની કન્યા માટે વર મેળવવો મુશ્કેલ હોય છે. તો સરોજ તો હતી એકલી-અટૂલી અને વળી મધ્યમવર્ગની! ક્યારે, ક્યાથી ને કેવો વર મળી આવશે એ ચિંતા વર્ણન કરવાની વાત નથી, અનુભવવાની વાત છે!

એટલે જ એક દિવસે અચાનક જ જ્યારે કુન્દલાલને ઘેરથી એને ત્યાં માગું આવ્યુ ત્યારે તે સમજી જ ન શકી કે કાળાડિબ્બાણુ અંધારામા આ પ્રકાશરેખા કઈ રીતે પ્રગટ થઈ. પરંતુ દીકરીનુ સુંદર મુખડું અને જાજરમાન કાયા જોતા જ તેને લાગ્યું કે કુન્દનલાલ તો શું ભલા રાજા-મહારાજા ય તે આ રત્નને માટે સર્વસ્વ ન્યોચ્છાવર કરી દે. માના હરખનો પાર ન રહ્યો. કુન્દનલાલ સાથે સરોજનું વેવિશાળ થઈ ગયુ.

પણ, આ હરખના આવેગમા કે પછી સગાઇ થઇ ગયા પછી જનુના મજેવી વાતોના ભારથી, કોણ જાણે શાથી પણ ડોશી જર્જર કાયા સાચવી ન શક્યા અને દીકરીના હાથ પીળા કરવાનો પ્રસંગ આવે-આવે ત્યા જ સ્વર્ગે સીધાવ્યા. હવે રહી ગઇ એકલી સરોજ! એને કોઇનો સહારો નહિ. ન મળે કોઇનો સથવારો. તેને થઈ આવ્યુ, હવે શું થશે આ જીવનનું? પણ થયું કશુ જ નહિ, અને છતાં બધું જ થયું તો!

મહિનો સવા-મહિનો વીત્યો કે તેને ઘેર નાન-વાળાઓ આવી ઊમટયા. બે-ત્રણ અજાણ્યા નવા માણસોય હતા. સગાસંબંધીઓની ભીડ જામી વિવાહના ગીતોથી ઘર કલ્લોલી ઊઠ્યું. ખાણી-પીણી થઈ, સાજ સજાવટ પણ શણગારાઈ. અને આ બધા માટે ક્યાંયથી પણ રૂપિયા ય આવ્યા હશે ને? સરોજ તો પોતાને વિધિને હવાલે સમજીને જ સઘળી વાતોથી અને ધામધૂમથી અન્યમનસ્ક, પ્રવાહમાં વહેતા તણખલા શી વહી રહી......

નવવિવાહિતા સરોજે પોતાના નવા ઘરમા પ્રવેશ કર્યો-વિશાળ ઘર, સુખસગવડની તમામ સામગ્રીઓ, ઘરધણી એકલનિવાસી યુવાન પતિ, ન સાસુ ન કોઇનું સાશન, ન દિયર કે ન તો નણંદોની જાળ. કોઇપણ વહુ મનોમન ખુશ થયા વિના રહી શકે નહિ. પરંતુ જળપ્રવાહની ધારામાં વહેતાં તણખલાને સુખનો શો અનુભવ? શો ઓરતો? પોતાના મોઢા પર, પોતાની ગતિ-વિધિ પર અન્ય મનસ્કતાની અમિટ છાપ છાપીને જ સરોજ વહુએ આ ઘરમા પ્રવેશ કર્યો. રૂપ અને યૌવનના પ્રકાશ તથા લજ્જાની અરુણિમામાથી ડોકાતી આ અન્યમનસ્કતાનું અધારું બહાર પણ દેખાતું હતું પણ તેને દેખનાર-પામનાર તો હતુ એક માત્ર સરોજનું પોતાનું હૃદય જ.

પૈસાદાર લોકોને સગાસંબધીઓની કમીના હોતી નથી. બહેનો પણ એકઠી થઇ જાય છે, ભાભીઓ પણ. સુહાગરાતની તૈયારી થઇ ગઈ. કુન્દનલાલ નવવધૂ માટે મોતીમાળા લઇ શયનખંડમાં આવી પહોંચ્યા. સરોજ નમનતાઇથી નમસ્કાર કરતી ગઈ. પતિએ તેને પલંગપર બેસાડવા માટે આવી પણ તે હાથ છોડાવીને પલંગ પાસેની પાટ પર જ બેસી ગઇ-નતમસ્તક, નવ વિવાહિતાના મનોભાવોથી સર્વદા રિક્ત. ચહેરા પર લજ્જાની લાલિમાને ઠેકાણે અવસાદની કાલિમા જોઇને કુન્દનલાલ સ્તબ્ધ થઈ ગયા. થોડી વાર પછી શાન્તિનો ભંગ કરતા તે બોલ્યા: 'આવ, આમ કેમ બેઠી છે? તારું સ્થાન તો આ પલંગ પર છે.' સરોજ તો એમની એમ જ, પથ્થર ઘડી પ્રતિમા જેવી બેઠી રહી. બોલી: 'ના, મારી એ જગ્યા ન હોય.' કુન્દનલાલ આ ગૂઢ વાક્યનો શો અર્થ કરે? તેઓ છતના લાકડાં ગણતા જ રહ્યા. સરોજ જમીન પર જ સફેદ ચાદર પાથરીને હાથનો તકિયો કરી સૂઈ ગઈ. આવી હતી એ બન્નેની સૌહાગ રાત.

અને એ સોહાગ રાત જ કેમ! જીવનના પછીના દિવસોય એવા જ હતા. ઘરમાં એક પતિ અને એક પત્ની, નોકર-ચાકર અને, અવસર-બેઅવસર આવ-

નારા ભાભી-ભાઈ, બહેન બનેવી. ઘરસંસારની નાવનું સુકાન સરોજના હાથમાં આવ્યું. તે તેને સંભાળવા પણ લાગી પણ એવું લાગતું કે તે પોતે તેમાં સવાર થઈ નથી સગાંસંબંધીઓ, મિત્રો મિત્રપત્ની ઓનો જમાવ થતો, ચા-નાસ્તા, હાસ્ય વિનોદથી ઘર ગાજી ઉઠતું, સરોજ એ બધા વચ્ચે ઉપસ્થિત રહેતી, પણ તદ્દન શી ત્યારે આ બધા વચ્ચે તેની અન્યમનસ્કતાનો ભાર તે વેઠારી શકતી નહિ ત્યારે વળી પોતાના ખંડમાં જઈને એ જ સેજપથારી પર લખાવતી ઘરના બીજા ખંડોમાં હાસ્ય વિનોદ ક્યાં સુધી ચાલુ હોય. કોણ રહે છે, કોણ છે-એ જાણવાની તેને ઇચ્છા પણ ન થતી તે તો ચૂપચાપ પોતાની જાતમાં જ ખોવાયેલી રહેતી. એવું લાગતું જાણે જેટલું તે જાણે છે તેટલું જ ઘણું છે—અને જાણી જાણીને કરવાની ય શું!

આવા વિચિત્ર સ્વભાવની પત્ની પામીને કુન્દલાલ પણ કિંકર્તવ્ય વિમૂઢ જેવા થઈ ગયા આ પત્નીને ઘરેણાં—લૂગડાંનો શોખ નથી ને નથી તો તેને રાગ રંગમાં રસ' એને ક્યાંય જવા આવવાનું ગમતું નથી અને કોઈ તેની પાસે આવે જાય તે તેને રુચતું નથી શું તે પોતાની જાતમાં જ સ્વયંપૂર્ણ છે' કુન્દનલાલ મનોમન મુંઝાયા કરતા પણ સરોજે તો જે ચિત્તવૃત્તિ લઈને ઘરમાં પ્રવેશ કર્યો હતો, તે જ તે તો દૃઢ કરતી ગઈ. સરોજ ગૃહસ્વામિની બની ગઈ, પણ પતિની પત્ની તે ન બની, ન બની શકી

લગ્ન પછી ત્રીજે ચોથે મહિને એક દિવસે સરોજે પોતાના પતિને પોતે પિયર જવા ઇચ્છા રાખે છે એમ જણાવ્યું. અને કુન્દલાલની હિંમત એ પૂછવા પૂરતીય ન ચાલી શકી કે બાઈ, તારે પિયરમાં છે ય કોણ તે તું ગોરે ઉપાડે પિયર જવાની વાત કરે છે એમણે સરળતાથી રજા આપી દીધી, મુસાફરીની વ્યવસ્થા ગોઠવી આપી સરોજ ગઈ અને સાથે લેતી ગઈ પતિ પરિવારની એક દૂરના સંબંધે થતી વિધવા ભાભીને છેલ્લા થોડા દિવસોથી જ સરોજને એની સાથે બેસવા ઉઠવાનો સંબંધ વધતો ચાલ્યો હતો. તેનું નામ હતું સરલા ઉંમરમાં તો તેને અને સરોજને સાત આઠ વરસનો ફેર હતો, તે સરોજથી આઠ વરસ મોટી હતી, પણ ખૂબ નામાણિક દેખાતી, તેને જોતા જ પ્રેમ ઉભરાઈ આવે એવી .....

બાના ઘરમાં-પોતાના ઘરમાં જતાં જ સરોજને જાણે રાહત મળી ગઈ. સરલાનો સંગ તેને ખૂબ પસંદ હતો બન્ને હળીમળીને રહેતી ઘરકામમાં, કાંઈક વાચનમાં, કાંઈક સાધવા-સીવવામાં કે ભરત ગુંથણમાં તેઓનો સમય વહી જતો. બપોર વેળાએ ગામની આડોસી પાડોસી સ્ત્રીઓનો આવાગમન થોડા દિવસ ચાલ્યો પણ ધનવાનને ઘેર પરણી હતી છતાં પણ વૈભવનો દેખાડો સરોજે મુદ્દલ ન કર્યો, તેથી તેઓએ જ આપોઆપ આવવાનું બંધ કર્યું. સરોજ અને સરલા—એ બેની દુનિયા જ નિરાળી, અને તેમાં જ તે બન્ને મસ્ત

મહિનો માસ થયો કે કુન્દનલાલે તેડાગર મોકલ્યો, પણ સરોજે જવાબમાં નમ્રતાઈથી જણાવી દીધું કે તે હમણાં આવી શકશે નહિ, હજી થોડા મહિના તેને ત્યાં જ રહેવું પડવાનું. કુન્દનલાલ આ બધું સમજી શક્યા નહિ, પરંતુ તેઓ એ દૃઢતા સરોજને સમજી ગયા હતા, તેથી તેમણે તેને તેડી મંગાવવાના પ્રયત્નો જ છોડી દીધા

ઉનાળાના આરંભમાં સરોજ પિયર ગઈ હતી, ઉનાળો પૂરો થયો ને આખું ચોમાસું ય વીતી ચૂક્યું. કુન્દનલાલ અને સરોજ વચ્ચે મહિને પંદર દિવસે એકાદ કાગળ પૂરતો જ સંપર્ક રહ્યો હું પ્રસન્ન છું, આપ પણ પ્રસન્ન હશો! બસ! કુન્દલાલ આ સમસ્યામાં જ વિહ્વળ રહેતા કે સરોજ તેના જીવનના કયા રહસ્ય પર મંડી છે? પણ શિયાળાનો આરંભ થયો કે તરત જ એમને અચાનક એક પત્ર મળ્યો અને તેથી જ સમસ્યાની ક્રૂરતા વધુ આતતાયી બની ગઈ' તેઓ સમજી જ ન શક્યા કે આ બધી શી વાત છે? પત્રમાં લખ્યું હતું 'ભગવાનકૃપાથી અમે પ્રસન્ન છીએ, આ બુધવારે જ ઘેર આવી પહોંચીશું છોકરો શું છે, આપનું જ પ્રતિરૂપ જોઈ લો', સવા મહિનાનો જ હજુ તો થયો છે, પણ તેની રગમાંનું લોહી અછતું રહી શકતું નથી જોઈને આપ જ ખૂબ રાજી થશો '

કુન્દનલાલની મનની હાલત અદ્ભુત હતી ક્યારેક કહે આ સજાવટ કરો અને ક્યારેક કહે પેલું શણગારો.

વળી બીજી જ ક્ષણે પોતાના તમામ હુકમો પાછા ખેંચી લેતા. નિકટના સ્વજનોને જાણ થતાં જ સૌ દોડી આવ્યા.

વહુ ઘરમાં આવી ગઇ અને ખોળામાં લેતી આવી એક મનમોહક, રૂપકડું રમકડું-નાનાગોરા હાથ-પગ હસી હસીને ઉછાળતું હસમુખું બાળક! એ બાળક જોઇને જ કુટુંબની વૃદ્ધાઓએ ઇશ્વરનો ઉપકાર માન્યો, કુન્દનલાલ અને સરોજના ભાગ્ય માટે વખાણ કર્યા. વિવાહ પછી સરોજના જે ચહેરા પર ગંભીર અન્ય-મનસ્કતા સ્પષ્ટ દેખાઇ આવતી તે જ ચહેરો હવે ગુલાબફૂલ શો ખીલેલો રહેતો. તેના પ્રત્યેક ઉચ્છ્વાસ-માંથી સુવાસ ઝરતી, તેની પ્રત્યેક ભાવભંગીમાંથી હરખના ફૂવારા છૂટતા. બધાં જ કહેવા લાગ્યાં: જેનો ખોળો ભરાય, તેનાં સુખને સીમા જ કેવી!

બાળકના પિતાએ બાળક જોયું. સરોજે લખ્યું હતું તે સાચું જ હતું-જાણે તેઓ અરીસામાં પોતાનો જ ચહેરો જોઈ રહ્યા ન હોય! પરંતુ પોતાના પુત્રને જોઇને પિતાના હૃદયમાં જે આનંદઉલ્લાસ જાગે છે, તે તેમના હૃદયમા ન જાગ્યા-ત્યાં તો એક તોફાન જાગી ઊઠ્યું. એ તોફાનમાં પોતાની નાવને કેમ આગળ ધપાવવી-સંભાળવી એ કેટલું વિકટ હતું તે તો માત્ર તેઓ જ જાણતા હતા, અથવા સરોજ.

હા, વાર્તા-લેખક પણ કુન્દનલાલના એ માનસિક આંદોલનની વાત જાણે છે. ઉપરની વારતા લખતી વેળાએ તેનાથી એક પ્રસંગનું વિવરણ કરવાનું રહી ગયું હતું. સરોજના લગ્ન પછીથી સરોજ પિયર જવા નીકળી તે અગાઉના બે-ત્રણ દિવસની જ વાત છે.

સંધ્યાટાણું હતું. સરોજ અને એક-બે નોકર-ચાકર સિવાય ઘરમાં કોઇ નહોતું. પોતાના ઓરડામા બેઠી બેઠી સરોજ શૂન્ય ભાવે બારી બહાર જોઇ રહી હતી. અચાનક જ સરલાએ ઓરડામાં પ્રવેશ કર્યો-મલિનવદન, અસ્તવ્યસ્ત સરલાના મોં પર સ્પષ્ટ રીતે અસહ્ય ભાર વરતાતો હતો. સરલા આવી, પાસે બેઠી, કાંઇ બોલી નહિ. થોડી જ ક્ષણો બાદ સરોજના ખોળામાં મોં છુપાવી હીબકાં લેવા માંડી. સરોજ ચકિત તો થઇ, પણ બોલી તો તે પણ નહિ. જાણે તે તેનાં હૃદયને પામી ગઇ હતી. તેણે ચૂપચાપ સરલાને થાબડયા કર્યું. હીબકાં લેતી સરલા બોલી: હું મોટી અપરાધણ છું, તમારી અપરાધણ છું. મને માફ કરશોને?'

પ્રૌઢા જેવી પ્રગલ્ભ મતિવાળી સોળ વરસની સરોજ કાંઇ જ કહ્યા-કારવ્યા વગર જ બધું જાણી ગઈ. બોલી: 'ભાભી, વિધિની ગતિ બળવાન છે. ભાગ્યમાં લખ્યું મિથ્યા થતું નથી. મોટી બહેન પણ, સાંભળ્યું તો હતું કે આ દુઃખે જ મરી પરવાર્યાં છે. પણ કોઈ દુઃખ શેનું કરે? દુઃખનો તો આ સંસાર દરિયો છે, દરિયો. તેમાં ડૂબ્યા વિના તરી જાય તે જ સાચું મનુષ્ય છે. જે થયું તે થયું, ભૂલી....'

'ભૂલું? સરોજ, કેમ કરીને ભૂલું? આ પેટમાં જે...' સરલા આટલું બોલી કે તરત જ સરોજ સડક થઇ ગઇ, એક જ ક્ષણમાં-ક્ષણ પહેલાં જ દુઃખ દરિયાને તરી પાર કરવાનો ઉપદેશ દેતી હતી તે વિચલિત થઈ ગઇ. તેને પોતાને જ એવું લાગવા માંડયું, જાણે હમણાં ડૂબી, આ ડૂબી...

પણ વિવેકનો દોર હાથ લાગી ગયો. તેનાં સતકર્મો જાગી ઊઠ્યાં. કમર કસી, માથું ઊંચું કરી તેણે કહ્યું: 'ભાભી, આ બાળક મારું છે. તારા પેટમાં પડયું છે પણ મારા ગર્ભથી જન્મ લેશે. આપણે બન્ને એક-બે દિવસમાં જ અહીંથી ચાલ્યા જઇશું. પાછા આવીશું ત્યારે તો મારો ખોળો ખુંદનાર ખેલતો હશે! તારે દંડ માત્ર એ જ ભોગવવો પડવાનો કે તારો હોવા છતાં ય તે તારો નહિ રહે એ મારો થઇને રહેશે.'

સરોજના ખોળામા મોં છુપાવીને સરલા એટલું જ બોલી શકી: 'તમે ખૂબ દયાળુ છો દેવી! એ કાંઇ દંડ નથી, વણમાગ્યું વરદાન છે...'

વારતા લેખકને ખબર નથી કે પુત્ર બાબતમાં કુન્દનલાલ અને સરોજ વચ્ચે કાંઈ વાત થઇ અથવા ન થઇ, અને જો થઈ જ, તો તે શી? પુત્ર પ્રાપ્તિ પછીના બંનેના જીવનથી પણ વારતા લેખક પરિચિત નથી. હા, તે એટલું જરૂર જાણે છે કે માતાની વાત્સલ્ય ભરી દેખરેખમાં બાળક ખૂબ લાડમાં ઉછર્યું, મોટું થયું...... [અનુદિત]

# ગાંધીજીનાં દૃષ્ટાન્તો

રમેશ ડા૦ દેસાઈ

## મસોતું અને મેજ

એક ડોશી એક મેજ સાફ કરતી હતી સામુથી ધુએ ને મસોતાથી લૂછે, એટલે મેજ કેમે સાફ થાય જ નહિ ડોશી સામુ બદલે, મસોતા બદલે, પણ મેજ તેવો ને તેવો

કોઈએ કહ્યુ 'ડોશીમા, મસોતુ બદલી સાફ કરડું લો તો હમણા મેજ સાફ થાય ' ડેશી સમજ્યા

કહેવા પ્રમાણે કર્યું તો તરત મેજ સાફ થઈ ગયુ

તેવી રીતે આપણે મેલા કપડાથી પાણી ગાળીએ કે લૂછીએ તેના કરતા ન જ ગાળીએ તો પણ ચાલે

## મારો મિત્ર આત્મા

એક વાર પવનની લહરીઓમા સામેના વૃક્ષો જોતો હુ બેઠો હતો

મે જોયુ કે નિત્ય પરિવર્તન પામતા આ મહાન વૃક્ષોની અદર એવુ કઈક છે જે ચિર કાળ ટકી રહે છે દરેક પાદડાનુ પોતાનુ અલગ જીવન હોય છે એ ખરી પડે છે અને કરમાઈ જાય છે, પરતુ ઝાડ જીવતુ રહે છે દરેક ઝાડ પણ મળે કરીને અથવા તો ઘાતકી કુહાડીથી મરણને શરણ થાય છે, પરતુ જગત જેનો આ ઝાડ એક ભાગ છે તે જીવે છે

આપણે પણ માનવવૃક્ષના આવા પાદડા જ છીએ આપણે કરમાઈ જઈએ પણ આપણામા જે સનાતન છે તે અનતકાળ સુધી પરિવર્તન પામ્યા વિના ટકી રહે છે

આવા વિચારો કરતા મને ભારે આશ્વાસન મળે છે, અને મારી ઉપર કાબૂ મેળવી લઈને મને પોતાને કહ્યું 'હુ જાણુ છુ કે મારો મિત્ર એ એનુ પેલુ શરીર નથી પણ એની અંદર રહેલો આત્મા છે '

## નામર્દાઈ અને પશુબળ

સને ૧૯૦૮મા એક પઠાણે મારા ઉપર પ્રાણઘાતક હુમલો કર્યો હતો તે વેળા મારો મોટો પુત્ર મારી સાથે નહોતો તેનામા શરીર બળ ઠીક હતુ જે વિચારો મારા આજે છે તે વિચારો તે વેળા પણ હોવાથી મે તે ટકાળ ઉપર કામ ન ચલાવ્યુ

મારા છોકરાઓને પણ હુ ક્ષમના—પ્રેમ બળના વિચારો શીખવી રહ્યો હતો તેથી મારા પુત્રે મને પહેલી મુલાકાતે જ નીચે પ્રમાણે કહ્યુ જ્યારે તમારી ઉપર હુમલો થયો તે વખતે હુ તમારી પાસે હોત તો મારી શી ફરજ હતી તે સમજવા માગુ છુ તમે શીખવ્યુ છે કે કોઈ આપણને મારે તો તેને સામુ ન મારવુ, તેમ તેની ઈચ્છાને વશ પણ ન થવુ આ કાયદો હુ સમજુ છુ, પણ મારામા તે પ્રમાણે વર્તવાની શક્તિ નથી

'તમને મરતા હુ ન જોઈ શકુ તમારી ઉપર હુમલો થાય ત્યારે તમારો બચાવ કરવાની મારી ફરજ સમજુ પણ કેવળ મરીને તમારો બચાવ ન કરી શકુ તેથી કા તો મારે તમને મારનારને મારીને બચાવ કરવો રહ્યો અથવા તો મારે તમારી ઉપર માર પડે તે જોયા કરવો અથવા ભાગી જવુ ?'

મે તેને જવાબ આપ્યો 'તુ ભાગી જાય અથવા મારો બચાવ ન કરે એ તો નામર્દાઈની નિશાની છે જો તારાથી તારી જિંદગીને કેવળ જોખમમા નાખીને મારો બચાવ ન થઈ શકે તો તારે જરૂર મારનારની સાથે લડીને બચાવ કરવો જોઈએ નામર્દાઈ કરતા તો પશુબળ વાપરવુ વધારે સારુ છે '

આ વિચાર હુ અત્યારે પણ માનુ છુ બીકને લીધે હિંદુસ્તાન શસ્ત્ર ન ઉગામે તેના કરતા શસ્ત્રધારી બની પોતાની જાતને રહેવુ જોખમ વહોરે એ જરૂરનુ છે

**હવે ગાંધી બાપુ જીતી જવાના** [પૃ૦ ૪૫૮થી]

સંબંધ ?' મેં આશ્ચર્યથી પૂછ્યું.

'આ સરકાર જેવી સરકાર પાહે એક જ મોટર. અને એય તે ડોલચા જેવી. મામલતદાર સા'બ હોય કે ફોજદાર સા'બ હોય, સંધાય ઇ મોટરમાં આંટા માર્યા કરે ! અને ગાંધી બાપુને તો બે મોટર! અને એય તે નવી નકોર ! હવે ગાંધી બાપુ જીતી જવાના!' જુવાન ભારે વિશ્વાસથી બોલી ઊઠ્યો.

ગામ ભણી ભાગવાની તૈયારી કરતા જુવાનો ખૂતેલી મોટરને કાઢવા માટે ફરી સાબદા થયા. ઉત્સાહમાં આવી ગયેલા જુવાનોએ એવું જોર કર્યું કે એક ધક્કે મોટર કીચડમાંથી બહાર નીકળી ગઈ.

અમારી બીજી ટૂકડીને લઇને બીજી દિશામાં ગામડા ફરવા નીકળેલી મોટર, મારગ ભૂલવાથી અમારી સામે આવીને ઊભી રહી. બે મોટર જોઇને જુવાનડા નાચી ઊઠ્યા.

'આવડી મોટી સરકાર, તોય એની પાહે એક જ મોટર ! અને ગાંધી બાપુ પાંહે તો બે. હવે લડવામાં વાંધો નહીં. ભલે આખી સરકાર હાલી આવે.' રંગમાં આવી ગયેલ જુવાન આગેવાન જાણે લડાઈનો પડકાર કે કનો હોય એવા ભાવ અને જુસ્સાથી બોલી ઊઠ્યો.

'શાબાશ રે શાબાશ જુવાન!'.મેં એનો વાંસો થાબડતાં કહ્યું, 'તમે તો લડાઇના રંગમાં આવી ગયા. પણ ગામની સભામાં તમે હતા ને? ગામના આગેવાનોએ તો નક્કી કર્યું કે ના કરની લડત માંડીએ અને સરકાર આપણા ઢોર ઢાંખર અને ઘરવખરી જપ્ત કરે તો આપણાથી ઝીંક ઝીલાય નહીં.'

'અમે ગામમાં જઇને કઈ દેવાના કે સરકાર પાંહે ડબલા જેવી એક જ મોટર અને ગાંધી બાપુ પાહે તો બે મોટર છે બે. અને એય તે નવી નકોર. હવે એની હારે બાખડવામાં વાંધો નહીં. બીજો જુવાન બોલી ઊઠ્યો.

એમની ગણતરીમાં અને રંગમાં ભંગ પાડવાની અમારી હિંમત ચાલી નહીં.' ખૂતી ગયેલી મોટરને કીચડમાંથી બહાર કાઢવા માટે એમણે કરેલી મદદ માટે આભારના વેણ કહી, રામ રામ કરી, બીજી મોટરને પણ પાછી વાળી, અમારી બન્ને ટૂકડીઓએ પડખેના ગામે સાથે જવાનું પરિયાણ કર્યું.

અમે મોટરમાં બેઠા અને ઉત્સાહમાં આવી ગયેલા જુવાનોએ 'મહાત્મા ગાંધીની...જે' બોલાવી. અમારી મોટરો રવાના થઈ. જતાં જતાં અમારે કાને શબ્દો અથડાયા: 'હવે ગાધી બાપુ જીતી જવાના...'

---

**ખાનવણીઃ** [અનુસંધાન પૃષ્ઠ ૪૫૦થી]

બોલી ઊઠ્યા, 'સાચો પાટણનો દેશાઈ, હાસમ શેઠ! મારો દીકરો ગરીબોનાં કાળજાં ફફડાવે નહિ. એ તો પોતાના કાંડા ઉપર ઘા કરે. ખબર છે? એનાં માતુશ્રી લૂંટારાને ઇદ ઉજવવા પાંચશેર ચાંદીના કડલાં મોકલે. એનો દીકરો એટલુ ન કરે? ભલે કબુલ કરી. આપી દયો છસો કોરી હરભાઇ!'

શેઠ કહે, 'મને પહોંચી ગઇ. મારે નથી જોતી. હું રાજી ખુશીથી કહું છું.'

હરભાઇ કહે આપવી છે. આમ ખેંચતાણ મટે નહિ. છેવટે બાપુજીએ સમાધાન કર્યું કે, 'ત્રણસો કોરી હાસમ શેઠ માફ કરે ને ત્રણસો કોરી હરભાઈ આપી દિયે.'

પ્રેમજી ઠક્કરને ઘડીક આંસુ આવે છે, ઘડીક રાજી થાય છે. અરે મારા દેણામાં હરભાઇની શું કસૂર? વિચાર કર્યો કે ઘરવખરી તો હરાજ થવાની હતી જ તો હું જ ન કરું? ઘરે આવીને લબાચા પાણીને મઠે ફના કર્યા. દોઢસો કોરીની સગવડ કરી હરભાઇ પાસે આવ્યા.

'હરભાઈ! તમે મારા જેવા ગરીબના બેલી થઇ ઓરવો ને આબરૂ બેય રાખી દીધાં છે. લ્યો, આ દોઢસો કોરી. એટલી સગવડ મેં પણ કરી છે. મને પણ એમ થાય કે કંઇક ભરી.'

હરભાઇએ પ્રેમજી ઠક્કરને રાજી રાખવા ખાતર દોઢસો કોરી લીધી. એમાં દોઢસો પોતે ભેળવી ત્રણસો કોરી હાસમ શેઠને ભરી. પ્રેમજી ઠક્કરનું કરજ ભરપાઇ કરાવ્યું.

જૂનાગઢ ઉપરી અધિકારીને આ વાતની ખબર પડતાં હરભાઇનો પગાર વધારી પ્રમોશન આપ્યું.

# ગ્રંથાવલોકન

ગુજરાતી વ્યાકરણશાસ્ત્ર : લે૦ અધ્યા૦ કેશવરામ કા૦ શાસ્ત્રી, પ્ર૦ ફાર્બસ ગુજરાતી સભા–મુંબઈ, કિં૦ રૂ૦ ચાર; પૃષ્ઠ ૮૪૦.

જૂના ગુજરાતી સાહિત્યના સંશોધક–અભ્યાસી તથા આપણી ભાષાના સુપ્રસિદ્ધ પંડિત અધ્યા૦ શ્રી કે૦ કા૦ શાસ્ત્રીનો આ ગ્રંથ એમનાં ઇતર ભાષા-વ્યાકરણ વિશેનાં પુસ્તકોમાં મહત્ત્વનો ઉમેરો કરીને આપણા વ્યાકરણશાસ્ત્રના અભ્યાસીઓને ય એક કિંમતી સાધન પૂરું પાડે છે. આપણે ત્યાં વ્યાકરણના અભ્યાસમાં હજી સુધી સ્વ૦ શ્રી ક૦ પ્રા૦ ત્રિવેદીનું બૃહદ્ વ્યાકરણ વ્યાપક ઉપયોગિતા દાખવે છે. તેને આધારે રચાયેલાં ઇતર વ્યાકરણપુસ્તકો પણ મહદ્ અંશે સંસ્કૃત–પ્રાકૃતાદિ અને અંગ્રેજી વ્યાકરણના નિયમપદ્ધતિને અનુસરે છે. આપણી ગુજરાતી ભાષાનું જીવતું આગવું સ્વરૂપ, એની બોલાતી વિશિષ્ટતા–વિવિધતા આમ કંઈક ઉપેક્ષા પણ પામ્યાં. "જૂની ભાષાભૂમિકાઓને પણ ખ્યાલમાં રાખી" "ગુજરાતી ભાષાના સ્વાભાવિક સ્વરૂપ તરફ મુખ્ય નજર" ફેરવી "સંસ્કૃત–અંગ્રેજી વ્યાકરણોની પદ્ધતિનો વિવેક જાળવીને" "ગુજરાતી ભાષાના વ્યક્તિત્વને અબાધિત રીતે રજૂ કરવાનો આમાં પ્રયત્ન" હોવાનું લેખકે પ્રસ્તાવનામાં સ્પષ્ટ કર્યું છે. આ રીતે આ ગ્રંથ ઉચ્ચ શિક્ષણમાંના વ્યાકરણ અધ્યયન ક્ષેત્રે લાંબા સમયની એક ખોટ પૂરે તેમ છે. વિવિધલક્ષી દૃષ્ટાન્તો, સ્પષ્ટતાર્થે નોંધો અને સળંગ સુરેખ નિરૂપણ અને સુવાચ્ય છપાઈ પણ આ ગ્રંથને વિદ્યાર્થીઓ અને અભ્યાસીઓમાં લોકપ્રિય બનાવશે એમ લાગે છે.

'ગુજરાતી વ્યાકરણશાસ્ત્ર' પ્રધાનતઃ સિદ્ધાન્તદર્શી પુસ્તક છે. આપણી ભાષાના ઉચ્ચાર–લેખન અંગેનાં લક્ષણોને તેથી જ એ મૂળમાં જઈને છતાં તુલનાત્મક અને વ્યાપક રીતે સમજાવે છે. વિરામચિહ્નો, કારક વિભક્તિઓ, વ્યુત્પત્તિ આદિ મહત્ત્વનાં અંગોને લેખકે આ ગ્રંથની મર્યાદામાં સમાવ્યાં નથી. અહીં બે ખંડમાં વર્ણવિચાર (પૃ૦ ૫ થી ૭૭) અને શબ્દવિચાર (પૃ૦ ૭૮ થી ૭૩૯) કરાયો છે. 'પ્રાસ્તાવિક' પ્રકરણમાં વર્ણ શબ્દ અને વાક્યના સ્વરૂપનું જ્ઞાન એ વ્યાકરણ એમ સ્થાપીને તેમાં પ્રાદેશિક અને જાતિવિશિષ્ટ બોલીઓને ય લક્ષમાં લેવાની હિમાયત કરાઈ છે.

પ્રથમ ખંડ વર્ણવિચારનો છે. તેમાં લેખકે વર્ણમાળા, સ્વરભાર અને સંધિ એ ત્રણ પ્રકરણોની યોજના રાખી છે. 'કડિયો'–'રૂપિયો' વ૦ માંનો શાંતદ્રુત-અસ્વરિત 'ઇ' પરત્વે પારસી ઉચ્ચારણો 'કડ્યો' 'રૂપ્યો' વ૦નો ઉલ્લેખ, સૌરાષ્ટ્રના પશ્ચિમ વિભાગના મેર લોકોમાં બોલાતો 'પ' ('છાલિયું'ને બદલે 'પાલિયું', કે 'છોકરો'ને બદલે 'પોકરો' કે 'કાંઉ કરેય' આદિ), અંગ્રેજી Ph અને Fને અનુસરતા શિષ્ટોમાં પ્રચલિત બેઉ ઉચ્ચારો, 'વંશ'–'વાંસ'ની પરંપરિત લખાવટ સાથે પ્રા૦ ઠાકોરે યોજેલી 'વંશ'–'વાંસ'ની રીતિ ઉલ્લેખી કોઈક પ્રકારતીય એવી જુદી લખાવટની હિમાયતાદિ 'વર્ણમાળા'ના પ્રકરણમાં ધ્યાન ખેંચે તેવા રસપ્રદ મુદ્દાઓ છે. પ્રા૦ ઠાકોરની લખાવટ માટે સ્પષ્ટ સૂચન હોત તો સારું થાત, કારણ લેખન-મુદ્રણમાં તે સુગમ નીવડે તેમ છે અને એક ચોક્કસ રીતિની હવે જરૂર ખરી. 'સ્વરભાર'ના પ્રકરણમાં ઉદાત્ત-અનુદાત્ત સ્વરભાર ગણમેળ માત્રામેળ છંદોમાં વ્યક્ત કરવાની સગવડ ન હોઈ ગુજરાતી કવિતા જીવંત ભાષાને મૂર્ત કરી શકે તેમ નથી એ સૂચક અભિપ્રાય વિચારણીય છે. આ પ્રકરણની વિગતો મહત્ત્વની નીવડે છે. 'સંધિ' પ્રકરણમાં 'વર્ણાન્તનું'ને સ્થાને 'વર્ણનું' "ખાસ વપરાતું નથી" એવી નોંધમાં 'ખાસ' શા માટે ઉલ્લેખાયું હશે? 'સંમુખ' ને બદલે 'સન્મુખ' યોજવાની વ્યાપક ક્ષતિ પણ નોંધાઈ છે.

'શબ્દ વિચાર'ના બીજા વિભાગમાં શબ્દોની વર્ગણી, નામ, વચન–વિભક્તિ, સર્વનામ, વિશેષણ,

ધાતુના રૂપ અને કૃદન્તો, ક્રિયાપદના કાળ અને અર્થ, પ્રયોગ, ક્રિયાવિશેષણ, નામયોગી, ઉભયાન્વયી કેવલ પ્રયોગી અવ્યયો, પૂર્વગો અને પ્રાથમિક દ્વૈતીયિક પ્રત્યયો ઉપરાત સમાસ—એ સર્વ શબ્દના વિવિધ સ્વરૂપોની વિશદ સવીગત ચર્ચા છે તાદર્થ્યને અર્થ (=માટે) લાવવા જની ગુજરાતીની ધાટીનો 'ને' ડૉ૦ શ્રી આનદશકર ધ્રુવ વ્યાપકપણે પ્રયોજે છે એ નોધ, 'થી'ને પાચમી ઉપરાત ત્રીજી વિભક્તિનો પ્રત્યય પણ ગણવાની હિમાયત, 'કહેવુ તે સહેવુ છે'. મા 'તે'નો પ્રયોગ અયોગ્ય હોવાનો અભિપ્રાય, સ્વ૦ શ્રી ક૦ પ્રા૦ ત્રિવેદીના વ્યાકરણમા 'હુ હસતો હોઇશ' એવા 'ચાલુ ભવિષ્ય'ના રૂપને લક્ષમા લેવાયુ નથી એ બતાવી આવા મિશ્રકાળની આપણા પ્રાથમિક વ્યાકરણોમા તો ખાસ જરૂર નથી જ એવો સ્પષ્ટ મત, 'વાત હમી કાઢી' જેવા પ્રયોગોમા આપણી ભાષાએ મિશ્રકાળને બદલે સયુક્ત ક્રિયાપદની વિશિષ્ટ પદ્ધતિ ઉપજાવી છે એ તરફ અગુલિનિર્દેશ આદિ આ વિભાગમા નોધપાત્ર વીગતો છે હિન્દીમા માનાર્થે ત્રીજા પુરુષમા યોજાતા 'આપ'નો, આપણે ત્યા "આપ હમેશા સાઝે વ્યાખ્યાન કરે છે" જેવા ઉદાહરણમા લેખકે પ્રયોગ પ્રચલિત દાખવ્યો છે તે ચિત્ય જણાશે; આવો પ્રયોગ સામાન્યપણે અરૂઢ નથી? સખ્યાક્રમવાચક વિશેષણોમા 'એકોતેર'ની સાથે 'ઇકોતેર' પણ યાદ થવુ જરૂરી હતુ સમગ્રપણે આ વિભાગ આપણા વ્યાકરણના ઘણા વ્યાપક મૂલ્યના સર્વે મુદ્દાઓનો સુરેખ અને ઊંડાણપૂર્વક પરિચય—પરામર્શ રજૂ કરે છે

વિદ્વાન લેખકે વ્યાકરણ ગ્રથના આપણા સાહિત્યમા આ કૃતિ દ્વારા એક અદ્યતન અને વિશદ કૃતિ આપી છે અને એ રીતે માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણ ક્ષેત્રે ગુજરાતી ભાષાના અભ્યાસાર્થ સુવિધા સર્જી છે. ભાષાશાસ્ત્ર—વ્યાકરણશાસ્ત્રના આ અનુભવી પડિતની વિશેષતા ઝીણવટપૂર્વક વીગતવિચાર જેના રજૂઆતની વિશદતામા પણ છે આ વિષયના એમના આ અગાઉના છએક પુસ્તકો ગુજરાતમા સત્કાર પામ્યા છે જ આશા છે, કે આ ગ્રથ પણ અભ્યાસીઓના આવકાર પામશે.

**વરદાન** - લે૦ શ્રી જમિયત પડયા ('જિગર'), પ્ર૦ સુમન પ્રકાશન, મુંબઈ; કિ૦ રૂ૦ ૨, પૃ૦ ૧૦૪.

આપણા આ જાણીતા ગઝલકારની લાબા સમયથી અપ્રગટ એવી કેટલીક ગઝલ—નઝમ—મુક્તક-રચનાઓનો આ પ્રથમ સગ્રહ શ્રી રામપ્રસાદ પ્રે૦ બક્ષીએ પુરોવચન રૂપે દર્શાવેલ "જિગર"ના રગ' સાથે રૂપરગે અને કદે આકર્ષક સ્વરૂપે પ્રગટ થયો છે. આ શાયરની ભાવ છટા અને અભિવ્યક્તિ સ્વાભાવિક ખુમારીનો આગવો રગ આણે છે. એ ખુમારી આધ્યાત્મિક તેમ રગીન—રસિક પણ છે. 'દર્શન' 'ઓળખાણ', '—કહેવાય ના', 'રગ રાખ્યો છે', 'દૂર રે'વા દો!', 'અનલહક', 'પ્રશ્નોત્તર', 'સ્વપ્ન વિશ્વ', 'પ્રકૃતિના ડૂસકા' કે 'વિદાય' કૃતિઓ તરી આવે એવી છે રચનામા કે લખાવટમા ગદ્યાળુતા યા કથનની નિર્બળતા, એકાદ ચમકી ઊઠતી કડી આસપાસ સામાન્ય કડીઓનો પ્રસ્તાર, ભાવ—વિચાર ઉપરાત કેટલાક શબ્દો—પ્રયોગોની ય પુનરાવૃત્તિ, પરાકાષ્ઠાનો આભાસ સર્જતી વક્તૃત્વ અદા કે સીધી-સટ જેવી પ્રશ્નાત્મક યા વિચારદર્શક લખાવટ અને ક્યારેક અનુસ્વાર પ્રયોગ જેવી બાબતમા ચૂક, આ ૭૭ રચનાઓના સગ્રહમા વરતાય છે અવશ્ય, પરતુ મિજાજ કે રજૂઆતમા આ નાનો સગ્રહ કવિની શક્તિનો સુખદ અનુભવ પણ સળગ ગીતે કરાવે તેમ છે એમ નોધીશું કે ગઝલ—નઝમના પદબધ—પ્રાસાદિ પરત્વે શ્રી 'જિગરે' કેટલાક નવા સુભગ પ્રયોગો પણ કર્યા છે.

સગ્રહની વિશિષ્ટતા એમા થી પ્રગટ થતા કવિના ઝિદાદિલ વ્યક્તિત્વમા છે. એ ખુમારીભરી છાપ સગ્રહમા સર્વત્ર છે "પારકા ઢાળે ઢળી શકતો નથી" અને 'રગ છે, કે અન્ય રગોમા ભળી શકતો નથી" એમ કહેતા આ શાયર "કાળને પણ એ ઘડી વ્યાકુળ કરતો જોઉં છુ" કહે એ કેવુ સાહજિક લાગે છે? "આરઝૂઓની કબર ને બને કિનારા પર?" એવો પડકાર કરતા કવિ "ઊઠી તારી મહેફિલથી, વળીશું તારી મહેફિલમા" એ રીતે મૃત્યુનેય નિજી રગથી અવલોકે છે. "મળે ઝરિયાનનુ તો પણ મને અહેસાનના મોઘા કફનથી દૂર રે'વા દો!" એવી સ્વમાની વૃત્તિનો આ શાયર જાણે પ છે જ, કે "ના નથી સહજ મોતી પામવા કિનારા પર, માપવા મહાસાગરના હજી અતળ તળ છે." એ વાત કવિની હવે

પછીની રચનાઓ માટે વધુ આશા પ્રેરે જ. 'વરદાન'માં ક્યારેક કવિની સૌંદર્યલક્ષી ઝીણી નજર પણ મનોહર ચિત્ર રચી જાય છેઃ "ઊડતી ઊડતી રસ્તાની ધૂળ બેસી ગઈ શોધી શોધીને, મુંઝિલની પગદંડી પરથી એક પગલું ક્યાં ફંટાઇ ગયું?" "આખું જિવતર હાર્યો બખિયા ભરતાં ભરતાં" "માંનું ચિત્ર પણ ઓછું વેધક નથી. "ખસો સે'જ પરદો, હસ્યું કોઇ છાનું, બરાબર તને હું નિહાળી રહ્યો છું'" એ મસ્તી–શ્રદ્ધા દાખવતા આ 'બેકરાર' કવિને આપણેય ઇચ્છીશું, "બેસુમાર વરસ."

**લદાખના લડવૈયા :** લે૦ શ્રી હરીશ નાયક; પ્ર૦ શ્રી લક્ષ્મી પુસ્તક ભંડાર, અમદાવાદ; કિં૦ રૂ૦ ૨–૭૫; પૃ૦ ૧૬૪.

ભારત પર ચીને પાશવી આક્રમણ તો કર્યું! પણ બીજી જ પળે એણે જોયું કે ભારતનું ખમીર આફતની પળે શૌર્ય–સમર્પણની કેવી જ્વલંત કથા જગતતવારીખમાં સર્જી શકે તેમ છે. આ નાના સચિત્ર પુસ્તકમાં લેખકે ભારતના નૌજવાન સૈનિકોની જવાંમર્દી, દેશદાઝ, ફનાગીરી અને ખાહોશીને ઉત્સાહપૂર્વક બિરદાવી છે. બાળકો અને કિશોરો માટે વેગીલી અને રસપ્રદ શૈલીમાં રોમાંચક પ્રસંગોને ભાવનાપ્રેરક રૂપે આલેખવામા લેખકની કલમ યશસ્વી નીવડી છે. પ્રસંગ, પાત્ર અને ભાવનું નિરૂપણ તાદશ અને આકર્ષક બન્યું છે. પ્રસંગોપાત વર્ણનની છટા પણ સફળ જણાશે. 'ઝગમગ'માં ક્રમશઃ પ્રગટ થયેલી વીરકથા પુસ્તક રૂપે પ્રાપ્ય થતાં તેના કિશોર વાચકસમુદાયને અવશ્ય ગમશે. હિન્દી રૂપાન્તર પણ આ કૃતિ પામી છે એ હર્ષની વાત છે. લેખકને આવી પ્રેરક સરસ કૃતિ આપવા માટે અભિનંદન.

---

# સાભાર સ્વીકાર

## બાલગોવિંદ પ્રકાશન : બાલગોવિંદ કુબેરદાસની કંપની, અમદાવાદ–૧.

૧. સર્વોદય અને શિક્ષણઃ લે૦ મનુભાઇ પંચોળી, પૃષ્ઠ. ૧૭૪, કિંમત. ૩–૨૫.
૨. શાંતિના પાયાઃ લે૦ મનુભાઈ પંચોળી; પૃષ્ઠ ૧૨૩, કિંમત ૩-૦૦
૩. વેરા વિનાનો વહીવટ-પંચાયતઃ-લે૦ મહેન્દ્ર દેસાઈ, પૃષ્ઠ ૧૦૮, કિંમત ૨–૦૦
૪. શાંતિનિકેતન (૧) રવીન્દ્રનાથ ઠાકુર કૃત. અનુ૦ નગીનદાસ પરેખ, પૃષ્ઠ ૨૭૮ કિંમત ૪-૦૦

## નવજીવન પ્રકાશન : નવજીવન મંદિર, અમદાવાદ–૧૪

૧. પંડિતજી પોતાને વિશે –સંપા૦ રામનારાયણ ચૌધરી; અનુ૦ કરીમભાઈ વોરા; પૃષ્ઠ ૨૪૦ કિંમત ૩–૫૦

## અમદાવાદ મ્યુનિસિપાલિટી કૉરપોરેશન–અમદાવાદ

૧. રાષ્ટ્રીય ચળવળમાં અમદાવાદ મ્યુનિસિપાલિટીનો ફાળોઃ–લે૦ સ્વ૦ ગણેશ વાસુદેવ માવળંકર, ચંદુલાલ ભગુભાઈ દલાલ, પૃષ્ઠ ૫૭૫, કિંમત ૫-૦૦

## ગ્રામ બાલશિક્ષા કેન્દ્ર પ્રકાશન

પો૦ કોસબાડ ટેકરી. ઘોલવડ સ્ટેશન થઇને. (જિલ્લો થાણા. પ. રેલવે.)

વાલીઓ માટે ૧. બાળકોની હક–લેખિકા, તારાબહેન મોડક અનુ૦ ચંદુલાલ વ૦ ભટ્ટ કિંમત ૮૦ ન પૈસા પૃ. ૭૬

| | | | |
|---|---|---|---|
| ૨. બિચારાં બાળકો | ઉપર પ્રમાણે | ૧-૦૦ | પૃ. ૭૬ |
| ૩. બાળવિકાસ અને શિસ્ત | " | ૧-૬૦ | પૃ. ૧૨૪. |
| ૪. આપણું ઘર | " | ૦-૬૦ | પૃ. ૪૨ |

## રાષ્ટ્રીય સંરક્ષણ નિધિમાં

### ઉદાર હાથે મદદ કરો.

ઉના તાલુકા સહકારી ખરીદ વેચાણ સંઘ રાષ્ટ્રીય કટોકટીમાં પોતાની ફરજ અદા કરવા માટે કટીબદ્ધ છે.

# ઉના તાલુકા સહકારી ખરીદ વેચાણ સંઘ

ઉના

જિ૦ જૂનાગઢ

ફોન નં૦ ૭

With Best Compliments
From :-

**AMER FINANCE BOMBAY (P) LTD.**

## લાલજીભાઈ ગોકળદાસ

મેટલ વર્ક્સ

પિત્તળનાં પાટા સરકલ તથા

-: વાસણો માટે :-

લાતી રોડ, મોરબી.






ના સૌજન્યથી

## રૂપાયતન પ્રકાશન

જૂનાગઢ

| | |
|---|---|
| આવા હતા બાપુ – ૧-૨-૩-૪.... | ૨–૦૦ |
| ગાંધી-ગુરુ .... .... | ૧–૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન .... | ૧–૨૫ |
| અલ્લાહના બંદાઓ .... | ૦–૩૭ |
| મસ્તીની પળોમાં .... .... | ૦–૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા .... | ૦–૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા . | ૦–૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા .... .... | ૦–૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા ... ... | ૦–૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા.... | ૦–૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા.... | ૦–૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ૦–૧૫ |
| રામતીર્થની રત્નમાલા ... | ૦–૩૫ |



## શ્રી જૂનાગઢ-ભેસાણ વિભાગ સહકારી ખરીદ વેચાણ અને દેખરેખ સંઘ લિ૦

જૂનાગઢ

પ્રમુખ

કાન્તિલાલ ભોવાનીદાસ પારેખ

ટેલિફોન નંબર ૨૦૪

રજીસ્ટ્રેશન નંબર ૧૫૫૧ ઓડીટ વર્ગ 'અ'
તા ૧૮-૯-૫૬ તા ૨૦-૬-'૬૩

સભાસદ સંખ્યા ૪૬

| | |
|---|---|
| અધિકૃત શેરભંડોળ | રૂા ૧૦૦ લાખ |
| ભરપાઇ થયેલ શેર ભંડોળ | રૂા ૦૭૬ લાખ |
| અનામત ભંડોળ | રૂા ૦૨૮ લાખ |
| અન્ય ભંડોળ | રૂા ૦૩૪ લાખ |

સંઘની વિશિષ્ટ પ્રકારની કામગીરી–

આ સંઘ મારફત સંલગ્ન સહકારી મંડળીઓ દ્વારા ખેડૂતોને ખેતી ઉપયોગી દરેક પ્રકારના ખાતર બીયારણ જંતુનાશક દવાઓ વિગેરે પૂરી પાડવામાં આવે છે

આ ઉપરાંત નિયંત્રીત વસ્તુઓ સસ્તુ અનાજ, ખાંડ, સીમેન્ટ લોખંડ વિગેરે વસ્તુઓના વિતરણનું કાર્ય કરે છે તેમજ સુકો મેવો, લવીંગ પંજર વિ૦ પૂરા પાડવામાં આવે છે

## શ્રી તાલાલા મહાલ સહકારી ખરીદ વેચાણ સંઘ લિ૦

તાલાલા

પ્રમુખ

દેવજી કરસન

સ્થાપના તા ૨૬-૧૨-'૫૭ ઓડીટ વર્ગ ક
રજીસ્ટર નંબર ૧૫૬૯ તા ૧૭-૬-'૬૨

ભરપાઈ થયેલ શેર ભંડોળ રૂા ૦૮૫ લાખ



શ્રી જૂનાગઢ જલ્લા સહકારી ખરીદ વેચાણ સંઘ લિ૦ ના સહકારથી ખાંડ વેચાણ કાર્ય તથા સભ્યાસ૦ સહકારી મંડળીઓ મારફત આવેલ ખેતી ઉપજના માલના રૂપાન્તરનું કાર્ય–સંઘ સંચાલિત ઓઇલ મિલ દ્વારા–કરવામાં આવે છે

# ગુણવંતરાય એન્ડ કંપની.

| | |
|---|---|
| ખાડીઆ ચાર રસ્તા<br>નવા દરવાજા રોડ<br>અમદાવાદ-૧<br>ફોન. ૪૦૬૮ | ક્રેસન્ટ ચેમ્બર્સ<br>ટેમરીન્ડ લેઇન<br>ફોર્ટ, મુંબઇ-૧<br>ફોન. ૨૫૪૬૮૪ |

તાર : *GUNARAYCO*

અમારા માનવંતા ગ્રાહકોને

**છાપખાના** અંગેના તમામ યંત્રો તથા સામગ્રી વ્યાજબી ભાવે ઉત્તમ કવોલીટીની છેલ્લા ૧૯ વર્ષથી આપી રહ્યા છીએ અને હજી વધુ ને વધુ આપની સેવા અર્થે એક ઉત્પાદક તરીકે આપની સમક્ષ હાજર થઇએ છીએ.

સારાએ ગુજરાતનું એક અદ્યતન કારખાનું,

## ગુણવંતરાય ગ્રાફીક ઇન્ડસ્ટ્રીઝ.

રેલ્વે ક્રોસીંગ પાસે, નરોડા, અમદાવાદ.

લખો અગર મળો

આપની હરકોઈ જરૂરીયાત માટે જેવી કે, લેટર પ્રેસ પ્રીન્ટીંગ, લીથો ઓફસેટ પ્રીન્ટીંગ, બુક બાઇન્ડીંગ, પ્રોસેસ બ્લોક મેકીંગ, કાર્ડ બોક્ષ મેકીંગ મશીનરીઝ મટીરીઅલ—સ્પેર પાર્ટ્સ.

---




સિંધિયાના વહાણોમાં
તમારો માલ મોકલો

અમારી પરદેશ-સફરી જહાજોની સેવા ઇંગ્લંડ, યુરોપ, પશ્ચિમ આફ્રિકા, રશિયા અને યુ. એસ. એ. સુધી વિસ્તરેલી છે.

અમારી કિનારા પરની નૌકાઓ હિંદના બંદરો, પૂર્વ-પશ્ચિમ પાકીસ્તાન, સિલોન અને બ્રહ્મદેશ સુધી વિસ્તરેલી છે.

તાર
વિદેશ : સમુદ્રપાર.
સ્વદેશ : જલનાથ.

ફોન :
૨૬૮૧૬૧ (૧૨ લાઇન.)

સિંધિયા નૌકાદ્વારા પ્રવાસ સામાન મોકલવાથી ભારત માટે હુંડિયામણની બચત થાય છે: હુંડિયામણ પ્રાપ્ત થાય છે.

## શ્રી સિંધિયા સ્ટીમ નેવીગેશન કું. લિમિટેડ.

સિંધિયા હાઉસ, બેલાર્ડ એસ્ટેટ, મુંબઈ.

## ન્યુ સ્વદેશી

ના વસ્ત્રોનો આગ્રહ રાખો

આકર્ષક ડિઝાઇન તથા સુંદર રંગ



# ન્યુ સ્વદેશી મિલ અમદાવાદ લિ૦

નરોડા રોડ

**અમદાવાદ**

# TEXTILE MACHINERY CORPORATION LTD.

(TEXMACO)

BELGHARIA, 24 PARGANAS

WEST BENGAL

Manufacturers of :-

ALL TYPES OF COTTON & STAPLE FIBRE SPINNING MACHINERY, SUCH AS RING FRAMES UPTO 8" SPINDLES WITH MOST MODERN DRAFTING SYSTEMS,

CARDING ENGINES, DRAWING FRAMES AND SIMPLEX FLY FRAMES IN COLLABORATION WITH HOWA OF JAPAN;

TEXMACO 3C WARD CAPSTAN LATHES IN COLLABORATION WITH WARD OF BRITAIN;

WATER TUBE BOILERS IN COLLABORATION WITH COMBUSTION ENGINEERING CORPORATION OF UNITED STATES;

LANCASHIRE BOILERS 30 ft. × 8 ft. upto 220 Lbs. PRESSURE;

VERTICAL BOILERS OF NUMEROUS SIZES UPTO 13 ft. × 5 ft.

FIRE BOXES AND SYPHONS OF ALL TYPES,

COMPLETE SUGAR PLANT IN COLLABORATION WITH STORKS OF HOLLAND,

RAILWAY WAGONS-BOX, CR, CMR, MBTPX & MBTPZ TYPES,

HYDRAULIC DAM EQUIPMENTS, BRIDGES & CRANES IN COLLABORATION WITH VOEST OF AUSTRIA,

HEAVY STRUCTURAL WORK ETC ETC.

STEEL CASTINGS OF VARIOUS SIZES & CAST IRON CASTINGS OF NUMEROUS VARIETIES;

EQUIPPED WITH MOST MODERN MACHINES AND HIGHLY MECHANISED CAST IRON & STEEL FOUNDRIES

Managing Agents :-

BIRLA BROTHERS (P) LTD,
*15 INDIA EXCHANGE PLACE,*
CALCUTTA-1.

# For your home...



## ...or office

# KHIRA

## Steel Cabinets

'KHIRA' Steel Cabinets are manufactured by modern assembly line methods in our newly enlarged and extended factory at Bombay, fully equipped with the latest machinery Made from steel treated against rust and corrosion, your KHIRA Cabinet has a 3 way locking device, adjustable shelves and a perma finish



**KHIRA STEEL WORKS PVT LTD,**
Bombay 54

*Sold by Khira Authorised Dealers at all important centres*

IWT KSW 4365 (A)(R)

## લાલજીભાઈ ગોકુળદાસ

મેટલ વર્કસ

પિત્તળના પાટા સરકલ તથા
— વાસણો માટે —

લાતી રોડ, મોરબી.





With Best Compliments
From –

**'AMER FINANCE BOMBAY (P) LTD.'**

## શ્રી માળીયા હાટીના તાલુકા ખરીદ વેચાણ સહકારી સંઘ લિ૦

માળીયા–હાટીના જિ. જૂનાગઢ

પ્રમુખ
હરગોવિંદભાઈ રા૦ ભટ્ટ

રજીસ્ટ્રેશન નંબર ૧૫૮૦ ઓડીટ વર્ગ 'બ
તા ૩૦–૩–'૫૯ તા ૩૧–૧૨–'૬૨

સભાસદ સંખ્યા ૨૬

| | |
|---|---|
| અધિકૃત શેર ભંડોળ | રૂા. ૫ ૦૦ લાખ |
| ભરપાઈ થયેલ શેરભંડોળ | રૂા ૦ ૯૭ લાખ |
| અનામત ફંડ | રૂા ૦ ૦૮ લાખ |
| અન્યફંડ | રૂા ૦.૦૧ લાખ |

આ સંઘ તરફથી સભાસદ સહકારી મંડળીઓ મારફત આવેલ ખેતી ઉપજના માલનો ઓઈલ મિલ દ્વારા રૂપાંતરનું કાર્ય કરવામાં આવે છે

આ ઉપરાંત સંયોજીત સહકારી, મંડળીઓ મારફત ખેડૂતોને ખેતી ઉપયોગી દરેક પ્રકારના ખાતર, બિયારણ, જંતુનાશક દવાઓ, ઓજારો વિ૦ પુરા પાડવામાં આવે છે

લોખંડ સીમેન્ટ પતરા, ખજૂર, સુકો મેવો, ખાંડ, વિ૦ વસ્તુઓના વિતરણનું કાર્ય કરે છે

## શ્રી જૂનાગઢ જિલ્લા સહકારી ખરીદ વેચાણ સંઘ લિ૦

જૂનાગઢ

પ્રમુખ
દ્વારકાદાસ ના૦ ત્રિવેદી

ટેલિફોન નંબર : ૨૧૯

સ્થાપના તા ૨૪–૬–'૫૯ ઓડીટ વર્ગ. 'બ'
રજીસ્ટ્રેશન નંબર ૩૧૨૫ તા ૩૧–૧૨–'૬૩

સભાસદ સંખ્યા ૨૧

| | |
|---|---|
| અધિકૃત શેરભંડોળ | રૂા ૫.૦૦ લાખ |
| ભરપાઈ થયેલ શેર ભંડોળ | |
| મંડળીનું ૦–૩૫ | |
| સરકારશ્રીનું –૨૫ | રૂા ૦ ૬૦ લાખ |
| અનામત ફંડ | રૂા ૦ ૧૯ લાખ |
| અન્ય ફંડ | રૂા ૦ ૦૭ લાખ |

આ સંઘમારફત સંયોજીત થયેલ તાલુકા સહકારી ખરીદ વેચાણ સંઘોને 'કન્સાઈનમેન્ટ બેઝીઝ' ઉપર નાઈટ્રોજનસ ખાતરો પૂરા પાડવામાં આવે છે

આ ઉપરાંત ખાંડ, સુકો મેવો, લવીંગ, ખજૂર વિગેરે વસ્તુઓ પૂરી પાડે છે.

સંયોજીત ખરીદ વેચાણ સંઘોને મદદરૂપ થવા તથા માર્કેટીંગ પ્રોસેસીંગના કાર્યને વેગ આપવા સહકાર આપે છે

# ગુજરાત સ્ટેટ કો-ઓપરેટીવ લેન્ડ મોર્ટગેજ બેંક લી૦

ખેડૂત ભાઈઓને આમંત્રે છે....

—ખેતી વિકાસ દ્વારા કુટુંબ અને રાષ્ટ્રની સમૃદ્ધિ વધારવા માટે—

## બેંકનું ધીરાણ મેળવવા માટે આટલું યાદ રાખો

૧ આપની જરૂરિયાતનું અગાઉથી આયોજન કરો. આગ લાગે ત્યારે કૂવો ન ખોદાય.

૨ યાદ રાખો બેન્ક ગીરો વેચાણ થઇ શકે તેવા હક્કવાળી જમીનની જામીનગીરી સામે ધીરાણ કરે છે.

૩ કબજાહક્કની ખાત્રી માટે પ્રમાણિત થયેલ હક્કપત્રકની નકલો, પાણીપત્રકની બાર વરસની નકલો, વેચાણ દસ્તાવેજો, જમીનનું એકત્રીકરણ થતાં મળેલ પ્રમાણપત્ર તથા ગણોતધારા અને જુદા જુદા સત્તા પ્રકાર નાબુદી ધારા હેઠળનાં અસલ પ્રમાણપત્રો વિગેરે રજૂ કરી અરજીની ત્વરિત મંજૂરી મેળવો.

૪ જરૂરી દસ્તાવેજો અને ગામના મહેસૂલી દફતરની પ્રમાણિત નકલોની સંપૂર્ણ અને સમયસરની રજૂઆત અરજીની મંજૂરીની ગતિ વધારે છે.

૫ બોજાવાળી જમીન સામે બેંક ધીરી શકતી નથી.

૬ લોનનો હેતુસર ઉપયોગ કરો અને આર્થિક આબાદી હાંસલ કરો.

૭ આપની બચત આપની બેંકના પાંચ ટકાના વ્યાજના દરના ગ્રામ્ય ડીબેન્ચરોમાં રોકી આપના અન્ય ખેડૂત ભાઈઓને મદદરૂપ થાવ.

૮ હપ્તાની સમયસરની વસૂલાતથી આપની અને આપની બેન્કની નાણાંકીય સંગીનતા ઉત્તરોત્તર વધે છે.

આપની બેંક આપનો સહકાર માગે છે

વિશેષ માહિતી માટે સંપર્ક સાધો

## ગુજરાત સ્ટેટ કો-ઓપરેટીવ લેન્ડ મોર્ટગેજ બેંક લી૦

૪૮૯, આશ્રમ રોડ,
નવરંગપુરા, અમદાવાદ.

સહકાર ભવન
ઢેબરભાઇ રોડ, રાજકોટ.

ઉદયભાણુસિંહજી
(યુવરાજ ઓફ પોરબંદર)
પ્રમુખ

મગનભાઇ ર. પટેલ
ઉપપ્રમુખ

હ૦ હ૦ ત્રિવેદી
મેનેજીંગ ડાયરેક્ટર

# નવજીવનનું ગાંધી સાહિત્ય

## નવાં પ્રકાશનો

### મહાત્મા ગાંધી—પૂર્ણાહુતિ

પુસ્તક પહેલુ

લેખક : પ્યારેલાલ

અનુવાદક મણિભાઈ ભ૦ દેસાઈ

ગાધીજીના જીવનના અતિમ, રોમાચક અને સૌથી યશસ્વી ભાગનુ નિરૂપણ કરતા 'મહાત્મા ગાધી—ધી લાસ્ટ ફેઝ' નામના શ્રી પ્યારેલાલના દળદાર અગ્રેજી ગ્રથના ચાર પુસ્તકોમા પ્રગટ થનાર ગુજરાતી અનુવાદનું આ પહેલુ પુસ્તક છે. ડૉ૦ રાજેન્દ્રપ્રસાદની પ્રસ્તાવના સાથે

ટપાલ રવાનગી રૂ ૧–૫૦ કિંમત રૂ. ૭–૦૦



| | |
|---|---|
| વિરાટ દર્શન | ૧–૫૦ |
| પંડિતજી પોતાને વિશે | ૩–૫૦ |
| શ્રીરામચરિત | ૫–૦૦ |
| ગાધીબાપુ | ૧–૫૦ |
| ગીતા અને કુરાન | ૩–૦૦ |
| આપણે સૌ એક પિતાના સંતાન | ૩–૦૦ |
| પાયાની કેળવણીમા અનુબંધની કળા | ૨–૦૦ |
| ખાદી શા માટે ? | ૩–૦૦ |
| ભાવિ સમાજરચનાની દિશામાં | ૪–૦૦ |
| ગાધીવિચારદોહન | ૨–૦૦ |
| હિંદના સરદાર | ૮–૦૦ |
| કિશો.રલાલભાઈના જીવનપ્રસંગો | ૧–૦૦ |
| જીવનવ્યવસ્થા | ૪–૦૦ |

નવજીવન ટ્રસ્ટ અમદાવાદ–૧૪



## દિલની જબાન

સરોદ

**"અપની અપની જબાન હૈ પ્યારે,
દિલકી દાસ્તાન હૈ પ્યારે."**

હજરત મૂસાને પયગંબરીનો સંદેશ મળી ગયો હતો. મિસરથી પેલેસ્તાઈનમાં આવ્યા પછી પણ તેમનું પરિભ્રમણ ચાલુ હતું. એક જ પરમ શક્તિશાળી પરમેશ્વર છે અને ભજન કરવું તો તેનું જ કરવું તે મૂસાના ઉપદેશનો સાર હતો.

આ ઉપદેશકથા કહેતા કહેતા મૂસા વિચરી રહ્યા હતા. ત્યાં રસ્તામાં એક વોંકળાના કાંઠે ઉગેલ વૃક્ષની છાયામાં ઊભો રહી એક ભરવાડ મોટા અવાજે બોલી રહ્યો હતો:

'હે મહારાજ, હે મારા વહાલા, હે મારા પાલક, આપની ઇચ્છા અનુસાર બધું થાય છે, તો મારી આ એક ઇચ્છા પૂરી કરો ને કૃપાળુ! આપ ક્યાં છો ને શું કરી રહ્યા છો તે તો હું જાણતો નથી. પણ ફુરસદના સમયે ઘડીક અહીં પધારો. હું આપની સેવા કરું. આપને નવરાવું. આપના વાળ હોળું. આપના કપડાં ધોઉં. આપને રોટલો અને દૂધ ખવરાવું. પછી આપના માટે મુલાયમ ઘાસની પથારી પાથરું. આપ આરામ કરો ને હું જાગતો રહી કોઈને પાસે ઢૂકવા ન દઉં. મારા નાથ, મારા પર આ કૃપા કરો, મારા વહાલમા.'

મૂસા આ શબ્દો સાંભળી હેરાન થઈ ગયા. તેમને થયું, આવું અજ્ઞાન! આ માણસ દુનિયાના માલિકને શું સમજે છે? તેની આવી ક્ષુલ્લક સેવા માટે મહોતાજ માને છે! થોડી ક્ષણ મૂસાને ગુસ્સો આવ્યો. પછી ગુસ્સો શમી જતાં દયા આવી. ભરવાડ તો બંધ આંખે હાથ જોડી કશુંક ગણગણતો હતો. મૂસાએ તેનો હાથ પકડ્યો એટલે ભરવાડે આંખો ખોલી. હજરત મૂસાને જોઈ તે પગમાં પડી ગયો. મૂસાએ તેને હાથ ઝાલી ઊભો કર્યો. પછી વાંસે હાથ પસવારતાં કહ્યું:

'ભાઈ, તારી પ્રાર્થના મેં સાંભળી. પરમેશ્વર પ્રત્યેનો તારો ભાવ જોઈ હું રાજી થયો છું. પણ તે તો સર્વ સામર્થ્યશાળી છે. તેની પ્રાર્થના આમ ન થાય. તેને આપણી ક્ષુદ્ર સેવાની શી પડી છે! તેનાં તો માત્ર ગુણગાન ગવાય અને તેની દયાની યાચના થાય.'

ભરવાડે પૂછ્યું, 'તો પરમેશ્વર દયા કરી મારે ઝૂંપડે ન આવે?'

મૂસાએ કહ્યું, 'જરૂર આવે. પણ તે માટે નિયમિત પ્રાર્થના, ધર્મગ્રંથોનું પરિશીલન અને સંત પુરુષોનો સમાગમ જોઈએ. આમ માત્ર મોટા અવાજે પોકાર કર્યાથી શું વળે?'

ભરવાડ ખિન્ન થઈ ગયો. આપ કહો છો તેમ કરીશ. તેટલું કહી મૂસાના ચરણનો સ્પર્શ કરી દૂર તેનાં ઘેટાં ચરતાં હતાં તે તરફ તે ચાલ્યો, ધીમા પગલે, નિરુત્સાહ ગતિએ. મૂસા એક અજ્ઞાની જીવને સન્માર્ગે વાળ્યાના સંતોષ સાથે પોતાના માર્ગે આગળ ચાલ્યા.

ત્યાં અચાનક અંતરમાંથી અવાજ આવ્યો: 'મૂસા! તને આટલા માટે પયગંબરી આપી છે? તું મારો ઉપદેશ આ રીતે સમજ્યો?'

મૂસા સ્તબ્ધ થઈ ઊભા રહી ગયા. ત્યાં ફરી જોરદાર અવાજ આવ્યો:

'તેં મારા પરમ ભક્તને મારાથી વિમુખ કર્યો છે. એક વાત બરાબર સમજ, ધર્મગ્રંથોનું પરિશીલન, મંદિરનાં વિધિવિધાન, સંત પુરુષોનો સમાગમ, બધું ય આવશ્યક, પણ ક્યાં સુધી? જ્યાં સુધી

મારા મિલન માટે અદમ્ય તલસાટ ન જાગે ત્યાં સુધી. એ તલસાટ જાગે છે પછી તો દિલની જબાન ખૂલી જાય છે અને અંતરના અગોચર ભાવ વ્યક્ત થાય છે. અમુક ભાષામાં, અમુક સમયે, અને અમુક રીતે જ તે ભાવ વ્યક્ત થાય તો જ હું તે સમજી શકું એટલો તું મને પરિમિત માને છે? મારી શક્તિને એટલી કુંઠિત ગણે છે? ગમે તે ભાષામાં, ગમે તે સમયે અને સ્થળે અને ગમે તે રીતે આ ભાવ વ્યક્ત થાય તે હું સમજું છું અને સ્વીકારું છું. તું એટલુંય ભૂલી ગયો કે જુદા જુદા દેશોની જુદી જુદી ભાષા, માનવીના ચહેરા મહોરા, રૂપ રંગ અને રહેણી કરણી પણ આખર મેં જ કરેલ છે! તું પયગંબર, મારો પયગંબર, તારું કાર્ય તો મારી તમામ પ્રજાને એક કરવાનું હોય, મારા તરફ વાળવાનું હોય. તેમાં તું તો એક જ વિધાનની વાત કરી ભેદભાવ ઉત્પન્ન કરીશ. તને એ લાજિમ છે?'

મૂસા અવાક સાંભળી રહ્યા. તેના હૃદયમાં જબરજસ્ત હલચલ મચી ગઈ. ફરી અવાજ આવ્યો:

'સાંભળ, હું રંગ, રૂપ, દેશ, વેશ અને ભાષાનાં ખોખાંની ભીતર પ્રજ્વલતો આતશ જોઉં છું. એ આતશ દુન્યવી વસ્તુઓ માટે જલતો હોય તો તેને મારા માટે જલતો કરવાનું કાર્ય તારું. પણ તારાથી એ અગ્નિ બુઝાવાય કેમ? પથ્થરને પ્રવાહી બનાવ કે તે વહેતો થઈ જાય. પણ જોજે, ઝરણું વહેતું હોય તેને સુકવી નાખવાનું કાર્ય તારાથી ન બને. આડે અવળે માર્ગે વહેતું ઝરણું કોક દિવસ પણ સન્માર્ગે વળી સમુદ્રને મળશે. જા, પેલા ભરવાડનું ઝરણું સુકાઈ જાય તે પહેલાં તેના પાસે પહોંચી જા તે મારો ભક્ત છે. તેના દિલમાં આતશ છે. તે આતશ બુઝાઈ જાય તે પહેલાં તારી ભૂલ કબૂલ કરી તેની આતશ ઓર જોરથી જલે તેવા શબ્દો તેને કહે. જા, મૂસા, મારી આજ્ઞા છે કે તે ભરવાડ પાસે જા.'

મૂસાએ તરત જ પાછાં પગલાં વાળ્યાં. ભરવાડ શૂન્યમનસ્ક થઈ ઘેટાંના ટોળામાં ઊભો હતો, આઘાતથી હત થયેલો નિષ્પ્રાણ સમો તેની આંખો ઉઘાડી હોવા છતાં કશું દેખતી ન હતી. ફરી મૂસાએ તેનો હાથ પકડી તેને શૂન્યત્વમાંથી જગાડ્યો. ભરવાડ મૂસાને જોઈ તેના પગમાં પડી ગયો. મૂસાએ તેને ઊભો કરી બથમાં ઘાલી લીધો. મૂસાની આંખનાં આંસુ ભરવાડના ખભાને ભીંજવી રહ્યાં.

ભરવાડે કહ્યું: 'મહારાજ, આ શું કરો છો? મારા અજ્ઞાનથી આટલું બધું દુઃખ! આપ તો પ્રભુના પયગંબર છો. આપ આટલા નારાજ ન થાવ. હું આપને વચન આપું છું કે હું કદાપિ...'

મૂસા વચ્ચે જ બોલી ઊઠ્યા, 'રહેવા દે ભાઈ, રહેવા દે. તારી પ્રાર્થના સાચી છે, તારી ભક્તિ સાચી છે, કારણ કે તારો ભાવ સાચો છે. મને મારી ભૂલ સમજાણી છે. તું જે રીતે પ્રાર્થના કરે છે તે જ રીતે કર. આપણો નાથ જરૂર આવશે. તું તેને નવરાવજે, તેના વાળ હોળજે, તેનાં કપડાં ધોજે. તારા હાથથી તેને ખવરાવજે. તે તો અસીમ કૃપાળુ છે. તે જરૂર આવશે.'

'પણ મહારાજ, તે સર્વશક્તિમાનને મારી આવી ક્ષુદ્ર સેવાની શી જરૂર હોય?' ભરવાડે પૂછ્યું.

મૂસાએ જવાબ આપ્યો, 'ભાઈ, હું ત્યાં જ ભીંત ભૂલ્યો. પરમેશ્વર તો પ્રેમમૂર્તિ છે જ્યાં પ્રેમ જુએ ત્યાં દોડ્યા આવે. તેને પણ પ્રેમની ભૂખ છે હો! તારો પ્રેમ જોઈ તે જરૂર આવશે. તું સાચા માર્ગે છો.'

ભરવાડ ભાવાવેશમાં બોલી ઊઠ્યો, 'આપ તો પયગંબર છો. કસમ ખાઈને કહો છો કે તે આવશે?'

મૂસાએ એટલા જ આવેશથી જવાબ આપ્યો, 'હું કસમ ખાઉં છું કે તે આવશે, જરૂર આવશે.'

ભરવાડનો આર્તનાદ સમસ્ત સીમમાં ગાજી ઊઠ્યો: 'હે મારા વહાલા, મારા નાથ, મારી એક ઇચ્છા પૂરી કરો. આ ગરીબની ઝૂંપડીએ આપ પધારો. હું મારા હાથે આપને વાળુ કરાવું, મારા દયાળુ દેવ!'

મૂસા આંસુથી ડબડબી ગયેલી આંખે પોતાના માર્ગે આગળ વધ્યા. તેમના કાનમાં પેલા ભરવાડનો અવાજ ગુંજતો હતો: 'હે મારા વહાલા, આ ગરીબની ઝૂંપડીએ પધારો...'.

# ગાંધીજીનાં દષ્ટાંતો

રમેશ ક૦ દેસાઈ

## શૂરાની અહિંસા

એક ભલા સજ્જન મારી મુલાકાતે આવ્યા. હતા.

તેઓ દહેરાદૂનથી ગાડીમાં મુસાફરી કરી અહીં આવ્યા હતા. તેમણે મને કહ્યુ કે દહેરાદૂનથી રેલવેના ડબ્બાના જે ખાનામા હું મુસાફરી કરતો હતો તેમાં હિંદુઓ ને શીખો ભરેલા હતા. એક નવા આવનારા ઉતારુને વિષે તે બધાને વહેમ પડયો. તેને પૂછપરછ કરતા તેણે જણાવ્યું કે હું ચમાર છું. પણ તે ઉતારુના હાથ પર છૂંદણાં છૂંદીને પડાવેલું ચિહ્ન દર્શાવી આપતું હતું કે તે મુસલમાન હતો. બસ, એટલે વાત પૂરી થઇ. તે માણસને છૂરી મારી જમનામા ફેંકી દેવામા આવ્યો.

મારી મુલાકાતે આવનાર ભલા આદમીએ મારી આગળ કબૂલ કરીને કહ્યુ કે એ દેખાવ મારાથી જોયો ન ગયો.

મેં તો તે ભાઇને પૂછ્યું કે જાનનું જોખમ વહોરીને પણ તમે તમારા મુસ્લિમ ભાઈને બચાવવાને વચ્ચે કેમ ન પડયા? તમે એમ કરવાની હિંમત કરી હોત તો ઘણો સંભવ છે કે તમારો જાન જાત પણ પેલા મુસ્લિમનો જાન બચી જાત. એ શૂરાની અહિંસા થાત. વળી એવુ પણ બનત કે તમારા શૂરાતનનો ચેપ તમારી સાથેના ઉતારુઓને લાગ્યો હોત અને તમારી સાથે આવા કરપીણ તેમ જ નામરદાઈના કામની સામે વિરોધ ઉઠાવવામાં ઘણા સામેલ થયા હોત.

પેલા ભલા મિત્રે મારી આગળ નિખાલસ પણે એકરાર કર્યો કે મને એ સૂઝવુ જોઈતું હતું પણ તે વખતે ન સૂઝ્યુ.

## સાત શહીદોની વીરતા

એક દેશસેવકે મને મિસરવાસીઓની શાંતિ અને શૌર્યનો એક હૃદય હલાવી મૂકનારો કિસ્સો કહ્યો.

એક મસ્જિદમાં મિસરની રાષ્ટ્રીય લડતને લગતું વિવેચન ચાલી રહ્યું હતુ. સરકારી સિપાઈઓએ વિવેચનને અટકાવવા મસ્જિદને ઘેરો ઘાલ્યો, જે જુવાન વિવેચન કરી રહ્યો હતો તેને ગોળીથી વીંધી નાખવામા આવ્યો. પણ લોકોની શાંતિમાં લગીરે ફેર ન પડ્યો.

તત્ક્ષણ બીજા એક જુવાને પહેલા શહીદની જગ્યા લીધી અને વિવેચન ચાલુ રહ્યું. તેને પણ ગોળીએ દેવામાં આવ્યો! તેની જગ્યાએ ત્રીજો ઊભો રહ્યો અને વ્યાખ્યાન બેખટકે ચાલુ રહ્યું!

આમ વિવેચન પૂરું થયું ત્યાં સુધીમાં એક પછી એક સાત જણ ગોળી ખાઈ મૂઆ, અને આ અલૌકિક આત્મયજ્ઞ ચાલુ હતો તે દરમિયાન આખો શ્રોતૃસમાજ જેવો અને તેવો ખામોશ હતો.

જાણે કંઇ જ ન થયું હોય એ જ રીતે મસ્જિદમાનુ વિવેચન પૂરું કરવામા આવ્યું. જીવવું અને મરવુ—બન્ને શ્રોતૃસમુદાયને મન એક જ અર્થ સૂચવનારી વસ્તુ થઈ પડી.

આ કિસ્સાનો બોધ તો ખુલ્લો છે. આપણે જેઓ અહિંસાવાદી છીએ તેવો સર્વ ઉપલા સાત શહીદોની અને શ્રોતૃવર્ગની વીરતા કેળવવા મથી રહ્યા છીએ.

આપણા ધ્યેયને પહોંચવાને માર્ગે જતાં મારવાની ઈચ્છા સરખીનો મનને સ્પર્શ ન થવા દેતા મૃત્યુની ભેટ કરવાની હિંમત આપણામાં આવવી જોઈએ; અને એ આવશે તો ફતેહ આપણી જ છે.

## યજ્ઞ

મા પોતાના ભોગે પોતાના છોકરાને જન્મ

આપે છે અને ઉછેરે છે. મૃત્યુમાંથી જ જન્મ સંભવે છે.

અનાજનાં બીજ ભોંયમાં દટાઈ સડે છે, મરે છે, તો જ પાક ઉત્પન્ન થાય છે. હરિશ્ચંદ્રે પોતાનું સત્ય પ્રગટ કરવાને સારુ પારાવાર દુઃખ સહન કર્યું. પોતાનાને ઉગારવા સારુ જીસસે કાંટાનો મુગટ પહેર્યો. પોતાના હાથ-પગમાં ખીલા ભોંકાવા દીધા અને રીબાઈને પ્રાણત્યાગ કર્યો. એવો યજ્ઞ કરવાનો અનાદિ કાળથી ચાલતો આવેલો વિધિ છે.

યજ્ઞ વિના પૃથ્વી એક ઘડી પણ ન નભી શકે.

## શ્રીયુત દાસ અને વ્યસન

શ્રીયુત દાસને એટલી બધી બીડી જોઈતી હતી કે જેનો સુમાર જ નહિ. પણ અસહકાર સ્વીકાર્યા પછી તેઓએ બીડી છોડી દીધી.

તેઓ મને વિનોદમાં કહેતા કે: 'હું દારૂ-નિષેધનો ઉપદેશ કરુ. સાથે બીજાઓ બીડી છોડવાની વાત કરે, અને હું સંમત થાઉં, પછી મારાથી બીડી પી જ કેમ શકાય ? માટે કા તો બીડી અને દારૂ છોડવા જોઈએ કાં તો અસહકાર છોડવો જોઈએ.'

શ્રીયુત દાસને દારૂ પીવાની પણ ટેવ હતી. તેમણે દારૂ છોડવા માંડ્યો ડોકટરોએ કહ્યું કે તમારુ મગજ નહિ ચાલે.

શ્રીયુત દાસે કહ્યુઃ 'હું દિવાનો થઈ જઇશ, પણ દારૂ તો નહિ જ પીઉં. અસહકારીથી કંઈ દારૂ પીવાય ?'

શ્રીયુત દાસે બીડી છોડી ત્યારે કેટલાક દિવસ સુધી તો તેમનું મોં ખરાબ રહેતું. તેમણે એ સહન કર્યું અને બીડી છોડી જ. પછી તો તેમણે માસાહાર પણ છોડ્યો.

જો એશઆરામમાં રહેલા એ ૫૦ વર્ષના માણુસ એ બધાં વ્યસનો છોડી શક્યા, તો તમારા જેવાઓને એ વ્યસન છોડવું એમાં શી મુશ્કેલી ?

## ડાહ્યો સોલન

ઈ૦ સ૦ પૂર્વે છઠ્ઠા સેકામાં લીડિયાનો ક્રીસસ નામે રાજા થઈ ગયો. તેની પાસે પુષ્કળ ધન હતું.

એક વાર ગ્રીસનો સાધુપુરુષ અને સ્મૃતિ-કાર સોલન તેને મળવા ગયો. ત્યારે તેણે પૂછ્યુંઃ 'મારા કરતાં વધારે સુખી બીજો કોઈ હશે?'

સોલને જવાબ આપ્યોઃ 'માણસના મરણ પછી જ તે સુખી હતો કે કેમ તે કહી શકાય.'

આ જ ક્રીસસ ઉપર ઇરાનના રાજા સાયરસે ચઢાઈ કરી અને એને હરાવ્યો. એણે એને મોતની સજા કરી. જે વખતે એને ફાંસીએ લઈ જતા હતા તે વખતે એણે સોલનનું નામ ત્રણ વાર પુકાર્યું.

સાયરસે એને કારણ પૂછ્યું. ત્યારે એણે સોલનનો જવાબ સંભળાવ્યો.

સાયરને એને મુક્ત કર્યો અને પોતાના સલાહકાર તરીકે રાખ્યો. સાયરસ જ્યારે મરી ગયો ત્યારે પોતાના છોકરાને સંભાળવાનું એને સોંપી ગયો.

તે જ પ્રમાણે માણુસના મરણ પછી જ આપણે કહી શકીએ કે એની સદ્ગતિ થઇ છે કે કેમ.

## સાચી માતા અને જૂઠી માતા

સાચી માતા અને જૂઠી માતાની વાત તો સાંભળી છે ને ?

જૂઠી માતાએ કહ્યુંઃ 'સારુ, છોકરાના ટુકડા કરો. એક મને અને બીજો જે બીજી એ દાવો કરનારી છે તેને આપી દો.'

સાચીએ કાજીને કહ્યુ: 'જો આવું જ થવાનું હોય તો મારો દાવો હું પાછો ખેંચી લઉં છુ. ભલે છોકરાને એ બાઈ લઈ જાય. જીવતો તો રહેશે ?'

# અહંકાર

સંપા૦ સત્યાનંદ

ખુદ વ્યાસ ભગવાન જ જ્યારે પોતાના જ્ઞાન-ગંભીર પુત્ર શુકદેવજીની બ્રહ્મ-જિજ્ઞાસાઓનું સમુચિત સમાધાન ન કરી શકયા ત્યારે તેમણે શુકદેવજીને જ્ઞાન-પ્રાપ્તિ અર્થે રાજર્ષિ જનક પાસે મોકલી દીધા.

સુમેરુ પર્વતની નીચે ઊતરીને તથા કેટલીએ નદ-નદીઓ, વન વનાંતરની કપરી યાત્રાને અંતે શુકદેવજી જનકપુર પહોંચ્યા.

શુકદેવજી રાજદ્વાર પર પહોંચ્યા કે તરત જ દ્વાર-પાલે રાજાને ખબર આપી, 'દેવ, સ્વયં વ્યાસપુત્ર શુકદેવ આપને મળવા આવ્યા છે અને બહાર પ્રતીક્ષા કરી રહ્યા છે.'

જનકે પોતાની કાર્ય-વ્યસ્ત દૃષ્ટિ ક્ષણ માટે ઊંચી ઉઠાવી અને આદેશ આપ્યો: 'અત્યારે અમને સમય નથી. શુકદેવજીને અતિથિશાળામાં ઉતારો આપો અને સોઇ-સગવડ કરી આપો. અઠવાડિયા પછી અમે તેમને મળીશું.'

સાતમા દિવસની સવારે શુકદેવજી રાજસભામાં પહોંચ્યા. જઇને જુએ છે તો મહારાજા એટલા બધા વ્યસ્ત હતા કે એમને ઊંચે જોવાનીય ફુરસદ નો'તી. આગલા સાત દિવસ પણ રાજર્ષિ આવા-આટલા જ કાર્ય-નિમગ્ન રહ્યા—શુકદેવજી નિત્ય રાજસભામાં જાય અને રાજાને મળ્યા કર્યા વિના જ પાછા ચાલ્યા આવે.

આઠમે દિવસે મહારાજા જનકે મંત્રીને બોલાવીને કહ્યું: 'એવું કરો, કે શુકદેવજીને અમારા અંતઃપુરમાં જ ઉતારો આપો, ત્યાં સમય મેળવીને એમની મુલાકાત કરી લઇશું.' આજ્ઞાનું તત્કાલ જ પાલન કરવામાં આવ્યું. શુકદેવજીને દેવોને ય દુર્લભ એવા ભોગ વિલાસોથી સુસજ્જ રંગમહેલમાં ઉતારો મળ્યો. પણ અહીંયા ય રાજાને મળ્યા કર્યા વિના જ એમનું એમ પખવાડિયું વીતી ગયું.

આખરે, સોળમે દિવસે, સ્વયં જનક એમની પાસે આવ્યા અને સ્નેહભર્યા અવાજે કહ્યું: 'મહા-મુનિ, બ્રહ્મજ્ઞાનના જ જટિલ રહસ્યો જાણવાને તમે મારી પાસે આવ્યા છો, તેનું સમાધાન તો સ્વયં આપના આચરણમાં જ મળી ચૂક્યું છે. હવે શબ્દો દ્વારા તેને પ્રગટ કરવાની શી જરૂર છે? આપણો અહમ્ જ તમામ પ્રપંચોનો સૂત્રધાર છે. જેણે આ અહમ્‌ને અંતર્લીન કરી લીધો છે, તે જીવનમુક્ત છે. યોગ અને ભોગ તેના માટે સમરસ છે. એને તો બંનેમાં બ્રહ્માનંદનો જ આસ્વાદ મળે છે. મેં પોતે પરીક્ષા કરીને જાણી લીધું છે. આપ આકાંક્ષા અને ઉપેક્ષા પ્રત્યે પૂરી રીતે વિદેહ થઈ ચૂકયા છો. બસ, આમ સદાય રહેજો.'

જનકની માર્મિક વાણીએ શુકદેવજીના મનમાં જે રહીસહી ગ્રંથિઓ હતી તેનો ય નાશ કરી નાખ્યો. તેઓ તપસ્યા માટે સુમેરુ પર્વત ચાલ્યા ગયા અને આ સંકલ્પમાં જ લીન થઇને સમાધિનો અભ્યાસ કરવા લાગ્યા.

'દેવાધિદેવ, જે રીતે સમુદ્રના અગાધ જલ-સમૂહમાં જળનું પ્રત્યેક ટીપું વિલીન થઇ જાય છે, તે પ્રમાણે જ, મારો અહમ્ પણ આપમાં વિલીન થાઓ!'

['મહોપનિષદ્'ના આધારે]



રોમાંચક પ્રસંગ

# એવા તો કંઇક રણડયા કરે !

પ્રવાસી

કાઠિયાવાડનાં ૨૨૨ રજવાડાઓનું વિલીનીકરણ થયું, સૌરાષ્ટ્રના એકમની રચના થઇ અને સદીઓથી આપખુદીની એડી તળે કચરાયેલ ધરતી ઉપર પ્રજાકીય શાસનનો પ્રારંભ થયો. 'ખેડે એની જમીન' એ સૂત્ર અમલી બન્યું. સદીઓથી ગુલામી દશા ભોગવતા ખેડૂતો જમીનના સાચા ધણી બન્યા. લોકોની અપેક્ષાઓ અને મહત્ત્વાકાંક્ષાઓને સમજવાના અને એને મૂર્તસ્વરૂપ આપવાના પ્રજાકીય સરકાર તરફથી પ્રયત્નો થઇ રહ્યા હતા. લોકોના સમગ્ર જીવનમાં ક્રાંતિકારી પલટો આવ્યો હતો અને લોકો હોંશપૂર્વક પ્રગતિ તરફ કૂચ કરી રહ્યા હતા.

પરંતુ આ ક્રાંતિ અને પ્રગતિથી નારાજ થયેલા કેટલાક તત્ત્વો પણ સમાજમાં હતા. અંગત રાગદ્વેષને કારણે લૂંટફાટ અને ખૂન ખરાબાને માર્ગે ચડી ગયેલ વિસા માજરિયા અને ભૂપતની ટોળીઓને આ નારાજ અને છંછેડાયેલા તત્ત્વો તરફથી પ્રોત્સાહન મળવા લાગ્યુ. વિસા માજરિયાની ટોળીએ નિર્દોષ લોકોના નાક કાપવાનું શરૂ કરીને ત્રાસનું વાતાવરણ ઊભું કરી દીધું. ભૂપતની ટોળીએ અનેક નિર્દોષ લોકોને ગોળીએ વીંધીને હાહાકાર મચાવી દીધો. રાજ્યના સૂત્રધારોએ અને રાજ્યની પોલીસે આ ટોળીઓને ખતમ કરવા માટે મહેનત લેવામાં મણા રાખી નહી, પરંતુ એમાં સફળતા મળતી નહોતી.

ભૂપત અને એના સાથીઓ કોઈ કોઈ વાર પોલીસની ભીંસમા આવી જતા, પણ પોલીસને હાથતાળી દઇને એ આબાદ છટકી જતા. ભૂપતની ટોળીને સાફ કરવા માટે રાજ્યનું પોલીસતંત્ર જેમ જેમ મરણિયુ બનતું ગયું તેમ તેમ ભૂપત અને એના સાથીઓ કાબૂમા આવવાને બદલે વધારે ઝનૂનપૂર્વક અને દાઝપૂર્વક નિર્દોષ ગ્રામવાસીઓને રેંસવા લાગ્યા.

ભૂપત અને એની ટોળીને ભીડવવા માટે પોલિસનો સાણસો વધુ ને વધુ મજબૂત બનતો ચાલ્યો. પણ એને પરિણામે ભૂપત તો નિર્દોષ ગ્રામવાસીઓના લોહીમાં વધુ ને વધુ હાથ ખરડતો જાય છે એ સંજોગમાં જો એનો ક્યાંક ભેટો થઇ જાય તો આવા હિચકારા, હત્યારા, અધમ માર્ગેથી પાછા વળવા માટે એને સમજાવી જોવાનો પ્રયત્ન કર્યો હોય તો શું ખોટું? એવા ખ્યાલથી એનો ક્યાંક ભેટો થઇ જાય એ માટે અમે મથી રહ્યા હતા. બે ત્રણ પ્રયત્નો નિષ્ફળ ગયા. એવામાં વાવડ મળ્યા કે એક અમાસના દિવસે ભૂપત અને એના બે ત્રણ સાથીઓ ગિરના, જંગલમાં આવેલ વેજલકોઠા ઉપર આવવાના છે. એક ભોમિયો અને એક ડ્રાઇવર લઇને અમે જીપમાં ઉપડ્યા વેજલકોઠા ભણી. ૨૪ કલાકની દોટ અને મથામણ પછી થોડી ગણતરી ફેરને કારણે જ વેજલકોઠા ઉપર અમને ભૂપતનો ભેટો થઇ શક્યો નહીં, નિરાશ થઇને અમે ભીમચાસ અને તુલસીશ્યામમાં અમાસની અંધારી રાત ગાળી, વહેલી સવારે પાછા આવવા રવાના થયા.

શિયાળાના દિવસો હતા. પ્રભાતનો પહોર હતો. ગુલાબી ઠંડી અને મંદમંદ પવનની લહરીઓની મોજ માણતાં માણતાં, ઝાડીમાથી ચળાઇને આવતા બાલસૂર્યના કિરણો ઝીલતાં ઝીલતાં, પક્ષીઓનો મીઠો કલરવ સાંભળતા સાંભળતાં અને ચોમેર પથરાએલા પ્રાકૃતિક સૌંદર્યનું પાન કરતાં કરતાં અમે આગળ વધી રહ્યા હતા. હું જીપ હંકારી રહ્યો હતો. મારા ભાઇબંધ જીપની આગળની બેઠકમાં મારી પડખે બેઠા હતા. ભોમિયો અને ડ્રાઇવર પાછળ બેઠા હતા. ઉઘાડી જીપ જંગલના નિર્જન રસ્તા ઉપર સડસડાટ દોડી જતી હતી.

'તમે ક્યા ધ્યાન રાખીને જીપ હાકો છો? જરા સામું તો જુઓ!' તુલસી શ્યામથી પાંચ સાત માઇલ આગળ વધ્યા હઇશું ત્યાં પડખે બેઠેલા ભાઇબંધે એકાએક સડસડાટ દોડી જતી જીપને રોકવા માટે ઝડપ દઇને મારો હાથ પકડી લીધો.

'કેમ! શું છે?' મેં જીપને બ્રેક મારીને ભાઇ-

બંધને પૂછ્યું.

'જોતા નથી ? જીપની આગળ બે મામા ચાલ્યા જાય છે ? તમને રોકયા ન હોત તો મોતની દાઢે હમણાં ભટકાઈ પડત.' ભાઈબંધે કહ્યું.

એમની વાત સાચી હતી. હું જીપ હાંકતો હતો. પણ આ જંગલમાં વાહન અને વટેમાર્ગુ વિનાના ઉજ્જડ રસ્તામાં અકસ્માતનો ભય ન હોવાને કારણે મારું ધ્યાન આડખે પડખે જંગલના સૌંદર્યને નીહાળવામાં રોકાયેલું હતું. હાથ અને પગ યંત્રવત્ જીપ હંકાર્યે જતા હતા. જીપ ઊભી રાખીને સામે જોઉં તો જીપની આગળ જ રસ્તા ઉપર મારણ ઉપરથી ધરાઈને પાછા ફરી રહેલા પૂરા કદના અને કલામય એવા બે સાવજ ધીમેધીમે, ડોલતાં ડોલતાં, મસ્ત ચાલે પડખે પડખે ચાલ્યા જાય છે.

'જીપ રોકી ન હોત તો મામા હારે ક્યાંક ભટકાઈ પડત ને?' બાજુમા બેઠેલા ભાઈબંધે ટકોર કરી.

'એમ કાંઈ થોડા ભટકાઈ પડત ? પણ હજીયે જોખમ તો ખરું જ. મન થાય અને મામા પાછા ફરે તો ?' મેં પૂછ્યું.

'બને ત્યાં સુધી સિંહ માણસ ઉપર આવતા નથી અને એમાંય આ બેય તો ધરાઈને આવતા લાગે છે. જુઓને! આપણી હાજરીની એમને લેશમાત્ર દરકાર છે ! છતાંય આપણે સાવધ રહેવું જોઈએ.' ભાઈબંધે પડખે પડેલી રિવોલ્વર મને આપી અને બંધૂક પોતાના હાથમાં લીધી.

'બેય સાવજ જે મસ્તીથી જઈ રહ્યા છે એ જોતાં તેઓ પાછા ફરે એવો સંભવ નથી. પણ ધારો કે એમને મન થયું અને આપણા ઉપર આવવા પાછા ફર્યા તો આપણી આ રિવોલ્વર અને બંધૂક બેય સાવજને રોકી શકશે ?' મે પ્રશ્ન કર્યો.

'મારા હાથમા બંધૂક લાવોને! આંપણને આંમે ત્યાં હું એકને તો ઢાળી દઈશ. બીજાનું કંઈ કહેવાય નહીં.' અમારી પાછળ બેઠેલો ભોમિયો ભારે મોટો શિકારી હતો. એના હાથમાં સળવળાટ થવા લાગ્યો.

'કદાચ બેમાંથી એકને આપણી બંધૂક ઠાર કરે, પણ અંતર એટલું ઓછું છે કે એટલી વારમાં બીજો સાવજ આપણને ઝડપમાં લઈ લે. એના કરતાં, ભગવાન ઉપર ભરોસો રાખી, બંધૂક બાજુએ મૂકી, સિંહની મસ્તી અને બાદશાહી જોવાની મઝા માણી શું ખોટી ?' મેં કહ્યું.

અને મેં બંને વનરાજોની પાછળ પાછળ ધીરે ધીરે જીપ હંકારી. જાણે ધરમાં નાખેલા બે બળદ હાલ્યા જતા હોય, એમ બંને સિંહ અમારી આગળ આગળ નિરાંતે ચાલ્યા જાય અને પાછા ફરીને એક છલાંગ મારે તો સીધા અમારી જીપ ઉપર ત્રાટકી શકે એટલા અંતરે અમે એની પાછળ પાછળ, એમ અમારું સરઘસ ચાલ્યું. પાછળ આવતી જીપની પણ વનરાજોએ કશી નોંધ લીધી નહીં. એટલે મેં તો જાણે એને ખસી જવાની સંજ્ઞા અપાતી હોય એમ જીપનું કેટલીયે વાર હોર્ન વગાડયું. પણ એમણે એની પણ કશી દરકાર કરી નહીં.

ખાસા બેથી અઢી ફર્લાંગનું આ રીતે અંતર કાપ્યું હશે, ત્યાં એકાએક બંને સિંહ ઊભા રહી ગયા. અમને થયું કે મામાનો વિચાર કંઈક બદલાયો લાગે છે. અમે વધુ વિચાર કરીએ ત્યાં તો એક સાવજે અને તરત જ બીજા સાવજે મોઢું ફેરવીને અમારી સામે જોયું. અમારી પાછળ બેઠેલા ભોમિયાએ પડખે પડેલી બંધૂક હાથમાં લઈ લીધી. મારી પડખે બેઠેલા ભાઈબંધે રિવોલ્વર સાબદી કરી. મને થયું કે હથિયારની હિલચાલથી ક્યાંક બંને સાવજ છેડાશે. પણ એમને અમારી કંઈજ પડી ન હતી. અમે એમનો બાદશાહી ભાવ ભરેલો ચહેરો જોઈએ ન જોઈએ ત્યાં તો એમણે એમના મોઢા ફેરવી લીધા. અને મંડ્યા મોઢાથી એક બીજા સાથે ગેલ કરવા. થોડી વાર ઊભા ઊભા એક બીજા સાથે ગેલ કરીને એ જ રીતે ગેલ કરતા કરતા તેઓ ધીરે ધીરે આગળ વધ્યા. અમે પણ થોડું અંતર રાખીને એમની મસ્તી અને ગેલ માણતાં માણતાં પાછળ પાછળ ચાલ્યા.

થોડે દૂર ગયા અને ફરી બંને વનરાજ ઊભા રહી ગયા, ચારે બાજુ નજર ફેરવી, અને જાણે એમની બાદશાહી સવારીમાં અમે સહેજ ખલેલ પહોંચાડી હોય તો પણ અમને માફ કરતા હોય એવા ભાવે અમારા ઉપર તીરછી નજર ફેંકી. ત્યાર બાદ બંને સાવજ રસ્તા ઉપરથી ફંટાતી એક કેડી પર ચડી ગયા. પડખે પડખે ચાલીને એક બીજા સાથે ગેલ કરતાં બંને સાવજ હવે આગળ પાછળ થઈ ગયા અને એ જ ધીમી, ડોલતી, મસ્ત અને બાદશાહી ચાલે એમણે ચાલવા

કર્યું. અમે પણ જ્યાંથી એમણે રસ્તો છાંડયો ત્યાં જઇને જીપ ઊભી રાખી. ઘડી ઘાસમાં ઢંકાઇ જતા તો ઘડી બહાર દેખાતા બંને સિંહને દૂર દૂર સુધી જતા અમે જોઇ રહ્યા. અંતે દૂરની ગાળીમાં બંને સિંહ અદ્રશ્ય થઇ ગયા.

જંગલના બાદશાહ ગણાતા સિંહને એકાદ વખત પણ નજરે જોવાની સૌ કોઇને ઇચ્છા થાય. ઘણા લોકો પાંજરામાં પૂરેલા સિંહને જોઇને સંતોષ માનતા હોય છે. કેટલાક લોકો શિકાર આપીને ખાસ ગોઠવાયેલા કાર્યક્રમો દ્વારા સિંહને જોવાની મજા માણતા હોય છે. જંગલમાં ભટકતા ભટકતાં, ક્યારેક નજર સામેથી પસાર થઇ જતા સિંહને જોવાનો પણ પ્રસંગ મળી જતો હોય છે. પણ પોતાની બાદશાહી સવારીમાં નિકળ્યા હોય ત્યારે કેવળ દૂરથી એ સવારી જોવાની જ નહીં પણ એ સવારીમાં ભાગ લેવાની તક મળે એ તો જિંદગીનો અસાધારણ લહાવો ગણાય. અમને આવો લહાવો મળ્યો એથી આગલા દિવસની ભૂખ, ઉજાગરો અને થાક બધું ભૂલાઇ ગયું. ભૂપતને મળવા માટે કરેલી દોડમાં સાંપડેલી નિષ્ફળતાને કારણે મનનો કબજો લઇ બેઠેલી નિરાશા પણ ખરી પડી અને સિંહની સવારીનો લહાવો માણવાનું મળ્યું એથી એક પ્રકારનો સંતોષ, આનંદ અને ગૌરવ અનુભવતા અમે આગળ ચાલ્યા.

થોડું અંતર કાપ્યું હશે ત્યાં અમે પાંચ સાત ગાયો અને દશ બાર ભેંસોના ધણને લઇને સામેથી ચાલ્યો આવતો એક ભરવાડનો છોકરો જોયો. ઉંમર હશે એની બારેક વર્ષની, પણ પોશાક પહેર્યો હતો પૂરા જણનો. બંને ખભા ઉપર ગોઠવેલી લાકડી ઉપર હાથ આંટિયે ચડાવ્યા હતા. લાકડીને એક છેડે ભાતોડિયું ટીંગાડયું હતું, બીજે છેડે પાણીની બંબની ટીંગાતી હતી. કોઇ અજબ છટાથી અને મસ્તીથી, ટૂંકા-ટૂંકા ડગ ભરતો, ડોલતો ડોલતો આ નાનકડો ગોવાળ મીઠા મધુરા અવાજે ભજન લલકારીને જંગલના ખુશનુમા વાતાવરણમાં સંગીતના સૂર પૂરીને અનેરી જમાવટ કરી રહ્યો હતો. થોડા આગળ વધીને, એણે પણ સિંહની માફક મુખ્ય રસ્તો છોડીને બાજુની કેડી પકડી. થોડા વખત પહેલાં જે દિશામાં બંને સિંહ જઇને અલોપ થઇ ગયા હતા એજ દિશામાં એ જઇ રહ્યો હોઇને, એ આગળ વધે ત્યાર પહેલાં એને રોકવા માટે મેં હાક મારી, અને ઝડપથી જીપ હંકારીને અમે એની પાસે જઇ પહોંચ્યા.

'કેની કોર ગોવાળી ?' મારી બાજુમાં બેઠેલા ભાઇબંધે છોકરાને પૂછ્યું.

'માલ ચરાવવા.' છોકરાએ અમારી સામે વિસ્મય ભાવે જોતાં જોતાં ટૂંકો જવાબ આપ્યો.

'પણ હમણાંજ એ ઢાળા બે મોટા સાવજ ગયા છે.' મેં કહ્યું.

'એવા તો કંઇક રખડયા કરે.' છોકરાએ બિલકુલ બેપરવાઇથી જવાબ આપ્યો.

'પણ હાથે કરીને માલને મોતના મોઢામાં કાં લઇ જા ?' મારા ભાઇબંધથી રહેવાયું નહીં.

'તમે ફકર કરો મા.' છોકરાએ એટલી જ બેપરવાઇથી ટૂંકો જવાબ આપ્યો અને બે ડાલામથ્થા સાવજને જે દિશામાં અલોપ થઇ જતા જોયા એ જ દિશામાં પોતાની ગાયો અને ભેંશોને લઇને ડોલતો ડોલતો, મીઠું મીઠું ગાતો ગાતો, એ આગળ વધ્યો.

થોડા વખત પહેલાંજ, જંગલના બાદશાહ લેખાતા બે સિંહને જે દિશામાં જતા અને અલોપ થઇ જતા જોયા એજ દિશામાં, જંગલને ખોળે ઉછરેલા આ છચુકા ગોવાળીને એની ખુમારી ભરી બાદશાહી ચાલે જતો અમે ક્યાંય સુધી જોઇ રહ્યા.

'સિંહ તો જંગલનો બાદશાહ કહેવાય છે પણ એનીયે ખેવના ન કરનાર આ ટાબરિયો તો જાણે દુનિયાનો બાદશાહ લાગે છે.' મારાથી બોલાઇ જવાયું.

મેં જીપ હંકારી. જંગલના નિર્જન રસ્તા ઉપર અમારી જીપ ફરીને સડસડાટ દોડવા લાગી. બંધૂક અને રિવોલ્વર સરખી રીતે ગોઠવતાં ગોઠવતાં, મારી બાજુમાં બેઠેલા ભાઇબંધના મોઢામાથી આશ્ચર્યભાવે ઉદ્ગાર સરી પડયા, 'માળો... ખરો ભાયડો; કહે છે કે એવા તો કંઇક રખડયાં કરે !'

થોડી વારમાં અમે ઠીક ઠીક પંથ કાપી નાખ્યો. જીપ પૂર વેગે દોડી જતી હતી. છતાંય મને એજ વાતના ભણકારા સંભળાયા કરતા હતા: 'એવા તો કંઇક રખડયા કરે.'

# એક ઉપદેશ વાણી

સં૦ લલિત શાહ

તે પ્રજા સુખી છે કે જેના પર સમજુ રાજા રાજ્ય કરે છે. તે રાજા વિશેષ સુખી છે કે પોતાના સદ્‌ગુણો જ પોતાને ઉચ્ચ કોટિનો આનંદ બક્ષે છે અને પોતાની ઉદારતા વડે સર્વ જન સુખ પામે છે. વળી તેના રાજ્યનું રક્ષણ શિક્ષાના ભયથી નહિ પણ પ્રજાના પ્રેમથી થાય છે. રાજ્યનું અનુશાસન તાબેદારીની લાગણીથી નહિ પણ આનંદની લાગણીથી ચાલે છે.

તને જ્યારે બીજાઓ ઉપર આધિપત્ય મળે ત્યારે તું પણ તેમના જેવો જ હોવાનું ભૂલીશ નહિ. તેમના સુખમાં જ તારું સુખ સમજજે. તારી પ્રજા ઉપર પ્રેમ રાખજે અને ખુશામતથી દૂર રહેજે. તે જ મનુષ્ય મહાન છે કે જે પોતાની મનોવૃત્તિઓ પર નિયંત્રણ ધરાવે છે. એ વાતનું તું હમેશ સ્મરણ રાખજે અને એ મુજબ વર્તજે.

સ્વાર્થીઓ કુટિલ મતિથી ખોટાં વખાણ કરી રાજ્યાસનને વીંટળાઈ રહે છે. પ્રામાણિકતા અને સદ્‌ગુણનું ત્યાં માન નહિ હોય. તે બેઉ એ ટોળીમાંથી વિદાય લે છે એ બેઉનું ગૌરવ તારે કરવાનું છે અને એ બે વડે જ તારો દરજ્જો મોટો છે એમ નક્કી જાણજે.

અંતરાત્માના આદેશથી વિરુદ્ધ વર્તનાર અને સત્યને દાબી દેનાર દેવતાઓમાં અપ્રિય બને છે અને પોતાની જાતને જ હાનિકર નિવડે છે. જે દેવો તને સન્માર્ગે પ્રેરે છે તે ઉદાત્ત અને ઉત્તમ ગુણો વડે તને સર્જી રાખો અને તારા સત્કર્મનો યોગ્ય બદલો આપો. બીજા કરતાં તારી શ્રેષ્ઠતા જે છે તે તારા ધનવૈભવ વડે નથી પણ તારા સ્નેહ-શૌર્ય અને શાણપણ વડે છે.

[The Adventures Telemachus નામના પુસ્તકમાં મીનર્વાદેવીના મુખે જે ઉપદેશ વાણી ઝરે છે તે મનન કરવા જેવી છે.]

જે રાજ્યથી પ્રજામાં ડહાપણ, સદ્‌ગુણ અને સુખ વધે તે રાજ્ય પવિત્ર રાજ્ય છે. જે નિયમોનો અમલ જેઓ બીજા પર કરવા ચાહતા હોય તે નિયમોને વશ તેઓએ જાતે પણ વર્તવું ઘટે છે. પોતાના પર મેળવેલ વિજય શ્રેષ્ઠ વિજય છે.

મૂર્ખ અને મિથ્યાભિમાની, રાજ્યવૈભવના ભભકાથી અંજાય છે. ખુશામતિયાના મીઠાબોલથી રાચે છે. તે આચરણ તું કદી ન કરીશ જે પ્રભુની આજ્ઞાથી અને સદ્‌ગુણના આદેશથી વિરુદ્ધ હોય.

તારામાં જેટલી હિંમત હોય તેટલી સાબૂત રાખીને દુર્વિકારથી દૂર રહેજે અને મિથ્યા પ્રિયવાદીઓને નિરાશ કરજે. જે શાણા અને સાત્ત્વિકજનોએ માનવ સ્વભાવનું પર્યેષણ કર્યું હોય તેમની સાથે જ માનવ-સહજ નિર્બળતા વિષે ચર્ચા-વિચારણા કરજે. ચારિત્ર્યની પરીક્ષા સૂક્ષ્મતાપૂર્વક કરવાની રીત કેળવજે એથી તને પ્રત્યેકજન પાસેથી કેવા કાર્યની અપેક્ષા રાખવી તે સ્પષ્ટ થશે.

જેઓ સત્ત્વગુણથી વંચિત છે તથા જેમનામાં માનવીની યોગ્ય પરખ નથી તેઓ અંધારામાં અથડાય છે, અને ઠગાય છે. તેઓને કપટીજનો ખુશામત વડે કુમાર્ગે પ્રેરે છે. એવાઓ આવા પર ભરોસો રાખે છે અને સત્ય વચનથી વર્તતા પ્રામાણિક જન પર વહેમ રાખતા થવાય છે. અને એવા ભ્રમમાં પડે છે કે સૃષ્ટિના નિયમોએ પણ અમારે તાબે રહેવું જોઈએ. તું, મારા પુત્ર ટેલીમેકસ, આ વિલક્ષણથી સદાય મુક્ત રહેજે. [અનુ૦ પંડ્યા છગનલાલ હરિલાલ]

---

એક હતા શેઠ. તેમને બે દીકરા. શેઠે બેઉ દીકરાઓને ઉપદેશ દીધો કે તમ બેઉ જણા દુનિયાભરમાં તમારી પેઢીઓ ખોલો. હવે એક દીકરાએ તો સાચેસાચ ઠામે ઠામ પેઢીઓ ખોલી. કામ શરૂ કર્યું. પણ આખરે તે કેટલીક પેઢીઓ ખોલવાનો હતો? એ થાકી ગયો. તેનું ધન પણ ખૂટ્યું. બીજો દીકરો વધારે બુદ્ધિશાળી હતો. તેણે પેઢીઓ બનાવવાને બદલે ઠેર ઠેર મિત્રો બનાવવા શરૂ કરી દીધા. તેમાં તે જરાય થાક્યો નહિ. અને પોતાના લાભથી ક્યાંય આગળ નીકળી ગયો; કારણ કે, મિત્રોની પેઢીઓના બારણાં તો તેને માટે સદાય ખૂલ્લા જ રહેતા હતાં.

# ભાવનાના ભૂખ્યા ભગવાન

પોર્તુગીઝોની ધૂંસરીમાથી તાજેતરમાં મુક્ત થયેના ગોવા પ્રદેશમા 'ક્વઈયા' નામનું એક ગામ આવેલું છે. આ ગામમા 'શ્રી શાંતદુર્ગા' દેવીનું પ્રસિદ્ધ મંદિર આવેલુ છે. શ્રી શાતદુર્ગા દેવી અમુક મરાઠી કુટુંબોની કુળદેવી છે. શ્રી શાતદુર્ગાદેવીના આ મંદિરમા એક ખાસ વિશિષ્ટતા છે. તે એ કે આ દેવીનો થાળ-નૈવેદ્ય માત્ર ચાર આનામા જ થઇ શકે છે. એ માતાજીના મંદિરના ટ્રસ્ટીઓ લાબા સમયથી આ નિયમ પાળતા આવ્યા છે; ને તેને કાયદાનુ સ્વરૂપ આપેલું છે. ભગવાન તો ભાવનાના ભૂખ્યા છે, એ અનુસાર આ નિયમ ઘડાયેલો છે. માત્ર ચાર આનામાં જ દેવીનો થાળ ધરાવી શકાય છે, એવો નિયમ હોવાથી માતાજીના ગરીબ ભક્તો પણ લાભ લઇ શકે છે.

આ નિયમ કેવી રીતે અસ્તિત્વમા આવ્યો તેની પાછળ એક કરુણાની સાથે સાથે પુરુષાર્થભરી કહાણી છુપાયેલી છે. એ આખીયે કહાણી આ પ્રમાણે છે:

નાનાસાહેબ પેશવાના સમયની વાત છે.

એ અરસામા સાવંતવાડી રાજ્યના 'આરવલી' ગામમા રામચદ્ર નામે એક જુવાન રહે તેની અટક 'સુખટણુકર.' રામચદ્ર સુખટણુકર ગરીબના ઘેર રત્ન સમાન હતો. આ જુવાન ગરીબ છતા તેજસ્વી હતો. જો તક મળે તો ઝળકી ઊઠે તેવો તરવરિયો જુવાન હતો. પરંતુ એવા નાનકડા ગામમા તેના જેવો પ્રતિભાશાળી જુવાનને ઝળકવાની તક કેવી રીતે મળે? એટલે, તેણે પૂનામા જવાનું નક્કી કર્યું. પૂના એ કાળે મહારાષ્ટ્રની રાજ્યધાની હતું: એટલું જ નહિ પણ મોટા મોટા મુત્સદ્દીઓ અને બુદ્ધિશાળીઓનો અખાડો એ નગરમાં હતો. એવા લોકોને પોતાની બુદ્ધિ અજમાવવાનો અહીં પૂરતો અવકાશ મળી રહેતો હતો.

પોતપોતાની કુળદેવીઓમા માનવી કેવી શ્રદ્ધા ધરાવે છે, એ તો એવા શ્રદ્ધાળુ માણસોના સંપર્કમાં આવ્યા પછી જ સમજાય. રામચંદ્ર આવો શ્રદ્ધાળુ જુવાન હતો પૂના જતાં પહેલા પોતાની કુળદેવી-માતા-શ્રી શાતદુર્ગાનાં દર્શન કરી આવવાની તેને તાલાવેલી લાગી. અને, જેમ કોઇ સ્નેહભૂખ્યું બાળક પોતાની સ્નેહાળ માતા પાસે દોડી જાય, એ રીતે રામચદ્ર માતા શ્રી શાંતદુર્ગા પાસે દોડી ગયો. માતાજીના મંદિરે ગયા પછી રામચંદ્રના મનમાં ઊગ્યું: 'આટલે સુધી આવ્યો છું, ને મારું નસીબ અજમાવવા પૂના જેટલે દૂર જાઉં છું તો લાવને ભેગાભેગો માતાજીનો નૈવેદ્ય-થાળ પણ ધરાવતો જાઉં. મારા ઘરનાની પણ એવી જ ઇચ્છા હતી'

આમ હરખભેર રામચંદ્ર માતાજીના પૂજારી પાસે ભોળાભાવે દોડી ગયો, ને પોતાના તરફથી માતાજીનો થાળ ધરાવવા કહ્યુ; પરતુ પૂજારી માતાજીનો પૂજારી ન નીકળતા, પૈસાનો પૂજારી નીકળ્યો. ગરીબ બિચારા રામચદ્રે પોતાની પાસે હતા તેટલા બધા પૈસા-ચાર આનાનુ પરચૂરણ પૂજારીના હાથમા મૂકી દીધું. પૈસાના લોભી પૂજારીને આટલા પૈસાનો શો હિસાબ? એટલે, તેણે કહ્યુ: 'છટ્, આટના ચાર આનામા માતાજીનો થાળ ધરાવવા નીકળ્યો છે? ચાલ અહીંથી!'

એમ કહીને તેણે પૈસા ફેકી દીધા! ગરીબ રામચદ્રનો તિરસ્કાર કર્યો.

બિચારો રામચદ્ર! ભાવુક રામચંદ્ર! ગરીબ રામચદ્ર! વાઢો તો લોહી ન નીકળે તેવી લાચારીભરી સ્થિતિ તેની થઇ રહી! પરંતુ એ જુવાનને હજુ પોતાની કારકિર્દી પૂના જઇને ઘડવાની હતી' એટલે તે કશું ન બોલતા ગમ ખાઇ ગયો; પૂજારીએ તિરસ્કારથી ફેકી દીધેનું ચાર આનાનુ પરચૂરણ જમીન પરથી તેણે વીણી લીધું. અને માતાજીનો થાળ ન ધરાવતા, માત્ર દર્શનથી જ સંતોષ માનીને તે પોતાના ઘેર પાછો ફર્યો.

અને એ પછી તે પોતાની કુળદેવીના દર્શનની

કલ્યાણકારી સ્મૃતિ સાથે પૂનાના પથે પરવર્યો.

પૂનામાં—એ રાજ્યનીતિજ્ઞોના અખાડામાં આ બુદ્ધિશાળી જુવાન પોતાના બુદ્ધિબળથી, ધીરે ધીરે ઝળકી ઊઠ્યો—છેવટે એ કાળે એક મુત્સદ્દી તરીકે તે સ્થાન પામ્યો. પેશવાના દરબારમાં રામચંદ્ર સુખટણકરનું એક અગ્રગણ્ય સ્થાન રહેવા લાગ્યું.

પછી ગ્વાલિયરના શિંદે મહારાજે આ મહાન રાજનીતિજ્ઞનું 'હીર પારખ્યું', અને તેમને પોતાને ત્યાં ગ્વાલિયરમાં લઇ ગયા. શિંદે મહારાજ આગળ આ મહાન મુત્સદ્દીનું એક કાળે એટલું ચલણ હતું કે એ પાતા તે પાણી શિંદે મહારાજ પીતા, એમ લોકોમાં બોલાતું હતું. પોતાની મુત્સદ્દીગીરીથી આ વિખ્યાત રાજનીતિજ્ઞે ગ્વાલિયર રાજ્યની ઉમદા સેવા બજાવી હતી. એ માટે શિંદે મહારાજે પણ તેમની ઘણી જ સારી કદર કરી હતી. શિંદે મહારાજે તેમને પુષ્કળ પૈસો આપ્યો હતો. એક વખતનો ગરીબ બાળક ધનદોલતમાં આળોટવા લાગ્યો; એક વખત તેમનાથી દૂર રહેતી લક્ષ્મી તેમના ચરણ ચૂમવા લાગી.

આ ધર્મિષ્ઠ પુરુષે પોતાને મળેલી આ અઢળક સંપત્તિનો, પોતાની રીતે, સદુપયોગ કર્યો તેમના હાથે દાનધર્મનાં અનેક કાર્યો થયાં; તેમણે કેટલાયે ગામમાં મંદિરો બાંધી આપ્યાં.

ગ્વાલિયર રહ્યે રહ્યે તેઓ પોતાની અસલ કુળદેવી શ્રી શાંતદુર્ગા માતાને ભૂલ્યા નહોતા. પોતાની એ કુળદેવીના મંદિરના નિભાવ માટે તેમણે વરસેદહાડે પોતાના તરફથી બારસો રૂપિયાની આવક બાંધી આપી હતી.

પછી તો સમય મળતાં ગરીબમાંથી ગભ્ભર બનેલો આ મહાન નર સહકુટુંબ પોતાની એ કુળદેવીના દર્શને ગયા. માતાજીના મંદિરને કેટલાયે વખતથી આ શ્રીમંત મુત્સદ્દી પાસેથી આર્થિક સહાય મળતી હતી. એટલે, જ્યારે આવો દાતા માણસ માતાજીના દર્શને પધારે ત્યારે માતાજીના શ્રદ્ધાળુ ભક્તો તેના દર્શને ઊમટે તે સ્વાભાવિક છે. માતાજીના આ મહાન ભક્તના આગમનના સમાચાર મળતાં આખી માનવમેદની માતાજીના મંદિરમાં ઊમટવા લાગી. મંદિરના પૂજારીઓએ આ મહા પુરુષનો ભારે દબદબાથી આદર સત્કાર કર્યો.

એ દિવસે માતાજીનો થાળ તો આ મહાન ને શ્રીમંત ભક્ત તરફથી જ થાય ને? એ રીતે થાળની છપ્પન ભોગના થાળની તૈયારી થઈ રહી. આજે માતાજીના થાળમાં કંઇ કમીના રાખવાની નહોતી. પરંતુ જ્યાં થાળ ધરવાની તૈયારી થઈ, પૂજારીનું કહેણ આવ્યું કે થાળ તૈયાર થઇ ગયો છે—કે તરત જ રામચંદ્રબાબા ઊભા થયા; પોતાનાં કુટુંબીજનોને પોતાની સાથે લીધા ને પોતાની પાછળ પાછળ આવવા કહ્યું. પટાવાળાઓનું જૂથ પણ પાછળ પાછળ ચાલવા લાગ્યું.

માતાજીની દીપમાળના સ્તંભ પાસે ગ્વાલિયરના એ દીવાન આવીને ઊભા રહ્યા. પછી એ સ્તંભની નિશાનીને આધારે, પાસેની એક જગા પાસે તેમણે પોતાના દંડ વડે એક ચોકડી કરી, અને એ ચોકડીવાળી જમીન આગળ ખોદવાનો પોતાના એક મજબૂત પટાવાળાને આદેશ કર્યો.

સૌ કુટુંબીજનો ને બીજા પ્રેક્ષકો જોઈ રહ્યા હતા—બધાના મનમાં હતું, કે આ શું કૌતુક પોતાના વડીલ કરી રહ્યા હતા.

આ બાજુ પટાવાળો એ જમીન ખોદી રહ્યો હતો—જેમ જેમ તે ઊંડું ખોદી રહ્યો હતો, તેમ તેમ દીવાન રામચંદ્રજીની સ્મૃતિ પણ ઊંડી ને ઊંડી ઊતરતી જતી હતી થોડી જ વારમાં સૌના કુતૂહલનો અંત આવ્યો. થોડુંક ખોદતાં એક કુલડી હાથમાં આવી. એક નાનીશી કુલડી. એ કુલડીને પોતાના હાથમાં ઊંધી વાળવા પટાવાળાને કહ્યું. પટાવાળાએ તેમ કર્યું, તો કુલડી માંથી પરચૂરણ નીકળી આવ્યું—પૂરા ચાર આનાનું!

જે ચાર આનાના પરચૂરણની મૂડી લઇને એક વખત એક ગરીબ કિશોર પોતાની આ કુળદેવીનો થાળ કરવા આવ્યો હતો, અને એટલા માટે તેનું અપમાન કરવામાં આવ્યું હતું! એ ગરીબ જુવાન રામચંદ્રના ચાર આના એ વખતના પૂજારીએ તિરસ્કાર પૂર્વક ફેંકી દીધા હતા. એ ચાર આનાનું પરચૂરણ, કોઈ ન દેખે એ રીતે, કિશોર રામચંદ્રે અહીં એક

કુલડીમાં દાટી રાખ્યું હતું.

એ મહાન પુરુષે પોતાના કુટુંબીજનોને એ કાળની પોતાની દરિદ્ર અવસ્થાની વાત કહી, ત્યારે સૌની આંખમાં આંસુ આવી ગયાં.

એ દિવસે સાંજે મંદિરની વ્યવસ્થાપક સમિતિની સભા મળી. તેમાં પોતાની અસલની ગરીબીને ન ભૂલનાર આ મહાન મુત્સદ્દીએ ઠરાવ મૂક્યો: 'આપણા આ માતાજીનો થાળ કોઈ પણ વ્યક્તિ ચાર આનામાં ધરાવી શકશે. દેવી તો ભાવનાના ભૂખ્યા છે, એ આપણે કદાપિ ન ભૂલવું જોઈએ. એટલે, આ ચાર આના પૂરતા લેખાવા જોઈએ. જેથી ગરીબ માણસ પણ લાભ લઈ શકે. દેવી તો ગરીબ અને તવંગર બંનેનાં છે.'

સૌએ આ ઠરાવ, પ્રમુખ સ્થાનેથી આવતો આ ઠરાવ સર્વાનુમતે વધાવી લીધો.

ત્યારથી આ નિયમ શ્રી શાંતદુર્ગાદેવીના મંદિરમાં પરંપરાથી ચાલ્યો આવે છે.

---

## મતભેદ હોય તો પણ

ઇ૦સ૦ ૧૯૨૩–૨૪ની વાત.

એ વર્ષોમાં હિન્દુ મુસલમાન વચ્ચે સારી પેઠે ઝઘડો ચાલ્યો હતો. આ પ્રશ્ન બાબત કોંગ્રેસના અગ્રણીઓમાં–આપસ આપસમાં મતભેદ પ્રવર્તતો હતો. અમુક કોંગ્રેસ અગ્રણીઓને એવું લાગતું હતું કે કોંગ્રેસ જાણી બૂઝીને મુસલમાનોનો ખોટો પક્ષ ખેંચી રહી છે, અને એ રીતે હિંદુ હિતોને નુકસાન પહોંચાડી રહી છે.

આ મુદ્દા ઉપર લાલા લજપતરાય, પં૦ માલવીયજી, ઇ૦ કોંગ્રેસ અગ્રણીઓથી જુદા પડ્યા; એ લોકો આગામી ચૂંટણીઓમાં ધારાસભામાં, હિંદુઓનું રક્ષણ કરવા માટે, હિંદુ મહાસભાના ઉમેદવારો મોકલવા માટે લોકોમાં પ્રચાર કરવા માંડ્યો.

આવી એક ચૂંટણીસભા એક શહેરમાં યોજાઈ હતી.

એ સભામાં જ કોંગ્રેસ તરફથી પંડિત મોતીલાલ નેહરુએ પ્રવચન કર્યું. એ જ સભાના મંચ ઉપર પં૦ મોતીલાલજીની જોડે જ માલવીયજી મહારાજ બેઠા હતા. મોતીલાલજીનું પ્રવચન પૂરું થયું, એટલે તેઓ બોલવા ઊઠ્યા, બોલ્યા.

'સજ્જનો ને સન્નારીઓ, આગલા વક્તા પં૦ મોતીલાલજી મારા પૂજ્ય મોટાભાઈ છે. તેમની યોગ્યતા મારાથી ક્યાંયે ચડે એવી છે. આવા ઉચ્ચ કોટિના દેશભક્તોનો મુકાબલો કરવાની યોગ્યતા મારામાં નથી એ હું કબૂલ કરું છું. આમ છતાં મારી તુચ્છ બુદ્ધિ અનુસાર આપ સૌ સમક્ષ મારા કેટલાક મંતવ્યો રજૂ કરું છું.

'ભાઈઓ અને બહેનો, દેશસેવકોએ અનેક કષ્ટો સહન કરીને ભારતમાતાના બંધન કાપવા અનેક પ્રયત્નો કર્યાં; પરંતુ હજુ તે સંપૂર્ણપણે સફળ થયા નથી. ભાઈશ્રી પં૦ મોતીલાલજીએ ભારત કેમ સ્વતંત્ર થઈ શકે તેની થોડીક રીતો બતાવી; હવે બીજી થોડીક હું પણ બતાવું. આપ લોક અમારા બંને જણાની વાતો પર પૂરેપૂરો વિચાર કરજો. એ પછી આપને જે પક્ષની વાત ઠીક લાગે તે પક્ષના ઉમેદવારને આપનો અમૂલ્ય મત આપજો. અને આપણામાં મતભેદ હોય, તો પણ આપણે આપસમાં, શક્ય હોય તે રીતે મળી કરીને કાર્ય કરવું છોડી દેવું ન જોઈએ.'

પં૦ માલવીયજીના પવિત્ર મુખે બોલાયેલા, આ નિખાલસ વાક્યો આજે પણ આપણા દેશના વિધ વિધ પક્ષો વિચાર કરીને આવે તો!

—શિવ સુંદરમ્

# વીરની પરીક્ષા

નાથુભાઈ જાદવ

મેવાડની વીરભૂમિના બે રજપૂતો. તેજવંત ભાલ અને ચમકતી આંખો. જુવાનીના જોમની સાક્ષી આપતી આંકડિયાળી મૂછ. મેવાડની ધરણી પર શૂરવીરતાના પાઠ ભણેલા. વચનને ખાતર પ્રાણ ન્યોછાવર કરવાનું જ્ઞાન ગળથૂંથીમાંથી પામેલા, એ બે બહાદુરો દિલ્હી-દરબારમાં આવી પહોંચ્યા.

મોગલ સમ્રાટ અકબરનું રાજ્ય હતું.

એકચતાના સિદ્ધાંતે રાચતા એ મહાન બાદશાહની દરિયાદિલીની વાતો સાંભળી, એ આશાભર્યા યુવાનો નોકરી માટે આવ્યા હતા.

બાહુના બળે, વચનની કિંમતે અને વફાદારીના સાટે નોકરી માટે અરજ ગુજારી.

બન્ને યુવાનો સમવયસ્ક, નિર્ભીત, સાહસી અને દૃઢ નિશ્ચયી લાગતા હતા. અકબરની ચાલાક આંખો તેમને નખશિખ નીરખી રહી.

એક બાજુ અખંડ જાગૃતિ ભર્યું જોબન. બીજી બાજુ સત્તાનું ખમીર. શહેનશાહી ગર્વોન્મત્ત બાદશાહને જોબનમાં ઝૂલતા આ નવયુવાનોનું ખમીર માપવાનું ઘડીભર મન થઇ આવ્યું બાદશાહના મુખ ઉપર અભિમાન અને અવહેલનાએ ઘડીભર રમત માંડી. મોં મરક્યું. અને શબ્દો વહેતા થયા.

'અકબરના સૈન્યમાં જોડાનારે પ્રથમ પોતાની શક્તિનું પ્રમાણ આપવું પડે છે. પહેલાં તમારે બન્નેએ પોતપોતાની શક્તિની-પરીક્ષા આપવી પડશે!'

'શક્તિની પરીક્ષા! અને તે રજપૂતની!'

—આશ્ચર્ય મિશ્રિત શબ્દો બન્નેના મોંમાંથી એક સાથે નીકળી પડ્યા.

અસ્ત્ર વ્યવસાયી વીરોની પાસે તલવાર લઇને પ્રાણ સાથે ખેલવા સિવાય, શક્તિ અને વીરતાના બીજા કયા પ્રમાણ હોઇ શકે!

વીર રજપૂતોના બળના પારખાં લેવાં એ ઝેરનાં પારખાં લેવા જેવું હોય છે. એ વાત અકબર શું જાણે!

બન્ને યુવાનોની તીખી નજરો એકવાર ક્ષણભરને માટે મળી. આંખોની મૂક ભાષામાં જ બન્નેએ હૃદયની ગૂઢ ભાષા વાંચી.

જાણે એમાં લખેલું જાતિનું ગૌરવ અને કર્મઠ જીવનના પ્રમાણને માટે પ્રાણોનું શું મૂલ્ય હશે?

મ્યાનમાંથી નીકળેલી બન્નેની તલવારો ક્ષણભરને માટે મળી. શૌર્યના શોણિત સર્જતી વીરતા અને બલિદાનની વેદી રચાઈ. અને તે સાથે જ શૂન્યમાં પાછી ફરી. અર્ધ ચન્દ્રાકાર બનતી સનનન્......સનનન્ કરતી, વીજળી જેવી ચમકારા કરતી. તડિતથી પણ તીવ્ર ગતિથી; ડાબે-જમણે, ઉપર નીચે, શૂન્યમાં, વાયુમા પોતાનું અસ્તિત્વ ખોતી ઘૂમી રહી.

પછી એકી સાથે બન્ને તલવારોએ, બન્ને પ્રતિદ્વંદ્વીઓને ધરતી ઉપર સુવડાવી દીધા. અને પોતે પ્રમાણ આપતી રક્તવર્ણી બની, એ શક્તિની પરીક્ષાના પરીક્ષાર્થી રજપૂતોના હાથની મુઠ્ઠીમાં પ્રમાણરૂપ પડી રહી.

બાદશાહ આ જોઇ સ્તબ્ધ જ થઇ ગયો. આખો દરબાર આશ્ચર્ય મૂઢ બની શાંત બની રહ્યો. પલ-બેપલમાં શક્તિ પરીક્ષાનો જાણે નાટક ખેલાઈ ગયો.

ઐશ્વર્યમાં અંધ બની, સત્તાના સિંહાસનેથી, વીરની વીરતાને પડકાર ફેંકનારા એ રાજવીનું માથું ચક્કર ખાઇ ગયું. ખુદાના ફિરસ્તા સમા

એના આચરણોમાં કાળક લાગી ગઇ. પોતાની આંખ સામે શોણિત સરિતા સર્જાઇ ગઈ. ન વાંક, ન ગુનો, આ કેવી વાગ્રમત ?

અકબરના અંતરમાં વસેલો વિલાસી રાજા હધાઇ ગયો.

મૂર્તિમંત બાદશાહનું અંતર કકળી ઊઠ્યું. વચન અને વફાદારીની માત્ર વાતો કરવા કરતાં, તેના પ્રાણને સાટે હાજર જવાબ આપતા વીર રજપૂતોની તલવારનો આંક તેને આંકી લીધો.

એ વીર જાતિ પ્રત્યે બાદશાહનું હૃદય શ્રદ્ધા, ભક્તિ અને સન્માનથી ગદગદ થઈ ગયું. ધરણી પર સૂતેલા એ વીર યુવાનોના પેલા શબ્દો અકબરને કાને ગૂંજતા હતા ?

'.. શક્તિની પરીક્ષા ! અને તે રજપૂતની !' સાચે જ વીરના પારખા તો સમરાંગણમાં જ થાય !

'આ ગંભીર ભૂલને ન્યાયના ત્રાજવે તોળવામાં આવે તો અકબરનો કયો અદલ ઇન્સાફ, તેની સચ્ચાઇનો સાથ આપશે ?

—સૌ દરબારીઓના દિલમાં રહી રહીને આ એક પ્રશ્ન ઉપસ્થિત થતો હતો.

દિવાનેઆમના તખ્ત ઉપર આજે કોઇ ગુનેગાર રાજા બેઠો હોય, એવું અકબરને લાગ્યું. આંખ બંધ કરી, એ અંતરના ઊંડાણમાં ઉતરી ઇન્સાફની કિતાબ વાંચવા લાગ્યો.

....પણ બધું જ વ્યર્થ !

આખરે સિંહાસનારૂઢ શહેનશાહ નીચે આવ્યો. જ્યાં, વીર રજપૂતાણીઓના દૂધે ઉછરેલા બે નરસિંહો, રજપૂતોની શાન સાચવતા સૂતા હતા. બાદશાહ આગળ વધ્યો. એ નવયુવકોના ગરમ ગરમ વહેતા લોહીને માનપૂર્વક હાથમાં લઇ, પોતાના માથે ચઢાવ્યું. અને ભર દરબાર વચ્ચે પ્રતિજ્ઞા લીધી કેઃ

'અજાણતામાં મારાથી આ જે પાપ થઇ ગયું છે, તેના પ્રાયશ્ચિત્ત રૂપ, હું આજથી આ રજપૂત જાતિની આ જન્મ માન-પ્રતિષ્ઠા જાળવીશ !'

---

બાકીપુરમા કોંગ્રેસનુ અધિવેશન હતુ. ગોખને તેમાં હાજરી આપી પાછા ફરતા હતા.

તેમની તબિયત સારી નહોતી. ગાડીનો એક ડબ્બો તેમણે પોતાને માટે રિઝર્વ કરાવ્યો હતો. તેઓ તેમા આરામથી સૂતા હતા.

એટનામા ભૂપેન્દ્રનાથ બોઝ ત્યાં પહોંચ્યા. ગોખલેને જોઇ કહેવા લાગ્યા 'ગોખલે સાહેબ, આપને કાંઈ અડચણ પડે તેમ ન હોય તો અહીંયા આવુ ?'

બોઝ તો અવિરામ રેડિયો જેવા હતા. ભારે વાતોડિયા. ગોખને તેમની આ ટેવ જાણતા હતા તેમની હાજરીથી પોતે આરામ નહી લઇ શકે તે પણ નિશ્ચિત હતું છતા સૌજન્યતાની સાક્ષાત મૂર્તિ સમા ગોખલે તેમને ના ન પાડી શક્યા.

બોઝ તો પોતાનો સામાન ડબ્બામા મૂકી બહાર લટાર મારના નીકળ્યા. ત્યા તેમને એક મિત્ર મળ્યો. મિત્ર જગ્યાને અભાવે આંટા મારતો હતો. તેને ગોખને પાસે લઈ આવી બોઝ કહેવા લાગ્યાઃ 'આ મારા મિત્ર છે. એને પણ ડબ્બામા લઇ લો તો અત્યત આભાર.'

ગોખલે ના ન પાડી શક્યા.

એમ એક પછી એક કેટલાય મિત્રોને બોઝ બોલાવી લાવ્યા. ગોખલેએ બધાને ડબ્બામા લીધા. છેવટે ડબ્બો એટલો ભરાઇ ગયો કે તેમને ઉપરના બર્થ પર આરામ કરવા જવુ પડ્યું ! ને આખી મુસાફરી બર્થ પર સુતા સુતા જ પૂરી કરવી પડી !

ગોખલે બીજાના દુઃખ જોઇ ન શકતા. પોતાના સ્વાસ્થ્યને ભોગે, અગવડો ભોગવીને બીજાને સગવડતા કરી આપતા. કેવો અસીમ માનવ પ્રેમ !

હરિભાઈ છો. પટેલ

# દયા ધર્મ કા મૂલ હૈ....

**બહેચરભાઈ ર૦ પટેલ**

જીવરામકાકાનું નામ સાંભળતાં જ આંખો સમક્ષ દયાભાવની એક જીવન્ત મૂર્તિ ખડી થતી. ક્યારેક એ સવારના પહોરમાં 'દયા ધર્મકા મૂલ હૈ...' ગાતાં ગાતાં પંખીઓને દાણા નાખતા હોય તો ક્યારેક એ આંગણે મૂકેલાં કૂંડામાં પાણી ભરતા. ક્યારેક એ કીડિયારાંમાં લોટમિશ્રિત ખાંડ નાખતા ફરતા જોવામાં આવે તો કોઈવાર નદીને કે તળાવને કાંઠે ઊભા ઊભા લોટની ગોળીઓ માછલાંને ખવડાવતા હોય. ગામની પરબડી ભલે મહાજનની રહી પણ એની દેખરેખની વણદીધી જવાબદારી જીવરામકાકાની. ગામમાં માંદા પડેલાં કે ઘવાયેલાં પ્રાણીની સારવારનું કામ પણ એમનું જ હોય. એ કહેતા કે, જેમ આપણે આપણા જીવનનું અને છોકરાંનું જતન કરીએ છીએ તેમ આ અણબોલાં જીવનું પણ ધ્યાન રાખવું જોઈએ. માણસ તો માગીને કે મારીને ય ખાય પણ આ પશુ-પંખી બિચારાં શું કરે?

જીવરામકાકા પરણેલા તો યુવાન વયે પણ ચાલીસેક વર્ષ વટાવી ગયા ત્યાં સુધી ભગવાને એમના સામું નહિ જોયેલું. એમને પોતાનું ઘર હતું, વારસામાં મળેલી વીસેક વીઘાં જમીન હતી અને બ્રાહ્મણ હતા એટલે ગામના મંદિરનો પૂજારીનો ધંધો તેમ જ યજમાનો પણ હતા. આ ઉપરાંત ન્યાતમાં એમની આબરૂ ય સારી. પણ એમને કોઈ ભાઈ નહિ અને પોતાને ત્યાં પારણું ન બંધાયું. આથી સૌ બધા એમને કહેતા કે બીજી કરો. પણ ગંગાકાકી જેવાં પવિત્ર જીવને પુત્રેષણાને કારણે દુભવવાં ઠીક નહિ તેમ જ ભાગ્યમાં હશે તે થશે એવી માન્યતાને કારણે એ એ જ રહ્યાં. એમને અંબામાતા પર બહુ આસ્થા હતી અને દર વર્ષે અંબાજીની યાત્રાએ જતાં. એક વર્ષે એમને ત્યાં એક સાધુ મળ્યો. સાધુએ એમને શ્રદ્ધા બેસાડી કે તારે ત્યાં જરૂર સંતાન થશે અને વ્રત લેવડાવ્યું કે પશુ-પંખીની સેવા કરવી. જીવરામકાકાના ઘરમાં એ બે માણસો સિવાય બીજું કોઈ હતું નહિ એટલે એમનો વાત્સલ્યભાવ સાધુના ઉપદેશે કે સ્વાભાવિક રીતે જ પણ પશુ-પંખીઓ તરફ ઢળ્યો. મંદિર અને ખેતરની કે યજમાન વૃત્તિની જે આવક આવતી તેનો કેટલોક ભાગ એમણે જીવદયામાં ખર્ચવાનું નક્કી કર્યું. ગંગાકાકીએ પણ સવારસાંજ પોતાનું રાંધવા સાથે ગાય કૂતરાં માટે પણ વધુ રાંધવા માંડ્યું ને. એમનું ઘરઆંગણું પંખીઓનો મેળો બની ગયું.

એમનો જમાનો ડોકટરો કરતાં દેવદેવીઓમાં અને સાધુસંતોમાં વધુ માનવાવાળો એટલે જીવરામ કાકા અને ગંગાકાકી પૂરી શ્રદ્ધાથી અને સંતાનની પ્રબળ આશાથી દયાધર્મ કરવા લાગ્યાં. અને એ દયાધર્મને પ્રતાપે 'ગંગાકાકીને' 'સારો દહાડો' આવ્યો. આ વાત જાણીને માત્ર એ બેનું જ નહિ પણ આડોશીપાડોશીનું ય અંતર હરખી ઊઠ્યું. જીવદયા પરની એમની આસ્થા વધી ગઇ. અને દયાધર્મમાં છૂટે હાથે પૈસો ખર્ચવા માંડ્યો. પણ ઈશ્વર હંમેશાં ન્યાય જ કરે છે એવું આપણને નથી લાગતું. કમભાગ્યે ગંગાકાકીને કસુવાવડ થઈ અને એમની નિરાશાનાં પ્રતીક સમો મરેલો ગર્ભ અવતર્યો. એમનાં કાળજાં કકળી ઊઠ્યાં. એ બોલી ઊઠ્યાં, 'ભગવાન! રહી રહીને પણ તારી દયા આમ જ અવતરી? હે માતાજી! તેં મહેર કરી કરીને આવી?' જેણે જાણ્યું તે સૌ બોલી ઊઠ્યું, 'બિચારાંની અડધી જિંદગી પછી બંધાએલી આશા ય તૂટી પડી!'

જીવદયાનો ધર્મ પાળતાં પાળતાં પુત્રેષણાની ભાવના તો ના ફળી પણ જીવરામકાકાને લાગ્યું કે એ માર્ગે કદિક તો પ્રભુ સામું જોશે. એટલે જ તો એમનું મન ભાંગી ગયું હતું અને ગંગાકાકીનું કસુવાવડે તન પણ ભાંગી ગયું હતું છતાંય પોતાના વર્તનમાં ફેર ન પડવા દીધો. બંને પૂર્વવત્ સેવાપૂજા કરતાં, દાનદયા કરતાં અને અમર આશામાં જીવતાં. જીવરામકાકાએ એક નવું પ્રસ્થાન પણ કર્યું. એમણે ઘરમાં અને આંગણાંના માંડવામાં કેટલાક માળા બંધાવ્યા. એ માળામાં ચકો ચકી, હોલો હોલી વગેરે રહેવા લાગ્યાં. તો પાસે જ કૂતરાની બોડ બનાવી. ઘરમાં એમણે એમના અજાણમાં જ ભરાઈ ગયેલી અને ક્યાંકથી વિયાઈને બચ્ચાં લઇ આવેલી બિલાડીને પણ પ્રેમથી પાળવા માંડી. એમણે એમના ઘરનાં અને

ગામનાં પરિચિત પ્રાણીઓનાં નામ પણ પાડ્યાં. અને અજાણ્યા માણસને તો જ્યારે એ એમના જીવો વિષે વાત કરે ત્યારે એ ભારે વસ્તારી હોય એવું લાગે. એ કહેતા, 'અમારો કાળિયો આજે રંગમાં નથી.' 'પેલી મંજરીને હવે સારું થઇ ગયું છે.' 'આ મોતીલાલને માટે મારે કોઇ શોધી કાઢવી પડશે.' 'અમારા પેલા ભગત તો સવારના ભજને ચડ્યા છે!' 'કઉં છું, આ રાણીને જમવા બેસાડો.'

એક વખતે એ શહેરમાં ગયેલા ત્યાંથી પોપટ લઇ આવ્યા અને ઘેર લાવી પાંજરામાં રાખવાને બદલે છૂટો મૂકી દીધો. એક વાર એમણે નદી કિનારે કેટલાક જુવાનોને માછલાં મારતા જોયા. એમણે જુવાનોને કહ્યું કે ભાઈ, માછલીઓને પાણીમાં છોડી મૂકો તો પાયશેર બાજરી આપું. અને એમ એમણે માછલીઓ બચાવેલી. એક વાર કોઇ ખબર લાવ્યું કે કૂવામાં બે કબૂતર પડ્યાં છે તરત જ તે દોરડાને ટોપલા લઇ ઊપડ્યા અને ભારે મહેનત કરી બહાર કાઢ્યાં. બીજું પણ એમણે એક નવું પગલું ભર્યું તે એ કે રોજ સાંજે ગામના મંદિરમાં છોકરાને ભેગા કરી, તેમને ભજન ગવડાવી, માત્ર પ્રસાદ જ નહિ પણ ચણામમરા કે ગોળીઓ જેવો નાસ્તો પણ તે આપતા. તેમને લાગ્યું કે બે હાથે દઇશું તો ભગવાન કંઇક આપશે. અને ભગવાન સારા દહાડા દેખાડશે જ નહિ તો પછી આ બધું ભેગું કરીનેય શું કરવાનું છે? દયાદાનના જેમ બને તેમ વધારે માર્ગો અપનાવીને એમણે ભગવાનનો પ્રસાદ કે માતાજીની કૃપા પામવાનો પ્રયાસ કર્યો.

પણ ભગવાને જે કરવું જોઇતું હતું તે ના જ કર્યું અને ઊલટું કર્યું. જીવરામકાકાને ત્યાં સંતાન તો ન જ જન્મ્યું પણ ગંગાડોશી ઓચિંતા જ સેવા કરતા કરતા ચાલ્યા ગયા. જીવરામકાકાના જીવનમાં અંધકાર અને આંધી ફરી વળી. એમની આશાનું મૂળ જ ઉખડી ગયું. હવે તો એ જીવે તોય શું અને ન જીવે તોય શું! જેને માટે ચાર હાથ કરીને દયા દાન ને સેવાપૂજા કરી એ તો ન મળ્યું પણ ઉલટો ઘરડા જીવતરનો સહારો ય ગયો. બળ્યો આ સંસાર અને બળ્યો આ ધર્મ!

ગંગા ડોશીના અવસાનના સમાચાર સાંભળતાં જીવરામકાકાએ જે ચીસ અને પછાડ ખાધી તેથી આખા ગામનો જીવ કકળી ઊઠ્યો. આગણાનો પંખીમેળો રડી રહ્યો. ગંગા ડોશીની નનામીને વળાવતાં જાણે એ પોતાના જીવતરને વળાવતા હોય એ રીતે શૂન્યમનસ્ક બની ગયા. ગંગા ડોશીને બળતી જોઇ એમનું રહીસહી આશાથી ભરેલું અંતર બળીને ખાખ થઇ ગયું. જ્યાં સુધી અંત્યેષ્ટિ ક્રિયાઓ અને છેલ્લે તેરમું ય ચાલતું હતું ત્યાં સુધી સંબંધીઓના સંગમાં એમને એમની એકલતાનો ખ્યાલ ન આવ્યો. પણ જ્યારે એ બધું પતી ગયું અને દૂરનાં સગાં ય આવેલાં તે પોતાને ઘેર ગયાં ત્યારે એ ઘરમાં પથરાયેલી ગંગાકાકીની ખોટે એમને અકળાવી મૂક્યા. એ જાણે કોઈ અજાણ્યા અરણ્યની ભયાનકતામાં એકલા આવી પડ્યા હોય તેવું ક્યારેક તેમને લાગતું તો ક્યારેક વેરાનમાં આવી ચડ્યા હોય એવો અનુભવ થતો. ભાવિનો અંધાર એમને ગૂંગળાવી નાખતો. હવે શું કરવું! એ પ્રશ્ને એમના અંતરને હચમચાવવા માડ્યું. જે આશાના તાર પર એ કૂદતા હતા એ તો તૂટી ગયો!

એમને ન તો ખાવાનું ભાવ્યું, ન તો નિદ્રા આવી. કાથીના ખાટલામાં આડા પડ્યા પડ્યા, પાથરવાની ય દરકાર કર્યા વિના એ તો સૂવાને બહાને વિચારે ચડ્યા. એમને જીવનનું કારુણ્ય પ્રત્યક્ષ દેખાવા લાગ્યું. એ મનમાં ગણવા લાગ્યા, 'આ ઘરને મારે હવે શું દેવતા મૂકવાનું? ખેતરપાધર, યજમાનવૃત્તિ અને મંદિરની પૂજા ય મારે શું કરવી છે! મારે ક્યાં છોકરાં પરણાવવાં છે? આ મારે મુઠી ધાન જોઇએ તે તો ભીખ માગતાય મળી રહેશે. આ ડોશી જેવું દિલનું માણસ પણ આમ છોડીને ચાલ્યું ગયું તો કૂતરા–બિલાડાં ને બીજાના છોકરાં મારી શી સેવા કરવાનાં છે? મેલ પૂળો એ બધામાં. ને બધી માયા મૂકીને જા જમના કાંઠે, કાંઈ કાયાનું કલ્યાણ થાય! આજ સુધી તો ડોશી હતી તે કામ ઉપાડી લેતી અને એ ગઇ તે આ આટલા દહાડા તો સગાંસંબંધીઓએ ના છૂટકે કાઢી આપ્યા પણ હવે કાલ સવારથી શું? આ બધું કોણ કરશે ને શું કરવા?' તો ક્યારેક એમ પણ થતું કે, 'આ બધું છોડીને જવાનું ક્યાં અને કરવાનું શું? થાય એટલું કરીએ અને સંતોષથી ને શાંતિથી રામરામ કરીએ. ભગવાન

જે કરે તે સારા માટે.'

ત્યાં જ એનું મન ફૂદી પડતું પાછું કહેતું, 'ભગવાને આ શું સારું કર્યું? ધર્મીને જ ત્યાં ધાડ પાડી. આખી જિંદગી એનું નામ જપી જપીને જીભ ઘસી નાખી પણ એણે એક મારું નામ રહે એટલી દયા ન કરી! ડોશી ગઈ! હું પણ વહેલો મોડો જઈશ! અને આ ઘરમાં પછી કાગડા ઊડશે....!'.

અને એ ભાનમાં કે બેભાનમાં, ઊંઘમાં કે જાગૃતિમાં, પણ ઊઠ્યા અને બારણું વાસવાની કે જોડા પણ પહેરવાની દરકાર કર્યા વિના જ ચાલી નીકળ્યા. રાતના આછા અંધારા સામે ન જોયું. વળીને ઘર સામે પણ નજર ન નાખી અને ઊંધું ઘાલીને ચાલવા માંડ્યું. આસપાસની વસ્તી ઊંઘતી હતી. મધરાતનું આકાશ તારાઓથી શોભતું હતું. પણ જીવરામ કાકાને તો માત્ર અંધાર દેખાતો હતો અને એમાં ચાલવાનો આછોપાતળો ઝાંખો એવો રસ્તો, પંખીઓ માળામાં નિદ્રાધીન હતાં, લોકો ઘરમાં. બેસતા શિયાળાની ઠંડી હવે થોડી થોડી વરતાતી હતી. એ આ ઘરમાંથી ચાલી નીકળ્યા હતા. ક્યાં એ તો કદાચ એ ય નહિ જાણતા હોય! એમના મનના મહેરામણમાં આજે ભારે તોફાન જાગ્યું હતું અને એ તોફાનમાં જ જાણે કે જીવરામકાકા સપડાઈને ઊડતા હતા. એમના હૃદયમાં ભયંકર વૈરાગ્યે અને સંન્યાસે એવું તો આકર્ષણ જમાવ્યું હતું કે સંસાર પ્રત્યે તેમનું ધ્યાન જ ન હતું, તો જીવનને આશાનિરાશાની મોત–પછાડે એવું તો છિન્નભિન્ન કરી નાખ્યું હોય એમ લાગતું, કે એમને જીવન પ્રત્યે રાગ રહ્યો ન હતો. મનમાં મથામણ હતી. પણ ચાલતા હતા.

એ અટક્યા નદીના કાંઠે સ્મશાનમાં. સ્મશાનમાં એમને હજી ગંગા ડોશીની ચિતાના ભડકા સ્પષ્ટ દેખાતા હતા. એમના દિલમાં પણ આવી જ આગ લાગી હતી. સામે નદીનું ઊંડું પાણી ઘૂમરીઓ લેતું વહેતું હતું. એમના અંતરમાં પણ વિચારોનાં વમળ ઘૂમતાં હતાં, પાણીમાં થીજી ગયેલાં આંસુ જેવા તારાઓનાં પ્રતિબિંબ પાણીના પ્રવાહને કારણે હાલતાં હતાં. એમનાં તો આંસુ જ થીજી ગયાં હતાં. એ નદીના પાણી તરફ ચાલ્યા. નદીના ઊંડા ધરા પાસેની શિલા પાસે આવીને ઊભા રહ્યા. શિલાના પાવ પખાળતું ઊંડું પાણી વહેતું હતું. પાણીમાં અંધાર ઓગળી ગયો હતો અને તેમાં તારા મૂંગા મૂંગા ક્યારેક ઊભા લાગતા તો ક્યારેક ચાલતા લાગતા. જીવરામકાકાએ પાણીમાં જોયું. એમનું પ્રતિબિંબ અંધારમાં દેખાય તેમ ન હતું, એમને એમના જીવનની કાળી છાયાનાં જ દર્શન થયાં. વહેતા પાણીમાં એમણે જીવનનું શ્યામ પ્રતિબિંબ હાલતું જોયું. વળી તરત જ પાણીના પ્રવાહમાં ગંગા ડોશી દેખાયાં. ગંગા ડોશીની સાથે જ આખો ભૂતકાળ ખડો થયો. ગંગા ડોશી અને પોતે, પશુપંખી અને પ્રાણીની સૃષ્ટિમાં કેવાં સરળતાથી જીવદયાનો ધર્મ દર્શાવી રહ્યાં છે એ ચલચિત્રની જેમ દશ્યમાન થયું. એમની સામે પાણી ન હતું, ચિત્રોની હારમાળા ચાલતી હતી. અને પોતે આ જ પથ્થર પર ઊભા રહી માછલાંને ખાવાનું નાખતાં અને માછલાં કેવાં ઝીલી રહેતાં એ ચિત્ર આવ્યું ત્યારે એમને ખ્યાલ આવ્યો કે પોતે ધરાની શીલા પર જ ઊભા છે. અચાનક ત્યાં એક માછલી કૂદી અને એમનો હાથ માછલાંને નાખવાની લોટની ગોળીઓ શોધવા સળવળ્યો. પણ પાસે કશું જ ન હતું. ત્યાં તો મોતીના ભસવાનો અવાજ કાને પડ્યો, બીજાં કૂતરાં પણ ભસવા લાગ્યાં. મોતી તેમને દોડતો દોડતો પોતાના ભણી જ આવતો દેખાયો. કૂતરાના ભસવાનો અવાજ સાંભળી સામી પારના શવા કોડે ખોંખારો ખાઈ અવાજ કર્યો, 'કોણ છે એ...?' ને જીવરામકાકાથી યંત્રવત બોલી જવાયું, 'એ તો હું જીવરામ ગોર.' શવાએ સામેથી કહ્યું, 'હાં બાપા, તે આજ ચ્યમ અત્યારે આંય આવી પૂગ્યા?' જીવરામકાકા આંખો મીંચીને સાચો જવાબ ગળી ગયા.

'એ તો આ અંધારામાં સવાર થવાની કેટલી વાર છે એની ખબર ન પડી.' કહીને 'દયા ધર્મકા મૂલ હૈ...' મોટેથી ગાવા લાગ્યા. પણ હકીકતમાં તો એમના જીવનમાં નવું પ્રભાત ઊગી ચૂક્યું હતું. એમના પગ પાછા વળ્યા. એમનો નવો જન્મ થઈ ચૂક્યો હતો. સંતાનની એષણામાં 'દયાધર્મ' કરનાર જીવરામકાકા મરી ચૂક્યા હતા અને નિઃસ્વાર્થપણે જીવદયામાં જીવન વીતાવનાર જીવરામકાકા ઘર ભણી પાછા વળી રહ્યા હતા.



# ઉપાસના પ્રવચનો

રવીન્દ્રનાથ ઠાકુર
અનુ૦ નગીનદાસ પારેખ

૮૪ ભૂમા
૧૪ ચૈત્ર ૧૩૧૫

બુદ્ધને જ્યારે કોઈ માણસે પૂછ્યું કે આ બધું શામાંથી થયું છે, આપણે ક્યાંથી આવ્યા છીએ, આપણે ક્યાં જવાના છીએ; ત્યારે તેમણે કહ્યું, તારે એ બધાનું શું કામ છે? અત્યારે તારે જેની સૌથી વધુ જરૂર છે તેમાં તું મન પરોવ. તું ભારે દુઃખમાં આવી પડ્યો છે, તું જે ઇચ્છે તે તને મળતું નથી, તને જે મળે છે તેને તું રાખી શકતો નથી, જે રાખે છે તેનાથી તને સંતોષ નથી. આ સંબંધી તારા દુઃખનો કંઈ પાર નથી. એ દુઃખ દૂર કરવાનો ઉપાય કર. ત્યાર પછી બીજી વાત. એમ કહીને દુઃખનિવૃત્તિને જ તેમણે પરમ લક્ષ્ય ઠરાવ્યું અને તે ઉપરથી મુક્તિને માર્ગે આપણને હાક મારી.

પરંતુ વાત એમ છે કે, ઐકાંતિક દુઃખનિવૃત્તિને જ માણસ પરમ લક્ષ્ય તરીકે માની લઈ શકતો નથી. એ એનો સ્વભાવ જ નથી. હું સ્પષ્ટપણે જોઉં છું કે દુઃખનો સ્વીકાર કરવામાં તેને વાંધો નથી હોતો. ઘણી વાર તો તે જાતે થઈને દુઃખને વધાવી લે છે.

આલ્પ્સ પર્વતના દુર્ગમ શિખર ઉપર એકવાર માત્ર પગ મૂકી આવવા માટે જીવને હોડમાં મૂકવાની તેને લગારે જરૂર નથી. તેમ છતાં વગર કારણે માણસ એ દુઃખ વેઠવા તૈયાર થાય છે. આવાં તો ઘણાં દૃષ્ટાંતો છે.

એનું કારણ શું? એનું કારણ એ કે દુઃખને જીતવાની માણસના મનમાં દુર્દમ વાસના હોય છે. હું દુઃખ સહન કરી શકું છું, મારામાં એ શક્તિ છે, એમ માણસ પોતાને અને બીજાઓને જણાવવા ઇચ્છે છે.

મૂળ વાત એ છે કે, માણસની સૌથી સાચી ઇચ્છા મોટા થવાની હોય છે, સુખી થવાની નહિ. એલેકઝાંડરને એકાએક ઇચ્છા થઈ આવી કે દુર્ગમ નદી, પર્વતો, રણ અને સમુદ્રને વટાવીને દિગ્વિજય કરી આવવો. રાજસિંહાસનનો આરામ છોડીને આવાં દુઃસહ દુઃખો વેઠીને તેને રસ્તે રસ્તે અથડાવનાર કઈ વસ્તુ હતી? એ ખરેખર રાજ્યલોભ નહોતો, પણ મોટા થવાની ઇચ્છા હતી. મોટા થવા મારફતે પોતાની શક્તિનો મહાન ભાવે અનુભવ કરવો. એ હેતુ માટે માણસ કોઈ પણ દુઃખમાંથી પોતાને બચાવવા ઇચ્છતો નથી.

જે માણસ લક્ષાધિપતિ થવા માટે રાત દહાડો રૂપિયા ભેગા કરતો હોય છે—જેને આરામનું સુખ નથી હોતું, ખાવાનું સુખ નથી હોતું, રાતે ઊંઘ નથી હોતી, નફાતોટાની સતત ઘડભાંગને કારણે જેના મનમાં ચિંતાનો પાર નથી હોતો—તે શા માટે આ અસહ્ય

કષ્ટ વહોરી લે છે? ધનના ક્ષેત્રમાં અને એટલા મોટા બનવા માટે.

તેને એમ કહેવું નકામું છે કે તને દુઃખનિવારણનો રસ્તો બતાવું છું. તેને એમ કહેવું પણ નકામું છે કે ભોગની વાસનાનો ત્યાગ કર, આરામની આકાંક્ષા મનમાં રાખીશ નહિ. કારણ, ભોગ અને આરામનો ત્યાગ એણે જેવો કર્યો છે એવો બીજો કોણ કરી શકે એમ છે?

બુદ્ધદેવે દુઃખનિવૃત્તિનો જે માર્ગ બતાવ્યો છે, તે માર્ગનું સૌથી મોટું આકર્ષણ શું છે? તે એ છે કે અત્યંત દુઃખ વહોરી લઈને એ માર્ગે આગળ વધવું પડે છે. એ દુઃખનો સ્વીકાર કરવા દ્વારા માણસ પોતાને મોટો સમજે છે. ખૂબ મોટા ત્યાગની અને ખૂબ મોટા મતપાલનની મહત્તા માણસની શક્તિને મહત્ત્વ અર્પે છે એટલે માણસનું મન એ તરફ દોડે છે.

એ રસ્તે આગળ જતાં જો માણસ સાચે જ કોઈ એવી જગ્યાએ પહોંચી જતો હોત કે જ્યાં ઐકાંતિક દુઃખનિવૃત્તિ સિવાય બીજું કશું જ ન હોત તો અકળાઈને તેણે જગતમાં દુઃખની શોધમાં નીકળવું પડત.

એટલે માણસને જ્યારે આપણે એમ કહીએ છીએ કે દુઃખનિવૃત્તિને માટે તારે બધાં સુખોની વાસનાનો ત્યાગ કરવો પડશે ત્યારે તે ગુસ્સે થઈને કહે છે કે નથી જોઈતી મારે દુઃખનિવૃત્તિ આપણે એના કરતાં મોટું કંઈક તેને આપવું પડશે, કારણ, માણસ મોટી વસ્તુ જ ઇચ્છે છે.

એટલા માટે ઉપનિષદમાં કહ્યું છે કે ભૂમૈવ સુખમ્। અર્થાત્ સુખ સુખ નથી, ભૂમા (મોટું) જ સુખ છે. ભૂમાત્વેવ વિજિજ્ઞાસિતવ્યઃ।—એ ભૂમા (મોટા)ને જાણવો જોઈએ, એને જ મેળવવો જોઈએ. એનો અર્થ જો બરાબર સમજીએ તો કદી એવું ન કહીએ કે, નથી જોઈતો તારો ભૂમા.

કારણ, પૈસાની બાબતમાં શું, કે વિદ્યાની બાબતમાં શું, કે ખ્યાતિની બાબતમાં શું, કોઈને કોઈ બાબતમાં આપણે સુખનો ત્યાગ કરીને મોટાને જ ઇચ્છીએ છીએ. અને તેમ છતાં જેને મોટું માનીને ઇચ્છીએ છીએ તે એવું મોટું નથી હોતું કે જેને પામીને આત્મા એમ કહી શકે કે મને બધું મળી ગયું.

એટલે બ્રહ્મને, ભૂમાને જે સૌથી મોટો છે તેને જ માણસની આગળ લક્ષ્યરૂપે રજૂ કરવામાં આવે તો માણસનું મન તેનો સ્વીકાર કરી શકે છે, દુઃખનિવૃત્તિનો નહિ.

કોઈ કદાચ એમ કહી શકે કે ભૂમાને ઉદ્દેશ્યરૂપે રજૂ કર્યો તોયે શું અને ન કર્યો તોયે શું? એ સિદ્ધિ એટલી દૂરની વાત છે કે અત્યારથી એનો વિચાર ન કરીએ તોયે ચાલે. પહેલાં વાસના દૂર કરો, પવિત્ર થાઓ, બળવાન થાઓ—પહેલાં કઠોર સાધનાનો લાંબો માર્ગ પૂરેપૂરો વટાવો ત્યાર પછી ભૂમાનો વિચાર થઈ રહેશે.

જે ઉદ્દેશ્ય છે તેને શરૂઆતથી જ સાધનાના માર્ગમાં થોડે ઘણે અંશે પામતા રહીએ તો આ લાંબા અરાજકતાના ગાળા દરમ્યાન સાધના જ સિદ્ધિનું સ્થાન પચાવી પડે, પવિત્રતા જ પ્રાપ્તિ લાગવા માંડે અને અનુષ્ઠાન જ દેવ બની જાય; ડગલે ને પગલે બધી જ બાબતમાં માણસને આ આપત્તિ ઘેરી વળે છે, એવું જોવામાં આવ્યું છે. રાત દિવસ વ્યાકરણ ભણી ભણીને માણસ કેવળ વૈયાકરણ બની જાય છે, વ્યાકરણ જે સાહિત્યને પહોંચવાનું સોપાન છે, તે સાહિત્યમાં તે પ્રવેશ જ કરતો નથી.

દૂધમાં આમલી નાખીને દૂધનું દહીં બનાવવાનો પ્રયત્ન કરીએ તો કદાચ ઘણી ઘણી મહેનત કર્યા છતાં તે દૂધ જામે નહિ એમ બને, પરંતુ જે દહીંમાં તેને પરિણત કરવા માગીએ છીએ તે દહીં પહેલેથી જ તેમાં ભેળવી દઈએ તો જોતજોતામાં દૂધ સહેલાઈથી દહીં બની જાય. તે જ પ્રમાણે આપણે જે વસ્તુ પરિણામે મેળવવા માગતા હોઈએ તેનો શરૂઆતથી જ જો સબંધ જોડવામાં આવે તો કુદરતના સહજ નિયમ પ્રમાણે તે પરિણામ પ્રગટ થાય.

આપણે જેને સાધના દ્વારા મેળવવા માગતા હોઈએ તેના હાથમાં આપણો હાથ શરૂઆતથી જ સોંપી દેવો જોઈએ, તે જ આપણને હાથ પકડીને પોતા તરફ લઈ જશે. એમ થતાં ચાલવું એ પણ આનંદરૂપ બની જશે અને

પહોંચવું એ પણ આનંદરૂપ બની જશે. તો પછી અભાવમાંથી ભાવ પેદા થતો નથી, અસત્માંથી સત્ પેદા થતું નથી, એકદમ અપ્રાપ્તિમાંથી પ્રાપ્તિ થતી નથી—એ ઉપદેશને માનીને ચાલ્યા ગણાઈશું. જે આનંદરૂપે આપણા હાથમાં સદા પકડાવાના છે, તે જ કૃપારૂપે આપણને રોજ રોજ પકડીને લઈ જશે.

## ૮૫ ઓમ્ — ૧૫ ચૈત્ર, ૧૩૧૫

ॐ શબ્દનો અર્થ હા થાય છે. છે અને મળી ગયું એ વાતનો સ્વીકાર એમાં રહેલો છે. કાલે છાંદોગ્ય ઉપનિષદની ચર્ચા કરતાં કરતાં ॐ શબ્દના આ તાત્પર્યનો આપણને અણુ સાર મળ્યો હતો.

જ્યાં આપણો આત્મા 'હા'ને પામે છે ત્યાં ત્યાં તે ॐ કહે છે.

દેવો જ્યારે એ હાને શોધવા નીકળ્યા હતા ત્યારે તેમણે ક્યાં ક્યાં શોધી હતી અને આખરે ક્યાં મળી હતી? પહેલાં તેમણે ઇન્દ્રિયોને બારણે બારણે ટકોરા માર્યા. તેમણે ધાર્યું હતું કે આંખે જોવામાં હા મળી આવશે. પણ તેમણે જોયું કે આંખે જોવામાં સંપૂર્ણતા નથી—એ હા અને નામાં વિભક્ત થયેલું છે. એમાં પરિપૂર્ણ શુદ્ધતા નથી—એ સારું પણ જુએ છે, ખરાબ પણ જુએ છે, થોડું જુએ છે, થોડું નથી જોતી; એ જુએ છે પણ સાંભળતી નથી.

આવી રીતે તેમણે કાન, નાક, વાણી, મન બધે જ શોધ કરી, તો માલૂમ પડ્યું કે બધે જ ખંડતા છે, બધે જ દ્વન્દ્વ છે.

આખરે જ્યારે પ્રાણના પ્રાણમાં જઈને પહોંચ્યા ત્યારે આ શરીરમાં એક હા પામ્યા. કારણ એ પ્રાણ જ શરીરના બધા પ્રાણોને વ્યાપી રહેલો છે. એ પ્રાણમાં જ બધી ઇન્દ્રિયોની બધી શક્તિનું ઐક્ય સધાયેલું છે. એ મહાપ્રાણ છે ત્યાં સુધી જ આંખ જુએ છે, કાન પણ સાંભળે છે, નાક પણ સૂંઘે છે. એમાં એક હા અને બીજી ના છે એમ નથી એટલું જ નહિ, એમાં દર્શન શ્રવણ આઘ્રાણ બધું જ એક જગ્યાએ હા થઈને રહેલું છે. એટલે શરીરમાં એ જગ્યાએ આપણને ॐ મળ્યું. બસ, અંજલિ ભરાઈ ગઈ.

છાંદોગ્યમાં કહ્યું છે, મિથુનમાં અર્થાત્ જ્યાં બે મળે છે ત્યાં જ આ ॐ હોય છે. જ્યાં એક બાજુ ઋક્ અને બીજી બાજુ સામ, એક બાજુ વાક્ય અને બીજી બાજુ સૂર, એક બાજુ સત્ય અને બીજી બાજુ પ્રાણ ઐક્ય પામ્યાં છે ત્યાં જ આ પરિપૂર્ણતાનું સંગીત ॐ સંભળાય છે.

જેમાં કશું જ બાદ રહેતું નથી, જેમાં બધા જ ખંડો અખંડ રૂપ પામ્યા છે, બધા વિરોધ ટળી ગયા છે, તેને જ આપણો આત્મા અંજલિ જોડીને હા તરીકે સ્વીકારી લે છે. એ પહેલાં તે પોતાની પરિતૃપ્તિ સ્વીકારી શકતો નથી; તેને રોકાવું પડે છે, ઠગાવું પડે છે, તેને થાય છે કે ઇન્દ્રિયમાં જ હા છે, ધનમાં જ હા છે, માનમાં જ હા છે. આખરે એને ખબર પડે છે કે એ બધામાં જ પાપ છે, દ્વન્દ્વ છે, અને તેની સાથે 'ના' ભળેલી છે.

બધા દ્વન્દ્વોના સમાધાનમાં ઉપનિષદે તે પરમ પરિપૂર્ણને જોયું છે એટલે સત્યની એક બાજુ ઉપર જ બધો ઝોક દઈ તેની બીજી બાજુને તદ્દન નિર્મૂળ કરી નાખવાનો પ્રયત્ન કર્યો નથી. એટલે ઉપનિષદમાં જેમ કહ્યું છે કે

> એતજ્જ્ઞેયં નિત્યમેવાત્મસંસ્થં
> નાતઃપરં વેદિતવ્યં હિ કિંચિત્।

અર્થાત

આત્મામાં જ જે સદા વાસ કરે છે તે જ જાણવા યોગ્ય છે, તેના પછી જાણવા જેવું બીજું કશું નથી.

તેમ વળી એમ પણ કહ્યું છે કે

> તે સર્વગં સર્વતઃ પ્રાપ્ય ધીરા
> યુક્તાત્માનઃ સર્વમેવાવિશન્તિ।

અર્થાત્

તે ધીર પુરુષો યુક્તાત્મા બનીને સર્વવ્યાપીને સર્વ દિશાએથી પ્રાપ્ત કરીને સર્વત્ર પ્રવેશ કરે છે.

આત્મન્યેવાત્માનં પશ્યતિ— નહિ, કેવળ આત્મામાં જ આત્માને જોવો એમ નહિ, પણ આત્માને સર્વત્ર જોવો.

આપણા ધ્યાનના મંત્રમાં એક છેડે છે ભૂર્ભુવઃ સ્વઃ, બીજે છેડે છે આપણી ધી

આપણી ચેતના. વચમાં એ બંનેને એકમાં બાંધતી તે વરણીય દેવતા છે જે એક તરફ ભૂર્ભુવઃ સ્વઃ ને પણ સર્જે છે અને બીજી તરફ આપણી ધી શક્તિને પ્રાણ પ્રેરે છે. તે કોઈને બાદ રાખતી નથી. એટલા માટે જ તે ॐ છે.

એટલા માટે જ ઉપનિષદમાં કહ્યું છે કે જેઓ અવિદ્યાને જ, સંસારને જ એકમાત્ર જાણે છે તેઓ અંધકારમાં પડે છે, વળી જેઓ વિદ્યાને, બ્રહ્મજ્ઞાનને બિલકુલ અલગ પાડીને જાણે છે તેઓ ઘોરતર અંધકારમાં પડે છે. એક તરફ વિદ્યા અને એક તરફ અવિદ્યા, એક તરફ બ્રહ્મજ્ઞાન અને એક તરફ સંસાર, એ બેનું જ્યાં સમાધાન થયું છે ત્યાં જ આપણા આત્માની સ્થિતિ છે.

દૂર નિકટને વર્જે છે, અને નિકટ દૂરને વર્જે છે, ચાલવું થોભવાને વર્જે છે, અને થોભવું ચાલવાને વર્જે છે, અંતર બહારને વર્જે છે, અને બહાર અંતરને વર્જે છે. પરંતુ

> તદેજતિ તન્નૈજતિ તદ્દૂરે તદ્વન્તિકે
> તદન્તરસ્ય સર્વસ્ય તત્ સર્વસ્યાસ્ય બાહ્યતઃ।

તે ચાલે છે છતાં ચાલતું નથી, તે દૂર છતાં પાસે છે, તે સર્વના અંતરમાં છતાં સર્વની બહાર પણ છે.

અર્થાત્ ચાલવું, ન ચાલવું, દૂર નિકટ, અંદર બહાર બધામાં બધા સાથે તે રહેલું છે, તેણે કોઈને છોડયું નથી હોતું, એટલે તે ॐ કહેવાય છે.

તે પ્રકાશ અને અપ્રકાશની વચમાં છે. એક બાજુએ બધાને જ તે પ્રકાશિત કરે છે, અને બીજી બાજુએ કોઈ તેને પ્રકાશિત કરી શકતું નથી. એટલે ઉપનિષદમાં કહ્યું છે કે

> ન તત્ર સૂર્યો ભાતિ ન ચન્દ્રતારકં
> નેમા વિદ્યુતો ભાન્તિ કુતોઽયમગ્નિઃ।
> તમેવ ભાન્તમનુભાતિ સર્વં
> તસ્ય ભાસા સર્વમિદં વિભાતિ।

ત્યાં સૂર્ય પ્રકાશ આપતો નથી, ચંદ્ર તારા પણ નહિ, આ વીજળી પણ પ્રકાશ આપતી નથી, પછી આ અગ્નિનું તો પૂછવું જ શું?— તે પ્રકાશિત છે માટે જ બધું પ્રકાશમાન છે, તેની આભાથી જ બધું પ્રકાશે છે.

તે શાન્તં શિવં અદ્વૈતમ્ છે. શાન્તમ્નો અર્થ એવો નથી કે ત્યાં ગતિનો સંપર્ક જ નથી. બધી વિરુદ્ધ ગતિઓ ત્યાં શાંતિમાં એકતા પામી છે. કેન્દ્રાનુસારી અને કેન્દ્રાપસારી ગતિ, આકર્ષણની ગતિ અને વિકર્ષણની ગતિ, પરસ્પરને કાપવા માગતી હોય છે, પણ એ બંને વિરોધી ગતિઓ તેમાં અવિરોધી બનીને રહેલી હોય છે માટે તે શાન્તમ્ છે. મારો સ્વાર્થ તમારા સ્વાર્થને સ્વીકારવા તૈયાર નથી, તમારો સ્વાર્થ મારા સ્વાર્થને સ્વીકારવા તૈયાર નથી, પરંતુ વચમાં જ્યાં મંગલ રહેલું છે ત્યાં તમારો સ્વાર્થ એ જ મારો સ્વાર્થ અને મારો સ્વાર્થ એ જ તમારો સ્વાર્થ હોય છે. તે શિવ છે, તેનામાં બધાના જ સ્વાર્થ મંગલમાં અંતર્ગત રહેલા છે. તે અદ્વિતીય છે. તે એક છે. એનો અર્થ એવો નથી કે તો પછી આ બધું કંઈ છે જ નહિ. એનો અર્થ એ છે કે આ બધું જ તેનામાં એક બનીને રહેલું છે. હું કહું છું કે હું તું નથી, તમે કહો છો હું તું નથી, આવા પરસ્પરવિરોધી મને અને તમેને એક કરીને એ અદ્વૈતમ્ રહેલું છે.

જ્યાં મિથુન મળ્યું છે ત્યાં ત્યાં તે છે—જ્યાં કોઈને પણ બાદ રાખવામાં આવ્યું નથી ત્યાં ત્યાં તે છે. આ જે પરિપૂર્ણતા જે સમસ્તને પોતામાં સમાવે છે છતાં કોઈ એક ખંડમાં રહેલી નથી, જે ચંદ્રમાં નથી, સૂર્યમાં નથી, માણસમાં નથી, છતાં સમસ્ત ચંદ્ર સૂર્ય માણસમાં છે, જે કાનમાં નથી, આંખમાં નથી, વાણીમાં નથી, મનમાં નથી, છતાં સમસ્ત કાનમાં આંખમાં વાણીમાં અને મનમાં છે, તે એકનો જ, તે હાનો જ તે પરિપૂર્ણતાનો જ સમસ્ત મનપ્રાણ વડે સ્વીકાર કરવો એનું જ નામ ૐકાર.

 જ્ઞાન આચરણનું એક સંશોધન

# ‘ધાય વીસા દેર!’

ગિરિજાશંકર કે૦ વ્યાસ

આપણું જીવન ખરેખર એક અદ્ભુત રહસ્ય છે। તેમા એવા અવનવા પ્રસંગો બને છે કે જે ઘણા જ વિરલ હોય છે અને જે તે પ્રસંગ વખતે આપણે જે રીતે વર્તી રહ્યા હોઇએ છીએ, જે માન્યતા આપણે ધરાવીએ છીએ,—કે વંશપરંપરાની પેઢી દર પેઢીથી આવી માન્યતા ચાલી આવતી હોય છે— અને તે તેમાથી મળતી અનેક એવી રાહત ક્રિયાઓ —સફળતાની સદ્ભાવના, તથા માનવી જીવનની માંગલિક ભાવના જે આમ જોવા જાણવા—આવા પ્રસંગોથી અને તેના પ્રતિની વૃત્તિથી આપણને મળી રહે છે તે ખરેખર કંઈક રહસ્યની છાયથી છવાએલી પણ હોય છે।

છતા આવું રહસ્ય તદ્દન અવાસ્તવિક કે અસંભવિત પણ નથી હોતું। એ પણ એ રહસ્યનું એક રહસ્ય છે। અને કેટલાક ન માનવા જેવા ગણાતા પ્રસંગો કે વર્તાવ ખરેખર માનવા પણ પડે છે।

આવો જ એક પ્રસંગ મને પોતાને જોવા—અનુભવવા મળ્યો। હું તો પ્રથમ આવી માન્યતાને માનતો પણ નહિ, બલ્કે ઘૃણાપૂર્વક તિરસ્કારી પણ કાઢતો છતા જ્યારે તે જ પ્રસંગ મારે પોતાને અનુભવવો પડ્યો ત્યારે મારે પણ તેના અનુભવથી અને તે પ્રતિના આપણા ચાલ્યા આવતા મતમતાંતરથી થએલા અદ્ભુત ચમત્કાર જોઈને પણ મારે આવા રહસ્યને પણ જીવનમા કંઈક સ્થાન છે એમ કબૂલ કરવું પડ્યું।

અને તમારે પોતાને પણ આ મારા મત સાથે —જ્યારે તમે આ પ્રસંગ અને ચમત્કૃતિ તથા તેને સંશોધનપૂર્વક આધાર સહિત સમર્થન આપતી હકીકત જાણશો ત્યારે—આખરે સહમત થવું જ પડશે।

બન્યું એવું કે હું નાનો હતો ત્યારે મારા દાદા પાસે રહેતો હતો અમારું ગામ તદ્દન નાનું એવું ન કહી શકાય કે ન મોટું પણ ગણી શકાય એવા ગામડામા રહેતા ગ્રામ્યજીવનની ખરી અનુભૂતિ તો મને મળતી રહી પણ સાથે સાથે એક રહસ્યમય માન્યતાને પણ મારે આખરે માનવી પડી

ગામડાગામમા વિષભર્યાં જીવજંતુઓની ઉપાધિ તો ખરી અને એ વખતે તો હાથીઆ થોરની જ્યાં ને ત્યાં જમાવટ પણ સારી એવી રહેતી એટલે વીંછી, સાપ વગેરે જ્યાં ત્યાં જોવા મળતા રહે, અને અવારનવાર આવા ઝેરી પ્રાણીઓના ડંખના પણ દાખલાઓ બનતા રહે!

એ વખતે ગામડામા સારા એવા દવાખાના ન હતા કે ન હતા વૈદ તો પછી ડોક્ટર તો ક્યાંથી મળે? એટલે ગ્રામ્યજનોને જે તે દેશી ઉપચાર કે રૂઢિગત ચાલી આવતી પ્રથાની રાહત લેવી પડતી મારા દાદા એક તદ્દન નિખાલસ અને સાત્ત્વિકવૃત્તિના સાધુસમા બ્રાહ્મણ હતા તે આવા પ્રસંગે લોકોને જે તે સહાય પોતે કરી શકે તે કરતા અને તેના બદલે નતાણામા કશું યે ન લેતા બહુ બહુ તો સારું થતા ગાયને, કૂતરાને બટકુ રોટલો નાખવાનું કહેતા! આવા એમના લોકોપયોગી અને પ્રાણીમમતાની દયા ભરી લાગણીવી કહો કે પછી પોતે નિખાલસ હૃદયના શુદ્ધ ભોળાભાવના બ્રાહ્મણ હતા તેથી કહો, પણ એમના એવા સહાયતાભર્યા પગલાથી લોકોને આરામ થઈ જતો અને આમ થતા ગામમા એવી એક શ્રદ્ધા પેસી ગઇ કે પરશોત્તમબાપા જે કંઈ દવા કે મંત્ર જાપ કરી આપે તે ચોક્કસ રામબાણ।

એવામા એક પ્રસંગે એક ખેડૂતના યુવાનને ખેતરમાથી કાળો વીંછી કરડ્યો જે તે ગામઠી દવા કરતા પણ વીંછીનું ઝેર ઓછું ન થયું અને યુવાનને કારમો દુખાવો થઈ પડ્યો આખરે તે મારા દાદા પાસે આવ્યો ને રડતા રડતા બોલ્યો ‘પરશોત્તમ બાપા। વીંછીનુ દુખ સહન થાતું નથી!’ આ સાંભળી મારા દાદાએ તેને હિંમત રાખવા કહ્યું અને જ્યાં વીંછીએ કરડ્યો હતો ત્યાં ભગવાનનું નામ

લઇ હાથ ફેરવ્યો. ને પછી પેલા યુવાનને કહે, 'બોલ, 'ધાય વિસા દેર'! અને એમ કહી એક ઠેકડો–કૂદકો–લગાવ'!

પેલો યુવાન તો પછી 'ધાય વિસા દેર'! બોલતો ગયો ને એક કૂદકો લગાવી ગયો અને જેવો તે આમ બોલી કૂદકો લગાવી ગયો કે તેનાં દુઃખમાં એક જબરો ફેરફાર થઇ ગયો! જે રડતો રડતો આવ્યો હતો તે હસતો હસતો ઘેર ગયો! મને આ જોઇ જરાક નવાઇ લાગી હતી! શું એવું તે દાદાએ કર્યું કે એક મિનિટમા જ પેલા યુવાનનું વીંછીનું દુઃખ જતું રહ્યું!

મારો અચબો તો હજુ માંડ શમ્યો હશે ત્યાં એક માંજે મને અમારા ધૂળિયા ઘરની ઓસરીમાથી ચાલ્યા આવતાં એક વીંછીએ ડંખ દીધો! કોઇ દિવસ મને વીંછી કરડયો નહતો. આ પ્રથમ જ અનુભવ હતો. દુઃખ તો અસહ્ય થઇ પડયું, અને એક મોટી રાડ પાડી હું રડી પડ્યો. મારી રાડ સાંભળી મારા દાદા મારી પાસે આવી બોલ્યા : 'શું છે બેટા!' મને તો દુઃખ અસહ્ય હતું. હું કાંઇ બોલી શકયો જ નહિ. કેવળ રડતો જ રહ્યો, ત્યાં તો દાદાએ જ મને ડંખ આપી ત્યાં પડેલા વીંછીને જોયો! અને તરત જ બોલી ઊઠયા: 'અરે! એમાં શું રડે છે? મુંઝાતો નહિ. લે હું તારા વીંછીના ડંખને દૂર કરી દઉં છું,' કહી મારા પગે જ્યાં વીંછી કરડયો હતો ત્યાં ભગવાનનું નામ લઇ હાથ ફેરવી મને કહે 'બોલ, 'ધાય વિસા દેર' અને લગાવ એક ઠેકડો!'

હું તો દુઃખમાં ને દુઃખમા 'ધાય વિસા દેર' કહી એક કૂદકો લગાવી ગયો, અને જેવો મેં કૂદકો લગાવ્યો ને 'ધાય વિના દેર' એટલું કહ્યું ત્યાં તો મારું બધુ દુઃખ જતું રહ્યું! પછી દાદા પેલા વીંછીને પકડી ગામની બહાર પાદરમાં જઇ ગીચ થોરની વાડમા ફેંકી આવ્યા!

આ પ્રસંગથી, મને તે વખતે મારી શિક્ષાર્થી અવસ્થાને લઇ બહુ ઊંડા ઉતરવાની વૃત્તિ ન રહી. પણ એટલું તો મનમાં વનવસ્યા કરતું કે આ 'ધાય વિસા દેર'! એટલે શું? એ કોઇ મંત્ર છે કે પછી એની પાછળ વૃત્તાંત છે?

આમ તો પછી હું મોટો થઇ કોલેજમાં ભણવા ચાલ્યો ગયો, અને આખરે ભણી ધપાવી વળગ્યો, ત્યાં સુધીમાં આ 'ધાય વિસા દેર'! નો ફરી જોવા કે અનુભવવા પ્રસંગ ન મળ્યો, કે ન આ અંગે દાદા પાસે કંઇક પૂછવા જાણવા પણ પ્રસંગ પડયો. એવામાં તો પછી દાદા પણ સ્વર્ગવાસી થયા. અને મારી આ કુતૂહલવૃત્તિ એમને એમ અપૂર્ણ જ રહી!

થોડા સમય પછી વીતી ગયો અને હું વળા–વલ્લભીપુરમાં ન્યાયધીશ તરીકે ગયો. ત્યાં એક કંસારાના છોકરાને વીંછી કરડતાં દવાખાને તેડી જવામાં આવ્યો ને ત્યાં દવા લગાવતાં તેની વ્યાધિ તાત્કાલિક દૂર ન થતાં તે રડતો હતો અને હું તે વખતે ફરવા જતો હતો તે આ પ્રસંગથી જાણતાં મને પેલું 'ધાય વિસા દેર'! પાછું યાદ આવી ગયું અને તેનો અખતરો કરવા મન તલપાપડ થઈ ગયું! મેં દાક્તર સાહેબને હસતાં હસતાં કહ્યુ: 'તમે દવા લગાવી છતાં છોકરાને આરામ થતો નથી તો પછી હુ મારો એક કીમિયો અજમાવું'?

દાકતર પણ હસીને બોલ્યા, 'કઇ કલમ લગાડશો?'

મેં કહ્યું, 'અહીં કાંઈ કાયદાની કલમની વાત નથી કરતો, પણ મારા નાનપણનો એક અખતરો યાદ આવી જાય છે તેની વાત કરું છું.'

દાકતર કહે, 'તો ભલે અજમાવી જુઓ. આપ-ણને પણ કાંઇ જાણવાનું મળશે.'

અને પછી મેં પેલા છોકરાને 'ધાય વિસા દેર' એમ બોલી કૂદકો લગાવવા કહ્યું. આ સાંભળી દાક્તર તો હસી હસીને બેવડ વળી ગયા ને બોલ્યા, 'શાબાશ! ન્યાયાધીશ સાહેબ! તમે પણ ખરા જનવાણી!'

પણ આટલું તે બોલ્યા તેવામાં તો પેલો છોકરો 'ધાય વિસા દેર!' કહી કૂદકો લગાવી ગયો અને જેવો તે કૂદકો લગાવી શેમો કે તરત જ તે શાંત બની આનંદથી બોલ્યો: 'દાકતર સાહેબ! મારું દુઃખ ચાલ્યું ગયું!'

આ સાંભળી દાકતર તો પેલા છોકરા સામે જ જોઇ રહ્યા! અને પછી મારા તરફ ફરી બોલ્યા: ન્યાયધીશ સાહેબ! આ કોઇ મંત્ર છે કે કંઇક જાદુ?'

મેં કહ્યુ: 'દાકતર સાહેબ! એ નથી મંત્ર કે

જીવન આચરણનું એક સંશોધન

# 'ધાય વીસા દેર!'

ગિરિજાશંકર કે૦ વ્યાસ

'આપણું જીવન ખરેખર એક અદ્ભુત રહસ્ય છે! તેમાં એવા અવનવા પ્રસંગો બને છે કે જે ઘણાં જ વિરલ હોય છે. અને જે તે પ્રસંગ વખતે આપણે જે રીતે વર્તી રહ્યા હોઈએ છીએ, જે માન્યતા આપણે ધરાવીએ છીએ,—કે વંશપરંપરાની પેઢી દર પેઢીથી આવી માન્યતા ચાલી આવતી હોય છે—અને તે તેમાથી મળતી અનેક એવી રાહત ક્રિયાઓ –સફળતાની સહાવના, તથા માનવી જીવનની મંગલિક ભાવના જે આમ જોવા જાણવા–આવા પ્રસંગોથી અને તેનાં પ્રતિની વૃત્તિથી આપણને મળી રહે છે તે ખરેખર કંઈક રહસ્યની છાંવથી છંટાએલી પણ હોય છે'

છતાં આવું રહસ્ય તદ્દન અવાસ્તવિક કે અસંભવિત પણ નથી હોતુ ' એ પણ એ રહસ્યનું એક રહસ્ય છે! અને કેટલાક ન માનવા જેવા ગણાતાં પ્રસગો કે વર્તાવ ખરેખર માનવા પણ પડે છે!

આવો જ એક પ્રસગ મને પોતાને જોવા–અનુભવવા મળેલો' હુ તો પ્રથમ આવી માન્યતાને માનતો પણ નહિ, બલ્કે ઘૃણાપૂર્વક તિરસ્કારી પણ કાઢતો. છતા જ્યારે તે જ પ્રસંગ મારે પોતાને અનુભવવો પડ્યો ત્યારે મારે પણ તેના અનુભવથી અને તે પ્રતિનાં આપણા ચાલ્યા આવતા મતમતાંતરથી થએલા અદ્ભુત ચમત્કાર જોઇને પણ મારે આવા રહસ્યને પણ જીવનમાં કંઇક સ્થાન છે એમ કબૂલ કરવુ પડ્યું!

અને તમારે પોતાને પણ આ મારા મત સાથે –જ્યારે તમે આ પ્રસગ અને ચમત્કૃતિ તથા તેને સંશોધનપૂર્વક આધાર સહિત સમર્થન આપતી હકીકત જાણશો ત્યારે–આખરે સહમત થવું જ પડશે!

બન્યુ એવું કે હુ નાનો હતો ત્યારે મારા દાદા પાસે રહેતો હતો. અમારું ગામ તદ્દન નાનું એવું ન કહી શકાય કે ન મોટું પણ ગણી શકાય. એવા ગામડામા રહેતા ગ્રામ્યજીવનની ખરી અનુભૂતિ તો મને મળતી રહી પણ સાથે સાથે એક રહસ્યમય માન્યતાને પણ મારે આખરે માનવી પડી.

ગામડાગામમા વિષભર્યાં જીવજંતુઓની ઉપાધિ તો ખરી. અને એ વખતે તો હાયલીઆ ઘેરની જ્યાં ને ત્યાં જમાવટ પણ ભારી એવી રહેતી. એટલે વીંછી, સાપ વગેરે જ્યાં ત્યાં જોવા મળતા રહે, અને અવારનવાર આવા ઝેરી પ્રાણીઓનાં ડંખના પણ દાખનાઓ બનતા રહે!

એ વખતે ગામડામાં સારા એવા દવાખાના ન હતા કે ન હતા વૈદ. તો પછી ડોકટર તો ક્યાંથી મળે? એટલે ગ્રામ્યજનોને જે તે દેશી ઉપચાર કે રૂઢિગત ચાલી આવતી પ્રથાની રાહત લેવી પડતી. મારા દાદા એક તદ્દન નિખાલસ અને સાત્વિકવૃત્તિનાં સાધુસમા બ્રાહ્મણ હતા. તે આવા પ્રસગે લોકોને જે તે સહાય પોતે કરી શકે તે કરતા અને તેનાં મહેનતાણામા કશું યે ન લેતા. બહુ બહુ તો સારું થતાં ગાયને, કૂતરાને બટકું રોટલો નાખવાનુ કહેતા! આવા એમનાં લોકોપયોગી અને પ્રાણીમમતાની દયા ભરી લાગણીથી કહો કે પછી પોતે નિખાલસ હૃદયના શુદ્ધ ભોળાભાવના બ્રાહ્મણ હતા તેથી કહો, પણ એમના એવા સદ્ભાવનાભર્યાં પગલાથી લોકોને આરામ થઇ જતો અને આમ થતા ગામમાં એવી એક શ્રદ્ધા પેસી ગઇ કે પરશોત્તમબાપા જે કંઈ દવા કે મંત્ર જાપ કરી આપે તે ચોક્કસ રામબાણ!

એવામાં એક પ્રસગે એક ખેડૂતનાં યુવાનને ખેતરમાથી કાળો વીછી કરડ્યો. જે તે ગામઠી દવા કરતાં પણ વીછીનું ઝેર ઓછું ન થયું, અને યુવાનને કારમો દુઃખાવો થઇ પડ્યો. આખરે તે મારા દાદા પાસે આવ્યો ને રડતાં રડતાં બોલ્યો: 'પરશોત્તમ બાપા! વીછીનું દુ:ખ સહન થાતું નથી!' આ સાંભળી મારા દાદાએ તેને હિંમત રાખવા કહ્યું. અને જ્યાં વીછી કરડ્યો હતો ત્યાં ભગવાનનું નામ

લઇ હાથ ફેરવ્યો. ને પછી પેલા યુવાનને કહે, 'બોલ, 'ધાય વિસા દેર'! અને એમ કહી એક ઠેકડો—કૂદકો—લગાવ'!

પેલો યુવાન તો પછી 'ધાય વિસા દેર'! બોલતો ગયો ને એક કૂદકો લગાવી ગયો અને જેવો તે આમ બોલી કૂદકો લગાવી ગયો કે તેનાં દુઃખમાં એક જબરો ફેરફાર થઇ ગયો! જે રડતો રડતો આવ્યો હતો તે હસતો હસતો ઘેર ગયો! મને આ જોઇ જરાક નવાઇ લાગી હતી! શું એવું તે દાદાએ કર્યું કે એક મિનિટમાં જ પેલા યુવાનનું વીંછીનું દુઃખ જતું રહ્યું!

મારો અચબો તો હજુ માંડ શમ્યો હશે ત્યાં એક સાંજે મને અમારા ધૂળિયા ઘરની ઓસરીમાંથી ચાલ્યા આવતાં એક વીંછીએ ડંખ દીધો! કોઇ દિવસ મને વીછી કરડયો નહતો. આ પ્રથમ જ અનુભવ હતો. દુઃખ તો અસહ્ય થઇ પડયું, અને એક મોટી રાડ પાડી હું રડી પડયો. મારી રાડ સાંભળી મારા દાદા મારી પાસે આવી બોલ્યા: 'શું છે બેટા!' મને તો દુઃખ અસહ્ય હતું. હુ કાંઇ બોલી શકયો જ નહિ. કેવળ રડતો જ રહ્યો, ત્યાં તો દાદાએ જ મને ડંખ આપી ત્યાં પડેલા વીંછીને જોયો! અને તરત જ બોલી ઊઠયા: 'અરે! એમાં શું રડે છે? મુંઝાતો નહિ. લે હું તારા વીંછીના ડંખને દૂર કરી દઉં છું,' કહી મારા પગે જ્યાં વીછી કરડયો હતો ત્યાં ભગવાનનું નામ લઇ હાથ ફેરવી મને કહે 'બોલ, 'ધાય વિસા દેર' અને લગાવ એક ઠેકડો!'

હું તો દુઃખમાં ને દુઃખમા 'ધાય વિસા દેર' કહી એક કૂદકો લગાવી ગયો, અને જેવો મેં કૂદકો લગાવ્યો ને 'ધાય વિસા દેર' એટલું કર્યું ત્યાં તો મારૂં બધું દુઃખ જતું રહ્યું! પછી દાદા પેલા વીંછીને પકડી ગામની બહાર પાદરમાં જઇ ગીચ થોરની વાડમા ફેંકી આવ્યા!

આ પ્રસંગથી મને તે વખતે મારી શિક્ષાર્થી અવસ્થાને લઇ બહુ ઊંડા ઉતરવાની વૃત્તિ ન રહી. પણ એટલું તો મનમાં વનવસ્યા કરતું કે આ 'ધાય વિસા દેર'! એટલે શું! એ કોઇ મંત્ર છે કે પછી એની પાછળ વૃત્તાંત છે?

આમ તો પછી હું મોટો થઇ કોલેજમાં ભણવા ચાલ્યો ગયો, અને આખરે ભણી ધંધાર્થે વળગ્યે ત્યાં સુધીમાં આ 'ધાય વિસા દેર'! નો ફરી જોવા અનુભવવા પ્રસંગ ન મળ્યો, કે ન આ અંગે દાદા પાસે કંઇક પૂછવા જાણવા પણ પ્રસંગ પડયો એવામાં તો પછી દાદા પણ સ્વર્ગવાસી થયા. અને મારી આ કુતૂહલવૃત્તિ એમને એમ અપૂર્ણ જ રહી!

થોડો સમય પછી વીતી ગયો અને હું વળા-વલ્લભીપુરમાં ન્યાયધીશ તરીકે ગયો. ત્યાં એક કંસારાના છોકરાને વીંછી કરડતાં દવાખાને તેડી જવામાં આવ્યો ને ત્યાં દવા લગાવતાં તેની વ્યાધિ તાત્કાલિક દૂર ન થતાં તે રડતો હતો અને હું તે વખતે ફરવા જતો હતો તે આ પ્રસંગથી જાણતાં મને પેલું 'ધાય વિસા દેર'! પાછું યાદ આવી ગયું અને તેનો અખતરો કરવા મન તલપાપડ થઈ ગયું! મેં દાકતર સાહેબને હસતાં હસતાં કહ્યું: 'તમે દવા લગાવી છતાં છોકરાને આરામ થતો નથી તો પછી હું મારો એક કીમિયો અજમાવું'?

દાકતર પણ હસીને બોલ્યા, 'કઇ કલમ લગાડશો?'

મેં કહ્યું, 'અહીં કાંઈ કાયદાની કલમની વાત નથી કરતો, પણ મારા નાનપણનો એક અખતરો યાદ આવી જાય છે તેની વાત કરું છું.'

દાકતર કહે, 'તો ભલે અજમાવી જુઓ. આપણને પણ કાંઇ જાણવાનું મળશે.'

અને પછી મેં પેલા છોકરાને 'ધાય વિસા દેર' એમ બોલી કૂદકો લગાવવા કહ્યું. આ સાંભળી દાકતર તો હસી હસીને બેવડ વળી ગયા ને બોલ્યા, 'શાબાશ! ન્યાયાધીશ સાહેબ! તમે પણ ખરા જૂનવાણી!'

પણ આટલું તે બોલ્યા તેવામાં તો પેલો છોકરો 'ધાય વિસા દેર!' કહી કૂદકો લગાવી ગયો અને જેવો તે કૂદકો લગાવી ઊભો કે તરત જ તે શાંત બની આનંદથી બોલ્યો: 'દાકતર સાહેબ! મારું દુઃખ ચાલ્યું ગયું!'

આ સાંભળી દાકતર તો પેલા છોકરા સામે જ જોઇ રહ્યા! અને પછી મારા તરફ ફરી બોલ્યા: ન્યાયધીશ સાહેબ! આ કોઇ મન્ત્ર છે કે કંઇક જાદુ?'

મેં કહ્યું: 'દાકતર સાહેબ! એ નથી મંત્ર કે

નથી જાદુ કેવળ મારા દાદા જે અખતરો અજમા વતા તે જ મે અત્યારે અજમા યો છે!' અને પછી મે તે અગેની સઘળી હકીકત ડાક્તરને જણાવી ડાક્તર પણ મારા આ અનુભવ વૃત્તાત સાભળી નવાઇ પામી ગયા!

ત્યારથી પછી મને આ 'ધાવ વિસા દેર' અગે અવારનવાર વિચાર આવતા જ રહ્યા! મને તો એટલુ જરૂર જણાતુ કે જે સાત્વિક વૃત્તિના મારા દાદા હતા અને જે શુદ્ધ સાદુ જીવન મગળકારી આચાર-ભર્યું તેમનુ જીવન હતુ તે જોતા તો તેઓ કોઈ દિવસ મત્ર તત્ર કે જાદુમા માન્યતા ધરાવે એ અયોગ્ય હતુ કેવળ લોકોપયોગી ભાવના ધરાવતા લોકોનુ જે રીતે કલ્યાણ થાય તે તમામ કાર્ય ભગવાનનુ નામ લઇ કરતા અટલે આમ તે ભગવત્ પરાયણ હોઈ ભગવાનમા શ્રદ્ધા ધરાવી જે તે વૃત્તિ દાખવતા એટલે ચોક્કસ એની પાછળ કોઇ શાસ્ત્ર પુરાણ કે ધાર્મિક આખ્યાયિકાની સદરતા હોવી જોઈએ અને તવી જે તે ધાર્મિક ગ્રથ વાચતા આવો કોઈ પ્રસગ જોવા જાણવા હુ આતુર રહેતો અને તથી મે કેટલાયે ધાર્મિક ગ્રથો પણ વાચી લીધા, છતા ક્યાયે આ વર્તનને થોડુ ઘણુ પણ સમર્થન મળે એવુ જાણવા-જોવા ન મળ્યુ!

એવામા મારે શ્રીમદ્ભાગવતનુ વાચન કરવાનો પ્રસગ સાપડ્યો ઉનાળાની-કોર્ટ વેકેશનમા હુ શ્રીમદ્ ભાગવત વાચી રહ્યો હતો ત્યા નવમા સ્કધમા અને તેના છમા અધ્યાયમા વાચવા મળ્યુ 'માધાતાનો બીજો પુત્ર પુરુકુત્સને નાગોએ પોતાની બહેન નર્મદા પરણાવી હતી એ નર્મદા પોતાના ભાઈ નાગરાજની પ્રેરણાથી પુરુકુત્સને રસાતાળમા લઇ ગઈ હતી ત્યા વિષ્ણુ જેવી શક્તિ ધારણ કરનારા પુરુકુત્સે, મારવા યોગ્ય ગધર્વોને મારી નાખ્યા હતા, જેથી (પ્રસન્ન થયેલા) નાગરાજ પાસેથી તેને 'તમારુ આખ્યાન સ્મરણ કરનારાઓને સર્પનો ભય રહેશે નહિ' એવુ વરદાન મળ્યુ હતુ (જુઓ-શ્રીમદ્ભાગવત ગુજરાતી ભાષાતર-શ્રી મસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી પ્રગટ થયેલ ૯મી આવૃત્તિના પૃષ્ઠ ૭૨૫-૭૨૬) આ વાચતા મને પેલો 'ધાવ વિસા દેર'! યાદ આવી ગયો! અને તે પ્રસગને અને આ આખ્યાયિકાને કાઇક સબધ હોવો જોઇએ એવી પણ મનમા થોડી વિચારણા થઈ આવી! અને વિચારણાને પછી વધારે જોશ મળતા મે જે તે વિવિધ આવૃત્તિઓ અને જુદા જુદા શ્રીમદ્ભાગવતના ભાષાતરકારોના વિચાર-ટિપ્પણ નોધ કે ટીકા જે તે મળ્યા તે વાચ્યા અને તેમા એક હસ્તલિખિત જૂના શ્રીમદ્ભાગવતના ગુટકામા મળતી નોધ વાચવા મળતા મારી આ વિચારણાને પૂરેપૂરુ સમર્થન મળી ગયુ! એ જૂના હસ્તપ્રતના લેખકે-આગળ પાછળના પૃષ્ઠો ખવાઈ-ઉધઈ જીવાત લાગી જતાં-ગયા હોય તેનો ખરો લેખક કે આલોચક કોણ હોઈ શકે તે જાણવા નથી મળી શકયુ—જે ટીકા આપી છે તેનો સાર આમ કહી શકાય—પુરુકુત્સ નાનપણથી જ ઘણો શૂરવીર અને શક્તિશાળી હતો એના એ પરાક્રમથી દેવો પણ ખુશ થઈ તેને પોતાની સહાયમા લેવા ઇચ્છી રહ્યા હતા અને તેને 'દેવમિત્ર' તરીકે પણ સબોધન કરવા લાગ્યા આ જોઇ રસાતળના નાગ લોકોને—કે જેમને ગધર્વો અયોગ્ય વર્તાવ રાખી રહ્યા હતા તેવા કેટલાક ગધર્વોથી ખૂબ બીક રહેતી હતી, અને એ ભય કાયમને માટે ટાળવા સર્પોએ પોતાની બહેન નર્મદાને પુરુકુત્સ વેરે પરણાવી અને કુશળ તથા ચાલાક નર્મદાએ પુરુકુત્સને પછી રસાતળમા લાવી ત્યા રાખ્યો અહીં જે તે અયોગ્ય વર્તાવ જે તે ગધર્વો નાગ પ્રતિ દાખવતા હતા તે તમામ ગધર્વોને મારી હઠાવી પુરુકુત્સે પછી સર્પોને અભય કર્યા. અને આવા તેના પરાક્રમથી રાજી થઇ નાગરાજાએ તેને 'વિષાનાં દેવ' 'સર્પોનો દેવ' એવો ખિતાબ આપ્યો અને તે પછી જ્યારે જ્યારે કોઇ આપદા તે નાગલોકોને આવી પડે ત્યારે ત્યારે 'ધાન વિષાનાં દેવ' 'સર્પોના-વિષોના-દેવ' જલદી ધાજો ' એમ કહી પુરુકુત્સની મદદ મેળવતા, અને આમ જ્યારે બધી ઉપાધિ-વ્યાધિ સર્પોની પુરુકુત્સે ટાળી ત્યારે નાગરાજાએ ખુશી થઈ વરદાન આપ્યુ કે 'જે તે તમારુ આખ્યાન સાભળશે તેને સર્પની-વિષની જરા પણ બીતિ નહિ જ રહે!'

અને સભવ છે કે આ પ્રસગ-આખ્યાન-પછીથી જ્યારે ત્યારે જે તે વિષ-ઝેર-વાળા જતુ પ્રાણીથી ભયની વૃત્તિ જણાતી હશે ત્યારે આમ 'ધાન વિષાના

દેવ' કહેવાની પ્રથા દાખલ થઇ ગઇ હશે અને એ પ્રથાના અનુસરણમાં પછી કાળની ગતિ અનુસાર 'ધાવ વિસાના દેવ' અને 'ધાવ વિસાના દેર', અને આખરે 'ધાય વિસા દેર' એમ ફેરફાર થઇ ગયો હશે!

અને એ આખ્યાયિકાના અનુસરણમા પછી આમ પેઢી દરપેઢીથી ફેરફાર થઇ આ રીતે 'ધાય વિસા દેર'નું અનુસરણ રહી ગયું હોવું જોઇએ. આના અનુસંધાનમાં આપણે હજુ પણ જ્યાં ત્યાં— ખાસ કરી શ્રદ્ધાળુ ગ્રામજનોમાં—આપણાં આખ્યાન કથાઓમાં જે તે વર્ણનો આવે છે અને તેમા જે તે વરદાનોની કથાઓ-આખ્યાયિકાઓ આવે છે તેનું વંશ પરંપરાગતિક અનુસરણ થતું જોવામાં આવે છે! દૃષ્ટાંત તરીકે નગરાજાને અગ્નિનું વરદાન હતું કે તે જે અનાજ પકવે તે સારી રીતે પાકી જાય, અને તે જ વર્ણનથી પ્રેરાઇ હજુ પણ ગામડામા ખીચડી ઓરતાં નગરાજાને યાદ કરી ખીચડી ચૂલે ચડાવે છે! તે જ રીતે જઠરાગ્નિ-વડવાનળ-પાચન શક્તિ માટે અદ્ભુત ગણાયો હોઇ જમ્યા પછી તેને પેટ પર હાથ ફેરવી સંભારવામાં આવે છે. તે જ રીતે અગસ્ત્ય ઋષિને પણ સંભારવામાં આવે છે!

આમ આપણે જોઇ શકીએ છીએ કે જે તે માન્યતા કે અનુસરણતા આપણા જીવનમાં જોવા જાણવા મળી આવે છે તેની પાછળ આમ એક કે બીજી રીતે આપણી ધાર્મિક આખ્યાયિકા મળી રહેવાની જ. અને તેને લઇ આપણને આપણા જીવનમાં જ્યાં ને ત્યા આવા પ્રસંગો જોવા જાણવા મળી રહે છે!

આ રીતે 'ધાય વિસા દેર!' પ્રણાલી આપણાં ધાર્મિક પુરાણગ્રંથ શ્રીમદ્‌ભાગવતમાં ઉપર જણાવેલ આખ્યાનમાથી કદાચ અનુસરણ થઇ પ્રવર્તતી આવેલ હશે તેમ કેમ ન કહી શકાય?

માનવ કલ્યાણ માટે જે તે પ્રયાસ થતા રહે તેમાં છે શ્રદ્ધાનો મહારો પણ આ રીતે સુયોગ્ય મેળ મેળવીને વહી રહ્યો છે ને?

---

## આઝાદી

નવલકથા સમ્રાટ સ્વ૦ પ્રેમચંદજીના વાર્તાસાહિત્યે જનહૃદય પર ભારે પકડ જમાવી હતી.

રાજા-મહારાજાઓ પણ તેમની કૃતિઓ હોંશે હોંશે વાંચતા.

તેમાંય અલ્વરના મહારાજા તો પ્રેમચંદજી પર ફિદા ફિદા થઇ ગયા હતા. ક્યારે તેમની નવી કૃતિ બહાર પડે તેની કાગને ડોળે રાહ જોતા.

પ્રેમચંદજીને પેસાની જરાય પરવા નહોતી. સાહિત્ય સર્જન એ જ એમનું જીવન-સર્વસ્વ હતું. આજીવન તેઓ આર્થિક ભીંસમાં કચડાતા રહ્યા. કેટલીક વખત તો આર્થિક નાગચૂડ એટલી ભીષણ બનતી કે તેઓ આપઘાત કરવા તૈયાર થઇ જતા. લૂખું સૂકું જે મળે તેનાથી સંતોષ માની લેતા. તેઓ કહેતા કે દિવસભરમાં એક તોલો ઘી અને દાલ રોટી મળે તેનાથી મને સંપૂર્ણ સંતોષ છે એ તો એમને મન મિષ્ટાન્ન.

અલ્વરના મહારાજાએ પોતાનો એક ખાસ માણસ મોકલી પ્રેમચંદજીને અલ્વર આવી રહેવા આમંત્રણ આપ્યું, તથા રાજ્ય તરફથી તેમને એક મોટર, આલિશાન બંગલો અને ચારસો રૂપિયા માસિક આપવામાં આવશે એમ ભાર દઇને કહેવરાવ્યું.

મોટી મોટી ફિલ્મ કંપનીઓના હજારો રૂપિયાના દરમાયાને ઠોકરે મારનાર સ્વાભિમાની પ્રેમચંદજીને ગળે એ વાત કેમ ઉતરે?' તેમણે વળતો જવાબ વાળ્યો: 'મારી નવલકથાઓ આપ ઉમળકાથી વાંચો છો તેથી મને અત્યંત આનંદ થાય છે. તેને હું મારું અહોભાગ્ય માનું છું. આપના પ્રેમ અને અમીદૃષ્ટિ માટે અત્યંત આભારી છું. મેં તો મારું જીવન સાહિત્યને ચરણે ધરી દીધું છે. અમીરી-ગરીબી અમ સાહિત્યકારોને સમાન છે. મને મારી સ્થિતિથી પૂર્ણ સંતોષ છે. આપના આમંત્રણને માન આપી નથી શકતો. તો માફ કરશો.'

જન-હૃદય સમ્રાટ શું રાજ્યાશ્રય સ્વીકારે?

—હરિભાઈ છો૦ પટેલ

# મૂર્ખ કોણ?

ચંદ્રકાન્ત વાઘેલા

'મૂરખા કા કિસ્સા ન્યારા ગાવ બસે' આ રાજસ્થાની ઉક્તિને મળતી ગુજરાતી કહેવત છે મૂર્ખાઓના તે જુદા ગામ વસતા હશે? મૂર્ખાઓના જુદા ગામો વસતા નથી અર્થાત્ મૂર્ખ બધી જ જગ્યાએ મળે છે રાજસ્થાની અને ગુજરાતી ભાષાની એ ઉક્તિ સોળે આના સાચી છે કબીરજી વારવાર કહેતા રહ્યા 'યા જગ અધા, મૈ કહે સમજાઉ' સૌ મૂર્ખ છે, આખરે કહીએ કોને?

વાસ્તવમા મૂર્ખ કોણ છે? એ અટપટા સવાલનો ઉત્તર સહેલો નથી દેશકાળના ભેદની સાથે સાથે વ્યક્તિગત રુચિભેદને કારણે પણ મૂર્ખની સર્વસમત પરિભાષા બધાતી નથી

સાધારણ રીતે નિરક્ષર અગર અશિક્ષિતને મૂર્ખ કહેવાનો રિવાજ છે, પરતુ બધા જ નિરક્ષર મહાશયોને મૂર્ખ કહેવુ ઉચિત છે? આ નિરક્ષરોમા ઘણા લોકો ભણેનાગણેના લોકોની અપેક્ષાએ શિષ્ટાચાર, સદાચાર કુશળતા અને બુદ્ધિમત્તામા ઘણા જ આગળ વધેલા હોય છે એમને માટે કાળા અક્ષરો ભેસ સમાન હોય એ સમજ્યા પણ તે ઘણીવાર કબીર અને અકબરની પેઠે તેજસ્વી નીકળી આવે છે જેની સામે હજારો ભણેના ગણેના લોકપાણી ભરે છે એટલે કોઈને અક્ષરહીન જોઈને તેને મૂર્ખ કહેવુ એમા પોતાની જ મૂર્ખાઈનુ જ પ્રદર્શન કરવા જેવુ થાય છે સામાને મૂર્ખ દર્શાવવો એ પણ એક મૂર્ખતા જ છે

જનકે એકવાર કહ્યુ હતુ 'વીર વિહીન મહી મૈ જાની' કોણ જાણે આગળ ઉપર વીર વિહીન મહી-જમીન થઇ પણ જાય પણ મૂર્ખ વિહીન ધરા થવાનો કોઈ ભય નથી ઘર-ઘર, ગામ ગામ, અને રસ્તે રસ્તે મૂર્ખાઓનુ દર્શન થાય છે અગર જો ન થાય તો સવારે ઊઠીને જરા આયનામા જોઈ લેવુ

આ મૂર્ખતાની શરૂઆત વિધાતાથી થઇ છે અખિલ વિશ્વ તેનુ સર્જન અને તેનો અશ છે એ વિધાતામા જો મૂર્ખતા નહોત તો આ મૂર્ખ સપત્તિ આવત કયાથી?

કવિઓએ વિધાતાની મૂર્ખતાના નમૂનાઓ પણ આપ્યા છે ગુલાબ જેવા ફૂલોને કાટા, શેરડીમા ગાઠ, મહુવમા કમળ દીપકમા મેશ એ કોઇ મૂર્ખ કારીગરની બેઢગી અને બેહુદી રચના નહિ તો બીજુ શુ છે? રાજસ્થાનના એક કવિએ વિધાતાને સ્પષ્ટ શબ્દોમા મૂર્ખ તો નથી કહી, પણ એક પ્રશ્ન અવશ્ય કર્યો છે—

**માખી, માકડ, મૂઢનર, ચાચડ, માછર, જૂ**
**અરજ કરુ કરતાર ને ઈતના સરજ્યા કયુ?**

અર્થાત હે ઇશ્વર! કૃપા કરીને એટલુ બતાવો કે તમે માખી, માકડ, મૂર્ખનર, ચાચડ, મચ્છર અને આ જૂ કેમ બનાવ્યા? એનો ઉત્તર ભગવાન પાસે છે કે નહિ તેની ખબર નથી

મૂર્ખ કોણ છે? આ પ્રશ્નનો એક ઉત્તર જો આપણને મળી શકે તો મૂર્ખની પરિભાષા બનાવી શકાય એમ છે. પરિભાષા બનાવતી વખતે આપણે એ ધ્યાનમા રાખવાનુ છે કે દુનિયાનો કોઇ મૂર્ખ છૂટવા ન પામે અને બીજો કોઈ ભૂલથી પ્રવેશી ન જાય એટલે કે પરિભાષાની અતિ વ્યાપ્તિ અને અવ્યાપ્તિ દોષમુક્ત રખાય.

'આચારાગ સૂત વૃત્ત'મા મૂર્ખની ખૂબ જ સુદર વ્યાખ્યા આપેલી છે' જે વિવેક શૂન્ય હોય તે મૂર્ખ છે જે વ્યક્તિમા જેટલી વિવેકની ઊણપ તેટલી જ તેનામા મૂર્ખતા રહેલી છે એવુ માનવામા આવે છે આપણે કયારે, કયુ અને કઇ રીતે કાર્ય કરવુ તે કાર્ય કરવુ કે નહિ તેનો નિર્ણય કરનારી બુદ્ધિને જ વિવેક કહેવામા આવે છે પણ અહીં પણ કેંઇક વિવાદનો અશ રહેલો છે એ વ્યક્તિ એક જ ચીજને જુદી જુદી રીતે જુએ છે, અને તે

પ્રમાણે જુદો જુદો નિર્ણય આપે છે. ત્યારે કયું અને કોનું સાચું માનવું એ પણ એક પ્રશ્ન જ છે. કોનો કયો નિર્ણય વિવેકજન્ય છે અને કયો નિર્ણય મૂર્ખાઈ-ભર્યો; એનો નિર્ણય કરનાર પણ વિવેક જ છે.

વિવેકનું બીજું નામ 'અક્કલ'. પરંતુ અક્કલ મળે કેમ? અક્કલ મેળવવા માટે માનતા મનાતી નથી કે નથી તે ઉધાર મળતી. તે અધ્યયનથી નથી પ્રાપ્ત થતી કે નથી ચિંતન મનનથી.

## સર્વકાલીન અને કયારેક કયારેક મૂર્ખ

મૂર્ખોના અનેક પ્રકાર છે અને અનેક દૃષ્ટિકોણથી એના અનેક ભેદ રહેલા છે. એમાંનો એક પ્રકાર સર્વ-કાલીન મૂર્ખાઓનો છે. હમેશના મૂઢ જેવા; જે હંમેશાં મૂર્ખાઈ કર્યા કરનારા; કર્યું કારવ્યું બધું જ પાણીમા ફેરવનારા; અને પૂરેપૂરા ગેપભેજાના; જેઓ હરહમેશ અક્કલની પાછળ જ દોડયા કરતા હોય છે; એના લોકોને સમજાવવામા ઘણી મુશ્કેલી વેઠવી પડે છે. જ્યારે તેમને ફોસલાવવા ખૂબ સરળ. આવા હમેશના મૂર્ખોનું બીજું નામ 'હિયામૂઢ'-હૃદયમૂર્ખ; આખા જગતના અગત્યના પુસ્તકો વાંચી જાય તો પણ જેમને કશુંજ લાભ થનાર નથી.

**યસ્ય નાસ્તિ સ્વયં પ્રજ્ઞા શાસ્ત્રવસ્ય કરોતિ કિમ**
**નેત્રાભ્યામ વિહીનસ્ય દર્પણ કિં કરિષ્યતિ ॥**

**મૂરખ કૂં પોથી દિલી વાંચણ કૂં ગુણ ગાથ,**
**જૈસે નિરમલ આરસી દી આંધે રે હાથ.**

ગોસ્વામી તુલસીદાસ પણ આ હેવા મૂર્ખાઓને સમજાવવુ મુશ્કેલ માનતા હતા. એમણે કહ્યુ, 'જૈસે નિરમલ આરસી દી આંધે રે હાથ.

**ફૂલે ફલે ન બેત જદપિ સુધા બરસહિં જલદ,**
**મૂરખ હૃદય ન ચેત, જો ગુરુ મિલહિ બિરંચિ સમ**

કવિ પણ મૂર્ખાઓને કવિતા સમજાવવાનું મુશ્કેલ માને છે.

**કવિતા સમુઝાઈબો મૂઢન કો,**
**સવિતા ગહિ ભૂમિ પે ડારિબો હૈ**

ખરો મૂર્ખ પોતાની મૂર્ખતાથી વિરમતો જ નથી.

**કાગ પઢાયો પીંજરે પઢ ગ્યો ચ્યારૂં વેદ,**
**સાગ્રાયો સમઝે નહીં અંત ઢેઢ રો ઢેઢ.**

મૂર્ખાને ઉપદેશ આપવો એ ભયંકર ચીજ છે.

**ઉપદેશો હિ મૂર્ખાણાં, પ્રકોપાય ન શાંતયે.**

## પ્રસંગોપાત મૂર્ખાઓ

આ વર્ગમાં તો બધા જ આવી જાય છે. થોડી મૂર્ખાઈ તો સૌ કોઈમાં રહી જાય જ છે.

'ચાલતા ચાલતાં લપસી જવું' એ માનવધર્મ છે, એવા જ એક બીજા દૃષ્ટિબિન્દુથી પણ મૂર્ખા-ઓનો સામાન્ય એવા બે વર્ગ પાડી શકાય છે મરાઠી ભાષામાં સમર્થ સ્વામી રામદાસે પોતાના 'દાસબોધ'ના બીજા અધ્યાયમાં મૂર્ખાઓની જોરદાર ચર્ચા કરી છે. સમર્થ સ્વામીએ પણ બે પ્રકારના મૂર્ખ બતાવ્યા છે. એક સાધારણ મૂર્ખ અને બીજો સુધરેલ મૂર્ખ. લેખકે એમાં સાધારણ મૂર્ખના લગભગ એકોતેર જેટલા લક્ષણો બતાવ્યા છે. જેવા કે વ્યર્થ હસનાર, બધા જાગતા લોકોની વચ્ચે પડી સૂઈ જનાર, વગર શક્તિએ ફાંકો રાખનાર, વગર આમંત્રણ કે વગર યોગ્યતાએ સભાની વચ્ચે જઈ આગળ બેસનાર, ઘરમાં મિયાની મીંદડી જેવો અને બહાર સાવજ જેવો; વગેરે વગેરે.

ત્યાર પછી સ્વામીજી એ સુધરેલ મૂર્ખનું વિવેચન કર્યું છે. એવા મૂર્ખના આડત્રીસ લક્ષણ બતાવ્યાં છે. જે પૈકીના કેટલાક નીચે મુજબ છે.

પોતાની જાતને જોયા વગર બીજાના દોષ જોનાર અને બીજાના છિદ્રો ખૂલ્લા કરનાર; વગર અધિકારે વક્તા બનીને પોતાનું વક્તૃત્વ રજૂ કરનાર.

અભ્યાસ માટે જેણે બધી વિદ્યાઓ તો જાણી લીધી છે, પરંતુ જે લોકોને સંતુષ્ટ કરવાનું નથી જાણતો, અને જે બોલે કંઈક અને કરે છે કંઈક તે બધા આ પ્રકારના સુધરેલા મૂર્ખ છે.

આવા મૂર્ખનો દુનિયાને કંઈ ભય હોતો નથી. એ લોકો તો પોતાની જાતે પોતાના પગપર કુહાડી મારનારા છે; જે ડાળ પર પોતે બેઠા તે ડાળને જ કાપે છે. લગભગ હજારો વર્ષથી એ વસ્તુ પર વિચા-રવા આવે છે કે મૂર્ખ કોણ કોણ છે. રાજા ભોજે તો કવિ કાલિદાસને પણ મૂર્ખ કહીને સંબોધ્યા હતા. એટલે કાલિદાસ તાડૂકી ઊઠયા હતા 'હે રાજા! ...

ખાતા ખાતાં ચાલતો નથી, કે નથી હું બોલતાં બોલતાં હસતો, વીતેલા યુગની ચિંતા કરતો નથી, કરેલા કામનો ગર્વ રાખતો નથી. જ્યાં બે જણની વાતચીત ચાલતી હોય ત્યાં ત્રીજો થઈ ટપકી પડતો નથી. તો પછી કહેશો કે મને મૂર્ખ કેમ કહો છો? આ પરથી કાલિદાસનું મૂર્ખ સંબંધી દૃષ્ટિબિંદુ જાણી શકાય છે.

સંસ્કૃતના એક કવિએ ખૂબ જ મઝાની પુસ્તિકા લખી છે. 'મૂર્ખશતમ્' એમાં મૂર્ખના પૂરા લક્ષણો આપ્યા છે. જે આ સાથે નીચે થોડાં ટાંક્યાં છે, કદાચ એમાં અમારા તમારા પડોશીમાંથી કોઈ મળી જાય.

૧ શક્તિ હોવા છતાં પણ કંઈ ધંધો ન કરનાર, ૨ પંડિતોની સભામા પોતાની પ્રશંસા કરનાર, ૩ બુદ્ધિનું દેવાળું કાઢેલ છતાં મહાન કાર્યોની અપેક્ષા કરનાર, ૪ વેપારી થઈ એકાંત સેવન પસંદ કરનાર, ૫ દેવું કરીને જમીન-મિલકત ખરીદનાર, ૬ દંભ, ઢોંગ પર વિશ્વાસ રાખનાર, ૭ જુગાર વગેરે કાર્યોથી ધન કમાવાની આશા રાખનાર, ૮ ન સાંભળેલા કે નહિ વિચારેલા ગ્રંથ પર વ્યાખ્યા બનાવનાર, ૯ ધન આપ્યા પછી પસ્તાવો કરનાર, ૧૦ સાક્ષરોની સામે ખાલી જિદ કરનાર. ૧૧ પ્રસંગ વગર બોલીને હોશિયારી બતાવનાર, ૧૨ પ્રસંગ પડયે ચૂપ રહેનાર, ૧૩ ભોજન સમયે ક્રોધ કરનાર, ૧૪ થોડા ફાયદા ખાતર ખૂબ જ ખર્ચ કરનાર, ૧૫ સામાન્ય લોકો સાથે બહુ જ ઊંચા પ્રકારની ભાષા બોલનાર, ૧૬ પુત્રને ધન દોલત સોંપીને પોતે કંગાળ બનનાર, ૧૭ એક પત્નીના દુઃખથી બીજી સાથે લગ્ન કરનાર, ૧૮ માંગતો હોવા છતાં ગર્વયુક્ત વાતો કરનાર, ૧૯ બુદ્ધિના અભિમાનને કારણે હિતકારી વાત પણ નહિ સાંભળનાર, ૨૦ કુળના અભિમાને લઈને કોઈની સેવા નહિ કરનાર, ૨૧ જકાત (કર) ચૂકવ્યા પછી પણ મુખ્ય માર્ગેથી પસાર નહિ થનાર, ૨૨ લોભી રાજાની પાસે પણ ફાયદાની ઈચ્છા રાખી જનાર, ૨૩ દુષ્ટ રાજાની પાસેથી ન્યાયની આશા રાખનાર, ૨૪ સરકારી અમલદારની સાથે પ્રેમ નિભાવવાની આશા રાખનાર, ૨૫ ગુણ ન પારખનારા સાથે પોતાના ગુણ રજૂ કરનાર, ૨૬ સ્વાસ્થ્ય હોવા છતાં પણ દવા લેવા વૈદ્યને ત્યાં આંટા મારનાર, ૨૭ રોગી હોવા છતાં પણ પાચન ન થાય તેવો ખોરાક લેનાર, ૨૮ વાત વાતમાં દોસ્તોને નાખુશ કરનાર, ૨૯ લક્ષ્મી ચાંદલો કરવા આવે ત્યારે મોઢું ધોવા જનાર, ૩૦ માત્ર જ્યોતિષના કહેવાથી જ રાજ્ય પ્રાપ્તિની આશા રાખનાર, ૩૧ બીજાએ એકઠું કરેલું ધન ભોગવનાર, ૩૨ માન ચાંદ ખાતર રાજાની ગુલામી કરનાર, ૩૩ પોતાના દુઃખને ગરીબ દુઃખીની આગળ વારંવાર રજૂ કરનાર, ૩૪ સુખમાં આવી જઈને પહેલાના વીતી ગયેલા દુઃખને ભૂલી જનાર, ૩૫ ખૂબ ખર્ચનાર અને થોડું કમાનાર, ૩૬ સોનું બનાવવાના લોભમાં સારું એવું ધન ખોનાર, ૩૭ પોતાને સર્વશ્રેષ્ઠ સમજીને હમેશાં અભિમાન કરનાર, ૩૮ કામ વગર અહીં તહીં આંટા મારનાર, ૩૯ થોડા ધનને આધારે ખૂબ ખૂબ બાહ્ય દેખાવો કરનાર, ૪૦ "હું પંડિત છું" એવી ખોટી બડાશ મારનાર, ૪૧ હું બહાદુર છું એવું માનીને નીડર રહેનાર, ૪૨ ગરીબને ત્યાં ધામા નાખી પડી રહેનાર, ૪૩ પોતાના ખર્ચનો હિસાબ રાખવામાં આગળ કરનાર. ૪૪ ભાગ્યને ભરોસે કોઈ ધંધો રોજગાર નહિ કરનાર. ૪૫ ગરીબ હોવા છતાં પણ ધનવાનોની મહેફિલમાં શામિલ થવાની ઈચ્છા રાખનાર, ૪૬ કંજૂસાઈ કરીને બે આબરૂ થનાર, ૪૭ ચાલુ સભાની વચ્ચેથી ઊઠીને બહાર નીકળનાર, ૪૮ ઉધરસ થઈ હોવા છતાં ચોરી કરવા જનાર, ૪૯ કૂળની આબરૂ વધારવા ભોજન-વગેરેમાં આંધળું ખર્ચ કરનાર, ૫૦ ખોટી ખુશામતથી ફૂલાઈ જનાર, ૫૧ બે માણસો વાતો કરતા હોય ત્યાં વગર બોલાવ્યે જનાર, ૫૨ રાજાની દયાને ચિરંતર અને સ્થિર માનનાર, ૫૩ ધન ન હોવા છતાં ધનથી જ થાય એવા કાર્યો કરવાની શેખચલ્લી જેવી યોજનાઓ ઘડનાર, ૫૪ માત્ર ખ્યાતિ ખાતર અજાણી વ્યક્તિનો જામીન થનાર, ૫૫ બધે જ વિશ્વાસ કરનાર, ૫૬ લોક વ્યવહાર ન જાણનાર, ૫૭ ભિખારી હોવા છતાં ગરમ ગરમ ખાવાની ઈચ્છા રાખનાર, વગેરે.

### ખાસ પ્રકારના મૂર્ખ શિરોમણી

જેવી રીતે પંડિતોમાં સર્વ શ્રેષ્ઠ પંડિતરાજ હોય છે તેમ મૂર્ખોમાં પણ મૂરખરાજ હોય છે. ક્યારેક કોઈની મૂર્ખાઈ જોઈને તેને માટે 'મૂરખરાજ' શબ્દ

પણ હલકી કોટીનો લાગે ત્યારે 'સર્વશ્રેષ્ઠ મૂર્ખ' કહેવાય છે. આ વખતે જો ગૂંચવણમાં પડી જવાય તો ગધેડો, ઊંટ, ટટ્ટુ વગેરે વગેરે પ્રકારના વિવિધ શબ્દો એકાએક નીકળી પડે છે.

ગુજરાતી ભાષાના કવિ દલપતરામે 'સૌ મૂરખ સરદાર'ની એક પંક્તિ રચી છે.

અક્ષર એક આવડે ઉર અભિમાન અપાર
જગમેં તેને જાણવો સૌ મૂરખ સરદાર

મૂરખ માથે શીંગડાં નહિ નિશાની હોય!
સારઅસાર વિચાર નહિ, જન તે મૂરખ હોયઃ

કવિ ભુલાખીરામે પણ 'મૂરખનો સરદાર' એ નામની એક કવિતા રચી છે.

ભાઈઓથી અળગો રહે રાખી મનમાં ખાર
પર કુટુંબમાં જઈ મજે મૂરખનો સરદાર ~

આ અંગે મૂરખ ભેદ ચોપાઇ, મૂરખ બહોતરી, મૂરખપ્રકાશ, મૂર્ખ સોનહી વગેરે અનેક રચનાઓ કરી છે.

બધા જ દાર્શનિકોએ સંસારને દુ:ખનો ભંડાર બતાવ્યો છે. બૌદ્ધ દુ:ખં, દુ:ખં' કહ્યા કરે-રાજા પણ દુ:ખી, પ્રજા પણ દુ:ખી. પરંતુ જે મૂરખ છે તેને માટે સંસાર સુખનો સમુદ્ર છે. દુનિયાનું ગમે ત્યાં ગમે તેવું થાય પરંતુ એ મૂરખોની મસ્તીમાં કોઇ અંશ ફેરફાર આવનારો નથી. કાજી તો આખા શહેરની ચિંતાથી દુબળા થઈ જાય છે. ત્યારે કહેવામાં આવે છે કે સમજવું તો મોત છે. આ સત્યને કવિ પૃથ્વીરાજે કેવા સ્પષ્ટ શબ્દોમાં વર્ણવ્યું છે.

ચાતક ચકવા ચતુરનર તનેં રહત ઉદાસ
ખર, ઘગ્ધુ મૂરખ, પશુ સદા સુખી પૃથ્વીરાજ.

સંસ્કૃતના એક પ્રખ્યાત સૂક્તિકારે તો 'મૂર્ખત્વ'ને પોતાને માટે ખૂબ જ મન પસંદ બતાવેલ છે. એનું કારણ એજ કે મૂરખમાં કેવળ એક બે ગુણ નહિ પરંતુ પૂરા આઠ ગુણો હોય છે. આ આઠ ગુણોના ઝૂમખાને જોઇને કોણ એવો મૂરખ હશે કે એ મૂર્ખતાને પ્યાર નહિ કરે?

મૂર્ખત્વં હિ સખે મમાપિ રુચિતં તસ્મિન્
યદષ્ટૌ ગુણાઃ
નિશ્ચિન્તો બહુ ભોજનોઽત્રપમના નક્તં દિવા શાયકઃ
કાર્યાકાર્ય વિચારણેઽન્ધ બધિરો માનાપમાનેસમઃ
પ્રાયેણામય વર્જિતો દૃઢ વપુ મૂર્ખઃ સુખં જીવતિ.

માનાપમાને સમઃ વાંચીને ગીતાજી માહેનો 'સ્થિતપ્રજ્ઞ' અધ્યાય યાદ આવી જાય છે. અહીયા જ મૂરખ અને સાચો યોગી બન્ને એક સપાટીએ આવી જાય છે. 'દસ્તપુ' હોવાથી મૂરખ પહેલવાનોની નરખામણીમાં આવી બેસે છે. મલુકદાસના ઉપદેશને જીવનમાં ઉતારનાર મૂરખ જ છે, રાત દિવસ ઊંઘી જ રહે છે.

અજગર કરે ન ચાકરી પંછી કરે ન કામ
દાસ મલુકા કહ ગયે સબકે દાતા રામ

આ સંસારની યાત્રા એ બિલકુલ રણભૂમિની યાત્રા જેવી છે, નીરસ અને નાખુશી ભર્યે જ જેવા મળે છે. કોઇને કોઈ પ્રકારના મૂર્ખાઓ કયાંક ને કયાંક મળી રહે છે. એથી યાત્રાનો થાક મટી જાય છે. આ દુનિયામાં હાસ્યનાં મોજાઓ કેવળ આવા પ્રકારના મૂર્ખાઓથી જ ઊઠે છે. દુનિયાને હસાવવાનો લગભગ અર્ધો ઇજારો આવા લોકો પર જ છે. ગમે તેવા રોતલ મિજાજનો કે પડી એરંડિયું પીધા જેવા ચહેરાવાળો પણ આવા મૂર્ખાઓની મઝાની વાતો સાંભળી ખડખડાટ હસી પડે છે. [હિન્દી પરથી]



# સમરથ કો નહીં દોષ ગૂંસાઇ

ધીરેન્દ્ર વ્વની

ઠંડીના દિવસો છે. અને રવિવારની સવાર છે. સામે એક મોટા પલંગ ઉપર દયાકુંવર બેઠેલાં દેખાય છે. કમર નીચેનો ભાગ હજી રેશમી રજાઇ નીચે છુપાયેલો છે. ગોળ માખણના પીંડા જેવું જાડું શરીર, ચરબીના થર ઉપર થર, મોઢા ઉપર નરી જડતાનો ભાવ, બેડોળ રૂંવાટીવાળા હાથ ઉપર સોનાની એક એક બંગડી, ગરદન લગભગ નહીં, પરંતુ માથું અને ધડ જ્યાં મળે છે એ ભાગ ઉપર એક સોનાની નેકલેસ, આંખોમાં ઉજાગરાની લાલાશ, લુચ્ચાઈ અને એદીપણું, માથું નાનું. બસ આટલું વર્ણન પૂરતું ગણાય.

પલંગ પાસે ટીપોઈ ઉપર ટીસેટ અને નાસ્તો રાખેલો હતો.

દર રવિવારે સવારનો નાસ્તો દયાકુંવર પલંગમાં બેઠા બેઠા જ લે છે. આ એમણે ખાસ પાડેલી ટેવ છે. ટોસ્ટનો ટુકડો મોમાં મૂકી, ચાનો ઘૂંટડો ભરે છે એટલામાં દરવાજો ખટ ખટાવવાનો અવાજ આવે છે.

'દરવાજો ખોલો, અરે નીમુડી, ક્યાં મરી ગઈ રે; દરવાજો ખોલ કોઇ આવ્યું છે. અરે, અરે કોઇ જુઓ તો ખરા, આ કેટલા જોરથી ..કોઇ ખટખટાવે છે. જાણે તોડી નાખશે દરવાજો ..આ સવારના પહોરમાં જ.'

અને જાણે સતત આટલું બોલવાથી થાક લાગ્યો હોય અને નો બેસ્વાદ બની ગયું હોય તેમ ટોસ્ટનો ટુકડો મોમાં મૂકી ચાના ઘૂંટડા સાથે ચાવવા માંડ્યું.

બરાબર આ વખતે જ કરસન ધોબી કપડાની ગાંસડી ખભે ઊંચકીને ઓરડામાં દાખલ થાય છે. કરસનની ઉંમર ચાળીસેકની હશે. બે ઘોબણોનો ધણી, છ સાત બાળકોનો બાપ, રંગે કાળો, ડાચાં બેસેલા, વાળ પોણા ભાગના સફેદ અને મોઢાના બે દાંત આગળ નીકળી ગયેલા હતા.

'લ્યો, આવ્યો સવારના પહોરમાં; બે ઘડી સૂઈ નથી રહેવાતું તારાથી? દિવસ ઊગ્યો કે હાજર જ છે, ઉંબરા ભાંગવા?'

'શું કરીએ બેન! મહેનત મજૂરી કરનારાઓને. સૂઈ રહેવું ક્યાંથી પોસાય? કામ ન કરીએ તો પેટ ક્યાંથી ભરીએ?'

'તમારા લોકોને તો જાણે આ જ વાત અને એક જ ધંધો! લ્યો, પેટ ક્યાંથી ભરીએ? આમ તો જમીન ખરીદવી, ઘેરાં પરણાવવાં, દારૂ પીવો......'

'આ વખતે તો બેન હોળી પણ સુકાઇ ગઇ. એક ઘૂંટડો પણ પીવા મળ્યો નથી. હોળી ઉપર ખૂબ ધરાઇને પીવો હતો...પણ સાયકલ ટ્રક નીચે આવી ગઈ...ફૂટપાથ ઉપર ટેકવીને બીડી લેવા દુકાને ગયો એટલામાં જ આ બની ગયું...ખેર! એટલે સાયકલ લેવી પડી અને બેન કાળજાતૂટ મહેનત કરીએ ..તો બે ઘૂંટડા પીવા ...'

'લે હવે બસ, બસ, તમને લોકોને બીજો ધંધો જ શું છે? બીડીઓ ફૂંક્યા કરો, એકાદ ઘડી પણ નવરાશ નહીં. ગઇ ખેપમાં અમારો ટુવાલ પણ ખૂણેથી બળી ગયો હતો તમારી બીડીની હોળીમાં...હાં ..ને લાવ કપડાં ગણી લઉં જલદી ..'

'એ . હા બેન' લ્યો, આ, ચાર ખમીસ...છ બુશશર્ટ. ..'

'અરે' ઊભો રહે જરા ..એમ ઉતાવળ કર મા અરે નીમુ! એ નીમુડી' ..ક્યાં મરી ગઇ! આ ધોબીના કપડાની ચોપડી લાવ તો જરા ..હું કપડાંનો હિસાબ કરી લઉં ...'

'બા...એ તો તમારા પલંગ ઉપરના કબાટમાં જ પડી છે...લઇ લો ને જરા...'

'અરે તું ગુડાને' અહીં વા; કબાટમાંથી કાઢીને આપ તો જરા...હું ક્યાં ઊઠું?'

'અરે બા! તમે લઈ લો ને જરા ઊઠીને! મારા હાથ ખરાબ છે....'

'અરે રે, જ્યારે જુઓ ત્યારે મુકને...કાંઈ ને કાંઈ...બબાલણી,...અરે એય! લાવ કપડાં અહીં જરા, એમને એમ જ ગણી લઉં ..પછી મેળવી

લઈશ ચોપડીમાં...'

'ચાર ખમીસ...૭ બુશશર્ટ...સાત પેટીકોટ... ફ્રોક બાર...'

'ધીમે ધીમે...જરા...હાં...પેલાં ફ્રોક ગણુતો ફરીથી...બાર નથી લાગતાં...'

'લ્યો બેન, તમે જ ગણી લ્યોને...મેં હમણાં જ ગણીને રાખ્યા.'

'એક...બે...ત્રણ...અગિયાર...બાર...હાં ઠીક છે...બાર છે...અરે પણ આ સફેદ ડાઘ શાના પાડી દીધા છે. આ ફ્રૉક ઉપર?'

'બેન! એ તો જરા...આરના ડાઘ છે...થોડી નાખું છું તો તમે નારાજ થાવ છો...જરા વધારે પડી ગઈ હશે...એ તો નીકળી જશે ધોલાઈમાં...'

'તે કપડાં ઉપર ડાઘ પડી જાય એટલી આર કરવાનું હું કહું છું તને? ડહાપણ કરવા આવ્યો મોટું...લે લાવ 'બાકીના એ પણ ગણી લઉં!'

'એ હા બેન, લ્યો આ ચાર ધોતિયાં...૭ ચાદર...'

'હા, હા, ઠીક છે, બધા થઈને સડસઠ થયાં.'

'બેન...!'

'હં...કેમ?'

'બેન...'

'અરે બોલતો કેમ નથી? શું છે?'

'બેન! આજે થોડા પૈસા આપજો... ત્રણ ધોબ્ય તો થઇ ગઈ છે.'

'પેમા...પૈસા...પૈસા...બસ જ્યારે જુઓ ત્યારે પૈસા જ. એટલું બોલવા માટે જ મોઢું ઉઘડે છે બિચારાનું.'

'શું કરીએ બેન! ગામડામાં બૈરી છે...ઘરડાં માબાપ છે....છોકરાંઓ છે...અને પૈસાની જરૂર ન હોય તો કોણ આ ગંદા કપડાનો મેલ કાઢવાનું કામ કરે બાપુ!'

'બસ, બસ રહેવા દે તારું જ્ઞાન, પૈસા હોય તોય તમારે તો આ કામ કરવું જ જોઇએ...હં હિસાબ કર્યો અત્યાર સુધીનો? કેટલા થાય છે?'

'હા, હિસાબ કર્યો છે બેન, કુલ અઠ્યાસી મોટા અને એકસો ત્રણ નાના અને આગળના વીસ બધા થઈને સાડા બેંતાલીસ રૂપિયા...પણ આજે પચ્ચીસ આપશો તોય ચાલશે...કામ રોકવાઈ જશે'

પાકીટ શોધતી હોય એમ દયાએ પહેરેલા બ્લાઉઝના અંદરના ભાગમાં હાથ નાખ્યો, પરંતુ ખાલી હાથ પાછો કાઢયો, કબાટ તરફ જોયું, ખાટલામાંથી ઊઠવાનો પ્રયત્ન કરતી હોય તેવો દેખાવ કરીને ઊઠવાનું માંડી વાળ્યું. આખરે ખાટલાની પાંગત નીચે હાથ નાખીને પાંચ રૂપિયાની એક નોટ કાઢીને ધોબી તરફ લબાવી.

'લે હમણાં આટલાથી કામ ચલાવી લે, બાકીના પછી.'

'નહીં, નહીં બેન! આટલામાં તો મરચું મસાલોય આવે નહીં. ઘરમાં દાણાદૂણી લાવવાના છે. વળી આજે ભઠ્ઠી પણ નાખવાની છે. આજે પચ્ચીસ રૂપિયા તો જરૂર આપો જ.'

'પચ્ચીસ, પચ્ચીસ, પચ્ચીસ...કપડા ધોવાનું તો ઠેકાણું નથી...અને પૈસા જોઇએ તો પૂરા...અને હા, મારી પેલી હેન્ડલૂમની સાડીનું શું થયું?'

'બેન, પૂરી પૂરી તપાસ કરી છૂટયો છું, ક્યાંય પત્તો લાગતો નથી, પણ કંઈ વાંધો નહીં, કોક દિવસ તો કોક ઘરમાંથી જરૂર નીકળી આવશે જ... અને હું પણ તપાસમાં જ છું.'

'તે લોકો શું તારી સાડીઓ સંતાડી રાખે છે? તારી બાયડી પહેરતી હશે મઝાથી.'

'રામ...રામ...બેન! એ શું બોલ્યાં? એવું કરીએ તો, તો અમારા હાથ કપાઈ જાય...લોકોના હજ્જારો કપડાં અમે ધોઇએ છીએ બેન! અને બાપુ! મોટા લોકોનાં કપડા અમે શું પહેરી શકીએ?'

'તો આડી અવળી નાખી આવ્યો હોઈશ ક્યાંક. સસ્તાં મોંઘા કપડાની તમને લોકોને શું ગતાગમ? નદીમાં સૂકવ્યા હોય તે લેતી વખતે ભૂલી પણ જાવ.'

'ના, ના, બહેન... કપડાં ગણીને જ ધોવા લઇ જઇએ અને ગણીને જ પાછા લાવીએ આમાં અમારી ભૂલ ન થાય.'

'તો કોઇ ધોબીએ ચોરી લીધી હશે... આખરે સાડી જાય કયાં?'

'ના...ના...અમારો ધોબી વરણ ગરીબ ખરો પણ કપડાં કદિ કોઇનાં ચોરે નહીં... અને બેન... અમારેય અમારા કાયદા હોય. પંચને ખબર પડે અને

કોઇ પકડાય તો એનો દંડ પણ કરે... અને મોટો ગુનો હોય તો નાત બહાર પણ મૂકે... ધોબી કોઇ ગામ છોડીને જાતો હોય અને પંચને શક પડે તો એનો સામાન પણ તપાસી જુવે બેન। અને ચોરી કરેલી પકડાયને, તો તો એનો દંડ પણ કરે બાપુ...'

'હવે રહેવા દે એ બધું, મારી સાડી તો નવી નક્કોર હતી, પૂરા પચ્ચીસ રૂપિયા કાપી લઇશ. સાડીના હા–એક રૂપિયો પણ ઓછો નહીં સમજ્યો?'

'અરરર બહેન, તો તો હું ગરીબ માણસ મરી જ જાઉં... અને બેન' તમે સાડીની ફીકર કરો મા... હું ગમે ત્યાંથી ગોતી લાવીશ... કોઇ ગરીબ એવું કામ કરે નહી .. કોઈ મોટા ઘરનાએ જ રાખી લીધી હશે... અને એવું હશે તો તો એ ઘરનું ધોવાનું કામ જ બંધ કરી દઈશ...તમે...'

'ચાલ, ચાલ, મૂક તારી એ બધી પંચાત. અને જો વીસ રૂપિયા અનામત રાખું છું... સાડી ગોતીને લાવજે અને હિસાબ પેટે બાકીનું લઇ જજે... અને હા, જો ખૂણામા કપડા પડ્યા એ ગણી લે, અને બાપુ, હવે નિરાતે ખાવા પીવા દે .. સવારના પહોરમા .. અને જો આ પાચ લેતો જા લે .'

'અરે બેન' ઓછામા ઓછા બીજા પાચ તો જરૂર આપો, એટલી મહેરબાની' કાંઈ દાણો દુણી તો લેવાય''

કરસન ધોબીના મોં ઉપર નિરાશાની કાળી ઝાંય ફરી વળે છે. ધીમે પગલે એ ખૂણામા પડેલા કપડાના ઢગલા તરફ જાય છે અને ગણવા માડે છે. ગણીને પોટલુ બાંધે છે અને માડ માડ ઊંચકીને ખભા ઉપર ગોઠવે છે. કમરથી થોડો વધુ વળી જાય છે- અને ટાઢના કારણે શરીર પણ ધ્રૂજે છે. દરવાજા તરફ જતા પહેલા ફરી એક વાર વિનતી કરે છે.

'બેન, એક પાચ રૂપિયા જો વધારે આપ્યા હોત તો....'

'અરે, જાને ભાઇ, હવે સવારના પહોરમાં એક તો સાડીનો અફસોસ કરાવીને જીવ બાળ્યો અને વધુમાં પાડો અને હવે બીજી ખેપે-આપણે વળી જોશું .. જા ..આજે તો કાઇ નહીં બને વધુ.'

-ધોબી ચાલતો થાય છે.

દયાકુંવરના ચહેરા ઉપર એક સ્થૂળ આનંદની આભા પથરાય છે. ઠંડા પડી ગયેલા ટોસ્ટને એ પ્લેટમાં પછાડે છે. અને બૂમ મારે છે.

'અરે નીમુ! એ નીમુડી....મા'રાજને જરા કહે કે આ ટોસ્ટ ગરમ કરી લાવે ...ક્યાં મરી ગયાં બધાં?'

'એ....આવી બા....'

કહેતી નીમુ કપડા ઠીક ઠાક કરતી ઓરડામાં દાખલ થાય છે. અને પ્લેટ ઉપાડે છે.

દયાકુંવરની નજર દરવાજામા થઇને બહાર સાયકલ પાછળ કપડાંની ગાંસડી બાંધતા કરસન ધોબી ઉપર છે.

'હેં બા! કપડાં નોટમાં લખી લીધાં છે ને બરાબર?'

'અરે કપડા ક્યાથી લખુ નીમુડી! નોટ થોડી મારી પાસે પડી છે?'

'પણુ બા મેં કહ્યું ને કે પલગ ઉપરના કબાટમાં છે' ઊઠીને લઇ લેવી 'તી ને, જરા!'

'અરે મુરખી'...પણ હું ઊઠું ક્યાથી? પેલી હેન્ડલુમની સાડી તો મેં પહેરેલી હતી....અને રજાઈ ખસેડું તો.. તો . ઠીક ...જા હવે તારું કામ કર ચીબરી, એમ ઢગલોને ઢગલા કપડાના પૈસા ધોબીને દેવા બેસીએ તો તો દેવાળુ જ કાઢવું પડે ને? આગલી ચોથી ખેપમા આ સાડી મેં સરકાવી લીધી હતી ...હા...ઠીક, જા હવે ટોસ્ટ ગરમ કરીને લાવ જલદી....અને આ બધું જરા શીખતી જા, ઢાંગી!

દયાકુંવરના ચહેરા ઉપર સ્થૂળ સંતોષ અને બેડોળ હાસ્ય ફરીથી પથરાઇ જાય છે.

પલગ ઉપરથી દયાકુંવર નીચે ઊતરે છે એ જ વખતે કરસન ધોબી સાયકલ ઉપર પોટલુ બરાબર બાંધીને બારણા તરફ એક કરુણ નજર નાખે છે.

અને બરાબર એ જ વખતે પવનનો એક ઝપાટો જાણે ઉજળિયાત વરણની આબરૂ ઢાકતો હોય તેમ બારણાના પડદાને દયાકુંવર અને કરસન ધોબીની વચ્ચે ગોઠવી દે છે.

(શ્રી ગુરબક્ષસિંઘ પ્રતુની વાર્તાનો સંક્ષિપ્ત અનુવાદ).

# ગ્રંથાવલોકન

ઋણાનુબંધ : લે૦ શ્રી ઈશ્વર પેટલીકર; પ્ર૦ આર૦ આર૦ શેઠની કંપની, મુંબઈ–૨; પૂર્વાધ, મૂલ્ય રૂા. ૪–૫૦; ઉત્તરાર્ધ, મૂલ્ય રૂા. ૪–૫૦.

આપણા શહેરી મધ્યમવર્ગની આધુનિક સુશિક્ષિત અને સંસ્કારી યુવતીના જીવનસંઘર્ષનું તેમજ તજ્જન્ય તેના મંથનનું વેધક અને વિચાર પ્રેરક આલેખન કરતી આ નવલકથા. નાયિકા અશ્લેષાની આપકથનીને રૂપે, આપણા વર્તમાન સામાજિક પ્રશ્નો પરત્વેની લેખકની તંદુરસ્ત કોઠાસૂઝ અને કલાકાર લેખે એમની વાસ્તવનિષ્ઠા સારી રીતે પ્રગટ કરે છે. આવું ચિત્ર ઉપસાવતાં લેખકે સમગ્રપણે કુશળતાથી સામ્યવાદી એન્ડ્રુઝ અને ગાંધી વિચારનાં બા–દાદા જેવાં પાત્રો દ્વારા વર્તમાન રાજકીય વલણો, કે શ્રીમંત શિક્ષિત મુંબઈગરાં કુટુમ્બો દ્વારા ક્રિકેટ–તાજ હોટેલ–પંચગનીના પ્રસંગો અને વિલક્ષણ સામાજિક વ્યવહારનાં ચિત્રો, ઉપરાંત ગામડાના વિધુર વકીલ ગિજુભાઈની પૂર્ણનુંશ્રદ્ધા દ્વારા જ્યોતિષવિદ્યા પ્રત્યેના આપણા વ્યાપક વલણાદિને આ નવલકથામાં ગૂંથી દીધાં છે. આપકથનીરૂપે સળંગ વહેતી આ કૃતિ ઉત્તરાર્ધની સામગ્રી પસંદગી–રજૂઆતમાં ક્યારેક અપ્રતીતિકર, ક્યારેક શિથિલ અને પ્રસ્તારવશ નીવડી હોવા છતાં, બેઉ ભાગને અનુલક્ષીને કહી શકાય, કે 'ઋણાનુબંધ'માં લેખકે વસ્તુ–નિરૂપણનાં બેઉ પાસાં સારી રીતે મેળવ્યાં છે.

સુશિક્ષિત, સંસ્કારી અને સંવેદનશીલ યુવતી અશ્લેષાને, પોતાના મધ્યમવર્ગના કુટુમ્બને તરતું રાખવા જતાં, લગ્નને સ્થાને વેઠવા પડતા અનિવાર્ય કૌમાર્ય વચ્ચે વલોવાતી બતાવીને લેખકે એને વાર્તાના કેન્દ્રમાં સૂચક રીતે રાખી છે. લેખકની દૃષ્ટિ અને કૃતિની રજૂઆતને એ સંદર્ભમાં જ જોવી જરૂરી ગણાય. કુટુમ્બવત્સલતાથી પ્રેરાઈને નોકરી કરતી આધુનિક મધ્યમવર્ગની યુવતી વય વધતાં નૈસર્ગિક જાતીય આકર્ષણભાવ અનુભવે અને તેમાંથી લગ્નનો પ્રશ્ન ક્યારેક તો અત્યંત વિકટ સમસ્યારૂપ બની એને તીવ્ર સંઘર્ષમાં મૂકી દે,–એ સવાલ તરફ લેખકે લક્ષ કેન્દ્રિત કર્યું જણાય છે. અશ્લેષા આયુષ્યની ચાળીશીની અધવચ આવી સમસ્યા અનુભવે છે. ત્યાં સંજોગવશાત્ એને શ્રીમંત સુશિક્ષિત યુવાન વેપારી સુબંધુને ત્યાં બાળકોના 'કમ્પેનીઅન' તરીકે જવાનું થાય છે. પરિણીત સુબંધુ પ્રત્યે તેને આકર્ષાતી બતાવાઈ છે એ તો હવે પ્રચલિત વસ્તુ કહેવાય; પરંતુ લેખકે ત્યાંથી જ વાર્તાના દોર ગૂંથ્યા–ગૂંથ્યા છે. ત્યાંથી જ, પ્રેમી મળવા છતાં, લગ્નની એની સ્વાભાવિક ઝંખના જૂનાં અને નવાં–નવતર બળોની ખેંચતાણ વચ્ચે કરુણતા અનુભવે છે. કરુણતાની અવધિ તો એ, કે કાયદો–સમાજ–નીતિની દૃષ્ટિએ એને ઈષ્ટ લગ્ન પાર પાડવામાં સહાયભૂત થાય તેવાં પાત્રો અને પરિસ્થિતિ હોવા છતાં, એ સુબંધુની ગૃહસ્થાઈને કારણે અને યથાર્થ રીતે તો એનાં બાળકોના ભાવિના મંગલ ખયાલને કારણે જ પોતાની ઝંખનાને અંતે પાર પાડી શકતી નથી. એની સામેનાં કે એને હૂંફ દેતાં બળોની રજૂઆતમાં લેખકની તટસ્થતા કલાકારને યોગ્ય એવી જ છે. કૃત્તિકા, પર્જન્ય, એન્ડ્રુઝ, ગિજુભાઈ, સુબંધુ કે અશ્લેષા, એ સર્વ પાત્રોના નિરૂપણમાં લેખકની કલાદૃષ્ટિ સારી રીતે મૂર્ત થઈ જણાશે. નવલકથામાંની સમસ્યાના ઉકેલમાં લેખકે બાળકો માટેના માતા–પિતાના હૃદયના મંગલ ધબકારને યોજીને પોતાની સામાજિક વિચારક તરીકેની ભાવનાશીલતા પણ વાસ્તવિક રૂપે સૂચવી છે.

સુબંધુની પત્ની કૃત્તિકા વિલક્ષણ પાત્ર હોઈ આ નવલકથાનું ચર્ચા–કુતૂહલપ્રેરક પાત્ર નીવડે છે. કૉલેજકાળના મિત્ર સુબંધુની એ પત્ની થાય છે, પણ એના જ બીજા પ્રેમી પર્જન્યનેય પતિ તરીકે સાથે રહેવા દેવાની શરતે જ. કૃત્તિકાનાં બે સંતાનો અપુ અને મીનુ પણ અનુક્રમે પર્જન્ય–સુબંધુનાં! સાથે રહેતું આ આધુનિક શ્રીમંત કુટુમ્બ બહારથી તો સરળ પ્રસન્ન ગૃહજીવન જ જીવે છે. સુબંધુના કુટુંબનો

વિરોધ છતા કૃત્તિકા પોતાના વ્યક્તિત્વને ખજે અને પ્રેમબજે વ 'એક મ્યાનમા બે તલવાર' સહજ રીતે રાખી જીવે છે. આવા કુટુબમા અપુ–મીનુની Companion થતી, અપરિણીત છતા લગ્ન માટે આતુર એવી અન્વેષા પ્રવેશે છે અને સજોગસહાયે તરત જ સુબધુની પ્રેમિકા બની જાય છે સુમધુની બહેન નિહારિકા કે તેના બા અન્વેષામા અનુરૂપ વહુ–ભાભી ય જુએ છે પરતુ અન્વેષાને આ વાતે જ કુટુબ તજવુ પડે છે સુબધુ કૃત્તિકા મજૂર રાખે તો જ અન્વેષા સાથે લગ્ન યા લગ્ન વિના ય સબધ રાખવા તૈયાર હોઈ, અન્વેષા નાસીપાસ થઈને મુબઈ છોડીને ગામડે દાદાના આશ્રમમા જાય છે જેનો એ કટ્ટર વિરોધ કરતી હતી તેવા રચનાત્મક ધધને ય પછી તો એ સ્વીકારવા પાછી મુબઈ દોડી આવે છે સામ્યવાદી એન્ડ્રુઝ કે ગાધી વિચારના દાદા બેઉ તેના આ પગલામા પ્રેમ કરતા ભોગ જ જુએ છે તે સૂચક છે લેખકે તેથી જ આ સમસ્યામા નિમિત્ત થતા નિખાલસ પર્જન્ય સાથ અન્વેષાનુ મિલન છેવટ સૂચવ્યુ છે

આ નવલકથાની મોટી સિદ્ધિ તેના પાત્રનિરૂપણમા અને તેના અતિમ નિર્વહણમા કહી શકાય લાગણીશીલ અને સમજદાર અન્વેષાની આસપાસ તેનું કુટુબ જ જોઈએ, તો નાનો ભાઈ વિનુ કે વત્સલ પિતા યા પડોશણ ખધા ચપાકાકી, જે કુટુબમા તે Companion બને છે ત્યા તેજસ્વી સાચી માનિની કૃત્તિકા, સૌજન્યપૂર્ણ ઉદાર ધૈર્યવન્ત સુમધુ, સતત સહૃદય અને કાર્યતત્પર પર્જન્ય, એ ત્રણેનો જૂનો હેતાળ મિત્ર સામ્યવાદી એન્ડ્રુઝ, તેની ગામડિયણ મીગી પત્ની રેવા, એન્ડ્રુઝને છુપાવવા યોજનાના પચગની નિવાસ વેળાના બહાદુર શિકારી નરીમાન શેઠ, સુમધુની વહાલસોયી વ્યવહારુ બહેન નિહારિકા કે તેનો નેકદિલ પતિ વિજયેન્દ્ર, ગામડામા આશ્રમ ચલાવતા પ્રાણવત દાદા–બા, ત્યાના મિશનરી ડો. મૂર, કે આધેડવયી વિધુર ભોળા વકીલ ગિજુભાઈ, આ સર્વ પાત્રો સફળ રીતે મૂર્ત કરાયા છે આ મર્યાદાનુ સારું પાસુ એ છે, કે વાર્તાસ્વરૂપ તથા નાયિકાની પ્રકૃતિને યોગ્ય એવુ પ્રત્યેક પાત્રનુ માનસનિરૂપણ જ લેખકે લક્ષ્યુ છે તેથી જ તેઓ કૃત્તિકા, એન્ડ્રુઝ, પર્જન્ય, ગિજુભાઈ, ચપાકાકી જેવા પાત્રો પ્રત્યે સમભાવ પ્રેરી શકયા છે. કૃત્તિકા જેવી અભિનવ દ્રૌપદી અને તેના તે રૂપમા સાથી થતો પર્જન્ય, એ બેઉ પાત્રો વાર્તાના અતે કટુતા મૂકી જતા નથી અને છતા સહજ રીતે તેમ થાય છે લેખકની કલાનુ એ પ્રશસ્ય અગ છે કચ–દેવયાનીના પાત્રો નિરાશાજનક ખરા.

પ્રસગ કલ્પન–નિરૂપણમા 'ઋણાનુબધ'ના લેખકની કલમ એવો સર્વત્ર વિનય ભાગ્યે જ સૂઝતી કહેવાય અન્વેષાના એકાત મનોમથનોની ચિત્રણા, ઘર છોડીને યા ગામડેથી પાછી આવીને જુદા રહેવામાં એ રહે ત્યારે પર્જન્યનુ જ પ્રથમ આગમન – એ યોજના, કૃત્તિકા સાથેનુ એનુ પ્રથમ મિલન, વાર્તામચ પરનો એન્ડ્રુઝનો આકર્ષક પ્રવેશ, જેવા પાસા આ કૃતિના રસઝર પાસા છે, તો અન્વેષાના આશ્રમનિવાસ યા ગિજુભાઈ પ્રકરણમાનો વિસ્તાર, પચગની રહેણાક દરમિયાનની ઘટનાઓની રગીનતા, યા ઉત્તરાર્ધમાના 'મમદુ ખિયા' પ્રકરણનો નાટયાભાની ઉપમ હાર જેવા અશો લેખકની સરસ કલમને ભાગ્યે જ ન્યાયકર કહેવાય વાર્તાનુ સમાપન અધૂરુ રહ્યુ તો ન જ ગણાય, છતા પ્રશ્ન રહે છે જ, કે આ માટેની કોઈ સૂચક પૂર્વભૂમિકા કથક અદશ્ય કેમ રખાઈ હશે? કૃત્તિકા–સુમધુ–પર્જન્યના આઠ વર્ષના અપવાદરૂપે સહજીવનમા બાળકોની આનપાસની સૃષ્ટિ ઠેઠ–આટલી હદે ચૂપ–નિષ્ક્રિય રહી શકે? અન્વેષાના પ્રવેશથી જ માત્ર નહી, તેના પાકા નિર્ણય–ઝનૂન પછી જ આ પ્રશ્ન સુમધુને–પર્જન્યને–કૃત્તિકાને–એન્ડ્રુઝને અને ખુદ અન્વેષાને વ સૂઝયો! કુટુમ્બની કે લોકાપવાદની ય ઉપેક્ષા છતા 'સુખી' સુમધુ–કૃત્તિકા–પર્જન્યનુ સસારજીવન અપુનો 'રડી કોને કહેવાય?' યા 'મમ્મી રડી છે?' એ સવાલ મોતાય ત્યારે જ ખળભળે અને ત્રેખડથી છૂટે એ અશકય માનીએ, તોપણ લેખક વાર્તામા તેની પ્રતીતિકરતા આણી શકયા હોત.

શ્રી પેટલીકરની કલમનો ગુણ એની સરળતામા અને ભાવવાહિતામા છે. 'ઋણાનુબધ'માથી તે સ્પષ્ટ છે પાત્ર–પ્રસગની કે માનસચિત્રની રજૂઆત લેખક સ્વાભાવિક સરળતાથી કરી શકે છે એ પ્રસાદની

જેમ વાચકને સહજ રીતે તન્મય કરે છે. પરંતુ પ્રતીકયોજના યા વર્ણન અંશપરત્વે તેમની એ સરળતા–વેગીલી સ્વાભાવિકતા પૂરતી કામગીરી થતી નથી લાગતી: એ કરતાં ય આ કૃતિમાં ક્યારેક ખૂંચે છે તે તો લખાવટની અસહજતા. 'ઘર છોડ્યા પછી કરાયેલો 'અગ્લેપાનો તાર લાબો તો ઠીક,-પણ છટાળોય થયો છે! આત્મકથનની શૈલી એકંદર કામિયાબ' છતાં ક્યારેક (વિનુના ઉદ્‌ગારમાં) પણ પ્રસંગની વર્તમાન કાળમાંની ઉક્તિ અનુચિત ઠરે છે! સંવાદોમાં નિઃશેષ રજૂઆતનો આગ્રહ પણ કઠે ખરો! પંચગનીના એક દૂધવાળાની બોલી, રાવજીની વાણી કે પછીથી ફેરવાતી જણાતી રેવાની બોલી સ્વાભાવિક થતી રહી જાય છે. ક્રિકેટ ઉલ્લેખમાં 'ટૉસ'ને સ્થાને 'ટોસ્ટ', અંગ્રેજી શબ્દ Shockનું 'શોક' જેવું લેખન, 'ચલ બસે' જેવા હિન્દી પ્રયોગનો અયોગ્ય પ્રયોગ, 'પીઠ ઉપર થાબડતાં' જેવી લખાવટ, કે પછી 'ભેરવાઇ પડયો'ને બદલે 'ભેળવાઇ પડ્યો' યા 'શમી'ને બદલે 'સમી' જેવી વિગતો આવા શિષ્ટ કક્ષાના લેખકની કલમચૂક પણ ન બને, એવું કોણ ન ઇચ્છે?

'ઋણાનુબંધ'ને લેખકની સામાજિક નવલકથાઓમાં વિશિષ્ટ સ્થાન આપે છે તેમાંનું માત્ર સમાજ-ચિત્ર નહીં, માત્ર તેમાંનું વાસ્તવ અને ભાવનાનું મિલન જ નહીં, પરંતુ તેનું આંતરલક્ષી પાત્રનિરૂપણ પણ. અભિવ્યક્તિનું આ રૂપ જ નવલકથાને વ્યાપક અને પ્રભાવશીલ બનાવે છે. કુતૂહલપ્રેર્યાં વાચન કે સાચા-કાચા વિચારે વખોડાય-વખાણાય એવી વસ્તુના દર્શનથી નહિ, પણ યોગ્ય લક્ષ્ય તરફ ઝૂકતી કલાને કૃતિ–નવલકથા તરીકે 'ઋણાનુબંધ' અવશ્ય આપણી એક મહત્ત્વની તાજી નવલકથા છે.

---

# સાભાર-સ્વીકાર

## નવજીવન પ્રકાશન મંદિર – અમદાવાદ – ૧૪

૧ **મહાત્મા ગાંધી — પૂર્ણાહુતિ;** પુસ્તક પહેલું, લેખક : પ્યારેલાલ; અનુવાદક : મણિભાઈ ભ૦ દેસાઈ; પૃષ્ઠ: ૩૦+૪૮૭; કિંમત ૭-૦૦.

૨ **વર્ણાશ્રમધર્મ:** ગાંધીજી; સંકલન : ભારતન કુ૦ પ્રભુ; પૃષ્ઠ: ૪૮; કિંમતઃ ૦-૫૦.

## પરિવાર પ્રકાશન સહકારી મંદિર લિ૦, અમદાવાદ ૧૩

૧ **સત્યાગ્રહી બાપુ:** રમેશ ઠા૦ દેસાઈ; પૃષ્ઠ. ૩૬; કિંમત ૬૦ ન. પૈ.

## શ્રી અરવિંદ ગ્રંથમાળા, પોંડિચેરી ૨

૧ **પૂર્ણયોગ માટે વ્યવહારુ માર્ગદર્શન:** ભાગ ૧; શ્રી અરવિંદ તથા શ્રી માતાજીનાં લખાણોમાંથી વીણેલી કંડિકાઓ; પૃષ્ઠ: ૧૩૪; કિંમતઃ ૨–૫૦.

## શ્રી અરવિંદ આશ્રમ, પોંડિચેરી ૨

૧ **ચરણ વંદના:** લેખક: હુના; પૃષ્ઠ. ૮૨; કિંમત ૩-૫૦

## બાલગોવિંદ પ્રકાશન, અમદાવાદ

**જીવંત રેખાચિત્રો:** લેખક: મનુ પંડિત, પૃષ્ઠ: ૧૩૪; કિંમત. ૨-૦૦

## પ્રકાશક : સૌ૦ મમતા દેસાઈ, પાર્વતી નિવાસ, હનુમાન રોડ, વિલેપારલે, મુંબઈ–૫૭.

**કલ્પના:** લેખક : રણભાઇ દેસાઈ; પૃષ્ઠ: ૧૨૪; કિંમતઃ ૩-૫૦.

## પ્રકાશક : કમળાશંકર ગોપાલશંકર ભચેચ, એલિસબ્રીજ, દિલહરદ્વાર, અમદાવાદ–૬.

**મસ્તમંથન:** લેખક : મસ્ત; પૃષ્ઠ: ૮૦; કિંમતઃ ૧-૨૫.

## પ્રકાશક : હીરાલાલ આર૦ મહેતા, ૧૪૩, મહાત્મા ગાંધી રોડ, કલકત્તા–૭.

**સિંધુનાં બિંદુ:** લેખક : ગિરિરાજ ભારતીય; પૃષ્ઠ: ૫૮; કિંમતઃ ૨-૫૦.

## પ્રકાશક : તનસુખલાલ જગન્નાથ ત્રિવેદી, ભુવનેશ્વરી ભુવન, મોતીગર શેરી, રાણીકા, ભાવનગર.

**અર્ચના:** લેખક : તનસુખલાલ જ૦ ત્રિવેદી; પૃષ્ઠ: ૪૬; કિંમતઃ ૧-૦૦.

# જોઇએ છે

## સીલીન્ડર પ્રિન્ટિંગ મશીન

૨૩"x૩૬", ૨૦"x૩૦", ૧૮"x૨૩" અથવા ૧૫"x૨૦"

સંપૂર્ણ વિગત સાથે નીચેના સરનામે જણાવો.-

**રૂપાયતન**

જૂનાગઢ (સૌરાષ્ટ્ર)





'રજિસ્ટ્રેશન ઑફ ન્યૂસ પેપર્સ', (સેન્ટ્રલ) રૂલ્સ ૧૯૫૬'

ફોર્મ ૪

| | |
|---|---|
| ૧ પ્રકાશન સ્થળ | રૂપાયતન, જૂનાગઢ |
| ૨ પ્રસિદ્ધ સમય | દર માસની બારમી તારીખે |
| ૩ મુદ્રકનુ નામ .. | ધીરેન ગાંધી |
| રાષ્ટ્રીયતા | ભારતીય |
| સરનામુ | રૂપાયતન મુદ્રણાલય, જૂનાગઢ |
| ૪ પ્રકાશકનુ નામ | ધીરેન ગાંધી |
| રાષ્ટ્રીયતા | ભારતીય |
| સરનામુ .. | રૂપાયતન, જૂનાગઢ |
| ૫ તંત્રીનુ નામ | નવીન ગાંધી |
| રાષ્ટ્રીયતા | ભારતીય |
| સરનામુ | રૂપાયતન, જૂનાગઢ (સૌરાષ્ટ્ર) |
| ૬ માલિકનુ નામ . | રૂપાયતન, જૂનાગઢ (સૌરાષ્ટ્ર) |

હુ, ધીરેન ગાંધી, આથી જાહેર કરુ છુ કે ઉપર આપેલી વિગતો મારી સમજ મુજબ ખરી છે.

ધીરેન ગાંધી
પ્રકાશક

તા ૧૨-૩-'૬૮


ના સૌજન્યથી

※ સમય સાથે આગેકૂચ ※

અમે નિકાસ કરીએ છીએ

બ્લીચ્ડ લૉંગ કલોથ્સ, બ્લીચ્ડ ફ્રીલ શર્ટીંગ્ઝસ, ગ્રે શીટીંગ્સ,
ગ્રે બેડ ટીકીંગ્સ, પ્રીન્ટેડ વાયલ, પ્રીન્ટેડ છીંટ,
રંગીન પોપલીન, રંગીન વાયલ.

છાપેલું કાપડ અમારી વિશિષ્ટતા છે

## ધી બહેચરદાસ સ્પી. એન્ડ વીવીંગ મિલ્સ કું. લિ.,

પો, બોક્સ નં. ૭૨ : રાયખડ, અમદાવાદ (ભારત.)
ટેલિફોન : ઑફિસ : ૨૦૧૦ કાપડ ખાતું : ૨૫૯૫ : ગ્રામ : લશ્કરી

અમદાવાદની પ્રથમ મિલ
અને ફેશનની દોડમાં પણ પ્રથમ



પરાધીનતા અને પામરતાની મનોદશા ભોગવતા ભારતવર્ષને સ્વદેશાભિમાન, શક્તિ અને સામર્થ્યનો સંદેશો આપીને જાગૃત કરનાર સ્વામી વિવેકાનંદની વીરવાણી આજે પણ આપણે માટે એટલી જ પ્રેરણાદાયી અને ઉપકારક છે.

સ્વામી વિવેકાનંદના આ પ્રેરણાદાયી ઉપદેશો અને લખાણોનો ગુજરાતની જનતા સહેલાઈથી લાભ ઉઠાવી શકે એ દૃષ્ટિએ સ્વામી વિવેકાનંદ શતાબ્દિ મહોત્સવ પ્રસંગે બાર બાર પુસ્તકોની ત્રણ ગ્રંથમાળાઓ પ્રગટ કરીને રામકૃષ્ણ આશ્રમ કૃતકૃત્યતા અનુભવે છે.

આપે હજુ આ ગ્રંથમાળાનાં પુસ્તકો ન વસાવ્યાં હોય તો વસાવી લેવા વિનંતી છે.

: પ્રાપ્તિસ્થાન :

**રામકૃષ્ણ આશ્રમ**
રાજકોટ



આરોગ્યની ચાવી છે કુદરતમય જીવન.

ગુમાવેલું આરોગ્ય મેળવવાનો શ્રેષ્ઠમાર્ગ છે કુદરતી ઉપચાર.

આ દૃષ્ટિએ જૂનાગઢ જિલ્લામાં થોડા વખતમાં જ શરૂ થાય છે કુદરતી ઉપચાર ધામ.

પ્રવેશ તથા વધુ વિગત માટે લખોઃ—

**કુદરતી ઉપચાર ધામ**
દિલાવરનગર,
વંથલી (સોરઠ)
જિ૦ જૂનાગઢ

શુભેચ્છાઓ સાથે

## ન્યુ ગુજરાત કોટન મિલ્સ લિ૦

અમદાવાદ—૨

રજી ઑફિસ: ૯, બ્રેબોર્ન રોડ કલકત્તા—૧




સિંધિયાના વહાણોમાં
તમારો માલ મોકલો

અમારી પરદેશ-સફરી જહાજોની સેવા
ઈંગ્લેંડ, યુરોપ, પશ્ચિમ આફ્રિકા,
રશિયા અને યુ એસ. એ સુધી
વિસ્તરેલી છે

અમારી કિનારા પરની નૌકાઓ
હિંદના બંદરો, પૂર્વ-પશ્ચિમ પાકીસ્તાન,
સિલોન અને બ્રહ્મદેશ સુધી વિસ્તરેલી છે.

તાર
વિદેશ સમુદ્રપાર.
સ્વદેશ જલનાથ.

ફોન:
૨૬૮૧૬૧ (૧૨ લાઈન)

સિંધિયા નૌકાદ્વારા પ્રવાસ સામાન મોકલવાથી ભારત માટે
હુંડિયામણની બચત થાય છે: હુંડિયામણ પ્રાપ્ત થાય છે.

**શ્રી સિંધિયા સ્ટીમ નેવીગેશન કું. લિમિટેડ.**

સિંધિયા હાઉસ, બેલાર્ડ એસ્ટેટ, મુંબઈ.

## શ્રી જૂનાગઢ-ભેસાણ વિભાગ સહકારી ખરીદ વેચાણ અને દેખરેખ સંઘ લિ૦

જૂનાગઢ

પ્રમુખ

કાન્તિલાલ ભોવાનીદાસ. પારેખ

ટેલિફોન નંબર : ૨૦૪

રજીસ્ટ્રેશન નંબર ૧૫૫૧ તા. ૧૮-૯-'૫૬ ઓડીટ વર્ગ 'અ' તા. ૨૦-૬-'૬૩

સભાસદ સંખ્યા ૪૬

| | |
|---|---|
| અધિકૃત શેર ભંડોળ | રૂા. ૧.૦૦ લાખ |
| ભરપાઈ થયેલ શેર ભંડોળ | રૂા. ૦.૭૬ લાખ |
| અનામત ભંડોળ | રૂા. ૦.૨૮ લાખ |
| અન્ય ભંડોળ | રૂા ૦ ૩૮ લાખ |

**સંઘની વિશિષ્ટ પ્રકારની કામગીરી:-**

આ સંઘ મારફત સયોજીત સહકારી મંડળીઓ દ્વારા ખેડૂતોને ખેતી ઉપયોગી દરેક પ્રકારના ખાતર, બીયારણ, જતુનાશક દવાઓ વિગેરે પૂરી પાડવામા આવે છે.

આ ઉપરાંત નિયંત્રીત વસ્તુઓ સસ્તુ અનાજ, ખાંડ, સીમેન્ટ લોખંડ વિગેરે વસ્તુઓના વિતરણનું કાર્ય કરે છે. તેમજ સુકો મેવો, લવીંગ ખજૂર વિ૦ પૂરા પાડવામાં આવે છે.

## શ્રી તાલાલા મહાલ સહકારી ખરીદ વેચાણ સંઘ લિ૦

તાલાલા

પ્રમુખ

દેવજી કરસન

સ્થાપના તા. ૨૬-૧૨-'૫૭ ઓડીટ વર્ગ: ક

રજીસ્ટર નંબર ૧૫૬૯ તા. ૧૭-૬-'૬૨

ભરપાઈ થયેલ શેર ભંડોળ રૂા. ૦ ૯૫ લાખ



શ્રી જૂનાગઢ જિલ્લા સહકારી ખરીદ વેચાણ સંઘ લિ૦ ના સહકારથી ખાંડ વેચાણ કાર્ય તથા સભાસદ સહકારી મંડળીઓ મારફત આવેલ ખેતી ઉપજના માલના રૂપાન્તરનું કાર્ય-સંઘ સંચાલિત ઓઈલ મિલ દ્વારા-કરવામાં આવે છે.

## સૌના સુખદુ:ખની સાથી

# રાજકોટ નાગરિક સહકારી બેંક

બેંકની અનેકવિધ સેવાઓના લાભ મેળવનાર
સભ્યોમાથી વીણેલી એક કહાણી

## "....તો શું થાત!"

શરણાઈના સૂર ગૂંજતા હતા

મંડપ મહેમાનોથી ઉભરાતો હતો

મારુ હૈયુ હોંશથી ભરાઈ રહ્યુ હતુ મારી નજર સામે ભૂતકાળના દશ્યો તાજા થતા હતા .

હુ સરકારી નોકરીમાથી નિવૃત્ત થયો ત્યારે સાતેક વર્ષ પહેલાની આ વાત છે

આજે કન્યા બની પતિગૃહે જનારી મારી લાડકી મધુ માંદગીના બિછાને પડી હતી ડોકટરોની મોંઘીદાટ દવાઓ અને એથીયે મોંઘા ફળફળાદિ એક બાજુ ટૂંકો પગાર બીજી બાજુ કુટુંબની જવાબદારી અને ત્રીજી બાજુ કમર તોડી નાખે એવી મોંઘી

મે કોઈ દિવસ આવતી કાલનો વિચાર કર્યો ન હતો અને તેનુ પરિણામ હુ ભોગવતો હતો ક્યારેક થતુ રખે મધુનો જીવનદીપ ઓલવાઈ તો તેમા જવાબદારી કેટલી ?

ખરેખરી ભીંસ વખતે મારી જ કચેરીમા કામ કરતા એક સાથીએ માર્ગ સુઝાડયો હુ નાગરિક બેંકમા ગયો અને રસ્તો કાઢવા વિનતી કરી

બેંકે મારા પગારથી પાંચ ગણી રકમની લોન આપી મધુને જીવતદાન મળ્યુ અને મને બોધપાઠ મળ્યો

તે દિવસથી મે ફરજીયાત બચત કરવી શરૂ કરી દર મહિને હુ ૧૫ રૂા ભરતો થયો અને એ જ રીતે ક્યારેક ઘરખર્ચની રકમમાથી બચાવીને સાડા ચાર ટકા વ્યાજ આપતા સ્પેશ્યલ સેવીંગ્ઝ ખાતામા રકમો જમા કરાવતો

આજે મારે કોઈ ચિંતા નથી મધુના લગ્ન સુખરૂપ ઉજવાશે અને મારા ઘરની પ્રતિષ્ઠા પણ બચવાશે

ક્યારેક વિચાર આવે છે કે નાગરિક બેંકનો સભ્ય ન થયો હોત તો ?

વેપારી, ઉદ્યોગપતિ, કારીગર અને નોકરિયાત
સૌ કોઈના માટે અમારા દ્વાર ખુલ્લા છે

વિગત માટે મળો યા લખો

# રાજકોટ નાગરિક સહકારી બેંક લિ૦

નાગરિક ભવન
રાજકોટ

જ૦ લ૦ અતાણી
મેનેજીંગ ડીરેક્ટર

# શ્રી ઉના તાલુકા સહકારી ખરીદ વેચાણ સંઘ લિ૦

ઉના (જિલ્લો જુનાગઢ)

પ્રમુખ
પરમાણંદદાસ જીવાભાઈ ઓઝા

મેનેજિંગ ડિરેક્ટર
ચંદ્રશંકર લાભશંકર જાની

તાર સહકાર — ટેલિફોન ઓફિસ-૭
રેસિડન્સ ૧૮

રજીસ્ટ્રેશન નંબર ૧૫૪૬ — ઓડિટ વર્ગ 'અ'
તારીખ ૨૫-૬-૧૯૫૬ — તા ૧૪-૧૧-૬૩

સભાસદ સંખ્યા ૫૫

| | |
|---|---|
| અધિકૃત શેર ભંડોળ | રૂા ૩૦૦ લાખ |
| ભરપાઈ થયેલ શેર ભંડોળ | |
| મંડળીનું ૧૪૨ | |
| સરકારશ્રીનું ૧૮૨ | રૂા ૨/૪ લાખ |
| અનામત ફંડ | રૂા ૦૭૩ લાખ |
| અન્ય ફંડ | રૂા ૧૫૭ લાખ |

આ સંઘ તરફથી સભાસદ સહકારી મંડળીઓ મારફત આવેલ ખેતી ઉપજના માલનું ઓઇલમિલ અને જીનીંગ ફેક્ટરી દ્વારા રૂપાન્તરનું કાર્ય કરવામાં આવે છે

આ ઉપરાંત સંયોજીત સહકારી મંડળીઓ મારફત ખેડૂતોને ખેતી ઉપયોગી દરેક પ્રકારના ખાતર બિયારણ જંતુનાશક દવાઓ, ઓજારો વગેરે પૂરા પાડવામાં આવે છે

લોખંડ સિમેન્ટ પતરા ખાંડ, સુકો મેવો ખાંડ વિગેરે વસ્તુઓના વિતરણનું કાર્ય કરે છે



ખેડૂતો તથા સહકારી જીન-મંડળીને

## ખૂશ ખબર

## તમારા રૂના સારા ભાવ મેળવવા માટે

તેમ જ

## તમારા નાણાની સલામતી માટે

જૂનામા જૂની પેઢીનો સંપર્ક સાધો

# ગુજરાત ટેક્ષટાઇલ લિ૦

માણેક ચોક,
**અમદાવાદ**

ફોન નં. ૫૧૧૭૧

સર્વોત્તમ ખાંડ માટે

## નોર્થ બિહાર સુગર મિલ્સ, લિમિટેડ

ઇન્ડિયા એક્સચેન્જ
કલકત્તા—૧
ફોન : ૨૨-૧૦૭૨ ગ્રામ: NOBISUGE

મિલ સ્થળ.
રેલ્વે સ્ટેશન, બગહા,
પો. ઓ. નારાઇપૂર
જિ. ચંપારણ (બિહાર)
(ગ્રામ: KANORIA)

## શ્રી ઉના તાલુકા સહકારી ખરીદ વેચાણ સંઘ લિ૦

ઉના (જિલ્લો જૂનાગઢ)

પ્રમુખ
પરમાણંદદાસ જીવાભાઈ ઓઝા

મેનેજિંગ ડિરેકટર
ચંદ્રશંકર લાભશંકર જાની

તાર : સહકાર — ટેલિફોન ઓફિસ-૭, રેસિડન્સ-૧૮

રજીસ્ટ્રેશન નંબર : ૧૫૪૬ — ઓડિટ વર્ગ 'અ'
તારીખ ૨૫-૬-૧૯૫૬ — તા. ૧૪-૧૧-૬૩

સભાસદ સંખ્યા ૫૫

| | |
|---|---|
| અધિકૃત શેર ભંડોળ | રૂા. ૩.૦૦ લાખ |
| ભરપાઈ થયેલ શેર ભંડોળ | |
| મંડળીનું ૧.૪૨ | |
| સરકારશ્રીનું ૧.૪૨ | રૂા. ૨,૮૪ લાખ |
| અનામત ફંડ | રૂા. ૦.૭૩ લાખ |
| અન્ય ફંડ | રૂા. ૧.૫૭ લાખ |

આ સંઘ તરફથી સભાસદ સહકારી મંડળીઓ મારફત આવેલ ખેતી ઉપજના માલનું ઓઇલમિલ અને જીનીંગ ફેક્ટરી દ્વારા રૂપાન્તરનું કાર્ય કરવામાં આવે છે.

આ ઉપરાંત સંયોજીત સહકારી મંડળીઓ મારફત ખેડુતોને ખેતી ઉપયોગી દરેક પ્રકારના ખાતર, બિયારણુ, જંતુનાશક દવાઓ, ઓજારો વગેરે પૂરા પાડવામા આવે છે.

લોખંડ સિમેન્ટ, પતરા, ખજૂર, સુકો મેવો, ખાંડ વિગેરે વસ્તુઓના વિતરણનું કાર્ય કરે છે.



ખેડૂતો તથા સહકારી જીન-મંડળીને

## ખૂશ ખબર

### તમારા રૂના સારા ભાવ મેળવવા માટે

તેમ જ

### તમારા નાણાની સલામતી માટે

જૂનામાં જૂની પેઢીનો સંપર્ક સાધો.

## ગુજરાત ટેક્ષટાઇલ લિ૦

માણેક ચોક, **અમદાવાદ** — ફોન નં. ૫૧૧૭૧

# રૂપાયતન પ્રકાશન

જૂનાગઢ

*

| | |
|---|---|
| આવા હતા બાપુ—૧ ૨ ૩ ૪ | ૭—૦૦ |
| ગાધી-ગુરુ | ૧—૨૫ |
| ગીતાજલિ એક અધ્યયન | ૧—૭૫ |
| અલ્લાહના બંદાઓ | ૦—૩૭ |
| મસ્તીની પળોમા | ૦—૭૫ |
| ગાધીજી સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા | ૦—૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા | ૦—૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ૦—૧૫ |
| રામતીર્થની રત્નમાલા | ૦—૩૫ |